શ્રીશંકર.

# આર્યભિષક્

અથવા

# હિંદુસ્થાનનો વૈદ્યરાજ.

## પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ.

સંપાદક—આ. મ. શંકર દાજી શાસ્ત્રી પદે.
સંસ્થાપક અને નિયોજક આયુર્વેદ વિદ્યા પીઠ.

પ્રકાશક—રામ કંપની સુરત.

બીજી આવૃત્તિ.
શકે ૧૮૩૦ ચૈત્ર સન ૧૯૦૮

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् ।
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥—चरकाचार्यः ।



ઠેકાણું:---મુંબઈ, ગિરગામ આર્યભિષક ઑફીસ.
તથા સુરત—રામ કંપની.

શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં મલેક રહીમ મલેક રસુલે છાપ્યું.

કીંમત રૂ. ૫



દેશાઈ મોટાભાઈ મોતીલાલ          વકીલ હાઈકોર્ટ.

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ—સુરત.



# અર્પણ પત્રિકા.

### કુંડલિની વૃત્ત.

દેશ વિદેશ પ્રદેશ ફર્યો પણ નવ દીઠા કહીં સ્વારથ ત્યાગી
વેશ સુસજ્જનનો ધરિ અંગે દ્વેષ ઈરશ્યા અંતર લાગી
લેશ નહીં પર આપપણું પ્રિય સત્ય સુપંથ તણા અનુરાગી
દેશાઈ કુળસુત મોટા મોતી ભાઈ લાલ ઉપાધી લાગી

### શાર્દુ[illegible] વિક્રિડિત.

શ્રી યોગેશ્વર પાદ પૂર્ણ નમવા વિદ્વાન રંજાડવા
દુર્બુદ્ધિ દમવા સુધી ભિનવવા સ્વશ્લાઘ સંતાડવા
ગોવિપ્ર પ્રતિપાળવા અભિનવોન્નતી સુપથ ખોળવા
ધારી છે તનું વાહવા પ્રભુ દીઓ શ્રી યશ કીર્તી નવા
અર્પું છું લઘુ કૃત્ય પૂર્ણ વિનયે સ્વીકારશો પ્રીતથી.
ગંગાતોય યથા પુજા વિધિ વિષે હું અર્પું એ ભ્રાંતિથી
ચિન્તે ગર્વ રતી નથી મમકૃતી શંકરતણી સંમતી.
યાચું દીનમતી ધરો વિનયથી ઉન્નત્તિની શ્રી કૃતી.

લી૦ સેવક

**રામચંદ્ર વિષ્ણુના સવિનય પ્રણામ.**

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

હિંદુસ્થાનમાં કોઇપણ વિષયના ગ્રંથો, પ્રાચીન વખતે એટલા થઈ ગયેલા છે કે હાલ તેનાં નામની ટીપ પણ અમે જાણવાને અશકત થઇ બેઠેલા છીએ. અંગ્રેજી રાજ્ય થઇ તેમની વિદ્યા, રાજપ્રયત્નથી ઉત્કર્ષ થવા પામી. તેથી તો અમારા પૂર્વેના કેટલાક ગ્રંથો તથા તેમાંની જુદી જુદી વિદ્યાઓ નાબુદ થઈ જાય છે. **कष्टं शिष्टक्षतिकृतिकलौ कार्श्यमृच्छन्ति विद्या** આવું આબાબત ઉદ્વેગજનક વાકય ઘણાક લોકના મોઢામાંથી નિકળે છે, એનું કારણ એજ છે. માટે જે અમારા સુશિક્ષિતવર્ગ છે. જેની બુદ્ધિ વિશાળ થઈ છે, જે માન્યતાને પામેલા છે, અથવા ઇશ્વરે જેને અનુકુલતા આપેલી છે, એવા સદ્‌ગૃહસ્થોએ, આ ઉદ્વેગજનક બનાવનો નાશ થવા માટે પ્રયત્ન કરવાની ઘણી અગત્યતા છે.

મારા તન, મન અને ધન એના અલ્પ સહાય્ય વડે જે પ્રયત્ન કેટલાક વરસથી ચાલેલો છે, અને તેમાં મેં આર્યવૈદ્યકનો ઉત્કર્ષ થવામાટે જે થોડું ઘણું કર્યું છે, તેમાં ' આર્યભીષક ' નામના માસિક પુસ્તક દ્વારા, મરાઠીભાષામાંવૈદ્યકના ગ્રંથો બહાર પાડવાનું એક મોટું કામ છે, પરમેશ્વર મારા પ્રયત્નને ઉત્તેજન આપે છે, અને મને આ કામમાં સાહ્ય કરે છે આબાબત, હું અત્યંત નમ્રતાથી તેનું ચિંતન કરી આભાર માનું છું. મારી ઇચ્છાનુંસાર, પમેશ્વર મારામાં તાકાદ ઊત્પન્ન કરે એવી આશા રાખી, હું જે કંઈ પ્રયત્ન કરૂં છું, તેમાંજ આ ' આર્યભિષક ' પુસ્તનું, મારા અત્યંત પ્રેમળ ગુજરાતી બંધુઓ માટે ગુજરાતીમાં ભાષાંતર કરવાનું કૃત્ય એ પણ એક મેં મોટું કામ ઉઠાવેલું હતું મારો વિદ્વાન ગુર્જરબંધુ અને હાલ શ્રીકાશીનિવાસી, વૈરાગ્ય–વિદ્યા ઇશ્વરચિંતનશીલસત્પુરૂષ **હરીકૃષ્ણ ભગવાનલાલ વ્યાસ** એમના અનુમતથી, તથા ભાષાંતર કરવાનું જોખમ તેઓએ પોતાના શિર ઉપર લઇ ભાંષાતર કરીઆપ્યાથી, આ કામ હું કરી શકયો, એ જણાવવાની મને બહુ ખુશાલી ઉપજે છે. સહવિચાર તથા સંઘશકિતથી કેટલાં મોટાં કામો બની આવે છે. તેનું આ પુસ્તક એક ખુલ્લું ઉદાહરણ છે, એમ હું સમજું છું. કેમ કે, મારા આ પ્રયત્નમા વખતોવખત જે જે મારા મિત્રોએ મને સહાય્ય કરેલી છે, તે જોઈ મને તેમનું સ્મરણ થયા વગર રહેતું નથી.

હાલ આર્યવૈદકનો ઉત્કર્ષ થવામાટે પ્રયત્ન થવો કેટલો જરૂર છે, એ વિષે અત્રે વીવેચન કરવાની જરૂર નથી, પણ પ્રસંગ આવવાથી એટલું તો કહ્યાવિના ચાલતું નથી, કે આવો પ્રયત્ન થવો હાલ અત્યંત જરૂર છે અને તે માટે મારા સ્વદેશબંધુઓ મને તથા મારાજેવા જે કોઇ આ બાબત પ્રયત્ન કરનાર હશે તેમને, મદદ આપ્યાવગર રહેશે નહીં. એકબીજાને મદદ આપી ખુદ દેશની ઉપયોગી વિદ્યા, સારી હાલતમાં લાવી મુકવી એજ પુરૂષનું ખરૂં કર્તવ્ય છે.

આ પુસ્તક તૈયાર કરવા માટે મને કેટલી મહેનત થઈ હશે તથા મારા મિત્રો કેટલી મહેનતમાં પડયા હશે એનો વિચાર કરી, મારા સ્વદેશબંધુઓ આ ગ્રંથનો આદર કરશે, અને મારાથી આમાં જે ચુકભૂલો થઇ ગઈ હશે તે સુધારવા માટે પ્રેમળ મનથી મને સૂચના કરશે, તથા મારૂં આ કામ નિર્દોષ બનાવશે એવી હું ઘણી આશા રાખુ છું.

હું જાત્યા મહારાષ્ટ્ર હોવાથી ગુર્જર ભાષાતરીકે મારી ચૂકભૂલો થઈ હશે તે બાબત ક્ષમા કરીને, મારી ઉપલી વિનંતીને, મારા વિદ્વાન્ બંધુઓ માન આપી, મારા પ્રયત્નમાં સહાયભૂત થશે એવી હું વિનયપૂર્વક યાચના કરૂં છું.

પ્રસ્તાવનામાં વિશેષ ખુલાસો કરી લખવાનો મારો વિચાર હતો, પણ હાલ તે બાબત લખવા કરતાં, કરેલો પ્રયત્ન સજ્જનોની આગળ રાખવો અને તેજ તે બાબત વિચાર કરશે તે સારૂં, એમ મારૂં મત થવાથી, ઉપલો વિચાર મેં મુલતવી રાખ્યો છે.

તથાપિ તેમાં જે બાબત, થોડાકમાં પણ સમજાવવાની જરૂરની છે, તેટલી સમજાવી હું, હાલ રજા લેવા ધારૂં છું.

આર્યવૈદ્યમાં વૈદ્યકબાબત સઘળી રીતે વિવેચન કરેલું છે. પણ તે બદ્ધા વિષયો વાંચકની આગળ આ પુસ્તકમાં મુકવાને બનાવાજેવું નથી. માટે તેમાંની કંઇએક બાબતો સંક્ષેપમાં મેં અત્રે ગોઠવેલી છે. વનસ્પતી આ એક આર્યવૈદ્યકમાં મોટી મહત્વની બાબત છે; અને તે માટે વનૌષધી ગુણાદર્શનું આ આર્યભિષક્‌ના પહેલા ભાગમાં બનતાસુધી સવિસ્તર વિવેચન કરેલું છે. તેમજ રોગનાં નિદાન, લક્ષણ, ઉપચાર, પથ્યાપથ્ય વિગેરે બાબત અનુક્રમવાર વિવેચન 'સુબોધ વૈદ્યક' માં કરેલું છે. રસાયણ અને ખનીજ પદાર્થોબાબત, રોગના ઉપચારસહીત અનુક્રમવાર, વિવેચન થવામાટે 'રસવૈદ્યક' આ એક સ્વતંત્ર ભાગ છે. તેમજ અનેક જાતના પાક, અવલેહ, મુરબ્બા, શિરકા વગેરે બાબતનું ખુલ્લું વિવેચન, 'બૃહત્પાક સંગ્રહ' આ જુદોજ ભાગ પાડીને તેમાં કરેલું છે. તેમજ 'ગોવૈદ્યક'; 'પ્રાણીજ ઔષધી'; અશ્વરોગપરિજ્ઞાન' આ ત્રણ વિષયનાં જુદાં જુદાં પ્રકરણો છે.

તેશિવાય કઠણ શબ્દનું જ્ઞાન થવા માટે કોશ, અને વૈદ્યકની પરિભાષા, આઠ જાતની નાડી વિગેરે પરિક્ષા,—આવી રીતે સ્પુટ વિવેચન કરી આ ગ્રંથ સંપૂર્ણ રીતે સુલભ થાય એવી ગોઠવણ કરેલી છે.

તે છતાં પણ એમાં કરવાજેવું ઘણુંજ છે એમ મને લાગે છે. પણ તે થવું એ કેવળ મારા દેશબંધુના આશ્રય ઉપર રહેલું છે. માટે તે આશ્રય જેમ જેમ મળી જશે તેમ તેમ મારો આગળનો પ્રયત્ન સફલ થશે એમ કહી, તેની રાહ જોઉં છું.

પ્રથમ કહ્યા પ્રમાણે મારા મિત્ર હરીકૃષ્ણ ભગવાન લાલે ભાષાંતર કરવાનો, તથા સ્વર્ગવાસી શેઠ કમળશી પ્રેમજી એઓએ આ પ્રયત્ન આગળ ચલાવવા માટે યોગ્ય સલાહ આપી ઉત્તેજન માટે આશ્રય આપ્યો, તે બાબત તેમનો ઉપકાર માનવાને હું ઘણો આતુર થાઉં છું.

આટલુંજ નહિ, પણ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજ ગાયવાડ–રાજ્ય વડોદરા, એમની તરફથી મને મારા પ્રયત્નમાં આરંભથી જે આશ્રય મળતો જાય છે અને જેથકી હું આગળ પ્રયત્ન ચલાવવાને સશકત થાંઉ છું, તે માટે મહારાજા સરકારનો હું અત્યંત આભારી છું. તેમજ મારા આશ્રયદાતાઓ કે જેમાં કચ્છના અધિપતી મહારાજા શ્રીખેંગારજી સવાઈ બહાદુર; ધરમપુરના મહારાજા શ્રીમોહન દેવજી; મુંબઈના પ્રસિદ્ધ ઉદાર શેઠ સરનાઈટ દીનશા માણેકજી પિટિટ તથા બાઈ દીનબાઈ નસરવાનજી પિટિટ વિગેરે છે, તેમનો તથા ડી. લક્ષ્મીદાસની કંપની જેવા ઉત્સાહવર્ધક બુકસેલરનો આભાર માની, અને પરમેશ્વર એમનાજેવા સજ્જનોને એવોજ ઉત્સાહ આપે એવી પ્રાર્થના કરી, આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રિય આર્ય સુહૃજ્જનો, અભિનવોન્નતિમાં વિદ્યા એ મુખ્ય છે, વિદ્યા સંપાદન કરવા માટે વિશેષમાં સર્વ કરતાં આરોગ્યની ખાસ જરૂર છે. એજ આરોગ્ય પ્રાપ્ત કરવાને ઉકત ગ્રંથમાં રંકથી રાજા સુધી યોગ્ય એવા ઉપચારો સાથે રોગ તથા તેની ચિકિત્સા આદિક સરળ પ્રકારે આપવા ઉપરાંત તેનું પૂર્વરૂપ પ્રાપ્તરૂપ અને ઉત્તરરૂપનું પરિપૂર્ણ વિવેચન કરેલું. છે. પરંતુ તેનું રહસ્ય વાંચન પૂર્વક મનન કરનારજ જાણે નહિતો હમારી આજે એવી સ્થિતી છે, કે કોઇપણ પુસ્તક ખરિદયુ અને તેનાં પુસ્તકમાં દોષ શું છે ? એજ જોવા ઉપર લક્ષ રહેવું ? અથવા પુસ્તક ખરીદી તેનો ઉપયોગજ ન કરવો; અને કોઇ શંકા કે જરૂર જણાય તે વખતે " એમા કંઈ નથી " કે " વાંચવાં ફુરસદ મળી નથી " એવો જવાબ વાળવો એશું. એથી હમારી ઉન્નતી થશે કે ? કદી નહી. માટે પ્રીતિપૂર્વક પૂસ્તકનો યોગ્ય ઉપયોગ કરી દોષનો પરીત્યાગ કરી ગુણગ્રહણ કરશો એવી નમ્ર વીજ્ઞપ્તિ છે પુસ્તકના વીશયોનું વર્ણન પ્રથમ આવૃતીની પ્રસ્તાવનામાં આપેલું છે. તે ઉપરાંત મજકુર પુસ્તકમાં જુદી જુદી ભાષાઓમાં વનસ્પતીઓનાં નામ તથા મારી યથા મતી ગુર્જર ભાષામાં સુધારણા કરી છે. છતા તેમાં દૃષ્ટીદોશ હસ્તદોષ આવેલા હોય તેની સુજ્ઞ વાંચક વર્ગ ક્ષમા કરશો. એ પુસ્તક મારી સ્થિતી ઉપર વિચાર કરી આ. મ. શંકરદાજી શાસ્ત્રીપદેએ મને દ્વિતિયાવૃતી છપાવવા આપી ઉપકૃત કર્યો છે તેથી તેઓના દેશોત્કર્ષીક કાર્યમાં જગન્નિયંતાપ્રભુ યશ આપે એવી નમ્ર પ્રાર્થના કરી વાંચક વર્ગની રજા લઉં છું. અસ્તુ.

# વૈદ્યકની પરિભાષા.

**૧. ઔષધી યુક્તાયુક્ત વિચાર**:—સર્વ કામોમાં નવા ઔષધોનીજ યોજના કરવી. પરંતુ, વાવડિંગ, પીંપર, ગોળ, ધાણા, મધ, ઘી એ છ પદાર્થ જૂના (એક વર્ષ પછીના) જોઇએ. ગળો. કડાની છાલ, અરડુસો, કોહળું, શતાવરી, આસંધ કાંટાસ્રીઓ, વરીઆળી, ચાંદવેલ એ નવ ઔષધો સર્વ કાળ તાજાંજ લેવાં. બીજા ઔષધો સુકાં હોઈ નવાં લેવાં. અને તાજાં છતાં દુગણા લેવા. જે પ્રયોગમાં વખત કહેલો નથી તે પ્રયોગમાં પ્રાતઃકાળ લેવો. જે ઔષધીનું અંગ કહેલું નથી તેના મૂળ લેવાં. અને જે પ્રયોગમાં ભાગ કહેલો નથી ત્યાં તેજ સમભાગ લેવો. જે પ્રયોગમાં એક ઔષધ બે વખત કહેલું હોય ત્યાં બમણું આપવું. ચૂર્ણો, તેલ, ઘી, ઇત્યાદીક સ્નેહ પદાર્થ, અવલેહ એમાં ઘણું કરી શ્વેત ચંદન યોજવું કાઢા અને લેપ એમાં રક્તચંદન યોજવું. એક વર્ષ પછી ઔષધનું તેજ અને ગુણ કમી થાય છે. તેમાં ચૂર્ણ બે મહિને હીનવીર્ય થાય છે; ઘી તેલાદિક એ ચાર મહિને હીનવીર્ય થાય છે. ઔષધો અને હલકા પાક એ એક વર્ષ પછી હીનવીર્ય થાય છે. તથા સોનું આદિકરી સર્વ ધાતુની ભસ્મો, રસાયણો એ જેટલાં જૂના થાય છે તેટલો ગુણ વિશેષ થાય છે. ઘી અને મધ એ સમાન લેવું નહીં. લીધું હોય તો

વિષતુલ્ય થાય છે. શાક, જાંબુ અને મધ એમાં દૂધ પાવાથી તે સર્પના પેઠે માણસને મારે છે. ફણુસનો ગર ખાઈ તે ઉપર પાન ખાવાથી તે વિષવત મારે છે. દૂધ કહાડયા પછી દશ ઘડી થઇ હોય તો તે વિરસ થાય છે, અને તેજ દૂધ વીસ ઘડી પછી વિષ જેવું થઈ, પ્રાશન કરનારને ઘણો ઉપદ્રવ કરે છે. ગરમ કરેલું દુધ વીસ ઘડી પર્યંત હિતાવહ હોય છે. રાત્રીનું દુધ દિવસે પીવું નહીં.

**૨. ઔષધીં લાવવાનો પ્રકાર:**—ઔષધી લેવા પ્રાતઃકાળમાં જવું. ઉત્તમ જગ્યા ઉપરની વનસ્પતિ જોઇ તેનાં મૂળ અથવા છાલ જે લેવાનું હોય તે લેવાં. ઉકરડા ઉપરની, ખરાબ જગા ઉપરની, જલમય જગાનો આશ્રય કરી રહે છે તે, સ્મશાનમાં થનારી, જે જગાપર ઘાસ થતું નથી તે જગા ઉપરની, ચોકઠા ઉપરની, કીડા લાગેલી, અગ્નિએ બળેલી, હિમથી દરસાયલી, એવા પ્રકારની વનસ્પતિ લાવવી નહીં. આસો અને કાર્તીક એ મહિનાઓમાં સર્વ ઔષધી રસભરી હોય છે, એટલા સારૂ સર્વ કાર્યો માટે તે બે મહિનામાં વનસ્પતિ લાવી રાખવી. રેચ થવા માટેની અને ઉલટી થવા માટેની ઔષધી, વૈશાખ અને જેઠ એ બે મહિનામાં લાવવી. જે વૃક્ષનાં મૂળ મોટાં હોય તે વૃક્ષના મૂળની છાલ લેવી. જે વનસ્પતીનાં મૂળ નાનાં છે તેનાં મૂળ લેવાં.

**૩. સ્વરસાદિ પાંચ પ્રકારના કાઢા:**—સ્વરસ એટલે અંગરસ. સારી તાજી વનસ્પતિ લાવી, તેજ વખતે કૂટી, કપડામાં ઘાલી તેને પીલી જે રસ નીકળે છે તે. બીજો પ્રકાર—સુકાયેલાં ઔષધો સોળ તોલા લાવી ચૂર્ણ કરી, તેનાથી બમણુ પાણી માટલામાં નાખી તે ચૂર્ણ આઠ પહોર ભીંજવી રાખવું. પછી બીજે દિવસે ગાળી તે પાણી આપવું. ત્રીજો પ્રકાર—સુકાએલી વનસ્પતિ લાવી તેમાં આઠગણું પાણી રાખી, ચોથો હિસ્સો પાણી રહે તે પર્યંત કાઢો કરી આપવો. તે અંગરસ જડ છે, એટલે લેવો તો બે તોલા લેવો. અને રાત્રે પલાળી રાખી તેનો સવારે કાઢો કર્યો હોય તો તે ૪ તોલા આપવો. મધ, સાકર, ગોળ, સર્વક્ષાર, જીરૂં, ઘી, તેલ અને ચૂર્ણાદિક, એ અંગરસમાં નાંખવાં હોય તો, અર્ધો તોલો નાંખવા.

**૪. કાઢાનો પ્રકાર:**—કાઢામાં સર્વ ઔષધો મળી નિત્ય ૪ તોલા ઔષધો લેઇ કુટવાં. તેમાં ૬૪ તોલા પાણી નાખી મંદાગ્નિએ માટલામાં અથવા બીજા વાસણમાં ઉકાળવું. પછી અષ્ટમાંશ એટલે આઠ તોલા કાઢો રાખવો અને તે આપવો. નાના બાળકને કાઢો ૩ માસાથી એક તોલા સુધી પાવો. કાઢામાં દૂધ, ઘી, તેલ, ગોળ, ચૂર્ણ એ પદાર્થ નાંખવા હોય તો ૧૦ માસા નાખવા.

**૫. ચૂર્ણ**—શુષ્ક એટલે સુકાએલું દ્રવ્ય લઈ કુટી વસ્ત્રગાળ કરવું. તેને ચૂર્ણ કહે છે. તે મોટા માણસને ૬ માસાથી ૧ તોલા પર્યંત, અને નાના બાળકને ૧ માસાથી ૩ માસા પર્યંત આપવું. ચૂર્ણમાં ગોળ સમભાગ નાંખવો. સાકર બમણી નાંખવી. ઘૃતાદિક દાર્થોમાં ચૂર્ણ ચાટવાનું હોય તો ચૂર્ણના બમણું ઘૃતાદિક જોઇએ. એકાદા ચૂર્ણને લીંબુના રસ વીગેરેની ભાવના (પૂટ) દેવાની હોય તો, જેટલા દ્રવ્યથી એ સર્વ ચૂર્ણ ભીંજાય તેટલું હોવું જોઇએ.

**૬. વટિકા** (ગોળીઓ)—સાકરમાં કરવી હોય તો ચૂર્ણથી ચોગણી સાકરનો પાક કરી તેમાં ચૂર્ણ નાખી કરવી. ગોળમાં કરવી હોય તો બમણો ગોળ લેવો. મધ અને ગુગળ એમાં કરવી હોય તો તે સમભાગ લઈ કરવી.

**૭. ઉકાળો કરવાનો પ્રકાર:**—૪ તોલા ઔષધ લાવી સારૂ કૂટી રાખવું. એક માટલામાં ૧૬ તોલા પાણી નાખી, સારૂ ગરમ થયા પછી તેમાં તે ઔષધ નાંખી સારૂ ઉકાળી ગાળી આપવું. આ ઊકાળો લેવો હોય તો આઠ તોલા આપવો.

**૮. હિમ કરવાનો પ્રકાર**—૪ તોલા ઔષધી લાવી કુટી માટલામાં ૨૪ તોલા પાણી નાં-

ખી, તેમાં તે ઔષધ મેળવી, રાત્રીએ ભિજવી રાખવું અને સવારમાં ગાળી આપવું. એને હિમ અને શીતકષાય કહે છે. તેનું પીવાનું માપ ઉકાળા જેવુંજ છે.

**૯. કલ્કનો પ્રકાર**—તાજાં ઔષધ લાવી ચટણી જેવાં ઝીણાં વાટવાં અને સુકા હોય તો પાણી નાખી વાટવા. તેને આપવાનું માપ ૧૦ માસા. કલ્કમાં મધ, ઘી, તેલ, એ નાખવું હોય તો કલ્કથી દુપ્પટ નાખવું. સાકર સમાન નાંખવી, દૂધ, પાણી ઇત્યાદિ પાતળા પદાર્થો ચોપટ નાખવાં.

**૧૦ ઔષધ સેવનકાળ**—કાઢો, અંગરસ. ચુર્ણ વગેરે પ્રાતઃકાળે અરૂચી અને અગ્નિમાંદ્ય હોય તો ભોજન સાથે, સ્વરભંગને માટે રાત્રે ભોજનસાથે, ધાતુપુષ્ટીને માટે પ્રાતઃકાળે અને સાંજના ભોજન પછી, કાનમાં તૈલાદિક નાંખવાનું તે રાત્રે સુતીવેળા; કાઢા. ચૂર્ણો, રસાયનો વગેરે ઔષધો આપવાનાં તે ૩,૭,૧૪,૨૧, કિંવા ૪૨ દિવસ પર્યંત; એક અથવા બન્ને વખત કાઢો અથવા નિકાઢો આપવો. તેનો સારો વિચાર કરી અને રોગનું માન સારી રીતે ધ્યાનમાં લાવી તે પ્રમાણે ચાલુ કરવો.

# પરીક્ષા પ્રકરણ.

**નાડી પરીક્ષાઃ**—પ્રાતઃકાળે ઉઠી ઘડીભર જે સ્વસ્થ બેસેલો હોય, તેની નાડી જોવી એટલે સારી સમજાશે. પુરૂષનો જમણો હાથ અને સ્ત્રીનો ડાબો હાથ, લાંબો સિધ્ધો કરી, અંગુઠાના મુળ પાસે શિરાઉપર તર્જની, મધ્યમાં, અનામિકા, એ આંગળીઓ રાખી, વાત, પિત્ત, કફ, એ દોષ અનુક્રમે જાણવા.

વાંકી અને સર્પ તથા જળો એની ચાલ પ્રમાણે જે ચાલે તે વાતનાડી, દેડકા, કાગડા, અને ચકલી એના જેવી ત્વરાએ ચાલે તે પિત્તનાડી. હંસ, કબુતર અને મોર એના જેવી મંદ મંદ ચાલે તે કફનાડી. લઉઆ અને તિતર પક્ષીની ચાલ પ્રમાણે ચાલે તે સન્નિપાત નાડી. હળવી અને ફરી સરસર ચાલવા લાગે તે દ્વિદોષની નાડી. જે સ્વસ્થાનથી છુટે, રહી રહી ચાલે છે તે, ઘણી ક્ષીણ અને થંડી, એવી ચાર પ્રકારની નાડી પ્રાણનાશ કરે છે.

સામાન્ય જ્વરનો કોપ થયાથી, નાડી ગરમ હોઇ મોટા વેગથી ચાલે છે. ચિંતાએ અને ભયે ક્ષીણ ચાલે છે. રકતનો કોપ થયો હોય તો થોડી ગરમ હોઇ પાષાણ જેવી જડ થાય છે. અને આમયુકત હોય તો ઘણીજ જડ થાય છે. ગર્ભીણીની નાડી ગંભીર, પુષ્ટ અને હલકી ચાલે છે. મંદાગ્નિ, ક્ષીણ ધાતુ, ઊંઘેલા, આળસુ, સુખી, અને ઉંઘી ઉઠેલા એમની સ્થિર ચાલે છે. ભૂખ લાગે એટલે નાડી હલકી અને વેગથી ચાલે છે. મળ મૂત્ર પ્રાપ્ત હોવાથી જ્વર પ્રમાણે ચાલે છે. તુટક, તુટક, અતિત્વરાએ, કાષ્ટ પ્રમાણે કડણ, વાંકી ક્ષણમાં હળવી, ક્ષણમાં જલદી, અતિ ઉષ્ણ, મોટો વેગ હોઇ જ્વરે વ્યાપ્ત, ગુંથાતી જઇ સ્વસ્થળ છોડે તે, ક્ષણમાં સ્થાનપર આવે અને અકસ્માત્ જાય, એ સર્વ નાડીઓ પ્રાણાંતની જાણવી.

**૨. મુત્ર પરીક્ષાઃ**—કાચના અથવા કાંસાના વાસણમાં રોગીનું મુત્ર, પહેલી અને છેવટની ધાર છોડી મધ્યથી પકડવું. તેમાં તેલનું બિંદુ જારના સાંઠાથી નાખવું. બિંદુ નાંખતાંજ પ્રસરે તો સાધ્ય. બિંદુ તેમજ રહે તો કષ્ટસાધ્ય, તેમજ તળે જઇ ઉપર આવે અને છિદ્ર દેખાય,

કિંવા મુત્ર કાળું, રાતું, અથવા બિંદુ તળેજ જઇ બેસે, કિંવા બિંદુ પ્રસરી મુત્રસાથે મળી જાય તો રોગી અસાધ્ય જાણવો. વાતાધિકયમાં બિંદુ નાંખતાંજ પ્રસરે છે. અને મુત્રનો પિળોવર્ણ અને ગરમ હોય છે. કફ અધિક હોય તો મુત્ર ધોળું દેખાય છે. સન્નિપાતનું મિશ્રવર્ણ: ધાતુ અને ઇંદ્રિયરોગ એનું તેલ જેવું. ત્રિદોષનું કાળાશ ઉપર અને મિશ્રવર્ણ હોય છે. તૈલબિંદુ નાંખતાંજ માણસ, સર્પ, વાનર, વિંછી અને બીલાડી એમના જેવી આકૃતિ થાય, કિંવા દક્ષિણ, અગ્નેય નૈરૂત્ય, વાયવ્ય અને ઇશાન્ય એ દિશાઓ તરફ બિંદુ વધે તો રોગી અસાધ્ય જાણવો. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર એ દિશામાં બિંદુ વધે, તો રોગી બચશે. પશ્ચિમ દિશાએ બીંદુ વધી સર્પાકૃતિ થાય તો ઉદરરોગ જાણવો. મુત્ર, ઘીની કણીઓ જેવું થયું હોય તો જળોદર જાણવો.

૩. **મલ પરિક્ષા**—વાયુનો કોપ થવાથી મલ ફીણયુકત, રૂક્ષ અને ધુમવર્ણ અને ચોથો ભાગ પાણી જેવો હોય છે. પિત્તનો કોપ થયો હોય તો લીલો, પીળો, ગંધયુકત, શિથીલ, ઉષ્ણ એવો હોય છે, કફનો કોપ થવાથી શ્વેતવર્ણ અને કંઇક શુષ્ક અને કંઇક આર્દ્ર અને કંઇક સ્નિગ્ધ એવો હોય છે. વાતકફનો આર્દ્ર અને સ્યામવર્ણ, પરપોટાએ યુકત એવો હોય છે. વાતપિત્તનો પીળો અને કાળો, આર્દ્ર અને અંદર ગાંઠો જેવો હોય છે. પિત્તકફનો પીળો શ્વેતવર્ણ હોય છે. ત્રિદોષનો સફેત, પીળો, કાળો, સિથીળ અને અંદર ગાંઠો એવો હોય છે. અજીર્ણનો દુર્ગંધ યુકત હોઈ સિથીલ હોય છે. જીર્ણજવરનો છીતડો હોય છે. જળોદરનો મોટી દુર્ગંધી અને શ્વેતવર્ણ. પ્રાણાંતનો દુરગંધી અને રાતો હોઈ કિંચિત્ શ્વેત વર્ણ અને માંસ જેવો તથા સ્યામ વર્ણ એવો હોય છે.

૪. **જીવ્હા પરીક્ષા**:—વાયુનો કોપ હોય તો જીભ ખરખરી, ફાટેલી અને પીળી હોય છે. પિત્તની આરકત હોઇ કિંચિત સ્યામતા હોય છે. કફની સ્વેત વર્ણ, આર્દ્ર અને મૃદુ હોય છે, ત્રિદોષની કાળી, કાંટા આવેલી, શુષ્ક હોય છે. અરૂચિ અને અતિસારની મધુર વર્ણ. પ્રમેહ અને સંગ્રહણી એની ધુમ્રવર્ણ, ઉષ્ણ અને કપિશ વર્ણ. વિસ્ફોટક રોગની ખરખરી, કાંટા જેવી હોઇ અંદરથી પાણી ઝરે છે. મરણકાળની ખરખરી હોઇ અંદર વધેલી, ફીણયુકત, કઠણ લાકડા જેવી, ચલનવલન રહિત એવી હોય છે.

૫. **નેત્ર પરીક્ષા**:—વાયુનો કોપ હોય તો આંખો નિસ્તેજ, ધુમ્રવર્ણ, દાહયુકત અને દીવો જેવાને અસમર્થ. કફની ધોળી, નિસ્તેજ, સ્રાવયુકત અને ચીકણી. ત્રિદોષની લાલ હોઇ કિંચિતકાળી અને મીચેલી પ્રમાણે દેખાય છે. જેની એક આંખ મિંચેલી જેવી હોઈ અડધી ઉઘાડી હોય છે અને બીજી મિંચેલી તે રોગી એક પ્રહરમાં મરશે. આંખમાંની કીકી ભ્રમિષ્ટ થઇ નેત્ર મિંચેલું જેવું જણાય તે રોગી એક દિવસમાં મરશે.

૬. **રૂપ પરીક્ષા**:—પ્રાતઃકાળે રોગીપાસે જઈ તે તેજોહિન, વિચિત્ર અને સ્યામવર્ણ હોય તો તે વ્યાધિ વાતજન્ય જાણવો. પીતવર્ણ, કલાહિન મુખ અને કિંચિત સુજેલું હોય તો પિત્તપ્રકોપ જાણવો. કલાહિન મુખ હોઇ તેલસ દેખાય અને આંખો વિલક્ષણ ચિટકાએલી એવા લક્ષણે કફપ્રકોપ જાણવો; અને આંખે જોવાથી જેવો રોગસ્પષ્ટ દેખાય તેવાં નામો રાખવાં. પ્લીહા, કમળો, ગ્રંથિ, નળવાયુ, વાયુનો ગોળો, ડબો, જંતુ અને કઠોર ગુલ્મ એ રોગ હાથે દાબી જોઇ અમુક રોગ છે એવો નિશ્ચય કરવો.

૭. **શબ્દ પરીક્ષા**:—વાયુનો કોપ હોવાથી કંઠમાંથી શબ્દ નીકળે છે તે સૌમ્ય એટલે હલકો નીકળે છે. પિત્તનો કોપ હોવાથી શબ્દ સ્પષ્ટ નીકળે છે. કફનો કોપ હોય તો શબ્દ જડ

અને ઘર્ઘરયુકત નીકળે છે. દ્વિદોષનો અથવા ત્રિદોષનો કોપ હોય તો શબ્દ, દ્વિદોષનાં અને ત્રિદોષનાં લક્ષણોએ યુકત હોય છે એમ જાણવું.

**૮. સ્પર્શ પરીક્ષાઃ**—વાયુનો કોપ હોવાથી શરીરનો સ્પર્શ, સાગ અને ખાખરાના પાંત્રા જેવો ખરાખરો હોઈ શીતળ હોય છે. પિત્તનો કોપ હોય તો સ્પર્શ ઉષ્ણ હોય છે. કફનો કોપ હોવાથી સીતળ હોઇ આર્દ્ર હોય છે. દ્વિદોષનો અને ત્રિદોષનો કોપ હોય તો દ્વીદોષનાં અને ત્રિ-દોષનાં લક્ષણોએ યુકત હોય છે. જેના શરીરનો સ્પર્શ ક્ષણમાં શીત અને ક્ષણમાં અતિ તપ્ત એવો છે, તે રોગી અસાધ્ય જાણવો.

**૯ સાધ્ય લક્ષણઃ**—મુખ તેજસ્વી, નાડી સમ, સ્વર સારો, મસ્તકે કંડુ, ચિંતારહિત મન, અગ્નિ પ્રદીપ્ત, સુગંધી પદાર્થની ઇચ્છા, છિંકા આવવી, એ લક્ષણો હોય તો રોગી નિસંશય બચશે.

**૧૦ અસાધ્ય લક્ષણઃ**—તીક્ષ્ણ જ્વર, બડબડ કરવું, આંખો અને નખ લાલ અથવા પીળા, હાથ પગ થંડા, મુખ નિસ્તેજ, કંઠાવરોધ, ઉચકી, શરીર ભયંકર, મૂર્ચ્છા અને ભ્રમ એ લક્ષણો હોય તો રોગી અસાધ્ય જાણવો. જેનું નાક વાંકુ થાય અને નાકનો સુર બંધ થઈ મુખમાંથી પાણી ચાલે, તો તે એક દિવસમાં મરશે. જેના ડાબા હાથની નાડી ચાલતા ચાલતાં તુટે છે, અને ડાબો સુર સમુળગો બંધ થાય તે તત્કાળ મરશે.

# આ પુસ્તકમાની સંજ્ઞાનો ખુલાસો.

## પહેલું ઉપર આપેલું નામ ગુજરાતી છે.

**સં૦** સંસ્કૃત. **મ૦** મરાઠી. **દે૦** દેશી. **કો૦** કોકણી. **વ૦** વહાડી. **ખા૦** ખાનદેશી **ગો૦** ગોમંતકી. **હિં૦** હિંદુસ્થાની. **બં૦** બંગાલી. **ક૦** કર્નાટકી. **તે૦** તેલંગી. **મા૦** મારવાડી. **રા૦** રાજપુતાની. **કા૦** કાન્યકુબ્જ. **પં૦** પંજાબી. **તા૦** તામીળ. **તુ૦** તુલુ. **મલા૦** મલાક્કા. **ફા૦** ફારસી. **અ૦** અરબી. **ઈં૦** ઇંગ્રેજી. **લા૦** લાટીન.



# અનુક્રમણિકા.



# સુબોધ વૈદ્યક.

## બૃહત્પાક સંગ્રહ.

શ્રી શંકર.

# આર્યભિષક્

## અથવા

# હિંદુસ્થાનનો વૈદ્યરાજ

# વનૌષધિ—ગુણાદર્શ.

### ૧. અક્કલકરો.

સં૦ આકલ્લ. મ૦ અકલકાલા—કારા. હિં૦ અકલ કરહા. ક૦ આકળ કરી. અ૦ આકર કરહા. ઈં૦ પેલેટરી રૂટ. લા૦ એનેસાઈકલસ પેરેથ્રમ.

અક્કલકરાનાં ઝાડો નાનાં હોય છે. એની ઉંચાઈ સુમારે એક હાથ હોય છે. એ બંગાલ, અરબસ્તાન, મિસર એ દેશમાં થાય છે. ત્યાંથી આ વનસ્પતીનાં મૂળ તથા ડાંખળી અહીં આવે છે. અહીં ક્વચિત એ ઝાડો થાય છે. આ ઝાડને પીળાં ફુલો આવે છે, તે ખાવાથી અક્કલકરાની ડાંખળી પ્રમાણે જીભને રવરવ થાય છે. એ ફુલો ઉધરસઉપર પાનમાં ખવાય છે. **અક્કલકરો** એ ઉષ્ણવીર્ય, બળકટ, તિખો છે; અને સલકમ, સોજા અને વાયુ એનો નાશ કરે છે. **(૧) દાંત દુખતાં હોય તો**—અક્કલકરો અને ફટકીની ભૂકી એકત્ર વાટી દાંતની નીચે રાખવી. **(૨) જીભ શુદ્ધ થવા માટે**—અક્કલકરો દાઢની નીચે રાખવો. **(૩) સીંદુરના વિષઉપર**—અક્કલકરો અને વજ પાણીમાં ઘસી પાવો. **અક્કલકરાદી ચૂર્ણ**—અક્કલકરો, સીંધાલુણ, ચીત્રો. આંવળકટી, મરી, પીંપર, અજમો, હરીતકી, એ એકેક ભાગ અને સુંઠ બે ભાગ, એનું ચૂર્ણ કરી, તેને બીજોરાના રસની ભાવના આપી, ચૂર્ણ અથવા ગોળી કરવી. આ ચૂર્ણને અક્કલકરાદી ચૂર્ણ અથવા અમૃતપ્રભા એવું વૈદકશાસ્ત્રમાં નામ આપેલું છે. એ મંદાગ્નિ, અરૂચી, ઉધરસ, ગલરોગ, દમ, સલકમ, પીનસ, ફેફરૂં, ઉન્માદ અને સન્નિપાત એ રોગોઉપર હિતકારક છે. **(૫) અક્કલકરાદી કાઢો, મૂત્રખડા(પથરી) ઉપર**—અક્કલકરો, ગોખરૂનાં મૂળ, તુળસીનો રસ, પાષાણભેદ, એરંડાનું મૂળ, પીંપર, જેઠીમધ, કાશમૂળ, નગોડ, લવેંગ, સુંઠ એમનો કાઢો કરી, તેમાં એળચીની ભૂકી નાંખી, તે ૭ સાત દિવસ પીવો. એટલે મોટો પીડાકારક મુતખડો અને પેશાબ સાથે જે વીર્ય પડતું હશે તેપણ દૂર થઈ જશે. **અપસ્માર** ઉપર—અક્કલકરાનું ચૂર્ણ મધમાં આપવું અને અને નસ્ય પણ કરવું; **(૭) જીભનો રોગ અને મુખમાધુર્યઉપર**—અક્કલકરો ચાવી મોંમાં. રાખવો અને લાળ ગળી જવી; અથવા થંડા પાણીમાં અક્કલકરો ઘસી મોંમાં ચોપડવો અને લાળ ગળી જવી. આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વખત કરવું.

---

### ૨. અંકોલ.

સં૦ અંકોલ. મ૦ અંકોલ. હિં૦ ઢેરા, ટેરા. બં૦ આંકડ, ધલા આંકોર. ક૦ અંકુલે.

તે૦ અંકોલમુ. તા૦ અંકોલ. તુ૦ અંકોલેડા. મલા૦ અંકોલં. લા૦ એલનૃજીયમ લમારકી.

એ ઝાડ ઘણાંજ મોટાં વધે છે. એનાં પાંદડાં, આંગળ બે આંગળ પહોળાં હોઈ કણેરીના પાંત્રાં પ્રમાણે લાંબાં હોય છે. એ પાંદડાં ઉપર રેશા હોય છે. એ ઝાડો કાંટાવાળાં અને કાંટા રહીત પણ હોય છે. એ ઘણાક પ્રાંતોમાં થાય છે. એને ચણા જેવડાં ગોળ ફળો આવે છે. એના બીયાનું તેલ નીકળે છે. **અંકોલ**—તુરૂ, કડવું, પારદશુધ્ધિકર, લઘુ, થોડુ, તીખુ, સારક, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ એવું છે. એનો **રસ** ઉલટી કરાવનાર; અને વિષ, કફ, વાયુ, શળ, કૃમિ (કરમ), સોજો, આમ, પિત્ત, રક્તદોષ, વિસર્પ, અને કુતરો, ઉંદર અને બિલાડી એમનું વિષ, કશટીળ, અતિસાર, એમનો નાશ કરે છે. એનાં **બીજ—** ઠંડા, ધાતુની વૃધ્ધિ કરનાર, "સ્વાદવાળાં, અગ્નિમાંદ્ય, જડ, રસ વખતે અને પાક વખતે મધુર, બલકર (જોરવાળાં), કફકર, સારક, સ્નિગ્ધ, વૃષ્ય, એવાં છે. અને દાહ (બળતરા). વાયુ, પિત્ત, ક્ષય, રકતદોષ, કફ અને વિસર્પ એનો નાશ કરે છે. **બીઆનું તેલ**—વાયુ અને કફનાશક, અને મર્દન કરવાથી ચામડીના દોષોનો નાશ કરે છે. **(૧) અતિસાર ઉપર અને વિષાદિક ઉપર**—અંકોલના મૂળની છાલ ચોખાના ધોવરણમાં ઘસી મધ નાંખી પાવી એટલે જલદીથી અતિસારનો નાશ થાય છે. અને અને વચનાગાદિક તથા સર્પ વીગેરેનાં વિષનો નાશ થાય છે, **(૨)પ્રમેહ ઉપર**—અંકોલની સુકાયલી કળીઓ, આમળા અને હળદર એનું ચૂર્ણ કરી મધમાં આપવું, એટલે સર્વ પ્રકારના પ્રમેહ (પરમા)નો નાશ થશે. **(૩) કૃમિ ઉપર** લીલામૂળીઆનો રસ કાઢી આપવો (પાવો) એટલે રેચ લાગી કૃમિ દૂર થશે. **(૪) જલોદર ઉપર** લીલામૂળીઆનો રસ પાવો એટલે સાધ્ય હોઈ જળોદર સારૂં થશે. **(૫.) વ્રણ (ગુમડા) ઉપર**—ફળનું તેલ ચોપડવું. એટલે ગુમડુ ભરાઈ આવી સારૂ થાય છે, અને રૂઝીપણ જાય છે. **(૬) ત્વચા** (ચામડી) **ના રોગ ઉપર** ફળનું તેલ લગાડવું અથવા ઝાડની છાલ વાટી લગાડવી. **(૭.) વાયુએ શરીર સૂજે તે ઉપર**—એ ઝાડના પાત્રા વાટી તેનું પોટીશ બાંધવું. **(૮)** પાકા અંકોલના ફળો અને થોડાવજ એકઠા કૂટી ચૂર્ણ કરવું, તેમાં થોડુ મધ નાંખવું. તે પાણીમાં ભેગુ કરી એ પાણી આંબાના ઝાડને રેડવું એટલે આંબાનું ઝાડ જલદી વધી તેને ફળો પણ જલદી આવે છે. **(૯) આંબાની ગોટલી**—અંકોલના તેલના સાત પુટો આપવા પછી તે ગોટલી જમીનમાં પૂરી ઉપર પાણી રેડવાથી લાગલુજ આંબાનું ઝાડ ઉગે છે. એજ કૃતી પ્રમાણે મેથી પણ જલદીથી ઉગે છે. **(૧૦) અંકોલવટક સર્વ પ્રકારના અતિસાર ઉપર—**અંકોલમૂળ, પહાડમૂળ, અને દેવદાર, એ ત્રણ ઓષધી સમ ભાગ લેઇ તેનું ચૂર્ણ કરવું અને તે ચોખાના ધોવરામણમાં તેની બેહડા જેવડી ગોળીઓ કરવી. અને તે પૈકી એક ગોળી ચોખાના ધોવરામણમાં ઘસી તે પાવી એટલે સર્વ પ્રકારનો અતિસાર દૂર થાય છે. **(૧૧) સોજા** ઉપર—અંકોલનો પાલો અને કીડાના રાફડાની માટી, બાફ દેઇ લુગડામાં ઘાલી તેથી શેકવું. **(૧૨) સોમનાથી તામ્રભસ્મ**—અંકોલનાં ફળ વાટી તેમાં શુધ્ધ કરેલાં તાંબાનાં કંટકવેધી પત્રાં નાંખી, ગજપૂટ કરવાથી એકાદ પુટથી ભસ્મ થશે. **(૧૩) દાહજવર ઉપર**—અંકોલનું મૂળ અને સુંઠ પાણીમાં ઘસી તેનો શરીરે લેપ કરવો. એટલે તુરત તાવ નીકળી દાહ શાંત થશે. **(૧૪) મૂત્રાવરોધ ઉપર**—અંકોલ અને તિલકાષ્ટ એનો ક્ષાર, મધ અને દહીના પાણી સાથે પાવો. **(૧૫) કૂતરાના વિષ ઉપર**—અંકોલના મૂળનો કાઢો, ઘી નાંખી પાવો, અથવા અંકોલનાં પાંત્રાં પાણીમાં વાટી તેમાં એ બીઆનું ચૂર્ણ નાંખી તે પાવું.

---

## ૩. અખરોડ.

સં૦ અક્ષોઠ. મ૦ અકરોડ. હિ૦ અખરોટ.

બં૦ આખરોટ. ક૦ અક્રોડગોનુ અથવા આખોટ. તે૦ ઉવ્વકાઈ. ફા૦ આર્તગજ. અ૦ જોઝઅંકુપમ. ઇં૦ વાલનટ. લા૦ એલ્યુરાઈટીસ્ ટ્રાયલોબા.

એ ઝાડો હિમાલયના આસામમાં, ચીન અને ઇરાન એ દેશોમાં થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની ઘણીજ ઉત્પત્તિ થાય છે. આ ઝાડને ૩૦-૪૦ વર્ષ પછી ફળો આવવા લાગે છે. પાકેલાં ફળો જમરૂખ જેવડાં થાય છે. ફળો કાચાં અને કઠણ હોય છે, ત્યારે ત્યાંના લોકો તેને મીઠામાં આથે છે. એના ફળોનું તેલ ખાવાને અને બાળવાને ઉપયોગી જણાય છે. **અખરોડ**—એ મધુર. કિંચીત ખાટુ, સ્નિગ્ધ, શીતળ, ધાતુવૃદ્ધિકર, ઉષ્ણ, રૂચિપ્રદ, કફપિત્તકર, જડ, પ્રિય, બલકર, કફકર, મલબંધકર, એવું છે; અને વાત, પિત્ત, ક્ષય, વાયુ, હૃદ્રોગ, રક્તદોષ, રક્તવાત અને દાહ એનો નાશ કરે છે. (૧) **મૂળવ્યાધી ઉપર**—અખરોડના તેલમાં કપડુ ભીજવી ગુદામાં રાખવું, એટલે દુઃખ નાશ થશે. (૨.) **અપસ્માર ઉપર**—નગોડના રસમાં અખરોડની અંતર છાલ ઘસી અંજન કરવું અથવા નસ્ય કરવું. (૩) **વાયૂથી આવેલા સોજા ઉપર**—અકરોડ કાંજીમાં ઘસી લેપ કરવો. (૪) **સ્તનમાં દૂધ ઉત્પન્ન થવા માટે**—ઘઉનો રવો અને અકરોડનાં પાંત્રા, સમ ભાગ એકત્ર કરી તેની પુરીઓ કરી ગાયના દૂધમાં ખાવી, તેથી સાત દિવસમાં સ્ત્રીઓના સ્તનમાં દૂધ ઘણુંજ વધશે. (૫) **અર્શ, કૃમિ ઈત્યાદિક ઉપર**—કાચા અકરોડનો રસ કરી તે આપવો, એટલે મૂળવ્યાધ, કૃમિ, ગુલ્મ, સંગ્રહણી એ રોગો દૂર થાય છે. (૬) **રેચ થવા માટે**—ફળોની છાલનો કાઢો કરી પાવો, અથવા એનું તેલ ૨-૩ તોલા પ્રાશન કરવું. પાક વગેરે ઓષધોમાં અકરોડનો ઘણોજ સારો ઉપયોગ થાય છે. એ એક મેવો છે.

---

## ૪. અગરૂ.

સં૦ સ્વાદૂગરૂ. મ૦ અગર. હિં૦ બં૦ ક૦ તે૦ અગર. તુ૦ હાગલગંધ. મલા૦ આકેલ. ફા૦ કસબેબવા અ૦ ઉદગરકી. ઇં૦ ઇગલવુડ. લા૦ અક્વીલેરિયા એગેલોકા.

કૃષ્ણાગરૂ, દાહાગરૂ, કાષ્ટાગરૂ, સ્વાદૂગરૂ અને મંગલ્યાગરૂ એવા એના પાંચ પ્રકાર છે. એ વૃક્ષ મલબાર પાસે થાય છે. અગરૂ ચંદન એ મોટો સુગંધી પદાર્થ છે. અગરબત્તિ કરવાને અથવા શરીરને ચોળવાના કામમાં એનો ઉપયોગ થાય છે. એ ધૂપોપયોગી છે. એના ધૂપથી મનને ઘણો આનંદ થાય છે. **અગરૂ**—સુગંધી, ઉષ્ણ, કડવુ, તીખુ, સ્નિગ્ગ, મંગલકારક, રૂચ્ય, ધૂપવિષયમાં યોગ્ય, પિત્તકર અને તીક્ષણ છે. અને વાયુ, કફ, કર્ણરોગ, અને કોઢ એનો નાશક છે. અને લેપ માટે અથવા શરીરે મર્દન કરવા માટે ઉત્તમ છે. **કૃષ્ણાગરૂ**—તીખુ, કડવુ, ઉષ્ણ, લેપ કરવાથી શીતળ, પેટમાં ગયાથી પિત્તનાશક, પૌષ્ટિક અને લઘુ છે; અને એનું **ચૂર્ણ** પિત્તકારક છે. અને કર્ણરોગ, નેત્રરોગ, ત્રિદોષ, દાહ, ત્વગ્દોષ, કફ અને વાયુ એનો નાશ કરે છે. **દાહાગરૂ**—કિંચિદુષ્ણ, સુગંધી તીખુ, કેશની વૃદ્ધિ કરનાર; કાંતિકારક અને કેશશોધક છે, **કાષ્ઠાગરૂ**—તીખુ, ઉષ્ણ લેપ કરવાથી રૂક્ષ, કફનાશક એવું છે; અને મુખરોગ, ઉલટી વાયુ એનો નાશ કરે છે **સ્વાદૂગરૂ**—તુરૂ અને ઉષ્ણ છે, અને નસ્યથી વાનો નાશ કરે છે. **મંગલ્યાગરૂ**—શીતલ, સુગંધીદાર અને યોગ વાહક છે. (૧) **ત્વગ્દોષ ઉપર**—અગરૂનો લેપ કરવો. (૨) **દાહ ઉપર**—અગરૂચંદનની ભૂકી શરીરપર ચોળવી એટલે દાહ શમશે. (૩) **વલ્મીકા ઉપર**—અગરૂ ચંદન, એલચી, ચઈના પાન, લીંબડીની છાલ, ભીલામો, મનશીળ, હરતાળ, એ કુટી તેના ચોપટ તલનું તેલ લેઈ તેમાં પકવી કરી તે તેલ ચોપડવુ; એટલે વલ્મીક રોગ દૂર થશે. (૪) **તાપથી** ઘણો **પરશેવો** આવે છે તેને માટે-અગરૂ, વાળો ચંદન, નાગકેશર (કાળા રંગનું), એનું ચૂર્ણ કરી બોરડીની અંતરછાલના પાણીમાં કાલવી શરિરને લેપ કરવો, એટલે ગરમી લાગી આવેલો પરસેવો જતો રહે છે. (૫) **સુવાસીક ભૂકી**

અગરૂ, કપુર, કેશર, લોબાન, લોધ્ર, કાળોવાળો, નાગરમોથ એ **સમભાગ** લેઈ તેની ભૂકી કરી શરીરે ચોળવાથી શરિર સુવાસિત થાય છે. (૬) **વસ્ત્રને સુગંધ આવવા માટે** અગરૂનું પાણી કરી તે વસ્ત્ર ઉપર છાંટે છે. (૭) **શરીરે** ઘણી આગ બળતી હોય તો કૃષ્ણાગરૂ ચંદન ઘસી ઉપર લેપ કરવો.

---

## ૫. અગથીઓ.

સં. આગસ્ત્ય. મ. અગસ્થા-સ્તા હી. અગસ્તા.

એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે. અને બાગાયતમાં (બગીચા વગેરે કેળવેલી જમીનમાં) ઉગે છે. એની ધોળા અને રાતા એવા ફુલોથી બે જાતી છે. એનાં પાંત્રા આંબલીના પાંત્રા જેવાં હોય છે, એને ફુલો અને સીંગો આવે છે. ફુલોના વડાં અને શાક થાય છે. શીંગોનૂ પણ શાક થાય છે. એના પાલાની પણ ભાજી કરે છે. એ ઝાડ સાત આઠ વર્ષથી વધુ રહેતાં નથી **અગથીઓ**—રૂક્ષ, શીતળ મધુર, વાતલ, ત્રિદોષનાશક એવો છે; અને વૈવર્ણ્ય, કફ, શ્રમ, ઉધરસ, ગુમડાં, પિશાચબાધા, પિત્ત અને ચોથીઓ તાવ, એનો નાશ કરે છે. એનાં **ફૂલ**—તુરાં, કડવાં, કિંચીત ઠંડાં, પાક વખતે તીખાં, વાતકારક એવાં છે. અને રતાંધળો, સળેકમ, ચોથીઓ તાવ, કફ અને પિત્ત એનો નાશ કરે છે. એની **શીંગો**—સારક, બુધ્ધિપ્રદ, રૂચિકારક, લઘુ, પાક વખતે મધુર, કડવી અને સ્મૃતિપ્રદ છે; અને ત્રિદોષ, શૂળ, કફ, પાંડુરોગ, વિષ, શોષ, ગુલ્મ એનો નાશ કરે છે. એની ભાજી લુખી અને પિત્તકારક છે. એનાં **પાંત્રા**—તીખાં, કડવાં, જડ, મધુર, કિંચિત ઉષ્ણ અને સ્વચ્છ છે. અને કૃમી, કફ, કંડુ, વિષ, રક્તપિત્ત, એનો નાશ કરે છે. (૧) **સર્દી, મસ્તકશૂળ અને ચોથીઆ તાવ ઉપર**—અગથીઆના પાંત્રાના રસના નાકમાં ટીપા પાડવા. (૨) **આધાશીશી ઉપર**—જ્યાં કપાળ દુઃખતુ હોય તેની વિષમ બાજૂના નાકમાં અગથીઆના પાંત્રાનો, અથવા ફુલોનો રસ પાડવો. એટલે કફ પડી આધાશીશી સારી થાય છે. (૩) **ચિત્તવિભ્રમ ઉપર**—અગથીઆના પાલાના રસમાં ગોળ, સુંઠ અને પીંપર એ ઔષધો મેળવી નસ્ય કરવું. (૪) **કુરશાના** વિષથી પેટમાં ગાંઠ બંધાઈ હોય તો ધોળા અગથીઆની છાલ અરીઠાના પાણીમાં ઘસી પાવી. રોગ નિસ્તોષ થયા પછી ચોખાની પેજમાં ઘી નાંખી તે સુમારે અધશેર આપવી. (૫) **કફવિકાર ઉપર**—રાતા અગથીઆના મૂળનો અથવા છાલનો અંગરસ કાઢી એક તોલાથી બે તોલા સુધી શક્તિ પ્રમાણે આપવો. એ ઔષધ છોકરાંઓને આપવું હોય તો, ફક્ત પાલાનો રસ પાંચ ટીપાં કાઢી મધ નાંખી પાવો. ઉતાર—ખડી સાકરનું પાણી પીવું (૬) **સોજા ઉપર.**—રાતા અગથીઆનાં મૂળ અને કાળા ધંતુરાનાં મૂળ. એ બેને ગરમ પાણીમાં એકત્ર ઘસી શરીરે લેપ કરવો. એટલે સર્વ પ્રકારનો સોજો તાબડતોબ નહીં જેવો થશે. (૭) **વાયુબદ્ધ શરીર હોય તો**—રાતા અગથીઆના મૂળ ઉપરની છાલ ચાર ચણોઠી સુધી લેઈ પાનના બીડામાં દરરોજ ખાવી, એટલે વાતવિકાર કમી થશે. (૮) **છોકરાંઓની સર્દી ઉપર**—છોકરૂં જન્મે ત્યારે શરીરમાં કફનો દોર પ્રગટેલો હોય તો, તેને અગસ્તાના પાલાનો રસ બે ટીપાં કાઢી, તેમાં થોડું મધ નાંખી તે મિશ્રણ આંગળીએ તે છોકરાના તાળવામાં પહોચાડતાંજ સર્વ કફ નીકળી પડે છે અને છોકરૂં હુશિઆર થાય છે; આ વખતે સુયાણીએ (દાઇઆણી) સાવધગિરી રાખવી જોઇએ. (૯) **અપસ્માર ઉપર**—અગથીઆનો રસ, ગોમૂત્ર અને કાળા મરીની ભૂકી નાંખી આપવો. (૧૦) કોઈ પણ ભસ્મને રાતો રંગ (પદ્મરાગ જેવો) આપવામાટે એના પાલાનો રસ કાઢી તેના પુટ આપે છે.

---

## ૬. ઝંઝેટો.

સં૦ અપામાર્ગ મ૦ અઘાડા. હી૦ ચીરચીરી. બોંગા. લટજીરા. પં૦ પુટકંડા. મા૦ આંઘીઝાડા. રા૦ અંધાહોલી. બં૦ આપાંગ. ક૦ ઉત્તરણે. તૈં૦ ઉત્તરેની દુચ્ચીણીકે. તા.

નાંપુરૂવી. મલા૦ કડાલાડી. ફા૦ ખારબાસનોના. અ૦ અત્કમ. ઇં૦ રફ ચાફ્ટી. લા૦ એકીરેંથીસ્ એસ્પિરા.

પરમેશ્વરે વનસ્પતીના શરીરમાં અપાર ગુણ રાખેલા છે. તે ગુણોનો શોધ કરનાર પ્રાચીન ઋષિવર્યોએ અરણ્યમાં રહી, પોતાની બુદ્ધિકૌશલ્યતાથી અનેક વનસ્પતીના ગુણોની શોધ કરી રાખેલા. અને કાળાંતરે થનારી સંતતીની તે વનસ્પતિવિષે હમેશ પૂજ્ય બુદ્ધિ રહે એટકલામાટે તેઓએ કાઇ કાઈ વનસ્પતીને દેવતાઓની પૂજાની કરી લીધી, એમાં તેઓનું અતિશય દૂરદર્શીપણું જણાય છે. પરંતુ આપણો આવી ઉપયોગી વનસ્પતી ઉપર અને સ્વકીય પૌષ્ટિક અને ગુણાવહ ખાદ્ય પેય ઉપર વિશ્વાસ છે કયાં ? આપણા પૈકી કંઈ લોકો પરકીયના ગુલામ થયા છે; એટલે પરકીયનું ઉચ્ચીષ્ટ જો વધે, તો તે તેઓને મિષ્ટાન જણાય છે. આ દુનિઆમાં દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ બીજો કોઇજ ન છતાં, તેનો ધિક્કાર કરી શકિત આવવા માટે "કાડલીવ્હર ઓઇલ" (મચ્છનું તેલ)જ તેઓને સારૂં અને પૌષ્ટિક જણાવા લાગ્યું છે. એ તો એમ, પરંતુ નહાનાં નહાનાં છોકરાઓને જોઇતો દુધ જેવો પૌષ્ટિક પદાર્થ નહીં આપતાં ચાહીનું શકિતહારક ગરમ પાણીજ સવારમાં આપવાનો ઘણાકોએ પરિપાઠ પાડેલો છે. ત્યારે ધન્ય છે કે નહીં, આપણા આ લોકોની શાણપણાની વૃત્તીને !! આવા વિપરીત આચરણનું પરિણામ પણ વિપરીતજ આવનાર છે એ કહેવુંજ નહીં. પરંતુ હજીપણ લોકોની આંખો ઉઘડતી નથી એ આશ્ચર્ય કહેવાયજ! આ તેમના વિપરીત આચરણથી બીજા પુષ્કળ લોકોનું પણ મન, પરકીય વસ્તુઉપર વળી ગયેલું જણાય છે, એ માત્ર ઘણીજ ખરાબ અને દેશ ધુળમાં મેળવી નાંખનારી વાત છે. લોકોનું દૂષિત મન સ્વચ્છ કરવા માટે આ જે અપામાર્ગ (સ્વચ્છ કરનાર), તેનું આ વર્ણન પરિણામે થોડું હિતકર થશે એવું સમજવું. **ઝંઝેટો**—ધોળો, રાતો અને પાણ અઘેડા (નદી, તળાવને કીનારે અથવા પાણીની ભેજવાળી જગામાં થનારો) એવા ત્રણ પ્રકાર છે. એ ઝાડ સર્વત્ર થાય છે. ઝંઝેટાનું ઝાડ દંતધાવન (દાંતણ) માટે ઘણુ-જ ઉપયોગી છે. ઝંઝેટાનો ખાર થાય છે; તેને "અપામાર્ગક્ષાર" એવું કહે છે. આ ક્ષારમા કપડા સાફ કરવાનો ગુણ છે, એટલે એને "અપામાર્ગ" (સ્વચ્છ) કરનાર એવું સંસ્કૃતમાં નામ છે. પૂર્વે ધોબી લોક આ ક્ષારનો ઉપયોગ કરતા હતા. **ધોળો ઝંઝેટો**—કડવો. ઉષ્ણ, સારક, ગ્રાહક, કિંચિત તીખો, કાંતિકારક, પાચક અને અગ્નિદીપક છે; અને નસ્ય, ઉલટી એ વિષયમાં પ્રશસ્ત, અને કફ, કંડુ, ઉદર, અર્શ, રકતદોષ, મેદ્ઘરોગ, વાયુ. શિબી, અપચી, દદ્રુ, ઉલટી અને આમ એનો નાશ કરે છે. **રાતો ઝંઝેટો**—કિંચિત તીખો, શીતળ, મળાવષ્ટંભક, ઉલટીકર, વાયૂ, અને વિષ્ટંભ એનો કરનાર અને રૂક્ષ છે; તથા વ્રણ, વાયુ, વિષ, કફ, કંડુ, એમનો નાશ કરે છે. **એના બી**—રસકાળે અને પાકકાળે દૂર્જર, મીઠાં, શીતલ, મલાવષ્ટંભકર, રૂક્ષ, ઉલટી કરાવનાર અને પિત્તનાશક છે; અને ઉધરસનો નાશ કરે છે. **પાણ અઘેડો**—(ભેજવાળી જગામાં થનારો) તીખો છે, અને સોજો, વાયુ. કફ, ઉધરસ, શોષ એનો નાશ કરે છે. (૧) **વીછીના દંશ ઉપર**—ઝંઝેટાની છાલ અથવા મૂળ પાણીમાં ઘસી દંશ ઉપર ચોપડવુ. અથવા ઝંઝેટાના મૂળ પાણીમાં ઘસી, તે પાણી ગાળી એ પાણી કડવું લાગે ત્યાં સુધી થોડુ થોડુ પીવાને આપવું. પાણી કડવું લાગે કે વિષ ઉતર્યું એમ સમજવું. (૨) **ઉંદરના વિષઉપર:**—ઝંઝેટાની અંતરછાલનો રસ કાઢી તે મધમાં સાત દિવસ ચાટવું. અથવા ઝંઝેટાના બીયાં મધમાં ચાટવા (૩) **કૂત્રાના વિષ ઉપર**—ઝંઝેટાનાં મૂળ ૧ તોલો વાટી મધ સાથે ચાટવા અને કુંવરનૂ લાંબ અને સીંધવ, દંશ ઉપર બાંધવું. એટલે ત્રણ દિવસમાં વિષ ઉતરી જશે. (૪) **દંતશૂળ ઉપર**—ઝંઝેટાનો રસ ચોપડવો. (૫) **કર્ણનાદ ઉપર**—ઝંઝેટાના ક્ષારનું પાણી અને ઝંઝેટાનો કલ્ક, (ચટણી) એમાં તલનું તેલ સિધ્ધ કરવું તે કાનમાં ઘાલવાથી કર્ણનાદ અને બધિરતા એ જાય છે. (૬) **આંખ દુઃખવા**

**આવે છે તે ઉપર:**—ઝંઝેટાના મૂળીઆંનું ચૂર્ણ અને થોડો સીંધવ, તાંબાના વાસણમાં ઘાલી દહીની અંદર ખલ કરવું અને તેનું અંજન કરવું. (૭) **આંખમાં ફુલ પડે છે તે ઉપર:**—ઝંઝેટાનાં મૂળ મધમા ઘસી અંજન કરવું. (૮) **રતાંધળા ઉપર:**—સંધ્યાકાળે ભોજન કર્યા પછી ઝંઝેટાના મૂળ, સુમારે ૧ તોલા સુધી ખાવા આપી ઉંઘી જવા કહેવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. (૯) **પિત્ત ઉપર:**—ઝંઝેટાનાં બી રાત્રે છાશમાં પાલાળી રાખી, સવારે વાટી પીવામાં ઉપયોગ કરવો. એટલે પિત્ત નીકલશે અથવા શમસે. ઉપર ભાત અને ઘી ખાવું. (૧૦) **કફ ઉપર:**—ઝંઝેટાનું ઝાડ મૂળ સુધ્ધા બાળી તેની રાખ કરી, એક તોલાથી બે તોલા સુધી મધમાં ખાવી; એટલે કફનો નાશ થાય છે. એજ રાખ, પાણી અને ગોળમાં આપવાથી, જળોદર અથવા બીજે અંગમાં થએલો સોજો ઉતરશે. (૧૧) **ચોથીઆ તાવ ઉપર:**—કુમારીકાએ કાંતેલા સુતરે રવીવારે ઝંઝેટાનું મૂળ ચોથીઆ તાવથી પીડીત માણસના હાથે બાંધવૂં. (૧૨) **રકતાર્શ ઉપર:**—ઝંઝેટાના બી ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. એટલે રકત મૂળવ્યાધિનો નાશ થાય છે. (૧૩) **મસ્તક રોગ ઉપર:**—ઝંઝેટાના બીઆંની દૂધમાં ખીર કરી ખાવા આપવી. એટલે મસ્તક રોગનો નાશ થાય છે. એ ખીર ખાવાથી ઘણા દિવસ ભૂખ લાગતી નથી. (૧૪) **મોરચી ઉપર:**—ઝંઝેટાનાં મૂળ પાણીમાં ઉકાળી પીવા માટે આપવાં. અથવા બીઆંનો કલ્ક કરી તે ચોખાના ધોવરામણમાં પાવો. (૧૫) **કામીણ રોગ ઉપર:**—ઝંઝેટાનાં મૂળ છાશમાં ઉકાળી પાવાં. (૧૬) **પુષ્પાવરોધ ઉપર:**—ઝંઝેટાના મૂળ ધારણ કરવાથી પુષ્પાવરોધ, યોનિશૂળ, એનો નાશ થાય છે. (૧૭) **કરોળીઆ ઉપર:**—ઝંઝેટાના ક્ષારના પાણીમાં, માલ કાંગણીનુ તેલ ઘાલી તે તેલ સિદ્ધ કરવું અને પછી ચોપડવું. (૧૮) **ઉપદંશ ઉપર:**—ઝંઝેટાનું ઝાડ મૂળ સુદ્ધાં ઉખેડી લાવી તેના મૂળ કાપી કાઢી તેનો રસ ૪ તોલા કાઢવો. અને તેમાં જીરાની ભૂકી પોણો તોલો નાંખી તે પીવા આપવું. પથ્ય મીઠા તથા ગળપણ વગરનો મોળો ખોરાક આપવો એ પ્રમાણે સાત દિવસ આપવું. એનો ઉતાર—ઓરડીના અથવા જાસુસના પાલાનો રસ આપવો. એટલે આગ શમન થશે. (૧૯) **પેટ દુઃખતું હોય તે ઉપર:**—ઝંઝેટાના ચાર પાંચ પાંત્રા ચાવી ખાવા અથવા તેનો રસ પીવો. (૨૦) **જલદીથી પ્રસવ ન થતો હોય તો:**—રવિવારે પુષ્ય નક્ષત્રમાં સ્નાન કરી, ઝંઝેટાના મૂળ કાઢી લાવવાં. અને તે ઉંધા ટાંગી મુકવાં. એ મૂળ જે સ્ત્રીને પ્રસવ જલદીથી નહી થતો હોય તેને અંબોડે બાંધવાથી પ્રસવ જલદી થાય છે. પ્રસવ થયા પછી તાબડતોબ તે કાઢી લેઈ વહેતા પાણીમાં નાંખી દેવા. વાર કરવાથી ગર્ભાશય બાહાર પડવાનો સંભવ છે. ધોળા ઝંઝેટાના મૂળો કંબરે બાંધવાં. એનો પણ ગુણ છે. (૨૧) **કંઠકુબ્જ સન્નિપાત ઉપર:**—ઝંઝેટાનો રસ અને પીંપર એનો નસ્ય આપવો. (૨૨) **ઉધરસ ઉપર:**—ઝંઝેટાનું ચૂર્ણ એક ટાંક અને મરી એક ટાંક, એ એકત્ર કરી મધમાં ચાટવા. (૨૩) **કફજવર ઉપર:**—ઝંઝેટાનાં પંચાંગનો કાઢો, ત્રણ માસ પર્યંત મધ નાંખી આપવો. (૨૪) **ચોથીઆ તાવ ઉપર:**—રવિવારે ઝંઝેટાનો પાલો લાવી ગોળમાં વાટી ગોળીઓ કરી રાખવી. ગોળી, તાવ આવ્યાના પૂર્વે આપવી. (૨૫) **નાસાર્શ ઉપર:**—ઝંઝેટાનાં બી, સીંધવ અને ચુલા ઉપરનો ધુમાસ એ તેલમાં નાંખી તે તેલ પાકુ કરવું. અને ગાળી લેઈ નાકમાં ટીપા પાડવા. (૨૬)**અપામાર્ગ ક્ષાર:**—ઝંઝેટાનાં ઝાડો લાવી બાળવા. પછી તેની રાખ કરી માટીના વાસણમાં ઘાલવી. તેમાં રાખથી ચોગણું પાણી નાંખી ખુબ હલાવવી. પછી તે આખી રાત રાખી, પ્રાતઃકાળમાં તે ઉપરનું નીતર્યું પાણી, લોખંડની કઢાઈમાં કાઢી, કઢાઈ નીચે તાપ કરવો; તેથી તેમાંનું પાણી બળી જઈ કઢાઈના તળીએ ધોળો ક્ષાર, વળગી રહેશે તે કાઢી લેવો. આ રીતીએ બીજા ક્ષાર વૃક્ષોનો ક્ષાર કરવો. (૨૭) **પાનથરી ઉપર:**—ઝંઝેટાનો ક્ષાર ગોળમાં કાલવી ખાવો.

## ૭. અજગરી.

સં૦ ગુ૦ મ૦ અજગરી.

પારો બાંધવા વિષે જે ચોસઠ વલ્લી કહેલી છે તેમાં આ એક છે. એના અંગ ઉપર મંડળ હોય છે, અને એ અજગર નામક સર્પ જેવી દેખાય છે. આ વેલાની લંબાઈ ૫–૬ હાથ હોઇ તે રસભરિત હોય છે, અને એના ઉપર પાંદડાં થોડાંજ હોય છે. **ઉપયોગ**—એ વેલો કાર્તિક માસની પૂર્ણિમાના દિવસે લાવી તેના તુકડા કરવા. અને તે દૂધમાં નાંખી ઉકાળી તે દૂધ પ્રાશન કરવું અને પરેજી પાળવી એટલે એના સેવનથી શરીર બળકટ થાય છે, કાંતિ સારી થાય છે. અને આયુષ્ય વધે છે; એવું સુશ્રુતાચાર્યે કહેલું છે.

---

## ૮. અંજન.

અંજનનાં ઝાડ કોંકણ પ્રાંતમાં ઘણાંજ થાય છે. આ વૃક્ષો સાધારણ દશ બાર હાથ ઉંચાઈનાં હોય છે. એની ડાળીઓને મોર આવી સુંદર જાંબુઆ રંગનાં ફુલો આવે છે; એનાં પાંદડાંમાંથી પીળો રંગ ઉત્પન્ન થાય છે.

---

## ૯. અંજની.

એ ઝાડો ફક્ત ખાનદેશમાંજ જોવામાં આવે છે. એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એનાં પાંદડાં સરગવાના પાંદડાં જેવાં, પરંતુ તે કરતાં નહાનાં હોય છે. એને ઝીણી સીંગો આવે છે. એનું લાકડું ઇમારત બાંધવામાં સારૂં છે. આ ઝાડના પાંત્રા ઢોરોને ખાવાને ઉપયોગી છે. ઘાસનો દુકાળ પડે છે ત્યારે, આ પાંદડાં ખાઈ ઢોર જીવે છે, એવો આ વૃક્ષનો મોટો ઉપયોગ છે. તેમજ તેની છાલ પણ ઉપયોગી છે. તેનાં દોરડા થાય છે. (૧) **પ્રમેહ ઉપર**—અંજનીના મૂળનું દૂધ અથવા પાંદડાંનો રસ કાઢી આપવો. અંજનીના પાંદડાંનો આંખોમાંના રોગમાં ઉપયોગ થાય છે એવું કળે છે.

---

## ૧૦. ખોડી અજમોદ.

સં૦ મ૦ ક૦ અજમોદા. હીં૦ અજમોદ. બં૦ વનયમાની. તૈ૦ આજામોદા. ફા૦ કરપસ. અ૦ હવલર્તુક કેરફસ. ઈં૦ સેલેરીસીડ. લા૦ એપીયમ્ ગ્રેવીયોલેન્સ.

આ એક અજમાનો ભેદ છે. એ ઝાડ સાંવત્સરિક છે. એ ઝાડ હિંદુસ્તાનમાં પુષ્કળ ઠેકાણે થાય છે. બંગાલામાં એની ઉત્પત્તિ ઘણીકરે છે. એની ઉંચાઈ સુમારે દોઢ હાથ હોય છે. એને ધોળા રંગનાં બારિક ફુલો આવે છે. **અજમોદ:**—રૂચિકર, દીપક, તીખો, રૂક્ષ, ગરમ, વિદાહક, હૃદ્ય, વૃષ્ય, બલકર, લઘુ, કડુ, મલસ્તંભક, ગ્રાહક પાચક એવો છે; અને આધ્માન, શૂલ, કફ, વાયુ, અરૂચિ, ઉદરરોગ, કૃમિ, ઉલટી, નેત્રરોગ, બસ્તિશૂળ, દંતરોગ, ગુલ્મ અને શુક્રદોષ એનો નાશ કરે છે. (૧) **મધુરા ઉપર**—અજમોદનું ચૂર્ણ કરી તે મધમાં કાલવી. આપવું (૨) **શૂળ એટલે પેટ દુઃખતું હોય તે ઉપરઃ**—અજમોદ ગરમ પાણીમાં સેવન કરવી. (૩) **અતિસાર ઉપરઃ**—અજમોદ, મોચરસ, આદુ, ધાયટીના ફુલ, એનું ચૂર્ણ કરી, તેમાં પાણી નહીં નાંખતા જમાવેલા, ગાયના દહીમાં આપવો. એટલે પાણી જેવો અને ધોળો એવો પ્રવાહ જે અતિસારનો હોય છે તે પણ બંધ થાય છે. (૪) **વાતવિકાર ઉપરઃ**—અજમોદ, પીંપર, રાસ્ના, ગળો, સુંઠ, સોંપ, (સુવા) અશ્વગંધ અને શતાવરી એનું ચૂર્ણ કરી, તે ઘીમાં આપવું. એટલે હૃદય, કુખ, કોઠ અને કંઠ એમાંના વાતવિકારનો ઘણા વેગથી નાશ કરશે. (૫) **અજીર્ણ અને શૂળ ઉપરઃ**—અજમોદ, હરીતકી, પહાડમૂળ, શુંઠ, મરી પીંપર, અને જીરૂં એનું ચૂર્ણ કરી તે ગરમ પાણી સાથે આપવું. (૬) **ગર્ભિણીનો જઠરાગ્નિ પ્રદિપ્ત થવા માટેઃ**—અજમોદ, શુંઠ, પીંપર અને જીરૂં એનું ચૂર્ણ મધમાં આપવું. (૭) **અજમોદાદિવટી સર્વ વાયુ ઉપરઃ**—અજમોદ, વાવડીંગ, પીંપર, વરીઆળી, નાગરમોથ, મરી અને સીંધવ એ એકેક ભાગ, હરીતકી ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ,

વૃદ્ધદારૂ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૬ ભાગ, એ પ્રમાણે સર્વેનું ચૂર્ણ કરવું અને ચૂર્ણથી બમણો ગોળ લેઇ, તેના પાકમાં ગોળીઓ, બોરના ઠળીઆ જેવડી કરવી. એ ગોળી ગરમ પાણી સાથે આપવી. એટલે સર્વ પ્રકારના વાયુનો નાશ થાય છે. (૮) **જીર્ણજ્વર, સાંદું અને શરીરમાં ટાઢ આવે છે તે ઉપર**—અજમોદ ચાર માસા નિત્ય પ્રાતઃકાળે અને સાયંકાળે થંડા પાણી સાણી સાથે, ચાવ્યા શીવાય એમને એમ ગળી જવું.

## ૧૧. અજવલા.

સં૦ ક્ષુદ્રપર્ણાર્જક. અર્જક મ૦ અજવલા. ક્રા૦ માલીતુળસ. હી૦ અજબલા. ક૦ કગોલે. તૈ૦ કારૂતુલસી. ફા૦ પલંગમુષ્ક. અ૦ ફરંજમુષ્ક. લા૦ ઓસીયમ્ગ્રેટીસીમમ્.

એનો ધોળો અને કાળો એવા બે પ્રકાર છે. તેમાં ધોળા અજવલાને "માલી તુલસ" અને કાળા અજવલાને "કાળોળી માલી તુલસ" એવું કહે છે. એ ઝાડ સુમારે હાથ દોઢ હાત ઉંચુ વધે છે. એના પાંદડાં તુળસીના પાંદડાં કરતાં મોટાં હોય છે અને માજર લાંબી આવે છે. **અજવલા**—તીખો, ગરમ, થંડો, દાહકર, પ્રિય, રૂક્ષ, રૂચ્ય, દીપક, પાક વખતે લઘુ, પિત્તકર, કડવો, મધુર, સુખે પ્રસવ કરનાર, વ્રણવિષે હિતકર; અને વાયુ, કફ, નેત્રરોગ, મૂત્રકૃચ્છ્ર, અરૂચિ, વિષરોગ, કૃમિ, રક્તદોષ, દમ, ઉધરસ, દદ્રુ, હૃદ્રોગ, પાર્શ્વશૂળ, જ્વર, કંડુ, કુષ્ટ અને ઉલટી એનો નાશ કરે છે. (૧) **પેટ દુઃખતું હોય તે ઉપરઃ**—અજવલાનો રસ આપવો. (૨) **છોકરાની ઉલટી ઉપર**—અજવલાનાં બી વાટી મધમાં આપવાં. (૩) **પ્રદર ઉપર—અજવલાના પાંદડાંનો રસ** ચોખાના ધોવણમાં આપવો.

## ૧૨. અજમો.

સં૦ યવાની. મ૦ ઓવા. હી૦ અજવાઈન. **અજમાઈન.** બં૦ વમાની. યોયાન. ક૦ અજવાન. ઓમુ. ઓડુ. તૈ૦ ઓમામુ. ઓમમી. તા૦ **મલા૦** ઓમં. અમન. તુ૦. ઓમા. ફા૦ નાનુખા. **અ૦** બકમૂત મુલૂકી. ઈં૦ બિશપ્સવિડસીડ લા૦ કેરમ્ કાપ્ટીકમ્.

અજમો ખેતરોમાં થાય છે. એનો છોડ આશરે હાથ દોઢ હાથ ઉંચો વધે છે. અજમો પ્રસિદ્ધ છે. એનો ઓષધમાં પુષ્કળ ઉપયોગ થાય છે. અજમામાંથી એક પ્રકારનું સત્વ કાઢે છે, તેને અજમાનાં ફુલ કહે છે. એ મધ્ય હિંદુસ્થાનના ઉજ્જયની શહેરમાં કાઢે છે. અજમો તીખો, કડવો, રૂચિકર, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, પિત્તકર, તીક્ષ્ણ, લઘુ, હૃદ્ય, સારક, અને વૃષ્ય છે; તથા વાતાર્શ, કફ, શૂળ, આધ્માન, વાંતિ, કૃમિ, શુક્રદોષ, ઉદર, આનાહ, હૃદ્રોગ, પ્લીહા, ગુલ્મ, દંદ્રુજરોગ અને આમવાત એનો નાશ કરે છે.

(૧) **પેટપીડ, નળ, ઉધરસ અને અજીર્ણ ઉપર.**—અજમો ખાઈ ઉપર ગરમ પાણીનો ઘુંટડો પીવો. (૨) **શીતપિત્ત ઉપર.**—અજમો ખાવો. (૩) **સળકમ અને મસ્તકશૂળ ઉપર.** અજમાનું ચૂર્ણ કરી તે કપડામાં બાંધી ઉંઘતી વેળાએ સુંઘઉં અથવા અજમાની બીડી કરી નાકે પીવી. (૪) **બહુ મૂત્ર ઉપર.**—અજમો અને તલ એકત્ર કરી આપવા. (૫) **ગરમી ઉપર.**—અજમો સાકરમાં ખાવો. (૬) ઉધરસ કાસ અને કફજ્વર એ ઉપર.—અજમો, પીંપર. અરડુસો અને ખસખસ એનો કાઢો આપવો. (૭) **કફગુલ્મ ઉપર.**—અજમાનું ચૂર્ણ અને બિડલોણ છાશમાં નાંખી આપવું.

## ૧૩. અડદ.

સં૦ માષ. મ૦ ઉડીદ. હીં૦ ઉરદ. ક૦ ઉદ્દુ. તૈ૦ મીનુઉલુ—મુલુ તા૦ ઉલંદુ. **મલા૦** ઉલુન્તુ. તુ૦ ઉર્દુ. ફા૦ અ૦ માષ. ઇં૦ કિડની બીન. લા૦ ફેસીઓલસ્ રેડીએટસ્. ફેસીઓલસ્રોકસ્ બુર્ઘીઆઈ.

આ એક દ્વિદલ ધાન્ય છે. એ આખા હિંદુસ્થાનમાં કમી જાસ્ત ઉત્પન્ન થાય છે. એનો

છોડ સુમારે હાથભર ઉંચો વધે છે. અડદનાં પાંત્રા બીલીના જેવાં ત્રીદલ અને સેહેજ નાનાં હોઈ ગોલ હોય છે. એની ડાળીને ફૂલ આવી શીંગો લાગે છે. શીંગો જૂની થયા પછી એ ઝાડો કાપી સુકાવવા નાંખે છે. પછી દાણા સારા સુકાયા પછી તે એકઠા કરે છે. અડદનો રંગ કાળો છે; પરંતુ તેની દાળ ધોળી હોય છે. ઉપરની છાલ માત્ર કાળી હોય છે. અડદ પૌષ્ટિક અને શીતળ છે. એના પુષ્કળ પદાર્થો બને છે. અડદ ઢોરને ખવરાવવથી તે પુષ્ટ થાય છે. દાણા કાઢી લીધા પછી ઝાડનો અને ડાંખળીનો ભૂકો, ઢોરો ઘણા આનંદથીખાયછે. દુઝણી ગાય અથવા ભેસને અડદ ખવરાવવાથી વધારે દૂધ દે છે. **અડદઃ**—સ્નિગ્ધ, શોષક, ઉષ્ણ, કફકારક, વૃષ્ય, પિત્તને કોપવનાર, રેચક, જડ, બલકર, સંતર્પણ, સ્વાદુ, પૌષ્ટિક, મૂત્રલ, શુક્રલ, મલભેદક. દૂધ ઉત્પન્ન કરનાર, માંસને વધારનાર,. મેદવર્ધક; અને દમ, શ્રમ, પરિણામશૂળ, આર્દિતવાયુ, અને અર્શ એનો નાશ કરે છે. (૧.) **અડદનાં વડા**:—અડદની દાળ પાણીમાં પલાળી રાખી વાટવી અને તેમાં મીઠું, મરી, હીંગ, જીરૂં એ પદાર્થ નાખી, તે વાટેલી દાળનાં વડાં કરવાં. તે ઘીમાં અથવા તેલમાં તળીને ખાવાં; એટલે વાયુ, આર્દિત વાયુ (મોઢું વાંકું થઈ જવું), અરૂચિ, દુર્બલપણું, ક્ષય, અન્ન અને દ્રવ શૂળ એનો નાશ થાય છે. અડદની દાળ વાટી દહીમાં મેળવી વડાં કરી તળવાં; તે સેવન કરવાથી, તે પુરૂષને હિતાવહ, બળકારક અને ધાતુવર્ધક છે. (૨) **પુષ્ટતા ઉપર અડદનાં લાડુ**:—અડદની દાળનો લોટ, ઘઉંનો લોટ, ચોખાનો લોટ અને પીંપરનું ચૂર્ણ, એ ચાર ચાર તોલા પ્રમાણે લેઈ એકત્ર કરવું, તેનાથી અરધું ઘી તેમાં નાંખવું. પછી સારી રીતે શેકી, પછી બધાના સમભાગ સાકર અને સાકરથી બમણું પાણી નાંખી, પાક કરી, તેના લાડુ, ચાર ચાર તોલા વજનના બાંધી, તે લાડુ રાત્રે ઉંઘતી વેળાએ ખાઈ, તે ઉપર ૧૬ તોલા દૂધ પીવું અને ખાટા, ખારા, તેલવાળા, વગેરે પદાર્થ વર્જ કરવા; એટલે પુષ્ટતા આવે છે અને ક્ષીણ બલ થતું નથી. (૩) **રક્તપિત્ત ઉપર**:—અડદનો લોટ અને રેશમી વસ્ત્રની રાખ પાણીમાં મેળવી મસ્તકે લેપ કરવો. (૪) **ઉચકી ઉપર**:—અડદ અને હળદર એનું ચૂર્ણ અને તાગ (સણ)નો ધુમાડો પ્રાશન કરવાથી તે ઉચકીનો નાશ કરે છે. (૫) **વાળા ઉપર**:—વાળાનો ફોલ્લો થઈ આવ્યો હોય તો તે ઉપર અડદના લોટમાં પાણી નાંખી, તે લોટ ગરમ કરી તે ફોલ્લા ઉપર ચોપડવો. તે ઉપર થોડા સોય કે સળીથી ગોદા કરી, તે પર ગરમ તેલનાં, એક પછી એક એમ ટીપાં પાડવાં; એટલે તરતજ તે ફોલ્લો ફુટી વાળો એકત્ર થઈ બહાર પડે છે અને ફોલ્લો સારો થાય છે. (૬) **ધાત જાય તેને માટે**:—અડદની દાળનો લોટ ૪ પૈશાભાર; ગાયના દૂધમાં બાફી તેમાં થોડું ઘી નાંખી ગરમ ગરમ આપવો. દિવસ ૭. (૭) **પુષ્ટતાને માટે**:—અડદની દાળને ગાયના તાજા દૂધના અથવા ધોળી શેરડીના રસના ૨૧ પુટ દેઇ, પછી તે દાળ દળી લોટ કરી રાખવો અને પ્રાતઃકાળમાં ગાયનું દૂધ પાશેરલેઈ, તેમાં તે લોટ એક તોલો અથવા દોઢ તોલો મેળવી તે દૂધ સારૂ ઉકાળવું, અને ઉકળવા માંડે એટલે તેમાં ખડી સાકર બે તોલા સુધી અને તાજું ઘી, બદામ, ચારોળી, જાયફલ, એલચી, વિગેરે મસાલો નાંખી સેવન કરવું. (૮) **નાસારોગ ઉપર**:—અડદનો લોટ, અને કપૂર અને રાતા રેશમી કપડાની રાખ પાણીમાં મેળવી મસ્તકે લેપ કરવો.

---

## ૧૪. અતિવિષ.

સં૦ અતિવિષા. મ૦ અતિવિષ. હીં. અતીસ. બં૦ આતઇચ અતિબજી. તૈ૦ અતિવાસા. લા૦ એકોનીટમ્ હિટરોફાઇલિમ્.

અતિવિષનાં ઝાડો હિમાલયના ઉપર અને એની આશપાશના પ્રદેશમાં ડુંગરો ઉપર થાય છે. એ ઝાડનાં મૂળીઆં અથવા કંદ કાઢી લાવે છે; તેને અતિવિષ કહે છે. એમાં **ધોળો, કાળો** અને **પીળો** એવા ત્રણ પ્રકાર છે. એની છાલ કપડાં રંગવાના કામમાં ઉપયોગી

છે. ઔષધોમાં ધોળાનોજ ઉપયોગ થાય છે. **અતિવિષ** ઘણુંજ કડવું હોય છે. અતિવિષ, **સર્વ પ્રકારના જ્વરોઉપર** ઉત્તમ ઔષધ છે. એ નહાંનાં બાલકોના ઔષધોમાં ઘણુંજ આવે છે. બાળકોના દર્દમાં અતિવિષ ઔષધ મુખ્ય છે. **અતિવિષ.**—કિંચિત ઉષ્ણ, તીક્ષણ, અગ્નિદીપક, ગ્રાહિ, ત્રિદોષ, પચવનાર, કફ, પિત્ત, જ્વર, આમાતિસાર, કાસ, વિષ, યકૃત, ઉલટી, તૃષા, કૃમિ, અર્શ, સળકમ, પિત્તોદર, અતિસાર એ સર્વ વ્યાધિઓનો નાશ કરનાર છે. **(૧) બાળકોની ઉધરસ, દમ, તાવ અને ઉલટી ઉપર.**—અતિવિષનું ચૂર્ણ તારતમ્ય જોઈ મધમાં આપવું, (૨) **નાંના બાળકોના તાવ તથા ઉલટી ઉપર.**—અતિવિષ, અને નાગરમોથ એનું ચૂર્ણ મધમાં આપવું. (૩) **પિત્તાતિસાર ઉપર.**—અતિવિષ, કડાની છાલ અને ઇંદ્રજવ, એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવું. (૪) **દમ અને ઉધરસ ઉપર.**—અતિવિષનું ત્રણ અથવા ચાર માસા ચૂર્ણ લઈ, તે મધમાં મેળવી સર્વ રાત્રીમાં ત્રણ અથવા ચાર વખત ચાટવાથી દમ અને ઉધરસ જાય છે. (૫) **સંગ્રહણી, સર્વ જ્વર, અરોચક, અગ્નિમાંદ્ય, એ ઉપર અતિવિષનો કાઢો.**—અતિવિષ, નાગરમોથ, વાળો, ધાયટીનાં ફુલ, કડાની છાલ, લોધ્ર અને પહાડમૂળ એનો કાઢો કરી તે આપવો. એટલે ઉપરના સર્વ રોગ દૂર થઈ ધાતુની વૃદ્ધિ થાય છે. (૬) **તૃષા ઉપર.**—અતિવિસ અને વેખંડ (પાનની જડ) એનો કાઢો આપવો. (૭) **બાળકોના આમાતિસાર ઉપર.**—સુંઠ, અતિવિસ અને નાગરમોથ એનો કાઢો આપવો. (૮) **બાળકોના સર્વ પ્રકારના અતિસાર ઉપર**—અતિવિસનું ચૂર્ણ ગોળમાં અથવા મધમાં આપવું. (૯) **સુવારોગ ઉપર.**—અતિવિષ મધમાં આપવું. (૧૦) **સંગ્રહણી ઉપર.**—અતિવિસ, સુંઠ અને ગળો એનો કાઢો કરી આપવો.

---

## ૧૫. અનંત.

એ ઝાડો ઘણાંજ મોટાં વધે છે. એ ઝાડો કોકણ પ્રાંતમાં ઘણાં મળે છે. એનાં પાંદડાં લાંબાં અને જાડાં હોય છે. એ ઝાડ ઘણુંજ શોભાવંત દેખાય છે. આ ઝાડને ફુલો શ્રાવણ માસમાં તગરના ફુલો જેવાં ઝુંમખાદાર ફુલો આવે છે. એ ફુલો ઘણાંજ શોભાવાળાં દેખાય છે. એનો વાસ સુવાસિક, મધુર આવે છે. એમાં ધોળો અને કાળો એવી બે જાત છે. એ ઝાડ તગરની જાતનું છે. (૧) **નંદ વાયુ ૫પર** (અનંત વાતપર)—જે સ્ત્રિઓ પૂરા મહિના થયા પહેલાં પ્રસુત થાય છે અને તેથી કરી નંદ નામક વાયુ મસ્તકે ચઢે છે, તે યોગેકરી મસ્તક જડ થાય છે, ફરે છે, દીવો લાવવાથી દેખાતું નથી, આંખો આગળ અંધારાં આવે, દાંત ચોંટી જાય, માંથુ ધુંણવા લાગે, તેને—અનંતના ઝાડની ઉત્તર દિશામણીની મૂળાડી (મુળીઉં) કાઢી, થંડા ઊણીમાં ચંદન પ્રમાણે ઘસી, સર્વ મસ્તકને લેપ કરવો. અને તાળવા ઉપર ચોળતાં રહેવું. અને મૂળની એક કકડી અંગોડામાં તાણી બાંધવી. અને શક્તિ પ્રમાણે થંડા પાણીમાં મૂળ ઘસી પાવું પણ ખરૂં. પથ્ય-કુળીત્થ બાફી તેનું પાણી પીવાને માટે આપવું. ગુણ જણાયા પછી ઘી ભાત આપવા. (૨) **સર્પના વિષ ઉપર** અનંતનાં મૂળ અને અરીઠા પાણીમાં ઘસી આપવા. (૩) **પ્રસૂતિ સ્ત્રિઓના મસ્તકશૂળ** ઉપર.—અનંતમૂળ અને ભારંગમૂળ, ગરમ પાણીમાં ઘસી ચોપડવાથી ત્વરિત ગુણ આવે છે; એવો વનૌષધિપ્રકાશકારોના મત છે.

---

## ૧૬. અનનસ.

અનનસના ઝાડને કેવડાના ઝાડ જેવાં પાંદડા હોય છે. એ ઝાડો ઘણું કરી વાડની બાજુએ ઉગે છે. કારણ એ ઝાડના પાંદડાંને કાંટા હોય છે તેથી જનાવરોનો તેમાં નિભાવ થતો નથી. આ ઝાડને મધ્ય ભાગમાં ફળ આવે છે અને એ ફળને અનનસ કહે છે. એના સર્વ અંગે કાંટા હોય છે. એની ડાળીઓ કાપી જમીનમાં વાવવાથી ચોટી જઈ, તેનું ઝાડ થાય છે. એ ફળનો રંગ રાતો અથવા પીળો હોય છે. અનનસનો મુરંબો થાય છે. અનનસ ખા-

વામાં સ્વાદિષ્ઠ હોય છે. એની વચ્ચેનો કઠણ ભાગ કહાડી નાંખવો. તે ખાવાને ઉપયોગી નથી. તે અવગુણ કરે છે. છતાં ખાવામાં આવ્યો હોય તો તે ઉપર કાંદા, દહી અને સક્કર ખાવીં; એટલે બાધ થતો નથી. અનનસના પાંદડાંનાં ઉત્તમ દોરડાં થાય છે. અનનસ, ભુખ્યા હોઇએ ત્યારે કોઈ દિવસ ખાવું નહીં. ખાવાથી વિષ પ્રમાણે અવગુણ કરે છે. અનનસ ગર્ભિણીને વર્જ્ય છે. **અનનસ**—લીલું હોય ત્યારે રૂચિકર, હૃદ્ય, ગુરૂ, કફ, પિત્તકારક અને શ્રમ, કલમ એનું નાશક છે; તેજ **પાકવાથી** મીઠું, પિત્તનાશક, રસવિકાર, આતપવિકાર, એમનું નાશક છે. (૧) **અજીર્ણ ઉપર.**—સારા પાકેલા અનનસનાં બારીક કકડા કરી તે ઉપર મરી અને સીંધવ એની ભૂકી નાંખી ખાવું. (૨) **જંતકૃમિ ઉપર**—અનનસ એકલુંજ ખાવું, એટલે જંત (કૃમિ) નું પાણી થશે. (૩) **બહુ મૂત્રરોગ ઉપર**—પાકેલા અનવસની છાલ અને એમાંના કઠીણ ગાભા કહાડી નાંખી બાકીના ભાગનો રસ કાઢવો. તે રસમાં અંબર, જીરૂં, જાયફળ, પીંપર, અને સંચળની ભૂકી કરી નાંખવી. અંબર કમતી નાંખવો. એ શક્તિ પ્રમાણે આપવું. અથવા અનનસના તુકડા પીંપરનું ચૂર્ણ નાંખીં ખાવા. (૪) **પેટમાં વાળ ગયો હોય તો.**—પાકેલું અનનસ ખાવું, એટલે કેશ જવાથી થનારી પીડા દૂર થાય છે.

---

## ૧૭. અંબાડો.

સં. અંબષ્ઠા. મ. અંબાડા. હી. અંમારી. મોઈઆ. તૈ. પુંડીકુરા. ક. પુંડી. પુડીબીજ. પુંડીયનારૂ. બં. માચીકા. પં. તુસુકડા.

અંબાડાનું ઝાડ મોટું થાય છે. કોકણ અને કર્નાટક એ દેશોમાં આ વૃક્ષ ઘણુંજ થાય છે. એનાં પાંદડાં રામફળીના પાંદડાં જેવાં થાય છે. એનુ લાંકડુ ઇમારતા ઉપયોગમાં આવતું નથી. એનાં ફળ ઘણાં ખાટાં અને લીલી સોપારી જેવડાં મોટાં વધે છે. તેમાં આંબા જેવી ગોટલી હોય છે. એ ફળ ખાંટાં હોય છે. એનો ખટાસ માટે આમલી બદલે ઉપયોગ કરે છે. કાચાં ફળોને મીઠામાં આથે છે. અંબાડાને મોર, આંબા જેવોજ આવે છે. એકજ પદાર્થ સર્વકાળ ખાવાને માણસને ચીડ આવે, માટે તેના સુખ માટે દયાળુ પરમેશ્વરે બીજા ખાટા પદાર્થ: આંમલી, લીંબુ, આંબા (કેરી), કોઠાં, દ્રાક્ષ, કોકમ, બીલો, કરમદાં ઇત્યાદી, ઉત્પન્ન કરી રાખેલાં છે. **અંબાડો.**—ગુરૂ, ઉષ્ણ. તુંરો, ખાટો, રૂચિકારક, સારક, કંઠને હિતકર, પિત્ત, કફ અને રકત એને કરનાર અને આમવાયુ, આમ એનો નાશ કરનાર છે. તે **પાકવાથી** તુરો શીત, જડ, વૃષ્ય, બલકર, મધુર, તૃપ્તિકર, કફકર, સ્નિગ્ધ, ધાતુવર્ધક. મલસ્તંભક; અને વાયુ, કફ, પિત્ત, રક્તદોષ, દાહ ક્ષતરોગ અને ક્ષય એનો નાશક છે. એના કુમળાં પાંત્રાં—રૂચિકર, ગ્રાહક અને અગ્નિદીપક છે. (૧) **અમ્લપિત્ત ઉપર.**—અંબાડાનાં કુમળાં પાંદડાં લાવી, તેનો રસ કાઢી એક તોલો રસમાં ૫ તોળા ખડીસાકર અને ચાર ચણોઠીભાર મરીની ભૂકી નાંખી આપવું. આ ઔષધ સાત દિવસ, દિવસમાં બે વખત આપવું. પરેજી પાળવી. **બાગ્યાઘણસના વિષ ઉપર.**—અંબાડાના ઝાડની છાલ ત્રણ ભાગ, કુણકાની છાલ બે ભાગ, ખડચંપાની છાલ એક ભાગ લઈ તેનો રસ કાઢવો. તેમાં ઘણસરીનૂં મૂળ ઘસી, જનાવરને પ્રત્યેક વખતે અધશેરથી એક શેર સુધી, અને માણસને નવટાંકથી પાસેર પર્યંત શક્તિ પ્રમાણે આપવું. એ ઔષધ વિષનું જોર કમી થાય ત્યાં સુધી બે ત્રણ વખત આપવું મનુષ્યને ઉતાર ઘી અને ભાત.

---

## (૧૮ અબઇ આબુવો.)

( સં. મહાશિંબી. )

આ વેલાનાં ખરસબળ, કાયતેવાલ, પહારી, એવાં મરાઠીમાં નામો છે. એ બહુ વધે છે. એ મૃગ નક્ષત્રના સુમારે વાવવામાં આવે છે. આશ્વિનના સુમારમાં તેને સીંગો આવે છે. તે સુમારે પોણો હાથ લાંબો હોઈ, છેવટે કોયતા જેવી વાંકી હોય છે. તેનું શાક કરે છે. અને

મોઢામાં પણ અથાય છે. એ શીંગો કુમળી હોય ત્યારેજ ખાવાને ઉપયોગી હોય છે. એમાં ઘણો સ્વાદ હોઈ, શાક ઘણું ખાવાથી પેટ ચડે છે, અથવા બીજો ઉપદ્રવ થાય છે. એ શાક બાફી એકવાર છુટું કરી નાંખવું જોઈએ. આબુવો.— ધોળો અને રાતો—જડ, સીતળ, કફકર, રસવખતે મધુર, બલકર; અને પિત્ત વાયુ, એનો નાશ કરે છે. કાળો આબુવો—ગરમ, ગુરૂ, બલવાન, રૂચિપ્રદ, શુક્રવૃદ્ધિકારક, અગ્નિમાંદ્યજનક, મલસ્તંભક, તુરો, માદક અને કફવાતનાશક તથા પિત્ત કરનાર છે. (૧) **પ્લીહોદર એટલે પેટમાં ગાંઠ થાય છે તે ઉપર**—અબઈનો પાલો ગોમૂત્રમાં ઉકાળી આપવો. દિવસ ૭. (૨) **રેચકને માટે.**—અબઇનો રસ પ્રથમ આપી, પછી ઉપર કારેલીનો રસ આપવો. એ ઔષધ શકિત જોઈ નવટાંક સુધી આપવું. ઉતાર ઘી.

## ( ૧૯ અબોલી. )

( સં. અમ્લાન. )

કોરાંટી પ્રમાણેજ એ ઝાડ થાય છે. એ ઝાડ હાથ દોઢ હાથ ઉંચુ વધે છે. એને રાતા કિંવા પીળાં ફૂલો બાર માસી આવે છે. એ ફૂલો નહાનાં હોય છે. ફૂલમાં સુગંધ નથી. **અબોલી.**—કડવી, ઉષ્ણ, વર્ણકર, સુંદરતાકારક એવી છે; અને વાયુ, સોજો, તાવ, શૂળ, આધ્માન, દમ, ઉધરસ, મુખરોગ, બસ્તિ (યોની) રોગ એનો નાશ કરે છે. (૧) **ધોળી ધુપણી ઉપર**—એનાં મૂળ ૧ તોલો લઈ દૂધમાં બાફી, તે સુમારે છટાંક આપવાં.

## ૨૦ અમરવેલ.

સં. અમરવલ્લરી. મ૦ અમરવેલ, આકાશવેલ, અંતરવેલ, સોનવેલ, હીં૦ અમરેવલ, આકાશવેલ, બં૦ આલોકલતો, આકાશવેલ, ક૦ બેળુબળી, નેલમુદબળી, શાવીગેબળી, અમરબળી, તૈ૦ ઇંદ્રજાળ, પાચિતિચે, તા૦ કોતાન, ઈદીરાવલ્લી, નાંદે, મા૦ આકાશબળી. ફા૦ કનવાલૂ, બ્યુલાસીઈ, અ૦ અફ્નીમૂત. બા. કસકુટારીફૂલેક્સા.

આંબાના ઝાડ ઉપર એક વેલ પ્રમાણે વનસ્પતિ ઉગે છે; તેને અમરવેલ એમ કહે છે. આ વેલીનાં મૂળ તે વૃક્ષામાંજ હોય છે. જે પ્રમાણે વૃક્ષાદની (વાંદો) હોય છે, તે પ્રમાણેજ એ વેલ હોય છે. **અમરવેલ**—એ કિંચિત તીખી, મધુર, પ્રિય, અગ્નિદીપક એવી હોય છે. નેત્રરોગ, કફ, આમ અને પિત્ત એનો નાશ કરે છે.

## ૨૧. અંમલબેદ.

સ૦ **અમ્લવેતસ્.** વ૦ સુળનીંબુ, હીં. અમ્લવેતસ્. થૈકલ. ક૦ અમ્લવેતસ્. ફા૦ તુર્ષક. ઇં૦ કૉનમસારેલ. લા૦ એસીડોઝેફાલીઆ.

બીજોરા જેવી આ એક લીંબુની જાત છે. અંમલબેદનાં ઝાડો કાસી પાસે થાય છે. એ ફળ ઘણુજ ખાટું છે. એનો પાકેલા આંબા જેવો વાસ આવે છે. આ ફળમાં પોલાદની સોય ઘોંચી રાખી હોય તો તે ગળી જાય છે એવો એ ફળનો પ્રભાવ છે. અંમલબેદ એ પેટમાંના રોગો ઉપર અને ગુલ્મ વગેરે રોગો ઉપર ઉરતાદ છે. ઘણાં ઔષધોમાં એનો રસાયનો જેવો ઉપયોગ થાય છે. **અંમલબેદ**—એ તુરૂ, ખાટુ, કડવું, તીખું, અગ્નિદીપક, ઉષ્ણ, લઘુ, રૂક્ષ, પથ્યકાહક, મળનો ભેદ કરનાર એવું છે. અને કફવાત, કફાર્શ, ગુલ્મ, મૂત્રાશ્મરી, અરૂચિ, શ્રમ, તૃષા, હૃદ્રોગ, હિક્કા, શૂળ, પ્લીહા, અજીર્ણ, આનાહ વાયુ, ઉદાવર્ત, આધ્માન. કુષ્ટ અને ઉલટી એનો નાશ કરે છે.

## ૨૨. અડડુસો. નં ૧.

સ૦ વાસક. મ૦ અડુળસા. હીં૦ અરૂસા. અડુસા. વાંસા. વિસોંટા. બં૦ વાસક. ક૦ આડસોગે. તૈ૦ આડાસારં. આડાપાકુ. તા૦ આડાડોડાઈ. તુ૦ યેકુ મદંડીતપ્યું. મલા૦ અટા લોટકં. લા૦ આધાટોડવાસીકા.

અરડુસાની બીજી એક જાતી કે જે સંહ્યાદ્રી પર્વતપર થાય છે તેનું વર્ણન પ્ર. ૨૪ માં છે,

અરડુસાનાં ઝાડો સર્વત્ર પ્રસિદ્ધ છે. એમાં ધોળો અને કાળો એ બે જાત છે. ધોળા અરડુસાનો રંગ ધોળો અને કાળા અરડુસાના ઝાડનો રંગ કાળો હોય છે. અને પાંદડાં કુડાના પાંદડાં જેવાં, પરંતુ મૃદુ હોય છે. આ પાંદડાં ઉપર ધોળા અથવા કોઈ પણ પ્રકારના ડાઘ હોતા નથી. આ અરડુસો ધોળા અરડુસા કરતાં ઘણોજ ઉષ્ણ અને કફનાશક છે. **ધોળા અરડુસાના** પાંદડાંનો રંગ લીલાસ જેવો હોઈ, તે ઉપર ધોળા રંગના ચાઠાં હોય છે. અરડુસાનાં ફુલો ધોળાં હોય છે. અરડુસાનું ઝાડ ૧–૨ માંથોડાં ઉંચું વધે છે. એનાં લાકડાં હલકાં હોવાથી એના કોલસા દારૂમાં નાંખવાના કામમાં આવે છે. **અરડુસો**—શીતવીર્ય, હૃદ્ય, લઘુ, તીખો, કડવો અને સ્વર્ય છે. અને ઉધરસ, કમળો, શૈત્યપિત્ત, વિષતા, જ્વર, કફ, શ્વાસ, મેહ, ક્ષય, તૃષા, અરૂચિ, કુષ્ટ અને ઉલટી એનો નાશ કરે છે. **(૧) શ્વાસ, કાસ, રકતપિત્ત અને કફક્ષય ઉપર**—અરડુસાના પાંદડાંનો ફુલો સહીત રસ કાઢી મધમાં આપવો. કેટલાએક દિવસનો દમ, ઉધરસ હોય તો તે અને કફક્ષય એ દૂર થાય છે, **(૨) કફપિત્ત, જ્વર, રકતપિત્ત** અને **કમળો એ ઉપર**—અરડુસાનાં પાંદડાંનો ફુલો સહિત રસ કાઢી, તેમાં સાકર અને મધ નાંખી તે આપવો. **(૩) રકતપિત્ત ઉપર**—અરડુસીના રસની સાત ભાવના હરેડને દેઈ તે સેવન કરવી. અથવા મધ અને અરડુસાનો રસ સમ ભાગ લેઈ તે સેવન કરવો. **(૪)સુખપ્રસૂતિ થવા માટે**—અરેડુસીનાં મૂળ ઉકાળી, નાભી અને ગુપ્તસ્થાને લેપ કરવો. અને કેળનો કાંદો કંબરે બાંધવો. **(૫) શ્વાસ ઉપર.**—અઅરડુસાનો રસ અને ગાયનું માંખણ એકત્ર કરી તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાંખવું અને તે આપવું. **(૬) ખસ ઉપર**—કુમળા અરડુસીના પાંદડાં અને આંબાહળદર, એ ગોમૂત્રમાં એકત્ર વાટી, તેનો ખસ ઉપર લેપ કરવો. કિંવા પાંદડાં પાણીમાં ઉકાળી તેથી સ્નાન કરવું. **(૭) પિત્તજનિત પ્રદર ઉપર.**—અરડુસાના રસમાં મધ નાંખી આપવું. **(૮) શ્વેત પ્રદર ઉપર.**—અરડુસાના મૂળોનો રસ મધમાં આપવો. એટલે સફેદ ધાત જતી બંધ થશે. **(૯) બાળકના કફવિકાર ઉપર.**—અરડુસીનાં તાજાં પાંદડાં લાવી, તેનો પુટપાકથી રસ કાડવો. **પુટપાકની કૃતિ**—પાંદડાં કેળના પાંદડાંમાં બાંધી ઉપર માટીનો લપેટો દેઈ અંગારમાં સેકી પછી બહાર કાઢી, ઉપરનાં કેળનાં પાત્રા કાઢીનાખી અરડુસાનાં પાંત્રા હાથ ઉપર મસળી રસ કાઢવો. આ રસ સુમારે ૧૦ ટીપાં અને તેલીઆ ટંકણખારની ફૂલાવેલી ભૂકી બે ચણોઠીભાર અને મધ ચાર માસા એ સર્વ એકઠું કરી ચાટવા જેવું કરી રાખવું. એ ચાટણ, દિવસમાં ચાર પાંચ વખત છોકરાંની શક્તિ પ્રમાણે ચટાડવું; તેથી કરી કફનો નાશ થઈ બાળક હુશિઆર બને છે. **(૧૦) ઉધરસ, ક્ષય, શ્વાસ અને રક્તપિત્ત એ ઉપર**—અરડુસીના પાંદડાંને બાફ આપી હાથ ઉપર ચોળી રસ કાઢવો. તેમાં સાકર નાખી, મધ જેવુ જાડુ થાય ત્યાં સુધી પાક કરવો. પછી તેમાં બહેડાનું ચૂર્ણ અને હળદરનું ચૂર્ણ નાખી રાખી મૂકવું. અને તે ઉપર પ્રમાણે ચટાડતાં જવું. **(૧૧) કફ ઘણો જાડો હોય તે ઉપર**—ગરમ ચાહેમાં અરડુસાનો રસ, સાકર, મધ અને બે ચણોઠીભાર સંચળ, એ નાંખી આપવું. **(૧૨) કાસ, શ્વાસ ઉપર**—અરડુસાના કાઢામાં સાકર અને મધ નાંખી આપવું અથવા અરડુસાના રસમાં મધ અને સીંધવ નાંખી આપવું. **(૧૩) કફજ્વર ઉપર**—અરડુસો, નાગરમોથ, ધમાસો, સુંઠ, ભારંગમૂળ, એનો કાઢો આપવો. અરડુસાનાં અને કુસરીનાં પાંદડાં એનો કાઢો મધ નાંખી આપવો. **(૧૪) વીંછીના વિષ ઉપર**—કાળા અડુરસાનાં મૂળ થંડા પાણીમાં ઘસી ચોપડવાં. **(૧૫) શીતળાનો આજાર ન આવવા માટે:**—અરડુસાનો રસ અને જેઠીમધ આપવાં, એટલે શીતળાનો આજાર આવતો નથી. **(૧૬) ઉધરસ ઉપર**—અરડુસાના રસમાં તેલીઓ ટંકણખાર ફૂલાવેલો તથા મધ નાંખી આપવા. **(૧૭) ક્ષયાદિક ઉપર**—અરડુસાના પાંદડાંનો કાઢો, મધ અને ખડી સા-

કર નાંખી આપવો, એટલે ક્ષય, રક્તપિત્ત, કાસ, કફ અને પિત્તજન્ય જ્વર એ દૂર થાય છે. **(૧૮) ત્રિદોષ ઉપર**—અરડુસાનાં પાકેલાં પાંદડાંને બાફી, તેનો રસ કાઢી તે અને આદુનો રસ એકત્ર કરી, તેમાં થોડો તુળસીનો રસ નાંખી મધ અને જેઠીમધ ઘસી આપવો. (૧૯) **રક્તપિત્ત ઉપર**—અરડુસાના પાંદડાંનો રસ કાઢી પીવો. (૨૦) **મુખરોગ ઉપર**—અરડુસાના રસમાં મધ મિશ્ર કરી, તેમાં, ઉપરછાલનાં મૂળ ઉકાળી લેપ કરવો. (૨૧) **કફજ્વર અને ઉર્ધ્વરસ ઉપર**—અરડુસો, ગળો અને રીંગણી એનો કાઢો મધ નાંખી આપવો. (૨૨) **રક્તપિત્ત, જ્વર, શ્વાસ, કાસ, અને જ્વર એ ઉપર**—અરડુસો, દ્રાક્ષ અને હરીતકી એનો કાઢો મધ અને સાકર નાંખી આપવો. (૨૩) **મૂત્રાઘાત ઉપર**—અરડુસાનો કાઢો આપવો. (૨૪.) **દુર્ધર સૂજ, શ્વાસ, કાસ, જ્વર ઉલટી એ ઉપર**—અરડુસો, ગળો, ડોરલી, એનો કાઢો મધ નાંખી પાવો.

---

## ૨૩. અંજીર.

સં૦ રામોદુંબરિકાફલ. ઈં૦ ફીગ હીં૦ મ૦ અંજીર.

અંજીરનાં ઝાડ ઘણુંકરી ગરમ પ્રદેશમાં થાય છે. અરબસ્તાન, ઇરાન, તુર્કસ્થાન, ગ્રીસ અને આફ્રિકાના દક્ષિણ ભાગમાં અંજીરનાં ઝાડો પુષ્કળ થાય છે. એ એક ઉંબરાની જાત છે. કારણ એના ફળની આકૃતિ અને એમાંનો ગર્ભ, એ ઉંબરાના ફળના જેવો છે. ઉંબરાના જેવા એને ફુલ પણ આવતાં નથી. એની ઉંચાઈ દસ હાત કરતાં વધારે હોતી નથી. અંજીરનાં પાંદડાં મોટાં હોય છે. અંજીરના કાચા ફળોનું શાક થાય છે, એ સ્વાદમાં સારૂ થતૂં નથી; પરંતુ બાધક નથી. પાકેલા અંજીરનો મુરબ્બો કરે છે. આ પિત્તશામક અને રક્તવૃદ્ધિ કરનાર છે. અંજીરના અંગમાં રક્તવૃદ્ધિ કરવાની, શકિત હોય છે; એટલે અશકત લોક એને સવારમાં ખાય છે. સિશિર રૂતૂમાં થંડીના યોગે જ્યારે જીભ અને મોં ફાટી જાય છે, ત્યારે કેટલાક લોક અંજીરના પાંદડાંની રાખ તેને ઘસે છે. સુકાં અંજીર અરબસ્તાનમાંથી આવે છે. અંજીરની લાખનો અળીતો સર્વોત્કૃષ્ઠ થાય છે. **અંજીર**—શીતળ, સ્વાદુ અને ગુરૂ છે. અને રકતદોષ, દાહ, વાયુ અને પિત્ત એનો નાશ કરે છે. (૧) **શરિરમાંથી ગરમી જઈ રક્તવૃદ્ધિ થવા માટે**—પાકેલાં અંજીર, રાત્રે છોલી સામસામા બે કાપ મૂકી તે કામમાં સાકેર ભરી ઝાંકળમાં મૂકવા અને સવારનાપોહોરમાં ખાવા આ પ્રમાણે આઠ પંદર દિવસ ક્રમ ઠરાવવો. (૨) **પુષ્ટીને માટે**—સુકાં અંજીરનાં તુકડા અને બદામનો મગજ ગરમ પાણીમાં પલાળી રાખી ઉપરથી ફોતરાં કાઢી સુકાવી ખડી સાકરની ભૂકી, એલચીદાણાની ભૂકી, કેશર, ચારોળી, પીસ્તાં બેદાંણા, એ સમભાગ લેઈ, ગાયના ઘીમાં આઠ દિવસ ભાજવી રાખી, પછી નિત્ય સવારમાં તે મિશ્રણ ૨ તોલા પર્યંત ખાવું. આઠ વર્ષ ઉપરાંતના છોકરા અને શકિતક્ષિણને સારૂ હિતાવહ હોઈ, થંડાઈ, ધાતુવૃધ્ધિ અને રકતવૃધ્ધિ કરનાર એ ઉત્તમ ઔષધ છે. (૩) **દમ ઉપર**—અંજીરમાં ચોરઆંમળામાનું દલ, નિત્ય પ્રાતઃકાલમાં ૬ માસા પ્રમાણે સતત સેવન કરવાં. (૪) **ગળામાં અને જીભ પાસે સુજી આવ્યું હોય તો**—સુકા અંજીરનો કાઢો કરી તેનો લેપ કરવો. (૫) **પોટીસ**—અંજીર લાવી કુટી, ગુમડાં, બદ વગેરે ઉપરાં બધવો.

---

## ૨૪ અરડુસો નં. ૨.

( મ. મહારૂખ. )

આ વૃક્ષ મોટું વધે છે. એનાં ઝાડો સહ્યાદ્રિ પર્વત ઉપર ઘણાં થાય છે. કડવા લીંબડાના પાત્રાં કરતાં એનાં પાત્રાં મોટા હોય છે. એની સળી હાથ દોઢ હાથ લાંબી હોય છે. એના છાંલનો તજના જેવો વાસ આવે છે, એ છાલ તજનાં કરતાં જાડી હોય છે. અને કેટવાક ગરીબ લોક તેનો તજના બદલે ઉપયોગ કરે છે. એના અંગમાં ઉષ્ણવાત હરણ કરવાની શકિત છે. એનું લાકડું હલકું છે એ ઇમારતના ઉપયોગમાં આવતું નથી. એના લાકડાંનાં ઢોલકાં. મૃદંગ વગેરે કરે

છે. **ઉપયોગ—(૧) પ્રસૂતિવાત** ઉપર સુવારોગ ઉપર)—અરડુસાની છાલના રસમાં તેટલોજ નાળીઅરનો અંગરસ અને થોડો ગોળ નાખી પાવો. પછી ત્રણ દિવસ પર્યંત અરડુસાની છાલ. પીપર, પીપરીમૂળ, સુંઠ અને મરી એનો કાઢો મધ નાંખી પાવો. (૨) **નળબંધ વાયુ ઉપર**—અરડુસાની છાલનો રસ ગાયના દૂધમાં ઉકાળી તથા શુંઠની ભૂકી નાખી પાવો. (૩) **આમાતિસાર, સંગ્રહણી, વિષમજ્વર અને કફ એ ઉપર**—અરડુસાની છાલનો કાઢો કરી પાવો. (૪) **વાળા ઉપર**—અરડુસાનાં પાંદડાં વાટી તેનો પાટો બાંધવો. (૫) **પટકી** (કાલેરા) **નો ઉપદ્રવ ન થવા માટે**—અરડુસાની છાલ બારીક ન કરતાં પાણીમાં નાંખી તે પાણી પીવું. (૬) **વાયુ-ઉપર**—અરડુસાનાના પાલાનો રસ કાઢી, તે ઘીમાં પાવો. (૭) **મુખરોગ ઉપર**—અરડુસાના પાત્રાં પાણી નાખી વાટવાં ને તેનો રસ કાઢી તે પાવો. (૮) **વિષ ઉપર**—અરડુસાના પાંદડાંનો રસ કાઢી તેમાં આમલી ચોળી તે પાવો. (૯) **મુખપાક ઉપર**—અરડુસાના પાંદડાંનો રસ ઘીમાં પાવો. (૧૦) **ધનુર્વાત ઉપર**—અરડુસાના પાંદડાંનો બાફ આપવો એટલે ધનુર્વાત ત્વરિત દૂર થાય છે.

---

## ૨૫. અરાટી.

(સં. આરી.)

અરાટીનાં ઝાડ કંટકયુકત હોઇ, એ વેલ પ્રમાણે પસરે છે, એનું "વલ્લીખદિર" એવું પણ સંસ્કૃતમાં નામ છે. ખેરના ઝાડ જેવાંજ એનાં પાંદડાં થાય છે. અરાટીનો વાડ કરવા માટે ઉપયોગ થાય છે. **અરાટી**—કડવી, તીખી, તુરી, ઉષ્ણ, રસ વખતે અને પાકવખતે ખાટી અને રકત કોપન છે. અને વાયુ, કાસ, પિત્તરોગ એનો નાશ કરે છે.

---

## ૨૬. અરણી.

**સં૦ અગ્નિમંથ મ.** નરવેલ, હીં૦ અરની, અગેથુ, ગણીઆરી, ક૦ નરૂવેલ, તૈ૦ નેલીવેદુ, લા૦ ક્લેરોડેન્ડ્રમ ફ્લેમોઇડેન.

**અરણીને એરણ** પણ કહે છે. અરણીમાં નાનીને મોટી એવી બે જાતિ છે. તથા ધોળી અને કાળી એવી પણ બે જાતિ છે. નાની જાતીનાં ઝાડો, માંથોડું દોઢ મથોડું ઉંચા વધે છે. મોટી જાતીનાં ઝાડો ઘણાંજ ઉંચા વધે છે. એનાં પાત્રાં કાંગારદાર હોઈ તે નરવેલાના પાત્રાં કરતાં નાનાં હોય છે. અરણીને ફૂલોની બહાર આવે છે. તે સમયે એ ફૂલો ઉપર થઇ આવેલી વાયૂની લહેર સુગંધિદાર હોઈ મનને આલ્હાદ આપે છે, ગામડાઓમાં ખેતરની વાડ વિગેરે ઠેકાણે આ ઝાડો ઘણાં થાય છે. કાળી અરણીના મૂળોનું તેલ કાઢે છે. દશ મૂળોમાં એનાં મૂળ આવે છે. **મોટી અરણી**—તીખી, ઉષ્ણ, મધુર, કડવી, તુરી, અગ્નિદીપક, એવી છે; અને વાયુ, સળકમ, કફ, સોજા, અર્શ, આમવાત મલાવરોધ, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, વિષદોષ, આમ, તથા મેદોરોગ એનો નાશ કરે છે. લઘુ અરણીના મળ મોટી અરણીના જેવાંજ ગુણવાળાં છે. પરંતુ વિશેષ કરી લેપ, પાટો બાંધવો એવિષે હિતકર અને સોજાનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **સોજા-ઉપર**—અરણીના પાલાનો પાટો બાંધવો. (૨) **શીતજ્વર ઉપર**—અરણીનાં મૂળ મસ્તકે બાંધવા. (૩) **વાઘ કરડયો હોય તો**—અરણીનો પાલો મીઠું નાંખી વાટી બાંધવો. (૪) **અંડ ઉતર્યા હોય તો**—અરણીનો પાલો વાટી ગરમ કરી અંડે પાટો બાંધવો અને તાંબાની સળીવડે પગની અનામિકાના નખ ઉપર ડામ દેવો (૫) **જીર્ણજ્વર ઊપર**—ધોળી અરણીનાં મૂળ વિધિયુકત ચોટલીએ બાંધવા. (૬) **ત્રિદોષ-ગુલ્મ ઊપર**—નાની અથવા મોટી અરણીના મૂળનો કાઢો કરી ગરમ હોય તેજ ગોળ નાંખી પાવો. (૭) **વસામેહ ઉપર**—અરણીના મૂળનો કાઢો પાવો. (૮) **શીતપિત્ત ઉપર**—અરણીના મૂળનું ચૂર્ણ ઘીમાં નાંખી પ્રાશનાર્થ આપવું. (૯) **પક્ષાઘાત, સંધિવાયુ અને સોજા એ ઉપર**—કાળી અરણીના મૂ-

ળાનું તેલ કાઢી તે તેલ દરરોજ લેપ કરતાં જવું અને શેકતા જવું.

---

## ૨૭. અરલુ.

સં॰ શ્યોનાક. મ॰ ડીંડા, ટેંટુ. કો॰ ટેં. ટવેં, જગદળા ફળફળા. હીં॰ સોનાપાઠા. અરલુ-ટેટુ. બં॰ સોના. ક॰ શોડીલમર. તિગડુમર, હેઞ્ગુગટીમર. તૈ॰ પેદ્દામાનુ. લા॰ કેલેસાન્થેસ ઇંડીકા.

**અરલુનાં** ઝાડ ઘણાં મોટાં થતાં નથી. એનાં પાત્રાં કાંઈક મરીના પાંત્રા જેવાં હોય છે. અને પપઈના ઝાડ જેવા પોચા હોય છે. એને શિંગો આવે છે તે ચાર આંગળ પોહળી હોઇ હાથ બે હાથ લાંબી હોય છે. એમાં સુમારે બસો અઢીસો બિયાં હોય તે કપાસના જેવાં હોય છે. એ શિંગો કુંમળી હોય છે, ત્યારે તેનું શાક અને આથણું કરે છે. એ શીંગોનો આકાર આબેહુબ તરવાર જેવો હોય છે. અરલુના મૂળોની અંતરછાલ લીલા રંગની હોય છે. દશ મૂળોમાં અરલુનાં મૂળ આવે છે. એને "ટેટવે" એમ પણ કોઈ કેહે છે. **અરલુ:**—તુરૂ, કડવું, તીખું, અગ્નિદીપક, ગ્રાહક, શીતળ, વૃષ્ય, બલપ્રદ; અને વાત, પિત્ત, સન્નિપાત જ્વર, કફ, ત્રિદોષ, અરૂચિ, આમવાત, કૃમિ, ઉલટી, ઉધરસ, અતિસાર, તૃષા, કોઢ એનો નાશ કરે છે. પુટપાક કૃતીએ એનો રસ કાઢી ભક્ષણ કરવાથી ઘણા દિવસનો અતિસાર હશે તો પણ તેનો નાશ થાય છે. એનાં **કુમળાફળ**—તુરાં, મધુર, લઘુ, હૃદ્ય, રૂચ્ય, પાચક, કંઠને વિષે હિતાવહ, અગ્નિદીપક, ઉષ્ણ, તીખાં ખારાં; અને ગુલ્મ, વાયુ, કફ, અર્શ, અરૂચિ અને કૃમિ, એનો નાશ કરે છે. એનાં જૂનાં ફળ—ગુરૂ, અને વાયુને કોપવનારા છે. **ઉપયોગ**—(૧) **કર્ણશૂળ ઉપર**—અરલુનાં મૂળ લાવી બારીક વાટી તેનાથી ચોગણું તલનું તેલ બંને એકત્ર કરવાં, અને તેમાં તલના તેલજેટલું પાણી નાંખી ચુલા ઉપર મુકી થોડો થોડો દેવતા સળગાવી પાક કરી શુધ્ધ તેલ રહે એટલે તે તેલ લેઈ કાનમાં પાડવું; એટલે ત્રિદોષોત્પન્ન કર્ણશૂળ દૂર થાય છે. (૨) **સર્વાતિસાર ઉપર**—અરલુની છાલનો અંગરસ પાવો; અથવા છાલનો પુટપાક રીતે રસ કાઢી તેમાં મધ અને મોચરસનું ચૂર્ણ નાંખી તે રસ પાવો. (૩) **આગંતુક વ્રણ ઉપર**—અને વ્રણ થઈ રકતસ્રાવ થતો હોય તો:—અરલુની છાલ અથવા પાંત્રા વાટી બાંધવા, એટલે જખમ જલદી રૂઝાઈ જાય છે. તેમજ અરલૂના રસમાં તેલ સિદ્ધ કરી તે ચોપડવું. (૪) **રકતાતિસાર ઉપર**—અરલૂનાં પાત્રાં, છાલ અને મૂળ એનો રસ પાવો. (૫) **પ્રમેહ ઉપર**—અરલૂની છાલ વાટી પાવી (૬) **પથરી ઉપર**—અરલૂની શિંગોમાંનાં બિયાંનું ચૂર્ણ અને પાપડીયો ખાર (સંચોરો) એની ગોળમાં ગોળી કરી આપવી. **સર્વ પ્રકારની ગર્મી ઉપર ત્વરિત ગુણ આવવા માટે**—અરલુના ઝાડની અગર મૂળની છાલ લાવી બારીક કરી સુકવવી, પછી તેમાંથી અર્ધો તોલો અથવા વધારે છાલ લેઈ, તે ચાર પાંચ તોલા પાણીમાં પલારી રાખવી. ચાર ઘડી ગયા પછી આ છાલ બારીક વાટી પહેલાનાજ પાણીમાં મેળવી તે પાણી વસ્ત્રગાળ કરી સાકર નાંખી પાવું. એ પ્રમાણે સાયંકાળે પણ આપવું. દિવસ ૭ પથ્ય ગહુ, ઘી, સાકર, રોટલી, દાળ, ઈત્યાદિ અલણી (મોળુ) ખાવું. ભાત ખાવો નહી. સાત દિવસ પર્યંત સ્નાન કરવું નહિં. આઠમે દિવસે કડવા (લીમડાના) પાણી વડે સ્નાન કરી પથ્ય છોડવી. (૮) **ગર્મીના યોગે આખા અંગ ઉપર ચાંદીયો પડી હોય તે ઉપર**—અરલુની છાલ લીલી અગર સુકાયલી ઘસી ચોપડવી, એટલે ચાંદીઓ સારી થાય છે. (૯) **ઉંદરી ઉપર**—અરલુની છાલ દહીંમાં વાટી ચોપડવી. (૧૦) **પથરી ઉપર** અરલૂની છાલ ગોમૂત્રમાં વાટી પાવી અથવા છાલનું ચૂર્ણ ગોમૂત્રમાં આપવું. (૧૧) **મુળવ્યાધિ ઉપર**—અરલૂની છાલ, ચિત્રાનાં મૂળ, ઇંદ્રજવ, કરંજની છાલ, સીંધવ અને સુંઠ એનું ચૂર્ણ કઢીમાં નાંખી સાત દિવસ પાવું. એટલે મૂળથી મસા ગરી પડે છે. (૧૨)

**મુખપાક ઉપર**—અરલૂની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા.

---

## ૨૮. અરિઠા.

સં૦ અરીષ્ઠ. રીઠાકરંજ. મ૦ હી૦ રિઠા. કો૦ રીંગી. ક૦ અટાલ. અરીઠાલ. તૈ૦ કુંકદુ. કુકદુ. તા૦ વુવંડી. તુ૦ તુરેકાઈ દમારા. મલા૦ ચાવાકાઈ દમારં. ગો૦ રિથ્યારૂકુ ફા૦ ફીંદક હીંદી. અ૦ બુંદક. ઇં૦ સોપબેરી. સોપનટટ્રી. લા૦ સેવીંડસ્ ઇમાર્જીંટસ્. સેપીંડસ્ ટ્રિફોલીએટસ્.

**ભરખંડ**વાસી **આર્યજનો**ના ઉદરનિર્વાહ માટે તથા શરીર રક્ષણને સારૂ દયાળુ **ઈશ્વરે** ધનધાન્ય તથા વનસ્પતીની એટલી બધી સ્વાભાવિક વિપુળતા કરી રાખેલી છે કે, તેઓને પરદેશીયોના હાથ સામું જોવાનો કદી પણ પ્રસંગ આવેજ નહિં. કેટલો બધો એ આપણા ઉપર તેનો ઉપકાર ! પરંતુ આપણે કેટલા કૃતઘ્ન, આળસુ, બેશરમ, નફટ, પેટભરા, વિષયાંધ તથા મદાંધ, કે આપણને તે દયાળુ પરમેશ્વરનો સ્વાભાવિક ઉપકાર એટલે, ઘણો તુચ્છ જણાય છે ! ઇંદ્રના નંદનવનમાંહેની હવા કરતાં પણ વધારે આલ્હાદકારક તથા હિતકારક એવી હવાની સોઈ હજારો ઠેકાણે આપણને દયાળુ ઈશ્વરે આપેલી છતાં, તે તુચ્છ માની **સ્વીત્સરલંડાદિ** પારકા દેશમાંના ઠેકાણાનોજ આપણા રજવાડાઓને સ્વાદ લાગ્યો ! સ્ફટિક જેવું શુભ્ર, સ્વચ્છ અને અમૃત સમાન મીઠું અને ગુણકારક ઉત્તમ પાણી, આપણા દેશમાં ઠેકાણે ઠેકાણે છતાં, તે તરફ આપણે ડોકીયું કરીને પણ ન જોતાં, **સોડાવાટર, બ્રાંડી**—ઈત્યાદિ અશુધ્ધ પેયોજ આપણા શ્રેષ્ઠ વર્ગને પ્રિય જણાવવા લાગ્યા !! **નલ–ભીમાદિ** પાકશાસ્ત્રવેત્તાઓનો સર્વ વ્યાધિહારક પાક આપણને મીઠો ન લાગતાં, ૩૦૦૦ કોશ ઉપરથી આવેલા નિષિધ્ધ માંસાદિ પદાર્થો, નિત્ય સેવન કરવાને **રાજકુલોત્પન્ન** એવા કુલીનોની જીવ્હા ચેષ્ટાલિ પણ બની ! દુર્ધર વ્યાધિહારક એવી હજારો ઔષધીના, **ધન્વંતરિ, આત્રેય, અશ્વિનીકુમાર, પરાશર, ચરક, સુશ્રુત, વાગ્ભટ, અગ્નિવેશ, વંગસેનાદિ** મહાન્ **ઋષિવર્યોએ** ગુણાનુવાદ લખી રાખેલાં છતાં, એ ઔષધિ તૃણ સમાન ગણી, આપણે પરદેશીયોનું કાચપાત્રમાંનું અપવિત્ર તથા અહિતકારક પાણીજ જાન્હવીતોય જેવું લાગ્યું ! ત્યારે ધન્ય છે કે નહીં આપણા શાણપણાને, ન્યાય નીતીને, દૂર દર્કીને તથા અક્કલને ! આવાં વિપરીતાચરણો વડે આપણે હીન, દીન, દુર્બલ, નિશ્શકત, કંગાલ તથા અન્ન માટે મોતાદ એવા કાં ન થઇયે ? આપણા ઘરબારમાં તથા વનવગડામાં શું છે એ ન જોતાં, સ્વસ્થ આપણે વિષયમાંજ નિમગ્ન થઇએ ત્યારે પરદેશીયો કાં આપણને લુટે નહી ? આપણે આંખો છતાં પણ આંધળા થવાથી પરદેશીયોએ આપણો જ્ઞાનભંડાર તો સર્વસ્વ લુટી લીધો ! આપણા બાહૂમાંની શક્તિ કમી થવાથી આપણી સર્વ દ્રવ્યસંપત્તિ હરણ કરી, આપણને દાસના પણ દાસ કરી નાખ્યા ! "વિરક્ત થઇ અરણ્યમાં જઈ કંદ, મૂળ, ફળો ખાઈ રહીશું" એવો નિર્ધાર કરી, તે પ્રમાણે અરણ્યમાં જઈ કોઈ વિહાર કરે તો તેને ત્યાં પણ અરણ્યરક્ષક રહેવા ન દેતાં, ચતુર્ભુજ કરી બિનભાડાની અંધારી કોઠડીમાં લાવી પૂરશે ! આ શાનું પરિણામ વારૂ ? તો "સ્વાભિમાન છોડવાનું." આપણું જે કંઇ હોય તે સર્વસ્વ છોડી દેઈ આપણે "ન ઘરબારી ન બ્રહ્મચારી" કિંવા "ન હિંદુ ન મુસલમાન" એવા બનવા લાગ્યા; તેથી કરીનેજ આ વિપન્નાવસ્થા આપણને પ્રાપ્ત થઈ; એટલા માટે આહાર વિહારાદિ સર્વ વ્યવહારોમાં "પોતાપણું" ન છોડતાં વર્તન કરવાથી, આપણો ગયેલો વૈભવ નિશ્ચયે કરી પ્રાપ્ત થશે.

**અરિઠાનાં** ઝાડો આ દેશમાં ઘણું કરી સર્વ ઠેકાણે હોય છે. આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એના પાત્રાં **ઊંબરાના** પાત્રાં કરતાં મોટાં હોય છે. આપણને "અરિઠા" એ વૃક્ષ યઃકશ્ચિત જેવું દેખાશે, પરંતુ એ કેવળ ભ્રમ છે. જુઓ, દયાળુ પરમેશ્વરે આપણને એ કેટલી મોટી બક્ષિસ આપેલી છે, કે આપણને પરકીય લોકોની પેઠે સાબુ તૈયાર કરવાનો કદી પણ ઉ-

પદ્વ્યાપ પડે નહીં. અરિઠા મળે તેટલાં વગડામાંથી લાવ્યા કે આપણો સાબૂ તૈયાર થયોજ. તે પ્રમાણે શિકેકાઈ એ વૃક્ષ પણ સમજવું. આ ઇશ્વિરનિર્મીત સાબૂ, પરદેશીયોના ચર્બીમિશ્રિત નિષિધ્ધ સાબૂ કરતાં સોગણો સોંઘો તથા ગુણોમાં પણ અતિશય ઉત્તમ એવો છે. પરંતુ એવી ઇશ્વિરની અમુલ્ય બક્ષિસનો આપણે ઉપયોગ ન કરતાં, તેને "કૂચ બિશાત" સમજી, ચર્બીમિશ્રિત ક્ષાર મોટા પ્રેમથી આપણે મોંએ ઘસી, મોં ચોળતા બેશાયે છીયે એને શું કહેવું ? અરિઠાના યોગે અંગ સ્વચ્છ થતું નથી કે શું ? ના, તેમ નથી. કેટલોએ ઉંચો તથા સુગંધિ સાબુ હોય તો પણ તેની આપણા અરિઠા અને શિકેકાઈ સાથે કદી પણ બરોબરી થશે નહીં. ખસ, ચાંદીયો ઇત્યાદિ ત્વચાગત રોગ ધોવાને, સાબુ કરતાં અરિઠા એજ ઉત્તમ છે. આવું છતાં પણ એ અરિઠાનો ઉપયોગ ન કરતાં, વધારે ખરચનો અને અપવિત્ર એવો વસુનિર્મિત સાબુ આપણે નિત્ય શરીરે ચોળીયે છીયે, એ એવું વિપરીત આચરણ આપણાથી કેમ થાય છે ? તો આપણી આંખો ઉપર પરકીય વિદ્યાના કેવળ પડળ ચઢેલાં છે. એ કારણથી આપણને સારાસાર વિચાર કાંઇજ ન દેખાતાં આપણે માર્ગ છોડી આડે માર્ગે ચાલ્યા છિયે; તેથી કરી એવી રીતના સેંકડો, કિંબહુના હજારો અવિચાર આપણા હાથે નિત્ય બનતા જાય છે. એટલા માટે એ અરિઠાનું ઝણઝણીત (ખટકદાર) અંજન લોકોનાં જ્ઞાનરૂપી ચક્ષુમાં ઘાલવું જોઇએ. એ તીખા અંજનનાં પ્રતાપથી પરદેશીયોની વિદ્યાએ આવેલા તિમિરનો નાશ થઇ, સ્વકીય જ્ઞાનભંડાર તરફ બધાઓનું લક્ષ જાય એટલુંજ અમે ઇચ્છિયે છીયે.

**અરિઠાના** ફળની અંદર જે **કઠિણ અને કાળાં બી** હોય છે એના નાના બાળકોને નજર લાગે નહીં માટે વજરબુટ્ટા કરે છે. અરિઠાના બી પલારી રાખી તેઓને છિદ્ર પાડી તેની માળઓ કરી શોભા માટે ઘોડાના ગળામાં બાંધે છે. અરિઠાના પાંત્રાના રસમાં પારો ઘુંટવાથી તેની હાથમાં લેવા જેવી ગોળી થાય છે. સ્વચ્છ કરેલા વાસણ ઉપર એ પારો ચોળવાથી તે વાસણ ઉપર સારો ઝળકો (ગિલિટ) બેસે છે. દાગિના વગેરે ઉજળા કરવાના કામમાં પણ સોની લોકોને અરિઠાનો દરરોજ ખપ પડે છે. અરિઠા શરીરે ચોપડી સ્નાન કરવાથી અંગ ઉપરનો મેલ નીકળી જઈ અંગ અને કેશ નિર્મળ થાય છે. મેલાં કપડાં પણ અરિઠાના પાણીમાં ધોવાથી સારા સ્વચ્છ થાય છે? સાબુ જેવા અશુદ્ધ અને મહોગા પદાર્થનો આ કામમાં ઉપયોગ ન કરતાં, સ્વદેશમાં ઉત્પન્ન થનારા અરિઠાનોજ ઉપયોગ કરવો, એટલે સ્વકીય વસ્તુ ઉપરનો આપણો અભિમાન કાયમ રહી, એકંદર બધાઓનું હિતજ થશે. **અરિઠા**—તીખો, પાક કાળે તીક્ષ્ણ, ઉષ્ણ, લેખન, ગર્ભપાતકારક, લઘુ, સ્નિગ્ધ; અને ત્રિદોષ, ગ્રહપીડા, દાહ, શળ એનો નાશ કરે છે. **ઉપયોગ** (૧) અરિઠા એ મોટો **વિષનાશક** પદાર્થ છે. સર્પદંશ થાય તો અરીઠાનું પાણી કરી તેનું આંખોમાં અંજન કરવું એટલે વિષ ઉતરે છે. વિષનું જોર ઘણુંજ વધારે હોય તો અરિઠાનું પાણી કરી તે પાવું, એટલે ઉલટી થઇ વિષ ત્વરિત ઉતરે છે. **અફિણ, વછનાગ, સોમલ, મોરથુથુ, હરતાલ** ઇત્યાદિ કોઇ પણ વિષ પેટમાં ગયું હોય તો અરિઠાનું પાણી કરી પાવું, એટલે વમન થઈ સર્વે પ્રકારનાં વિષ ઉતરે છે. અંજન કર્યા પછી અરિઠાના પાંત્રાના રસને પણ સર્વાંગે ચોળવો. અરિઠાના અંજનથી વિષ ઉતર્યા પછી આંખોમાં આગ (બળતરા) થાય છે અને આંખો લાલ થાય છે, તે નાશ થવાને—તુરતજ આંખોમા માંખણ કિંવા તાજુ ઘી બે ત્રણ દિવસ આંજવું એટલે આંખો સારી થાય છે. કોઈ પણ રોગ ઊપર અરિઠાનું અંજન કર્યાથી રોગ ઉતર્યા પછી તુરતજ આંખોમાં ઘી ચોપડવું એટલે બળતરા થશે નહીં. (૨) **વીંછીના વિષ ઊપર**—એક અરિઠાના ફોતરાની ગોળમાં ત્રણ ગોળીઓ કરી, પ્રથમ એક ગોળી ખાઈ ઉપર થોડું થંડુ પાણી પીવું. પછી થોડી વાર પછી બીજી ગોળી ખાઈ થોડું ગરમ પાણી પીવું એટલે વિષ ઉતરે છે. તંબાકૂ પીવાની ટેવ હોય

તો તે તંબાકૂની પેઠે અરિઠો ચલમમાં નાખી ધુમ્રપાન કરવું, એટલે તેથી પણ **વીંછીનું** વિષ તત્કાળ ઉતરે છે. (૩) **કફ જાડો થઈ છાતી ઘેરાઈ જાય તો**—અરિઠાની છાલ ખાવી એટલે કફ પાતળો થઈ, પડશે. (૪) **નળવાયૂ ઉપર**—અરિઠાનું પાણી કરી તે પાવું અને ફીણ પેઠે ચોળવું. (૫) **મસ્તકરોગ ઉપર**—અરિઠાના પાંદડાનાં રસમાં મરી ઘસી તે રસ નાકમાં પાડવો એટલે મસ્તકશૂળ, આદ્દાશીશી, વગેરે મસ્તકરોગનો નાશ થાય છે. (૬) **પ્રસૂત સ્ત્રિયોને એકાએક મસ્તકમાં વાયુ થઈ મસ્તક જડ થાય છે અને ફરે છે, આંખોએ અંધારાં આવે છે, દાંત ચોટી જાય છે વગેરે લક્ષણો થાય છે એ વાયૂને નંદવાયૂ (અનંતવાત) કહે છે એ** ઉપર—અરિઠાના ફિણનું અંજન કરવું એટલે વાયૂના ઝાટકા બંધ થાય છે. પછી આંખોમાં માંખણ અગર ઘી એ ત્રણ દિવસ ચોપડવું. (૭) ઉષ્ણતા**ને લીધે શરીર** ઉપર **લાલ અને પસરનારાં દરાજ જેવાં ચાઠાં થાય છે તે** ઉપર—અરિઠાનું ફિણ ચાંદા ઉપર દિવસમાં બે ત્રણ વાર ચોપડી ઘડીવાર સુધી અંદર જેરવવું પછી ગરમ પાણી વડે તે જગા ધોઈ નાખવી એટલે તે ચાંદાં સારાં થાય છે. (૮) **તાપમાં ફરી આવ્યાથી પગે બળતરા થતી હોય તો અરિઠાનું ફીણ ચોપડવું.** (૯) **વાળા ઉપર**—અરિઠાની અંદરનું મગજ અને હિંગ ગરમ કરી બાંધવી (૧૦) **અપસ્માર ઉપર**—અરિઠા લીંબુના રસમાં ઘસી તેનું નસ્ય દેવું. (૧૧) **મૂર્ચ્છા, અતિડક ઉપર**—અરિઠા ચોળી તેનું ફીણ નીકળે તે, પેટે અને પગે ચોળવું અને પીવું પણ ખરૂં. (૧૨) **રક્તગુલ્મ ઉપર:**—અરિઠાનાં પાણીમાં કડવી વૃંદાવનીના મૂળ ઘસી પાવાં, એટલે રક્તગુલ્મ ગરી પડે છે. (૧૩) **ધનુર્વાત જેવો ઢોરોને મુરડી કિંવા ધનકી રોગ થાય છે તે ઉપર:**—અરિઠાનું ફીણ કાઢી બન્ને આંખોમાં અંજન કરવું. ગુણ આવ્યા પછી ત્રણ દિવસ નિત્ય આંખોમાં માખણ ચોપડતાં જવું. (૧૪) **ઢોરને સર્પદંશ થાય તો:**—અરિઠાના ફીણનું અંજન કરવું અને અરિઠાનું પાણી એક શેર સુધી પાવું.

---

## ૨૯. આસોપાલવ.

સં૦ મ૦ હીં૦ બં૦ અશોક. ક૦ અશોકે. તૈ૦ અશોકમાનું. મલા૦ અશોકં. લા૦ જોનેસીયા અસોકા.

એ ઝાડ આંબાના ઝાડ જેવડાં મોટાં થાય છે. એનાં પાંદડાં આંબાના પાંદડાં કરતાં ઘણાં લાંબા અને કળીદાર હોઈ, ભરાવદાર અને સુશોભિત હોય છે. એની છાયા ઘટ્ટ હોય છે. એ ઝાડ શોભાયમાન હોય છે; એટલા માટે એને બાગમાં અને દેવળોમાં વાવે છે. એનાં ફુલો રાતા રંગનાં હોય છે. **અશોક:**—મધુર, શીત, અસ્થિને સાંધનાર, પ્રિય, સુગંધિ, કૃમિહારક, તુરો, ઉષ્ણ, કટુ, શરીરની કાંતિ વધારનાર, સ્ત્રિઓના શોકનો નાશ કરનાર, ગ્રાહક, પિત્તકર; અને દાહ, ગુલ્મ, ઉદર, શૂળ, આધ્માન, વિષ, અર્શ (હરસ),. વ્રણ, સંપૂર્ણ તૃષા, શોથ, અપચન અને રક્તરોગ એનો નાશ કરે છે. (૧) **રક્તપ્રદર ઉપર:**—આશોકની છાલને દૂધ અને પાણીમાં મેળવી, દૂધ બાકી રહે ત્યાં સુધી કાઢો કરી, તે શીત થયા પછી આપવો; એટલે તીવ્ર રક્ત-પ્રદરનો પણ નાશ થશે. (૨) **સર્વ પ્રદર ઉપર:**—અશોકની છાલ વાટી, તેમાં રસાંજન નાંખી તાંદુળ (ચોખા) ના ધોવરામણમાં મધ નાંખી આપવું.

---

## ૩૦. અષ્ટવર્ગ.

**જીવક અને ઋષભક**—એ હિમાલયના શિખરોપર થાય છે. એ બે કંદ લસણના કંદ પ્રમાણે હોય છે. એનાં પાંદડાં બારીક હોય છે. જીવકનો આકાર કુચા જેવો અને ઋષભકનો આકાર બળદના શિંગડા જેવો હોય છે. એ બન્ને કંદ બલવર્ધક, થંડા, વીર્ય અને કફની વૃધ્ધિ કરનાર, મધુર; અને પિત્ત, દાહ, રક્તદોષ, કૃશતા ક્ષય, એનો નાશ કરે છે. **મેદ અને મહામેદ** એ બન્ને કંદ મોરંગ વગેરે સ્થળોમાં ઉત્પન્ન થાય છે. જે કંદ નખથી કાપી

શકાય છે અને જેમાંથી મેદ-ધાતૂના જેવો રસ નીકળે છે તે મેદ. અને તેજ પ્રમાણે જે સફેદ કંદ હોઈ આદા જેવો હોય છે, તે મહામેદ. તે પહેલાં સફેદ રંગનો હોય છે. એ બન્નેના વેલા હોય છે. **મેદ** અને **મહામેદ**—એ ગુરૂ, મધુર, વીર્યવર્ધક, સ્તન્ય (સ્તનમાં દૂધ વધારનાર), કફવર્ધક, શરીરમાં તત્વની વૃધ્ધિ કરનાર, શીતળ; અને પિત્ત, રક્તદોષ, વાતજ્વર વગેરેનો નાશ કરનાર છે. **કાકોલી** અને **ક્ષીરકાકોલી**:—જે ઠેકાણે મેદ અને મહામેદ થાય છે, તેજ ઠેકાણે કાકોલી અને ક્ષીરકાકોલી એની ઉત્પત્તી થાય છે. કાકોલી અને ક્ષીરકાકોલી એનાં કંદ આસકંદના (આસન) કંદ પ્રમાણે હોય છે. તેમાંથી દૂધ ઝરે છે, અને તેનો વાસ આવે છે. કાકોલીનો વર્ણ કિંચિત કાળો હોય છે, અને ક્ષીરકાકોલીનો ધોળો હોય છે. બન્ને **કાકોલીઓ** શીત, વીર્યવર્ધક, મધુર, ગુરૂ, શરીરમાં ધાતૂની વૃધ્ધિ કરનાર; અને વાયુ-દાહ, રક્તપિત્ત, શોષ, જ્વર, એનો નાશ કરનાર છે. **વૃદ્ધિ** અને **ઋદ્ધિ**:— વૃદ્ધિ અને ઋધ્ધિ એ બંને કંદ કોરોમાંડળ દેશમાં ઉત્પન્ન થાય છે. એના વેલા હોય છે. આ કંદને છિદ્ર હોઈ, એના ઉપર ધોળા કેશ હોય છે. ઋધ્ધિનું કંદ ગાંઠ જેવું હોઈ, એનાં ફળ વામાવર્ત હોય છે. અને વૃધ્ધિનાં ફળ દક્ષિણાવર્ત હોય છે. ઋધ્ધિ એ બલવર્ધક, ત્રિદોષઘ્ન, વિર્યવર્ધક, મધુર; ગુરૂ, પ્રાણરક્ષક ઐશ્વર્યકારક; અને રક્તપિત્ત એનો નાશ કરે છે **વૃદ્ધિ** એ ગર્ભપ્રદ, શીત, પુષ્ટિદાયક, વીર્યવર્ધક; અને રક્તપિત્ત, ક્ષત (વ્રણ), કાસ, ક્ષય, એઓનું નાશક છે. આ અષ્ટવર્ગ–પ્રતિનિધિ, રાજાને પણ દુર્લભ છે, એટલે વૈદ્યોએ તત્સમાન ઔષધ આપવું. મેદ અને મહામેદ, એ ન મળે તો શતાવરી આપવી. જીવક અને ઋષભક, એ ન મળે તો ભુય(ભુરૂ)કોળું આપવું. કાકોલી અને ક્ષીર કાકોલી, એ ન મળે તો આસકંદ આપવી. વૃધ્ધિ અને ઋધ્ધિ એના અભાવે ફુકરકંદ આપવો.

---

## ૩૧. અસાણા. (આસન)

સં૦ હીં૦ અસન. કો૦ હસાણી. ક૦ હિરિયહોન્નેયબરનુ.

એ ઝાડ મોટાં વધે છે. એનાં લાકડાં ઈમારતના કામમાં ઉપયોગી છે. અસાણાનાં પાંદડાં મોટાં હોઈ લાંબા હોય છે. એ ઝાડ-ઉપર ફળો બારીક આવે છે. કાચાં ફળોનો રંગ લીલો હોય છે. પછી પીળો થતો જઈ પાક્યા પછી કાળો થાય છે. એ ફળો રૂચિએ કડવાં હોય છે. અસાણાની અંતર્છાલ લાલ રંગની હોય છે. **અસાણા**—એ ભેદનીય, મૂત્ર-સંગ્રહણી, કુષ્ટ, એનો નાશક છે. (૧) **અતિસાર અને સંગ્રહણી ઉપર**:—અસાણાની છાલનું ચૂર્ણ સાકરમાં આપવું. અથવા પાણીમાં છાલ વાટી પાવી.

---

## ૩૨. અસાળીઓ.

સં૦ આહલિવ. હીં૦ હાલો. ફા૦ હાલમ. તુખ્મતરતીજ. અ૦ હબરરશાદ. કરનાટક બજરૂલ જીરજર. ઇં૦ કૉમનક્રેસ. લા૦ લેપીડીયમ્ સેટીવ્યુમ્.

અસાળીઆના ઝાડ ખાનદેશમાં નદીના અથવા ઝરાના કીનારે વાવે છે. એ ઝાડો નાના થાય છે. અસાળીઆનો રંગ રાતો હોઇ, એ બારીક અને ચપટાં હોય છે. એ ઉષ્ણ, કડવાં, પુષ્ટિદાયક, એવાં હોઈ, ત્વચાના દોષ, વાયુ અને ગુલ્મ, એનો નાશ કરનાર છે. (૧) **અસાળીઆની ખીર**:—પ્રથમ દૂધ ઉકાળી તેમાં અસાળીઓ નાંખવો; અને તે ખીર સરખુ થાય એટલે તેમાં ગોળ અથવા સાકર નાંખવી; એટલે તઈયાર થાય છે. એ ખીર વાયુનો નાશ કરે છે. અને કમરને જોરાવર અને ધાતુપુષ્ટિ કરે છે. આ ખીર બાળક છોકરાંની માતાઓને વધારે દૂધ આવવાને આપે છે. (૨) **વાયુના યોગથી જુલાબ થવા લાગે તો**:—અસાળીયાનું ચૂર્ણ ખાંડમાં આપવું; એટલે બંધ થાય છે. (૩) **અસાળીઆનો લેપ**:—ચામડીનો દોષ

અથવા લોહી બંધ થયું હોય તો કિંવા વાયુએ કરી સાંધામાં કળતર થતું હોય તો, અસાળીઓ પાણીમાં મેળવી લેપ કરવો. એટલે તે ચોંટી જઈ સારૂ થાય છે. (૪)**કટીશૂળ** અને **ગૃધ્રસી વાયુ એ ઉપર:**—અસાળીઆની ખીર આપવી. (૫)**ઉચકી ઉપર:**—અસાળીઓ વાટી પાણીમાં પલાળી રાખી પછી તે ગાળીને આપવો. (૬) **અસાળીઆના લાડુ ધાતુપુષ્ટીને માટે:**—નવું નાળીએર લેઈ તેના ખોપરાને ઝીણું કરી ખમણી તેમાં ખોપરાના પ્રમાણમાં ગોળ અને અસાળીઓ નાખી, ગોળ એકડો થાય ત્યાંસુધી તેનો પાક કરી, પછી થંડુ થયા પછી તેના લાડુ વાળી તે ખાવા. **બીજો પ્રકાર:**—૧૦ તોલા અસાળીઓ લઈ ઘીમાં શેકવો. પછી ઘઉનો રવો પાકો શેર તથા અડદનો લોટ પાકો પાશેર લઈ તે પણ ઘીમાં શેકવો. પછી ઘી પાકો શેર લઈ, ઘી અને સાકરનો પાક કરી, તેમાં તે લોટ અને બેદાણા, (લાલ દરાખ) બદામ, ચારોળી, પીસ્તા, એલચી, જાયફળ, જાવંત્રી, પીપળીમૂળ. એ નાખી ચોંસલા અથવા લાડુ કરવા. ચોંસલા પાડવા માટે અસાળીઓ નીચે નાખી પછી પાક તે ઉપર પાક રેડી, પાડવા. આ પાક થંડા ઋતૂમાં ખાવો. એ સારો પૌષ્ટિક છે.

---

## ૩૩. અળાઈ.

એ ઝાડ ડુંગરાળ પ્રદેશમાં પુષ્કળ થાય છે. એ કોકણમાં ઘણાં છે. એ ઝાડ સુમારે માંથોડું ઉંચૂં વધે છે. એનાં પાંદડાં ઘણાં મોટાં નથી હોતાં. એ પાંદડાંનો આકાર કાંઇક કુંવાડીઆનાં પાંદડાં જેવો હોય છે. અળાઈની છાલ ઘણીજ થંડી છે. અળાઇને "ઓવી" એમ પણ કહે છે. (૧) **કોઈ પણ પ્રકારની ગાંઠ થઈ હોય તે ઉપર:**—અળાઈનાં મૂળ ઘસી તેનો લેપ કરવો એટલે ત્રણ દિવસમાં ગાંઠ બેસી જશે. (૨) **મુખરોગ ઉપર:**—અળાઇના ઝાડની છાલ મ્હોમાં રાખવી, અને મ્હો ગળતું રાખવું (૩) **ઇંદ્રિયનાં અંદરનાં ભાગમાં ચાંદી પડે છે તે ઉપર:**—અળાઈની છાલનો રસ બે તોલા કાઢી તેમાં જીરૂં અને ખડીસાકર નાંખી આપવું. (૪) **મધુમેહ ઉપર:**—અળાઈની છાલનો કાઢો કરી હમેશાં રાત્રે ઉંઘતી વખતે પી જવો. (૫) **આંબ-રક્તયુક્ત અતિસાર ઉપર:**—અળાઈની છાલ વાટી આપવી. **બીજો પ્રકાર:**—અળાઈના ઝાડને કોવાડેથી ઘા કરી તેમાંથી જે રસ નીકળે તે બાટલીમાં ભરવો. પછી એ રસ નિત્ય સાકર સાથે આપવો. અથવા એની છાલનો કાઢો કરી ખડીસાકર સાથે આપવો.

---

## ૩૪. અળંબા.

સં૦ ભૂછત્ર, હીં૦ છતોના. છાતા સાંબફાછત્રી, બં૦ કોડકછાતા, બ્યાંગેરછાતા, ક૦ આળંબી. નાઈછિત્તરિગે, ઈં૦ મશરૂમ, લાં૦ ફુંગાઈ.

એ મોટી ચમત્કારિક વનસ્પતિ છે. એ વનસ્પતિની રચનાથકી પરમેશ્વરનું પૂર્ણ ચાતુર્ય દેખાઈ આવે છે. અળંબાનું છત્ર ઉકરડા ઉપર સડેલા પદાર્થ ઉપર, કોહેલા છાણાં ઉપર, અને કેટલેક ઠેકાણે સારી જમીનમાં પણ થાય છે. એમાં સાત આઠ જાત છે. અને તેમાં પણ બે પ્રકાર છે. એક વિષારી અને બીજો સારો, વિષારી અળંબા ખાવાથી મોટુ અનર્થક પરિણામ થાય છે. કેફ ચઢે છે, પેટ ફુલે છે, ઉલટી થાય છે, અને મન ભ્રમિષ્ટ થાય છે, એટલા માટે માહિતી શિવાય તે ખાવું. નહીં. સારા અળંબા પણ ઉત્તમ પાચનીય પદાર્થ નથી. તે ઘણા ખાવાથી જલદી પચી શકતાં નથી. અળંબામાં પ્રસિધ્ધ જાતી છે તે આ:—ચુડા, ચીતળા, ગવતા, કુબળા, કુરડી, તેલંગી, ભોયફોડ, મોગ્રાળા. ચુડા એ એક હાથ ઉંચુ હોઈ તેના ઉપરનું છત્ર નાનું થાય છે. ચીતળા એ સાધારણ. ગવતા એ બારીક હોય છે. કુબળા એ ઝીણી આંગળી જેવડા. કુરડી એ એથી પણ નહાનું હોય છે. તેલંગી એ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે; એના છત્રનો વ્યાસ હાથ દોઢ હાથ હોય

છે. ભુયફોડ એ ગોળ હોઈ એને છત્ર હોતું નથી, એ કોસલા જેવું ફુલેલુ હોય છે. મોગ્રાળાને, મોગરા જેવી કિંચિત કળી હોય છે. અળંબાનાં બી ઘણાજ ઝીણા હોય છે. અળંબાની ભાજી સારી થાય છે. કેટલાક લોક અળંબાને મૂર્ખપણામાં વધવા દેતા નથી. **અળંબા:**—શીત, બલકર, ભેદક, મધુર, ત્રિદોષકારક. વૃષ્ય, કફપ્રદ, એવા છે. **કાળો અળંબો:**—મધુર, ઉષ્ણ ગુરૂ છે. **ધોળો અળંબો:**—પાકવખતે ગુરૂ છે; અને લાલઅલ્પ દોષકારક છે. (૧) **નાના વાછરડાઓને ફોલ્લા થાય છે તે ઊપર**—ભૂયફોડ છાસમાં વાટી તેમાં ૨ ચણોઠીભાર સુધી હીંગ મેળવી આપવું. અને ઔષધ આપતાંજ તે વાછરડાની પીઠ જમીનને લગાડવી (૨) **શીતળા અને ગોવરૂ પેટમાં ન જવા માટે**—જ્યારે અળંબાની કળીઓ થાય છે તેજ વેળા તે લાવી સુકવી રાખવી. જ્યારે શીતળા અથવા ગોવરાનો તાવ બાળકોને આવે ત્યારે એ કળીઓ ગરમ પાણીમાં વાટી કપડાએ ગાળી આપવું. એટલે શીતળા પેટમાં નહીં ઉતરતાં શરીર ઉપર તડતડી ઉઠે છે. (૩) **ડુંટીમાં ફોલ્લી થાય છે તે ઉપર**—સુકવેલા અળંબા અને **ચોમાસામાં ઢોરોના** શીંગડા, ને માટીના આશ્રયથી જે પીલા ફુટે છે તે એકત્ર કરી તેનો લેપ કરવો. (૪) મૂળ**વ્યાધિ ઉપર**—સુકાએલી અળંબી અને ઢોરોના સીંગડાનાં પીલા અને ભાંગ એની ધુણી આપવી.

---

## ૩૫. અળુ. (અળવી.)

સં૦ આલુક, હીં૦ આલુ, વ૦ ઘોપા, ક૦ ગેણુસુ, તૈ૦ સ્યામકુરી, અ૦ હુયાં, કલકાશ ઈં૦ એટલિવ્ડ, કેલેડીયમ, લા૦ એરેમઇંડીકમ.

અળુનાં કંદ હોય છે. તેથી તેની ઉત્પત્તિ થાય છે. અળવીમાં અનેક જાતો છે. રાજાળુ, ધાવઅળુ, કાળાં અળુ, પાનઅળુ, રૂખઅળુ (વૃક્ષ ઉપરનુ. અળુ), માડીઅળુ, મુંડળેઅળુ, ગિભઅળુ અને રાનઅળુ ( તેરી ) સર્વમાં કાળાંઅળુ ઉત્તમ છે, અળવીની ભાજી સર્વત્ર પ્રસિધ્ધ છે. કેટલીક અળવીને મોટાં કાંદા હોય છે. અને કેટલાકને ઝિણાં કાંદા હોય છે. તેનું બાફી શાક કરી ખાય છે. અળવીના સાધારણ ગુણ—શીતળ, અગ્નિદીપક, મલાવષ્ટંભક, બળની વૃદ્ધિ કરનાર, તેમજ સ્તનમાં દૂધ વધારનાર એવાં છે. અળવીના સેવનથી મળમૂત્ર પણ પુષ્કળ થાય છે. અને કફ, વાયુ એની વૃદ્ધિ થાય છે, અને રક્તપિત્તનો નાશ થાય છે આ કંદમાં ધાતુ વધારવાની પણ શકિત છે. (૧) **કુરષાના વિષ ઉપર**—અળવીનો પાલો અને મરી વાટી ખાંવાને આપવા, અને ભારંગીનો રસ પાવો અને માથું વીગેરે ઠેકાણે ચોળવો. (૨) **ખડક ઉપરનો કોળ કરડયો હોય તો:**—ઝાડ ઉપરના રાજાળુના મૂળ શેકીને વાટી તેની બોર જેવડી ગોળી ખાવી. ઉતાર ઘી. (૩) **નળવાયુ અને તિડિક એ ઉપર:**—એને અળવીનાં પાંદડાંનો રસ આપવો, દી૦ ૩. (૪) **વાયુના ગોળા માટે:**—અળવીનાં પાનાં દાંડા સુદ્ધાં બાફી, તેનું પાણી ઘી નાખી આપવું. દી૦ ૩. (૫) **પિત્તને માટે:**—અળવીના પાલાનો રસ જીરાની ભુકી નાંખી આપવો. **સ્તનમાં દુધ વધારે આવવા માટે:**—અળવીનુ શાક હમેશાં ખાવું ઘણું ખાવું નહીં. (૭) **કૃમી ઉપર:**—રાન અળવીનો કાંદો બાળી તેની રાખ પાણીમાં અગર મધમાં આપવી. (૮) **ફોલ્લા ફુટવા માટે**—અળવીનાં દાંડાં બાળી તેની રાખ તેલમાં કાલવીને ચોપડવી.

---

## ૩૬. અળસી.

સં૦ અતસી, મ૦ આળશી, જવસ, હીં૦ અલસી. ક૦ અગસી, અતસી, ગિડ, તૈ૦ અલંસી, તા૦ અલવિરાઈ, ફા૦ તુખ્મેકતાન, અ૦ બજરૂલકતાન, ઇં૦ લિનસીડ લા૦ લિનિસીમિના.

એના છોડ હાથભર ઉંચા વધે છે. અળશીનુ તેલ કાઢવાંમાં આવે છે તે ખાવાનાં ઉપયોગમાં આવે છે. આ દેશમાંથી હજારો ખાંડી અળશી દરસાલ વિલાયતમાં જાય છે ત્યાં તેનું

તેલ કાઢી તેનો રોગાન બનાવે છે. અને તેજ પાછો અહીં વેચવા મોકલે છે. રોગાન ઘણોજ મોંઘો હોય છે તેથી અહીંથી તે બદલ ઘણાજ પૈસા વિલાયતમાં જાય છે. આવી રીતે આ દેશના સેંકડો ઉદ્યોગો બૂડવા લાગ્યા છે, પરંતુ આપણા લોકો ગાઢ અંધકારમાં હોવાથી તેઓને આવી કોઈજ વાતો દેખાતી નથી, એ મોટી શોચનીય વાત છે. લોકોએ જાગૃત થઈ આ વાતનો કંઈ પણ વિચાર કરવો. એટલે "પથ્થર કરતાં ઈંટ સુંવાળી" એ ન્યાય પ્રમાણે તેઓનું કાંઈ પણ હિત થશે. અળસી શેકી તેની ચટણી કરે છે તે સારી થાય છે. અળશીના તાજા છોડવાની ચટણી ઘણી સ્વાદિષ્ટ થાય છે. અને છોડવાં અથાંણાંમાં પણ નાંખે છે. અળશીના છોડમાંથી પણ રેષા નીકળે છે, પરંતુ આળસાઈથી કિંવા બેપરવાઈથી અહીં ઘણું કરી તે કાઢતા નથી. એ રેશાઓનાં સણના જેવાં વસ્ત્રો થાય છે. **અળશી**—મધુર, સ્નિગ્ધ, કડવી, બલકારક, પાકકાળે તીખી, ગુરૂ, વાતકર, કફકારક, ઉષ્ણ; અને દૃષ્ટિ, શુક્રરોગ, શુક્રદોષ પૃષ્ઠશૂળ, અને પિત્ત એનો નાશ કરે છે. એના પાંત્રાનું **શાક**:—વાત, કાસ, કફ એ ઉપર હિત કરે છે. (૧) **ઉંઘ ન આવતી હોય તો**:—અળશીનું અને એરંડાનું તેલ સમભાગ એકત્ર કરી કાંસાના વાસણમાં કાંસાના પાત્રવડે ખલી તેનું અંજન કરવું એટલે ઉંઘ આવે છે. (૨) **બદ કિંવા ગુમડું વીગેરે પાકવા માટે:** અળશીનો લોટ કરી દૂધમાં કાલવી તેમાં થોડી હળદરની ભૂકી નાંખવી અથવા પાણીમાં કાલવી હળદરની ભૂકી નાખી સારૂં બાફી સહેવાય તેટલું ગરમ પોટીસ ગાંઠ ઉપર બાંધવું. એ પ્રમાણે ૫-૭ વાર પ્રતિવારે ગરમ બાંધવું. એ પોટીસ ઉપર ખાવાનું પાન બાંધવું. એજ પ્રમાણે સણના બી અને ગહુના પોટીસ થાય છે. (૩) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—અળશીનું તેલ અને ચુનાનું નિતર્યું પાણી એકત્ર કરી ચોપડવું. (૪) **મૂત્રદાહ ઉપર:**—અળશી ચાર તેલા લેઈ તેમાં ૧૬ તોલા પાણી નાંખી સારી રીતે કઢવી (ઉકાળી) ખાવા આપવું.

---

## ૩૭. આઇન (સાડજન).

સં૦ રક્તાર્જુન. હીં૦ ઐન. ક૦ કંપુપત્તિ. તૈ૦ ઈર્શિમદ્દી. લા૦ ટરમિનેટગ્લેબ્રા.

આઇનનાં વૃક્ષ મોટાં મોટાં થાય છે. એ ઝાડનાં લાકડાં મજબુત હોય છે. એ લાકડાનો વહાણ બનાવવામાં તથા ઇમારતમાં ઉપયોગમાં લે છે. આઇનાનાં પાંદડાં લાંબા હોય છે. આઇનામાં ધોળી અને કાળી એવી બે જાત છે. ધોળા આઇનાનો રંગ ભ્રોળો હોય છે. આઇનાની કુમળી છાલ લોકોના રંગના કામમા આવે છે. એને "સાદડા" એમ પણ કહે છે. (૧) **આગંતુક જખમ ઉપર**:—ધોળા ઐનની છાલની થપોલી કરી તે જખમ ઉપર બાંધવી એટલે ત્વરિત ભરાઈ આવે છે. (૨) **નાંનાં વાછરડાંને** (દુધના યોગથી પેટમાં) **રોગ થાય છે** તે ઉપર:—આઇનાના કુમળા તોરા (માજર) ખવરાવવા. (૩) **જળવાત** ઉપર:—આઇનાના તોરા, બોરડીનો પાલો, અને આમળા એ એકત્ર વાટી, તેનો રસ, હાથ અને પગને તળીએ મર્દન કરવો. (૪) **ફોલ્લો ફુટવાને માટે**:—આઇનાની છાલનો અને કાળી તુળશીનો રસ કાઢવો, (એને રાપ કહે છે.) એમાં ચોખાના કુશકા નાંખી ભેગા કરી તે લગાડવું (૫) **પક્ષઘાત ઉપર**:—આઇનાની રાખ ઉપર બાંધવી. એટલે તે ભાગ ઉષ્ણ થઈ તેનું જડત્વ જાય છે. (૬) **કફ ઉપર**:—એજ રાખ મધમાં આપવી.

---

## ૩૮. આંકડો.

સં૦ અર્ક. મ૦ રૂઈ. હીં૦ આંકડા બં૦ આકંદ. ક૦ યકકે. તા૦ અર્ક. તુ૦ યેક્કામેલ. મલા૦ યેરિક્કુ. તૈ૦ નિલાજીલ્લીડે. ફા૦ ખુર્ક. અ૦ ઉપર. ઈં૦ જાઈગેંટિક્ સ્વૉલોવર્ટ.

આ ઝાડ સર્વત્ર પ્રસિધ્ધ છે. એનાં પાત્રાં જાડાં અને વડના પાત્રાં જેવડાં મોટાં

હોય છે. આંકડો એ હવનીય દ્રવ્યોમાંહેનું એક દ્રવ્ય છે. આંકડાને ફુલો અને ફળો આવે છે. ફળો પાકવાથી અંદરથી રેશમજેવું મૃદુ રૂ નીકળે છે. તે ઉપયોગમાં આવે છે. એના લાકડાના કોલસા ઘણા હલકા હોવાથી દારૂ બનાવવાના કામમાં તેનો ઉપયોગ થાય છે. સાધારણ અંગ દુખતું હોય તો આંકડાનું દૂધ ચોપડે છે. એનાં પાત્રાં મૃદુ હોવાથી કેટલા વર્ષો પહેલાં એ પાંત્રાં મોડી અક્ષરો ચીતરવાના કામમાં લેતા હતા; પરંતુ હમણા કાગળની વિપુલતા હોવાથી તેનો ઉપયોગ કોઈ કરતું નથી. **આંકડો** સારક, અને વાયુ, કોઢ, કંડુ, વિષ. પ્લીહા, ગુલ્મ, અર્શ, યકૃત્, શ્લેષ્મોદર, કૃમી એનો નાશ કરે છે. **ઉપયોગ**;—**(૧) વાયૂએ કરી અંગમાં** સણકા આવતા હોય તો;—આંકડાના પાંત્રાંનો શેક કરવો **(૨) ઉધરસ અને શ્વાસ ઉપર**: આંકડાના ફુલોમાંના મોખ, અને મરી, એકત્ર વાટી ગોળીયો કરવી અને તે આપવી. અથવા આકડાની કુંપો અને ફુલ એકત્ર વાટી તેનો ગોળમાં પાકકરી ખવરાવવો. (૩) **કમળા ઉપર**—આંકડાનાં મૂળ ચોખાનાં ધોવરાવણમાં ઘસી નાકમાં તેનું ટીપું પાડવું. (૪) **આંકડાના વિષ** ઉપર—આમલીનો પાલો વાટી લેપ કરવો. (૫) **મસ્તક-વાયૂ** ઉપર—આંકડાનાં પાકેલાં પાનાં માથે બાંધવા. (૬) **આધાશિશી** ઉપર—આંકડાના મૂળનો ધુમાડો નાકે સુંઘવો. **(૭) અપસ્માર અને ચઢેલું મસ્તક ઉતરવા માટે**—આંકડાના દૂધમાં વગડાઉ છાણાની (અડાયાની) રાખ ભીજવી સુકવવી, અને તે છીકણી પ્રમાણે સુંઘવી: એટલે છિંકો આવી મસ્તક ઉતરે છે. ઉતાર ઘી સુંઘવું. (૮) **કુત્રાના વિષ ઉપર**—આંકડાનું દુધ, ગોળ અને તેલ એનો લેપ કરવો. (૯) **સોજા ઉપર**—લોહકાટ અને આંકડાનાં પાંત્રા ભેશના મૂત્રમાં વાટી સોજા ઉપર લેપ કરવો. **(૧૦) સર્વ પ્રકારના વિષ ઉપર**—આંકડાના મૂળો થંડા પાણીમાં ઘસી પાવાં આંકડાનાં કુમળાં પાંત્રા ૬—૭ લેઈ તેનો રસ કાઢી ઘી નાંખી પાવો. **(૧૧) ઘુટણ રહી ગયા હોય તો**—આંકડાનું દુધ ત્રણ દિવસ ચોપડવું. **(૧૨)** મૂળ**વ્યાધિ ઉપર**—આંકડાના અને આમલીનાં લાકડાનો અગ્નિ કરી તે ઉપર અજમો નાખી તેની ધુણી મસાને આપવી. (૧૩) **તાઢીયા તાવ** ઉપર—આંકડાના કુમળાં પાત્રાં પાનમાં ખાવા. (૧૪) **કર્ણશૂળ ઉપર**—આંકડાના પાકેલાં પાંત્રાંને ઘી ચોપડી દેવતા ઉપર શેકવાં અને તેનો રસ કાઢી તે કાનમાં પાડવો. (૧૫) **ગંડમાળા ઉપર**—આંકડાના દૂધમાં હીરાકશી ઘસી લેપ કરવો. **(૧૬) ગુડઘી ઉપર**—આંકડાનું દૂધ ચોપડવું. (૧૭) **શ્લીપદ** (પગ કિંવા હાથ જાડા થાય તે) **રોગ ઉપર**—:આંકડાના મૂળ કાંજીમાં વાટી લેપ કરવો. **(૧૮) વિંછીના વિષ** ઉપરઃ—આંકડાનું મૂળ ઘસી ચોપડવું. (૧૯) **મોં ઉપર કાળાશ હોય છે તે ઉપર લેપ**:—આંકડાના દૂધમાં હળદર વાટી તેનો લેપ કરવો. (૨૦) **કર્ણશુળ ઉપરઃ**—આંકડાના અંકુર લાવી લીમડાનાં રસમાં વાટી તેમાં થોડું તલનું તેલ અને સીંધવ નાખી ગોળો કરવો. પછી થુએરીયાનું લાકડું થોડું કોતરી તેમાં તે ગોળો ઘાલી તેની આસપાસ થુએરીઆનાં પાત્રાં વીટાળી તે ઉપર થોડી માટી ચોપડી પુટપાકકૃતિએ હલકો અગ્નિ દેવો. પછી તે ગોળો બાહેર કાઢી પાંત્રાં દૂર કરી કાષ્ઠ સુદ્ધાં પીલી રસ કાઢી તે કિંચિત ગરમ ગરમ કરી કાનમાં પાડવો, એટલે દુસ્તર કર્ણપીડા પણ દુર થશે. (૨૧) **સર્પ વિષ ઉપરઃ**—આંકડાના ઝાડના પાંત્રાં આંકડાનાં દૂધમાં વાટી ગોળીઓ કરવી. અને તે ગોળી પ્રત્યેક ઘડીના અંતરે આપવી. અથવા મૂળો ઘસી પાવાં. **(૨૨) શીઘ્ર પ્રસૂતીને માટે**:—આંકડાના મૂળો આંકડાના પાંત્રામાં વીટાળી અંબોડામાં ખોસવા. પ્રસૂત થયા પછી છોડી નાખવા. **(૨૩) મૂત્રાઘાત** ઉપરઃ—આંકડાના દૂધમાં બાવળની છાલનું થોડું ચૂર્ણ મિશ્રીત કરી તે મિશ્રણ દુંટીની આસપાસ અને પેઢુએ ચોપડવું. એ યોગથી ચાર ઘટિકામાં મૂત્રમાર્ગે મોકળો થશે. **(૨૪) બદ ઉપર અને હરેક ગાંઠ ઉપર અનુભવિક ઉપચારઃ**—આંકડાના દૂધમાં કાથો અને રેવં

ચીનો શિરો ઘસી ચંદન જેવું જાડું, ગાંઠ ઉપર દિવસમાં બેવાર એ પ્રમાણે ત્રણ દિવસ લેપ દેવો; એટલે ગાંઠ નરમ પડી બેસી જસે. (૨૫) **શ્વાસકાસ ઉપરઃ**—આંકડાના પાંલાંનો રસ એક કિંવા બે તોલા પાવો. એટલે ઉલટી થઈ કફ, પિત્ત પડશે. ઉતાર ઘી અથવા ઘી અને ભાત. (૨૬) **વાળા** ઉપરઃ—આંકડાના દૂધનો લેપ કરવો.(૨૭) **સોજો, વાયુ અને ત્રિદોષ** ઉપર—આંકડાના પાંલાં અને લોહકાટ ભેંસના મૂત્રમાં વાટી સોજા ઉપર લેપ કરવો. (૨૮) **રક્ત ગુલ્મ ઉપરઃ**—આંકડાના ફુલો તેલમાં તળી ખાવા એટલે ગુલ્મ ઓગળી, રકત સ્રાવ થઈ નીકળી જાય છે. (૨૯) **અર્કાદિ કાઢો, વાતરોગ ઉપરઃ**—અર્કના મૂળ, ધમાસો, કરીયાતુ, દેવદાર રાસ્ના, નગોડ, વજ, એરણુ, સરગવો, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો, સુંઠ અતિવિષ, ભાંગ, એનો કાઢો કરી પાવો; એટલે તીવ્ર એવા ત્રિદોષ, વાયુ, દાંત બંધ થઈ જવા, અંગમાંનું શૈત્ય, શ્વાસ, કાસ, સૂતિકા રોગ અને વાત–રોગ એનો તત્કાળ નાશ થાય છે. **પ્રકાર બીજોઃ**—આપેલા કાઢામાંહેનું અતિવિષ, ધમાસો, સુંઠ, એ દ્રવ્યો બાદ કરી બાકીનાં લેવાં તથા તેમાં સાટોડી વધારી, કાઢો કરી પાવો. તે સુપ્તવાત, (સૂવારોગ), નાના પ્રકારના વાયુ, શૈત્ય, અપસ્માર, એનો નાશ કરે છે. **ત્રીજો પ્રકાર**—આંકડા મૂળ, જીરૂ, સુંઠ, મરી પીપર, ભારંગમૂળ રીંગણી, કાકડાશિંગ, પુષ્કરમૂળ, એ સર્વે સમભાગ લઈ એનો રસમાં કાઢો કરી પાવો. એ કાઢો શીતગાત્ર સન્નિપાત, મેહ, શ્વાસ, કફવૃધ્ધિ, ઉધરસ એનો નાશ કરે છે. (૩૦) **અર્કાદિ લેપ સોજા** ઉપરઃ—આંકડાના મૂળો, સાટોડી અને કડવા લીમડાની છાલ એકત્ર ઘસી લેપ કરવો. અથવા એનો કાઢો પાવો અને કાઢાએ સોજો વારંવાર ધોવો. (૩૧) **વાતવિકાર** ઉપરઃ—વાયુએ બધ્ધ (ગંઠાઈ) થયેલા અંગને આંકડાનાં દૂધનો લેપ કરી તે ઉપર રાઈનું પ્લાસ્તર મારવું તથા ઉપર એક પાંત્રુ મૂકી ચોવડા કપડાથી પાટો મજબૂત બાંધવો. આ યોગથી વાયુબધ્ધ થયેલું શરીર ત્વરિત છુટું થાય છે. (૩૨) **ઊરૂસ્તંભ** ઉપરઃ—આકડાનાં મૂળ ઘસી ગરમ કરી લેપ દેવો. (૩૩) **નળગુદ** ઉપરઃ—આંકડાનાં એક પાકેલા પાંત્રાંનો રસ ઘીમાં પાવો દિવસ ૩. પથ્ય દૂધ અને ભાત. (૩૪) **પ્લીહોદર** ઉપરઃ—આંકડાનાં પાંત્રાં અને સીંધવ માટલામાં ઘાલી, મોં બંધ કરી નીચે અગ્નિ સળગાવવો. પછી તે ખાર દહીંનાં પાણી સાથે પાવો. (૩૫) **શ્વાસ ઉપરઃ**—આંકડાનાં મૂળીયાં, ગાંઠ અને લીંડીપીપર એ મધમાં ખલી બોરના ઠળીઆ જેવડી ગોળીયો કરી ખાવી. (૩૬) **ઘાટ સર્પ** ઉપરઃ—આંકડાનાં લીલા મૂળોની છાલ લાવી તે ખાવાનાં પાનમાહેનાં કાળા પાન લેઈ તેમાં મધ નાખી તેની બીડી કરી ખાવી, અથવા તે પાનના બીડાનો રસ પાવો.

---

## ૩૯. આગીયો.

સં૦ તીક્ષ્ણાભા. હીં૦ દાદમારી. ક૦ ચુર્ચીગિડ. લા૦ એમાનિયાવેસી કેટોરિઆ.

આગીઆનાં ઝાડ સુમારે હાથ દોઢ હાથ ઉચાં વધે છે. એનાં પાંદડાં જાઈના પાંદડાં જેવડાં અને આકારે પણ તેવાંજ હોય છે. એ ઝાડ ઉપર સફેદ રંગનાં નાંના ડીટાં આવે છે, તે શરિરને અડે તો શરિરે આગ ઉઠે છે. નાગલી કોદ્રા વગેરે ધાન્યોનાં ખેતરમાં એ ઝાડો ઘણા થાય તો તે આખું ખેતર બળી જાય છે, એટલી આ ઝાડની આગ હોય છે. એ ઉપરથી એને "આગીઓ" એવું નામ યોગ્ય છે, **આગીઓઃ**—બલકર, કડવો, તીખો, વિબંધનાશક, હૃદ્ય, ઉષ્ણ, બસ્તિ શુદ્ધિકારક, અને રક્તપિત, અરોચક વગેરેનો નાશ કરે છે. (૧) **કોદ્રાના વિષ ઉપરઃ**—આગ્યાના ઝાડનો પાણી નાખી, રસ કાઢવો; અને તે રસ અડધો શેર સુધી આપવો. ઢોરને આપવો હોય તો ચાર શેર સુધી આપવો. ઝાડવાં સુકાયલાં હોય તો તેને ખાંડી તેની ભૂકી કરી પાણીમાં ઉકાળી તે પાણી પાવું. (૨) **જ્વર ઉપરઃ**—આગિઆનાં ઝાડ, નાગરમોથ અને સુંઠ એનો કાઢો આપવો. (૩) **લુતિ ઉપરઃ**—આગિઆનાં સુકાયલાં પાંદડાં તોલો, ૧ કાજળીના સુકવેલા પાંદડાં તોલો

૧, ઝંઝેટાના પાંત્રાં તોલો ૧ લઈ, તેની કાળી રાખ બનાવવી. અને તે કરડીના તેલમાં ખલ કરી લગાડવી.

---

## ૪૦ આદુ.

સં૦ આર્દ્રક. હીં૦ અદ્રક–ખ. આદા. ક૦ અલ્લ. ફા૦ જીંજીબ્બીલવર. અ૦ જીંજીબ્બીલક્ષ્ત-બ. ઇં૦ જીંજર.

આદુનું ઝાડ સુમારે એક હાથ ઉંચું વધે છે. તે વધવા માંડયું એટલે તેને એકલાં પથરાયલાં મૂળીયાં આવે છે. આદુ સુકવી તેની સુંઠ કરે છે. સુંઠનુ તેલ નીકળે છે. બંગાલા, મદ્રાસ અને જામેકા બેટ વિગેરેથી પુષ્કળ સુંઠ અહીં આવે છે. આદુ એ સુંઠ કરતાં સૌમ્ય છે. આદાનો પાક કરે છે. તેને આદા પાક કહે છે. **આદુ** એ પાચક, સારક અગ્નિદીપક, રૂચિપ્રદ, અને કંઠને હિત કરે છે. અને સુજ કફવાયુ કંઠરોગ, ઉધરસ, દમ, આનાહ, વાયુ, મલબંધ, વાંતિ અને શૂળ એનો નાશ કરે છે. (૧) **આદા પાક:**—આદાનો રસ કાઢી તેમાં પાણી નાખવું પછી સાખર નાખી પાક કરવો. તેમાં કેશર, એલચી, જાયફળ જાવંત્રી, અને લવંગ, એ નાખી તે ભરી રાખવો; આ શ્વાસ, કાસ, અગ્નિમાંદ્ય, અરૂચિ એ ઉપર પ્રશસ્ત છે. (૨) **અજીર્ણાદિક ઉપર**:—આદાના રસમાં લીંબુનો રસ અને સીંધવ એ નાખી તે પ્રાશન કરવું. એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે; અને વાયુ, મલ બદ્ધતા, આમવાત એનો નાશ કરે છે. (૩) **મૂર્ચ્છા વાયુનો ઝાટકો આવે છે તે ઉપર:**—સુંઠ ઘસી અંજન કરવું. (૪) **યોની શૂળ ઉપર:**—સુંઠની ભૂકી એરંડ તેલમાં કાલવી લેપ કરવો. અથવા સુંઠ અને એરંડમૂળ એનો લેપ કરવો. (૫) **અજીર્ણ ઉપર**:—સુંઠ અને જવખાર એનું ચૂર્ણ ઘીમાં અથવા ગરમ પાણીમાં આપવું. (૬) **આમવાત ઉપર**:—એરંડમૂળનાં રસમાં સુંઠનું ચૂર્ણ કાલવી ગોળો કરી તે ઉપર એરડાંનું પાંદડું વીટાળી ઉપર કપડ માટી કરી પુટપાકકૃતિ પ્રમાણે તે ગોળો દેવતામાં પકવી, પછી તે ગોળો બાહેર કાઢી પીલી રસ કાઢી, તેમાં મધ નાખી આપવો. (૭) **આમવાત અને પેટ શૂળ ઉપર**:—સુંઠના કાઢામાં **એરંડેલ** (દીવેલ) નાખી આપવું તેથી આમવાત, કંબર, પીઠ એ ઠેકાણાની શૂળ, તેમજ–સર્વાંગશૂળ અને પેટ શૂળ સારા થાય છે. (૮) **સંગ્રહણી, આમપ્લીહા. આમવાતાદિક ઉપર**:—સુંઠની ભૂકી કરી તેમાં ઘી નાંખી ચટાડવું. તે ઘી સેવન કરવાથી પ્લીહા, આમવાત વીગેરે દૂર થાય છે. વાયૂનું અનુલોમન થાય છે, અને સંગ્રહણી રોગ સત્વર જાય છે. (૯) **કાસશ્વાસ ઉપર**:—આદુનો રસ મધમાં નાખી પાવો. અથવા સુંઠ, બ્રહ્મી એનો કાઢો, મધ, સાકર એ નાખી પાવો. (૧૦) **વૃષણ વાયુ ઉપર:**—આદુના રસમાં મધ નાખી આપવો એટલે અરોચક અને સળેખમ દૂર થાય છે. (૧૧) **અતિસાર ઉપર:**—આદુનો રસ નાભીએ (ડુંટીએ) ચોપડવો. એટલે દુ:સાધ્ય અતિસાર પણ નાશ પામે છે. (૧૨) ઉદર **રોગ ઉપર:**—પાણીમાં આદાનો રસ પાવો. (૧૩) **અગ્નિમાંદ્ય ઉપર:**—આદુનો રસ અને લીંબુનો રસ એ સમ ભાગ લેઈ, તેમાં તેટલું સીંધવ મિશ્ર કરી, ભોજનના પહેલાં પ્રાશન કરવુ એટલે અગ્નિમાંદ્ય દૂર થાય છે. ભોજનારંભે એ ત્રણે પદાર્થ પ્રાશન કરવાથી, અગ્નિ પ્રદિપ્ત થઈ, જીવ્હા, કંઠ, હૃદય એની શુદ્ધિ થાય છે. સ્વરભેદ, સોજો, મલાવષ્ટંભ, શ્વાસ, કફ, ઉધરસ, વાયુ વગેરેનો નાશ કરે છે અને ધાતુ વૃદ્ધિ થાય છે. (૧૪) **ગર્ભિણીના વિષમ જ્વર ઉપર:**—બે અથવા ત્રણ માસા સુંઠ, બકરીનાં દૂધમાં વાટી આપવી. (૧૫) **ભુખ ન લાગતી હોય તે ઉપર:**—સુંઠનું ચૂર્ણ ૧ માસો, બે તોલા પાણી સાથે આપવું. (૧૬) **ઉધરસ ઉપર:**—આદુનો રસ, લીંબુનો રસ અને મધ સમભાગ કરી, તેમાં પીપર નાંખી દિવસમાં બે ત્રણ વખત તે મિશ્રણ આપવું. (૧૭) **જીર્ણ જ્વરને માટે:**—છાશની પરાશમાં સુંઠ મેળવી પાવી. દી૦ ૨૧. (૧૮) **આમ્લ-**

**પિત્તને માટે:**—સુંઠ, આંમળાં, અને ખડીસાકર બારીક વાટી, સારો ખલ કરી સવારમાં ખાવી. (૧૯) **હૃદ્રોગ** અગ્નિમાદ્ય, શ્વાસ, કાસ અરૂચિ, સળકમ, ઉદર, પાણી થકી શૂળ, એ ઉપર:—સુંઠનો કાઢો આપવો. એથીકરી કાંતિ, ચિત્ત, અને નેત્ર એ પ્રસન્ન રહે છે. (૨૦) **મૂળ વ્યાધિ ઉપર:**—સુંઠનું ચૂર્ણ છાશમાં નાંખી આપવું. (૨૧) **નાસા રોગ ઉપર:**—સુંઠ બે તોલા લેઇ, તે અર્ધા શેર પાણીમાં નાખી ઉકાળવી અને તે બે વખત પાવી. (૨૨) **શળકમ ઉપર:**—આદુ અગર સુંઠ, તજ ખડીસાકર એનો કાઢો આપવો. (૨૩) **આમ્લપિત્ત ઉપર:**—સુંઠનું ચૂર્ણ ૬ માસા, ગેરૂ ૧ તોલો, લેઈ નાગરવેલના પાનના રસમાં ખલ કરી, વટાણા જેવડી ગોળીઓ કરવી. દરરોજ બે ગોળીઓ સાંજ-સવાર દૂધ અને પતાસામાં ખાવી. (૨૪) **પરિણામ શૂળ ઉપર:**—સુંઠ, તલ, ગોળ એ એકત્ર કુટી ગાયના દૂધમાં બાફી આપવી. (૨૫) **બાળકોની આમ સંગ્રહણી** ઉપર:—સુંઠ, થંડા પાણીમાં ચંદન સરખી ઘસી, તેટલું ઘી અને ગોળ અથવા ખડીસાકર નાંખી શીજવી, ચાટણ તૈયાર કરવું. અને થોડું થોડું વખતે વખત ચટાડવું. એ મોટા માણસને પણ આપવું. (૨૬) **શ્વેત પ્રદર ઉપર:**—દરરોજ પ્રાઃતકાળે અને રાત્રે ઉંઘવાની વખતે, પ્રત્યેક વખત ગાયના ૧૪ તોલા દૂધમાં ૨૧ તોલા પાણી, ૪ માસા સુંઠ નાંખી દેવતા ઉપર તપાવી, પાણી જઈ ૧૪ તોલા અથવા તેથી થોડું કમી દૂધ અવષિષ્ટ રહ્યા પછી તેમાંથી સુંઠના તુકડા કાઢી નાંખી, તેમાં ૪ અથવા ૫ માસા ખડીસાકરની ભૂકી મિશ્ર કરી આપવું. આ પ્રમાણે ૨૧ દીવસ સેવન કરવાથી જોરદાર શ્વેત પ્રદર પણ નક્કી નાશ થશે. (૨૭) **વીર્ય વૃદ્ધિ માટે:**—૧ તોલા સુંઠની બારીક ભૂકી કરી, એક વાસણ દેવતા ઉપર મૂકી, તેમાં બે તોલા સુધી ઘી નાખવું. તે ઘી સારૂં તપ્યા પછી, તેમાં આ સુંઠની ભૂકી નાંખી. લાલ તળવી, અને ૧ તોલો ગોળ, ૫ તોલા પાણીમાં મેળવી. તે પાણી તેમાં નાંખી, પાણી બળી જઈ શીરા જેવું થાય ત્યાં સુધી અથવા છુટું થાય ત્યાં સુધી હલાવતા રહી પાકું કરવું. એ પ્રત્યેક પ્રાતઃકાળે એક વખત પ્રમાણે ૧૪ દીવસ આપવું. એટલે શરીરમાંનો વાત સંચાર, શરીરને કળતર થવું, અગ્નિમાંદ્ય, અતિસાર, આમાંશ અને પિત્ત વિકાર એ સઘળા રોગ દૂર થાય છે. (૨૮) **આંખો દુખવા આવે છે** તે ઉપર:—સુંઠ અને કડવા લીમડાનાં પાંદડા એકઠાં વાટી, તેમાં થોડો સીંધવ નાખી તેની થપોલી કરી તે થોડી ગરમ કરી, તે આંખો ઉપર બાંધવી. એટલે સોજો અને દુઃખ દૂર થાય છે. (૨૯) **આધાશીશી** ઉપર:—પાણીમાં અગર દૂધમાં સુંઠ મેળવી તેનું નસ્ય કરાવવું અને લેપ કરવો. અથવા આદુ અને ગોળ એકત્ર કુટી તેની પોટલી કરી નાકથી તે રસ પીવો એટલે ત્વરિત ગુણ આવે છે. (૩૦) **સૂજ ઉપર:**—સુંઠની ભૂકીની ગોળમાં ગોળી કરી પુનર્નવાના રસમાં અથવા કાઢામાં આપવી. (૩૧) **કટિ, ઉરૂ, પૃષ્ઠ, ત્રિક** (બરડાનું હાડકું) **એમાંનો વાયુ, ગુલ્મ,** શૂળ, **ગૃધ્રસી, ઉદાવર્ત, હનુગ્રહ, એ** ઉપર આદુનાં રસમાં અથવા બીજોરાના રસમાં ઘી નાખી આપવું. (૩૨) **કફ રોગ ઉપર:**—સુંઠ અને તેથી ચાર ઘણી (ચોગણી) ખડીસાકર નાખી તેનો કાઢો કરી આપવો. (આ હૃદ્રોગ ઉપર પણ આપવો) અથવા આદુના રસમાં બમણી ખડીસાકર અથવા ગોળ નાખી ચાટણ કરી આપવું (આથી સર્દીના યોગથી જે રોગ થાય છે તે દૂર થાય છે.) અથવા આદાનો રસ, મધ અને સાકર એકત્ર કરી આપવું. (૩૩) **ભાંગ પર ઉતાર:**—ગાયના દૂધમાં સુંઠ આપવી અથવા સાત વખત થંડા પાણીમાં ૧ તોલો સુધી સુંઠ મેળવી આપવી. (૩૪) **આંખોમાં શ્વેત ફુલો પડે છે તે ઉપર:**—ગાયના દૂધમાં સુંઠ મેળવી અંજન કરવું. (૩૫) **પક્ષાઘાત ઉપર:**—ગાયનું ઘી ૨૮ તોલા લઈ તેમાં સુંઠનું ચૂર્ણ ૨૮ તોલા નાંખવું. પછી તેમાં છોલેલી લસણની કળીઓ ૨૮ તોલા નાખી, અગ્નિ, બળ વ-

જોરે જોઈ એક તોલા સુધી આપવું. એના યોગથી પક્ષાઘાત, હનુસ્તંભ, કટીભંગ બાહુ પીડા વગેરે દૂર થાય છે. **(૩૬) વાતશૂળ ઉપર:**—સુંઠ અને એરંડ મૂળ એનો કાઢો કરી તેમાં ખાંડેલી હીંગ અને સંચળ નાખી તે આપવું. **(૩૭) આમાતિસાર ઉપર:**—૧ તોલો સુંઠ પાણીમાં મેળવી, તેમાં ઘી અને ગોળ તોલો તોલો, નાંખી એ મિશ્રણ સારૂ પાકું કરી ચાટણ બનાવી આપવું. **(૩૮) ઉલટી ઉપર:**—આદુનો અને કાંદાનો રસ એક એક તોલો મિશ્ર કરી તે આપવો. **(૩૯) પિત્ત વિકાર ઉપર:**—અર્ધો તોલો સુંઠની ભૂકી, તેમાં ૪ ચણોઠીભાર સીંધવની ભૂકી મિશ્ર કરી, નિત્ય સૂર્યોદય પહેલાં પાણીના ઘુટડામાં ગળાવવી. **(૪૦) બહુ મૂત્ર રોગ ઉપર:**—આદુનો રસ, ખડીસાકર નાંખી નિત્ય બે વખત આપવો. **(૪૧) પિત્ત વિકાર ઉપર:**—૭ તોલા ગાયનું દૂધ લેઈ, તેમાં અર્ધા તોલાથી એક તોલા સુધી સુંઠ મેળવવી. અને તે દૂધ બાળી માવા જેવી ગોળી કરી સાકર નાંખી પ્રત્યેક રાત્રે સુતી વેળા તે ગોળી ખાવી. ઉપર પાણી પીવું નહીં. એ પ્રમાણે ઘણા દિવસ આપવું. **(૪૨) ભ્રમયુક્ત પિત્ત ઉપર:**—આદુનો રસ બે તોલા અને ગાયનું દૂધ ૭ તોલા એકત્ર કરી, અડધું બાળવું અને ખડીસાકરની ભૂકી નાંખી ઉંઘતી વખતે આપવું. **(૪૩) ભ્રમયુક્ત પિત્ત ઉપર**—આદુનો રસ ૨ તોલા, આમળાનો રસ ને ખાંડ બે તોલા અને ગાયનું દૂધ ૭ તોલા એ એકત્ર કરી ત્યાં સુધી ઉકાળી હમેશાં પ્રાત:કાળે અને સાયંકાળે આ પ્રમાણે આપતાં જવું. **(૪૪) વાતભ્રમ ઉપર:**—સુંઠ અથવા અજમો એના ચૂર્ણની નસ્ય આપવી. (તપકીર પ્રમાણે નાકમાં સુંઘવી) **(૪૫) આમાંશ ઉપર:**—સુંઠ, વરીઆળી ખસખસ અને ખારેક, એ ઔષધો સમ ભાગ લેઈ, પ્રત્યેકના બે ભાગ કરવા. તેમાંનો એક ઘીમાં તળી પુન: સર્વ ઔષધો એકઠાં કરી, કુટી, બારીક ચૂર્ણ કરવું અને સર્વ ચૂર્ણ બરોબર ખાંડ મિશ્ર કરી એ મિશ્રણ પ્રત્યેક વેળા ૧ તોલા પ્રમાણે દિવસમાં ત્રણ વખત આપવું. **(૪૬) આમવાત ઉપર:**—સુંઠ ૪ ભાગ અને વરીઆળી એક ભાગ એકઠા કરી, તેમાંથી અડધું ઘીમાં તળી, પછી બધાનું ચૂર્ણ કરવું. એ ગોળમાં મેળવી હમેશાં સેવન કરવું. **(૪૭) અરુચિ ઉપર:**—આદુ અને સીંધવ આપવો. **(૪૮) દંત શૂળ ઉપર:**—સુંઠની ભૂકી ૧ ભાગ અને ફટકડી ૨ ભાગ એકઠી કરી, તે દિવસમાં ૨--૩ વખત દાંતે ઘસવી. એટલે જલદીથી શૂળ બંધ થઈ જાય છે. **(૪૯) સન્નિપાત જ્વરમાં મૂર્છા આવે છે તે ઉપર:**—સુંઠ, મરી, પીંપર એનું ચૂર્ણ નાકમાં ફુંકવું. **(૫૦) દુર્જલ જ્વર ઉપર:**—સુંઠ, અને જવખાર એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. **(૫૧) સર્વ શૂળ ઉપર:**—સુંઠ, સાજીખાર અને હીંગ એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. એટલે ક્ષણમાં સર્વ શૂળનો નાશ થાય છે. **(૫૨) ધાત પડે છે તે ઉપર:**—સુંઠના કાઢામાં હળદર અને ગોળ નાંખી તે પ્રાશન કરવું. **(૫૩) અગ્નિમાંદ્ય અને કૃમિ ઉપર:**—સુંઠ અને વાવડીંગ એનું ચૂર્ણ મધમાં આપવું.

---

## ૪૧. આમલી.

સં० ચિંચા. મ० ચિંચ. હીં० ઇમલી. આંબલી. બં० આમરૂલ. તેકલ. ક० હુણિસે. હુણસી. હુલીમારા. તૈ० ચિંતાચેટુ તા० પુલિયામારં. તુ० પુંકેમારા. મલા० આમલં. ચિંચા. અ० તમર હિંદી. ઈં० ટેમેરીંડ ટ્રી. લા. ટેમેરીંડસ્ ઈંડીકસ્.

આમલી અમેરીકા, આફ્રિકા અને એશિયા ખંડના ઘણાક દેશોમાં થાય છે.. હિંદુસ્થાનના ઘણા ભાગોમાંથી એ મળે છે. એ ઝાડ મોટાં વધે છે. એને આઠમે વર્ષે ફળો આવે છે. આમલી, માહા અને ફાગણ એ મહિનાઓમાં પાકી તૈયાર થાય છે. આમલીમાં જે ઠળીઆ હોય છે તેને કચુકા કહે છે. આમલી ઘર ખરચ માટે રાખી મેલવાની હોય તો તેની અંદરના કચુકા કાઢી તેમાં મીઠુ નાખી તેના ગોળા કરી રાખે છે. આમલી શાક, દાળ વગેરે ઘણા પદાર્થોમાં નાખવામાં આવે છે આમલીના અંગે ખટા-

સ હોય છે. તે કારણથી તે રીતસર ખાવાથી સ્વચ્છ કરે છે. ભાતમાં ખાવાને આમલીનો સાર (પનુ) કરે છે. નવી આમલી કરતાં જૂની આમલી પથ્યકારક છે. કચુકા ગરિબ લોક શેકીને ખાય છે. તેમાંથી ઉત્તમ પ્રકારનું તેલ નીકળે છે. પરંતુ એવું તેલ કાઢવાને લોક દુર્લક્ષ કરે છે, એ કેટલું મૂર્ખપણું છે! કચુકાની ભાવસાર અને ધનગર લોક ખેળ કરે છે. આમલીના કુણા પાલાનું શાક કરે છે, અને ફૂલોની ચટણી કરે છે. આમલીનું લાકડું ચીકણું હોય છે, માટે તેના કુહાડી વગેરેના હાથા પણ કરે છે. આમલીના લાકડાના કોલસા પાડે છે. **આમલીનું ઝાડ** :—ગુરૂ, ઉષ્ણ, ખાટું, 'પિત્તકર, કફપ્રદ, રક્તકોપન, વાતનાશક એવું છે. **આમલીનાં ફલો** :—તુરાં, સ્વાદુ, ખાટાં રૂચિકર, વિશદ, અગ્નિદીપક, લઘુ; અને વાયુ, કફ, પ્રમેહ એનો નાશ કરે છે. **આમલીનાં પાંત્રાં** :—સોજો અને રક્તદોષ એનો નાશ કરે છે. **કુમળી આમલી**:—અતિ ખાટી. ગ્રાહક, ઉષ્ણ, રૂચીકર, અગ્નિદીપક; અને રક્તપિત્ત, પિત્ત, કફ, રક્ત એને કોપાવનાર, વાતનાશક છે. **જુની આમલી**:—વાતલ; અને કફ, પિત્ત એને કરનાર છે. **પાકી આમલી**:—મધુર, સારક, ખાટી, હૃદ્ય, ભેદક, મલસ્તંભક, દીપન, રૂચિકર, ઉષ્ણ, રૂક્ષ, બસ્તિશોધક; અને વ્રણદોષ, કફ, વાયુ, કરમ (કૃમિ), એનો નાશ કરે છે. **સુકી આમલી** :—હૃદ્ય, લઘુ; અને શ્રમ, ભ્રાંતિ, તૃષા, કલમ અને કૃમિ એનો નાશ કરે છે. **નવી આમલી** :—વાત અને કફ કરનારી છે. તે એક વર્ષની હોય તો વાતપિત્ત-નાશક એવી હોય છે. આમલીની સુકાયલી છાલનો **ખાર**:—અગ્નિમાંદ્ય, શૂલ એનો નાશ કરે છે. પાકેલી આમલીનો રસ એટલે ગર :—ખાટો, મધુર, રૂચિકર, વ્રણનાશક અને લેપ કરવાથી સોજો, પંક્તિશૂલ એનો નાશક છે, આમલીનો **સાર** : (પનું)—દાહ, કફ એને કરનાર; અતિ ખાટો, વાતનાશક છે. તેજ સમભાગ સાકર નાખી કરેલો હોય તો તે દાહ, પિત્ત અને કફ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—**(૧) રક્તમૂળવ્યાધિ ઉપર** :—આમલીની ઉપરની ખડબચડી છાલનું ચૂર્ણ કરી, તે કપડાથી ગાળી તે સવારે અને સંધ્યાકાળે ગાયના અધમર્યા દહીં સાથે ખાવું. (૨) **થંડા પ્રમેહ (પરમા) ઉપર** :—ઉપલા છોડાની રાખ ૬ માસા, નાળીએરનાં નવટાંક અંગરસમાં, દીવસમાં બે વખત પ્રમાણે ૫ દીવસ આપવું. પથ્ય મોળું. (૩) **પાંડુરોગ** :—આમલીની છાલની કાળી રાખ કરી ૪ તોલા પર્યંત બકરીના મૂત્રમાં એક તોલા પર્યંત રાખ નાખી તે આપવું. (૪) **પડજીભ ઉપર** :—કચુકા થંડા પાણીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવાથી પડજીભ ઉતરી જે ઉપરસ ઉત્પન્ન થાય છે તે બંધ થાય છે. (૫) **વિંછીના દંશ ઉપર** :—આમલીના ઠીલા (કચુકા) શેકી અગર એમને એમ ધોળો થાય ત્યાંસુધી ઘસી દંશ ઉપર ચોટાડવો. તે વેદના શોષી લેઈ પછી પોતાની મેળે નીચે પડે છે. **(૬) ક્ષતકાસ એટલે ઉરમાં વાયુ ચાંદી કરી રક્તસહિત કફ પાડે છે તે ઉપર** :—કચુકા સારા શેકી ઉપરની છાલ કાઢી નાંખવી. તેની ભૂકી મધ અને સોજું ઘી એમાં નાખી ખવરાવવી. (૭) શૂળ **ઉપર** :—આમલીની છાલની ભસ્મ, ગરમ પાણીમાં નાખી પાવી, અથવા આમલીની છાલનું ચૂર્ણ ગરમ પાણીમાં નાખી પાવું. (૮) **શીતળાનો આજાર ન આવવા માટે** :—કચુકાનું અને હળદરનું ચૂર્ણ થંડા પાણીમાં નાખી પાવું. (૯) **ઉંદરના વિષ ઉપર** :—આમલી તોલા ૪, ધુંવાસ ૨ તોલા એ બન્ને જૂના ઘીમાં ખલી તે ૭ દિવસ' ખાવું. (૧૦) **અતિસાર ઉપર** :—આંબલીનો પાલો એક તોલો, ચોખાના ધોવરામણમાં વાટી, ત્રણ તોલા ધોવરામણમાં તપાવેલી ઠીકરી છમકારી, તેમાં તે નાંખી આપવું. **(૧૧) આંખો આવે છે તે ઉપર**:—આમલીનો લીલો પાલો એરંડાના પાંતરામાં બાંધી માટીએ લીપી ભરસાળમાં બાફવો. બફાયા પછી તેનો રસ કાઢી તેના રસમાં ફુલાવેલી ફટકડી અને અણોઠીબાર અફીણ નાંખી, તપા-

ઊપર તાંબાંના વાસણથી ખલી ગાળી રાખવું. અને તેની ઘડી આંખો ઉપર રાખવી. (૧૨) **અન્ન પાચન થતું ન હોય તો** :—આમલીના અંગ ઉપરની સુકી છાલની વગડાઉ છાણા (અડાયા)માં બાળી રાખ કરવી અને સુઈ રહેતી વેળાએ સુમારે ૬ માસા પર્યંત ખાઈ ઉપર ગરમ પાણી પાવું. (૧૩) **ક્ષુધા (ભૂખ) કમી થવા માટે** :—આમલીના પાલાની ચટણી ખાવી. (૧૪) **હિંગળોકના વિષ ઉપર** :—અડધો શેર ચીંચોડા ચાર શેર પાણીમાં ઉકાળી તે પાણીનાં કોગળા કરવા. (૧૫) **ચુએરીના વિષ** ઉપર :—આમલીનો પાલો વાટી લેપ કરવો. **બળદનો પગ શુજયો હોય તો** :—આમલીનો પાલો અને રાફડાની માટી પાણીમાં કઢવી તેની પોટલી કરી તેવડે શેકવું. (૧૭) કર્ણમૂળ ઉપર :—આમલીનો બલક ખારો હોય તે જમીન ઉપર તપાવી બાળવો અને જમીન ઉપર હાથે ચોળી કાદવ જેવું થયા પછી તેનો લેપ કરવો. (૧૮) **આંકડાના વિષ** ઉપર :—આમલીનો પાલો વાટી લેપ કરવો. (૧૯) **બાળકોની રક્ત સંગ્રહણી** ઉપર:—આમલીની છાલનું ચૂર્ણ ત્રણ માસાથી ૬ માસા પર્યંત બે તોલા અધમર્યા દહીમાં નાખી પ્રત્યેક બે વખત એ પ્રમાણે ત્રણ દિવસ ખાવું. (૨૦) **ભાંગનો** ઉતાર:—આંબલી પલારી તેનું પાણી પાઈ દેવું. (૨૧) **મોડશી મૂર્ચ્છા કૉલેરા** ઉપર:—આંબલી ૯ ભાગ, ભિલામો ૮ ભાગ, એકત્ર વાટી ધોળા કાંદાના રસમાં કાલવી કપડાથી ગાળી તે રસ પાવો. એટલે ઉલટી ઝાડો એ બંધ થાય છે, તથા જે સવિષ જંત હોય છે તે પણ પડી મરી જાય છે. (૨૨) **અરૂચિ અને પિત્ત** ઉપર:—અંદરથી પાકેલી અને દલદાર એવી આંબલી, લેઇ તે થંડા પાણીમાં મસળી સાકર નાંખી આપવી. પછી તેમાં એલચીદોડા, લવીંગ કપૂર અને મરી વગેરે નાંખી તે મિશ્રણના કોગળા વારંવાર કરવા; એટલે અરૂચીનો નાશ થઇ પિત્ત શમે છે. (૨૩) **આમલીનું સરબત પિત્ત અને બદ્ધકોષ્ઠ** ઉપર:—એક શેર આમલી, બશેર પાણીમાં ચાર પ્રહર ભિંજવી રાખી, પછી તે પાણી ગાળી ઉકાળી અર્ધું બાળવું. અને તેમાં ૨ શેર સાકર, ચાસણી કરી નાખી, તે દરરોજ ૨ તોલાથી ૬ તોલા પર્યંત આપવું. બધ્ધકોષ્ટવાળાએ રાત્રે અને પિત્તવાળાએ સવારે સેવન કરવું.

---

## ૪૨ આલ.

સં० અચ્યુતવૃક્ષ. હીં० મ० આલ.

એ ઝાડને મુસલમાનની ભાષામાં "સુરંજી" કહે છે. એ ઝાડ ઘણા વર્ષ રહ્યાથી, હશીઆનાં ઝાડ જેવડા થાય છે. એના પાંત્રા હશિઆનાં, અથવા મહુડાનાં પાંત્રા જેવા હોય છે. એને બારે માસ ધોળા રંગનાં અને મધૂર વાસ વાળા ફૂલ આવે છે. એનાં ફળો હશીઆના ફુલો પ્રમાણે હોઈ, તેને કોઈ કોઈ મીઠામાં આથે છે. આ ઝાડની ઉત્પત્તિ ખાનદેશ અને વરાડ એ પ્રાંતોમાં ઘણી થાય છે. એના મૂળીઆનો રંગ નીકળે છે. આલના ઝાડ રંગ માટે તૈયાર કરતાં ત્રણ વર્ષ લાગે છે. વરાડમાં એનાં મોટા મોટા ખેતરો ઉગે છે. એનાં મૂળમાં જેટલાં બારીક મૂળો હોય છે, તેટલો તેનો રંગ સારો નીકળે છે. એ મૂળોનો પાકો ખારવી રંગ થાય છે. શેત્રંજી, પછેડી વીગેરે એના રંગમાં રંગાય છે.

---

## ૪૩. આલુબુખાર.

સં० ક० આરૂક. મ० હીં० આલુ–બુખાર. ફા० આલુસ્યા. અ० ઇન્જાસુ. ઈં० ચેરિપ્લમ. લા० પ્રુનસ બોખેરિયનસિસ્.

આલુબુખારના ઝાડની ઉંચાઈ સુમારે ૧૦ હાથ હોય છે. એ ઝાડો પર્શિયા, અરબસ્તાન અને ગ્રીસ એ ઠેકાણે થાય છે. ત્યાંથી એ ફળો અહીં આવે છે એ ફળનો આકાર દીર્ઘ વર્તુળાકાર હોઇ, તે એક બાજુએ ફુલેલો હોય છે. તેનો રંગ બાહેરથી રાતો કાળો હોય છે. અંદરનો ગર્ભ પીળો હોય છે. એના બી ખરેખર બદામ જેવી આકૃતીનાં હોય છે એ ફળ સારૂ

પરીપકવ થયાથી એનો સ્વાદ ખાટો, સારક, રૂચિકર અને શરીરને હિતાવહ એવો છે; પરંતુ એ ફળો ઘણાં ખાવાથી પેટમાં વાયુ, મરડો થઈ સંગ્રહણી થાય છે. **આલુબુખાર**:—ગ્રાહક, તુરૂ, હલકુ, શીત, જડ, મલસ્તંભક, ગ્રાહી, ભેદક, ઉષ્ણ અને કફ, પિત્ત એનો નાશ કરનાર; પાચક, ખાટું, મધુર, મુખપ્રિય, મુખને સ્વચ્છ કરનાર છે અને મેહ, ગુલ્મ, અર્શ, રકતવાત, એનું નાશક છે. તે પાકવા થકી મધુર, અને જડ છે; અને કફ, પિત્ત એનું કરનાર, ઉષ્ણ, રૂચિકર, ધાતુવર્ધક, પ્રિય અને મેહ, અર્શ, જ્વર, વાયુ એનો નાશ કરે છે. (૧) **મલબદ્ધતા ઉપર**:—આલુબુખાર પાણીમાં ઘસીને પાણી પાવાથી, પેટ સાફ આવે છે. (૨) **રેચ થવા માટે**:—આલુબુખાર મંદાગ્નીપર ચાર કલાક સુધી પાણીમાં સીજવવા; પછી જાડે કપડે છણી લઈ તે રસને પાછો મંદાગ્નીપર બળે નહી તેમ સુકવવો. અને એ માવો આપવો. (૩) **શોષ ઉપર**:—આલુબુખાર મુખમાં રાખવું.

---

## ૪૪. આવળ.

સં૦ અર્બૂર, શરત્પુષ્પ. મ૦ તરવડ.

આવળનાં ઝાડ સાધારણ ત્રણ ચાર હાથ ઊંચાં વધે છે. એનાં પાંત્રાં કુમાડીયાના પાંત્રાં જેવાં થાય છે. એને પીળા રંગનાં ફુલોના ગુચ્છા આવે છે. એની શિંગો ચપટી હોઈ વેંતભર લાંબી હોય છે. કોકણમાં આવળ જોવામાં આવતી નથી. એને "ચાંભાર તરવડ" એમ પણ મહારાષ્ટ્રના કેટલાક ભાગમાં કહે છે. આવળની છાલ ચામડાં રંગવાના કામમાં ઉપયોગી છે. એનાં લાકડાં બાળવાના કામમાં આવે છે. **આવળ**:—કડવી, શીતળ, આંખોને હિતકારક; અને પિત્ત, દાહ, મુખરોગ, કોડ, જંત (કૃમિ) અતિસાર, સોજો, શળ, વ્રણ અને તાવ એનો નાશ કરે છે. **ઉપયોગ**:— (૧) **ગર્ભિણીની ઉલટી ઉપર**:—આવળના ફૂલ ૧ તોલો ગાયના દૂધમાં વાટી તેમાં સાકર ૧ તોલો નાંખી તે પાવાં. (૨) **પગ કિંવા ઢીંચણ મોચવાયો હોય તે તથા સોજા ઉપર**:—આવળના અને રીંગણીના મૂળોની છાલ ઘસી પાવી. (૪) **વાઘ કરડયો હોય તો**:—આવળનો પાલો અને સોમલ એનો થુંકમાં ખલ કરી લેપ દેવો. (૫) **ઉપદંશ ઉપર**:—આવળનો પાલો ૧ મુઠી અને શમીનો પાલો ૧ મુઠી વાટી, તેમાં થોડું જીરૂં અને ધાંણા નાખી તે ૭ દિવસ પાવો. (૬) **આંખોમાં ફુલ પડે છે તે તથા છારી વળે છે તે ઉપર**:—આવળના બી મોગલી એરંડાના દૂધમાં ઘસી અંજન કરવું. (૭) **મૂત્રાઘાત ઉપર**:—આવળનાં બીજ પાણીમાં વાટી પાવાં. અને દુંટી ઉપર લેપ કરવો.

---

## ૪૫. આસુંદરો. (સાજડ)

બં૦ સં૦ આર્જુન. મ૦ અર્જુન સાદડા, પાંઢરા આઇને. હીં૦. કૌહા. કોહ. ક૦ તેરિમત્તી. મત્તી. સોહોન્ને. કિવિગનમરા. તૈ૦ મમદ્દીચટ્ટુ. તા૦ મારૂડં. મલા૦ મારૂત. ગો૦ મત્તીરૂક્. લા૦ સ્ટરકયુલિયા યુરેન્સ. ટરમિનેલિયા. ટોમેન્ટોસા.

આ એક અરણ્ય વૃક્ષ છે. જેવાં એનનાં ઝાડ હોય છે. તેવાંજ એનાં હોય છે. એનનું સાદડા એવું પણ નામ છે, એ ઊપરથી બન્ને વૃક્ષો બરાબર લક્ષ્યમાં આવશે. એનના પાંદડાં પ્રમાણેજ એને પાંદડાં હોય છે. એ પાંદડાંની પહોળાઈ સુમારે ૫ આંગળ હોઇ, તે વેંતભર લાંબુ હોય છે. એને ધોળો સફેદ મોર આવે છે. એની છાલ સફેદ પણ હોય છે. ધોળા એનની છાલ પણ બાહરથી ધોળી હોય છે. પરંતુ તે નીચલી બાજુએ લાલ હોય છે; તેવીજ આ છાલ નીચલી બાજુએ લાલ ન હોતાં ધોળીજ હોય છે. આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. આ ઝાડો કોકણમાં અને દેશાવરમાં પણ થાય છે. એને ધોળાં ફુલો આવે છે. એનાં લાકડાં ઈમારતી કામમાં ઉપયોગમાં આવે છે. ઔષધીમાં એની અંતરછાલનો ઉપયોગ કરવો. 'સારઢોળ' કીંવા 'કાંડોળ' એ વૃક્ષોને

કોઈ કોઈએ આજ વૃક્ષનું નામ આપેલું છે. પરંતુ તે વૃક્ષ જુદાં છે. **આસુંદરો**:—તુરો, મધુર, શીતળ, કાંતિકારક અને બલકર, લઘુ, વ્રણશોધક એવો છે. અને અસ્થિભંગ, સંધિભંગ, કફ. પિત્ત, શ્રમ, તૃષા, દાહ, મેહ, વાયુ, હૃદરોગ, પાંડુરોગ, વિષબાધા ક્ષતક્ષય, મેહવૃદ્ધિ, રકતદોષ, ધાસ, દમ, ક્ષત અને ભસ્મક રોગ એનો નાશ કરે છે. (૧) **ભિલામો ઉઠે છે તેને માટે**:—આસુંદરાની છાલ અને પાંદડાં કુટી ભિલામો જે જગાએ ઉઠયો હોય ત્યાં લેપ કરવો. (૨) **વ્રણ ભરાઈ આવવા માટે**:—આસુંદરાની છાલના કાઢાથી ગુમડું ધોવું, એટલે તે જલદી ભરાઈ આવે છે. અને તેમાં કૃમિ વગરે પડતા નથી. અથવા એની છાલનું ચૂર્ણ વ્રણમાં ભરવું, એટલે વ્રણ અને અગ્નિદગ્ધ વ્રણ એ જલદી ભરાઈ આવે છે. (૩) **અસ્થિભંગ ઉપર**:—આસુંદરાનું ચૂર્ણ દૂધમાં પાવું અથવા છાલ કુટી ઉપર બાંધવી; કિંવા છાલનું ચૂર્ણ, ઘી ચોપડી તે ઉપર નાંખવું અને પાટો બાંધવો. (૪) **પિત્ત અને હૃદ્રોગ ઉપર**;—આસુંદરાની છાલનો કાઢો કરી તેમાં ગાયનું દૂધ નાખી ખીર જેવું જાડું કરી સાકેર નાખી પીવા આપવું એથી રોગ જઈ શકિત આવે છે. (૫) **હૃદરોગ ઉપર**:—આસુંદરાનું ચૂર્ણ અને ઘઊંના રવો સમભાગ લઈ, તેમાં ગાય અગર બકરીનું દૂધ નાખી બાફવું; અને તેમાં પ્રમાણસર ગાયનું ઘી બાફતી વેળાએ નાંખવું. અને મધ તથા સાકર સાથે આપવું. (૬) **ક્ષય કાસ** અને [illegible]રોગ **ઉપર**:—આસુંદરાની છાલના ચૂર્ણને [illegible]સની ૨૧ ભાવના આપી તે ચૂર્ણ, મધ ઘી અને ખડીસાકરમાં આપવું. (૭) **હૃદ્રોગ, રક્તપિત્ત અને જીર્ણજ્વર ઉપર**:—આસુંદરાની છાલનું ચૂર્ણ, ઘી, દૂધ, મધ અથવા ગોળનું પાણી, એ પૈકી ગમે તે એક અનુપાન સાથે આપવું એટલે ઉપરના રોગ દૂર થઇ, તે ખાનાર ઘણા દિવસો સુધી સુખી રહે છે. (૮) **હૃદ્રોગ ઉપર**:—આસુંદરાની અંતરછાલનું ચૂર્ણ કરી, તેથી ચોગણુ ઘી, અને ઘીથી ચોગણો આસુંદરાના પાંદડાંનો રસ તેમાં નાખી, ઘી શેષ રહે ત્યાં સુધી મંદાગ્નિ ઉપર ઉકાળવું અને તે સેવન કરવું. મસ્તકશૂળ ઉપર લેપ કરવાને એ ઘી ઉત્તમ છે. (૯) **મૂત્રાવરોધ થકી થયેલા ઉદાવર્ત ઉપર**:—આસુંદરાની અંતરછાલનો કાઢો કરવો અને તે આપવો. (૧૦) **કૃમિ ઉપર**:—આસુંદરાના વૃક્ષનાં [illegible], વાવડીંગ, પિઠવણ, ભિલામો, વાળો, સુંરનો ગુંદ, રાળ, ચંદન અને કોષ્ટ એનું ચૂર્ણ એકઠ કરી, તેની ધુણી એકવાર લીધા થકી કૃમિ નાશ થાય છે. આ ધુણી પથારીને આપવાથી માંકણ અને ચાંચણ મરે છે. (૧૧) **રક્તાતિસાર ઉપર**:—આસુંદરાની છાલ દૂધમાં વાટી મધ નાખી પાવી. (૧૨) **વાતરોગ ઉપર**:—આસુંદરાની છાલનું ચૂર્ણ, મધ અને માખણ એમાં મેળવી લેપ કરવો. અથવા આસુંદરાની છાલ, મજીઠ અને અરડુસો એનો લેપ મધમાં કરવો. (૧૩) **હૃદ્રોગ ઉપર**:—ઘઉં અને આસુંદરો એનું ચૂર્ણ, બકરીના દૂધમાં ગાયનું ઘી નાંખી શીજવવું, અને મધ સાકર એ બરોબર ખાવું. તે, માણસનો ઉદ્ધત હૃદ્રોગ શાંત કરશે. (૧૪) **તારૂણ્યપીટિકા ઉપર**:—આસુંદરાની છાલને દૂધમાં વાટી લેપ કરવો.

---

## ૪૬. આશેત્રી.

સં૦ અશ્મંતક. કો૦ સિદ્ધ. હીં૦ સિરહટા. અસિમિલોશ. ક૦ અસ્મર. આરી. આસુ. લા૦ મિલાઈના આર્બોરિયા.

એ જંગલી ઝાડ છે. એનાં પાંત્રા કાંચનનાં પાંત્રા જેવા હોય હોય છે. પરંતુ આ પાંદડાં તેના પાંદડાં કરતાં જાડાં અને મોટાં હોય છે. એને લાંબી શીંગો આવે છે. એનું લાકડુ બાળવા માટે ઘણુ ઉપયોગી પડતું નથી. એનાં પાંદડાં તંબાકૂની બીડી બનાવવાના કામમાં ઉપયોગી થાય છે. એ નિરર્થક અને નિર્લજ્જ વ્યસનથી લોકોનું અતિશય નુકશાન થાય છે; પરંતુ આ પ્રચાર હમણા મોટા પ્રતિષ્ઠિતપણાનો થઈ બેઠો છે! આ સોબતનું પરિણામ! આ વ્યસન જ્યારે આપણા લોકોમાંથી નાશ પામશે

ત્યારેજ આપણો સુદિન પ્રાપ્ત થયો એમ સમજવું જોઇએ. એની અંતરછાલના બંદુકના તોટા થાય છે, તે, આ છાલ સારી બારી પીછવાળી ફૂટી તેના કરે છે. એની અંતરછાલનાં મજબૂત અને ટકાઉ એવાં દોરડાં પણ થાય છે. એની શીંગ બાળગુટીમાં મેળવી આપે છે. **આશેત્રોઃ**—તુરો, ખાટો, શીતલ અને ગ્રાહક છે; અને વાત, પિત્ત, કફ, મેહ, દાહ, તૃષા, વિષરોગ, વાંતિ, પિશાચબાધા, ગંડમાળ, વ્રણ, વિષમજ્વર, કંઠરોગ, રક્તવિકાર, ગલગંડ અને અતિસાર એનો નાશ કરે છે. (૧) **વાત ગુલ્મ** અને શૂળ ઉપરઃ—આશેત્રીના પાલાના રસમાં મરીની ભૂકી અને તલનું તેલ સાત ટીપાં નાંખી આપવું. (૨) **પરમીઆ** (પરમાં) ઉપરઃ—આશેત્રીનો પાલો રાત્રે પાણીમાં પલાળી રાખવો; અને સવારમાં તેનો ચાર પૈસાભાર રસ કાઢી તેમાં બે પૈસાભાર ખડીસાકર નાંખી આપવો. (૩) **પ્રસૂતી જલદીથી ન થતી હોય તોઃ**—એક નહાંના છોકરાને નગ્ન કરી સ્નાન કરાવવું, અને તેની પાસે આશેત્રીના ઝાડની છાલ, તે ઝાડ ઉપર તેની છાયા પડવા ન દેતાં દાંતોથી ઉખાડવી. તે છાલ તેણે તેવીજ મુખમાં રાખી લાવી પ્રસુત થનારી સ્ત્રીના માંથા ઉપર થુકી નાંખવી એટલે પ્રસૂત થશે. (૪) **નળગુદાને માટેઃ**—આશેત્રીનો પાલો, કારેલીનો પાલો, અને ભાંગરો એ ત્રણે સમભાગ લેઈ, વાટી તેનો રસ કાઢવો. અને તેમાં રાફડા ઊપરના કડાનાં મૂળ ઘસી તે પાઈ દેવાં એટલે નળગુદ સારા થશે. (૫) **ધાત પડે છે તે ઉપરઃ**—આશેત્રીની કુંમળી ડાળીઓનો રસ અને ગાયનું દૂધ એકઠું કરી તેમાં ખડીસાકર નાંખી તે આપવું. (૬) **તાવમાં કપાળ** (માથું) **દુખે છે તે ઉપરઃ**—આશેત્રીનાં પાંદડાં વાટી લેપ કરવો. (૭) **બીજા મહિનામાં ગર્ભ શ્રાવ થતો હોય તોઃ**—અશેત્રીની છાલ, કાળાતલ, મજીઠ, અને શતાવરી એનું ચૂર્ણ દૂધમાં આપવું. (૮) **નળગુંદ** ઉપરઃ—અશેત્રી, કારેલી, ભાંગુર્ડી ને ભાંગરો એઓના પાંત્રાનો રસ કાઢી તેમાં મરીની ભૂકી અને ઘી નાખી આપવું. દી૦ ૩. ઉતાર ઘી અને ભાત આપવો. ઘી શીવાય બાળકોના પેટમાનાં અંદરના ભાગ ઉપર પણ તેનો ઉપયોગ થાય છે. (૯) **સોજા ઉપરઃ**—આશેત્રીનાં પાંદડાંનો રસ દૂધમાં આપવો.

---

## ૪૭. આંબલીવેલ. (ખારખટુંબા)

સં૦ અમ્લા, અમ્લપર્ણી. મ૦ આંબટી. હીં૦ રામચના. ક૦ હેઓલી. લા. વિટસ્પેંટાફાયલા.

આ વેલાને કેટલેક ઠેકાણે કડમડ વેલ એવું પણ કહે છે. અંદરની છાલમાંથી આ વેલાના અંકુર ફુટે છે. એ વેલ ધોળી હોઈ કિંચિત ડાંગરના કુમળા અંકુરો જેવી દેખાય છે. એનાં પાંદડાં ઘણાંજ જાડાં હોય છે. એની ભાજી અતિશય ખાટી હોય છે. એની ખટાશ, આંબલીકરતાં પણ વધારે હોય છે. આ સૃષ્ટિમાંના સર્વ ઉદ્‌ભિજ પદાર્થોના સ્વાદનું વર્ણન કરવું કઠીણ; કારણ જે જે પદાર્થો જોઇએ તેનો સ્વાદ જૂદો જૂદો. એ સારક, અગ્નિદીપક અને મદને હરણ કરનાર એવી છે.

---

## ૪૮. આંબો.

સં૦ આમ્ર, હીં૦ આમ, ક૦ માવિનમારા, માવિપહેણ્ણુ, તૈ૦ મામિંડીચેટ્ટુ, મર્વી, આમ, તા૦ મામરં, તુ૦ કકકુ, મલા૦ માવુ, કા૦ મ૦ આંબા, અ૦ અબજ, ઇં૦ મેગોટ્રી, લા૦ મેંગોફેરા ઇંડીકા.

આ વૃક્ષ ઘણું કરી ગરમ દેશમાં થાય છે. હિંદુસ્થાનમાં જેટલા આંબા થાય છે તેટલા કોઈ પણ દેશમાં થતા નથી. આંબાનું ઝાડ ઘણુંજ મોટું થાય છે. રાનમાં અને ડુંગરોમાં પણ એ ઝાડો વાવવાથી એ ઉગે છે. રાનમાં ઉગેલા આંબાને રાની આંબા કહે છે. ખેતરમાં અને જે ઉંચી જાતના આંબા હોય છે તેને ઈરિસાલ આંબા એવું નામ કહેવામાં આવે છે. આંબાની કલમો કરી જે આંબા બનાવવામાં આવે છે તેને કલમી આંબા એવું નામ કહે છે. કલમી આંબાનાં ઝાડ નાંનાં હોય છે. આંબાના આકાર, રૂપ અને ગુણ ઉપરથી આંબાને અનેક

નામો આપવામાં આવેલાં છે. આંબામાં મુખ્ય બે જાતી છે. એક મોળવાની, તથા બીજી રસની. આંબાનું ઝાડ સેંકડો વર્ષ જીવે છે. આંબો દર વર્ષે એકવાર ફળે છે. આંબાનું ફળ ખાવાને અતિશય મધૂર અને સારૂં છે. એ ગરિબથી માંડી શ્રીમંત સુધી સર્વને ખાવા મળે છે. અને ગરિબ લોક તો કેરીના દિવસોમાં આંબા ઉપરજ પોતાની આજીવિકા ચલાવે છે. ઉન્હાળામાં વટેમાર્ગુ લોક, તાપથી અકળાઈ અને ચાલવાથી થાકી જવાથી આંબાની ઘટા નીચે આવી વીસામો લે છે, અને કેરીઓ પણ ખાઈ તૃપ્ત થાય છે. આંબાની છાયા શીતળ છતાં ઘણીજ આરામ આપનારી છે. થાકીને લોથ થઈ ગયેલા લોક આંબાની છાયા નીચે બેસી આરામ પામે છે. આંબાનાં લાકડાં ઈમારતના કામમાં ઉપયોગમાં આવે છે. આંબાના દૂધનો ગુંદ થઈ તેની રાળ બને છે. અને ઘણા કામમાં આવે છે. આંબાના ફળનાં ઘણા પદાર્થો થાય છે. સારી કેરીઓનો મુરબ્બો થાય છે. એ મુરબ્બો રકતવૃદ્ધિ કરે છે. કેરીનું ગોળીઆ, મેથીયા, બોળ વગેરે પ્રકારનું આથણું થાય છે. કાચી કેરીઓમાં ગોળ નાખી તેની ગોળકેરી કરે છે. કાચી કેરીઓ છોલી કાપી સુકવવાથી તેનાં આંબોળીયાં બને છે. એનો ઉપયોગ આંબલીને ઠેકાણે ખટાસ માટે કરે છે. આંબલી કરતાં એ પથ્યને અને રૂચીને પ્રશસ્ત છે. રંગરેજ લોક તે રંગમાં નાંખે છે. તેમજ કાચી કેરીઓનો, ગોળ અથવા સાકર નાંખેલો સાર (પનું) ઘણુંજ સારૂં થાય છે. ખાટી કેરીઓનું રાયતું બને છે. આંબાના ગોટલા ભાંગવાથી જે ગોટલી અંદરથી નીકળે છે તે શેકીને ખાવાથી સારી લાગે છે. કોંકણમાં સેંકડો કણબી લોક, ઉન્હાળામાં અને ચોમાસામાં ડાંગરનો પાક થાય ત્યાં સુધી આ ગોટલી ઉપરજ નિર્વાહ કરે છે. તે લોક આ ગોટલીમાના ગરની ભાખરી બનાવી ખાય છે. એ ગોટલીના લોટના બીજા પદાર્થો પણ બને છે. આંબાના ગોટલામાંની ગોટલીને ચમાર લોક ચાંમડાને કાળો રંગ દેવા માટે ઘસે છે. ગોટલીનું તેલ નીકળે છે તે ઔષધી છે. ગ્રીષ્મ રૂતુમાં લોકોને સુખ થવા માટે પરમેશ્વરે એ રૂતુમાં આવાં રસભરિત અને મધુર ફળો ઉત્પન્ન કરેલાં છે; એ પરથી પરમેશ્વરની મનુષ્ય ઉપર કેટલી કૃપા છે તેનો વિચાર કરવો, **કુમળી કેરી** ( મરવા ) તૂરા, ઉષ્ણ, સુગંધી, ખાટા, ક્ષાર સંયોગથી રૂચીકર, ગ્રાહક, રૂક્ષ, અને કાંતીકર; પિત્ત, વાત, કફ, રકતદોશને ઉત્પન્ન કરનાર, અને કંઠરોગ, પ્રમેહ, યોનિદોષ, વ્રણ, તથા અતિસાર એનો નાશ કરનારી છે. **બાફમાં ઘાલી પકવેલી કેરી**:—મધુર, શીતળ, જડ, મલકર, ધાતુવર્ધક, પુષ્ટિકર, ત્રિદોષનાશક, કફકર, અગ્નિદીપક, વૃષ્ય, મલસ્તંભક, પ્રિય, સ્નિગ્ધ, તુરી, સુખકારક, અને કાંતિવર્ધક એવી છે; અને વાયુ તૃષા, દાહ, પિત્ત, શ્વાસ, શ્રમ અને અરૂચિ એનો નાશ કરનાર છે. (૧) **આમાતિસાર અને મૂર્છા ઉપર**:—આંબાંની ગોટલી દહીમાં વાટી આપવી. (૨) **કરમ ઉપર**:—આંબાની ગોટલીનું ચૂર્ણ આપવું. (૩) **ગર્ભિણીના અતિસાર ઉપર**:—આંબાની ગોટલી ભાગી ખાવા આપવી. (૪) **રક્તાર્શ અને પ્રદર એ ઉપર**:—આંબાની ગોટલીનું ચૂર્ણ મધમાં આપવું. એટલે રકતમૂળવ્યાધ અને ધુપણી એનો નાશ થાય છે. (૫) **પરસેવો છુટતો હોય તો**:—ગોટલી ભાંગી તેનો ભૂકો શરીરે લગાવવો. (૬) **થંડીને લીધે પગ ચોટી જાય છે તે ઉપર**:—આંબાનો ચીક લગાવવો. (૭)**રાંઝણ** (આંજણી) **ઉપર**:—આંબાની ડાંખલીનો અગર આંબાનાં પાત્રાં તેડવાથી જે રસ નીકળે છે તે ચોપડવો. (૮) **તરતના પ્રમેહ ઉપર**:—આંબાની અંતરછાલનો રસ તોલા ૪ અને ચુનાનું નીતર્યું પાણી તોલો ૧ એ બન્નેનું મિશ્રણ કરી તે તાબડતોબ આપવું. એવું ૭ દિવસ આપવું. (૯) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર**:—આંબાની ગોટલીનો રસ કાઢી તે નાકે પીવો. (૧૦) **ઉષ્ણ જ્વર** (ઉન્હો તાવ) ઉપર:—આંબાનાં મૂળ ગળે અથવા હાથે બાંધવાં. (૧૧) **દાહ અને અતિસાર એ ઉપર**:—આંબાની અંતરછાલ દહીંમાં વાટી ૧ તોલા સુધી આપવી. (૧૨) **રક્તાતિસાર ઉપર**:—આંબાના પાંદડાંનો અંગરસ ૨ તોલા, મધ ૧ તોલો, ઘી ૦॥ તોલો

અને દૂધ ૧ તોલો મેળવી આપવું. (૧૩) **અતિસાર ઉપર**:—આંબાના ચીક થકી રાળ થાય છે. તેનું ચૂર્ણ સાકર અને ઘી સાથે આપવું. (૧૪) **ઉપદંશ ઉપર**:—આંબાની છાલનો અંગરસ બકરીનાં દૂધમાં મિશ્ર કરી આપવો. એટલે ઉપદંશ અને તત્સંબંધી વ્રણ, એની પીડા દૂર થાય છે. (૧૫) **રક્તાતિસાર ઉપર**:—આંબાની ગોટલી છાશ અગર ચોખાનાં ધોવરામણમાં વાટી આપવી. અથવા કેરીની છાલ દૂધમાં વાટી, મધ મૂકી આપવી. (૧૬) **લોહીની ઉલટી ઉપર**:—આંબાની ગોટલીનો રસ કાઢી નાંકમાં ટીપાં પાડવાં. (૧૭) **મૂળવ્યાધિ ઉપર**:—આંબાનાં સુકાયલાં પાંત્રાંનું ચૂર્ણ કરી તેનું ધુમ્રપાન કરવું. (૧૮) **સર્વ પ્રકારની ગરમી ઉપર**:—આંબાની અંતરછાલ, ઉમરના મૂળ ઉપરની છાલ અને વડની વડવાઇ એનો રસ કાઢી, તેમાં જીરૂં અને ખડીસાકર નાંખી તે આપવું. (૧૯) **રક્તાતિસાર ઉપર**:—આંબાની અંતરછાલ દૂધમાં વાટી મધ નાખી પાવી. (૨૦) **કાનના દુખાવા ઉપર**:—આંબાનો મોર વાટી દીવેલમાં સીદ્ધ કરી તે ગાળી કાનમા નાંખવું. (૨૧) **માથામાં દારૂણ રોગ થાય** છે તે ઉપર:—આંબાની ગોટલી અને બાલહરડાં (હીમજી હરડે) એનું ચૂર્ણ દૂધમાં વાટી લેપ કરવો. (૨૨) **સંગ્રહણી ઉપર**:—આમ્રાદિક્વાથ:—આંબો, અંબાડો અને જાંબૂઓ એ ત્રણેની છાલ ૧૬ તોલા લેઈ તેમાં ૨૫૬ તોલા પાણી નાંખી, અર્ધું પાણી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી તેમાં ૧૬ તોલા ચોખા નાંખી પુનઃ ઉકાળી તૈયાર કરવું; તેને આમ્રાદિક્વાથ એવું કહે છે. એ ખાવાથી સંગ્રહણી દૂર થાય છે. (૨૩) **રક્તાતિસાર ઉપર**:—આંબો, જાંબૂઓ અને આસુંદરો એની છાલ ૪ તોલા લેઈ તેને સૂકવી ચૂર્ણ કરવું. પછી ૨૪ તોલા પાણી માટીના વાસણમાં નાખી તેમાં તે ચૂર્ણ નાખી રાતીએ ભીજવી રાખી, પ્રાતઃકાળમાં તે પાણી ગાળી તેમાં મધ નાંખી પીવું. (૨૪) **અંડવૃદ્ધિ ઉપર**:—આંબાના ઝાડ ઉપરની ગાંઠ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. અને શેકવું. (૨૫) **ધુપણી ઉપર**:—કાપવાના આંબાનો સુકાયેલો મોર ઘીમાં તળી, સાકર નાંખી તેની ગોળી કરી આપવી. (૨૬) **સ્વરભંગ ઉપર**:—આંબાના પાંલાંનો કાઢો મધ નાખી આપવો. (૨૭) **મૂર્છા ઉપર**:—એ અઢી તોલા બાળકેરી (મરવા) દહીંમાં વાટી આપવી.

---

## આંમળાનું ઝાડ.

સં૦ બં૦ આમલકી. મ૦ આંવળે. હીં૦ આમલ. આમરો. ક૦ તુ૦ નલ્લીમારા. તૈ૦ ઉસરકાય, વેલ્લી, તા. નેલ્લીમારં. મલા૦ આમલકં, નેલ્લી. ફા૦ આમ્લઝ. અ૦ અમ્લજી. ઇ૦ એંબ્લીક મિરોબેલન. લા૦ ફિલેંથસ એંબ્લીકા.

ભરતખંડમાં આમળાનાં ઝાડો ઘણે ઠેકાણે થાય છે, એ ઝાડ સાધારણ ઘણા ઉંચા હોય છે. એનાં પાંલાં સમડીના પાંત્રાં જેવા હોય છે. એને કાર્તક માસમાં ફળો આવે છે. આમળા સાધારણ સોપારી જેવડાં મોટા હોય છે. આંમળામાં બે જાત છે. રાય આંમળા અને ધોળાં આમળાં. આંમળાંનો મુરબો કરે છે. તે પિત્ત ઉપર સારો છે. તેનું અથાણું પણ થાય છે. આમળાં સુકાઈ જાય એટલે આવળકંટી બને છે. આમળાંના લાકડાથી ધોળો કાથો થાય છે, આવળકંટીનું રાયતું પણ બને છે. વૈદકમાં જેને ત્રિફળા કહે છે, તેમાં આવળકંટી પણ આવે છે. હરડાં, બેડાં અને આવળકંટી (આમળાં) આ ત્રણ પદાર્થોને ત્રિફળા એવી સંજ્ઞા આપેલી છે. **આમળાં**—કિંચત તીખાં, સારક, કડવાં, ખાટાં, તુરાં, શીત, જરા અને વ્યાધિ એનાં નાશક, વૃષ્ય, કેશ્ય, હિતકર અરૂચિનાશક છે; અને રક્તપિત્ત, પ્રમેહ, જ્વર, વાંતી, આધ્માન, બદ્ધ વિટ્કતા, સૂજ, શોષ, તૃષા રકતવિકાર અને ત્રિદોષ એનો નાશ કરે છે. **આવળકંટી**:—કડવી, તીખી, ખાટી, મધુર, તુરી, કેસ્ય, ભમ્રસંધાનકર, ધાતુવર્ધક અને નેત્ર્ય છે; અને શરીરે લગાડવાથી કાંતિકારક; અને પિત્ત, કફ, ઘર્મ, મેહ, વિષ, ત્રિદોષ, એનો નાશ કરે છે (૧) **ધોળી ધુપણી**

ઉપર:—આવળકંટીના બી પાણીમાં વાટી તેમાં સાકર અને મધ નાખી તે આપવાં. દ્વિ. ૩. **(૨) સર્વજ્વર ઉપર આમલકયાદિ ચૂર્ણ અને આમલકાદિ કાઢો:**—આવળકંઠી, ચિત્રાનાં મૂળ, બાળહરડા, (હીમજી હરડે) પીપર, અને સીંધવ એ પાંચ ઔષધ સમભાગ લેઈ ચૂર્ણ કરી લેવાથી સર્વ જ્વર નાશ પામે છે. તેમજ આવળકંઠી, ચીત્રાનાં મૂળ, બાળહરડા અને પીપર એનો કાઢો કરી લેવાથી તેથી પણ તાવ દૂર થાય છે. **(૩) પિત્ત ઉપર આમળાનો મુરબ્બો:**—એક શેર આમળાંને સોયથી પાસે પાસે, ટાંચા મારી, ચુનાનાં નિતર્યા પાણીમાં કેટલીકવાર નાંખવા. એટલે તેમાની લાળ નીકળી જાય છે. પછી આધ્રણ આવેલા બશેર પાણીમાં નાખી થોડાં ઉકાળવાં અને બાહેર કાઢી કપડાથી લુછી કોરા કરવા. પછી ખાંડ અથવા ખડીસાકરની ચોતારી ચાસણી કરી તેમાં તે આમળાં બુડાવી રાખવા. આ મુરબ્બો ચાર પાંચ વર્ષ સુધી સારી રીતે રહી શકે છે. એ મુરબ્બો ખાધાથી પિત્ત શમન થઈ પુષ્ટતા પણ આવે છે. **(૪) આમળાંની ગોળીઓ (કોચકુઇ):**—સારાં આમળાંને થોડા બાફી તેને બારીક વાટવા. પછી તેમાં જીરૂ, મરી, પીપર, સુંઠ, ધાણા, તજ, સીંધવ, સંચળ, હરડાં, મીઠું એ સઘળાને બારીક વાટી નાંખવું. અને તેની થેપલી કિંવા ગોળીઓ કરી સુકવવી. આ ગોળીઓ ઘણી રૂચીકર અને પાચક છે. **(૫) ખસ ઉપર:**—આવળકંઠી બાળી તે તેલમાં ખલી શરીરે ચોપડવી- **(૬) સ્વરભેદ ઉપર:**—ગાયના દૂધમાં અવળકંઠીનું ચૂર્ણ આપવું. **(૭) અશુદ્ધ અભ્રક ભક્ષણ કરવાથી થનારા વિકાર ઉપર:**—આબળાંનો રસ અથવા આમળાં પાણીમાં પલારી રાખી ત્રણ દિવસ ખાવાં એટલે સર્વ વિકાર દૂર થશે. **( ૮ ) ઉલટી અને શ્વાસ ઉપર:**—આમળાંનો અંગરસ, મધ અને પીપર નાંખી આપવો. **(૯) રકતપિત્ત ઉપર:**—આવળકંઠી, એરંડ તેલમાં તળી સાકર સાથે સાંજ સવાર ગરમ પાણીના ઘુંટડા સાથે ફાકવી. **( ૧૦ ) ઉલટી ઉપર:**—અવળકંઠીનું ચૂર્ણ ચંદનમાં મેળવી આપવું. **(૧૧) પ્રમેહ ઉપર:**—આમળાંનો રસ કાઢી અથવા આવળકંઠીનો કાઢો કરી, તેમાં બે માસા હળદરની ભૂકી અને મધ નાંખી તે આપવું. **(૧૨) જરા ન આવવા માટે:**—આવળકંઠી પાણીમાં વાટી શરીરે લગાડી થોડી વારે સ્નાન કરવા જવું. એ પ્રમાણે નિત્ય ક્રમ રાખવાથી વાર્ધક્ય (વૃદ્ધપણું) આવનાર નહીં અને કેશ ધોળા થશે નહીં. **(૧૩) આંખોમાંની આગ શાંત થવા માટે:**—આવળકંઠી અને તલ રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે વાટી આંખે ચોપડવા. પછી એક કલાકે સ્નાન કરવું. એટલે આંખો હમેશાં થંડી રહી આગ થશે નહીં. **(૧૪) પિત્ત ઉપર આવળકંઠીનું ચૂર્ણ:**—અવળકંઠીથી બમણી સાકર અને તેથી બમણું તાજુ ઘી એ એકત્ર કરી આપવું. **(૧૫) તાવમાં શોષ પડેછે તે ઉપર:**—આવળકંઠી અને દ્રાક્ષ વાટી ઘીમાં મેળવી મોમાં ચોળવી અને મુખમાં રાખવી. એટલે જીભ, તાળવું, ગળુ વીગેરેનો શોષ શાંત થાય છે. **(૧૬) તાવમાં અરોચક થાય છે તે ઉપર:**—આવળકંઠી, દ્રાક્ષ અને સાકર એનો કલ્ક કરી તે મુખમાં રાખવો. **(૧૭) મૂત્રકૃચ્છ્ર એટલે ગરમી ઉપર:**—આમળાંનો અને શેલડીનો રસ એકત્ર કરી આપવો. **( ૧૮ ) આમ્લપિત્ત ઉપર:**—આવળકંઠીનું ચૂર્ણ કેળના કાંદાના રસમાં આપવું. **(૧૯) નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ઘીમાં આવળકંટી તળી કાંજીમાંમાં વાટવી અને તેનો મસ્તકે લેપ કરવો. **(૨૦) યોનિદાહ ઉપર:**—આંબળાનો રસ સાકર નાંખી પાવો. **(૨૧) બહુમૂત્ર ઉપર:**—આંબળીના પાલાનો રસ પાશેર કાઢી તેમાં હળદર મેળવવી અને તેમાં ખડીસાકર ટાંક ૧ નાંખી તે પાવું. **( ૨૧ ) પ્રમેહ ઉપર:**—આંબળીના પાંત્રાંનો રસ પાશેર અને છાશ પાશેર એકત્ર કરી પાવું. **( ૨૩ ) રેચક :**—આંબળીની છાલનાં રસમાં મરીની ભૂકી, પાંચ લવેંગ, અને વેળા વાટી તે આપવો. ઉતાર ઘી અને ભાત. **(૨૪) શરીર ઉપર પિત્ત ઉઠે છે તે ઉપર :**—આં-

વળકંઠી રાત્રે ગોમૂત્રમાં પલારી રાખી મેલવી અને સવારે વાટી તેમાં નાળીએરનો અંગરસ મેળવી તે શરીરે ચોપડવું. (૨૫) **શરીરની કાંતિ સારી થવા માટે**:—આવળકંઠી અથવા શેકેલા આમળા અને ધોળા તલ એકત્ર બારીક વાટી દરરોજ શરીરે ચોળવાં. અને પછી થોડી વાર પછી ગરમ પાણીએ સ્નાન કરવું. (૨૬) **વીર્યવૃદ્ધિ ઉપર**:—આંબળાનો રસ અને ઘી એકત્ર મેળવી તે આપવું. (૨૭) **વૃદ્ધપણૂ દૂર થવા માટે**:—આંવળકંઠીનું ચૂર્ણ અને તલનું ચૂર્ણ સમભાગ એકત્ર કરી ઘી અને મધમાં ૨૦ દિવસ પ્રાતઃકાળમાં આપવું. (૨૮) **દિવ્ય દેહ થવા માટે**:—આવળકંઠીનું ચૂર્ણ અને અસ્કંદનું ચૂર્ણ સમભાગ, ઘી અને મધ સાથે શિશિર રૂતૂમાં આપવું. (૨૯) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર**:—આવળકંઠી ઘીમાં તળી કાંજીમાં વાટી મસ્તકે લેપ કરવો. (૩૦) **મસ્તકશૂળ ઉપર**:—આમળીનું ચૂર્ણ ઘી અને સાકર એકઠું કરી પ્રાતઃકાળમાં તે ખાવું. (૩૧) **પિત્તશૂળ ઉપર**:—આંબળીનું ચૂર્ણ મધમાં આપવું. (૩૨) **મૂર્ચ્છા ઉપર**:—આંમળાંનો રસ ઘી નાખી પાવો. (૩૩) **રક્તપિત્ત ઉપર**:—આંવળકંઠીનું ચૂર્ણ, સાકર અને ઘીમાં આપવું અથવા આંમળાનો અથવા હરીતકી (હરડે)નો મુરંબો આપવો. (૩૪) **ઈંદ્રિ લાલ થઈ હોય તો**:—આંવળકંઠી માસા ૩, સંચળ માસા ૨, સીંધવ તોલા ૨, એનું ચૂર્ણ કરી તે પાશેર પાણીમાં શક્તિ પ્રમાણે આપવું. (૩૫) **રક્તાતિસાર ઉપર**:—આંવળકંઠીના અંગરસમાં મધ, ઘી અને દૂધ મેળવી આપવું. (૩૬) **આમ્લપિત્ત ઉપર**:—આંવળકંઠી ૧ તોલો રાત્રે પાણીમાં ભિંજવી રાખવી. બીજે દિવસે સવારમાં તેમાં ૩ માસા સુંઠ અને એક માસો જીરૂ નાંખી બારીક વાટી ગોળી કરવી. તે ગોળી સાત તોલા દૂધમાં મેળવી તેમાં બે તોલા ખડીસાકર નાંખી તે દૂધ પાવું. (૩૭) **બાળકોના અતિસાર ઉપર**:—આંવળકંઠી, ચિત્રો, બાળહરડાં, પીંપર અને સંચળ એનું ચૂર્ણ કરી તે હમેશ સવારે અને રાત્રે ઉંઘતી વખતે ગરમ પાણીમાં શક્ત્યનુરૂપ આપવું. (૩૮) **પિત્તવિકાર ઉપર**:—આંવળકંઠી ૧ તોલો આખી રાત કલઈના વાસણમાં પલારી રાખી, સવારે વાટી, ગાયના સાત તોલા દૂધમાં મેળવી તે પાવું. એટલે પિત્તવિકાર દૂર થઈ શકિત વધે છે. (૩૯) **કમળાના રોગ ઉપર**:—આંવળકંઠી, હળદર અને ગેરૂ મેળવી એનું અંજન કરવું. (૪૦) **ધાતુપુષ્ટિને માટે**:—આવળકંઠી અને ગોખરૂ એ પ્રત્યેકનું ચૂર્ણ બે માસા અને ગળોનું સત્વ ૧ માસો, એ ઘી અને સાકરમાં નાંખી રોજ સવારે ખાવું. એટલે ધાતુસ્થાનની ઉષ્ણતા જઈ તે પુષ્ટ થાય છે. (૪૧) **ધોળી ધુપણી ઉપર**:—આંબળાનો રસ અથવા ચૂર્ણ મધમાં આપવું.

---

## ૫૦. આશા.

એ ઝાડો કોકણમાં અને બંગાળા પ્રાંતમાં પુષ્કળ થાય છે. ત્રાવણકાર પ્રાંતમાં જુના ઝાડોના ગર્ભમાંના લાકડાંમાંથી તામીલ લોક એક રંગ તૈયાર કરે છે. એના પાંદડાનો રસ ઘણોજ કડવો છે. (૧) **બાળકોની પીડ અને જંતુ (કૃમિ) ઉપર**:—એના પાંદડાનો રસ એક ચમચો ભરી લેઇ તેમાં થોડું કેશર નાખી તે ત્રણ દિવસ પાવો; એટલે મલશુદ્ધિ સાફ થઈ બાળકોને અન્ન સારૂ પચી મોંપર લાલી આવે છે.

---

## ૫૧. આસંધ.

સં० બં० અશ્વગંધા મ० આસકંધ હીં० અસગંધ. દે० ઢોરગુંજ ક० અંગરબેરૂ, હિરેબેરૂ, આભાકિરે, હિરેમદ્દીનબેરૂ, તૈ० પિલ્લીઆંડ્ડા પેન્નેર, અશ્વગંધી. તા० અશ્વગંડી. મલા० અમુકિર, પિવટે. ફા० બે(મે)હેમનૂબરરી. ઈં० વિંટરચેરી. લા० ફાઈસેનિસ સોમ્નિફેરા.

એને 'આસંધ' 'અજગંધ' એમ પણ કહે છે. કેટલેક ઠેકાણે એને 'ઢોરગુંજ' એમ પણ કહે છે. એ ઝાડ ખાનદેશ, નાશિક, વરા-

ડ, અને ઘાટ ઉપર ઘણેક ઠેકાણે મળે છે. એની ઉંચાઈ સુમારે બે હાથ હોય છે. એ ઝાડ સાચવે તો ૪–૫ વર્ષ રહે છે. એના પાંદડાં આકારે કોરાંટી (કાંટાસરીઆ) જેવાં હોઈ તેના કરતાં મોટાં હોય છે. એ ઝાડ ઉપર ચણા જેવડાં ચણોઠી પ્રમાણે લાલ ફળ આવે છે. એમાં રીંગણીના બી પ્રમાણે બી હોય છે. એના મૂળોને આસંધ કહે છે. આસંધનો પાક કરે છે. તે ઉત્તમ પુષ્ટિકારક છે. **આસંધ**:—રસાયન, તુરો, ધાતુવૃદ્ધિકર, કિંચિત તીખો, બલકર, કાંતિકારક, મધુગંધ, શરીરને પુષ્ટી આપનાર, વૃષ્ય, ઉષ્ણ, લઘુ; અને વાત, ક્ષય, દમ, ઉધરસ, વ્રણ, શ્વેતકુષ્ઠ, કફ, વિષ, કૃમિ, સૂજ, ક્ષતક્ષય અને કંડુ એનો નાશ કરે છે. (૧) **વીર્યવૃદ્ધિ ઉપરઃ**—આસંધનું ચૂર્ણ, ઘી અને મધ વિષમ ભાગે લેઈ, તેમાં સાયંકાળે આપવું અને ઉપર દૂધ પાવું. (૨) **ગર્ભિણીને પુષ્ટિકર યોગઃ**—આસંધનો કાઢો કરી આપવો. એટલે ગર્ભિણીને પુષ્ટિ થાય છે. અને બાળક સશક્ત ઉત્પન્ન થાય છે. (૩) **વૃદ્ધપણું દૂર થવા માટેઃ**—આસંધનું ચૂર્ણ દૂધમાં આપવું. (૪) **નાનાં બાળકોને શક્તિ આવવા માટેઃ**—આસંધનું ચૂર્ણ દૂધમાં આપવું, અથવા આસંધ ૧ ભાગ, દૂધ ૮ ભાગ એમાં ઘી નાંખી પચન કરવું; તે બાળકને આપવાથી બળ વધે છે. (૫) **દૃષ્ટી સ્વચ્છ થવા માટેઃ**—આસંધનું ચૂર્ણ, આંબળાનો રસ અને જેઠીમધનું ચૂર્ણ એમાં આપવું. (૬) **સર્વ રોગ દૂર થવા માટેઃ**—આસંધનું ચૂર્ણ ૧ તોલો, ગળોનું ચૂર્ણ ૧ તોલો અથવા ગળોનું સત્વ માસો ૧, મધમાં આપવું. (૭) **ત્વચાગત રોગને માટેઃ**—આસંધનું ચૂર્ણ તેલમાં નાંખી શરીરે ચોપડવું. (૮) **ગર્ભધારણને માટેઃ**—આસંધનો કાઢો દૂધ નાંખી કરવો અને તેમાં ઘી નાંખી તે ઋતુસ્નાત સ્ત્રીને ખાવા માટે આપવું. (૯) **પ્રદર અને ધાતુવિકાર ઉપરઃ**—આસંધનું ચૂર્ણ ૩ માસા, અને ખડીસાકર ૧ તોલો, એ સવારે ગાયના દૂધમાં નાંખી આપવું. આ પ્રમાણે સાંજે પણ આપવું. એટલે ઉપલા વિકારો દૂર થઈ ધાતુવૃદ્ધિ થાય છે. અને શક્તિ આવે છે. (૧૦) **વિર્યવૃદ્ધિ અને ધાતુસ્તંભને માટેઃ**—આસંધ તોલા ૧૦ અને વરધારા તોલા ૧૦ એ બંને ઔષધો સમભાગ લેઈ ચૂર્ણ કરવું, અને ઘીના નીવડેલા (રીઢા) વાસણમાં તે ભરવું. પછી તેમાંનું ચૂર્ણ ૧ તોલો લેઈ ગાયના તાજા દૂધમાં નાંખી તે આપવું. (૧૧) **ધાતુક્ષય ઉપરઃ**—આસંધ, સાકર, ઘી, મધ, એ એકત્ર કરી આપવું. પથ્ય દૂધ અને ભાત. (૧૨) **સ્ત્રીઓને દૂધ આવવા માટેઃ**—આસંધ, ભોંયકોળું અને જેઠીમધ, એનો કાઢો ગાયનું દૂધ નાંખી આપવો. (૧૩) **સોજો, ગલગ્રંથી** એ ઉપર તથા **ગુમડું પકવવાને અને ફોડવાનેઃ**—આસંધનાં તાજાં મૂળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. અથવા પાણીમાં વાટી ગરમ કરી લેપ કરવો. (૧૪) **વાયૂ ઉપરઃ**—ગોળમાં આસંધનું ચૂર્ણ નાંખી ગોળી કરી તે આપવું. (૧૫) **ઢોરને વિષ ચડયુ હોય તોઃ**—આસંધનાં તાજાં મૂળ છાશમાં વાટી પાઈ દેવા. (૧૬) **ઉરૂસ્તંભ ઉપરઃ**—આસંધ વાટી ગરમ કરી લેપ કરવો. (૧૭) **વાયૂને માટેઃ**—આસ્કંધ અને શતાવરી એનું ચૂર્ણ મધ અને ઘી એમાં આપવું. (૧૮) **આધાશીશી ઉપરઃ**—આસંધનું ચૂર્ણ ઘસવું. (૧૯) **વાળા ઉપરઃ**—આસંધ તેલમાં કિંવા છાશમાં વાટી લેપ કરવો. (૨૦) **કટિશૂળ એટલે કંબર દુખે છે, તે ઉપરઃ**—આસંધ અને ખડીસાકર એનું ચૂર્ણ ઘીમાં ખાવું. (૨૧) **બળદને કંઈ દુઃખ થયું હોય તોઃ**—આસંધનાં તાજા મૂળો ખવરાવવાં, એટલે બળદ સારો થશે.

---

## ૫૨. આંબાહળદર.

આ (મ્લ) આનિશા. મ૦ આંબેહળદ. અ (મા) બાહરદી. ક૦ હલિઅરષણુ, કાડઅરસિણ. તા૦ કસ્તુરી મંજલ. મલા૦ કસ્તુમન્નલ. તૈ૦ કારૂપાસુપુ, અડિલિયાસુપુ. ઇં૦ મેંગોજીંજર. લા૦ કરકયુમા એરોમેટિકા.

એ ઝાડો રાનમાં થાય છે. એના ઝાડ હળદરના ઝાડ જેવાજ થાય છે. આ હળદરના

ગાંઠીઆ મોટા હોઈ તે ઘણા કઠણ હોય છે. એ હળદર મીઠામાં આથવા શિવાય મસાલાનાં ઉપયોગમાં આવતી નથી. આંબાહળદર એ મોટી રક્તવિકાર નાશક છે. શરીરને ચોપડવાના મસાલામાં તેને નાંખે છે. એ શરીરે ચોપડવાથી કંડુનો નાશ થાય છે. **આંબાહળદરઃ**—કડવી, ખાટી, રૂચિપ્રદ, લઘુ, અગ્નિદીપક, ઉષ્ણ, તુરી, સારક; અને કફ, ઉગ્રવ્રણ, ઉધરસ, દમ, ઉચકી, તાવ, સન્નિપાત, જ્વર, શળ, વાયુ, કંડુ, વ્રણ, મુખરોગ એનો નાશ કરે છે. અને રક્તદોષનો પણ નાશ કરે છે. (૧) **કંડુ અને ખસ ઉપરઃ**—આંબાહળદર અને કાળીજીરી એકત્ર વાટી શરીરે ચોપડવું એટલે કંડુ દૂર થાય છે. આંબાહળદર અને કાળીજીરી એનું બારીક ચૂર્ણ કરી ઘીમાં ખલ કરી ખસને ચોપડવું; એટલે ખસ દૂર થશે. (૨) **ઠેસ વાગી પડવાથી અથવા કોઈ પણ આઘાત થઈ લોહી ગંઠાયા ઉપર** :—આંબાહળદર અને હીરાબોળ, એ પાણીમાં ઘસી ગરમ કરી દુખતા ભાગ ઉપર ચોપડવું. એટલે જલદી ગુણ પડે છે. (૩) **શીતળા અથવા ગોવરાથી શરીર ઉપર કાંટા ઉઠે છે તે ઉપર**:—આંબાહળદર, કાળીજીરી બાવચી, કુવાડીઆના બી; અને આમળાં એ ગોમૂત્રમાં ભીંજવી રાખી વાટી રોજ ચોળી શરીરે ચોળી સ્નાન કરવું. (૪) **કૃમિ ( કરમ ) ઉપરઃ**—આંબાહળદર અને સિંધવ એકઠું વાટી શક્તિપ્રમાણે આપવાં અને ઉપર ગરમ પાણી આપવું. અથવા કાચકીના પાલાના રસમાં આંબાહળદર ઉકાળી પેટઉપર ચોપડવી. (૫) **બાળકોને વાંગ** (બાળક જનમ્યા પછી ૧૦—૧૫ દિવસની અંદર તેના અંગ ઉપર ફોલ્લા ફુટી તેને દુઃખ થાય છે તે ઉપર) આવે ત્યારે—આંબાહળદર, જાઇના રસમાં ઘુંટી તે ચોપડવી.

---

## ૫૩ ઇડલીંબુ. (ગધડલીંબુ)

સં૦ જંબીર. મ૦ ઇડલિંબુ. કો૦ ચોરનિંબુ. હીં. જંભીરી. બં૦ ગોંડાલિંબુ ક૦ ફચિલે, દોડુલિકાયી, કાડલિંબે, મલા૦ કટ્ટુફુરન્નુ. તૈ૦ જંભિરં, અડવિંની. તા૦ કટ્ટેલુમિચ્ચે. તુ૦ ફેપેરીપુલી લા૦ અટલાંટિઆ મોનોફાઇલા..

આ એક લીંબુનીજ જાત છે. હિંદુસ્થાનના સર્વ પ્રદેશોમાં આ ઝાડ થાય છે. એ ફળ નારંગી વગેરે લીંબુ કરતાં મોટાં થાય છે. એની છાલ ખરબચડી હોય છે. પાક્યા પછી છાલનો રંગ સ્વચ્છ પીળો થાય છે. અને તેનો વાસપણ ઉત્તમ આવે છે. એમાં નાની અને મોટી એવા બે જાત છે. તેનાં પાંત્રાં અને ફુલો એકસરખાં હોય છે. પરંતુ જે નાની જાત છે, તેના ફળની છાલ કંઈક પાતળી હોય છે. અને જે મોટી જાત છે. તેની છાલ જાડી હોય છે. એનું ઉત્તમ તરેહનું સ્વાદિષ્ટ અથાણું થાય છે. તેના રસનો "**લેમોનેટ**" કરે છે. **ઇડ (મોટું) લીંબુ** તુરૂ, કડવું, સારક, ઉષ્ણ; અને કફ, પિત્ત એ રોગોનું નાશ કરનાર છે. (૧) **મોરથુથુના વિષ ઉપર** :—ઇડ લીંબુનો રસ, સાકર સાથે આપવો. (૨) **આમ્લપિત્ત ઉપરઃ**—સાયંકાળે લઘુ ઇડ લીંબુનો રસ પાવો.

---

## ૫૪. હીંગોરી.

સ૦. ઇંગુદી. મ૦. હિંગણી. હિંગણબેટ. હીં૦. હિંગોટ, ગોંકી. ક૦. ઇંગળગિડ, ઇંગળા. હિંગુલ. તૈ૦ ગરા. અ૦. હિલેલજે. ઈં૦. ડેડિલ. લા૦. બેલેનાઇટસ્ રોકસબર્ઘીઆઈ.

દક્ષિણમાંહેના રાનમાં હીંગોરાના ઝાડો જ્યાં ત્યાં થાય છે. એ ઝાડ ઘણાંજ ઉંચા વધે છે. એ ઝાડ ઉપર કાંટા હોય છે. એના ફળને હિંગણબેટ કહે છે. હીંગણાં કોરી તેમાં દારૂ ભરી તે આતસબાજીમાં ફોડે છે. દુકાળની વખતે આ ફળોમાંહેનો ધોળો ગરભ લોટમાં મસળી તેની ભાખરી ખાઈ ગરિબ લોક પોતાનો નિર્વાહ કરે છે. પ્રસંગ આવે તો લાકડાં સુધ્ધાં ખાઈ તે પોતાનો બચાવ કરે છે. હીંગોરૂં મદગંધિ, તીખો, લઘુ, કડવો, ઉષ્ણ, ફેનિલ, રસાયન; અને કૃમિ, વાયૂ, વિષ, શૂલ, શ્વિત્ર, કોઢ, વ્રણ, કફ, ગ્રહપીડા, ભૂતબાધા, એનો નાશ કરે છે. **એના ફુલો:**—મધુર, સ્નિગ્ધ, ઉષ્ણ, કડવા; અને વાયૂ, કફ, એનો નાશ કરે

છે. **ઉપયોગ** :—(૧) વાળા ઉપર :—હીંગોરાના મૂળ ઉપરની છાલ અને હિંગને એકત્ર ખાંડી તેનો પાટો વાળા ઉપર બાંધવો અને તે ચોથે દિવસે છોડવો એટલે વાળો બળી જાય છે. (૨) **તારૂણ્યપીટિકા ( ખીલ )** ઉપર :—હીંગોરાનો મગજ થંડા પાણીમાં ઘસી મુખ ઉપર લેપ કરવો એટલે ખીલ જઈ મોં નિર્મળ થાય છે. (૩) **સ્તનરોગ** ઉપર :—હીંગોરાના મૂળ ઘસી ગરમ કરી ઉપર લેપ કરવો. (૪) **નેત્રસ્રાવ** ઉપર :—હીંગોરાનાં ફળ પાણીમાં ઘસી અંજન કરવું. (૫) શૂળ ઉપર :—હીંગોરાના મૂળ ઘસી પાવા. (૬) **કર્ણમૂલ** ઉપર :—હળદર, કોંડળ, સીંધવ, દેવદાર અને આંકડાનું દૂધ એનો ઘેપ વારંવાર કરવો, એટલે કર્ણમૂળ સારા થાય છે. (૭) **કૂત્રાના વિષ** ઉપર :—પ્રથમ ગોળ ખવરાવી તે ઉપર હીંગોરાની છાલનું ચૂર્ણ છાશમાં નાંખી પાવું. (૮) **મૂર્ચ્છા** ઉપર:—હીંગોરાની છાલનું ચૂર્ણ દહીંમાં આપવું. (૯) **ઉધરસ** ઉપર:—હીંગોરાના મગજની ગોળી કરી ખાવી.

---

## ૫૫. ઈંદ્રજવનું ઝાડ.

સં૦ કુટજ. મ૦ કુડા. હી૦ કૂડા, કુરૈયા. બં૦ કુડચી. ક૦ કોડશિગે. કોડમુરક. તૈ૦ કોડિશયટ્ટુ, કુટજમુ, અંકેલુ, ચંગલકુષ્ટ. તા૦ વેપ્પાલે. તુ૦ કોડંજી. મલા૦ વેનપાલા. અ૦ તિરાજ. ઇં૦ ઓવલલીવ્ડરોજબે. લા૦ રાઇટિયા એંટિડિસન્ટેરિકા.

આ વગડાઉ ઝાડ છે, અને તે ૭ સાત હાથ કરતાં ઉંચું થતું નથી એનાં પાંત્રાં બદામના પાંત્રાં જેવાં લાંબા હોય છે. કોંકણમાં એ પાંત્રાંનો ઘણો ખપ થાય છે. એના ફૂલોનું શાક થાય છે. એની શિંગો બારીક અને લાંબી હોય છે; એ શાક અથવા અથાણું કરવાના ઉપયોગમાં આવે છે; શીંગોમાંથી જવની આકૃતિના લાંબા બિયાં નીકળે છે. તેને ઇંદ્રજવ કહે છે. તે બિયાં કડવાં હોય છે. એનાં મૂળ પણ કડવાં હોય છે. મૂળનો પાક થાય છે, તેને મરાઠીમાં કુડેપાક કહે છે. ઇંદ્રજવના ઝાડમાં ધોળી અને કાળી એવી બે જાતિ છે. **ધોળુ ઈંદ્રજવનું ઝાડઃ**—કડવું, તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, તુરૂ, રૂક્ષ, ગ્રાહક; અને રકતદોષ, કોડ, અતિસાર, પિત્તાર્શ, કફ, તૃષા, કૃમિ, જ્વર, આમ અને દાહ એનો નાશ કરે છે. **કાળુઈંદ્રજવનુ ઝાડઃ**—રકતદોષ અર્શરોગ, ત્વગ્દોષ અને પિત્ત એનો નાશ કરે છે. બીજા ગુણ ધોળા જેવા છે. **ઉપયોગઃ**—( ૧ ) **કૃમિ** ઉપરઃ—ઇંદ્રજવનાં મૂળ ઘસી એકલા અથવા વાવડિંગની ભૂકી નાંખી પાવાં. (૨) **અતિસાર** ઉપરઃ—ઈંદ્રિજવના ઝાડની છાલનો અંગરસ કાઢી તે પાવો. અથવા છાલનો પુટપાકકૃતિએ રસ કાઢી તે મધમાં પાવો. **પથરી** ઉપરઃ—ઈંદ્રજવ અને નિશોત્તર એનું ચૂર્ણ દૂધમાં કિંવા ચોખાના ધોવરામણમાં પાવું. (૪) **કુરશાના વિષ** ઉપરઃ—કાળા મૂળ ઘસી તેમાં ઈંદ્રિજવનું ચૂર્ણ અડધો માસો નાંખી પાવું. અથવા છાલનો રસ કાઢી પાવો. (૫) **ખોડા ઊપર**—ઈંદ્રિજવની છાલ અને સીંધવ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૬) **કમળી અને સર્વ વિષો** ઉપર—કાળા ઈંદ્રિજવના ઝાડના અંકુરોનો રસ કાઢી ચાર પૈસાભાર પાવો. દિવસ ૩. પથ્ય ઘી અને ભાત. (૭) **નળ ફુલ્યા હોય તો**—ઈંદ્રજવ શેકી તેની ભૂકી પૈસાભાર, મધ પૈસાભાર, અને ઘી પૈસાભાર એ એકત્ર કરી પાવુ. દિવસ ૭. **જીર્ણજવરપર**—ઇંદ્રજવના મૂળોની છાલ અને ગળો એનો કાઢો પાવો. (૯) **કાનમાંથી પરૂ વહે છે તે** ઉપર—ઈંદ્રિજવના ઝાડની છાલનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી કાનમાં નાખવુ. અને ઉપર મખમલીના પાલાનો રસ પાડવો. (૧૦) **ભુખ લાગે છે તે ઊપર**—ઇંદ્રજવના ઝાડની છાલ ગાયના દુધમાં વાટી પાવી એટલે કઠીણ મૂત્રકૃચ્છ્રનો પણ નાશ થશે. (૧૧) **પરિણામશૂળ** ઉપરઃ—ઈંદ્રિજવરનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. (૧૨) **બાળકની હગામણ** ઉપરઃ—ઈંદ્રિજવના ઝાડના મૂળ છાશના નિતર્યા પાણીમાં ઘસી થોડી હીંગ નાંખી પાવાં. (૧૩) **બાળકની મૂર્ચ્છા** ઉપર—ઈંદ્રજવનાં મૂળ અને મોગલી એરંડના મૂળ છાશના પાણીમાં ઘસી થોડી હીંગ નાંખી પાવુ.

(૧૪) **વાતશૂળ ઉપર**—ઈંદ્રજવનો કાઢો કરી તેમાં સંચળ અને શેકેલી હિંગ નાખી પાવો. (૧૫) **ઢોરોના કુંદરોગ** (ઢોર સુકું છાણુ હગે છે તે.) ઉપર—ઈંદ્રજવના તોરા બારીક ખાંડી પાશેર રસ કાઢવો, તેમાં તેટલો-જ નાળીયેરનો રસ અને નવટાંક ગોળ નાંખી સાત દિવસ પ્રત્યેક બે વખત ઔષધ આપવું. (૧૬) સર્વ પ્રકારનો અતિસાર, સંગ્રહણી, પાંડુ જીર્ણજ્વર, એ ઉપર **કુડાપાક**—ઇંદ્રજવના ઝાડના મૂળો ધોઈ છુંદીને રસ કાઢવો તે રસ દેવતા ઉપર મૂકી ઉકાળતા રહેવું. સાધારણ ઉકળે એટલે તેમાં સુંઠ, મરી, પીપર, જાયફળ માયફળ (માયા), જાવંત્રી, લવીંગ, વાવડીંગ. મરડાશીંગ, નાનાં બીલાં, બેહેડાનું દળ, નાગકેશર એનું ચૂર્ણ જોઇએ તે પ્રમાણે નાખી, સરખું મિશ્રણ થયા પછી ચણા જેવડી ગોળીયો કરવી. એ ગોળી અતિસાર અને સંગ્રહણી ઉપર છાશના પાણીમાં કિંચિત્ હીંગનું ચૂર્ણ નાંખી, તેમાં, મીઠા અધમર્યાં દહીંમાં; અથવા સુંઠના કાઢામાં; ઘી નાંખી આપવી. નાના બાળકને પણ આ ઔષધ ગુણાવહ છે. પાંડુરોગ ઉપર ફકત આ ગોળી ગોમૂત્રમાં ઘસીને પાવી. (૧૭) **વાતજ્વર** ઉપર:—ઈંદ્રજવના મૂળોની છાલ ૧ તોલો લઈ બારીક વાટવી અને ૫ તોલા પાણીમાં મેળવી તે પાણી વસ્ત્રથી ગાળી પાવું અથવા તેમાં થોડો અજમો બારીક વાટી મેળવી. ઈંટનો કકડો તપાવી છમકારી તે પાવું (૧૮) **નળગુદ ઉપર**:—વાડમાંહેના ઈંદ્રજવના ઝાડના મૂળ ગરમ પાણીમાં ઘસી પ્રત્યેક બેવાર પ્રમાણે ૧૪ અગર ૨૧ દિવસ પાવું (૧૯) **સર્વાતિસાર ઉપર**:—ઈંદ્રજવના ઝાડની છાલનો કાઢો અષ્ટમાંશ કરી તેમાં અતિ વિષની ભૂકી નાખી તે પાવો અથવા ઈંદ્રજવનાં મૂળની છાલનું અને અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું. (૨૦) **પથરી** ઉપર:—ઈંદ્રરજવની છાલ દહીંમાં ઘસી પાવી. (૨૧) **કુટજાષ્ટકાવલેહ**:—ઈંદ્રજવના મૂળોની છાલ લીલી વજન પાંચ શેર, પાણી ૧૬ શેર લેઇ કાઢો કરવો. અષ્ટમાંશ શેષ રહે એટલે વસ્ત્રથી ગાળી પુનઃ ઉકાળવો. ઘટ્ટ થાય એટલે તેમાં ઔષધો નાંખવાં તે:—કાળીપાટ, મોચરસ, ધાવડીનાં ફૂલ, નાગરમોથ. અતિવિષ લજામણી, નાનાં બીલાં, એનું ચૂર્ણ ચાર ચાર તોલા તેમાં નાંખી અવલેહ તૈયાર કરવો. તે, પાણી, ગાયનું દૂધ, બકરીનું દૂધ, ચોખાની કાંજી, એમાંના કોઈ અનુપાનમાં આપવાથી અતિસાર, સંગ્રહણી, રક્તપ્રદર, રક્તપિત્ત, મૂળવ્યાધિનું રકત, એને બંધ કરે છે. (૨૨) **વાતગુલ્મ, વાયુ, ક્ષય,** કંડુ (**ખરજ**), **તાવ એ ઉપર**:—ઈંદ્રજવના ઝાડના મૂળોની છાલ લાવી તેનો પુટપાકકૃતિએ રસ કાઢી આપવો.

---

## ૫૬. ઈંદ્રવરણી.

સં० બ્રહતફલા, ઈંદ્રવારૂણી મ० ઈંદ્રાવણ. કો० કંવડળ. હિં० ઇંદ્રફલા, ઈંદ્રાવણ. બં० રાખાલશશા, બડવાકાલ. ક० હિરિય, હામેકકે. તૈ० એતિપુચ્છા. ફા० ખુર્ફજાતલખ. અ० હંજલ. ઈં० કોલોસિંથ. લા० સિદ્રુલસ. કોલોસિંથિસ.

એને "કડવી ઈંદ્રવરણા" એવું પણ કહે છે. ઈંદ્રવરણીના વેલા હોય છે. એ વેલાના પાંત્રા **કાળીંગડીના** (તરબુજ) પાંત્રાં જેવાં હોઇ, તેના કરતાં બારીક હોય છે. પાકેલા ફળોનો રંગ પીળો હોય છે. એમાં બે ભેદ છે. જે ફળ સુમારે કરી જેવડાં હોય છે, તેને ઘોડ ઈંદ્રવરણા કહે છે. બીજી જાતનાં ફળ લીંબુ જેવઢા થાય છે. એ ફળો અતિશય કડવાં હોય છે. આ દેશમાં ઈંદ્રવરણીનાં વેલા પુષ્કળ થાય છે. ઈંદ્રવરણાં એ તીવ્ર રેચક પદાર્થ છે. **ઈંદ્રવરણા**:—પાક વખતે તીખા, કડવા, શીત, સારક, ઉષ્ણ વીર્ય અને લઘુ છે. તથા ગુલ્મ, પિત્ત, ઉદર, કફ, કૃમિ, કુષ્ટ, (કોઢ). જ્વર, વ્રણ, શ્વાસ, કાસ, ગ્રંથી, મેહ, મૂઢગર્ભ, કમળો, પ્લીહા, શુષ્ક ગર્ભ, ગલગંડ. વિષ, આનાહ વાયૂ, અજીર્ણ, આમદોષ, દૂષ્યોત્તર સર્વ ઉદરરોગ, અને શ્લીપદ એ રોગોનો નાશ કરે છે. એ કંવડળા કરતાં ગુણોએ અધિક છે. (૧) **સર્પદંશ ઉપર**:—ઈંદ્રવરણીના મૂળ નાગરવેલના પાનમાં આપવાં. (૨) **ઉધરસ ઉપર**:—ઈંદ્રવરણામાં

મરી ભરી તે છાપરા ઉપર મૂકી સુકવવું, પછી તેમાંથી નિત્ય સાત મરી, મધ અને પીંપર સાથે ખાવાં. (૩) **દંતકૃમિ ઉપર**:—ઈંદ્રિવરણીના પાકેલાં ફુલ તપાવેલા તવા ઉપર નાંખી, તેની ધુણી દાંતોને આપવી. એટલે દાંતમાંનાં કીડા ખરી પડે છે. (૪) **પેટનાં ફુલાવા ઉપર**:—ઈંદ્રિવરણાં ભેંસના દૂધમાં ઘસી થોડું થોડું પી જવું. અથવા ભેંસના મૂત્રમાં રાંધી તે મૂત્ર મુધ્ધાં ખલ કરી તેમાંથી એક વાલ, અને સંચોરો ૧ ચણોઠી ભાર એ બંને ઔષધો સાત દિવસ મધમાં આપવાં. (૫) **રૂતુ આવવા માટે**:—કડવી ઈંદ્રિવરણીનાં મૂળ યોનીમાં રાખવાં. અથવા એનાં ફળો મીઠામાં ખાવાં. (૬) **સ્તનરોગ ઉપર**:—કડવી ઈંદ્રિવરણીનાં મૂળ ઘસી લેપ કરવો. (૭) **શૂળ ઉપર**:—ઈંદ્રિવરણીના મૂળ પાણીમાં ઘસી તેમાં સુંઠ, મરી અને પીંપર એકેક માસો નાંખી તે આપવું. (૮) **સંધીવાત ઉપર**:—ઇંદ્રવરણીનાં મૂળ, પીંપર અને એના ચોગણો ગોળ એકત્ર કરી, તે એક તોલો રોજ ખાતા જવું. (૯) **અંડવૃદ્ધિ ઉપર**:—ઈંદ્રિવરણીનાં મૂળ એરંડતેલમાં ઘસી ગાયના દૂધમાં મેળવી તે ૩ દિવસ આપવાં. (૧૦) **ગાંઠ અથવા ફોલ્લાનો દાહ થતો હોય તો**:—ઇંદ્રવરણીનાં ફળ અને મૂળ ઠંડા પાણીમાં એકત્ર કરી ઘસી ઉપરા ઉપરી લેપ કરતાં જવું. (૧૧) **નખવિષ ઉપર**:—ઈંદ્રિવરણીનાં મૂળ અને ફુલ અને ઝેર કચૂરો નાંખી, એ ગોમૂત્રમાં મેળવી લેપ કરવો. (૧૨) **યોનીશૂળ ઉપર**:—ઈંદ્રિવરણીનાં મૂળ બકરીના ઘીમાં અથવા દૂધમાં મેળવી લેપ કરવો. અને ખાવાં પણ ખરાં. (૧૩) **બાળકોના પેટમાં ભાર રહયો હોય તો**:—ઈંદ્રિવરણીનાં મૂળ ઘસી તેનો લેપ પેટ ઉપર કરવો, અને સમુદ્રફળ ગાયના દૂધમાં ઘસી શકિત પ્રમાણે આપવું; એટલે ઉલટી થઈ, તેથી તથા મલદ્વારે સર્વ ભાર નીકળી જશે. (૧૪) **ગંડમાળ ઉપર**:—ઈંદ્રિવરણીનાં મૂળની છાલ અને કડવા સરગવાની છાલ, સમભાગ એકત્ર કુટી તે ગુંમડાં ઉપર ચોળવી. (૧૫) **હાંસ અને ઉમાસા ઉપર**:—ઈંદ્રિવરણું કોચી તેમાં અર્ધો તોલો બાળહરડાની ભૂકી દસ દિવસ ભરી રાખવી. તેના અગિયારમાં દિવસથી એક વાલ ચૂર્ણ મધમાં આપવું. (૧૬) **શીઘ્ર પ્રસૂતિને માટે**:—ઈંદ્રિવરણીનું મૂળ ચોટલે બાંધવું. (૧૭) **રકતગુલ્મ ઉપર**:—અરીઠાનાં પાણીમાં ઇંદ્રવરણીનું મૂળ ઘસી તે આપવું. અથવા ઈંદ્રિવરણીનું મૂળ યોનીમાં રાખવું. (૧૮) **પાઠું અને સર્વ પ્રકારના ફોલ્લા ઉપર**:—કડવી ઇંદ્રવરણીનાં મૂળ ઘસી તેનો લેપ કરવો.

---

## ૫૭. ઈફળ.

સમુદ્રની ખાડીમાં જે ઠેકાણે અતિશય કાદવ તથા જે જગ્યા, ભરતી વખતે બુડી જાય છે, તે ઠેકાણે દેખાતાં મોટાં ઝાડો હોય છે. તે ત્રણ ચાર પ્રતીના હોય છે. તેમાં કાજળ અને ઈફળ એજ માત્ર લોકોનાં જાણવામાં છે. ઈફળીનું ઝાડ છ સાત હાથ કરતાં બહુધાં ઉંચું થતું નથી, અને તેનો વિસ્તાર ઘણોજ થાય છે. તેની ઘણી એક ડાળીઓ સમુદ્રમાં બુડેલી હોય છે. જો એનો રોપો સારી જમીનઉપર વાવી તેને પાણી પાઇએ, અને તેની બહુ સંભાળ રાખીએ, તો તે બગડતો નથી. આ ઝાડનો પાલો ઢોરોને ખવરાવામાટે ઉપયોગમાં આવે છે. અને લાકડા બાળવાનાં કામમાં આવે છે. એ લાકડાં ઘણા કઠણ અને ચીકણાં હોય છે. તે બાળવાથકી તેમાંથી એક પ્રકારનો ક્ષાર ઉત્પન્ન થાય છે. તે ધોબી લોકોને વસ્ત્રો ધોવામાટે ઉપયોગમાં આવે છે. તેમજ બાઇડીઓને માથું ચોળવાનાં ઉપયોગમાં આવે છે.

---

## ૫૮ ઇસબગોળ.

સં૦ સ્નિગ્ધજીર. હીં૦ મ૦ ક૦ તૈ૦ ઇસબગોલ (ગુલ). તા૦ ઇસિપ્પુકોલવીરૈ. ફા૦ ઇસ્પગુલ. અ૦ બાઝરેકાતુન. ઇં૦ ઇસ્ફાગુલસીડ. લા૦ પ્લેંટેગો ઇસ્ફાગુલ.

ઇસબગોળની ઉત્પત્તિ મિસર દેશમાં અથવા મુશિયામાં થાય છે. ત્યાંથી એ અહીં આવે છે. એ બી આકારે ચાંચડ જેવાં છે. એના ઝાડની

ઉંચાઈ એક હાથ હોય છે. અને પાંદડાં ઝીણા અને લાંબાં લાંબા હોય છે. એ ઝાડ ઉપર ધઉંના જેવી ઉંબિઓ આવે છે. તેમાં એ બી હોય છે. એમાં ત્રણ જાત છે ધોળાં, રાતાં અને કાળાં. એમાંથી કાળાની ઔષધોમાં યોજના કરી નથી. ધોળાં સર્વમાં ઉત્તમ છે. ઇસબગોળની ઝીણી ભૂકી માણસના ખાધામાં આવવાથી ઝાડો બંધ થઈ મરી જાય છે. એટલામાટે એવી ભૂકી ન આપવામાટે સંભાળ રાખવી. ઇસબગોળનાં બી પાણીમાં નાંખી ખૂબ ચોળવાથી તળે જઇ બેસે છે. (૧) **સોમલના વિષ ઉપર**:—ઇસબગોળનો લુઆબ કાઢી (પાણીમાં પલારી રાખી ચોળી ગાળી લેઈ) તેમાં બેદાણા, દહીં અને ગુલાબનું પાણી એ મિશ્ર કરી પાવું; એટલે વિષ ઉતરશે. (૨) **ગરમીથી તરસ લાગે છે તે જવા માટે**:—ઇસબગોળ પાણીમાં નાંખી તે પાણી ગાળી પીવું. એ પાણી પૈષ્ટિક પણ છે. (૩) **જ્વરાતિસાર, રક્તાતિસાર, જીર્ણાતિસાર. રક્તાર્શ, રક્તસ્રાવ, જ્વર, પ્રમેહ અને દાહ એ ઉપર**:—બેથી ચાર તોલા સુધી ઇસબગોળ, રાત્રે પાણીમાં પલારી રાખી સવારે તેમાં ૨ તોલા ખડીસાકર નાંખી આપવાં. એટલે ઉપરના સર્વ રોગ દૂર થશે. (૪) **ઝાડો બંધ થયો હોય તે ઉપર**:—ચાર માસા ઇસબગોળ સાત માસા પાણીમાં ભીજવી રાખી તે પાણી ગાળી લેઈ, તેમાં બદામનું તેલ અને સાકર નાંખી આપવું. એટલે કેટલીક વારે રેચ થઈ કોઠો શુદ્ધ થાય છે. (૫) **બાળકોની રક્તસંગ્રહણી ઉપર**:—ઇસબગોળ અને ખડીસાકર ચાવી ખાવા માટે આપવી.

---

## ૫૯ ઇસેસ. (શેરી લોબાન)

સં૦ કુ૦ શ્રીવેષ્ટ. હિ૦ વિશેલધૂ. મ૦ ઈ. સેસ. ઈં૦ ગમકોપલ સૅન્ડારૉક. લા૦ ટ્રેકિલોબિયમ હાર્નિમે નિએનમ.

ઇસેસનાં વૃક્ષો હિમાલય પર્વતમાં પુષ્કળ છે. એ ઝાડોની જૂદીજૂદી જાતિમાંથી જે ચીકણો પદાર્થ નીકળે છે, તેને ધૂપ, **ઇસેસ, લોબાન** અને ઉદ વગેરે કહે છે. તેની બે ત્રણ જાતિ છે. આ દેશમાં **બુશેર** આગળ આ ઝાડ થાય છે. ઇસેસ ઔષધોમાટે અને ધૂપમાટે ઉપયોગી છે. ઇસેસનાં ઝાડો **અરબસ્તાનમાં** અને આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર પુષ્કળ છે. ત્યાંથી પણ ઇસેસ અહીં આવે છે. **ઇસેસ** એ વ્રણ શોધન કરનાર છે, એને **"વિશેષ ધૂપ"** એવું પણ નામ કહે છે. **ઇસેસ** તીખો, કડવો, સ્નિગ્ધ, તુરો. મધૂર, સારક, ઉષ્ણ, વ્રણરોપણ; અને પિત્ત, રક્તદોષ, વાયૂ, યોનિદોષ, ગ્રહપીડા, મસ્તકશૂળ, નેત્રરોગ, કંઠરોગ, વ્રણ, રાક્ષસપીડા, પીનસ, અજીર્ણ, આધ્માનવાયુ, દુર્ગંધ, પસીનો, કંડુ, વિષ, વાત, રક્તવિસર્પ કુષ્ટ અને કાસ એનો નાસ કરે છે. (૧) **વ્રણ ઉપર મલમ**:—ઇસેસ, તલનું તેલ અને મીણ, એ દેવતા ઉપર તપાવી પાતળું થાય એટલે તે મિશ્રણ ગાળી નાંખવું અને વ્રણઉપર ચોપડવું.

---

## ૬૦. ઉટકટારી. (ઉત્કટી.)

સં૦ કુ૦ બ્રમ્હદંડી. મ૦ ઉટકટારી. હીં૦ ઉટકટારા. બં૦ છાગલદાંડી, વામનદાંડી. ઈં૦ થીસ્ટલ. લા૦ ટ્રિકોલેપિસ, લેબરીના, લા૦ એકીનોપ્સએકીનેટસ

એને ઉત્કટી અને કાંટે ચુભુક એમ પણ કહે છે. હિંદુસ્તાની ભાષામાં એને ઉડીગણ અને શ્વેત ધુધુચી કહે છે. એ વનસ્પતિ હિંદુસ્થાનનાં ઘણા પ્રાંતોમાં થાય છે. આં ઝાડની ઉંચાઈ સુમારે હાથ બે હાથ હોય છે. એના ફળ ગોળ હોઇ તે ઉપર લાંબા લાંબાં કાંટા હોય છે. અને રંગ ધોળો હોય છે. એનાં પાંદડાં ઉપરાની કાતળી જેવા હોઈ, તેના પૃષ્ટ ભાગમાં અને નાકાઉપર સફેદ રંગના કાંટા હોય છે, ઉન્હાળામાં એ ઝાડો સુકાઈ ગયા એટલે ફરી ચોમાસામાં તેજ જગ્યા ઉપર ઉગે છે. આ વનસ્પતીના મૂળ અને બીજ મોટી ઔષધી છે. એને **"બ્રહ્મદંડી"** એ નામ પણ છે. **ઉટકટારી**:—રૂચિદાયક, ઉષ્ણ, કડવી અને વૃષ્ય એવી છે. તથા મૂત્રકૃચ્છ્ર, પિત્ત, વાયૂ, મેહ, તૃષા, હૃદ્રોગ, વિસ્ફોટક એનો નાશ કરે છે.

**એનાં બીજ**:—શીતળ, વૃષ્ય, તૃપ્તીકર અને મધૂર છે. (૧) **બાળકને ખાલી ઉધરસ થાય છે તે ઊપર**:—ઉટકટારીના મૂળ શસ્ત્ર ન લગાવતાં, શનીવારે અથવા રવિવારે કાઢી લાવી બાળકને ગળે બાંધવા. (૨) **પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને વીર્યવૃદ્ધિ ઉપર**:—ઉટકટારીના મૂળની છાલ સુકવી, ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું અને રાત્રે મોગલીએદાણા ૧ તોલો અને ખડીસાકર ર તોલા મેળવી પાશેર પાણીમાં ભીજવી રાખી, પ્રાતઃકાળમાં તેનો રસ વસ્ત્રથી ગાળી કાઢવો. પછી તેમાં તે છાલનું ૬ માસા ચૂર્ણ નાખી ખાવું. એટલે ઘણા દિવસનોપ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, ધાત મૂત્ર સાથે જાય છે તે બંધ કરે છે. અને વીર્યવૃદ્ધિ તથા પુષ્ટતા કરે છે. (૩) **સુખે પ્રસવ થવા માટે**:—ઉટકટારીના મૂળ ચોટલે બાંધવા; પ્રસવ થએ તુરત છોડી નાખવા. (૪) **સર્પ અને વીંછી એના વિષ ઉપર**:—ઉત્કટીના મૂળ, ઉકાળી લેપ કરવો. અને તે પીવો પણ ખરો. (૫) **ધાતુપુષ્ટીને માટે**:—ઉત્કટીના મૂળ, ગોખરૂ અને કૌચબીજ એનો દૂધમાં પાક કરી સેવન કરવો; અ૦ ઉત્કટીનાં મુળનું ચૂર્ણ દૂધમાં નાંખી સેવન કરવાથી ઉત્કૃષ્ટ પૌરૂષપણું આવે છે. (૬) **ઉધરસ ઉપર**:—ઉત્કટીના મૂળ વાટી પાવાં અગર મૂળોનું ચૂર્ણ મધમાં આપવું.

---

## ૬૧. ઉંડણ.

સં૦ હીં૦ બં૦ પુન્નાગ. મ૦ ઉંડી. તા૦ પુન્ને, પુન્નાગં. તૈં૦ નમેરૂ, પોન્ના. ક૦ ઐસુરિગે, નમેરૂમારા. લા૦ ઓક્રોકાર્પસ્ લૉંઞીફોલિયમ્ મલા૦ પોન્નાક. ઈં૦ અલેકઝાડ્રિયનલૉરલ.

ઉડણનાં ઝાડો કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે. એનાં પાંતાં સોરંગીના પાંતા જેવાં હોયછે, પરંતુ તે કરતાં જરા મોટાં હોય છે. પાંત્રાંની ઉપરની બાજુ સુંવાળી અને સ્વચ્છ હોય છે. આ પાંત્રાંની પત્રાળી કરે છે. ઉંડણનાં ફૂલ ધોળાં હોઇ મધૂર અને સુવાસિક હોય છે. આ ઝાડને સોપારી જેવડાં ગોળ ફળો આવે છે. તે ઉપર કઠીણ છાલ હોય છે. એ ફળોનું **તેલ** કાઢે છે, તે બાળવાને માટે એરંડતેલ કરતાં સારૂ હોય છે. એ કડવું હોય છે. એને ઉંડેલ કહે છે. ઉંડ**ણીનાં** લાકડાં **ઈમારતમાં** અને **વહાણ** બાંધવામાં ઘણાજ ઉપયોગી છે. એ ઝાડના મૂળમાંથી રાળ જેવો ગુંદર થાય છે. ઉંડણઃ—મધૂર, શીતળ, સુગંધી, રકતદોષનાશક, દેવપ્રસાદકારક; અને રકતદોષ, રકતપિત્ત, કફ, પિત્ત અને ભૂતબાધા એનો નાશ કરે છે. એનાં ફુલો વૃષ્ય, વાત, શૂળ અને કફદોષ એનો નાશ કરે છે. (૧) **પગ અથા ઘુટણ મરડાઈ જવા ઉપર**:—ઉંડણીની છાલ બારીક વાટી ગરમ કરી પાટા બાંધવો. (૨) **ઉંઠાણું માટે**:—ઉંડણીના ફળનો ગર્ભ કાઢી તેમાં પીંજર નાંખી ઉપર ચોપડવો, એટલે સુખ થશે. (૩) **ખસ ઊપર**:—ઉંડણીનું તેલ ચોપડવું (૪) **ફોલ્લા ઉપર**:—ઉંડેલ અને કડવી કોડીનું તેલ એ એકત્ર કરી ચાર વાર ચોપડવું. નાનાં બાળકોને ગરમીથી આંખોમાં જે ફોલ્લા થાય છે. તે ઉપર પણ આ ઔષધ ચોપડવું. (૫) **અંડવૃદ્ધિ ઉપર**:—ઉંડણીના ઝાડની અંતરછાલ બારીક કુટી ગરમ કરી **વધેલા અંડ ઉપર સતત** ૮–૧૦ દીવસ પાટા બાંધવો (૬) **મૂળવ્યાધીપર**:—શઘડીના દેવતામાં ઉંડણીનાં ફુલો નાંખી ધુમ્રપાન કરવું એટલે ઘણા દિવસનો અર્શરોગ પણ દૂર થઈ જશે.

---

## ૬૨. ઉતરણ. (ચમાર દુધેલી નાગલા દુધી)

સં૦ ઇંદીવરા. મ૦ ઉતરણી, ઉતરંડ. હીં૦ ઉતરણ. ક૦ કુરૂટિગે, કુંટિગ, તળવારનબળી, યુગુરૂસુ-તુબળી, હાલકોરેટિગા. તા૦ વેલિપારૂત્તિ, ઉત્તમની. તૈ૦ ગુરૂટિચેટ્ટુ, જસ્તુપુ. મલા૦ વેલિપારૂ-તી. ઈં૦ હેઅરિફલાવર્ડસિનાનકમ્ લા૦ ડેમિઆએકસટેંસા.

આ વેલાને "ઉતરંડ" એમ પણ કહે છે. ઉતરણીનો વેલો વર્ષો સુધી રહે છે, એ વાડ ઉપર કે ઝાડ ઉપર ચઢેલો હોય છે, એ વેલાની ડાળી જમીનમાં ઊભી પુરવાથી તેને મૂળો ફૂટી વેલો લાગુ થાય છે. ઉતરણીનો વેલો પ્રસિદ્ધ છે. જે વેલો

ઉંચો થઈ ડાબી બાજુએ ફરી, વૃક્ષ ઇત્યાદિકો ઉપર ચઢે છે તે વર્ષભર ટકે છે. અને જે જમણી બાજુએ ચઢે છે, તે કૈક વર્ષોસુધી ટકે છે. એ યુક્તિ પરમેશ્વરે વેલામાં મોટી ચતુરાઇથી રાખેલી છે. **ઉતરણી** :—તીખી, શ્વેત, આંખોને હિતાવહ, લઘુ, ઉષ્ણ, સ્નિગ્ધ, સારક, તુરી વ્રણરોપણ; અને ઉધરસ, વ્રણ, કૃમિ, દમ, જ્વર, પિત્ત, પ્રમેહ, કફ, કુષ્ટ, પ્રલાપ, વાયુ, તંદ્રા, દરાજ, ક્ષય, કાસ, મૂત્રકૃચ્છ્ર, ગોનિરોગ અને સૂજ એનો નાશ કરે છે. અને સુખે પ્રસવ કરનારી છે. એનું **શાક**—ઉષ્ણવીર્ય અને કડવું છે; અને કૃમિ, અર્શ, કુષ્ટ, કફવાત એનો નાશ કરે છે. એનાં ફળ :—ખારાં, કડવાં, ઉષ્ણ, તીખાં, લઘુ, અગ્નિદીપક, પિત્તકોપન, વિશદ, તથા વિષનાશક છે. (૧) **વિષમજ્વર ઉપર** :—ઉતરણીનાં મૂળ અને હરડેનું ચૂર્ણ, સાકર કિંવા ગોળ નાંખી ગરમ પાણીમાં પાવું. એ પાચક અને રેચક છે. (૨) **બગાઈ કાનમાં ગયા ઉપર** :—ઉતરણીના પાલાનો રસ કાનમાં ત્રણ દિવસ નાખવો. એટલે બગાઈ મરશે. (૩) **ગુમડું વગેરે પાકી ફુટવાને માટે**:—ઉતરણીનો પાલો વાટી બાંધવો. (૪) **જળવાત અને કુષ્ટ (કોઢ) ઉપર**:—ઉતરણીનું દૂધ ચોપડવું. (૫) **નળગુદને માટે** :—ઉતરણીના પાલાનો રસ કાંનમાં રેડવો. (૬) **હુક (ચસક) ભરે છે તેને માટે** :—ઉતરણીના પાલાનો રસ ચોળવો.

---

## ૬૩ ઉંદરકાની.

સં૦ આખુપર્ણી. મ૦ ઉંદીરકાની. હીં૦ મૂસાકાની. બં૦ ઇંદુરકાણીપાના. પૂ૦ શરદમ. ક૦ વલ્લિહરહે. તૈ૦ એલિકચેવિચટ્ટુ૦ ફા૦ ગોશમુસ, સતર. અ૦ આજાનુલફાર. લા૦ આયપોમિયા રેનિફોર્મિસ.

ઉંદરકનીના નાના નાના વેલાં હોય છે. એને નાના ઘુઘરા જેવાં ફળો આવે છે. એનાં પાંદડાં ઉંદરના કાન જેવાં હોય છે. આ વેલી ઘણાક પ્રાંતોમાં થાય છે. એનાં ફુલો ગુલાબી રંગનાં હોય છે. એ વનસ્પતિ ગુણોએ ઉષ્ણ છે. ઉંદરકની આ વનસ્પતીની બે જાતિ છે. એક **બાગમાં** ઉગે છે તે, અને બીજી **રાનમાં** ઉગે છે તે. જે બાગમાં ઉગે છે તેને યુનાની ભાષામાં "**લપસીની**" એવું નામ કહે છે. એ ઝાડો, ઝાડની છાયામાં અથવા પડી ગયેલી ઇમારતમાં થાય છે. એની ડાળી અને દીટાં તીધારી (ત્રણ ધારવાળા) હોય છે. એનાં પાંદડાં હાથે ચોળી, તેનો વાસ લેવાથી કાકડી જેવો આવે છે. એ ઝાડ ગુણોએ થંડુ છે. એનું દૂધ પચન કરનાર છે. **મોટી ઉંદરકની** :—શૂળ, જ્વર, વ્રણ, કૃમિ અને ઉંદરનું વિષ એનો નાશ કરે છે. **લઘુ ઉંદરકની** :—તીખી, કડવી, ઉષ્ણ, શીતલ, રસાયન, સારક, લઘુ અને તૂરી છે. અને કફ, પિત્ત, શૂળ, જ્વર, કૃમિ, ગ્રંથિરોગ, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, આનાહ, ઉદર, હૃદ્રોગ, વિષ, પાંડુ, ભગંદર અને કુષ્ટ એનો નાશ કરે છે. (૧) **માંથામાંથી ગરમી દૂર થવામાટે**:—એ ઝાડનુ ચૂર્ણ નાકમાં સુંઘવું. (૨) **ગરમીથી કાન ઉપર અથવા સર્વાંગ ઉપર સોજો આવે ત્યારે** :—એનું ચૂર્ણ તથા જવનો લોટ પાણીમાં મેળવી તેનો લેપ દેવો. (૩) **કાન ફુટે અથવા કાનમાં ફોલ્લો થયો હોય તો**:—એનો રસ કાંનમાં નાખવો. (૪) **પેટમાંની ગર્મી, કૃમિ અને મૂર્ચ્છા ઉપર એનો રસ પાવો.** વગડામાં થનારી જે ઉંદરકની છે, તેના ત્રણ પ્રકાર છે. તેમાં મૂળથકી જે છોડ ઉગે છે, તે લાંબો હોઈ બારીક હોય છે. અને તેની ટોચે તે લાલ હોય છે. એનાં પાંદડા બાગમાં થનારી ઉંદરકની કરતાં લાંબાં અને નાજુક હોય છે. એના ફૂલ ઉપર રાતા, ધોળા, પીળા ઈત્યાદિ અનેક રંગોનો ભાસ થાય છે. બીજીને જે ફૂલ આવે છે તે પીળાં હોય છે. પાંત્રાં નાજુક હોઇ આંગળી જેવડાં હોય છે. એ ગુણોએ સમશીતોષ્ણ છે. અને એની ઉત્પત્તિ રેતીની જમીનમાં થાય છે. (૧) **શિરોરોગ, અપસ્માર અને શરીર વાંકુ થાય તે ઉપર**:—એનો રસ આપવો. (૨) **સર્પના વિષ ઉપર**:—એનો રસ આપવો. (૩) **મસ્તકશૂળ ઉપર** :—એને સરકામાં વાટી

એનો મસ્તકે લેપ કરવો. (૪) **મગજ સાફ કરવા માટે અને દંતકૃમિ ઉપર:**—એનો રસ, મધ અને પાણી એકત્ર કરી તેને માથે ભરવાથી મગજ સાફ થાય છે. અને દાંતે ઘસવાથી દાંતોમાંના કીડા મરે છે. તેમજ દાંત બળવાન થાય છે. (૫) **આંખની બાજૂમાં થનારા નાસુર ઉપર** :—એનાં મૂળ પાણીમાં ઘસી તેનો લેપ કરવો. (૬) **સોજા ઉપર:**—જવનો લોટ અને એના મૂળનું ચૂર્ણ એકત્ર કરી પાણીમાં મેળવી સોજા ઉપર લગાવવાથી સોજો ઉતરે છે. (૭) **શરીરમાંથી ગરમી નીકળી જવા માટે;**—એનાં બીયાંનું શરબત કરી આપવું. (૮) **પેટ ફુલે છે તે ઉપર:**—એનાં મૂળોને પાણીમાં વાટી પેટે લેપ કરવો, (૯) **તીરનો અગ્રભાગ** અથવા કાંટો શરીરમાં પેશી ગયેલો હોય તે ઉપર:—એનો લેપ કરવો. એટલે તે આપોઆપ બહાર પડે છે. (૧૦) **શીથિલત્વ દૂર થવાને અને પુરૂષત્વ આવવાને**:—એનો રસ અથવા એમે પાણીમાં વાંટી બસ્તી વગેરે ઠેકાણે લેપ કરવાથી પુરષપણાને તેજી આવે છે. એના લેપને યુનાની ભાષામાં "તિલ્લા" એવું નામ કહે છે. અથવા એનાં પાંદડાં સુકાયલાં કિંવા પાકાં લાવી, તેની ઘઉંના લોટમાં ભાખરી કરવી, અને ૨૧ દિવસ ખાવી; અને પડદામાં બેસવું. દૂધ અને ઘઉંનું અન્ન ખાવું; એટલે પુરૂષત્વ આવે છે. ત્રીજી જાતની ઉંદરકનીનાં પાંત્રા બારીક હોઇ, ઝાડને ધોળા કાંટા હોય છે. આ ઝાડની ડુંખ ભાગવાથી દૂધ નીકળે છે અને તેના વેલા જમીનપર પથરાય છે. એની ઉત્પત્તિ પાણી થકી દૂર થાય છે. એનાં પાંદડાં હાથ ઉપર ચોળી જોવાથી રાતાં સુરંબીદાર જણાય છે. આ ઝાડ ગુણોએ ગરમ છે. એને ધોળાં ફૂલો આવે છે. તેમાં કાંઇક રાતા રંગના હોય છે. આ ઝાડનાં બી રાનતુલસીનાં બી પ્રમાણે હોય છે. (૧) **ઓળ કૃમિ ઉપર:**—એ ઝાડનો રસ માસા ૨૦, ફુદીનાનો રસ અને પાણી ૨૦ તોલા એકત્ર કરી પાવું. ઉંદરકનીની અનેક જાતો છે. જે જાતીના ઝાડનાં મંત્રાં પીળા રંગનાં હોઈ કિંચિત આસમાની રંગની ઝાંય હોય એવું જણાય, તે ઝાડો ઘણાંજ સારાં છે એમ જાણવું. ઉંદરકનીના ઝાડનો વાસ ગર્ભિણી સ્ત્રીએ લેવાથી, તત્કાળ અતિશય છીંકો આવી ગર્ભપતનની ભીતિ ઉત્પન્ન થાય છે; કવચિત પતન પણ થાય છે. **ઉંદરકનીનો સર્વસાધારણ ઉપયોગ:**—(૧) **કૃમિ** ઉપર:—ઉંદરકનીના પાંત્રાં કુટી ચૂર્ણ કરી, તેમાં લોટ મિશ્ર કરી તેની પુરી કરી ખાવી; અને ઉપર સાતૂની કાંજી પીવી. (૨) **જ્વર ઉપર**:—ઉંદરકનીના પાંદડાંનો રસ ૪ માસા મધમાં આપવો. (૩) **વીર્યસ્રાવ અને પથરી** ઉપર:—ઉંદરકનીના પાંત્રાંની ભાજી ખાવી. (૪) **સર્દીએ શરીરને ટાઢ આવે છે તે ઉપર:**—તેના લીલાં પાંત્રાંનો રસ આપવો. (૫) **શિરોરોગ** ઉપર:—ઉંદરકનીનું સરબત કરી આપવું. (૬) **અપસ્માર અને વાયૂએ શરીર વાંકુ થાય છે તે ઉપર:**—ઉંદરકનીનું ચૂર્ણ સુંઘવું અને ચોળવું. (૭) **ઉંદરના વિષ ઉપર:**—ઉંદરકનીના પાલાનો અંગરસ એક તોલાથી બે તોલા પર્યંત પીવો. અને શરીરે પણ ચોપડવો. દિવસ ૭.

---

## ૬૪. ઉદ. (લોબાન).

(સં૦ તરૂષ્ક.)

ઉદને "**લોબાન**" એમ પણ કહે છે. લોબાનનાં વૃક્ષ **તુર્કસ્તાન, આફ્રિકા**ખંડના પૂર્વ કીનારા ઉપરના પ્રદેશ, જાવા બેટ **સુમાત્રા,** આ પ્રદેશમાં થાય છે. એ વૃક્ષનાં રસથી લોબાન ઉત્પન્ન થાય છે. લોબાન સુગંધિ છે. **ધૂપ** માટે એનો પુષ્કળ ઉપયોગ થાય છે. લોબાનની ઉત્તમ ધૂપસળી થાય છે. એનું તેલ નીકળે છે, તેને **ઉદેલ** કહે છે. લોબાનના જે ફૂલ થાય છે, તેને "**લોબાન ફૂલ**" કહે છે. **લોબાન:**—વાતહર, કફનાશક વર્ણ પ્રસાદક: અને કંડૂ, કુષ્ટનાશક છે. (૧) **લોબાનનું તેલ જેને ઉદેલ કહે છે તે કાઢવાની કૃતિ:**—ધોળો સફેદ લોબાન અને તેટલીજ રાળ લાવી તેની ભૂકી કરવી. પછી એક માટલું કે જેમાં શેરભર પાણી રહે એવું લેઈ તેની નીચેના ભાગને ઝીણું ઝીણું પાડી, તેમાં તાંબાની અથવા પીતળની

આંગળી જેવડી નળી બેસાડવી. તે માટલું ચૂલા ઉપર ઉતરતું રાખી, તેના મોં ઉપર કાંણાવાળું ઢાંકણું બેસાડી, તેના છિદ્રવાટે તે તૈયાર કરેલી ભૂકી હળવે હળવે નાંખવી. અને પછી તે છિદ્ર, એક કપડામાં છાંણુ અને માટી બાંધી, તેની બાફ બાહેર જઈ ન શકે એવું પાકું બંધ કરવું અને ચૂલા નીચે મંદાગ્નિ કરવો. અને તે માટલાને બેસાડેલી નળી નીચે વાડકી રાખવી. એ પ્રમાણે સર્વ કામ થયા પછી કેટલી વારે તે નળીવાટે તેલ આવવા લાગે છે. તે તેલ નળીનીચે રાખેલી વાડકીમાં જમે છે. પછી તે તેલ બાટલીમાં ભરી રાખવું. ઉદેલનો વાસ ઘણો ઉગ્ર છે. એ તેલ કેશને લગાવે છે. સર્દીથી કપાળ દુખતુ હોય તો ઉદેલ ચોળવું, એટલે કપાળ દુખતું રહે છે. (૨) **લોબાનના ફૂલ તૈયાર કરવાની કૃતિઃ**—લોબાન લાવી તેની ભૂકી કરવી. પછી તે ભૂકી લોખંડની તવી ઉપર નાંખવી અને તે લોઢીને સઘડી ઉપર મૂકી નીચે મંદ અગ્નિ કરવો. લોબાન પાતળો થાય એટલે તે ઉપર કાચનો પ્યાલો ઉંધો ઢાંકવો; અને દેવતાની આંચ કિંચિત વધારવી, કેટલીક વારે તે લોબાનની વરાળ થઈ પ્યાલા તળીયે જઈ જમશે, એ જમેલી વરાળ શુભ્ર અને તુંબડીના ફુલો જેવી હોય છે, તેને લોબાનના ફુલ કહે છે. ( ૩ ) **ઢોરોને સળકમ** ( ઢોરોના નાકમાંથી ગળફા લીંટ વગેરે નીકળે છે. ) થાય છે તે ઉપરઃ— કાળા લોબાનની નાકમાં ધુણી દેવી.

---

## ૬૫. ઉધરસી.

એનાં ઝાડ ઘણાજ મોટાં થાય છે. સહ્યાદ્રિ પર્વત ઉપર એની ઉત્પત્તિ વિશેષ થાય છે. એ ઝાડનાં પાંતાં હરડેના પાંત્રાં જેવડાં મોટાં થાય છે એની છાલ તેજબળના ઝાડ જેવી જાડી હોઈ પીળા રંગની હોય છે. એ ઝાડ ઉપર ચણા જેવડાં ફળો આવે છે. એ ઝાડની છાલ અને ફળો એ ઘણાં તીખાં છે. ઉધરસીના ઝાડને શિમળના જેવા કાંટા હોય છે. **ઉપયોગ** ( ૧ ) **ઉધરસ ઉપરઃ**—ઉધરસીનું અર્ધું ફળ અથવા થોડી છાલ વાટી મધમાં કાલવી ખાવી; અગર છાલનો કાઢો કરી પાવો, એટલે થોડાજ દિવસમાં ઉધરસ, દમ અને વાયુ વિકાર એ દૂર થાય છે.

---

## ૬૫. ઉપરસાલ.

સં० સ્યામા, સારિવા. મ० ઉપરસાલ. હીં. ગૌરીસર, કાલીસર. બં० અનંતમૂળ. ક० કરીબંટ, સોગદે. તૈ० પલાશગંધી. મલા० નાન્નારી તુ० કન્યાવેરૂ. ઇ. ઈંડીયનસારસાપરિલા લા. હેમિડેસ્મસઈંડિકસ.

એનો વેલો કાળાશ પડતા રાતા રંગનો હોય છે. એનાં પાંત્રાં આકારે તરવાર જેવાં, અર્ધો આંગળ પહોળાં હોઈ, ત્રણ આંગળ લાંબાં હોય છે. એ વેલા ડુંગરાળ જમીનમાં થાય છે. એને બારીક અને લાંબા ફળો આવે છે. અને તેમાંથી રૂ નીકળે છે. એની કાળી અને ધોળી એવી બે જાતિ છે. કોકણમાં એ વેલાની ઉત્પત્તિ ઘણી થાય છે. એના મૂળનો (સરો) વાસ આવે છે. એને " ઉપલસરી, ઉપટશુળી, નાની કાવળી, શેતકાવળી શેબ વેલ, સ્યામી" એમ પણ કહે છે. **ધોળી ઉપરસાલઃ**—શીતળ, મધુર, શુકલ, જડ, સ્નિગ્ધ, કંડુચ, સુગંધિ, એવી છે. અને કોઢ, કંડુ, જવર, શરીરની દુર્ગંધી, અગ્નિમાંદ્ય, દાહ, ઉધરસ, અરૂચિ, આમદોષ, ત્રિદોષ, વિષ, રકતરોગ, પ્રદર, કફ, અતિસાર, તૃષા, દાહ, રકતપિત્ત, અને વાયુ એનો નાશ કરે છે. **કાળી ઉપરસાલઃ**—શીતળ વૃષ્ય, મધૂર અને કફ નાશક છે; બીજા ગુણ ધોળી ઉપરસાલના જેવાજ છે. (૧) **ગર્ભિણીની ધુપણી ઉમર અને શરીરમાં થએલ ગરમી ઉપરઃ**—ઉપરસાલના મૂળ સ્વચ્છ ધોઇ કેળના પાંતાંમાં વિંટાળી ભુંભરેટમાં બારી કાઢવા. પછી તે પ્રત્યેક મૂળના મધ્યભાગમાં જે નર (રેષા) હોય છે તે કાઢી નાંખી, જીરૂ, ખડીસાકર અને બાફેલો ધોળો કાંદો, એ બધાં એકઠાં કરી બારીક વાટવા. તેમાં સર્વ ઓષધોના વજન જેટલું ઘી નાંખી, પ્રત્યેક બે વખત પ્રમાણે સાત દિવસ આપવું એ ઓષધ ૪૨ દિ-

વસ લેવાથી શરીરમાં જમેલી ગર્મી નીકળી જઈ. શરીરપર થયેલા લાલ ચાઠાં સારાં થઈ, ધાતુસ્થાન અને લોહી વગેરેની શુદ્ધિ થાય છે. (૨) **આંખમાં ફુલ પડે છે તે** ઉપર:—ઉપરસાળીનાં પાંત્રાં તોડી, ઉપર જે ચીકણો રસ આવે છે તે લેઈ આંખમાં આંજવો. (૩) **ગર્મી** ઉપર:—પુટપાકકૃતિએ ઉપરસાળનાં મૂળ પકાવી તેમાં જીરૂ અને ખડીસાકર નાંખી, વાટી ગોળી કરી, તેમાં ગાયનું ઘી નાંખી સાંજ સવાર આપવું. (૪) **વ્રણ ઉપર**:—ઉપરસાળના મૂળ વાટી ઉપર બાંધવા એટલે ગુમડાનું શોધન થાય છે. (૫) **ઓકારી** ઉપર:—ઉપરસાલનાં મુળો પાણીમાં અથવા ભરસાળમાં રીત પ્રમાણે બાફી પછી બાહેર કાઢી, મધ્યમાની રેષાં કાઢી નાંખી, તેમાં થોડી હીંગ નાંખી બારીક વાટી ઘી મિશ્ર કરી પ્રાતઃકાળમાં તે એક વખત આપવું; એટલે ઉલટી જલદીથી બંધ થાય છે. (૬) **દંતરોગ** ઉપર—ઉપરસાલના પાંત્રાં અને ચીકણના પાંત્રાં સમભાગ લઈ, બારીક વાટી, ગોળી કરી દાંતમાં રાખવી; એટલે વેદના અને કૃમિ નાશ થઈ દાંત મજબુત થાગ છે. (૭) **પિત્તજ્વર** ઉપર—ઉપરસાલ અને કમળકંદ એનો કાઢો થંડો કરી સાકર નાંખી આપવો. (૮) **સર્વ વિષ** ઉપર:—ઉપરસાલનાં મૂળ ઘસી પાણીમાં મેળવી તે પાવા. (૯) **મસ્તકશૂળ** ઉપર:—ઉપરસાલનાં મૂળ ઘસી પાવા.

---

## ૬૭ ઉબરો (ઉંબરડો.)

સં૦ ઉદુંબર. મ૦ ઉંબર. હીં૦ ઉંદુંબર, ગુલ્લર. વ. યજ્ઞહભુરા. રા૦ પુ૦ ઉમરો. ક૦ મલા૦ અત્તિ. તૈ૦ અત્તિમાનું. તા૦ અત્તિમાર. તુ૦ અતિમારા. ફા૦ અંજીરે, આદમ. અ૦ જમીઝ. ઇં૦ ફિગ્ટ્રી. લા૦ ફાઇકસ્ ગ્લોમિરેટા.

ઉંબરાનાં ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છેજ. એને અંજીરની આકૃતીનાં ફળો આવે છે. તે પાકે, એટલે કોઈ કોઈ ખાય છે. કાચાં હોય છે ત્યારે કોઈ તેનું શાક પણ કરે છે. ઉંબરાની છાયા શીતળ હોઈ સુખકારક છે. ઉંબરાનું લાકડું અતિશય ચીકણું હોય છે. તેના તકતા (પાટિઆ) પાડે છે. તે એટલા બળવાન હોય છે કે, કુવાડીના ઘાવ મારવાથી પણ એકાએક ભાગતા નથી. જે ઠેકાણે ઉંબરાનું ઝાડ હોય, તેની જમણી બાજુએ અથવા ઝાડ નીચે ઘણું કરી પાણીનો ઝરો જડે છે. ઉંબરાના ઝાડનીચે હોનાર પાણી પીવામાટે સારૂ છતાં નિરોગી છે. **ઉંબરો**:—શીતળ, ગર્ભસંધાનકારક, વ્રણરોપક, રૂક્ષ, મધુર, તુરો, ગુરૂ, અસ્થિસંધાનકારક અને વર્ણકર છે; અને કફ, પિત્ત, અતિસાર, યોનિરોગ એનો નાશ કરે છે. **એની છાલ**:—શીતળ, દુગ્ધપ્રદ, તુરી, ગર્ભને હિતાવહ અને વ્રણનાશક છે. એના **કાચા ફળ**:—સ્તંભક, તુરાં, હિતકર છે; અને તૃષા, પિત્ત, કફ, રક્તવિકાર એનો નાશ કરે છે. **મધ્યમ કાચા ફળ**:—સારાં, શીતળ, તુરાં છે; અને પિત્ત, તૃષા અને મોહ કરનારા છે. તથા રક્તસ્રાવ, વાંતિ પ્રદર એનો નાશ કરે છે. **એનાં જૂનાં ફળ**:—તુરાં, રૂચિકર, ખાટાં, દીપન, માંસવૃદ્ધિકર, રક્તદોષકારક, દોષલ અને જડ છે. **પાકેલા ફળ**:—તુરાં, મધુર, કૃમિકર, જડ, રૂચિકર, અતિ શીતળ અને કફકર છે. અને રક્તદોષ, પિત્ત, દાહ, ક્ષુધા, તૃષા, શ્રમ, પ્રમેહ, શોષ, મૂર્છા, એનો નાશ કરે છે. (૧) **વાયૂથી અંગ રહી ગયું હોય તે ઉપર**:—ઉંબરાનું દૂધ ચોપડી તે ઉપર રૂ ચોંટાડવું, **રક્તપિત્ત ઉપર**:—ઉંબરાનાં પાકેલા ફળો ગોળમાં અથવા મધમાં ખાવાં; અથવા મૂળ ઘસી તેમાં સાકર નાંખી તે આપવા. (૩) **વછનાગના વિષ** ઉપર:—ઉંબરાની છાલનો રસ ઘીમાં મેળવી ગરમ કરી આપવો. (૪) **સોમલ** ઉપર:—ઉંબરાના પાંત્રાંનો અથવા છાલનો રસ અચ્છેર સુધી આપવો. ઢોરને પણ એજ આપવું. (૫) **આંખો આવે છે તે ઉપર**:—ઉંબરાના દૂધનો આંખો ઉપર લેપ કરવો. (૬) **ગાલફુગી (થોથર)** ઉપર:—ઉંબરાનું દૂધ ચોપડવું. (૭) **વાળો તથા બદ ઉપર**:—ઉંબરાનું દૂધ ચોપડી તે ઉપર પાતળો કાગળ લગાવવો. (૮) **સોજા** ઉપર:—ઉંબરો, વડ, પીંપળો, પીંપળી,

નાંદરૂખ અને વેતસ, એ પંચ વલ્કલની છાલ ઘસી ઘી નાંખી તેનો લેપ કરવો. (૯) **અતિસાર ઉપર**:—પતાસામાં ઉંબરાના દૂધના ૪-૫ ટીપાં પાડી આપવું. એટલે આંમરક્ત પડે છે તે હગામણ સારી થશે. (૧૦) **રક્તાતિસાર ઉપર**:—ઉંબરાના મૂળનું પાણી આપવું. (૧૧) **અશ્મરી** ઉપર:—ઉંબરાના મૂળનો રસ ૫ તોલા કાઢી, તેમાં સાકર નાંખી આપવો. એજ મૂળો ગાયના દૂધમાં ઘસી તેનો શિશ્ન (લીંગ) ઉપર પણ લેપ કરવો. (૧૨) **ઊષ્ણતા** ઉપર:—પાકાં અને જેમાં કીડા નહીં હોય એવાં ઉંબરાનાં ફળ લેઈ, તેમાં ખડીસાકરની ભૂકી નાંખી તે ફળ રોજ સવારમાં ખાવાં. (૧૩) **સર્વ પ્રકારના** ઉપદંશ **અને પ્રમેહ** ઉપર—ઉંબરાના ઝાડના મૂળ માટીમાંથી મોકળા કરી કરવતીએ તે મૂળ વેરી; તેની નીચે એક વાસણ રાખવું. તેમાં ચાર પ્રહર સુધી જે દ્રવ એકઠું થાય તેથી બાટલી ભરી રાખવી. એ શકિત પ્રમાણે ૧ તોલો પર્યંત લેઈ જીરૂ અને ખડીસાકર નાંખી આપવો. (૧૪) **ન્હાના બાળકોના શરીરમાં શીતળાની અથવા ગોવરાની ગરમી થઈ આવી હોય તો**:—ઉંબરાનો દ્રવ, ખડીસાકર નાંખી આપવો. (૧૫) **ગરમીએ જીભ** ઉપર કાંટા આવ્યા હોય તો:—ઉંબરના પાંત્રાં ઉપરની ફોડ (લાખ જેવા ચાઠા થાય છે તે) અને ખડીસાકર એ વાટી આપવી. (૧૬) **ગર્ભિણીના અતિસાર** ઉપર:—ઉંબરાં મધમાં આપવાં. (૧૭) **ભસ્મક રોગ** ઉપર:—ઉંબરાની છાલ સ્ત્રીના દૂધમાં વાટી આપવી અથવા ઉંબરાના મૂળોમાંનું પાણી તાડી પ્રમાણે કાઢી આપવું. બીજુ પાણી આપવું નહી. એ પ્રમાણે સાત દિવસ આપવું. (૧૮) **શીતળા હલકા થવા**:—ઉંબરાના પાંત્રાં ઉપરની લાખ ગાયના તાજા દૂધમાં વાટી તેનો રસ કાઢવો; તેમાં થોડું મધ નાંખી શક્તિપ્રમાણે આપવું. આ ઔષધ શીતળાનો તાવ આવતાંજ આપવું. (૧૯) **પિત્ત વિકાર ઉપર**:—ઉંબરાના મૂળનો દ્રવ સાકર નાંખી આપવો. (૨૦) **વિંછીના વિષ ઉપર**:—ઉંબરાનો પાલો વાટી દંશ ઉપર ચોપડવો. (૨૧) **મોઢશી ઉપર**: ઉંબરાનો દ્રવ આપવો. (૨૨) **મૂળ વ્યાધિ ઉપર**:—ઉંબરાના મૂળ થંડા પાણીમાં ઘસી, તેમાં હાંતવણ મેળવવું, અને તેનો લેપ કરવો. (૨૩) **કર્ણમૂળ ઉપર**:—ઉંબરા અને કપાસનું દૂધ એકત્ર કરી ચોપડવું. (૨૪) **ગંડમાલા ઉપર**:—ઉંબરાનાં પાંત્રાં ઉપરની ફોડ, સારા દહીમાં વાટી સાકર નાંખી નિત્ય એક વખત આપતા જવું. (૨૫) **મસ્તકશળથી નાકમાંથી લોહી પડતું હોય તો**:—ઉંબરાના પાકેલા ફળમાં સાકર નાખી ઘીમાં તળી તેમાં એલચીદાણાની ભૂકી અને મરીની ભૂકી અર્ધો અર્ધો માસો નાખી રોજ પ્રાત:કાળમાં ખાવું, અને રીંગણીના ફળનો રસ ચોળવો; એટલે નાકમાંથી લોહી પડતું બંધ થઈ જાય છે. (૨૬) **દાહ ઉપર**:—ઉંબરાનું દૂધ સાકર નાંખી આપવું.

---

## ૬૮. ઉભી ભોરિંગણી.

સં૦ બ્ટહતી. મ૦ ડોરલી, રાનવાંગી. હીં૦ બડીકટાઈ, બરહંટા. બં૦ બ્ટહતી, વ્યાકુડ, તિતવેગુન. ક૦ હેગ્ગુલ્લુ. તૈ૦ પેદામુલુંગા, કુકમાચી. તા૦ કાંડનકટ્ટારી, ચેરૂચુણ્ટ તુ૦ ગુલ્લા. મલા૦ વેલ્લો.તુવાલોટિના. ફા૦ બાદંજાનજંગલી, ઉસ્તરગાર. અ૦ બાલુજાનઝંગલી લા૦ સોલેનમ્ ઇંડીકમ.

ઉભી ભોરીંગણીનાં ઝાડ આબેહુબ વંતાકડીના ઝાડ જેવાંજ થાય છે. એને "જંગલી રીંગણી" એમ પણ કહે છે. એ ઝાડ ઢંબરપૂર ઉંચા વધે છે. ઉભી ભો રીંગણીના ફળ ગોળ હોઈ સોપારી જેવડાં મોટાં હોય છે. એ ફળોનો રંગ પીળો હોય છે. ગરીબ લોક એ ફળોનું શાક કરે છે. ઉભી ભો રીંગણુની કોફણમાં થનારી એક જાતિ છે. તેને **"મોત રિંગણી"** કિંવા **"ચિંચુરટીવાંગી"** એમ પણ કહે છે. મોત રીંગણીનાં ફળો ઉભી ભો રીંગણી કરતાં બારીક હોય છે. એ ફળોનું શાક સારૂં થાય છે ઉભી ભો રીંગણીનાં મૂળ દશ મૂળોમાં આવે છે **મોટી ભો રીંગણી**:—તીખી, ઉષ્ણ, કડવી,

હલકી, પાચક, ગ્રાહી, અગ્નિદીપક; અને કફ, વાયૂ, તાવ, કોડ, અરોચક, ઉલટી, દમ, ઉધરસ, કૃમિ, મુખવૈરસ્ય, કડુ, શૂળ, આમદોષ, હ્રુદ્રોગ, અગ્નિમાંદ્ય એનો નાશ કરે છે. **લઘુ ભોરીંગણી**:—વાયુ. દમ, શુળ, કફ, અગ્નિમાંદ્ય, તાવ, સર્દી, હૃદ્રોગ, આમ એનો નાશ કરે છે. **ધોળી ભો રીંગણી**:—રૂચ્ય, અને કફ, વાયૂ અને અંજનથી નેત્રરોગ એનો નાશ કરે છે. બીજા ગુણ મોટી જેવાજ છે. **મોટી રિંગણી**:—કડવી, તીખી, ઉષ્ણ, પિત્તકર, રૂક્ષ. રૂચિકર, ભેદક, પાચક, અગ્નિદીપક; અને કફવાતનાશક છે. **ઉપયોગ (૧) ઉધરસ ઉપર**:—ઉભી ભોરીંગણીનો કાઢો પીપર નાંખી પાવો, એટલે ઉધરસ અતિ ત્વરાથી બંધ થાય છે. **(૨) ઢોરને કોઈ પણ પ્રકારનું વિષ ચડ્યું હોય તો તે ઉપર**:—ઉભી ભોરીંગણીનાં મૂળિયાં ખાંડી તેનો પાણી નાંખી રસ કાઢવો. અને તે પાવો. **(૩) આરક્ત ( રાતાંચોળ ) નેત્ર કરવા હોય તો**:—ઉભી ભોરીંગણીના બિયાંનું અંજન આંખોમાં ઘાલવાથી આંખો લાલ ચોળ થાય છે પૂર્વે સિપાઇ લોકોમાં પોતાનું શૌર્ય અથવા ક્રોધ લોકોને બતાવવાને આ રીત હતી. **(૪) વાળા ઉપર**:—ઉભી ભો રીંગણીના મૂળ પુરૂષના મુત્રમાં અથવા આસોપાલવના પાંત્રાંમાં વાટી તેનો ફોલ્લા ઉપર પાટો બાંધવો.

---

## ૬૯. ઉલપુલી.

આ ઝાડ ગોમાંતક પ્રાંતમાં થાય છે. એ એક કુંવાડીઆ જેવીજ ભાજી છે. પરંતુ ઉલપુલીનાં ઝાડના પાત્રાં લાંબા હોઈ, છેવટે કાતર સરખાં હોય છે. એ ઝાડ બે અઢીજ હાથ ઉંચું વધે છે. ઉલપુલીના પાલાનું અને કુમળી ડાળીનું શાક થાય છે.

---

## ૭૦. ઉક્ષી.

(સં० શ્વેત ધાતકી.)

ઉક્ષીનાં મોટાં મોટાં ઝાડો ડુંગરાળ જમીનમાં થાય છે. ઉક્ષીના પાંદડાં ન્હાનાં હોઈ, તે સુમારે ૪ આંગળ લાંબાં હોય છે. આ પાંત્રા મૃદુ હોય છે. **(૧) નળ-વાયુને**:—ઉક્ષીના પાલાનો રસ (નવટાંક) પાવો. **(૨) વ્રણ ઉપર**:—ઉક્ષીનું ફળ. પરંતુ તે સર્વત્ર નથી હોતાં જ્યાં હોય ત્યાંથી લાવી દૂધમાં બાફી, રાખી મૂકવા. એનો આકાર સિતાફળ પ્રમાણે હોય છે. એ ફળ અને ખટખટીના મૂળ એ મધમાં ઘસી નિત્ય ૪-૫ વખત લેપ કરવો. **(૨) પાંડુરોગ ઉપર**:—ઉક્ષીના ફળનું ચૂર્ણ, જાયફળ, પત્રી (જાવંત્રી) લવંગ, એલચી, તજ, દગડફૂલ અને અજમોદ, એનું ચૂર્ણ બે માસા, મધમાં નાંખી, દર રોજ સવાર સાંજ ઔષધ આપવું. એટલે દુધર પાંડુરોગ દૂર થાય છે. **(૪) કુરશાના કિંવા ઘોણસાના વિષથી સોજો આવે છે તે ઉપર**:—ઉક્ષીનાં મૂળ અને ધણસારીનાં મૂળ ગોમૂત્રમાં ઘસી સોજા ઉપર તેનો લેપ કરવો. **(૫) અગ્નિ દગ્ધ વ્રણ ઉપર**:—ઉક્ષીના ફળની રાખોડી તેલમાં નાંખી તે ચોપડવી. **(૬) બાળકોને ડુંટીયુ આવે છે તે ઉપર**:—ડુંટીઆના લક્ષણો એવા છે કે, શરીરમાં તાવ આવી લોહી સુકાય છે અને કફનું પ્રાધાન્ય થઈ હાથ પગ બંધ થઈ જાય છે, તેને ઉક્ષીના ફળ બારીક ચીરી સુકવવા પછી તેને ગોમૂત્રના સાત પૂટ આપી બાળી, કાળી રાખોડી બનાવવી. તે રાખને ભાંગરાના સાત પૂટ, અને બકરીના મૂત્રના ત્રણ પૂટ, અને બીજોરાના રસના ૭ પૂટ આપી, ખાતી વખતે બે ગુંજાથી ૪ ગુંજા પર્યંત શક્તિ પ્રમાણે મધમાં ખલ કરી ચાટવા માટે આપવું.

---

## ૭૧. એખરો.

(સં० કોકિલાક્ષ. મ० કોળસુંદા. હિં. તાલિમખાના.)

કોકણમાં અને બીજે સ્થળે એખરો, ખેતરની બાજુએ અને વહેળાના કીનારા ઉપર હોય છે; ત્યાં ઢોર પણ તેને ખાતાં નથી. એ ઝાડ સુમારે બે અઢીજ હાથ ઉંચું વધે છે. એના કુમળા પાલાનું કેટલાક શાક કરે છે. એનાં

પાંત્રા લાંબાં હોઈ દરેક પાંત્રા નીચે એક એક કાંટો હોય છે. આ ઝાડને મરાઠીમાં કાલિસ્તા, એખરા, કોલસા એમ પણ કહે છે. એને જે બી આવે છે તેને તાલિમખાનું કહે છે. એ બી પાણીનો સ્પર્શ થવાથી રસદાર બને છે. ઉપયોગ:—(૧) **અતિસાર ઉપર:**—તાલિમખાનાં દહીમાં વાટી આપવાં. (૨) **ક્ષત-કાસ ઉપર:**—તાલિમખાનાનું ચૂર્ણ, મધ અને ઘી એમાં આપવું. (૩) **ધાતુપુષ્ટતાને માટે:**—તાલિમખાનાનું ચૂર્ણ સાકર સાથે ખાવું અને ઉપર ધારોષ્ણ દૂધ પીવું. અથવા તાલિમખાનાં મુસળી, ગોખરૂં એનું ચૂર્ણ ગાયના દૂધમાં સાકર નાંખી તેમાં પાવું. (૪) **પ્રમેહ ઉપર:**—તાલિમખાનાં દૂધમાં બાફી આપવાં. (૫) **યોનિસંકોચ થવા માટે:**—તાલિમખાનાના કાઢામાં તેનુંજ ચૂર્ણ નાંખી અંદર લેપ કરવો. (૬) **પુષ્ટિદાયક પાક:**—તાલિમખાનાં, ગોખરૂં, કૌચબીજ, બળબીજ, કાળી મુસળી, શતાવરી, સાલમમિશ્રી, પંજાબી મિશ્રી, ધોળી ગુલબાશીનો કાંદો (ચોપચીની) એની ભૂકી કરી, ઘીમાં સાધારણ તળી, સાકરનો પાક, નાંખી તૈયાર કરી તેમાં નાંખવી; અને સારી રીતે ઘુટી એકત્ર કરી તેમાં બદામ, ચારોળી, પિસ્તાં, ખસખસ, અખોડ, એલચી, કેશર, લવંગ, જાયફળ, જાવંત્રી, તજ, ગળોનું સત્વ વીગેરે નાંખી કરી રાખવાં. એ દરરોજ બે તોલા ખાઈ, ઉપર ગાયનું તાજું દૂધ પીવું.

---

## ૭૨. એરંડો. (દીવેલી)

બં૦ સં૦ એરંડ. હીં૦ અરંડ, અડ. ક૦ ઔંડલ, હરળગીડ તૈ૦ અમુડાલ, તા૦ આમણકકુ. તુ૦ અલંબુડ. મલા૦ ચિત્તામણકકુ. ફા૦ બેદંજીર, અ૦ ખિરવા. તુ૦ કર્ચક ઈં૦ કૅસ્ટર-ઓઈલ, પ્લેંટ. લા૦ રિસિનસ્કૅામ્યુનિસ્.

આ આર્યભૂમીમાં પરમેશ્વરે આપણા સુખ માટે અનેક ઉપયોગી અને વિપુલ વનસ્પતિ ઉત્પન્ન કરેલી છે, પરંતુ તે ઉપરની આપણી સત્તા તથા તેનો પૂર્ણપણે ઉપયોગ કરી લેવાનું આપણામાંથી સામર્થ્ય નષ્ટ થયું. એ આપણા ઉપર કાળચક્રનો ફેરોજ આવ્યો કહેવાય! આપણે આ કાળચક્રના ફેરામાં આવવાથી, આપણા આગળ વધી આવેલું ખેતરોમાંનું અન્ન આપણા પેટમાં ન જતા, પરકીય લોક માત્ર તે ઉપર યથેચ્છ હાથ મારે છે! ઉત્તમોત્તમ પર્જન્યવૃષ્ટિ થઇ ભરપૂર પાક દરસાલ આવે; તથાપિ આપણા ખેડુતોના ઘરમાં મહિના બે મહિનાની ચંદી શિલ્લક રહે એ વાત્ત સ્વપ્નાંતરમાં લાવવીજ નહીં. ખેતરમાં માલ તૈયાર થયો, કે વેપારી લોકોએ ત્યાંજ તેના કોથળા ભરી તે બંદરપર આણ્યોજ; અને ત્યાંથી તે આગબોટમાં ચઢી પરદેશમાં રવાના થયોજ! આ કૃત્યને દિનાવધિ મૂળેજ લાગતી નથી. આવી જ્યારે સર્વત્ર સ્થિતિ થઈ છે, ત્યારે આપણી **શક્તિ** કેમ વધારવી? તથા આપણો **ભાગ્યોદય** કેમ થાય? વારૂં આપણે પ્રયત્ન કરીએ તો તે થવાજેવી પુષ્કળ રીતો છતાં, તે પણ આપણ કરીએ છીએ કે? નહીં. ત્યારે દિવસે દિવસે વધારે કંગાલ સ્થિતિ કેમ પ્રાપ્ત થાય નહીં? દરસાલ હજારો ખાંડી એરંડા આપણા દેશમાં ઉત્પન્ન થઇ, તે પરદેશમાં રવાના થાય છે. અને ત્યાં તેનું યંત્રમાં તેલ કાઢી, ઉત્તમ નીલવર્ણ બાટલીમાં, ઉપર સચિત્ર વિલાયતી નામ છાપી, પરકીય લોક તે તેલ આપણા લોકોના ઘરમાં વાવરવા માટે મોકલે છે. ત્યારે તેમને ધન્ય કહેવી! કે આપણાં સ્વદેશાભિમાનશૂન્ય લોકોના મૂર્ખપણાને ધન્ય કહેવી! આપણે આ વાતની કંઈક તો શરમ રાખવી. પરંતુ તેવું ક્યાં જણાય છે? આપણને પરકીય લોકોના તેલ જેવું સ્વચ્છ તેલ કાઢતાં આવડતું નથી એમ પણ નથી. ત્યારે આ વાત આપણા મનમાં કેમ ઉતરતી નથી? અને જે તેલ આપણે અહીં બનાવતાં બે ચાર પૈસામાં તૈયાર થવાનું, તેટલાજ તેલના આપણે ૪ આના મોટી ખુશીથી આપી, તે પરકીય તેલજ ખરીદી લેઇએ, એ ઉપરથી આપણી સર્વસ્વ લક્ષ્મી જતી રહે છે. એમાં કંઈ સંશય નહીં. પરંતુ એ કોના લક્ષમાં આવે છે? વારૂં એ ઔષધનિમીત પેટમાં જવાના તેલનો પ્રકાર થયો.

બાળવાના સર્વ તેલમાં સ્થિર બળનાર, હમેશાં દીવાપાસે બેસીએ તોપણ આંખોને ઈજા ન કર-નાર, અને સસ્તુ પડનાર, એવું એ "અલ્પ કિમતી અને ઘણું ગુણી" તેલ છતાં, એ તેલ-પર આપણી ભક્તિ ન બેસતાં, પરકીયનું ઘાતક, રોગોત્પાદક, પરિણામે ભયંકર તથા પ્રસંગે પ્રાણનાશક, એવું જે **ઘાસલેટ** (રાક ઑઈલ) તેલ, તેજ આપણને હિતકર જણાવા લાગ્યું છે! આ ઉપરથી આપણો **સારાસાર વિચાર** તથા દૂરદૃષ્ટિ **વ્યક્ત થઈ છેજ!** આપણા દેશમાંની વસ્તુ ન વાપરતાં મુદ્દામ પરકીય લોકની વસ્તુ વાપરવાને આપણા લો-કોને શરમ કેમ જણાતીજ નથી? આ નિ-ર્લજ્જપણાનો પ્રકાર જ્યારે નાશ થશે, ત્યારેજ આપણો સુદિન પ્રાપ્ત થશે. એટલામાટે આ એરંડ વૃક્ષનું વર્ણન "એરંડાનો કચરો" એ પ્રમાણે ન સમજતાં, એરંડ તેલ પ્રમાણેજ પરિણામે હિતકર સમજવું. એરંડામાં **ધોળી** અને **રાતી** એવી બે જાતિ હોઈ, એક **મળ એરંડ** અને બીજો જરાયતમાં થનાર **વર્ષાયુ એરંડ,** એવી પણ બે જાતિ છે. મળ એરંડ પાંચ દસ વર્ષસુધી ટકે છે. જરાયતિ એરંડનાં બી (એરંડીયાં) બારીક હોય છે. પરંતુ મળ એરંડનાં એરંડીયા કરતાં તેનું તેલ વધારેની-કળે છે. એરંડેલ તેલ એ રેચક હોઇ બીજા રેચક પ્રમાણે તીવ્ર ન છતાં ન્હાના બાળકને આપવાને પણ હરકત નથી. પુષ્કળ રોગોપર આરંભમાં આ રેચ આપે છે. **ધોળો એરંડો:**-તિખો, તીક્ષ્ણ, ગરમ, ગુરૂ, મધૂર, કડુ, વૃષ્ય, જડ, સ્વાદુ, એવો છે. અને વાયુ, ઉદાવર્ત, કફ, તાવ, ઉધરસ, ઉદરરોગ, સોજો, શ્વાસ, અને કંબર, બસ્તિ, મસ્તક એમાંની શૂળ, દમ, આનાહવાયુ, કોઢ, વર્ધ્મરોગ, ગુલ્મ, પ્લીહા, આમપિત્ત, પ્રમેહ, ઉષ્ણતા, વાતરક્ત, મેદ અને અંત્રવૃદ્ધિ એનો નાશ કરે છે. એનો ભેદ: **મોટો ધોળો એરંડો:**—રસકાળે અને પાકકાળે ગુણોએ વધારે છે. **રાતો એરંડો:**—તુરો, રસકાળે તીખો, લઘુ અને કડવો છે. તથા વાયુ, કફ, દમ, ઉધરસ, કૃમિ, અર્શ વર્ધ્મરોગ, રક્તદોષ, પાંડુ, ભ્રાંતિ, અરૂચિ, એનો નાશ કરે છે. બીજા ગુણ ધોળા એરંડાજેવા છે. બન્નેનાં પાંદડાં:—વાતપિત્તને વધારનાર; અને મૂત્રકૃચ્છ્ર, વાયૂ, કફ, કૃમિ એનો નાશ કરે છે. એના **કુમળા અંકુર:**—ગુલ્મ, બસ્તિશૂળ, કફ, કૃમિ, વાયૂ, અને સાત પ્રકારનો વૃધ્ધિ રોગ એનો નાશ કરે છે. **એના ફૂલ:**—વાયૂ, કફ-પિત્ત, મૂત્રકૃચ્છ્ર એનો નાશ કરે છે; અને રક્તદોષ, પિત્ત એને વધારે છે. એના બીયાંના ગોળા (મગજ) અગ્નિદીપક, અતિ ઉષ્ણ, તીખો, મીઠો, ખારો, સ્નિગ્ધ, સારક, મલભેદક અને લઘુ છે. અને ગુલ્મ, શૂળ, કફ, યકૃત, વાતો-દર, પ્લીહા, તથા વાતાર્શ એનો નાશ કરે છે. **એરંડ તેલ** (એરંડીયું):—મધુર, સારક, ઉષ્ણ, ગુરૂ, રૂચિકર, સ્નિગ્ધ અને કડવું છે. તથા વર્ધ્મ, ઉદરરોગ, ગુલ્મ, વાયૂ, કફ, સોજો, વિ-ષમ જ્વર; અને કંબર, પીઠ, પેટ, ગુદા, એમાની શૂળનો નાશ કરે છે. **(૧) શૂળ ઉપર:**—એરંડમૂળનો કાઢો, હીંગ અને સંચળ નાંખી આપવો. (૨) **કુક્ષિશૂળ** ઉપર:—એરંડમૂળના કાઢામાં જવખાર નાંખી આપવો. એટલે કુક્ષિશૂળ, કફશૂળ ઉરૂ અને પીઠમાંની શૂળ એ સારી થાય છે. (૩) **કામિણી ઉપર:**—એરંડા-નો રસ અને પીંપરનું ચૂર્ણ સુંઘવા આપવાં. **આંખો આવે છે તે** ઉપર:—એરંડ તેલનો જુલાબ આપવો. (૫) **ગોડ થાયછે તે ઉપર:**—એરંડમૂળ વાટી તેલમાં અથવા ઘીમાં કાલવી ગરમ કરી લેપ કરવો. (૬) **વિસર્પ અને દરાજ** ઉપર:—એરંડતેલ ઘીમાં આપવું. (૭) **ન્હાના બાળકોનું તાળવું ઉછળે છે તેને:**—એરંડાનું પાંતરૂં ઘી ચોપડી તાળવા ઉપર મેલવું (૮) **રેચ થવા માટે:**—સારૂં એરંડતેલ ૨ તોલા સુધી ગરમ પાણીમાં અગર સુંઠના અથવા ત્રિફળાના કાઢામાં આપવું. (૯) **શરીર-માંની ગરમી** ઉપર:—આ તેલ તાળવાઉપર ચોળવું એટલે મસ્તકમાંની ગરમી નીકળી જઇ આંખોમાં તેજ આવે છે. હાથ પગની બળતરા અથવા ચાઠાં પડેલાં હોય તો તે ઉપર પણ એરંડતેલ થડા પાણીમાં નાખી ચોળવુ. મસ્ત-કમાંની ગરમી જવા માટે એરંડાનાં પાંત્રામે માખણ અગર ચોખુ ઘી ચોપડીને તે તાળવાં

પર બાંધવા. (૧૦) **ધંતુરાના વિષ ઉપર:**—લાલ એરંડાનાં મૂળ પાણીમાં વાટી આપવાં. એટલે ધંતુરાનું વિષ ઉતરશે; અને ભ્રમ નાશ થશે. (૧૧) **સંધીવાત ઉપર:**—એરંડ તેલ ચોળવું. (૧૨) **ફુલ જવા માટે:**—લાલ એરંડાનું દૂધ આંખમાં આજવું. (૧૩) **વૃષણરોગ ઉપર:**—એરંડતેલ દૂધમાં અગર ગો મૂત્રમાં આપવું અને લેપ પણ કરવો. (૧૪) **રક્તપિત્તી ઉપર:**—એરંડો અરડુસો અને ગળો એનો કાઢો કરી તેમાં એરંડતેલ નાંખી આપવો. (૧૫) **પેટમાંના વાયૂ ઉપર:**—એરંડતેલ સુંઠના કાઢામાં આપવું (૧૬) **આમવાત ઉપર અને ગ્રધ્રસી વાયુ** એટલે પીઠ, કંબર, ખભા, પેટ, પગ, એ ઠેકાણે શુળ અને પીડા થાય છે. તે **ઉપર:**—દીવેલીનો મગજ દૂધમાં મેળવી માવો કરી ખાવા માટે આપવો, અથવા એરંડતેલ એકલુંજ ગોમૂત્રમાં આપવું. (૧૭) **બાળકોની સસણી ઉપર:**—નાગરવેલના પાકેલા પાનને એરંડતેલ ચોપડી, શેકી, તે સહેવાતુ પેટ ઉપર રાખવું અને તેવા પાનથી પેટ શેકવું. (૧૮) **બાળકોને કૃમિ અને જંત ઉપર:**—એરંડતેલ ગરમ પાણીમાં આપવું. અથવા એરંડાનો રસ મધમાં આપવો (૧૯) **વીંછીના વિષ ઉપર:**—એરંડાના પાંત્રાનો રસ કાઢી તે જે અંગના ભાગમાં દંશ થયો હોય. તેના વિરૂદ્ધ અંગના કાનમાં નાંખવો અને કેટલીક વખત તેમજ રહેવા દેવું. એ પ્રમાણે ૨-૩ વખત કરવું, એટલે વિષ ઉતરી જશે. (૨૦) **ભસ્મક રોગ ઉપર:**—દૂધમાં અથવા ઘીમાં એરંડતેલ આપવું. (૨૧) **દમ ઉપર:**—રા તોલા એરંડેલ, પાંચ તોલા મધમાં મિશ્ર કરી રાખવું. તેમાંથી સવાર સાંજ એકેક ચમચો લેતા જવું (૨૨) **સર્પ દંશ ઉપર:**—એરંડાના પાંતરાનો રસ ૪ ચમચા ૧ ચમચો પાણી નાંખી આપવો, અને દંશ ઉપર પાલો વાટી બાંધવો ઉલટી થઈ વિષ ઉતરશે. (૨૩) **ઉંઘ ન આવતી હોય તો:**—એરંડા બારીક વાટી, થોડુંક દૂધ નાંખી કુંપળે અને કાન પાસે ચોળવા. ઘણા ઘસવા નહી. (૨૪) **ગંડમાલ ઉપર:**—એરંડમૂળ અને ખાખરાના મૂળ ચોખાના ધોવણમાં ઘસી લેપ કરવો. (૨૫) **સુખ પ્રસુતિ થવા માટે:**—એરંડમૂળ ઘીમાં ઘસી પીવાં; અને ગુહ્ય અંગ ઉપર પણ લેપ કરવો. (૨૬) **કામિણી ઉપર:**—મળ એરંડાની દાંડી દહીંમાં વાટી આપવી. દિવસ ૩-૭ એથી જરા ફેર આવશે. અથવા એરંડ મૂળ મધમાં આપવો. (૨૭) **પીનસ રોગ ઉપર:**—એરંડ તેલ કઢવી રાખવું અને જે નાકમાં પીનસ થયું હોય તે નાકમાં દિવસમાં ઘણીવાર ખીવું. (સુંઘવું) (૨૮) **યોનીશૂળ ઉપર:**—એરંડમૂળ અને શુંઠ ઘસી યોની ઉપર લેપ કરવો. (૨૯) **નળ ફૂલ્યા હોય તો:**—એરંડ તેલ ૨ ચમચા લઈ સીંધવ ૧ તોલો, સંચળ ૧ તોલો અને ગાયનું દૂધ ત્રણ તોલા, એ એકત્ર કરી આપવાં. (૩૦) **ઉરૂસ્તંભ અને ગ્રધ્રસી વાયુ ઉપર:**—એરંડતેલ ગો મૂત્રમાં નાંખી આપવું. (૩૧) **બાળકોને રેચ માટે:**—એરંડા અને ઉંદરની લીંડીઓનું ચુર્ણ લીંબુના રસમાં ખલી, તેનો બાળકની ગુદા ઉપર અને ડુંટી ઉપર લેપ કરવો. (૩૨) **કાચની ભુકી પેટમાં ગઈ હોય તો:**—ત્રણ તોલા એરંડતેલ પીવા આપવું. (૩૩) **પિત્તરોગ ઉપર:**—ગાયના દૂધમાં એરંડ તેલ આપવું. (૩૪) **મસ્તક શૂળ ઉપર:**—એરંડમૂળ ભાંગરાના રસમાં ઘસીનાકમાં ચોપડીતપખીર પ્રમાણે સુંઘવું. એટલે છીંકો આવશે. (૩૫) **કામિણી ઉપર:**—એરંડાના ઝાડની છાલ બે તોલા કાઢી, ગાયનું તાજું દૂધ ૪ તોલા છાંટી તેનો રસ કાઢવો, અને નિત્ય એક વખત પ્રમાણે ૫ દિવસ લેવા-થી દુર્ધર રોગ હોય તો તે પણ દૂર થાય છે. અથવા કુંમળી કુંપોનો રસ ૬ માસા દૂધમાં આપવો. પથ્ય ત્રણ દિવસ મોળું ખાવું. (૩૬) **હોઠમાં ચીરા પડે છે તે ઉપર:**—રાત્રે હોઠને તેલ ચોપડવું. (૩૭) **આમવાત ઉપર:**—એરંડામાનું મગજ અને સુંઠ સમભાગ લેઈ ગોમુત્ર કુટી તેમાં, તેટલીજ ખાંડ નાંખી ગોળી-ઓ કરી રાખવી. એ ગોળી નિત્ય પ્રાતઃકાળે

એક એ પ્રમાણે સતત લેતાં જવી. અથવા એરંડતેલ સુંઠના કાઢામાં આપવું. **(૩૮) કટિશૂળ અને હૃદ્રોગ ઉપરઃ**—એરંડમૂળનો કાઢો જવખાર નાંખી આપવો એટલે હૃદય કંબર એ ઠેકાણાના શૂળનો નાશ થાય છે. **(૩૯) કાનમાં બગઈ** વગેરે ગયું હોય તો—જૂનું જાડું થયેલ એરંડતેલ ૧-૨ દિવસ કાનમાં નાખવું; એટલે જીવડું મરે છે. પછી તે યુક્તિએ બાહેર કાઢવું. **(૪૦) ગુલ્મરોગ ઉપરઃ**—તાજા દુધમાં એરંડતેલ મિશ્ર કરી સેવન કરવું **(૪૧) તાવથી અતિશય બળતરા થતી હોય તો:**—એરંડના પાંત્રાં ચોખી જમીન ઉપર પાથરી રાખવાં અને તે રોગીના અંગ ઉપર રાખવાં. તેથી કરી તેનો તાવ શાંત થાય છે. અને દાહ શાંત થવા પછી થંડી લાગે છે, તે યુક્તિએ નિરવાણ કરવી. **(૪૨) પ્લીહોદરઃ**—મૂળથી પાંત્રાં સુદ્ધાં એરંડાનું ઝાડ માટીના વાસણમાં ભરી, મોં બંધ કરી અજમાનો પુટ આપવો. પછી કુટી તે ભસ્મ ૧ તોલો લઈ ચાર તોલા ગોમૂત્રમાં પાવું. **(૪૩) ગર્ભિણીને વાયુનો ઉપદ્રવ ન થાય અને પ્રસુતી વખતે કષ્ટ ન થવા માટે**—એરંડમૂળ, સુંઠ અને સુવા એનો કાઢો આપવો.

---

## ૭૩. એરોદસ.

એને મીઠો અજમો એવું પણ કહે છે. આ અજમો ખાવાથી મીઠો લાગે છે, અજમાં પ્રમાણેજ એનો આકાર હોય છે. આ અજમો પર્શીયા દેશથી અહીં આવે છે. એનો ઉપયોગ આજકાલ ઘણોજ થવા લાગ્યો છે. **(૧) કૃમિ ઉપરઃ**—એરોદસનું ચૂર્ણ મધમાં આપવું. **(૨) બાળકોના તાવ અને ઉધરસ ઉપરઃ**—એરોદસ ટાંક ૧, વરીયાળી ટાંક ૧, એની ભુકી કરી કુવેરમાં નાંખી ગરમ કરી, તેનો બલ્ક કાઢી તે મધમાં ચાટવું.

---

## ૭૪. એલચી.

સં૦ એલા. મ૦ વેલદોડે. હીં૦ ઇલિયચી બં૦ એલાયચ. ક૦ યાલકકી. તૈ૦ તુ૦. એલા, એલાકી તા૦ એલ, ઇલાચી. મલા૦ એલુ, એલાતરી. ફા૦ હેલ, હાલ. અ૦ કાકીલેસિગાર. ઈં૦ કાર્ડેમમ્. લા૦ ઇલેટેરિઆકાર્ડીમોમં.

એની ઉત્પત્તિ **હીંદુસ્થાનમાં** અને એની આસપાસના ઉષ્ણ પ્રદેશમાં થાય છે. એ ઝાડો થંડા દેશમાં થતાં નથી. એલચી **મલબાર. કોચીન, મંગલોર મહીસુર,** અને ઘણું કરી આખો **કર્નાટક દેશ** એ ઠેકાણે થાય છે. એ ઝાડો હળદરના ઝાડ જેવાં થાય છે. એલચીનાં ઝાડો **મલબાર** પ્રાંતમાં આપોઆપ ઉત્પન્ન થાય છે, એલચી ભોંયમગની શિંગોની પેઠે જમીનમાં મૂળીયાંને લાગેલી હોય છે. મલબારમાંથી પ્રતિ વર્ષે શેંકડો ખાંડી એલચી ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં વેચાવા જાય છે. એલચી સ્વાદિષ્ટ હોય છે. તે ઘણું કરી ખાવાનાં પદાર્થોમાં નાંખે છે. મોટી જંગલી એલચી કરીને એની એક જાતિ ડુંગરોમાં આપોઆપ ઉત્પન્ન થાય છે. એ એલચીદાણા કાઢી, બાહેર વેચવા મોકલે છે એને **"નર એલચી"** એમ પણ કહે છે એ લસણ જેવડી મોટી મોટી હોય છે. **બારિક એલચીદાડાઃ**—કડવા, શીતળ, રસકાલે તીખા, લઘુ, સુગંધિ, પિત્તકર, મુખ અને મસ્તક એનું શોધન કરનાર, ગર્ભપાતકારક, રૂક્ષ, અને વાયુ, દમ, કફ, ઉધરસ, અર્શ, ક્ષય, વિષદોષ, બસ્તીરોગ, કંઠરોગ, મૂત્રકૃચ્છ્ર, અસ્મરી, વ્રણ, અને કંડુ (ખરજ) એનો નાશ કરે છે. **મોટા એલચીદોડાઃ**—તીખા, રૂક્ષ, રૂચિકર, લઘુ, રસકાલે અને પાકકાળે તીખા, મુખશુદ્ધિકર, સુગંધિ, પાચક, શીત, અગ્નિદીપન છે. અને કફ, દમ, પિત્ત, કંડુ (ખરજ), રક્તરોગ, ઉધરસ હૃદ્રોગ, વિષદોષ, તૃષા; અને બસ્તિ, મુખ, મસ્તક એ ઠેકાણુની શુળ, વાંતિ એનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) મૂત્રરોગ અને શુક્રરોગ** (પેસાબ સાથે ધાત જાય છે તે) **એ ઉપરઃ**—એલચી અને શેકેલી હિંગ એનું ૩ ગુંજા ચૂર્ણ દૂધ અને ઘી સાથે આપવું. (૨) **વિંછીનાં વિષ ઉપરઃ**—એલચીદોડા ચાવી કાનમાં જોરથી ફુંકવું. **(૩) જેપાળાના વિષ ઉપરઃ**—એલચીદોડા દહિંમાં વાટી આપવા. (૪) **આંખોમાં બળતરાં થા-**

**ય છે કિંવા તેજ કમી થાય તો તે ઉપરઃ—** એલચીદાણા, જાવંત્રી, બદામનો મગજ, ગાયનું માખણ, અને સાકર એ એકત્ર કરી તે મિશ્રણ સવારે ખાવું, એથી કરી વીર્યવૃદ્ધિ થાય છે. **(૫) રકતપ્રદર, રકતમૂળવ્યાધ, રકતમેહ એ ઉપરઃ—**એલચીના દાણા, કેશર, જાયફળ, વંશલોચન (વાંસકપૂર), નાગકેશર, શંખજીરૂં એ ૭ ઔષધોનું સમભાગ ચૂર્ણ કરી રાખવું, અને દરરોજ પ્રાઃતકાળે ૨ માસા ચૂર્ણ બે માસા મધ, ૭ માસા ગાયનું ઘી અને ત્રણ માસા સાકર એ મિશ્રણમાં સેવન કરવું. એ પ્રમાણે સાયંકાળે પણ આપવું. દિવસ ૧૪. એ ઔષધને દરરોજ રાત્રે ઉંઘવાની વેળાએ શકિત પ્રમાણે ગાયનું અર્ધો શેર દૂધ તપાવી અંદર થોડી ખાંડ નાંખી પ્રાશન કરવું. તથા ગોળ, કોપરાં વગેરે ગરમ પદાર્થ અને તેલવાળા તથા તીખા પદાર્થ વર્જ કરવા. **(૬) કફરોગ ઉપરઃ—**એલચીના દાણા, સિંધવ, ઘી, મધ એ એકત્ર કરી પાવાં. **(૭) ધાતુપુષ્ટીને માટેઃ—**એલચીદાણાં અને સાકર સમભાગ લેઈ એકત્ર ખાંડી તે ચાર માસા ભૂકી લેઈ તેમાં ૪ માસા એરંડાની મોખ નાંખી સવારે દાંતણ કર્યા પછી લેતાં જવું; એટલે મસ્તક માંહેની ગરમી જઇ મગજ થંડું થઈ આંખોમાંની ગરમી જાય છે; અને આંખોને તેજ આવે છે. **(૮) મૂત્રકુચ્છ્ર ઉપરઃ—**એલચીદાણાંનું ચૂર્ણ મધમાં મેળવી ચાટવું. **(૯) ઉદાવર્ત રોગ ઉપરઃ—**(ક્ષુધા, નિદ્રા, દમ, ઉલટી, શ્વાસાદિક એઓના થયેલા વેગનો નિરોધ કરવાથી આ રોગ થાય છે.) **એલચી** લેઇ તેમાંથી અડધી ઘીના દિવા ઉપર શેકી પછી બધાનું ચૂર્ણ કરી તે મધ સાથે ખાવું. **(૧૦) મુખરોગ ઉપરઃ—**એલચીદોડાનું ચૂર્ણઅને ફુલાવેલી ફટકડીનું ચૂર્ણ એકત્ર કરી, તે મિશ્રણ મોંમાં રાખી લાળ પડવા દેવી, પછી સ્વચ્છ મોં ધોવું. એ પ્રમાણે દિવસમાં ૪–૫ વાર કરવું. **(૧૧) સર્વ શૂળ ઉપરઃ—**એલચીદોડા, હિંગ, જવખાર, સીંધવ એનો કાઢો, એરંડતેલ નાંખી આપવો. એટલે કુંખર, હૃદય, ઉદર, નાભિ, પીઠ, કુક્ષ, મસ્તક, કર્ણ અને નેત્ર એ ઠેકાણાની શૂળ ઘણીજ ત્વરાથી જાય છે. **(૧૨) જીર્ણજ્વર અને સર્વજ્વર ઉપરઃ—**એલચીદોડા, બીલાં, સાટોડી, દૂધ અને પાણી એકત્ર કરી દૂધ શેષ રહે ત્યાં સુધી ઉકાળી પ્રાશન કરવું; એટલે તે સર્વ પ્રકારના તાવ પરહરે છે. **(૧૩) કફ–મૂત્રકૃચ્છ્ર ઉપરઃ—**ગોમૂત્ર, મધ, કેળનો રસ એમાંથી એક સાથે એલચીનું ચૂર્ણ પાવું. **(૧૪) ઉલટી ઉપરઃ—**એલચીનાં ફોતરાં બાળી તે રાખ મધમાં ચટાડવી.

---

## ૭૫. ઓંટ.

સં૦ લકુચ. મ૦ ઓંટ. હીં૦ બડહર, બઢારફલ. ક૦ આંજણ. બં૦ માદર. લા૦ આર્ટો કારપસ્ લકુચ.

આ ઝાડો કર્નાટક અને ગોમાંતક એ પ્રાંતોમાં ઘણુ કરી થાય છે. બીજા ઠેકાણે કયાંઇ જડતાં નથી. ઓંટનાં ઝાડ મોટાં થાય છે. એના પાંલા કડાના પાંત્રા કરતાં કંઇક મોટાં હોય છે. એને કાર્તીક માસમાં ફુળો આવવા લાગે છે, તેને ઓંટઆંબો કહે છે. એ ફલો જૂનાં થયાં એટલે તેના નાના કડકા કરી સુકવે છે, તેને ઓંટાની છાલ એવું નામ કહે છે. તેનો આંબલી સાટે અથવા કોકમ બદલ ઉપયોગ થાય છે. ઓંટાની છાલ પથ્યને ઉપયોગી પડે છે; કારણ તે પિત્તશામક છે. એ, કોકમ કરતાં પણ પથ્યકારક છે. કોકમ રક્તશોષક છે. પરંતુ એ રક્તવૃદ્ધિ કરનાર છે. ઓંટનાં લાકડાં ઇમારત કામમાં ઉપયોગમાં આવતાં નથી. પાકેલાં ઓંટનાં રાયતું અને અથાણું ઘણું મધુર થાય છે. અને તેનાં પકવ ઓંટનું પાણી કાઢી, તેમાં ખાંડ, જીરૂ, મરીની ભૂકી નાંખી પ્રાશન કરવાથી, શીઘ્ર, પિત્તશામક, પથ્યકર, રૂચિદાયક, દીપક અને પાચક છે. પ્રસૂતિ સ્ત્રિઓને ઓંટનો સાર પથ્યકર છે.

---

## ૭૬. કચ્યરો.

સં૦ કર્ચ્યૂરક, શુંડકંદ. મ૦ કો૦ કચરા, ફુ-

રણીએ મૂળ, કસેરૂ, કેસુક ચિચોડ. બં૦ કેસુર. ક૦ શેકિનગડે. લા૦ સ્કિરપસ્કેસૂર.

તલાવની આસપાસ એબે વેંત ઉંડા કાદવમાં એક જાતના છોડ ઉગેલા હોય છે; એને લબ્હા કહે છે. એ છોડોના મૂળોને કચરો વળગે છે. ઘાસ સુકાવા લાગે એટલે કાદવમાં ચાર ચાર પોહોર ઉભા રહી તે કાઢી લે છે. કચરાં શેકી અથવા છોલીને ખાય છે. તે છોલી ચીરો કરી દૂધમાં સેલડીનાં રસ સાથે બાફે છે, તે દૂધ કચરો જાણવો બીજી રીતીએ કચરાં વાટી તેનું દૂધ કાઢી તેમાં દૂધસાકર નાંખી તેનું ખાવાનું કરે છે. **કચરો:**—મધુર, શીત, તુરો, ગુરૂ, ગ્રાહક, શુક્રવર્ધક, વાતકર, સ્તન્યવર્ધક, મલસ્તંભક, રૂચિકર, વ્રષ્ય, કફકારક, કૃમિકર એવો છે. અને રકતપિત્ત, દાહ, શ્રમ, તૃષા, રકતદોષ, નેત્રરોગ, પ્રમેહ, એનો નાશ કરે છે. એનાં **ફુલ** કમળો અને પિત્ત એનો નાશ કરે છે.

---

## ૭૭ કચૂરો.

સં૦ કર્ચૂર. મ૦ ક૦ કચોરા. કાવરી. હીં૦ કચૂર, કાલીહળદી, બં૦ એકાંગી. તૈ૦ કચોરમુ. તા૦ કન્તુરિમંજલ. મલા૦ અડવિકચ્ચોલા. ફા૦ જરંબાદ. અ૦ એરકુલ કાફુર. ઈં૦ લૉંગઝેડોઆરી લા૦ કરકયુમા ઝેરંબેટ.

કચૂરનાં ઝાડો હળદરના ઝાડ જેવાં થાય છે. પાંત્રાં અને ઝાડ હળદરના ઝાડ પ્રમાણે હોય છે. પાત્રાં કિંચિત્ કાળાશ ઉપર હોય છે. એ પાત્રાંની લંબાઈ સુમારે બે હાથ હોય છે. હળદર પ્રમાણેજ એનાં કંદ જમીનમાં થાય છે. એ કંદનો કચરો કાઢી નાંખી તેને મીઠામાં આથે છે. (અથાણુ કરે છે.) કોંકણ પ્રાંતમાં આ ઝાડો પુષ્કળ થાય છે. કચૂરો સુગંધી પદાર્થોમાં નાખે છે. એનો સુવાસ સારો હોવાથી, સુગંધી મસાલામાં વાટી તેને શરીરે ચોપડે છે. એનું 'પટ્કચૂરો,' એવું નામ પણ કહે છે. **"કપુરકાછલી"** કરીને એક કચૂરાની જાતિ છે, એને પણ કચૂરો કહે છે. કપુર કાછલીમાં સુગંધ ઘણી હોય છે. કચૂરા કરતાં એ વધારે સુગંધિદાર છે. સુગંધિ પદાર્થોમાં એનો ઘણો ઉપયોગ થાય છે, **કચૂરો:**—કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક, સુગંધિ, રૂચિકર, લઘુ, મુખ સ્વચ્છ કરનાર; અને રકતપિતને કોપાવે છે; તથા ગલગંડ, ગંડમાળા, કુષ્ટ (કોઢ), અર્શ, વ્રણ, ઉધરસ, દમ, ગુલ્મ, કફ, ત્રિદોષ, કૃમિ, વાયુ, જ્વર અને પ્લીહા એનો નાશ કરે છે. **કપુરકાછલી:**—તીક્ષ્ણ, દાહક, તિખી, કડવી, તુરી, શીતવીર્ય, કિંચિત્ પિત્તકર અને કાસ, શ્વાસ, જ્વર, શળ, હિક્કા, ગુલ્મ, રકતરોગ, વાયુ, ત્રિદોષ, મુખવિરસતા, દુર્ગંધ, વ્રણ, આમ, ઉલટી અને હિધ્મ રોગ એનો નાશ કરે છે.

**ત્રિદોષ, સુવારોગ** (સુવાવડનો રોગ,) **વિષમ અને જીર્ણ જ્વર ઉપર કાઢો:**—પટ્ કચોરા, પિત્તપાપડો, દેવદાર, સુંઠ, કરીયાતુ, ધમાસો, કફ, નાગરમોથ, ઉભી ભોરીંગણીનાં મૂળ એનો કાઢો, મધ અને પીંપરનું ચૂર્ણ નાંખી આપવો. **(૨) જીભ ઉપર ખુખાર આવે છે તેને માટે:**—નિત્ય સવારે ઉંઘી ઉઠતાંજ કચૂરાના તાજા કંદ ચાવી થુકી નાખવાં પછી મોં ધોવું, એટલે ઉંઘમાં લાળ ગળી જવાથી થયેલા વિકાર વગેરે શમન થશે. **(૩) કૃમિ ઉપર:**—કચૂરાના કાંદાનો રસ કાઢી પાવો. **(૪) થાક ઉતરવામાટે:**—કચૂરાનો પાલો અને અરણીનો પાલો પાણીમાં નાંખી તે ગરમ કરી તે પાણીથી સ્નાન કરવું. **(૫) કોલેરા** (વિષૂચિકા) **ઉપર:**—કચૂરાના કંદનો રસ, કાંદા (ડુંગળી)ના રસમાં નાંખી આપવો. **(૬) કૃમિ ઉપર:**—કચૂરાના કંદની માળા કરી તે ગળામાં બાંધવી.

---

## ૭૮. કઠ.

(સં૦ કઠ. હીં૦ કોષ્ટ. મ૦ કોષ્ઠ.)

એની ઉત્પત્તિ કાશ્મીર દેશમાં થાય છે. પુષ્કરમૂળ કરીને જે ઔષધિ છે, તે આનોજ પ્રકાર છે. **કઠ:**—ઉષ્ણ, તીખી, કડવી, વૃષ્ય, શુક્લ, રસાયન કાંતિકારક, લઘુ, વાતકફનાશક; અને કોઢ, વિષ, વિસર્પ, કંડુ, દરાજ ત્રિદોષ, પામા, રકત દોષ, ઉધરસ, ઉલટી, તૃષા, એનો નાશ કરે છે. એ લેપ કરવાથી વાત વ્યાધીનો નાશ

કરે છે. **ઉપયોગઃ—(૧) મસ્તક સંબંધી પીડા ઉપરઃ**—કોષ્ટ (કઠ) અને એરંડમૂળ કાંજીમાં વાટી લેપ કરવો. **(૨) ગુલ્મરોગ ઉપરઃ**—કઠ, સાજીખાર, કેતકીનો ખાર એ તેલમાં મિશ્ર કરી આપવું. **(૩) ખોડા ઉપરઃ**—કઠનું ચૂર્ણ કલેડામાં શેકી તેલમાં કાલવી લેપ કરવો. **(૪) વાતવ્યાધિ ઉપરઃ**—કઠ ઘસી અંગે લેપ કરવો.

---

## ૭૯. કડવી દુધી (તુંબડી)

સં૦ કટુ તુંબી દુગ્ધિકા મ૦ કડુ ભોંપળા હીં૦ કડવી તોંબી તિતલોકી. બં૦ તિતલાઉ. ક૦ કહીસોરે. તા૦ કુરાઈ. તૈ૦ અલાબુક સુરકાયા. તું૦ કટુતુરે. મ૦ કેપ્યાયુર. ફા૦ કુકતા ખ. અ૦ કરઉતમુર ઈં બોટલ ગુર્ડ લા૦ લેજીનેરીયા વલગેરીસ

દુધીના જેવા વેલા થાયછે, તેવાજ કડવી તુંબડીના પણ મોટા મોટા વેલા થાય છે. દુધી પ્રમાણેજ એ વેલા ઉપર ફૂલો આવે છે આ ફળ ઘણાંજ કડવાં હોય છે. તુંબડીનો તરવાના કામમાં ઘણોજ ઉપયોગ થાય છે એમાંના કેટલાંક કોળાં તુંબડી સરખાં હોય છે, તેનાં તુંબડાં કરે છે. કેટલાકના તંબુરા કરે છે, એનો એવો પુષ્કળ ઉપયોગ થાય છે. **કડવી દુધી** રસ વખતે અને પાક વખતે તિખી, હૃદ્ય, શીતલ, કડવી વામક, અને દમ ઉધરસ નાશક શોધન કારક અને વાયુ, સોજો. વ્રણ, વિષ, શૂળ પિત્તજવર, એનો નાશ કરે છે એનાં **પાંત્રા** પાક કાળે મધૂર મુત્ર શોધક, પિત્તશામક, એવાં છે. એ પ્રમાણે **ફળના** ગુણ પણ છે **(૧) ગડગુમડાં ઉપરઃ**—પાકેલી કડવી તુંબડીમાં ૭ દીવસ પાણી ભરી રાખવું તે પ્રાશન કરવાથી ગડગુમડાંનો નાશ થાય છે. **(૨) સર્વ પ્રકારના વિષ ઉપરઃ**—કડવી દુધીનાં મૂળ અથવા બીયાં પાણીમાં વાટીને પાવાં એટલે ઉલટી થઈ સર્વ વિષો ઉતરે છે. **(૩) રતાંધળો અથવા ફૂલો જવા માટેઃ**— કડવી દુધી બાળી તેની રાખ મધમાં આંખમાં આંજવી. **(૪) ગંડમાલ ઉપરઃ**—કડવી દુધીનો રસ અને સરસેલ એકત્ર કરી અગ્નિ ઉપર કઢાવવું. રસ બળી જઈ તેલ સિદ્ધ થાય એટલે તે તેલ ચોપડવાના ઉપયોગમાં લેવું **(૫) કામિણી ઉપરઃ**—કડવી દુધીના પાંતરાનો કાઢો કરી આપવો. **(૬) યોનિ સંકોચન માટેઃ**—કડવી દુધીનાં બી અને ગર એ પાણીમાં વાટી યોનીની અંદર લેપ કરવો. **(૭) કાવિળી ઉપરઃ**—કડવી દુધીનાં બી પાણીમાં ઘસી નસ્ય આપવું.

---

## ૮૦. કડવી કવઠ

એને '**ખષ્ટ, ખૈટ**' એમ પણ મરાડીમાં કહે છે. કડવી કવઠનાં ઝાડો **દક્ષિણ કોકણ મલબાર, ગોવા** વગેરે પ્રાંતોમાં થાય છે. એ એ ઝાડનાં પાંતરાં શિતાફળી જેવાં પરંતુ તે કરતાં મોટાં હોય છે. એના ફળ પણ શિતાફળી જેવાં હોય છે એ ફળનો રંગ રાતો હોય છે. એમાંનાં બીયાં લાંબા હોય છે. એ બિયાને બાફી તેનું તેલ કાઢે છે. આ તેલ કડવું અને થંડુ છે. એ તેલ બાળવાના કામમાં આવે છે. તથા તે રક્તશુદ્ધિ કરે છે. એ તેલને **ખષ્ટેલ** '**ખૈટેલ**' એવું કહે છે. **(૧) ગર્મીનો આજાર શરીરમાં જમવાથી શરીર ઉપર ચાઠા પડે છે તે ઉપર:** કડવી કવઠીનાં બિયાં અને મગવેલીનાં બીયાં સમભાગ સાધારણ કુટી, ભાંગરાનાં અંગરસમાં ત્રણ દિવસ ભીજવી રાખવાં અને ચોથા દીવસે બારીક વાટી ગોળો કરી રાખવો. એ નિત્ય ચંદની તેલમાં અથવા ટોપરાના નવા તેલમાં કાલવી ચોપડવાથી શરીર-ઉપર ઉઠીઆવેલા ફોલ્લા શમી જાય છે. ઔષધ ચોપડયા પછી એક પ્રહરે સ્નાન કરવું. **ખોડા, ખસ વીગેરે ઉપર:**—કડવી કવઠીના બિયાંનું તેલ અને મોગલી એરંડાનું તેલ એ બંન્ને એકત્ર કરી, તેમાં ગંધક. કપુર શીંદૂર અને લીંબુનો રસ નાંખી ખલ કરવો. આ ઔષધ લગાવવાથી ત્વરિત ગુણ આવે છે. અથવા નવું ખષ્ટેલ ચોપડવું કિંવા બિયાં ગોમૂત્રમાં વાટી ચોપડવું. **( ૩ ) નાના બાળકોના માથામાં ગરમીથી ફોલ્લા થાય છે તે ઉપર :**—કડવી

કવડનાં તેલમાં કળીચૂનાની પરાશ ( ઠરીગયેલ ચૂના ઉપરતું નિતર્યું પાણી, ) નાંખી સાંઠાંથી હલાવતા રહેવું; એટલે કેટલીક વારે તેલ મીઠા જેવું સફેદ થશે. એ દરરોજ બે ચાર વખત ચોપડવું; એટલે ત્રણ દિવસમાં ગુણ આવે છે, **(૪) મહાકુષ્ટ ઉપર:**—કડવી કવઠીનું તેલ નિત્ય ભોજન કર્યા પછી ૧૦–૨૦ ટીપાં એ પ્રમાણે ત્રણ મહિના સુધી આપવું, અને શરીરે પણ એ તેલ ચોળવું, એટલે રોગનો નાશ થશે.

---

## ૮૧ કડવંચી.

સં૦ ક૦ કટુકુંચી- હીં૦ મ૦ કડવંચી. લા૦ મોમોર્ડિકા બાલ્સામિના.

કડવંચીના વેલા હોય છે. એનાં પાંત્રાં નાનકડાં હોય છે. કડવંચીના વેલા ઘણે ઠેકાણે થાય છે. અનાજના ખેતરોમાં એની ઉત્પત્તિ ઘણી થાય છે. એ વેલાના મૂળમાં કાંદો હોય છે. વેલો સુકાઇ ગયા પછી પુનઃ બીજા વર્ષે એના કાંદાને અંકૂર ફૂટી ... વેલો થાય છે. એ વેલા ઉપર બારીક અને સુકવેલી દરાખ જેવડાં ફળો આવે છે. એનો આકાર કારેલા જેવો હોય છે. એ ફળનો રંગ લીલો હોય છે. એને કડવંચા કહે છે. એ ફળમાં બારીક બિયાં હોય છે. કડવંચાની ભાજી થાય છે. એ ભાજી લોકો મોટા ઉમંગથી ખાય છે. કડવંચીના કંદ ઉષ્ણ છે. એ કંદનો ઉપયોગ એક ખરાબ કામમાં કરે છે. **ક્ષુદ્ર કારેલી (૧) કડવંચી:**—ઉષ્ણ, તીખી, રૂચિકર, અગ્નિદીપક, રક્તવાતકોપન, કફ, વ્રણ, સારક છે. એનાં **ફળ**—પિત્તકર, રૂચિકારક છે. એનાં કંદ અર્શ, મલરોગ, મલગ્રંથી, યોનિદોષ, એનો નાશ કરે છે. અને ગર્ભનો સ્ત્રાવ કરે છે.

---

## ૮૨ કડુજીરૂં. (કાળીજીરી)

સં૦ અરણ્યજીરક. મ૦ કડૂકારળે. હીં૦ કાલાજીરા, બનજીરા. ક૦ કાડજીરગે. તા૦ કટુજિરાગં. તૈ૦ અડવીજીલાકરી. તુ૦ કાલાજીર્દરી. મલા૦ કાલાજીરકં. અ૦ કમૂનબહરી, કમૂનરૂસી, ફા૦ પરપફ્લાએન. લા૦ વ્હરનોનિયા અંથેલમિંટીકા.

એના છોડ સુમારે બે ત્રણ હાથ સુધી ઉંચા વધે છે. એ સીધ્ધા વધે છે. એ છોડનો દાંડો કિંચિત બારીક હોય છે. એને જે જીંડવાં આવે છે તેમાં એ જીરૂં હોય છે. **કડુજીરૂં** એ કૃમિનાશક છે. **કડ્ જીરૂં:**—ઉષ્ણ, તુરૂં, સ્તંભક; અને વાયૂ, કફ, તથા વ્રણ એનો નાશ કરે છે. **(૧) મધમાખીના વિષથી અંગ ઉપર ગાંઠ થઈ હોય તો:**—કાળીજીરીનો પાલો ગરમ કરી વિષવાળા અંગે પાટો બાંધવો. અગર એનોજ રસ **શરીરે** ચોળવો. **(૨) નળ ફુલ્યા હોય તો:**—કાળીજીરી તોલો ૧, મરી તોલો ૧, એ બન્ને પાશેર પાણીમાં રાત્રે પલારી રાખી બીજે દિવસ સવારમાં તે પાણી ગાળી લેઇ ઠીકરી ગરમ કરી છમકારી તે પાણી પાવું. **(૩) કમળી ઉપર:**—કાળીજીરી પૈસાભાર વાટી દરેક વખતે ઠંડા પાણી સાથે આપવી. **(૪) બાળકોની સસણી ઉપર:**—કાળીજીરી ખાંડી તેનો કોગળો. થોડી હળદર નાખી કરવો. ને તે પાવું. **(૫) ગર્ભિણીના સોજા ઉપર:**—કાળીજીરી, જીરૂં, કડુ એનો કાઢો આપવો. **(૬) જંત (કૃમિ) ઉપર:**—કાળીજીરીનું ચૂર્ણ કરી મધમાં આપવું. **(૭) શરીરમાં કોઈ પણ ઠેકાણે વાયુપીડા અગર પીંડ ઉપર:**—કડુજીરાનું બારીક ચૂર્ણ કરી આપવું. અને ઉપર પાણીનો ઘુટડો પીવો. **(૮) ઉંદરી ઉપર:**—કડુજીરૂ વાસણમાં ઘાલી બાળવુ અને કોયલા જેવું કરવું. પછી તેલમાં ખલ કરવું અને ચોપડવું. **(૯) વાછડાંઓને ધાવણ રોગ થાય છે તે ઉપર:**—કડુજીરાનો પાલાનો રસ પાશેર સુધી કાઢી તેમાં કાચકાનો ગર અને થોડી મરીની ભૂકી નાખી આપવો અથવા કડુજીરૂ ૧ તોલો લેઈ કિંચિત કૂટી તેનો કાઢો કરવો. તેમાં કાચકાનો ગર અને ખેરની છાલ ઘસી તે પાવો. **(૧૦) બાળકોને કાંટા આવે છે તે ઉપર:**—કડુજીરૂં અને ખડી સાકર એનો કાઢો કરી પ્રતિ દિવસમાં બે વખત એ પ્રમાણે ૭ દિવસ આપવો. **(૧૧) સર્વ જ્વર**

**ઉપર:**—માટીના વાસણમાં કડુજીરૂં ત્રણ માસા નાંખી અગ્નિ ઉપર મૂકવું અને તપી ફુટવા લાગે એટલે તેમાં ૧૪ તોલાં પાણી ઉકાળવું અને ૪ તોલા શેષ રહે ત્યાં સુધી બાળી પછી થોડું મધ નાખી આપવું.

## ૮૩. (કડવી ગલકી)

ગલકાં ને તુરિઆનાં નામો એકઠા છે.

સં૦ કોશાતકી. મ૦ કડુદોડકી. ગીલકી. હીં૦ ઝીમનીતોરઈ. કડવીતોરઈ બં૦ ઝીંગા. ક૦ કાહિરે, રૈવહિરી, નાગાડાળીબળી. તૈ૦ ચેદુ બિકીયા, ચેટીબિરા. તા૦ પે પ્પીરકમ્. ઉ૦ ફા૦ તુરિયેતલ્ખ. ઈં૦ બિટરલ્યુફા. લા૦ લ્યુફા અમેરા.

ગલકીના વેલા પ્રમાણેજ કડવીગલકીના પણ વેલા હોય છે. એ વેલાને જે ફળો (ગલકાં) આવે છે, તે ઘણા કડવા હોય છે. **(૧) સર્વ પ્રકારના વિષ ઉપર:**—કડવીગલકીના મૂળોનો અથવા પાલાનો કાઢો મધ નાંખી પાવો; એટલે વમન થઈ સર્વ વિષો ઉતરે છે. **(૨) પથરી અને સોજા ઉપર**:—કડવીગલકીના પાંત્રાનો રસ સાકર નાખી આપવો.

## ૮૪ કડવા તુરીઆં.

કડવાતુરીયાનો તૂરિયાંના વેલા જેવો વેલો હોય છે. એ વેલાનાં પાંત્રા, ફૂલ અને ફળ તુરિયા કરતાં નાનાં હોય છે. આ ફળો ઘણાજ કડવાં હોય છે. આ વેલો વર્ષારૂતૂમાં આપોઆપ ઉગે છે. એના ફળોને 'દિવાળા' એમ પણ કહે છે. કડવાં તુરીયાં શીત, કિંચિત્ તીખા, તુરા, કડવા, અને પકવાશય, આધ્માન વાયુ અને મલાશય એની શુધ્ધિ કરનાર, લઘુ, રૂક્ષ, અને વાયૂ, કફ, પિત્ત, પાંડુ, વિષદોષ, યકૃત, કુષ્ટ, અર્શ, સૂજ, ઉધરસ, ઉદરરોગ, કમળો અને ગુલ્મ એનો નાશ કરે છે. **એનાં ફળ:**—ભેદક, તિખા, કડવાં, સ્નિગ્ધ, હદ્ય, દીપન, અને કાસ, શ્વાસ, અરૂચિ, મેહ, જ્વર, કુષ્ટ; કફ, પિત્ત વાયૂ, એના નાશક છે. **બીજ,** મસ્તકશુદ્ધિ કરનાર છે. **(૧) કમળી ઉપર:**—કડવાં તુરીયાની બારીક ભૂકી કરી તે નાકમાં સુંઘવી; એટલે છીંકો આવે છે અને પીળો શ્લેષ્મા (લીટ) વહે છે. ઘણી છીંકો આવતા માટે તો ઘી નાકમાં સુંઘવું. એવું ૩ દિવસ કરવું. અથવા કડવા તુરીયામાં પીપર અને રાઈ ભરી રાખવાં, અને તે વાટી તેનું નસ્ય કરવું. **(૨) હડકાયલા કૂતરાના વિષ ઉપર**:—તુરીયાંની અંદરની તંતુમય જાળ પાશેર પાણીમાં એક ઘડી સુધી પલારી રાખી, પછી ચોળી ગાળી કાઢી શક્તિ પ્રમાણે **પાંચ** દિવસ સવારમાં આપવું. એથી ઉલટી થઈ જુલાબ થઈ વિષાર નીકળી જાય છે. **પથ્ય** ચોમાસું જવા સુધી રાખવી. એજ પાણી, કોઇ પણ વિષાર ઉપર આપવાથી ગુણ આવે છે. **(૩) દાંતમાં કીડા થયા હોય તો**:—કડવા તુરીયાની છાલ દાંત તળે રાખવી. **(૪) આધશિશી ઉપર**:—કડવા તુરીયાનું ચૂર્ણ કરી થોડું, અને સાવધગિરીએ નાકમાં સુંઘવું; એટલે નાકમાંથી પાણીની ધાર પડે છે અને રોગ નીકળી જઈ ગુણ આવે છે. **મૂળવ્યાધી ઉપર**:—(મસા) કડવાતુરીયાનું ચૂર્ણ મસાને ઘસવું; એટલે તેના મોમાંથી લાળ પડી ત્વરિત અર્શ મોકળા થાય છે. **(૬) વિષ ઉપર**:—કડવાં તુરીઆનો કાઢો ઘી નાખી પાવો; એટલે વમન થઈ સર્વ વિષ ઉતરે છે.

## ૮૫ કણઝી (કરંજ.)

સં૦ મ૦ કરંજ. હીં૦ કંજા, કટકરંજા. રા૦ કણગજ-ચ. બં૦ ડહર, કરંજ. ક૦ હુલગલી, હોંગે, કાનગ્યાનગિડા. તૈ૦ કંજકરનગુ. તા૦ પુંગામાર. મલા૦ પોન્નાં. ઇં૦ સ્મૂથલિવ્ડ પોનગેમિયા. લા૦ પોનગેમિયા લેબ્રા.

આ જંગલી ઝાડ છે. એ ઝાડો છાયા માટે રસ્તાની બાજુએ વાવે છે. એની છાયા ઘણી થંડી હોઈ લોકોને ઘણી પ્રિય છે. છાયા ઘણી ઘટ્ટ હોય છે. એના બિયાંનું તેલ નીકળે છે; તે બાળવાના કામમાં આવે છે. **કરંજ:**—પાક ખતે તીખું, નેત્ર્ય, ઉષ્ણ, રસ કાળે કડવું, અને તુરૂ છે. અને ઉદાવર્ત, વાયૂ, યોનીદોષ, વાતગુ-

લ્મ, અર્શ, વ્રણ, કંડુ, કફ, વિષ, વિચર્ચીકા, પિત્ત, કૃમિ, ત્વગ્દોષ, ઉદરરોગ, મેહ, પ્લીહા એનો નાશ કરે છે. **એનાં ફળઃ**—ઉષ્ણ અને લઘુ છે. અને મસ્તકરોગ, વાયુ, કફ, કૃમિ, કુષ્ટ, અર્શ, મેહ એનો નાશ કરે છે. **એનું તેલઃ**—વાતનાશક, કૃમિનાશક, અતિ સ્નિગ્ધ છે. અને દીવો બાળવા માટે થંડુ છે. એ કંડુ, ઉષ્ણ, ગુમડાને ભરનાર; અને નેત્રરોગ, વિચર્ચીકા, વાયૂ, કુષ્ટ, વ્રણ, કંડુ, ગુલ્મ, ઉદાવર્ત, યોનીદોષ, અર્શરોગ અને લેપથી અનેક ત્વગ્દોષ, એનો નાશ કરે છે. **(૧) ઉદરાદિકના વિષ ઉપરઃ**—કરંજની છાલ અને બી ઘસી તેનો લેપ કરવો. એટલે વિષ ઉતરે છે. **(૨) ખસ ઉપરઃ**—કરંજનું તેલ અને કપૂર અથવા લીંબુનો રસ એકત્ર કરી ખસ ઉપર ચોપડવો; એટલે ખરજ, કંડુ ઇત્યાદિ દૂર થાય છે. **(૩) અંડવૃદ્ધિ અને ગંડમાળા ઉપરઃ**—ચોખાના ધોવરામણમાં કરંજનાં મૂળ ઘસી લેપ કરવો. **(૪) મોહરી એટલે હાથે પગે ખાલી ચઢે છે તે ઉપરઃ**—કણજ્યા તેલમાં કડવા સુરણનો ગર નાંખી તે તેલ કઢવવું અને ખાલી ચઢેલા ભાગપર ચોપડવું. **(૫) પિત્ત પાડવાને માટેઃ**—કણજીની છાલ ખાવાને આપવી અથવા છાલનો રસ આપવો. **(૬) વ્રણસંબંધી કૃમિ દૂર થવા માટેઃ**—કણજી, કડવો લીંબડો અને નગોડના પાંત્રા વાટી લેપ કરવો. **(૭) નેત્રમાંના ફૂલ માંસવૃદ્ધિ ઇત્યાદીક ઉપરઃ**—કણજીનાં બિયાંનું ચૂર્ણ કરી, ખાખરાના ફુલોનો રસ કાઢી, તે ચૂર્ણને રસના ઘણીક વાર પુટ દેઇ બારીક ખલી દીવેટ જેવી લાંબી ગોળીઓ બાંધવી. તે ગોળી પાણીમાં ઘસી અંજન કરવુ, એટલે ઉપલા સર્વ નેત્રરોગ શસ્ત્રથી કાપી કાઢ્યા જેવા દૂર થાય છે. **(૮) આધાશીશી ઉપરઃ**—કણઝીનાં બિયાં ગરમ પાણીમાં ઘસી તેમાં થોડા ગોળ મેળવવો અને તેનું નસ્ય આપવું. **(૯) ખોડાને માટેઃ**—અરીઠાના પાલાએ ખોડા ધોઈ નાંખવો અને કણઝીનું તેલ, લીંબુનો રસ, અને કડવી કોઠીના બિયાનું તેલ એકત્ર કરી મસ્તકે ચોળતા જવું. **(૧૦) ઉરૂસ્તંભ ઉપરઃ**—કણઝીનાં મૂળ અથવા છાલ ઘસી ગરમ કરી લેપ કરવો. **(૧૧) ઓકારી ઉપરઃ**—કણઝીનાં બી કિંચિત સેકી કકડા કરી ખાવા.

---

## ૮૬. કનક.

સં૦ મ૦ હીં૦ ત્રિપર્ણીકંદ, કનક. ક૦ મુરેંગલ.

કનક આ કંદ છે. એના વેલા ઘણા મોટા થતા નથી. વેલી ઝીણી હોઈ પાંત્રાં ગોળ હોય છે. તેના પાંત્રાં નાગરવેલના પાન જેવડાં હોય છે. પાંત્રાને અણી હોય છે. વેલાને બટાટા પ્રમાણે જમીનમાં કનકો આવે છે. આ કંદ સકરીઆં કરતાં જાડુ હોય છે. લાંબુ તેટલુંજ હોય છે. કનકને કોઈ મરાઠીમાં 'કણગર' 'કણગી, 'કાંટે કણ્યા', એમ પણ કહે છે. કનકો બાફી અથવા શેકી ખાય છે. આ ફરાળને ઉપયોગી છે. કારંદ, અને કોણ એ કરતાં આ મીઠું છે. અને પૌષ્ટિક છે. **(૧) મુળવ્યાધી અને રક્તાતિસાર ઉપરઃ**—કનક બાફી ઘીસાકરમાં સવારમાં ખાવા આપવું.

---

## ૮૭. કદંબ.

સં૦ હીં૦ અ૦ કદંબ. મ૦ કળંબ. તા૦ કદંબ. મલા૦ કદમપુ તૈ૦ કદમચેટુ. લા૦ એંથોસીફાલ્સ કડંબા.

કદંબના ઝાડ મોટાં થાય છે. આ ઝાડ સર્વત્ર પ્રસિધ્ધ છે. એનાં પાંત્રાં મોટાં, અને પહોળાં હોય છે. એ ઝાડને ગુંદર આવે છે. **કદંબઃ**—તીખું, કડવું, તુરૂ, ખારૂ, શુક્રવર્ધક, શીતળ, ગુરૂ, વિષ્ટંભકારક, રૂક્ષ, સ્તન્યપ્રદ, ગ્રાહક, વર્ણકર એવું છે. અને રકતરોગ, પિત્ત કફ વ્રણ, દાહ, વિષ, મૂત્રકૃચ્છ વાયૂ એનો નાશ કરે છે. **(૧) નાના બાળકોને તાન પડે છે તે ઉપરઃ**—તાનનાં લક્ષણો એવાં થાય છે કે બાળકને તાવ આવે છે, કાનની ઝીનાર અને નસકોરાં ઘણા લવ લવ થાય છે. ઉપરાઉપરી મલદ્વારે પાણી પડે છે. તરસ બહુ લાગે છે. તાલુસ્થાન ઉડે છે. એવો પ્રકાર થયો હોય તો

તે ઉપર કદંબની છાલનો, થોડું થડું પાણી નાંખી રસ કાઢવો અને તેમાં જીરૂ અને ખડીસાકર નાખી પાવો. અને આજ રસ તાળવા ઉપર ૫-૬ વખત ચોળવો, એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. પછી ચોથે દિવસે તેને સ્નાન કરાવી તાળવા ઉપર કારેલાનું તેલ ચોપડવું. કદંબની છાલ પાણીમાં ઘસી તેનું સ્નાન પણ કરાવવું. (૨) **આંખો દુખવા આવે છે તે ઉપર**:—કદંબની છાલનો રસ કાઢી તેમાં અફીણ અને ફટકડી નાંખી લીંબુના રસમાં ખલ કરી, ગરમ કરી આંખો ઉપર ચોપડવું. (૩) **મુખરોગ ઉપર**:—કદંબની છાલના કાઢાનો કોગળો કરવો.

---

## ૮૮. કપાસ.

સં૦ કાર્પાસી. મ૦ દેવકાપશી. કો૦ બાગકાપશી હીં૦ કપાસ, રક્તકપાસ. ક૦ કંપુહત્તિ તૈ૦ ર્રિપત્તિચેટ્ટુ, ઓટલાવત્તિચેટ્ટુ. લા૦ ગાસિવિયમમ્અરબેસ્ય.

કપાસમાં બે પ્રકાર છે. **કપાસ** અને **નરમો.** બાગમાં કિંવા ઘેર વાવેલો તેને **નરમો** કહે છે આ ઝાડ કેટલાંક વર્ષો સુધી ટકે છે. ખેતરમાં વાવેલાને કપાસ કહે છે. એ કપાસના ઝાડ વર્ષાયુ હોય છે. નરમાનાં ઝાડ સુમારે મથોડુ દોઢ માથોડું ઉંચાં વધે છે. નરમામાં પણ બે ત્રણ પ્રકાર છે. એકના બી કપાસ પ્રમાણેજ હોય છે. અને બીજાનાં બી લાંબા અને કાળાં હોય છે. કપાસના ઝાડમાંથી રૂ ઉત્પન્ન થાય છે. રૂનો ઉપયોગ આખા જગતમાં છે રૂના વસ્ત્રો થઇ આપણા શરીરનું સરંક્ષણ થાય છે. આપણા **હીંદુસ્તાન** દેશમાં રૂ અતિશય ઉત્પન્ન થાય છે છતાં કપડાં માટે આપણને પરકીયોના હાથ તરફ જોવું પડે છે એ કેટલી દીલગિરીની વાત છે? રૂના બીયાનું (કપાશિયાનું) તેલ કાઢે છે. **કપાસ**:— મધૂર, શીતળ, સ્તન્યવર્ધક, કિંચીત ઉષ્ણ, બલકર, તૂરો અને લઘુ છે. અને કફ, પિત્ત, તૃષા, દાહ ભ્રમ, શ્રમ, ઉલટી, મૂર્ચ્છા એનો નાશ કરે છે **કપાસીનાં જીંડવાં**:—મૂત્રવર્ધક, અને વાયુ, રક્તવિકાર, કાનમાંના ફોલ્લા; કર્ણનાદ, એનો નાશ કરે છે. **કપાસીયા**:—સ્તન્યવર્ધક, ગુરૂ, વૃષ્ય કફકર, અને સ્નિગ્ધ છે. **રૂ**:—કિંચિત ઉષ્ણ, વાતનાશક, લઘુ, મધૂર એવું છે. (૧) **ધુપણી ઉપર**:—(સ્ત્રીના રક્તસ્રાવ ઉપર):—કપાસના પાંદડાંનો રસ આપવો; અથવા કપાસના મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી બે વખત આપવા. (૨) **અપચન થાય તે ઉપર**:—નરમાનાં કુમળા જીંડવા ખાવાં; એટલે બે ત્રણ દિવસમાં અપચન અને તાવ પણ દૂર થાય છે. (૩) **સર્પદંશ ઉપર**:—નરમાના પાંત્રાનો રસ કાઢી તે સુમારે ૪-૫ તોલા આપવો અને દંશ ઉપર પણ ચોળવો, કિંવા પિચકારીએ દંશમાં નાખવો. (૪) **ગંડમાલા અને અપચી** (ગંડમાલનો ભેદ છે) **રોગ ઉપર**:—કપાસના મૂળીયાંનું ચૂર્ણ ચોખાના લોટમાં મેળવી તેની ભાખરી કરી રોગનો નાશ થાય ત્યાં સૂધી ખાવી. (૫) **સ્તનમાં દૂધ આવવા માટે**:—કપાસનાં મૂળ અને શેલડીનાં મૂળ એકત્ર કાંજીમાં વાટી આપવા. (૬) **સ્તનરોગ ઉપર**:—કપાસનાં મૂળ અને **દુધી**, ઘઉની કાંજીમાં વાટી લેપ કરવો. (૭) **ઘીલોડીના દંશ ઉપર**:—કપાસનાં પાંદડાં, વછનાગ અને રાઈ એને વાટી લેપ કરવો; અથવા નરમાનાં મૂળ, માણસના મૂત્રમાં ઘસી દંશસ્થાને લેપ કરવો; કિંવા કપાસનું લાકડું ઘસી લેપ કરવો. (૮) **તાવથી શરીરે કંડુ ઉઠે છે ઉપર**:—નરમાના રસમાં કડવાં કારેલાં વાટી શરીરે લેપ કરી મર્દન કરવું. અને ચાર ઘડી પછી સ્નાન કરવું. (૯) **જખમ ભરાઈ આવવામાટે** પાનડીનો અંગરસ કાઢી તેમાં નરમાનાં મૂળ ઘસી ચોપડવાં. અથવા નરમાના તોરા અને પાનડી બારીક વાટી વડી કરી જખમ ઉપર મૂકવી, એથી ત્વરિત જખમ ભરાઇ આવે છે. (૧૦) **વીંછીના દંશ ઉપર**:—કપાસનાં પાંદડાં અને રાઇ એકત્ર વાટી લેપ કરવો. કિંવા કપાસનાં મૂળ રવિવારે લાવી રાખવાં; તે ચાવી ખાવાથી વિષ ઉતરે છે. (૧૧) **અફીણ ઉપર ઉતાર**:—કપાસનાં બિયાનું ચૂર્ણ અને ફટકડીનું ચૂર્ણ એકત્ર કરી ખાવું. અને નરમાના પાલાનો રસ આપવો. (૧૨) **ઇંદ્રિમાંથી**

**ધાતુ પડે છે તે ઉપર**:—નરમાનાં એ ત્રણ પાંતા અને ખડી સાકર એકત્ર કરી પ્રાતઃકાળે ખાવા. **( ૧૩ ) નાક અને મોમાંથી લોહી પડે છે તેને માટે**: જૂના કપાસની ધુણી નાકે સુંઘવી. પછી બે તોલા કપાસના પાંત્રાંના રસમાં ૧ તોલો ખડી સાકર નાંખી તે પીવું. **( ૧૪ ) સ્ત્રિયોના નષ્ટ પુષ્પ ઉપર એટલે અટકાવ યોગ્ય વખતે અને બરોબર થતો ન હોય તો**:—કપાસીયાના તેલમાં એલચી-દોડા, જીરૂં, હળદર, સીંધવ, એ એકેક માસો લેઇ ઝીણા કપડામાં બાંધી તેની પોટલી ચોથા દિવસથી યોનીમાં રાખવી. **( ૧૫ ) કામીણ રોગ ઉપર**:—નરમાનાં જીંડવાનો રસ નાકે પીવો. **(૧૬) ધંતુરાના વિષ ઉપર**:—કપાસના બિયાં અને ફૂલ એનો કાઢો આપવો. **(૧૭) બાળકના અતિસાર ઉપર**:—નરમાંનાં તાજાં જીડવાં બાફી તેનો રસ કાઢવો અને તે બાળકને પાવો. અથવા બાળકની માએ તે જીંડવું ચાવી તેનો રસ બાળકના મોંમાં નાખવો. **( ૧૮ ) મગજ શાંત થવા માટે તથા મસ્તકશૂળ ઉપર**:—કપાસિઆનું તેલ માંથાઉપર ચોળવું. દિવસ ૩ અથવા ૭. **(૧૯) મૂળવ્યાધિ ઉપર**:—નરમાના પાલાનો રસ ગાયના દૂધમાં ત્રણ તોલા પર્યંત આપવો. **(૨૦) આગંતુક જ્વર ઉપર**:—નરમાંનાં પાંદડાં ગાયના દૂધમાં વાટી ગરમ કરી શરીરે લેપ દેવો.

---

## ૮૯. કપૂરવેલ.

કપૂરવેલ એ ઝાડને વેલ એવી સંજ્ઞા છે. પરંતુ એનાં ઝાડ હોય છે. એ ઝાડ ત્રણ હાથ ઉંચાં વધે છે. એનાં પાત્રાં લાંબાં હોય છે. એ પાસે લઈ જોવાથી ઘણું ચમત્કારિક જણાય છે. એ જોવામાં ઘણાં ખરખરાં દેખાય છે, પણ હાથને સુંવાળાં લાગે છે. એને ઘણું કરી કપૂર પ્રમાણે વાસ આવે છે, માટે એનું કપૂર વેલ એવું નામ પડેલું છે. એનેજ કોઇ કપૂરચિનઈ એમ કહે છે. એ ઝાડને કેટલાક વોળા રંગના તોરા આવે છે. તેમાં પણ પાત્રાં પ્રમાણેજ વાસ આવે છે. એજ આ ઝાડનાં ફૂલ હોય છે. એ તોરા અથવા એનાં પાત્રાં બીજા ફૂલોના ગુચ્છામાં ઘાલ્યાં હોય તો તેમાં તરેહતરેહનો વાસ આવે-છે. **(૧) પીડ ઉપર**:—કપૂરવેલના પાંત્રાંનો રસ કાઢી આપવો.

---

## ૯૦. કપુર.

સં૦ બં૦ કર્પૂર. મ૦ ફા૦ કાપૂર હીં૦ કપૂર. ક૦ પ્પૂર. તૈ કર્પૂરામુ અ૦ અ૦ કાફુર-કેશરી. ઇં. કેંફોર. તા. કેંફોરાઆફિસિનેરમ્.

કપૂરનાં વ્રક્ષ ચીન દેશમાં અને આ દેશમાં પણ કોઈ કોઈ જગોએ પાંચ દસ પ્રકારના ઝાડમાથી નીકળે છે. હીંદુસ્થાનમાં કેળના જાતનું એક ઝાડ છે; તેમાંથી કપૂર કાઢે છે. તે ઝાડને **કપુરકેળ** એમ કહે છે. કપૂર બનાવવાની કૃતિ જૂદા જૂદા જૂદા દેશોમાં જૂદી જૂદી હોય છે. કપૂરમાં ત્રણ પ્રકાર છે. **ભીમસેની** (બરાસ કપૂર), **પત્રી** કપૂર અને **ચિનાઈ કપુર**. કપૂર વસ્ત્રમાં અને પુસ્તકમાં રાખવાથી તેને ઉધાઈ લાગતી નથી. કપુર ઉઘાડો રાખવાથી ઉડી જાય છે. સબબ ડબામાં ભરી રાખવો જોઇએ કપૂર સર્વ તાવ ઉપર ચાલે છે એવું એક ઇંગ્રેજી વૈદનું મત છે, કપૂરના પાણીમાં ઝાડના બી પલારી રાખવાથી કેટલાક દિવસોએ બાહેર કાઢીએ તો તે જમીનમાં ઘાલ્યાં બરોબર ઉગી નીકળે છે. કપૂર **સાધારણ**:—મધૂર, કડવું, શીતળ, સુગંધ, લઘુ, નેત્રય, લેખન, વૃષ્ય, તિખું, પ્રિતિકારક, મૃદૂ, મદકર એવું છે. અને કફ, દાહ તૃષા, રકતપિત્ત, કંઠરોગ, નેત્રરોગ, વિષ, પિત્ત, મુખની વિરસતા, દુર્ગંધ, ઉદર, મૂત્રકૃચ્છ, પ્રમેહ અને મળનો ગંધ, એનો નાશ કરે છે. એ **તાજુ** હોય ત્યારે સ્નિગ્ધ, કડુ, ઉષ્ણ, દાહકર છે, અને **જૂનું** થયું **હોય તો**:—દાહ, શોષ એનો નાશ કરે છે. તેજ સ્વચ્છ કરવાથી ગુણવાળું બને છે. **ભીમસેની કપૂર**:—મીંઠું, શીતળ, વષ્ય, કડુ, તીખું છે. અને તૃષા, દાહ, રકપિત્ત, કફ, એનો નાશ કરે છે. **(૧) વીછીંના વિષ ઉપર**:—પાનમાં ચોચુડા જેટલું કપૂર નાંખી ખાવું. **(૨) જનાવરના ક્ષતમાં કિડા પડે છે તેને માટે**:—ક્ષતમાં ક-

પૂર ભરવું. **(૩) ખરજવા રોગ ઉપર:—** કપૂર તોલો ૧, ધોળો કાથો તોલો ૧, અને સીંદુર અડધો તોલો એકઠા ખલ કરી કાંસાના વાસણમાં નાંખી તેમાં ઘી દસ તોલા નાંખવું. તેને હાથે મર્દન કરી, ૧૨૧ વખત પાણીએ ધોવું. આ મલમ જખમ, ગરમીનાં ચાંદા, બળેલા સડેલા અથવા બીજા જખમ વગેરે ઉપર ઉપયોગી છે. અને એ ઇસબને સારો કરે છે. **( ૪ ) વછનાગના વિષ ઉપર:—**કપૂર પાણીમાં મેળવી આપવું. **(૫) પાપીણી થયેલી હોયતો:—**કપૂર લીંબુના રસમાં ખલી ચોપડવું. **(૬) ગર્મીના ચાઠાં ઉપર:—** કપૂર બાળી રહેલો શેષ ભાગ ઘીમાં ખલી ચોપડવું. **(૭) ખાલી ઉપર:—**કપૂરનું તેલ મોહરી ચઢે તે જગાએ ચોળવું. **(૮) જંત ઉપર:—**બાળકને કીંચિત કપૂર ગોળમાં નાંખી આપવું, **(૯) દાંત દુખે છે, તેને તથા દાંતમાંના કીડા દૂર થવા માટે:—**કપૂર દાઢ નીચે રાખવું. **(૧૦) આંખોમાં ફૂલ પડયું હોય તો:—**કપૂર વડના દૂધમાં વાટી અંજન કરવું, એટલે બે મહિનાનું જો ફૂલ હશે તો તેનો નાશ થશે. **(૧૧) મૂત્ર ઘાત ઉપર:—** કપૂરના ચૂર્ણની કપડામાં સળી[દીવેટ] કરી હળવે હળવે શિશ્નદ્વારમાં ચલાવવી અને રાખવી એટલે મૂત્ર ઘાત જશે. **(૧૨) દુ:ખવા આવેલા ભાગની વેદનાં શમન થવા કંપૂરનું તેલ:—**કપૂર ખલમાં નાંખી બારીક થાય ત્યાં સુધી ઘુંટવું અને તેમાં ચોગણું તેલ નાંખી પુન: ઘુંટવું એટલે સર્વ કપૂર ઓગળી જશે. આ તૈયાર થયેલું તેલ થોડી વાર ચોળી ચોપડવું. **(૧૩) વાળા ઉપર:—**કપૂર ઘીમાં ખાવા આપવું.

---

## ૯૧. કપુરભેંડી.

કપૂરભેંડીનાં ઝાડો ડુંગરાળ પ્રદેશમાં થાય છે. એ ઝાડની ઉંચાઈ સુમારે માંથોડુ બે માંથોડાં હોય છે. કપૂરભેંડીનાં પાંત્રાં નરમાના જેવાં હોય છે. એનાં ફૂલો ધોળાં રંગના હોય છે. કપૂરભેંડીના ઝાડ ઘણું કરી ડુંગરની કીનારીપર અઘવડ જગોએ હોય છે. કપૂરભેંડીના મૂળનો ઉ-તમ સુવાસ આવે છે. કપૂરભેંડી એ અનેક રોગો ઉપર ચાલે છે. **(૧) સર્પદંશ ઉપર:—** કપૂરભેંડીના મૂળ ઘસી આશરે ૪ તોલા પાવાં. **(૨) આગંતુક જખમ ઉપર:—**કપૂરભેંડીના મૂળ ઘસી જખમ ઉપર ચોપડવાં; એટલે જખમનું શોધન થઈ જખમ જલદી ભરાઈ આવે છે. **(૩) ભગંદર ઉપર:—**કપૂરભેંડીનાં મૂળ ચંદન પ્રમાણે ઘસી દિવસમાં ચાર પાંચ વખત ચોપડવા અને નિત્ય એક વખત પાવા. **(૪) વ્રણ ઉપર:—**કપૂરભેંડીના મૂળ, થંડા પાણીમાં ઘસી ૭ માસા પ્રમાણે બે વખત પાવાં તથા મૂળ ઉપરની છાલનું ચૂર્ણ ચલમમાં નાંખી પીવું. અને મૂળનો ગુમડાં ઉપર લેપ કરવો. **(૫) રક્તપિતી ઉપર:—**કપૂરભેંડીનાં મૂળ ૧ તોલો, થંડા પાણીમાં ઘસી નિત્ય બે વખત પાવાં એમ ૬ મહિના સુધી આપવાં. **(૬) ગંડમાલ અને ગ્રંથીરોગ ઉપર:—**કપૂરભેંડીના મૂળ થંડા પાણીમાં ઘસી નિત્ય લેપ દેતા જવું.

---

## ૯૨. કપુરીમધુરી.

સં० સ્પૃક્કા. મ० કપુરીમધુરી. કર્પુરવલ્લી. પિંડિકકા. હીં० અસવરગ, લંકોડકપુરી. બં० સ્પૃકકા શાક, ગંધપિંડીં. ક० હિકકે. તા० કારિતુંબા. લા० સાલવિયા બેંગાલેનસિસ્, એનિસોમેલાસ મલેબારીકા.

આ ઝાડ સુમારે એક હાથ ઉંચુ વધે છે. એના પાંત્રા તુળશીના પાંત્રા પ્રમાણે હોઈ તે ધોળાશ ઉપર હોય છે. એને તુળશી પ્રમાણે તુરા (માજર) આવે છે. આ ઝાડ **પુણા** અને **નાશિક** જીલ્હામાં કેળાના બાગમાં પુષ્કળ થાય છે. **કપુરીમધુરી:—**તિખી, કડવી, તૂરી, સ્વાદુ, શીતળ, વૃષ્ય, સુગંધી; અને ઉધરસ, તૃષા, મેહ, કંડુ, ત્રિદોષ, કુષ્ટ, વિષદોષ, જ્વર, કફ, સ્વેદ, દાહ, રક્તદોષ, દુર્ગંધ, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર અને શળ એનો નાશ કરે છે. **(૧) પરૂપરમિઆ ઉપર:—**કપુરીમધુરીના પાલાનો અંગરસ ૭ દિવસ આપવો. (૨) **મધુરા** અને **વિ-**

**ષમ જ્વર ઉપરઃ**—કપુરીમધુરીના પાલાનો કાઢો આપવો.

---

## ૯૩. કમળ.

સં૦ હીં૦ કમલ પદ્મ. મ૦ કમળ. બં૦ તાવેર, કમલ. તૈ૦ પદ્મમુ. ઇં૦ લોટસ્.

કમળની ઉત્પત્તિ તળાવમાં અથવા જળસમૂહમાં ઘણુ કરી થાય છે. પાણી શિવાય કમળ થવાનું નહીં. એના કાંદા હોય છે; એને દીટાં આવી તે ઉપર ફુલ આવે છે. એનાં દીટાં ઘણાં લાંબાં હોય છે. તેને અંદર જાળી હોઈ તે વળી પોલું હોય છે. એનાં પાંત્રા ગોળ હોય છે. કમળમાં ઘણી જાતિ છે. **ધોળાં રાતા, ગુલાબી અને લીલાં** ઈત્યાદિ. કમળનાં ફુલ ઘણાજ શોભાવંત દેખાય છે. તેને અનેક લાંબી સેરો હોઈ તે પાસે પાસે હોય છે. જૂદી જૂદી જાતીની જૂદી જૂદી નાની મોટી આકૃતિઓ હોય છે. કેટલીક જાતનો વાસ આવે છે. અને કેટલીકને વળી આવતો નથી. કલ્હાર કરીને એક કમળની જાતિ છે. તેનાં પાંત્રા કમળ જેવાં પણ કિંચિત નાનાં હોય છે. કલ્હારનાં ફૂલ માત્ર કમળ કરતાં વળી જૂદી તરેહનાં હોય છે. આ ફૂલ ધોળાં હોઈ સુકુમાર અને નાનાં હોય છે. એનો સુવાસ ઘણો છે. એને ચોમાસામાં ફૂલો ઘણાં આવે છે. **કુમુદી** કરીને એક કમળની જાત છે. તેનાં પાંત્રા કમળના પ્રમાણેજ હોય છે. ફૂલ માત્ર બારીક અને સુકુમાર હોય છે. એના ફુલોનો જથો થંડીનાં દિવસોમાં ઘણો હોય છે. વિશેષે કરી ધોળા કમળને '**પુંડરીક**' કહે છે. રાતા કમળને "**કોકનદ**" કહે છે. અને લીલા કમળને **ઈંદીવર** એવું નામ કહે છે. કમળના સર્વ વેલાને "**કમલિની**" કહે છે. **કમળાક્ષ** કરી એક કમળની જાતી છે તે જાતીના કમળોના દીટાં ધોળા હોઈ, કોઈ પગના અંગુઠા જેટલાં જાડાં હોય છે. દીટાં કાદવમાં થયેલાં હોય તેમાં સ્વાદ ઘણો હોય છે. એ દેઠાને મરાઠીમાં "ભિસે" કરીને કહે છે. એ કમળનાં પાંત્રા મોટી છત્રી જેવાં હોઇ તે જમવા સારૂ ઉપયોગી છે. એ કમળો (ફુલો) રાતા રંગનાં હોય છે. કમળનું "પોપણી" એવું પણ નામ છે. એ કમળને નાનાં ચપટાં ફળ આવે છે. તેમાં પાંચ છ નાના કરમદા જેવડાં બિયાં હોય છે. તેને કમળાક્ષ અથવા કમળકાકડી કહે છે. એ બિયાંની અંદર જે ધોળો મગજ હોય છે તે ભાંગીને ખાય છે, કમળાક્ષાંની કાસીમાં લાહી કરે છે. તે દૂધમાં નાંખી ખાય છે. કિંવા એનો લોટ કરી તેમાં ઘી સાકર નાંખી લાડુ કરે છે. કમળકાકડી ઘણી પૈષ્ટિક છે. દીટાના, નાના નાના કકડા કરી તેને સુકવે છે. તે દીટાની કાચરી થાય છે, તેને ઘીમાં કે તેલમાં તળી ખાય છે. **કમળઃ**—શીતળ, સ્વાદુ, સુગંધી, ભ્રાંતિહારક, તાપનાશક, વર્ણકર, તૃપ્તિકર એવું છે. અને રક્તપિત્ત, શ્રમ, કફ, પિત્ત, તૃષા, દાહ વિસ્ફોટક, રક્તદોષ, વિસર્પ અને વિષ એનો નાશ કરે છે. **(૧) ગુદભ્રંશ ઉપરઃ**—કમળનાં કુમળાં પાંત્રા સાકર સાથે ખાવાં. **(૨) શરીરમાં થયેલી સર્વ પ્રકારની ગરમી જતી રહેવાને તથા ધાત પડતી હોય તોઃ**—ધોળા કમળનો કંદ લાવી રાખવો એટલે તેમાંથી જે બલ્ક આવે તે પાશેર પર્યંત લેઈ, તેમાં આસીંદરાની અંતરછાલનું ચૂર્ણ અર્ધો તોલો અને ગાયનું દૂધ નાંખી, સર્વ મિશ્રણ સરખું કરવું. પછી જીરાની ભૂકી અને ખડી સાકરની ભૂકી નાંખી આપવું. આ ઔષધ નિર્દોષ ગુણ આવે ત્યાં સુધી આપવું. **(૩) તણુખિયા અને થંડા પ્રમેહ ઉપરઃ**—ધોળા કમળના કંદનો લોટ કરી નિત્ય સવારે ગાયનું ઘી ૧ તોલો લઈ તેમા એ લોટ અર્ધો તોલો, જીરાની ભૂકી ત્રણ ગુંજા અને ખડીસાકર ૬ માસા નાંખી સવારે અને સાંજે આપવું. **(૪) દાહ ઉપરઃ**—કમળ અને કેળનાં પાત્રા ઉપર શયન કરવું. **(૫) પિત્તજ્વર ઉપરઃ**—ધોળા કમળની કળીઓ, જેઠીમધ અને ખડીસાકર એનો કાઢે, કરી થંડો થયા પછી આપવો.

---

## ૯૪. કરમદી.

સં૦ કરમર્દ. મ૦ કરવંદ. હીં૦ કરંદા, કરોદી. બં૦ કરમચા. ક૦ કરજીગે. તૈ૦ વાક્ક

પારિ, કચેટુ. ૪૦ જાસ્મિલ લ્ફાવર્ડ કેરિસા. લા૦ કેરીસાં કોરંડાસ.

આ કાંટેરી ઝાડ છે. અને ડુંગરોમાં થાય છે. એને ગોળ, ઝીણાં અને કાળા રંગના ફળો આવે છે. લીલા ફળોનું અથાણું થાય છે. એનાં લાકડાં ફકત બાળવાના કામમાં આવે છે. પાકેલા ફળો ખાટાં લાગે છે. કરમદાંમાં એક કડવી જાત છે. **કરમદા લીલાં:**—કડવાં, અગ્નિદીપક, ગુરૂ, પિત્તકર, ગ્રાહક, ખાટાં, ઉષ્ણ, રૂચિપ્રદ, રકતપિત્ત, કફ એને વધારનાર અને તૃષા નાશક છે. **પાકેલાં કરમદાં:**—મધૂર, રૂચિકર, લઘુ શીતળ એવાં છે; અને પિત્ત રકતપિત્ત, ત્રિદોષ, વિષ, વાયૂ એનો નાશ કરે **(૧) વિષારની પરિક્ષા:**—કરમદીનાં મૂળ પાણીમાં ઘસી થોડુંક પીવું. વિષ ચડેલું હશે તો ઉલટી થશે નહીં. (૨) **ખસ માટે:**—કડવી કરમદીના મૂળ પાણીમાં અથવા મીઠા તેલમાં ઘસી ઉપર ચોપડવાં. **(૩) ક્ષતમાંના કૃમિ મરવાને માટે:**—કડવી કરમદીનાં મૂળ પાણીમાં ચંદન પ્રમાણે ઘસી લેપ કરવો અને થોડું પાણી કરી ક્ષતમાં છોડવું એટલે જલદી કૃમિ નહિં જેવા થાય છે. **(૪) સર્પ દંશ ઉપર:**—કડવી કરમદીનાં મૂળ પાણીમાં ઘસી પાવાં. **(૫) વિષમ જ્વર ઉપર:**— કડવી કરમદીનાં મૂળ પાણીમાં ઘસી અંગે લેપ કરવો. **(૬) નળગુદને માટે:**—કડવી કરમદીનાં મૂળ ગોમૂત્રમાં ઘસી પાવા.

---

## ૯૫. કરેણ (કણેર).

સં૦ કરવીર. મ૦ કણ્હેર. હીં૦ કરેણ.

આ ફુલઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એની ઉંચાઈ સુમારે માથોડું બે માથોડાં હોય છે. એમાં ધોળીં, રાતી, ગુલાબી અને પીળી એવી ચાર જાતિ છે, તેમાં ધોળી કરણ ઔષધનાં કામમાં વધારે ગુણાવહ છે. એનાં મૂળ ઘણાં વિષારી છે. એનાં પાંત્રા લાંબાં હોય છે. એ ઝાડ પાસે સર્પ આવતો નથી એમ કહે છે **ધોળી કરણ:**—તિખી, કડવી, તુરી, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, ગ્રાહક, એવી છે, અને મેહ, કૃમિ. કુષ્ટ, વ્રણ, **અર્શ**, વાયૂ એનો નાશ કરે છે, ખાવામાં આવી હોય તો **વિષ** છે અને નેત્રોને હિતાવહ, લઘુ, અને વિષ વિસ્ફોટ, કુષ્ટ, કૃમિ, કંડુ, વ્રણ, કફ, જ્વર, નેત્ર રોગ એનો નાશ કરે છે. **રાતી કરણ:**—શોધક તિખી, પાકવખતે કડુ, અને લેપ, કરવાથી કોડ નાશક છે. **પાટલવર્ણ કરણ:**—મસ્તકશૂળ, કફ, વાયૂ એનો નાશ કરે છે. **(૧) સર્પ, વિંછી વગેરેના વિષ ઉપર:**—ધોળી કરણનાં મૂળ ઘસી શક્તિ પ્રમાણે અથવા પાંત્રાનો રસ પી જવો. કદાપિ એ ઔષધથી ગ્લાની આવે તો ઘી પાવું. **(૨) ઉપ દંશ ઉપર:**—કરણનાં મૂળ ઘસી તેનો લેપ કરવો. એટલે અસાધ્ય પીડા પણ દૂર થાય છે. **(૩) વિષમ જ્વર ઉપર:**—ધોળી કરણનાં મૂળ આદિતવારે કાને બાંધવાં. આ યોગ સર્વ પ્રકારના જ્વર ઉપર પ્રશસ્ત છે. **(૪) મૂળ વ્યાધિ ઉપર:**—કરણનાં મૂળ ઘસી તેનો લેપ કરવો. **(૫) ધાવરા ઉપર:**—રાતી કરણનાં ફૂલો અને ચોખા સમભાગ લઈ રાત્રે થંડા પાણીમાં પલારી રાખી, તે વાસણ ઉઘાડું રાખવું. બીજે દીવસે પ્રાતઃકાળે તે ચોખા અને ફૂલ એકત્ર વાટી લેપ કરવો. **(૬) શિરો રોગ ઉપર:**—ધોળી કરણનાં મુળ સુકવી ઘસી વેદના યુક્ત મસ્તકના ભાગ ઉપર ચોપડવું. **(૭) સર્પના વિશ ઉપર:**—ધોળી કરણનાં ફૂલ સુકવી, તેના સમભાગ કડક તંબાકૂ મસળી, તેમાં થોડી એલચીદોડાની ભૂકી નાંખી તે ચૂર્ણ વસ્ત્રગાળ કરી તપખીર પ્રમાણે સુંઘવું.

---

## ૯૬. કરડાઈ (કસુંબી કસૂમ.)

સં૦ ક૦ કુસુંભ. મ૦ કરડઈ. હીં૦ કસૂમ, તા૦ ચેડુરૂકકુ, તૈ૦ લતરૂદ્ધ, લકક, બંગારા, મલા૦ કયમપતરૂ. ફા૦ ગુલેમારકર, તુખ્મકાયસા. અ૦ અખરીજ, હબુલ્અસ્ફર. ઇં૦ ઑફિસિનલ્કાર્થેમસ્. લા૦ કેસિયાઑરકયુલેટા.

કરડઈનાં ઝાડ કંબરપૂર ઉંચાં વધે છે. એનાં પાંત્રાં લાંબાં હોય છે. તેને બારીક કાતરા હોય છે. કરડાઇને પીળા રંગનાં ફૂલ આવે છે. તેમાં કેશર પ્રમાણે તંતુ હોય છે. એ ફૂલમાંથી

પછી મોટી સોપારી જેવડું જીંડવું આવે છે. તેને દીટું હોય છે. એ જીંડવામાં કરડઈના દાણા હોય છે. એ ઝાડને અને જીંડવા ઉપર કાંટા હોય છે. કરડઈ દક્ષીણમાં ઘણીજ પાકે છે કરડઈમાં બે જાત છે. એક કાંટાની અને બીજી બીન કાંટાની. બીન કાંટાની. કરડઈનાં ફૂલો વીણી લેઈ સુકવે છે. અને તેનો કસુંબો કરે છે. તેનો રંગમાં ઉપયોગ થાય છે. એ ફૂલો કાઢી લેવાથી કરડઇનો પાક વધતો નથી. કરડઈના બીયાંનું તેલ કાઢે છે; તે ખાવાના તથા બાળવાના કામમાં ઉપયોગમાં આવે છે. ખોળ ઢોરોને ખાવા નાંખે છે. કુંમળી કરડઈના પાલાની ભાજી પણ કરે છે. કરડઈનું તેલ બળકટ અને વીર્યવર્ધક છે. કરડઈઃ—વાતુલ, રૂક્ષ, વિદાહી, તીખી છે. અને મૂત્રકૃચ્છ, કફ, રક્તપિત એનો નાશ કરે છે. **કરડઈના ફુલોઃ**—સ્વાદુ, ત્રિદોષનાશક, ભેદક, રૂક્ષ, ઉષ્ણ, પિત્તકર, કેશ રંજનકારક, કફનાશક અને લઘુ છે. **કરડઈની ભાજીઃ**—મધૂર, નેત્ર્ય, ઉષ્ણ, તીખી. અગ્નિદીપક, અતિરૂચિકર, રૂક્ષ, ગુ, સારક, પિત્તકર ખાટી, ગુદરોગકારક છે. અને કફ, મળ, મૂત્ર, અને મેદ એનો નાશ કરે છે. **કરડઈનું તેલઃ**—બળકર, ખારૂં કડવું, વિદાહી, અચક્ષુષ્ય, ગુરૂ, તીક્ષ્ણ, ઉષ્ણ, મલસ્તભંક, કફપિત્તકારક ખાટું, ત્રિદોષકારક; અને કૃમિ, વાયુ એનું નાશક છે.

---

## ૯૭. કરંબળ

( સં૦ ભવ્ય. )

કરંબળાના ઝાડો મોટાં મોટાં થાય છે. એ ઝાડો કોકણપ્રાંતમાં પુષ્કળ છે. એ ઝાડનાં પાંત્રાં મોટાં હોઈ, એ હાથ સવા હાથ લાંબાં થાય છે એનાં ત્રણ પાંત્રાં એકલ જોડવાથી એક મોટી પતાળી તયાર થાય છે. **ગર્ભમાંની ગરમીથી બાળકના અંગની ચામડી જાય છે તે ઉપરઃ**—કરંબળાની છાલનો રસ તોલા ૨, જાઈના પાલાનો રસ તોલા ૨, ધોળોકાથો તોલા ૨, **શંખજીરૂ** તોલા ૧, શીંદુર માસા ૬, જેઠી મધનો સીરો માસા ૬, અને ગાયનું માખણ તોલા ૮, એ સરવે એકત્ર ખલી તૈયાર થયા પછી આ ઔષધ કપાસના રૂથી બાળકના અંગે ચોપડવું. આ સતત ૩ દિવસ ૨ વાર ચોપડવું ચોથા દીવસે દૂધ અને ઘી એકત્ર કરી બાળકના અંગે ચોપડી સ્નાન કરાવવું. **(૨) પગ વળે છે તેને માટેઃ**—કરંબળાની છાલનો રસ કાઢી તેમાં કાળાં મરી બારીક વાટી પગે લેપ કરવો, અને ઉપર કરંબળાનાં પાંત્રાં મૂકી તે ઉપર કપડાનું ઢાંકણ કરવું. એ પ્રમાણે એક બે વખત કરવું; એટલે ગુણ આવે છે. **(૩) અતિસાર ઉપરઃ**—કરંબળાની છાલ દહીમાં ઘસી આપવી.

---

## ૯૮. કરેડો.

( સં. કરીર. મ. નેબતી. )

કરડાને ખાનદેશ, મારવાડ અને ઉતર હિંદુસ્તાનમાં " કરેલ " કહે છે. એ કાંટેરી ઝાડ છે. એને પાંત્રા આવતા નથી. એને આખા અંગ ઉપર બોરડીના જેવા કાંટા હોય છે. એ માંથોડુ બે માથોડાં ઉંચો વધે છે. એને રાતાં ફુલો આવે છે. અને નાંના બોર જેવડાં ફળો આવે છે. એ ફળોનું શાક કરે છે. કોઈ કોઈ એ ફળોને છાશમાં મીઠું નાંખી તેમાં ત્રણ દિવસ તેને પલારી રાખી, પછી સુકવી, પછી તેનું શાક કરે છે. એના પાકાં ફળનો રંગ લાલ હોય છે. એ ઝાડો પુષ્કળ થાય છે. **કરેડોઃ**—ઉષ્ણ, તૂરો, તીખો, આધ્માનકારક, રૂચિકર, ભેદક, સ્વાદુ; અને કફ, વાયૂ, આમ, વિષ, સોજો, વ્રણશોથ, કૃમિ, ખરજ, અરૂચિ, સર્વ શૂળ, અને શ્વાસ એનો નાશક છે. **એનાં ફળઃ**—તીખાં, કડવાં, ઉષ્ણ, તુરાં, વીકાસી, મધૂર, ગ્રાહક, મુખને સ્વચ્છ કરનારાં, હૃદ્ય, રૂક્ષ, અને કફ, મેહ, અર્શ એનો નાશ કરે છે. **એનાં ફૂલઃ**—વાતકારક, તુરાં, અને કફ, પિત્ત, એનાં નાશક છે. **ઉપયોગઃ**—(૧) **દંતશૂળ ઉપરઃ**—કરડાનાં મૂળ ચાવી ખાવાં એટલે શૂળ તાબડતોબ રહે છે.

---

## ૯૯ કલગારી.

મ૦ કળલાવી. હિં૦ કરિહારી.

કલગારીનાં ઝાડ પ્રથમ જાડા ઘાસના જેવાં થઇ વેલી પ્રમાણે પ્રસરે છે. એનાં પાંત્રા આદુના પાંત્રા પ્રમાણે હોય છે. એ બહુધા વાડના આશ્રયે થાય છે. કલગારીનાં જૂના છોડની જાડાઇ કદલીના છોડ જેવડી થાય છે. આ ઝાડ ઉન્હાળામાં સુકાઈ જાય છે. એના ફૂલોની પટીઓ લાંબી હોઈ જાસંદીના ફૂલ જેવડી થાય છે. આ ફૂલો રાતા, પીળાં, ભગવા, ધોળાં એમ રંગ બેરંગી હોય છે. એ ફૂલના યોગથી ઝાડ દૂરથી શોભાવાળું દેખાય છે. એનો કંદ વિષારી છે. એને મરાઠીમાં 'ખડયાનાગ' વાગ 'ચબકા' એમ પણ કહેછે. કોકણમાં કોઈ એને 'કળઈ' કળાવી એમ પણ કહે છે. **કલગારિઃ**— સારક, કડવી તીખી, ખારી, પિત્તકર, તીક્ષ્ણ, ઉષ્ણ, તુરી, અને લઘુ છે, અને કફ વાયુ, કૃમિ બસ્તિશળ, વિષ, કુષ્ટ, અર્શ કંડુ, વ્રણ સોજો શોષ, શળ. શુષ્કગર્ભ અને ગર્ભનો નાશ કરે છે. **(૧) કાખમાંજરી અને વાળા માટેઃ**—કલગારીનો કંદ ઘસી ચોપડવો. નારૂ થવા માંડે કે તરતજ આ ઉપાય કરવો. (૨) **અપચી** ( ગંડમાળનો ભેદ) **રોગ ઉપરઃ**—કલગારીના કંદનો કલ્ક કરી તેમા ચોગણું તેલ અને તેલ જેટલોજ નિર્ગુંડીનો રસ નાખી તેલ સિદ્ધ કરી, તેનું નસ્ય કરવું અને લેપ પણ કરવો. **(૩) વ્રણ, ગંડમાળ, કાળપુળી, બદ, સોજો ગાંઠ વગેરે ઉપરઃ**—કલગારીનો કાંદો વાટી ચોપડવો (બાંધવો). **(૪) સુખે પ્રસવ થવામાટેઃ**—કલગારીનો કંદ પાંણીમાં ઘસી આપણાં હાથે લેપ કરી જે સ્રીને દુઃખ થતું હોય તેના હાથને આપણા હાથનો સ્પર્શ કરવો એટલે સત્વર પ્રસુત થશે. અથવા કલગારીના કંદને તાંતણો બાંધી તે હાથ પગે બાંધવું. **(૫) ઢોરનું અંગ બહાર આવે છે તે ઉપરઃ**— કલગારીનો પાલો હાથે ચોળી તે અંગ પાસે બંને હાથ લાવવા એટલે અંગ અંદર જાય છે. ન જાય તો તે અંગને હાથનો સ્પર્શ કરવો, અને બંને હાથ મોં આગળ લાવી દેખાડવા. એટલે અંગ અંદર સ્થિર રહે છે. પુનઃ બાહેર આવતું નથી. **(૬) કાવળી ઉપરઃ**— કલગારીના પાંત્રાનું ચૂર્ણ છાશમાં આપવું. **(૭) યોનીશૂળ અને પુષ્પાવરોધ ઉપરઃ**—કલગારી, કીંવા વૃંદાવન એનાં મૂળ યોનીમાં રાખવાં **(૮) કૃમિકર્ણ કાનમાં કૃમિ થાય છે તે ઉપરઃ**—કલગારીનો કાંદો વાટી તેનો રસ કાનમાં નાંખવો **(૯) સર્પદંશ ઉપરઃ**—કલગારીના કંદ પાણીમાં વાટી તેનું નસ્ય આપવું **(૧૦) ખરજવા ઉપરઃ**—કલગારીના અને કડવીનાં કંદ ઘસી ૪–૫ દિવસ ચોપડવાં.

---

## ૧૦૦. કલૌંજી જીરૂં.

સ૦ ઉપકુંચીકા. મ૦ કલૌંજી.

કલૌંજી જીરૂં પણ કાળીજીરી પ્રમાણેજ હોય છે. ઝાડ તેવડાંજ મોટાં થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની ઉત્પત્તિ વિશેશ થાય છે. એ છોડ બાગમાં વાવવાથી થાય છે **આ** જીરૂ કડવું તીખું ઉષ્ણ અગ્નિદિપક વૃષ્ય અજીર્ણનાશક ગર્ભશયને શુદ્ધ કરનાર અને આધ્માન વાયૂ, ગુલ્મ, રક્તપિત્ત, કૃમિ, પિત્ત, આમદોષ, વાયુ, શળ એનો નાશ કરે છે. **(૧) અજીર્ણ, અગ્નિમાંદ્ય, આમ અને શૂળ ઉપરઃ**— કલૌંજી જીરાનો કાઢો કરી તેમાં સંચળનું ચૂર્ણ નાખી આપવું.

---

## ૧૦૧. કવલા.

સં૦ કલાય.

કવલાની ભાજી કોકણમાં પ્રસિદ્ધ છે. એ છોડ સુમારે વેંતેક ઉંચું વધે છે. આ છોડ રાનમાં પોતાની મેળે થાય છે. શ્રાવણ માસના સોમવારને દિવસે કેટલાક લોક એની ભાજી અવશ્ય ખાય છે. એ શાકમાં કાંદા નાખી કરવાથી તે બહુજ સારૂં થાય છે. **કવલાની ભાજીઃ**—ભેદક, ઉષ્ણ, કડવી, અને ત્રિદોષઘ્ન છે.

---

## ૧૦૨. કંકોડી. (કંટોલી)

સં૦ કર્કોટકી. મ૦ કર્ટોલી, કંટોલી. ફાકલી. હીં૦ ખેકસા, કંકોડા. બં૦ કાકરોલ. ક૦ મડુવાગાલ, માડાહાગાલ, કાર્ચી, કર્કોટકી. તૈ૦ આગાકર. તા૦ ઇગારવલ્લી. તુ૦ કાડકંચાલા.

મલા૦ વેંપાવલ. લા૦ મોમોર્ડિકાડાયેઇકા.

કંકોડીના વેલા ચોમાસામાં રાનમાં થાય છે. એ વાડના આશ્રયે રહે છે એનો વેલો પાંચ દસ હાથ લાંબો પ્રસરે છે. એના કાંદા જમીનમાં થાય છે.

વરસાદ પડયો એટલે તેને અંકૂર ફુટી તેના વેલા થાય છે. એ વેલાને આષાઢ મહિનાના સુમારે ફળો આવે છે. આ ફળો રંગે લીલા હોઈ તે ઉપર સુરેખ કાંટા હોય છે. એનું શાક સારૂ થાય છે. આ શાક પથ્યકર છતાં સ્વાદિષ્ટ છે. જે કંકોડીના વેલાને ફકત ફૂલોજ આવે છે, ફળો આવતાં નથી; તે વેલાને "વાંઝણી કંકોડી" કહે છે. કંકોડીના વેલા ઘણુકરી ડુંગરાળ જમીનમાં થાય છે. **કંકોડીઃ**—રૂચિકર તીખી, અગ્નિદીપક, કડવી, ગરમ, એવી છે. અને વાયૂ, કફ, વિષ, પિત્ત, એનો નાશ કરે છે. એનાં ફળ મધૂર, લઘુ, પાકકાળે તીખાં, અગ્નિદીપક છે. અને ગુલ્મ, શૂળ, પિત્ત, ત્રિદોષ, કફ, કુષ્ટ, ઉધરસ, મેહ, દમ, જ્વર, કિલાસ કુષ્ટ, લાલાસ્રાવ, અરૂચિ, હૃદ્રોગ, એનો નાશ કરે છે. એનાં **પાંત્રા**—રૂચિકર, વૃષ્ય, ત્રિદોષનાશક છે. અને કૃમિ, જ્વર, ક્ષય, દમ, ઉધરસ, હિકકા, અને અર્શ એનો નાશ કરે છે. **એનો કંદઃ**—મધમાં મસ્તકરોગ ઉપર પ્રશસ્ત છે. **વાંઝણી કંકોડીઃ**—કડવી, તીખી, ઉષ્ણ, લઘુ, રસાયન, શોધન, એવી છે અને સ્થાવરાદિ વિષ, કફ, નેત્રરોગ, શિરોરોગ વ્રણ, વિસર્પ, ઉધરસ, રકતદોષ અને સર્પવિષનો નાશ કરે છે. **(૧) પલ્લી** (ગરોડી) **ના** વિષ **ઉપરઃ**—કંકોડીનાં કાંદા પાણીમાં ઘસી આપવા. દિવસ સાત. **(૨) ધાત પડે છે તે ઉપર** અને **મૂત્રકૃચ્છ્ર ઉપરઃ**—વાંઝણી કંકોડીનો કાંદો એક તોલો મધ સાથે આપવો. **(૩) આગી મણ્યારીના** વિષ **ઉપરઃ**—વાંઝણી કંકોડીનો કાંદો મધમાં ઘસી અંજન કરવું અથવા તે કાંદો ઘસી પી જવો. **(૪) સ્તનરોગ ઉપરઃ**—વાંઝણી કંકોડીનાં મૂળ ગરમ પાણીમાં ઘસી લેપ કરવો. **(૫) સર્પના** વિષ **ઉપરઃ**—વાંઝણી કંકોડીનો કાંદો પાણીમાં ઘસી પાવો અને લેપ કરવો; એટલે સર્પ, વીંછી બિલાડી, ઉંદર એનું વિષ ઉતરે છે. અથવા વાંઝણી કંકોડીના કાંદાને બકરીના મૂત્રની ભાવના આપવી અને તે કાંજીમાં વાટી તેનું નસ્ય આપવું એટલે વિષ ઉતરશે. **(૬) સર્વ વિષાર ઉપરઃ**—વાંઝણી કંકોડીના કાંદા અને ધંતૂરાનાં મૂળ, ચોખાના ધોવરામણમાં ઘસી પીવું અને ચોપડવું. **(૭) વીંછીના વિષ ઉપરઃ**—વાંઝણી કંકોડીના કાંદા અને કાળા કોળાની ડુંખો પા પાણીમાં ઘસી દંશ ઉપર લેપ કરવો. **ઉઠાણુંને માટેઃ**—કંકોડીના કાંદા, કડવી ઈંદ્રવરણીનાં મૂળ, અને કવંડળીનાં મૂળ એ ત્રણે ઠંડા પાણીમાં ઘસી વારંવાર લેપ કરવો. **(૯) રક્તાર્શ ઉપરઃ**—કંકોડીના કંદનું ચૂર્ણ સાકરમાં આપવું. **અપસ્માર ઉપરઃ**—વાંઝણી કંકોડીનાં મૂળ મધમાંઘસી તેમાં સાકર નાંખી તેનું નસ્ય આપવું. **(૧૧) વાતજ મસ્તક શૂળ ઉપરઃ**—કંકોડીનો કાંદો મધમાં ઘસી લેપ કરવો. **(૧૨) બરોળ ઉપરઃ**—આદિતવારે કંકોડીના કાંદા લાવી રોગીપાસે તે ચૂલા ઉપર બંધાવવા સુકાઈ જશે તેમ પાનથરી (બરોળ) પણ બળી જશે.

---

## ૧૦૩. કંકોલ.

સં૦ કંકોલ મ૦ કંકોળ, કાપૂરચિની, હીં૦ કબાબચિની, સિતલચીની. બં૦ કાંકલા. ક૦ કપ્પુરચિની તૈ૦ કવાબચિની તા૦ વાલમિલેગુ. મલા૦ ચિનમુલગુ. ગો૦ ગંધમેનસુ ફા૦ કબાબહ અ૦ કબાસ, કબાવા, હબુલઉરૂસ. ઇં૦ કયુબેબપેપર લા૦ કયુંબેબાઓફિસિનેલિસ્.

કંકોલના વેલા હોય છે. એ હિમાલય પર્વત અને ચીન દેશમા થાય છે. કંકોળ આ ફળ મરી જેવાં થાય છે. કંકોળ ફળ સુગંધી હોઈ ઘણું થંડુ છે. એને ઔષધમાં અને સુગંધી પદાર્થોમાં ઘણો ઉપયોગ થાય છે. **કંકોળઃ**—તિખું, કડવું, ઉષ્ણ, દીપન, પાચન, રૂચિકર, હૃધ, સુગંધી, લઘુ, કફનાશક, અને મુખજાડય, વાતરોગ, મુખરોગ, કૃમિ, અંધત્વ, મુખદુર્ગંધ, આમ, અગ્નિમાંદ્ય, એનો નાશ કરે છે. **(૧) મુખ રોગ ઉપરઃ**—કંકોળ અને ખડીસાકર દાઢ નીચે રાખી રસ ગળવો. **(૧) પ્રમેહ ઉપરઃ**—કંકોળનું ચૂર્ણ કરી તે સાકર સાથે આપવું **(૩)** રકતષ્ઠીવી સન્નિપાત એટલે જે સન્નિપા-

તમાં લોહીની ઉલટી થાય છે, તે ઉપર;—કંકોલના ચૂર્ણનું નસ્પ આપવું. **(૪) પ્રમેહ અને આગંતુક ગર્મી ઉપર**:—કંકોલ અરધો તોલો લઈ સાધારણ કુટી અષ્ટમાંશ કાઢો કરવો. તેમાં ઉત્તમ ચંદની તેલ છથી બાર ટીપાં સુધી નાંખવું, અને કાઢામાં મેળવી તે કાઢો પાવો એ યોગથી (પિશાબ) સાફ થાય છે. અને ચંદની તેલ અંદરના જખમ ઉપર બેશી, બે ચાર દિવસમાં જખમ ભરાઈ ગુણ આવે છે. આ ઔષધ પ્રત્યેક પ્રાતઃકાળે, બે પ્રહરના ભોજન પછી અને સાયંકાળે એ પ્રમાણે સતત ૫ દિવસ લેઈ ફકત ઘઉંની રોટલી અને ઘી સાકર એટલાજ પદાર્થ ખાવા; એટલે ત્વરિત ગુણ આવે છે. **(૫) સંગ્રહણી ઉપરઃ**—કંકોલ ૧ તોલો, એલચીદોડા ૧ તોલો, સુનાગેરૂ ૧ તોલો એનું ચૂર્ણ કરી કપાસનાં પાલાના રસમાં ખલી બોર જેવડી ગોળીઓ કરી, એક સવારે અને એક સાંજે એ પ્રમાણે લેતાં જવી. **(૬) મુખમાધુર્ય ઉપરઃ**—કંકોલ, કપુર અને મરી સાધારણ ચાવી દાઢમાં રાખવાં અને તેથી ઉત્પન્ન થનાર થુક થુકી નાંખવી.

---

## ૧૦૪. કચનાર.

સં૦ કાંચનાર. મ૦ કાંચન. હિં૦ કચનાર.

આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે, એ ઘણું કરી આશીંદ્રા પ્રમાણે દેખાય છે. એનાં પાંત્રાં આશીંદ્રાના પાંત્રા જેવાંજ હોય છે; પરંતુ આશીંદ્રાના પાંત્રાકરતાં મોટાં અને પાતળાં હોય છે. એમાં ધોળો, કાળો, અને પીળો એવી ત્રણ જાતિ છે એના ફૂલને સાધારણ સુવાસ આવે છે. એને ચપટી શિંકકાઇ સરખી શિંગો આવે છે. એના લાકડાનો રંગ રાતો હોય છે. અને એ રંગના કામમાં આવે છે. એ લાકડાં ઘણાં ચિકણાં હોય છે, માટે એની લાકડીઓ કરે છે. **રાતો કંચનારઃ**—શીતળ, સારક, અગ્નિદીપક, તુરો, ગ્રાહક, એવો છે. અને કફ, પિત્ત, વ્રણ, કૃમિ, ગંડમાલ, રક્તપિત્ત, કોઢ, વાયુ, ગુદભ્રંશ એનો નાશ કરે છે. અને એનાં ફૂલ શીતલ, તુરાં, રૂક્ષ, ગ્રાહક, મધૂર, લઘુ; અને પિત્ત. ક્ષય, પ્રદર, ઉધરસ રક્તવિકાર એનો નાશ કરે છે. **ધોળો કંચનાર**:—ગ્રાહક, તૂરો, મધૂર, રૂચિકર, રૂક્ષ, એવો છે. અને દમ, ઉધરસ, પિત્ત, રક્તવિકાર, ક્ષત, પ્રદર એનો નાશ કરે છે. **પીળો કંચનાર**:—ગ્રાહક, દીપક. વ્રણરોપણ, તૂરો છે. અને મૂત્રકૃચ્છ્ર, કફ અને વાયૂ એનો નાશ કરે છે. **(૧) ગંડમાળ ઉપરઃ**—કંચનારની છાલ ચોખાના ધોવરામણમાં ઘસી તે ૨ થી ૪ તોલા પર્યંત આપવી; અથવા કંચનારની છાલના કાઢામાં સુંઠનું ચૂર્ણ નાખી આપવું. દિવસ ૪૨. **(૨) કફથી થયેલા વાળા ઉપરઃ**—કંચનારની છાલના કલ્કનો લેપ કરવો. **(૩) દાહ ઉપર**:—કંચનારની છાલનો રસ, જીરાનું ચૂર્ણ અને કપુર નાંખી આપવો. **(૪) ગંડમાળા ફુટવામાટે**:—કંચનારનાં મૂળ, ચિત્રો, અરડુસો એ પાણીમાં વાટી સાત દિવસ લેપ કરવાથી, સર્વ દોષથકી થયેલી ગંડમાળા ફુટે છે. આ લેપ ફોલ્લા ઉપર પણ કરવો.

---

## ૧૦૫. કાકડી.

સં૦ કર્કટી. મ૦ કાંકડી. હીં૦ કાકડી, કકડી. બં૦ કાંકુડ. ક૦ મુળુસવતિ. તૈ૦ દોસકાયા. ફા૦ ખ્યાટજ્જબ. અ૦ ફિસ્સાકદસ઼ ઇં૦ કકંબર. લા૦ કયુ કયુમિસ્સેટિવસ.

કાકડીના વેલા હોય છે. ખિર, કાકડી, **ચીભડું** ઇત્યાદિ ફળો એક જાતીનાં છે. તેમાં થોડો ફેર હોય છે. સર્વમાં કાકડી સારી લાગે છે. કાકડીમાં **સાદી, સાતપાની, ટરકાકડી** અને **નારંગી** એવી જાતિ છે. કાકડીનું શાક, રાયતું, વડી કરે છેં, કાકડી છોલી ઉભી ચીરી તેમાં મરીની ભૂકી અને મીઠું નાખી ચોળી, તેમાંનું પાણી કાઢી નાખ્યા પછી ખાવાથી સારી લાગે છે. કાકડી થંડી છે. ઘણી ખાવાથી બાધક છે. પલારી ટુંપેલી કણકમાં કાકડીનું પાણી પડે તો તે ચીકટપણું નહીં જેવું થાય છે, આ મોટો ચમત્કાર છે. **કાકડીઃ**—મધુર, શીત, રૂચિકર, લઘુ, મૂત્રલ, છાલને ઠેકાણે તિખી, કડવી, પાચક, અગ્નિદીપક, અવૃષ્ય, ગ્રાહિણી;

અને મૂત્રરોધ, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, વમન, દાહ, શ્રમ એનો નાશ કરે છે. એ પાકવાથી રક્તદોષકર, ઉષ્ણ અને બલકર છે. **(૧) મૂત્રાઘાત ઉપર** :—કાકડીનાં બી ૧ તોલો વાટી પાશેર પાણીમાં નાંખી ઉકાળી આપવા. અથવા કાકડીનાં બી, જીરૂં અને સાકર એ પાણીમાં નાંખી આપવાં. **(૨) ગુડધી અને માંડ થયા હોય તે ઉપર**:—કાકડીને લગાર કુટી ગરમ કરી બાંધવી, કિંવા કાકડીની જાડી છાલ બાંધવી અને ઉપર કપડાનું આચ્છાદન કરવું. એ પ્રમાણે ૨–૩ દિવસ કરવું. **(૩) મદ્યઉપર ઉતાર**:–કાકડી ખાવી એટલે તત્કાળ દારૂનો મદ ઉતરશે. **(૪) પથરી ઉપર** :—કાકડીનાં બી અને કળુતરની હગાર એ ચોખાના ધોવરામણમાં વાટી આપવાં. **(૫) ગલગંડ ઉપર** :—જૂની કાકડીના રસમાં બિડલોણ અને સીંધવ નાખી નસ્ય કરાવવું. **( ૬ ) ધોળાસ્ત્રાવ ઉપર**:—કાકડીના બિયાંમાંનું મગજ એક તોલો અને ધોળા કમળની કળીઓ ૧ તોલો, બારીક વાટી તેમાં જીરાં અને ખડીસાકરની ભૂકી નાખી તે ૭ દિવસ આપવું **(૭) ગરમી ઉપર** :—કાકડી ભોળી તેમાં ખડીસાકરની ભૂકી અને લીંબુનો રસ નાખી તે ખાવી. **(૮) મૂત્રકૃચ્છ્ર ઉપર**:—કાકડીનાં બીયાંમાંનો મગજ, જેઠીમધ અને દારૂહળદર એનું ચૂર્ણ, ચોખાના ધોવરામણમાં આપવું. **(૯) મુત્રરેચન માટે**:—અચ્છેર દૂધમાં પાણી મિશ્ર કરી, કાકડીનાં બી પા તોલો અને સુરોખાર દોઢ માસો, આ બન્ને એકત્ર બારીક વાટી કાલવવાં તથા ઉભા ઉભા એકદમ પીવું; અને ફરતા રહેવું. એના યોગથી મૂત્રાશયમાંની ગર્મી નીકળી જાય છે અને પ્રમેહ વગેરે વિકાર દૂર થાય છે. **( ૧૦ ) મૂત્રકૃચ્છ્ર ઉપર**:—કાકડીનાં બી, ગુલાબકળી, અને ધોળા કમળની કળી, એકત્ર વાટી વસ્ત્રગાળ પાણી કરી, તેમાં સાકર નાંખી પીવા આપવું. **(૧૧) શીતજ્વર ઉપર**:—કાકડી ખાઈ ઉપર ખાટી છાશ પીવી તથા શેક કરવો કિંવા તડકામાં ઓઢીને બેસવું; એટલે સર્વાંગે પરસેવો આવે છે. અને શીતજ્વર નાશ પામે છે.

---

## ૧૦૬. કાકડાશિંગી.

સં૦ ક૦ કર્કટશૃંગી. મ૦ કાકડશિંગી. હીં૦ બં૦ કાકડાશંગી. લા૦ પિસ્ટેશિયા ઇંટેગિરિમાં.

કાકડાશિંગનાં વૃક્ષ હિમાલય પર્વત ઉપર થાય છે. એ વૃક્ષના ડાળાને કીડાની કૃતિએ ઉત્પન્ન થયેલો રસ જમી તેની ફલાકૃતિ ગ્રંથી થાય છે. તેને **"કાકડાશિંગી"** એમ કહેછે. **કાકડાશિંગી** એ કડવી, ઉષ્ણ, તૂરી, અને જડ છે. અને વાયૂ, ઉચકી, અતિસાર એનો નાશ કરનારી, બાળકોને હિતકારક અને દમ, ઉધરસ, રક્તદોશ, પિત્ત, જ્વર, કફક્ષય, હિક્મા, ઉર્ધ્વવાત કૃમિ, તૃષ્ણા, ક્ષતક્ષય, અરૂચિ એનો નાશ કરે છે. **( ૧ ) શૃંગ્યાદિ ચૂર્ણ:–બાળકોની ઉધરસ, જ્વર અને ઉલટી એ ઉપર**:–કાકડાશિંગી, નાગરમોથ, અતીવિષ એનું ચૂર્ણ મધમાં આપવું. **(૨) બાળકોની ઉધરસ ઉપર**:—કાકડાશિંગી અને મૂળાનાં બીજ એનું ચૂર્ણ ઘી અને મધમાં આપવું. **( ૩ ) અતિસાર ઉપર**:—કાકડાશિંગનું ચૂર્ણ માસો દોઢ માસો, મધમાં આપવું.

---

## ૧૦૭. કાંગ. (ધાન્ય.)

સં૦ કંગુનિ. મ૦ કાંગ, રાળા. હિં૦ કાંકંગની. બં૦ કાંગની ક૦ નવણી. કાંગો, ગિડ. ફા૦ ગલ. લા૦ પેનિકંમિલીએશિયમ્.

આ ધાન્ય વરી (મોરીઓ)નોજ એક પ્રકાર છે ખરો, તથાપિ એમાં પુષ્કળ તફાવત છે. વરીઉપર છાલ ઘણી પાતળી હોય છે, અને રંગ પીળો હોય છે; પરંતુ કાંગની છાલ જાડી હોઇ, રાતી, પીળી, કાળી એવા ત્રણ ચાર પ્રકારના રંગની હોય છે. તેનો ભાત, ખીચડી ઇ૦ પદાર્થ કરે છે. તેનો લોટ કરવાને તે છડયા વગરની સારી શેકેલી જોઇએ. કાંગના રોપ, એ અઢીજ હાથ ઉંચા હોઈ તેને જે કણસલાં આવે છે તે બાજરીના કણસલાં પ્રમાણે લાંબાં અને બારીક હોય છે. આ એક ઉપર કરતાં કાંગમાં મુખ્ય ભેદ છે. કાંગના પાંદડાં પહોળાં હોતાં નથી **કાંગ**:—શીતળ, વાતકારક, રૂક્ષ,

વૃષ્ય, તૂરી, ધાતુવર્ધક, સ્વાદુ, ગુરૂ, ઘોડાને હિતાવહ, ભાંગેલા હાડકાને સાંધનાર, ગર્ભપાત ઉપર હિતાવહ, અને કફ પિન્ત એનો નાશ કરે છે. આ ધાન્ય, કાળુ, લાલ, અચ્છ અને પિન્ત એ ભેદે ચાર પ્રકારનું, અને ગુણોમાં એક કરતાં એક અધિક છે. **(૧) અન્નદ્રવશૂલ ઉપરઃ**—કાંગની ખીર ખાવી.

---

## ૧૦૮. કાંગોણી. (પિલુડી.)

સં૦ કાકમાચિકા. મ૦ કાંગો ( મો ) ણી. હીં૦ મકોય, કવૈયા. બં૦ કાકમાચી, ગુડકામાઈ મદનમધુની. કાંકે. તા૦ કારે તૈ૦ બલુસ. તુ૦ કાકેડેલ. મલા૦ કાંડનગરી. ફા૦ રોબાતરીખ. અ૦ એનવુસ્સાલ્વ. ઇં૦ નાઇટસેડ લા૦ સોલેજ઼નીયગ્રમ.

આ ઝાડો ચોમાસામાં વાવે છે. એ સુમારે બે હાથ ઉંચા વધે છે. એને લાલ અને ચણોઠી જેવડાં બારીક ફળો આવે છે. તે સ્વાદથી લોકો ખાય છે. એના પાંત્રાના રસવડે કાગળપર લખેલું લીલા રંગની શાઈ પ્રમાણે દેખાય છે. **(૧) નળગુદ ઉપરઃ**—એનાં પાંત્રાંનો રસ ચોપડવો. એટલે નળગુદનો સોજો ઉતરશે. **(૨) પિન્ત ઉપરઃ**—એનાં પાંત્રાની ભાજી કરી ખાવી, એટલે પિત્ત શમન થશે. **(૩) આફ્રા ઉપરઃ**—પાંત્રાંનો રસ કાઢી પાવો. **(૪) કાનમાં જીવડું વગેરે ગયું હોય તોઃ**—પાંત્રાંનો રસ કાનમાં નાંખવો.

---

## ૧૦૯. કાંગ. (પોપટી)

સં૦ હીં૦ કાકજંઘા. મ૦ કાંગ. દે૦ ધાવકાડી. બં૦ કેડયાટેડાં. કાંટા. ગુડકાડલી. ક૦ ચિલેચ. તૈ૦ નાલાદુચ્ચિણિકે. લા૦ લીયાહિર્ટા.

એના પાંત્રા ઝંઝેટાના પાંત્રા જેવાં હોય છે. ઝાડ પણ તેવડુંજ એટલે કંબરપુર ઉંચુ હોય છે. કાંગનાં પાંત્રા ઘણાં સુંવાળાં હોય છે. કાંગને દક્ષિણમાં "ધાવકાડી" એમ પણ કહે છે. કાંગ તુરી, તિખી, ઉષ્ણ, કડવી અને બલકર છે. અને કફ, વ્રણ, કૃમિ, બધિરતા, વિષમજ્વર, અજીર્ણ, રક્તપિત્ત, જ્વર, કંડુ, કુષ્ટ પિત્ત અને વિષ, એનો નાશ કરે છે. **(૧) વ્રણ ઉપરઃ**—કાંગનો પાલો બાળી ઘીમાં અથવા તેલમાં ખલી ચોપડવો. **(૨) કાનમાં જીવડું ગયું હોય તોઃ**—કાંગનો રસ કાનમાં નાંખવો. **(૩) ઘોડાને નાળ પડે છે તે ઉપરઃ**—કાંગનો પાલો બાળી તેલમાં ખલી તેની પટ્ટી લગાવવી. **(૪) કર્ણનાદ અને બહેરાપણ ઉપરઃ**—કાંગનો રસ કાનમાં નાખવો. **(૫) ખરજવા, દાદર અને ચટ્ટાંને માટેઃ**—કાંગની ઝાડની રાખ તેલમાં ખલી ચોપડવી. **(૬) નિદ્રા આવવા માટેઃ**—કાંગનાં મૂળ મસ્તકે ધારણ કરવાં. **(૭) શ્વેત પ્રદર ઉપરઃ**—કાંગના મૂળોનો રસ, લોધ્રનું ચૂર્ણ અને મધ એ નાખી આપવો.

---

## ૧૧૦. કાજૂ.

(સં૦ કાજૂતક; અગ્નિકૃત.)

આ ઝાડ આફ્રિકા ખંડમાં અને હિંદુસ્થાનમાં થાય છે. મલબાર, ગોમાંતક અને કર્નાટક વગેરે ઠેકાણે એ ઝાડની સમૃદ્ધિ ઘણી છે. એની ઉંચાઈ સામાન્ય હોય છે. આ ઝાડો રાનમાં અને ડુંગરમાં ઘણું કરી હોય છે. એમાં ધોળી અને કાળી એવી બે જાતિ છે. એ ઝાડથી વટેમાર્ગુ લોકોને આરામ મળે છે. તે એવી રીતે કે, રસ્તે ચાલી થાકે એટલે બપોરે એ ઝાડની છાયે જઈ બેસે છે. અને તેનાં ફળો ખાઈ પોતાની ખરી ભૂખ શમાવે છે. કાજૂનાં ફળ હોય છે, અને તેની આગળ તેની બી હોય છે. તેની છાલ કડણ હોય છે, અને અંદર ચિકાસ હોય છે. તે શરીરે લાગી હોય તો ઉઠી નીકળે (ઉઠે) છે. છાલની અંદર જે ગોળો હોય છે તેને કાજૂ (ગોળો) કહે છે. આ ગોળા સ્વાદિષ્ટ લાગે છે. પરંતુ ઘણા ખાધા હોય તો તે થકી વિકૃતિ ઉત્પન્ન થાય છે. જે દેશમાં કાજૂનાં ઝાડ થતાં નથી ત્યાં તે ગોળા વેચવાં જાય છે. કાજૂનાં પાકેલાં ફળો ખાવાના ઉપયોગમાં આવે છે. સુકાયલાં બિયાં સાકરના પાકમાં નાખી હલાવી તેની મીઠાઈ કરે છે. કાજૂના બિયાંનું દૂધ વહાણના તળીઆને ચોપડે છે, તેથી કરી તેને પાણી થકી ઉપદ્રવ થતો નથી. કાજૂનાં પાકાં ફળ નં-

ળવિકારનાશક છે. **કાજૂઃ**—તૂરૂ, મધૂર, ઉષ્ણ, લઘુ, ધાતુવર્ધક છે. અને વાયૂ, કફ, ગુલ્મ, ઉદર, જ્વર, કૃમિ, વર્ણ, અગ્નિમાંદ્ય, કોડ, શ્વેત કોડ, સંગ્રહણી, અર્શ અને આનાહ એનો નાશ કરે છે. **(૧) પગે ઓસાર થાય તે ઉપરઃ**—કાજૂના બિયાંનું દૂધ ચોપડવું. **(૨) ઢોરોને લાગ કરીને એક પ્રકારનો ઉપદ્રવ થાય છે; તેથી કરી પગ સૂજી તેનાથી ચલાતુ નથી તે ઉપરઃ**—આજ દૂધ ચોપડવું એટલે ગુણ પડે છે. **(૩) મણિયારીના વિષ ઉપરઃ**—કાજૂની છાલનો રસ, લેનારની શક્તિ પ્રમાણે પાશેરથી અધશેર પર્યંત પાઇ તે ઉપર દરોઇનો રસ આપવો, એટલે વિષ ઉતરશે. ઘણુ વ્યાકુળ થવાય તો તેજ રસ તાળવાને ઘસવો, અને પછી પાછો પાવો. **(૪) બદ જલદી ફુટવાને માટેઃ**—કાજૂનો ગર કાચો તથા તિવરાનાં ફળ થંડા પાણીમાં એકત્ર ઘસી લેપ કરવો. એથી ગાંઠ ફુટે છે. **(૫) નળવિકાર ઉપરઃ**—નિત્ય પ્રાંતઃકાળે કાજૂનાં પાકેલાં દેટાં ફુંખ સુદ્ધાં કાપી, મરી અને મીઠું નાંખી ત્રણ અગર ચાર દિવસ ખાવા.

---

## ૧૧૧ કાતરવેલ.

એને કાતરી પણ કહે છે. એના વેલા હોય છે. કાતર નિર્ગુંડીના પાંત્રાનો ઉગ્ર વાસ આવે છે, તેવો એનો આવતો નથી. આ ગુણોમાં ઘણી થંડી છે. **(૧) ગર્મી ઉપરઃ**—કાતરવેલનાં મૂળીઆં કૂટી તેનું આસરે ૬ માસા ચૂર્ણ જૂના ગોળમાં બે વખત આપવું. દિવસ ૭.

---

## ૧૧૨. કાનફોડી.

સ૦ કર્ણ સ્ફોટા. મ૦ તિલવણ, કાન કન (કપાળ) ફોડી. બં૦ હીં૦ કાનફોડા. ક૦ હિડિબિડીકે, ચેકફીનતરહુગિડ.

એનું મરાઠીમાં “ ભાટવણ ” એમ પણ નામ છે, હિંદુસ્થાનીમાં એને “ હુરહુરા ” કહે છે. એ ઝાડો ચોમાસામાં ઉગે છે. લીલી જમીનમાં એ બારે માસ થાય છે. એ સુમારે બે હાથ ઉંચી વધે છે. એ ઝાડ ઉપર કુવાંડિયાની શિંગો જેવી બારીક આઠ આંગળ પર્યંત લંબાઈમાં શિંગો આવે છે. **કાનફોડીઃ**—તીખી, કડવી, શીતળ છે. અને વિષ, સંપુર્ણ, વ્યાધી, પિશાચપીડા, અને ગ્રહપીડા એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) કર્ણરોગ ઉપરઃ**—કાનફોડીનો પાલો હાથે ચોળી તેનો રસ પ્રત્યેક ત્રણ વાર પ્રમાણે કાનમાં પાડતા જવું; એટલે કર્ણશૂળ, કાન વહેવો વગેરે વ્યાધિ સારી થાય છે. **(૨) ઢોરના કર્ણરોગ ઉપરઃ**—કાનફોડીના પાલાનો અંગરસ અને માખણની પરાસ એ એકત્ર કરી કાનમાં રેડવી. તથા કાનની અણીઓ શેકી, જે પ્રમાણે પડીકું બાંધે છે. તે પ્રમાણે અંદર ભરેલું ઔષધ પડે નહિં એવી રીતે બાંધવો. એ પ્રમાણે પ્રાતઃકાળમાં ભરેલું ઔષધ સાંજે કાઢી નાંખી કાન સાફ ધોઇ પુનઃ ઔષધ ભરવું તે પ્રાતઃકાળે કાઢવું, એવી રીતે આ ઔષધ બે દિવસ ભર્યા પછી કાળી તુળશીનો પાલો અને ભાંગરો એનો અંગરસ કાનમાં નાંખી એક દિવસ વીત્યા પછી કાન છોડવો.; એટલે કાન સારો થાય છે. **(૩) તાવ ઉપરઃ**—તાવ આવવાની સંધીમાં કાનફોડીનાં પાંત્રાંનો રસ કાનમાં પાડવો. **(૪) વીંછીના વિષ ઉપરઃ**—કાનફોડીનો રસ જે બાજુએ કરડયું હોય તે બાજુના કાનમાં આ રસ પાડવો. **(૫) દુઃખતા ભાગ ઉપરઃ**—પાંત્રા વાટી ચોપડવાં એટલે તે જગા લાલ થઈ દુઃખ સારૂં થાય છે. **(૬) અગઇ વીગેરે કાનમાં ગઈ હોય તોઃ**—કાનફોડીનો રસ કાનમાં નાંખે છે. **(૭) અંડવૃદ્ધિ ઉપરઃ**—કાનફોડીનો રસ ચણાના કાઢામાં પાવો. **(૮) નળગુદ ઉપરઃ**—કાનફોરીનો રસ ચમચા ભર પાંવો. દિવસ ૩ અથવા ૭

---

## ૧૧૩. કાફી. (બુંદ.)

અરબસ્થાન, હિંદુસ્થાન, હિંદીમહાસાગરમાંહેના બેટ અને વેસ્ટ ઇંડિઝ બેટો એ ઝાડો ઘણા થાય છે. એ ઝાડ ત્રણ ચાર હાથ ઉંચા વધે છે. અધિક વધવાથી તે ઉખડી પડે છે. એ ઝાડનો રંગ ઘણો લીલો હોયછે. તથા ફાલે

છે, તે વેળાએ ઝાડનાં ફૂલ ધોળી ચંબેલી જેવાં હોય છે. અને તેનો મધુર વાસ આવે છે; પરંતુ તે ઘણી વખત ટકતો નથી. ફૂલો આવ્યા પછી આઠ મહિના એ કાફીના ફળો પાકી તૈયાર થાય છે. એ ફળો લગારેક લાંબાં હોય છે. અને તેનો રંગ પાકવા આવે ત્યારે રાતો હોય છે. ફળ પાકે એટલે બુંદ કાઢી સુકવે છે. એકેકા ફળમાં ઘણું કરી બેબે બુંદ હોય છે અને એકેકા ઝાડ ઉપર સુમારે અધશેર ઉત્પન્ન થાય છે. એને કોઇ કાફી. કોઇ કાવો એમ કહે છે. આરબ અને મોગલ એ લોકોમાં કાફી પીવાની રીત ઘણી છે. કાફી તૈયાર કરવાની કૃતિ એવી છે કે, તે પહેલાં ઘીમાં શેકી ખાંડે છે; પછી તે ચાહ પ્રમાણે તૈયાર કરી તેમાં દુધ અને સાકર નાખી પીએ છે. કાફીનો ગુણ એવો છે કે, તે પીવાથી શરીરમાંની સુસ્તી અને આળસ જઇ રક્તવૃદ્ધિ થાય છે. જાગરણ થાય તો પણ તેનાં યોગથી અન્નપચન થઇ કંઈ ઉપદ્રવ થતો નથી. હિંદુ લોકોમાં અહીં કાફી પીવાનો પરિપાઠ પડેલો છે; પરંતુ ચાહ અને કાફી એ ગરમ હોવાથી આ ઉષ્ણ હવામાં આપણા લોકોને ચાહાકાફી નિત્ય પીવી કદી પણ હિતકર થનાર નથી; એટલામાટે ગરજ પડે તો કદી કદી કાફીનું સેવન કરવું, નિત્ય સેવન કરવું નહીં.

---

## ૧૧૪. કુંદકાગડો.

સં૦ હીં૦ કુંદ. ક૦ સુરગી.

કુંદના વેલા હોય છે. એ વેલા ચંબેલીના વેલા જેવા હોય છે. એને આસો, કાર્તિક માસમાં ફૂલો આવવા લાગે છે. એ ફળ રાન-મોગરી જેવાં હોય છે. એ કિંચિત લાંબાં હોય છે. એનો ચૈત્ર વૈશાખમાં ઘણો ભર થાય છે. એનો ઘણોજ વાસ આવે છે; પરંતુ તે જરા ઉગ્ર હોય છે.

---

## ૧૧૫. કાયફળ.

સં૦ કટ્ફળ. મ૦ કુંભા. કાયફળ. હીં૦ કાયફર. બં૦ કટફળ. કાયછાલ. ક૦ કડ્ડુશિવની. ઇગ્પેમારા. ગહાદ. તુ૦ ડટ્ટલ. મલા૦ પિલં. આલં. ફા૦ દારશીશયાન. અ૦ ઉદુલબર્ક. લા૦ મિસારિકા સાપીડા (છાલ) મિરેસ્ટિકા મેલેબે-રિકા (ફળ) કારેઈ આર્બોર્યા (ઝાડ).

કાયફળનાં ઝાડો કોકણમાં પ્રસિધ્ધ છે. એનાં પાંત્રાં લાંબાં હોય છે. તે પત્રાળાં કરવાનાં ઉપયોગમાં આવે છે. એનાં ફળ બીલાંની પેઠે ગોળ હોય છે. એમાં ધોળી અને કાળી એવી બે જાતિ છે. એની છાલના બંધ સારાં થાય છે. રાતું કાયફળનું ઝાડ ઔષધમાં ઘણું ઉપ-યોગી છે. એની છાલને કાયફળ કહે છે. **કાયફળ:**—તીખું, ઉષ્ણ, તુરૂં, ગ્રાહક; અને વાત, પિત્ત,જ્વર, દાહ, કફ, રકતાતિસાર, યો-દોષ, વિષ અને કૃમિ એનો નાશ કરે છે. **ઉપ-યોગ (૧) સાપના વિષ ઉપર:**—રાતા કાય-ફળના ઝાડની છાલનો રસ પાશેર અને થોડો કાળી વેલનો રસ કાઢી બન્ને એકત્ર કરી તેમાં મરીની ભૂકી નાખી પાવું. ઉતાર કાળી તુળસીનો રસ પાવો, **(૨) ઉધરસ ઉપર;**—કાયફળના ઝાડની છાલનો રસ, મધ એકત્ર કરી પાવું. દિવસ ૭. **(૩) લુખ ઉપર:**—કાયફળની છાલનો રસ સાકર નાંખી પાવો. **(૪) દમ ઉપર:**—કાયફ-ળના ઝાડની છાલના રસમાં રાઈ વાટી પાવી. **(૫) ધાતુપરમીયા ઉપર:**—કાયફળન ઝાડની છાલનો અને નાળીએરનો રસ [illegible]ી પાવો. દિવસ ૭. (૬) **અંગ દ[illegible] હોય તો:**—રાતા કાયફળના ઝાડની છાલનો રસ ઉપર ચોપડવો. **(૭) મૂર્છા ઉપર:**—કાયફળ ઘસી પાવું. (૮) **અતિસાર ઉપર:**—કાયફળ-નાં ઝાડની છાલનો કાઢો કરી પાવો. **(૯) મ-સ્તક શૂળ ઉપર:**—કાયફળની ભૂકી નાકે સું-ઘવી. **(૧૦) વ્રણ શુદ્ધિને માટે:**—કાયફળના ઝાડની છાલનો કાઢો કરી તેથી વ્રણ ધોવું. **(૧૧) દંત રોગ ઉપર:**—કાયફળના ઝાડની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા; એટલે દંતશૂળ બંધ થઈ દાંત મજબૂત થાય છે.

---

## ૧૧૬. કારેલી.

સં૦ કારવલ્લી. મ૦ કાર્લી. હિં૦ કરૈલા. બં૦ કરલા. તૈ૦ કરીલા, કાકરકાયાં. લા૦ મોમોર્ડીકાચારેંટિઆ ફ્રા૦ કરિલાહ ઇં૦ હેઅરીમોર્ડીકા

કારેલીના વેલા હોય છે. એને જે ફળો આવે છે. તેને કારેલાં કહે છે. કારેલાં ઘણાં કડવાં હોય છે, એનું શાક ઘણી પ્રીતિથી લોકો ખાય છે. કારેલાં સાધારણ રીતે વેંતભર લાંબાં હોય છે. એમાં ધોળી અને લીલી એવી બે જાતિ છે. **લઘુ કારેલાંઃ**—અતિ કડવાં, અગ્નિદીપક, લઘુ, ગરમ, શીત, ભેદક, સ્વાદુ, પથ્યકર છે. અને અરૂચિ, કફ, વાયૂ, રકતદોષ, જ્વર, કૃમિ, પિત્ત, પાંડુ કોડ એનો નાશ કરે છે. **મોટાં કારેલાંઃ**—તિખટ, કડવાં, અગ્નિદીપક, અવૃષ્ય, ભેદક, રૂચિકર, ખારાં, લઘુ, વાતલ, પિત્તનાશક છે. તથા રકતરોગ, પાંડુ, અરૂચિ, કફ, શ્વાસ, વ્રણ, કાસ, કૃમિ, કોઢરોગ, કુષ્ટ, જ્વર, પ્રમેહ, આધ્માંન અને કમળો એનો નાશ કરે છે. **(૧) પિત્તનો વિકાર થયો હોય તોઃ**—કારેલીના પાંદડાનો રસ આપવો, એટલે વમન થઈ પિત્ત પડશે. ઉલટી ન થાય તો એક કિંવા બે રેચ થઈ પિત્તનાશ થાય છે. ઉતાર ઘી અને ભાત. **(૨) શીત પૂર્વક કફપિત્ત જ્વર ઉપરઃ**—કારેલીના પાંત્રાંનો રસ, જીરૂ નાંખી આપવો. **(૩) રાતાંધળા ઉપરઃ**—કારેલીના પાંત્રાના રસમાં મરી ઘસી તેનું સાયંકાળે અંજન કરવું. ૩ દિવસમાં ગુણ આવે છે. **(૪) પારો શરીરમાં ફુટી નીકળ્યો હોય તોઃ**—કારેલીના મૂળ ઘસી પાવાં. **(૫) બાળકોને પેટ ચઢે છે તે ઉપરઃ**—કારેલીના પાંત્રાનો રસ પૈસાભાર કાઢી તેમાં થોડી હળદર નાંખી તે પાવું ; એટલે ઉલટી અને મલશુદ્ધિ થઇ પેટ સાફ થશે. **(૬) વિષૂચીકા** (મોડશી) **ઉપરઃ**—કારેલીનો રસ તલના તેલ સાથે આપવો **(૭) રકતાર્શ ઉપરઃ**—કારેલીના પાંત્રાંનો રસ અથવા ફળોનો રસ નાના ચમચાભર કાઢી સાકરમાં આપવો. **(૮) મૂત્રાઘાત ઉપરઃ**—કારેલીના પાલાનો રસ નવટાંક કાઢી તેમાં હીંગ ૧ પૈસાભાર નાંખી આપવો. **(૯) બાળકના પેટમાંના ભાર ઉપરઃ**—કારેલીનાં પાંદડાં, અરડુસાનાં પાંદડાં , પાકેલાં ખાવાનાં પાન, અને જાયફળીની છાલ એનો એકત્ર રસ કાઢી તેમાં વેખંડ (ઘોડાવજ) ઘસી એ સર્વ પાવું. દિવસ ૭ પથ્ય કરવું. **(૧૦) જંત ઉપરઃ**—કારેલીના પાંત્રાનો અથવા ફળનો રસ આપવો.

---

## ૧૧૭. કારવી (કેર કેરડી.)

સં૦ કરીર. મ૦ નેપ (બ)તી. હીં૦ કરેલ ક૦ નિષ્પતિગે, નિબટી, મરગણિગિલ. તૈ૦ કબર, કુરાક. ફ્રા૦ કબાર. ઇં૦ કેપર. લા૦ કેપેરિસસ્વાઇનોઝા.

આ ઝાડ કોકણમાં સર્વત્ર પસિદ્ધ છે. કારવી પાંચ ૭ હાથ ઉંચી સીધી વધે છે. એનો ઉપયોગ ટટ્ટી અને વાડ માટે થાય છે. કારવીના ફૂલમાં **મકરંદ** પુષ્કળ હોય છે. તે મધમાખો લઈ તેનું મધ બનાવે છે. **(૧) બાળંત** (સુવા) **રોગ ઉપરઃ**—કારવીનાં બી બકરીના મૂત્રમાં ૭ દિવસ આપવાં.

---

## ૧૧૮. કારિંદા.

કારિંદાના વેલા હોય છે. એને ' કારાંદા ' એમ પણ કહે છે. કારિંદાના પાંત્રાં કિંચિત ગોળ હોઇ કોનાના પાંત્રાં કરતાં બમણા મોટાં હોય છે. એનો વેલો ઝાડ જેટલો ઉંચો વધે છે એની વૃદ્ધિ એટલી જલદ છે કે, તે એક દિવસમાં હાથ દોઢ હાથ વધે છે. એ વેલાને દોઢ દોઢ વેંતના અંતરે ગાંઠો હોય છે, ત્યાં પાંદડાં આવે છે. તે ગાંઠપર ફણગો ફુટી તેનાં ફાંટા પસરે છે; તે ગાંઠની નીચેની બાજુએ અણી આવી તેને નાનાં કારિંદા લાગે છે. તે વધી સુમારે કેરી જેવડાં મોટાં થાય છે. વેલો સુકાયો એટલે તે લેઈ લે છે. કારિંદામાં મીઠી અને કડવી એવી બે જાતિ છે. મીઠા કારિંદાની છાલ કાળી હોય છે. કડવાની કુમળાપણે ધોળી હોય છે. જૂનુ થયા પછી એમાં કાંઈ ફેર દેખાતો નથી. કડવાં કારિંદા કોકણમાંના રાનમાં ચોમાસામાં આપોઆપ ઉત્પન્ન થાય છે. મીઠાં કા-

રિંદા બાફીને ખાય છે. એ ઉપવાસને માટે ફ-રાળના ઉપયોગમાં આવે છે. એની ખીર, છીલ, કાપટા વગેરે પદાર્થ કરે છે. એનો સ્વાદ સારો હોય છે. કડવાં કારિંદા ખાવાથી ઉલટી વગેરે ઉપદ્રવ થાય છે; તથાપિ ગરીબ લોક તે લાવી ખાય છે. તેથી ઉપદ્રવ થાય નહિં તે માટે એવી રીત કરે છે કે, તે છોલી તેની પાતળી ચીરી કરવી, અને તેને રાખ ચોળી તે પાણીમાં ધોવાં, પછી એક વખત સ્વચ્છ પાણીમાં ધોઈ, તાપમાં સુકવવાં, પછી તેલમાં તળી ખાવાં. આ તળેલી ચીરો ધોળી શુભ્ર પરીટઘડીજેવી દેખાય છે. **(૧) મુખપાક ઉપરઃ**—કારિંદાનો સુકવેલો પાલો અને કોળાની સુકવેલી છાલ એનું ધુમ્રપાન કરાવવું. **(૨) મૂળવ્યાધિ ઉપરઃ**—કારિંદા બાફી ઉપલી છાલ કાઢી નાંખી અંદરના મગજમાં ખડીસાકની ભૂકી અને ગાયનું ઘી એ બન્ને પદાર્થ કારિંદાના મગજથી બમણા નાંખી તેનું પણ સારૂં મર્દન કરી નાની બેરી જેવડી ગોળી કરી ખાવી. એ પ્રમાણે સતત ગુણ આવે ત્યાં સુધી ઔષધ આપવું, એટલે રોગ જતો રહી ધાતુવૃધ્ધિ અને શરીર પુષ્ટ થશે. **(૩) ઉપદંશ ઉપરઃ**—કડવા કારિંદાનો જમિનમાંનો પાંચ વર્ષ કરતાં અધિક દિવસનો કંદ લાવી તે ઉપરનાં મૂળ અને કાળી છાલ છોલી નાંખવી, પછી સુકવી ચૂર્ણ કરી રાખવું. આ ચૂર્ણ પ્રતિ દિવસ પ્રાતઃકાળે અને સાયંકાળે ગાયનું તાજું દૂધ પાશેર લેઈ તેમાં ચાર માસા નાખવું તથા જીરાની ભૂકી ૪ ગુંજા અને ખડીસાકરની ભૂકી બે તોલા નાંખી આપવું. **(૪) પીડ તથા અતિસાર ઉપરઃ**—ઉપર કહેલા કડવા કારિંદાનું ચૂર્ણ ઘીમાં મેળવી ગોળી કરી આપવું **(૫) રક્તાતિસાર ઉપરઃ**—કડવું કારિંદુ બાફી છોલી બારીક વાટવું તથા તેમાં જીરાની ભૂકી, અને ઝીણી ખાંડ અને ઘી નાંખી આપવું.

---

## ૧૧૯ કારિવણા (લઘુ (ઝીણી) બ્રામ્હી.

સં૦ લઘુ–બ્રહ્મી. મ૦ કરિવણા. બ્રહ્મી. એકપાની હીં૦ બં૦ બ્રહ્મી. ક૦ ઓંદેલગ. તા૦ વલ્લારી. તૈં૦ બ્રાહ્મીચેટ્ટુ. તુ૦ તિમારે. મલા૦ મુન્તલ. ફા૦ જરનબ. ઇ૦ ઇંડિયનપેનિવર્ટ લા૦ હરપેસ્ટિસમોનિરા.

આ ઝાડ વેલા પ્રમાણે વધે છે. અને તે પાણીવાળી જમીનમાં ઘણા મહીના સુધી હોય છે. એ બાગમાં અને ઘેર પણ કુંડામાં વાવે છે. લઘુ બ્રમ્હીનાં પાંત્રાં ઉંદરના કાન પ્રમાંણે હોય છે. એ પાંત્રાં બે આંગળ પહોળાં હોય છે. આ ઝાડો કુંડામાં વાવવાથી મૂળ ફુટી તેનો ઘણોજ વિસ્તાર થાય છે. એનાં પાંત્રાંની ચટણી પણ કરે છે. બ્રમ્હી પ્રમાણેજ એના ગુણ હોય છે. **(૧) ભમરી આવે છે તેને માટેઃ**—લઘુ બ્રામ્હીના પાંત્રાનો રસ મસ્તકે ચોળવો. **(૨) નાનાં બાળકોનો શબ્દોચ્ચાર સ્પષ્ટ થવા માટેઃ**—નિત્ય પ્રાતઃકાળે લઘુ બ્રામ્હીનાં તાજા પાંત્રા ખાવા આપવાં, એટલે જીવ્હાનું જડત્વ કમી થઈ વર્ણોચ્ચાર સ્પષ્ટ થવા માંડે છે. **(૩) વિત્તાપસ્માર ઉપરઃ**—લઘુ બ્રામ્હીના પાંદડાંનો રસ અને ઘી એકત્ર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું અને તે સેવન કરવું. **(૪) ઉષ્ણતા અને ગરમી ઉપરઃ**—લઘુ બ્રામ્હીના પાલાનો રસ, જીરૂ અને ખડીસાકર નાંખી આપવો. અને દુંટી ઉપર લઘુ બ્રામ્હીના રસમાં કપડું ભીજવી ઘડી વાળી મૂકવું. આંખોમાં ગરમી હોય તો આ રસ તાળવે ચોપડવો. **(૫) ગરમીથી બાળકોના અંગમાં ગાંઠો આવે છે તે ઉપરઃ**—લઘુ બ્રામ્હીનો રસ અને કદંબની છાલનો રસ કાઢી તેમાં ગાયનું ઘી અને શંખજીરૂં નાંખી ખલ કરી શરીરે ચોપડવું. **(૬) સોજા ઉપરઃ**—લઘુ બ્રામ્હીન [illegible] નો લેપ કરવો. **(૭) બાળકોના અતિસાર ઉપરઃ**—લઘુ બ્રામ્હીના પાલાનો રસ અ [illegible]. **(૮) બાળકોના તૃષાના આજાર ઉપરઃ**—લઘુ બ્રામ્હીના પાલાનો રસ કાઢી તેમાં જીરાની ભૂકી અને ખાંડ નાંખી આપવો. **(૯) ઉન્માદ અને ચિત્તભ્રમ અપસ્માર ઉપરઃ**—લઘુ બ્રામ્હીનો રસ ૧ તોલો લેઈ તેમાં કોળીંજણાનું અથવા અકલગરાનું ચૂર્ણ ૩ માસા અને તેટલુંજ મધ નાંખી પ્રત્યેક બે વખત આપતાં જવું. એ વ-

નસ્પતિ એ રોગ ઉપર મોટી પ્રશસ્ત છે. **(૧૦) શીતળાના આજાર ઉપર:**—લઘુ બ્રાહ્મીનો રસ મધમાં આપવો. **(૧૧) બ્રાહ્મીઘૃત:**—બ્રહ્મીનો રસ ૪ શેર, ઘી ૪ શેર, વેખંડ (ઘોડાવજ) કોષ્ટ, શંખપુષ્પી આ ત્રણેનું ચૂર્ણ અધશેર, એ બધુ એકત્ર કરી ઘી સિદ્ધ કરવું. એ સેવન કરવાથી ઉપદંશથી થયેલો સંધિવાત, વિસ્ફોટક, ગાંઠ ઇત્યાદિ રોગ; વાતરક્ત, ઉન્માદ, અપસ્માર, એ દૂર થાય છે. સદરહુ રોગો ઉપર આ ઘીનો ઉપર પણ લેપ કરવા, તેથી કરી કોડ વગેરે રોગ પણ દૂર થાય છે, અને મગજ શાંત થાય છે. **(૧૨) સ્વરભંગ ઉપર:—સારસ્વત** ચૂર્ણ:—બ્રહ્મી, વેખંડ, હરડા, અરડુસો અને પીપર એનું ચૂર્ણ કરી તે મધમાં આપવું.

---

## ૧૨૦. કાળા તલ.

( સં० કૃષ્ણતિલ. )

આ એક ધાન્યની જાત છે, અને દેખાવમાં કાળા તલ જેવી જણાય છે; તેથી કાળા તલ નામ આપ્યુ છે. ગુજરાતીમાં સ્વતંત્ર નામ નથી એને ખુરાસણી પણ કહે છે. આ ધાન્ય ઘાટ ઉપર ઘણું પાકે છે. કાળા તલનો રોપો સુમારે દોઢ એ હાથ ઉંચો વધે છે. એને પીળા રંગનાં ફુલો આવે છે. જે વખતે ફુલો આવે છે તે વખતે, એના ખેતરની દૂરથી ઘણી ચમત્કારિક શોભા દેખાય છે. એનો રંગ કાળો હોય છે. એનું તેલ કાઢે છે. તે બાળવાને તથા ખાવાને ઉપયોગમાં આવે છે. એનો ખોળ ઢોરને ખવરાવે છે. **(૧) નેત્રરોગ ઉપર:**—કાળા તલનું તાજુ તેલ સુતી વખતે આંખમાં આંજવું.

---

## ૧૨૧. કાકમાચી.

સં० કાકમાચી. મ० હીં० તૈ० શ્વેતકાવળી.

કાકમાચીના વેલા હોય છે. એ વેલાનાં પાંત્રા ત્રિદળી હોઈ તેને કાત્રા હોય છે. વેલાનો રંગ પ્રથમ રાતો હોઈ પછી ધોળો થાય છે. એ વેલો ઘણેક ઠેકાણે વાડ ઉપર થાય છે. **કાકમાચી**—રસ વખતે ઉષ્ણ, કડવી, તીખટ, રસાયન, વૃષ્ય, સ્નિગ્ધ, સ્વર્ય, હૃદ્ય, ધાતુવર્ધક, નેત્ર્ય, રૂચિકર, સારક, લઘુ એવી છે; અને કફ, શૂલ, સોજો, ત્રિદોષ, કોડ, કંડુ, કર્ણકીટ, અતિસાર, ઉચકી, ઉલટી દમ, ઉધરસ, જ્વર, હૃદ્રોગ અને મેહ એનો નાશ કરે છે. **(૧) સુખપ્રસવ થવા માટે:**—કાકમાચીનાં મૂળ કેડે બાંધવાં. **(૨) પ્રદર ઉપર:**—કાકમાચીનાં મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી આપવાં. **(૩) અવાજ છુટવા માટે:**—કાકમાચી અને ધોળી ચણોઠીનાં પાંત્રા, ઘોડાવજ, કોષ્ટ એ સમભાગે લઈ સુકવી ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાં થોડી પીંપરની ભૂકી નાંખી મધમાં કાલવી સોપારી જેવડી ગોળી કરવી. આ ગોળી મોંમા રાખી દ્રવ્ય ગળી જવો, એના યોગથી અવાજ ખુલશે. **(૪) ઉલટી ઉપર** :—કાકમાચીનાં મૂળ અને હીંગ એકત્ર કરી આપવા. **(૫) અમ્લપિત્ત ઉપર** :—કાકમાચીના મૂળોનો કાઢો અથવા સ્વરસ લેઈ, તેમાં થોડી શેકેલી હિંગ નાંખી આપવી. **( ૬ ) ધાતુસ્થાનની કડકી ઉપર:**—કાકમાચીનાં મૂળો થંડા પાણીમાં કિંવા ગાયના તાજા દૂધમાં ઘસી તેમાં ખડીસાકરની ભૂકી નાખી શક્તિપ્રમાણે આપવું. **(૭) ભૂત જ્વર ઉપર:**—પુષ્યાર્કમાં મોટી શ્વેત કાકમાચીનાં મૂળ લાવવાં, અને તે લાલ સુતરે હાથે, અથવા ગળે, કે મસ્તકે બાંધવાં.

---

## ૧૨૨. કાવળો.

ગોમંતક પ્રાંતમાં માંથોડુ દોડ માંથોડું ઉંચું એવું એ ઝાડ થાય છે, તેને આંબલી જેવાં પાંત્રા હોઈ લીલા વટાણાં જેવડા જામળી રંગના ગોળ ફળો આવે છે, તે બાળકો ખાય છે.

---

## ૧૨૩. કાસુંદરો.

સં० કાસમર્દ. મ० કાસવિંદા. હીં० કસોદી. અંગોથ. બં० કાલકાસુંદા. ક० એલહુરી. અલવરી. તૈ० પેડિતાંગેડુ. કસવીંદચેટ્ટુ. મલા० પોન્નાવીર. તુ० અનેટજંકુ. ઇં० રાઉંડ પોટેટ કેશિયા. લા० કેશિયાસોફેરા.

આ ઝાડો કંબરપૂર ઉંચાં વધે છે. એના પાંત્રા સાધરણ છે. એને પીળા ફૂલો આવે છે. અને શિંગો જાડી અને લાંબી આવે છે. આ

ઝાડો વાડની નજીકમાં અને બીજી ખાલી જગ્યામાં પુષ્કળ ઉગે છે. **કાસુંદરો:**—તીખો, કડવો, મધૂર, ઉષ્ણ, રૂચિકર, પાચક, દીપક, કંઠશુધ્ધિકર, ગ્રાહી, લઘુ, રૂક્ષ, એવા છે. અને કફ, અજીર્ણ, વાયુ કાસ, પિત્ત, વિષ, કૃમિ, વિષૂચિ એનો નાશ કરે છે. એનાં પાંત્રા પાકકાળે તીખાં, વૃષ્ય, ઉષ્ણ, લઘુ છે. અને દમ, ઉધરસ, અરૂચિ એનો નાશ કરે છે. એનાં ફૂલ—કાસ, શ્વાસ, ઉર્ધ્વવાત એનો નાશ કરે છે, **(૧) દાદર ઉપર:**—કાસુંદરાનાં મૂળ ઘસી ચોપડવાં. અથવા પાલાનો રસ લીંબુનાં રસમાં મેળવી ચોપડવો. **( ૨ ) ઉચકી અને શ્વાસ ઉપર:**—કાસુંદરાના પાંત્રાનો કાઢો આપવો. **(૩) સોજા ઉપર:** કાસુંદરાનો પાલો બકરીના દૂધમાં વાટી સોજા ઉપર લેપ કરવો. **(૪) પારાના ઉતાર પર:**—કાસુંદરાના પાલાનો રસ કાઢી પાવો. **(૫)શીઘ્ર પ્રસૂતી થવા–માટે:**—કાસુંદરાના પાંદડાનો રસ પાવો. **(૬) બગઇ વગેરે કાનમાં ગઈ હોય તો:**—કાસુંદરાનો રસ કાનમાં પાડવો.**(૭) દદ્રુ, કિટિભ, અને કુષ્ટો ઉપર:**—કાસુંદરાનાં મૂળ કાંજીમાં વાટી લેપ કરવો. **(૮) ઝરો મૂત્રે છે તે ઉપ** કાસુંદરાનાં પાંત્રા વાટી ચોપડવાં

---

## ૧૨૪. કાસાળુ.

**સં૦** કાસાલુ. **મ૦** કાસાળુ, ખંબરે. **હીં૦** કાસાળુ. **ક૦** બાળરકકાસ.

કાસાળુંમાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. કાંસાળુનાં પાંત્રા અને દીંટા અળવીના કરતાં મોટાં હોય છે. **કાસાળુ:**—મીઠું, પથ્યકારક, દીપક, રૂચિપ્રદ, છે; અને કફ, વાત એનો નાશ કરે છે. **ઉપયોગ:**—**(૧) પાઠા ઉપર:**—ઝાડ ઉપરના કાંસાળુના કાંદા પાણીમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો. પથ્ય મીઠું ખાવું નહિ. **(૨) ગાંઠીઓ વાયુ થાય છે તે ઉપર:**—કાળા કાસાળુના કાંદા અને બદરીના વેલાના કાંદા એ બંન્ને એકત્ર કચરી તેની ચાર પોટલીઓ બાંધવી, અને તપાવેલા તવા ઉપર તે પોટલીઓ ગરમ કરી સોસાય તેટલો શરીરે શેક કરવો. **(૩) સંધિવાયુ ઉપર:**—કાળા કાંસાળુનું દીટું મંદાગ્નિ ઉપર શેકી તેનો રસ ૭ માસા ગાયના દહીંમાં નાંખી ગરમ કરી પીવો. દિવસ ૭. એથી [illegible] અને લાળ નીકળી જશે. ઉતાર ઘી ભાત. **(૪) બદ જલદી ફુટવા માટે:**—જંગલી કાંસાળુનાં કંદ થંડા પાણીમાં ઘસી તેનાં ટપકાં કરવા. અને તે સુકાયા પછી પુનઃ તેજ જગો ઉપર તેજ ઔષધનાં ટપકાં કરવા એ પ્રમાણે ત્રણ ચાર વાર ટપકાં કરવા એટલે છિદ્ર થઇ દર્દ નીકળી જશે. **(૫) ઉદરરોગ ઉપર:**—કાળા કાંસાળુનો કાંદો ૧ તોલાજેટલો પીસી કોપરાના રસમાં નાંખી, થોડા ચોખા નાંખી બારીને ખીર કરવી. અને ગોળ નાંખી ખાવી. આ ઔષધથી રોગ ફાટી મલમાર્ગે રેચ થઈ પડે છે. ઔષધ એક કિંવા બે દિવસ લેવું. ઉતાર ભાતની કાંજીમાં ઘી નાંખી પાવું. મોમાં ચેળ થાય તો કોકમના અથવા આંબલીના પાણીના કોગળા કરવા. **(૬) ભ્રમ અને પિત્તવિકાર ઉપર:**—કાળા કાંસાળુનાં દીંટાં અંગારામાં શેકી રસ કાઢવો. અને પાંચ શેર પર્યંત નાળીએરનો રસ કાઢી તેમાં અધશેર પર્યંત માલકાંગણી બીયાં વાટી કાલવવાં. પછી તે સર્વ એકઠું કરી મંદ અગ્નિ ઉપર બધું પાણી બળે ત્યાં સુધી ઉકાળવું; એટલે ઉપર તેલ આવે છે તે કાઢી લેવું. એ તેલ, આંખ અને ગળાની નસ એ જગોએ દિવસમાં બેવાર ચોળી ચોળી જીરવવું **( ૭ ) પાંડુરોગ ઉપર:**—સમૂળ કાંસાળુ લેઈ તેનું ૬ માસા ચૂર્ણ કરી દૂધમાં આપવું. **(૮) જલોદર ઉપર:**—કાંસાળુનો કાંદો ૧ તોલો છાશમાં વાટી પાવો. **( ૯ ) પડજીભ ફૂલવાથી ખાંસી ઉપજે છે તે ઉપર:**—કાસાળુના દીંઠાંની રક્ષા કરી તે લગાડવી. **( ૧૦ ) અનંત વાત—શિરોરોગ ઉપર:**—કાળા કાંસાળુના કાંદાં પીસી, તેની પોટલી કરવી, અને તવા ઉપર ગરમ કરી માથે શેક કરવો, ને છેલ્લી વારે પોટલીમાંનું ચૂર્ણ ગરમ કરી માથા ઉપર ભરી પાટો બાંધવો. **( ૧૧ ) સર્વ પ્રકારના વાતવિકાર ઉપર:**—કાંસાળુનો કાંદો ૧ તોલો પીસી રસ કાઢી, નાળીએરનો રસ અને દૂધ એમાં

ખીર કરી ખાવી; એટલે સર્વ પ્રકારના વાત અને ઉદરરોગ નાશ પામે છે, **(૧૨) જંત (કૃમિ) ઉપર**:—કાસાળુના કાંદાની ૨–૪ ગુંજા રાખ મધમાં અથવા પાણીમાં આપવી.

---

## ૧૨૫. કાળી ખજૂર.

આ એક કડવા લીંબડાની જાતીનું ઝાડ છે. એના ઝાડ સંહ્યાદ્રિ પર્વત ઉપર છે. એનાં પાંત્રાં એક ફૂટ લંબાઇનાં બે ભાગવાળાં છે. એનાં ફૂલ સફેત રંગના અને ઉગ્ર ગંધી હોય છે. કાળી ખજૂર એ ફળ ખજૂરના આકારે હોઈ ઘણું કડવું હોય છે. **ઉપયોગ (૧) પિત્ત પડવા માટે**:—કાળી ખજૂરી ઘસી ચાટણ આપવું. **(૨) તાવના યોગે જીભ બળતી હોય તે તથા મુખપાક ઉપર**:—કાળી ખજૂર ઘસી ચોપડવી. **(૩) બગાઇ કરડી હોય તો**:—કાળી ખજૂર તેલમાં ઘસી લેપ દેવો. **(૪) પેટશૂળ ઉપર**:—કાળી ખજૂર ઘસી પાવી.

---

## ૧૨૬. કાળીવેલ.

કાળીવેલ ઘણું કરી વાડો ઉપર થાય છે. એનાં પાંત્રાંનો આકાર કાંઈક એરંડાના પાંત્રાજેવો હોય છે. એ પાંત્રા એરંડાના પાંત્રાકરતાં લાંબા હોય છે. **(૧) કર્ણમૂળ, ખોડો, સ્તનરોગ અને રક્તબાઉ ઉપર**:—કાળીવેલનાં મૂળ થંડા પાણીમાં ઘસી લેપ કરવો. **(૨) ધુરશાના વિષ ઉપર**:—કાળી વેલનાં કુમળાં પાંતાં અને રાતા કુંભાની છાલ એનો રસ શક્તિપ્રમાણે આપવો, આ ઔષધ ત્રણ દિવસ પ્રત્યેક બે વાર પ્રમાણે આપવું. ઉતાર, કાળીતુળશીનો અથવા રાતા અર્ગથીઆનો રસ આપવો, વિષથી સોજો આવ્યો હોય તો તે ઉપર કાળી વેલનો કાંદો કચરી બાંધવો. **(૩) જૂવો મરવા માટે**:—કાળીવેલના પાંતાના રસમાં કપૂર નાંખી ખલ કરી તેમાં પાણી નાંખી તે ઘુંટી તે મિશ્રણ રાત્રે સુઇ રહેતી વેળાએ કેશમાં ચોપડવું. ઉપર કાળીવેલનાં પાંત્રાં બાંધવા. અને ઉપર ચોવડી વસ્ત્ર બાંધવું; એટલે બીજે દિવસે સવારે જૂવો મરી જાય છે.

## ૧૨૭. કિંજળ.

કિંજળીનું ઝાડ મોટું થાય છે. એનાં પાંત્રા લાંબાં હોય છે. કિંજળીનું લાકડું ઇમારતીમાં સારૂં ઉપયોગી છે. જાદૂ–ટપકા વગેરે ચાલે નહીં માટે કિંજળીની લાકડી કોઈ કોઇ પાસે રાખે છે. **ઉપયોગ:—(૧) અફિણઉપર**:—કિંજળીના પાંત્રાનો રસ પાવો. **(૨) પટકી (કોલેરા) ઉપર**:—કિંજળીનાં પાંત્રાંનો રસ આશરે પાશેર પર્યંત પાવો. **(૩) કર્ણમૂળ ઉપર**:—કિંજળીના પાંત્રાના રસમાં ભેંસનું ઘી નાંખી અને તેમાં સીંધાલુણ ઘસી પ્રતિ દિવસે ચાર પાંચ વાર કાનમાં પાડવું. **(૪) કર્ણસ્રાવ ઉપર**:—કિંજળીના કુમળા તોરાનો અને છાલનો રસ એકત્ર કરી કાનમાં પાડવો. **(૫) વિસર્પ અને વિસ્ફોટ રોગ ઉપર**:—કિંજળીની છાલનો રસ કાઢી તેમાં કુમળી દરોઈ તથા ચોખા વાટી તેનો લેપ કરવો.

---

## ૧૨૮. કાસ ( કાંસડો. )

સં૦ કાંડેક્ષુ કાશ. હીં૦ કાશ. મ૦ કસઈ કસાડ. બં૦ કેશે. ક૦ કાજલુ, ગલગિનહુલ્લુ. લાં૦ કોઇસ્કિબારએટા.

કાસને મરાઠીમાં 'કસાડ' પણ કહે છે. કાસના બરૂનાં જેવા બેટા હોય છે. એનો ટટ્ટી બનાવવામાં ઉપયોગ થાગ છે. એને "કાસે ગવત" એમ પણ કહે છે. એનાં બી આકારે કરડી પ્રમાણે અને સફેદ તથા કઠણ હોય છે. **કાસ**:—તર્પણ, શીત, ગૌલ્ય, રૂચિકર, બલકારક, મધૂર વૃષ્ય, કડવો, પાક કાળે મધૂર, સારક, સ્નિગ્ધ એવો છે. તથા પિત્ત, દાહ, મૂત્રકૃચ્છ, ક્ષય, મૂત્રાશ્મરી, રક્તપિત્ત, ક્ષતક્ષય, પિત્તરોગ એનો નાશક છે. **(૧) મૂત્રકૃચ્છ્, મૂત્રાશ્મરી ઉપર**:—કાંસના મૂળનો કાઢો મધનાંખી આપવો.

---

## ૧૨૯. કાળો ઉંમરડો ( ઢેડ–ગાંડો–ઉંબર.)

સં૦ કૃષ્ણ,–કાક,–ઉંદુમ્બરિકા. મ૦ કાળા,–ભુઇઉંબર. હીં૦ કટુંબર. બં૦ ડુમુર. ક૦ કાડ

અત્તિ, કલતિ. તૈ० કાકી, બાડુચેટુ. તા० કાટ્ટા-તી. તુ० કાટ્ટાઅન્તિમારા. મલા० કાટૃન્તિ. ફ્રા० અં જીરેદસ્તી. અ० તમબરી. લા० ફાઈકસહિસ્પિડા.

કાળા ઉંબરાના ઝાડો ઘણાંજ મોટાં થાય છે. એ ઝાડો ખોરેતીના ઝાડ જેવાં હોઇ ખોરેતીના ફળો પ્રમાણેજ એને ફળો પણ આવે છે. ખોરેતીના પાંત્રાંને ખાંચો હોય છે તેવો આ પાંત્રાને હોતો નથી; અને પાંત્રાં પણ મોટાં હોઇ જરા ખડબચડા હોય છે. આ ઝાડો કોકણુ-પ્રાંતમાં પ્રસિધ્ધ છે. **કાળો ઉંબરો:**—શીત, કડવો, ખાટો, મલસ્તંભક, તીખો, તુરો, ગ્રાહક ઇંદ્રિયપ્રસાદક એવો છે. અને ત્વગ્દોષ, કમળો પિત્ત, રકતપિત્ત, કફ, ધોળો કોડ, વ્રણ, પાંડુરોગ, રકતદોષ, સોજો, અર્શ, ઉર્ધ્વગતદોષ એનો નાશ કરે છે. એના **ફળો:**—મીઠાં, તુરાં, શીતળ, વૃદ્ધિકારક, ગુરૂ, ધાતુવૃદ્ધિકર, પાકકાળે મધૂર સ્નિગ્ધ, મલસ્તંભક, પૌષ્ટિક, ગ્રાહક, વાતકર; અને કફ રકતવિકાર, દાહ, વિષદોષ એનો કરે છે. એની **છાલ** અતિસારનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) કૂત્રાના વિષ ઉપર:**—કાળા ઉંબરડાનાં મૂળ અને ધંતુરાનાં ફળો એ ચોખાનાં ધોવરામણમાં વાટી પાવાં. **(૨) નળગુદ ઉપર:**—કાળા ઉંબરાના ફળોનો રસ ૪ પૈસાભાર, વાટી જીરાની ભૂકી નાંખી પાવો. અને દુંટી ઉપર લેપ દેવો. **(૩) કફપ્રદર** અને **રકતપ્રદર ઉપર:**—કાળા ઉંબરાના ફળોનો રસ કાઢી મધમાં પાવો. **(૪) બદ, ગુમડું, વગેરેને પકવવા માટે:**—કાળા ઉંબરાનાં લીલાં ફળો લાવી બારીક વાટવા. અને એક વાસણ—વાસણમાં નાંખી તે ઉપર થોડું પાણી છાંટવું. અને બીજા એક વાસણમાં ભરી તે વાસણમાં પાણી ભરી તે વાસણ તે ઉપર ઢાંકી મંદાગ્નિ ઉપર ગરમ કરવું. પછી તે ફળનો ગરમ સહેવાય એટલો પાટો બદ ઉપર બાંધવો. એ પ્રમાણે બે બે ઘડીયે તાજો ગરમ ગરમ પાટો બાંધતા રહેવું. એટલે બધ ત્વરિત પાકે છે. **(૫) સોજા ઉપર:**—કાળા ઉંબરાનાં મૂળ ઘસી લેપ કરવો.

---

## ૧૩૦ કાંકડ ( કરપટા. )

સં० કર્કટ. મ० કાંકડ, કુડક. હી० કાંકડ, ગંગેરૂઆ ક० વાલિગે. લા० ગેરૂગાપિન્નાટા.

કાંકડનું વૃક્ષ મોટું હોઈ તેનાં પાંત્રાં સાધારણ મોટાં અને લાંબા હોય છે. કાંકડ આ ફળ આંબળા જેવડું દેખાય છે; પરંતુ તેમાં આંમળા જેવા મોટા ઠળીઆ હોતા નથી. તેમાં બે ત્રણ નાનાં બિયાં હોય છે. આ ફળો જેઠ મહિનાનાં સુમારમાં આવે છે. તે રૂચિકર અને પિત્તાશામક છે. એનું અથાણું સારૂ થાય છે. આ ફળો જૂનાં થવાથી ઉપયોગમાં આવતાં નથી. **મોટા કાંકડના ફળ:**—તુરાં, અગ્નિદીપક, ખાટાં, શીતળ, લઘુ, ઉષ્ણ, નેત્રને હિતાવહ; અને રકતપિત્ત, કફ એનાં કરનાર, તથા વાતનાશક છે. તે ફળ **પાકવાથી** શીતળ, રૂચિકારક, જડ છે. અને પિત્ત, રકતદોષ એનો નાશ કરે છે **નાના કાંકડના ફળ:**—ગ્રાહક, ખાટાં, પિત્તલ, અગ્નિદીપક, ઉષ્ણ અને લઘુ છે. તથા તે પાકવાથી મધૂર, સ્નિગ્ધ, તુરા, વાતનાશક; અને કફ, પિત્તકારક છે. **(૧) વ્રણ (ગુમડા) ઉપર:**—કાંકડના ઝાડની છાલ વાટી બાંધવી. **(૨) આંખમાંનું ફુલ જવા માટે:**—કાંકડના ઝાડનો એક હાત લંબાઇનો બારીક કકડો તોડી મોંમા રાખી ફુંક મારવી. અને તેમાંથી જે રસ નીકળે તે ત્રણ દિવસ આંખોમાં નાંખવો. **(૩) પ્રમેહ ઉપર:**—કાંકડના પાલાનો રસ, જીરૂં અને ખડીસાકરમાં આપવાં.

---

## ૧૩૧. કાચકી.

સં० તોયપુષ્પી. લતાકરંજ. મ० સાગરગોટા. ગનગાં. ગજરા. હીં० કટુકરંજા. કરંજવા. તા० કલારકોડી. તુ० ગજ્જગેકાઈ ક० ગજગ. ગડુગુ. તૈ० ગુચ્ચેપિક્કા, કચકાઈ. ગચ્ચા. ફા० ખાયઈબ્લીશ. અ० અક્તમક્ત. ઇં० બોંડકનટ. લા० સિસાલપિનિયા બોંડુસેલા.

એ ઝાડને કાંટાં હોય છે. એને ન્હાની શિંગો આવે છે. તેમાં કાચકા હોય છે. તેની છાલ ઘણી કઠિણ હોય છે. અંદરનું મગજ ઔષધોના કામમાં આવે છે. કાચકા મંદ દેવતામાં

શેકી પછી અંદરનું મગજ કાઢી તેની ઔષધમાં યોજના કરવી. **કાચકી:**—તુરી, કડવી, ઉષ્ણ, શોષક; અને કફ, પિત્તાર્શ, શૂલ, સોજો, આધ્માન, વ્રણ, પ્રમેહ, કોડ, કૃમિ, રક્તાર્શ, વાતાર્શ, રક્તદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ:**—**(૧) ક્ષય, સુવારોગ, અને પેટશૂળ** એટલે **પીડ ઉપર:**—કાચકા શેકી, ચૂર્ણ કરી, ઘીમાં ખાવું. અથવા કાચકાનું ચૂર્ણ, લસણ, હિંગ અને સીંધવ સાથે ખાવું. **(૨) સોજા ઉપર:**—કાચકાનાં આંકડાનાં અને એરંડાનાં પાંલા વાટી ગરમ કરી લેપ દેવો; એટલે ત્રણ દિવસમાં સોજો ઉતરશે. **(૩) ઉપદંશવ્યાધી ઉપર:**—કાચકીના પાંદડાંનો રસ કાઢી, ઘી નાંખી સાત દિવસ પર્યંત સેવન કરવો. પથ્ય ઘી અને ભાત. **(૪) જંત (કૃમિ, કરમ) પડવા માટે:**—કાચકીના પાંદડાંના રસમાં આંબાહળદર અને પીત્તપાપડો ઘસી પાવા. અથવા કાચકા અને હિંગ શેકી તેમાં મીઠું નાંખી ઘીમાં ખલી ખવરાવવું. **(૫) વાયૂના ગોળા ઉપર:**—કાચકા શેકી ભૂકી કરી ગોળમાં ખાવી. **(૬) નાંના વાછરડાંની થંડી અને કૃમિ ઉપર:**—કાચકા, અજમો, લસણ, એકત્ર કુટી પાણી કરી પાવું. **(૭) જ્વર ઉપર:**—કાચકીના પાંદડાંનો રસ ચાર તોલા પર્યંત કાઢી, તેમાં હિંગ બે ગુંજા પર્યંત મેળવી પાવો. આ ઔષધ વિષમ જ્વર શિવાય બધા પ્રકારનાં તાવ ઉપર ત્રણવાર પાવાથી ગુણ જણાતો આવે છે. **(૮) આંમ ઉપર:**—કાચકા અધા કાચા તળી ચૂર્ણ કરી, તે એક માસાભાર ચૂર્ણ સાકરમાં નાંખી ખાવું. **(૯) બાળકના પેટમાં લોહીની ગાંઠ બને છે તે ઉપર:**—કાચકીનાં પાલાનો રસ ૬ માસા અને હિંગ માસો ૧ શેકી પાણીમાં સાત દિવસ પાવું. આકમે [illegible] ફુલાવેલું મોરથુથુ અર્ધા ચોખાભાર, ૭ માસા પાણીમાં નાંખી પાવું; એટલે કાળા પીળા દસ્તો થઇ ગાંઠ સાફ થઈ જશે. **(૧૦) જીભે કાતરા થાય છે તે ઉપર:**—કાચકીના પાલાના રસમાં જીરાની ભૂકી નાંખી પાવી. **(૧૧) ભાર ઉપર:**—કાચકીનાં પાંદડાં, વાંસનો પાલો અને બકરીની લીંડીઓ એ એકત્ર કુટી ગોમૂત્રમાં બાફી શેવાતું થયા પછી તેનો પેટ ઉપર પાટો બાંધવો. **(૧૨) જ્વર (તાવ) ઉપર:**— કાચકા શેકી **ચૂર્ણ કરી** તે મરી સાથે ખાવું. **(૧૩) જંત (કૃમિ) ઉપર:**—કાચકા શેકી ચૂર્ણ ઘીમાં ખાવું અને ગુદદ્વારે ડાંગરનાં ફોતરાં (ભાતના છાલા)ની ધુણી દેવી; એટલે દરોબસ્ત જંત પડશે.

---

## ૧૩૨. કાંજળ.

આ ઝાડો ખાડીમાં અથવા પાણીના ખાબોચીયામાં થાય છે. કાંજળીના ઝાડ ઘણું કરી ઇકૂળી જેવાજ થાય છે, પરંતુ તેટલાં ચિકટ અને બળકટ હોતાં નથી. ફક્ત બાળવાના કામમાં આવે છે. એને બકુલ વૃક્ષના ફૂલો જેવાં નાંનાં અને સુવાસિક ફૂલો આવે છે.

---

## ૧૩૩ કાંટેરી ડાંબા.

રાનમાં એક પ્રકારનો કાંટેરી ડાંબો થાય છે, તે પાંચ ૭ મહિના રહે છે. એનાં ઝાડ અર્ધું માથોડું ઉંચા હોય તેને અંગે કાંટા હોય છે. એનું શાક કરે છે, પણ તેનો સ્વાદ કમી હોય છે.

---

## ૧૩૪. કાંટાસરીઓ.

સં૦ કુરંટક. મ૦ કોરાંટી. હિં૦ કટશરૈણા.

આ ફુલઝાડ ત્રણ ચાર હાથ ઉંચાં વધે છે એના સર્વાંગે કાંટા હોય છે. એના ઝાડનાં દેખાવ ઉપરથી ધોળો, પીળો, ભુરો અને રાતો એવા ભેદ છે. ફૂલોને વાસ નથી હોતો. **ધોળો કાંટાસરીઓ:**—કડવો, કેસ્ય, સ્નિગ્ધ, મધુર, તીખો, ઉષ્ણ, દાંતોને હિતાવહ; અને વલિપલિત કોડ વાત, રક્તદોષ, કફ, કંડુ (ખરજ), વિષ, અને દારૂણા એનો નાશ કરે છે. **રાતો કાંટાસરીઓ:**—કડવો. વર્ણકારક, ઉષ્ણ, તીખો, અને સોજો, તાવ, વાતરોગ, કફ, રક્તવિકાર, પિત્ત, આધ્માન, શૂલ, દમ, અને ઉધરસ એનો નાશ કરે છે. **પીળો કાંટાસરીઓ:**—ઉષ્ણ કડવો, તુરો, અગ્નિદીપક; અને વાયૂ, કફ, કંડુ (ખરજ), સોજો, રક્તવિકાર, ત્વગદોષ એ-

૧૦

નો નાશ કરે છે. **ભૂરો કાંટાસરીઓ**:—તીખો; અને વાત, કફ, સોજો, કંડુ, શૂલ, કોઢ, વ્રણ તથા ત્વગ્દોષ (ચામડીના રોગો) એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **બાળકોને સળકમ અને ઉધરસ થાય તો**:—કાંટાસરીઆના પાંત્રાનો રસ કાઢી મધમાં પાવો. (૨) **વીર્યપતન ઉપર**:—ધોળા કાંટાસરીઆના પાંત્રાનો રસ જીરૂં નાખી આપવો. દિવસ ૭. (૩) **પિત્તઉપર**:—કાંટાસરીઆનો, કાળીતુળશીનો અને ભાંગરાનો એ પાલો એકત્ર વાટી ગાયના દૂધમાં મેળવી પાવો. (૪) **દાઢ દુ:ખતી હોય તો તે ઉપર**:—પીળા કાંટાસરીઆનો પાલો અને અકકલકરો એકત્ર ખાંડી દાઢનીચે રાખવો. (૫) **મોં આવ્યું હોય તો તે ઉપર**:—પીળા કાંટાસરીઆનો પાલો, જાંબુડીની છાલ અને આવળકંટી એનો કાઢો કરી કોગળા કરવા. (૬) **ગર્ભધારણને માટે**:—કાંટેસરીઆના મૂળો ગાયના ઘીમાં ઘસી રૂતુકાળે પાવા. (૭) **દાંતમાંથી લોહી આવતું હોય તો**:—કાંટાસરીઆનો રસ અને મધ દાંતે ચોપડવું. (૮) **દંતકૃમિ ઉપર**:—કાંટાસરીઆનાં પાંત્રા ચાવવાં. (૯) **વાતરોગ ઉપર**:—પીળો કાંટાસરીઓ, દેવદાર, સુંઠ એનો કાઢો કરી, એરંડેલ મિશ્ર કરી પાવો ; એટલે શરીર વાયૂએ અકડાઇ ગયું હશે તો તે સારૂં થશે. (૧૦) **સોજા ઉપર**:—કાંટાસરીઆના પાલાનો રસ ચોપડવો. (૧૧) **વિંછીના દંશ ઉપર**:—કાંટાસરીઆના પાલાનો રસ દંશની વિષમ બાજૂના નાંકમાં પાડવો. (૧૨) **સુવારોગ ઉપર**:—કાંટાસરીઆનો કાઢો કરી તેમાં પીપરનું ચૂર્ણ નાંખી તે પાવો. અથવા કાંટાસરીઆનાં મૂળ ચાવી ખાવા ; કિંવા એનો કાઢો કરી રાતભર રાખી તે સવારે પાવો.

---

## ૧૩૫. કાંટાવાળા ગોખરૂ.

સં૦ વનશૃંગાટક. મ૦સરાટે. ધાકટેગોખરૂ. હીં૦ છોટેગોખરૂ ક૦ નેગ્ગિલુ. તૈ૦ ચિરિપાલેરૂ. તાં૦ નેરંજીલ. તુ૦ નેગ્ગિલુમુલ્લુ. મલા૦ નેરિનિલ. ફા૦ તુરૈંખારખસ્ક. અ૦ બકૂલતલ ખારખસ્ક. લા૦ ટ્રિબ્યુલસટેરેસ્ટ્રિસ.

આ એક ગોખરૂની જાતિ છે. એના વેલા થાય છે. એ વેલાનાં પાંત્રા બારીક હોય છે. એ પાંલાનું શાક થાય છે. આ વેલા કાળી જમીનમાં થાય છે. ચોમાસામાં તે પુષ્કળ થાય છે. આ ગોખરૂને ઘણા કાંટા હોય છે, તે સુકાય એટલે વગડામાં જવાને માણસોને ઘણી અડચણ પડે છે. બોડા ગોખરૂને બદલે એનો ઉપયોગ કરે છે. એનાં ગુણ બોડા ગોખરૂ જેવાજ છે. **ઉપયોગ**:—(૧) **ભ્રમપિત્ત ઉપર**:—ગોખરૂનો ને કોઠીના પાલાનો રસ ૪ પૈસાભાર, ગાયના તાજા દૂધમાં પાવો. (૨) **ગર્ભિણીની ધ્રુપણી ઉપર**:—ગોખરૂનું ચૂર્ણ ૬ માસા, ખડીસાકર અને ઘીમાં લેવું (૩) **શરીરમા થયલી ગર્મીઉપર**:—ગોખરૂ સાધારણ ખાંડવા તથા તેમાં ખડકમાં ઉત્પન્ન થનારી ગળોનો કંદ ૭ માસા નાંખવો તથા ૪૦ તોલા પાણી નાંખી અષ્ટમાંશ બાકી રાખી કાઢો કરી તે પ્રાત:કાળે પાવો અને તેજ ઔષધો શિલ્લક રાખી તેમાં એક તોલો સાકર નાંખી સાયંકાળે પૂર્વવત્ અષ્ટમાંશ કાઢો કરી પાવો, અને ચાંદીયો ઉપર પારસ પીપળાનાં મૂળ પાણીમાં ઘસી લેપ દેતાં જવું. ;આ પ્રમાણે ૪૨ દિવસ. જરૂર જણાય તો વધારે દિવસ, એ ઔષધ આપવું. પથ્ય પાળવી. (૪) **ગર્મનો આજાર શરીરમાં જમ્યાથી શરીરપર ઢીમણાં ઉઠે છે તે ;ઉપર**:—ગોખરૂ તોલો ૧, કંકોળ પા તોલો અને સાકર ૧ તોલો એનો અષ્ટમાંશ કાઢો કરી તે સતત સેવન કરવો. (૫) **તંદુપ્રમેહ, ધાતુસ્થાનની કડકી, ધાતુવિકાર, પ્રદર અને બાળકના પેટમાં શીતળા અને ગોવરૂં એની ચોટ બેસે છે તે ઉપર**:—ગોખરૂ ઘીમાં તળવા તથા તેની ભૂકી કરી રાખવી. પ્રત્યેક પ્રાત:કાળે અને સાયંકાળે ૧ તોલો ગાયનું ઘી લેઈ તેમાં અર્ધો તોલો ગોખરૂની ભૂકી અને અર્ધો તોલો ખાંડ કિંવા સાકર નાંખી ૨૧ દિવસ સેવન કરવું. બાળકને ઉપલા મિશ્રણની સોપારી જેવડી ગોળી નિત્ય

પ્રાત:કાળે એક વખત આપવી. (૬) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ગોખરૂનો છોડ મૂળ સુદ્ધાં ઉપાડી અષ્ટમાંશ કાઢો કરી, સાકર અને મધ નાંખી પાવો. (૭) **મુતરખડા** (પથરી) **ઉપર**:—ગોખરૂનું ચૂર્ણ મધમાં ખલી મેંઢીના દૂધમાં સાત દિવસ આપવું.

---

## ૧૩૬. કાંટે શેવતી. (ગુલદાવદી)

સં૦ તરૂણી. મ૦ કાંટે-ગુલાબશેવંતી હીં૦ **શેવતીગુલાબ**. ક૦ ચેંબડે. મુલ્લ. શેવંતીગે.

એને 'ધોળી શેવતી' 'ગુલાબ શેવતી' અને 'શેવતી ગુલાબ' પણ કહે છે. એના ઝાડને ગુલાબ પ્રમાણે કાંટા હોઇ એનાં પાંત્રા પણ ગુલાબના પાંત્રા પ્રમાણેજ કાત્રાદાર હોય છે. એને રાખોડીના રંગ જેવા ધોળા રંગના સફેદ ફુલ આવે છે. આ ઝાડ બગીચામાં વાવે છે. કાંટે શેવતીનો પાક તથા ગુલકંદ કરે છે. તે પિત્ત અને દાહશામક છે. **ધોળી કાંટે શેવતી**:—સારક, શીતળ, હૃદ્ય, શુક્રકર, લઘુ, તુરી, સ્વાદુ, સુરભી, ગ્રાહક, વર્ણ્ય, તીખટ, કડવી, રૂચિકર, અગ્નિદીપક; અને ત્રિદોષ, મુખપાક, રક્તપિત્ત, કફ, પિત્ત, રક્તવિકાર, દાહ એનો નાશ કરે છે. **એનાં પુષ્પ**;—શીતળ, વર્ણકર; અને વાત, પિત્ત, દાહ એનો નાશ કરે છે. **રાતી કાંટે શેવતી**:—રક્તવિકૃતિ, વીંછીનું વિષ, ત્રિદોષ એનો નાશ કરે છે. બીજા ગુણ ધોળી શેવતી જેવાજ છે.

---

## ૧૩૭ કાંડવેલ.

સં૦ કાંડીર. મ૦ હીં૦ કાંડવેલ. બં૦ હાડભાંગા. ક૦ **મણીગુરબળી**. સાંડુબળી. મંગરબળી તૈ૦ નાલ્લેરૂ. તા૦ આરૂગણી. સાંડુવેરૂ મલા૦ ચણારંપલંડા. ગો૦ સાડાબળી. લા૦ વિટિસ્ કેંડેગ્યુલારિસ.

કાંડવેલ એ થુએરીઆ પ્રમાણે હોઈ તેના કરતાં ઘણી બારીક હોય છે. એને નાનાં નાનાં પેરીઆ હોય છે. કાંડવેલમાં ત્રિધારી કાંડવેલ, ચોધારી કાંડવેલ, એવી જાતો છે. કાંડવેલીનો પુષ્કળ વિસ્તાર હોય છે. ત્રિધારી કાંડવેલને 'હાડ સંધિ' કહે છે. તેનું વર્ણન, 'હાડસંધિ', એ શબ્દમાં આપેલું છે. **કાંડવેલ સાધારણ**:—તીખી, કડવી, ઉષ્ણ, સારક, અને પિત્તલ છે. તથા કફ, ગુલ્મ, લૂતા, દુષ્ટ વ્રણ, પ્લીહા, ઉદર, અગ્નિમાંદ્ય, શૂળ, વાયૂ અને મલસ્તંભ એનો નાશ કરે છે. **ચોધારી કાંડવેલ**—ભૂતોપદ્રવ, શૂળ એનો નાશ કરે છે. તથા ઉષ્ણ, આધ્માન વાયૂ, તિમિર, વાતરક્ત, અપસ્માર, વાતરોગ, એનો નાશ કરે છે. (૧) **શરીરમાં જમેલી અથવા સર્વ પ્રકારની ગર્મી ઉપર**:—કાંડવેલ ભરસાળમાં શેકી પીલી, બે તોલાથી ત્રણ તોલા સુધી રસ કાઢવો; તેમાં એટલુંજ ગાયનું ઘી નાંખી એક વખત અથવા બે વખત આ રસ આપવો. દિવસ ૮. પથ્ય મોળું ખાવું. એથી ચાંદી, કાત્રા, સ્રાવ, ઇત્યાદી સર્વ વિકાર દૂર થાય છે. (૨) **સ્ત્રિઓના રજોદોષ ઉપર**:—કાંડવેલ ભરસાળમાં શેકી ૨ તોલા રસ કાઢી તેમાં તેટલુજ ઘી, ગોપીચંદનની ભૂકી ૧ તોલો, અને ખડીસાકરની ભૂકી ૧ તોલો નાંખી આપવું.

---

## ૧૩૮. કાંડોળ.

કાંડોળીને 'સારદોળ' પણ કહે છે. આ વૃક્ષ મોટું થાય છે. કાંડોળીના ઝાડનો રંગ સફેદ ધોળો હોય છે. કંડોળીનાં પાંના મોટાં હોય છે. એનાં ફૂલો લાલ હોય છે. એ ઝાડને આંબા પ્રમાણે વસંતઋતૂમાં મોહોર આવી ફળો આવે છે. એ વખતે જૂનાં પાંદડાં સર્વ ગરી પડેલાં હોય છે. ફળનો આકાર બદામ જેવો હોય છે. એ પોચાં હોય છે. આ પાકેલા ફળ ગળચટાં લાગે છે એટલે તેને કોઇ કોઈ ખાય છે. જંગલી લોકો એ ફળમાંની દાળની ઢીલી દાળ કરી ખાય છે. એની ડાળીઓ મોગલાઈ એરંડા પ્રમાણે પોચી હોય છે. કાંડોળીના મૂળોનો રંગ લાલ હોય છે. આ મૂળો થંડા છે. કાંડોળીના ઝાડને સફેદ ગુંદ આવે છે તે ઉપયોગી છે. તેને કથલ્યા ગોંદ કહે છે. આ ઝાડ ઈમારતના ઉપયોગનું નથી. એની છાલ ઉપર કર્મણુકી માટે કોઈ કોઇ લખે છે. અને એ છાલ ઉપર કંઇક મંત્ર લખી આગપેણુ જવા માટે ગળે બાંધે છે. કાંડોળીના

ઝાડ કુટી તેમાંથી રેસા કાઢે છે. **(૧) નાના બાળકને તથા મોટા માણસને મુબારકી થાય તો તે ઉપરઃ**—કાંડોળીનાં મૂળ, પાંગરાના મૂળ હેંદુનાં મૂળ અને ઉંબરાનાં મૂળ એ ઘસી તે આપવાં. **(૨) અતિસાર ઉપરઃ**—કાંડોળીની છાલ ઘસી આપવી. **(૩) પરમો અને ધાતુવિકાર ઉપરઃ**—કાંડોળીની છાલનો, પાણી નાંખી રસ કાઢવો અને તે સાકર નાંખી આપવો. અથવા કાંડોળીનાં મૂળ ઘસી ખડીસાકર નાંખી આપવો. કાંડોળીનો ગુંદ પણ ધાતુવિકાર ઉપર આપવો. **(૪) ગરમી, પ્રમેહ, અને સ્ત્રીના રક્તસ્ત્રાવ ઉપરઃ**—કથલા ગુંદર રાત્રે પાણીમાં પલારી રાખી સવારે ખડીસાકર નાંખી આપવા. **(૫) શીણ અને વાયૂ ઉપરઃ**—કાંડોળીની છાલ પાણીમાં નાંખી તે પાણી ઉકાળી તેણે સ્નાન કરવું.

---

## ૧૩૯. કીડામારી.

મ૦ ગિંધાન.

આ વનસ્પતિ વર્ષાયુ છે અને મરાઠીમાં ગંધાટી પણ કહે છે. એના વેલા હોય છે. દક્ષિણ હિંદુસ્થાનમાં એ નદીકિનારા પર કાળી જમીનમાં શ્રાવણ માસમાં ઉગે છે. એના પાંત્રાંનો રસ ઘણો કડવો અને ઉગ્ર છે. **ઉપયોગઃ**— **(૧) જનાવરોની ચાંદીમાં કીડા પડે છે તે ઉપરઃ**—કીડામારીનો રસ અથવા પાલો વાટી ક્ષત ઉપર ચોપડવો, એટલે કીડા મરે છે. **(૨) દાદર ઉપરઃ**—કીડામારીના પાંત્રાનો રસ, એરંડતેલમાં મેળવી ચોપડવો. **(૩) પીડ ઉપરઃ**— એના બે પાંત્રા પાણીમાં મસળી પાવાં. **(૪) નાના બાળકોના મળ સાફ થવા માટેઃ**— એનાં પાંત્રા દુંટીએ બાંધવાં. **(૫) શીતજ્વર અને સંતત જ્વર ઉપરઃ**—એના પાંત્રાનો રસ શરીરે ચોળવો, એટલે તાવ તાત્કાળ જાય છે; અથવા તેનો કિંચિત રસ સેવન કરવાથી પણ જાય છે. **(૬) કૃમિ ઉપરઃ**—કીડામારીનો રસ કાઢી પાવો. અથવા બીયાંના ચૂર્ણની ફાકી આપવી. **(૭) સોજા ઉપરઃ**—કીડામારી, સમુદ્ર ફળ, માલકાંકણી, અને મરી એ વાટી લેપ દેવો.

---

## ૧૪૦. કુકરપાડાનો વેલો.

સ૦ દેવદાલી. મ૦ દેવડાંગરી કાંટેઇંદ્રાવણ. હીં૦ સોનૈયા, બંદાલ, ઘઘરવેલ, બિદાલી. બં૦ દેયાતાડા. ઇં૦ બ્રિસ્ટલીલ્યુફા. લા૦ લ્યુફાએકીનેટા. ક૦ દેવડાળી. દેવડંગર. તૈ૦ ડાનરગંડી.

કુકરપાડાના વેલા હોય છે. એ વેલાનાં પાંત્રાં કંટોલીના પાંત્રાં જેવાં હોય છે. ઘણા વર્ષોના જુના વેલાની જમીનમાં ગાંઠ બનેલી હોયછે કુરપાડાના ફળનો આકાર કંકોડા જેવોજ હોય છે અને તે ઉપર તેવાજ કાંટા હોય છે. એ ફળો સુકવી ભાગવાથી અંદરથી બીયાં વગેરે નીકળી જઈ જાળી જેવી રેષાઓ નિકળે છે. એ ઘણીજ કડવી હોય છે. મરાઠીમાં કુકરપાડાને ' કાંટે ઇંદ્રવણ ' એમ પણ કહે છે. **કુકરપાડાનો વેલોઃ**— કાંતીકારક, ઉષ્ણ, તીખો, તીક્ષ્ણ; અને પાંડુ, કફ, દમ, ઉપરસ, મૂળવ્યાધ, ક્ષય, કમળો, કૃમિ, હેડકી, તાર, સોજો વિષદોષ, ભૂતબાધા, અરૂચિ, ઉંદરનું વિષ એનો નાશ કરે છે. **એનાં ફળઃ**—સારક કડવાં; અને ગુલ્મ, કૃમિ, કફ, શૂળ, અર્શ અને કમળો એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) સર્પના વિષ ઉપરઃ**—કુકરપાડો પાણીમાં વાટી તે પાણી ગાળી તે રસ વિષનું જોર તથા પીનારની શક્તિ જોઈ પાવો. ઉતાર ઘી. **બીજો પ્રકારઃ**—સુકેલા ફળની રેષાઓ એક ગુંજાથી બે ગુંજા પર્યંત પાણીમાં મેળવી, તે પાણી બે તોલા પર્યંત પાવું. ઉતાર ઘી. **(૨) કમળીના રોગ ઉપરઃ**—કુકરપાડાના વેલાનો રસ નાકમાં પાડવો. અથવા કુકરપાડાનું ચૂર્ણ ૧ ચોખાભાર લેઈ નાકે સુંઘવું; એટલે નાકમાંથી પીળો સ્ત્રાવ થઈ ૨ પ્રહરમાં કમળીનો રોગ ઉતરશે. **(૩) મૂળવ્યાધિ ઉપરઃ**—કુકરપાડાનાં બીજ અને ગોળ એ કાવળીના રસમાં વાટી ગુદા ઉપર લેપ દેવો; એટલે સણકા તાત્કાળ બંધ થાય છે. **(૪) ગંડમાલા ઉપરઃ**— કુકરપાડાનાં બીજ વાટી તેનું એક ટીપું અને

માણસના મૂત્રનાં ચાર ટીપાં એકત્ર કરી કાનમાં પાડવાં. (૫) **મધુરા ઉપરઃ**—કુકરપાડાની જાળ પાણીમાં મસળી તે પાણી શરીરે ચોપડવું (૬) **મૂળવ્યાધિ ઉપરઃ**—સીંધવ અને કુકરપાડાનાં બીજ કાંજીમાં વાટી મસાઉપર લેપ દેવો. અથવા કુકરપાડાના કાઢાથી ગુદપ્રક્ષાલન કરવું. અને ચૂર્ણ કરી ધુંણી આપવી; કિંવા કુકરપાડાનો હિમ કરી પીવાથી તેને ગુદાંકુર થશેજ નહિં. (૭) **રાત્રીના તાવ ઉપર;**—કુકરપાડાનાં મૂળ કાને બાંધવાં. (૮) **પાંડુરોગ ઉપરઃ**—કુકરપાડાનાં પંચાંગનું ચૂર્ણ દૂધમા અથવા પાણીમાં ચાર (૪) માસા આપવું, એટલે એક મહિનામાં પાંડુરોગનો નાશ થશે.

---

## ૧૪૧. કુબો.

શં૦ દ્રોણ પુષ્પી. મ૦ તુંબા. હિં. ગૂમા.

આ ઝાડ નાના હોઈ સુમારે બે હાથ ઉંચા વધે છે. એનાં પાંત્રા બારીક અને લાંબાં હોય છે. એનાં ફૂલો શિવને ચડાવે છે. એ ઝાડો પડતર જમીનમાં અને જૂના ખંડેરોમાં પણ ઉગે છે, એ ગુણોમાં ઉષ્ણ અને વાયુ ઉપર ઉસ્તાદ છે. (**કુબો**):—રુચિકર, તીખો, ભેદક, પથ્યકર, મીઠો, સારક. રૂક્ષ, ગુરૂ, ખારો, વાતપિત્તકર, અને વાત, કફ, અગ્નિમાંદ્ય, કફ. આમ, સોજો, કમળો, તમકશ્વાસ, કૃમિ, શૂળ, એનો નાશ કરે છે. એનાં **પાંત્રાંઃ**— સ્વાદુ, રૂક્ષ, પિત્તલ, ગુરૂ, ભેદક, તીખાં, અને કમળો, મેહ, તાવ, સોજો એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **વિષમજ્વર ઉપરઃ**—કુબાનાં પાંત્રાના રસમાં મરીનું ચૂર્ણ નાંખી પાવું. (૨) **પીડ અને નળ ફુલે તે ઉપરઃ**—કુબાનાં પાંત્રાનો અંગરસ ખારેકમાં નાંખી પાવો. (૩) **વાયૂએ અતિશય જોર કર્યું હોય તોઃ**—કુબાનો અંગરસ મધ નાંખી શક્તિપ્રમાણે છ માસાથી ૧ તોલા સુધી પાવો ઉતાર ઘી અને ભાત. (૪) **બાળકોના કફવિકાર ઉપરઃ**—કુબાનો રસ લણ માસા, ફુલાવેલા તેલીયા ટંકણખારની ભુકી બે ગુંજાભાર અને મધ ૬ માસા એકત્ર કરી ખલી ચાટણ કરી આપવું. (૫) **ચોથીઆ તાવ ઉપરઃ**—કુબાના રસનું અંજન કરવું. (૬) **કમળીના રોગ ઉપરઃ**—કુબાના રસનું કિંવા કુબાના રસમાં હિંગ ઘસી તેનું અંજન કરવું. (૭) **સોજા ઉપરઃ**—કુબો અને કડવો લીમડો એનાં પાંત્રા પાણીમાં ઉકાળી બાફ આપવી. એટલે પરસેવો વળી સોજો ઉતરે છે. (૮) **આદ્ધાશીશી ઉપરઃ**—કુબાનો રસ નાકમાં પાડવો.

---

## ૧૪૨. કુબી.

સં૦ ધેલી.

એ ભાજી યુરોપિયન લોકોએ ત્યાંથી આ દેશમાં આણેલી છે. એ પહેલાં અહિંના લોકોને આ શાક માહિત ન હોતું એમ કહે છે. કુબીમાં ત્રણ ચાર જાતિ છે. જેનો ગડો થાય છે તે ઉત્તમ હોય છે. આ ભાજી ઉત્તમ પૈષ્ટિક છે. **કોબી** કે **કુબીઃ**—જેને કંદ થાય છે. તે મધૂર, રૂક્ષ, સ્વચ્છ, શીતલ, ભેદક, ગ્રાહક, રૂચિકર, ગુરૂ, અને પિત્ત. કફ, વાયૂ એનો નાશ કરે છે. એના કંદના પણ તેજ ગુણો છે. **કુબી,** જેના પાંત્રાનો **ગડો** થાય છે તે—મધૂર, વૃષ્ય, પાકકાળે તીખી. કડવી, ગ્રાહક, શીતળ, લઘુ, પાચક, અગ્નિદીપક, હૃદ્ય, વાતકર; અને કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, કોડ, ઉધરસ, રકતદોષ અને પિત્તજન્ય ભ્રમ એનો નાશ કરે છે.

---

## ૧૪૩. કુરકુલા.

કુરકુલા આ એક ઉકરડામાં અને ભીની જમીનમાં થનારો રોપો છે. એની આકૃતિ અળવી જેવી છે. એની ઉંચાઈ વેંત ઉપર નથી. પાંત્રાં, કારંદાના પાંત્રા જેવાં હોઇ ગોળ અને ઘણા ન્હાનાં હોય છે. કુરકુલાનું એકજ પાંતરૂં ઉપર આવે છે. ત્યારે તેને દીટાં સુદ્ધાં તોડી કાઢે છે. એનું શાક અળવી જેવું પરંતુ સ્વાદવગરનું થાય છે. એમાં ચણાની દાળ નાંખવી જોઇએ.

---

## ૧૪૪. કુરડૂ (લાંબડી)

સં૦ શિતિવાર. મ૦ કુરડૂ. હીં૦ શિરિઆ-

રી બં૦ શુનિશાક શેઓલા. ક૦ કુરડુ. ખડકતીરા. મા૦ ઉકીરડા. તૈ૦ કુરકુચેટ્ટુ. લા૦ સિ‌તોસિયા, અરગેંટિઆ.

આ ભાજી ધોળા માઠ જેવી છે. પરંતુ તે રાનભાજી હોવાથી કોઈ વાવતું નથી. ચોમાસામાં એ પોતાની મેળે ઉગે છે. એની ઉંચાઈ સુમારે ૨ હાથ હોય છે. એના પાંત્રા પાતળાં હોઈ એને બી ચણા જેવડાં આવે છે. એના છેડા ઉપર ધોળા રંગના ઝુમખા આવે છે; તેમાં એનાં બી હોય છે. એ બી થંડાં છે. રાતી જાતીનાં ફૂલો જે કુરડૂ ઉપર આવે છે, તેને "દેવ કુરડૂ" એમ કહે છે. **કુરડૂ:**—તુરૂ, ગ્રાહક, ઉષ્ણ, રસાયન; અને મેધા, રૂચિ એને કરનારી, શીત, રૂક્ષ, અગ્નિદીપક, અવિદાહી, લઘુ, સ્વાદુ, હૃદ્ય, વૃષ્ય; અને ત્રિદોષ જ્વર, મેહ, શ્વાસ, દાહ, મેદ, કોડ, ભ્રમ, અરૂચિ એનો નાશ કરે છે. **દેવ કુરડૂ:**—શીત, વૃષ્ય; અને મૂત્રરોગ, અશ્મરી, એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) મુતરખડા (પથરી) અને મૂત્રાઘાત ઉપર:**—કુરડના બી ૧ માસો અને સાકર ૧ માસો એકત્ર કરી આપવી. **મુત્ર બંધ થયું હોય તો** આ ઔષધ એ ત્રણ વાર આપવું; એટલે મૂત્ર છુટશે. **(૨) ભાંગ અને ગાંજા ઉપર ઉતાર:**—કુરડનાં મૂળો થંડા પાણીમાં ઘસી તે શકત્યનુરૂપ પાવું. **(૩) મૂત્રકૃચ્છ્ર ઉપર**—છાશ સાથે કુરડનાં બી ખાંડી પાવું.

---

## ૧૪૫. કુલિત્થ. (કળથી)

સં૦ કુલિત્થ. મ૦ કુળીથ, હુલગે. હીં૦ કુલથી. બં૦ કુલથ, કલાઇ. કરૂળી. ક૦ હુલુ. તું૦ કુડુ. તા૦ કોળુ. મલા૦ મુતિરા. ગો૦ કુલિથ. ફા૦ કિલ્લમુખ હીંદી. અ૦ અબુલકિલત. ઇં૦ ટુકલૉવર્ડ ડોલીકોસ. લા૦ ડોલિકોસ-બાયફ્લૉરસ.

એને મરાઠીમાં હુલગે કહે છે. જેમ તૃણ ધાન્યમાં હરીક કેવળ ગરીબ ધાન્ય,તેમ દ્વિદલ ધાન્યમાં કુલિત્થ એ ધાન્ય છે. એ ધાન્ય સર્વત્ર થાય છે. એ ઝાડ ન્હાનાં હોય છે, એની ઉંચાઇ એક હાથને સુમારે થાય છે. એ ઝાડની આકૃતિ અને પાંત્રા કાંઇક અડદ જેવાંજ હોય છે. એની શિંગ કિંચિત્ વાંકી અને ચપટી હોય છે. કુળિત્થનો રંગ રાતો હોય છે. જવલ્લે ક્યાંઇ કાળા અને ધોળા રંગની પણ કુળિત્થ થાય છે. કુળિત્થ ઘોડા અને દુઝણાં ઢોરોને ખાવા નાંખે છે. કુળિત્થ ઉકાળી, તેના ઉપરનું પાણી કાઢી તેનો સાર કરે છે, તેને કાટ કહે છે. ઘણું કરી રોગી માણસને આ પ્રકારના સારસાથે ભાત ખાવા આપે છે. **કુળિત્થ:**—મધૂર, તીક્ષ્ણ, રક્તપિત્તકારક, સારક, ઘર્મને શોષણ કરનાર, ઉષ્ણ, પાકકાળે ખાટું, તીખું, વિદાહી; અને કાસ, વાત, અશ્મરી, દ્રષ્ટિરોગ, પીનસ, આનાહ, શુક, ગુલ્મ, અર્શ, જ્વર, મેદ, કૃમિ અને સોજો એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) વાયૂનો વિકાર દૂર થવાને:**—કુળિત્થનો કાઢો કરી પાવો. એટલે રોગી માણસને વાયુનો વિકાર થતો નથી. **(૨) ગંડમાલા ઉપર:**—કુળિત્થ અને મરી એનો કાઢો પાવો. **(૩) અતિસાર ઉપર:**—કુળિત્થનાં ઝાડવાં કુટી તેનો રસ તોલો ૧ અને કાથો પા તોલો એ એકત્ર કરી દિવસમાં ત્રણ વેળા પાવો. **(૪) પરશેવો બંધ થવા માટે:**—શેકેલા કુળિત્થનો લોટ શરીરે ચોળવો. **(૫) ઉરમાંથી અને પેટમાંથી લોહી પડે છે તે ઉપર:**—પા શેર કુળિત્થ બાફી તેમાં પાંચ ભિલામાંનાં કટકા કરી નાંખવા અને તે કાટ પ્રત્યેક દિવસે પાવો. **(૬) શૂળ ઉપર:**—કુળિત્થનો કાઢો કરી હિંગ, બીડલોણ અને સુંઠ એનું ચૂર્ણ નાંખી પાવો. **(૭) મુતરખડા (પથરી) ઉપર:**—કુળિત્થનો કાઢો, ઉન્હાળીનું ચૂર્ણ અને સીંધવ ૨ માસા નાંખી પાવો.

---

## ૧૪૬. કુવા.

આ વૃક્ષને નાગિણીનું વૃક્ષ એમ પણ કહે છે. એ વૃક્ષો સંહ્યાદ્રિના નીચેના પ્રદેશમાં ઘણાં થાય છે એનાથી ઘણી છાયા મળતી નથી, કારણ એ ૫૦-૬૦ હાથ ઉંચું વધે છે; અને ૨-૨૧ હાથ પોહોળું

હોઇ ઉપર પણ ઘણું વિસ્તારવાળું નથી હોતું. એ વૃક્ષનું લાકડું કઠિણ અને સીધું હોય છે. એ માટે તેની ડોલકાઠી કરે છે. ગોમાંતક અને કર્નાટકમાં એને કુવા કહે છે. એને નાગની ફ-ણી જેવાં રાતાં ફૂલો આવે છે. એટલે નાગિણી-નું વૃક્ષ એમ પણ કહે છે. એનું ફળ ફોડવા-થી તેનો વિલક્ષણ વાસ આવી તેમાં એ કાળાં બી હોય છે; એની અંદરનો ગર્ભ બાળકો ખાય છે. એનું લાકડું ઘણા કામોના ઉપયોગમાં આવે છે.

---

## १४७. કુસર.

સં૦ મ૦ માધવી. હીં૦ મોતિયા. ક૦ ઈ-દ્રગોચે. ઈં૦ કલસ્ટર્ડ હિપ્ટેજ. લા૦ હિપ્ટેજ મેડેબ્લોટા.

કુસરીના વેલાને કસ્તુરી મોગરો, મધુમાધ-વી એમ પણ કહે છે. એનાં પાંત્રા મોટાં હોઈ ફૂલો ધોળાં શુભ્ર હોઈ મોટાં હોય છે. એ વે-લી જંગલમાં ઘણી થાય છે. ફૂલોની બાહાર વ-સંતઋતુમાં હોય છે. એ ફૂલો ફૂલે એટલે એ-નો ચારે તરફ મધુર સુવાસ આવે છે. **માધવી**:— તીખી, કડવી, તુરી, મદગંધિ, મધૂર, શીતલ, લઘુ; અને પિત્ત, કાસ, વ્રણ, દાહ, શોષ, ત્રિ-દોષ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(१) પી-ચોટી ટળી હોય તોઃ**—કુસરીના પાલાના બે પૈશાભાર રસમાં તેટલુંજ ઘી નાંખી પાવું. દિ-વસ ૩. **(२) કફવિકારે બાળકને વાયગમન થાય તોઃ**—કુસરીના પાંત્રા સાત લઈ તેમાં મરી સાત અને લસણની કળીઓ સાત, સર-ગવાની છાલ ૪ માસા, અને રાતી હસાણીની છાલ ચાર માસા, એ સર્વ એકત્ર કરી થંડા પાણીમાં વાટવી, અને વસ્ત્રગાળ કરી રસ એક તોલા પર્યંત કાઢી શકિત પ્રમાણે એકવાર પા-વાથી, ઉલટી કિંવા રેચ થઈ વિકારશમન થાય છે. **(૩) બાળકોના કફવિકાર ઉપરઃ**—કુસ-રીનું પાંતરૂં અર્ધું અને રાતા અગથીયાનાં પાં-ત્રા ચાર, મરીના દાણાં ૨ એ વાટી તેનો રસ કાઢવો, તેમાં અડદની દાળ જેટલો ફૂલાવેલો ટંકણખાર અને રસ જેટલુંજ મધ નાંખી ચા-ટણ કરી આપવું.

---

## १४८. કુવાંર.

સં૦ કુમારી. ગૃહકન્યા. મ૦ કોરફડ. કો૦ કુવારકાંડે. હીં૦ ઘીંકુવાંર. કુવારપઠ્ઠા. બં૦ ઘૃત-કુમારી. ક૦ લોઇસર. કટાલિગિડ. તા૦ કટ્ટાલે. તૈ૦ કાલાબાંડા. પિત્રગોરિંટકલવંદ. વિરજાજીતો-ગે. તુ૦ નોલિસરા. મલા૦ કટ્ટાવાલા. ફ્રા૦ દર-ખતેસિબ્ર. અ૦ મુસબ્બર. ઈં૦ બાર્બેડોઝ આલો-ઝ. લા૦ આલોઈ બાર્બેડેન્સ.

કુવાંર એ હિંદુસ્થાનમાં સર્વત્ર થાય છે. એનાં પાટાં જાડાં હોઇ તેમાં રસદાર ગર્ભ હોય છે. તે ઘણો કડવો હોય છે. એ પાડું અંગારા-માં શેકી તેનો પાતળો રસ કાઢી, તેમા થોડો ગોળ નાંખી નવા થયેલા તુરતના બાળકને પ્રથ-મ એક બે દિવસ ગળથુથી કરી પાય છે; પ-છી તેને માતાના દૂધનો અભ્યાસ કરાવે છે. કુ-વાંરને કાર્ત્તીક—માર્ગશીર્ષના સુમારે મધ્યમાંથી દાંડા ફુટી ઉપર તોરા આવે છે. એ દાંડાને મ-રાઠીમાં શેલારે કહે છે. એ છોલી એનું શાક કરે છે. તે ઉત્તમ થાય છે. તેના તોરા ઘીમાં તળી ખાય છે. એ ભાજી ફરમાશી હોઈ મોંઘી મળે છે. ગુજરાતી લોકો કુવાંરનું અથાણું કરે છે. કુવાંરના ઉપરનાં પાંદડાં સુકાય કે અંદરથી નવાં પાંદડાં ફુટી, એ વનસ્પતિ હમેશાં તાજી રહે છે એ વનસ્તીમાં મોટો ચમત્કાર છે. એના દીંટામાંથી અંકુર ફુટી એની વૃદ્ધિ થાય છે. કેટલેક ઠેકાણે કુવાંરનાં મોટાં વનો હોય છે. કુ-વાંરના રસમાંથી "યેળીયો" એટલે કાળો બો-ળ તૈયાર કરે છે. **એ બોળઃ**—સારક, રેચક અને આર્તવશુદ્ધિ કરે છે. **કુવાંરઃ**—શીતળ, ક-ડવી, મદગંધિ, રસાયન, અગ્નિદીપક, ભેદક, મધૂર, પુષ્ટિકર, બલકર, વૃષ્ય; અને વિષ-દોષ, કફ પિત્તજ્વર, કફ, પિત્ત, દમ, ઉધ-રસ, પ્લીહા, કોઢ, ગુલ્મવાત, યકૃત જ્વર, ગ્રંથિ, ત્વગ્દોષ (ચામડીના દોષ), વિસ્ફોટક, ર-કતવિકાર, અગ્નિદગ્ધ, વ્રણ, રકતપિત્ત એનો નાશ કરે છે. એનાં **ફૂલઃ**—ગુરૂ; વાતપિત્ત એ-નો નાશ કરે છે. **ઉપયોગ. (१) વિષમજ્વર ઉપરઃ**—કુવાંરનો કાંદો દશ માસા પર્યંત લેઇ તે કોકરવર્ણો પાણીમાં આપવો; એટલે ઉલટી

થઇ કફાશયનું શોષણ થાય છે, અને વિષમજ્વર દૂર થાય છે. (૨) **પથરી** અને અપચી ઉપરઃ- કુવાંરના રસમાં હળદર નાંખી પાવી. (૩) **ઉધરસ ઉપરઃ**—કુવાંર અંધારામાં શેકી તેનો રસ અને અરડુસીનો રસ અથવા મધ એમાં પીપર અને લવીંગની ભૂકી નાંખી તે પાવી. (૪) **કફ અને ઉધરસ ઉપરઃ**—કુવાંરનો ગર્ભ, મધ અથવા સીંધવ, હળદર એ નાંખી, આપવો. (૫) **આંખો દુખવા આવે છે તે ઉપરઃ**—કુવાંરનું પાઠું ચીરી તે પાણીમાં ધોઈ, તે પાણીમાં ફૂલાવેલી ફટકડીની ભૂકી અને અફીણ મેળવી તે પાણી ગાળી આંખો ઉપર ચોપડતા જવું, અથવા કુવેંર અને ચીલાનાં પાંલા એકલ વાટી લેપ કરવો. (૬) **સ્તનરોગરઉપરઃ**—કુવેંરનો કાંદો ઘસી તેમાં હળદરની ભૂકી નાંખી સ્તન ઉપર લેપ કરવો, (૭) **વાઘ કરડયો હોય તોઃ**—કુવેરનું પાઠું હળદર ઘાલી ગરમ કરી બાંધવું. (૮) **અંગમાં જામેલી ગર્મી, પ્રમેહ,** કડકી, **હાડીયોતાવ** અને **રસાયનો એ ઉપરઃ**—કુવાંરના પાઠામાંનો રસ સુમારે ચાર માસાથી એક તોલા પર્યંત લેઇ તેમાં જીરાંની ભૂકી ચાર ગુંજા અને મરીની ભૂકી ૨ ગુંજા પર્યંત નાંખી તે પાવું. (૯) **અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—કુવાંરનો ગર્ભ ચોપડવો; એટલે ત્વરિત દાહ શમન થાય છે. અથવા કુવાંરનો ગર્ભ કપડામાં નાંખી ગાળી લઇ, તે બલકમાં મીઠાનું પાણી નાંખીને પીછાથી શરીરે ચોપડવો. (૧૦) **ક્ષત** (ચાંદી) **માહેના કૃમિ મરવા માટેઃ**—કુવંરનો કંદ ગોમૂત્રમાં ઘસી દિવસમાં એ ત્રણ વાર ચોપડવું. (૧૧) **કુવાંરનો પાકઃ**—કુવાંરનો ગર્ભ પાણીમાં પલારી રાખી પછી ધોઈ વસ્ત્ર ઉપર પહોળો કરવો. પછી બીજા પાક પ્રમાણે તેનો પાક કરી સેવન કરવો; એટલે શરીર માંહેની ગર્મી અમ્લપિત્ત, કડકી એનો નાશ થઇ ધાતુ પુષ્ટ થાય છે. (૧૨) **કાનમાં અતિશય દાહ થતો હોય તોઃ**—કુવાંરનો બલક ઉપલી બાજૂએ કાન ઉપર રાખવો, અને વસ્ત્રગાળ કરેલું થોડું બલકનું પાણી કાનમાં પાડવું. (૧૩) **કમળી ઉપરઃ**—કુવાંરના કાંદાનો રસ કાઢી તેમાં ઘી નાંખી નસ્ય કરવું. એટલે કમળીથી આંખો પીળી થયેલી હશે તે કમળીનો નાશ થશે. (૧૪) **ભાર ઉપરઃ**—કાળો બોળ અને ડિકામાલી એકત્ર કરી તે પાવું.

---

## ૧૪૯ કુંવાંડીઓ.

સં૰ ચક્રમર્દ. મ૰ તરોટા, ટાળકા. હીં૰ પવાડ–ર, ચકવડ. બં૰ એડાંચી, ચાકુંદા, ચાટકાટા. ક૦ ટકરીકે, હુંસલંગિ, તગ્ગચે. તૈ૰ તારચમું, તગિરિસ. તા૰ તગરે વિંદુ. તુ૰ તંજકુ. મલા૦ તકર. ગો૰ તેકિલો. ફા૰ સંજીસ, વોયા. ઇં૰ ઓવલલીન્ડ કેસ્યા. લા૦ કેસ્યાટોરા.

જંગલી શાકમાં કુવાંડીયો એ જગત્પ્રસિધ્ધ છે. વરસાદ પડયાને પંદર દિવસ થતાંજ કુવાંડીયો, શાક કરવાનાં કામમાં આવે છે. એ ઝાડ સુમારે કંબરપૂર ઉંચા વધે છે. એને પીળા રંગના ફૂલો આવી બારીક શિંગો આવે છે. એ શિંગોમાં મેથીનાં જેવાં બિયાં આવે છે. ગરિબલોક કુવાંડીયાની ભાજી ઉપરજ કેટલાક દિવસ કાઢે છે. **કુંવાડીયોઃ**—મીઠો, રૂક્ષ, લઘુ કડવો, શીતળ, ખારોઃ અને વાયૂ, પિત્ત, કફ, કોડ, કૃમિ, દમ, મસ્તકશૂળ, વ્રણ, મેદોરોગ, પ્રમેહ, ત્રિદોષ, અરૂચિ, તાવ, મલ અને મૂત્ર એનો સ્તંભ, મેહ, ઉધરસ, એનો નાશ કરે છે. એનાં **બીજઃ**—ગ્રાહક, ઉષ્ણ, તીખાં, અને કફ, કોડ, દમ, ઉધરસ, કંડુ વિષ, સોજો, ગુલ્મ, અને વાતરકત એનો નાશ કરે છે. એના પાલાની **ભાજી**—લઘુ, પિત્તકર, ખાટી, ઉષ્ણ, અને કફ, વાયૂ, દરાજ, કોડ, પ્રમેહ, કંડુ, ઉધરસ, દમ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ**— (૧) **દાદર ઉપરઃ**—કુવાંડીયાના મુળો ઘસી ચોપડવાં. (૨) **કાળપુળી** ( **પાદા** ) **ઉપરઃ**— ધોળા કુવાંડીયાનો પાલો ૭ દિવસ ચોપડવો. (૩) **દાદર ઉપર**—કુવાંડીયાના પાલાનો રસ લીંમડાનાં રસમાં મિશ્ર કરી ચોપડવો. ( ૪ ) **સોમરોગ એટલે જલપ્રદર ઉપર**—કુવાંડીયાનાં મુળો ચોખાના ધોવરામણમાં વાટી પ્રાશન કરવાં. (૫) **પુષ્ટતાને માટે તથા અંગમાં ગર્મી થઈ લોહી રેહેતું નથી તે ઉપ-**

૨—કુવાંડીયાનાં મૂળો લાવી સ્વચ્છ ધોઇ સુકવવા અને તેની વસ્ત્રગાળ ભૂકી કરી રાખવી. પ્રતિ દિવસ પ્રાતઃકાળે ઘી ૨ તોલા, સાકરની ભૂકી ૧ તોલો એમાં એ ચૂર્ણ ૪ માસાથી ૧ તોલા પર્યંત કાલવી પાવું. એના યોગથી લોહી શુધ્ધ થઈ શક્તિ પણ વધે છે. **(૬) આધાશીશી ઉપર**—કુવાંડીયાના બી કાંજીમાં વાટી લેપ કરવો. **(૭) ખરજવા ઉપર**—કુવાંડીયાંના બીયાં ૬ ભાગ, બાવચો ૪ ભાગ અને ગાજરનાં બી ૨ ભાગ, એનું ચૂર્ણ માટલામાં ઘાલી ગોમુત્રમાં ૮ દિવસ પલારી રાખવું. પછી ચોપડવું એ ઔષધ સુકવા ન દીધું હોય તો વર્ષભર ઉપયોગમાં આવે છે. **(૮) વસામેહ ઉપર**—કુવાંડીયાના મૂળોનો કાઢો પાવો. **(૯) વેળ ફૂટવા પાટે**—કુવાંડીયાનો પાલો બારીક વાટી તેની ગોળી કરી વેળ ઉપર બેસાડવી. એ પ્રમાણે એકેક પહોરે તાજી ગોળી બેસારવી; એટલે વેળ ફૂટે છે. **(૧૦) વાછડાંને કિંવાં ઢોરેને કરમ પડ્યા હોય તો તે ઉપર**—કુવાંડીયાના પાલાનો રસ કાઢી તેમાં તેટલીજ છાશ નાંખવી અને ગંધક ૧ તોલો અને હિંગ પા તોલા પર્યંત બન્નેની ભૂકી કરી તેમાં મિશ્ર કરી પાવી. વાછરડાંને આપવાનું હોય તો રસ નવટાંક અને ઔષધો ચતુર્થાંશ જોઇએ. મોટાં ઢોરોને અચ્છેરથી શેર પર્યંત રસ અને ઉપર લખ્યા પ્રમાણે ઔષધો જોઇએ. **(૧૧)શીતપિત્ત ઉપર:**—કુવાંડીયાનાં મૂળોનું ચૂર્ણ ઘીમાં કાસણી પાવું.

---

## ૧૫૦. કુળઈ.

સં૦ સુષવી.

જેઠ મહિના આખરના સુમારે જ્યારે એકાદ વરસાદ પડે છે ત્યારે આ ભાજી રાનમાં જ્યાં ત્યાં થાય છે. રાતી માટીની જમીનમાં અને ડુંગરી પ્રદેશમાં એ પુષ્કળ થાય છે. એ ભાજીના કાંદા ધોળા હોઇ તે જમીનમાં હોય છે. એ ભાજી કેવળ લીલોતરી જેવી છે. કુળઇની કુમળી ભાજી માત્ર ખાવાના ઉપયોગમાં આવે છે. એને ઝીણાં ધોળા ફૂલો આવે છે. એ ભાજી સ્વાદે સારી છે, તેને બાફી અથવા પેહેલાં મીઠું લગાવી ખુબ મસળી પાણી કાઢી નાંખી પછી વધારે છે. **કુળઇ:—**શીતળ, સ્વાદુ, વાતકર, કફકર, ગુરૂ એવી છે.

---

## ૧૫૧ કેકતી.

ઘાપારીનાં પાંત્રા જેવાંજ કેકતીનાં પાંત્રા હોય છે, પરંતુ તે કરતાં તે થોડાં પહોળાં હોય છે. એ પાંત્રાને છેડે કરવતી જેવાં કાંટા હોય છે. એ ઝાડો સર્વત્ર થાય છે. કેકતીનાં પાંદડાં પલારી રાખી તેનાં દોરડાં વણે છે. તે મજબૂત હોય છે. કેકતીનાં પાંત્રાના મધ્ય ભાગમાંથી ઉભી અને સીધી એવી એક લાકડી નીકળે છે. એ લાકડી અબદાગિરીની દાંડી કરવાના કામમાં આવે છે. એને કોઇ "ઘાયાળ" એમ કહે છે. **ઉપયોગઃ—(૧) કંડુ ઉપર:**—કેકતીના પાંત્રાનો રસ કાઢી તે શરીરે ચોળવો. એથી બળતરા થાય છે. ઘણી આગ થવા લાગે તો છાંણુ ચોળી થંડા પાણી વડે સ્નાન કરવું. **(૨) મુસળ્યા ઉપર:**—કેકતીના કાંદાનો રસ પાવો.

---

## ૧૫૨. કેસર.

સં૦ બં૦ ક૦ તા૦ મલા૦ ગો૦ કુંકમ. કેશર. હીં૦ કેસર. તૈ૦ કુંકમપુવુ. ફા૦ લરકીમાસ. અ૦ જાફરાન, કુરકુમ. ઇં૦ સેફ્રન. લા૦ ક્રૉસિસ્ટિગ્મેટા, ક્રોસસ્સેટિવસ્.

કેશર નેપાળ અને ઇંગ્લાંડ એ દેશોમાં થાય છે. કેશરનાં ઝાડ ન્હાનાં હોય છે. તેના કાંદા બેબે હાથના અંતરે હાર પ્રમાણે વાવે છે. તેને વાવ્યા પછી બેત્રણ માસને અંતરે ઝાડ થઈ તેને ફુલો આવે છે. તેને ત્રણ પાંખડીયો હોય છે તથા અંદર તંતુ હોય છે, તેજ **કેશર**. કેશરનો રંગ રાતો હોઇ તંતુ લાંબા હોય તો તે ઉંચ પ્રતીનું છે એમ જાણવું. કેશર એક વર્ષ ઉપર રહેવાથી બગડે છે. એ રંગના અને ઔષધના કામમાં આવે છે. **કેશરઃ—**સુગંધિ, કડવું, તીખું, રૂચિકર, આનંદકારક, ઉષ્ણ, કાંતિકર, તૂરૂં, સ્નિગ્ધ; અને કંઠરોગ, વાયુ, કફ,

ઉધરસ, મસ્તકશૂલ, વિષ, ઉલટી, વ્રણ, વ્યંગ, કૃમિ, હેડકી, ત્રિદોષ, કોડ એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) રક્તપિત્ત ઉપર:**—બકરીનાં દૂધમાં કેશર શીજવી પાવું અને બકરીના દૂધમાં ભાત ખાવો. **(૨) શરીરમાંથી લોહી ઘણું ગયું હોય તો:**—મધ સાથે કેશર ખાવું. **(૩) પીનસ રોગ ઉપર:**—કેશર ઘીમાં ખલી નસ્ય આપવું. **(૪) આધાશીશી ઉપર:**—કેશર અને ઘી એકત્ર ખલી નાકે સુંઘવું. **( ૫ ) મોડેશી ઉપર:**—કેશર લીમડાનાં રસમાં આપવું. **( ૬ ) મૃત્તિકાજન્ય પાંડુરોગ ઉપર:**—કેશર, જેઠીમધ, પીપર, નીશોતર એનો કાઢો કરી તેના ૪ પૂટો માટીને દેવા અને તે માટી ખાવા આપવી: એટલે ખાધેલી માટી પડી વિકાર દૂર થશે. **(૭) મસ્તક રોગ ઉપર:**—કેશર અને બદામ એનો ગાયના ઘીમાં ખલ કરી તેને નાકે સુંઘવું. **(૮) અહિરા ઉપર**—કેશર મધમાં ખલી તેનું અંજન કરવું. **(૯) મૂત્રાઘાત ઉપર:**—રાત્રે પાણીમાં કેશર ભીજવી રાખી સવારે તેમાં મધ નાંખી હલાવી પીવું. **(૧૦) ખર (ધાતુ) પડે છે તે ઉપર:**—જૂના ઘીમાં કેશર ખલી ત્રણ દિવસ પ્રાશન કરવું. **(૧૧) કૃમિ ઉપર:**—કેશર અને કપુર એ દૂધમાં પાવું. **(૧૨) ગર્ભિણીનારક્ત સ્રાવ અને પીડ ઉપર:**—ગાયનું માંખણ (તેમાંનો પાણીનો અંશ કાઢી), કેશર બે માસા નાંખી ૧ તોલો આપવું.

---

## ૧૫૩. કેવડાનું ઝાડ.

સં૦ કેતકી. મ૦ કેવડા. હીં૦ કેવરા-ડા, ગગનધૂલ. ક૦ બિળેકેદગે-મુંડીગે. તૈ૦ મુગલીપુવુ. ગાગંજી. કેતકી. તા૦ કેદગે. તું૦ કેદઈ. મુંદેઇ. મલા૦ કેતા, કેતકી. ગો૦ કેદઈ, ગોંડઈ ફા૦ કરજ. અ૦ કાદી. લા૦ પેંડેનસ ઓડોરા ટિસીમસ.

કેવડાનું ઝાડ એ માથોડાં ઉંચું લધે છે. એમાં લાંબા લાંબા બેટા થાય છે. એ ઝાડો ઘણેક ઠેકાણે થાય છે. એનાં પાંદડાંને કાંટા હોય છે. કેવડાનાં વનો ઘણાં ધાડાં હોય છે. એમાં ધોળી અને પીળી એવી બે જાતિ છે. ધોળી જાતીને કેવડો અને પીળીને કેતકી કહે છે. કેતકીનો ઘણો વાસ આવે છે, અને તેનાં પાંદડાં ઘણાં સુકુમાર હોય છે. શ્રાવણ માસમાં કેવડાનો ભર હોય છે. કેતકી, માઘ અને ફાગણ એ મહિનામાં થાય છે ધોળા કેવડા બારમાસી થાય છે. કેવડાનાં વનોમાં સર્પ રહે છે. કર્નાટકમાં આ ઝાડના પાંદડાંની છત્રીઓ અને ટોપ કરે છે. કેવડાનું તેલ કાઢે છે; તે ઘણું સુવાસિક હોય છે. કેવડાનાં પાંત્રામાં કરેલી કાથાગોળીયો ઘણી સુવાસિક હોય છે. કેવડાની અંદર જે માંજર હોય છે તેનું શાક કરે છે. **શ્વેતકેતકી:**—તીખી, મીઠી, કડવી, લઘુ; અને વિષ, કફ એનો નાશ કરે છે. એનાં **ફૂલ:**—લઘુ, તીખાં, કડવાં, કાંતિકર, ઉષ્ણ; અને વાયૂ, કફ કેશનો દુર્ગંધ એનો નાશ કરે છે. તેનું કેશર, શ્રિબીનું નાશક અને કિંચિત્ ઉષ્ણ છે. **એનાં ફળ:**—મીઠાં; અને વાયૂ, મેહ અને કફ એનો નાશ કરે છે. **સુવર્ણ કેતકી:**—કડવી, નેત્રોને હિતાવહ, ઉષ્ણ, લઘુ, તીખી, મધૂર; અને વિષદોષ, કફ એનો નાશ કરે છે. એનાં **ફૂલ**—સુખકર, કામોદ્દિપન, કિંચિત ઉષ્ણ, કડવાં, તીખાં, નેત્રને હિતાવહ, સુગંધિ છે. **એના ફળગા:**—અતિ થંડાં, દેહને દૃઢ કરનાર, તીખાં, બલકર, રસાયન; અને પિત્ત, કફ, એનો નાશ કરે છે. **એના ફળના અને કેશરના ગુણ:**—શ્વેતકેતકીના ફળ અને કેશર જેવાજ છે. **ઉપયોગ:**—**( ૧ ) રક્તપ્રદર ઉપર:**—કેવડાનાં મૂળો પાણીમાં ઘસી સાકર નાંખી પાવાં. **( ૨ ) અપસ્માર ઉપર:**—કેવડના કણસલા ઉપરની ભૂકી અને કેતકીના ફૂલ સમભાગ લેઇ એકત્ર ખાંડવાં. અને તે ચૂર્ણ છીંકણીનીપેઠે સુંઘવું. **(૩) ઉષ્ણતાવડે કપાળ દુઃખે છે તે ઉપર:**—કેવડાનું પાણી અને ધોળું ચંદન ઘસી એક કાચની બાટલીમાં નાંખી તે બાટલીના મુખ ઉપર બારીક કપડું વીંટી તે બાટલી ઉપરાઉપરી હલાવી સુંઘતાં જવું; એટલે કપાળ દુખતુ રહે છે. **(૪) પ્રમેહ ઉપર:**—કેતકીનાં મૂળ

બાદ્રી તેનો રસ તોલા બે અને સાકર બે પૈસાભાર એકત્ર કરી પીવું. (૫) **સર્વ પ્રકારની ઉષ્ણતા ઉપર**:—કેવડાનાં પાંદડાંના રસમાં જીરૂં વાટી સાકર નાંખીને પાવો. દિવસ ૭ પથ્ય છાશ અને ભાત, મીઠા વગર. (૬) **કંઠરોગ ઉપર**:—કેવડાની માંજરની બીડી કરી પીવી; એટલે કંઠસર્પાદિ રોગ દૂર થાય છે. (૭) **મુસળપા રોગ ઉપર**:—કેવડાના કાંદાનો રસ પાવો.

---

## ૧૫૪. કેસરી (પીળો) ચંપો.

સં૦ ચંપક. મ૦ સોનચાફા. હીં૦ ચંપા. ક૦ સંપગે. તૈ૦ ચંપાગીપુવુલુ. ચંપકમુ. તા૦ ચંબક. બ્રુ૦ સંપેડા-મારા. મલા૦ ચંપક. ગો૦ ચંપ્યાફુ. લા૦ મિચેલિયાચંપકા.

આ ઝાડ ઘણું મોટું થાય છે. તેને વાવ્યા પછી આઠ દશ વર્ષે ફૂલો આવવા લાગે છે. એનાં ફૂલો પીળાં હોય છે. એ ફૂલો વર્ષમાં બે વાર ઉન્હાળામાં અને ચોમાસામાં આવે છે. એ ફૂલો જોવાંમાં ઘણાં સુંદર હોય છે. એ ફૂલોનો વાસ ઘણો ઉગ્ર હોવાથી તે હવામાં ચારે તરફ પ્રસરે છે. તથા હવા ખરાબ હોય તો તેમાં તે મળી તે હવાને સારી બનાવે છે. એનું લાકડું ઘણું કણીવાળુ હોય છે. **કેશરિયો ચંપો**:— કડવો, તીખો, શીતળ, તુરો, મધૂર, વૃષ્ય, લઘુ, સુગંધિ, ભ્રમરનો નાશ કરનાર; અને દાહ, પિત્ત, કફ, રકતદોષ, મૂત્રકૃચ્છ, વાત કોઢ, વિષ, કૃમિ, કંડુ, વ્રણ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—**પ્રદર ઉપર**:—પીળા ચંપાની છાલનો રસ પાવો અથવા છાલનો કાઢો કરી તે પાવો. (૨) **બાળકની ગરઘણી ઉપર**:—પાનના રસમાં કેશૂરીયા ચંપાના ફૂલમાંહેની કળી અને શુધ્ધ કરેલો સાજીખાર નાંખી પાવો. (૩) **વિષમ જવર ઉપર**:—કેશરીયા ચંપાના મૂળોનો કાઢો પાવો.

---

## ૧૫૫. કેળ.

સં૦ કદલી. રંભા. મ૦ કેળ. હીં૦ કેલ-ર. ક૦ બાળી. તા૦ વાલૈ. બ્રુ૦ બારે. મલા૦ વાળા. તૈ૦ ચક્રકેલી. અરટિકાયા. યારટી. અ૦ મોઝ. અ૦ તના. ઈં૦ પ્લ્યાંટેન. લા૦ મુસાસેપિયેંટં.

કેળનાં ઝાડ ઘણું કરી સર્વ દેશમાં થાય છે. એના મૂળોમાંથી જે ફણગા ફૂટે છે તે કાઢી બીજે સ્થળે વાવે છે; એટલે તેની કેળ થાય છે. કેળાની સુમારે વીસ જાતિ છે. મુંબાંતક, કર્નાટક અને વસાઈ એ પ્રાંતમાં કેળાંનો પાક બહુ થાય છે. વસાઈ પ્રાંતનાં અગાશી ગામમાં સુકાં કેળાં કરી તે ચારે તરફ મોકલે છે. વગડામાં વરસાદથી જે કેળા પોતાની મેળે પાકે છે તેને વગડાઉ કેળ કહે છે. કાચા કેળાનું ને કેળદોડાનું શાક થાય છે. સોપટની રાખ રંગના કામમાં આવે છે. સુતર રંગનારા રંગરેજ અને ખતરી એનો ઘણો ઉપયોગ કરે છે. પાકેલાં કેળાનું રાઈતું સારૂં થાય છે. કેળના યોગે હથિયારોને પાણી ચઢાવવામાં આવે છે. કેળના પાંત્રાના દાંડાને સુકવી બાળવાથી તેમાંથી ક્ષાર (ખાર) ઉત્પન્ન થાય છે; તેનો કોકણમાં ધોબી લોક સાબુને બદલે ઉપયોગ કરે છે. ગામડા ગામમાં જે ગરીબ લોકોને મલમ એ પદાર્થ શું છે તેની ખબર નથી અને ઔષધ આપવાને વૈદ્ય પણ નથી હોતો; તે લોક કેળની અંદરના રસની, મલમની પેઠે જખમ ઉપર પટ્ટી દે છે અને તેમનો જખમ સારો થાય છે. પાકેલાં કેળાંનો ખાવામાં ઉપયોગ થાય છે. વગડાઉ કેળાં કોઇ ખાતું નથી. તેના કાચાં કેળાનું, કેળદોડાનું શાક કરે છે, અને પાંત્રા પત્રાળી કરવાનાં ઉપયોગમાં આવે છે. ભીલ, કોળી, ઠાકરડા વગેરે ગરીબ લોકો જમીનમાં વગડાઉ કેળનાં કંદ કાઢી, તેને દળી, લોટ કરી તેની ભાખરીઓ બનાવી ખાય છે. **કેળ**:—શીતળ, ગુરૂ, વૃષ્ય, સ્નિગ્ધ મધૂર છે. અને પિત્ત, રકતવિકાર, યોનિદોષ, અશ્મરી, રકતપિત્ત, એનો નાશ કરે છે. **પાકેલાં કેળાં**:—બળકર, તુરાં, મધૂર, ગુરૂ, શીતળ, વૃષ્ય, શુક્રવર્ધક, સંતર્પણ, અને માંસ, કાંતિ, અરૂચિ એને વધારનાર, દુર્જર, કફકારક, ભારે છે; અને તૃષા, ગ્લાનિ, પિત્ત, રકતવિકાર, શોષ, ક્ષુધા, નેત્રરોગ, એનો નાશ કરે છે; અને જેનો

જઠરાગ્નિ મંદ છે એવા પુરૂષે ખાવાથી વિકાર કરે છે. **કેળદોડા**—સ્નિગ્ધ, મધૂર, તૂરાં, ગુરૂ, ગ્રાહક, કડવાં, અગ્નિદીપક, વાતનાશક, કિંચિત ઉષ્ણવીર્ય છે. અને રકતપિત્ત, ક્ષય, કૃમિ, પિત્ત, કફ, એનો નાશ કરે છે. **કદલીસાર:** (કેળમાનો ગાભો)—ગ્રાહક, અપ્રિય, ગુરૂ, શીત છે; અને તૃષા, દાહ, મૂત્રકૃચ્છ્ર, અતિસાર, સોમરોગ, અસ્થિસ્ત્રાવ, રકતપિત્ત અને વિસ્ફોટક એનો નાશ કરે છે. **કદલીકંદ**:—રૂક્ષ, વાતલ, તુરૂ, ગુરૂ, શીત, બલકર, મધૂર, કેશ્ય, અગ્નિમંદ કરે છે. અને કર્ણશૂલ, આમપિત્ત, દાહ, રકતદોષ, સોમરોગ, રજોદોષ, કૃમિ અને કોડ એને નાશ કરે છે. **કેળનું પાણી**:—શીતલ અને ગ્રાહક છે. અને મૂત્રકૃચ્છ્ર, મેહ, તૃષા, કર્ણરોગ, અતિસાર, અસ્થિસ્ત્રાવ, રકતપિત્ત, વિસ્ફોટક, રકતદોષ, યોનિદોષ અને દાહ એનો નાશ કરે છે. **વગડાઉ કેળ**—શીતલ, મધૂર, બલવર્ધક, વીર્યવર્ધક, રૂચ્ય. દુર્જર, જડ છે; અને તૃષા, દાહ, શોષ, પિત્ત, એનો નાશ કરે છે. **એનાં ફળ**—તૂરાં, મધૂર અને ગુરૂ છે. **ઉપયોગ—(૧) પેટમાં વિષ ગયું હોય તો તે ઉપર**—કેળના ગાભાનો રસ કાઢી પાવો. (૨) **હડકાયા કૂત્રાના વિષ ઉપર**:—પાકેલા વગડાઉ કેળાનાં બી ખાવા આપવાં અને દંશ ઉપર વાટી ચોપડવાં. (૩) **શ્વાસ ઉપર**:—કેળાંની અંદરનો કેશરયુકત ભાગ કોરી, તેમાં મરીનું ચૂર્ણ રાત્રે ભરી રાખવું; પ્રાત:કાળે તે કેવળ મંદાગ્નિ ઉપર શેકી ખાવાં; એટલે શ્વાસરોગ જલદી દૂર થાય છે. (૪) **સુખપ્રસૂતિ થવા માટે**:—કેળનો કાંદો કંબરે બાંધવો. પ્રસવ થયા પછી છોડી નાંખવો. (૫) **હેડકી ઉપર**;—રાનકેળના પાંત્રાની રાખ માસી એક અને મધ તોલો એક એ એકત્ર કરી પાવું. (૬) **સોજા ઉપર**:—ગહૂંની કણક અને પાકેલાં કેળાં પાણીમાં મેળવી ગરમ કરી સોજા ઉપર બાંધવું. (૭) **સોમલના વિષ ઉપર**—કેળના સોપાનો રસ પા શેર પાવો. (૮) **જીભે** કાતરા પડે છે **તે ઉપર**:—પાકેલાં કેળાં ગાયના દહીં સાથે સૂર્યોદયપૂર્વે ખાવાં. (૯) **કામિણી ઉપર**—પાકેલાં કેળાં મધમાં મેળવી ખાવાં. (૧૦) **ભસ્મકરોગ ઉપર**—કેળાને ઘી સાથે ખાવાં; અથવા કેળના સારનું પાણી કાઢી પીવું. (૧૧) **ધુપણી** (પ્રદર) **અને સોમરોગ એટલે મૂત્રાતિસાર જેવો રોગ થાય છે તે ઉપર**—પાકેલાં કેળાં, આંમળાનો રસ. સાકર એ ભાગ એકત્ર કરી પાવું. (૧૨) **મૂત્રકૃચ્છ્ર એટલે ગર્મી ઉપર**:—ગાયનાં મૂત્રમાં કેળના કાંદાનો રસ નાંખી પાવો. (૧૩) **દાહ શમન થવા માટે**—કેળના અને કમળના પાંત્રા ઉપર સુઈ રહેવું. (૧૪) **બાળકને દંતોદ્‌ભવ** (દાંત ફૂટે છે તે વેળાએ) **રોગ થાય છે તે ઉપર**—કેળ દોડામાંહેના જે બારીક ફણગા (બાળકેળ) ગરી પડે છે, તે બારીક વાટી રસ કાઢવો. તેમાં થોડી જીરાની ભૂકી અને સાકર નાંખી બાળકની શકિત પ્રમાણે નિત્ય એકવાર ચાર માસાથી ૬ માસા પર્યંત એ ક્રમપ્રમાણે સતત સાત રોજ આપવું; અને ફકત એકલો આજ રસ દસ વીસ વાર દાઢો વીગેરે ઠેકાણે ચોપડવો; એટલે વાત વગેરે જલદી શમે છે. (૧૫) **શીતળા હલકા આવવા માટે**:—વગડાઉ કેળનાં બિયાં ભેંસના દૂધમાં વાટી કપડછાણ કરી તે દૂધમાં પાવું. (૧૬) **મૂત્રાઘાત ઉપર :એટલે પેશાબ બંધ થાય છે તે ઉપર**:—કેળનું પાણી ૪–૫ તોલા લેઈ તેમાં પાતળું ઘી બે તોલા મિશ્ર કરી પાવું. એનો એવો ચમત્કાર છે કે, કેળના પાણીમાં ઘીનો સંયોગ થઇ પેટમાં ગયેલું ઘી મૂત્રદ્વારે ઘણું જલદી નીકળી જાય છે અને તે યોગથી દ્વાર મોકળું થાય છે તથા પેશાબ છુટે છે. પુરૂષો કરતાં સ્ત્રિયોને તો ઘણોજ જલદી લાગુ પડે છે. (૧૭) **પેશાબમાં ધાતનું જવું અને ધાતુવિકાર એ ઉપર**:—પાકેલું એક કેળું અર્ધા તોલા ઘી સાથે દરરોજ સવારે અને સાંજે ખાતા જવું એ પ્રમાણે સતત આઠ દિવસ સેવન કરવાથી ઉપલા વિકારો શમે છે આ ઔષધથી કોઇને થંડી આવે એવું જણાય તો એમાંજ મધનાં ૪ ટીપાં નાંખી આ ઔષધ ખાતા જવું. (૧૮) **ઢોરના ખાવામાં સોમલ આવ્યો હોય તો**:—કેળ-

નો રસ એક શેર કાઢી ફટકડી તોલા ૧૦, ધોળો કાથો તોલો ૧ નાંખી ૩ દિવસ પાવું (૧૯) પિત્તરોગ ઉપરઃ—પાકેલાં કેળાં અને ઘી ખાવું. (૨૦) ઢોરના મૂત્રાવરોધ ઉપરઃ—કેળનું પાણી એકશેર પર્યંત કાઢી તેમાં ગેરૂ એક તોલો ઘસવો અને થોડું મીઠું અને મરીની ભૂકી ૪ ગુંજા પર્યંત નાંખી પાવું. (૨૧) કેળાં ખાવાથી અજીર્ણ થાય તો એલચીદોડા ખાવા. (૨૨) કેળું જલદી પકવવા માટેઃ—લૂમનો દાંડો ૫-૬ આંગળ રાખી બાકીનો કાપી નાંખ્યા પછી તેને ખીલાવડે કાણું પાડી તેમાં એલચીની ભૂકી ભરવી; એટલે કેળાં જલદી પાકે છે. કપુર ભરવાથી પણ કેળાં જલદી પાકે છે. ઘણાં કેળાંમાં જો થોડી એલચીદોડાની ભૂકી નાંખી તો તે કેળાંનો નાશ થાય છે એવો એલચીદોડામાં ગુણ છે. (૨૩) ધુપણી (પ્રદર) ઉપરઃ—કેળનાં પાંત્રાં બારીક વાટી તેની દૂધમાં ખીર કરી એ ત્રણ દિવસ ખાવી. (૨૪) ઉલટી ઉપરઃ—કેળનાં કાંદાનો રસ મધ સાથે પાવો. (૨૫) શરીરમાં જમેલી ગર્મી અને પ્રમેહ ઉપરઃ કેળનો ગાભો છાયામાં સુકવી ચૂર્ણ કરી તે સાકર અને પાણી એમાં પાવું.

---

## ૧૫૬. કોકમ.

સં૦ વૃક્ષામ્લ. મ૦ અમસુલ. કો૦ કોકમ, રાતાંબા. હીં૦ વિષાબિલ, મહાદા. ક૦ તિતિડીક. સોલે, મરગિન, હુળીમરા. બં૦ મહાદા. રાં૦ ડાસસ્યા. ફી૦ ખિડાઓ. તુ૦ પુણારપુળી ગો૦ ભિરંડ. ઇ૦ કોકમ, બટરટ્રી. લા૦ ગારસિનિયા પરપ્યુરીઆ.

એ ઝાડો મોટાં થાય છે. તે કોકણ, કર્નાટક એ દેશોમાં ઘણાં થાય છે. એના ફળોને કોકમ કહે છે. કોકમનો રંગ રાતો અને આકૃતિ નારંગી જેવી હોય છે. એને રાતાંબા કહે છે. રાતાંબાનો મગજ ખવાય છે, અને અંદર પાણી હોય છે, તે કાઢી પીએ છે. એનાં બિયાંમાંથી જે તેલ નીકળે છે તે મિણના જેવું અને ધોળું થાય છે; તે ખાવા તથા ઔષધોનાં કામમાં આવે છે. એને ભિરંડેલ અથવા કોકમનું તેલ કહે છે. ગોમાંતક અને માલવણ એ પ્રાંતોમાંથી શેંકડો ખાંડી કોકમ બહાર વેચાવા જાય છે. રાતાંબા ઉપરની છાલ સુકવી તેનાં કોકમ કરે છે. એ આંમલી કરતાં પથ્યકારક છે. એની કઢી અને ચટણી થાય છે. **કાચા ફળ**—તુરાં, રૂચિકારક, ખાટા, ઉષ્ણ, અગ્નિદીપક, પિત્તકર, ગુરૂ, કફકર, તીખાં, એવાં છે. અને વાતોદર, વ્રણ, વાયૂ, અતિસાર, એનો નાશ કરે છે. **તેનાં પાકાં ફળો**—મધુર, રૂચ્ય, ગ્રાહક, તીખાં લઘુ, ઉષ્ણ, ખાટાં, તૂરાં, રૂક્ષ, અગ્નિદીપક, એવાં છે. અને કફ. વાયૂ, તરસ, આમાતિસાર, સંગ્રહણી, આમવાત, રકતદોષ, પિત્ત, અર્શ, શૂળ, ગુલ્મ, વ્રણ કૃમિ, હૃદ્રોગ, વાતોદર, એનો નાશ કરે છે. એનાં વૃક્ષનાં પણ ઉપર પ્રમાણેજ ગુણો છે. **ઉપયોગ**—(૧) હાડ દુખતું હોય તે ઉપર—કોકમના ઝાડનો પાલો વાટી ગરમ કરી તેનો પાટો બાંધવો. (૨) રકતયુકત આમાંશ ઉપરઃ— વાયૂના ઉપદ્રવે કરી કિંવા કોઈપણ કારણે રકતયુકત આમાંશ થાય છે તે ઉપર એની કુંપળો સુકા કેળના પાંદડામાં વીંટાળી અંગારામાં શેકી પછી બારીક વાટી ગોળી કરવી. તે ગોળી ગાયના દૂધમાં મેળવી તે દૂધ ઘણું જલદીથી પી જવું. અથવા કોકમનું તેલ ગરમ કરી તે ઠરી ગયા પહેલાં પાવું. એ પ્રત્યેક વેળા બે તોલા પાવું. (૩) શીતપિત્ત ઉપરઃ—કોકમના પાણીમાં જીરૂં અને ખાંડ નાંખી પાશેર પાવું. (૪) અમ્લપિત્ત ઉપરઃ—કોકમ, એલચી, સાકર, એની ચટણી કરી ખાવી. (૫) થંડીએ હોઠ ફાટે છે તે ઉપરઃ—કોકમનું તેલ ચોળવું. (૬) હાથ તળીયા તને પગતળીયામાં દાહ થતો હોય તોઃ—કોકમનું તેલ ચોળવું. (૭) મૂળવ્યાધિ ઉપરઃ—કોકમનાં પંચાંગ લણ ભાગ, ભિલામાનું મગજ ૧ ભાગ, મરી ૧ ભાગ એનું ચૂર્ણ કરી તે ૧૦ માસા ખાવું એટલે અંદરના અને બાહેરના મસા નાશ પામશે. (૮) ઘી ખાવાથી અજીર્ણ થયું હોય તોઃ—કોકમનો કાઢો પાવો. (૯) મૂળવ્યાધિની ઘણી આગ થતી હોય તોઃ— કોકમના તેલમાં શીસું ઘસી લેપ કરવો.

## ૧૫૭. કોઠી.

સં૦ કપિત્થ. મ૦ કવઠ. હીં૦ કૈથ, કબીટ. બં૦ કપેતબેલ. ક૦ વેલ્લુ, બેલડા. તૈ૦ એલાગાકાયા.

કોઠીનાં ઝાડ **દક્ષિણમાં** તથા **ગુજરાતમાં** ઘણાં થાય છે. આ વૃક્ષ મોટું થાય છે. એ વૃક્ષના ફળને કોઠું કહેછે. તે ગોળ અને કેરી જેવડું હોય છે. પાકેલાં કોઠાં એકલાં અથવા તેમાં ગોળ કિંવા સાંકર નાંખી ખાય છે. લીલા કોઠાનાં ગરનો સાર અને ચટણી થાય છે. પાકેલા કોઠાંનો મુરંબો પણ થાય છે. **કોઠીનું ઝાડ**—મધૂર, ખાટું, તૂરૂં, ગ્રાહક, શીત, વૃષ્ય, અને કડવું છે. તથા પિત્ત, વાયૂ, અને વ્રણ એનો નાશ કરે છે. એનાં **કાચા ફળ,**—ગ્રાહી, ઉષ્ણ, રૂક્ષ, લઘુ, ખાટાં, તૂરાં, લેખન; અને વાયૂ, પિત્ત, જીવ્હાંજાડય એને કરનાર, , અને રૂચિકર એવાં છે. અને વિષ, જ્વર, કફ, એનો નાશ કરે છે. **પાકાં કોઠાંઃ**—રૂચિકર, ખાટાં, તૂરાં, ગ્રાહક, મધૂર, કંઠશુદ્ધિકર, શીતળ, ગુરૂ, વૃષ્ય અને દુર્જર છે. તથા શ્વાસ, ક્ષય, રકતરોગ, ઉલટી. વાયૂ, શ્રમ, હિધ્માં, વિષ, ગ્લાનિ, તૃષા, ત્રિદોષ, ઉચકી, ઉધરસ એનો નાશ કરે છે. બિયાંનું **તેલઃ**—તુરૂં, ગ્રાહક, મીઠું છે. અને પિત્ત, ઉંદરનું વિષ, કફ, ઉચકી, ઉલટી એનો નાશ કરે છે. (૧) **પિત્ત શમન થવા માટેઃ**—કોઠાનો ગર સાકર નાંખી ખાવો. અથવા કોઠીના પાલાનો રસ દૂધમાં મેળવી પાવાથી, દુર્ધર અને પ્રબલ થએલા પિત્તનું શમન થાય છે. (૨) **કમળા ઉપરઃ**—કોઠીના પાલાનો રસ ગાયનું દૂધ નાંખી પાંચ તોલા કાઢવો અને પ્રત્યેક દિવસે એકવાર પ્રમાણે આપવો. (૩) **પ્રદર** ( અથવા પેશાબમાં ધાતુનું જવું તે ) **ઉપરઃ**—કોઠી અને વાંસનો સમાન પાલો વાટી તે ચટણી આપવી. (૪) **શરીરમાંની ગર્મી, વગેરે નીકળી જઈ ધાતુપુષ્ટિ થવા માટેઃ**—કોઠીના પાલાનું ચૂર્ણ, દૂધમાં ખડીસાકર નાંખી આપવું. (૫) **ઉંદરના વિષ ઉપરઃ**—કોઠીનાં બિયાંનું તેલ ચોપડવું. (૬) **શરીરઉપર પિત્તના ઢીમાં ઉઠે છે તે ઉપરઃ**—કોઠીનો પાલો બારીક વાટી તેનો ઢીંમણા પર લેપ કરવો; કિંવા વાટેલો પાલો દહીમાં મેળવી શરીરે ચોળવો, અને પાલાનો રસ કાઢી તેમાં ખડીસાકર નાંખી તે પાવો; એટલે થોડીક વારમાં શમન થાય છે. (૭) **શરીરમાં જમેલું રસાયન નીકળવા માટેઃ**—કોઠીનો પાલો, તાંદળજાની ભાજીનો પાલો, અને કેળદોડામાંથી ગરી પડેલા ફૂલ તે સર્વે સમભાગ લઈ, તેનો અષ્ટમાંશ કાઢો નિત્ય ૨ વખત પ્રમાણે ૧૪ દિવસ આપવું. એ વખત ઔષધો તાજાં જોઈએ. તેલવાળું, ખાટુ,મીઠું, (લુણ), તીખું એ પદાર્થ ખાવા નહીં. અને સ્નાન પણ કરવું નહીં. પંદરમે દિવસે સર્વાંગે બકરીની લીંડીઓ ગોમૂત્રમાં વાટી તેનો ચાર ઘડી લેપ રાખવો. પછી સ્નાન ભોજન કરવું. (૮) **ઉચકી અને શ્વાસ ઉપરઃ**—કોઠાનો અંગરસ, મધ અને પીંપર સાથે આપવો. (૯) **અન્નદ્વેષ ઉપરઃ**—કોઠાના ગર્ભમાં સુંઠ મરી પીંપર એનું ચૂર્ણ મધ અને સાકર મેળવી ચાટવું.

---

## ૧૫૮. કોથમી.

મં૦ ધાન્યાક. કુસ્તુંબરી. મ૦ કોથીંબીર ધણે. હીં૦ ધનિયા. બં૦ ધને. ક૦ હવ્વીજ. કોતંબરીકાળુ.તૈ૦ કોથમીલુ ધણિઆલુ તા૦ ઉત્તંબરી તુ૦ કોત્તંબરી કોતુમલ્લી મલા૦ કો-તમપાલરી ફા૦ તુખમેકસ્મીઝ અ૦ કજબુરા ઇં૦ કોરીયંડર સીડ લા૦ કોરીયંડસ સેટાઇવિસ.

કોથમી સર્વત્ર પ્રસિદ્ધ છે. એનો રસોઈ કરવામાં નિત્યઉપયોગ થાય છે. એ ઝાડને બીઆવે છે તેને ધાણા કહે છે. ધાણા મસાલામાં નાંખે છે. આ પદાર્થ સાદિષ્ટ, થંડો અને પિત્તશામક છે. ધાણા ભરડીને વાવવાથી થોડા દિવસમાં જરૂર પુરતી કોથમી તૈયાર થાય છે. કોથમીની વડી ઉત્તમ થાય છે કોથમીની ચટણી પણ થાય છે. **ધાણાંઃ**—મધૂર, હૃદ્ય, તૂરા, દીપન, સ્નિગ્ધ, કડવા, કિંચિત્, ઉષ્ણ, અવષ્ય, મૂત્રલ, લઘુ, પાચક, ગ્રાહક, રૂચિર; અને તૃષા, દાહ, અતિસાર, ઉધરસ, પિત્તજ્વર, ઉલટી, કફ, દમ, ત્રિદોષ, અર્શ, કૃમિ, અને વિશેષ કરી પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **ભિલામો ઉઠી ની-**

કર્યો હોય તો;—કોથમી વાટી ચોપડવી. (૨) **શરીરમાંની શીતળાની જમેલી ગર્મી નીકળી જવા માટે:**—શીતળા સારી રીતે મટયા પછી રાત્રે ધાંણા અને જીરૂં ચોગણા પાણીમાં પલારી રાખી, સવારે મસળી ગાળી તેમાં સાકર નાંખી પાવું. એટલે કોઠામાંહેની ગર્મી શાંત થાય છે. આ યોગ ચાર પાંચ દિવસ કરવો. (૩) **આમ થાય છે તે ઉપર:**—ધાંણા અને સુંઠ એના કાઢામાં એરંડમૂળનું ચૂર્ણ નાંખી પાવું. (૪) **અરૂચિ ઉપર:**—ધાંણા, એલચી અને મરી એનું ચૂર્ણ ઘી અને સાકર સાથે આપવું. (૫) **દાહ અને તૃષા એ ઉપર:**—ધાંણા, અરડુસો, આંમળાં, કાળી દ્રાક્ષ, અને પિત્તપાપડો, એ સર્વ ઔષધો સાધારણ ખાંડી એકત્ર કરી તેમાં પાણી નાંખવું. અને બીજે દિવસે તે પાવું. (૬) **ધાંણાનું ચૂર્ણ:—અગ્નિમાંદ્ય, શ્વાસ, વિષમજ્વર અને અજીર્ણ એ ઉપર:**—ધાંણા, લવંગ, નિશોત્તર, અને સુંઠ એનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં પાવું. (૭) **તાવ ઉપર પાચન:**—ધાંણા, દેવદાર, સૂંઠ, ભોરિંગણી, ડોરલી (વાતોડી) એનો કાઢો પાવો. (૮) **પિત્તજવર અને અંત્તર્દાહ ઉપર:**—ધાંણા અને ચોખા રાત્રે પાણીમાં પલારી રાખવા. બીજે દિવસે સવારે તેજ પાણીમાં બાફી પાતળી કાંજી કરી તે સારી થંડી થયા પછી આપવી. (૯) **દાહ ઉપર:**—ધાંણા રાત્રે પાણીમાં પલારી રાખી સવારે તે પાણી ગાળી લેઈ તેમાં સાકર ૧ તોલા નાંખી પાવું. (૧૦) **મૂત્રાઘાત ઉપર:**—ધાંણા અને ગોખરૂ એનો કાઢો ઘી નાંખી પાવો. (૧૧) **નેપાળાના વિષ ઉપર:**—ધાંણાનું ચૂર્ણ, સાકર અને દહીં એ એકત્ર કરી આપવુ, (૧૨) **ગર્ભિણીની ઉલટી ઉપર:**—ધાંણાનું ચૂર્ણ ૩ માસા, સાકર ૧ તોલો એ ચોખાના ધોવરામણમાં નાંખી ખાવું. અથવા ધાંણાનો કલ્ક ચોખાના ધોવરામણમાં સાકર નાંખી પાવો. (૧૩) **રકતપિત્ત ઉપર:**—ધાંણા, દરાખ એદાંણા એનો કાઢો કરી પાવો. (૧૪) **બાળકનો શળ, આમ અને અજીર્ણ ઉપર:**—ધાંણા અને સુંઠ એનો કાઢો પાવો. (૧૫) **બાળકોની આંખો આવે છે તે ઉપર:**—ધાંણાંની પોટલી બાંધી પાણીમાં પલારી રાખી તે વારંવાર આંખો ઉપર ફેરવવી. (૧૬) **તડકાની ગરમીની લુ ન લાગવા માટે:**—ધાંણા પાણીમાં પલારી મસળી તેમાં સાકર નાંખી તે પાણી પાવું. (૧૭) **બાળકની ઉધરસ અને દમ ઉપર:**—સાકર અને ધાંણા ચોખાના ધોવરામણમાં વાટી તેનું પાણી વસ્ત્રગાળ કરી પાવું. (૧૮) **તૃષારોગ ઉપર:**—ધાંણા પાણીમાં પલારીરાખી પછી મસળી તે પાણીમાં મધ અને ખાંડ નાંખી તે વારંવાર પાવું.

---

## ૧૫૯. કોદ્રા.

સં૦ અ૦ કોદ્રવ. મ૦ કોદ્રુ, હરિક. હી૦ કોદો, કોદવ, બં૦ ગો૦ ક૦ હરિક. તૈ૦ આલુવાલુ, ઇં૦ પકચુઅર્ડપાસ્પેલ. લા૦ પાસ્પેલ સ્કોર્બીકુલટલિયમ્.

સર્વ પ્રકારના ધાન્યોમાં ઘણીજ હલકી પ્રતનું ધાન્ય કોદરા છે. ગરીબ લોક શિવાય આ ધાન્ય ઘણું કરી કોઇ ખાતું નથી. એમાં ચાર જાતિ છે. રામેશ્વરી, શિવેશ્વરી, હરકોણી અને માંજાર (મેણા કોદરા). મેણા કોદરા એ જાત ઘણીજ અપકારકારક છે. મેણા કોદરા ખાવામાં લે તો તેથી ઉલટી, જુલાબ એવા વિકારો થાયછે. ડોળા ચઢી આવે છે, મન ભ્રમિષ્ટ થાય છે; ગ્લાનિ આવી કેફ ચઢે છે, અને સમયે પ્રાણ પણ જાય છે, એ જો ખાવાનાં ઉપયોગમાં લેવા હોય તો એક દિવસ પાણીમાં પલારી રાખવા, પછી તે સ્વચ્છ ધોઇ એક બે દિવસ તડકામાં સુકવે છે. એમ કરવાથી તેનો દોષ જઈ તે ખાવાજેવા યોગ્ય થાય છે. કોદરાનો ભાત, ઘેંસ તથા વડાં પણ કરે છે. કોદ્રાની ઉંબી કાંઇક નાગલી જેવી હોય છે. કોદરા મોટી રાઈ જેવડા હોઇ તેનો રંગ રાતો કે પીળો પણ હોય છે. કોદરા ઘણા શીતળ છે. એ અશકત માણસે કદી પણ ખાવા નહીં. **કોદરા:**—મધૂર, શીત, ગ્રાહક, ગુરૂ, કફવા, વણને હિતકર, રૂક્ષ; અને કફ, પિત્ત, વિષ, મૂત્રકૃચ્છ્ર એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧)**

શૂળ ઉપરઃ—કોદરાની ખીર ખાવી, કિંવા કોદરાનો ભાત દહી સાથે ખાવો.

---

## ૧૬૦ કોરલા. (ચંપાકાટી)

સં૦ કોવિદાર. મ૦ કોરલ. હીં૦ પીલાકંચનાર. બં૦ પીતકાંચન. ક૦ કેચાલે. તા૦ શેમાંદારે. શિવપ્પુમાંદીરે. તૈ૦ દવકાંચનમુ. મલા૦ કોલિદાર. લા૦ બોહિનિયા ધેરિગેટા.

કોરલા આ એક રાનવૃક્ષ હોઇ તે કાંચનારની જાતીનું છે. એનાં પાંત્રા કાંચનારના પાંત્રા જેવાંજ હોય છે. જેઠ-આષાઢ માસને સુમારે એ ઝાડને કુમળા પાંદડાં આવે છે; તે લેઇ લોકો વેચે છે. એ ભાજી નિર્મલ હોઈ ખાવાને રૂચિપ્રદ છે. **કોરલાઃ**—દીપન, તુરો, વ્રણરોપણ, સંગ્રાહક, સારક, સ્વાદુ છે. અને ભાજીપાલામાં તે ઉત્તમ છે. તથા મૂત્રકૃચ્છ્ર, ત્રિદોષ, શોષ, દાહ, કફ, વાયૂ, એનો નાશ કરે છે. એનાં ફૂલોનો ગુણ રક્ત કાંચનાર જેવોજ છે.

---

## ૧૬૧. કોળકંદ.

સં૦ કોલકંદ. મ૦ કોલકાંદા. સાપકાંદા. કો૦ ધાપાપાંચણકાંદા. કોચીંદા. હીં૦ જંગલીપ્યાજ. કોલીકંદા. ક૦ સંપુટગેડ્ડ કાડએલ્લૂ લ્લિગિડ. તા૦ કટ્ટુવેલવાંગાયમ. તૈ૦ અડાંવેતેલ્લાગડ્ડા. તુ૦ બન્સુલ્લી. મલા૦ કાટેના. ફા૦ બસલુલ્ફાર. ઇં૦ ધંડીયન સ્કિવલ. લા૦ સિલાઑફિ સિનેલિસ.

કાંદા (ડુંગળી) ના જેવાજ આબેહુબ રાનમાં કંદ થાય છે. તે ઉગ્ર, તીક્ષ્ણ અને અતીશય ખરજવાળા વવળતા હોય છે. ફુલઈની ભાજી જેવાં એનાં પાંદડાં હોય છે. એ કાંદા ડુંગરાળ જમીનમાં થાય છે. **કોલકંદઃ**—તીખું, ઉષ્ણ; અને વિષ, ઉલટી, કૃમિ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) કૃમિ ઉપરઃ**—કોલકંદના રસમાં થોડો લોટ મેળવી તે શેકીને ખાવું; અથવા ચણાના લોટમાં મેળવી તેનાં ભજીયાં કરી ખાવાં. **બીજો પ્રકારઃ**—કોલકંદનું કંદ અને કળથી એનો કાઢો કરી પાવો.

---

## ૧૬૨. કોલિંજન.

સં૦ કુલંજન. મ૦ કોળિંજન. હીં૦ કુલિંજન. ક૦ કોળંજન. ફા૦ ખિરદ્દારૂ. અ૦ ખર્કખોલિંજાન. ઇં૦ ગ્રેટરગેલંગાલ. લા૦ આલ્પિનિયા આફિસિનેરમ.

આંબાહળદર જેવાંજ કોલિંજનના ઝાડો થાય છે; એનાં ઝાડ આંબાહળદર કરતાં કિંચિત્ મોટાં હોય છે. એનાં પાંત્રાનો વાસ મધુર હોઈ મંડળનો રંગ ધોળો અને તીખો હોય છે. ગોમાંતક અને મલબાર પ્રાંતમાં એ ઝાડો પુષ્કળ થાય છે. એની ગાંઠો સુકવી રાખે છે, તેને કોલિંજન કહે છે. કોલિંજનની ગાંઠોનાં કકડા કરી તેને અથાણામાં નાંખે છે. કોલિંજન કાંઇકિ તીખું લાગે છે; તેને કોષ્ટકોલિંજન પણ કહે છે. **કોલિંજનઃ**—તીખું, કડવું, ઉષ્ણ, અગ્નિદીપક, રૂચિકર, સ્વર્ય, હૃદ્ય; અને મુખ, કંઠ એની શુધ્ધિ કરનાર; મુખદોષ, કફ, ઉધરસ, વાયૂ, એનો નાશ કરે છે. મોટું એનાથી ઓછું ગુણવાળું છે. **ઉપયોગઃ—(૧) ખાલી ઉધરસ ઉપરઃ**—એના છોગલાંની કઢી કરી ખાવી. અથવા તેનો રસ કાઢી પાવો. **(૨) માથું ચઢયું હોય તે ઉતારવા માટેઃ**—કોલિંજનનું બારીક ચૂર્ણ કરી તે નાકે સુંઘવું; એટલે છિંકો આવી મસ્તક ઉતરે છે. **(૩) વાયુએ કરી અંગ રહી ગયું હોય તો તે ઉપરઃ**—કોલિંજનનું ચૂર્ણ શરીરે ચોળવું. **(૪) સ્વરભેદ ઉપરઃ**—કોલિંજન મોંમાં રાખી રસ ગળવો. **(૫) મોડશી** (અપચન) **ઉપરઃ**—કોલિંજન અને સિંધવ કોકમનાં તેલમાં કાલવી જરા ગરમ કરી શરીરે ચોપડવું; એટલે (અપચન) ખલ્લીશૂળ (હાથ, પગ, પેઢું, ખભા એમાં થનારો શૂળ) એનો નાશ થાય છે. **(૬) ઉલટી ઉપરઃ**—કોલિંજનનો એક તોલો રસ કાઢી, તેમાં લીમડાનો રસ એક તોલો અને આદાનો રસ એક તોલો નાંખી દોઢ તોલો સાકર નાંખવી અને તે શીજવી રાખવું; એ પ્રત્યેક વખતે અર્ધા તોલા પ્રમાણે બે વખત એમ ત્રણ દિવસ આપવું. **(૭) બહુ મૂત્રરોગ ઉપરઃ**—કોલીંજનનો અષ્ટમાંશ કાઢો કરી બે વખત પાવો. **(૮) બા-**

**છોકરાંના અતિસાર ઉપર**:—કોલિંજન છાશમાં ઘસી થોડી હિંગ નાંખી કઢી કરી પાવી. (૯) **મુખદુર્ગંધી દૂર થવા માટે**:—કોલિંજનનું ચૂર્ણ મધમાં મેળવી દાંતને ચોપડવાનો નિયમ રાખવો. (૧૦) **દંતરોગ ઉપર**:—કોલિંજનનું ચૂર્ણ મધમાં કાલવી તેથી દાંત ઘસવા.

---

## ૧૬૩. કોશિંબ.

સં૦ કોશામ્ર. મ૦ કોશિંબ. હીં૦ કોશમ. બં૦ કેઓડાફલ. ક૦ જુરીમાવુ. લા૦ સ્લીચરાટ્રીજગા.

કોશિંબનાં ઝાડો મોટાં મોટાં થાય છે. એની ઉત્પત્તિ ડુંગરાળ પ્રદેશમાં થાય છે. કોકણપ્રાંતમાં એ ઝાડો પુષ્કળ થાય છે. એનું લાકડું ચીકણું હોય છે. એનાં લાકડાનો ગાભો રાતા રંગનો હોય છે. એનાં બિયાંનું તેલ કાઢે છે. તે કડવું, મધુર, બલ્ય, પથ્ય, રૂચિકર, પાચક, સારક; અને કૃમિ, કોડ, વ્રણ એનું નાશક છે. **કોશિંબ**:—ખાટું, ગુરૂ, શોષકર, પિત્તલ, કફકર, કોષ્ટશોધક; અને વાયુ, કોડ, અર્શ, સોજો, પિત્તવ્રણ, રક્તપિત્ત, રક્તરોગ એનો નાશ કરે છે. **એનાં પાકાં ફળ**:—લઘુ, અગ્નિદીપક, રૂચિકર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, બલકર, હૃદ્ય, વૃષ્ય; અને કફવાત વિનાશક છે. **(૧) જુલાબ માટે**:—**કોશંબીનું તેલ ગરમ પાણીમાં પાવું (૨) ખસ, વ્રણ અને કોડ ઉપર**—કોશંબીનું તેલ ચોપડવું. (૩) **ચેળ આવતી હોય તો**:—કોશંબીની છાલનો રસ કાઢી તેમાં સમુદ્રફળ ઘસી લેપ કરવો.

---

## ૧૬૪. કૌચ. (કૌવચ)

સં૦ સ્વયંગુપ્તા. મ૦ ખાજકુહિરી. હીં૦ કોંછ. કિંવાચ. બં૦ આલકુશી. ધુનારગુંડ. ખ્યા. શુષાશિંબી. ક૦ નસુકૂગુરી. નસુકુમુની. કાદકંરે. તૈ૦ પિલ્લીયદગુ. તા૦ પુનેક્કાલિ. તુ૦ નાઈસોણુંગુ. મલા૦ નાયિકરૂણા. ચોરિવલ્લિ. ગો૦ ખવલ્યાવાલી. ઇ૦ કૌહેજ. લા૦ મ્યુકયુનાપ્રૂરિયેન્સ.

કૌચાના રોપા વગડામાં મૃગનો વરસાદ પડવા માંડે કે લાગલા ચોતરફ ઊગે છે. પછી તેના મોટા વેલા થઈ ઝાડ ઉપર અને વાડો ઉપર ચઢે છે. કૌચાના વેલાને પાંત્રાની બાજૂએ લાંબું દીટું ફુટી તેને ફુલોનો ઝૂમખો આવે છે. એક ઝૂમખામાં વીશ પચીસ ફુલો હોય છે. આ ફુલોમાં એક એક આંગળ લાંબા અને તેટલાજ જાડા શિંગોના ગુચ્છા આવે છે. દરેક ગુચ્છામાં પાંચથી દશસુધી શિંગો હોય છે. એ શિંગોઉપર બારીક કાંટા હોય છે. એ કાંટા શરીરે લાગે કે શરીરે વિલક્ષણ આગ થઇ તે ભાગ સુજે છે. ફોલ્લો ઉઠાડવાના કામમાં એનો ઉપયોગ કરવામાં આવે છે. શિંગોમાનાં બિયાંને કૌચબીજ કહે છે. કૌચમાં બે જાતી છે. રેડેકૌચ અને મેઢાકૌચ, અથવા મોટી કૌચ; એમાંથી મોટી કૌચની શિંગ કિંચિત મોટી અને નાજુક હોય ઉપલા કાંટા નુકસાનકારક હોતા નથી. એ શિંગઉપરના કાંટા છરીથી છોલી નાંખી તેનું શાક કરે છે. એ લીલા કેળાંના શાકજેવું થાય છે. **કૌચ**:—મધૂર, વૃષ્ય, શીત, ધાતુવર્ધક, બલકર, ગુરૂ, કડવી; અને ક્ષય, વાયૂ, શિતપિત્ત, રક્તદોષ, વ્રણ, કફ, રક્તપિત્ત, એનો નાશ કરે છે. એનાં **બીજ**:—ધાતુવર્ધક, વૃષ્ય, શીતળ, સ્વાદુ, ગુરૂ; અને વાત, દુષ્ટવ્રણ અને રક્તપિત્ત એનો નાશ કરે છે. બીજા ગુણો અડદ જેવા છે. **ઉપયોગ**:—**(૧) કૃમિ ઉપર**:—કૌચની શિંગો ઉપરના થોડા કાંટા દૂધમાં કિંવા ગોળમાં નાંખી તે નાનાં બાળકને આપવું. આ ઔષધ ઘણું આપવું નહિ. એથી કરમનો ઉપદ્રવ ત્વરિત દૂર થાય છે. આ મોટું રામબાણ ઔષધ છે. (૨) **કૌચના વિષ ઉપર**:—ઘી, સાકર અને મધ એકત્ર કરી પાવું. (૩) **નાંનાં વાછરડાંને કરમ થયા હોય તો**:—કૌચનાં મૂળ પાણીમાં ઘસી પાવાં અથવા કૌચના કાંટા છાશમાં પાવા. (૪) **ગર્ભધારણ માટે**:—મીઠી કૌચનાં મૂળો અને કોહાનો ગર એ દૂધમાં વાટી પાવાં. (૫) **ધાતુપુષ્ટતાને માટે**:—કૌચબીજ અને તાલીમખાનાનું ચૂર્ણ સાકર સાથે ખાવું; ઉપર ધારોષ્ણ દૂધ પીવું. (૬) **સોમલના વિષ**

**ઉપર:—** કૌચની છાલ અને ધોળો કાથો એકત્ર કરી, પાણીમાં વાટી થોડું થોડું પાણી પાવું. **( ૭ ) મૂર્છા દૂર થવા માટે:**—કૌચ શરીરે ચોપડવી. **(૮) શ્વાસ ઉપર** :—કૌચના બીયાંનું ચૂર્ણ પ્રાતઃકાળે મધ અને ઘી એ સાથે ચાટવું. **( ૯ ) ગાંઠ, ખદ, માજરી એ ઉ-પર** :—કૌચનાં બી ઘસી, દિવસમાં ૨–૩ વાર લેપ કરવો.

---

## ૧૬૫. ગજકર્ણી.

ગજકર્ણીનાં ઝાડો નાનાં હોય છે. એનાં પાંત્રા ભાંગરાના પાંત્રા જેવાં લાંબાં હોય છે. એ ઝાડ ઉપર જે ફૂલો આવે છે, તે શરીરઉપર દાદરનાં ચાઠાં થાય છે, તેના જેવાં રાતા રંગના અને ચપટાં હોય છે. ગજકર્ણીનો રસ નીકળે છે. **ગજકર્ણી** :—પાકકાળે સ્વાદુ, કડવી, ઉષ્ણ; અને કફ, શીતજ્વર, વાયૂ એનો નાશ કરે છે. એનો કંદ પાંડુરોગ, સોજો, અર્શ, કૃમિ, ગુલ્મ, ઉદર, આનાહ વાયૂ, પ્લીહા અને સંગ્રહણી એનો નાશ કરે છે. **ઉપયોગ :—(૧) ચાંદાં-ઉપર** :—ગજકર્ણીના ઝાડનો રસ ચોપડવો. **( ૨ ) દાદરઉપર** :—ગજકર્ણીનો પાલો કિંવા મૂળની છાલ વાટી ઉપર ચોપડવી. અથવા ગજ કર્ણીનું મૂળ સુદ્ધાં ઝાડ, ગરમાળાનો પાલો અને પળશપાપડી એ એકત્ર વાટી ચોપડવું **(૩) ખાલી ચડે છે તે ઉપર:**—ગજકર્ણીના પાલાના રસમાં નવસાર ઘસી ચોપડવો. **(૪) અંગની ખસ દુર થવા માટે:**—ગજકરણીનો પાલો વાટી શરીરે ચોળવો અને થોડી વારે સ્નાન કરવું. એ પ્રમાણે એ ત્રણવાર કરવું.

---

## ૧૫૬. ગરણી.

સં૦ ગોકર્ણી. હિં. અપરાજીતા.

ગરણીના વેલા પ્રસિદ્ધ છે, ગરણીમાં ધોળી અને કાળી એવી બે જાતિ છે. ગરણીને લાંબી શિંગો આવે છે. એનાં ફૂલો આકારે ગરણી જેવાં હોય છે, ફૂલનો પૂજાના કામમાં ઉપયોગ થાય છે. ધોળી ગરણી વધારે ગુણ વાળી છે. ગરણીને "સુપલી" "કાજળી" એમ પણ મરાઠીમાં કહે છે. **ધોળી ગરણી:**—તીખી, શીત્ત, કડવી, બુદ્ધિપ્રદ, ચક્ષુષ્ય, તુરી, સારક, વિષનાશક; અને ત્રિદોષ, મસ્તકશૂળ, દાહ, કોડ, શળ, આમ, પિ-તોપદ્રવ, સોજો, કૃમિ, વ્રણ, કફ, ગ્રહ પીડા, શીર્ષરોગ, અને સર્વવિષ એનો નાશ કરે છે. **કાળી ગરણી:**—કડવી, સ્નિગ્ધ, ત્રિદોષનાશક, શીતવીર્ય અને વાયૂ, પિત્ત, કફ, જ્વર, દાહ, શ્રમ, પિશાચબાધા, રકતાતિસાર, ઉન્માદ, મદ, અતિકાસ, દમ, કફ, કોડ, જંતુ, ક્ષય, એનો નાશ કરે છે. બીજા ગુણ ધોળી ગરણીના જેવા છે. **ઉપયોગ:—(૧) કોડ ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ, પાણીમાં ઘસી લેપ કરવો એટલે ધોળો કોડ એક મહિનામાં જાય છે. **(૨) રેચ થવા માટે:**—ગરણીનાં બિયાં ઘીમાં તળી એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પાવું. **(૩) [illegible]-કશૂળ ઉપર અને આદ્ધાશીશી ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ પાણીમાં ઘસી તે નાકે સુંઘવું. **(૪) તણખીયા પરમા ઉપર:**—ધોળી ગરણીનાં મૂળો થંડા પાણીમાં ઘસી પાવાં. દિવસ સાત. **(૫) હડતાલના વિષ ઉપર:**—ધોળી ગરણીના પાલાનો રસ પાવો. **(૬) અર્ધશીશી ઉ-પર:**—ધોળી ગરણીનાં બિયાં તથા મૂળ એકત્ર વાટી તેનો લેપ કરવો કિંવા ધોળી ગરણીનાં મૂળ કાને બાંધવાં; **(૭) કફ વિકાર ઉપર:**—ધોળી ગરણીનાં મૂળોનો રસ શકિતપ્રમાણે બે તોલા પર્યંત ગાયના તાજા દૂધમાં પાવો. **(૮) નળગુદ ઉપર:**—ધોળી ગરણીનો વેલો કંબરે બાંધવો. **(૯) એકાહિક વિષમ જ્વર ઉપર:**—ગરણીના રસનું નસ્ય આપવું. **(૧૦) ગર્ભપાત ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ દૂધમાં ઘસી પાવાં. એટલે પડનારા ગર્ભનું સ્તંભન થાય છે. **(૧૧) વાળા ઉપર:**—ધોળી ગરણીનાં મૂળ દૂધમાં વાટી લેપ દેવો. **(૧૨) યકૃત, પ્લીહા, અને જલોદર ઉપર:**—ગરણીના બિયાંનું ચૂર્ણ ત્રણ માસા ગરમ પાણી સાથે પાવું.

---

## ૧૬૭, ગલતુરો.

સં૦ શંખોદરી મ૦ ગલતુરા.

એનાં નાંનાં ઝાડો હોય છે, એનાં પાંત્રા વગડાઉ આવળના પાંત્રા જેવાં હોય છે, અને જે ફુલો આવે છે તેને શંકરનાં ફુલો એમ પણુ કોઇ કહે છે. ઘણાક કાઢાઓમાં એનાં મૂળો ઉપયોગમાં આવે છે. અનુ લાકડું ઘણું મજબુત હોય છે. એની ખુંટીઓ સારી થાય છે. મોટાં ઝાડો ડાળામાંથી ભાગવાથી તેને પુનઃ ફણગા ફુટી તેનાં પુષ્કળ ફાંટા થાય છે. એની બે જાતિ છે. એક પીળાં ફુલોની અને બીજી રાતાં ફુલોની. એ ઝાડનો વિસ્તાર સર્વ બાજૂએ સરખો પ્રસરી ડાળીઓ જરા નીચે નમે છે. એની છાયા ઘટ્ટ થાય છે. એને આંગળી જેવડી જાડી ચપટી અને ચાર પાંચ આંગળ લંબાઈની શીંગો આવે છે. તેમાં સાત આઠ દાણા હોય છે. એ દાણા છોકરાંઓ પ્રેમથી ખાય છે. એ દાણા ઘણાજ સ્વાદિષ્ટ લાગે છે. આ ઝાડને કાંટા હોય છે. એનાં બી રોપ્યાથી કે ડાળાથી ઝાડ થાયછે. એનાં ફુલોનો વાસ નથી હોતો. ફુલોનાં જુમખાને ઝુમખાઆવે છે. ફુલો આવવાનો વખત આષાઢ, શ્રાવણુ, ભાદ્રપદ એ મહિનામાં હોય છે. એને બાર મહિને ફુલો આવે છે. એ ઝાડો શોભા માટે બાગમાં વાવે છે; આ ઝાડને વળી શંકાસુરી, શંકેશ્વર વીગેરે નામે પણુ ઓળખે છે. એ ઉષ્ણુ અને કફ, વાયૂ, શૂલ, આમવાયૂ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) નાકમાંથી લોહી પડે છે તે ઉપરઃ**—આંબાની ગોટલી દરોઇનાં રસમાં ઘસી નાકે સુંઘવી, અને ગલતુરાના પાલાનો રસ, અલતો અને મધ એ પાવાં.

---

## ૧૬૮ ગરમાળો.

સં૦ આરગ્વધ. મ૦ બાહાવા. હીં૦ અમલતાસ. ક૦ હેગ્ગકે. તુ૦ કકકે કાયિસારા. મલા૦ કદ્દકોના.

એ ઝાડો મોટાં થાય છે. એનાં પાંત્રા રતાંદળીના પાંત્રા જેવા ન્હાનાં હોય છે. એને તરવાડાના ફુલો જેવાં પીળાં ફુલો આવે છે. એને હાથભર લંબાઈની શીંગો આવે છે. એની અંદરનું મગજ કાળું અને ચિકાશવાળું હોય છે. તે ઔષધના ઉપયોગમાં આવે છે. મગજ કાઢવું હોય તો શીંગ કિંચિત ગરમ કરવી એટલે તે ત્વરિત નીકળે છે. ગરમાળાનો ફુલોનુ શાક કરે છે. **ગરમાળો**:—અતિ મધૂર, શીતલ, મૃદુ, રેચક, તીખો, ભેદક, ગુરૂ. સ્રંસન; અને શૂળ, જ્વર, કોઢ, કંડુ મેહ, કફ. વાયૂ, ઉદાવર્ત, હૃદ્રોગ, બદ્ધવિટ્કતા, કૃમિ, વ્રણુ, કફોદર, મૂત્રકૃચ્છ્ર, ગુંલ્મ એનો નાશ કરે છે. એનાં **પાંત્રા,—**રેચક, અને કફ, મેદ એનાં નાશક છે. એરાં **ફૂલો**:—સ્વાદુ, થડાં કડવાં ગ્રાહક, તૂરાં, એવાં છે. એની **શિંગો**:—પાકકાળે તીખી, મધૂર, બળકર, સ્રંસનકારક, રેચક, અરૂચિપ્રદ, કોષ્ટશુદ્ધિકારક, અને કફ,, પિત્ત, મલદોષ, તાવ, એનો નાશ કરેછે. **એની છાલઃ**—પાકકાળે મધૂર, સ્નિગ્ધ, અગ્નિવર્ધક, રેચક, અને પિત્ત, વાયૂ એની નાશક છે. **લઘુ ગરમાળો**:—સારક, કડવો. તીખો. ઉષ્ણુ અને કફ, શૂળ, ઉદર, કૃમિ, મેહ, વ્રણુ, અને ગુલ્મ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—**(૧) દાદર, કોઢ, દમ, ખસ, વિચાર્ચિકા-ચાઠાં એ ઉપર**:—ગરમાળાનાં પાંત્રા વાટી તેમાં કાંજી નાંખી તેનો લેપ કરવો; અથવા અંકુરોનો અંગરસ ચોપડવો. **(૨) ચાંઠાં ઉપરઃ**—ગરમાળાનો કુમળો પાલો વાટી ઉપર ચોળવો. **કાળપૂળી (પાઠાં)** ઉપરઃ—ગરમાળાનાં મૂળ છાશમાં ઘસી તેના ઉપર લેપ કરવો, અને નિવતીનાં મૂળ દૂધમાં ઘસી પાવાં. **(૪) બાળકોને વાંગ**(બાળક જન્મ્યા પછી ૧૦–૧૫ દિવસની અંદર અંગ ઉપર ફોડકીયો થઈ તેમાં વાળ થાય છે તે) **ઉપર**:—ગરમાળાનો પાલો ગાયનાં દૂધમાં વાટી શરીરે ચોળવો. **(૫) શરીરપરની ખસ દૂર થવા માટેઃ**—ગરમાળાનો પાલો છાશમાં વાટી અંગે ચોળવો અને કેટલીક વાર ગયા પછી સ્નાન કરવું. **(૬) હરીદ્રા મેહ** (પીળા પ્રમેહ) **ઉપરઃ**—ગરમાળાની શિંગોની અંદરના મગજનો અષ્ટમાંશ કાઢો પાવો. **(૭) કફ રોગ ઉપરઃ**—ગરમાળાની શિંગોની અંદરનો ગર્ભ તથા ગોળ એકત્ર કરી સોપારી જેવડી ગોળી કરી ગરમ પાણીમાં પાવી. **(૮) રક્ત પિત્ત ઉપરઃ**—ગરમાળો આવળ કુટી એનો કાઢો મધ અને સાકર નાંખી પાવો. એટલે

રેચ થઈ રકતપિત્ત બંધ થાય છે. (૯) **ગંડમાલા ઉપરઃ**—ગરમાળાનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી તેનું નસ્ય આપવું. કિંવા લેપ કરવો. (૧૦) **ભીલામો ઉઠે તોઃ**—ગરમાળાના પાલાનો રસ ચોપડવો. (૧૧) **સૂક્ષ્મરેચ સોના મુખી** બાળરરડાં અને ગરમાળાનો ગર્ભ એનો કાઢો કરી પાવો.

---

## ૧૬૯. ગરવેલ.

આ ઝાડની ઉંચાઈ સુમારે બે હાથ હોય છે. આ ઝાડ ડમરા જેવું હોય છે. એનાં પાંત્રા અને મૂળો ઘણાં કડવાં હોય છે. આ ઝાડો માહુલી કીલ્લા ઉપર પુષ્કળ થાય છે. **ઉપયોગઃ**—(૧) **કોલેરા ઉપરઃ**—ગરવેલીનાં મૂળ ત્રણ માસા અને મોડસ કાંદો ત્રણ માસા એ પાણીમાં વાટી તે પાવું એટલે તાબડતોબ કોલેરાનો આજાર દુર થાય છે.

---

## ૧૭૦. ગહુલા.

સં૦ અબ્દય. બં૦ પ્રિયંગુ. મ૦ ગહુલા. હીં૦ ફૂલપ્રિયંગુ. ક૦ નેપીંલગુ ગૌલ લા૦ પૃનસમહા લિબ.

ગહુલાનાં ઝાડો ઘણાં મોટાં થતાં નથી. એની ઉત્પત્તિ ઉત્તર હિંદુસ્તાનમાં થાય છે. **ગહુલાઃ**—તુરા, કડવા, વૃષ્ય, શીતળ, કેશોને હિતાવહ; અને ઉલટી, ભ્રાંતિ, દાહ, પિત્ત, રકતરોગ, તાવ, મોહ, ધર્મ, કોડ, મુખજાડય તૃષા, વાત, ગુલ્મ, વિષ, મેદ, મેહ, રકતપિત્ત એનો નાશ કરે છે. **એનાં બીજઃ**—તૂરાં, મધૂર, શીતળ, રૂક્ષ, ગ્રાહક, મલસ્તંભક, બલ્ય, પિત્તનાશક, કફનાશક, આધ્માન વાયુકારક એવાં છે. **સુગંધગહુલાઃ**—શીતળ, સુગંધિ, અને કોડ, તાવ, રકતવિકાર, એનો નાશ કરે છે **ઉપયોગઃ**—(૧) **ગર્ભિણીના રકતસ્રાવ ઉપરઃ**—ગહૂલા, કમળકંદ, કુમળા ઉંબરાં એ દૂધમાં બાફી તે દૂધ પાવું; પછી સાકર સાથે રાતી ડાંગરનો ભાત ખવડાવવો. (૨) **અમ્લપિત્ત ઉપરઃ**—ગહૂલાનું ચૂર્ણ સાકરમાં ખાવું.

---

## ૧૭૧. ગહું. (ઘઉં)

સં૦ ગોધૂમ. મ૦ હીં૦ ગહું. ક૦ ગોધી. તા૦ ગોદુમે. તુ૦ ગોદી. મલા૦ કોટપ. તૈ૦ ગોદૂમ. ગોધુમલુ. ફા૦ ગંદુમ. અ૦ હિતા. ઇં૦ વ્હીટ. લા૦ ટ્રિટિકમ્ વલગેરી.

સર્વ પ્રકારના ધાન્યમાં ગહૂં શ્રેષ્ટ છે, એટલે તેને ધાન્યરાજ એમ કહેલું છે. ગહૂં હિંદુસ્તાનમાં સર્વત્ર પાકે છે. બીજા સર્વ ખંડોમાં પણ ગહૂં પાકે છે. ગહૂંનો રોપો ૨ હાથ ઉંચો વધે છે. અવ્વલ કાળી જમીનમાં ગહૂંનો પાક સારો થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં ગહૂં પુષ્કળ પાકે છે એટલે ત્યાંના લોકનું ખાણું ગહૂંનું છે. ગહૂંનું ધાન્ય બરોબર સાચવીને રાખવાથી ચાર પાંચ વર્ષપર્યંત ટકે છે. ગહૂં એ ધાન્ય ઉંચા પ્રતીનું હોઇ એના ખાવાના પદાર્થો માણસની પ્રકૃતીને માફક માનવામાં આવે છે. સર્વ પ્રકારના ધાન્ય કરતાં ગહૂંમાં પૌષ્ટિકપણું વિશેષ છે. ગહૂંમાં **રાતડા, વાંજીયા,** કાઠા; **બન્સી, પુનેમીયા, દાઉદ્દખાની** એવી ઘણીક જાતિઓ છે. તેમાં બન્સી એ ગહૂં ઉત્કૃષ્ટ પ્રતીના છે. ગહૂંની કુમળી ઉંબીયોને શેકી તેનો પોંક કરી ખાય છે. ગહૂંનાં જેટલા પદાર્થો બને છે તેટલા કોઇ પણ ધાન્યનાં પદાર્થો બનતા નથી. ગહૂંના લોટનાં **ઘેબરઃ જલેબી, શીરો, પુરી, કણસાર, લાડુ, એવા** અનેક **પકવાન્નો** બને છે. એ પકવાન્નોમાં ઘી, ખાંડ, ગોળ કે સાકર અવશ્ય જોઇએ. પાંચ છ દિવસ ગહૂં પલાળી રાખી તેના સત્વનો એક પદાર્થ કરે છે; તેને બદામી હલવો કહે છે. તે પૌષ્ટિક છે. ગહૂંની થુલી કરે છે. તે પણ પૌષ્ટિક છે; તે અશકત માણસોને શક્તિ આવવા માટે આપે છે. ગહૂંનું પરાલ અને ઘાસ ઢોરને ખવરાવે છે. કાગળો ચોટાડવાને એના લોટની **લાહી** ઘણી સારી થાય છે. **ગહૂં મોટાઃ**—સ્નિગ્ધ, મધૂર, શીત, ગુરૂ, ધાતુવર્ધક, બલકર, કફકર, સારક, વર્ણ્ય, રૂચ્ય, જીવન, ભગ્નસંધાનકારક, વ્રણને હિતકર, સ્થિરતાકારક, આમ કરનાર; અને વાયુ, પિત્ત એનો નાશ કરે છે. **ગહૂં ઝીણાઃ**—સ્નિગ્ધ, વૃષ્ય, કફકારક, બલકર, મધૂર, ધાતુવર્ધક, પૌ-

ષ્ટિક છે; બીજા ગુણ મોટા ગહૂં જેવાજ છે. **ઉપયોગ:—(૧) બદ ઉપર:**—ગહૂંની કણકનું પોટીસ સાત આઠ વાર બાંધવું; એટલે બદ પાકીને ફુટશે. પછી વ્રણોક્ત ચિકિત્સા કરવી. કોઈ પણ પ્રકારનું ગુમડું ફુટવાને માટે આજ પોટીસ બાંધવાથી તે પાકીને ફાટે છે. **(૨) કમળીના રોગ ઉપર:**—ગહૂં લઈ, તે ઉપર દેવતામાં લાલ કરેલી કડછી દબાવવી અને તેને જે ધહૂંનો બાફ લાગે તે આંખોમાં આંજવો. **(૩) શીઘ્રપ્રસૂતિ થવા માટે:**—ગહૂંની સેવો આધણમાં બાફી તે પાણી વસ્ત્રગાળ કરી સુમારે અચ્છેર પર્યંત લેઈ તેમાં સોજુ ઘી નવટાંક પર્યંત નાંખી પાવું. આ ઔષધ પ્રસૂતિસમયની પીડા થવા લાગે કે તુરત પાવું. પછી પાવું નહિં. **(૪) અસ્થિભંગ ઉપર:**—કિંચિત શેકેલા ગહૂંનું ચૂર્ણ મધમાં નાંખી આપવું; તે કંબર અને સાંધા દુ:ખતા હોય તો તે ઉપર ઉત્તમ છે. **(૫) વાળા ઉપર:**—ગહૂં અને સણનાં બીયાનું ચૂર્ણ ઘીમાં શેકી ગોળી કરી આપવી. અને ચૂનો તથા બીડલોણ પાણીમાં વાટી લેપ દેવો. **(૬) નાકમાંથી લોહી નીકળે છે તે ઉપર:**—સાકર અને દૂધ નાંખી ગહૂંનો લોટ આપવો. **(૭) પ્રમેહ ઉપર:**—નવટાંક ગહૂં રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી તેમાં સાકર ૧ તોલો નાંખી તે સાત દિવસ આપવું.

---

## ૧૭૨. ગાજર.

સં૦ ગાર્જર. ગૃંજન. મ૦ હીં૦ ગાજર. ક૦ ગર્જરી. ફા૦ જર્દક ગજર. અ૦ જજરેબારે. ઇં૦ કયારટરૂટ. લા૦ ડાકસ્ કેરોટા.

ગાજર કંદના જેવું જમીનમાં થાય છે. એ લાંબુ હોઈ તેનો રંગ રાતો હોય છે. ગાજરના છોડ હાથ સવા હાથ વધે છે. દિલ્લીની પાસે જે ગાજર થાય છે તે સર્વોત્કૃષ્ટ છે. ગાજર લીલાં રોટલી સાથે ખાય છે. દુષ્કાળમાં ગરીબ લોક ગાજર ઉપરજ દિવસ કાઢે છે. ગાય-ભેંશ વગેરે ઢોરને ગાજર ખવરાવવાથી તે પુષ્ટ થઇ ઘણું દૂધ દે છે. ગાજરનાં બી ગર્ભપાતકારક છે. **ગાજર:**—મધૂર, રૂચ્ય, ગ્રાહક, કડવું, તીખું, રક્તપિત્તકારક, ઉષ્ણ, હૃદ્ય, અગ્નિદીપન, નેત્રને વિકાર કરનાર, વિદાહી, રૂક્ષ, પિત્તકર, અને આધ્માન, શૂળ, મૂળવ્યાધ, કૃમિ, સંગ્રહણી, વાત, પિત્ત, કફ, તૃષા, શુક્ર, એનો નાશ કરે છે. એનાં **બીજ**:—ઉષ્ણ, વૃષ્ય, ગર્ભપાતકારક એવાં છે. **ઉપયોગ (૧) ખરજવા ઉપર:**—ગાજર પીલી, તેમાં થોડું મીઠું નાંખવું. અને પાણી ન રેડતાં તેને બાફી તે ખરજવા ઉપર બાંધવું. એથી ત્વરિત ગુણ આવે છે; **(૨) ૠતુપ્રાપ્તિમાટે:**—ગાજરના બી પાણીમાં વાટી પાવાં. દિવસ ૫.

---

## ૧૭૩. ગળજીભી.

સં૦ ગોજીહ્વા. મ૦ ભુઈ—પાથરી હીં૦ ગોભી. ગોજીયા. બં૦ દાડીશાક. ક૦ યલુનાલગે. હક્કરિકે. એત્તિજનાલિગે. તૈ૦ યેદુનાલિકચેટ્ટુ. ફા૦ કલમરૂમી. લા૦ એલિફેન્ટોપસસ્કેબર.

એ ખડકવાળી, કાતરાવાળી, અને પડતર જમીનમાં થાય છે. એ કુમળી હોય છે ત્યારે તેને મૂળ સુધ્ધાં ઉપાડી છે. જમીનની સાથેજ તે અડેલી હોય છે. ગરીબ લોક એનું શાક કરે છે. ગરજીભીનો છોડવો જૂનો થયા પછી તેના ઉપર વેંતભર ઉંચાઇનો તોરો આવે છે. એનાં બિયાંને હિંદુસ્થાનીમાં "ગોઝબાન" કહે છે. એનું શાક પથ્યકર છે. ભેંસને ખવરાવવાથી તેનું દૂધ વધારે નીકળે છે. મહારાષ્ટ્રમાં 'ભુઈ-પાથરી' કહે છે. **ગરજીભી:**—તીખટ, કડવી, શીતળ, વ્રણરોપણ; અને પિત્ત, સર્વ પ્રકારનાં વિષો, ઉધરસ અને અરૂચિ એનો નાશ કરે છે. **ઉપયોગ;—(૧) પારા ઉપર ઉતાર:**—ગરજીભીના મૂળોનો રસ પાવો. અને શરીરે પણ ચોળવો. ગરજીભીનું શાક કરી ખાવું. **(૨) અહિર અને આંખો આવે છે તે ઉપર:**—ગરજીભીના પાંદડાંના રસનું અંજન કરવું. **(૩) સર્પદંશ ઉપર:**—ગરજીભીનાં મૂળ વાટી પાવાં. **(૪) શીતજ્વર (તાઢીઆ તાવ) ઉપર:**—ગરજીભી અને એરણ એનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. **(૫) શ્વાનવિષ ઉ-**

પર:—ગરજીભાનો કાઢો ઘી નાંખી પાવો. **(૬) ત્વગ્દોષ અને રક્તશુદ્ધિ ઉપર**:—ગરજીભાનો રસ કાઢી સાકર નાંખી ૭ દિવસ પાવો. **( ૭ ) મૂત્રશુદ્ધિ તથા આંખોમાંની ગરમી નીકળી જવા માટે:**—ગરજીભાનો રસ પાવો.

---

## ૧૭૪. ગળી,

ક૦ સં૦ તા૦ તુ૦ નીલી. મ૦ નીળ-ગુળી. હીં૦ નીલ-લીલ. બં૦ નીલગચ્છી. તૈ૦ નીલીચેટ્ટુ. મલા૦ અવારી. ઇં૦ ઇંડીગો. લા૦ ઇંડીગોફેરા. કાર્ડીફોલીયા.

ગળીના છોડ શરપુંખાના છોડ જેવા થાય છે. પાંત્રા પણ તેવાંજ હોય છે. બંગાલ અને આસામ પ્રાંતમાં ગળીની વાવણી ઘણી થાય છે. તે પ્રાંતોમાં ગળીની વાંવણી કરવાનું કામ યુરોપિયન ખેડુતો કરે છે. ગળીના છોડમાંથી જે રંગ તૈયાર કરે છે તેને "નીલ" અથવા "ગળીનો રંગ" કહે છે. **ગળી**:—તીખી. કડવી, કેશને હિતાવહ, ઉષ્ણ, સારક; અને વાંગ, શ્લેષ્મ, ઉદર, મોહ, હૃદ્રોગ, ભ્રમ, વાતરક્ત, ઉદાવર્ત, આમવાત, કફ, મદ, ઉધરસ, વિષ, ગુલ્મ, તાવ, કોડ, કૃમિ, ઉદર, પ્લીહા, એનો નાશ કરે છે. **ઉપયોગ :—(૧) તાવ ઉપર:**—ગળીના ઝાડનાં મૂળ અને હળદર એનું સેવન કરવું; એટલે સર્વ પ્રકારના તાવનો નાશ થાય છે. **( ૨ ) મૂળવિષ ઉપર :**—ગળી, સીંધવ, મધ અને ઘી એકત્ર કરી પાવું.

---

## ૧૭૫. ગળો.

સં૦ ગુડુચી. મ૦ ગુળવેલ. કો૦ ગરુડવેલ. ગરોલ. બં૦ ગુલંચ. તા૦ ક૦ અમરદવલ્લી. તૈ૦ તિપ્પતિગા. તા૦ શિંદિલકોદી. ફા૦ ગિલાઈ. હીં૦ અ૦ ગિલોય. ગુર્ચ. ઇં૦ લિબ્હડ મુન્સીડ. ગુલાંચા. તુ૦ અમૃતબુરૂ. મલા૦ ચિતામૃત.

ગળોના વેલા ઘણાખરા પ્રાંતોમાં થાય છે. એને વળી "ગુરવેલ, ગરોળ" એમ પણ કહે છે. એ વેલા ઝાડના આશ્રયે થાય છે. કેટલેક ઠેકાણે ખડકના આશ્રયે પણ થાય છે. તેને ખડકી ગળો કહે છે. ગળોની અંદરની ત્વચા લીલા રંગની હોય છે. એને બારીક ફળોના ગુચ્છા આવે છે. ઘણા દિવસની જૂની ગળોના વેલા બહુજ જાડા હોય છે. ગળો એ અનેક રોગનાશક છે. એ કડવી છે- પણ એના ગુણોઉપરથી એને ગળો એટલે ભાવાર્થ ગળી એમ પણ કહે છે. ગળોનું સત્વ કાઢે છે તે પણ અનેક રોગોઉપર ચાલે છે. એ સત્વ ઘણું શક્તિવર્ધક છે. ઔષધોમાં ખરસાંણી વગેરે વિષારી ઝાડોઉપરની ગળો લેવી નહિ: ઉપરની ધોળી છાલ અને અંદરની લીલી ત્વચા હોય છે; (ગળોનાં ફાંટ અથવા હીમ કરવાના કામમાં લીલી ત્વચા ઉપયોગ કરે છે એમ અમારો અનુભવ છે.) તે કાઢી નાંખી, ઉપયોગમાં લેવાથી સારી ગુણદાયક થાય છે. **ગળો**:—તૂરી, કડવી, વીર્યવડે ઉષ્ણ, તીખી, ગ્રાહક, રસાયન, બલકર, મધુર, અગ્નિદીપક, લઘુ, હૃદ્ય, આયુપ્રદ; અને જ્વર, દાહ, તૃષા, રક્તદોષ, વમી, વાતભ્રમ, પાંડુરોગ, પ્રમેહ, ત્રિદોષ, કમળો, આમ, ઉધરસ, કોઢ, કૃમિ, રક્તાર્શ, વાતરક્ત, કંડુ, મેદ, વિસર્પ, પિત્ત અને કફ એનો નાશ કરે છે. એ ઘીની સાથે સેવન કરવાથી વાયુનો, ગોળસાથે મલબંધનો, સાકરસાથે પિત્તનો, મધસાથે કફનો, એરંડેલ સાથે વાયુનો અને સુંઠ સાથે સેવન કરવાથી આમવાયુનો નાશ કરે છે. **ગળોના પાલાનું શાક:**—તુરૂ, ઉષ્ણ, લઘુ, તીખુ, કડવું, પાકકાળે મધુર, રસાયન, અગ્નિદીપક, બલકર, ગ્રાહક; અને ત્રિદોષ, વાતરક્ત, તૃષા, દાહ, મેહ, કોઢ, કમળો અને પાંડુરોગ એનો નાશ કરે છે. **ગળોનો કંદ:**—ઉષ્ણ, તીખો, અને જ્વર, સન્નિપાત, વિષ, વલીપલિત અને પિશાચબાધા એનો નાશ કરે છે. **ગળોનું સત્વ**:—સ્વાદુ, પથ્ય, લઘુ, દીપન, ચક્ષુષ્ય, ધાતુવર્ધક, મેધ્ય, વય:સ્થાપક, અને વાતરક્ત, ત્રિદોષ, પાંડુ, તીવ્ર જ્વર, વમી, જીર્ણજ્વર, પિત્ત, કમળો, પ્રમેહ, અરૂચિ, દમ, ઉધરસ, ઉચકી ( હેડકી ), અર્શ, ક્ષય, દાહ, મૂત્રકૃચ્છ્ર, પ્રદર અને સોમરોગ એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) વિષમ જ્વર વગેરે સર્વ રોગો ઉપર:**—ગળોનું વસ્ત્રગાળ ચૂર્ણ ૧૦૦

ભાગ, ગોળ અને મધ સોળ ભાગ, અને ઘી વીસ ભાગ લેઈ એકત્ર કરવું તથા અગ્નિબલ જોઈ ભક્ષણ કરવું; અને હિતકારક તથા પરિમિત એવાં અન્ન ભક્ષણ કરવાં એટલે કોઇ પણ વ્યાધિ થતો નથી. એટલુંજ નહિં પણ કેશોની ધોળાશ, વૃદ્ધપણું, તાવ. વિષમજ્વર, પ્રમેહ, વાતરકત, નેત્રરોગ એ થતા નથી. આ ઉત્કૃષ્ટ રસાયન જરાવસ્થા દૂર કરનાર, બુદ્ધિ આપનાર, ત્રિદોષનાશક, એવું હોઈ એના સેવનથી પુરૂષ ૧૦૦ વર્ષ બચે છે. અને દૈત્ય જેવો બલવાન થાય છે, એને કોઇ અમૃતરસ એમ પણ કહે છે. એના આગળ અન્ય વસ્તુ, રસાયન તુચ્છ છે. (૨) **સર્પદંશ ઉપરઃ**—ખડક ઉપર થનારી ગળોનો કંદ લાવી દૂધમાં બારી રાખી મેલવો. એ સર્પના વિષ ઉપર થંડા પાણીમાં ઘસી તેમાં અરીઠા ઘસી તે પાઈ દેવું. (૩) **સર્વપ્રકારના પ્રમેહ ઉપરઃ**—ગળોનો અંગરસ કાઢી તેમાં પાખાણભેદનું ચૂર્ણ અને મધ અથવા એકલું મધ નાંખી પાવો. (૪) **કમળીરોગ ઉપરઃ**—ગળોના રસમાં અથવા કાઢામાં મધ નાંખી પાવો. પાંત્રાનો કલ્ક છાશમાં પાવો. (૫) **તિમિરાદિક નેત્રરોગ ઉપરઃ**—ગળોનો અંગરસ ૧૦ માસા વજન લેઇ એમાં મધ અને સીંધવ એકેક માસો નાંખી સારૂ મર્દન કરી થોડું થોડું અંજન કરવું: એટલે તિમિર, કાચબિંદુ, ખરજ, લિંગનાશ અને કીકી ઉપરના રોગ એ સર્વ દૂર થાય છે. (૬) **આમવાત ઉપરઃ**—ગળો અને સુંઠ એનો કાઢો પાવો; કિંવા ગળોના કાઢામાં એરંડતેલ નાંખી પાવું. (૭) **પિત્તરોગ ઉપરઃ**—ગળોનો રસ અને સાકર એ એકત્ર કરી ભક્ષણ કરવું એટલે તત્કાળ પિત્ત દૂર થાય છે. (૮) **કફરોગ ઉપરઃ**—ગળોના કાઢામાં મધ નાંખી તે પાવો. (૯) **અમૃતાદિ કાઢોઃ**—ગળો, અરડુસી, એરંડમૂળ એનો કાઢો કરી તેમાં એરંડતેલ નાંખી પીવાથી સર્વ અંગમાં સંચાર કરનાર વાતરકતનો નાશ કરે છે. **પ્રકાર બીજોઃ**—ગળો અને ત્રિફળા એનો કાઢો મધ અને પીંપર નાંખી નિત્ય પીવાથી સર્વ નેત્રરોગનો નાશ કરે છે. **પ્રકાર ત્રીજોઃ**—ગળો, સુંઠ, આવળકંટી, અશ્વગંધ, ગોખરૂ એનો કાઢો પાવો. તેથી કરી શળયુકત વાંતિ, મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે. **પ્રકાર ચોથોઃ**—ગળો, અરડુસી, કડવાં પંડોલાં, નાગરમોથ, સાતવણ, ખેર, કાળો બરૂ, કડવા લીમડાનાં પાંલા, હળદર, દારૂહળદર, એનો કાઢો કરી પીવાથી અનેક પ્રકારનાં વિષો, વિસર્પ, કોઢ, વિસ્ફોટક, કંડુ, મસૂરિકા, તાવ, શીતપિત્ત વગેરે વિકારો દૂર થાય છે. **પ્રકાર પાંચમોઃ**—ગળો, સુંઠ, નાગરમોથ, હળદર ધમાસો એનો કાઢો પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. વાતજ્વર ઉપર **પ્રકાર છઠોઃ**—ગળો અને દશ મૂળો એનો કાઢો પાવો; એટલે તેર પ્રકારના સન્નિપાતનો નાશ થાય છે. **પ્રકાર સાતમોઃ**—ગળો, સુંઠ, ભારંગમૂળ, વ્યાઘ્રપર્ણી, એનો કાઢો પીંપરનું ચૂર્ણ નાંખી પાવો. આ કાઢો કાસ, શ્વાસ એનો નાશ કરે છે. **પ્રકાર આઠમોઃ**— ગળો, સુંઠ, કાંટાસરીયો, બળદાણા, ઉટકટારી, પંચમૂળો, નાગરમોથ, એનો કાઢો કરી તે થંડો થયા પછી મધ નાંખી પાવો; એટલે તત્કાળ સૂતિકા (સૂવા) રોગનો નાશ કરે છે. (૧૦) **મૂત્રકૃચ્છ્ર ઉપરઃ**—ગળોના રસમાં મધ નાંખી તે રસ પાવો. (૧૧) **મધુરજ્વર ઉપરઃ**—ગળોનો કાઢો મધ નાંખી પાવો. (૧૨) **સ્તનમાં દૂધ આવવા માટેઃ**—ગળોનો કાઢો કરી તેમાં દૂધ નાંખી પાવો. (૧૩) **કૃમિ ઉપરઃ**—ગળો અને ભૈસો ગુગળ એ એરંડાના પાંલાના રસમાં ઘસી પેટ ઉપર લેપ દેવો. (૧૩) **જીર્ણજ્વર ઉપરઃ**—ગળોના કાઢામાં ચતુર્થાંશ મધ કિંવા પીંપરનું લણ માસા ચૂર્ણ નાંખી પાવો. અથવા ગળોનું હિમ આપવું. (૧૫) **વાતરકત ઉપરઃ**—ગળો ગોખરૂ અને આવળકંટી એના કાઢામાં એરંડતેલ અથવા મધ ૧ તોલો નાંખી તે પાવો. અથવા ગળોના કાઢામાં એરંડમૂળ નાંખી પાવો; કિંવા એકલો કાઢો પાવો. (૧૫) **પિત્ત પ્રદર ઉપરઃ**—ગળોનો રસ મધ નાંખી પાવો, (૧૬) **સર્પના વિષ ઉપરઃ**—લીમડા ઉપરની ગળો લાવી પાશેર પાણીમાં વાટી પાવી. એટલે ઉલટી થઈ વિષ ઉતરી જશે. (૧૭) **અમૃતાદિ કાઢો સર્વ પ્રકારના તાવ ઉપરઃ**—ગળો, ધાણાં, કડવા લીમડાની છાલ, પદમનું લાકડું, રકત ચંદન, (રતાંદળી)

એનો કાઢો પાવો; એટલે તે જઠરાગ્નિ પ્રદિપ્ત કરી સર્વ પ્રકારના તાવ દૂર કરે છે. અને દાહ, લાળ પડે છે તે, તૃષા, ઓકારી (ઉલટી), અરોચક, એ રોગો દૂર થાય છે. **ત્રિદોષજનિત ઉલટી ઉપર:**—ગળોનો કાઢો મધ નાંખી પાવો. **(૧૯) શીતપિત્ત ઉપર:**—ગળોનો કાઢો પાવો. **(૨૦) હૃદયશૂળ અને વાતશૂળ ઉપર:**—ગળો અને મરી એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પાવું. **(૨૧) અમૃતાદિ કાઢો સર્વ પ્રકારના વાતરોગ ઉપર:**—ગળો, એરંડમૂળ, સુંઠ, દેવદાર, રાસ્ના, હરીતકી (હરડે) એનો કાઢો પ્રાતઃકાળે પાવો. **(૨૨) ચોથીઆ તાવ ઉપર:**—ગળો, આવળકંટી, અને નાગરમોથ એનો કાઢો કરી પાવો. **(૨૩) જીર્ણજ્વર, કફ, પ્લીહા, કાસ અને અરૂચિ ઉપર:**—ગળોના રસમાં પીંપર અને મધ નાંખી તે રસ પાવો. **(૨૪) સર્પ દંશ પર:**—જેઠ મહિનામાં ગળોનો કાઢો* સ્વલ્પ (થોડા) પ્રયત્નથી મળે છે તે લાવી તેના કકડા કરી દૂધમાં બાફી રાખવા. સાંપ કરડે ત્યારે તે ઘસી પાવા. શુદ્ધિ રહે નહીં તો તાળવા ઉપર ઘસી ચોળવા. ઢોરને સર્પ દંશ થયો હોય તો જીભ ઉપર ચોળવા, એટલે વિષ ઉતરે છે. **ગળોનું સત્વ કાઢવાની કૃતિ:**—ગળો આંબા ઉપરની અથવા લીમડા ઉપરની સારી જાડી જોઇ લાવી તેના ચાર આંગળ લંબાઇના કકડા કરી તે પાણી વડે ધોઇ નાંખવા. પછી લગાર કચરી કલઈના વાસણમા ચાર પ્રહર પલારી રાખવા. પછી તે હાથ વડે સારા મસળી અથવા રવૈથી વલોવી તે માંહેના કુચા સર્વ પીલી કાઢી તે પાણી ગાળી લેઇ જાદુ રાંખવું. કેટલીકવારે તે માંહેનું સત્વ તળીએ ઠરે એટલે તે ઉપરનું પાણી કાઢી નાંખવું. પછી તેમાં છ સાત વાર પાણી નાંખી તે ઉપરનું નિતર્યું પાણી કાઢી નાંખતા જવું. એટલે તે સત્વ શુદ્ધ અને ધોળું સફેદ થાય છે. તથા તેનું કડવાપણું સર્વ જાય છે. પછી તે સુકવી બાટલીમાં ભરી રાખવું. એ લેવાનું પ્રમાણ અર્ધા માસાથી બે માસા પર્યંત છે. એ ઘણાક રોગો ઉપર ચાલે છે, એનાં અનુપાનો નીચે પ્રમાણે જાણવાં. **(૧) પ્રમેહ ઉપર:**—ગાયના પાશેર દૂધમાં બે માસા નાંખી પાવું અથવા ત્રિફળા અને સાકરમાં આપવું. ( ૨ ) **જીર્ણજ્વર ઉપર:**—ઘી સાકર સાથે કિંવા મધ પીપર સાથે અથવા ગોળ અને શહાજીરાના ચૂર્ણ સાથે. **(૩) પાંડુરોગ ઉપર:**—ઘી અને મધમાં અથવા દૂધમાં. **(૪) દાહ રોગ ઉપર:**—જીરૂં અને સાકર સાથે **(૫) વાયૂ ઉપર:**—ઘી સાથે આપવું. **(૬) પિત્તજ્વર અને પિત્તાત ઉપર:**—સાકરમાં આપવું **(૭) કફરોગ ઉપર:**—મધમાં. **(૮) રક્તપિત્ત ઉપર** એરંડતેલમાં. **(૯) આમવાયુ અને ઉદરરોગ ઉપર:**—સુંઠ સાથે આપવું. **( ૧૦ ) તાવ ઉપર:**—મધમાં. **(૧૧) શકિત આવવા માટે:**—ગાયના ધારોષ્ણ દૂધમાં સાકર તોલાભાર નાંખી તેમાં માસા બે માસા નાંખી પાવું. **(૧૨) ઉલટી ઉપર:**—ડાંગરની ધાણી સાથે **(૧૩) અરૂચિ ઉપર:**—દાડમની સાથે. **(૧૪) મૂળવ્યાધિ ઉપર;**—માખણમાં. **(૧૫) કમળાના રોગ ઉપર:**—દ્રાક્ષ સાથે. **(૧૬) શ્વાસ કાસ ઉપર:**—સુંઠ, મરી, પીપર અને મધ એ સાથે. **ઉચકી (હેડકી) ઉપર:**—મધમાં. **(૧૮) ક્ષય ઉપર:**—ઘી, સાકર અને મધ એમાં. **(૧૯) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—દૂધમાં. **(૨૦)** પેશાબમાં ધાતુનું જવું તે **ઉપર:**—લોદર સાથે **(૨૧) સર્વ મર્મસ્થાનના રોગો ઉપર:**—છાશમાં. **(૨૨) સર્વ પ્રકારના વ્યાધિ ઉપર:**—થંડા પાણીમાં. **(૨૩) કુષ્ટ (કોઢ) ઉપર:**—વગડાઉ તુળશીના પાલાના રસમાં. **(૨૪) ગુલ્મ ઉપર:**—સુંઠની સાથે. **(૨૫) સર્વ નેત્ર રોગ ઉપર:**—ભેંસનાં સોજા ઘી સાથે. **(૨૬) કાળા વાળ થવા માટે:**—ભાંગરાના રસમાં. **૨૭ અગ્નિમાંદ્ય* ઉપર:**—ગોરખમુંડી સાથે. **વલીપલિત** (શરીરે કરચળીઓ પડી કેશ ધોળા થવા તે) **રોગ ઉપર:**—ગળોનું સત્વ બે માસા આપવું **(૨૯) ધાતુસ્તંભન ઉપર:**—ગળોના પંચાંગનું ૧ તોલો ચૂર્ણ કરી મધમાં આપવું.

---

## ૧૭૬. ગાંજો. (ભાંગ.)

સં० વિજ્યા. મ० હિં० ગાંજા.

ગાંજાનાં ઝાડ સુમારે ૩ હાથ પર્યંત ઉંચાં વધે છે. એનાં પાંત્રા અંબાડીના પાંત્રા જેવાં હોય છે. એ ઝાડ ઉપર તોરા આવે છે; તેને ગાંજો કહે છે. તે તોરા કાઢી સુકવે છે. ગાંજાની જે ભૂકી તેને ભાંગ કહે છે. એ ભાંગ વાટી પીએ છે. ગાંજો પીવાથી અને ભાંગ પીવાથી માણસને નિશો આવે છે, તેનું કાળજું કપાઈ જાય છે. શક્તિ ક્ષીણ થાય છે, તથા તે માણસને એક પ્રકારનો તોર આવી તે તોરમાં તે માણસ ઘણોજ ધુંધ થઇ જાય છે; જોઇએ તેમ બકે છે, એવું એ એક દુર્વ્યસન છે. એ વ્યસન જે માણસને વળગ્યું હોય તેને ગંજેરી કહે છે. **ભાંગ**:—પિત્તલ, ગ્રાહક, તીક્ષ્ણ, કડવી, ઉષ્ણ, લઘુ, કર્ણકારક, અગ્નિદીપક, રૂચિકર, માદક, વાણીવર્ધક, મોહકારક; અને કફ, વાયુ એની નાશક છે. **ઉપયોગ**:—(૧) **ભુખ ઉપર**:—ભાંગ પીવી. (૨) **મૂળવ્યાધિ ઉપર ધુંણી**:—ભાંગ અને ઢોરના શિંગડાની ધુંણી આપવી. (૩) **બળદ કિંવા રેલા** (પાડા) **લોહી મુતરે છે તે ઉપર**:—ભાંગ, વરીયાળી અને એલચી એકત્ર કરી વાટી શક્તિપ્રમાણે પાવું. અથવા ભાંગ વાટી પાવી. (૪) **અતિસાર ઉપર**:—ગાંજાનું ચૂર્ણ ગોળમાં અથવા સાકરમાં આપવું. (૫) **શ્વાસ ઉપર**:—ગાંજાની રાખ મધમાં આપવી. (૬) **નિદ્રાનાશ, અતિસાર, સંગ્રહણી** અને **અગ્નિમાંદ્ય ઉપર**:—ભાંગ શેકી તેનું ચૂર્ણ મધમાં આપવું. (૭) **ચોથીયા તાવ ઉપર**:—ગોળમાં ભાંગ મેળવી બોર જેવડી ગોળીઓ કરવી અને તાવ આવ્યા પહેલાં ચાર ઘડી ઉપર એક ગોળી આપવી. (૮) **ભૂતજ્વર ઉપર**:—ભાંગના ઝાડનાં પ્રાતઃકાળે મૂળીયાં કાઢી માંથે બાંધવાં.

---

## ૧૭૭. ગુગળ.

સં० કo ગુગ્ગુલ. મ० ગુગ્ગળ. હીં० ગુગળ-૨. બં० ગુગ્ગુલુ. તૈ० માહિષાક્ષી. ફા० બોએજહુદાન. અ० મુક્લિઅર્જક. ઇં० ઇંડીયનડેલિયમ. લા० બાલસમોડેન્ડ્રન્ રૅાક્સબુર્ઘીઆઈ.

ગુગળનાં ઝાડો **મારવાડ** અને એ **સિંધ** દેશમાં થાય છે. ગુગળનાં ઝાડો **શિંગાપૂર બેટમાં** ઘણાં થાય છે. **ગ્રીષ્મ** રૂતુમાં તાપને લીધે આ ઝાડમાંથી જે **રસ** ઝરે છે તેને **ગુગળ** કહે છે. એનો ધુપ કરવાથી હવા **શુદ્ધ** થઇ હવામાંહેનાં રોગકારક દ્રવ્યો નાશ પામે છે; એ એનાથી અતિશય મોટો ફાયદો છે. દેવની આગળ નિત્ય ધૂપ કરવાનું કહ્યું છે તેનું મૂળ કારણ તો આજ હોવું જોઇએ. **ગુગળ**:—**મહિષાક્ષ, મહાનીલ, કુમુદ, પદ્મ, હિરણ્ય,** એ રીતે **પાંચ પ્રકારનો** છે. તે કડવો, તીખો, રસાયન, ઉષ્ણ, વિશદ, પિત્તલ, સારક, તૂરો, લઘુ, પાચક, વૃષ્ય, ભાગેલા હાડકાનું સંધાન કરનાર, સુક્ષ્મ, સ્વર્ય, અગ્નિદીપક, ભીનો, મધૂર બલ્ય, તીક્ષ્ણ, સ્નિગ્ધ, સુગંધિ, પૌષ્ટિક, કાંતિકર, મેદક એવો છે; અને કફ, વાયૂ, કાસ, કૃમિ, વાતોદર, શ્લેષ્મ, સોજો, અર્શ, પ્રમેહ, મેદોરોગ, વાતરક્ત, રક્તદોષ, ગ્રંથિરોગ, ગંડમાલા, વ્રણ, અપચિ, પિટિકા, આમ, કંડુ, કોઢ, સર્દી, આમવાયુ, અશ્મરી એનો નાશ કરે છે. એ **નવો** હોય તો ધાતુવર્ધક અને વૃષ્ય છે, અને **જૂનો** હોય તો અતિલેખન છે. **મહિષાક્ષ** અને **મહાનીલ,** એ બે હાથીના ઉપયોગનાં; અને **કુમુદ** તથા **પદ્મ** એ ઘોડાને ઉપયોગી; અને **હિરણ્ય** એ માણસના ઉપયોગનો છે. કોઇ વખત **મહિષાક્ષ** એ પણ માણસના ઉપયોગમાં આવે છે એમ જાણવું. ગુગળ એ મધૂર છે, માટે વાતશમન; તૂરો છે માટે પિત્તનાશક; અને કડવો છે માટે કફનાશક; એ પ્રકારે સર્વ દોષનાશક છે એમ જાણવું. **કણ ગુગળ**:—એ તીખો, ઉષ્ણ, સુરભી, રસાયન; અને વાયૂ, શૂળ, ગુલ્મ, ઉદર, આધ્માન વાયૂ, કફ, એનો નાશક છે. **ભૂમિજ ગુગળ**:—એ તીખો, કડવો, ઉષ્ણ, એવો છે; અને કફ, વાત, પિશાચબાધા, એને દૂર કરે છે. **ગુગળની શુદ્ધિ**:—એક કલહઇનું તપેલું લેઈ ત્રીફળાં અને તે પ્રમાણે પાણી તપેલામાં નાંખવું. અને તે ઉપર એક કપડું બાંધી પછી તે ઉપર ગુગળનું **ચૂર્ણ** નાંખી ઉપર ઢાંકણું દેઇ તે ગુગળ **શિજવવો**; એટલે શુદ્ધ થાય છે. **ઉપયોગ**:—(૧) **કપાળ દુખે છે તે ઉપર**:—ગુગળ પાણીમાં ઘસી તેનો

કપાળઉપર લેપ દેવો; એટલે કપાળ દુઃખતું બંધ થાય છે. (૨) **આંગલાઈ ઉપર** :—ગુગળ અને આમલીના કચુકા પાણીમાં ઘસી લેપ દેવો. (૩) **દાઢ દુખે છે તે ઉપર:** ગુગળ અને રાતો બોળ ઘસી દાઢે ચોપડવો. (૪) **સરદીથી શરીરમાં સણકા થતા હોય તો** :—ગુગળ અને સુંઠ એકઠાં ઘસી લેપ કરવો અને શેકવું. (૫) **બગઈ કરડી હોય તો:**—ગુગળની ધુંણી આપવી. **યોગરાજ ગુગળ**:—વાવડિંગ. ધાણા હિંગ, ગજપીંપર, કાળીપાટ, જીરૂં, અતિવિષ પીંપર, પીપરીમૂળ, ચવક, ચીત્રાનાં મૂળ, સુંઠ અજમોદ, મોરવેલ, વજ, રેણુકબીજ, કપિલો, ભારંગમૂળ, ઇંદ્રજવ, ધોળો શરસડો, કડુ, એ સર્વ ઔષધોથી બમણાં ત્રિફળાં; તથા શુદ્ધગુગળ ત્રમણો નાંખી ગોળીઓ કરવી. તે ગોળી મધમાં ખવરાવવી. એટલે સંગ્રહણી, વાયૂ, વૃષ્ધત્વ, શુક્રાર્તવદોષ, પાંડુરોગ, અગ્નિમાંદ્ય, હૃદ્રોગ, ત્વગ્રોગ, શૂળ, પ્રમેહ, વ્રણ, મૂળવ્યાધિ, અરૂચિ વાતરક્ત, ઉધરસ, અપસ્માર તથા રાજયક્ષ્મા, એનો નાશ કરે છે. આ ગોળી ઘણું કરી રાસ્નાના કાઢામાં આપવાનો સંપ્રદાય છે. એ પ્રમાણે યોજવાથી આમવાત ઉપર ઘણી ગુણકારી થાય છે. આ ગોળી **બોપદેવ શતકમાં** કહેલી છે. **બીજી યોગરાજ ગુટીઃ**—સુંઠ, પીપરીમૂળ, ચવક, ચિત્રક, મરી, શેકેલી હિંગ, અજમોદ, સરસવ, જીરૂં, શહાજીરૂ, રેણુકબીજ, ઇંદરજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગમૂળ, વજ, મોરવેલ, તમાલપત્ર, દેવદાર, પીંપર, કોષ્ટ, રાસ્ના, નાગરમોથ, સીંધવ, એલચી, ગોખરૂ, ત્રીફાળ, ધાણાં, તજ, વાળો, જવખાર, તલ, એ પ્રત્યેકનું સમભાગ ચૂર્ણ; અને બધાં ચૂર્ણો બરોબર શુધ્ધ ગુગળ નાંખી ઘીમાં મરદન કરવું. સર્વે ચૂર્ણો એકરસ થયા પછી ગોળો કરી ઘીના વાસણમાં ભરી રાખવો. તેમાંથી અર્ધો તોલો માત્રા ભક્ષણ કરવી, **આ યોગરાજ ગુગળ** મુખ્યત્વે કરી જરા અને વ્યાધિ એનો નાશ કરે છે. એ સેવન કરવાથી મૈથુન, ભોજન અને પાન એની પરેજી નથી. આ **યોગરાજ ગુગળ** સંપૂર્ણ વાતરોગ, આમવાત, અપસ્માર, વાતરક્ત, કોઢ, દુષ્ટવ્રણ, અર્શરોગ, પ્લીહા, ગુલ્મ, ઉદર, આનાહ, અગ્નિમાંદ્ય, શ્વાસ, કાસ, અરૂચિ, પ્રમેહ, નાભિશૂળ, કૃમિ, ક્ષય, હૃદ્રોગ, શુક્રદોષ, ઉદાવર્ત, અને ભગંદર એનો નાશ કરે છે. આ ગુગળ ત્રણ માસાથી સાત સાત દિવસે તોલા પર્યંત વધારવો. એ સર્વ પ્રકારના વાતરોગો ઉપર રાસ્નાના કાઢામાં; મેહરોગો ઉપર દારૂહળદરના કાઢામાં; વાતરક્ત ઉપર ગળોના કાઢામાં; પાંડુરોગ ઉપર ગોમૂત્રમાં; મેદવૃદ્ધિ ઉપર મધમાં; કોઢ ઉપર લીમડાના કાઢામાં; શૂળ ઉપર મૂળાના કાઢામાં; ઊંદરના વિષ ઉપર પહાડમૂળના કાઢામાં; ઉગ્રનેત્રરોગ ઉપર ત્રિફળાના કાઢામાં; તથા સંપૂર્ણ ઉદરરોગો ઉપર પુનર્નવા (સાટોડી) ના કાઢામાં આપવો. **કૈશોરક ગુગળ**:—ગળો ૨ શેર, ગુગળ ૧ શેર એ પ્રમાણે લેઇ ૧૬ શેર પાણી નાંખી કાઢો કરવો, તથા આઠશેર બાકી રહે એટલે ગાળી પુનઃ ઉકાળવો. તે ઘાડો થવા આવે એટલે તેમાં નીચેનાં ઔષધો નાંખવાં. મરી, પીંપર, વાવડિંગ, સુંઠ, ત્રિફળા, એ બબે તોલા ચૂર્ણ કરી નાંખવાં. નિશોત્તર તથા દંતીમૂળ એ એક તોલો નાંખવાં. ગળો ૪ તોલા બારીક કરી નાંખવી. તે સર્વ ઘાડુ થાય એટલે ગોળીયો ત્રણ ત્રણ માસાની કરવી. આ **કૈશોરક ગુગળ** સોજો, વ્રણ, ગુલ્મ, કોઢ. ઉદર, વાતરક્ત, ઉધરસ, અગ્નિમાંદ્ય, પાંડુ, તથા પ્રમેહ એને દૂર કરે છે. **દ્વાત્રિંશક ગુગળ**:—ત્રિકટુ, ત્રિફળાં, નાગરમોથ, વાવડિંગ, ચવક, ચિત્રક, તજ, એલચીદોડા, પીપરીમૂળ, શેરણી, દેવદાર, ચિત્રો, પુષ્કરમૂળ, કોળિંજન, અતિવિષ, દારૂહળદર, હળદર, ગરમાળો, જીરૂં, વરીયાળી, ધમાસો, સંચળ, વાવડિંગ, જવખાર, ટંકણખાર, ગજપીંપર અને સીંધવ એ એક એક ભાગ; એ બધાં ઔષધોના બરાબર ગુગળ લેઈ રીત પ્રમાણે સિદ્ધ કરી બોર જેવડી ગોળીયો કરી મધ સાથે કિંવા ઘી સાથે પ્રાતઃકાળે ભક્ષણ કરવી: એટલે આમ, ઉદાવર્ત, અંત્રવૃદ્ધિ, ગુદકૃમિ એનો નાશ કરે છે; અને મહાજ્વર વડે પીડિત, ભૂતબાધા થયેલા, આનાહ, ઉન્માદ, કોઢ, પાર્શ્વશૂળ, હૃદ્રોગ, ગૃધ્રસી, હનુસ્તંભ, પક્ષાઘાત, અપતાનક, શોફ, પ્લીહા, કમળો અને

અપચી એ રોગો થયેલા માણસને હિતકારક છે. આ ધન્વંતરીકૃત મોટો યોગ સર્વ રોગોનો નાશ કરનારો છે. **વિશ્વાદ્ય ગુગળ**:—શતાવરી, એરંડમૂળ, સુંઠ, દારૂહળદર, કોષ્ટ, સીંધવ, રાસ્ના, ગળો તથા એ સર્વ ચૂર્ણોથી બમણો શુદ્ધ ગુગળ એ એકત્ર કરી તેની ગોળીયો કરી એકેક આપવી, તથા પથ્ય પાળવી; એટલે ભ્રમવાત નાશ પામે છે. **બીજો પ્રકાર**:—સુંઠ, પીપરીમૂળ, વાવડિંગ, દેવદાર, સીંધવ, રાસ્ના, ચિત્રક, અજમો, મરી, કોષ્ટ, તથા હરડે એ સમભાગ; અને બમણો ગુગળ એ એકઠું કરી આપવું; એટલે વાયુ, મૂર્છા, ગુલ્મ, શૂળ, કંપ અને ગૃધ્રસી એનો નાશ કરે છે. **રાસ્નાદિ ગુગળ**:— રાસ્ના, ગળોનું સત્વ, એરંડમૂળ દેવદાર, સુંઠ એ એકેક ભાગ; તથા એ બધાઓના બરાબર ગુગળ લઈ એકઠું ખલી ખાવો; એટલે વાયુ, શિરોરોગ, નાડીવ્રણ, ભગંદર એનો નાશ કરે છે. **કાંચનાર ગુગળ**: કાંચન વૃક્ષની છાલ ૪૦ તોલા; અને હરડાં, બેહડાં, આંવળકંટી એ ત્રણ ઔષધ ચાર ચાર તોલા; અને વાયવર્ણા ૪ તોલા; તથા એલાયચી, તજ એ એકેક તોલો એ પ્રમાણે લેવાં; પછી બધાં ઔષધો ખાંડી ચૂર્ણ કરી, તેના સમભાગ ગુગળ શુદ્ધ કરેલો લેઈ વાટી તેમાં આ ચૂર્ણ મેળવી તેની ગોળીઓ ૪ માસા પ્રમાણની બાંધી પ્રાતઃકાળે સુંઠના કાઢામાં, અથવા ખેરની અંતરછાલના કાઢામાં, અથવા હરીતકીના કાઢામાં અથવા ગરમ પાણીમાં એકેક ગોળી આપતાં જવી; તેથી કરી મોટી દુર્ધર એવી ગંડમાલા, અને ગંડમાલાનો ભેદ અપચી રોગ, અર્બુદ, ફોડકીયો, વ્રણ, ગુલ્મ, ભગંદર એ રોગો દૂર થાય છે. **ત્રિફળા ગુગળ**:—હરડાં, બહેડાં, આવલકંટી, પીપર એ ચાર ઔષધો ચાર ચાર તોલા એ પ્રમાણે લઈ ચૂર્ણ કરવું. પછી શુદ્ધ કરેલો ગુગળ ૨૦ તોલા જેટલો લઇ સારો વાટી તેમાં તે ચૂર્ણ મેળવી ખાંડી ગોળીઓ કરી, રોગીના જઠરાગ્નિબળનું તારતમ્ય જોઈ આપવી. તેથી કરી વિદ્રધિ, નાડીવ્રણ, ગંડમાલા, ભગંદર, સોજો, ગુલ્મ, મૂળવ્યાધ એ રોગો દૂર કરે છે. **ગોક્ષુરાદિ ગુગળ**:—૨૮ પળ (૧૧૨) તોલા ગોખરૂં લાવી થોડા ખાંડી તેમાં પાણી ૬ ગણું નાંખી અર્ધું પાણી રહે ત્યાં સુધી તે કાઢો કઢવવા પછી શુદ્ધ કરેલો ગુગળ સાત પળ (૨૮) તોલા જેટલો લેઈ સારો ખાંડી અથવા વાટી તે કાઢામાં નાંખી, ફેર ગોળના પાક જેવો ઘટ્ટ થાય ત્યાં સુધી પાક કરવો. પછી તેમાં નીચે પ્રમાણે ચૂર્ણ કરી ઔષધો નાંખવાં. સુંઠ મરી, પીપર, હરડાં, બેહડાં આંબળાં, નાગરમોથ એ સાત ઔષધો પળ પળ પ્રમાણ (ચાર ચાર તોલા) લેઇ ચૂર્ણ કરી તે પાકમાં મેળવી તેની ગોળીઓ બાંધી આપવી. તેથી કરી પરમો, મૂત્રકૃચ્છ્ર, પ્રદર, મૂત્રાઘાત, વાતરક્ત, વાતરોગ, ધાતુનો વિકાર, મૂત્રખડો, (પથરી) એ રોગોનો નાશ થાય છે. **લાક્ષાદિ ગુગળ**:—લાખ, હાડ સંધિ, આસુંદરો, આસંધ, નાગબલા અને ગુગળ એનું ચૂર્ણ અસ્થિભંગ અને મુક્તાસ્થિ એનો નાશ કરેછે, અને શરીર વજ્ર જેવું ઘટ્ટ થાય છે. **આભાદિ ગુગળ**:—બાવળીયાનાં બી, ૧ ભાગ ત્રીફળા ૩ ભાગ લીકટુ ૩ ભાગ તથા એ બધાઓના બરોબર ગુગળ નાંખી તે ભાગેલા હાડકાને સાંધવા માટે યોજવો. એ ઘી અને મધમાં સેવન કરવો. **ગુલ્મ અને શૂળ ઉપર**:—શુધ્ધ ગુગળ ગોમૂત્રમાં આપવો. **વિડંગાદ્ય ગુગળ**:—વાવડીંગ હરડાં બેહડાં, આંબળાં, સુંઠ, મરી, પીપર, એના ચૂર્ણો બરાબર ગુગળ લેઈ એ સર્વ ઘીમાં ખલી ગોળી કરી ખાવી; પથ્ય કરવી: એટલે દુષ્ટ વ્રણ, નાડીવ્રણ, અપચી, મેહ, કોઢ એનો નાશ થાય છે. ગુગ્ગુલાદિ લેપઃ—ગુગળ, ત્રિફળાં, સુંઠ, મરી પીપર, એ સમભાગ વાટી લેપ કરવો; તે દુષ્ટ એવા નાડીવ્રણનો તથા ભગંદરનો નાશ કરે છે. **અમૃતાદિ ગુગળ**:—ગળો કડવી પંડોળીનાં મૂળ, સુંઠ, મરી પીપર, ત્રિફળા, વાવડીંગ એના સમભાગ ચૂર્ણમાં ગુગળ નાંખી એક તોલાની ગોળી કરવી. તે દરરોજ એક ખાવી. તેથી તે વ્રણ, વાતરક્ત, ગુલ્મ ઉદર, પાંડુ, અને સોજો એનો નાશ કરે છે. **પથ્યા ગુગળ**:—હરડાં ૧૦૦, બહેડાં ૨૦૦, આંબળાં ૪૦૦, એને ગુગળ ૬૪ તોલા, એ સર્વ ૧૦૨૪ તોલા પાણીમાં રાત્રે પલારી રાખી પ્રા-

તઃકાળે કઢવી અર્ધું શેષ રહે એટલે ગાળી લઈ ફરી લોખંડના વાસણમાં કઢવવું; તથા ઉતર્યા પછી તેમાં વાવડીંગ, દાંતીમૂળ, ત્રિફળાં ગળો, પીંપર નિશોત્તર, સુંઠ, મરી એ પ્રત્યેકનું ચૂર્ણ બે તોલા પ્રમાણે નાંખવું. પછી આ ગુગળ તૈયાર થાય છે. આ ગુગળ યથેષ્ટ ભોજન અને યથેષ્ટ આચરણ કરનારા માણસે પણ સેવન કરવાથી રોગ નાશ કરશે. એ ગૃધ્રસી, નવી ખંજતા, પ્લીહા, ઉગ્ર જહર, પંગુતા, પાંડુત્વ, કંડુ (ખરજ), વમિ અને વાતરક્ત એનો નાશ કરે છે. આ ગુગળ અપ્રતિમ સામર્થ્યવાન તથા બળવડે કરી હાથી જેવો અને વેગે કરી ઘોડા જેવો માણસને કરે છે, અને આયુષ્ય, ચક્ષુર્બલ, અને પુષ્ટિ એને કરે છે. વળી વિષનાશક, ચાંદીઓને સારો કરનારો એવો એ સર્વ રોગોમાં વૈદ્યોએ યોજેલો છે. **ગુગળની અપથ્યઃ**— ખાટું, તીખું, ઘણું ખાવું, મૈથુન, શ્રમ, તડકો મદ્ય, ક્રોધ.

## ૧૭૮. ગુરમુળી.

મ૦ ઉમળી.

ગુરમુળીનો વેલો એ અઢીજ વેંત મોહોળો હોઈ તે સો પચાસ હાથ ઉંચો જાય છે. એ વેલો દક્ષિણ કોકણના રાનમાં થાય છે. આ વેલો ૨૫-૩૦ વર્ષ પર્યંત ટકે છે. એના ફળોની આકૃતિ જાંબુ જેવી હોઈ કિંચિત લાંબી હોય છે, આ ફળો ગરિબ લોકો શેકી કિંવા એમને એમ ખાય છે. એ ઘણાં ખાવામાં આવ્યાથી ઉપદ્રવ થાય છે.

## ૧૭૯ ગુલછબુ. (ગુલછડી)

સં. મરંજીકા, નલિકા. હીં૦ મ૦ ગુલછડી

ગુલછબુનાં ઝાડ ન્હાનાં હોય છે. એનાં કંદ થાય છે. તેમાંથી એની ઉત્પત્તિ થાય છે. આ ઝાડને કાંદા જેવાં પાંત્રા આવે છે. તેમાંથી એક દાંડો એ અઢી હાથ લંબાઇનો ઉત્પન્ન થઇ તેને તોરા આવે છે. અને તે તોરામાંથી ફુલો આવે છે. એ ફુલો જાડી કળીના અને લાંબાં હોય છે. એનો વાસ ઘણોજ મધૂર અને સુવાસિક હોય છે. **ગુલછબુઃ**—તુરૂ, સ્નિગ્ધ, લઘુ; અને કોડ, ગલગંડ એનો નાશ કરેછે. **ઉપયોગઃ—(૧) નાના બાળકને બાર દીવસની અંદરજ રાતી ફોડકીયો થઈ આવે છે તે ઉપરઃ—** ગુલછબુનાં મૂળ અને હળદર પાણીમાં ઘસી તેમાં થોડું માખણ નાંખી તે શરીરે ચોળવું એટલે ફોડકીઓ જલદી શમી જાય છે. **(૨) વેળ ઉપરઃ**—ગુલછબુનાં મૂળો દરોઇના રસમાં ચંદનની પેઠે ઘસી લેપ દેવો.

## ૧૮૦ ગુલબાશી.

(સં. વકતા)

એને સાયંકાળી એમ પણ કહેછે. એનાં ઝાડ નાનાં હોય છે પાંત્રા ન્હાનાં હોઇ લાંબાં અને મૃદુ હોય છે. ગુલબાસીમાં ધોળી, ગુલાબી, પીળી, રાતી, વગેરે કૃતિએ અનેક રંગની જાતછે. આપધોમાં ધોળી ગુલબાશી વધારે ગુણાવહ છે. **ગુલબાશીઃ**—વાતઘ્ન, શીત, અને ગલગંડ એની નાશક અને અપક્વ અર્શને શમાવનારી છે. **ઉપયોગઃ—(૧) ધાંવરે અને ગડબા ઉપર.**— ગુલબાશીનાં પાંદડાંને ઘી ચોપડી શેકી ગડબા ઊપર બાંધવાથી અંદરનું ખરાબ લોહી નીકળી જાય છે; કિંવા ગુલબાશીનો કંદ પાણીમાં ઘસી તેનો વારંવાર લેપ કરવો **પુષ્ટી ઉપરઃ**—ધોળી ગુલબાશીનો કંદ લાવી જરાક પીસી સુકવી તેનું ચૂર્ણ કરી. તે ઘીમાં કિંચિત શેકી તેમાં બદામ પિસ્તાં ચારોળી ઇત્યાદિક મસાલો નાંખી, સાકરના પાકમાં મિશ્ર કરી થપોલાં કરવાં આ પાક નિત્ય તોલા બે તોલા ખાઇ ઉપર ગાયનું તાજુ દૂધ પાવું; એટલે ધાતુસ્થાનની કડકી જઈ ધાતુ વૃદ્ધિ થાય અને શરીર પુષ્ટ થાય છે. **(૩) દાત પડે છે તે ઉપરઃ**—ધોળી ગુલબાશીના કાંદા ગાયના દુધમાં ઘસી પાવા દિવસ ૭- **(૪) શરીરમાંહેની ગરમી નીકળી જવા માટે** અને રક્તશુદ્ધિ થવા માટેઃ—ધોળી ગુલબાશીનો કંદ ગાયના દુધમાં ૧ તોલા પર્યંત ઘસી તેમાં સાકર ૧ તોલો અને જીરાની ભૂકી ૬ ગુંજ ભાર બે વખત આપવું અને પથ્ય કરવી. એટલે ત્વરિત ગુણ આવે છે. **નિર્લોમકરણ :**— ગુલબાશીનાકાંદા પાણીમાં વાટી તેનો લેપ કરવો;

એટલે કેશ ખરી પડેછે.

---

## ૧૮૧. ગુલાબ.

ગુલાબનાં ઝાડો સર્વત્ર પ્રસિદ્ધ છે. એ નાનાં હોય છે. અને એને **કાંટા** આવે છે. એમાં **ગુલાબી, પીળી, ધોળી, રાતી** વગેરે જાતિ છે. ઉત્તમ ગુલાબના ઝાડો **અરબસ્તાન** અને **તુર્કસ્થાન** એ દેશોમાં થાય છે. ગુલાબના ફૂલોનું **અત્તર** અને **ગુલાબજળ** થાય છે. ગુલાબના ફૂલોનો વાસ ઘણો સુવાસિક આવે છે. ગુલાબની કળીયો સારક છે. **ગુલાબજળ** એ થંડુ છે. ફૂલોની પાંખડીયોનો **ગુલકંદ** કરે છે. **ઉપયોગઃ—(૧) રેચ થવા માટેઃ**—થોડી સુકાયેલી ગુલાબની કળીયો સાકર સાથે ખાઈ ઉપર થોડું પાણી પીવું એટલે રેચ થાય છે. અથવા કળીયો રાતે પાણીમાં પલારી રાખી સવારે તે પાણી ગાળી પીવું. **બીજો પ્રકારઃ**—સુકાયલી ગુલાબકળીયો ભાતમાં બાફી તે ભાત ઘી, સાકર નાંખી ખાવો. એટલે જલદી રેચ થવા લાગે છે. એથી ગ્લાની વીગરે કાંઈપણ ન થતાં રેચ પણ સાફ થાય છે. **(૨) ગુલકંદ બનાવવાની કૃતિઃ**—ઉંચા ગુલાબનાં ફૂલો લેઈ પાંખડીયો કાઢવી, તે પાંખડીયોથી બમણી સાકર લેઇ બરણીમાં કિંવા લોટામાં પાંખડીયો અને સાકરના થરપર થર લેવાં, અને તેનું મોં બંધ કરી આઠ દિવસ તાપમાં ટાંગી રાખવું, એટલે ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ દાહશામક, પિત્તશામક અને મલશુધ્ધિ કરનાર એવો છે. **(૩) ગુલાબનું અત્તર કાઢવાની કૃતિઃ**—ઘણાં ફૂલો એક વાસણમાં નાંખી ઉકાળવાં અને તેને ઉભરો આવે એટલે તે વાસણ નીચે ઉતારી નાંખવું. પછી તે થંડુ થયા પછી અત્તરની તોર પાણી ઉપર આવે છે તે કાઢી લેઇ શીશીમાં ભરવું. એક મણ ફૂલોમાંથી ૧ તોલાભાર અત્તર પણ નીકળતું નથી એટલે એ મોંઘુ વેચાય છે. તોરની નીચે જે પાણી રહે છે તેને ગુલાબજળ એમ કહે છે. **(૪) ગુલાબી સરબતઃ**—ગુલાબજળમાં સાકર નાંખી સરબતી પાક કરવાથી સુવાસિક સરબત થાય છે. એ સરબત ગરમીનો નાશ કરનારૂં, થંડુ, ઉન્હાળાના દિવસોમાં સેવન કરવાને યોગ્ય એવું છે. **(૫) આંખોમાં બળતરા થતી હોય તો.** કિંવા તેજ કમી થયું હોય તોઃ—ગુલાબજળ આંખોમાં આંજવું. **(૬) આંકડી ઉપર**:—ગુલાબજળ તાળવું બાદકરી નાક, કપાળ, આંખો એ સ્થળે રૂના પુમડાથી ચોપડવું. **(૭) પ્રદર, ધાતુવિકાર, રક્તમૂળવ્યાધ, પિત્તવિકાર ઈત્યાદિક ઉપરઃ**—સવારે અને સાયંકાળે ગુલાબનાં તાજાં ફૂલો દરવખતે પાંચ લેઈ તે ૩ માસા સાકર સાથે ખાવાં અને ઉપર ગાયનું દૂધ થોડું પીવું. દિવસ ૧૪. એટલે ઉપરના સર્વ વિકારો દૂર થાય છે. શૌચ સાફ થાય છે. મૂત્રસ્થાનનો દાહ, સણકા મૂત્રની આરક્તતા, પીળાપણું, ઇત્યાદિ વિકારો ઉપર આ અપ્રતિમ ઔષધ છે. **(૮) ખસ, દાદર, વગેરે ત્વગ્દોષ ઉપરઃ**—ગુલાબકળીનો રેચ આપવો, એટલે સારો ફાયદો થશે. **(૯) ત્વગ્દોષ ઉપરઃ**—ગુલકંદ ખાવું એટલે રક્તશુદ્ધિ થઈ શરીરમાંહેની ગર્મી નીકળી જાય છે. **(૧૦) આંખની ગર્મી નીકળી જવા માટેઃ**—સુરમાને ગુલાબજળની ૨૧ ભાવનાઓ આપી તે સુરમો આંખોમાં આંજવો. **(૧૧) ત્વગ્દોષ ઉપરઃ**—કપુર, ટંકણખાર, ગંધક અને વિશેષ ધુપ એનો ગુલાબજળમાં ખલ કરી થેપલી કરવી એ થેપલી પાણીમાં ઘસી લેપ કરવો.

---

## ૧૮૨. ગોખરૂ બોડા.

સં૦ ગોક્ષુરક. મ૦ હી૦ ગોખરૂ. ક૦ દોડ્ડુ નેગ્ગિલુ. તે૦ પેદ્દા પાલેરૂ. તા૦ અનેનેરિંજલ મલા૦ કાકમુલ્લા. ક-તુનેરિલ. ફા૦ તુખ્મેખાર ખસ્ક. અ૦ બજરૂલ ખસ્ક. લા૦ પેડેલિયમ્ મ્યુરેકસ.

ગોખરૂના ઝાડો નાનાં થાય છે. એનાં પાંત્રાં તલના પાંત્રા જેવાં હોય છે, એ ઝાડો ચોમાંસામાં ઉત્પન્ન થાય છે. એ ઝાડ ઉપર ચીણીબોર જેવડાં ફળો આવે છે, તેને **બોડા ગોખરૂ કહે** છે. એ ફળ ઉપર ચાર બાજુએ ચાર

કાંટા હોય છે. **દશ મળોમાં** ગોખરૂનાં મૂળ આવે છે. ગોખરૂ એ પૌષ્ટિક છે. **ગોખરૂ**:—શીતળ, બલકારક, મધુર, બૃહણ, બસ્તિશુદ્ધિકારક, વૃષ્ય, પૌષ્ટિક, રસાયન, અગ્નિદીપક, સ્વાદુ; અને મૂત્રકૃચ્છ્ર, અસ્મરી, દાહ, મેહ, દમ, ઉધરસ, હૃદ્રોગ, અર્શ, બસ્તિવાત, ત્રિદોષ, કોડ, શૂળ, અને વાયુ, એનો નાશ કરે છે. ઔષધોમાં એનાં પંચાંગ અને ફળો પણ લે છે. **ઉપયોગ**:—**(૧) પાંડુરોગ ઉપર**:—ગોખરૂનો કાઢો મધ અને સાકર નાંખી પાવો. **(૨) પ્રમેહ ઉપર**:—ગોખરૂનું ચૂર્ણ સાકર સાથે આપવું. (૩) **મૂત્રકૃચ્છ્ર અને ઉષ્ણ વાયૂ ઉપર**:—ગોખરૂના ઝાડનો અથવા ગોખરૂનો કાઢો કરી તેમાં મધ અને સાકરની ભૂકી નાંખી પાવો. **(૪) પુષ્ટતા ઉપર**:—ગોખરૂની ભૂકી કરી નિત્ય દૂધ પાશેર ઘી ૪ તોલા, સાકર ૧ તોલો, એમાંથી દરરોજ ૩ માસા પ્રમાણે આપવું. એથી કરી શરીરમાં ભરેલી ગરમીના વિકારો નાશ પામે છે. **(૫) ઉષ્ણ પ્રમેહ તિડિક પ્રમેહ** અને **મૂત્રઘાત ઉપર**:—ગોખરૂનાં લીલાં ઝાડ લાવી પાણીમાં બોળી મૂકવા થોડી વાર પછી જરા ઝાડ ઉપર નીચે કરવાથી પાણી જાડું અને ચીકણું થશે. તેમાં સાકરની ભૂકી અને જીરાની ભૂકી નાંખી પાવું. દિવસ ૭ પથ્ય ગહૂની રોટલી, ઘી, સાકર અને તુવેરની મોળી દાળ. **(૬) આમવાત ઉપર**:—ગોખરૂ અને સુંઠ એનો કાઢો નિત્ય સેવન કરવાથી તે આમવાત અને કટિશૂલ એનો નાશક, અને પાચક છે. **(૭) પ્રમેહ ઉપરઃ**—ગોખરૂના પાલાનો રસ પાશેર તેમાં ડમરાનાં બી ૧ તોલો વાટી એકત્ર કરી પાવું. **(૮) ઈંદ્ર લૂપ્ત એટલે ચેળ ઉપરઃ**—ગોખરૂ તલનાં ફુલો, મધ, ઘી એ સમાન લેઇ મુસ્તકે લેપ કરવો. **(૯) ગર્ભશૂળ એટલે ગર્ભપાત પછી કેટલાક દિવસે શૂળ ઉત્પન્ન થાય છે તે ઉપરઃ**—ગોખરૂ, જેઠીમધ અને દ્રાક્ષ દૂધમાં વાટી તેમાં સાકર નાંખી તે પાવું. **પથરી ઉપર**:—ગોખરૂનું ચૂર્ણ અને મધ એ બેટીના દૂધમાં પાવું. **મૂત્રકૃચ્છ્ર અને ગરમી એ ઉપરઃ**—ગોખરૂનું ચૂર્ણ કરી દૂધમાં સાકર નાંખી તેમાં આપવું. **(૧૨) ગોક્ષુરાદિ ઘૃત (ઘી)**:—ધાણા, ગોખરૂ, એનો કાઢો કિંવા કલ્ક-કરી, એમાં ઘી સિદ્ધ કરવું; તે મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, દારૂણ શુક્રદોષ, એઉપર હિતકારક છે. **(૧૩) ગોક્ષુરાદિ અવલેહઃ**—ગોખરૂનાં પંચાંગ ૧૦૦ તોલા લેઈ તે ૪૦૦ તોલા પાણીમાં ઉકાળી ૧૦૦ તોલા પાણી શેષ રાખવું. પછી તેમાં ૫૦ તોલા સાકર નાંખી ચાસણી કરવી તથા તેમાં સુંઠ, પીંપર, મરી, તજ, એલચી, નાગકેશર, તમાલપત્ર, જાયફળ, આસુંદરાની છાલ, કાકડીનાં બી એ પ્રત્યેક બે બે તોલા અને વંશલોચન (વાંસ કપૂર) ૪ તોલા નાંખી અવલેહ તૈયાર કરવો એ મૂત્રસંબંધી રોગો ઉપર ઘણો ઉત્તમ છે. પેશાબમાં લોહી પડે છે તેને મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર વગેરેના રોગીઓને એનાથી સારો ફાયદો થાય છે.

---

## ૧૮૩. કોઠમડી.

સં૦ મૃગાક્ષી. મ૦ શેંદણી. હીં૦ સંધિનિ ક૦ વાલુકમેકેકે.

કોઠમડીનો વેલો પાંચ છ હાથ જમીન ઉપર પસરે છે. એ વેલો ઘણા પ્રાંતોમાં થાય છે. એ વેલાને ભાદ્રપદ માસને સુમારે ફળો આવે છે; તેને કોઠમડાં કહે છે, એ. ફળો ઉપર લીલાં, પીળા પટ્ટા હોય છે. જમીન સારી હોય તો એ ફળો છોલેલા નાળીએર જેવડાં થાય છે. એ ફળો જરા કુંમળાં હોય ત્યારે કડવાં હોય છે. જૂનાં થયા પછી જરા ખાટાં લાગે છે. એનું અથાણું કરે છે, અને શાક પણ કરે છે. એની કાચરીયો કરી મીઠું લગાવી સુકવી રાખે છે અને તેલમાં તળી એનો જમણમાં ઉપયોગ કરે છે.

---

## ૧૮૪. ગોંડાળ.

સં૦ ગુંડાલા. મ૦ ગોંડાળ. હીં૦ ગોંડાલ. ક૦ કડવિતબેહ

ગોંડાળ એ તળાવોમાં કિંવા બીજા જળાશયોમાં પાણી ઉપર થાય છે. એમાં નાની અને

મોટી એવી બે જાતિ છે. ગોંડાળને ચાર પાંચ પાંખડીયો હોય છે. ગોંડળ ઘણું જલદી વધે છે. વહેળામાં થોડાજ દિવસમાં ઉગી નીકળે છે. વાવ કે કુવામાંહેનું પાણી સ્વચ્છ રહેવા માટે ગોંડાળને તેમાં નાંખે છે; પરંતુ એની ઉત્પત્તિ ઘણી થવાથી પાણી બગડે છે, એટલા માટે એને ઘણું વધવા દેવું નહિ; ઉપયોગ:— (૧) **મૂત્રઘાત (મૂત્ર બંધ થવું તે) ઉપર**:—ગોંડાળ લાવી વાટી તેનો દુંટી ઉપર લેપ કરવો. (૨) **બાળકની ઉધરસ ઉપર**:—ગોંડાળ પાનમાં ચાવી તેનો રસ પાવો.

---

## ૧૮૫. ગોરાડુ- ( રતાળુ )

સ૦ હીં૦ મુખાલુ. મ૦ મોહળુ. ગોરાડુ. કોનફળ, નાગરચિને. ક૦ મુડિગેણસુ. તુના ગેણસુ. તેં૦ ગેણસુબેદ. તા૦ પેરૂવલી. તુ૦ તુના કરેંગુ. મલા૦ કાચિલ. લા૦ ડાયોસ્કોરિયા અલાટા.

ગોરાડુના વેલાનાં પાંત્રા નાગરવેલના પાંત્રા જેવાં લાંબાં અને અણીદાર હોય છે. એ વેલાનાં કંદ સકરીયા જેવાં લાંબાં અને રાતા રંગના હોય છે, એની ઉત્પતિ ગુજરાત અને ખાનદેશમાં વિશેષ થાય છે. એનું મૂળયું વાવવાથી તેમાંથી એક વર્ષમાં મોટા સાકરીયા જેવાં એ કંદ થાય છે. એને કોકણમાં “ કોનફળ અને નાગરચિને ” એમ પણ કહે છે. એનું શાક ઉત્તમ થાય છે. એ શાક બટાટાની પેઠે કરવું. આ શાક પૌષ્ટિક છે. એ કંદ છોલી પાતળા કાપ કરી સુકવી પછી તેનો લોટ કરી રાખવો. બાળકોને માટે આલાલોટની પેઠે એનો પણ ઉપયોગ કરેછે, **ઉપયોગ (૧) નળગુદ ઉપર**:— ગોરાડુનું કંદ કચરી કપડામા ઘાલી પીલવું અને જે બલક નીકળે તેમાં ધોળી ગરણીનાં બી ઘસી તેનો સર્વાંગે લેપ દેવો એટલે સોજો ઉતરે છે.

---

## ૧૮૬. ગોંધણી (ગુંદી)

સં. લઘુશ્લેશ્માતક. મ૦ ભોકર શેલવાટ. હી૦ લ્હીસોડા. બહુવાર. ક૦ દોડુચળું ઓંકેગિડ તેં૦ પેદ્દાનાકેકેરૂ ફા૦ સિપિસ્તાન **અ૦ સેશી** સ્તાન દબક. ઇં૦ ન્યારોલિન્ડ સેપિસ્ટન. લા૦ કાર્ડિયા એસ્ટી ફોલિઆ. કાર્ડીયા મિકસા.

આ ઝાડ કોકણમાં પ્રસિદ્ધ છે. કાકડગુંદાની જાતિમાહેનું વૃક્ષછે. એ ઝાડ ઘણુંજ ઉંચું વધે છે એને લાલ રંગનાં ફળો આવે તે કાકડગુંદા કરતાં મીઠાં લાગે છે. લોકો એનાં ફળો પ્રેમથી ખાય છે. એ ફળો પૈષ્ટિક છે. એ ફળોમાંહેનો રસ ગુંદરના જેવો ઉપયોગમાં આવેછે. એનું લાકડું ચીકણું હોઈ સુતાર કામમાં પણ ઉપયોગમાં આવે છે. **ગોંધણી**:—વાતકારક, મધુર. કિંચિત્ શીતલ, કૃમિનાશક અને સુવર્ણમારક છે. ઉપયોગ:—**(૧) દાંત દુઃખે છે તે ઉપર**:— ગોંધણીની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા. **(૨) પૌષ્ટિક લાડુ**:—એનાં ફળો સુકવી તેનું ચુર્ણ કરી સાકરના પાકમાં લાડુ બાંધવા એ પૈષ્ટિક હોઇ એના યોગથી કંમરમાં જોર આવે છે.

---

## ૧૮૭. ગોમેટો,

(સં૦ વનતુંડી)

કુવા ઉપર અને વાડો ઉપર ગોમેટીના વેલા આપો આપ થાય છે. કોકણમાં એ વેલા પુષ્કળ થાય છે. એનાં પાંત્રા કિંચિત લાંબા અને થોડા જાડા હોય છે. એને રાનપંડોળા જેવાં આંગળભર લાંબા અને સોનેરી કેળાં જેવડાં જાડા હોઈ દીંટાપાસેની બાજૂ કિંચિત જાડાં એવાં ફળ આવે છે. એ ભાજી કોકણમા પ્રસિદ્ધ છે. ગોમેટો એ ફળ ગળચટાં છે. એ ફળો કણબી વગેરે લોકો ખાય છે. **ગોમેટી**:—મધુર શીતળ, લઘુ, અને દંતપીડાનાશક છે. **ઉપયોગ**:—(૧) **અગંતુક ગર્મી ઉપર**:—ગોમેટીનાં મૂળો, ગાયનું ઘી સુમારે ત્રણ તોલા પર્યંત લેઇ તેમાં એક તોલા પર્યંત ઘસી તથા થોડી સાકર નાંખી પ્રત્યેક બે વખત પ્રમાણે સતત સાત દિવસ પાવું. (૨) **ધાત પડતી હોય તો**:— ગોમોટીનાં મૂળ કુટી રસ કાઢવો. તેમાં ગાયનું તાજું દૂધ સાકર અને જીરાની ભૂકી નાંખી આપવું. એ ઓષધ બે વાર આપવું. **એટલે**

ત્રણ દિવસમાં ગુણ આવે છે. **(૩) ભિલામો ઉઠયો હોય તો:**—ગોમેટીનાં પાંત્રાંનો રસ ચોપડવો; **(૪) પુષ્ટતા ઉપરઃ**—શેકેલા ધોળા કાંદા, ગોમેટીના મૂળ, જીરૂં અને સાકર એકત્ર બારીક વાટી તેમાં ઘી નાંખી પાવું આ ઔષધ બાળકોને આપવાને પણ યોગ્ય છે. **બીજો પ્રકારઃ**—ગોમેટીનાં મૂળ ગાયના દૂધમાં ઘસી તેમાં ઘી અને સાકર નાંખી પાવું. **(૫) પિત્ત ઉપરઃ**—ગોમેટીનાં ફુલોનું ચૂર્ણ ઘી સાકરમાં આપવું.

## ૧૮૮. ગોરખ આમલી.

સં૦ ગોરક્ષી. મ૦ ગોરખચીંચ-ચોરીચીંચ હીં૦ ગોરખઈમલી૦ ક૦ ગોરક્ષહુણચી. માગિમાવુ. મ્હામ્લિકા કા૦ તા૦ પપ્પારપ્પુલી, તોદી. અ૦ હુબહબુ. લા૦ એડન્સોનિયા ડિજીટેટા.

એ ઝાડો મોટાં મોટાં થાય છે. ગોરખ આંમલીના ઝાડના પાંતાં કાંઇક શીંમળના પાંત્રાં જેવાં હોય છે. એ ઝાડ ઉપર વેંતભર લંબાઇનાં દુધીના જેવાં ફળો આવે છે. એ ફળોની બાહેરની છાલ કઠીણ હોય છે. એ ફળમાં લોટના ગોળા હોય છે. એ લોટ ઘણો ખાટો છે, એનો આંમલીને બદલે ઉપયોગ કરે છે. એ લોટ પિત્તશામક, રૂચિકર, પથ્યકારક છે. એને "ચોર આંમલી" એમ પણ કહે છે **ગોરખ આમલીઃ**—મધુર, કડવી, શીત, દાહ, જ્વર, પિત્ત વમિ અતિસાર એનો નાશ કરે છે. **ઉપયોગઃ—દમ ઉપરઃ**—ગોરખ આંમલીનો લોટ ત્રણ માસા લેઇ તે લીલાં અથવા સુકાયલા અંજીરમાં ભરી સેવન કરવો. **(૨) આમ્લપિત્ત ઉપરઃ**—ગોરખ આંમલીમાંહેના ગરનો અષ્ટમાંશ કાઢો કરી પાવો; અથવા ગોરખ આંમલીના ગિરનું સરબત કરી તેમાં જીરાની ભૂકી અને સાકરની ભૂકી નાંખી પાવું. **(૩) અતિસાર અને પ્રદર ઉપરઃ**—ગોરખ આંમલીના ગિરનું સરબત કરી સાકર નાંખી તે પાવું. **(૪) ઢોરોને મુસલ રોગ થાય છે તે ઉપરઃ**—ગોરખ આંમલીનું મગજ પાણીમાં મેળવી પાવું. **(૫) ગર્મીની ચાંદીઓ, ખાંડુક અને સર્વ પ્રકારના જખમો ઉપરઃ**—ગોરખ આમલીના બિયાંની કાળી રાખ કરી તે માંખણમાં મેળવી તે મલમ ચોપડવું.

## ૧૮૯. ગોરખમુંડી

સં૦ ગોરક્ષ મુંઢી. હિં૦ મુંડી.

ગોરખ મુંડીમાં બે જાતિ છે, નાની અને મોટી. નાનાં ઝાડો સુમારે વેંતભર ઉંચા વધે છે. મોટા હાથ ભર ઉંચાં વધે છે. એ ઝાડ ઉપર નાની સોપારી જેવડાં અફિણના જીંડવા સરખાં ગુલાબી રંગનાં ફળો આવે છે. એ ઝાડનાં પાંત્રા બારીક હોઇ તે લાંબાં હોય છે. આ ઝાડનો વાસ ઘણો ઉગ્ર આવે છે. એ ઝાડો લીલી જમીનમાં થાય છે. **ગોરખમુંડીઃ**—તુરી, ઉષ્ણ, પાકકાળે તીક્ષ્ણ, કડવી, મધુર, ભેદક, લઘુ, મેધાકારક, બલકર, રસાયન; અને ગડગુમડાં, ગંડમાલા, અપચી, કફ, વાયુ, પ્લીહા, મેદ, અપસ્માર, શ્લીપદ, પાંડુરોગ, પિત્ત, આમરોગ, કૃમિ, દમ, કોઢ, વિષદોષ, અતિસાર, ઉલટી એનો નાશ કરે છે. **માહામુંડીઃ**—મધુર, કડવી, ઉષ્ણ, રસાયન, રૂચ્ય, સ્વર્ય; અને પ્રમેહ, વાયુ એનો નાશ કરે છે. બીજા ગુણો ગોરખમુંડી જેવાજ છે. **ઉપયોગઃ—(૧) ગંડમાલા અને કમળી ઉપરઃ**—ગોરખમુંડીનો અંગરસ કાઢી પાવો; અને અને ગંડમાલા ઉપર ગોરખમુંડીના મૂળ તેનાજ રસમાં ઘસી લેપ કરવો. **(૨) સર્વ પ્રકારના વાયૂ ઉપરઃ**—ગોરખમુંડીનો રસ કાઢી ગરમ કરી સાકર નાંખી પાવો. **(૩) જખમ ઉપરઃ**—ગોરખમુંડીનો રસ ચોપડવો એટલે ઘા તુરતજ સારો થાય છે. **(૪) બારીક ચાંચણ થાય છે તે જવા માટેઃ**—ગોરખમુંડીનું ઝાડવું લાવી ઘરમાં બાંધવું એટલે તેના ઉગ્ર વાસથી ચાંચડ નીકળી જાય છે. **(૫) સંધિવાત ઉપરઃ**—ગોરખમુંડીનાં જીંડવાં બારીકવાટી તેનો લેપ કરવો. **(૬) ત્રિદોષ ગુલ્મ ઉપરઃ**—ગોરખમુંડીનાં મૂળ પાણીમાં વાટી છાશ નાંખી તે તોલા ભાર પીવાં. **(૭) વૈપાદિક કોઢ એટલે જેના યોગથી હાથ પગ ફાટી ચીરા પડે**

**છે તે ઉપરઃ**—ગોખમુંડીના રસમાં ઘી સિધ્ધ કરી ચોપડવું. (૮) **મૂળવ્યાધિ ઉપરઃ**—ગોરખમુંડીના પંચાંગની ધુંણી આપવી.

---

## ૧૯૦. ગૌરાણી.

ગોરાણીનાં ઝાડ બે ત્રણ હાથ ઉંચાં વધે છે. ગૌરાણીના પાંત્રાની કુમળા પણે ભાજી સરસ થાય છે. જૂની ગૌરાણી સુકવી તેમાંનાં બિયાં કાઢી ઢોરોને ખવરાવે છે. ગૌરાણીની શિંગો શાક માટે સુકવી પણ રાખે છે. ગરોદર સ્ત્રિયોએ કિંવા જે સ્ત્રિયોને બાળક સ્તનપાન કરે છે તેણે ગૌરાણીની ભાજી ખાવી નહિં. કારણ તેઓના બાળકને આંકડીનો રોગ થવાની ધાસ્તી રહે છે. **ગૌરાણીની સિંગોઃ**—રૂક્ષ, વાતકર, મધૂર, ગુરૂ, સારક, કફકર અગ્નિદીપક, અને પિત્તનાશક છે. **ઉપયોગઃ—(૧) દાદર ઉપરઃ**—ગૌરાણીના પાલાનો રસ અને લસણનો રસ એનો લેપ કરવો. **(૨) નાડીવ્રણ ઉપરઃ**—ગૌરાણીના પાલાના રસમાં કાકડી ભિજવી યુકિતથી વ્રણમાં ઘાલતાં જવું.

---

## ૧૯૧. ગોળ.

આ વૃક્ષ ગોમાંતક પ્રાંતમાં થાય છે. એ છાયા વૃક્ષ છે. એને વડના જેવી વડવાઇઓ ફૂટી એ વધે છે. એનાં પાંત્રા કાંઈક જાંબુડીનાં પાંત્રા જેવાં હોય છે. વૃક્ષ સુમારે પાંચસો છસે વર્ષ પર્યંત જીવે છે.

---

## ૧૯૨. ગૌરીનો ફણો.

એ નાના નાના વેલા પાણીના આશ્રયે, ભીંત ઉપર કે કૂવા અને વાવમાં થાય છે. એ વેલાનાં પાંત્રા હાથતળીયાની આકૃતિ જેવાં હોય છે. એની દાંડી કાળી હોય છે. **ઉપયોગઃ—(૧) ધાંવરા ઉપરઃ**—એ વેલાનાં પાંત્રા વાટી લેપ કરવો; એટલે તાત્કાળ ધાંવરૂ સારૂ થાય છે. **(૨) ઉંદરી ઉપરઃ**—એ વેલો સુકવી તેની કાળા રંગની (કાચી) રાખ કરવી. એ તેલમાં ખલી ચોપડવી, એટલે દાહ શમન થઇ ઉંદરી ચાર દિવસમાં સારી થાય છે. **(૩) ચાંદીમાં ધોળા અંકુર થઈ આવે છે તે ઉપરઃ**—આ વેલાની રાખ, કળી ચુનો અને ચિત્રાનાં મૂળ ઘસી અંકુર ચુંટી કાઢી જલદી આ ઔષધ ઉપર ચોપડવું. **(૪) પ્રદર ઉપરઃ**—આ વેલાનો રસ ગાયનાં દૂધમાં આપવો.

---

## ૧૯૩. ગંગાવતી.

સં૦ ગંગાપત્રી. મ૦ હી૦ ગંગાવતી. કો૦ ભાંબરૂડ. ક૦ ભદ્ર. ગાંધારી.

એને કોકણમાં "ભાંબુરડી" પણ કહે છે. એમાં નાની અને મોટી બે જાતિ છે. મોટી સુમારે હાથ બે હાથ ઊંચી વધે છે. એનાં પાંત્રા મોટાં હોઈ તે ઉપર બારીક પૂમ હોય છે. એ મળવાળી જમીનમાં થાય છે. અને ગામમાં પણ ભીનાશવાળી જગામાં થાય છે. એ ઝાડો ઘણાક પ્રાંતમાં થાય છે. એ ઝાડને પીળા રંગનાં બારીક ફૂલો આવે છે. એનાં પાંત્રાનો વાસ સારો છે. ગંગાવતી એ ઊષ્ણ છે. એનું "વનબાવરી એવું પણ નામ છે. **ગંગાવતીઃ**—તીખી, ઉષ્ણ, વાતનાશક અને વ્રણરોપની છે. **ઉપયોગઃ**—(૧) આગંતુક **જખમ ઉપરઃ**—ગંગાવતીનો પાલો હાથ ઉપર મસળી તે જખમ ઉપર બેસારવો; એટલે તાબડતોબ લોહી બંધ થઈ જખમ ભરાઇ આવે છે. **(૨) ચાંચણ જવા માટેઃ**—જ્યાં ચાંચણ થયા હોય ત્યાં ગંગાવતીનાં લીલાં ઝાડો લાવી તે જમીન ઉપર પાથરી રાખવાં; એટલે એના દર્પથી ચાંચણ નાસી જાય છે. (૩) **મૂળવ્યાધિ ઉપરઃ**—ગંગાવતીનો રસ તોલો અને ઘી તોલો એકત્ર કરી પાવું. (૪) **આદાશીશી ઉપરઃ**—ગંગાવતીનો રસ મસ્તકે ચોળવો. અને તાપમાં બેસવું. એમ એક બે વાર કરવાથી આદાશીશી તાબડતોબ શાંત થાય છે.

---

## ૧૯૪. ગૌલણ.

એ ઝાડો ઘાંસની પેઠે જમીન ઉપર પસરે છે. એનાં પાંત્રા બારીક હોઇ એનું થડ સાત

આઠ આંગળ લંબાઇનું થાય છે. **ઉપયોગ:—** **(૧) ઘાંટસર્પ ઉપર:—**ગૌલણીનાં ફળ બિયાં સુધ્ધાં અધકચરાં ખાંડી ચલમમાં નાંખી પીવાં, અથવા એકલાં ગૌલણીનાં બીજ પાણીમાં ઘસી પાવાં.

---

## ૧૯૫. ખજૂરી.

સં૦ પિંડખર્જુરી. મ૦ ખજૂર. ખારિક. હીં૦ પીંડખજૂર. છુહારા. બં૦ સોહારા. ક૦ ખજ્જૂર. ઉત્તત્તી. તૈ૦ ખજૂરચુપુંડુ. ફા૦ ખુર્માતર. ખુર્માખુશ્ક. અ૦ તમરરૂતબ. ઇં૦ ડેટપાલ્મ. લા૦ ફિનિકસ. મોંટેના.

ખજૂરીનાં ઝાડ શિંદીજેવાં ઉંચાં વધે છે. ખજૂરીનાં ઝાડો આ દેશમાં પુષ્કળ થાય છે, પરંતુ તેથી ખજૂર ઉત્પન્ન થતું નથી. તેઓને ખજૂર જેવાં ફળો આવે છે. પણ લોકોને પકવવાની માહીતી નહિં હોવાને લીધે કિંવા અહીંની હવા યોગ્ય નહિં હોવાથી તે પાકતાં નથી. અરબસ્તાન અને ઇરાન એ દેશમાં ખજૂર પુષ્કળ પાકે છે. જે ફળો અર્ધકચરાં સુકવે છે તેને ખારેકો કહે છે. આરબ લોક ખજૂર ખાઇનેજ ઘણા દિવસ કાઢે છે. ખજૂર એ પાચક અને પૌષ્ટિક છે. ખજૂરના બિયાંનું તેલ કાઢે છે; તે બાળવાના તથા ઔષધોના ઉપયોગમાં આવે છે. બિયાંનો ખોળ ઢોરોને ખવરાવે છે. ખજૂરના ઝાડના પાંદડાની સાવરણીઓ વગેરે બને છે. લાકડું ઘરકામનાં ઉપયોગમાં આવે છે. ઉન્હાળામાં ખજૂરનું સરબત કરી લોક પીએ છે. પાણી તેમાં મેળવ્યાથી તે સમશીતોષ્ણ થાય છે. ખારેકનાં બી બાળકોને બાળાગોળીમાં ઘસી પાય છે. **ખજૂર:—**વૃષ્ય, સ્વાદુ, શીત, ગુરૂ; અને અગ્નિમાંદ્ય, કૃમિ, ધાતુવૃદ્ધિ, તૃપ્તિ, પુષ્ટિ, એને કરનાર; હૃદ્ય, બલ્ય, દુર્જર, સ્નિગ્ધ, રસકાળે અને પાકકાળે મધૂર; અને રકતપિત્ત, પિત્ત, દાહ, શ્વાસ, કફ, શ્રમ, ક્ષતક્ષય, વિષ, તૃષ્ણા, શોષ અને આમપિત્ત, એનો નાશ કરે છે. **સુલેમની ખારેક:—**ભ્રાંતિ શ્રમ, મૂર્ચ્છા, રકતપિત્ત, દાહ, એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) રેચ થવા માટે:—**ખજૂર રાત્રે પાણીમાં પલારી રાખી સવારે ચોળી ગાળી તે પાણી પાવું એટલે રેચ થાય છે. **(૨) મૂળવ્યાધી ઉપર:—**ખારેકનાં બી બારીક વાટી તેની ધુણી આપવી. **(૩) ઉંદરી ઉપર:—**ખારેકના બી બાળી તેની રાખ કપૂર અને ઘી એ ખલીને લેપ કરવો, **કપાળ દુ:ખતું હોય તો તે ઉપર:—**ખારેકના બી ઘસી માથાં ઉપર ચોપડવાં. **(૫) ઘોડાને સરદી થઈ હોય તો તે ઉપર** ખારેકના બીનું ચૂર્ણ કરી તે લોટમાં નાખી આપવી. **(૬) આમવાત ઉપર:—**પાશેર ખજૂર પલારી પાવું **(૭) ધાતુપુષ્ટિને માટે તથા પિત્તશમન થવા માટે:—** ખારેકની અંદરના બિયા કાઢી સાધારણ ખાંડી તેમાં બદામ. એલાંના, પિસ્તાં, ચારોળી સાકરની ભૂકી વિગેરે મસાલો એકત્ર કરી તે સર્વે મિશ્રણ, રીતસર પાતળા કરેલાં અથાય એટલાં ઘીમાં તે પલારી રાખવું. સતત આઠ દિવસ સારી રીતે અથાયા પછી નિત્ય સવારે ૨ તોલા સેવન કરવું **(૮) તાઢીયા તાવ ઉપર:—**ખારેકના બી અને ઝંઝેટાનાં મૂળ થંડા પાણીમાં ચંદન જેવું જાડું ઘસી, ખાવાના પાનને ચાર ગુંજાભાર જેટલું ચોપડી તે પાન સોપારી, લવંગ, એલચી, કાથો વગેરે સાથે તૈયાર કરવા. તાવ આવ્યા પહેલાં એકેક ઘડીના અંતરે એકેકું બીડું ખાવું એ પ્રમાણે ત્રણ દીવશ કરવું; એટલે તાઢથી આવનારો તાવ જાય છે. **(૯) જીર્ણજ્વર ઉપર:—**ખારેક, સુંઠ, દ્રાખ, સાકર અને ઘી એ દૂધમાં નાંખી તે દૂધ કઢવી પાવું. **(૧૦) દાહ થવા લાગ્યો હોય તો:—**નવટાંક ખજૂર પાણીમા મસળી પાવું. **(૧૧) ચેતના પ્રાપ્ત થવા માટે:—**માંખણ અને ખારેકો ખાતાં જવું **ધનુર્વાત અને રકતપિત્ત ઉપર:—**ખજૂરનો કલ્ક કરી તેમા એરંડતેલ નાંખી પાવું **(૧૩) બાળકોને માટે શકિત વર્ધક ખોરાક:—**ઉત્તમ ખજૂર ૭ માસાથી ૩ તોલા પર્યંત બાળકની શકિત પ્રમાણે લેઈ સ્વચ્છ પાણીથી ધોઈ લુછી નાંખવી અને માંહેના ઠળીઆ કાઢી થોડું દુધ લઈ તેમાં તે મસળી કપડામાંથી ગાળી તે રસ દિવસમાં ત્રણવાર પાવો એ ભક્ષ્ય એક મહીનાથી અધિક વયના બાળકને આ

પવા લાયક છે. માત્ર પ્રતિ વેળાએ રસ કાઢી પાનાં જવું. (૧૪) **થંડી હવા હોય કિંવા બાળકોને સર્દીના વિકાર હોય ત્યારે બાળકોને આપવાનો ખોરાક**:—સારી ખારેક લેઇ તેમાંની બી કાઢી તે દૂધમાં ઘસી ખવરાવવી; કિંવા તેમાંજ બીજું દૂધ નાખી પાતલું કરી પાવું. આ ઔષધ નાનાં બાળકોને આપવું નહીં, મોટાને આપવું. નાનાં બાળકને આપવાથી પેટમાં જાળું બંધાય છે અને કોઠામાં ગરમી થાય છે. (૧૫) **મદ્ય ઉપર ઉતાર**:—ખજૂર પલારી ગાળી પાવું. (૧૬) **પ્રદર ઉપર**:—ખારેકનાં બીયાં ખાડી ઘીમાં તળી તેમાં ગોપીચંદનની ભૂકી નાંખી આપવું (૧૭) **રક્તપિત્ત ઉપર**:— ખજૂર મધમાં ખાવું

## ૧૯૬. ખટખટી.

ખટખટીનાં ઝાડ બે ત્રણ માથોડાં ઉંચાં વધે છે. એના પાંત્રા આકારે ધામણીના પાંત્રા જેવાં હોઇ તે કરતાં ઝીણાં હોય છે. એ ઝાડને ચાર પાંચ ફૂલોનો એક તોરો એવાં ફુલો આવે છે. ખડપટીનાં ફળો ખાવાથી ગળચટાં લાગે છે. **ઉપયોગ :—(૧) પુષ્ટતાને માટે** :—ખટખટીનાં મૂળ દૂધમાં વાટી પાવાં. (૨) **આમરક્ત પડે છે તે ઉપર**:—ખટખટીનાં મૂળ દૂધમાં અથવા પાણીમાં વાટી પાવાં. (૩) **વાતરક્ત ઉપર**:—રોગીએ ખટખટીનાં મૂળો હમેશાં પાસે રાખવાં; ખટખટીની લાકડી હાથમાં રાખવી; સોજા ઉપર અને ગાંઠઉપર ખટખટીનાં મૂળ ઘસી ચોપડવાં; દરરોજ સાંજ સવાર ગાયના પાસેર દૂધમાં ખટખટીનાં મૂળ ૭ માસા, ધોળી ગુલબાશીનો કંદ બે તોલા, અને ગોમેટીનાં મૂળ ૬ માસા ઘસી પાવાં. દિવસ ૪૨. એટલે વાતરક્ત દૂર થાય છે. (૪) **અતિસાર ઉપર** :—ખટખટીના મૂળ છાશમાં વાટી પાવાં.

## ૧૯૭. ખડબુચું (સકરટેટી).

સં૦ પડભુજા. મ૦ ખરબુજ. હીં૦ ખરબુજા. બં૦ ખરમુંજા. ક૦ પડબુજા. સૌતે. ફા૦ ખુરપુજા. અ૦ બિત્તીખ. ઇં૦ મેલન. લા૦ કુકયુમિસમેલો.

કાલીંગડા જેવોજ એનો વેલો થાય છે. ખડબુચ એ ફળ ગોળ હોઇ તેનો બાહેરનો રંગ રાતો હોય છે. ખડબુચ્યુ ખાવાથી સારૂ લાગે છે. એનું શાક પણ કરે છે. જે ખડબુચનો અંદરનો રંગ લીલો હોય છે. તેને મરાઠીમાં "તરટી" કહે છે. એ ખાવાથી બહુ સારી લાગે છે. ખડબુચાં વધારે ખાવામાં આવ્યાથી ગરમીનો ઉપદ્રવ થાય છે. **ઉપયોગ :— (૧) તાપની** ઝાળ લાગી હોય તો:—ખડબુચાનાં બિયાં વાટી માંથા ઉપર ચોપડવા અને તેનો રસ શરીરે ચોપડવો.

## ૧૯૮. ખરશીંગી. [મેંઢાસીંગ.]

સં૦ મેષશૃંગી. મ૦ ભેડશીંગી, ખડશીંગી હીં૦ બં૦ મેઢાશીંગી. ક૦ ઉરીય. ઉહીમારા. તા૦ ઓડિયમાર. તૈ૦ ઓઢીમાનુ, મલા૦ ઓઢી, ઉટી. લા૦ હસઓહિની.

આ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંત્રા આકારે ટેટૂના પાત્રા જેવાં હોય છે. એને હાથ સવાહાથ લાંબી અને અંગુઠા જેવડી જાડી શિંગો આવે છે. એ શિંગોને ખડશિંગો કહે છે. એનો વાસ ઉગ્ર આવે છે. એના કકડા કરી અથાંણામાં નાંખે છે. એ શિંગોનું શાક પણ થાય છે. **ઉપયોગ:—(૧) ખસ ઉપર:—** ખડશિંગીના ઝાડની છાલનું પાતાળયંત્રવડે તેલ કાઢી તે ચોપડવું.

## ૧૯૯. ખપાટ. (ખરેટી)

સં૦ બલોત્તમા. મ૦ થોરલા ચિકણા. કો૦ ચિકકણકડપા. હીં૦ ખરહટી બીજવંદ. બં૦ શ્વેતવેડેલા. ક૦ બેણ્ણેગરગભેદ. ઇં૦ હાર્ટલિવ્ડ સિડા. લા૦ સિડાકૉર્ડિફોલિયા.

ખપાટનાં ઝાડો ચીકણાનાં ઝાડ કરતાં મોટાં થાય છે. ખપાટનાં પાંત્રા કાત્રાદાર હોય છે, અને પ્રત્યેક પાંત્રાને બે ખાંચા હોય છે. આ ઝાડ ઉપર બારીક ગોળાકૃતિ ફળો આવે છે તે

લોક ખાય છે. એ ફળો કિંચિત તુરાં, મધૂર, ધાતુ શુધ્ધિકારક અને મુખરોગનાશક છે. એ ફળોનો રંગ નારંગી હોય છે. અને તે ફળો પાકયા પછી ઝીણી રૂદ્રાક્ષ જેવાં જણાય છે. ખપાટ ઘણાક પ્રાંતોમાં થાય છે. ખપાટને ધોળા રંગનાં ફૂલો આવે છે. એનાબિયાંને "બળદાણા કે બળબીજ" કહે છે. એ આકારે ઝેઝીના બિયાં જેવાં હોય છે. ખપાટ, સહદેવી, પેટારી અને તુપકડી કિંવા લેચી, એ ચારેના સમુદાયને "બલાચતુષ્ટય" કહે છે. **બલાચતુષ્ટયઃ**—શીત, મધૂર, બલ્ય; અને કાંતિકારક, સ્નિગ્ધ, ગ્રાહી, અને વાયૂ, રક્તપિત્ત, ક્ષત એનો નાશ કરે છે. ખપાટના મૂળોની છાલનું ચૂર્ણ દૂધ અને સાકર સાથે સેવન કરવાથી બહુમૂત્રરોગ દૂર થાયછે. **મહાબલાઃ**—મૂત્રકૃચ્છ્રનાશક અને વાતનું લોમન કરનાર છે. **અતિબલાઃ**—દૂધસાકરમાં સેવન કરવાથી પ્રમેહનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) વિદ્રધી, વ્રણ, ગુમડાં, વળ, પાકું, ઈત્યાદીક ઉપરઃ**—ખપાટનાં રાતા રંગના કુમળા પાંલાં બારીક વાટી. થેપલી કરી બેસાડવી અને તે ઉપર કપડાનું સરલ ઢાંકણ દઇ તેના ઉપર થંડું પાણી નાંખતા રહેવું. આ યોગથી તે ગાંઠ જલદી પાકે છે. અને ફૂટે છે. અને કોઈ પણ પ્રકારે દાહ થતો હશે કિંવા સણકા થતા હશે તો તે ત્વરિત બંધ થશે. અથવા ખપાટનો પાલો વાટી લવંગ નાંખી ઉપર બાંધવો **ગર્મીથી થયેલા ચાંદાં સુકવા માટેઃ**—ખપાટની છાલ અને જૂનાં પાંલાં એકત્ર ખાડી તેમાં પાણી નાંખી અષ્ટમાંશ કાઢો કરવો અને તે કાઢાથી ચાંદા ધોવા, એટલે ગુણ આવી ચાંદીઓ જલદી સારી થાય છે. **ભૂત જ્વર ઉપરઃ**—ખપાટના મૂળ વિધિપૂર્વક ગળામાં બાંધવા **(૪) ચોથીયા તાવ ઉપરઃ**—ખપાટના મૂળ પુષ્ય નક્ષત્રમાં હાથે બાંધવા,

**અથવા** ખપાટમૂળ અને સુંઠ એનો કાઢો આપવો, તે શીત, કંપ અને દાહ યુકત તાવનો એ૯ણુ દીવશમાં નાશ કરે છે. **(૫) મૂત્રદોષ અને શુક્રદોષ એ ઉપરઃ**—બળદાંણા, હિંગ, દૂધ, ઘી, એ સર્વ એકત્ર કરી પાવું (૬) **અંડવૃધ્ધિ ઉપરઃ**—બળદાંણાના કાઢામાં અરંડતેલ નાંખી પીવું (૭) **વીંછીના ડંશ ઉપરઃ**— ખપાટના મૂળ ઘસી ચોપડવા.

---

## ૨૦૦. ખરસાંડીયો. (શરસડો)

સં૦ શિરીષ. મ૦ શિરસ. હિં૦ શિરીષ.

આ વૃક્ષ મોટું થાય છે. એનાં પાંત્રા આંમળીના પાંત્રા જેવાં હોય તે કરતાં મોટાં હોય છે. એને મોટી લાંબી શિંગો આવે છે. તેમાં ચપટાં બી હોય છે. એનાં ફુલો પીળા રંગનાં હોય છે. એ વૃક્ષ સર્વત્ર થાય છે. મરાઠીમાં રાઇનું નામ પણ "શિરસ" છે, પરંતુ એ બન્ને નામો ભિન્ન જાણવાં. **ખરસાંડીયોઃ**— મધૂર, કડવો, શીતળ, તૂરો, તીખો, વર્ણકર, લઘુ; અને વિસર્પ, સોજો, ઉધરસ, વિષ વ્રણ, ત્વગ્દોષ, પામા, કંડુ કોડ, વાયૂ, રક્તદોષ, શ્વાસ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) સર્પદંશ ઉપરઃ**—ખરસાંડીયાના ફુલોના રસમાં મરીનો સાત દિવસ ખલ કરી સાત ભાવનાઓ આપવી. તેનું સેવન અને અંજન કરવાથી સર્પનું વિષ ઉતરે છે. **(૨) મંડૂક વિષ ઉપરઃ**—ખરસાંડીયાનાં બી થુવરના દૂધમાં વાટી તેનો લેપ દેવો. **(૩) સર્વ વિષ ઉપરઃ**—ખરસાંડીયાનાં પંચાંગ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. **(૪) પ્રદરઉપરઃ**—ખરસાંડીયાની છાલનો રસ સમભાગ, ગાયનું ઘી નાંખી પાવો. **(૫) વિસર્પ, વિષદોષ, વિસ્ફોટક, સોજો અને દુષ્ટ વ્રણ એ ઉપર દશાંગ લેપઃ**—ખરસાંડીયો, જેઠીમધ, તગર, રતાંદળી, એલચી, જટામાંસી, હળદર, દારૂહળદર, કોષ્ટ, વાળો, એ સમભાગ લેઈ ચૂર્ણ કરી, પંચમાશ ઘી લઇ તેમાં ખલી, પાણીમાં કાલવી રોગસ્થળ ઉપર લેપ કરવો. **(૬) ગર્મીનાં ચાઠાં** (ચાંદાં), **વ્રણ** ઈત્યાદિકને **રૂઝ આવવા માટેઃ**—ખરસાંડીયાની છાલ, રસાંજન અને હરડાં, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધમાં ખલી ચોપડવું. **(૭) સન્નિપાત જ્વરમાં તંદ્રા** (મૂર્છા) **આવે છે તે ઉપરઃ**—ખરસાંડીયાનાં બી, પીંપર, મરી અને સીંધવ એ ગોમૂત્રમાં ઘસી અંજન કરવું; અથવા ખરસાંડીયાનાં બી અને મરી એ સમભાગ, બકરાનાં મૂત્રમાં ઘસી

અંજન કરવું. (૮) ચાતુર્થિક જવર ઉપર:— ખરસાંડીયાંનાં ફુલો, હળદર અને દારૂહળદર એ એકત્ર વાટી તેનો કલ્ક ઘીમાં આપવો. તે ચાતુર્થિક (ચોથીયા) તાવનો નાશ કરે છે. (૯) કર્દમ વિસર્પ ઉપર:—ખરસાંડીયાની છાલનું ચૂર્ણ સો વખત ધોયેલા ઘીમાં નાંખી લેપ કરવો. (૧૦) સૂર્યાવર્ત શિરોરોગ ઉપર:— ખરસાંડીયાના મૂળોની કિંવા ફળોની પોટલી સુંઘાડવી.

---

## ૨૦૧. ખરસાંણી.

સં૦ ભદ્રચૂડ, પત્રગુપ્ત. મ૦ શેર.

આ ઝાડ જંગલી છે. વાડો કરવામાં એનો ઘણો ઉપયોગ થાય છે. એનું દૂધ ઘણું ઉષ્ણ છે, તે શરીરે લગાડવાથી ફોલ્લો ઉત્પન્ન થાય છે. (૧) વીંછીના વિષ ઉપર:—ખરસાંણીનું દૂધ ઉપર ચોપડવું. (૨) ઉધરસ ઉપર:— ખરસાંણીનું દૂધ માખણમાં શકિત જોઈ એક, બે કિંવા ત્રણ માસા આપવું તેથી ઉલટી થાય છે અને રેચ પણ થાય છે. ઉપર દહીં અને ભાત આપવો. (૩) ખરસાંણીના વિષ ઉપર:— પાણીમાં મધ નાંખી પાવું; કાળી નાડનો પાલો વાટી લેપ કરવો; માખણ ખાવું તથા લેપ પણ કરવો. (૪) પિચોટી ટળી (આંભોઈ ખસી) હોય તો:— ડુંટીની આસપાસ થોડા ખરસાંણીના દૂધનો લેપ કરવો. (૫) ખસ ઉપર:— ખરસાંણીની સુકાઈ નીચે પડેલી ડુંખો બાળી તેલમાં ખલી લેપ કરવો. (૬) કર્ણશૂળ ઉપર:—ખરસાંણીની ડુંખો ભુંભરેટમાં શેકી રસ કાઢી તે કાનમાં પાડવો. અથવા તે રસમાં તેટલું જ બકરીનું ઘી ગરમ કરી નાંખી તે કાનમાં પાડવું. (૭) વિષમજવર ઉપર:—ખરસાંણીની પાકેલી ડુંખો કેળના પાંત્રામાં વીંટી ભુંભરેટમાં શેકી, તેનો રસ કાઢી તેમાં હીકરી છમકારી હિંગની ભૂકી નાંખી તે રસ સુમારે ૪ તોલા પર્યંત આપવો. (૮) કુરશાના વિષ ઉપર:— ખરસાણીની ડુંખો અંગારામાં બાફી રસ કાઢવો અને તે તાળવા ઉપર અને દંશ સ્થાને ચોળવો તથા એ આચમની સુધી પાવો પણ ખરો.

---

## ૨૦૨. ખસખસ, અફીણ.

સં૦ ખાખસ. મ૦ હી૦ ક૦ ખસ્ખસ બં૦ પોસ્તદાના. તૈ૦ તા૦ ગસગસ. તુ૦ કસકસે. મલા૦ કશકશ. ફા૦ તુખ્મેકોકનાર અ૦ હબુલ કોકનાર. ઇં૦ પૉપીસીડસ્. લા૦ પાપાવર સોમ્નિફેરમ્.

### અફીમ.

સં૦ અફેન. હી૦ બં૦ ક૦ અ—આફીમ. ફા૦ અફ્યુન તિર્યાક. અ૦ લબનુલ ખસખાસ્. ઈં૦ ઓપીયમ્. લા૦ પેપેવેરી, સોમ્નિફેરમ્.

ખસખસનાં ઝાડ ત્રણ ચાર હાથ ઉંચા વધે છે. એને લાલ રંગનાં ફુલો અને જીંડવાં આવે છે. જીંડવામાં બી હોય છે. તેને ખસખસ કહે છે. ખસખસનાં જીંડવાને શસ્ત્રથી ચીરો પાડવાથી તેમાંથી જે રસ નીકળે છે તેનું અફિણ થાય છે. અફિણ એ માદક પદાર્થ છે. એની ગણના ઉપવિષોમાં છે. અફિણ ઘણું ખાવામાં આવે તો પ્રાણનાશ થાય છે; પરંતુ એ રીતસર આપવાથી સારા ઉપયોગમાં આવે છે; માત્ર એ ભેગ કાવેલુ નહિ જોઇએ. ખસખસના છોડમાંથી અફિણ થાય છે. પરંતુ ખસખસના અંગે માદકપણું નથી. ખસખસના ફળ ઉપરની ત્વચાને "પોસ્ત" કહે છે. ખસખસ એ પૌષ્ટિક છે. એનો પકવાન્નોમાં અને બીજા પદાર્થોમાં પુષ્કળ ઉપયોગ થાય છે. કુંમળી હોય ત્યારે ખસખસના પાંદડાંની એકલી અથવા ભેગવાળી ભાજી સારી થાય છે. ખસખસનું ઝાડ:—ગ્રાહક, બલકર, ગુરૂ, વૃષ્ય, કફપ્રદ, પાકકાળે મધૂર, વીર્યપ્રદ, કાંતિકારક, બલકર; અને વાત, પિત્ત એનું નાશ કરનારૂં છે. એનાં ફળ:—ગ્રાહક, રૂક્ષ, રકતશોધક છે. ફળની છાલ:—શીતળ, લઘુ, કડવી, ગ્રાહક, તૂરી, વાતકારક, રૂચ્ય, સપ્તધાતુશોષક, પુરૂત્વનાશક, રૂક્ષ, મદકર, અગ્નિવર્ધક અને મોહક છે. ખસખસ:—કફકારક, બલ્ય, વૃષ્ય, ગુરૂ, મધૂર, ગ્રાહક અને વાતનાશક છે. અફિણ:—જારણ, મારણ, ધારણ અને સારણ એવાં ચાર પ્રકારનું છે. તે વૃષ્ય, બલકર, ગ્રાહિણી, સાત ધાતુનો શોષ કરનારૂં, વાતપિત્તકર, આનંદકારક, માદક, વીર્યસ્તંભક,

કડવું, અને મધુર છે; તથા સન્નિપાત, કૃમિ, કફ, પાંડુ, ક્ષય, મેહ, દમ, ઉધરસ, પ્લીહા, ધાતુક્ષય, એનો નાશ કરે છે. જે અફિણ ધોળા રંગનું હોઈ અન્નને પચાવે છે તેને જારણ કહે છે; અને કાળું હોય તેને મૃત્યુકારક એટલે મારણ કહે છે. જે અફિણ પીળું હોય છે તે જરાનો નાશ કરનારૂં માટે તેને ધારણ કહે છે; અને જે ચિત્રવર્ણ હોય છે, તે મળનું સારણ કરે છે, માટે તેને સારણ કહે છે. **ઉપયોગઃ—** **(૧) આમાતિસાર ઉપર** :—ખસખસ દહીંમાં વાટી પાવી. **(૨) બાળકોને આમ પડે છે તે ઉપર** :—ખસખસનું (કનસાર) થુલું કરી ખવરાવવું. **(૩) સાંધા દુઃખે છે તે ઉપરઃ—** ખસખસનાં (પોસદોડા)ના કાઢામાં કલાક બે કલાક સાંધા શેકવા. (૪) **સોજો, પેટ ચડવું અને શરીરમાં વાયૂ ભર્યો હોય તે ઉપરઃ—** ઉપલા પાણીનો શેક દેવો. **(૫) પુષ્ટિ અને શક્તિ આવવા માટે** :—ખસખસ, બદામગીર અને ચારોળી સમભાગ લેઈ બારીક વાટી ગાયના દૂધમાં મેળવી ઉકાળી ખીર કરવી. તેમાં ઉતારતી વેળાએ ૨ તોલા તાજું ઘી અને તેટલીજ સાકર નાંખી, તે મળી જાય એટલે ૨ માસા-પર્યંત ગળોનું સત્વ નાંખી સેવન કરવું એ પ્રમાણે સતત કેટલાક દિવસ કરવાથી બળ અને પુષ્ટિ ઉત્તમ પ્રકારની પ્રાપ્ત થાય છે. આ ઔષધ શક્તિહીન બાળકોને આપવાને ઘણું ઉત્તમ છે. **( ૬ ) દારૂણા**( કેશમાંહેની જમીન કઠણ થઈ ઝીણી ફોડકીયો થાય છે તે ) **રોગ ઉપર** :—ખસખસ દૂધમાં વાટી માંથા ઉપર લેપ કરવો. **(૭) બાળકો માટે શક્તિવર્ધક ખોરાક** :—ખસખસ, ગાયના દૂધમાં બારીક વાટી તેમાં બીજું દૂધ અને થોડો ગોળ કિંવા સાકર નાંખી ઉકાળી રાબડી તૈયાર કરવી અને સારી રીતે થંડી થયા પછી ખાંડ નાંખવી. આ ખોરાક બે મહિનાથી અધિક વયના બાળકને આપવા યોગ્ય છે; અને જે બાળકને હગામણનો ઉપદ્રવ હોય તેઓને તો ઘણોજ હિતકારક છે. **(૮) અર્ધાંગ વાયુ ઉપર** :—ખસખસનું તેલ કોપરાના તેલ સાથે શરીરે ચોળવું. **અફિણનો ઉપયોગ :—(૧) અતિસાર અને મૂર્છા ઉપર** :—અફીણ અને કેશર સમભાગ લેઈ ખલી અર્ધા ગુંજા ભારની ગોળી મધમાં ખાવી, અથવા ગુંજાભાર અફિણ બકરીના દૂધમાં આપવાથી પણ મૂર્છા—અતિસાર દૂર થાય છે. **( ૨ ) મૂર્છા ઉપર** : કોપરાના કકડામાં છિદ્ર કરી, તેમાં ૨ ગુંજાભાર અફિણ નાંખી તે કકડો અંગારાઉપર શેકવો અને ખાવા આપવો. એટલે માણસ સહસા ઝોબાઈ જશે નહિ. **(૩) શળકમ ઉપરઃ—**કાગળે થોડું અફિણ ચોપડી તેની બીડી સળગાવી નાકે તેની ધુંણી સુંગવી. **( ૪ ) માથું દુઃખતું હોય તોઃ—**માથા ઉપર અફિણનો લેપ કરવો. **( ૫ ) શરીરે ખરજ થતી હોય તોઃ—** તેલ, મીણ અને અફિણ એકત્ર કરી ચોપડવું **(૬) આંખો આવે છે તે ઉપર** :—અફિણ અને દાંતવણ એનો લોખંડના વાસણમાં લીંબડાના રસમાં ખલ કરી એનો લેપ દેવો. (૭) **અતિશય પરસેવો આવતો હોય તોઃ—** તે ઉપર કિંચિત અફિણ ખાવા આપવું. ( ૮ ) અફિણ એ સ્તંભક છે. સ્તંભનને માટે એ જાયફળમાં ઘાલી તે ઉંબરાના, વડના કિંવા બાવળના ઝાડમાં છિદ્ર પાડી તેમાં મૂકે છે અને તે છિદ્ર બંધ કરી કેટલાક દિવસ પછી તે બાહાર કાઢી તેની ગોળીયો કરી શક્તિ જોઈ તે આપે છે. સાકર સાથે પણ અફિણ ખાય છે, અને ઉપર દૂધ પ્રાશન કરે છે. તેમજ ખસખસના જીંડવાં અને સુંઠ એનો સોળમો ભાગ પાણી શેષ રહે તેવો કાઢો કરી તેમાં ગોળ નાંખી પીએ છે. **(૯) પકવાતિસાર ઉપરઃ—** ડીબમાં મંદ અગ્નિ ઉપર અફિણ શેકી ખાવાથી કેવોએ પાકેલો અતિસાર હોય તો પણ શમે છે. **(૧૦) નાના બાળકોને સળકમ અને સર્દી ઘણી થઈ હોય તોઃ—**માંથા ઉપર અને નાક ઉપર અફિણનો લેપ કરવો. પેટ ઉપર પણ પેટમાં વિકૃતિ હોય તો લેપ કરવો. **(૧૧) અતિસાર ઉપર** કાંદા (કુંગળી) ના રસમાં અફિણ મેળવી પાવું. **(૧૨) બદ ઉપરઃ—**પહેલાં જળો લગાવી લોહી કઢાવવું. અને કડવા લીંબડાનો પાલો બાંધવો. પછી બીજા દિવસથી અફિણના જીંડવાનો

કઢો કરી તેમાં કપડું ભીંજવી ત્રણ ચાર દિવસ શેકવું, એટલે દુઃખ જલદી નાશ પામે છે. **(૧૩) વાળા ઉપરઃ**—સર્પની કાંચળી અને અફિણની થેપલી કરી ઉપર બાંધવી. **(૧૪) નાસુર ઉપરઃ**—માણસના નખ બાળી તે રાખમાં અફિણ એક વાલ મેળવી તે મિશ્રણ નાસુરમાં ભરવું. **(૧૫) આમાતિસાર અને રક્તાતિસાર ઉપરઃ**—અફિણ લીંબુના રસમાં મેળવી તે દૂધમાં નાંખી ત્રણ દિવસ પાવું. **અફિણ ઉપર ઉતારઃ**— (૧) **રાઈનો લોટ** વગેરે ઉલટી થનારાં ઔષધો આપવાં. (૨) **અરિઠાનું પાણી** કરી પાવું. અફિણના પાશેર ગોળા ઉપર અરિઠાના પાણીનાં ૫–૭ ટીપાં પીવાથી તે ઘણુંજ નિઃસત્વ થાય છે. (૩) **ત્રણ કિંવા ચાર માસા હિંગ** છાશમાં અથવા પાણીમાં વાટી પાવી, કિંવા એકલી હિંગ ખવડાવવી. (અફિણની ડાબડીમાં હિંગનો ગાંગડો રાખવાથી અફિણ નિઃસત્વ થાય છે.) (૪) **ઘીમાં ટંકણખાર અને મોરથુથુ** અથવા એકલો **ટંકણખાર** નાંખી પાવો. એટલે ઉલટી થઈ અફિણ નીકળી જશે. (૫) **ફટકડીનું** ચૂર્ણ અને નરમાના બિયાંનું ચૂર્ણ એકઠું કરી ખાવાથી અફિણ ઉતરે છે. (૬) **કાંકણીના** વેલાના પાંલાનો રસ પાવો. (૭) **ઉભી ભોરીંગણીનો** રસ દૂધ નાંખી પાવો. (૮) **વજ અને સીંધવ** એકઠાં કરી પાવાં. (૯) પીંપર અને મીઢળ આપવું. (૧૦) **ઝેંડૂના** (ગલગોટાના) પાલાનો રસ કાઢી પાવો. (૧૧) થોડું **મોરથુથુ** શેકી લિંબોળીમાં ઘાલી ચુસવું. (૧૨) **તાંદળજાનાં મૂળીયાં** પાણીમાં વાટી તે પાવું. (૧૩) **ઉટકટારીનાં મૂળીયાં** પાણીમાં વાટી પાવાં. (૧૪) **ગળોની સળીયોનો** રસ કાઢી પાવો. (૧૫) **કિંજળીના** ઝાડનો રસ કાઢી પાવો. (૧૬) **કપાસના** પાંદડાંનો રસ પાવો. (૧૭) **કડવા લીંબડાના** પાંદડાંનો અર્ક કાઢી પાવો. (૧૮) **અંબાડાના** પાંત્રાનો રસ પાવો. [૧૯] **આંબલીના** પાંદડાંનો રસ પાવો. (૨૦) **શિતાફળિના** બિયાંમાંહેનું મગજ પાણીમાં વાટી પાવું. **નાના બાળકને અફિણ ચઢયું હોય તે ઉપરઃ**—ડુંગળી ભાંગી તેનો વાસ લેવરાવવો કિંવા કોરા દેશી કાગળ પાણીમાં મસળી પાવા. ગર્ભિણીએ અફિણ કિંવા અફિણ મિશ્રીત ઔષધ સેવન કરવું નહિં.

---

## ૨૦૩. ખાખરો.

સં૦ તે૦ ક૦ પલાશી. મ૦ પળસ. હી૦ ખાખર. કેસુડા. કો૦ પળશી.

એ ઝાડો ઘણેક ઠેકાણે થાય છે. ખાખરાના ઝાડો ઘણાં ઉંચાં વધતા નથી. એનું લાકડું સુતારના કામના ઉપયોગમાં આવતું નથી. એનાં પાંત્રા અને ફુલો એ ઉપયોગમાં આવે છે. પાંદડાંના પત્રાળાં કરે છે. ફુલોનો રંગ રાતો હોય છે. કવચિત્ ધોળા ફુલોનો પણ ખાખરો હોય છે. રંગને માટે ફુલોનો પુષ્કળ ઉપયોગ થાય છે. ખાખરાને ચપટાં રાતા રંગનાં બીજ આવે છે. તેને પળસપાપડી [પિત્તપાપડો] કહે છે. રંગ તથા સફેતી દેવાને માટે ખાખરાના મૂળનો કુચો કરે છે. ખાખરાને ગુંદ [લાખ] આવે છે. તે સ્તંભક છે. **ખાખરોઃ**—ઉષ્ણ, તુરો, વૃષ્ય, અગ્નિદીપક, સારક, કડવો, સ્નિગ્ધ, ગ્રાહક, ભગ્નસંધાનકારક, અને વ્રણ, ગુલ્મ, કૃમિ, પ્લીહા (બરોળ), સંગ્રહણી, અર્શ, વાયુ, કફ, યોનિરોગ અને પિત્તરોગ એનો નાશ કરે છે. એ રક્ત [રાતો], પીળો, શુભ્ર, [ધોળો], અને નીલ (લીલો), એ ભેદવડે ચાર પ્રકારનો થાય છે. **એના ફુલોઃ**—સ્વાદુ, કડવાં, ઉષ્ણ, તુરાં, વાતુળ, ગ્રાહક, શીતળ, તીખાં; અને તૃષા, દાહ, પિત્ત, કફ, રક્તદોષ, કોડ, અને મૂત્રકૃચ્છ્ર એનો નાશ કરે છે. **એનાં ફળોઃ**—રૂક્ષ, લઘુ, ઉષ્ણ, પાકકાળે તીખાં; અને કફ, વાયુ, ઉદર, કૃમિ, કોઢ, ગુલ્મ, પ્રમેહ, અર્શ, અને શૂળ એનો નાશ કરે છે. **એના ફળોમાંનાં બિયાં**:—સ્નિગ્ધ, ઉષ્ણ, તીખાં; અને કફ, કૃમિ (કરમ), એનો નાશ કરે છે. **એનાં કુમળા પાંદડાંઃ**—કૃમિ અને વાયુ એનો નાશ કરનાર છે. (૧) **ન્હાના બાળકના કૃમિ ઉપરઃ**—પીત્તપાપડો દૂધમાં ઘસી પાવો, કિંવા ચૂર્ણ કરી મધમાં આપવું; અથવા પિત્તપાપડો અર્ધો કાચો શેકી મગની દાળ જેટલો ઘીમાં

આપવો. (૨) દાદર ઉપરઃ—પિત્તપાપડો લીંબુના રસમાં ઘસી ગરમ કરી લેપ કરવો. (૩) **વંઝયા (વાંઝણી)ને ગર્ભ ધારણ થવા માટે**—પિત્તપાપડાને બાળી તેની રાખ કરી તે પાણી સાથે પાવાથી સ્ત્રી ગર્ભિણી થાય છે. (૪) **કંઠમાળ ઉપરઃ**—ખાખરાના મૂળો ચોખાના ધોવરામણમાં વાટી તેનો કાનની બાજુ પર લેપ કરવો (૫) **અડકાવ (ઋતુસ્રાવ) બંધ થવા માટેઃ**—પીત્તપાપડો અને શેવતીનાં ફુલો પાણીમાં અથવા ઘીમાં ભક્ષણ કરવાં અને ફટકડીની પોટલી યોનીમાં રાખવી, એટલે અડકાવ (ઋતુસ્રાવ) બંધ થાય છે. (૬) **પુરૂષત્વ આવવા માટેઃ**—ખાખરાના મૂળોને ચીરી તે નીચે રીઢું માટલું મુકી ઉપર અગ્નિ કરવો; એટલે માટલામાં અર્ક પડે છે, તે અર્ક ખાવાના પાનને ચોપડી તે પાનમાં મરાઠીનું જીડવું એક મુકી તે પાન ખાવું એટલે એકજ દિવસમાં પુરૂષત્વ આવશે. ઉતાર સ્ત્રી સંગ કરવો. (૭) **ખરજવા ઉપરઃ**—પિત્તપાપડો, હડતાલ, એ જૂના ઘીમાં ઘસી તેનો લેપ કરવો. (૮) **કૃમિ ઉપરઃ**—ખાખરાનાં બી અને વાવડિંગ એ સમભાગ લઇ ચૂર્ણ કરવું. ત્રણમાસા લીંબુના રસમાં ત્રણ માસા ચૂર્ણ અને મધ નાંખી ચાટવું. (૯) **પ્રમેહ ઉપરઃ**—ખાખરાનાં ફુલો તોલા અઢી (૨।।), રાત્રે પાણીમાં ભિંજવી રાખી સવારે તે ગાળેલા પાણીમાં સુરોખાર અર્ધો તોલો અને સાકર દોઢ તોલો એ નાંખી તે પાણી પાવું. અથવા ખાખરાના ફુલોનો કાઢો મધ નાંખી પાવો. (૧૦) **પગના સાંધા પકડાઈ ગયા હોય તે ઉપરઃ**—પળસપાપડો મધમાં વાટી લેપ કરવો.(૧૧) **પેટમાંના રોગ ઉપરઃ**—પળસપાપડો ખરસાણીનાં રસમાં વાટી મરી જેવડી ગોળી કરી ખાવી ઓડકાર થશે. ઉતાર ઘી અને ભાત અથવા ખાખરાનાં ફુલો બાફી પેટ ઉપર બાંધવાં દિવસ ૩. (૧૨) **બાળકોને ઓરી** (જીણી ફોડકીઓ) **થઈ આવે છે તે ઉપરઃ**— પિત્તપાપડો લીમડાનાં રસમાં ઘસી ચોપડવો (૧૪) **કૃમિ ઉપરઃ**—ખાખરાનાં બી કચરી ભિંજવી રાખવાં અને ૫ ગાળી લેઈ તેમાં મધ નાંખી આપવું. (૧૪) **વાળા ઉપરઃ**—ખાખરાના । વાલેફૂટી ગોળમાં સાત ગોળીઓ કરી રોજ એક ગોળી ખાવી. **મૂત્રરેચનને માટે તથા મૂત્રાઘાત ઉપરઃ**—ખાખરાનાં સુકાયલા ફુલો ૧૦ તોલા પર્યંત લેઈ તે ધોવા અને તેમા થોડું પાણી નાખી ઉપર ઢાંકણું દેઈ તે ઢાંકણાંમાં થોડું પાણી રેડી મંદ અગ્નિ ઉપર બાફવાં. પછી તે ફુલો પીલી તેમાંથી જે પાણી આવે તે શક્ત્યનુરૂપ પાશેર પર્યંત ગાળી લેઇ તેમાં બે માસાં પર્યંત સુરોખાર નાંખી પ્રાશન કરવું અને બાકી જે પાણી રહે તેમાં તે બાફેલા ફૂલ મેળવી પેટપર બાંધવા. (૧૬) **યોનિકંદ ઉપરઃ**—પિત્તપાપડો કચરી કણકમાં મેળવી હાથ તળીયા જેવડી પુરી કરી તે કંદ ઉપર બાંધવી. લંગોટી રાખવી; તેથી કરી તે માસનો ગોળો ગરી પડશે, અથવાં ખાખરાના ખારના યોગે કરી ઘૃત સિધ્ધ કરી તે ખાવું. (૧૭) **અતિસાર ઉપરઃ**—ખાખરાનો ગુંદ ૫–૧૦ ચણોઠીભાર સાકર સાથે ખાવો. (૧૮) **ઉધરસ તથા મુખરોગ ઉપરઃ**—ખાખરાના પાંત્રાનાં દીટાં સાધારણ ચાવી મોંમાં રાખી તેનો દ્રવ (રસ) ગળતાં જવું, એટલે ઉધરસ ત્વરિત દૂર થાય છે. તથા **મુખરોગ** દૂર થાય છે. (૧૯) **બગઈ વગેરે કાનમાં ગઈ હોય તે ઉપરઃ**—ખાખરાના અંકુરોનો રસ કાનમાં નાંખવો. (૨૦) **સર્પના વિષ ઉપરઃ**—ખાખરાનાં મૂળ પાણીમાં ઘસી પાવાં અને લેપ પણ કરવો.

---

## ૨૦૪ ખાજકોલતી

સં૦ વૃશ્ચિકા. ધૂમ્રપુષ્પા. મ૦ ખાજકોલતી. વિંચુવા હીં૦ બીછવા. બં૦ વિષાતી. વિછુટી. ક૦ ઇંગુલે. માસસાહોત્ર. મુર્ચિંગિડ. તા૦ કાયંચોરી. તૈ૦ કલગોંદી. તુ૦ પચ્ચીરંગી. મલા૦ કોતાફૂવા. ગોમ૦ ખાજરફુલ્લી લા૦ ટ્રેજીયા-ઇન્વ્હોલુક્રટા.

ખાજકોલતીનાં ઝાડો નાનકડા હોય છે. એ ચોમાસામાં ઉગે છે. ખાજકોલતીનાં પાત્રા મોટાં હોઈ એ પાંત્રા શરીરે લાગવાથી અતિશય આગ થાય છે. એ પાંત્રા ઉપર બારીક પુમ

આવે છે. એ પાંત્રા કાળા રંગના હોય છે. ઉપયોગ :—(૧) **કોલ્હાના વિષ ઉપર** :—ખાજકોલતીનાં મૂળ પાણીમાં ઘસી પાવાં. (૨) **વાળા ઉપર** :—ખાજકોલતીનાં મૂળ ગરમ પાણીમાં ઘસી વાળા ઉપર લેપ દેવો. વાળો બહાર આવવા લાગે એટલે દીવેટમાં વીટાળવો. પછી બીજે દિવસે જેટલો બહાર આવે તે ઉપર ખાજકોલતીનું મૂળ ચાર પાંચ વાર ચોપડવું. પછી તંતુ ઉપર વીંછીનો કાંટો મારવો, એટલે તુરત બધો વાળો બાહેર આવશે. (૩) **દાદર ઉપર** :—ખાજકોલતીનાં મૂળો તુળશીના રસમાં ઘસી ચોપડવાં.

---

## ૨૦૫. ખિલખિલા.

આ ઝાડ સુમારે માંથોડું ઉંચાં વધે છે. એનાં પાંત્રા કડવા લીમડાનાં પાલાં જેવાં હોય છે. પાંત્રાનો રંગ લીલો હોય છે. ખિલખિલાનાં ઝાડો વિશેષ કરી ડુંગરાળ પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. કોકણમાં એની ઉત્પત્તી ઘણી થાય છે. **ઉપયોગ** :—(૧) **મહારોગ** અને **ભૂતબાધા ઉપર** :—ખિલખિલિના પાલાની શરીરે ધુંણી આપવી.

---

## ૨૦૬ ખીજડી (સમડી)

હીં૦ મ૦ સં૦ શમી. દે૦ સંવદડ. બં૦ શાઇબાબલા. ક૦ બન્ની. તૈ૦ શમીચેટ્ટુ. નબીચેટ્ટુ. ઇં૦ સ્પંજટ્રી. લા૦ પ્રોસોપિસ સ્પાઈસિજેરા.

ખીજડીને શમી પણ કહે છે. શમીનાં ઝાડો મોટાં થાય છે. શમીનાં પાંદડાં આમલીનાં પાંદડાં જેવાં હોય છે. શમી એ એક હવનીય દ્રવ્ય છે. વિજયાદશમીને દિવસે શમીપૂજન કરવાનો પ્રચાર છે. **શમી** :—તુરી, રૂક્ષ, શીતળ, લઘુ, કડવી, તીખી, રેચક ; અને રક્તપિત, અતિસાર, કોડ, અર્શ, દમ, ઉધરસ, કફ, ભ્રમ, કૃમિ, કંપ, શ્રમ, એનો નાશ કરે છે. **એનાં ફળો** :—તીક્ષ્ણ, પિત્તકર, મેધાકારક, ગુરૂ, સ્વાદુ, રૂક્ષ, ઉષ્ણ, કેશનાશક એવાં છે. **લઘુ શમી** :—તુરી, રૂક્ષ, શીત, લઘુ; અને રક્તપિત્ત, અતિસાર, અર્શ, કોડ, શ્વાસ, કફ, શ્વેતકોડ, એનો નાશ કરે છે. **એનાં ફળો** :—કંડુ (ખરજ) નાશક, ગુરૂ, સ્વાદુ, રૂક્ષ, પિત્તલ, મેધાકારક, ઉષ્ણ; અને વ્રણ, કેશ, એનો નાશ કરે છે. **ઉપયોગ** :—(૧) **ઉંદરી ઉપર** :—શમીનો પાલો (પાંદડાં) ગાયના દહીંમાં વાટી લેપ કરવો. (૨) **નખદંતવિષ ઉપર** :—શમી કડવો લીંબડો અને વડ એની છાલ વાટી લેપ કરવો. (૩) **પ્રમેહ અને ગર્ભિણીના પ્રદર ઉપર** :—શમીના કુમળા તોરા ૧ તોલો લઈ તેમાં ત્રણ માસા જીરૂં મિશ્ર કરી બારીક વાટવું અને ગાયનું તાજું દૂધ કાચો પાશેર લઇ તેમાં કઢવી કપડાથી ગાળી લેવું. પછી તેમાં ધોળાં જાસુંદીનાં ફૂલ અર્ધો તોલો ઘસી સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાંખી પ્રત્યેક પ્રાત:કાળે એકવાર પ્રમાણે સાત કિંવા ચૌદ દિવસ ગુણ આવતાં સુધી આપવું. (૪) **ધાતુસ્થાનની કડકી ઉપર** :—શમીના કુમળા તોરા અને દેવબાવળીયાના કૂમળા તોરા સમભાગ લઈ એકત્ર કરી તેમાં થોડું જીરૂં નાંખી બારીક વાટવું અને ગાયનું તાજું દૂધ પાશેર લઈ તેમાં મેળવી તે દૂધ ગાળી તેમાં સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાંખી પાવું (૫) **લુખ લાગે છે તે ઉપર** :—શમીના તોરા ગાયના દૂધમાં વાટી તેમાં જીરાની ભૂકી અને ખાંડ નાંખી પાવું. (૬) **મૂત્રમાં ધાતુ અથવા ખર પડતું હોય તો તે ઉપર** :—શમીના તોરાંનો રસ ગાયના દૂધમાં કાઢી જીરૂં અને સાકર નાંખી પાવો. (૭) **ગર્મી ઉપર** :—શમીના તોરાંનો અથવા પાલાનો રસ જીરૂં અને સાકર નાંખી ૧૪ દિવસ પાવો.

---

## ૨૦૭ ખુરાસાની અજમો

સં૦ ખુરસાના. મ૦ ખુરાસનીઓવા. હિં૦ ખુરાસાની અજવાઈન.

ખુરાસાની અજમો એ ખુરાસાન અને યમાન એ પર્શિયા દેશમાંહેના પ્રાંતમાં પાકે છે, તે ઉપરથી એનું એવું નામ પડેલું છે. એ બીજ ચપટાં અને બારીક હોય છે. એ અજમાના-

જેટલા તીખા નથી હોતા કિંચિત તીખા હોય છે. એનો વૈદકમાં ઘણોજ ઉપયોગ કહેલો છે. **ખુરાસાની અજમો:—** તીખો, રૂક્ષ, પાચક, ગ્રાહક, ઊષ્ણ, માદક, ગુરૂ, વાતકર અને કફનાશક છે. બીજા ગુણ અજમાના જેવાજ છે. **ઉપયોગ:—(૧) વિષમજ્વર ઉપર:—**ત્રણમાસા ખુરાસાની અજમો અને નવ માસા જેઠીમધ એનો કાઢો કરી તે તાવ આવવા પહેલાં પાવો.

---

## ૨૦૮ ખુળખુળા.

સં૦ શણપુષ્પી. મ૦ ખુળખળા. રાનતાગ. હીં૦ શણહુલી. શણઈ. ઝુનઝુનિયા. પટસણ. બં૦ વનશણઇ. શોણેરગાછ. ક૦ ગિલુગિચ્ચિ. તૈ૦ શણમતુવેલ્લ. જેનપનર. રેલ્લચેટટુ. તા૦ જેનષ્પનર. અ૦ પન. ફા૦ લાદના. લા૦ ક્રોટોલેરિઆવેર્રૂકોસા.

જેવાં સણનાં ઝાડો હોય છે; તેવાંજ ખુળખુળાનાં ઝાડો થાય છે. એમાં નાની અને મોટી એવી બે જાતિ છે. ખુળખુળાનાં ઝાડ માંથોડું ઉંચાં વધે છે. એને સણના ફળ જેવાંજ ફળો આવે છે, અને તે સુકાયા પછી ખડખડ વાગે છે, માટે તેનું મરાઠીમાં ખુળખુળા (નાના છોકરાને રમવાનો ઘૂઘરો) નામ સાર્થક છે. ખુળખુળા એ કડવા, વાંતિકર, તથા રસબંધક છે; અને અપસ્માર, ભૂતબાધા, કંઠરોગ, કાસરોગ, હિક્કા, શ્વાસ એનો નાશ કરે છે. એને જંગલી લોક મરાઠીમાં "ઘાંટસર્પ" કહે છે. **ઉપયોગ:—(૧) અપસ્માર તથા ભૂતબાધા ઉપર:—**ખુળખુળાના ફળોનો કાઢો અથવા તેની ધુણી આપવી. **(૨) ઘાંટસર્પ ઉપર:—**ખુળખુળાના ફળો ચલમમાં નાંખી પીવા, એટલે તાબડતોબ ગળામાં ભરેલો કફ જૂદો પડી ગુણ આવે છે. પીવાની શક્તિ ન હોય તો બીજાએ પી તેના નાકમાં તથા મોંમાં ધુણી ઘાલવી. **(૩) નાકમાં પીનસ કિંવા વ્રણ થયું હોય તો:—**ખુળખુળાના પાંલાનો રસ નાકમાં પાડવો.

---

## ૨૦૯ ખેર.

સં૦ ખદિર. મ૦ હીં૦ ક૦ ખૈર. તૈ૦ ખાસુ. ખદિરમુ. મલા૦ કરિનિલિ. તું૦ કાચુ. તાં૦ વોડાલે. લા૦ એકેશિઆકેટેચ્યુ.

આ અરણ્યવૃક્ષ છે. સંહ્યાદ્રીના નીચેના પ્રદેશમાં એનાં વન ઘણાં છે. એને બારિક અને કઠિણ કાંટા હોય છે. એનાં પાંલા શમીના પાંત્રા જેવાં હોય છે. ખેરનું લાકડું ઇમારતના કામમાં ઘણું ઉપયોગી છે. ખેરના ઝાડમાંથી કાથો ઉત્પન્ન થાય છે. એનું લાકડું માટીમાં કેટલાએક વર્ષ રહે તો પણ હોતું નથી. ખેરના લાકડાની વળીયો, સાકટીયો, તંબુની મેખો વગેરે બનાવે છે. ખેરના લાકડાનો ગાભો ઘણો કઠીણ હોય છે, માટે સુતાર તથા લુંહાર લોક તેમના હથિયારના હાથા કરવામાં તેનો ઉપયોગ કરે છે. સેલડીનો રસ કાઢવાને મજબુત કોલ પણ તેનોજ બનાવે છે. ખેરમાંથી કાથો બનાવવાની રીત એવી છે કે, જૂનો થયેલો સારો ખેર જોઇ તે કાપે છે. પછી એ ઉપરની છાલ કાઢી નાંખે છે. અને મધ્યના ગાભાના બારીક કકડા કરી એક વાસણમાં ભરે છે, પછી ભટ્ટી સળગાવી તેને ઉકાળી ઠરતું રાખવાથી વાસણમાં કાથો ઠરેલો હોય છે તેની વડીયો કરે છે. ઇમારત વગેરે બાંધે છે ત્યારે કાથાનું પાણી કરી તે પાણી અથવા ખેરનું લીલું લાકડું છાલ સાથે બારીક કાપી, બાફી, અર્ક કાઢી તે અર્ક ચુનો કર્યો હોય તેમાં નાંખવાથી ચુનાને એટલી મજબુતી આવે છે કે, તોફનો ગોળો પણ તેના ઉપર એકાએક લાગુ થતો નથી. **ખેર:—**પાચક, શીત, રસકાળે, કડવો, તુરો, રકતશુધ્ધિકારક, દાંતને હિતાવહ; અને કફ, પિત્ત, કૃમિ, વ્રણ, કોડ, કંડુ, તાવ, સોજો, ઉધરસ, મેદ, પ્રમેહ, આમ, અરોચક, પાંડુ અને રકતદોષ, એનો નાશ કરે છે. **ખેરનો ગુંદર—**મધૂર, બલકર, ધાતુવર્ધક છે. **ખેરનો સાર:—**વ્રણ્ય. વિશદ; અને રકતદોષ, કફ, અને મુખરોગ એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ઉપદંશ (ગર્મી) ઉપર:—** ખેર અને અસાંણા એનો કાઢો લિફળાચૂર્ણ નાંખી પ્રાશનાર્થ આપવો; એટલે સર્વ પ્રકારનો ઉ-

પદંશ રોગ જાય છે. (૨) **કોડરોગ ઉપર:—** ખેરના પંચાંગ (મૂળ, પાન, ફૂલો, છાલ, ફળ.)નો કાઢો કરી રાખવો. તેનું સ્નાન, પાન, ભોજન, ઉધ્વર્તન (લેપ) કરવો, એટલે સર્વ કોડ દુર થાય છે. તેમજ કોડ ઉપર ખેરનો કાથો ઘસી ચોપડવો. (૩) **ભગંદર ઉપર:—**ખેરછાલ અને લિફળાં એનો કાઢો કરી તેમાં ભેંસનું ઘી અને વાવડિંગનું ચૂર્ણ નાંખી પાવું. (૪) **સોમલના વિષ ઉપર:—**ગાયના દૂધમાં કાથો ઘસી પાવો. (૫) **બાળકોને મુબારકી રોગ થાય છે તે ઉપર:—**એ રોગનાં લક્ષણો એવાં છે કે, અજીર્ણ થઇ પેટમાં દૂષિત મળની ગાંઠ થઈ ગાલ ઉપર સોજાની છાયા જણાય છે, પેટ ફૂલેલું જણાય છે, મૂત્ર પીળું થાય છે, અને શકિત ક્ષીણ થઈ જાય છે; એ ઉપર ખેરની અંતરછાલ સુમારે ત્રણ માસા પર્યંત ગાયના દૂધમાં ઘસી તેમાં અર્ધા અડદ જેટલું ગોરોચન ઘસી પ્રત્યેક પ્રાત:કાળે એકવખત પ્રમાણે ત્રણ દિવસ આપવું. (૬) **તિડીક પ્રમેહ ઉપર:—**ખેર, બાવળ અને શમી, એ ત્રણે ઝાડોના કુમળા તોરા (અંકુર) એક તોલા પર્યંત સમભાગ મિશ્ર કરી ગાયનાં તાજા દૂધમા વાટી સુમારે ૫ તોલા પર્યંત રસ કાઢી તેમાં જીરાની ભૂકી ચાર ગુંજા ભાર અને સાકરની ભૂકી અર્ધો તોલો નાંખી પ્રત્યેક બે વખત પ્રમાણે ૭ દિવસ પાવું (૭) **તોફાન થયેલો ઘોડો સારો થવા માટે:—** તેને રોજ પા તોલો કાથો આપવો. [૮] **માણસને શીણ થયું હોય તો:—**ખેરની છાલના રસમાં હીંગ નાંખી પાવો. [૯] **પ્રમેહ અને ઉનવા ઉપર:—**ખેરના અંકુર ૪ પૈસાભાર જીરૂં ૪ પૈસાભાર લેઈ, વાટી, ગાયના દૂધમાં મેળવી વસ્ત્રગાળ કરી તેમાં સાકર નાંખી તે આપવું. આ ઔષધ બે વખત આપવું.(૧૦) **ઉધરસ ઉપર:—**ખેરની અંતરછાલ ૪ ભાગ, બહેડાંદળ ૨ ભાગ, અને લવેંગ ૧ ભાગ એનું ચૂર્ણ કરી તે મધમાં આપવું. (૧૧) **કાન પાકયો હોય તે ઉપર:—** ધોળા કાથાની વસ્ત્રગાળ ભૂકી કરી ગરમ પાણીમાં કાલવવી: અને તેની પીચકારી જેવી કાનમાં સેર પાડવી. પછી કાન સ્વચ્છ ધોવો. (૧૨) **પિત્ત વિકાર ઉપર:—**ખેરના કુમળા તોરા ૧ તોલો લેઈ તેમાં ત્રણ માસા સુંઠ નાખી બારીક વાટી તે ગોળી ગાયના તાજા દૂધમાં કાલવી, પ્રતિ દિવસે પ્રાત:કાળે એ પ્રમાણે ત્રણ દિવસ આપવી.[૧૩] **કોડ ઉપર:—**ખેરની છાલ, અને આવળકંટીનો કાઢો, બાવચાનું ચૂર્ણ નાંખી પાંવો, એટલે શ્વેત કોડ દૂર થાય છે.

---

## ૨૧૦ ખોરેતી. સં૦ ફલ્ગુ.

એ વૃક્ષને "ખરવત" પણ કહે છે. એ ઝાડો ઘણેક ઠેકાણે થાય છે. એના પાંત્રા ઉપર કરવત જેવાં ખરખરાં કાંટાં હોય છે. કોકણમાં સુતાર લોક એ પાંત્રા લકડકામ સાફ કરવાના ઉપયોગમાં લેછે. તેનાથી લાકડું સફાઈદાર બને છે. બોખાડાના પાત્રાં જેવાં અને ફળ જેવાં એનાં પાંતા અને ફળો હોય છે. **ઉપયોગ:—** (૧) **નળગુદા ઉપર:—**ખોરેતીની છાલનો રસ ૪ પૈસાભાર ગાયના દૂધમાં પાવો. દિવસ ૩. અથવા છાલ ગોમૂત્રમાં ઘસી પાવી. [૨] **કમળા ઉપર:—**ખોરેતીનાં મૂળ ગોમૂત્રમાં ઘસી પાવાં. ઉતાર ઘી અને ભાત. અથવા ખોરેતીના ફળોની ભૂકી નાળિયેરના અંગરસમાં આપવી. [૩] **બાળકોના પેટમાંહેના ભાર ઉપર:—** ખોરેતીની છાલ, ચિત્રાના મૂળો અને ઝંઝેટાના મૂળો એ ગોમૂત્રમાં ઘસી પાવાં. રેચ થાય તો ઉતાર દહી અને ભાત (૪) **ભાર ઉપર અને પથરી ઉપર:—** ખોરેતીની છાલ, પાણીશોક અને નાળીયેરની કાછલી એ સમભાગ ગોમૂત્રમાં ઘસી પ્રત્યેક બે વખત પ્રમાણે ૨૧ દિવસ આપવું. (૫) **ગળા ઉપરના ભાગમાં વ્રણ થયું હોય તો તે ઉપર:—**ખોરેતીની છાલના રસમાં કપડું બોળવી તાળવા ઉપર તેની ઘડી મુકવી; અને ઉપર એક કપડું આખા માથા ઉપર વીટાળી તે ઉપર તે રસ વારંવાર નાંખતાં રહેવું. એ પ્રમાણે દિવસ ૭ એ ઘડી સતત રાખવી અને પથ્ય પાળવી. [૬] **ભારનો ઉપદ્રવ ન થવા માટે:—**મહિનામાં બે વાર ખો-

રેતીની છાલ ગોમૂત્રમાં ઘસી આપતાં જવી. **(૭) ગુલ્મરોગ ઉપર:**—ખેરેતીના સુકાયલાં ફૂળો અથવા છાલ અને નાળીયેરની કાચ્છલી એ પાંચ તોલા ગોમૂત્રમાં અર્ધા તોલા પ્રમાણે ઘસી તે પ્રાશન કરવું. (૮) **દંતશૂળ અને દાંત હાલતા હોય તે ઉપર:**—ખેરેતીના દાતણવડે દાંત ઘસવા, એટલે ૩ દિવસમાં દાંત મજબૂત થાય છે, અને દુખતા બંધ થાય છે. **[૯] અડકાવ આવવા માટે:**—ખેરેતીના ફૂળોનું ચૂર્ણ નાળીયેરના અંગરસમાં આપવું. દિવસ ૩ કે ૭.

---

## ૨૧૧ ઘણસરી.

એ ઝાડો મોટાં મોટાં થાય છે. એને "ગાનસુરી" કહે છે, ઘણસરીનાં પાંત્રા બિલાંમાના જેવાં લાંબાં હોય છે. એ પાલાનો વાસ દર્પટ આવે છે. **ઉપયોગ:—[૧] ઘોણસ [ઘોયડા] ના અને ફુરશાના વિષ ઉપર:**—ઘણસરીનાં મૂળ ઘસી તેમાં સુંઠ ઘસવી અને પાવી. રેચ થશે અને ઉલટી પણ થશે. વિષથી શરીરમાં ગાંઠો થાય તો તેજ મૂળ ઘસી શરીર ઉપર ચોપડવાં. (૨) **રેચક:**—ઘણસરીનાં મૂળ ઘસી પાવાં. ઉતાર ઘી અને ભાત. (૩) **ફોડકી, ખરજ વગેરે ઉપર:**—ઘણસરીનાં મૂળ અને વાંકેરીનું બોથું પાણીમાં ઘસી લેપ કરવો. (૪) **ગરોળી વગેરેના વિષ ઉપર:**—ઘણસરીના પાલાનો ગોમૂત્ર નાંખી રસ કાઢી તેમાં ઘણસરીના મૂળ ઘસી શરીરે મર્દન કરવું. (૫) **ઢોરને ઘોયડાનું વિષ લાગે છે તે ઉપર:**—ઘણસરીના પાલાનો પાણી નાંખી એક શેર પર્યંત રસ કાઢવો અને ઘણસરીનાંજ મૂળ ૧ તોળા પર્યંત ઘસી તે પાવો. એ પ્રમાણે ૩ દિવસ પાવું; તથા અરીઠાના પાણીમાં ઘણસરીનાં મૂળ ઘસી સુજેલી જગોએ વારંવાર લેપ કરવો.

---

## ૨૧૨ ઘાપાન.

અનનસના ઝાડ જેવાં ઘાપાનનાં ઝાડો હોય છે. એનાં પાંદડાં અનનસના પાંદડાં કરતાં પહોળાં હોઈ તેની છેવટે વાંક અને કરવત જેવા કાંટા હોય છે. ઘાપાનના પાંત્રા પલારી રાખી કચરી તેનું સુતર કાઢી પછી દોરડું વણે છે. એ મજબુત થાય છે. ઉપયોગ:—(૧) **મુસલ રોગ** (ઢોરોને અને માણસોને મૂર્છા જેવો રોગ થાય છે તે) **ઉપર:**—ઘાપાનનાં કાંદાનો રસ પાવો. (૨) **જખમ ઉપર:**—ઘાપાનનાં પાંદડાં વાટી ચોપડવાં.

---

## ૨૧૩ ઘાંસપિત્તપાપડો. સં० પર્પટક.

આ ઝાડો જમીન બરોબર પ્રસરે છે. એનાં પાંત્રા બારીક હોય છે. એ ઝાડો ઘણું કરી માળ જમીન ઉપર થાય છે. એ ઝાડ ઉપર બારીક જીંડવા જેવા તોરા આવે છે. એ ઝાડો પ્રસિધ્ધ છે. પિત્તપાપડાનાં ઝાડો વધારે ગુણકારી છે. ઘાસપિત્તપાપડાનું શાક સારૂં થાય છે. **પિત્તપાપડો:**—શીતળ, કડવો, ગ્રાહક વાતકારક, લઘુ, પાકકાળે તીખો; અને પિત્ત, કફ, જ્વર, રકતદોષ, અરૂચિ, દાહ, ગ્લાનિ, ભ્રમ, મદ, પ્રમેહ, ઓકારી (ઉલટી), તૃષા, રકતપિત્ત, એનો નાશ કરે છે. **એનું શાક:**—સંગ્રહી, શીતલ, વાતકારક, લઘુ, કડવી; અને રકતવિકાર, પિત્તજ્વર, તૃપા, કફ, ભ્રમ, દાહ, એનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **પિત્તથી ચકરી આવે છે તે ઉપર:**—ઘાસપિત્તપાપડાની વસ્ત્રગાળ ભૂકી કરી કોપરાના તેલમાં કાલવી માથા ઉપર જાડો લેપ કરવો. (૨) **પિત્તજ્વર ઉપર:**—ઘાસ પિત્તપાપડાનો કાઢો પાવો. (૩) **સાધારણ તાવ ઉપર:**—ઘાસપિત્તપાપડાનો કાઢો કરી તેમાં ગારગોટી (ધોળો અને થંડો ફત્તર) દેવતામાં લાલ કરી છમકારવી અને તે કાઢો પાવો. (૪) **ઉલટી ઉપર:**—ઘાસપિત્તપાપડાનો કાઢો મધ નાંખી પાવો.

---

## ૨૧૪ ઘામારી. સં० અસ્થિભક્ષા.

ઘામારીનાં ઝાડ ભેજવાળી જમીનમાં થાય છે. એ ઝાડની ઉંચાઈ સુમારે બે હાથ હોય છે. એના પાંત્રાનો આકાર પર્ણબીજના પાંત્રા જેવો

થાય છે. ઘા મારીને તોરા આવી તેને ફળો આવે છે. એ ફળોનો આકાર લાંબો હોય છે. ફળોનો રંગ પ્રથમ લીલો હોઇ પછી રાતો થઈ જાય છે. ઉપયોગઃ—(૧) **ઘા રૂઝવા માટેઃ**—ઘામારીના પાલાનો રસ કાઢી તે જખમ ઉપર ચોપડવો; એટલે જખમ જલદી રૂઝાઈ જાય છે. (૨) **બાળકોના રક્તાતિસાર ઉપરઃ**—ઘામારીના પાંદડાંનો રસ કાઢી તેમાં ગાયનું ઘી મિશ્ર કરી તે રસ પાવો. એ ઔષધ મોટા માણસને પણ આપવું.

---

## ૨૧૫ ઘેવડો. (વાલોળ)

ઘેવડાનો વેલો ઘણોજ મોટો વધે છે. એ ચાર પાંચ વર્ષ ટકે છે. ઘેવડાને ત્રિદળ પાંત્રા હોય છે. ઘેવડાની શિંગોનું શાક સારૂં થાય છે. અંદરના દાણાનું પણ શાક કરે છે. ઘેવડામાં ચોધારી ઘેવડો, વાટ ઘેવડો, ગવો, ધોળો અને કાળો એવી અનેક જાતિયો છે. **ઘેવડોઃ**—વાતકર, રૂચ્ય, તુરો, મધુર, મુખને પ્રિય, કંઠશુધ્ધિકારક, ગ્રાહક, અગ્નિદીપક; અને કફ, પિત્ત, એનો નાશ કરે છે. **મોટો ઘેવડોઃ**—રૂચિકર, વાતલ, અગ્નિદીપક; અને મુખને પ્રિય એવો છે. **કાળો ઘેવડોઃ**—કંઠ્ય, મેધ્ય, અગ્નિદીપક, તુરો, રસકાળે મધુર, રૂચિકર; અને ગ્રાહક એવો છે. **ધોળો ઘેવડોઃ**—વાત, કફ એને કરનાર, વિષનાશક, એવો છે, બીજા ગુણ કાળા ઘેવડા જેવા છે. પીળો ઘેવડો એ કરતાં વધારે ગુણવાળો છે. **ઉપયોગઃ**—(૧) **વિંછીના વિષ ઉપરઃ**—ઘેવડાના પાલાનો રસ ચોપડવો. (૨) **પાઠા ઉપરઃ**—સાત વર્ષી ઘેવડીના મૂળની જમીનની અંદરની ગાંઠ ગાયના તાજા દુધમાં ઘસી પાવી. અને તેનોજ ઉપર લેપ કરવો. (૩) **પગ કિંવા ઘુંટી મરડાઈ જાય છે તે ઉપરઃ**—ઘેવડાનો પાલો અને બીલામો એકત્ર વાટી ગરમ કરી ઉપર બાંધવું. (૪) **વિષમ જ્વર ઉપરઃ**—સાત વર્ષી ઘેવડાનાં મૂળ કાઢી કાને બાંધવાં; એટલે વિષમજ્વર દૂર થાય છે.

---

## ૨૧૬ ઘોટી.

ઘોંટીને "ઘોટ" "ઘોટબોર" "રાનબોર" એમ મરાઠીમાં કહે છે. ઘોંટીના ઝાડ જેવાં હોય છે. એને બોરડીના જેવાં બારીક ફળો આવે છે. વૈદલોક "બત્રીશી" કરીને જે ઔષધ આપે છે તેમાં એ ફળો હોય છે. ઘોંટી એ મધુર, તીખી, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક; અને કમળો, રક્તદોષ, સોજો, કફ, વાયુ, પિત્ત, વ્રણ, કોઢ, ખરજ એનો નાશ કરે છે.

---

## ૨૧૭ ઘોટીવેલ.

ઘોટીવેલ ચોમાસામાં ઉત્પન્ન થઈ ઝાડ ઉપર પ્રસરે છે. એનો ઘણો વિસ્તાર થાય છે. ઘોટીવેલનાં પાંત્રા મોટાં હોઈ તે ઉપર જાડી રેષાઓ હોય છે. એ વેલીને બારીક કાંટા હોય છે. એને ચણા જેવડા ફળના ગુચ્છા આવે છે. **ઉપયોગઃ**—**પાડાને રેચ થાય છે તે ઉપરઃ**—ઘોટીવેલીનાં લીલાં અથવા સુકાયલાં ફળો અને મેથી બારીક વાટી દહીંમાં કાલવી, તેમાં થોડી હિંગની ભુકી નાંખી તે પાવું; એટલે રેચ જલદી બંધ થાય છે.

---

## ૨૧૮ ઘોણશી.

ગોનશીના વેલા હોય છે. એ વેલાની જાડાઈ પગના અંગુઠા જેવી હોઈ આકારે ઘોણસ સર્પ જેવી હોય છે. એનો રંગ લીલો હોય છે. એનાં પાંત્રા આકારે પીંપળાનાં પાંત્રા જેવાં હોઈ, તેના કરતાં ચોગણાં મોટાં થાય છે. એ પાંત્રાને એક એક આંગળ પહોળાઇના ખાંચા હોય છે. **ગોનશીઃ**—શીતળ, ગુરૂ; અને શૂળ, હેડકી, જીર્ણ વિષ, સર્પવિષ અને ઉન્માદ એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **ઢોરને ઘોયડાનું વિષ ચડયું હોય તોઃ**—ગોનશીનો રસ શેરભર પાવો. (૨) **માણસને ઘોયડાનું વિષ ચડયું હોય તોઃ**—ગોનશીના રસમાં ધણસરીનાં મૂળ, અરિઠા અને કાળીજીરી વાટી ગોમૂત્ર નાંખી દંશ ઉપર લેપ દેવો.

## ૨૧૯ ઘોલી. (ગિલોડી)

ઘોલીનો વેલો આઠ દશ વર્ષ પર્યંત બચે છે. ઘોલી બારમાશી થાય છે. ઘોલીનાં ફળ બે અ-

ઢી આંગળ લાંબાં હોઈ અંગુઠા જેટલાં જાડાં હોય છે. ઘોલીમાં બે પ્રકાર છે. કડવી અને મીઠી. કડવી ઘોલી કોઇ ખાતું નથી. ઘોલીની ભાજી સ્વાદે સારી હોઇ પથ્યકર છે. ઘોલીના અતિ સેવનથી જીભે જડત્વ આવે છે. **ઘોલી**:—મધુર, શીતળ; અને કફ, ઉલટી એને કરનારી; અને રકતપિત, ક્ષય, શ્વાસ, કમળો, પિત્તશોફ, રકતવિકાર, વિષદોષ, ઉધરસ, રકતપિત્ત, તાવ, એનો નાશ કરે છે. **એનાં ફુલ**:—ગુરૂ, સ્વાદુ, શીતળ, લેખન, મલસ્તંભક, સ્તન્યકારક, પેટમાં વાતસંચય કરનાર, રૂચિકર; અને પિત્ત, રકતદોષ, વાયુ, દમ, સોજો, બુધ્ધિ, દાહ, ઉધરસ એનો નાશ કરે છે. **એનાં ફુલો**:—ખરજ, પિત્ત, કમળો એનો નાશ કરે છે. **એના પાલાની ભાજી**:—શીતળ, મધુર, ગ્રાહક. તુરી, કડવી, પાકકાળે તીખી, વાતુળ; અને કફ, પિત્ત એનો નાશ કરે છે. **એનાં મૂળ**:—હિમ, મેહનાશક, ધાતુવર્ધક; અને હાથપગનો દાહ, ભ્રાંતિ અને ઉલટી એનો નાશ કરે છે. **કડવી ઘોલી**:—વાંતિકારક; અને રકતવિકાર, કફ, પાંડુ, એનો નાશ કરે છે. **એનાં ફળ**:—ગુરૂ, કડવા, વાંતિકર, વાયુને કોપાવનાર; અને સોજો, વિષ, પિત્ત, રકતવિકાર, કફ, એનો નાશ કરે છે. ઉપયોગ (૧) **કાનમાં બગાઈ વગેરે ગઈ હોય તો**:—ઘોલીના પાલાનો રસ અને તેલ એકત્ર કરી પાડવું. (૨) **ગર્ભિણીને અધુરા માસે રજોદર્શન થાય તે તથા ગર્ભચલન થાય છે તે ઉપર**:—ઘોલીનો વેલો અંગુઠા જેવો જાડો જોઈ તે વેલાની, ગર્ભને જે માસ ચાલતો હોય તેટલી ગાંઠો લઈ થંડુ પાણી નાંખી ખાંડવી અને કાચો પાશેર પર્યંત રસ કાઢી તેમાં જીરાની ભુકી ત્રણ માસા તથા સાકર બે તોલા પર્યંત નાંખી પ્રત્યેક બે વાર પ્રમાણે રજસ્રાવ થયેલા દિવસથી ચાર દિવસ પર્યંત આપવું. આ ઔષધ ગર્ભધારણ થઈ ત્રણ મહિના થયા પછી ઉપર લખ્યા પ્રમાણે પ્રકાર થાય તો આપવું. તે પહેલાં આપવું નહિં. (૩) **કુરશાના વિષ ઉપર**:—ગીલોડીના પાંત્રાનાં રસમાં સમુદ્રફળ ૭ માસા ઘસી સુમારે નવટાંક રસ પાવો. આ રસ એકેક કલાકને અંતરે પાવો; એટલે ઉલટી થઈ વિષ ઉતરે છે. (૪) **સલ વધવા ઉપર**:—ઘોલીના મૂળોનો રસ, દેવદાર, જીરૂં અને સાકર એનું ચૂર્ણ, એકવર્ણી ગાયના દૂધમાં રૂતુકાળે ત્રણ દિવસ આપવું.

---

## ૨૨૦ ઘોલિકા. (લુણીની ભાજી)

સં૦ ઘોલિ.—કા મ૦ ઘોળ. હિં૦ બડીનોનિઆશાક. કુલ્ફા. ક૦ ગોલિ. તૈં૦ અઇલિકુરા. ફા૦ ખુરફા. અ૦ બકલતુલ હુમકા. ઇં૦ પર્સલેન. લા૦ પોર્ચ્યુલેકા, કવાડ્રિફિડા.

ઘોલિકાનાં ઝાડ મોટાં થતાં નથી. એનાં પાંત્રા કાંઇક ગોળ થઇ જરા રાતા રંગનાં હોય છે. ઘોલિકાને ઘણાં ન્હાનાં જીંડવાં આવી તેમાં કાળા રંગનાં બી હોય છે. ઘોલીકામાં બે જાતિ છે. એક ન્હાની અથવા વગડાઉ ઘોલિકા; તથા બીજીને મોટી અથવા રાજઘોલિકા કહે છે. જંગલી ઘોલિકાનાં પાંત્રા રંગે ઘણાં રાતાં અને રાજઘોલિકા કરતા ન્હાનાં પરંતુ ખડબચડાં હોય છે. એ ઝાડોનાં ઝુંડે ઝુંડ થાય છે. રાજઘોલિકાનાં પાંત્રા અને ઝાડ કાંઇક મોટાં હોઈ કોમળ હોય છે. ઘોલિકાની ઢીલી ભાજી કરે છે. એનો ગરીબ લોકમાજ ઉપયોગ થાય છે. એ ભાજી થંડી હોઇ ઘણી ખાવામાં આવે તો હગામણ, આમાંશાદિ ઉપદ્રવો થાય છે. **ઘોલિકા**:—રૂચિકર, ખારી, પિત્તલ, ખાટી, સારક, કફકર, ઉષ્ણ; અને વાયુ, ત્વગ્દોષ, ગુલ્મ, વ્રણ, શ્વાસ, કાસ, નેત્રરોગ, મેહ અને સોજો એનો નાશ કરે છે. **મોટી ઘોલિકા**:—રૂક્ષ, ખાટી, ખારી, રૂચિકર, તીખી, ગુરૂ, અગ્નિદીપક, કફનાશક; અને વાયુ, અર્શ, અગ્નિમાંદ્ય, વિષ અને શુક્ર એનો નાશ કરે છે. **ક્ષુદ્રઘોલિકા**:—પિત્તલ. સારક. કફકર, તીખી; અને જીર્ણજ્વર, શ્વાસ, કાસ, ગુલ્મ, મેહ, શોથ એનો નાશ કરનારી, રસાયન, વાતનાશક, ઉષ્ણ, ખાટી; અને નેત્રરોગ, ચર્મદોષ અને વ્રણ એની નાશક છે. **ઉપયોગ**:—(૧) **પેશાબે ઘણી બળતરા થતી હોય તે તથા ઉનવા ઉપર**:—ઘોલિકાની ભાજીનો રસ કાઢી તેમાં સાકર નાંખી

તે રસ સવાર સાંજ બે વખત પાવો. ત્રણ દિવસમાં બળતરા શાંત થાય છે.

---

## ૨૨૧ ઘોસાળી. (ગલકી)

સં૦ હસ્તિકોશાતકી. મ૦ ઘોસાળે. હીં૦ નેનુઆ. તોરઈ. બં૦ ધુંધલ. ક૦ અરહીરે. તુપ્પીરી. તૈ૦ પુચ્ચબીરકાયા. ફા૦ ખિયાર. લા૦ લ્યુફાપેટેંડ્રા.

ગલકીનો વેલો ઘણોજ વધે છે. એના ફળોને ગલકાં કહે છે. એમાં બે જાતિ છે. માઠ અને સાતપુતી. માઠ ગલકાનાં ડીંટાને ફક્ત એકજ ફુલ અને ફળ આવે છે. સાતપુતીને વધારે ફળ ફુલો આવે છે. અને તોરા આવે છે. માઠ ગલકા પોચા હોય છે. ગલકાં એ એક તુરીઆનીજ જાતિ છે. ગલકાનું શાક અને ભજીયાં ઘણાં ઉત્તમ થાય છે. એ તુરીઆં કરતાં સારાં થાય છે. ઘણીખરી ભાજીયો કરતાં એ ઘણી મીઠી લાગે છે. ગલકાને "પારોસ" એમ પણ કહે છે. **મોટાં ગલકાં**:—શીતલ, મધુર, વાતલ, અગ્નિદીપક, કફકર, પિત્તલ; અને દમ, ઉધરસ, તાવ, કૃમિ એનો નાશ કરે છે. **સાતપુતી**:—શીતળ, હૃદ્ય પાકકાળે તીખી, કડવી; અને પિત્ત, વિષ, ઉધરસ, તાવ અને વાયુ એનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **બાળકની છાતીમાં દરદ થયું હોય તે ઉપર**:—ગલકુ શેકી તેનો રસ એક પૈસાભાર પાવો. (૨) **સોજા ઉપર**:—ગલકીના પાંત્રાનો રસ ગોમૂત્રમાં નાંખી ગરમ કરી ચોપડવો. (૩) **નળગુદ ઉપર**:—ગલકીના પાંત્રાનો રસ ૨ તોલા પાવો અને પાલો સોજા ઉપર વાટી તે ચોપડવો. (૪) **બદ, ગુમડાં, ગર્મીની ચાંદીયો વગેરે સારાં થવા માટે અનુભવી મલમ**:—ગલકીના વેલાનાં લીલાં પાંત્રા ખાંડી તેનો અંગરસ એક શેર કાઢવો. તે રસમાં ગાયનું કિંવા બકરીનું ઘણુંજ જુનું ઘી પાકો અધશેર નાંખવું. અને કલઈના વાસણમાં દેવતા ઉપર શીજવવા મૂકી તેમાંનો બધો રસ બાળી નાંખવો. પછી જે ઘી બાકી રહે તેમાં શુધ્ધ મીણ ૫ તોલા નાંખવું. તે ઓગળી ઘી સાથે એકત્ર થયા પછી દેવતા ઉપરથી ઉતારી એક પરાતમાં પાણી ભરી લેઈ તે પાણીમાં તે ઔષધ ગાળી નાંખવું. પછી એક પ્રહર પછી પરાતમાંના પાણી ઉપર ભાખરી જેવું જમી રહેલું ઔષધ લેઈ પાતળા ચોખડી કપડા ઉપર મુકી તે ઉપર ઢાંકણ પણ તેવુંજ પાતળું ચોખડી કપડું મૂકી હલકા હાથથી દાબવું. એ યોગથી તેમાં રહેલો પાણીનો દ્રવ નીકળી જશે. પછી આ મલમ એક ડબામાં ભરી રાખવો. અને જખમ ઉપર ચોપડવો; એટલે જખમ જલદીથી ભરાઈ આવે છે.

---

## ૨૨૨ ચણાં મોટા.

સં૦ હરિમંથ. ચણક. મ૦ હરબરા. હીં૦ ચના. બં૦ ચણક. તૈ૦ ચનગાલુ. ચનાકમુલ્લુ. તુ૦ તા૦ ક૦ કડ્લે. મલા૦ કટાલા. ફા૦ નખુદ. અ૦ હુમસ. ઇં૦ ગ્રામ. લા૦ સીસર એરીએટિનમ્.

અદલ તથા દ્વિદલધાન્ય એવા ધાન્યના બે પ્રકાર છે. જેમ અદલ ધાન્યમાં ઘઉં એ મુખ્ય છે તેમ દ્વિદળ ધાન્યમાં ચણા એ મુખ્ય છે. ચણાની ઉત્પત્તિ ઘણુંકરી આ ખંડમાં છે. ચણા આશો મહિનામાં વાવ છે; અને માઘમાસની આખરે અને ફાલ્ગુનમાં તૈયાર થાય છે. ચણાના છોડની ઉંચાઈ દોઢ બે વેંત હોય છે. ચણાનાં છોડને ચાલીશ પચાસ પોપટા આવે છે. તેમાં એક અગર બે દાણાં હોય છે. ગુજરાત, દક્ષિણ, સિંધ, કાબૂલ, અરબસ્તાન એ ઠેકાણે ચણા પુષ્કળ પાકે છે. લીલા ચણાના પોપટા ફોલી તે ખાય છે. અને તેમાંના દાણા સુકાય એટલે તે શેકી ખાય છે. ગહૂની પેઠે ચણાના પણ પુષ્કળ પદાર્થો બને છે. ચણાની દાળ કરી તેનાં બુંદી, મોતીચૂર, પૂરણપોળી, વેસણના લાડૂ, મેસૂર, એવાં અનેક તરેહનાં પકવાનો થાય છે. ચણા શેકી તેની ધાણી (શેકેલા ચણા) કરે છે. તેના ઉપરથી ફોતરાં કાઢી ભરડે છે એટલે તેની દાળ બને છે. એ દાળ ગહૂના કરતાં પણ અધિક પૌષ્ટિક છે. એના લાડૂ પણ કરે છે. શેકેલા ચણા શરીરને ઘણાજ હિતાવહ છે. એ પૌષ્ટિક હોઈ ભૂખને માટે ઘણાજ ઉત્તમ છે.

પ્રવાસમાં એ ઘણા ઉપયોગી થઇ પડે છે. એ ચણા ખાઇ માર્ગક્રમણ કરતા છતાં જો પાણી મળે નહિં તો એના યોગથી તરસ જલદી લાગતી નથી. દર શુક્રવારે ચણા શેકેલા અવશ્ય ખાવા એવો જે નિયમ છે, તે તેના અતિશય ઉપયોગીપણા માટેજ છે એમ જણાય છે. ચણાની વાટેલી દાળ પણ ઘણીજ પૌષ્ટિક છે. ચણાના છોડ ઉપરથી ખાર કાઢે છે તે ઘણોજ ઉપયોગી છે. કુમળા છોડના પાલાનું શાક કરે છે. ચણાના ખારમાં પલારી જે બી રોપવામાં આવે તે ઘણાં જલદી ઉગી નીકળે છે. **ચણા**:—વાતલ, શીત, લઘુ, રૂક્ષ, તુરા, વિષ્ટંભકારક, મધુર, રૂચિકર, વર્ણકર, બલકર, જ્વરનાશક, આધ્માનકારક; અને રક્તપિત્ત, કફ, રક્તદોષ અને પિત્ત એનો નાશ કરે છે. **શેકેલા ચણા**:—ઉષ્ણ, રૂચિકર, રક્તકોપન, લઘુ, બલકર, શુક્લ, શરીરને તેજ આપનાર; અને સ્વેદ, શૈત્ય, આમ. કફ, વાયૂ, કલમ એનો નાશ કરે છે. **ચણાનો ક્ષાર**:—અગ્નિદીપક, રૂચ્ય, ખારો, અતિખાટો અને દાંતને અંબાવનાર એવો છે; અને શળ, અજીર્ણ, અગ્નિમાંદ્ય, એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **કમળા ઉપર**:—ચણાની દાળમાં બરોબર ગોળ નાંખેલો એવું પૂરણ (ગોળદાળ) ત્રણ દિવસ ખાવું, તરસ લાગે તો ગોળદાળનું પાણી પાવું. (૨) **મસ્તક વાયુ ઉપર**:—અર્ધોશેર ચણાનો લોટ અને તેટલીજ રાઇની ભૂકી ચણાના ખારમાં નાંખી માથા ઉપર લેપ કરવો. (૩) **પરસેવો બંધ થવા માટે**:—શેકેલા ચણા, અજમો અને વજ એનું ચૂર્ણ શરીરે ચોળવું. (૪) **સળકમ ઉપર**:—રાત્રે સુઇ રહેતી વેળાએ તાજા શેકેલા ચણા ખાવા. ઉપર પાણી પીવું નહીં. (૫) **ધાતુપુષ્ટિને માટે**:—દાળ અને સાકર પૈસાભાર એ રાત્રે સુઇ રહેતી વેળાએ ખાવાં. ઉપર પાણી પીવું નહિં. એમ ૧ મહિનો કરવું. (૬) **પેટપીડ ઉપર**:—ચણાનો ક્ષાર એક બે તોલા પાવો. (૭) **પથરી ઉપર**:—ચણાનો ખાર, શીંધાલુણ અને બંગડીખાર એ એકત્ર કરી પાવું; અથવા શેકેલી હિંગ, સુંઠ, મરી, પીંપર, કોળિંજન, જવખાર, સીંધાલુણ, એનું ૩ માસા ચૂર્ણ ચણાના બે તોલા ખારમાં નાંખી પાવું.

---

## ૨૨૩ ચણોઠી.

સં० હીં० ગુંજા. મ० ગુંજ.

ચણોઠીના વેલા હોય છે. એ વેલાનાં પાંત્રા બારીક લાંબાં હોય છે. ચણોઠીમાં ધોળી કાળી અને રાતી એવી ત્રણ જાતિ છે. ત્રણે વેલા સરખાજ હોય છે. ચણોઠી, સોનાનું વજન (તોલ) કરવાના ઉપયોગમાં આવે છે. એ એક તોલા ભારમાં છન્નું (૯૬) ચણોઠીયો થાય છે. ચણોઠીની ગણના ઉપવિષમાં છે. **ચણોઠી**:—સ્વાદુ, કડવી, બલકર, ઉષ્ણ, તુરી, ત્વચાંને હિતાવહ; કેશ્ય, રૂચ્ય, શીત, વૃષ્ય; અને નેત્રરોગ, વિષ, પિત્ત, ઇંદ્રલુપ્ત, વ્રણ, કૃમિ, રાક્ષસ. ગ્રહપીડા, કંડુ (ખરજ), કોઢ, કફ, તાવ, મુખરોગ, શીર્ષરોગ, વાયુ. ભ્રમ, દમ, તૃષા, મોહ, મદ, એનો નાશ કરે છે. **એનાંબીજ**:—વાંતિકારક, શળનાશક છે. એનાં **પાંત્રા** વિષનાશક છે. ધોળી ચણોઠી ઘણું કરી વશીકરણના ઉપયોગમાં લે છે. બીજા બાકી ગુણો ચણોઠી જેવાજ છે. **ઉપયોગ**:—(૧) **અર્ધશિશી ઉપર**:—ચણોઠીના મૂળ પાણીમાં ઘસી નસ્ય આપવું; એટલે આદાશીશી તત્કાળ દૂર થાય છે. (૨) **શીતળાથી આંખમાં ફુલ પડ્યું હોય તો**:—મોગલી એરંડના રસમાં ધોળી ચણોઠી ઘસી અંજન કરવું. (૩) **વીર્યવૃદ્ધ્ધ અને ધાતુ પડતી હોય તો તે ઉપર**:—ચણોઠીનાં મૂળ અથવા ફળ બિલામાના રસમાં ઘસી તેનો લેપ કરવો; અથવા ચણોઠી મધમાં અથવા ઘીમાં ખલી ચોપડવી. (૫) **અવાજ સાફ થવા માટે**:—ધોળી ચણોઠીનો પાલો ચાવી મોંમાં રાખી રસ ગળતાં જવુ. અથવા ચાવવા. (૬) **ગરમીથી મોંમાં ફોલા વગેરે થાય તો**:—ધોળી ચણોઠીનો પાલો, કંકોળ અને સાકર એ મોંમાં રાખી રસ ગળતા જવું. અથવા મૂળ ચાવવાં. (૭) **લાલામેહ ઉપર**:—ધોળી ચણોઠીનો પાલો અને મેંદીનો પાલો સમભાગ

લેઈ તેનો રસ કાઢવો. તેમાં દુદુરલીના મૂળ ઘસી જીરૂં અને સાકર નાંખી પાવું. ઔષધ સાત દિવસ પર્યંત પ્રત્યેક બે વખત સેવન કરવું. **(૮) ધાંવરા ઉપર:**—ધોળી ચણોઠીના પાલાનો લેપ કરવો. **(૯) પરમા ઉપર:**—ચણોઠીના પાલાનો રસ કાઢી તે પાશેર ગાયના દૂધમાં પાવો. **(૧૦) ખાલી ચડે છે તે ઉપર:**—ધોળી ચણોઠીના પાંલાના રસમાં જીરાની ભૂકી નાંખી પાવું. **(૧૧) લુ લાગે છે તે ઉપર:**—ધોળી ચણોઠીના પાલાનો રસ સાકર અને જીરૂં નાંખી પાવો. **(૧૨) તાવથી માથું દુઃખતું હોય તો:**—ધોળી ચણોઠીના મૂળ સ્વચ્છ ધોઈ શ્રસવાં અને કપડામાં ઘાલી તે સુંઘવું. દિવસ ૭ **(૧૩) ગર્મી ઉપર:**—લાલ ચણોઠીના પાલાના રસમાં જીરાની ભૂકી અને ખડી સાકર નાંખી સાત દીવસ લેવું. **(૧૪) શીંદુરના વિષ ઉપર:**—ચણોઠીનો પાલો ખાવો. દિવસ ૭ **(૧૫) શિરોરોગ ઉપર:**—ચણોઠીનાં મૂળ ઘસી નાકે સુંઘાડવા, એટલે આંખોમાં ચકર આવે છે તે, રતાંધળો, આદાશીશી, મસ્તકશૂળ એનો નાશ થાય છે. **(૧૬) વાયુરોગ ઉપર લેપ:**—શરીરના જે ભાગમાં વાયુનો કોપ થતો હોય તે જગા ઉપરનાં વાળ દેવતાથી બાળી નાંખી તે ઉપર ચણોઠી પાણીમાં વાટી લેપ કરવો, તેથી કરી અપબાહુક, વિશ્વાચી, ગૃધ્રસી, એ વાયુ અને બીજી વાયુસંબંધી પીડા દૂર થાય છે. **(૧૭) ગ્રંથી એટલે ગાંઠ ઉપર:**—રાતી ચણોઠીની દાળ, આંબલીનો કચુકો અને ગેરૂ એ થંડા પાણીમાં ઘસી તેનો લેપ દેવો. અને તે સુકાયા પછી ફરી બીજો લેપ દેવો. **(૧૮) ઉપદંશ ઉપર:**—ધોળી ચણોઠીનાં મુંળ અને ધોળી જાસુદીનાં મુળ ઘસી પાવાં અને ગર્મીની ચાંદીને પણ એજ લેપ દેવો. **(૧૯) ઉધરસ ઉપર:**—ધોળી ચણોઠીના મુળ ઘસી પાવાં **(૨૦) પાંપણોમાં થનારા રોગ ઉપર:**—ચણોઠી પાણીમાં બાફી તે પાણી પાંપણે ચોપડવું. એટલે પરૂ નીકળી જઇ પાંપણનો દાહ અને સોજો નાશ પામે છે.

---

## ૨૨૪ ચંદનબટવો.

ચંદનબટવાનાં ઝાડો બે હાથ ઊંચાં વધે છે. એનાં પાંત્રા નાજૂક હોઈ નીચેની બાજુએ કાંઇક રાતા અથવા ગુલાબી રંગનાં હોય છે. આ ભાજી જલદીથી સુકાઈ જાય છે. ગુજરાત, ઉત્તર હિંદુસ્તાન અને બીજા ભાગોમાં એની ઉત્પત્તિ ઘણી થાય છે. ચંદનબટવાની ભાજી કરે છે. એ ભાજીનો ગરિબ લોકમાંજ ખપ થાય છે. **ચંદનબટવા:**—ખારો, પાકકાળે સ્વાદુ, બલપ્રદ અને વિશેષે કરી ત્રિદોષનાશક છે. **ઉપયોગ:**—**(૧) ઢોરના રોગ ઉપર:**—ચંદનબટવાના લાકડાનો કોલસો ઘીમાં વાટી ઘુંટડાથી પાવો. દિવસ ૩.

---

## ૨૨૫ ચંદ્રુસ.

ચંદ્રુસનાં ઝાડ દક્ષિણ હિંદુસ્તાનમાં થાય છે. એ ધૂપની જાતીનું વૃક્ષ છે. ચંદ્રુસનાં ઝાડો આફ્રિકાખંડમાં ઘણાં થાય છે, એ વૃક્ષનો જે રસ નીકળે છે તેને ચંદ્રુસ કહે છે. એનો રંગ કિંચિત્ લીલો અથવા પીળો હોય છે. ચંદ્રુસનો "વાર્નિશ" કરે છે; તેમજ એનો મલમ પણ થાય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં એને "સફેદ ડામર" કહે છે. ચંદ્રુસ—તીખી, સ્વાદુ, સ્નિગ્ધ, ઉષ્ણ, શુક્લ, લઘુ, વૃષ્ય કાંતિકારક; અને કંડુ (ખરજ), તાવ, ગ્રહપીડા, કોડ, દાહ, એનો નાશ કરે છે.

---

## ૨૨૬ ચંબેલી.

સં૦ જાતી. મ૦ જાઈ. હીં૦ ચંબેલી. ક૦ જાજીણુલ્લિગે. તૈ૦ જાઈપુષ્પાલુ. તુ૦ જાજીપુ. મલા૦ પિચ્ચાકં. માલતી. લા૦ જેસ્મિનમ્ ફ્લેક્સાઇલિસ્.

ચંબેલીના વેલા હોય છે. એનાં પાંત્રા જૂઈ જેવાં ધોળાં અને ન્હાનાં હોય છે. એ ફૂલોનો વાસ મધૂર આવે છે. એ ફૂલો શ્રાવણ મહિનામાં ઘણાં થાય છે. એનું તેલ નીકળે છે.

## ૨૨૭ ચંબેલી.

સં० જાતી. માલતી. હિં० ચંબેલી. મ० જાઇ.

ચમેલીનો વેલો મોટો વધે છે. કેટલેક ઠેકાણે મોટા મોટા વૃક્ષો ઉપર ચઢેલા ચંબેલીના જુના વેલા ઘણાજ મોટા હોય છે. એ વેલા ઉપરથી માણસો સહજ ઉપર ચઢી શકે એટલા તે મજબુત હોય છે. ચંબેલીનાં પાંત્રા ધોળાં હોઇ સુકુમાર અને સુવાસિક એવાં હોય છે. ચંબેલીના પાંત્રાનો રસ વ્રણશોધક છે. **ચંબેલી**:—તુરી, કડવી, લઘુ, ઉષ્ણ, તીખી; અને મુખપાક, કફ, વાયુ, મુખરોગ, દંતરોગ, મસ્તકરોગ, નેત્રરોગ, વિષ, કોડ, રક્તદોષ, વ્રણ, પિત્ત અને કૃમિ એનો નાશ કરે છે. એની **કળીયો**:—વ્રણ, વિસ્ફોટ, નેત્રરોગ, કોડ, એનો નાશ કરે છે. એનાં **ફુલ**—સુગંધિ, મનોજ્ઞ; અને કફ, પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **જીભને ખર આવે (કાત્રા પડે) છે તે ઉપર**:—ચંબેલીના પાલાનો રસ પાવો. (૨) **દાદર અને ચાંદીયો ઉપર**:—ચમેલીનાં મૂળ ઘસી ચોપડવાં. (૩) **જખમ ઉપર**:—ચંબેલીના પાલાની થેપલી કરી જખમ ઉપર બાંધવી. (૪) **કર્ણશૂળ ઉપર**:—તલના તેલમાં ચંબેલીના પાંત્રાનો અંગરસ નાંખી તે તેલ સારૂં કઢાવવું અને સર્વે રસ બાળી નાખવો. એ પ્રમાણે ૭ સાત પુટો દેઈ તેલ તૈયાર કરી રાખવું એ તેલ કાનમાં નાંખવું એટલે ત્વરિત ગુણ આવે છે. (૫) **ઓકારી (ઉલટી) ઉપર**:—ચંબેલીના પાંત્રાનો અંગરસ કાઢી તેમાં મરી અને પીપરનું ચૂર્ણ સાકરની ભૂકી નાંખી આપવું. (૬) **જીર્ણજ્વરાદિ તીવ્રજવરો ઉપર**:—દૂધમાં જાઇના મૂળોનો કાઢો કરી પાવો. (૭) **ઉપદંશ ઉપર**:—ચંબેલીના કુમળા પાલાનો સ્વરસ ૨ તોલા, ગાયનું ઘી ૨ તોલા, અને કિંચિત રાળ નાંખી તે પ્રાતઃકાળે સેવન કરવું; એટલે ૭ પ્રકારના ઉપદંશનો નાશ થાય છે. એ ઊપર ગહૂ અને ઘીની પથ્ય કરવી. (૮) **મુખપાક ઉપર**:—ચંબેલીનો પાલો ચાવવો. અથવા ચંબેલીનો પાલો, દારૂહળદર, ત્રિફળાં એનો કાઢો કરી તેના કોગળા કરવા; એટલે ત્વરિત ગુણ આવે છે.

## ૨૨૮ જાનવેલ.

ચોમાસામાં આ વેલા ઉગે છે. આ વેલાના પાંત્રા લાંબાં હોઇ કાંટા હોય તેવા એની કોરને ખાંચા હોય છે. આ વેલી બીજા ઝાડો ઉપર ચઢેલી હોય છે. પાણીના કીનારા ઉપર થનારી વેલી માત્ર ઉન્હાળાંમાં જીવતી રહે છે. **ઉપયોગ**:—(૧) **ઉંદરી ઉપર**:—જાનવેલ દૂધમાં વાટી તેનો રસ પાવો. અને જાનવેલીની રાખ તલના તેલમાં ખલી ઉંદરી ઉપર ચોપપડવી. (૨) **દાદર ઉપર**:—જાનવેલીનો રસ ચોપડવો. (૩) **ઢોરોના ક્ષતમાં કિડા પડ્યા હોય તે ઉપર**:—જાનવેલીના પાલાની ભુકી આપવી.

---

## ૨૨૯. ચાકવત.

સં० વાસ્તુક. મ० ચાકવત. હીં० બથુવા. બં० વેતુયા. રા० ચિલવો. ક० ચક્રવર્ત. ચક્રકાતુપલ્ય. ફા० મુસેલેસા અ० રોકબતુલ્બજ્જામેલ. ઇં० વ્હાઇટગુજફુટ. લા० કેનોપોડિયમ્ઑલબમ્.

આ શાક ઘણે ઠેકાણે થાય છે. આ ઝાડ સુમારે હાથભર ઉંચા વધે છે. એનાં પાંત્રા ઘણાં મોટાં હોતાં નથી. તે કોમલ હોય છે. ચાકવતની ભાજી પૌષ્ટિક છે. એ ભાજીમાં ચણાની દાળ કિંવા કાંઇક ધાન્ય નાંખવાથી તે ઘણી સારી લાગે છે. ચાકવતમાં આ એક ગુણ છે કે, જે દાણાં બાફવા કઠિણ હોય છે, તેમાં કેટલાંક ચાકવતનાં પાંત્રા નાખવાથી તે જલદી બફાય છે. **ચાકવત**:— મધુર, શીત, ખારી, રૂચિકર, સારક, પાચક, મલ અને મૂત્ર એને શુધ્ધ કરનાર, અગ્નિદીપક, લઘુ શુક્રપ્રદ, બલકર, હૃદ્ય, જ્વરનાશક; અને ત્રિદોષ, અર્શ, કૃમિ, પ્લીહા, રકતવિકાર, કોડ, પિત્ત, ઉદાવર્તુવાયુ એનો નાશ કરે છે.

---

## ૨૩૦. ચારોળીનું ઝાડ.

સં० ચાર, રાજાદન. હીં० ચિરોંજી. મા० ચારોળી ક० મોરાપ્પ, મોરવે, મોરટી, ચાર્વાલ. તા० કારપ્પારૂકકુ—પ્પુ. મલા० મુરળ. તૈ० ચારૂપપ્પુ, ચારૂમામિંડી. ફા० તુકલેખાજા. અ०

હબુસ્સમાના. લા૦ બુચેનિવાલેટીફૉલિઆ.

ચારોળીનું ઝાડ મોટું થાય છે. કોકણ, નાગપૂર અને મલબાર પ્રાંતમાં એનાં ઝાડો ઘણાં થાય છે. એનાં પાંતા લાંબા હોઈ તે મહુડાના પાંત્રાં જેવડાં મોટાં હોય છે. તેનાં પત્રાળાં કરે છે. એની છાયા ઘણી થંડી છે. એનું લાકડું ઇમારતના કામમાં ઉપયોગમાં આવતું નથી. એ ઝાડને ન્હાનાં ફળો આવે છે, તેમાં તુવેર જેવડા રાતા રંગના દાણા હોય છે. તેને ચારોળી કહે છે. ચારોળી મીઠાઈમાં અને પકવાન્નોમાં નાંખે છે. ચારોળીનું તેલ નીકળે છે. તે બદામના તેલ જેવું થંડું છે, ચારોળીના પાકા ફળનો રંગ જાંબુડો હોય છે. એ ફળો સ્વાદે મધૂર લાગે છે. **ચારોળીના ઝાડનાં મૂળ**:—તુરાં, અને રકતરોગ, કફ, પિત્ત, એનો નાશ કરે છે. **ચારોળીના ઝાડની મજ્જા:**—મધૂર, વૃષ્ય, સ્નિગ્ધ, શીતળ, મલસ્તંભક, આમવર્ધક, દુર્જર, હૃદ્ય, શુક્રલ, વાતપિત્તનાશક એવી છે. **ચારોળી**:—મધુર, વૃષ્ય, ખાટી, ગુરૂ, સારક, મલસ્તંભક, સ્નિગ્ધ, શીતળ, ધાતુવર્ધક, કફકારક, દુર્જર, બલકારક, પ્રિય; અને વાત, પિત્ત, દાહ, તાવ, તૃષા, ક્ષતરોગ, રકતદોષ, ક્ષતક્ષય, એનો નાશ કરે છે. **ફળમાંહેનો ગર્ભ**:—મધુર, વૃષ્ય; અને દાહ, પિત્ત એનો નાશ કરે છે. **ચારોળીનું તેલ:**—મધુર, જડ, કિંચિત, ઉષ્ણ, કફકારક, અને પિત્ત, વાત એનો નાશ કરનારૂં છે. **ઉપયોગ**:—(૧) **રકતાતિસાર ઉપર:**—ચારોળીના ઝાડની છાલ દૂધમાં વાટી મધ નાંખી પાવી. (૨) **શીતપિત્ત ઉપર**:—ચારોળી દૂધમાં વાટી શરીરે ચોપડવી.

## ૨૩૧ ચિત્રો.

સં૦ ચિત્રક. હીં૦ મ૦ ચિત્રક, ચીતા. બં૦ ચિતેગાછ. ક૦ ચિત્રમૂલ. તૈ૦ ચિત્રમૂલમુ. તા૦ કોદિવેલ્લ. તુ૦ બોલટુ, ચિત્રમૂલ. મલા૦ ટંપકોટુવેલી. ફા૦ બેખબરંદા. અ૦ શિતરજ લા૦ પ્લંબેગોઝિલેનિકા.

એ ઝાડ નાનાં હોઈ બીજા ઝાડવાના આશ્રયે થાય છે, એનાં પાંત્રા જાડાશ પડતાં દળવાળાં હોય છે. એ પાંત્રાનું શાક થાય છે. એ ઝાડને જે કંદ ફુટે છે તેમાં પેર હોય છે. ચિત્રામાં ફૂલો ઉપરથી ધોળી અને રાતી એવી બે જાતિ છે. ચિત્રાની લીલી છાલ ઘસી અગર કચરી શરીરે લગાવવાથી લુખસને બાળી નાંખે છે. **ચિત્રક:**—પાચક, રૂક્ષ, લઘુ, અગ્નિદીપક પાકકાળે તીખો, ગ્રાહક, કડવો, ઉષ્ણ, રૂચિકર, રસાયન, અગ્નિ જેવો પરાક્રમી, અને સોજો, કોડ, અર્શ, ઉધરસ, કૃમિ, વાતોદર. કંડુ, યકૃત્, સંગ્રહણી, આમ, ક્ષય, ઉદરરોગનો નાશ કરે છે. એ તીખો છે એટલે પિત્તનો નાશ કરે છે. અને ઉષ્ણ છે માટે વાયૂનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **ખસ ઉપર**:—ચિત્રાના મૂળોની છાલ બારીક વાટી માખણમાં કાલવી, તે ગોળો એક કથરોટમાં મૂકી તે કથરોટ તાપમાં વાંકી કરી રાખવી; એટલે નીચે ઘી ઓગળી નીકળશે. તે ઘી ખસ ઉપર ચોપડવાથી ખસ જાય છે. તેમજ એથી દાદર પણ જાય છે. (૨) **સ્તન, કર્ણ કિંવા બીજે ઠેકાણે સોજો આવી ગાંઠ થાય છે તે ઉપર**:—ચિત્રાનાં મૂળ પાણીમાં ઘસી લેપ દેવો. (૩) **સર્પદંશ ઉપર**:—ચિત્રાનાં મૂળ, કાળીવેલીના કાંદા અને બોખાડાનાં મૂળ એ સર્વ એકત્ર ઘસી થોડા થોડા અવકાશે ત્રણ વાર પાવાં. વિષ ચડેલા માણસને છાણની પાસે બેસાડવું અને અંગ ઉપર થંડા પાણીની ધાર ધારવી. એ પ્રહરમાં વિષ ઉતરશે. એનો ઉતાર ઘી (અચ્છેર) પાવું. (૪) **ઉંદરના વિષ ઉપર**:—ચિત્રાના મૂળોનું ચૂર્ણ તેલમાં પચન કરવું. તે ચૂર્ણ શસ્ત્રવડે બ્રહ્મરંધ્ર ઉપર કિંચિત્ ક્ષત કરી તે ઉપર ચોળવું. (૫) **સર્વ પ્રકારના ઉદર રોગ ઉપર**:—ચિત્રાના મૂળ અને દેવદાર એનો કલ્ક દૂધમાં આપવો. (૬) **વેળ ઉપર**:—ચિત્રાનાં મૂળ લીંમડાના રસમાં ઘસી ઉપર ચોપડવાં. (૭) **ખસ ઉપર**:—ચિત્રાનાં મૂળો ખાંડી તેનો રસ નાળીએરના રસમાં નાંખી તેલ કાઢવું અને ઉપર ચોપડવું. (૮) **ચિત્રઘૃત:**—ચિત્રાનો કાઢો અને કલ્ક એમાં સિદ્ધ કરેલું ઘી સેવન કરવાથી ગુ-

ક્ષ્મ, સોજો, ઉદર, પ્લીહા, શૂળ, મૂળવ્યાધ અને સંગ્રહણી એનો નાશ થાય છે. (૯) **પાંડુરોગ ઉપરઃ**—ચિત્રકચૂર્ણને આંવળકંટીના કાઢાની ત્રણ ભાવના આપવી. પછી તે ગાયના ઘીમાં રાત્રે લેતાં જવું. (૧૦) **નાકમાંથી લોહી પડે છે તે ઉપરઃ**—ચિત્રાનું ચૂર્ણ મધ સાથે આપવું. (૧૧) **મંડલ કોડ ઉપરઃ**—ચિત્રાના મૂળોનો લેપ કરવો, પછી નગોડના બિયાંનો લેપ કરવો. (૧૨) **તિક્ક પ્રમેહ ઉપરઃ**—ચિત્રાનું ચૂર્ણ તલના તેલમાં આપવું; નિદ્રા આવવા માટે ગોળમાં; અજીર્ણ, સંગ્રહણી, અતિસાર એ ઉપર છાશના પાણી સાથે પાવું. (૧૩) **કંડુ (ખરજ) ઉપરઃ**—ચિત્રાના મૂળોનો કાઢો કરી પાવો. (૧૪) **યકૃત અને પ્લીહો દર ઉપરઃ**—ચિત્રાનો ક્ષાર કાઢી તે પાવો. (ક્ષાર કાઢવાની રીતિ ઝંઝેટાના વર્ણનમાં આપેલી છે.) (૧૫) **મૂળવ્યાધિ ઉપરઃ**—ચિત્રો, ટંકણખાર, હળદર અને ગોળ સમભાગ લઈ વાટી તેના મૂળનો લેપ કરવો. (૧૬) **મૂળવ્યાધિ ઉપરઃ**—ચિત્રાના મૂળોની છાલ વાટી તેનો અથવા ચિત્રાના મૂળોના ચૂર્ણનો એક કોરા માટલાની અંદર લેપ દેઈ, તેમાં રાત્રે દૂધ જમાવવું અને સવારે તે દહીં પ્રાશન કરવું. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી મૂળવ્યાધિનો નાશ કરે છે.

---

## ૨૩૨ ચિમડ.

સં૦ અરણ્યકુલત્થિકા. મ૦ ઉંવળા. રાનકુળીથ. રાનહુલગે. હીં૦ બં૦ બનકુલથી. ક૦ કણ્ણુકુટકીનબીજ. ફા૦ ચષ્મક અ૦ ચસ્મિઅજ. તસ્મિજ. ઈ૦ ફોરલીવ્હડકેશીયા. લા૦ કેસીયા એબ્સસ.

ચિમડ ગુજરાતમાં પ્રસિધ્ધ છે. એનાં ઝાડ કાસંદરા જેવાં હોય છે. એનાં બી કાળાં હોય ચપટાં હોય છે. એ પૌષ્ટિક છે. **ઉપયોગઃ—(૧) આંખો આવે છે તે ઉપરઃ**—ચિમડનું મગજ વાટી તેનું અંજન કરવું.

---

## ૨૩૩ ચિભડું.

સં૦ ચિર્ભિટા. મ૦ શેંદાડ. ચિબુડ. હીં૦ ગોરખકકડી. ક૦ અરમેકકે. હિરિમેકકે. દોડ્ડમેકકે. અડિકબાળે. પચ્ચેકાંઇગિડ. તૈ૦ ખુરરંગપંડુ. તા૦ તુમ્મટીકાય. તુ. અડકાબારે. ઇ૦ પ્યુબીસેન્ટ. કકુંબર. લા૦ કયુકયુમિસ પ્યુબીસેન્સ. કયુકયુમિસ ટ્રાઈગોનસ.

ચિભડાના વેલા કાકડીના વેલા જેવાજ હોય છે. એમાં ગોળ અને લાંબાં એવી બે જાતિ છે. પાકેલાં ચીભડાં ખાવાના ઉપયોગમાં આવે છે. એ વાતુલ છે, પરંતુ તંબાકું પીનારને ઘણાં હિતાવહ છે. **ચિભડુંઃ**—શીતલ, ગ્રાહક, ગુરૂ, મધૂર, મલસ્તંભક; અને પિત્ત, મૂત્રકૃચ્છ્ર, અસ્મરી, દાહ. પ્રમેહ, વાયૂ, શોષ એનો નાશ કરે છે. તે કુમળું હોય ત્યારે વાતકર અને કફ, પિત્ત એનું નાશક છે; અને પાકેલું પિત્તકર, ઉષ્ણ એવું છે. **ઉપયોગઃ—(૧) પથરી ઉપરઃ**—ચિભડાનાં મૂળ થંડા પાણીમાં ઘસી પ્રાતઃકાળે એકવાર એ પ્રમાણે ૭ દિવસ પાવાં.

---

## ૨૩૪ ચિરૂબોટ.

ચિરબોટના ઝાડો હાથ દોડહાથ ઉંચાં થાય છે. એ મૃગ નક્ષત્રનો વરસાદ પડવા લાગે એટલે વગડામાં, ડુંગરોમાં, મેદાનમાં અને પહાડી જમીનમાં ચારે તરફ થાય છે. એ કોકણમાં ઘણા થાય છે. એને નાનાં ફળો થાય છે, એ ખટમીઠાં લાગે છે.

---

## ૨૩૫ ચુકો.

સં૦ ચુક્ર. મ૦ હી. ચુકા. ક૦ હુલિકંકોટ. બં૦ ચુકા. પાલક ફા૦ તુરશકબ્બડા. અ. હુમાજબુકલે.

ચુકાના ઝાડ વેંત દોઢ વેંત વધે છે, દક્ષિણમાં અને ગુજરાતમા આ ભાજીનો ઘણોજ પાક થાય છે. આ ભાજીનાં પાંત્રા કાંઇક જાડાં હોય છે, એને ઝીણાં ધોળા ફુલો આવે છે. એ ભાજી બારમાસી થાય છે. ચુકાનું શાક કરે છે, એમાં ચણાની દાળ અગર બીજું કંઈ ભેળવણીથી તે શાક શારૂં થાય છે. **ચુકોઃ**—અગ્નિદીપક, ઉષ્ણ, રૂચિકર, લઘુ. પિ

ત્તલ, સારક, પથ્યકર. મીઠો, અતિ ખાટો, અને શૂળ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, હૃદયપીડા- બધ્ધવિટક, આમવાત, તૃષ્ણા, ઉલટી, કફ, વાત, ગુલ્મ, વાયૂ એનો નાશ કરે છે. **ઉપયોગ-** (૧) **કેડ, ઉરૂ (જાંઘ), પીઠ, કરોડ એ સંબંધી વાયૂ, ગુલ્મ, શૂળ, ગૃધ્રસી, ઉદાવર્ત, ખલ્લી, હનુગ્રહ એ રોગો ઉપર**:—ચુકાના રસમાં, ગોળ નાંખી આપવું. **(૨) ચાંગેરી ઘૃત** (ઘી) **ગુદભ્રંશ ઉપર**:—ચુકો, બોર દહીં; જવખાર અને સુંઠ, એના કાઢામાં ઘી નાંખી પચન કરવું અને તે પ્રાશનાર્થ આપવું. **(૩) બીજો પ્રકાર**:— પીપર. પીપળીમૂળ, ચવક. સુંઠ, ચિત્રક, અજમો, ધાણા. પહાડમૂળ **(**કાળીપાટ**)**, બાળબેલા, દેવદાર એનો કલ્ક કરી ચુકાનો રસ તથા દહીં એ ઘીથી આઠ ગણું લેઈ તેમાં ઘી નાખી સિધ્ધ કરવું. એ ઘી મૂત્રકૃચ્છ્ર. મૂળવ્યાધ સંગ્રહણી, કફ, વાયુ અને ગુદરોગ એ ઉપર હિતકારક છે. **[૪] ધંતુરાના વિષ ઉપર**:—ચુકાનો રસ કાઢી પાવો. આ રસથી તૃષા શાંત થાય છે. ભૂખ લાગે છે. અને શરીરમાં થંડાઈ આવે છે. **[૫] માથું અતિશય દુઃખે છે તે ઉપર**:—ચુકાનો અને કાંદા (ડુંગળી) નો રસ એકત્ર કરી મસ્તક ઉપર લેપ કરવો.

---

## ૨૩૬ ચેર.

એ ઝાડ મોટું થાય છે, એનાં પાંત્રાં કાંડાળીના અથવાં એરંડાના પાંત્રાં જેવાં મોટાં હોય છે. એ ઝાડો કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે. એનું લાકડું સાધારણ કામના ઉપયોગમાં આવે છે. **ઉપયોગ**:—(૧) **અતિસાર.ઉપર:-** ચેરની છાલનો રસ ૨ તોલા દહીંમાં મિશ્ર કરી તેમાં અર્ધો તોલો વરી (મોરીઆ)નો લોટ મેળવી તે મિશ્રણ ત્વરિત પ્રાશન કરવું.

---

## ૨૩૭ ચોપચિની.

સં૦ બ્રાહ્મિનાશન. મ૦ હિં૦ ચોપચિની.

ચોપચિનીના વેલા ચીન, બ્રહ્મદેશ અને ન્યારો પર્વત એ પ્રદેશમાં થાય છે. ચોપચિનીના કંદનો ઔષધમાં ઉપયોગ થાય છે. ગર્મીના રોગ ઉપર ચોપચણી એ ઉત્તમ ઔષધ છે. ચોપચણીના ગુણ જેવુંજ ધોળી **ગુલબાસીનું** કંદ પણછે **ચોપચણી:-** કડવી, ઉષ્ણ, અગ્નિદીપક, ધાતુવર્ધક, બલકર, મલ અને મૂત્ર એનુ શોધન કરનારી, તારૂણ્યદાયક, પુષ્ટિકર, વૃષ્ય, રસાયન, ગર્ભપ્રદ; અને બધ્ધવિટ્ક, આધ્માન, ઉન્માદ વાયુ, શૂળ, અપસ્માર, ધાતુક્ષય, અંગગ્રહ, ફિરંગોપદંશ, માંદ્ય કટિગ્રહ, પ્રક્ષઘાત, ઉરૂસ્તંભ, ક્ષય, વ્રણ ગંડમાલા, નેત્રરોગ શુક્ર અને શોણિત ( લોહી ) એના દોષ, સર્વાંગ વાયુ, કંપવાત અને કુબ્જવાત એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) શરીરમાં ભરેલી ગર્મી ઉપર ચોપચણી ચૂર્ણ**:—ચોપચણી ૧૬ તોલા, ખાંડ ૪ તોલા, લીંડીપીપર, પીપરીમૂળ, મરી, લવંગ, અકલકરો, ખુરાસાની અજમો, સુંઠ. વાવડિંગ, તજ, એ તોલો તોલો લેઈ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમાં આપવું; એટલે ઉપદંશ રોગ, ઉપદંશના પરિણામી દોષ (ત્વગ્રોગ, ચામડીના રોગ, સંધિવાત; અસ્થિશોષ અને શૂલાદિ થાય તે) પ્રમેહ, ક્ષીણતા, ફિરંગોપદંશ એનો નાશ કરે છે. (૨) **ચોપચણી પાક:**—ચોપચણી ૪૮ તોલા, પીપર, પીપરીમૂળ, મરી, સુંઠ, તજ, અક્કલકરો, લવીંગ, એ એકેક તોલો અને સર્વ ચૂર્ણના જેટલી સાંકર નાંખી એનો પાક કરવો. તેમાથી એક તોલો સવારે અને એક તોલો સાયંકાળે લેવો એટલે ઉપદંશ, વ્રણ, કોડ, વાતરોગ, ભગંદર, ક્ષય, કાસ, સળકમ, અને સંપૂર્ણ રોગ દૂર થઈ પુષ્ટિ આવે છે.

---

## ૨૩૮ ચોધારી.

એ ઝાડ સુમારે હાથભર ઉંચું વધે છે. એને ચોધારી કાંડવેલ જેવી ચાર ધારાઓ હોય છે. એનું શાક કરે છે. એ પાકા ઝાડનો રંગ લાલ હોય છે. એ ઝાડો ખાનદેશમાં વિશેષે કરી થાય છે. **ઉપયોગ:**—(૧) **ચોથીઆ તાવ ઉપર ચોધારીનો** કાઢો પાવો.

---

## ૨૩૯ જટામાંસી.

સં૦ માંસી. મ૦ બં૦ ક૦ તૈ૦ મલા૦ જટામાંસી હીં૦ છડ. તા૦ નામાત્તં. ફા૦ સુબુલ. અ૦ સુબુલુતીબ. ઇં૦ સ્પાઇકાનાર્ડ. લા૦ નાર્ડોસ્ટેકીસ્ જટામાંસી.

જટામાંસી એ ઘાસના જેવી હોઈ એનાં ઝાડવાં નદીને કીનારે વિશેષે કરી થાય છે. એ છોડ વેલાની પેઠે જમીન ઉપર પ્રસરે છે. એને "જટાશંકર" એમ પણ કહે છે.

---

## ૨૪૦ ચોળા.

સં૦ રાજમાષ. સવ. મ૦ ચવળ્યા. હીં૦ ચવરા ચોરા. વોડાલોબિયા. અ૦ ફરીકા. ઇં૦ ચાઇનીસ્ડોલિકોસ્. લા૦ ડોલિકોસસિનેંસીસી.

ચોળાના વેલા હોય છે. એ વેલાને વેંતભર લાંબાઇની શિંગો આવે છે. ચોળાના વેલાના દીંટાનું અને કુંમળી શિંગોનું અને જૂની શિંગોમાંહેના દાણાનું શાક કરે છે. ચોળા એ ધાન્ય વાતુળ છે. દારચોળા કરીનેએક ચોળાની જાતિ છે, એના છોડ અડદના જેવા થાય છે. ચોળાના જેવુંજ એ ધાન્ય છે. **ચોળાઃ**—સ્વાદુ, રૂક્ષ, તુરા, તર્પણ, ગુરૂ, ગ્રાહક; અને વાયુ, કફ, દુગ્ધ અને વર્ચસ એને કરનાર, શીતલ, પિત્તકારક, વૃષ્ય, સારક, આધ્માનકારક અને શ્રમહરણ કરે છે. ચોળા એ ધોળા, કાળા, અને રાતા એવા ત્રણ પ્રકારના થાય છે. તેમાં મોટી શિંગોના ચોળા વધારે ગુણવાળા છે. **દાર ચોળાઃ**—સ્વાદુ, રૂચિકર, તુરા, મધુર, તર્પણ, સ્તનમાં દૂધ વધારનાર છે. એ તુરા છે માટે મૂત્ર, અને કફ એને વધારતા નથી.

---

## ૨૪૧ જવ.

સં૦ યવ. મ૦ ફા૦ જવ. હીં૦ જૌં ક૦ જવગોધી. મુંડન્યએ. તૈ૦ યવધાન્ય. અ૦ શઈર. ઇં૦ બીઅર–પર્લ. બાર્લી. લા૦ હોર્ડીયમ હેગ્સ-

એને મરાઠીમાં સાતુ એમ પણ કહે છે. જવ એ ધાન્ય ગહૂની એક જાતિજ છે, પરંતુ તે સ્વાદમાં અને આકૃતીમાં ગહૂના કરતાં કેવળ ભિન્ન છે. એ ધાન્ય ઘણુંજ નિરસ છે. તે ધણું કરી બળદ, હાથી, ઘોડા અને બીજા જનાવરોનાં ખાધામાં આવે છે, અને કેટલાક ગરીબ લોક એની રોટલી કરી ખાય છે. મારવાડ અને ગુજરાતના ઘણા ભાગમાં એનો પાક ઘણો થાય છે. આ ધાન્યને માટે કનીષ્ટ પ્રતીની જમીન જોઇએ. જવ સશુક, નિઃશૂક અને હરિત્ એ ભેદ વડે ત્રણ પ્રકારના છે. તેમાં **સશુક જવઃ**—વૃષ્ય, શીત, તુરા, સારક, રૂક્ષ, મેધ્ય મધુર, વ્રણવિષે હિતકર, અગ્નિવર્ધક, સ્વર્ય, વર્ણ્ય, લેખન, મૂત્રબંધકારક, ગુરૂ, મૃદુ, તીખા, સ્થૈર્યકર; અને મેદ, તૃષા, પિત્ત, વાયુ, કફ, રક્તરોગ, શ્વાસ, કાસ, ચામડીના રોગ, પીનસ, કંઠરોગ, પ્રમેહ, ઉરૂસ્તંભ એનો નાશ કરે છે. એ કરતાં નિઃશૂક અલ્પ ગુણી છે. **(૧) તૃષ્ણા, દાહ અને રક્તપિત્ત ઉપરઃ**—શેકેલા જવનો લોટ થંડા પાણીમાં ઘણો પાતળો નહિં તેમ ઘણો જાડો નહિં એવી રીતે કાલવી તેમાં ઘી મેળવી પાવું. **(૨) ગર્ભસ્થિર થવા માટેઃ**—જવ, તલ, સાકર એ સમભાગ લેઇ ચૂર્ણ કરી મધમાં ખાવાથી ગર્ભપાતનો ભય સ્ત્રિયોને રહેતો નથી. **(૩) અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—જવ બાળી તલના તેલમાં ખલી લેપ કરવો. **(૪) ધાતુપુષ્ટતા માટેઃ**—જવનો એક શેર લોટ, એક શેર સોજું ઘી, એક શેર સાકર, તોલાભાર ધોળાં મરી અને બે તોલા એલચી દાણા એની ભૂકી કરી એકત્ર કરી કલઇના વાસણમાં તપાવી પુનેમની રાત્રે ઝાકળમાં રાખવું. અને, રોજ સવારે ૪ કિંવા ૫ તોલા લેતાં જવું. અને ઉપર ગાયનું દૂધ એક ઘુંટડો પીવું. **(૫) વિષૂચિકા રોગ ઉપરઃ**—જવનું ચૂર્ણ છાશમાં નાંખી ઉષ્ણ કરી, જવખાર નાખી પાવું. **(૬) જવખારઃ**—(ક્ષાર કાઢવાની રીતથી જવક્ષાર કાઢવો), ૨ થી ૪ વાલ પર્યંત આપવો. એ શૂળ, ગુલ્મ, યકૃત અને પ્લીહા તથા અજીર્ણ એનો નાશ કરે છે. **(૭) ઉધરસ, દમ અને ક્ષય એ ઉપર યવક્ષારાદિ ગુટિકાઃ**—જવખાર ૧ તોલો, મરી ૨ તોલા, પીંપર ૨ તોલા, દાડમની છાલ ૪ તોલા, એ જણશો ૧૬ તોલા ગોળમાં નાંખી અર્ધા અર્ધા માસાની ગોળીગો કરી તે આપવી.

## ૨૪૨ જામફળ. (જમરૂખ)

સં૦ બહુબીજ. મ. પેરૂ.

એ ઝાડો ઘણુંકરી સર્વ દેશમાં હોય છે; પરંતુ હિંદુસ્થાનમાં એની ઉત્પત્તિ ઘણી છે. એ ઝાડો બે ત્રણ વર્ષે ફળે છે. એમાં ધોળી અને ગુલાબી એવી બે જાતિ છે. એ ફળ થંડુ છે. જામફળનું રાયતું સારૂં થાય છે. ઘણાં જામફળ ખાવાથી તુરતજ તાવ આવે છે. જામફળીના જુના લાકડાની બંદુકની કસો કરે છે. એ લાકડું ઘણું ચીકણું અને કઠીણ હોય છે. **ઉપયોગ**:- **(૧) પેટમાં કાંઈ ઉપદ્રવ થયો હોય તો**:—જામફળીના ઝાડનો કુમળો પાલો વાટી પાઈ દેવો. **(૨) ભાંગનો નિશો ઉતરવા** :—જામફળ ખાવાં, અથવા પાંદડાનો રસ પાવો. **(૩) થંડાઈને માટે સરબત**:—જામફળમાંનાં બિયાં કાઢીનાંખી વાટી ગોળો કરવો. તે ગુલાબ પાણીમાં કાલવી સાકર નાંખી તે પ્રાશન કરવું. **(૪) ઢોરોને હરીક લાગે તો** :—જામફળના પાલાનો રસ અચ્છેર, કેળની છાલનો રસ અચ્છેર એ એકલ કરી પાવો.

---

## ૨૪૩ જાયફળ.

સં૦ જાતીફળ. મ૦ હીં૦ બં૦ ક૦ મા૦ જાયફળ. તૈ૦ જાજીકાયા. તા૦ જાડીકાયા. તું૦ જાજીકાયી. મલા૦ જાતીકામાર ફા૦ જોઝેબુવા. અ૦ જોઝઅલતીબ. ઇં૦ નેટમેગ. લા૦ મિરિસ્ટિકાસ્ટિકમ ઑરીસીનેલીસ-મોસ્કેટો.

એશિયા ખંડની પૂર્વ દિશામાં મલાકા કરીને બેટ છે. ત્યાંથી જાયફળો આવે છે. હિંદુસ્થાનમાં પણ શ્રીમંત લોકોના બાગમાં આ ઝાડો વાવે છે. પરંતુ તેમાં જાયફળ ઘણાં આવતાં નથી. એ ઝાડ ઘણાં સુંદર દેખાય છે. એનાં ફળો પાકી તૈયાર થાય એટલે જાયફળ જેવડાં થાય છે. અંદર જાયફળની આસપાસ જાવંત્રી હોય છે, તેનો રંગ રાતો હોય છે. ફળના ઉપરની છાલ નાળીયેરના છોડા જેવી હોય છે. જેમ નાળીયેરને બાહેર કાચલી હોય છે તેમ જાયફળને પણ બાહેરથી પાતળું કવચ હોય છે; તે કાઢી નાંખવાથી જાયફળ બાહેર પડે છે. જાયફળ અને જાવંત્રી એ પાનમાં ખાય છે અને બાસુંદી વગેરે પકવાનોમાં અને પાક વીગેરે ઔષધોમાં પણ તે નાંખે છે. જાયફળનું તેલ નીકળે છે. જાયફળ સાધારણ માદક હોઈ ઉષ્ણ, વીર્યવૃધ્ધિકર અને વાતનાશક છે. જાયફળ ઘીમાં નાંખી રાખવાથી ઘણાં વર્ષો જેમનાં તેમ રહે છે. **જાયફળ**:—તુરૂ, તીખું, વૃષ્ય, દીપન, રસકાળે કડવું, લઘુ, ગ્રાહક, હૃદ્ય, ઉષ્ણ, સ્વર વિષે હિતકર; અને કંઠરોગ, કફ વાયુ, મેહ, વાતાતિસાર, મલ, દુર્ગંધ, એમનું શામક અને મુખવૈરસ્યકારક; અને કાળાપણું, કૃમિ, ઉધરસ, ઉલટી, દમ, પીનસ, હૃદ્રોગ, શોષ અનો નાશ કરે છે. **જાવંત્રી**:—તીખી, કડવી, મુખને સ્વચ્છ કરનારી, મીઠી, વર્ણકારક, લઘુ, કાંતિકર, રૂચિકર, ઉષ્ણ; અને અંગજડતા, કફ, રક્તદોષ, દમ, ઉધરસ, ઉલટી, તૃષ્ણા, વિષ, વાયુ, કૃમિ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) માથું દુખતું હોય તો**:—જાયફળ ઘસી લેપ દેવો. **(૨) ઉંઘ ન આવતી હોય તો**:—જાયફળ ઘીમાં ઘસી આંખો ઉપર ચોપડવું અથવા જાયફળ ખાવા આપવું. **(૩) બાળકોને સર્દીથી હુગામણ થાય છે તે ઉપર**:—ગાયના ઘીમાં જાયફળ અને સુંઠ ઘસી ચાટણ આપવું. **(૪) સળકમ ઉપર**:—ગાયના દૂધમાં અફિણ મેળવી તેમાંજ જાયફળ ચંદનની પેઠે ઘસી નાક ઉપર અને મસ્તકે લેપ કરવો. અથવા જાયફળ દૂધમાં ઘસી ગરમ કરી મસ્તકે લેપ કરવો. **(૫) ઉચકી અને ઉલટી ઉપર**:—જાયફળ ચોખાના ધોવરામણમાં ઘસી પાવું. **(૬) વિષૂચિકા (કોલેરા) ઉપર**:—૩ માસા જાવંત્રી દૂધમાં વાટી પાવી. **(૭) તારૂણ્યપીટિકા (ખીલ) ઉપર**:—જાયફળ દૂધમાં ઘસી ચોપડવું. અથવા જાયફળ ૧ તોલો ચૂર્ણ કરી ગોળમાં ત્રણ માસાની ગોળી કરી આપવી. ગોળી અર્ધા અર્ધા કલાકને અંતરે આપવી, અને ઉપર ગરમ પાણી થોડું પાવું; એટલે જુલાબ બંધ થશે. **(૮) આમાતિસાર અને અતિસાર ઉપર**:—જાવંત્રીનું બે અઢી માસા ચૂર્ણ દહીની પરાશમાં અથવા ગાયના દહીંમાં કાલવી આપવું. દિવસ સાત. એટલે અસાધ્ય રોગ હશે તો પણ તે

બંધ થશે. **(૯) પેટ ચડે છે અને ઝાડો થતો નથી તે ઉપર**:—લીંબુના રસમાં જાયફળ ઘસી પાવું. એટલે ઝાડો થઇ પેટ ઉતરે છે. **(૧૦) કોલેરા થાય ત્યારે હાથપગ વગેરે જગોપર ગોળા જે ચઢી આવે છે તે ઉપર ઉપાયઃ**—એક જાયફળ લેઈ તેનું ચૂર્ણ કરવું. તે પાશેર મીઠા તેલમાં કાલવવું. પછી તે વાસણમાં નાંખી કઢવવું. સારૂં કઢાયા પછી નીચે ઉતારી બરાબર ઠંડુ પડયા પછી શીશીમાં ભરી બંધ કરી રાખવી. જરૂરની વેળાએ જ્યાં ગોટલા ચડતા હોય તેટલા ભાગ ઉપર તે ચોળવું, એટલે ગોટલા ત્વરિત બંધ થાય છે.

---

## ૨૪૪ જાંબ.

કેટલેક ઠેકાણે જામફળને અને કાજુના ફળને જામફળ કહે છે. પરંતુ એ ઝાડ તે કરતાં જૂદુ છે. જાંબની બે જાતિ છે. એકને ખાટાં જાંબ અને બીજાને મલાખી જાંબ એમ કહે છે. ખાટા જાંબનાં ઝાડ ઉચાં હોય છે. તેનાં ફૂલો રાતાં હોય છે; ફળો ધોળાં અને મોટાં હોય છે. તેને માર્ગશિર્ષ અને પૌષ એ માસોમાં ફળો આવે છે. મલાખી જાંબનાં ઝાડ ઘણુ કરી મલાકા બેટમાંથી લાવેલાં હોવા જોઇએ. એ ઝાડ ઉંચાં વધતાં નથી; તેને ધોળાં ફૂલો આવે છે. એના ફળનો રંગ પીળો હોય છે. એના અંગમાં મધુરતા હોય છે. અને વાસ સારો આવે છે. જાંબ વર્ષમાં બે વાર પાકે છે.

---

## ૨૪૫ જાંબુ.

સં० જંબુ. મ० જાંભૂળ. હીં० જામૂન. બં० જામ. તા० જંબુનાવલ. તુ० જંબુનેરાલુ. ક० નીરલ. કેંપુજંબીનેરલુ. તૈ० નેરેદુ. મલા० ને-તુજાંબલ. નાવલ. ઈં० જાંબુલટ્રી. લા० જાંબોલેનમ્ સિઝિજીયમ.

જાંબુડીનાં વૃક્ષ ઘણું ઉંચુ વધે છે. એના પાંત્રા (બોરસળી) ના પાંત્રા જેવાં હોય છે. જાંબુડીના ઝાડને વૈશાખ, જેઠમાં ફળો આવે છે. એ ફળોનો રંગ બાહેરથી કાળો હોઈ અંદરથી રાતો હોય છે. રાનમાં જે ઝાડો થાય છે તેનાં ફળો બારીક અને ખાટાં લાગે છે. પરંતુ બાગમાં જે ઝાડો વાવે છે તેનાં ફળો મોટાં અને મીઠાં લાગે છે. બાગમાં વાવેલાં જાંબુવાના ફળને રાયજાંબુ કહે છે. જાંબુ ગમે એટલા ખાય તોપણ વીકૃતી ન થતાં શરિરને હિતકર છે. જાંબુડીની છાયા ઘણી થંડી હોઈ સુખદાયક છે. જાંબુડીનું લાકડું ઘણું ચીકણું હોઈ પાણીમાં કહોતું નથી. એ લાકડું ઘરકામના ઉપયોગમાં પણ આવે છે. જાંબુડીના ઝાડમાં પાણી સ્વચ્છ કરવાનો મોટો ગુણ છે. જે તળાવમાં સેવાળ વગેરે થઈ હોય તો તેમાં જાંબુડીના ડાળાં નાંખવાથી સર્વ શેવાળ મરી જઇ પાણી સ્વચ્છ થાય છે. જાંબુનો સરકો કરે છે તે પેટમાંનાં ગુલ્મ, ઉદર, અતિસાર, વિપૂચિકા એ ઉપર ઉપયોગમાં આવે છે. **જાંબુડી**:—તુરી ગ્રાહક, મધુર, પાચક, મલસ્તંભક, રૂક્ષ, રૂચિકર; અને પિત્ત, દાહ, એની નાશક, અને ખાટી, કંઠને હિતાવહ; અને કૃમિ, શ્વાસ, શોષ, અતિસાર, કાસ, રકતદોષ, કફ, વ્રણ, એની નાશક છે. એનાં **ફળ**:—તુરાં, ખાટાં મધૂર, શીતળ, રૂચ્ય રૂક્ષ, ગ્રાહક, લેખન, કંઠદૂષક, મલસ્તંભક, વાતકારક, અને કફ. પિ-ત આધ્માનવાયુ, એનો નાશ કરે છે. **રાયજાંબુડી**:—મધૂર, ઉષ્ણ, તુરી, સ્વર્ય, મલસ્તંભક; અને શ્વાસ, શોષ, શ્રમ, મુખજાડય, અતિસાર, કફ, ઉધરસ એનો નાશ કરે છે. એનાં **ફળ**:—મધૂર, રૂચિકર, સ્તંભક, ગુરૂ દોષનાશક અને સ્વાદુ એવાં છે. **જલજાંબુ**:—તુરાં, શીત, કડવાં, ગુરૂ પાકકાળે મધૂર. ખાટાં, પુષ્ટિકર, ગ્રાહક, વિર્યવૃદ્ધિકર, બલકર, અને શ્રમ, દાહ, અતિસાર, રકતદોષ, કફ, પિ-ત અને વ્રણ એનો નાશ કરે છે. **ભુયજાંબુ**:—તુરૂ, પ્રિય, મધુર, વીર્યપ્રદ ગ્રાહક પુષ્ટિકારક; અને કફ, હૃદ્રોગ, કંઠરોગ એનો નાશ કરે છે, એના ફળોના ગુણ રાયજાંબુડીના ફળો જેવાંજ છે. **ઉપયોગ:—(૧) ગરમીથી થતી અળાઈ ઉપર**:—અંબુના અંદરના બી ઘસી ચોપડવાં, એટલે પરસેવો જઈ અંગ સ્વચ્છ થાય છે. **(૨) રકતાતિસાર**

**ઉપરઃ**—જાંબુડીની છાલ દુધમાં વાટી મધ નાંખી પાવી. અથવા જાંબુડીના પાંત્રાંના રસમાં મધ, ઘી અને દૂધ મેળવી પાવું **(૩) વિંછીના દંશ ઉપરઃ**—જાંબુડીના પાંત્રાનો રસ ચોપડવો. **(૪) પિત્ત ઉપરઃ**—જાંબુડીના પાલાનો રસ તોલો ૧ અને ગોળ તોલો ૧ એ એકત્ર કરી તાપમાં મુકી ઉપર તોર આવે તે પાવી. **(૫) ગર્ભિણીના અતિસાર ઉપરઃ**—જાંબુડીની અને આંબાની છાલ લેઈ તેનો કાઢો કરી તેમાં ૧ તોલો ધાણીનો અને ૧ તોલો જવનો લોટ નાંખી ચાટવાં આપવો; અથવા પાકેલાં જાંબુ ખાવા આપવાં. **(૬) મધુમેહ ઉપરઃ**—જાંબુડીની છાલ અથવા જાંબુ સુકવી બારીક કરી દરરોજ બે તોલા પર્યંત ખાવું. અથવા જાંબુ મળેતો **૧૫** દિવસ ખાવાં. **(૭) મુખરોગ ઉપરઃ**—જાંબુડી, બાવળ, બોર, બકુલ એ માંહેના કોઇ પણ વૃક્ષની અંતરછાલનું થંડું પાણી કાઢી તેનાં કોગળા કરવા; અને એની સોટીથી દરરોજ દાતણ કરવું એટલે કદી પણ મુખરોગ થતો નથી, અને દાંત પણ મજબુત થાય છે. **(૮) અતિસાર ઉપરઃ**—જાંબુઆની છાલનો રસ પાવો. **(૯) વછનાગના વિષ ઉપર**—જાંબુઆની અંતરછાલનો રસ નવટાંક પર્યંત કાઢી તેમાં તેટલીજ પેજ (કાજી) નાંખી તે આપવું. **(૧૦) પિત્તવિકાર ઉપરઃ**—જાંબુડીની છાલનો રસ દૂધમાં મેળવી પાવો. એ યોગથી ઊલટી થઈ પિત્ત પડશે. ઉતાર ઘી અને ભાત. **(૧૧) પેટમાં વાળ ગયો હોય તો અગર લોઢાનો અંશ ગયો હોય તોઃ**—જાંબુડાં ખાવાં. **(૧૨) ઊલટી ઉપરઃ**—જાંબુડીની છાલની રાખ મધમાં આપવી. **(૧૩) જાંબુનો શરકોઃ**—જાંબુનો રસ કાઢી ગાળી બાટલીમાં ભરી રાખવો. જેમ જેમ તે રસ ખાટો થતો જાય તેમ તેમ તેમાં વિશેષ ગુણ આવતો જાય છે. એ અતિસાર મૂર્છા, ઉદરરોગ, એ ઉપર આપવો.

## ૨૪૬ જીતેલી.

( સં૦ નાગબલા. )

આ ઝાડોની ઉંચાઈ દોઢ હાથના સુમારે હોય છે. જીતેલીનાં પાંત્રા નાનાં અને ખરખરાં ( ખરબચડાં ) હોય છે. એ ઝાડ ઉપર બારીક ગોલાકૃતિ ફળો આવે છે. એ ફળો ઉપર કુસો ( પુમ ) હોય છે. એ ફળો ચાલતાં ચાલતાં વસ્ત્રે ચોટે છે. જીતેલીને સંસ્કૃતમાં "ગાંગેરૂકી" પણ કહે છે. **જીતેલીઃ**—કડવી, મધૂર, બલકર, વીર્યપ્રદ, વૃષ્ય, શીતળ, સ્નિગ્ધ; એને પિત્ત કફ, અતિસાર, ક્ષત, તાવ, રકતપિત્ત, ત્રિદોષ એનો નાશ કરે છે. એનાં મૂળોની છાલનું ચૂર્ણ દૂધ અને સાકર સાથે લેવાથી મૂત્રાતિસારનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ગાંઠ, ફોલો, ગુમડુ, જલદી ફુટવા માટેઃ**—જીતેલીનાં મૂળ પાણીમાં ઘસી તેમાં કાગડાની હગાર મિશ્ર કરી ચોપડવી. **(૨) શસ્ત્રનો ઘાવ પડયો હોય તોઃ**—તુરત તે ઉપર જીતેલીનો રસ ચોપડવો. એટલે જખમ સારી થાય. **(૩) હૃદ્રોગ, દમ, ઉધરસ એ ઉપરઃ**—જીતેલીના મૂળ ગાયના દુધમાં પચન કરી તે દૂધ પાવું.

## ૨૪૭ જીયાપોતો.

સં૦ મ૦ તે૦ ક૦ પુત્રજીવ. હીં૦ જીયાપોતા. પુતજીયા. બં૦ પુતંજીવા. લા૦ પુત્રજીવારૅાકસ બુર્ધિઆઇ.

આ વૃક્ષ મોટું વધે છે. પૂત્રજીવનાં વૃક્ષ કોકણમાં તથા ઘાટ ઉપર થાય છે. એને પુત્રવંતી પણ કહે છે. મ્હેસૂરમાં આ વૃક્ષો ઘણાં થાય છે. એનાં બિયાંની માળાઓ કરી તે સ્ત્રિયો પુત્રપ્રાપ્તિ માટે ગળે બાંધે છે. **પુત્રજીવ વૃક્ષઃ**—કફકારક, ચક્ષુષ્ય, ગર્ભપ્રદ હિમ, વૃષ્ય, વાતકારક, રૂક્ષ, સ્વાદુ, ખારું, તિક્ષ્ણ, મૂત્રલ, મલસ્તંભક; અને પિત્ત, દાહ, તૃષા એનો નાશ કરે છે. **ઉપયોગ :—(૧)** ગંડમાલા, ગલગંડ, કાળપૂળી (પાઠું), વિષના ફોલ્લા અને કાખમાંજરી (બાંગલી) વગેરે ઉપરઃ—પુત્રજીવ વૃક્ષની અંતરછાલ પાણીમાં ઘસી ચોપડવી. **શ્લીપદ રોગ ઉપરઃ**—પુત્રજીવ વૃક્ષના પાંદડાંનો **રસ** શકિતતારતમ્ય જોઈ આપવો. **(૩) દૂષી વિષ ઉપરઃ**—પુત્રજીવ વૃક્ષની **અંતરછાલ ચારમાસા,**

ગાયના દૂધમાં વાટી પાવી; એટલે નાના પ્રકારના યોગે ઉત્પન્ન થયેલાં અતિઉગ્ર વિષોનો નાશ કરશે,

---

## ૨૪૮ જીરૂં.

સં૦ જીરક. મ૦ બં૦ જીરે. હીં૦ ફા૦ જીરા. ક૦ જીરીગે, તૈ૦ જીરકં. કર્ણા. તા૦ મલા૦ ચીરકં. તુ૦ જીરડરી. યુ૦ ખામુન અ૦ કમુન. ઇં૦ કયુમ્મીનસીડ. લા૦ કયુમિનસિમિનં.

જીરાના ઝાડો અજમાના છોડ જેવાં હોય છે. અજમાની પેઠેજ જીરાંના છોડઉપર જીરૂં આવે છે. હિંદુસ્તાનમાં ઘણાંક પ્રાંતોમાં જીરૂં ઉત્પન્ન થાય છે. જીરાનો ઉપયોગ મસાલામાં અને ઔષધોમાં ઘણો થાય છે. જીરૂં એ વાતહર, ક્ષુધા પ્રદિપ્ત કરનારૂં, રૂચિકારક અને થંડુ છે. શરીરમાની ગર્મી (ઉષ્ણતા) કાઢવાને જીરૂં એ ઉસ્તાદ ઔષધ છે. જીરાંવિષે એક હિંદુસ્તાની કહેવત છે કે "થંડીકુ જીરા ઔર ગર્મીનુ હીરા" **ધોળુજીરૂં**:—તીખું, ગ્રાહક, પાચક, દીપન, લઘુ, કિંચિત્ ઉષ્ણ, મધૂર, ચક્ષુને હિતાવહ, રૂચિકારક, ગર્ભાશયને શુધ્ધ કરનારૂં, શુધ્ધ, બલકર, સુગંધિ, કડવુ; અને ઊલટી, ક્ષય, આધ્માનવાયુ, કોડ, વિષદોષ, જ્વર (તાવ), અરૂચિ, રકતદોષ, અતિસાર, કૃમિ, પિત્ત, ગુલ્મ એનો નાશ કરે છે. **પીળું જીરૂં**:—દીપન, તીખું, ઉષ્ણ; અને અતિસાર, આધ્માનવાત, ગુલ્મ, સંગ્રહણી અને કૃમિ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **ફોલ્લો ઉઠે છે તે ઉપર**:—જીરૂં પાણીમાં વાટી ચોપડવું. **(૨) રતાંધળા ઉપર**:—જીરૂં, આવળકંટી અને કપાસનો પાલો થંડા પાણીમાં સમભાગ વાટી ડોકી ઉપર ૨૧ દિવસ પાટો બાંધવો. (૩) **જીર્ણજ્વર ઉપર**:—જીરાની ભૂકી એક પૈસાભાર પ્રાત:કાળે અગર રાત્રે જૂના ગોળમાં ખાવી. દિવસ ૨૧. (૪) **પ્રદર** (સ્ત્રીઓને ધોળું કે લાલ પાણી જવું તે) **ઉપર**:—જીરૂં અને સાકર એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં પાવું. **(૫) પરિણામ શુળ ઉપર**:—જીરૂં, હિંગ અને સીંધવ એનું ચૂર્ણ મધ અને ઘીમાં નાંખી પાવું. (૬) **હરતાળના વિષ ઉપર**:—જીરૂં અને સાકર ૭ દિવસ પાવાં. **(૭) જીર્ણજ્વર ઉપર**:—જીરૂં ગાયના દૂધમાં શીજવી તેનું ચૂર્ણ કરી તે સાકર સાથે ખાવું; એટલે શરીરમાંહેની કડકી નીકળી શરીરમાં શક્તિ પણ આવે છે. **(૮) મુખરોગ ઉપર**:—જીરૂં ખાંડી તેના પાણીમાં ચંદન ઘસી તેમાં એલચીની ભૂકી અને ફટકડીની ફૂલાવેલી ભૂકી નાંખી કોગળા કરવા. **(૯) તાઢીઆ તાવ ઉપર**:—જીરૂં એક તોલો કારેલીના રસમાં પાવું. અથવા રાત્રે જૂના ગોળમાં આપવું. **(૧૦) સામાન્ય જ્વર ઉપર**:—જીરાનું ચૂર્ણ જૂના ગોળમાં કાલવી ૧ તોલા વજનની ગોળી કરી ઉંઘતી વેળાએ આપવી એટલે પરસેવો નીકળી તાવ ઉતરી જાય છે. **(૧૧) જીર્ણ જ્વર ઉપર**:—જીરૂં અને તેનો આઠમો ભાગ શાહજીરૂં ઘીમાં સાધારણ શેકી બારીક ભૂકી કરવી, અને સાકર અથવા જૂના ગોળનો પાક કરી તેમાં નાંખી થેપલી કિંવા ગોળીયો કરવી. આ ઔષધ રોજ બે વાર એકેક તોલો આપવું. દિવસ ૪૨. **(૧૨) ઉલટી ઉપર**:—પીતાંબરના કકડામાં જીરૂં ઘાલી તેની બીડી સળગાવી નાકે પીવી.

---

## ૨૪૯ જુઇ.

સં૦ યુથિકા. મ૦ જુઈ. હીં૦ જુહી. ક૦ મલ્લિગે. તૈ૦ જુઇપુષ્પાલુ. લા૦ જેસ્મિનમ્ ઓરિકયુલેટ.

જુઇના વેલાને ત્રિદલ પાંત્રા આવે છે. જાઇના ફૂલો જેવાંજ જૂઇનાં ફૂલો હોઇ સુવાસિક હોય છે. **જુઈ**:—કડવી, શીતળ, સ્વાદુ, તીખી, લઘુ, મધુર, હૃદ્ય, તુરી, સુગંધિ; અને વાયુ, કફ, એને કરનારી; અને પિત્ત, દાહ, તૃષા, મૂત્રાશ્મરી, ત્વગ્દોષ વ્રણ, દંતરોગ, મુખરોગ, શિરોરોગ, વિષ અને નવજ્વર એનો નાશ કરે છે.

---

## ૨૫૦ જુવાર.

સં૦ યાવનાલ. મ૦ જોંધળે. જ્વારી. શાળુ. હીં૦ જ્વાર. જુંધરી. પોનરી. ક૦ જોળ.

તૈ૦ જોન્નલુ. તા૦ ચાળં. ચોન્નલ. તુ૦ જોળા. મલા૦ ચોળં. ફા૦ જુરેમકા. અ૦ હંતારૂમિયા. ખંદરૂસ. ઈં૦ ગ્રેટમિલેટ. લા૦ હોલકસ વલગેરી.

બુંદેલખંડ, માળવા, ગુજરાત, ખાનદેશ, વરાડ, કૃષ્ણગિરી, બાલેઘાટ, ધારવાડ અને મદ્રાસ એ પ્રાંતોમાં કેટલાક ભાગોમાં એ ધાન્ય ઘણું પાકે છે. ખરીફના પાકમાં જૂવાર અને રબીના પાકમાં શાળુ એમ કહે છે. જુવાર એ ધાન્ય બળકટ હોઈ શીતળ છે. જુવારના સાંઠા ત્રણ ચાર હાથ ઉંચાં વધે છે. જુવારનાં લીલાં કણસલાં શેકીને ખાય છે, તેને પુંખ કહે છે. તે મીઠો અને પૌષ્ટિક છે. ગામડાઓમાં એ મોટા પ્રતિષ્ટપણાથી ઇષ્ટમિત્રો સાથે ખાય છે. ગામડાના લોકોને પુંખ એ એક મેવોજ છે. તેઓને એ પુંખ ખાવા મળે એટલે રોટલાની પણ પછી જરૂર નહિં. જુવારના લીલા સાંઠા શેલડીના જેવા મીઠા લાગે છે. જુવારના લીલા સાંઠા ઢોરોને ઘણાંજ ભાવે છે. એના સુકાયલા સાંઠા ઢોરોને બીજા ઘાસ કરતાં સારા છે. જુવાર આઠ દશ વર્ષ પર્યંત સડયા વગર રહી શકે છે. ઘણે ખરે ઠેકાણે પ્રથમ જુવારનાં કરબલાં અને કોઠીયો ભરી રાખતા. પણ હમણાં સ્વપ્નામાં પણ જુવારનાં તેવા કોઠાર જોવામાં આવતા નથી. કારણ કે, લોક એટલા કંગાલ અને ભિકારી થયેલા છે કે, તેઓનું ખેતરમાંહેનું ધાન્ય ઘરમાં આવ્યું કે પહેલાં સરકારની અને વાણીયા લોકની ભરતી કરવી પડે છે. તેમને આપ્યા પછી બાકી થોડું ઘણું જે રહે તેમાં કાંઈપણ પ્રપંચ ભોગવવો જોઇએ. લક્ષાવધી લોક અર્ધા ભૂખ્યા રહે છે! કેટલી બધી એ હિંદુ લોકની વિપન્નાવસ્થા થયેલી છે, કે જેમણે રાત્રીદિવસ સતત ઉદ્યોગ કરી જે ધાન્ય ઉત્પન્ન કરેલું છે તે પણ તેઓને પેટભરીને ખાવા મળતું નથી! હિંદુ લોકોએ ધાન્ય ઉત્પન્ન કરવું અને પરદેશીઓએ તે ઉપર યથેચ્છ હાથ મારવો. એજ પ્રકાર હમણાં ચાલુ છે. પહેલાંના કાળમાં લોકો પાસે ધાન્યના ભંડાર ભરપૂર ભરેલા રહેતા હોવાથી દુર્ગાદેવી જેવા બારબાર વર્ષ પર્યંત સતત રહેનારા દુકાળ પડતા, તોપણ તેમાં લોક નભાવી લેતાં. પરંતુ હમણાં નાનોશો દુકાળ પડે તોપણ હજારો લોકો અન્ન ન મળવાથી રસ્તામાં મડદાં ને મડદાં થઈ પડે છે, એ જો અનુભવમાં આવેલો છે તો એકાદ ભયંકર દુકાળમાં લોકોની ખરાબ સ્થિતિ થશે એમ નિશ્ચે જાણવું. પરંતુ પરમેશ્વર આપણા ઉપર એવો પ્રસંગ લાવે નહિં. હમણાના હિંદુલોકની સ્થિતિ પ્રહર એ પ્રહરના તડકા જેવી થયેલી છે. એવું અનેક રીતે સિધ્ધ કરવામાં આવે છે. સુજ્ઞ અને જ્ઞાની તથા દૂરદર્શી લોકોએ આ સ્થિતિ સુધારવાનો કંઇ પણ પ્રયત્ન કરવો; એટલે તેઓને કાલાંતરે ખચીત યશ આવશે. **સાધારણ જુવારઃ**—શીતળ, રૂક્ષ, ગુરૂ, ગ્રાહક, વૃષ્ય, રૂચિકર, સ્વાદુ; મલસ્તંભક, અને કફ, રક્તરોગ પિત્ત, એનો નાશ કરે છે. **ધોળી જુવારઃ**—વૃષ્ય, બલપ્રદ, પથ્યકર; અને અર્શ, વ્રણ, ત્રિદોષ, ગુલ્મ અરૂચિ એનો નાશ કરે છે. **કમળપરૂ જુવારઃ**—કફકારક, ધિરચ્ચલ, ગુરૂ, શીતળ, મધુર, વૃષ્ય, બલકર, પુષ્ટિકારક અને ત્રિદોષનાશક છે. **ઉપયોગઃ—પરસેવો આવવા માટેઃ**—જુવારના શેકેલા લોટનો કાઢો કરી પાવો.

---

## ૨૫૧ જેઠીમધ.

સં૦ બં૦ ક૦ યષ્ટીમધુ. મ૦ જેષ્ટમધ. હીં૦ મુલહઠી. કો૦ ગોડકાષ. તૈ૦ યષ્ઠીમધુકમુ. ફા૦ બેખેમેહકમધુ. અ૦ અસલુસ. મકસ્સર. ઈં૦ લિકરીસરૂટ. લા૦ ગ્લિસિરિઝાગ્લેબ્રા.

જેઠીમધના વેલા હિંદુસ્થાનમાં ઘણેક ઠેકાણે થાય છે. દક્ષિણ યુરોપમાં પણ આ વનસ્પતિ થાય છે. આ વનસ્પતિ ઉગાડવાની જમીન ડુંગરાળ અને લીલોતરીવાલી જોઇએ છીયે, અને હવાનું માન ઉષ્ણ જોઇએ. જેઠીમધની બીજી જાતિ છે, તેને ક્ષુપ હોય છે. એ ક્ષુપની ઉંચાઈ સુમારે બે હાથ હોય છે. એનાં પાંત્રા કુવાડીયાના પાંત્રા જેવાં લાંબાં હોય છે. એને પાંચ પાંચ આંગળ ઉપર નસો હોય છે. થાંણા જીલ્હામાં માહુલીના ડુંગર ઉપર એ ઝાડો ઘણાંજ થાય છે. એ ઉન્હાળામાં ઘણાજ સુકાઈ જાય છે, પાણીમાં થનારી એક જેઠીમધની જાતિ છે. તેનું "મધૂલિકા" એવું

સંસ્કૃત ભાષામાં નામ છે. એ વનસ્પતિનાં મૂળો કાઢી લાવે છે. તેને જેઠી મધ કહે છે. જેઠી મધ મીઠું હોય છે. પરદેશી લોક આ વનસ્પતિના મૂળોનો અર્ક કાઢી તેની સળીઓ તૈયાર કરી અહીં મોકલે છે, અને આપણે તે સળીયો મીઠી એટલે મોટા પ્રેમથી ખાઇએ છઇએ, પરંતુ જેઠીમધ અહીં ઘણુંજ પાકતાં છતાં તેના અર્કની સળીયો કરવામાં હજુ અહીના લોકનું લક્ષ જતું નથી. એ મોટી શોચનીય વાત છે, **મધુવલ્લી** બે પ્રકારની (જમીનમા અને જળમા થનારી):—વૃષ્ય, મધુર, રૂચ્ય, બલ્ય, ગુરૂ. શીતળ, ચક્ષુષ્ય, વર્ણકર, સ્વર્ય. સ્નિગ્ધ, કેશોને હિતાવહ, શુક્લ રકતપિત્તનાશક, વ્રણશુદ્ધિ, કરનારી; અને સોજો, વિષ, વાતરકત, વ્રણ, ઉલટી, તૃષા, ગ્લાનિ, ક્ષય, રકતદોષ, રકતપિત્ત, પિત્ત, સદ્યોવ્રણ, વાતપિત્ત એનો નાશ કરે છે. **મધુયષ્ટિ** ( જેઠીમધ );—કિંચિત, કડવી, પીતળ, ચક્ષુષ્ય. રૂચિકર; અને શોષ, પિત્ત, તૃષા, વ્રણ એનો નાશ કરે છે, બીજા ગુણ મધુવલ્લી જેવાંજ છે. **ઉપયોગ:-[૧] જેઠી મધનો શિરો તૈયાર કરવાની કૃતિઃ**—જેઠી મધનું મૂળીયું ચાર પાંચ વર્ષનું થયા શિવાય અર્ક કાઢવાને યોગ્ય થતું નથી. સુમારે સો પૌંડ વજનનાં મૂળીયામાંથી ૧૬ પૌંડ અર્ક નીકળે છે. જેઠીમધના મૂળીયા લાવી તેના બેચાર આંગળ લંબાઇના કકડા કરી તે પાણીમાં નાંખી સારા ધોવા. પછી તે ખાડણીમાં ઉપર નીચે ખાંડવાં. એ લોટ થયેલાં મૂળીયાં એક મોટા વાસણમાં નાંખી ૨૪ કલાક પર્યંત મંદ અગ્નિ ઉપર શીજવવું, પછી તે એકાદ યંત્રના દાબ નીચે મૂકી તેમાનો રસ સર્વ કાઢી લેવો. એ બાફવાની અને રસ કાઢવાની ક્રિયા. તે મૂળીયાં ઉપર બે ચાર વાર કરવી પડે છે, અને જે રસ નીકળે તે ગાળી પુન;ચૂલા ઉપર ચડાવવો. અને ઉપર ઊપર હલાવવો. એ હલાવવાનું તે રસ ઘટ્ટ થાય ત્યાં સુધી ચાલુ રાખવું. પછી પરાત ચૂલા ઉપરથી નીચે ઉતારી તેની સળીયો એક સંચામાં ઘાલી પાડવી એટલે તૈયાર થશે' એવી આ સળીયો બનાવવાની અલ્પ કૃતિ છે. આ સળી ઉધરસ ઉપર: દાઢ નીચે રાખે છે. તેથી કરી ઉધરસ શમે છે, અને તૃષા પણ શમન થાય છે, **(૨) તૃષા (તરસ) શમન થવા માટેઃ**—જેઠીમધના મૂળ દાઢ નીચે રાખી રસ ગળતાં જવું. અથવા જેઠીમધનો કાઢો કરી પાવો. **(૩) આગંતુક જખમ થયો હોય તે ઉપરઃ**—જેઠીમધનું ચૂર્ણ ઘીમાં ખલી કિંચિત ગરમ કરી લેપ દેવો. **[૪] હેડકી ઉપરઃ**—જેઠીમધનું ચૂર્ણ મધમાં આપવું. **(૫) ઉલટી થવા માટેઃ**—જેઠીમધના કાઢામાં ૩ માસા રાઇનું ચૂર્ણ નાંખી પાવો, એટલે વમન થઈ વિષદોષ, અજીર્ણ અને કફ એ રોગો શમે છે. **વીર્યવૃધ્ધિ અને બળ પ્રાપ્ત થવા માટેઃ**—જેઠીમધનું ચૂર્ણ ઘી અને મધ એમાં મિશ્ર કરી આપવું અને ઉપર દૂધ પાવું. **મુખમાં ચાંદીઓ પડે છે તે ઉપરઃ**—રાત્રે સાકર અને કંકાળ દાઢ નીચે રાખવા અને સવારે જેઠીમધનો કાઢો, સાકર અને ઘી નાંખી પાવો. **(૮) પિત્તપ્રદર ઉપરઃ**—જેઠીમધ ૧ તોલો વાટી ચોખાના ધોવરમણાં કલ્ક કરી, સાકર ૪ તોલા નાખી તે કલ્ક આપવો. **(૯) બાળકોના ચામડીના રોગ ઉપરઃ**—ગાયનું માખણ જરા ગરમ કરી પાતળું થાય એટલે તેમાં જેઠીમધનો શીરો ઘસવો અને તેમાંજ થોડો ધોળો કાથો નાંખી ખલ કરવો, અને તે મિશ્રણ શરીર ઉપરની ચાંદીઓએ ચોપડવું. **(૧૦) ઉષ્ણતાના કારણથી છાતીમાં કફ સુકો થઈ ગયો હોય તે તથા ઉધરસ ઉપરઃ**—જેઠીમધનો કાઢો કરી તેમાં સાકર નાંખી પાવો. **(૧૧) ઉર;ક્ષતક્ષય ઉપરઃ**—જેઠીમધ અને ચીકણામૂળ એનો કાઢો કરી તેમાં પીંપર અને વંશલોચન એનું ચૂર્ણ નાંખીં પાવો. **(૧૨) અપસ્માર ઉપરઃ**—કોળાના ગર્ભમાં જેઠીમધ ઘશી પાવું. **(૧૩) કફરોગ ઉપરઃ**—જેઠીમધનો કાઢો. મધ અથવા સાકર નાંખીં પાવો. અથવા ગોમૂત્રમાં જેઠીમધ અને બહેડાં ઘસી ચાટણ કરી આપવું. **(૧૪) ત્રિદોષ ઉપરઃ**—આદાના અને તુળસીના રસમા જેઠી મધ ઘસી તેમાં મધ નાંખી તે પાવું. **(૧૫) અહિરા ઉપરઃ**—જેઠીમધમાં ઘસી ઓંખોમાં અંજન કરવું **(૧૬) કફદોષથી દુધ દૂષિત થયું હોય**

**તો તે ઉપર:**—જેઠીમધ અને સીંધવ નાંખી ઘી આપવું અને આશોપાલવના ફૂલો વાટી સ્તનને અને બાળકનાં હોઠોએ લેપ કરવો, એટલે બાળકને સુખથી ઉલટી થાય છે અને કફકોપ પણ શાંત થાય છે. **(૧૭) ગડગુમડા ઉપર:**—જેઠીમધનો શિરો સ્ત્રિના દુધમાં ઘસી લેપ દેવો. **(૧૮) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—જેઠીમધનું બારીક ચૂર્ણ કરી દુધમાં કાલવી પાવું. **(૧૯) હૃદ્રોગ ઉપર:**—જેઠીમધ અને કડું એનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું. **[૨૦) કોલેરા ઉપર:**—જેઠીમધનો કાઢો પાવો; **(૨૧) રક્તજનિત ઉલટી** (ઉલટીમાં લોહી પડતું હોય તે )**ઉપર**—જેઠીમધ અને ધોળું ચંદન એ દુધમાં ઘસી પાવું. **(૨૨] સ્વરભંગ ઉપર**—જેઠીમધનું ચૂર્ણ ઘી અને સાકરમાં નાંખી આપવું.

---

## ૨૫૨ ઝરસી.

ઝરસીનાં ઝાડ એ હરીયાળી જેવાં ખેતરની જમીનમાં અને ખાડીમાં જ્યાં સરદીની જગા હોય છે તે ઠેકાણે થાય છે.આ ભાજી વૈશાખ જેઠ માસમાં ઘણી થાય છે. તે વેંતભર જમીન ઉપર પથરાયલી હોય છે. તેનાં ફાંટા અહીં તહીં પથરાયા હોય છે. ઝરસીના પાંત્રા બારીક મેંદી જેવાં હોય તે ઘણાં કડવાં હોય છે. આ ભાજી વાયુનાશક છે; માટે લોક બહુ આગ્રહથી ખાય છે. તેમાં કુંગળી નાંખી ખાય છે. બાગાયત જમીનમાં થનાર ઝરસમાં કડવાપણું કિંચિત કમી હોય છે.

---

## ૨૫૩ ઝાડશેવાલ

ઝાડશેવાલનાં ઝાડો વહેળાના ઉત્પન્ન થાય છે. એની ઉંચાઇ સુમારે એક હાથ હોય છે. આ ઝાડને કાંદા (કુંગળી)ના પાંત્રા જેવાં પાંદડાં હોઈ તે મ્હોળા હોય છે. એ ઝાડો ઘણાંક પ્રાંતોમાં થાય છે. એ બારે માસ મળે છે. **ઉપયોગ. (૧) બદ ફુટવા માટે:**—ઝાડશેવાળીનાં મૂળો ચંદનની પેઠે પાણીમાં ઘસી તુવેરની દાળ જેવડાં ટપકાં કરવા. એ પ્રમાણે ત્રણ ચાર વેળા ચોપડવાથી કેવી પણ ગાંઠ હશે તો પણ તે જલદી ફુટે છે. આ ઔષધ માણસને કોઇ પણ પ્રકારની ગાંઠ થઈ હોય તે ઉપર તથા ઘોડા વગેરેને જે ગાંઠો થાય છે. તે ઉપર ચોપડવાથી એ પ્રહરમાં કિંવા એક દિવસમાં છિદ્ર કરી દર્દ કાઢનાર અતિ ઉત્તમ છે.

---

## ૨૫૪ ઝિંઝરૂટ.

સં૦ ઝિંઝિરિટા. મ૦ ઝીંઝરૂટ ઝીંજુર્ડી. હીં૦ ઝિરછિટા. ક૦ જોટોટે. વટવટી. કટવાણિ. લા૦ ટ્રુંફેટાએંગ્લેટા.

એ ઝાડો ત્રણ ચાર હાથ ઉંચા વધે છે. એનાં પાંત્રા નાનાં હોઈ તે કાંઇક એરંડાના પાંત્રા જેવાં હોય છે. એને ગુલાબી રંગના બારીક ફળો આવે છે. એ ઝાડ ઉપર પુમવડે વીંટાએલાં એવાં ચપટાં ગોલાકૃતિ ફળો આવે છે. તેમાં ચાર પાંખડીયો હોય છે. એ ફળ જૂનાં થઇ સુકાવા લાગે એટલે તે પાંખડીયો જુદી જુદી થાય છે. એ ફળો તુપકડી (જીતાવાણી)ના ફળોની પેઠે કપડે ચીકટાય છે. એને "લેચી" પણ કહે છે. **ઝિંઝરૂટ**—તુરી, તીખી, શીતળ, વૃષ્ય, બલપ્રદ, સ્ત્રિયોનું દૂધ વધારનારી, રક્તાતિસારની નાશક, તૃપ્તિકર એવી છે. **ઉપયોગ—(૧) દુંટીપાસે ગાંઠ થઈ હોય તો**—ઝિંઝરૂટીનાં મૂળ ઘસી દુંટી ઉપર ટપકાં દેવાં અને મૂળ કંબરે બાંધવાં. **(૨) ઉપદંશ ઉપર**—ઝિંઝરૂટીનો પાલો મુઠીભર વાટી તેમાં થોડું જીરૂં અને ધાંણા નાંખી આપવું. દિવસ ૭. અને ચાંદીયો ઉપર આ ઝાડની ધુણી આપવી. **(૩) કુત્રાના વિષ ઉપર**—ઝિંઝરૂટીનાં બી, કડવું કાળું, જૂનો ગોળ અને હોકાનો કીલ એ સઘળું ખાંડી પાવું. **(૪) બળદની ખાંધ સુજે છે તે ઉપર**—ઝિંઝરૂટીના મૂળોની છાલ ચાવી ચોપડવી.

---

## ૨૫૫ ઝેરકચુલાનું ઝાડ.

સં૦ કારસ્કાર. મ૦ હીં૦ કુચલા. કો૦ કાજરા. ક૦ કાગરકાનામારા. કાંજીવાર. હેગુઠી.

તા૦ એટ્રેમારં કોકોડી. તુ૦ કારેરૂમારા. તે૦ મુસીડી. મુષ્ટીચેટ્ટુ. મલા૦ કન્નીરામ્. લા૦ ટ્રિચનોસનકસ. વ્હયોમિકા. ઇં૦ વ્હોમિટ્નટ્.

સંહ્યાદ્રિ પર્વતના પ્રદેશમાં એ વૃક્ષ ઘણાં છે. એ વૃક્ષનાં ફળો, પાંત્રા, કિંબહુના સર્વ ભાગ વિષયુકત છે. એના પાંલા ઉપર કંઈ પદાર્થ ખાવાથી વિકાર થાય છે. એના ફળને "જહરકુચલા" એમ પણ કહે છે. આવું આ વિષારી વૃક્ષ નિરર્થક છે, એવું કોઈ કહેશે. પરંતુ એ વૃક્ષથકી પણ માણસને પુષ્કળ ઉપયોગ જણાય એવા એમાં પરમેશ્વરે ગુણ મુકેલા છે. **ઝેરકચુલાનું ઝાડ**—મદકર, તુરૂ, ગ્રાહક, તિખું, કડવું, લઘુ, ગરમ; અને કોડ, રક્તવિકાર, કંડુ, કફ; વાતરોગ, વ્રણ, અર્શ અને જ્વર એનો નાશ કરે છે. **એનાં લીલાં ફળ**:—ગ્રાહક, તુરાં, વાતકર, લઘુ અને શીતળ છે. **પાકેલાં ફળ**:—વિષ, ગુરૂ, પાકકાળે મધુર; અને કફ, વાયુ, પ્રમેહ, પિત્ત અને રકતવિકાર એનો નાશ કરે છે. (૧) **જનાવરોને કંઈ વિષબાધા થઈ હોય તો**:—ઝેરકચુલાનાં બી કિંવા મૂળ ઘસી ચોપડવાં. એટલે વિકાર દૂર થાય છે. (૨) **કુત્રાના વિષ ઉપર**:—ઝેરકચુલાનાં બિયાં ઘીમાં શેકી, તે રોજ વૃદ્ધિએ સેવન કરવાં. અથવા ઝેરકચુલાનાં બી ૧ વાલ નિત્ય ખાવાં. (૩) **શરીરમાં વાળો મર્યો હોય તો**:—તેને ઝેરકચુલાનાં બી ઘસી ચોપડવાં. (૪) **ઉઠાણું ઉપર**:—ઝેરકચુલાનાં બી અને સમુદ્રફળ ઘસી ઉપર ચોપડવાં. (૫) **નળગુદને માટે**:—ઝેરકચુલાના ઝાડ ઉપરની શિંગાનો કાપ કાઢી વાસણમાં ઘાલી કાઢો કરી આપવો. (૬) **કોળ, ઉંદર વગેરે કમી થવા માટે**:—ઝેરકચુલાના બીયાંનું ચૂર્ણ કરી તે લોટમાં મસળવું અને તે લોટ ઉંદર ખાય તેવી જગાએ મૂકવો. આ લોટ ઘણો વિષારી છે. (૭) **તાઢીઓ તાવ, સુવારોગ, અજીર્ણ, શૂળ, અને મંદાગ્નિ ઉપર**:—ઝેરકચુલાનાં બી ભાગી જવા ન દેતાં ઘીમાં તળી કાઢવાં, એટલે શુધ્ધ થાય છે. તેનું ચૂર્ણ કરી તે ૧–૨ ગુંજ, મધમાં આપવું. (૮) **વાળા ઉપર**:—ઝેરકચુલાનાં બી અથવા ઝેરકચુલાનાં બી અને સોમલ પાણીમાં ઘસી ત્રણ દિવસ લેપ કરવો. (૯) **શીતજ્વર, આંબ, શૂળ અને સંગ્રહણી ઉપર**—શુધ્ધ ઝેરકચુલો ત્રણ ભાગ, લવંગ ૧ ભાગ, એનો આદાના રસમાં ખલ કરી ચણોઠી જેવડી ગોળીઓ કરી તે મધમાં આપવી. (૧૦) **શૂળ ઉપર**—ઝેરકચુલાનાં બીયાંનું તેલ પાતાળ યંત્રે પાડી તે પાનને ચોપડી તે પાન ખાવું.

---

## ૨૫૬ ટીંબરૂ.

સં૦ તિંદુક. મ૦ ટેંભુરણી. હીં૦ તેંદુ. ક૦ તુંમરી. જગળમર. ફા૦ અબતુસ. ઈં૦ એબની. લા૦ ડાયોસ્પાયરોસ્ એંબ્રીઓપ્ટેરિસ્.

ટીંબરૂના ઝાડો મોટાં મોટાં થાય છે. એનાં પાંત્રા મોટાં હોઇ લાંબાં હોય છે. એને બોર જેવડાં ફળો આવે છે અને તે લોકો ખાય છે. એના પાંત્રાની તંબાકુની બીડીયો કરે છે. એ બીડીયો પીવાથી કાળજું કૃશ થાય છે; હૃદયમાં પીળો ડાગ પડે છે, કંઠશોષ થાય છે, કફ વધે છે, એ લક્ષણો થાય છે. એવું છતાં પણ હમેશાં એ વ્યસનનો ફેલાવ વધતોજ જાય છે. એ વ્યસન ય;કશ્ચિત છે એમ જણાય છે. પરંતુ એથી ઘણુંજ નુકસાન થાય છે. દ્રવ્યનાશ થાય છે, શકિતનાશ થાય છે, આંખો મંદ થાય છે. એટલા માટે આવા દુષ્ટ અને હલકા વ્યસનથી લોકોએ દૂર રહેવું એ બહુજ સારૂ છે. **ટીંબરૂ**—તુરી, કડવી, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર; અને વાયુ; વ્રણ, એનો નાશ કરે છે. એનાં **ફળ**—તુરાં, લેખન, ગ્રાહક, શીત, સ્વાદુ, રૂક્ષ, લઘુ, મલસ્તંભક, અરૂચિકારક, વાતકારક, કડવાં એવા છે. **પાકાં ફળો**—ગુરૂ, સ્વાદુ, મધુર, સ્નિગ્ધ, દુર્જર, કફકર, અને મેહ, પિત્ત, રકતરોગ, વાયુ એનો નાશ કરે છે. ટીંબરૂણીનો નાર પિત્તરોગનાશક છે. (૧) **જુવો મરવા ઉપર**—ટીંબરૂણીની છાલને ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવો. (૨) **દમ ઉપર**—ટીંબરૂણીના ફળોની છાલ સુકવી પા તોલા પર્યંત લેઈ ચલમમાં નાંખી પીવી.

---

## ૨૫૭ ડમરો.

સં૦ દમનક. મ૦ દવણા. હીં૦ ક૦ દવના. તૈ૦ સાવિત્રચેટ્ટુ. ફા૦ બરંજશીપ. અફ્સંતીન્. અ૦ સકુસ્રૂમી. ઈં૦ વર્મકુડ. લા૦ આર્ટિમિશિયાઈડીકા.

ડમરાનાં ઝાડો જંગલી તુલશીના ઝાડો જેવાં હોય છે. એની ઊંચાઈ સુમારે બે ત્રણ હાથ હોય છે. પાંત્રા પણ જંગલી તુળશી જેવાંજ હોય છે. એ પાંત્રાને કાત્રા હોય છે. મુસલમાન લોક એ ઝાડના ઘણા ભોક્તા છે. એને તુળશીના ઝાડ જેવા મોટા તોરા આવે છે. તેમાં કાળા રંગના બિયાં હોય છે. એ બિયાંને મરાઠીમાં "તુકુમરાઈ" કહે છે. ડમરાના છોડના વાસથી સર્પ બહુધા એ ઝાડ પાસે જતો નથી, તુંકુમરાઈ એ જંગલી તુળશીના બીજ કરતાં વધારે થંડી છે. **ડમરોઃ**—પાકકાળે સ્વાદુ, પ્રમેહનાશક, અગ્નિમાંદ્યકર અને પિત્તનાશક છે. **ઉપયોગ. (૧) સર્પના વિષ ઉપરઃ**—ડમરાના પાંદડાંનો રસ ઘડી ઘડીના અવકાશે બે ત્રણ વાર પાવો. ( ૨ ) **દાહ ઉપરઃ**—ડમરાના બી પલારી રાખી તે ફુલે એટલે તેમાં ગાયનું દૂધ અને સાકર નાંખી પાવું. (૩) **ખોડા ઉપર**:—ડમરાના પાલાનો રસ અને લીમડાનો રસ એકઠ કરી માંથે ચોળવો. (૪) **વિંછીના દંશ ઉપર**;—ડમરાના પાલાનો રસ ચોપડવો. ( ૫ ) **બેહેરાસ અને કાન કુટયો હોય તે ઉપરઃ**—ડમરાનો પાલો હાથપર ચોળી રસ કાનમાં પાડવો. (૬) **પીનસ રોગ ઉપર**:—ડમરાનો રસ એક તોલો અને કપુર એક માસો એકઠ ઘુંટી પ્રત્યેક દિવસે સવારે અને સાયંકાળે એનાં પાંચ પાંચ ટીપાં નાકમાં નાંખવાં; એટલે પાણી પડવું, લોહી વીગેરે બંધ થઇ સારૂં થાય છે. ( ૭ ) **કૃમિ ઉપરઃ**—ડમરાનો રસ પાવો. અ. ડમરાનો રસ અને ફુદીનાનો રસ એકત્ર કરી પાવો. ( ૮ ) **ચાંદીમાંના કીડા મરવા માટેઃ**—ડમરો અને ધંતુરાનો રસ ક્ષત ઉપર ચોપડવો. **(૯) આગંતુક ગર્મી ઉપર**—ડમરાનાં બીયા થંડા પાણીમાં એક તોલો રાત્રે પલારી રાખી સવારે તેમાં ૫-૭ તોલા દૂધ અને થોડી સાકર નાંખી પ્રાતકાળે અને સયંકાળે ૭ દિવસ પાવું. **(૧૦) પીડ ઉપર**—ડમરાનો સાકર સાથે રસ પાવો. **(૧૧) બળદ કે રેલો (પાડો) લોહી મુતરે છે તે ઉપર**—ડમરાના બી તોલા બે અને એથમી છીરૂં તોલા બે એ રાત્રે પલારી રાખી સવારે તેમાજ બીજું અચ્છેર પર્યંત પાણી નાંખી સરબત કરવું. તેમાં છીરૂં અર્ધો તોલો અને સાકર નાંખી પાવું. એ નિત્ય સહવારે ૫ દિવસ સુધી પાવું. **(૧૨) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—ડમરાના પાલાનો રસ ચોપડવો

---

## ૨૫૮ ડાભ,

સં૦ હરિદ્ભર્ભે. મ૦ દર્ભ. કુશ. હીં૦ દાભ. ક૦ ઉબ્હાકુવી.

ડાભ એ એક મોળની જાતિનું ઘાસ છે, એને વેંતભર લંબાઈના તોરા આવે છે. એ તોરા મોળના તોરા કરતાં મોટા હોય છે એને દક્ષિણમાં કેટલાક લોક "ગણ" કહે છે. એ સુમારે બે અઢી હાથ ઉંચો વધે છે. ડાભ એ બ્રહ્મકર્મમાં ઉપયોગી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે જ. ડાભનાં ભોથાં નદીને કિનારે કિંવા વહેળાને કિનારે થાય છે. એને "કુશ" એમ પણ સંસ્કૃતમાં કહે છે. **ડાભ**—શીતળ, રૂચિકર, મધુર, તુરો, સ્નિગ્ધ, કફકર, શુક્રશુદ્ધિકારક, રજઃશોધક; અને કફ, રકત, રકતપિત્ત, પિત્ત, દમ, તૃષા, મૂત્રકૃચ્છ્ર, બસ્તિશૂળ. કમળો, પ્રદર, રકતદોષ, વિસર્પ, સર્દી, મૂર્ચ્છા, અશ્મરી, એનો નાશ કરે છે. **એનાં મૂળ**—શીતળ, રૂચિકર, મધુર; અને લોહી, તાવ, તૃષા, દમ, ઊધરસ, કમળો અને પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પ્રદર** (એટલે ધાતનું જવું તે) **ઉપર**—ડાભના મૂળો ચોખાના ધોવરામણમાં વાટી તે પાણીમાં જીરાની ભૂકી અને સાકર નાંખી પાવી. **(૨) મૂત્રશુધ્ધિ ઉપર**—ડાભના મૂળો પાણીમાં પાવાં. તેથી મૂત્ર બંધ થયું હોય તો તેપણ છુટે છે. **વાતજ્વર ઉપર**—ડાભનાં મૂળ ચીકુણીનાં મૂળ અને ગોખરૂ એનો કાઢો સાકર અને મધ નાંખી પાવો.

---

## ૨૫૯ ડાંગર (કોળુ)

સં૦ ડંગરી. મ૦ ડાંગર. ભાંપળા. દે૦ કાશીફળ. હીં૦ સફરીકુમરા. પેઠા. ક૦ ડંગર. કુંબળકાયી. તા૦ પુશની. અનિમુલે. તુ૦ શિપેકુંબડા. મલા૦ ચકકર કુંપલજા. ગો૦ દુથિની. તૈ૦ ગુંમડીકાયી. ફ્રા૦ બાદરંગ. ઇં૦ ધી ગૉર્ડ લા૦ કુકુબિટા મેસિગા.

આ એક કોળાની જાત છે ડાંગરના વેલા પચીસ હાથ લાંબાં વધે છે. દર વેલાને ત્રીસ ચાલીસ પર્યંત ફળો આવે છે. કેટલાક ડાંગર ગોળ અને કેટલાંક લાંબાં હોય છે. તેનો બાહેરનો રંગ પીળો હોય છે. એની અંદર રાતા કોળાના જેવાં ચપટા બિયાં હોય છે. તે છોલી ખાય છે. એ બિયાં મોટાં પૌષ્ટિક છે. એના લાડુ પણ કરે છે. ડાંગરને પીળાં ફૂલો આવે છે. તેનું તથા કુમળા પાલાનું અને વેલાનું શાક કરે છે. ડાંગર સાત આઠ મહિના ટકે છે.

---

## ૨૬૦ ડામર.

ડામરનાં ઝાડો મલબારના વનોમાં થાય છે. એ મોટા થાય છે. એમાંથી જે દૂધ નીકળે છે તેને ડામર કહે છે. રસ કાઢવાની રીત એવી છે કે, એ ઝાડની મોટી મોટી ડાળીયો તોડી તેના નાના નાના ટુકડા કરે છે. પછી તે ભઠ્ઠીમાં ઘાલ્યા પછી તેમાં જે દૂધ હોય છે તે ઉપર આવે છે, તે કાઢી લે છે; પછી તે ઘટ્ટ થાય છે. ડામર તારનાં દોરડાને અને લક્કડ કામને ચોપડવાથી તેને મજબુતી આવે છે.

---

## ૨૬૧ ડાંગર. (ભાત)

સં૦ હીં૦ શાલિ. મ૦ સાળ. ક૦ ભત્ત. ઈં૦ પેડી.

આ ધાન્યનો જગતમાંની સર્વ વસ્તીમાં થોડો ઘણો ઉપયોગ થાય છે. એની ઉત્પત્તિ ઘણું કરી ઉષ્ણ દેશમાં થાય છે. આ દેશમાં એ ધાન્ય સર્વત્ર થાય છે. બંગાલામાં ઉંચ પ્રતીના ઘણા ઝીણા ચોખા પાકે છે. ઇંગ્લાંડમાં અને યુરોપમાં બંગાલાથી શેંકડો ખાંડી ચોખા જાય છે. એ ધાન્ય કેડથી તે માંથોડું ઉંચું વધે છે. એનાં સર્વ પાંદડાજ હોય છે. એ પાંદડાં પાકે એટલે તેને પરાળ કહે છે. એ પાંત્રામાંથી ગોળ પોલી એક સળી નીકળે છે; તે સળીના છેવટે ડાંગરની ઉંબી બાઝે છે. એમાં ડાંગર થાય છે. એમાં જે દાણા હોય છે તેને ચોખા કહે છે. ડાંગરમાં જેટલી જાત છે તેટલી કોઇપણ ધાન્યમાં નથી. આપણા દેશમાં ડાંગરની ઉત્પત્તિ ઘણી થતી નથી. તેથી કરી અહીં એની ઘણી જાતી પણ પડતી નથી. જે ડાંગર ત્રણથી ચાર સાડાચાર મહિનામાં પાકે છે તેને મરાઠીમાં હળવી કહે છે; અને જે પાંચથી ૬, મહિના પર્યંતમાં પાકે છે તેને ગરવી કહે છે. ગરવી ડાંગર પહેલા નંબરની જમીનમાં થાય છે. કમોદ, બંગાલી કમોદ, પંચસાળ, આંબામોર, રાયભોગ, જીરાસાલ કાળીસાલ, રાતીસાલ, ખેરસાલ, ચીમેણસાલ, વાંકસાલ, કોથંબરી, રાજાવળ, ઇલાયચી ઇત્યાદિ જાતીની ડાંગર ઉત્તમ પૈકી થાય છે. ચોખા એ અન્ન શીતળ અને શકત્યુત્પાદક છે. ઘણા લોકોનો મુખ્ય ખોરાક ચોખા એજ છે. ડાંગરના પુષ્કળ જૂદા જૂદા પ્રકાર છે. તેના ચોખા કરી બાફી ભાત કરે છે. ભાતનું ઓસામણ ઘણું થંડુ અને ઘણું પૌષ્ટિક છે. ચોખાનો લોટ કરી તેની દશમીયો, ભાખરીયો, પુરીઓ, રોટલા એવા પદાર્થો કરે છે. ચોખાની ખીર સારી થાય છે. ચોખાનું ઉત્તમ પકવાન્ન કેશરી ભાત થાય છે. ચોખાના લાડુ, વીગેરે બીજા પકવાનો પણ થાય છે. ચોખાની કણકીની ઘેશ કરે છે. નાનાં બાળક, રોગી, અશક્ત એવા માણસોને એ ઘેસ બહુ ઉપયોગી છે. ચોખામાં તુવેરની કે મગની દાળ નાંખી તેની ખીચડી કરે છે; એ સાદા ભાત કરતાં પૌષ્ટિક છે. ચોખાના પુંવા કરે છે. તેમજ મુરમરા પણ બનાવે છે. પરાળ ઢોરને ખાવાના કામમાં આવે છે. ડાંગરના તુસનો પણ ઘણો ઉપયોગ થાય છે. **રાયભોગ ડાંગર**—એ ધોળી, કાળી, રાતી એવા ત્રણ પ્રકારની સ્નિગ્ધ, મધુર, અગ્નિદીપન, બલકર, કાંતિકર, ધાતુવર્ધક, પથ્યકારક, ત્રિદોષનાશક, લઘુ એવી છે. એ એક કરતાં એક ગુણથી અધિક છે. **રાતી ડાંગર**—મધુ, સ્નિગ્ધ, મધુર, પથ્યકારક, રૂચિ-

કારક, બલકારક, વર્ણકર, ચક્ષુષ્ય, અગ્નિદીપક, મૂત્રલ, શુક્રલ, સ્વર્ય, હૃદ્ય, પુષ્ટિકારક, ત્રિદોષ, રક્તરોગ, દાહ, તૃષા, વ્રણ, વાયુ, વિષ, પિત્ત, શ્વાસ, કાસ, જ્વર એનો નાશ કરે છે. **ધોળા સાઠી ચોખા**—રૂચિકર, શીતલ, બલકર, પથ્ય, વીર્યવર્ધક, ગ્રાહક, દીપન, મીઠા; અને તાવ, ત્રિદોષ એનો નાશ કરે છે. કાળા સાઠી ચોખા ગુણમાં અધિક છે. **દેવડાંગર**—એ કૃષ્ણ, પાટલ, શાલામુખ, કુકકુટાંડ, જંતુભેદ એવા પાંચ પ્રકારની, તે પાંકકાળે મધુર, શીતલ, મલસ્તંભક, અભિષ્યંદકારક એવી છે. એમાં કાળી વધારે ગુણવાળી છે. **ઉપયોગ—ચોમાસામાં પગે ઓસાર થાય છે તે ઉપર**—ડાંગરનું પરાળ બાળી પગે કાળો રંગ આવે ત્યાં સુધી ધુણી દેવી. **(૨) અષ્ટગુણમંડ જ્વર ઉપર**—કિંચિત શેકેલા ચોખા અને મગ એ સામાન લેઈ તેમાં ચૌદગણું પાણી નાંખી બાફવા. બફાતી વખતે તેમાં હીંગ, સીંધવ, ધાણા, સુંઠ, મરી, પીપર નાખી પછી તેમાની વરાળ બહુ નીકળવા ન દેતાં તે ઘેંસ ખાવી. આ મંડ જ્વર, ત્રિદોષ એનું નાશક; લોહી, ભૂખ એને વધારનાર, બલકર અને બસ્તિશોધક છે. **(૩) સરદગર્મી ઉપર**—બારીક ચોખા સાયંકાળે બાફી તેનું ઓસામણ કોરા માટલામાં ઘાલી મોં બાંધી રાત્રે ઝાકળમાં મુકી સવારે તેમાં સાકેર નાંખી આપવું. દિવસ ૭. **(૪) મૂત્રરેચન માટે**—ધોળા ચોખાના ધોવરામણમાં સાકર અને સુરોખાર નાંખી પાવું. **(૫) ભાંગ ઉપર ઉતાર**—ચોખાનું ધોવરામણ પાવું. **(૬) શોષરોગ ઉપર**—ડાંગરની ધાણીનો કાઢો કરી પાવો. **તૃષારોગ ઉપર**—ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવું.

---

## ૨૬૨ ડીકામાલી.

સં૦ હિંગુફળા. મ૦ ડિકેમાલી.

ડીકામાલીનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એ ઘણું કરી ડુંગરાળ પ્રદેશમાં થાય છે. કોકણમાં અને બીજે સ્થળે એ ઝાડો ઘણેક ઠેકાણે થાય છે. એનાં પાંતા જામફળીના ઝાડ જેવડાં હોઈ તે આકારે પણ તેવાંજ હોય છે. એને ગીલોડા જેવડાં ફળો આવે છે. એ ફળો અથાણામાં નાંખે છે. એ ઝાડની કુંખોમાંથી શિયાળામાં લીલા અને પીળા રંગનો રસ નીકળે છે. તેને “ડીકામાલી” કહે છે. જંગલી લોક એ દૂધની ચેપલી કરી તે વેચે છે. એ રસમાં કુંખોનો પણ ભેગ કરે છે. **ડીકામાલી**—તીખી, તીક્ષ્ણ, ઉષ્ણ, અગ્નિદીપક; અને કફ, વાયુ, મલબંધ, મનનો મોહ અને આમ એનો નાશ કરે છે. **(૧) પેટપીડ ઉપર**—એક લીંબુ ચીરી તેની એક ચીર ઉપર ડીકામાલી ભરી બીજી ચીરનો રસ તે ઉપર પાડી ડીકામાલી નાંખેલી ફાડ અંગારા ઉપર મૂકી ખદખદાવી, પછી કાઢી ચુસી લેવી. **(૨) જંત (કૃમિ) ઉપર**—ડીકામાલીનું ચૂર્ણ સાકરમાં નાંખી આપવું. **(૩) મૂર્ચ્છા, શીણવ, તાવ એ ઉપર**—ડીકામાલીનું ચૂર્ણ સાકરમાં આપવું. **(૪) જનાવરની ચાંદીમાં કીડા પડયા હોય તો**—ચાદીમાં ડીકામાલી ભરવી. **(૫) ભાર ઉપર**—ડીકામાલી અને કાળો બોળ એ પાવાં. **(૬) બાળકની સસણી ઉપર**—ડીકામાલી, રેવંચી અને કાળો બોળ ગરમ પાણીમાં વાટી પેટ ઉપર ડુંટીની જગ્યા બાદ કરી બીજે સર્વ ઠેકાણે લેપ દેવો.

---

## ૨૬૩ ડુકરકંદ.

સં૦ વારાહિ.

ડુકરકંદના વેલા હોય છે. એ વેલાના કાંદાનો આકાર ડુકર (સુવર)ના જેવો હોઈ સૂવરના અંગ ઉપર જેવા કેશ હોય છે તેવા એના અંગઉપર કેશ હોય છે. ડુકરકંદ એ મોટું તીવ્ર ગુણનું ઔષધ છે. **ડુકરકંદ**—તીખું, કડવું, બલકર, પિત્તલ, રસાયન, શુક્રલ, વૃષ્ય, અગ્નિદીપક, મધુર, ઉષ્ણ, વર્ણકર, સ્વર્ય, આયુષ્યવર્ધક; અને કોઢ, મેહ, ત્રિદોષ, કફ, વાત, કૃમિ, મૂત્રકૃચ્છ્ર એનો નાશ કરે છે. **ઉપયોગ—કાંડરાના વિષ ઉપર**—ડુકરકંદ પાણીમાં ઘસી બે તોલા પર્યંત પાવું, આ ઔષધ બહુ તીવ્ર

છે. કાંડરાનું વિષ ન હોય તો તે સહન થનાર નહિં. અને ગળું બળી જાય છે. આ ઔષધ ઉપર ઉતાર ઘી પાવું. (૨) **તૃતીયક જ્વર (તાવ) ઉપર**—કુકરકંદની છાલ અથવા મૂળ પચરંગી સુતરે હાથે કિંવા ગળામાં બાંધવાં.

## ૨૬૪ ડુંગળી. (કાંદા)

સં૦ પલાંડુ. મ૦ કાંદા. હીં૦ ફા૦ પ્યાજ. બં૦ પેયાજ. ક૦ ઉળેગડ્ડે. તૈં૦ નિરૂળી. મલા૦ ઊ્રિળી. અ૦ બસળ. ઈં૦ ઓનિયન. લા૦ એલીયમસેપા.

ડુંગળી સર્વત્ર પ્રસિધ્ધ છે. એનો રોપો હાથ સવાહાથ ઉંચો વધે છે. તે સિધ્ધો હોઈ તેનો પાલો બારીક નળી જેવો હોય છે. કાંદાને જે બી આવે છે તે કાળાં હોઈ બંદુકના દારૂ પ્રમાણે હોય છે. કાંદાના મધ્યમાં જે રેશો નીકળે છે તેને નળો કહે છે. એ કુમળો હોય ત્યારે તેનું શાક કરે છે કાંદામાં બે જાતિ છે; **ધોળો** અને **રાતો.** ધોળો કાંદો ઔષધોમાં ઘણો ઉપયોગી છે. કાંદામાં અતિ પૌષ્ટિકપણું છે. એટલા માટે એક કહેવત છે કે "કાંદો અને મર્દનો બાંધો." સર્વ પ્રકારના શાકમાં ડુંગળી નાંખી હોય તો તેમાં સ્વાદ લાવે છે. **ધોળી ડુંગળી**—બલકર, તીખટ, વૃષ્ય, ગુરૂ, મધુર, રૂચિકર, સ્નિગ્ધ, કફકર, ધાતુવર્ધક, નિદ્રાપ્રદ, દીપક એવો છે; અને ક્ષય, હૃદ્રોગ, ઉલટી, અરૂચિ, રકતપિત્ત વાત, વાતપિત્ત, કફાર્શ, વાતાર્શ, પરસેવો, સોજો અને રકતદોષ એનો નાશ કરે છે. **લીલી ડુંગળી**—(હરિતપલાંડુ) એના ગુણ ધોળા કાંદા પ્રમાણેજ છે. **રાતી ડુંગળી**—રાતો કાંદો શીતળ, સ્નિગ્ધ, અગ્નિદીપક, ગુરૂ, તીખી, મધુર કિંચિત ઉષ્ણ, પિત્તકર, વૃષ્ય અને બલકારક છે. તથા કફ, વાયુ, સોજો, અર્શ, કૃમિ, એનો નાશ કરે છે. **કાંદાના બીજ**—વૃષ્ય છે. અને દાંતમાંના કૃમિ અને પ્રમેહ એનો નાંશ કરે છે. (૧) **બાળકોની આંકડી ઉપર**—ધોળો કાંદો ભાંગી સુંઘવા આપવો. (૨) **ઉન્માદ રોગ ઉપર**—ધોળી ડુંગળીના રસનું અંજન કરવું. (૩) **ગરમીએ કપાળ દુખે તો તે ઉપર**—ડુંગળી ભાગી સુંઘવી. અને કપાળ ઉપર ચંદનમાં કપૂર ઘસી તેનો લેપ કરવો. (૪) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર**—ડુંગળીના રસનું નસ્ય આપવું. (૫) **મહામારી (કોલેરા) ઉપર**—બે બે ઘડીએ કાંદાનો રસ પાતા જવું. (૬) **કોલેરાનો ઉપદ્રવ ન થવા માટે**—રાત્રે ભોજન કર્યા પછી ડુંગળીના રસમાં ચણા જેટલી હિંગ ઘસી તેમાં વરીઆળી ૧ માસો અને ધાણા ૧ માસો નાંખી તે પાવો. (૭) **બાળકોને મોડશી (મૂર્છા) અને કૃમિ થયા હોય તો**—ડુંગળીનો રસ પાવો. (૮) **વિંછીના દંશ ઉપર**—ડુંગળીના બે કકડા કરી ચોળવા. (૯) **ગરમીની ઝાળ ન લાગવા માટે**—એક ડુંગળી પાસે રાખવી. એટલે ઝાળ લાગતી નથી (૧૦) **તંબાકુ લાગી હોય તો**—ડુંગળીનો રસ પાવો. (૧૧) **ગર્મી ઉપર**—બાફેલી ડુંગળી, જીરૂં અને ખડીસાકર એકત્ર વાટી તેમાં ગાયનું ઘી બે તોલા નાંખી આપવું. (૧૨) **આમ્લપિત્તથી ગળામાં બળત્રા થતી હોય તો**—ધોળો કાંદો બારીક ચી[illegible], સુમારે નવટાંક અધમર્યા મીઠા દહીંમાં મેળવવો અને તેમાં ખાંડ નાંખી આપવો. (૧૩) **વીર્યવૃધ્ધી ઉપર**—ડુંગળીનો રસ અને મધ એકત્ર આપવો. (૧૪) **ભમરીના દંશ ઉપર**—ડુંગળીનો રસ ચોપડવો. (૧૫) **બાળક જલદિ વધવા માટે**—ડુંગળી અને ગોળ હમેશાં ખાતાં જવાથી બાળક જલદી ઉંચું વધે છે. (૧૬) **આમરકતને માટે**—ડુંગળી બારીક ચીરી ચાર પાંચ વખત ધોઇ નાંખવી. અને તે ગઠાદાર દહીં સાથે ખાવા આપવી. (૧૭) **અતિસારઉપર**—ડુંગળીના રસમાં અફિણ મેળવી આપવું. (૧૮) **ગર્મીને માટે**—ડુંગળી કાપી ધોઇ દહીં સાથે ખાવી. અને તેનોજ કાપ અથવા ડુંગળી બાફી બારીક વાટી તેમાં ઘી નાંખી ગોળો કરી ડુંટી ઉપર બાંધવો. એકલી ડુંગળી ખાધાથી પણ ગરમી રહે છે. (૧૯) **આંખે દુધ લાગ્યુ હોય તો**—ડુંગળીના રસમાં ખડીસાકર ઘસી રાત્રે આંખમાં ઘાલવી તથા રકતચંદન (રતાંદળી) ઘસી આંખો ઉપર ચોપડવી. (૨૦) **પુરૂષત્વ ગયુ હોય તો**—ધોળી ડુંગળીનો રસ, મધ,

આદુનો રસ અને ઘી એ એકત્ર કરી પ્રાતઃકાળે આપવું. ૨૧ દિવસમાં પુરૂષત્વ આવશે. **(૨૧)** જખમે દુખ થતું હોય તો—કુંગળી કાપી ઘીમાં માં તળી ગરમ ગરમ જખમ ઉપર બાંધવી. **(૨૨) વીર્યવૃદ્ધી થવા માટે તથા ઉરક્ષત** ક્ષય **ઉપર**—કુંગળીનો રસ ૬ માસા, ઘી ૩ માસા અને મધ ત્રણ માસા એકત્ર કરી દરરોજ સવાર સાંજ બંને વખત લેતા જવું અને રાત્રે અર્ધોશેર ગરમ કરેલું દુધ સાકર નાંખી પીવું એ પ્રમાણે મહિના બે મહિના આપવું. (૨૩) **અપસ્મા૨ ઉપર**—ધોળી કુંગળીનો રસ નાકે પીવો. (૨૪) **કામીણ રોગ ઉપર**—ધોળી કુંગળી, ગોળ અને તેમાં થોડી હળદર નાંખી સવારે અથવા સાંજે ઊંઘવાની વખતે ખાવી. **(૨૫) સળકમ** ઉપર—ધોળી કુંગળી કાપી નાકના બન્ને છિદ્રમાં સુંઘવી. **(૨૬) બાળકોને તાનનો આજાર થાય છે. તેને માટે**—ધોળી કુંગળી બાફી બારીક વાટી તેમાં ગાયનું ઘી નાંખી વડી કરી, તાળવાપર મેલી ઉપર એરંડના કુમળા પાંત્રાં મેલી કપડાથી બાંધવું એ પ્રમાણે ૩ દિવસ કરવું પ્રતિદિવસમાં સાંયકાળે કુંગળીની થેપલી કાઢી નાંખી માથુ સ્વચ્છ ધોવું અને તાળવાપર ગાયનું ઘી ચોપડવું અને ધોળી કુંગળીનો રસ કાઢી તેમાં થોડું જીરૂ અને ખડીસાકરની ભૂકી નાંખી તે પાવી. (૨૭) **ગર્મીની ભુખ લાગે છે તે** ઊપર—ધોળી કુંગળી એક બાફવી અને બીજી લીલી કુંગળી લેઇ તે બન્ને બારીક વાટી તેમાં જીરાની ભૂકી બે માસા અને ખડીસાકર બે તોલા એ પ્રમાણે મિશ્ર કરી એક વખત આપવું (૨૮) **વેળ, બદ, ગાંઠ વગેરે પાકવા માટે**—કુંગળી બાફી વાટવી અને તેમાં ઘી અને હળદરની ભૂકી નાંખી ગરમ કરી સ્હેવાય તેટલુ ગરમ પોટીસ બાંધવું આ સૌમ્ય અને ઉતમ પોટીસ છે. **આંખો આવે છે તે ઉપરઃ**—કુંગળીનો રસ આંખોમાં નાંખવો.(૩૦) **ઢોરોને શેંબારોગ** (ઢોરોના નાકમાંથી શ્લેષ્મ (લીટ) પડવા લાગે છે તે) **થાય છે તે ઉપર**—ધોળી કુંગળી સાત અને ગોળ પાશેર એ પ્રમાણે દરેક સવારે ત્રણ દિવસ ખવરાવવું, અને ઘણા દિવસનું જુનું કપાસિયા કાઢી નાંખેલું રૂ લેઈ સ્વચ્છ પહોળુ કરી એક વાસણમાં અગ્નિ લાવવો અને તેમાંથી નીકળનારી ધુણી તે ઢોરના શ્વાસોચ્છ્વાસે મસ્તકમાં જઈ શકે એવી રીતે તે દેવતામાં નાંખેલુ રૂ ઢોરના નાક આગળ ધરવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. (૩૧) **મુળવ્યાધિ ઉપર**—કુંગળી ઝીણી ચીરી છાબડીમાં સુકવવી પછી તેમાં તલની ભૂકી ૧ માસો, અને ખાંડ ૨ તોલા મિશ્ર કરી નિત્ય સેવન કરવું. **(૩૨) પિત્તવિકાર ઉપર**—ધોળી કુંગળી ઝીણી ચીરી મીઠા દહીમાં મેળવી તેમાં થોડી સાકર નાંખી ખાવી. (૩૩) **દાઢ દુખતી હોય તો તે ઉપર**—કુંગળીનાં બી ચલમમાં નાંખી પીવા. અથવા એકલાંજ દાઢમાં રાખવાં. (૩૪) **મૂળવ્યાધિ ઉપર**—કુંગળીનો રસ, સાકર અને ઘી નાંખી આપવો.

## ૨૬૫ ઢોર આંબો

ગોમાંતક પ્રાંતના રાનમાં અનેક તરેહનાં વૃક્ષો છે. તેમાં ઢોર આંબો કરીને એક સાધારણ ઝાડ થાય છે. તેને માગસર મહિનાને સુમારે આંબાના જેવાં ગોળ ફળો આવી તેની છેવટે નાની અણી હોય છે. એ ફળો પાકે એટલે ગળચટાં થાય છે. કેટલાક લોક એનાં રાયતાં કરે છે.

## ૨૬૬ તગર

તગરનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. તગરનાં પાંત્રા લાંબા હોઈ તેને છેડે અણી હોય છે. એનો વિસ્તાર ઘણોજ મોટો થાય છે. તગરમાં એકેરી, ધોળી અને દુહેરી ધોળી એવી બે જાતિઓ છે. દુહેરી તગરનાં પાંત્રા જરા કાળા રંગનાં હોય છે. એને મીઠી તગર કહે છે. એકેરી તગરનાં ફૂલ પારિજાતકના ફુલો કરતાં કાંઈક મોટાં હોય છે. તેને પાંચ છ પાંખડીયો હોય છે. એ ફુલોને લાંબી દાંડી હોય છે, એના ફુલોનો સવારે માત્ર કાંઈક વાસ આવે છે, પછી આવતો નથી. તગરીનાં ગુણ ગાંઠી તગરના જેવાજ છે. **ઉપયોગ—(૧) મસ્તકશૂળ ઉપર**—તગરીનાં મૂળ ઘસી લેપ દેવો.

## ૨૬૭ તગરગંઠોડા

તગરનાં ઝાડો હિમાલયપર્વત અને અલમોરના પહાડઉપર થાય છે. એના મૂળોને "તગરમૂળ" કહે છે. તગર એ ઘણું સુવાસિક હોય છે. એનો ધુપમાં ઉપયોગ કરે છે. તગરમૂળનો રંગ કાંઇક છીંકણી જેવો હોય છે. સુવાસિક છીંકણી અને સુગંધિ પદાર્થોમાં એનો ઘણો ઉપયોગ થાય છે. **તગર**—શીતળ, પથ્યકર, કડવું, મધુર, લઘુ, સ્નિગ્ધ, પાકકાળે તીખું, તુરૂ, વિષનાશક; અને નેત્રરોગ, મસ્તકરોગ, રકતદોષ, ભૂતોન્માદ, અપસ્માર, ભૂતબાધા એનો નાશ કરે છે. **ઉપયોગ—તગરાદિ કાઢો પ્રલાપક સન્નિપાત ઉપર**—તગર, આસોદ, કુંભ, શંખાહુલી, દેવદાર, કઠ, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળો, હરડો અને દ્રાક્ષ એનો કાઢો પાવો.

---

## ૨૬૮ તજ

સં૦ ત્વચ. બં૦ દારૂચિની. મ૦ હીં૦ ક૦ તૈ૦ તજ. દાલચીની. તા૦ કરૂવાપન્તે. તુ૦ ક્રિજીન. મલા૦ કરૂવા. ફા૦ દાર્ચિની. અ૦ સાલીખા. ઇં૦ સિનામન બાર્ક. લા૦ સિનામન ઝિલાનિકમ્.

સિંહલદ્વિપમાં તજના ઝાડોની ઉત્પત્તિ ઘણી થાય છે. ત્યાં આ ઝાડોનાં મોટાં અરણ્યો છે. તજનાં ઝાડ ત્રણ વર્ષનાં થાય એટલે તેની છાલ કાઢી તડકામાં સુકવે છે, તેને તજ કહે છે. તેની જુડીયો બાંધી વેચે છે. એ ઝાડના મૂળીયાનું, તજનું અને ફળોનું તેલ કાઢે છે; પરંતુ ફળોનું તેલ સારૂ હોય છે. તજ મસાલામાં બહુ આવે છે. તજ વાત નાશક છે. તજ નાંખ્યાથી પદાર્થોમાં ઘણો સ્વાદ આવે છે. **તજ**—તીખી, પિત્તલ, મીઠી કંઠશુધ્ધિકારક, લઘુ, રૂક્ષ, કડવી, બસ્તિશોધક, ઉષ્ણ; અને કફ, ઉચકી, વાયુ, ઉધરસ, ખરજહૃદ્રોગ, આમ, બસ્તિરોગ, પીનસ, વિષ, શુક્ર, અર્શ, કૃમિ, એનો નાશ કરે છે. **પાતળી છાલની તજ**—મીઠી, કડવી, સ્વાદુ, બલકર, ધાતુવર્ધક; અને વાયુ, પિત્ત, તૃષા, મુખદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વાત વિકાર ઉપર**—તજનું તેલ ચોળવું. (૨) **પિત્ત થઈ ઉલટી થતી હોય તો**— તજનો કાઢો પાવો. (૩) **સર્દીથી માંથુ ઘણું દુઃખતું** હોય તો—તજ ઘસી ગરમ કરી લેપ કરવો. અથવા તજનો અર્ક કાઢી ચોળવો. (૪) **અર્ક કાઢવાની કૃતિ**— એક વાડકી ઉપર કપડું બાંધી તે ઉપર તજની ભૂકી નાંખવી, તે ઉપર અભ્રકનાં પાત્રાં મૂકી તે ઉપર દેવતા મૂકવો, એટલે વાડકીમાં તજનો અર્ક પડે છે. (૫) **વાતગુલ્મ ઉપર**—તજ, વરીઆળી, એરોદસ અને કચોરા એ સમભાગ લેઈ તેનો કાઢો કરી પાવો: (૬) **શૂળયુકત આમાતિસાર ઉપર** તજ દોઢમાસો, બીલાંનો ગર્ભ ૩ માસા, ગોળ દોઢ માસો એનું ચૂર્ણ ગોળયુકત દહીંમાં આપવું એટલે જલદી ગુણ આવે છે.

---

## ૨૬૯ તરબૂચ,

સં૦ કાલીંગ. મ૦ કલીંગડ. તરબુજ. હીં૦ તરબુજ. બં૦ તરમુજ. ક૦ બચ્ચંગાઈ. કાલેંગુ તૈ૦ તરબુજ. પુંજકાયા. દારબુજી. ફા૦ હીંદવાના અ૦ બન્તી. તુ૦ બચ્ચંગે. મલા૦ વન્તક. તા૦ કામટ્ટી. ઇં૦ વૉટરમેલન. લા૦ વલ્લગેરીસ્ સાઈટ્રલસ્.

તરબુચના ખડબુચા પ્રમાણે વેલા થાય છે. એમાં બે જાતિ છે. એક કાળી હોઈ ગોળ અને બીજી ધોળી હોઈ રાતી. ધોળી જાતનાં તરબુચ જેને કાળીંગડાં કહે છે; તે મોટાં હોઈ સારાં મીઠાં હોય છે. એના પાંત્રાના પાંચ ખુણા હોઇ દરેક ખુણાંની વચમાં દોઢ આંગળ ખાંચો હોય છે, તરબુચ કોળા જેવડાં થાય છે. તરબુચ થંડાં છે. કૂમળાં તરબુચનું શાક સારૂ થાય છે. મારવાડ, મથુરા, દ્વારકા વગેરે ઠેકાણે ઉત્કૃષ્ટ તરબુચ થાય છે. એને 'ટરબુજ," પણ કહે છે. **તરબુચ:**—શીતળ, બલકર, મધુર, તૃપ્તિકર, ગુરૂ, પુષ્ટિકર, મલસ્તંભક, કફકર; અને દ્રષ્ટિ, પિત્ત, શુક્ર, ધાતુ એનો નાશ કરે છે. એનાં પાંત્રા કડવાં અને રકતવૃધ્ધિકારક છે. (૧) **પુષ્ટતાને માટે**—તરબુચનાં બિયાં વાટી તે મગજ અર્ધો તોલો, અને ખડીસાકર અર્ધો તોલો, એકત્ર કરી ખાવું. (૨) **દાહ ઉપર**—તરબુચ ખાવાં. (૩) **ગરમી ઉપર**—તરબુચના ગર્ભનું પાણી પાશેર કાઢી તેમાં ખડીસાકર અને જીરાનું ચૂર્ણ નાંખી આપવું. (૪) **ઇંદ્રિયમાં ચાં-**

**દી પડે છે તે ઉપર**—તરબુચની ચોખંડી ડગળી કાપી કાઢી, તેમાં પાશેર ખાંડ નાંખી, તે ઉપર પેલી કહાડેલી ડગળી પૂર્વવત બેસાડી તે ઝાકળમાં રાખવું. અને સવારે તેમાંનું પાણી પાવું. એટલે ઇંદ્રિની ચાંદી, ફોલ્લી અને પેશાબ વખતે થતી બળતરા એ વિકાર શમન થાય છે.

## ૨૭૦ તંબાકુ

સં૦ તામ્રકૂટ. મ૦ તંબાખુ-કુ. હીં૦ તમાકુ. ઇં૦ ટૉબેકો.

તંબાકુના ઝાડો સુમારે હાથેક ઉંચા વધે છે. એને વેંત વેંત લંબાઈના પાંતા આવે છે. તંબાકુ કાપી લીધા પછી જે ડાંડા રહે છે તેને પણ પાંતા ફુટી બી આવે છે. એ પછી આવેલા પાંત્રા નિરૂપયોગી હોય છે. તંબાકુ ઘણું કરી સર્વ પ્રાંતોમાં થાય છે. તંબાકુ એ એક હલકી જાતની કેફ છે; પરંતુ તેનો પ્રતિવર્ષે લાખો રૂપીઆનો ખપ થઈ સરકારને ઘણોજ ફાયદો થવા લાગ્યો છે. તંબાકુ ઔષધના ઉપયોગમાં આવે છે, પરંતુ માણસોએ મીજાસના માટે તેનો નાના પ્રકારનો નિરર્થક ઉપયોગ કરી તેનો ખપ વધારેલો છે. કેટલાક છીંકણી કરી સુંઘે છે, કેટલાક ખાય છે અને કેટલાક ધુમ્રપાન કરે છે. પૃથ્વી ઉપર તેનો ઉપયોગ કરનારા નથી એવા થોડાજ મળશે. એ વ્યસનથી માણસોનું ઘણું નુકશાન થાય છે પણ તે ધ્યાનમાં આવતું નથી. તંબાકુ ખાવાથી મોમાં દુર્ગંધિ આવે છે. દાંતને નુકશાન થાય છે, કફ થાય છે, આંખોને નુકશાન થાય છે; અને પિત્ત વધે છે. એ પ્રમાણેજ પીવાથી છાતીમાં કફ ઉત્પન્ન થાય છે. અને કાળજું બળી જાય છે. તંબાકુ ખાનારો ક્યાં થુકશે એનો નિયમ નથી. એ ઉપર એક કહેવત છે કે "હગનારની ગાંડ અને તંબાકુ ખાનારનું મોં એનો નિયમજ નહીં." એટલું એ અમંગળ અને ગંદુ વ્યસન છતાં હમણાના કાળમાં એ વ્યસનની નિર્થક બઢાઇ રહી છે. એ વ્યસન જ્યારે બધા માણુસો છોડશે ત્યારે દેશનું ઘણું હિત થશે. **તંબાકુ**—પિત્તલ, તીક્ષ્ણ, ઉષ્ણ, બસ્તિશોધક, મદકર, ભ્રામક. કડવી, દ્રષ્ટિમાંદ્યકારક, સારક, વામક, તીખી, રૂચિકર, વાતાનુંલોમન; અને કફ, ઉધરસ, દમ, વાયુ, કોડવાયુ, કૃમિ, દંતરોગ, શુક્રરોગ, દ્રષ્ટિરોગ, લીખ, જૂ, વીછીંનુંવિષ, સોજો એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **જનાવરોના કીડા દુર થવા માટે**—તંબાકુ ઝીણી કરી ચાઠામાં ભરવી. [૨] **અંડવૃદ્ધિ ઉપર**—તંબાકુના પાંત્રા શિલારસ ચોપડી બાંધવા કિંવા કાચકીમાંનું મગજ એરંડતેલમાં ખલી તાંબાકુનાં પાંના ઉપર ચોપડી તે પાંત્રાં બાંધવાં એ યોગથી સર્વાંગે ચર ચર થઈ ઉલટી થાય છે. ઘણીજ તસ્દી પડે તો તે છોડી નાંખવા. અને વળી ફેર બાંધવા. એથી કરી એક બે દિવસમાં અંડ ઠેકાણે આવે છે. તંબાકુના પાંત્રા એકલાં પણ બાંધવા. (૩) **મધમાખી વિગેરેના ડંખ ઉપર**—છીંકણી કીંવા તંબાકુ ઝીણી કરી ડંશ ઉપર ચોપડવો. (૪) **પીનસ રોગ ઉપર** જૂની છીંકણી સુંઘવી. [૫] આદાશીશી ઉપર—તંબાકુ લેઈ પાણી નાંખી કપડાછાણ કરી તેનાં બે ટીંપા નાકમાં પાડવા. અને તાળવા ઉપર પણ થોડું પાણી ચોળવું. (૬) **સર્પના વિષ ઉપર**—તમાકુ પાણીમાં મેળવી તે પાણી સુમારે અધશેર પર્યંત વસ્ત્રગાળ કરી રાખવું અને ઘડી ઘડીના અવકાશે પ્રતિ વખતે સાત સાત તોલા એમ બે ત્રણ વાર આપી વમન કરાવવું, આ ઔષધ પાંચ છ વાર આપવાથી નક્કી ગુણ આવે છે. [૭] **વિંછીના વિષ ઉપર**—તંબાકુ પીવાની ચલમમાંનો કીલ ખાવાના પાનના બીડામાં થોડો ખવરાવવો. (૮) **જુવો મરવા માટે**—તંબાકુ પાણીમાં મેળવી તે પાણી માંથે ચોપડી ઉપર પાટો બાંધવો; એ પ્રહર પછી પાટો છોડી અરીઠાનું ફીણુ ચોપડી સ્નાન કરવું; એટલે બધી જુઓ મરે છે.

## ૨૭૧ તમાલવૃક્ષ

સં૦ મ૦ તમાલપત. હીં૦ તેજપાત. બં૦ તેજપાતા. કં૦ પત્રક. તૈ૦ આકપત્રી. અ૦ સામીજ. ઇં૦ ફોલિઆમાલાબાથ્રી. લા૦ સિનામોમનંટમાલ.

જેવાં તજનાં ઝાડ હોય છે તેજ પ્રમાણે તમાલવૃક્ષ થાય છે. તમાલવૃક્ષ સિંહલદ્વિપમાં

ઘણાં થાય છે. એનાં પાત્રાને તમાલપત્ર કિંવા તેજપત્ર કહે છે. તમાલપત્રનો મસાલામાં તેમજ ઔષધોમાં ઘણો ઉપયોગ થાય છે. તમાલપત્ર એ તસુભર પહોળાં હોઈ ચાર પાંચ આંગળ લાંબા હોય છે. **તમાલવૃક્ષ**—મધુર, બલકર, વૃષ્ય, ગુરૂ, ધાતુવર્ધક, શીત; અને શ્રમ, દાહ, કફ, પિત્ત, શોથ, વિસ્ફોટ, પિત્ત એનો નાશ કરે છે.

---

## ૨૭૨ તરટી

સં૦ મ૦ તરટી. હીં તરંટી. ક૦ રેઉડે.

તરટીનાં ઝાડ સુમારે બે માથોડાં ઉંચા વધે છે. એનાં પાંત્રાં બીડાંએલાં અને લાંબાં હોય છે. તરટીને લાલ રંગનાં ફળો આવે છે. એ ઝાડને કાંટા હોય છે. તરટીના ઝાડો સોલાપુર પ્રાંતમાં પુષ્કળ થાય છે. **તરટી**—મધુર, કડવી, ગુરૂ, બલકર અને કફનાશક છે. **ઉપયોગ**—( ૧ ) **કફઉપર**—તરટીની છાલનો કાઢો મધ નાંખી પાવો.

---

## ૨૭૩ તલ

સં૦ હીં૦ તિલ. મ૦ તીળ. ક૦ એલુ. તૈ૦ નોબલુ. તા૦ એલ.તુણુ. તુ૦ ઉરૂ. એન્મે. મલા૦ કારેલ્લુ. ફા૦ કુજંદ. અ૦ સીમસીમ. ઇં૦ સિસેમનેજર સીડસ્. લાં૦ સિસેમઇંડીકં.

તલનાં ઝાડ સુમારે બે હાથ ઉંચા વધે છે. એનો રોપો વેંત દોઢ વેંત ઉંચો વધે છે. ત્યારે તેના પાંત્રાંની ભાજી કરે છે. તલમાંથી તેલ કાઢે છે. તેનો ખોળ માણસોને અને ઢોરોને પણ ખાવાના ઉપયોગમાં આવે છે. તલ પૈષ્ટિક છે. તલનું તેલ ખાવાના સર્વ તેલોમાં ઉત્તમ પ્રતીનું છે. જંગલી અડદ, જંગલી મગ, જંગલી ચણા (રૂદ્રવંતી) એ પ્રમાણે જંગલી તલ કરીને એક જંગલમાં તલના ઝાડ જેવુંજ થાય છે. એ જંગલી ઝાડ પણ ઔષધના ઉપયોગમાં આવેછે. તલમાં કાળા અને ધોળા એવી બે જાતિ છે. **તલઃ**—બલકર, સ્નિગ્ધ, ગુરૂ, અગ્નિદીપક, સ્તનમાં દૂધ વધારનાર, પિત્તલ, કેશોને હિતાવાહ, અલ્પમૂત્રકારક, વ્રણવિષે પથ્યકારક, ગ્રાહક, તુરા, મધુર, કડવા, પાકકાળે તીખાં, સ્પર્શવડે શીત, મતિપ્રદ, દાંતોને હિતકારક, વર્ણકર, કફકારક; અને વ્રણ, વાયુ, એનો નાશ કરે છે. **કાળા તલઃ**—ગુણોમાં અધિક છે. **ધોળા તલઃ**—હીન ગુણ છે, અને રાતા તથા અરણ્ય તલ એ ગુણોમાં હીન છે. તલનું તેલ વ્રણશુધ્ધિ કરે છે. **ઉપયોગઃ**—(૧) **મૂત્રાઘાત (મૂત્ર બંધ થવું) અને દાહ ઉપરઃ**—તલની સોટીઓની અથવા ખોળની રાખ ગાયના દૂધમાં મેળવી તેમાં થોડું મધ નાંખી તે પાવું. ( ૨ ) **તારૂણ્યપિટિકા ઉપર લેપઃ**—ગોમૂત્રમાં જુનો તલનો ખોળ કાલવી લેપ કરવો. **(૩) અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—તલનું તેલ ચુનાના નિતર્યાપાણી સાથે મિશ્ર કરી તેની પટ્ટી બાંધવી. અને વારંવાર તે પટ્ટી ઉપર તે મિશ્રણ કરેલા તેલનાં ટીપાં પાડતા જવું; એટલે તત્કાળ રોગીને સુખ જણાશે. અથવા મિશ્રણનો મોરના પીછા વડે લેપ કરવો. **(૪) અડકાવ આવવા માટેઃ**—તલ, ગુંદા અને વરીઆળી એનો કાઢો થંડો કરી ગોળ નાંખી ત્રણ દિવસ પાવો. અથવા કાળા તલનો કાઢો ગોળ નાંખી પાવો. **(૫) મુખપાકના યોગથી દાંત હાલે છે. તે ઉપરઃ**—સીંધવ અને તલના તેલના કોગળા મોંમાં રાખવા. **(૬) અપસ્માર ઉપરઃ**—તલના તેલમાં ગોમ ( કાનખજુરો ) તળી કાઢવો અને તે તેલ એકેક ટીપું નાકમાં અને કાનમાં પાઢવું. એટલે માંથા માંહેના કીડા નીકળી જઇ રોગ સારો થાય છે. **( ૭ ) આદાશીશી ઉપરઃ**—ગોળ અને ઘી એકત્ર કરી ખાવાં અને દુધમાં તલ અથવા તેલ અને વાવડિંગ વાટી તેનો લેપ મસ્તક ઉપર કરવો, એટલે ત્રણ દિવસમાં આદાશીશી બંધ થાય છે **(૮) કુત્રાના વિષ ઉપરઃ**—તલનું તેલ, ખોળ, ગોળ, આકડાનું દુધ એ સમભાગ લેઇ એકત્ર કરી પાવાથી વિષ ઉતરી જાય છે. (૯) ધંતુરાના વિષ ઉપરઃ—તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવું. **(૧૦) પિત્તથી આખા શરીર ઉપર ફોલ્લા ઉઠે છે તે ઉપરઃ**—તલનું તેલ બે પૈસાભાર, અફિણ ૧ પૈસાભાર, અને સાબુ પાંચ રાઈના દાંણા જેટલો એ સર્વ ઔષધો ફક્ત ગરમ કરી ફોલ્લાએ ચો-

પડવાં અથવા સર્પની કાંચળીની રાખ તલના તેલમાં ખલી ફોલ્લા ઉપર ચોપડવી. ( ૧૧ ) **પ્રમેહ અને વીર્યપતન ઉપરઃ**—તલના પાંત્રા પાણીમાં પલારી ચોળી તે પાણી સાકરનાંખી જલદીથી પાઇ દેવું. વાર થાય તો તે પાણીનો બોળ થઈ વ્યર્થ જશે. **(૧૨) ગર્ભસ્રાવ થવાની ખોડ હોય તોઃ**—તલ અને પદ્મકાષ્ટ સમભાગ લઈ એકત્ર વાટી સાકરમાં આપવું. **(૧૩) રક્ત મૂળવ્યાધિ ઉપરઃ**—તલ વાટી માખણમાં મેળવી ખાવા. **(૧૪) ગર્ભિણી અને સુવાવડીના રક્તસ્રાવ ઉપરઃ**—તલ, જવ અને સાકર એનું ચૂર્ણ મધમાં આપવું. **(૧૫) અશ્મરી અને શુક્રાશ્મરી** (શુક્રનો અવરોધ કરવાથી જે મૂતરખડો થાય છે તે ) **ઉપરઃ**—તલની સોટીયોની રાખ મધમાં નાંખી આપવી. **(૧૬) બાળકની રક્તસંગ્રહણી ઉપરઃ**—માખણમાં થોડી તલની ભૂકી અને સાકર નાંખી આપવી. (૧૭) **તિડીક પ્રમેહ** મૂત્રાઘાત તથા ગરમી **ઉપરઃ**—તલના તાજા ફૂલો સાંયકાળે લાવી અચ્છેર પાણીમાં સુમારે ૬૦ ફૂલો પલારી રાખવાં. પ્રાતઃકાળે તે ફુલો સળીવડે હલાવવાં, એટલે પાણીનો જાડો બોળ થશે. પછી તેમાંહેના ફૂલો કાઢી નાંખી તે બોળ સુમારે ૪ તોલા લેઈ તેમાં સાકર નાંખી પાવો. એ પ્રમાણે બે વખત તાજો બોળ તૈયાર કરી સાત દિવસ પાવો. **(૧૮) તિડિક પ્રમેહ ઉપરઃ**—જંગલી તલનો પાલો સુકવી રાખવો. અને નિત્ય રાત્રે એક પૈસાભાર પાલો કાચના વાસણમાં પલારી રાખી બીજે દિવસે પ્રાતઃકાળમાં તેજ પાણીમાં તે પાલો મસળી વસ્ત્રગાળ કરી સુમારે ચાર પૈસાભાર પાણી લઇ તેમાં જીરૂ અને સાકરની ભૂકી નાંખી એક વખત એ પ્રમાણે સાત દિવસ પાવું. ( ૧૯ ) **માકડનો નાશ થવા માટેઃ**—તલના ઝાડ ઉપર એક જાતના જીવ હોય છે, તેને માકળા કહે છે તે ઝાડ સુધ્ધાં બાંધી લાવી ઘરમાં છોડીદેવું તે માંકણને ખાઈ જાયછે માણસને કંઈ ઈજા કરતા નથી. **(૨૦) રક્તગુલ્મ ઉપર** અને અડકાવ આવવા **માટે**—તલનો કાઢો કરી તેમાં સુંઠ, મરી, પીપર, હિંગ અને ભારંગમૂળ એનું ચૂર્ણ નાંખી તે કાઢો પાવો. **(૨૧) રક્તાતિસાર ઉપર**—કાળા તલ વાટેલા એક ભાગ, સાકર બે ભાગ, બકરીનું દૂધ ચાર ભાગ, એ પ્રમાણે એકત્ર કરી પાવું. (૨૨) **મુતરખડા ( પથરી ) ઉપર**—તલના ફુલોનો ખાર, મધ, દૂધ એકત્ર કરી તે ત્રણ દિવસ પાવું. **( ૨૩ ) વાળા ઉપર**—તલનો ખોળ કાંજીમાં વાટી લેપ દેવો.

---

## ૨૭૪ તવખીર વૃક્ષ.

સં૦ ક૦ તવક્ષીર. મ૦ તવખીર. હીં૦ તવાખીર. ફા૦ તબાશીર. ઇં૦ આરોરૂટ. લા૦ ક ર્ક્યુમા એંગસ્ટિફોલીયા.

આ ઝાડ મલબાર પ્રાંતમાં થાયછે. એ સુમારે એક માંથોડું ઉંચું વધે છે. અને સાધારણ રીતે બે હાથ ઉંચું હોય છે. એનાં પાંત્રા હળદરના પાંલા જેવાં હોઈ ઝાડ પણ તેવુંજ દેખાય છે. અને તેના જેવીજ તેને મુડીયો થાય છે. તેને ચુંટી કાઢી પાણીમાં ધોયા પછી જરા કચરી, ચાર પાંચ વાર ધોઈ તાપમાં સુકવે છે. પછી તેને દળી તેની બારીક ભૂકી કરે છે. તે શુભ્ર (ધોળા) રંગની હોય છે. તેને તવકીર કહે છે. એને દૂધમાં બાફી ખાય છે. એવો જે એનો પદાર્થ કરે છે તેને લાપશી કહે છે. નાના બાળકોને તથા રોગીને એ લાપશી આપે છે. એ પદાર્થ શીતળ અને પૌષ્ટિક છે. તવકીર એ પાંચ છ જાતીના વૃક્ષના કંદમાંથી થાય છે. મહાબળેશ્વરના ડુંગર ઉપર પણ તવખીર ઉત્પન્ન થનારાં ઝાડો થાય છે. અમેરીકા ખંડમાં આ ઝાડ પ્રખ્યાત છે. અમેરીકન લોક બાણથી કિંવા બીજા શસ્ત્રથી જખમ થઈ હોય તો એ ઝાડનું દૂધ ચોપડે છે; માટે તેને આરારોટ એવું નામ આપેલું છે. ઇંગ્રેજી ભાષામાં આરા એટલે "તીર" અને " રૂટ " એટલે મૂળ એવો અર્થ થાય છે. લબાડી માણસો તવખીર યોગે તેલનું ઘી કરે છે. તે આઠ દિવસ માત્ર સારું રેહે છે. પછી તેનો તેલવાળો વાસ આવે છે. **તવખીર**—મધુર, શુભ્ર, શીત, સુગંધિ, બલકર, વૃષ્ય, પૌષ્ટિક, ધાતુવર્ધક, લઘુ, સ્નિગ્ધ; અને ક્ષય, પિત્તરક્ત, પિત્તદાહ, અરૂચિ, ઉધરસ, દમ,

તાવ, તૃષા, કમળો, પાંડુ, કોડ, મૂત્રાશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મેહ, વ્રણ, કફ, રક્તદોષ એનો નાશ કરેછે **ઉપયોગ—(૧)ગરમીથી મોંમાં ચાંદીયો પડે છે તે ઉપર**—તવખીર ચોપડવી. (૨) **પિત્ત ઉપર**—તવખીર ઘીમાં નાંખી ખાવી. (૩) **બાળકોને શક્તિવર્દ્ધક ભક્ષ્ય**—તવખીર થંડા પાણીમાં અથવા ગાયના દૂધમાં નાંખી બારીક પાતળી રાબડી કરી તેમાં થોડી સાકર નાંખી પાવી. (૪) **રક્તપ્રદર** (સ્ત્રિયોને ધાત જાય છે તે) **ઉપર**—તવખીર, રાળ અને ગેરૂ એનું ચૂર્ણ ઘીમાં આપવું.

## ૨૭૫ તાડ.

સં૦ બં૦ ફા૦ તાલ. મ૦ ખરતાડ. તાડ વક્ષ. હીં૦ તાડ. ક૦ તાળીમારા. તૈ૦ પનેમાર. તૈં૦ તાતી. તુ૦ તાંરી. મલા૦ માલં.પના. અ૦ તારગો. તળટમાડો. ઇં૦ પાલમાયરા. પામ. લા૦ બોરેસસ્. ફ્લેબેલીફોર્મીસ.

**તાડ, માઢ, સોપારી, સુરમાડ શીંદી** એ સર્વેનાં ઝાડો એકજ જાતીનાં છે. એની ઉત્પત્તિ ગરમ દેશમાં થાય છે. તાડનાં ઝાડો ડુંગર ઉપર અને રાનમાં પોતાની મેળે ઉગે છે. એ દશબાર વર્ષે ફળે છે. તાડનું ઝાડ ઘણુંજ ઉંચું વધે છે. તેનો સોટો ૪૦–૫૦ હાથ ઉંચો સરળ હોય છે. એ ઝાડમાંથી તાડી કાઢે છે. એના ફળોને તાડગોળા (તાડફળ) કહે છે. એ ગોળા ઘણા થંડા છે, માટે કેટલાક લોક ગરમી થવાથી ખાય છે. તાડનું ઝાડ ઘણુંજ ઉપયોગી છે. તેની ઝાવલી ઘરના છાપરાંપર નાંખે છે. તેના પાંદડાંમાંથી છત્રીઓ વગેરે અનેક વસ્તુ થાય છે. તાડના સોટા પાણી જવાની પરનાળો કરવાના ઉપયોગમાં આવે છે. તાડપત્રવૃક્ષ કરીને તેની એક જાતિ સિંહલદ્વીપમાં થાય છે. એની ઉંચાઈ સવાસો હાથ હોઇ એની ઝાવલી પંદર વીશ હાથ લાંબી હોય છે. એ એક ઝાવલીથી વીશ પચીશ માણસનું વરસાદથી કે તાપથી રક્ષણ થાય છે. આ તાડપત્ર વૃક્ષ સુમારે ૮૦ વર્ષ ટકે છે એટલી વખતમાં તે એક વખતજ ફળે છે. એનાં ફળ હાથીના મસ્તક જેવડાં હોઇ તેમાં તાડગોળાજેવો ગીરો હોય છે. તે લોકો ખાય છે. એ વૃક્ષનાં પાતરાંનો પુસ્તક લખવામાં ઉપયોગ થાય છે. સિંહલદ્વિપમાં, કર્નાટક, દ્રવીડ એ દેશોમાં અદ્યાપિ તાડપત્ર ઉપર પુસ્તકો લખે છે. લખવાના કામમાં લીધા પહેલાં એ પાંત્રા દૂધપાણીમાં ઉકાળી કાઢે છે. એ પાંદડાં ઉપર લોખંડનાં ખીલાથી લખે છે. એ પાંદડાં કાગળ કરતાં ઘણા વર્ષો સુધી ટકે છે. વ્યજનતાડ કરીને એક તાડની જાતિ છે; તેનાં ઝાડો દક્ષિણ અમેરિકામાં ઘણાં છે. એ સાદડીયો તથા પંખા કરવાના કામમાં આવે છે. તાડગોળા કુમળા હોય ત્યારે સ્વાદિષ્ટ લાગે છે. જૂના તાડગોળા ખાવાથી અતિસાર થાય છે. તાડગોળાની અંદર નાળીયેરની પેઠે પાણી હોય છે. તે પીયે છે. **તાડવૃક્ષઃ**—મધુર, શીતળ, માદક, પુષ્ટિકર, શુક્લ, કફકર, બલકર, મેદકારક, વૃષ્ય, સારક, અને પિત્ત, દાહ, શોષ, વિષ, શ્રમ, કોડ, કૃમિ, રક્તદોષ, વાયુ એનો નાશ કરે છે. **એના કુમળા ફળોઃ—** સ્નિગ્ધ, સ્વાદુ, ગુરૂ, મલાવરોધક, બલકર, શીતલ, ધાતુવર્ધક, વૃષ્ય, તૃપ્તિકારક, માંસલ, કફકર; અને વાયુ, શ્વાસ, રક્તપિત્ત, વ્રણ, દાહ, ક્ષત, પિત્ત, ક્ષય, રક્તદોષ એનો નાશ કરે છે. એનાં **પાકા ફળોઃ**—દુર્જર, મૂત્રલ; અને શુક્ર, પિત્ત, કફ, નેત્રાભિષ્પદ અને રક્ત એને કરનારાં છે. એનું **લીલુ ટોપરૂં**:—મૂત્રલ, શીતળ, રસકાળે અને પાકકાળે મધુર, સારક; અને વાત, પિત્ત નાશક છે. **તાડના મસ્તકમાંનું માંજરઃ**—ધાતુવર્ધક, વાતપિત્ત એનું નાશક, બસ્તિશુદ્ધ કરનારૂં છે. **તાડીઃ**—અતિમાદક, સ્નિગ્ધ, ગુરૂ, વૃષ્ય છે. તેજ ખાટી થઇ હોય તો પિત્તકર અને વાતનાશક છે. તાડનાં **મૂળઃ**—પાકકાળે સ્વાદુ અને રક્તપિત્તનાશક છે. **ઉપયોગઃ—(૧) ગરમીથી પેશાબે ચચડ થાય છે તે ઉપરઃ**—કુમળા તાડગોળા ખાવા એટલે પેશાબ સાફ થાય છે. અથવા તાડનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી સાકર નાંખી પાવાં.

## ૨૭૬. તાંદળજો. (ચોળાઇ)

સં૦ તંદુલીક. મ૦ તાદુળજા, હી૦ ચૈરાઇ બં૦ ક્ષુદ્રેનટે, કાંટાનટે, ગોયાલનટે, ફીરેસોપ્યુ.

તૈ૦. મોલાકુરા. તા૦ મુલ્લુકુરઇ. મલા૦ ચિરૂચિ-ડા. ફા૦ સુ 'જમાજ અ૦ બુકકલેવમાનીય. ઇ૦ હમેક્રોડાઇટ એમેરેંથ લા૦ એરેમેંથીસ ટેન્યુ-ઇટ ફોલીયમ્.

આ ભાજી બારમાસી થાય છે. એનાં પાંત્રા નાનાં અને રોપો બે વેંતથી અધિક ઉંચો થતો નથી. આ ભાજી સ્વાદે ઘણી સારી અને પથ્યકર છે. **તાંદળજો**:—મધુર, શીતળ, રૂચિકર, અગ્નિદીપક, લઘુ, રૂક્ષ, મૂત્રલ, પથ્યકારક, સારક; અને વિષ, પિત્ત, શ્રમ, દાહ, રકતદોષ, ઉન્માદ, રકતપિત્ત, શીતપિત્ત, ત્રિદોષ, તાવ; અને કફ, ઉધરસ અને અતિસાર એનો નાશ કરે છે. **જળતાંદળજો**:—કંટક, રકતપિત્ત એનો નાશક, કડવો અને લઘુ છે. **ઉપયોગઃ**—**(૧) સર્પના વિષ ઉપરઃ**—તાંદળજાનાં મૂળીયાં અને મરી એ ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. **(૨) સર્વ પ્રકારના પ્રદરો ઉપરઃ**—તાંદળજાનાં મૂળીયાં વાટી તેનો કલ્ક કરી તેમાં રસાંજન મેળવી તેમાં મધ અને ચોખાનું ધોવરામણ ચોગણું નાંખી પાવાથી સર્વ પ્રકારનો પ્રદર નાશ પામે છે. **(૩) ગર્ભ સ્થિર થવા માટેઃ**—ઋતુકાળે તાંદળજાનાં મૂળો ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. **(૪) વિષમજ્વર ઉપરઃ**—તાંદળજાનાં મૂળીયાં માંથા ઉપર બાંધવાથી વિષમજ્વર જાય છે. **(૫) આગીયા મણીયારના વિષ ઉપરઃ**—તાંદળજાનાં મૂળ અને મરી ચોખાના ધોવરામણમાં ઘસી પાવા. **(૬) ગર્ભીણી અને સુવાવડી એના રકતસ્રાવ ઉપરઃ**—તાંદળજાનાં મૂળીયાં વાટી ચોખાના ધોવરામણમાં પાવાં. **(૭) વિંછીના વિષ ઉપરઃ**—તાંદળજાનો રસ સાકર નાંખી પાવો. **(૮) સોમલ ઉપર ઉતારઃ**—તાંદળજાનો રસ સાકર નાંખી પાવો. **(૯) વછનાગના વિષ ઉપરઃ**—મૂળ સુધ્ધાં તાંદળજાના રસમાં ગાયનું દૂધ નાંખી પાવું. **(૧૦) ચણોઠીના વિષ ઉપરઃ—તાંદળજાનો રસ** અને સાકર ખાવાં. **(૧૧) ઢોરના ખાવામાં સોમલ આવ્યો હોય તોઃ**—તાંદળજાનાં મૂળ, બીલીનાં મૂળ અને કોઠીનાં મૂળ ગાયના ઘીમાં ઘસી પાવું. **(૧૨) આધાશીશી ઉપરઃ**—તાંદળજો અને જટામાંસી એના કલ્કમાં ઘી સિધ્ધ કરી એનું નસ્યદેવું. **(૧૩) ગયેલા કેશ આવવા માટેઃ**—તાંદળજાની ભાજી ભક્ષણ કરવી. **(૧૪) અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—તાંદળજાનો રસ ચોપડવો. **(૧૫) ઉદર રોગ ઉપરઃ**—તાંદળજાના પાલાનો રસ કાઢી પાવો અથવા તાંદળજાની ભાજી નીત્ય ખાવી. **(૧૬) પારો વીગેરે શરીરમાં ભરેલાં સર્વ રસાયનો નીકળી જવા માટે**—તાંદળજાનો રસ ઘીમાં ૮ દિવસ પ્રાશન કરવો. **( ૧૭ ) કૃત્રિમ વિષ ઉપર**—ધુંવાસ અને તાંદળીજાનાં મૂળો "અન્ને સમાન, પાણીમાં વાટી તેમાં તેનાથી ચોગણું દૂધ નાંખી, ઘી શેષ રહે ત્યાં સુધી ઉકાળવું તથા પાવું એટલે સર્વ કૃત્રિમ વિષોનો નાશ થશે.

---

## ૨૭૭ ત્રાયમાણ.

સં૦ મ૦ હીં૦ ક૦ તૈ૦ ત્રાયમાણ-ણા. બં૦ બલાહુસુર. વતભાદુલીઆ. ફા૦ અરફાક. લા૦ થેલિક્ટ્રમ્ ફોલિયાલોઝમ્.

આ વનસ્પતી હિમાલયના ઉત્તર પ્રદેશમાંના રાનમાં થાય છે. પર્શીયા દેશમાં પણ એની ઉત્પત્તિ થાય છે. ત્રાયમાણ કડવું, રોચક અને તાવનાશક છે. એની સળીઓ અને ફુલો, રેશમી કપડાં રંગવાના કામમાં આવે છે. **ત્રાયમાણ**—તુરૂં, શીતળ, મધુર, સારક, કડવું; અને પિત્તરોગ, ઉલટી, જ્વર, ગુલ્મ, કફ, વિષ, શૂળ, ભ્રમ, રકતરોગ, ક્ષય, ગ્લાનિ, તૃષા, હૃદ્રોગ, રકતપિત્ત, મુળવ્યાધ, ત્રિદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) વિષમજ્વર ઉપર**—ત્રાયમાણ, કડુ, ધમાસો, ઉપલસરી એનો કાઢો પાવો.

---

## ૨૭૮ તાલિસ્

સં૦ મ૦ બં૦ હીં૦ તાલિસ્પત્ર. ક૦ ચરીચલી–ચંચલી–મારા. તૈ૦ તા૦ તાલીસ–પતીરી–પત્રી. મલા૦ તાલેસપત્ર. ફા૦ જરનબ. અ૦ તાલીસફર. લા૦ ટેકસસ્બેકેટા.

એની ઉત્પત્તિ હિમાલય પર્વત ઉપર થાય છે. એ ઝાડ નાનાં હોય છે. એના પાંલાને તાલીસપત્ર કહે છે. તાલીસપત્રનો ઔષધમાં ઘણો ઉપયોગ થાય છે. **તાલીસ પત્ર**—મધુર,

કડવું, ઉષ્ણ, લઘુ, તીક્ષ્ણ, સ્વર્ય, હૃદ્ય, અગ્નિદીપક; અને દમ, ઉધરસ, કફ, વાયુ, ક્ષય, ગુલ્મ, અરૂચિ, રકતદોષ, ઉલટી, આમદોષ, અગ્નિમાંદ્ય, મુખરોગ અને પિત્ત એનો નાશ કરે છે. **તાલીસાદી ચૂર્ણ**—તાલીસપત્ર ૧, મરી ૨, સુંઠ ૩, પીપર ૨, વંશલોચન (વાંસકપૂર) ૨, એલચીદોડા ાા, તજ ાા; અને ખાંડ ૩૨ તોલા એ સર્વેનું ચૂર્ણ કરી તે ૩ માસા આપવુ. એટલે અરૂચિ, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, તાવ, ઉલટી, અતિસાર, શોષ, પેટ ચડવું, પથરી, પાંડુ, સંગ્રણી એ રોગો દૂર થાય છે.

## ૨૭૯ તિપર્ણિ.

સં૦ ત્રિપર્ણી.

તિપાનીના નાના નાના વેલા થાય છે. એ વેલા વાડો ઉપર અને ઘણું કરી ભૂયમગના ખેતરોમાં ઘણાં થાય છે. એનાં પાંત્રા બારીક હોઇ તે આકારે ભોંયમગના પાલા જેવાં હોય છે. એ વેલાને ત્રિદલ પાંત્રા આવે છે. એ વેલો શ્વાસ, કાસ, વ્રણ અને વિષ એનો નાશક છે. **તિપાની** મધુર, શીત અને દમ, ઉધરસ, વ્રણ, શીતપિત્ત, વિષ એનો કરે છે. **ઉપયોગ—(૧) વ્રણ ઉપર**—તિપાનીનાં પાંલા સુકવી બાળી રાખ કરવી. અને ઘીમાં ખલી ચોપડવી. એટલે ગુંમડું તરતજ ભરાઇ આવે છે. આ મોટો અનુભવિક યોગ છે.

## ૨૮૦ તિવસ.

સં૦ તિનિશ.

તિવસનાં ઝાડ મોટાં થાય છે. એનું લાકડું ઈમારતના ઉપયોગમાં આવે છે. તિવસ એ તુરૂ; અને કફ, રકતપિત્ત, મેદ, કોઢ, પ્રમેહ, દાહ, વ્રણ, પાંડુ, કૃમિ એનો નાશ કરે છે.

## ૨૮૧ તુરિઆં.

સં૦ ધારાકોશાતકી. મ૦ દોડકી, શીરાળી. હીં૦ તોરઈ, ઘીસોડા. બં૦ ઝીગા. ક૦ ધારવીરે. તૈં૦ બીરકાયા. તા૦ પીરકુ. તુ૦ પીરે મલા૦ પિચ્ચકં. ઈં૦ એકયુટેંગલ્ડ કકંબર લા૦ લ્યુફા-એક્યુટેંગ્યુલા.

તુરીયાંનો વેલો ઘણોજ પ્રસરે છે. તુરીઆંને પીળાં ફૂલો આવે છે. વેલો વાવ્યા પછી સવા મહિને ફળો આવે છે. એ ફળો હાથ હાથ લંબાઈ સુધી વધે છે. તુરીયાંનું શાક થાય છે. એ આમાંશ કરનારૂં છે. **તુરીયાં**:-મધુર, સ્નિગ્ધ, શીત, બલપ્રદ, વીર્યપ્રદ, રૂચિકર, ગુરૂ, પથ્યકર; અને શ્વાસ, કાસ, તાવ, કફ, પિત્ત, કૃમિ, ગુલ્મ, ઉદર, ત્રિદોષ, તથા મલબંધ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) વેળ ઉપરઃ**—તુરીયાંના મૂળ થંડા પાણીમાં ઘસી ચોપડવા કિંવા તુરીયાનો પાલો બારીક વાટી વેળ ઉપર ચોપડવાથી ચાર પ્રહરમાં વેળની ગાંઠ બેસે છે. **(૨) શરીરમાં ગર્મીનો આજાર મરવાથી કાખમાં કિંવા જાંઘના ખાંચામાં ચાંદીઓ પડે છે તે ઉપરઃ**—તુરીયાના વેલાનાં મૂળ ગાયના માંખણમાં કિંવા એરંડતેલમાં ઘશી એ ત્રણ વાર ચોપડવાં; એટલે ચાંદીયો સારી થાય છે. **(૩) મુતરખડા (પથરી) ઉપરઃ**—તુરીયાના વેલાના મૂળ પ્રાતઃકાળે એકવાર એ પ્રમાણે ૩ દિવસ પાવાં.

## ૨૮૨ તુંબરૂફળ.

સં૦ હીં૦ બં૦ ક૦ તુંબરૂ—ફળ. મ૦ તી—ચીરફળ. કો૦ તીસળી. લા૦ કસાંથોકસીલન અલાટા

આ કાંટેરી ઝાડ **ગોમાંતક** અને **કર્નાટક** એ પ્રાંતમાં ઘણા થાય છે. એ ઝાડ સીમળના જેવાં થાય છે એને મરાઠીમાં "તીસળી" પણ કહે છે એનું લાકડું ઘણું ચીકણું અને કઠીણ હોય છે. તે ઘરબાંધવાના કામમાં ઉપયોગમાં આવે છે. એ વૃક્ષના કાંટા હાથેલી જેવડા પહોળા હોય છે. તે લેઈ તેની ચકીયો સુતર કાઢવા માટે કરે છે. કાકડી કિંવા કહોળું છીણવાને છીણી ન હોય ત્યારે આ કાંટા ઉપર કામ ચલાવી લેછે. એનાં ફળો ચણા જેવડાં હોય છે એ ગુણોમાં ઘણા ગરમ છે. એ ફળો પાકે એટલે તેની છાલ મસાલામાં નાંખે છે. એ ફળોનું તેલ પણ નીકળે છે. **તવરૂફલઃ**—મધુર, તીક્ષ્ણ, અગ્નિદીપક, ઉષ્ણવીર્ય, કૃચ્છ્રનાશક રૂક્ષ,

તીખુ, રૂચિકર, લઘુ, વિદાહી, હૃદ્ય; અને કફ, વાયુ, ગુલ્મ, ઉદર, શૂળ. પેટ ચડવું, કૃમિ. નેત્રરોગ, કર્ણરોગ, મસ્તકરોગ, કંઠરોગ, ઉલટી, કોડ, પ્લીહા, શ્વાસ, અરૂચિ, અપતંત્રકવાયુ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) શૂળ, ગુલ્મ, પેટનું ચડવું, ઉદરરોગ ઉપરઃ**—તુવરફળ, સીંધવ, સંચળ, બિડલોણ, વાવડિંગ, અજમોદ, એરંડાનાં મૂળ, જવખાર, બાળ હરડે, શેકેલી હિંગ, એ સમભાગ લેવાં, અને નિશોત્તર ત્રણ ભાગ લેવાં. બધાનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં અગર જવના કાઢામાં પાવું. **(૨) વાયૂથી અંગમાં કળતર થાય છે તે ઉપરઃ**—તુવરૂફળનું ૧–૨ ગુંજા ચૂર્ણ મધમાં આપવું. **(૩) અજીર્ણ ઉપરઃ**—તુવરૂફળની ભૂકી કરી ગોળમાં કાલવી ચણોઠી જેવડી ગોળીયો કરવી તે ગોળી ઘીમાં આપવી. **(૪) વાતભ્રમ ઉપરઃ**—તિરફળની ભૂકી અને મરીની ભૂકી એકત્ર કરી કોપરાના તેલમાં કાલવવું અને મસ્તક, તથા બન્ને આંખો એ ઉપર ચોળીચોળી જીરવવું.

---

## ૨૮૩ તુવર.

સં૦ આઢકી. મ૦ તુર. હીં૦ અરહર, રહરી. ક૦ તોગરી. તા૦ અદગી, તુવરે, તુ૦ તોગોરી. મલા૦ આઢકા. તુવર ફા૦ શાખુલ ઈં૦ પીજીયમ્પી.

તુવરની વાવણી ગુજરાત અને દક્ષિણ એ દેશોમાં ઘણી થાય છે. યુરોપ, આફ્રિકા, અમેરિકા એ ખંડોમાં આ ધાન્યનું નામ કોઇ જાણતું નથી. તુવેરના ઝાડ બે પ્રકારનાં થાય છે. પ્રતિવર્ષે થનારી અને બીજી ત્રણ ચાર વર્ષ ટકનારી પ્રતિવર્ષ થનારાં ઝાડ બે અઢીજ હાથ ઉંચા વધે છે. જે ઝાડ બે ત્રણ વર્ષ રહે છે તે પાંચ છ હાથ ઉંચાં વધી તેના છોડ પહેલીનાં કરતાં જાડા હોય છે. તુવેરમાં બે જાતિ છે. રાતી અને ધોળી. સુરતી તુવેરની દાળ સર્વોત્કૃષ્ટ હોય છે- તુવેરની દાળનો હિંદુલોકમાં ઘણો ખપ થાય છે. તુવેરની દાળનું પુરણ, તેના પાણીની કઢી વગેરે પદાર્થો કરે છે, એ ધાન્ય ચણાથી અર્ધુ પૌષ્ટીક છે. **તુવેર સાધારણઃ**—કિંચિત્ મધુર, વાતલ, તુરી, ગુરૂ, રૂચિકર, ગ્રાહક, રૂક્ષ, વર્ણકર, શીતળ; અને કફ, પિત્તજ્વર વિષ, રક્તદોષ, ગુલ્મ, વાયુ, અર્શ એનો નાશ કરે છે. એ ઘીમાં સેવવાથી વાયુ તથા ત્રીદોશનો નાશ કરે છે. લેપનથી કફ એનો નાશ કરે છે, અને સેચનથી કફ અને મેદ એનો નાશ કરે છે. **તુવેળની દાળઃ**—પથ્યકર, કિંચિત્ વાતલ; અને કૃમિ, ત્રિદોષ એનો નાશ કરેછે. **ધોળી તુવેરઃ**—ગુરૂ; અને વાયુ, પિત્ત, અમ્લપિત આધ્માન એને કરનારી; ગ્રાહક, અને પથ્યકર છે. **રાતી તુવેરઃ**–રૂચિકર, બલકર, પથ્ય, જ્વરનાશક; અને પિત, સંતાપાદિ નાના રોગોનો નાશ કરેછે. **કાળી તુવેરઃ**–બળકર, અગ્નિદીપક; અને પિત્ત, દાહ એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) ભાંગ ઉપર ઉતારઃ**—તુવેરની દાળ વાટી પાવી. **(૨) ખસ ઉપરઃ**—તુવેરની દાળ અથવા પાલો બાળી દહીંમાં ખલી ચોપડવો. **(૩) નાડીવ્રણ ઉપરઃ**—ધોળી તુવેરના પાંદડાંનો અંગરસ પાશેર કાઢી તેમાં ગાયનું ઘી ૨૧ વાર ધોએલું મેળવવું. અને તેનો વ્રણ ઉપર લેપ કરવો. અથવા પાલો બાળી તે ઘીમાં ખલી ચોપડવો. **(૪) દંતરોગ ઉપર અને દાંત મજબુત થવા માટે**—તુવેરનો સુકાયલો પાલો અથવા તુવેરની દાળ, કાંટાંસરીઆના મૂળ અને ભિલામો એકલ કઢઇમાં નાંખી તપી ગયા પછી અંદર અંગારા નાંખી કોલસાથવાજોગ ઔષધો બળે એટલે ઉપર ઢાંકણું ઢાંકવું અને અંદર મીઠું નાંખી વાટી તે મસીરોજ દાંતે ચોપડી દાંત ઘસવા. **(૫) ભ્રમ અને મૂર્ચ્છા ઉપર**—તુવેરની દાળ ઘસી તેનું અંજન કરવું. **(૬) આદાશીશી ઉપર**—તુવેરનાં પાંત્રા અને દરોઈ એનો રસ એકત્ર કરી તેનું નસ્ય આપવું.

---

## ૨૮૪ તુળસી.

સં૦ મ૦ હીં૦ ક૦ તૈ૦ બં૦ મા૦ તા૦ મલા૦ તુલસી. તુળસી. ફા૦ રેહાન. અ૦ ઉહીબ્દરત. ઇં૦ વ્હાઇટલેઝીલ્. લા૦ ઓસીમમ્. ઑલબમ્.

તુળસીનાં ઝાડ સુમારે હાથ બે હાથ ઉંચાં વધે છે. એમાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. તુળસીને માંજરો આવે છે. અને તેમાં તેનાં બી આવેછે. એ માંજરોનો અને તુળસીદળનો દેવની પૂજામાં ઉપયોગ થાય છે. કાળી તુળસીના ઝાડ કાળા રંગનાં હોય છે. કાળી તુળસી ધોળી કરતાં વધારે ગુણવાળી છે. તુળસીના ઝાડમાં અનેક **અપૂર્વ** ગુણો હોવાથી આપણા પૂર્વના **ૠષિવર્યોએ** દીર્ઘ દૃષ્ટિ વાપરી સર્વ લોકોના ઘેરેઘેર તુળશીનાં ઝાડો જોઇએ એવી યોજના કરી રાખેલી છે. એ યોજના ઉપરથી તેઓનું પૂર્ણ ડહાપણ અને દૂરદર્શીપણું વ્યક્ત થાય છે. તુળશીનું ઝાડ ઘરના આંગણામાં વાવવાથી આરોગ્ય વધે છે. તુળશીના ઝાડમાંથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઈ તે આસપાસની રોગકારક હવાનો નાશ કરી તે હવાને ચોખ્ખી કરે છે. એવા એ અપૂર્વ ગુણ ઉપરથી તુળશીના ઝાડની નિત્ય પૂજા કરવી, તેની પ્રદક્ષિણાઓ કરવી, એવો જે આપણા ધર્મમાં નિત્ય નિયમ કહેલો છે. એથી કરી આપણને ઘણોજ ફાયદો છે એ વધારે કહેવાની જરૂર નથી. તુળશીના ઝાડો ફક્ત આપણા હિંદુસ્તાનમાંજ છે. તુળશીના ઝાડ જેવી અપૂર્વ ગુણકારી અનેક વનસ્પતિ, પરમાત્માએ હિંદુસ્થાન દેશમાં હિંદુ લોકોના સુખ માટે નિર્માણ કરેલી છે. એ આપણા ઉપર ઇશ્વરની બીજા સર્વ દેશમાંહેના લોકો કરતાં ઘણીજ મોટી બક્ષીસ છે; પરંતુ આ બક્ષિસનો ધિક્કાર કરી પૌષ્ટિક ઔષધ જોઇએ. તો, લો "કૉડલીવર આઇલ (મચ્છનું તેલ)," ચહા જોઇએ. તો લો રક્તશોષણ કરનારી ચિનાઈ ચહા, અને તે વળી હાડકાંના પ્યાલામાં, આ કેટલો નિષિધ્ધ પ્રકાર છે વારૂ? આવા જે આપણા લોકમાંહેના કૃતઘ્ન દેશ બુરાડનાર, અને માહા અજ્ઞાન લોક છે તેઓને આ વાતની કાંઈ શરમ જણાતી નથી! ગાયના દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ આ સૃષ્ટીમાં બીજો કોઈ પણ નથી, છતાં તે તેઓને પૌષ્ટિક જણાતું નથી કે શું? તુલશી ચહા જેવી અનેક રોગહારક અને પૌષ્ટિક ચાહે, મોટા જથામાં અને ફોકટ મળવા છતાં તે તેઓએ કાં ગ્રહણ કરવી નહિં વારૂ? એના કારણનો વિચાર કરવા માંડયાથી એવું જણાય છે કે, તેઓની આંખોઉપર પરદેશી વિદ્યાનાં પડળ ચઢેલાં છે એજ દેખાય છે. અસ્તુ. કાળચક્રના ફેરામાં હમણાં આ આપણો હિંદુસ્થાન દેશ પડેલો છે. તે કારણથી એવી વિપરીત બુધ્ધિ ઉત્પન થનારીજ; ત્યાં બીજો કાંઈ ઉપાય નથી. આપણા ઘરમાંહેની હવા શુદ્ધ રહેવા માટે આ ઝાડો કુંડામાં વાવવાં જોઇએ, અને તેમાંથી એક બે કુંડા ઘરમાંહેના વપરાસવાળા પ્રત્યેક ભાગમાં અને ઓરડીયોમાં દિવસે રાખવાંજ. તે કુંડાં સંધ્યાકાળે ખુલ્લા ઓટલા ઉપર લાવી મૂકવાં, અને ત્યાંજ આખી રાત્રી રહેવા દેઇ બીજે દિવસે સવારમાં ઘરમાં લેઈ ઉપર કહ્યાપ્રમાણે કરતાં જવું. એમ કરતાં હેવાથી પ્રકૃતિ સારી રહી અનેક વિકાર, તાવ અને વાયુ વીગેરેના વિકારો થતા નથી. **તુળસી સાધારણ**:—કડવી, ઉષ્ણ, તીખી, સુરભી, દાહકર, પિત્તકર, હૃદ્ય, તુરી, અગ્નિદીપક, લઘુ; અને વાયુ, શ્વાસ, કાસ, ઉચકી, કૃમિ, ઉલટી, દૌર્ગંધ્ય, કોઢ, પાર્શ્વશૂળ, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, ભૂતબાધા, શૂલ, તાવ, ઉચકી (હેડકી) એનો નાશ કરે છે. **ઉપયોગ**:—**(૧) તુળશીનો ચાહે**:—**તાવ, આળસ, સુસ્તી, અરોચક, દાહ, વાતવિકાર અને પિત્ત એ ઉપર**:—તુળસીનાં પાંત્રા સુમારે એક તોલો કિંવા તેથી વધારે લેઇ અર્ધોશેર પાણીમાં નાંખી તે પાણી અર્ધું અગર ચતુર્થાંશ બાળવું અને પછી પીવું; એટલે ઉપલા સર્વ રોગો દુર થાય છે. **બીજો પ્રકાર**:—ઉપર પ્રમાણે ઉકાળો કરી તેમાં તેટલુંજ દૂધ, એક કિંવા બે તોલા સાલંમિશ્રી અને એક બે એલચીદોડાં એનું ચૂર્ણ કરી તે નાંખી તે કાઢો પાવો. એટલે ઉત્તમ પુષ્ટતા પ્રાપ્ત થાય છે. મોંમાં સ્વાદ આવે છે. અને અનેક રોગો દૂર થાય છે. એવી આ "તુળસી ચાહે" પરદેશી નિઃસત્વ અને રક્તશોષક ચાહે કરતાં ગુણોમાં હજારગણી શ્રેષ્ટ છે, એટલા માટે તુળશીની ચાહેજ નિત્ય પાન કરવી. એ આપણા આર્ય લોકને ઘણુંજ હિતકારક છે. **(૨) મણી**

**ચારીના વિષ ઉપર:**—કાળીતુળશીના પાંત્રાનો રસ નવટાંક પર્યંત પાવો. અથવા પાંત્રા ચાવી ખાવા. દાંત ચોંટી જાય તો આજ રસ નાકના છિદ્રમાં પાડવો અને તાળવું અને હાથતળીયે અને પગ તળીયે બે ઘડી સુધી ચોળવો **(૩) વિષમ જ્વર ઉપર:**—કાળીતુળશીના પાંદડાંના રસમાં મરીની ભૂકી નાંખી તે રસ પાવો. **[૪] વાયુ-હારક ચૂર્ણ:**—કાળીતુળશી છ ભાગ, નગોડ ચાર ભાગ, ભાંગરો છ ભાગ, અને વાયવરણો એક ભાગ એ સર્વ ઐાષધિયોનું ચૂર્ણ કરી. રોજ ત્રણ માસા પ્રમાણે મધમાં આપવું **(૫) રક્તાતિસાર ઉપર:**—તુલશીનાં બી રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે ચોળી પાવા. **(૬) બાળકની ઓકારી ઉપર:**—તુલશીનાં રસમાં મધ નાંખી સવારે પાવું. **(૭) બાળકની ઉલટી અને અતિસાર ઉપર:**—કાળી અગર ધોળી તુલશીનાં બી વાટી ગાયનાં દૂધમાં પાવાં. **(૮) દાદર ઉપર:**—રાતી માટી અને તુળશીનાં પાંદડાં એકઠાં વાટી દાદર ઉપર ચોપડવું **વિંછીના દંશ ઉપર;**—તુળશીનો રસ ચોપડવો **(૧૦) વાયુ ઉપર:**—તુળશીનો રસ અને આદાનો રસ મધ નાંખી પાવો અથવા તુળશીનો રસ મરીની ભૂકી ઘી અથવા મધ નાંખી પાવો; એથી કેટલોએ બળવાન વાતરોગ હશે તેને દૂર કરશે. **(૧૧) રતાંધળા ઉપર:**—કાળી તુળશીના પાંત્રાનો રસ ૧૪ દિવસ રોજ બેબે ટીપા આંખમાં પાડવો. **(૧૨) કૃષ્ણ મધુર જ્વર ઉપર:**—કાળી તુળશી, જંગલી તુળશી અને ફુદીનો એ ત્રણેનો રસ ત્રણ કિંવા સાત દિવસ પાવો. **(૧૩) શીતપિત્ત ઉપર:**—તુળશીનો અંગરસ શરીરે ચોળવો. **(૧૪)દાદર ઉપર:**—તુળશીનાં પાંત્રા ચોળવાં અથવા તુળશીનાં પાંદડાંનો રસ. ગાયનું ઘી અને ચુનો એ કાંસાના વાસણમાં ખલી તે મિશ્રણ દિવસમાં બે વાર ચોપડવું. **(૧૫) બાળકની શીળી ઉપર:**—તુળશીનો રસ પાવો. **(૧૬) વિષમ જ્વર ઉપર:—તુળશી**દળના અઢી પાંત્રાની ગોળમાં ગોળી કરી ખાવી. **(૧૭) ઉંદરના વિષ ઉપર:**—તુળશીના રસમાં અફીણ ખલી ચોપડવું. **(૧૮) અગંતુક જ્વર ઉપર:**—કાળી તુળશીનાં પાંત્રા, સુંઠ અને સાકર એનો કાઢો પાવો. **(૧૯) કાન પાકે છે તે ઉપર:**—કાળી તુળશીનો તથા ભાંગરાનો રસ એકત્ર કરી કાનમાં પાડવો. **(૨૦) જખમમાંથી રક્તસ્રાવ થતો હોય તો તે ઉપર:**—તુળશીનાં પાંદડાં વાટી લેપ કરવો. **ત્રિદોષજન્ય ઉલટી ઉપર:**—તુળશીના રસમાં એલચીનું ચૂર્ણ નાંખી પાવું. **(૨૧) ધનુર્વાત ઉપર:**—કાળી તુળશી, લીલું લસણ, અને કુંગળી એનો રસ એકત્ર કરી ત્રણ માસા પર્યંત પાવો અને તેમાંનો થોડો રસ શરીરે પણ ચોળવો. **(૨૨) વાતશોથ (સોજા) ઉપર;**—તુળશીના રસમાં મરીની ભૂકી અને ઘી નાંખી તે રસ પાવો.

---

## ૨૮૫ તેજબલ.

(સં. તેજોવતી.)

હિમાલયના પ્રદેશમાં, હરદ્વાર. ગંગોત્રી એ અરણ્યોમાં આ વૃક્ષ થાય છે. જે તેજબળ ઓષધના ઉપયોગમાં આવે છે. તે આ વૃક્ષમાંહેની એક જાતિ છે. એ વૃક્ષની છાલ મરચાના જેવી તીખી હોવાથી તે દેશના લોક એનો મરચાને ઠેકાણે ઉપયોગ કરે છે. **તેજબલ:**—તીખું. ઉષ્ણ, કડવું, અગ્નિદીપક, પાચક, અરૂચિકર, કંઠને હિતકર, કંઠશુધ્ધિકારક; અને કફ, વાયુ, પિત્ત ઉધરસ દમ, વિષ, ઉચકી, અગ્નિમાંદ્ય, અર્શ, મુખરોગ, એનો નાશ કરે છે.

---

## ૨૮૬ તોરણ.

તોરણનાં ઝાડો કરમદી જેવાં હોય છે. એ ડુંગરાળ પ્રદેશોમાં થાય છે. એ ઝાડોને ફળોના તોરા આવે છે. અને નાનાં તથા પીળાં રંગનાં ફૂલો આવે છે. એ ફળો ખાવાથી સારા લાગે છે. **તોરણ:**—ગ્રાહક, ખાટું, લઘુ, ઉષ્ણ, અગ્નિદીપક અને પિત્તલછે. **એનાં પાકાં ફળ:**—મધુર, સ્નિગ્ધ, તુરાં; અને કફ, વાયુ એનો નાશ કરનારા છે. **ગાંગેરૂક** (બીજા પ્રકારનું તોરણ.):—તુરૂ, ખાટુ, ઉષ્ણ, ગુરૂ; અને રક્તપિત્ત, કફ એને કરનાર, સારક અને વાત-

નાશક છે. **પાકેલુ ગાંગેરૂક તોરણ**:—રૂચિકર, ગુરૂ, વાતરક્તનાશક અને પિત્તશામક છે. **ઉપયોગ:-(૧) મુખવિકાર ઉપર**:—એનાં ફળ ખાવાં, એટલે જીભે કાતરા વગેરે થાય છે તે મુખવિકાર દૂર થાય છે. (૨) **પ્રદર** ( સ્ત્રિઓને ધાતનું જવું તે) **ઉપર**:—તોરણના તોરા, ખાવાના પાનના દીંટાના સમભાગ લેઇ, તેમાં તોલાએ ત્રણ માસા પ્રમાણે કળી ચુનો એકત્ર વાટી ચણા જેવડી ગોળીયો કરવી. ધોળા પ્રદર ઉપર થંડા પાણીમાં અને રાતા પ્રદર ઉપર ઘીમાં નિત્ય પ્રાતઃકાળે અને સાંજે એકેક ગોળી આપતાં જવી. જે દિવસે તાવ આવે તે વેળાએ ઔષધ બંધ કરી કાંજીમાં ઘી નાંખી એ દિવસ આપવું (૩) **ઘાટસર્પ ઉપર**:—તોરણીનો પાલો ચૂરો કરી મોંમાં રાખવો, અને રસ ગળવો' એટલે કફ પડી ગળું સાફ થાય છે. (૪) **શીતળા હલકા આવવા માટે**:—તાજા તોરણીનાં મૂળ દૂધમાં ઘસી પાવાં. **(૫) છાશનું પુનઃ દહીં બનાવવાની કૃતિ**:—ગોળી લોક દૂધનું દહીં કરી તેમાં થોડું પાણી નાંખી છાશ કરે છે, અને માંખણ કાઢી લેછે. પછી છાશમાં તોરણનાં મૂળ ઘસી કિંચિત્ અજવાળા પાસે મૂકે છે. અને તે વાસણ ઉપર ધોએલું કપડું વીંટાળી તે ઉપર છાંણાની રાખોડી નાંખે છે. તે યોગથી છાશમાં પાણીનો રહેલો અંશ ઉપર આવે છે. તે રાખથી આકર્ષણ થઈ નીચે રહેલી છાશ દહીંના જેવી ઘટ્ટ થાય છે. એ પ્રમાણે છાશનું દહીં થાય છે. **(૬) ચાંદી અને વ્રણ ધોવા માટે**:—તોરણીનો પાલો બારીક ખાંડી તેમાં પાણી નાંખી કાઢો કરવો અને તેથી વ્રણ (ગુમડું) ધોવું એટલે જલદી રૂઝાઇ આવે છે.

---

## ૨૮૬. થોર ચોધારો.

સં૦ સ્નુહી. સેંહુડ. મ૦ સાંબર. નીવડુંગ હીં૦ થુહર. સેહુંડ બં૦ સીજવૃક્ષ. ક૦ કળી. મુંડુકળી. મલા૦ તીરૂકળી. તૈ૦ જેમડું. ફા૦ લાદના. અ૦ જકુમ્. ઈં૦ મીલ્કસ્ હેજ. લા૦ યુફ્રોર્લીયા ટ્રાયગોના.

થોર ગોળ હોય છે. એનાં ઉપર બારીક ચોખા જેવડા લાંબા કાંટા હોય છે. એનાં પાંત્રા બે આંગળ પહોળાઈનાં લાંબા હોય છે. એ પાંત્રાનું અથાણું કરે છે. એનો વાડ કરવા માટે ઉપયોગ થાય છે. એ ઝાડ સુમારે માંથોડુ બે માંથોડાં ઉંચુ વધે છે. એમાંથી ધોળું દૂધ પુષ્કળ આવે છે. એ દૂધમાં કેટલાંક રસાયનો અને સોમલની શુદ્ધિ થાય છે. **થોર**—તીખો, કડવો, ઉષ્ણ, અગ્નિદીપન, સારક, ગુરૂ, વાંતિકર; અને કોડ, ઉદર, પ્લીહા, વાયુ, ગુલ્મ, અષ્ટિલા, આધ્માન, પાંડુ, કફ, ઉદર, વ્રણ, જ્વર, ઉન્માદ વાયુ, મેદ, વિંછીનું વિષ, દૂષીવિષ, અર્શ, અશ્મરી એનો નાશ કરે છે. **થોરનું દૂધ**:—ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, તીખું, સારક, લઘુ; અને કોડવાળા, ગુલ્મી, ઉદરરોગવાળાઓને રેચવિષે ઉત્તમ; આધ્માન વાયુ, ગુલ્મ એનો નાશ કરે છે. **થોરનાં પાંત્રા**—રૂચિકર, તીખા, અગ્નિદીપન; અને કોડ. અષ્ટીલા, આધ્માન, વાતશૂળ શોથોદર અને સર્વ ઉદરરોગ, એનો નાશ કરે છે. ઉપયોગ:—**(૧) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**:—થુરીયાનું દૂધ ચોપડવું એટલે ફોલ્લો ઉઠતો નથી. **(૨) ઢોરનું શિંગડું, હાડકું વગેરે ભાંગ્યું હોય તો**—થોરના દૂધમાં ગુણપાટની રાખ ખલી લેપ કરી પાટો બાંધવો. (૩) **નિદ્રા ન આવવાને**:—થોરનાં મુળ ગોળમાં ખાવાં. **( ૪ ) કમળી ઉપર**:—થોરનું ડીંડું શેકી તેનો રસ ૪ પૈસાભાર, આદુનો રસ ૧ પૈસાભાર અને ઘી ૧ પૈસાભાર એકત્ર કરી પાવું. **(૫) શરીરમાંની ગર્મી કાઢવા માટે**:—થુરીયાના કકડા કરી પાણીમાં નાંખી તે પાણી આધણ આવે ત્યાં સુધી કઢવવું. અને માણસને ખાટલા ઉપર સુવાડી નીચે તે ઉકળતા પાણીનું વાસણ મુકી અંગને બાફ આપવી, અને ઉપર પીછોડી ઓઢવી; એટલે પરસેવો છુટી અંગ છુટુ થશે. પછી શરીરે વગડાઊ છાણાંની રાખ ચોળવી. થંડુ પાણી અને વાયરો એથી વિશેષ સંબંધ રાખવો નહિં ઘી અને ભાત ખાવો. એટલે શરીરમાંહેલી ગર્મી નીકળી જશે. **(૬) ભ્રમરવિષ ઉપર**:—થોર અને પીપર વાટી લેપ કરવો. (૭) **નવા જન્મેલા બાળકનું ગળું કફથી બંધાઈ ગયું હોય તો**:—થોરીયો

કેળના લીલાં પાંદડાંમાં વીંટાળી અંગારામાં બાફી કાઢવું તથા સાધારણ થંડુ થવા પછી એ ત્રણ ટીપાં રસ કાઢવો. તેમાં ૬ ટીપાં પર્યંત મધ મિશ્ર કરી તેમાંહેનું થોડું મિશ્રણ હાથની આંગળી વડે બાળકના તાળવામાં ચોપડવું અને જીભે ચોળવું; એટલે કફ ઉપર આવી ગળું ખુલ્લું થાય છે. ( ૮ ) **બાળકોની સસણી ઉપરઃ**—ચોધારી થોરનાં પાંત્રા લાવી શેકી તેનો રસ કાઢવો; તેમાં કાળો બોળ, (એળીયો) હરડાં અથવા રેવંચીનો શિરો ખદખદાવી સહેવાય તેવો પેટ ઉપર લેપ કરવો. દુંટી ઉપર લેપ કરવો નહીં. (૯) **નાસુર અને નાડીવ્રણ ઉપરઃ**—વ્રણનું છિદ્ર યુક્તિએ મોટું કરી થોરનું દૂધ અને સીંધવ એકલ ખલી તેથી વાટ વ્રણમાં ઘાલવી. (૧૦) **સોજા ઉપરઃ**—થોર અંગારામાં બાફી અંદરના ગીરનો લેપ સોજા ઉપર કરવો. (૧૧) **કફ ઉપરઃ**—થોર અને દક્ષિણી થોર અંગારામાં શેકી, અરધો તોલો રસ કાઢવો. અને તેમાં તેલીયો ટંકણખાર ફુલાવેલો એ ગુંજા તથા મધ પા તોલો મિશ્ર કરી ખલી ખાવો, એટલે કફ પાતળો થઈ પડે છે. (૧૨) **નળવિકાર ઉપરઃ**—ગોળ થોરનાં પાંત્રા એરંડતેલ ચોપડી શેકવાં અને તેમાં શહા જીરૂં, લસણ, હિંગ મરી અને પીપર નાંખી બારીક વાટી સોપારી જેવડી ગો... કરવી અને તે એક ગોળી ગરમ પાણી સાથે ખાવી. (૧૩) **કાસ, શ્વાસ, ક્ષય અને હૃદ્રોગ ઉપર**—એ વાલ થોરનું દૂધ લેઇ ગોળમાં ખાવું.

## ૨૮૮ થુવેર (૨) ત્રણધારીઓ.

સં० ત્રીધાર. મ० તીધારીનીવડુંગ. હીં० તીધારાથુહર. ક० મૂરેણુકળી.

એને ત્રણ ફાંટાં હોઈ દરેક ફાંટા ઉપર કાંટા હોય છે. એ થોરીયાનાં મોટાં મોટાં વન હોય છે. એમાંથી ધોળું દૂધ ઘણું નીકળે છે. મુંબાઈ પાસે દિવાળીના તહેવારોમાં એના કકડા કરી તેમાં બત્તિ સળગાવે છે. એના દૂધમાં સોમલની શુધ્ધિ થાય છે, **થોર**—પારદબંધક, રંજનવિષે સિધ્ધિ આપનારો છે. બીજા ગુણ સર્વે થોરના સરખા છે. **ઉપયોગ**—(૧) **સંધિવાત ઉપર**—ત્રિધારી થોરીયાનું દૂધ લીંબોળીના તેલ સાથે મિશ્ર કરી લેપ દેવો; એટલે દુઃખ અને સોજો ઉતરે છે. (૨) **સોજો, ગાંઠ વગેરે થાય છે તે ઉપર**—ત્રિધારી થોરીયાના દૂધનો લેપ કરવો. (૩) **બાળકના દુધરોગ ઉપર**—ત્રિધારી થોરીયો બાફી ૩ માસા રસ કાઢવો, તેમાં ધુંવાસ અર્ધો માસો અને કિંચિત કસ્તુરી નાંખી ખલ કરી શક્તિ પ્રમાણે આપવું. (૪) **બાળકના કફવિકાર ઉપર**—ત્રિધારી થોરીયાના કકડા અંગારામાં શેકી તેનો રસ કાઢવો. તેમાં ફુલાવેલા તેલીયાટંકણખારની ભૂકી અને મધ નાંખી તેનું ચાટણ આપવું. એ મોટા માણસને પણ આપવું. ૧૦ મહિનાનું બાલક હોય તો એક ચણોઠીભાર આપવું. (૫) **દમ ઉપર**—આકડાના ફુલ, ઝંઝેંટાના મૂળ અને ગોકર્ણીનાં મૂળ એમને ત્રિધારી થોરીયાના રસના ૧૪ પૂટો દેઈ ભસ્મ કરી રાખવી; અને રોજ ત્રણ માસા મધમાં બહેડા ઘશી તેમાંથી એ ગુંજ પ્રમાણે આપવું. (૬) **દાદર ઉપર**—ત્રિધારી થોરીયાના દુધનો લેપ કરવો.(૭) **બદ ઉપર**—ત્રિધારી થોરના મુળનો રસ ચોપડી ઉપર તેજ ઝાડની માટી ચોપડવી; એટલે ૩ દિવસમાં ગુણ આવે છે.

## ૨૮૯. દવણા મરવા.

આ એક ડમરાની જાત છે. દવણાનાં ઝાડો વેંત દોઢ વેંત ઉંચાં વધે છે. એનાં પાંત્રાં કાંઈક ગાજરના પાંતાં જેવાં હોય છે; પરંતુ દવણાનાં પાંત્રા કાંઈક થોડાં પહોળાં હોય છે. દવણાના ઝાડનો વાસ ઘણો ઉદ્દામ આવે છે. દુરથી વાસ માત્ર સારો લાગે છે. એને તોરા આવે છે તેનો પણ ઝાડ જેવો વાસ આવે છે. દવણનો સુગંધિ પદાર્થોમાં ઘણો ઉપયોગ થાય છે. દવણનાં ઝાડો ઘરની આસપાસ વાવવાથી ઘરમાં સાપ આવતો નથી. **દવણઃ**—તીખો, શીતળ, કડવો, તુરો, વૃષ્ય, હૃદ્ય, સુગંધિ; અને કોઢ, વિસ્ફોટ, કંડુ (ખરજ), દ્વિદોષ, વિષ, ક્લેદ, અર્શ, ભૂતબાધા, સંગ્રહણી, અને ગ્રહપીડા એનો

નાશ કરે છે. ઉપયોગઃ—(૧) **સર્પના વિષ ઉપરઃ**—દવણાનાં મૂળો અને તેનાં પાંત્રા ખાવાં; અથવા રસ કાઢી તે પાવો. ઢોરોને પણ આપવાથી ગુણ આવે છે. (૨) **ગર્મી ઉપરઃ**—દવણુ, મરવાનો રસ કાઢી તે રસ પાવો.

## ૨૯૦. દક્ષણી થુરીયો. (થોર) કંટાળો.

**સં૦** કંથારી. મ૦ ફણીનીવડુંગ. હીં૦ નાગફનીથુહર. ક૦ કડીગળી. તૈ૦ નાગજમડુ તા૦ મલા૦ નાગતાળી. ઇં૦ પ્રીક્લીપીયર. લ૦ ઑપ્ટિનિયાડીલેનાઇ.

એનાં પાંત્રા હાથતળીયાથી મોટાં અને એક ઉપર એક ઉગી, તેનું વૃક્ષ, મોટું થાય છે. એ થુરીયાની વાડો ઘણી ઉંચી વધે છે. એનો કાંટો બે આંગળ લાંબો અને ઘણોજ તીક્ષ્ણ હોય છે. એ કાંટો વાગવાથી મોટી જખમ થાય છે. એ થોર ઉપર લાલરંગનાં જીંડવાં આવે છે. તે સ્વાદે મીઠાં હોવાથી કેટલાક લોક તેને ખાય છે. એ જીંડવાં તોડી, કપડામાં બાંધી, પીલી, તેનો રસ કાઢી, કાગળપર લખવાથી રાતી શાઈ પ્રમાણે લખાય છે. આ થોર સર્વત્ર થાય છે. એ થુરીયાનું પાન ખડકપર જો પડે તો ત્યાં તે ઉગે છે એવો એમાં વિલક્ષણ ગુણ છે. આ થોરની વાડોમાં સર્પની ઉત્પત્તિ ઘણી થાય છે. દક્ષણી થોર–દીપન, રૂચિકર, તીખો, ઉષ્ણ, કડવો અને રક્તદોષ, કફ, વાયુ, ગ્રંથીરોગ, સ્નાયુરોગ, સોજો એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) બાળકની ઉધરસ ઉપરઃ**—દક્ષણી થુરીયાનું જીંડવું લાવી, દેવતામાં ગરમ કરી, ઉપલી છાલ કાઢી છુંદી, પછી કપડામાં ઘાલી, પીલી, રસ કાઢી તે સાકર નાખી પાવો. (૨) **ન્હાના બાળકોને ગળુબે થાય છે તે ઉપર**—પ્રથમ ચંદન ચોપડી પછી દક્ષણી થુરીયાના મૂળ ઘસી ચોપડવા (૩) **ગુડધી ઉપર**—દક્ષણી થોરીયાના પાંત્રા અંગારામાં શેકી, સારાં ગરમ થયા પછી કાઢી તેની બે શકલો કરી. તે ઉપર હળદર નાંખી, તે ગરમ ગરમ બાંધવી, (૪) **મુળવ્યાધિ ઉપર**—દક્ષણી થુરીયાના સુકાયેલાં પાંત્રાની ધુણી આપવી. (૫) **નિદ્રા આવવા માટે**—થોરના મૂળ ગોળમાં સેવન કરવાં. (૬) **વાતથકી** ઉત્પન થયેલ નારૂ ઉપર—દક્ષણી થોરીયાના મૂળ અને ગોમૂત્ર એના કલ્કનો લેપ કરવો.

## ૨૯૧ દાડમ.

**સં૦** દાડિમ. મ૦ ક૦ ડાળીંબ. હીં૦ અનાર. રા૦ દાડયુ વાડીલ. ક૦ તુ૦ દાલીંબ. તૈ૦ દાલીબકાયા. તા૦ માડળે. ફા૦ આતારશીરી. અનારતુરશ. અ૦ રૂમાનહમીજ, રૂમાહહુલુ. ઇં૦ પોમીગ્રેનેટ. લા૦ પ્યુનીકાગ્રાનેટમ્.

દાડમનાં ઝાડ આ દેશમાં સર્વત્ર થાય છે. અરબસ્તાનમાં મસ્તક પાસે જે દાડમો પાકે છે તે ઉત્તમ હોય છે. તેમાં બી ઘણાં નથી હોતાં. દાડમનાં ઝાડ બે અઢી માંથોડાં સુધી ઉંચાં વધે છે. એ ઝાડમાં પણ બે પ્રકાર છે. એકને ફૂલો માત્ર આવે છે, એને ગુલનાર કહે છે; બીજાને ફૂલો અને ફળો બે આવે છે. દાડમનાં ફૂલો કસુંબી રંગનાં હોઇ, તેમાં થોડીશેક પીળી ઝળકી હોય છે. એ રંગજેવા રંગ ને દાડીમી રંગ કહે છે. દાડમ એ ફળ ખાવાને રૂચિદાયક અને શરીરને હિતકારક એવું છે. એના યોગથી શરીરમાં હુશિઆરી આવી તૃષા (તરસ) શમે છે. આ ફળ રોગીને ખવરાવવાને પણ હરકત નથી. આ ઝાડનાં મૂળો, પાંત્રા, છાલ, ફૂલો અને ફળોની છાલ એ સર્વ ઔષધના ઉપયોગમા આવે છે. દાડમનાં રસનો ઉત્તમ પાક થાય છે, તેને દાડમપાક કહે છે. દાડમનો રસ પિત્ત શમક છે. **દાડમ.** તુરૂ, ખાટું, મધુર, તૃપ્તિકારક, સ્નિગ્ધ, દીપન, ગ્રાહિ, હૃદ્ય, ઉષ્ણ, રૂચિકર, લઘુ, અગ્નિદીપક; અને કફ, ઉધરસ, શ્રમ, મુખરોગ, કંઠરોગ અને પિત્ત એનો નાશ કરે છે. **મીઠા દાડમઃ**—તૃપ્તિકારક, ધાતુવર્ધક, લઘુ, તુરા, ગ્રાહક, સ્નિગ્ધ, મેધાકર, બલપ્રદ, મધુર, પથ્યકર, ત્રિદોષ, તૃષા, દાહ, જ્વર, હૃદ્રોગ, મુખરોખ, કંઠરોગ એનો નાશ કરે છે. **મધુર ખાટાં દાડમઃ**—રૂચિકર, દીપન, લઘુ; અને વાયુ, પિત્ત એનો નાશ કરે છે. **ખાટાં દાડમઃ**—પિત્તકારક, રકતપિત્ત કરનારાં; અને કફ, વાયુ, એનો નાશ કરે છે, **કુમળા સુકાયેલા દાડમઃ**—

રૂચિકર, હૃદ્ય, વાયુને અનુલોમન કરનારાં એવાં છે. **ઉપયોગઃ—(૧) બાળકની ઉધરસ ઉપર:**—દાડમની છાલ ખાવા આપવી. અથવા દાડમના રસનું ચાટણ કરી આપવું. **(૨) બાળકના અતિસાર અને સંગ્રહણી ઉપરઃ**—દાડમની છાલ ઘસી પાવી. (૩) **કૃમિ (કરમ પડે છે તે) ઉપરઃ**—દાડમના ઝાડની અને મૂળોની છાલ એનો કાઢો કરી પાવો. અથવા દાડમની છાલનો કાઢો કરી તલનું તેલ નાંખી ૩ દિવસ પાવો, (૪) **ઉષ્ણપિત્ત ઉપર** દાડમનું **સરબતઃ**—સાકરનો પાક કરી તેમાં દાડમના દાણાંનો રસ કાઢી, નાંખવો અને તુરતજ વસ્ત્રથી ગાળી નાંખવું. જરૂર જણાય ત્યારે આ સરબત ૨ તોલા અને તેટલુંજ પાણી નાંખી પાવું એટલે ઉષ્ણપિત્ત જલદી શમે છે. (૫] **આંખોની ગરમી શમવા માટેઃ**—દાડમના દાણાંનો રસ આંખોમાં પાડવો. (૬) **બાળકની સંગ્રહણિ ઉપરઃ**—લીલાં દાડમ કચરી રસ કાઢવો. તેમાં માયફળ, લવંગ અને સુંઠ ઘસી થોડું મધ નાંખી તે પાવો. દાડમ ન મળે તો દાડમની છાલ ઘસી પાવી, **ગરમીને લીધે નાકમાંથી લોહી પડે છે તે ઉપર** અને રકતષ્ઠીવી સન્નિપાત ઉપરઃ—દાડમના ફુલો અને દરોઈના મૂળો એનો રસ કાઢી અથવા એખલાં દાડમના ફૂલોનો રસ નાકમાં પાડવો અને તાળવા ઉપર ચોળવો; એટલે ત્વરિત લોહી પડતું બંધ થશે. **છાતીમાં દુઃખતું હોય તે ઉપર:**—દાડમના દાણાંના રસમા સોનામખીનું ચૂર્ણ ૧ માસો નાંખી પાવો. **ઘોડાના વિષ ઉપર:**—દાડમડીનાં પાંદડાં, તલ, હરતાલ અને ગોળ એ એકત્ર કરી વાટી કરડેલે ઠેકાણે ચોપડવા. **(૧૦) બોદારશિંગના વિષ ઉપરઃ**—દાડમનો રસ પાવો. ( ૧૧ ) **આંખો આવે છે તે ઉપર**—દાડમડીનાં પાંત્રા વાટી તેનો લેપ કરવો. (૧૨) **પિતરોગ ઉપર**—પાકેલાં દાડમનો રસ કાઢી તેમાં સાકર નાંખી તે રસ પાવો. (૧૩) **શોષ અને મૂખની વિરસતા એ ઉપર**—સાકર તથા દાડમઃ અથવા દાડમ અને દ્રાક્ષ એનો કલ્ક સેવન કરવો. (૧૪) **રકતાતિસાર ઉપર**—દાડમની છાલ અને ઇંદરજવની છાલ એનો કાઢો મધ નાંખી પાવો. (૧૬) **ઉપદંશ વ્રણ ઉપર**—દાડમની છાલનું ચૂર્ણ કરી આપવું ( ૧૬ ) **ત્રીદોષોત્પન્ન ઉલટી ઉપર**—મસુર શેકી તેના લોટમાં દાડમના રસથી તે લોટ પલાળી તેમાં થોડું મધ નાંખી તે લોટ ખાવો. (૧૭) **દાડમ પાક**—ધાંણા, સુંઠ, નાગરમોથ, વાળો, બીલીનોગર, આવળકંટી, મોચરસ, ધાવડીનાં ફલ, લોધ્ર, ઇંદરજવની છાલ, જાયફળ, અતિવિષ, ખેરની છાલ, અજમોદ, ખુરાસાની અજમો, એરંડના મૂળ, જીરૂં, લવંગ, પીપર, કાકડાશિંગી એ પૈસા પૈસાભાર લેઇ ચૂર્ણ કરી દાડમમાં ભરી ઉપર કણકથી દાટો કરી ચૂલામાં બાફી પછી ઉપરની કણક કાઢી નાંખવી. પછી દાડમ સુધ્ધાં ખલ કરી ગોળીયો બોર જેવડી કરવી. તે ગોળી રોજ એક એક ખવરાવવી; એટલે અતિસાર, સંગ્રહણી, મંદાગ્નિ, અરૂચિ, શૂળ એનો નાશ થાય છે.

---

## ૨૯૨ દરૂહળદર.

સં૦ બં૦ દારૂહરિદ્રા. મ૦ દારૂહળદ. હીં૦ દારૂહલદર. ક૦ મરદવર્ણણ. પોષ્પિલ્લી. તૈ૦ મુલુગુ પાસુપુ. મલા૦ નાણામાર. ગો૦ રૂકકા વેલી, તા૦ નુનામારં. ફા૦ દારચોબ. લા૦ બરબરીસ એરિસ્ટેટા. મોરિંડા અંબેલ્લેટા.

દારૂહળદરના વેલા હોય છે- એ વેલા હિમાલયપર્વત ઉપર અને અફગાણીસ્થાનમાં થાય છે. એ વેલાનું લાકડું હળદરના જેવાં પીળાં રંગનું હોય છે. રસાંજન અથવા રસવંતી કરીને એક ઔષધ દારૂહળદરનો કાઢો કરી તેમાંથી બનાવે છે. એ કાઢો અષ્ટમાંશ કરી તેમાં બકરીનું દૂધ સમભાગ નાંખી બાળી સુકું કરવું. એટલે રસાંજન તૈયાર થાય છે. **દારૂહળદરઃ**—તીખી, કડવી, રૂક્ષ, ઉષ્ણ, વ્રણનાનક; અને પ્રમેહ, કર્ણરોગ, નેત્રરોગ, મુખરોગ, કંડુ, વિસર્પ ચામડીનાદોષ વિષ એનો નાશ કરે છે. બીજા ગુણ હળદર જેવાંજ છે. **રસાંજન**—તીખું, ઉષ્ણ, રસાયન, કડવું છેદન એવું છે;

અને કફ, વિષ, નેત્રવિકાર અને વ્રણદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) કમળી ઉપર—** દારૂહળદરના અંગરસમાં હળદર નાંખી પાવી. **(૨) પ્રદર ઉપર—**દારૂહળદરના કાઢામાં ૩ માસા શિલાજીત નાંખી સાત દિવસ પાવું. **(૩) આગંતુક વ્રણ એટલે શસ્ત્રાદિકથી થયેલા વ્રણ ઉપર—**દારૂહળદરની છાલનો કલ્ક, તલનું તેલ, કપિલો, દરોઇનો અંગરસ એ એકત્ર કરી મંદ અગ્નિ ઉપર કઢવી તેલ સિધ્ધ થાય એટલે ચોપડવું. **(૪) અંડવૃદ્ધિ ઉપર—**દારૂહળદરનું ચૂર્ણ ગોમૂત્રમાં દોઢ બે માસા આપવું. **(૫) ભગંદર અને નાડીવ્રણ ઉપર—**થુરીયો અને આકડાનું દૂધ એકત્ર કરી દારૂહળદરની દીવેટ તે દૂધમાં પલારી છિદ્રમાં ઘાલવી. **(૬) પિત્તાભિષ્પંદ એટલે આંખો આવે છે તે ઉપર—**રસાંજન દૂધમાં કાલવી તેનો આંખો ઉપર લેપ દેવો. **(૭) કાનમાંથી પરૂ વહેતુ હોય તો—**રસાંજન સ્ત્રીના દૂધમાં ઘસી તે મધમાં નાંખી કાનમાં પાડવું. **(૮) વાતપિત્ત પ્રદર ઉપર—**રસાંજન અને લાખ બકરીના દૂધમાં વાટી તે પાવું.

---

## ૨૯૩ દારૂડી.

સં૦ સ્વર્ણક્ષરી. મ૦ કાંટેધોત્રા. કો૦ કર્ડઇ. હીં૦ ચોક. સત્યાનાસી. પીસોળા. બં૦ સીયાલ કાંટા. સોણખીરૂઇ. ક૦ ચિક્રણીકે. તા૦ કુટ્ટીયાત્તી. મલા૦ પોન્નમત્ત. ઇં૦ ગેંબોજ થીસલ. લા૦ આર્ગીમની મેક્સિકેના.

દારૂડીનાં ન્હાનાં ન્હાના ઝાડો હોય છે. એની ઉંચાઇ સુમારે હાથ દોઢ હાથ હોય છે. પાંત્રા ન્હાના હોય છે. પીળા ધંતુરા પ્રમાણે એના દીંટામાંથી પણ દૂધ ( રસ ) નીકળે છે. એના મૂળોને "ચોકવ" કહે છે આ વનસ્પિતિ રેચક હિમ, કડવું, સારક; અને કંડુ, વાતરક્ત, કૃમિ, પિત્ત, કફ, મૂત્રકૃચ્છ્ર, જ્વર, અશ્મરી, સોજો, દાહ, કોઢ એનું નાશક છે. એના મૂળોના પણ એવાજ ગુણ છે. **ઉપયોગ—(૧) રેચક—**દારૂડીના મૂળોનું ચૂર્ણ શકિતપ્રમાણે ગરમ પાણીમાં પાવું. **(૨) પુરૂષત્વ ગયેલું આવવા માટે—**દારૂડીની છાલ ૧ માસો અને વડનું દૂધ ગરમ કરી, તેની ચણા જેવડી ગોળી કરી તે પાનમાં ખાવી. દિવસ ૧૪. **(૩) ગુમડું ફુટવા માટે—**દારૂડીના મૂળોનો લેપ કરવો.

---

## ૨૯૪ દાવલામોરસ.

સં૦ સમુદ્રશાક. મ૦ મોરસ. હીં૦ મોરસ. ખારીશાક.

આ ભાજીનો રોપો વેંત દોઢ વેંત લાંબો હોઈ જમીન ઉપર પથરાયલો હોય છે. અને એના દીંટાનો રંગ લુણીની ભાજી જેવો હોઈ પાંત્રા સુમારે દોઢ આગળ લાંબાં હોય છે. તે લુણીના પાંત્રા કરતાં ત્રણગણા જાડાં હોઈ સુમારે અર્ધા તસુ જેટલાં પોહોળા હોય છે. ચણાની દાળ નાંખી એનું શાક કરે છે. એનું રાયતું પણ થાય છે. અને ભજીયાં પણ થાય છે. આ ભાજી સમુદ્રતીરે થાય છે; એટલે તે ખારી હોય છે. એમાં મીઠું રીતસર નાંખવું જોઇએ.

---

## ૨૯૫ દ્રાક્ષ. (દરાખ)

સં૦ મ૦ તૈ૦ દ્રાક્ષા. હીં૦ દાખ. ક૦ દ્રાક્ષા. ફા૦ અંગુર- અ૦ કીસમીસ્ એનબજબીબ. ઇં૦ ગ્રેપ. લા૦ વ્હાઇટીસ્ વ્હીનીફેરા.

દ્રાક્ષના વેલા હોય છે. એ વેલા વાવ્યા પછી ત્રણ વર્ષે ફળે છે. દ્રાક્ષ ઘણું કરીને બધા ખંડોમાં થાય છે. હિંદુસ્થાનમાં જે દ્રાક્ષ થાય છે, તેમાં ત્રણ જાતિ છે. લીલી, કાળી અને ધોળી. સર્વમાં દ્રાક્ષ ઘણુંકરીને ઘણી મધુર માટે મોંઘી હોય છે. આ દેશમાં જે દ્રાક્ષ થાય છે તે લીલીને લીલીજ ખપી જાય છે. અરબસ્તાન, પર્શીયા, મસ્તક એ સ્થળોમાં ઘણીજ દ્રાક્ષ પાકે છે, એટલામાટે તેને સુકવી બાહેર ગામ ખાતે વેચવા મોકલવામાં આવે છે. બેદાણા, મનુકા, ખીશમીસ એવી સુકી દ્રાક્ષનાં નામો હોય છે. બેદાણા કિંચિત ધોળા હોય છે. અને તેમાં બી નથી હોતાં. મનુકાદ્રાક્ષ કાંઇક કાળી હોય છે. અને ખીશમીસ ઘણું કરી બેદાણા જેવી પરંતુ નાની હોય છે. દ્રાક્ષ ઉષ્ણ દેશમાં લોકોની ભૂખ અને તરસ એનું શમન કરવાને ઘણી ઉપયોગી થઈ પડે છે. દ્રાક્ષ પિત્તશામક હોઈ રકતવૃદ્ધિ કરનારી છે. દ્રાક્ષના રસનો આસવ, કોલેરા ઉપર ઘણો ઉપયોગી થઈ પડે છે. દ્રાક્ષનાં પાંદડાં જ-

નાવરોને ખવરાવે છે. અને લાકડાનો કોઈ કોઈ કાળો રંગ કરે છે. **પાકીદ્રાક્ષ**—સ્વરને હિતકારક, મધુર, તૃપ્તિકર, પાકકાળે સ્નિગ્ધ, અતિરૂચિકર, ચક્ષુષ્ય, મૂત્રલ, ગુરૂ, તુરી, સારક, ખાટી, શ્રમનાશક; અને પિત્ત, શ્વાસ, ઉધરસ, ઊલટી સોજો, ભ્રમ, જ્વર, દાહ, મદાત્યય, વાતપિત્ત, ક્ષતક્ષય, કમળી, વાતરક્ત, રક્તપિત્ત અને આધ્માન વાયુ એનો નાશ કરે છે. **લીલીદ્રાક્ષ**—કફકારક, ગુરૂ, ખાટી, પિત્તલ, ઉષ્ણ, રક્તપિત્તકારક, રૂચિકારક, દીપન અને વાતનાશક એવી છે. **કાળીદ્રાક્ષ**—વિશદ, ઉષ્ણ, તીખી, પિત્તલ, રક્તદોષકારક, એવી છે. **પાકી સુકાયેલી દ્રાક્ષ**—વૃષ્ય, સંતર્પણ, બલકર, પૌષ્ટિક એવી છે. **કાળીદ્રાક્ષઃ**—( બીજવાળી ) શીત, હૃદ્ય, વૃષ્ય, ગુરૂ, વાતાનુલોમન, સ્નિગ્ધ, હર્ષપ્રદ, શ્રમનાશક; અને દાહ, મૂર્ચ્છા, દમ, ઉધરસ, કફ, પિત્ત, તાવ, રક્તદોષ, તૃષા, ઉલટી, હૃદયવ્યથા, એનો નાશ કરે છે. **લઘુ દ્રાક્ષ** ( બેદાણા, નીબીજ ):—મધુર, શીતલ, વૃષ્ય, રૂચિકર, ખાટી, રસાળ; અને દમ, ઉધરસ, તાવ, હૃદયવ્યથા, રક્તપિત્ત, ક્ષતક્ષય, સ્વરભેદ, તૃષા, વાયુ, પિત્ત અને મુખમાંહેની કડવાશ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—( ૧ ) **અમ્લપિત્ત ઉપર**:—દ્રાક્ષ અને બાળહરડે એ સમભાગ, અને તેના બરોબર સાકર નાંખી એક તોલો જેટલી ગોળી આપતાં જવી; એટલે અમ્લપિત્ત, ગળું અને હૃદય એ સ્થળની બળતરા, તરસ, ભ્રમ, મંદાગ્નિ અને આમવાત એનો નાશ થાય છે. **(૨) ધંતુરાના વિષ ઉપર**:—દૂધમાં દ્રાક્ષનો સરકો નાંખી પાવો. **(૩) હડતાલ અને જંગાલના વિષ ઉપર**:—ઊલટી કરાવી પછી પાશેર દૂધમાં બેદાણા દ્રાક્ષ ૧ તોલો નાંખી તે પાવી. ( ૪ ) **ધાતુક્ષય ઉપરઃ**—દ્રાક્ષ, સાકર, મધ અને પીપર આપવી. ( ૫ ) **તૃષા રોગ ઉપરઃ**—કાળી દ્રાક્ષ અને જેઠીમધ એનો કાઢો પાવો. (૬) **મૂર્ચ્છા રોગ ઉપરઃ**—દ્રાક્ષ અને આંમળા બારીક વાટવાં તથા તે મધમાં આપવાં. **(૭) સન્નિપાત જ્વરમાં જીભે કાતરા થઈ આવે છે તે ઉપરઃ**—મધમાં દ્રાક્ષ ખલી જીભે ચોપડવી. (૮) **મૂત્રરેચનને માટે**:—કાળી દ્રાક્ષ ચાર તોલા પર્યંત રાત્રે થંડા પાણીમાં પલારી રાખી, સવારે મસળી, ગાળી નાંખી તે પાણીમાં થોડી જીરાની ભૂકી નાંખી એક શેર પર્યંત શક્ત્યનુરૂપ આ પ્રાશન કરવાથી મૂત્રદ્વારે ગરમી નીકળે છે. પ્રકૃતિ પ્રમાણે કોઠને એથી રેચ પણ થઈ જાય છે. ( ૯ ) **ક્ષતકાસ ઉપર**—બીયાં કાઢેલી કાળી દ્રાક્ષ ૧ ભાગ, સોજુ ઘી ૧ ભાગ, મધ ૧ ભાગ; એ સર્વ ઔષધો એક બરણીમાં ઘાલી તે બરણી ડાંગરના ઢગલામાં ઘાલવી. પંદર દિવસ પછી અથવા એક મહિના પછી કાઢી તેમાંહેનું ઔષધ રોજ સવાર સાંજ મળી દોઢ તોલા પર્યંત રોગીએ ખાવું. ( ૧૦ ) **શૂળ ઉપરઃ**—દ્રાક્ષ અને અરડુસો એનો કાઢો પાવો. ( ૧૧ ) **જીભ, તાળવું અને ગળુ એનો શોષ શાંત થઈ મોઢામાં રૂચિ આવવા માટે**:—દ્રાક્ષ અને આવળકંઠી એ ઘીમાં મેળવી મુખની અંદર ચોળવી. અને એજ ઔષધની ગોળી કરી મોંમા રાખવી. ( ૧૨ ) **પિત્તજ્વર ઉપરઃ**—દ્રાક્ષ અને ગરમાળાનો ગોળ એનો કાઢો પાવો. **(૧૩) શીતળા અને ગોવરૂ એથી બાળકોના અંગમાં મરેલી ગર્મી નીકળવા માટેઃ**—૮ ભાગ બેદાણા, દ્રાક્ષ, ૧ ભાગ ગળોનું સત્વ, ૨ ભાગ ખાંડ, ૧ ભાગ જીરૂં, એ ભાગ પ્રમાણે મિશ્ર કરી નીવડેલા માટલામાં ભરી તે મિશ્રણ પલરે એટલું ગાયનું ઘી નાંખી આથી રાખવું; અને નિત્ય પ્રાતઃકાળે અર્ધા તોલાથી બે તોલા પર્યંત શક્તિપ્રમાણે આપતાં જવું. **(૧૪) માંથામાંહેની ગર્મી અને પિત્તવિકાર શમન થઈ મગજ સુધરવા માટે**:—ગાયના અચ્છેર દૂધમાં બેદાણાં દ્રાક્ષ ૨ તોલા નાંખી ઉકાળી તે દૂધ રોજ ઉંઘતી વેળાએ પીવું. (૧૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર**—થંડા પાણીમાં કાળી દ્રાક્ષ પલારી તેમાં સાકર નાંખી પાવી. **( ૧૬ ) પિત્તવિકાર ઉપરઃ**—કાળીદ્રાક્ષ રાત્રે પલારી રાખી બીજે દિવસે પ્રાતઃકાળે તેજ પાણીમાં મસળી કુચા કાઢી નાંખી તે રસમાં જીરાની ભૂકી અને સાકર નાંખી પાવો; એટલે પિત્તજનિત દાહ વગેરે શમન થાય છે. (૧૭) **રક્તપિત્ત ઉપરઃ**—દ્રાક્ષ મધમાં ખાવી. (૧૮) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાશ્મરી ઉપરઃ**—દ્રાક્ષનો કાઢો કરી પાવો.

## ૨૯૬ દાંતી.

સં૦ બં૦ હીં૦ ક૦ દંતી મ૦ દાંતી. ફા૦ દંદ. અ૦ હબુલમુલુક. લા૦ ક્રોટનટિગ્લિયમ્. રા૦ દાત્યુણી.

દાંતીનાં ઝાડો કોકણપ્રાંતમાં ઘણાં થાય છે. એ ઝાડ સુમારે ત્રણ ચાર હાથ ઉંચાં વધે છે. એનાં પાંત્રા કાત્રાદાર, લાંબા અને હાથતળીયા જેવડાં હોય છે. એનાં ફળો આકારે ઘુઘરા (પોટળીઓ) જેવાં હોઈ તે બળદાણાં જેવડાં મોટાં હોય છે. એ ફળોમાંથી નેપાળાના જેવાં બીયાં નીકળે છે, તે રેચકારક છે. એનાં મૂળોને "દંતીમુળ" એમ કહે છે. દંતીમૂળનો કાઢામાં ઘણો ઉપયોગ થાય છે. એને "લઘુ દંતી" એમ કહે છે. **લઘુ દંતી**—ઉષ્ણ, તીખી, અગ્નિદીપક, શલ્યશોધક, સારક, તીક્ષ્ણ, પાચક લઘુ, શોષક; અને આમદોષ, ત્વગ્દોષ, શૂળ, અર્શ, વ્રણ, અસ્મરી, કફ, ઉદર, પિત્ત, આનાહવાયુ, સોજો, ગુદાંકુર, દાહ પાંડુ, રકતદોષ, કોડ, ગુલ્મ, કૃમિ, ક્ષય, વાયુ, યકૃત્, અને ખર જ એનો નાશ કરે છે. **નાગ દંતી** (મોટી દાંતી):—સારક, ઉષ્ણ, તીખી, કૃમિનાશક; અને શૂળ, કોડ, આમદોષ, મેદોરોગ, અસ્મરી, મુખરોગ એનો નાશ કરે છે. બીજા ગુણ લઘુદંતી જેવાજ છે. **ઉપયોગ. (૧) જુલાબ થવા માટે:**—દંતીમૂળોનું ત્રણ માસા ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. અથવા લીલાં દંતીમૂળ પાણીમાં વાટી, તે પાણીમાં મેળવી, ગાળી, તે પાણી પાવું. (૨) **કફ-કાસ ઉપર**—દંતીમૂળનું ધૂમ્રપાન કરવું.

---

## ૨૯૭. દિંડા

સં૦ મંડૂકપર્ણ.

આ એક જંગલી ઝાડ છે. એમાં બે જાતિ છે. જે ઝાડની કાઠી ઉંચી ન હોતાં જમીન બરોબર હોય છે તેને દિંડી કહે છે; અને જે ઝાડની કાઠી ઉંચી હોય છે તેને દિંડા કહે છે. દિંડાની કાઠી ૧૬ હાથ લંબાઈની હોય છે. એ કાઠીનો રંગ પ્રથમ લીલો હોય છે. અને કાઠી સુકાયા પછી કાળો થાય છે. આ ઝાડ કાંઇક કારવી જેવું હોય છે. એને મૃગનક્ષત્રનો વરસાદ પડયા પછી નવા ફણગા ફુટે છે; તે લેઈ તેની જુડીયો બાંધી વેચે છે. આ શાક ભીંડાના શાક જેવું રસદાર હોય છે. એ પૌષ્ટિક છે. દિંડામાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. **દિંડા**—શુક્રકારક, સ્નિગ્ધ; અને રકતવિકાર, વાત અને પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ગુમડા ઉપર**—દિંડાનું કંદ બારીક વાટી તેની થેપલી વ્રણ ઉપર બેસારવી. (૨) **બદ ઉપર** દિંડાનાં પાંત્રા કેળના કિંવા કુંભાના પાંત્રામાં વીટી અંગારામાં બાફી પછી તેના ઉપર જે પાતળી છાલ હોય છે તે કાઢી નાંખી મુળીયાં બારીક વાટી જે ઓળ થાય તેનો લેપ દેઈ તે ઉપર રૂની ઘડી કરી મુકવી. (૩) **મૂળ વ્યાધિ ઉપર**—દિંડાના અંકુર ૧ તોલો, આવળની છાલ અર્ધો તોલો અને ઉંબરાના પાંત્રા ઉપરનો ફોડ અર્ધો તોલો, એ ત્રણે બારીક વાટી ૫ તોલા મીઠા દહીંમાં મેળવી પીડી સાકર નાંખી પ્રત્યેક બે વાર પ્રાશન કરવું.

---

## ૨૯૮ દીપમાળ. (ગલગોટા)

સં૦ હીં૦ મ૦ ઝેંડુ. ક. ક૦ ગોવગેંડુ. લા૦ લીઓનોટીસ્ નેપેટિફોલિઆ.

આ ઝાડ સીધું હોઈ સુમારે માંથોડું ઉંચુ વધે છે. પાંત્રા કાતાદાર હોય છે એને હાથના કિંવા વેંતના અંતરે મૂળ પાસેથી એક ઉપર એક એવાં ઝુંડ લાગે છે. તે ઝુંડ બારીક પુમથી વ્યાપી હોય છે. એ ઝુંડ ઉપર બારીક રાતા રંગનાં ફુલો આવે છે. ઝુંડમાં કાળાં બારીક એવાં બી હોય છે. એ સર્વત્ર થાય છે. **ઉપયોગ—(૧) અતિસાર ઉપર**—ઝુંડમાંહેનાં બી દુધમાં વાટી પાવાં. (૨) **માંથા ઉપર ભયંકર ગાંઠ થાય છે તે ઉપર**—ઝુંડને બાળી તેની રાખ તેલમાં ખલી ચોપડવી. (૩) **ઘાટસર્પ ઉપર**—ઝુંડ હોકામાં નાંખી પીવું.

---

## ૨૯૯ દુધી.

સં૦ દુગ્ધતુંબી. મ૦ દુધ્યાભોંપળા. હીં૦ મીઠીતુંબી. બં૦ લાઉ. કદુ. ક૦ હાલગુંબળ શિસોરે. તૈ૦ તીયા. તુપ્પડીકાયા. ફા૦ કદુશીરીન

કુદૂએદરોજ. અ૦ યક્તિનેહુલુકરા. ઇં૦ વ્હાઇટ ગુડ. લા૦ કુકર્બીટ લાજીનેરીઆ.

એને ધોળી દુધી એમ પણ કહે છે. એનો વેલો ઘણો લાંબો પસરે છે. એમાં લાંબી, તુંબડી, ચપટી, તુંબુરાજેવી ઈત્યાદિ અનેક જાતિઓ છે. દુધીનો હલવો બહુ સારો થાય છે. એની ભાજી સારી થાય છે. દુધી પાકીને જુની થાય એટલે જે ગોળ આકૃતીની હોય છે તેના તંબુરા કરે છે. તરતાં શીખનારાઓ, એ સુકાએલાં તુંબડાં કંબરે બાંધી તરવાને શીખે છે. દુધીની એક બીજી જાતિ છે તેને મગીયા દુધી કહે છે. એમાં ધોળી અને રાતી એવી પણ બીજી બે જાતિ છે. દુધી જેવુંજ તેનું શાક થાય છે. અને તરવાના કામમાં એનો બહુ ઉપયોગ થાય છે. **લાંબી દુધી**—તીખી, ઉષ્ણ; અને સન્નિપાત, દંતાર્ગલરોગ, દાંતખીલી, ધનુર્વાયુ એનો નાશ કરે છે. ફળનાં પણ એના જેવાજ ગુણો છે. **ગોળ મોટી દુધીનો વેલો**:—મધુર, શીતળ, તર્પણકારક, ગુરૂ, રૂચિકર, પૈષ્ટિક' ધાતુવર્ધક, બળપ્રદ, પિત્તનાશક અને ગર્ભપોષક છે. એના જેવાજ ફળોના પણ ગુણ છે. **દુધીયા દુધી**:—મધુર, સ્નિગ્ધ, ગર્ભનું પોષણ કરનારી, વૃષ્ય, વાતકારક, બલકર, પૈષ્ટિક, રૂચિકર, શીતળ, મલસ્તંભક, રૂક્ષ, ભેદક, ગુરૂ, પિત્તનાશક, કફપ્રદ એવી છે. એનાં **ફળ** :—ગુરૂ, રૂક્ષ, શીતળ, હૃદ્ય, કફકારક, ગ્રાહક, રૂચિકારક, ધાતુવર્ધક, પૈષ્ટિક; અને કલ્ક, વિષ, શ્રમ, પિત્ત એનો નાશ કરે છે. **એના વેલાની સળીયો**:—મધુર, વાતલ, કફકારક સ્નિગ્ધ, શીતળ, ભેદક અને પિત્તનાશક એવી છે. **ઉપયોગઃ**—(૧) **મૂળવ્યાધી ઉપર**:—દુધીઆ દુધીના પાંદડાનો રસ કાઢી એનો લેપ કરવો.

---

## ૩૦૦ દુધેલી.

સં૦ દુગ્ધિકા. મ૦ હિં૦ દુધી.

દુધેલીનાં નાનાં ઝાડો પ્રથમ હાથભર ઉંચાઈનાં હોય છે. પછી તેના વેલા થાય છે. એનાં પાંત્રા ભાંગરાના પાંત્રા જેવાં પરંતુ કિંચિત ફિકા લીલા રંગના અને ન્હાના હોય છે. એ વેલો તોડવાથી તેમાંથી દુધના જેવો ધોળો રસ નીકળે છે. વેલાનો રંગ કિંચિત લાલસર ઉમદા રંગનો હોય છે. એને ભાંગરાનાં જેગાંજ ફૂલો આવે છે. ઘરની આજુબાજુએ પણ આ છોડો વાવે છે. એને લાંબી શિંગો આવે છે. **દુધેલી**:—મધુર, વૃષ્ય, રૂક્ષ, ગ્રાહક, કડવી, વાતલ, ગર્ભસ્થાપક, તીખી, ધાતુવર્ધક, હૃદ્ય, ઉષ્ણ, પારદબંધક, મલસ્તંભક; અને મેહ, કફ, કોઢ, કૃમિ એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **મૂળવ્યાધિ ઉપરઃ**—દુધેલીના પાલાનો રસ ૧ તોલો, સાકર ૧ તોલો, સોજું ઘી ૧ તોલો એ એકત્ર કરી સતત ચાર પાંચ દિવસ આપવું; એટલે બળતરા અને લોહી બંધ થાય છે. **(૨) મુબારકી રોગ ઉપરઃ**—બાળકને દુધના યોગથી તેના ચીકાશથી પેટમાં ગાંઠો થઈ મળની ગાંઠ બાઝે છે તે ઉપર):—દુધેલીનાં મૂળીયાં ગાયના તાજા દુધમાં ઘસી શક્તિપ્રમાણે પાવાં; એટલે બે ત્રણ દિવસમાં રોગ તુટી મલદ્વારે નીકળી જાય છે. (૩) **વિષમજ્વર ઉપર**:—દુધેલીનાં મૂળીયાં કાનમાં રાખવાં, એટલે નિયમિત વેળાયે આવનારો તાવ દુર થશે. (૪) **વાછરડાંને દૂધીયો રોગ થાય છે તે ઉપરઃ**—દુધેલીના મૂળીયાં થંડા પાણીમાં ૧ તોલા પર્યંત ઘસી પ્રતિદિવસ એકવાર એ પ્રમાણે ૭ દિવસ આપવાથી પેટમાંનો સર્વભાર નીકળી જઈ રોગ ઘણોજ નિસ્તોપ થાય છે.

---

## ૩૦૧ દુદુરલી.

દુદુરલીના વેલા હોય છે. એનાં પાંત્રા ઘણાં મોટાં નથી હોતાં. એ પાંત્રા ગળચટાં લાગે છે. એ મૂળો ચાવવાથી કિંવા બારીક ભૂકી કરવાથી બારીક કણ થાય છે. એને આંકડાનાં ફૂલો જેવાં ફૂલો આવે છે. **ઉપયોગઃ**—**(૧) તંતુમેહ અને સ્વપ્નાવસ્થા વિગેરે ધાતુવિકારો ઉપર**—દુદુરલીનાં મૂળો અને ધોળી શેમળનું કંદ ખાંડી બારીક ભૂકી ગાયના પાશેર દૂધમાં નાંખી સાકર નાંખી આ ઔષધ બે વખત આપવું. દિવસ ૭. **(૨) મધુમેહ અને તિડક પ્રમેહ ઉપર**—દુદુરલીના મૂળોની ભૂકી, કિંવા દુદુરલીનાં મુળો ગાયના તાજા દૂધમાં વાટી પ્રત્યેક વખત

નવટાંક પ્રમાણે પ્રતિ દિવસ બે વાર એ ઔષધ સતત ચૌદ દિવસ આપવું. (૩) ધાવરા ઉપર—દુદુરલીનાં મૂળ દૂધમાં વાટી પાવાં અને લેપ પણ દેવો.

## ૩૦૨ દેવનળ.

મં૦ બં૦ નલ. મ૦ દેવનળ. હીં૦ નરસલ. કચ્છી૦ આંચી. ક૦ ઉચ્ચગોળિવે. તૈં૦ ભુંગુએડુર. ઇં૦ ઇંડીયન ટૉબેકો. લા૦ લોબીલીયાનીકોટીઆનીફોલીઆ.

દેવનળનાં બરૂનાં જેવાં બેટા થાય છે. અને બરૂની માફકજ એની સોટીમાં પોલ હોઈ ગાંઠો હોય છે. એના પાંત્રા વાંસના પાંત્રા જેવા હોય છે. એનો નળીયો કરવામાં ઉપયોગ થાય છે. **દેવનળ**—શીતળ, રૂચ્ય, તુરી, મધુર, વીર્યવર્ધક, કડવી, દીપન, મૂત્રશોધક; અને વિસર્પ, મૂત્રકૃચ્છ્ર, દાહ, રકતદોષ, પિત્ત, કફ, હૃદ્રોગ, બસ્તિશૂળ, યોનિરોગ અને રક્તપિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) અંડ ઉતરી ગયો હોય તો**:—નાળીયેરના અંગરસમાં દેવનળના મૂળ પૈસાભાર ઘસી પાવાં; અને કાનમાં જૂવારની સળી ઘાલી રાખવી. દિવસ ૧૪. (૨) **મૂત્રાઘાત ઉપર**:—દેવનળનાં મૂળ, ડાભના મૂળ, કાસનાં મૂળ અને શેલડીનાં મૂળ એ સર્વ સમભાગ લઈ અષ્ટમાંશ કાઢો કરી થંડો થયા પછી તેમાં સાકર નાંખી તે પાવો. **ઘાટસર્પ ઉપર**:—દેવનળના તોરા ચલમમાં નાંખી પીવા.

---

## ૩૦૩. દેવબાવળીઓ.

સં૦ નીલબમ્બુલિકા. મ૦ દેવ બાભળી. હીં૦ કીકર. બં૦ બાબલા. ક૦ નીલી. તૈં૦ બાર્બુરમુ. તા૦ મલા૦ કરૂવેળ. ફા૦ અ૦ અ-મુગીલા. ઇં૦ લા૦ એકેશીયાટ્રી. ગમ એરેબિક.

આ એક બાવળીઆની જાતિ છતાં, બાવળીઆ જેવું મોટું ઝાડ થતું નથી. એને કાંટા તથા ફુલો પણ બાવળ જેવાંજ પીળા રંગના આવે છે. એ ઝાડને લાખ આવે છે. **દેવબાવળીઓ**:—તુરો, કડવો, શીતલ, ઉષ્ણ; અને કફ, પિત્ત, તૃષા, રકતદોષ, દાહ, તાવ, ઉલટી, મેહ અને વિષ એનો નાશ કરે છે. **ઉપયોગ**: (૧) **હડકાયેલા કુત્રાના વિષ ઉપર:**—દેવબાવળીઆનાં તાજાં મૂળ થંડા પાણીમાં એક તોલાથી ચાર તોલા પર્યંત ઘસી તેમાં થોડું પાણી નાંખી તે પાવું. એ પ્રત્યેક બે વખત એ પ્રમાણે ૭ દિવસ પાવું. પથ્ય કરવી.

---

## ૩૦૪. દેવદાર.

સં૦ હીં૦ ક૦ તા૦ મલા૦ તુ૦ દેવદારૂ. મ૦ ફા૦ દેવદાર. ક૦ દેવબ્દાર. તૈ૦ દેવદારૂ ચેટ્ટુ. અ૦ શજરતુલજીન શજરતુલવક્ર. લા૦ સિડ્રસડેવડારા.

હિમાલય પર્વત, બ્રહ્મદેશ, બંગાલ અને પિનાંગ એ ઠેકાણે દેવદારનાં ઝાડ ઘણાં થાય છે. એ ઝાડને જોઇએ તેવી જમીન મળી હોય તો તે ઘણુંજ ઉંચું વધે છે. ત્રીસ ચાળીસ વર્ષનું થાય એટલે તેને ફળો આવવા લાગે છે. આ વૃક્ષ સો દોઢસો વર્ષ પર્યંત બચે છે. જેમ જેમ એ ઝાડ જૂનું થાય છે તેમ તેમ મજબુત થઈ તેનો ઉપયોગ ઘણો થાય છે. સાગના કરતાં આ લાકડું ઘણું હલકું છે. એની નાના પ્રકારની વસ્તુઓ બનાવે છે. રાજા લોક માટે એ લાકડાની ફુમાશી ગલબત વીગેરે બનાવે છે. દેવદારનો ધુપ કરવામાં પણ ઉપયોગ થાય છે. દેવદારના લાકડામાંથી ટર્પિન-તૈન તેલ બને છે. **તેલીઓ દેવદાર**:—પાકકાળે તીખો, સ્નિગ્ધ, ઉષ્ણ, કડવો, લઘુ; અને કફ, વાત, પ્રમેહ, અર્શ, મલસ્તંભ, આમદોષ, તાવ, આધ્યામાન, દમ, ઉધરસ, સોજો, ખરજ, હેડકી, તંદ્રા (મૂર્છા), રકતદોષ અને પીનસ એનો નાશ કરે છે. **કાષ્ટ દેવદાર**:—ઉષ્ણ, કડવો, રૂક્ષ; અને કફ, વાયુ, ભૂતબાધા અને લેપ કરવાથી મોં ઉપરનાં વ્યંગનો નાશ કરે છે. **સરલ દેવદાર**:—તીખો, કડવો, મધુર, ઉષ્ણ, લઘુ, કોષ્ટશોધક, સ્નિગ્ધ; અને ત્વગદોષ, વાયુ કર્ણરોગ, વ્રણ, સોજો, કંડુ [ખરજ], કંઠરોગ, નેત્રરોગ, અલક્ષ્મી, ઉધરસ, પરસેવો, રાક્ષસપીડા, અને જૂંઓ એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) ઉરૂસ્તંભ ઉપર**:—દેવદાર વાટી ગરમ કરી લેપ દેવો. **(૨) કફ ગલગંડ ઉપર**:—દેવદાર અને કવંડળમૂળ પાણીમાં વાટી લેપ કરવો. **(૩) અપચી** [ગંડ

માલનો ભેદ છે તે] રોગ ઉપરઃ—દેવદાર અને સરગવાની છાલ કાંજીમા ગરમ કરી લેપ દેવો. (૪) દેવદારાદી કાઢો—દેવદાર, વજ, કોષ્ટ, પીપર, સુંઠ, કાયફળ, નાગરમોથ, કરીયાતું કડું, ધાણા, હરડાં, ગજપીપર, બેઠી રીંગણી, ગોખરૂં, ધમાસો, ઊભી ભોરીંગણી, અતીવિશ, ગળો. બીલી, શાહજીરૂં એ બધાનો કાઢો કરી, તેમાં સિંધવ અને હિંગ નાંખી સુવાવડીને પાવો; એટલે શૂળ, કાસ, તાવ, શ્વાસ, મૂર્ચ્છા, કંપ, મસ્તકપીડા, બડબડ, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર, ઉલટી, એટલા ઉપદ્રવે યુક્ત અને ત્રિદોષાત્મક એવા સૂતિકા રોગનો નાશ કરશે.

## ૩૦૫ ધમાસો.

સં૦ બ૦ દુરાલભા. ધન્વયાસ. મ૦ ધમાસા. કાંટે ચુબુક. હીં૦ હીંગુણા. ક૦ વલ્લિદુરૂવે નેલઇંગળ. તૈ૦ પિલરેગટિ દુલગોડીફા૦ બાદાઅર્દ અ૦ શુકાઈ લા૦ ફગોનિયા અરેબિકા.

ધમાસામાં બે ત્રણ પ્રકાર છે. એ ઝાડના અંગ ઉપર રીંગણીના ઝાડ જેવા સુમારે આંગળભર લંબાઈના કાંટા હોય છે. એની ઉંચાઈ સુમારે એક હાથ હોય છે. એનાં પાંત્રા ચીમરડાવલાં તથા લાંબાં હોય છે. એ પાંત્રાં છોડવો જુનો થાય ત્યાં સુધી છોડ ઉપર રહે છે. અને કાર્તિક માસના સુમારે તે સર્વ પાંત્રા ખરી પડે છે. અને ઝાડનો રંગ પીળો થવા લાગે છે. જવાસાને પણ ધમાસો કહે છે. એ ઝાડ ઉપર ઉન્હાળામાં તેના દીટામાંથી તાપના યોગે એક પ્રકારની સાકર નીકળે છે તેને ફારશી ભાષામાં " તુરૂંજબીજ " એમ કહે છે. એ સાકર આ દેશમાં અરબસ્તાનમાંથી આવે છે. એ સાકર યુનાની વૈદ્યો બાળકોને રેચ આપવાના કામમાં દુધમાં આપે છે. ધમાસો—જવાસો શરપુંખાના જેવો (મથુરામાં થાય છે) તે મધુર, કડવો, બલકર, અગ્નિદીપક, સાકર શીતળ લઘુ, તુરો; અને કફ, પિત્ત, રાતેકોડ, વિસર્પ મેદ, ભ્રમ. મદ, વાતરકત, તૃષા, ઉલટી, ઉધરસ, દાહ, તાવ એનો નાશ કરે છે. ધમાસો રાતોઃ—તીખો, કડવો, મધુર, રક્તશુદ્ધિકારક, શીત, ઉષ્ણ; અને વિસર્પ, વિષમજ્વર, તૃષા, ઉલટી, મોહ, રકતદોષ, વાતપિત્ત, કફ, કોડ, તાવ એનો નાશ કરે છે. ઉપયોગ—(૧) ઉધરસ ઉપર—ધમાસાનું અથવા તેના મૂળીયાનું ધુમ્રપાન કરવું. (૨) તાળવામાં કાત્રા પડે છે તે ઉપરઃ—ધમાસાના લીલા છોડ કચરી તેનો અંગરસ કાઢી તેમાં સાકર નાંખી સારી પેઠે કઢવી ચાટણ તૈયાર કરવું. એ ચાટણ વારંવાર ટીપું ટીપું તાળવામાં પાડતાં જવું. તેથી કરી એક દિવસમાં રૂઝાઇ જાય છે. (૩) જખમ ઉપર—આગંતુક જખમ થયો હોય તો લીલા ધમાસાનો અંગરસ જખમ ઉપર પાડવો; એટલે જખમ જલદી ભરાઈ આવે છે. ( ૪ ) હેડકી ઉપરઃ—ધમાસાનો કાઢો મધ નાંખી પાવો. (૫) ભ્રમ, મૂર્છા વગેરે ઉપર—ધમાસાનો કાઢો કરી તેમાં ગાયનું ઘી નાંખી તે પ્રાશન કરવો. (૬) મુતરખડા અને મૂત્રકૃચ્છ્ર ઉપર—ધમાસો, ડાભનાં મૂળ અને કાસ એમનાં મૂળોનો કાઢો કરી તેમાં મધ નાંખી પાવો. (૭) શીતપિત્ત ઉપર—ધમાસાનો કાઢો પાવો. (૮) હરતાલનું વીષ તથા મૂત્રાઘાત અંતર્વિદ્રધી ઉપર—ધમાસાનાં મુળ ચોખાનાં ધોવરામણમાં ઘસી મધ નાંખી પાવાં.

## ૩૦૬ ધરો ( દરોઈ)

સં૦ દૂર્વા. મ૦ હરળી. હી૦ દૂબ. ક૦ હસુગરૂકે. તૈ૦ દૂર્વાલુ. તા૦ અરગુ. તુ૦ કડીકેપતી મલા૦ કરૂકપુલ્લુ. ગો૦ જીરબાંકુર. ઈં૦ ક્રિપિંગ સાઇનોડન્. લા૦ સાઇનોડન્ ડેક્ટિલન્.

ધરો એક જાતિનું તૃણ છે. ધરોના બેટ લીલાછમ અને સુશોભિત દેખાય છે. આ તૃણની અંદર એવો એક વિલક્ષણ ગુણ છે કે, કેટલીક મુદત સુધી વરસાદ ન પડે, સર્વ વનસ્પતી સુકાઇ જાય, તો પણ ધરોના મૂળ લીલાંજ હોય છે. દુકાળમાં ઢોરોને ચારો સમુળગો મળતો નથી; ત્યારે ધરોના મુળો ખોદી લાવી ખવરાવે છે. ધરોનો ઉપયોગ દેવપૂજામાં પણ થાય છે. ગણપતિપૂજનમાં તો ધરો અવશ્ય જોઇએ. ધરો ઘોડાને ઘણી સારી લાગે છે. ધરો સાધારણ—તુરી, શીતળ, મધુર, તૃપ્તિકારક, અને પિત્ત, તૃષા, ઉલટી, દાહ, રકતદોષ,

શ્રમ, કફ, મુર્ચ્છા, અરૂચિ. વિસર્પ, ભૂતબાધા એનો નાશ કરે છે- **ધોળી ધરો**—મધુર, રૂચિકર, તુરી, કડવી, શીતળ; અને ઉલટી, વિસર્પ, તૃષા, કફ, પિત્ત, દાહ, આમાતિસાર, રકતપિત્ત, ઉધરસ એનો નાશ કરે છે. **લીલી ધરો**—અતિ મધુર, કડવી, શીતળ, રૂચિકર, સંજીવન તુરી, રક્તશોધક એવી છે. અને રક્તપિત્ત, અતિસાર, તાવ, પિત્ત, ઊલટી, કફ, રક્તરોગ, વિસર્પ, તૃષા, દાહ અને ધર્મદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નાકમાંથી લોહી પડે છે તે ઉપર**—ધરોનો રસ નાકમાં પાડવો. (૨) **હેડકી ઉપર**—ધરોના મૂળનો રસ માસો ૧, મધ તોલો, એ એકત્ર કરી પાવું. **(૩) ઉંદરી ઉપર**—ધોળી ધરોના રસમાં ધોળા ચોખા વાટી લેપ કરવો. (૪) **ખાલી ચડે છે તે ઉપર**—ધરોનાં મૂળ, ધોળો કાથો, ઉંબરાના પાંત્રા ઉપરની ફોડ અને ગોવરાનાં બી એ વાટી ચોપડવાં. (૫) **ઋતુપ્રાપ્તી માટે**—ધોળી ધરોના રસમાં દાડમની મોટી મોટી કળીયો વાટી તે રસ થંડી કાંજીમાં પાવો. દિવસ સાત. એટલે જેને વસંત આવ્યા પછી કોઇ દોષથી ઋતુપ્રાપ્ત થતું નથી તે આવશે. અને જેનો વિટાળ બંધ થયો હશે તે પણ આવશે. (૬) **મસ્તક રોગ ઉપર**—ધરોના રસમાં ચોખા વાટી લેપ કરવો. **(૭) ઉલટી ઉપર**—ચોખાના ધોવરાવણમાં ધરો વાટી રસ કાઢવો અને તેમાં સાકર નાંખી તે રસ પાવો. (૮) **સર્વ પ્રકારના તાવ ઉપર**—ધરોનાં મૂળ સુતરથી વીટી હાથે બાંધવાં, એટલે સર્વ પ્રકારનો તાવ શમી જાય છે. (૯) **આગંતુક વ્રણ ઉપરઃ**—ધરોના રસમાં અથવાં દારૂહળદરની છાલના રસમાં તેલ સિધ્ધ કરી તે ચોપડવું.

---

## ૩૦૭ ધંતુરો.

સં૦ ધત્તૂર. મ૦ ધોત્રા. હીં૦ બં૦ ધત્તૂરા. ક૦ બિલીય, મદગુણીકે. તૈ૦ તેલ્લાઉમ્મિતે. તા૦ ઉમ્માતે. તુ૦ અંએ. મલા૦ અમ્માત્તં. ફા૦ અ૦ જોજમાશીલ. તાતુરા. ઇં૦ થૉર્નઍપલ્. લા૦ ડાતુરા સ્ટ્રામોનિયમ્.

ધંતુરાનાં ઝાડ સુમારે બે હાથ ઉંચાં વધે છે. એમાં બેજાતિ છે. કાળી અને ધોળી. કાળો ધંતુરો ઔષધિ છે. ધંતુરો ઘણો માદક છે. ધંતુરો પેટમાં જવાથી કેફ ચઢે છે. કાળા ધંતુરાનાં ઝાડ અને ફૂલ કાળાં હોય છે. **ધંતુરો શ્વેતાદિ ભેદે પાંચ પ્રકારનોઃ**—કાંતિકર, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, તુરો, મધુર, કડવો, મદકારક, વાંતિકર, ગુરૂ, વર્ણ્યકર; અને કોઢ, વ્રણ. કફજ્વર, કંડુ (ખરજ), કૃમિ, જુવો, લીખો, શ્રમ, વિષ, પામા, ત્વગ્દોષ એનો નાશ કરે છે. કાળો ધંતુરો શ્રેષ્ઠ ગુણવાળો છે. **ઉપયોગઃ—(૧) ગલશોરૂં થયું હોય તો**—ધંતુરાના પાંત્રાનો રસ, ચૂનો, ગોળ એ એકત્ર કરી તેનો લેપ દેવો. **(૨) ઉધરસ ઉપર**—કાળા ધંતુરાનાં પંચાંગ (મૂળ, પત્ર, પુષ્પ, ફળ, છાલ) લેઇ તેનું ધુમ્રપાન કરવું **(૩) સર્પદંશ ઉપર**—કાળા ધંતુરાનાં મૂળ, કંકોડીનો કાંદો, અને હાડકીનું મૂળ, એ એકત્ર ઘસી પાવું, અને અરીઠાનું અંજન કરવું. ઉતાર ઘી પાવું; **(૪) ધંતુરાના વિષ ઉપર ઉપચારઃ**—ગાયનું દૂધ સાકર નાંખી પીવું. લાલ એરંડાનાં મૂળ પાણીમાં વાટી પાવાં, રીંગણીનો રસ ૪ તોલા કાઢી પાવો; કપાસના બિજ અને ફળ એનો કાઢો પાવો; ઘી પાવું; થંડા પાણીમાં તેલ પાવું; લીંબુના રસમાં ગળીનાં મૂળ ઘસી પાવાં. **(૫) વાળા ઉપર**—કાળા ધંતુરાના પાંત્રાનો રસ ૬ માસા અને ઘી ૨ તોલા એકત્ર કરી પાવું. આખો દિવસ કાંઇ પણ ખાવું નહિ. સંધ્યાકાળે ભાત અને દહીં ખાવું. વાળાની જગાએ ફોલ્લો થાય એટલે તેને ફોડી તે ઉપર ધંતુરાના ફળો બારીક વાટી તેની વડી કરી ઉપર બાંધવી. દિવસ ૩. રોજ નવી વડી બેસારવી. કિંવા ધંતુરાના પાંના રા પાનમાં ખાવાં. **(૬) સોજા ઉપર**—ધંતુરાના પાંદડાનો રસ અને કળી ચુનો ગરમ કરી સોજા ઉપર લેપ કરવો. અથવા ધંતુરાના પાલાના રસમાં ગુગળ નાંખી ગરમ કરી ચોપડવો, કિંવા કાળા ધંતુરાના મૂળ ગોમૂત્રમાં ઘસી ગરમ કરી લેપ દેવો, **(૭) વાળા ઉપર**—ધંતુરાના બી, અંબાડાની છાલ, રાળ અને મીણ એની ભુકી ઘીમાં ખલી વાળા ઉપર ચોપડવી;

એટલે વાળો ઉપર નીકળશે. (૮) **વીંછીના વિષ ઉપર**— ધંતુરાનો પાલો હાથ ઉપર ચોળી દંશ ઉપર ચોપડવો. (૯) **ગલગંડ અને ગાંઠ ઉપર**—ચોખી જમીન ઉપર વગડાઊ છાણાં થાળ આકારે પાથરી અગ્નિ કરવો અને તે બધાં છાણાં બળી રાખ થાય એટલે તે જગા ઉપરની સર્વ રાખ કાઢી નાંખી તે જગ્યા ગરમ રહે ત્યાં સુધી ધોળા ધંતુરાનો રસ ઘણી ત્વરાથી તે જમીન ઉપરપાડવો. તે રસ કઢાઈ પરપોટા આવ્યા પછી તે રસ સાધારણ થંડો થાય એટલે તેનો લેપ દેવો. (૧) **ઉન્માદ ઉપર**—ધંતુરાના બિયાં નવટાંક ઘી સાથે આપવાં. (૧૧) **યોનીશૂળ ઉપર**—કાળા ધંતુરાનાં બે ત્રણ પાંત્રા બારીક વાટી, સીંધવ અને ઘી નાંખી, વસ્ત્રમાં પોટલી કરી યોનીમાં રાખવી; એટલે સર્વ પ્રકારની યોનિશૂળ બંધ પડે છે. (૧૨) **હાથ પગ ફાટી ચીરા પડે છે તે ઉપર**—ધંતુરાનાં બિયાં અને સીંધવ પાણીમાં વાટી ગોળો કરી તેમાં ચોપટ પાણી નાંખી પાણીનો ચોથો ભાગ સરસયું નાંખી પચન કરવું. તેલ શેષ રહ્યા પછી ઉતારી તે ચોપડવું. (૧૩) **ખસ ઉપર**—કાળા ધંતુરાના બિયાંનું ચૂર્ણ કરી તેલમાં ખલી ચોપડવું. (૧૪) **અર્ધાંગ વાયુ ઉપર**—ધંતુરાના બિયાંનું તેલ શરીરે ચોપડવું. (૧૫) **ચોથીયો ઈત્યાદિ સર્વ વિષમ જ્વરાદિક તાવ ઉપર**—ધંતુરાના પાંદડાંનો રસ પા તોલાથી અર્ધા તોલા પર્યંત, ચાર તોલા દહીંમાં તાવ આવ્યા પહેલાં એક કલાક આપવો. (૧૬) **કર્ણસ્રાવ ઉપર**—ધંતુરાના પાલાનો રસ કાનમાં પાડી તે ઉપર થોડું કંકુ નાંખવું. (૧૭) **નળગુદ ઉપર**—કાળા ધંતુરાના પાંદડાંનો રસ ચોપડવો, એટલે સોજો ઉતરશે. (૧૮) **નંપુસકત્વ દૂર થઈ વીર્યવૃદ્ધિ થવા માટે**—એક જાયફળ કોરી તેમાં અફિણ ભરવું. અને તે જાયફળ કાળા ધંતુરાના જીંડવામાં ઘાલી, ઉપર કણક લગાવી, તેને અંગારામાં બારી, પછી ઉપરની કણેક દૂર કરી, ધંતુરાના જીંડવા સુધ્ધાં તે ખલી, તેની ચણા જેવડી ગોળીયો કરી, રોજ એક ગોળી ખાઇ ઉપર દૂધ પીવું. એ પ્રમાણે આ ઔષધ ૨૧ દિવસ પીવું, એટલે નપુસકત્વ દૂર થશે.

---

## ૩૦૮ માલેબંધ. (મ.)

સં૦ સંધિની.

આ ઝાડની ઉંચાઇ એક વેંતથી એક હાથ પર્યંત હોય છે. એનાં પાંત્રા એક આંગળ લાંબાં હોય છે. એ ઝાડો દક્ષિણ કોકણમાં થાય છે. એ ઝાડોમાં એવો ચમત્કાર છે કે એનાં પાંત્રા ઝાડ ઉપર અર્ધાજ તોડી પુનઃ મેળવી દેવાં, એટલે લાગલોજ તેનો સાંધો મળી જાય છે. આ પાંત્રામાં ચીકાશ બહુ હોય છે. **ઉપયોગ—અભિઘાત કિંવા અસ્થિભંગ એમાં જખમ થઇ રક્તસ્રાવ થતો હોય તો તે ઉપર**—તત્કાળ માલેબંધ વાટી જખમ ઉપર વડી કરી બેસારી પાટો બાંધવો. ગમે તેવો દુર્ધર જખમ હોય તો પણ રક્તપ્રવાહ તાત્કાળ બંધ થઈ ત્રણ દિવસમાં જખમ ભરાઈ આવે છે. પાંત્રા સુકા હશે તો પણ ચાલશે.

---

## ૩૦૯, ધામણ.

સં૦ ધન્વન. મ૦ ધામણ. હીં૦ ધામિન. બં૦ ધામની. ક૦ ઊદુવે.

ધામણનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. ધામણનાં પાંત્રા હાથતળીઆં જેવડાં હોઇ તે ઊપર રેષાઓ હોય છે. અને પાંત્રાનું એક અર્ધ બીજા અર્ધ કરતાં લાંબું થયેલું હોય છે. ધામણનું લાકડું ચીકણું અને ઇમારતના કામના ઉપયોગમાં આવે છે. **ધામણ**—તુરો, વૃષ્ય, મધુર, તીખો, બલકર, રૂક્ષ, લઘુ, ધાતુવર્ધક, કિંચિત ઉષ્ણ, વ્રણરોપણ; અને કફ, વાત, દાહ, શોષ, કંઠરોગ, રક્તરોગ, પિત્ત, કાસ અને પીનસ એનો નાશ કરે છે. **એનાં ફળ**—સ્વાદુ, શીતળ. તુરાં, કફ, વાત એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) અતિસાર ઉપર**—ધામણની છાલનો પાણી નાંખી રસ કાઢી, તેમાં શેકેલી (મોરીઆનો) વરીનો લોટ થોડો કાલવી પાવો.

---

## ૩૧૦. ધાવડી.

સં૦ ક૦ ધાતકી. મ૦ ધાવટી. કો૦ ધાવશી. હીં૦ ધાવઈધાય. બં૦ ધાઈ. તૈ૦ ધાતુકી. લા૦ વુડ ફોર્ડિયા ફલોરીબંડા.

ધાવડીનાં ઝાડ સુમારે માંથોડું બે માંથોડાં ઉંચાં વધે છે. એનાં ફુલ લવંગજેવાં અને રાતા રંગનાં હોય છે. પાંત્રા શેલડીના પાંત્રા જેવાં હોઈ તે કરતાં રંગે ઘણાં લીલાં હોય છે. ફુલોનો ઔષધોમાં તથા રંગના કામમાં ઉપયોગ થાય છે. ધાવડીનાં ઝાડો કોકણમાં અને દેશઉપર પ્રસિદ્ધ છે. **ધાવડી**—તીખી, શીતળ, તુરી, માદક, કડવી, લઘુ, ગર્ભસ્થાપન; અને રકતપ્રવાહિકા, પિત્ત, તૃષા, વિસર્પ, વ્રણ, કૃમિ, અતિસાર, રકતદોષ એનો નાશ કરે છે. **ફુલો**—સ્વાદુ, રૂક્ષ; અને રકતપિત્ત, અતિસાર, અને વિષ એનો નાશ કરે છે. **ઉપયોગ**—( ૧ ) **ગુમડા ઉપર**—ધાવડીના ફુલોનું ચૂર્ણ જવાસાના તેલમાં ખલ કરી ચોપડવું, એટલે અગ્નિદગ્ધ વ્રણ, વિસર્પ, કીટ વ્રણ, લૂતા વ્રણ, ઘણા દિવસનું દુષ્ટ નાડી વ્રણ સારૂ થાય છે. ( ૨ ) **ગાર્ભિણીના અતિસાર ઉપર**—ધાવડીનાં ફુલો, મોચરસ, ઇંદ્રજવ એ સર્વ સમભાગ લઈ ચૂર્ણ કરી, તે બે માસા પાણીમાં આપવું (૩) **બાળકની દાંતપીડા ઉપર**—દાંત આવવાની વેળાએ ધાવડીનાં ફુલો, પીંપર અને આંમળાંનો રસ એમાં મધ નાંખી દાંતના નવેલામાં ચોપડવું ( ૪ ) **પ્રદર ઉપર**—ધાવડીનાં ફુલોનો કાઢો ત્રણ દિવસ પાવો, અથવા ધાવડીના પાલાનો રસ શકતી પ્રમાણે ચાર તોલા સુધી ખાંડ નાંખી પાવો. (૫) **વાતપિ-તજવર ઉપર**—ધાવડીનાં પાંત્રા અને સુંઠનો કાઢો સાકર નાંખી પાવો. ( ૬ ) **ધાવરા ઉપર**—કાળી કાવળીની રાખ અને ધાવડીના ફુલની રાખ મધમા કાલવી લેપ દેવો. ( ૭ ) **મણ્યારીના વિષ ઉપર**—ધાવડીના પાલાનો રસ પાવો અને શરીરે પણ ચોળવો.

---

## ૩૧૧ ધોળી ફળી.

( સં. ફલી, ધુસરી. )

ધોળી ફળીનાં ઝાડો ન્હાનાં હોય છે. એ ઝાડની ઉંચાઈ સરાસરી હાથ દોઢ હાથ હોય છે. એ ઝાડનો વર્ણ ધોળો હોય છે. એને રાઇ કરતાં મોટાં બી આવે છે. એનો રંગ ધોળો હોય છે. એ બી ઢોરોનું ભક્ષ્ય છે. દુષ્કાળમાં લોકો ધોળી ફળીના બિયાંનો લોટ કરી ભાખરી બનાવી ખાય છે.ક્ષુદ્ર વનસ્પતિ પણ માણસને કેટલી ઉપયોગી છે એ આ ઉપરથી પૂર્ણ વ્યકત થાય છે. **ધોળીફળીઃ**—મધુર, બલકર, વૃષ્ય, શીતળ; અને મૂત્રકૃચ્છૂ અને રકતદોષ એનો નાશ કરે છે,

ધોળીનાં ઝાંડો ડુંગરાળ પ્રદેશમાં થાય છે. ધોળીનાં પાંત્રા લિંબડીના પાંત્રા જેવાં હોઈ દળવાળાં હોય જે- ધોળીનું લાકડું જાડું અને કઠીણ હોય છે. એ લાકડાનો રગ રફેદ ધોળો હોય છે. ધોળીની લાકડી હાથમાં હોય તો ભૂતબાધા થતી નથી અને સર્પ અંગ ઉપર ધસી આવતો નથી. એટલા માટે એ લાકડી પાસે રાખવી. ધોળી વેલ કરીને એક ધોળીની જાતિ છે. એના વેલા થાય છે. એનાં લાંકડાં પણ હસ્તિદંત પ્રમાણે મજબુત હોય છે.

---

## ૩૧૨. ધોળો ચંપો.

( સં. શ્વેત ચંપક મ. પાંદરા ચાંપા. હિ. ચંપા. )

એને ખડચંપો એમ પણ કહે છે. આ ઝાડો ઘણાક પ્રાંતમાં થાય છે. એ ઝાડના પાંત્રા લાબાં હોઈ ફુલો ધોળાં હોય છે. એ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. આ વૃક્ષ ઘણુંજ ઠીસૂળ ( પોચું ) છે. એ ચંપાનો રસ એટલો ઉષ્ણ છે કે તે શરીરે લાગવાથી ફોલ્લો થાય છે. જુના ઝાડને કયાંક કયાક શિંગો આવે છે. ચંપાનાં ફુલોતું શાક પણ કરે છે. **ચંપોઃ**—સારક કડવો, તીખો, તુરો, ઉષ્ણ; અને કોડ, કંડુ (ખરજ), વ્રણ, શૂળ, કફ, વાયુ ઉદર, આધ્માન એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—( ૧ ) **વાયુના યોગે અંગ બહેરૂ થયુ હોય તો તે ઉપર**—ચંપાનો રસ ચોપડવો. અથવા પાંત્રાનો શેક આપવો. ( ૨ ) **ગુમડાં વગેરે ગાંઠો બેસી જવા માટે**:—ચંપાના દૂધનો લેપ દેવો. (૩)

**સર્પદંશ ઉપરઃ**—ચંપાની શિંગ ઘસી પાવી, સુકાયલી શિંગ ચાલે છે, માત્ર તે દૂધમાં ઉકાળી રાખી મેલેલી જોઇએ. **(૪) રેચકઃ**—ચંપાની છાલ કોપરા સાથે ખાવી ઉતાર ઘી અને ભાત, અથવા ચંપાની છાલનો રસ અને આદુનો રસ એકત્ર કરી પાવો. **(૫) તાઢીયા તાવ ઉપરઃ**—ચંપાની કળીયો દીંટા સુદ્ધાં પાનમાં મૂકી ત્રણ બીડાં કરવાં. તાવ આવ્યા પહેલાં એકેક ઘડીને અંતરે એકેક બીડું ખવરાવવું **(૬) સર્પદંશ ઉપરઃ**—ચંપાની છાલ અને બીલીની છાલ એકત્ર ખાંડી તેનો રસ પાવો. અચ્છેર સુધી. બીજા ઔષધોના સહાયથી વિષો ઉપર એનો સારો ઉપયોગ થાય છે. **(૭) ખસ ઉપર**—ચંપાનું દુધ, ચંદનનું તેલ અથવા કોપરાનું તેલ અને કપુર એકત્ર ખલી ચોપડવું.

---

## ૩૧૩ નગોડ

સં૦ સિંદુવાર. મ૦ નિર્ગુંડી. કો૦ નિગડ, વણઇ. હીં૦ સમ્હાલુ, મેઉડી. બં૦ નિશિંદા. પં૦ વણા. ક૦ બિળેલોકકી. બી—લકકી-નેકકી. તૈ૦ તેલ્લા, બાવિલી, તેલ્લવ. તા૦ નોકચી. તુ૦ નેકકી. મલા૦ ઇંદ્રાણી, એન્નોચી. ફા૦ પરંગુષ્ટ અ૦ અસલુક્, હબુલ ફુકકા. ઈં૦ ફાઇવિલિવ્ડ-ચેસ્ટટ્રી. લા૦ વાઇટેકસનિગંડો.

નગોડનાં ઝાડ સુમારે દોઢ બે માથોડાં ઉંચા વધે છે. એ ઝાડો સર્વત્ર પ્રસિધ્ધ છે. નિર્ગુંડીમાં સાધી અને કાત્રી નિર્ગુંડી એવા બે ભેદ છે. કાત્રા નગોડના ફુલ લીલા રંગના હોઇ પાંતા કાતરેલા જેવાં હોય છે. સાદી નગોડને પીળા રંગના બારીક ફુલો આવે છે. જે નિર્ગુંડીની બાહેરની છાલ કાળારંગની હોય છે અને ફૂલો કાળાં આવે છે તેને કાળી નગોડ કહે છે. તે અધિક ગુણવાળી છે. નગોડ એ વાતનાશક છે. સાદી નગોડ કરતાં કાતરા નગોડ વધારે ગરમ છે. જંગલી નગોડનાં ઝાડને મરાઠીમાં "વણઇ" કહે છે. **નગોડ ધોળા ફુલનીઃ**—તીખી, કડવી, રૂક્ષ, ઉષ્ણ, તુરી, સ્મૃતિપ્રદ, નેત્રોને હિતકારક, કેશોને હિતકર, લઘુ, અગ્નિદીપક, મેધાકારક, વર્ણકર; અને ગુદવાત, ક્ષય, સંધિવાત, વાત, સોજો, આમ, કૃમિ, કોડ કફ, વ્રણ, પ્લીહા, ગુલ્મ, કંઠરોગ, વિષ, શૂળ, અરૂચિ, તાવ, મેદોરોગ, ગૃધ્રસી વાયુ, સળકમ, ઉધરસ, દમ, પિત્ત, એનો નાશ કરે છે. નગોડનાં પાંત્રા લઘુ અને કૃમિ નાશક છે. **નીલ નગોડઃ**—કડવી, રૂક્ષ, ઉષ્ણ, તીખી; અને આધ્માન વાયુ, પ્રદર, ઉધરસ, સોજો, કફ, વાયુ એનો નાશ કરે છે. **કાત્રે નગોડઃ**—પથ્યકર, અને પિત્ત, તાવ, વિષ, ગૃધ્રસી વાયુ એની નાશક, વર્ણકારક એવી છે. એનાં **પાંત્રા**—તીખાં, અગ્નિદીપક, લઘુ; અને કૃમિ, કફ, વાયુ, એનો નાશ કરે છે. એનાં **ફુલ** તીખાં, ઉષ્ણ, કડવાં; અને કૃમિ, કફ, વાયુ, પ્લીહા, ગુલ્મવાયુ, કોડ, સોજો, અરૂચિ, ખરજ, એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પેટમાં વાયુનો સંચય થયો હોય તો તે ઉપરઃ**—સાદી નગોડનાં પાંદડાંનો અંગરસ ૬ માસા, ઘી ૭ માસા અને મરીની ભૂકી ૪ ગુંજા એ એકત્ર કરી આપવું. અથવા નગોડનો કુમળો પાલો ચાવી રસ ગળી જવો. **(૨) વાયુએ કરી અંગ અકડાઈ જાય છે તે તથા સંધિવાત ઉપર**—નગોડનાં પાંદડાં અને વાયવરણનાં પાંદડાં કિંવા સરગવાની છાલ એકઠાં કચરી, પોટલી બાંધવી અને તવા ઉપર ગરમ કરી કેટલીકવાર શેકવું. પછી તેનોજ પાટો બાંધવો. **( ૩ ) પ્લીહોદર ઉપર**—સાદી નગોડનો રસ તોલા ૨ અને ગોમૂત્ર તોલા ૨ એકત્ર કરી પ્રતિ દિવસે પ્રાતકાળે એક વાર એ પ્રમાણે સાત રોજ આપવું પથ્ય દુધ ભાત ખાવાં. આઠમે દિવસે કાંજીમાં નવટાંક ઘી નાંખી પાવું. **(૪) વાયુથી પેટ ચડવું; શરીરમાં સણકા થવા, અને જડત્વ આવવું એ ઉપર**—કાત્રે નગોડ, ભાંગરો, અને કાળી તુળશી એનો રસ કાઢવો; અને સ્વચ્છ અજમો લેઇ તેને એ રસની સાત, ચઉદ, કિંવા એકવીસ ભાવનાઓ આપી સુકવી રાખવું. આ અજમો પ્રત્યેક વારે ૬ માસા પર્યંત ગરમ પાણી સાથે ગળવો. ચાવવો નહીં. **(૫) સોજો અને ગાંઠ એ ઉપર**—

નગોડના પાલાનો બાફ આપી તે બાંધવો. (૬) **દુષ્ટ વ્રણ નાસૂર અને ભગંદર એ ઉપર**—નગોડનાં પાંત્રાનો કલ્ક અને રસ એમાં તેલ સિધ્ધ કરી તે ચોપડવું.

---

## ૩૧૪ નીપાણી.

એની ઉંચાઇ સુમારે માંથોડું હોય છે. આ ઝાડો ખાનદેશમાં ઘણાં થાય છે. નિપાણીને ગેંદા જેવાં ફુલો આવે છે. અને એનાં બી કાંદા જેવાં હોય છે. **ઉપયોગ—(૧) સુવાવડીને માટે કાઢો**—નિપાણીનો કાઢો કરી હળદર નાંખી પાવો; એટલે સુવાવડીના પેટમાંહેનો રોગ નીકળી જઈ તેની પ્રકૃતિ સાફ થાય છે. **(૨) વાળા ઉપર**—નિપાણીનાં બી ત્રણ વર્ષના ગોળમાં બે દિવસ આપવાં, એટલે શરીરમાંનો દરોબસ્તવાળો મરી જાય છે.

---

## ૩૧૫ નરાંબા.

એ ઝાડ મોટાં થાય છે. એ ઝાડના પાંત્રા કાંઇક નાંણાના પાંત્રા જેવાં થાય છે. એ ઝાડ ઉપર ગોળાકૃતિ ફળોના ગુચ્છા આવે છે. નરાંબાનું લાકડું ઇમારતના કામમાં સારૂ ઇપયોગી છે. જંગલોમાં આ ઝાડો ઘણા હોય છે. **ઉપયોગ—(૧) બદ પાકવા માટે**—નરાંબાનાં કુમળા પાંત્રા અડધો ભાગ અને જૂનાં પાંત્રા અર્ધો ભાગ લેઈ એકત્ર કરી બારીક વાટવાં અને તેનો ગોળો કરી ગાંઠ ઉપર બાંધવો. અને એજ પાંત્રાનો બે તોલા પર્યંત અંગરસ કાઢી પાવો. આ ઔષધ ગર્મી છાંટી કાઢનાર ઉત્તમ છે.

---

## ૩૧૬ નાગફણી.

( સં. સર્પીણી. )

**એનાં અંગ ઉપર સર્પના અંગ જેવા લીસોટા હોય છે. એ છોડ નાના થાય છે. અને નાગની ફણી જેવો એ ઝાડના ઉપરના છેડાનો આકાર હોય છે. નાગફણી**:—વિષનાશક, અને સ્તનમાં દૂધ વધારનારી છે. **ઉપયોગઃ—(૧)સર્પના વિષ ઉપરઃ**—નાગફણીના પાંત્રાનો રસ પાવો અથવા મૂળ ઘસી પાવાં. **(૨) ઉંદરના વિષ ઉપરઃ**—નાગફણીના ઝાડનાં મૂળ ગાયના દૂધમાં ઘસી નિત્ય બે વખત પ્રમાણે ૭ દિવસ પર્યંત આપતાં જવું; પથ્ય મીઠું ખાવું નહિ.

---

## ૩૧૭ નરવેલ.

સં૦ તર્કારી. અગ્નીમંથ. મ૦ નરવેલ. હીં૦ અરની ક૦ નરૂવલપલ્ય. તૈ૦ નેલીચેટ્ટુ. લા૦ કલેરોડેડ્રન ફ્લોમોઇડિસ્

નરવેલનું ઝાડ મોટું થાય છે. એનાં પાંત્રા નાનાં હોઈ લાંબા હોય છે. એને કાત્રા હોય છે. એ પાંત્રાનો સુગંધયુકત વાસ આવે છે. એ ઝાડની ડાળીયો વેલાની પેઠે પાંગરે છે. એના પાંત્રાની ચટણી કરે છે. કોઈ કોઇ એના પાંત્રાનું શાક પણ કરે છે. જેને દમનો આજાર છે તેણે આ ભાજી નિત્ય ખાવાથી તેને તે હિતકારક છે. **નરવેલઃ**—એના ગુણ અરણી જેવાજ છે. પરંતુ વિશેષેકરી એ વાતશોફનો નાશ કરે છે. **ઉપયોગ—( ૧ ) રકતપ્રદર નાના બાળકની પીડ તથા કૃમિ ઉપરઃ**—નરવેલાના પાંત્રાનો રસ શકત્યનુરૂપ ૪ તોલા સુધી પાવો. **(૨) સ્તનમાં દુધ આવવા માટેઃ**—નરવેલની ભાજી કરી ખાવી.

---

## ૩૧૮ નાઉળ.

સં૦ નાકૂલી. મ૦ મુંગુસકાંદા. હીં૦ સ૦ નકૂલકંદ. ક૦ વિષમુંગરી. લા૦ રાઉઓલ્ફીયાસરપેન્ટિના.

નાઉળીના વેલા હોય છે. એ ચોમાસામાં ઉગે છે. એના પાંત્રાને અણીયો હોય છે. પાંત્રાની નીચેની બાજુએ કુસો (પુમ) હોય છે. નાઉળીના પાંત્રાનું શાક કરે છે. એ શાક થંડુ અને પથ્યકર છે. ગર્મીવાળા પ્રાણસને એ શાક પથ્યકર છે. **ઉપયોગ—( ૧ ) મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત ઉપર**—નાઉળીના પાલાનો રસ સાકર નાંખી પાવો. ( ૨ ) **આંખો આવે છે તે**

**ઉપર**—નાઉળીના પાલાનો અંગરસ, લીંબુનો રસ એ એકેક ભાગ, અફિણ અર્ધો ભાગ, મમીરા પા ભાગ, એ સર્વ એકત્ર કરી તેનો સારો ખલ કરી આંખો ઉપર લેપ દેવો. (૩) **ઉપદંશ ઉપર**—નાઉળીના પાલાનો રસ, દૂધ અને સાકર સાથે ૧ વખત આપવો.

---

## ૩૧૯ નાકછીંકણી.

સં૦ મ૦ ક૦ ભુતકેશી સં૦ છિક્કિ પત્રા. ભૂતાંકુશ. ઈં૦ ષ્લીઑડેન્ડ્રાનગ્લાકમ.

એને મરાઠીમાં "ભુતાકેશી" એમ પણ કહે છે. એનાં નાનાં નાનાં જુમખાં હોય છે. એ કોકણમાં અને બીજે સ્થળે પણ ઘણી થાય છે. **નાકછીંકણી**—તીખી, રૂચિકર, પિત્તલ, અગ્નિદીપક, લઘુ, ઉષ્ણ, તુરી, ઉગ્રગંધ, અને લ-ગ્દોષ, કફ, વાયુ, શ્વેતકુષ્ઠ, કૃમિરોગ, રક્તવિકાર, ગ્રહપીડા, ભૂતબાધા, દૃષ્ટિરોગ એનો નાશ કરે છે. **ઉપયોગ—ચઢેલું માથું ઉતરવા માટે**—નાકછીંકણીના પાલાનો અથવા બીયાંનો રસ નાકમાં કિંચિત પાડવો, કિંવા બી સુઘવાં. એટલે છિંકો આવી મસ્તક ઉતરે છે. ઉતાર ઘી નાકમાં પાડવું. (૨) **સ્ત્રીઓના નષ્ટપુષ્પ ઉપર**—નાકછીંકણીના પાલાનું ચૂર્ણ સાકર નાંખી આપવું. દિવસ ૭. અને તેજ પાલો તેલમાં ખલી ૠતુસમયે ત્રણ દિવસ પર્યંત યોનીમાં ગોળી કરી રાખવો. (૩) **ગુલ્મ અને રૂક્ષવાત ઉપર**—નાકછીંકણીના ઝાડનો કાઢો આપવો. (૪) **દંતશૂળ ઉપર**—નાકછીંકણીનો પાલો વાટી દાંત નીચે રાખવો.

---

## ૩૨૦ નાગકેશર.

સં૦ મ૦ હીં૦ ક૦ તૈં૦ નાગકેસ–શર. અ૦ નારસુષ્ક. લા૦ ઑક્રોકાર્પસ લૉગીફોલીયમ્.

નાગકેશરનાં ઝાડ થાય છે. એમાં કાળી અને રાતી એવી બે જાતિ છે. નાગકેશર એ લવીંગ જેવડું હોય છે. કાળું નાગકેશર થંડા ગુણવાળું છે. અને એનો મસાલામાં લોક ઉપયોગ કરે છે. રાતું નાગકેશર ઉષ્ણ ગુણવાળું છે.

**નાગકેશર**—કડવું, તુરૂં, આમપાચક, કિંચિદુષ્ણ, લઘુ, રૂક્ષ; અને પિત્ત, ઉલટી, કફ, ખુડવાત, રક્તરોગ, વાયુ, ખરજ, હૃદયવ્યથા, સ્વેદ, દુર્ગંધ, વિષ, તૃષા, કોઢ, વિસર્પ, બસ્તિ પીડા, વાતરક્ત, કંઠરોગ અને મસ્તકશૂળ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) બાળકની રક્તમૂળ વ્યાધિ ઉપર**—નાગકેશર અને મધ આપવું. (૨) **સોમરોગ એટલે જલપ્રદર ઉપર**—નાગકેશર છાશમાં વાટી ત્રણ દિવસ પ્રાશન કરવું. અને તે ઉપર છાશ અને ભાત ખાવો. (૩) **આમાંશ બાળકની રક્ત સંગ્રહણી ઉપર**—નાગકેશરની ભૂકી રાત્રે છાશમાં પલારી રાખી પ્રાતઃકાળે ગોળી કરી આપવી. એજ ક્રમ પ્રમાણે સાયંકાળે પણ આપવી. દિવસ ૩. (૪) **રક્ત પ્રમેહ ઉપર**—નાગકેશર અને કંકોળ એ ત્રણ ત્રણ માસા લેઈ અષ્ટમાંશ કાઢો કરી તે થંડો થયા પછી પાવો. (૫) **ગર્ભધારણ માટે**—નાગકેશરનું ચૂર્ણ ઘીમાં નાંખી આપવું. (૬) **રક્તસ્રાવ ઉપર**—નાગકેશરનું ચૂર્ણ ઘીમાં આપવું. (૭) **પ્રદર ઉપર** નાગકેશરનું ચૂર્ણ ઘીમાં પલારી રાખવું. અને રોજ પ્રાતઃકાળે અને સાયંકાળે પ્રતિવેળાએ સોપારી જેવડી ગોળી કરી આપવી, એટલે રક્તપ્રદરનો ત્વરિત નાશ થાય છે. (૮) **સ્વરભંગ ઉપર**—નાગકેશર, એલચી અને સાકર એ મોમા રાખવું. (૯) **અતિશય પરસેવો આવતો હોય તે ઉપર**—નાગકેશરનું ચૂર્ણ કરી તે આપવું.

---

## ૩૨૧ નાગચંપો.

સં૦ મલા૦ બં૦ નાગચંપક. મ૦ નાગચાફા. હીં૦ નાગચંપા. ક૦ નાગચંપકે, સંપીગે તા૦ નાગેશુરં. નાગેપુ. તૈં૦ નાગકેસર. મલા૦ તુ. નાગસંપે ઈં૦ મેસ્યુઆફેરિયા લા૦ આર્ટેબોટ્રિસઓડોરેટિસિમા.

નાગચંપાનાં ઝાડ કોકણ અને કર્નાટક પ્રાંતમાં થાય છે. આ ઝાડ મોટું થાય છે. એનાં પાંલા મોટાં તથા લાકડું મજબુત હોય છે. એને ફુલો ૭–૮ વર્ષે આવે છે. એનાં ફુલો

દેખાવે સુંદર, મધુર વાસવાળા અને મનને સંતોષકારક હોય છે. એ ફુલો હાથ તળીયાં જેવડાં હોય છે. એ ફુલો સુકવી રાખી મુકે છે. ફુલોની આકૃતિ નાગની ફેણ જેવી હોય છે. માટે આ ઝાડનું નામ નાગચંપો પાડેલું છે. **નાગચંપો**—વર્ણ્ય, ઉષ્ણ, તીખો, વ્રણરોપણ, ચક્ષુષ્ય; અને કફ, વાયુ એનો નાશ કરે છે; અને બીજી વસ્તુના સંયોગે અગ્નિસ્તંભક છે. **ઉપયોગ. (૧) વિષમજ્વર ઉપર**—નાગચંપાની છાલનો કાઢો કરી પાવો. **(૨) મૂળવ્યાધિ ઉપર**—નાગચંપાનાં ફુલોની ધુંણી આપવી. **(૩) ખરજ, ખસ અને ફોલ્લા વગેરે ઉપર**—નાગચંપાના બી કોપરેલમાં ધસી લેપ દેવો. **(૪) સુશી ઉપર**—નાગચંપાના પાલાનો રસ પાવો. **(૫) કઠણ ગાંઠો પાકવા માટે**—નાગચંપાના મૂળ ધસી ચોપડવાં.

---

## ૩૨૨ નાગછત્ર.

સં. બં. નાગદંતી હીં. નાગાલી. મ. પેંવે.

એને "નાગોળી" એમ પણ મહારાષ્ટ્ર ભાષામાં કહે છે. નાગછત્રનાં ઝાડ જેવાં અને આબેહુબ શેલડી પ્રમાણે દેખાય છે. એનાં પાંત્રા કેળ જેવા હોય છે. કળલાવીના જેવું નાગછત્રનું કંદ હોય છે. એકાદુ નાગછત્ર શેલડીના જેવું કાંઈક મીઠું લાગે છે તે કોઈ કોઈ ખાય છે. નાગછત્ર એ તીખું, રૂક્ષ, રૂચિકર, તીક્ષ્ણ, ઉષ્ણ અને વાત, કફ, પિત્ત, ગુલ્મ, શૂળ, ઉદર, યોનિદોષ, વિષ, ઉલટી, કંઠદોષ અને કૃમિ એનો નાશ કરે છે. **(૧) કૃમિ ઉપર**—શેલડી પ્રમાણે નાગછત્ર ચાવી તેનો રસ પીવો.

---

## ૩૨૩ નાગદમની.

સં૦ ક૦ નાગદમની. મ૦ નાગદવણ હીં૦ નાગદૌન, દમન. બં૦ નાગદના તા૦ માચીપત્રી. તે૦ તિતાપાત. લા૦ આર્ટિમિશિયા વલગેરિસ્.

નાગદમનીનાં ઝાડો અનનસના ઝાડ જેવાં થાય છે. નાગદમનીનાં પાંદડાં એક વેંત પર્યંત પહોળાઈનાં તથા રંગે ધોળાં હોય છે. એ ઝાડના મધ્યે ભાગે ત્રણ હાથ લંબાઈનો એક દાંડો આવે છે, અને તે ઉપર લાંબાં અને ધોળાં ફુલો આવે છે. એ ફુલોમાં લસણની કળી જેવાં લાંબાં બિયાં હોય છે. **નાગદમની**—ઉષ્ણ, અતિ કડવી, લઘુ, રૂચિકર, કોષ્ટશુદ્ધિકર, તીક્ષ્ણ, તીખી; અને યોનિદોષ, લુતા અને સર્પ એનું વિષ, વાયુ, કફ, વાંતી, કૃમિ, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, ઉદર, ત્રિદોષ, પ્રમેહ, ઉધરસ, કંઠરોગ, શૂળ, ગુલ્મ, રકતદોષ, તાવ, સર્વ પ્રકારનાં વિષ, આધ્માન અને ગ્રહપીડા એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) સર્વ પ્રકારના વિષ ઉપર**:—નાગદમણનાં મૂળ ઠંડા પાણીમાં ધસી પાવા. એટલે ઉલટી થઈ વિષ ઉતરી જાય છે. **(૨) વાળા ઉપર**:—નાગદમનીનાં પાંદડાં તેલ ચોપડી શેકી ઉપર બાંધવા. દિવસ ૩—૭ **(૩) દાદર ઉપર**:—નાગદમનીનાં પાંદડાંના રસમાં મીઠું નાંખી ગરમીમાં મૂકી પછી ત્રણ દિવસ લેપ કરવો. **સ્ત્રીઓની કંબરે કનવટ થાય છે તે ઉપર**:—નાગદમનીનાં પાદડાંને ગોળ લગાવી તે પાંદડાં કંબરે બાંધવાં. **(૫) નાના બાળકના કફવિકાર ઉપર**:—નાગદમનીનાં પાંદડાં ગરમ કરી રસ કાઢી મધમાં નાંખી પાવાં; એટલે ઉલટી થઈ કફવિકાર દૂર થાય છે.

---

## ૩૨૪ નાગરવેલ.

સં૦ નાગવલ્લી. મ૦ નાગ—પાનવેલ. હીં૦ નાગરવેલ. ક૦ યલીબળી. તૈ૦ તામલપાકુ. તા૦ તાંબુલી. તુ૦ બચ્ચિરે. મલા, વેત્તિલા. ફા૦ બગતંબોલ. અ૦ કાન. ઇં૦ બિટલલીફ્, લા૦ પાઇપરબિટલ.

નાગરવેલનાં પાંત્રા સર્વત્ર પ્રસિદ્ધ છે. ફકત હિંદુસ્તાનમાંજ ખાવાના પાનની ઉત્પતિ છે. ખાવાના પાનમાં કાળાં પાન અને દીંટા પાન એવી બે જાતિ છે. કાળાપાન ચરચરીત અને ઘણાં ગરમ હોય છે. રેચ આપવામાં એનો ઉપયોગ થાય છે, દીંટાં પાન કે જે કપુરી કહેવાય છે તે મૃદુ અને સૌમ્ય હોય છે, રામટેક પાસે પાન ઘણાં ઉત્તમ થાય છે. એ પાન ઘણા દિવસ રહે તો પણ સુકાતા નથી. લીલાં પા

ન કરતાં પાકેલાં પાન ખાવામાં સારા તેમજ ગુણવાળા પણ વધારે છે. પાનના ઉપયોગનો પ્રચાર સર્વત્ર છે. એટલે તે વિષે વિશેષ કહેવાનું કારણ નથી. **તાંબુલ** (પાન)-એ વિર્યવૃદ્ધિકર, કામોદ્દિપક, રૂચિકર અને કાંતિકર છે. તાંબુલ અતિ સેવનથી પિત્ત, દંતદૌર્બલ્ય, નેત્રરોગ, બલક્ષય, મુખરોગ એ રોગ ઉત્પન્ન થાય છે. ગર્ભિણી અને બાળકને આપવું નહિં. પાન ખાવું તે સ્નાન કર્યાના પહેલાં, અને જમવાની સાથે લાગલુંજ ભક્ષણ કરવું નહિં. બે ઘડી પછી ખાવું. એટલે તે હિતકર થાય છે. **નાગરવેલ** એ તીખી, તીક્ષ્ણ, રૂચિકર, કડવી, અગ્નિદીપક, દાહકારક, કામોદ્દીપક, સારક, ઉષ્ણ, તુરી, ખારી. વિશદ. વશ્યકારક, રકતપિત્તકારક, બલકર, લઘુ, રૂક્ષ, સ્વરપ્રદ, મુખશુદ્ધિકારક, મુખને શોભાવનારી, સ્રંસિની, અને પીનસ, ઉધરસ, કફ, વાત, શ્રમ. કૃમિ, વાતરકત, ભ્રમ; અને કલેદ, કંડું (ખરજ), એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) સર્પદંશ ઉપરઃ**—નાગરવેલના મૂળ પાંનમાં ઘાલી ખાવાં, એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે, પ્રથમ પાનથી ઉલટી ન થાય તો બે ત્રણ ખાવાં; એટલે ઉલટી થશે. ( **૨** ) **નળ ફુલ્યા હોય તો;**—ખાવાનાં પાકેલાં પાન અને સરગવાની છાલ એનો એકત્ર રસ કાઢી પાવો, દિવસ ૩. **(૩) કુતરાના વિષ ઉપરઃ**—કાળી નાગરવેલના પાનનાં દીંટાનો રસ પાશેર પર્યંત પાવો. દિવસ ૩. **(૪) પારો અંગે ફુટી નીકળ્યો હોય તો તે ઉપરઃ**—નાગરવેલનો, ભાંગરાનો અને તુળશીનો રસ અને બકરીનું દૂધ એ સર્વ આખા અંગે બે પ્રહર પર્યંત મર્દન કરવું. અને થંડા પાણી વડે સ્નાન કરવું. દિવસ ૩. **(૫) કોલ્હાના વિષ ઉપરઃ**—નાગરવેલના મૂળ પાણીમાં બારીક વાટી પાવા. એટલે ઉલટી થઈ વિષ ઉતરે છે. **(૬) સર્દીથી થયેલી ઉધરસ ઉપરઃ**—નાગરવેલની શીંગોનું ચૂર્ણ મધમાં આપવું.

---

## ૩૨૫ નાગલી.

સં૦ બહુદલ. મ૦ નાચણી. કો૦ નાગલી હીં૦ નાચની. ક૦ તુ૦ રાગી તાબીડેલ્લું ચૌલ' તા૦ ઇરાગી. મલા. કોરા. મદ્રારી ફા૦ નંડવા ઇં૦ ગ્રિક. સ્પાઇકિડ્ એલ્યુનીન. લા૦ એલ્યુઝી ને કોરકાના.

નાગલી એ ધાન્ય કોકણ, ગુજરાત વગેરે ભરતખંડમાં કેટલાક ભાગોમાં કનિષ્ઠ પ્રતિના લોકોમાં ખપે છે. એના દાણા બારીક રાઇ જેવા હોઈ રંગ પણ તેવોજ હોય છે. નાગલી દળી, તેની ભાખરી બનાવે છે. **નાગલી** તુરી, કડવી મધુર, તર્પણ. લઘુ, બલકર, શીતલ; અને પિત્ત, ત્રિદોશ, અને રકતદોષ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) અશકતોને તથા નાના બાળકને શકિત આવવાને નાગલીનું સત્વઃ**—નાગલી રાત્રે પાણીમાં પલારી રાખી સવારે તે કાઢી બારીક વાટવી. પછી એનું દૂધ જેવું ધોળું પાણી નીકળે છે, તે પાણી વસ્ત્રગાળ કરી કલ્હઈના વાસણમાં બે ચાર ઘડી રાખી મેલવું, એટલે તેમાંનું સત્વ તે વાસણની તળે જમે છે. એટલે ઉપરનું પાણી નાંખી દેઇ જે સત્વ જમેલું હોય છે તે કાઢી લઈ સ્વચ્છ વસ્ત્રની ચોઘડી ઘડી કરી તે ઉપર પાથરવું. પછી પાચ છ ઘડીએ ચીકણી માટી જેવુ ઘટ્ટ થયા પછી તેની સોપારી જેવડી ગોળીઓ કરી તાપમાં સુકવી રાખવી. પછી જોઇએ ત્યારે તે માંહેની એકેક ગોળી પાણીમાં બાફી ગોળ નાંખી થંડુ થયા પછી બાળકોને થોડુ થોડું ખાવા આપવું.( ૨ ) **શીતળા હલકા આવવા માટેઃ**—નાગલી વાટી અંગ ઉપર ચોપડવી. ( **૩** ) **બાળકોને શકિતવર્ધક ભક્ષ્યઃ**—ડુંગરી નાગલી અચ્છેર પર્યંત લેઈ, સારી ધોઈ સુકવવી. પછી સારી છડી છોતરાં સાફ કાઢી નાંખવાં અંદરની નાગલી નિત્ય પૈસાભાર પ્રાતઃકાળે લેઈ ગાયના દૂધમાં બારીક વાટી અને વસ્ત્રગાળ કરી દૂધમાં શીજવી મલાઈ જેવું તૈયાર કરી આપવું. આ છ મહિના કરતાં અધિક વયના બાળકને કૃશતા અને કડકી ઇત્યાદિ વિકાર શમન કરી રકતવૃધ્ધિ કરનાર, બલપુષ્ટિદાયક ઉત્તમ ઔષધ છે. **(૪) ગુડધી ઉપર**—ભેંશના છાણમાં નાગલીનો અને કળથીનો લોટ કાલવી મસળી, જાડો રોટલો

શેકી તે સોસાય તેટલો ગરમ બાંધી ઉપર પાટો બાંધવો.

---

## ૩૨૬ નારી. (કીડામારી)

સં૦ ધુમ્રપત્રા. મ૦ હીં૦ કીડામારી. ક૦ કરીગીડ. તૈ૦ ગાડીડેગાડાપારા. તા૦ અડુટિન્ના પાલાઇ. મલા૦ અડુટિન્નપાલી. ઇં૦ બ્રેકટીએ-ટેડવર્થવર્ટ. લા૦ એરિસ્ટેલોચિયાબ્રેકટીટા.

ચોમાસામાં નારીના પુષ્કળ વેલાઓ ઊગે છે. એનાં પાંત્રા આંગળભર પહોળાં હોઇ બે ત્રણ આંગળ લાંબાં હોય છે. એ પાંત્રાને અર્ધ-ચંદ્રાકૃતિ એક મોટો ખાંચો હોય છે. તે કારણથી ચાંદવેલ એ નામ એ વેલાનું સાર્થક હોવું જોઇએ. એને કરણીયાં ફુલો આવે છે. એને મરાઠીમાં "રાજબલા" પણ કહે છે. ચાંદવેલ એ ગુરૂ, ઉષ્ણ, કડવી, બળકર, સારક; અને ભાગેલા હાડકાને સાંધનારી, કાંતિકારક, ધાતુ-વર્ધક છે; અને વાતાર્શ, સોજો, કફ, વાતરક્ત, ત્રિદોષ, એનો નાશ કરે છે. અને મલસ્તંભક છે. **ઉપયોગ—(૧) વાતવિકાર ઉપર—** ચાંદવેલની ભાજી ખાવી. **(૨) નળગુદ ઉપર—** નારીનો રસ કાઢી બાટલીમાં ભરી રાખવો. આ રસ એક ચમચાભાર લેઇ તેમાં કુકડીની હગાર સુકાયેલી થોડી નાંખી તે પાવો, અને એનોજ લેપ પણ કરવો. એટલે નળગુદ રોગી તાબડ-તોબ સારો થાય છે.

---

## ૩૨૭ નારંગીનું ઝાડ.

સં૦ તા૦ ક૦ નારંગ. મ૦ નારિંગ. હીં૦ નારીંગી. તુ૦ કીત્તલી. મલા૦ મધુરનારકં. તૈ૦ નારંગમુ. ફા૦ ફ્રા૦ અ૦ નારંજ ઇં૦ ઑરેંજ લા૦ સાઇટ્રસ ઑરેન્ટિયમ્.

નારીંગીનાં ઝાડ ઘણું કરીને સર્વ દેશોમાં થાય છે. તેની પાંચ છ જાતિ છે. મોજાંબીક બેટમાંથી જે નારિંગી અહીં આવે છે તે ઘણી સ્વાદિષ્ટ અને પૌષ્ટિક હોય છે. તેને કોઈ લોક મુસુંબી કહે છે. ખાનદેશ, નગર, ધુળીયા અને પુણા એ સ્થળોએ જે નારંગી થાય છે તે તેવી નથી હોતી એ ઝાડના ફુલોનો વાસ મધુર આવે છે. નારંગીનો રસ અને તેની છાલ પણ ઘણી ઉપયોગી છે. કૃમિ (કરમ) અને **તાઢીયા તાવ ઉપર—**નારિંગની છાલનું ઔષ-ધ બનાવી આપવામાં આવે છે. એ છાલનું તેલ કાઢે છે. ગુલાબના અત્તર કરતાં આ નારીંગીનું તેલ કેટલાકોને સારૂ લાગે છે. નારંગી એ પદાર્થ ખાવામાં મીઠી, દેખાવમાં સુંદર, વાસમાં મધુર, અને સ્પર્શ કરવાથી શીતળ લાગે છે. ત્યારે જૂઓ ઇશ્વર કેવા કૃપાળુ અને દયાવંત છે, તે વિચારવાનની નજરે જલદી જણાશે. **નારિંગ—** કફ, પિત્ત, આમ એને કરનાર, દુર્જર, સારક, અતી ખાટું, વાતહારક, અતિ ઉષ્ણ, મધુર એવું છે. તેજ ખાટું હોય તો હૃદ્ય, ખાટું બલપ્રદ, વિશદ, ગુરૂ, રૂચિકર, સારક, ઉષ્ણ, સુગંધી, સ્વાદુ; અને આમ કૃમિ, વાયુ શ્રમ અને શૂલ એનો નાશ કરે છે.

---

## ૩૨૮ નાલ.

આ ભાજી તળાવની આસપાસ લીલોતરીમાં થાય છે. એ છોડ સુમારે ૧ હાથ ઉંચાં થાય છે. એનાં પાંત્રા સુમારે એક આંગળ પહોળાં હોઇ તેને પાસે બે ખુણા હોય છે. અને દીંટું પણ એક આંગળ લાંબુ હોય છે. આ ભાજી વૈશાખની આખરમાં તથા જેઠ માસમાં ઘણીજ મળે છે. નાલની ભાજીનો ખપ ગરિબ લોકમાંજ વિશેષ કરી થાય છે.

---

## ૩૨૯ નાળીએરી

સં૦ નારીકેલ. મ૦ નારળ. કોં૦ માઢ. હીં૦ નરીયલ ખોબ—પરા. ક૦ ટેંગિનમારા તૈ૦ ટેકાયા. તા૦ ટેન્નામાર. તુ૦ ટારે મલા૦ ટેના ફા૦ જોજહિંદી. અ૦ નારજીલ. ઇં૦ કોકોનટયા મ. લા૦ કોકોસન્યુસિફેરા.

નાળીએરીના ઝાડ ચાળીસ પચાસ હાથ સરળ ઉંચા વધે છે, તેના છેડાએ માત્ર ઝાવ-ળી આવે છે. નાળીએરીને દક્ષિણના કેટલાક ભાગમાં "માઢ" કરીને પણ કહે છે. ગોમાંતક, કર્નાટક, કલીકોટ અને સંહ્યાદ્રિ પર્વત પાસેના

પ્રદેશ એ ઠેકાણે નાળીએરીનાં ઝાડ ઘણાં થાય છે. નાળીએરી વાવ્યા પછી સાત આઠ વર્ષે ફળે છે. નાળીએરના જે ઝુમખાં ઝાડ ઉપર લબડે છે. તેને મરાઠીમાં 'પેંડ' કહે છે. નાળીએરીને બારમાસી ફુલો આવે છે. અવલ પ્રતિની જમીન હોય તો દર નાળીએરીને પ્રતિવર્ષે સુમારે પાંચસો નાળીએર આવે છે. નાળીએરીના ઝાડના સર્વ ભાગનો ઉપયોગ થાય છે. એ ઝાડથી સોટા, મોભ, ભારોટીયાં, વાંસ, વળીઓ, દોરડાં વીગેરે બને છે. ટોચનો અને મૂળનો કેટલોક ભાગ બાળવાના ઉપયોગમાં આવે છે. કાચ્છલીના કોયલા બનાવે છે. કોપરૂં ખવાય છે- અને તેમાંનું મીઠું અને થંડુ પાણી લોક પીએ છે. કોપરૂં ખાવાના તથા રસોઇના અનેક પદાર્થોમાં નાંખવામાં કામમાં આવે છે. કોપરાનું તેલ ખાવાના, દીવો બાળવાના તથા માથામાં ઘાલવાનાં અને લાકડે ચોપડવાના કામમાં આવે છે. નાળીએરીથી કાથો નીકળે છે, તેના ગાદી, તકીયા, દોરડા, શીકાં, ઘાબલી વગેરે ઘણા પદાર્થો બનાવે છે. તેલનો સાબુ કરવાના કામમાં પણ ઉપયોગ થાય છે. નાળીએરીનો ખોળ ઢોરને ખવરાવે છે. નાળીએરની આંખમા છિદ્ર પાડી અંદરનો ગીર કાઢી નાંખી તેનાં હોકકા બનાવે છે. કાચ્છલીનું તેલ નીકળે તે ઔષધના ઉપયોગમાં આવે છે. એવા આ ઝાડના અનેક ઉપયોગ થાય છે. **નાળીએરી**—ગુરૂ, સ્નિગ્ધ, શીત, વૃષ્ય, દુર્જર, બસ્તિશોધક, બલકર, બૃંહણ, કફકારક, સ્વાદુ, વિષ્ટંભકારક, અને શોષ, તૃષા, પિત્ત, વાતપિત્ત, રકતદોષ, દાહ અને ક્ષતક્ષય એનો નાશ કરે છે. **નાળીએરના તેલના ગુણ:**— (૧) નાળીએરનાં સુકાયેલાં કોપરાં પાણીમાં નાંખી તેલ કાઢે છે. આ તેલ થંડુ હોય છે. એ થંડાઇ આવવા માટે માંથે ચોળે છે. **(૨) લીલાં નાળીએર** માંહેના ટોપરાનો રસ કાઢી અગ્નિઉપર ઉકાળવો એટલે તેલ આવે છે; તે તેલ વાયુહારક છે. વાયુએ કરી પકડાઇ ગયેલે અંગે આ તેલ મરીની ભૂકી નાંખી ચોળવું **મુઠેલ**:—સારા સુકાયેલા નાળિએરને ખાંડી તેનો ભૂકો સુકવવો. એ સુકાઇ સારો ખરો થયા પછી તેમાં આંમલીનાં ઠળીયાની છાલની ભૂકી એ પૈસાભાર નાંખી તે કોપરાનો ભુકો સારો મસળવો પછી તે કોપરૂં બળવાન માણસ પાસે પીલાવવું, એટલે તેમાંથી જે તેલ નીકળે તેને મુઠેલ કહે છે. એ તેલ વાગેલા અંગમાંનું લોહી સાફ કરવાના સર્વ ગુણ અને જખમ રૂઝાઈ આવવાના કામમાં સારૂ ઉપયોગી થઈ પડે છે. (૪) **આયવેલ**—રાતી છાલનું નાળીએર સારૂં જુનું અને પાકું થયેલું લેવું. તે ભાગી ટોપરાનો ભૂકો કરવો. તે ભુકો પીલી રસ કાઢવો. એ રસ સુમારે કાચો પા શેર જોઇએ. તે એક કલઈના વાસણમાં નાંખી દેવતા ઉપર ઉકાળવો. અને ઉકળે એટલે તેમાં ચાર ગુંજ પર્યંત મીઠું અને બે માસા પર્યંત હળદરની ભૂકી નાંખી બધો રસ ઉકાળવો, એટલે રસનો થયલો પાક વાસણના તળીએ ચોંટે છે, અને ફકત તેલ માત્ર ઉપર રહે છે. એ પ્રમાણે તેલ તૈયાર થયા પછી ઉતારી લેઈ બાટલીમાં ભરી રાખવું. એ તાજુ હોય છે ત્યારે ખમંગ સુવાસિક હોય છે. કેટલાક દિવસ પછી તેનો ખોરો વાસ આવે છે; પરંતુ ગુણ કદી પણ કમી થતો નથી. આ તેલમાં રૂની ઘડી પલારી ગર્મી વગેરેની ચાંદીઓ ઉપર મુકવી. એથી કરી જખમ પણ રૂઝાય છે. **(૫) વાળા ઉપર**—નાળીએરને કોરી તેમાં નવસારની ભૂકી રાત્રે નાંખવી. સવારે તેમાંહેનું પાણી પાવું અને કોપરૂં ખાવું. અને સાયંકાળ પર્યંત ઉપવાસ કરવો, અને રાત્રે સ્નાન કરી દહીં અને ભાત ખાવો. (૬) **ભિલામો, વસ્તરા વગેરે ઉઠે છે તે ઉપર**—કોપરૂં ઘસી અગર બાળી ચોપડવું. ( ૭ ) **સરડાના વિષ ઉપર**:—નાળીએરનાં કુમળા તોરા પાણીમાં ઘસી તેમાં કોકમ નાખી ગરમ કરી ડંખ ઉપર ચોપડવું. ( ૮ ) **ઉંદરના વિષ ઉપર**:—કોપરૂં મૂળાના રસમાં ઘસી લેપ કરવો. ( ૯ ) **ઉચકી અને ઉલટી ઉપર**:—નાળીએરનું છોડુ હોકામાં નાખી તેની ધુંણી પીવી અથવા નાળીએરના છોડાની રાખ મધમાં આપવી ( ૧૦ )**ખસ, દાદર એ ઉપર**:—નાળીએરની

કાછલીનું પાતાળયંત્ર વડે તેલ પાડી તે તેલ ચોપડવું, કાછલી સળગાવી થાળીમાં પણ તેલ નીકળેછે, **(૧૧) ખસ ઉપરઃ**—નાળીએરનો રસ કાઢી તેમાં થોડો આમલસારો ગંધક નાંખી બધો રસ આટવી તેલ થાય ત્યાં સુધી કઢવી ઉતારી નાંખવું. નીચે ઉતારેલા રસના જે કુચા બાકી રહે તે થોડા ખાવા, અને થોડા ચોળી શરીરે ચોપડવા અને રોજ રાત્રે એ તેલ શરીરે ચોપડવું; એટલે કંડુ (ખરજ), ખસ, એનો નાશ થાય છે. **(૧૨) અમ્લપિત્ત, પેટશૂળ અને પથરી એ ઉપર**—નાળીએર માંહેનું પાણી શેર દસ પર્યંત કાઢી મધજેવું થતા સુધી ઉકાળવું પછી તેમાં જાયફળ સુંઠ, મરી, પીપર, જાયંલી એની થોડી ભૂકી નાંખી બાટલીમાં ભરી રાખવું, તથા પ્રતિ દિવસે સવાર સાંજ એક તોલાથી દોઢ તોલા પર્યંત પાવું. દિવસ ૧૪. **(૧૩) સર્વ પ્રકારના વાયુ ઉપર**—એક નાળીએરનો રસ કાઢી તેમાં એ ભિલામાં બારીક કરીને નાંખવાં તથા બધો રસ ઉકાળવો. એટલે ઉપર તેલ આવી તળે કુચા ઠરી બેસે છે. તે તેલ લેઈ વાયુબધ્ધ થએલા માણસના શરીરને વિષે મર્દન કરવું અને નીચે રહેલી રાબ ખાવા આપવી. આ ઔષધ ૭ અથવા ૧૪ દિવસ ભક્ષણ કરવાથી કેવોએ દુર્ધરવાયુ હશે તો પણ તેનો નાશ થશે. અથવા નાળીએરનો અંગરસ ૭ તોલા કાઢી તેમાં ત્રિફાળાની ભૂકી ત્રણ માસા, અને મરીની ભૂકી બે માસા અથવા એકલી મરીની ભૂકી નાંખી રોજ એ વાર પ્રમાણે આપતાં જવું **(૧૪) ઉરોગ્રહ અને હૃદ્રોગ ઉપર**—લીલા નાળીએરનો પાણી નાખ્યા શિવાય રસ કાઢી તે રસ ૫ તોલા લેઈ તેમાં શેકેલો હળદનો ગાંઠીઓ ઘસવો અને અને બે તોલા ઘી મિશ્ર કરી તે પાવું. અથવા નાળીએરના રસમાં ભિલામાના તેલનાં ટીપાં ૧૦ થી ૧૫ પર્યંત નાંખી પાવાં. **(૧૫) રક્ત પ્રમેહ ઉપર**—કુંમળું નાળીએર લાવી તે ઉપર છિદ્ર પાડી પાશેર પાણી તેમાં રેડવું. તેમાં ફટકડીનું ચૂર્ણ ૩–૪ વાલ નાંખી ઉપર બુચ બેસાડી અગાસીમાં ઝાકળમાં મુકવું. સવારે તે પાણી હલાવી પાવું. **(૧૬) શૂળ ઉપર—નારિકેલક્ષાર**—પાણી સુધ્ધાં આખુ નાળીએર લેઈ મુખમાં છિદ્ર પાડી તેમાં મીઠું ભરી બાહેર માટી ચોપડી સુકાવી છાણાના દેવતામાં શેકવું. પછી બારીક ચૂર્ણ કરી પીપરના ચૂર્ણ સાથે તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ખાવું. એટલે પરિણામશળ, વાત, પિત્ત, કફ, સન્નિપાત એથી ઉત્પન્ન થયેલો શળ એનો નાશ કરે છે. **(૧૭) મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્ત એ ઉપર**—રાતા નાળીએરનું પાણી, નિંવળીનાં બી, સાકર, એલચીદોડા, એકત્ર કરી પાવાં. તે મૂત્રકૃચ્છ્રનાશક છે. અથવા નાળીએરનું પાણી, ગોળ, ધાણા એમાં મેળવી તે પાણી પાવું. તે દાહસહિત મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્ત એનો નાશ કરશે.

---

## ૩૩૦ નાણા.

આ જંગલી ઝાડ છે. એનાં પાંત્રા શિતાફળીના પાંત્રા જેવડાં મોટાં થાય છે. નાણાનું લાકડું ઇમારતના કામના ઉપયોગમાં આવે છે. કોકણ પ્રાંતમાં એ ઝાડો પુષ્કળ છે.

---

## ૩૩૧ નાંદરૂખ.

સં૦ હીં૦ મ૦ ક૦ નંદીવૃક્ષ. લા૦ સિડ્રેલા ટૂના.

નાંદરૂખીનાં ઝાડ મોટાં વધે છે. એ ઝાડનાં પાંત્રા પીપરડીનાં પાંત્રા જેવાં પરંતુ તે કરતાં કિંચિત્ નાના હોય છે. એ ઝાડની છાયા ઘણી ઘટ્ટ હોય છે. એ ઝાડ છાયા માટે સડકની બે બાજુએ રોપે છે. **નાંદરૂખી**—તીખી, કડવી પુષ્ટિકર, શીતલ, લઘુ, વીર્યપ્રદ, મધુર, તુરી, ગ્રાહક, વૃષ્ય, ત્રિદોષનાશક; અને વ્રણ, કોડ રક્તપિત્ત, શ્વેત કોઢ, શીર્ષપીડા, કંડુ (ખરજ), પિત્ત, રક્તદોષ, અને દાહ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) યોનિકંદ ઉપર**—નાંદરૂખીની છાલ અને પીળો લોધર એ ખાંડી આંમલી સાથે પકવી લેપ દેવો **(૨) બાંધે વાયુ ચઢયુ હોય તો તે ઉપર**—નાંદરૂખીનાં પાંત્રા અને અંતરછાલ એકત્ર ખાંડી બાંધ

આપવો; અને સેવાય તેટલો ગરમ પાટો બાં ધવો. ( ૩ ) **અંડવૃદ્ધિને તિડિક લાગતી હોય તો**—નાંદરૂખીના પાલાનો રસ અને કાળી તુળશીના પાલાનો રસ કાઢી તેમાં તેટલુંજ ઘી નાંખી અગ્નિ ઉપર સર્વ રસ બાળી ઘી બાકી રાખવું. એ પ્રમાણે ૨૧ પુટ દેઈ ઘી સિધ્ધ કરવું. આ ઘી દિવસમાં ચાર પાંચ વાર ચોપડી જીરવવુ. અને જૂની ઈંટ તપાવી કપડામાં વીંટાળી તેણે કરી શેકવું; એટલે વૃધ્ધિરોધ ( અંડવૃધ્ધિ ) દૂર થાય છે. (૪) **મૂર્ચ્છા ઉપર**—નાંદરૂખીના પાંત્રાનો રસ પાવો.

---

## ૩૩૨. નિંબારા. ( મ. )

નિંબારાનાં ઝાડો વિશેષે કરી ઘાટ ઉપર થાય છે. એ સીધાં અને ઉંચાં વધે છે. નિંબારાનું ઝાડ ઘણું મોટું થતું નથી. કડવા લીંબડાંના જેવાંજ એનાં પાલા હોય છે. એને ફળો પણ કડવા લીંબડાના જેવાંજ આવે છે. પરંતુ તે તેવાં લાંબાં નથી હોતાં. એના લાકડાનો ઇમારતના કામમાં ઉપયોગ થાય છે. એ લાંકડુ સીધુ અને લાંબુ હોવાથી એના વાંસ સારા થાય છે. નિંબરાનો રસ વિષારી છે, સબબ ખાવામાં આવવા દેવો નહિં **ઉપયોગ—** ( ૧ ) **ખસ ઉપર**—નિંબારાની નીંબોળીયો વાટી ચોપડવી કિંવા લીલી નીંબોળીયો ખાંડી તેનો રસ કાઢી તેમાં આમલસાર ગંધકનું ચૂર્ણ નાંખી તાંબાના વાસણમાં ખલી તેનો લેપ કરવો. ( ૨ ) **પાડાના વાળમાં જુઓ પડી હોય તેની ઉપર**—નિંબરાના ફળોનો રસ કાઢી તેમાં છાશ નાંખી તે રસ પાવો.

---

## ૩૩૩. નિર્મળી.

સં૰ કતુક મ૰ નિર્મ-વળી. હીં૰ નિર્મલી બં૰ નિર્મલા. ફ૰ ચિલ્લિ કાયી. તા૰ મલા૰ ટેટ્ટામારં. તૈં૰ ચિલ્લિચેટ્ટ. ગો૰ ચીલવી. ઇં૰ ક્લીઅરીંગ નટ. લા૰ સ્ટ્રિક્નોસ્ પોટેટરમ.

નિર્મળીનાં ઝાડ થાય છે. એનાં બી ચપટાં હોઇ ગોળ હોય છે. નિર્મળીના બિયાંનું **ચૂર્ણ** મેલા પાણીમાં નાંખવાથી તે પાણી સ્વચ્છ **થાય** છે, **નિર્મળી વૃક્ષ**—તીખું, કડવું લેખન, રૂચિકર, લઘુ, ચક્ષુષ્ય, તુરૂ, શીત, વિશદ, વિકાસી, છેદન, મધુર; અને તૃષા, દાહ, વિષ, ગુલ્મ, શૂળ, કૃમિ, મેહ, નેત્રરોગ, પાણીમાંનો મૈલ એનો નાશ કરે છે. **એનાં કુમળા ફળ—** ચક્ષુષ્ય, વાતકારક, શીત; અને રક્તપિત્ત, તૃષા, વિષ, મોહ એનો નાશ કરે છે. **જુનાં ફળ—** દુર્જર, રૂચિકર; અને કફ, પિત એનાં નાશક છે. તે પાકવાથી પિત્તકારક, વાંતિકારક, ધર્મજનક અને સોજો, પાંડુરોગ, વિષ, પ્રતિશ્યાય, તથા કમળો એનો નાશ કરે છે. **નિર્મળીનાં બીજ**— આંખોને હિતાવહ, તુરાં, ગુરૂ; અને પાણીને સ્વચ્છ કરનારાં, મધુર; અને અશ્મરી, વાયુ, કફ, મૂત્રકૃચ્છ્ર, તૃષા, નેત્રરોગ, વિષ, પ્રમેહ, મસ્તકરોગ એનો નાશ કરે છે. નિર્મળીનાં મૂળ સંપૂર્ણ કોડનો નાશ કરે છે. **ઉપયોગ—( ૧ ) નેત્ર પ્રસન્ન થવા માટે**—નિર્મળીનાં ફળ ચંદનમાં ઘસી તેમાં થોડુ કપૂર નાંખી અંજન કરવું; એટલે આંખો સ્વચ્છ થાય છે. ( ૨ ) **અંધત્વ દુર થવા માટે**—નિર્મળીના બીજ, શંખ અને કાળા સર્પની કાંચળી એ સર્વ એકત્ર ખલી અંજન કરવુ. ( ૩ ) **ગંદુ પાણી ચોખું કરવા માટે** નિર્મળીના બિયાનું **ચૂર્ણ** કરી ગંદા પાણીમાં નાખવું. એટલે કેટલીક વારે પાણી સ્વચ્છ થાય છે. ( ૪ ) **આંખો આવે છે તે ઉપર**—નિર્મળીનાં બી મધમાં ઘસી તેમાં થોડું કપૂર નાંખી તેનું અંજન કરવું. ( ૫ ) **અહિરા ઉપર**—નિર્મળીનાં બી અને સીંધવ ઘસી અંજન કરવું ( ૬ ) **ઉદકમેહ તથા પ્રમેહ ઉપર**—નિર્મળીનાં બી ૧ તોલો છાશમાં વાટી તેમાં મધ નાંખી પ્રાશન કરવાં. ( ૭ ) **આંખોમાં ફુલો પડે છે તે ઉપર**—નિર્મળીનાં બી, શંખચૂર્ણ, સીંધવ અને સમુદ્રફળ એનું ચૂર્ણ કરી મધમાં ગોળીયો બાંધી તે ઘસી અંજન કરવું.

---

## ૩૩૪. નિશોત્તર.

સં૦ ત્રીવત્. મ૦ તેડા.નિશોત્તર. હીં૦ નિશોથ. પનીલર. બં૦ તેઊડી. ક૦ બીજે-નાગદંતી. તૈ૦ તેલ્લા તે ગડા. તા૦ ચિવડે. મલા૦ ગો૦ તીગડે. અ૦ તુરબુદ. ઈં૦ ટરબીથ રૂટ. લા૦ આય પોમિયાટરપીથમ્.

નિશોત્તરના વેલા હોય છે. એમાં ધોળી અને કાળી અને રાતી એવી ત્રણ જાતિ છે, અને તે ફુલો ઉપરથી થયેલી છે. આ વનસ્પતિ બહુ રેચક છે. ધોળી કરતાં કાળી અધિક તીવ્ર છે. આ વનસ્પતિના મૂળોને નિશોત્તર કહે છે. **ધોળુ નિશોત્તર**—મધુર. રૂક્ષ, તુરૂં, સ્વાદુ, રેચક, ઉષ્ણ, પાકકાળે તીખું, વાતકારક; અને કફ, પિત્ત, તાવ, પ્લીહા, વ્રણ, પાંડુરોગ, શોફોદર, પિત્તોદર અને પિત્તજ્વર એનો નાશ કરે છે, **કાળુ નિશોત્તર**—તીખું, કડવું, ઉષ્ણ, રેચનવિષે પ્રશસ્ત; અને મૂર્ચ્છા, દાહ, મદ, ભ્રાંતિ, કોડ, કંડુ, કફ, વ્રણ, કંઠરોગ, કૃમિ એનો નાશ કરે છે. એ ધોળા નિશોત્તર કરતાં ઓછા ગુણવાળું છે. **રાતુ નિશોત્તર**—મધુર, રૂક્ષ, વાતકારક, તુરૂં, રસકાળે કડવૂં, તીખું, ઉષ્ણ, રેચક, હિતકારક, મલસ્તંભક; અને સંગ્રહણી, કફોદર, સોજો, પાંડુરોગ, કૃમિ, પ્લીહા, તાવ, પિત્ત, કફ, વાતરકત. ઉદાવર્ત, હૃદ્રોગ એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **જુઓ મરવા માટે**—ધોળું નિશોતર કાંજીમાં વાટી ચોપડવું. (૨) **સુતરખડા ઉપર**—નિશોતર અને ઇંદરજવ એનું ચૂર્ણ દૂધમાં આપવુ. (૩) **રેચક**—નિશોતરનું ચૂર્ણ શકિત પ્રમાણે ગરમ પાણીમાં નાખી પાવું; પિત્તપ્રધાન હોય તો દ્રાક્ષના કાઢામાં પાવું (૪) ભસ્મકરોગ ઉપર દૂધમાં પાવું. (૫) **વિદ્રધી રોગ ઉપર**— અને ગડબાં થાય છે તે ઉપર;—ત્રીફળાંના કાઢામાં નિશોતર નાંખી પાવું. (૬) **પિત્તગુલ્મ ઉપર**—નિશોતર અને ત્રિફળાં એનો કાઢો પાવો.

---

## ૩૩૫. નેતર.

સં૦ વેતસ—મ૦વેંત. હીં બેત ક૦ બેત્તા. મલા૦ ચુરલવળી. તૈ૦ પીપારૂવા. ફા૦ વેંત. અ૦ ખલાફ. ઈં કે૦ લા૦ કેલેમસ રોટગ. તા૦ પિરંબુ. તુ૦ સુરોલ્બેત્તા.

મલબાર, ગોકર્ણ મહાબલેશ્વર, કોચી, મંગલોર અને રામેશ્વર એ ઠેકાણે તથા ચીનદેશમાં નેતરનાં વનો છે. નેતર ૩૦–૪૦ હાથ ઉંચી વધે છે, પરંતુ તેની જાડાઈ થોડી હોય છે. આ દેશમાં ચીનથી નેતર આવે છે તે એટલું તો ચીકણું હોય છે કે, પાણીમાં પણ કહોતું નથી, તેના કરંડીયા, ખુરસીઓ ઈત્યાદી સામાન કરે છે. નેતર ઉંચો થવાથી જેમ નમે છે તે પ્રમાણે માણસને ઉચ્ચ પદવી પ્રાપ્ત થવાથી તેણે ઇશ્વરથી ડરી નમવું. **નેતર**—તુરૂં શીત્ત, કફુ, તીખું; અને કફ, વાયુ, પિત્ત, દાહ, સોજો, મૂળવ્યાધ, અશ્મરી, મૂત્રકૃચ્છ, વિસર્પ, અતિસાર, યોનિરોગ, તૃષા, રકતકોપ, વ્રણ, મેહ, રકતપિત, કોડ વિષ એનો નાશ કરે છે. એના **અંકુર**—ખારા, લઘુ, તીખા, ઉષ્ણ; અને કફ, વાયુ એના નાશક છે. નેતરનાં **પાંત્રા**—ભેદક, તુરાં લઘુ, શીતલ, કડવાં, તીખાં, વાતનાશક; અને રકતદોષ, કફ, પિત્ત, એનો નાશ કરે છે. એનાં **બીજ**—તુરાં, સ્વાદુ, ખાટાં, રૂક્ષ, પિત્તલ; અને રકતદોષ, કફ એનો નાશ કરે છે. **મોટું નેતર**—શીતલ; અને ભૂતબાધા, પિત્ત, આમ, કંપ એનો નાશ કરે છે. બીજા ગુણ ઉપર પ્રમાણે છે. **જલનેતર**—શીતલ, કડવું, વ્રણશોધક, તુરૂ, વાતકર, ગ્રાહક; રૂક્ષ; અને પિત્ત, રકતદોષ, વ્રણ, કફ, રાક્ષસબાધા, ગ્રહપીડા, એનો નાશ કરે છે. **જલ નેતર**—શીત, રૂક્ષ, વ્રણશોધક, કડવું, તુરૂ; અને રકતદોષ, પિત્ત, કફ એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **મત્સ્ય વિષ ઉપર**—કાળા નેતરના કલ્કમાં ઘી નાંખી કઢવી તેનો લેપ કરવો.

## ૩૩૬ નેપાળો.

સં૦ ક૦ જેપાલ. મ૦ જેપાળબીજ. હીં૦ જમાલગોટા. બં૦ જયપાલ. તા૦ મલા૦ નિર્વીલ. તૈ૦ નૈપાલવેમું. તુ૦ બ્યારીબિટુ ફા૦ તુ૦ મ્ખેબંદે, અ૦ હબુસ્સલાતીન. ઇં૦ ક્રોટન સીડસ લા૦ ક્રોટનટિગ્લિયમ્

મોગલી એરંડાનાં ઝાડો જેવાં થાય છે તે-

વાંજ નેપાળાનાં ઝાડો થાય છે. મોગલી એરંડાંના પાંત્રા કરતાં એના પાંત્રા નાનાં હોય છે. એ ઝાડો કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે; નેપાળો મોટો વિષારિ છે. નેપાળો શુધ્ધ કરી, અનેક ઔષધોમાં (રસાયનોમાં) નાંખે છે. નેપાળો તીવ્ર રેચક છે. **નેપાળોઃ**—સારક, કડવો, તીક્ષ્ણ, અગ્નિદીપક, ઉલટીકારક, તીખો, અતિ ઉષ્ણ, પિત્તકર, ભેદક; અને કફ, આમ, જંતુ અને ઉદરરોગ એનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) વીંછીના વિષ ઉપર**—નેપાળો પાણીમાં વાટી તેનો લેપ કરવો. **(૨) સર્પના વિષ ઉપર**—નેપાળાના બિયાંમાંહેના મગજને લીંબુના રસના ૨૧ પુટો દેઈ બારીક ખલી લાંબી ગોળી કરવી, અને તે ગોળી માણસની લાળમાં ઘસી અંજન કરવું. **(૩) આધાશીશી ઉપરઃ**—મોટા પરોઢીયે એ કિંવા ત્રણ નેપાળાના બિયાંમાંહેનું મગજ લેઇ તે લીંબડાના રસમાં ઘસવું, અને જે બાજુનું માથું દુખતું હોય તે બાજુની આંખ ઉપરની ભમર ઉપર સળીથી ચોપડવું. થોડું ચચરશે ખરૂં, પણ તેજ દિવશે વ્યાધિ દૂર થાય છે. અથવા જે બાજુનું કપાળ દુખતું હોય તે બાજુના કાનમાં નાંખવું. આ રસ નાખવાથી પહેલાં થોડું ઘી કાનમાં પાડવું; એટલે કાનમાં દાહ થતો નથી. આ પ્રયોગ પરોઢીયે કરી પછી થોડી ઉંઘ લેવી, **(૪) મોડશી (મૂર્છા) ઉપર**—નેપાળનાં બી છાશમાં ઘસી પાવાં અને એજ મૂળ પાણીમાં ઘસી શરીરે પણ લેપ કરવો. **(૫) ગંડમાલા ઉપર**—નેપાળાનાં પાંત્રા વાટી તેના અંગરસની થેપલી સુકવી લેપ કરવો.

---

## ૩૩૭. નેવરી.

આ ઝાડ મોટાં થાય છે. નેવરનાં ઝાડો કોકણમાં વિશેષ છે. એનાં પાંત્રા લાંબાં હોઈ છેવટે પહોળાં થતાં ગયેલાં હોય છે. એનું લાકડું ઇમારતના કામમાં ઉપયોગમાં આવતું નથી. એને લીંબોળી જેટલા લાંબાં અને તે કરતા જરા જાડાં એવા ફળો આવે છે. એની છાલ રંગવાના કામમાં લે છે.

---

## ૩૩૮. નેવારી (નીમાળી).

સં૦ નવમલ્લિકા, પ્ર૦ નેવારી હી૦ નીવારી.—લી. ક૦ ગીકાડમલ્લિગે, લા૦ ઊક્સોરા પાર્વિ ફ્લોરા.

આ એક જુઈ જવોજ વેલો છે. એ વેલાનાં પાંત્રા માલ જુઇ કરતાં થોડાં મોટાં હોય છે, નેવારીનાં ફુલ પણ જુઇના ફુલ કરતાં જરા મોટાં હોય છે. નેવાળીનાં વેલા જંગલમાં ઘણા હોય છે. એને "વેલ" કહે છે. **નેવાળી**—તીખી, કડવી, શીતલ, સુરભિ, લઘુ; અને ત્રિદોષ, નેત્રરોગ, કર્ણરોગ, મુખરોગ અને સર્વ રોગ એની નાશક છે. **ઉપયોગ—(૧) મૂત્રાઘાત ઉપર**—નેવાળીના બિયાં થંડા પાણીમાં ઘસી તે ચટાડવાં.

---

## ૩૩૯. પટોલ કટુ. (કડવા પંડોળા).

સં૦ કટુ પટોલી, સોન—કટુ પડવળ. હીં. કડવે પડવળ. બં૦ પલતાલતા. ક૦ કહી પડવળ' તૈ૦ અડવી પોટલા. તા૦ કોબુપુડલૈ. તુ૦ કટુ પટલાકાયા. મલા૦ કટુ પટોલં. લા૦ ટ્રિકોસેન્થીસક કુમેરિના.

એ વેલાનો પાલો અને ફળો બહુજ કડવાં છે. કાઢામાં એ વેલાના પંચાંગનો ઉપયોગ થાય છે. **પટોલકટુ**—[કડવી પંડોળી] કડવી, તીખી, ઉષ્ણ, સારક, ભેદક, પાચક, અગ્નિદીપક, અને પિત્ત, કફ, કંડુ, કોડ, રકતવિકાર, જ્વર, દાહ, તૃષા, કોષ્ટરોગ, કૃમિ, કાસ એનો નાશ કરે છે. **એનાં ફળઃ**—તીખાં, કડવાં, પાક વખતે મીઠાં, લઘુ, દીપક, પાચન, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણ, મલાનુલોમન એટલે વાયુ, પિત્ત, કફ એને યથાસ્થાને રાખનાર, સારક; અને શ્વાસ, જ્વર, ત્રિદોષ, કૃમિ એનો નાશ કરે છે. એનાં **પાંત્રા** પિત્તનાશક, તથા **મૂળ** અને **વેલો** એ કફનાશક છે. તેમજ તેનું તેલ, કફ અને એંશી પ્રકારના વાયુનો નાશ કરનારૂં છે. **(૧) વ્રણ (ગુમડું) ધોવા માટે કાઢોઃ**—કફ પડવળ અને કડવો

લીંમડો એના કાઢાથી ગુમડુ ધોવું. એટલે ગુમડાનું શોધન થશે. (૨) **અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—પટોલ કટુનો કાઢો અને કલ્ક અને શિરસનું તેલ સિધ્ધ કરવું. તે અગ્નિદગ્ધ વ્રણ સણકા, સ્રાવ, દાહ અને ફોલ્લા એને હઠાવી એનો નાશ કરે છે. (૩) **સર્વ જ્વર ઉપર કાઢોઃ**—પટોલકટુ, સુંઠ, એનો કાઢો અને નિકાઢો આપવો. શોષ જવા માટે ખડીસાકર નાંખવી. સર્દીનો પ્રાદુર્ભાવ હોય તો મધ ત્રણ માસા પર્યંત નાખવું. (૪) **શીત જ્વર અને સંતત જ્વર ઉપરઃ**—પટોલ કટુના પાલાનો રસ કાઢી પ્રથમ કાળજા ઉપર ચોપડવો; પછી સર્વાંગે લેપ કરવો. (૫) **ઈંદ્રલુપ્ત અથવા ચાઈનલ** ઉપર—પટોલ કટુના પાલાનો રસ ચોળવો. એટલે કેશ ઉત્પન્ન થાય છે. (૬) **વમન થવા માટેઃ**—પટોલકટુ, કડવો લીંમડો, અને અરડુસાનાં પાંલાનું ચૂર્ણ થંડા પાણીમાં આપવું. એટલે વમન થઈ પિત્તવિકાર દુર થાય છે. (૭) **કૃમિ ઉપરઃ**—પટોલ કટુનાં પાંત્રા ૧ તોલો અને ધાણાં ૧ તોલો એ રાત્રે પાશેર પાણીમાં પલારી રાખી સવારે ગાળી તેમાં મધ નાંખી તે પાણી દિવસમાં ત્રણ ભાગ ત્રણ વખત આપવું. (૮) **પિત્તજ્વર ઉપરઃ**—પટોલ કટુના મૂળોનું પાણી સાકરમાં આપવું. અથવા કટુ અને જવ એનો કાઢો મધ નાંખી આપવો. તે તીવ્ર પિત્તજ્વર, તૃષા અને દાહ એનો નાશ કરે છે. **ભ્રમ ઉપરઃ**—પટોલ કટુનો પાલો અને શેકટાનો પાલો ખોપરાનુંતેલ નાખી તળવો, અને દુધમાં એકત્ર વાટી શિજવવો અને તેને સેહેવાય તેટલો ગરમ માથાપર પાટો બાંધવો. (૧૦) **વિષાર ઉપર**—પટોલકટુ ઘસી આપવું. એટલે ઉલટી થઈ વિષ ઉતરશે.

---

## ૩૪૦. પ-તુર.

આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એને બારીક કાંટા હોય છે. એનાં પાંલાં બીલીના પાંદડાંના આકારનાં હોય છે, એનું લાકડું હલકું છે. એને સફેત કેશરયુક્ત ફુલો આવે છે. અને તે ફુલો બારીક હોય છે. પ-તુર—તિખો, હાથે બાંધવું એટલે નેત્રવિકાર નાશક અને સમાધાનકારક એવું છે. તથા શીતોષ્ણ, પિત્ત, અને જીર્ણજ્વર એનો નાશક છે. (૧) **જીર્ણજ્વર ઉપરઃ**—પ-તુરના પાંલાનો રસ કાઢી તે સાકર નાખી પાવો. (૨) **વિષમજ્વર ઉપર**—પ-તુરના લાકડાનો મણી કરી હાથે બાંધવો.

---

## ૩૪૧ પતંગ.

સં० પત્રાંગ. મ० હીં० ક० તૈ० પતંગ. તા० બારતાંગી. તુ० ચપ્પનંગ. મલા० ચપ્પનં. ફા० અ० બકં. ઇ० સેપ્પનવુડ. લા० સિસાલવે નિયાસેપ્પન.

એ વૃક્ષ, મલબાર, અને બંગાળા એ પ્રાંતોમાં થાય છે, તેના લાકડાનો રંગ રાતો હોય છે. એ કારણ તે ઝાડના અંગથી ગુલાલ બને છે. રંગસિવાય એ ઝાડનો બીજા ઘણો ઉપયોગ થતો નથી. પતંગનું લાકડું, અને હરડાં લખવાની સાહી કરે છે તેમાં નાંખે છે. એ ઝાડ પાકું થવાને સુમારે ચૌદ વર્ષો લાગે છે. **પતંગ સુગંધઃ**—કડવું. રૂક્ષ, ખાટું, શીત, માદક; અને વાત, પિત્ત, જ્વર, વિસ્ફોટ, ઉન્માદ. કફ, અસ્મરી (પથરી). રકતદોષ અને ભૂતબાધાએનો નાશ કરે છે.

---

## ૩૪૨ પદ્મકાષ્ટ.

સં० ક० **પદ્મક.** મ० બં० **પદ્મકાષ્ટ.** હીં० પદ્માખ તૈ० પદ્મપુચેકવા. લા० પૃનસપડમ.

પદ્મકાષ્ટનું ઝાડ હિમાલય પર્વત ઉપર થાય છે. ત્યાંથી એ ઝાડનું લાકડું અહિં આવે છે. પદ્મકાષ્ટ એ થંડુ અને શકિતવર્ધક હોઇ તુરૂ, કડવું. શીતલ, વાતુલ, લઘુ; અને વિસર્પ દાહ, વિસ્ફોટ, કોડ, કફ, રકતપિત્ત, એનું નાશ ગર્ભનું સ્થિતિ કરનારૂં. રૂચિકારક; અને ઉલટી ભ્રમ, તરસ એનું નાશક છે, **દાહ ઉલટી, ઉલકા અને રકતપિત્ત (૧) ઉપરઃ**—પદ્મકાષ્ટનો ઉકાળો પાવો. (૨) **વિષમજ્વર ઉપર**

પદ્મકાષ્ટ અને બીલાં એનું ચૂર્ણ ઘી કિંવા મ ધ એમાં કાલવી એકત્ર કરી આપવું,

---

## ૩૪૩ પપનસ,

એ ઝાડ લીંબોળી જેવડુંજ હોય છે. એને બારમાસી ફળો આવે છે; તેનો વાસ પણ ઘણો આવે છે. એનાં ફળ નાનકડા કોળા જેવડાં દેખાય છે. પાકેલા ફળનો રંગ પીળો હોય છે. એની અંદરનો ગીર રૂચિકર હોઈ તેનો રંગ રાતો હોય છે, એ ફળો ઘણાં ખાટાં હોતા નથી. તેમ ઘણાં મીઠાં પણ નથી હોતા. ફળ ઉપરની ત્વચા હાથતળીયા જેટલી જાડી હોય છે. **(૧) અરૂચિ ઉપરઃ**—પપનસ છોલી તેની ચીરો પાડવી અને તે ઉપર ખાંડ અને સિંધવની ભૂકી નાંખી સેવન કરવું. આ યોગથી અરૂચી અને તૃષા એ શમે છે. **(૨) શૈત્યવડે મસ્તક ચઢે છે તે ઉપરઃ**—પપનસની બાહેરની છાલમાં જે દર્પટ તેલ હોય છે તે કાઢી માંથે ચોળવું.

---

## ૩૪૪ પરળ.

સં૦ હિંજ્જલ. મ૦ પરળ. હીં૦ જલકનેર ક૦ તોરગેણ્ગિલે. લા૦ ઇલેટાઇનિવર્ટીસિલેટા.

એને "વાંજૂળ" એમ પણ કહે છે. પરળ એ લાળા જેવું અથવા ભાંગરાની પેઠે ઓહળમાં થાય છે. એનું દીંડું રાતું હોય છે. એનાં પાંત્રા ભાંગરાના પાંલા જેવાં લાંબાં હોય છે. **પરળ** એ જળબરૂના ગુણોએ યુક્ત હોઈ તિખું, ઉષ્ણ, કડવું, અને સોજો, કફ, મેહ મેદોરોગ, વાયુ, ભૂતદોષ, કૃમિ, ઉદરરોગ, ગૃહપીડા અને વિષ એનો નાશ કરે છે. **(૧) ઢોરોનું વિષ ઉતારવા માટેઃ**—પરળના પાંદડાં છાસમાં વાટી પાઈ દેવાં. **(૨) વાતગંડ ગુમડાં ઉપરઃ**—પરળ અને સરગવાનાં બીજ એ પાણીમાં વાટી ગરમ કરી તેનો લેપ કરવો. **પેટ ચડતું હોય તે ઉપર**—પરળ પાણીમાં વાટી પાવો.

---

## ૩૪૫ પરવળ.

સં૦ પર્વર. મ૦ બ૦ અ૦ પરવર.

પરવરનાં ઝાડો દક્ષિણ હિંદુસ્તાનમાં સર્વત્ર થાય છે. પરવરનો વેલો કાંઇએક ગીલોડી જેવો પરંતુ પાંત્રા લાંબા હોય છે. પરવરની આકૃતિ પણ ગીલોડા જેવીજ લાંબી હોય છે. પરવરનું શાક ઘણું સુંદર થાય છે. એ ઉત્તમ પથ્યકર છે. એ શાક ઘીમાં ખાવાથી ઉત્તમ પૌષ્ટિક છે. **પરવર**—સ્વાદુ, પથ્ય, પાચક, હૃદ્ય, લઘુ, અગ્નિદીપક, સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, અને ઉધરસ, રકતદોષ, જ્વર, ત્રિદોષ, કૃમિરોગ, એનો નાશ કરે છે. એનો વેલો કફનાશક પાંત્રા પિત્તનાશક, અને મૂળો રેચક છે.

---

## ૩૪૬ પરિપાઠ.

પરિપાઠ એ ઝાડ કાથમીના ઝાડ જેવું થાય છે. એની ઊંચાઈ સુમારે એક હાથ હોય છે. એનાં પાંદડાં બારીક હોઇ થોડાં લાંબાં હોય છે. આ છોડ ઉપર ધાંણાના જેવાં સેંકડો બારીક ફળો આવે છે. એનો રંગ લીલો હોય છે. પરિપાઠ એ ઝાડ ગુણોમાં થંડુ છે. **( ૧ ) હાથે પગે બળતરા થતી હોય તો**—પરીપાઠનું ઝાડ કચરી તેનો અંગરસ હાથે અને પગે ચોળવો. **(૨) શરીરમાંની ગરમી અને ગોવરાનું દુઃખ નીકળવા માટે**—પરીઠના ઝાડવાનો પાણી નાંખી રસ કાઢવો અને તેમાં સાકર નાંખી તે પાવો. **(૩) કંઠસર્પ અને કંઠવિકાર એ ઉપર**—પરિઠનું ઝાડવું ચલમમાં નાંખી તેની ધુંણી પીવી એટલે ગળામાં જડાઈ ગયેલો કફ પાતળો થઈ કફવિકારનો નાશ થાય છે.

---

## ૩૪૭ પળશી

સં૦ ક૦ તૈ૦ પલાશી (નાગરદેશમાં પ્રસિધ્ધ) મ૦ પળશી.

પળશીના વેલા થાય છે. આ વેલાના પાંત્રા ખાખરાના પાંત્રા જેવાં થાય છે. એનો વિસ્તાર પુષ્કળ થાય છે. આ વેલાની જાડાઈ પગના અં-

ગુઠા જેટલી હોય છે. એને વચોવચથી ચીરી તેનો દોરડાના કામમાં ઉપયોગ કરે છે. **પળશી**—લઘુ, પિત્તકોપ કરનારી, પથ્ય; અને મુખદોષ, અરોચક એનો નાશ કરનારી એવી છે.

---

## ૩૪૮ પંડોળાં

સં૦ સ્વાદુપટોલી. મ૦ પડવળ. હીં૦ પરવલ. ક૦ કલ્લપડવળ. પાટલાવળી. તા૦ પડોલ તા૦ તુ૦ પાટલાકાયી. મ૦ પટોલ. લા૦ ટ્રિકોસાંથસ્ અગ્વિના.

પંડોળાંનાં વેલા ઘણાજ વધે છે. એને સુમારે એ ત્રણ હાથ લંબાઈના ફળો આવે છે. પંડોળાનું સાક બહુ પથ્યકર છે. તે વધારે ખાવાથી પણ વ્યાધિ ઉત્પંન કરતું નથી. એ શાક ઘણુંજ નિઃસત્વ છે. **પંડોળાં** સ્વાદુ, પિત્તનાશ કરનારાં, રૂચિકર, જ્વરનાશક, વૃષ્ય, દીપન, પાચન, પુષ્ટિકર; અને વાત, શોષ અને ત્રિદોષ એનો નાશ કરે છે. **પંડોળીનાં ફળ**—ત્રિદોષનાશક અને ઉપલા ગુણવાળા છે. એનાં પાંદડા પિત્તનાશક, વેલો કફનાશક અને મૂળ રેચક છે.

---

## ૩૪૯ પાખાણભેદ.

સ૦ પાષાણભેદ. મ૦ હીં૦ ક૦ પાખાણભેદ. બં૦ પાથરચૂર. તૈ૦ તેલ્લારૂપીંડી ઇં૦ આયરિસ્પ. લા૦ કોલિયસ્એરોમેટિકમ્

એને મહારાષ્ટ્રમાં "પાથરફોડ" એમ પણ કહે છે. એ વનસ્પતિ ન્હાની અને રેંગણી પ્રમાણે જમિન ઉપર પ્રસરે છે. એને બોરડી પ્રમાણે કાંટા હોય છે. એને ખડક ઉપર ઉગાડે છે. અને એનાં મૂળ ખડક ફોડી અંદર જાય છે; એટલે એ નામ એને યથાર્થ મળેલું છે. એને રીંગણીના ફળો જેવડાં ફળો આવે છે. એનાં ફુલો ધોળાં હોઈ તેમાં લાલ કેશર હોય છે. એના કુંમળા પાલાનું શાક કરે છે. એના મૂળોને "લકડયા પાષણભેદ" એમ કહે છે. એ મૂળો કડવાં હોય તે; **પાષાણભેદઃ**—શીતલ, મધુર, કડવું; અને મેહ, તૃષા, દાહ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, પથરી, એનો નાશ કરે છે. બીજી **વટપત્રી, પાષાણભેદની** જાતી છે તે—શીતલ, મદકર; પ્રમેહ અને મૂત્રકૃચ્છની નાશક, બલકર, વ્રણનાશક, કિંચિત્ દીપન એવી છે. ત્રીજી એક **શિલાવલ્ક** નામની જાતી છે, તે—શીતલ, સ્વાદુ; અને પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાવરોધ, પથરી, શૂલ, ક્ષય, પિત્ત એનું નાશ કરનારી છે. ચોથી એક **ક્ષુદ્ર પાષાણભેદી** નામની જાતી છે, તે—વ્રણ, મૂત્રકૃચ્છ્ર, અને પથરી એનું નાશ કરનારી છે. **ઉપયોગ મૂત્રકૃચ્છ્ર ઉપર**—પાષાણભેદનાં મૂળો, ગરમાળાનું મગજ, ધમાસો, બાળહરીતકી, ગોખરૂ એનો કાઢો મધ નાંખી પાવો, એટલે તિડિક તથા આગ એથી યુકત જે મૂત્રકૃચ્છ્ર તે દૂર થાય છે; અથવા પાષાણભેદના મૂળોનું ચૂર્ણ ચોખાના ધોવરામણાં પાવું; કિંવા પાષાણભેદનાં મૂળો, શિલાજિત, લીંડી પીંપર, એલચીદોડા એનું ચૂર્ણ પાણીમાં અથવા ગોળમાં કિંવા ચોખાના ધોવરામણમાં આપવું. **(૨) પ્રમેહ ઉપર**—પાષાણભેદના મૂળોનું ચૂર્ણ મધમાં આપવું. **(૩) શુક્રાશ્મરી ઉપરઃ**—પાષાણભેદનો કાઢો પાવો. **(૪) મુતરખડા ઉપર**—પાષાણભેદના મૂળોનો કાઢો શિલાજિત અથવા સુરોખાર અને સાકર નાખી પાવો. **(૫) અશ્મરી (પથરી) જન્યમૂત્રકૃચ્છ્ર ઉપર**—પાષાણમેદના મૂળોનો કાઢો પાવો. **(૬) દંતકૃમિ ઉપરઃ**—પાષાણભેદના ફળોનો ધુમાડો દાંતોને આપવા.

---

## ૩૫૦ પાટલા.

મ૦ પાડળ. હિં૦ પાંડરી.

પાટલામાં **વેલ પાટલી અને વૃક્ષ પાટલો** એ બે જાતિ છે. વેલ પાટલાના વેલા હોય છે, અને વૃક્ષ પાટલાનાં ઝાડ હોય છે. **"પાટલી, પાટલા, અમોઘા, મધુદુતી. ફલેરૂહા, કૃષ્ણવંતા, કુબેરાક્ષી, કાલસ્થાલી, કાચસ્થાલી, અલિવલ્લભા, તામ્રપુષ્પી,**

**એ વેલ પાટલીનાં** સંસ્કૃત નામ છે. **પાટલા, સીતા, મુષ્કક, મોક્ષક, ઘંટા પાટલિ, કાષ્ઠ પાટલા."** **એ વૃક્ષ પાટલાનાં અથવા શ્વેત પાટલાનાં** નામ છે. વેલ પાટલીના વેલા વૃક્ષ ઉપર ચડેલા હોય છે, અને એનાં પાંદડાં વાસનવેલના પાંત્રા જેવા આકારે હોઇ તે કરતાં મોટાં અને લાબાં હોય છે. એને ફળોનો ગુચ્છો આવે છે. વાસનવેલના પાંત્રાની રસની જેવી ઘટ્ટ થેપલી બને છે, તેવીજ વેલ પાટલીના પાંત્રાના રસની પણ બને છે. પાટલીના ફળો ગોળ અને ન્હાના મોતી જેવડાં હોઈ ધોળાં હોય છે. એ વેલીનાં મૂળ વાસન વેલના મૂળ પ્રમાણેજ કડવાં હોય છે. વૃક્ષ પાટલાનાં પાંદડાં બકુલીનાં પાંદડાં જેવાં હોય છે. એમ પણ કહે **પાટલી**:—રસકાળે કડવી, તીખી, ઉષ્ણ; અને કફ, વાત, સોજો, આધ્માન, ઉલટી, ઉધરસ અને સન્નિપાત એનું નાશ કરનારી છે. બીજી **સિતપાટલિકા** (ધોળી પાટલી) નામની જાતિ છે, તે—કડવી, જડ, ઉષ્ણ છે; અને વાતદોષ ઉલટી, ઉચકી, કફ, શ્રમ, તરસ, એનું નાશ કરનારી છે. **વલ્લીપાટલા**—ઉષ્ણ છે; અને પિત્ત, રકતદોષ, સોજો, અરોચક, વાયુ, એનો નાશ કરે છે. **રકતપાટલા**—(તામ્રપુષ્પી—) કડવી, તીખી, ઉષ્ણ છે અને કફ, વાયુ, સન્નિપાત, શ્વાસ, ઉલટી, સોજો, એનો નાશ કરે છે. **ક્ષુદ્રશ્વેતપાટલા**-સ્નિગ્ધ, વ્રણશોધક છે, અને કફ કોડ, નાયટા એનું નાશક છે. **ભૂ પાટલાઃ**—તીખી, ઉષ્ણ, બલકર, વીર્યવર્ધક એવી છે. અને બીજા ગુણ રકત પાટલા જેવાં છે. **પાટલાનાં ફુલોઃ**—તુરાં, સ્વાદુ, શીત, હૃદ્ય; અને કફ, રકતદોષ, દાહ, પિત્ત, પિત્તાતિસાર, એનો નાશ કરે છે. **પાટલાનાં ફળોઃ**-કડવાં શીતલ, ગુરૂ, તુરાં, મધુર; અને મૂત્રકૃચ્છ્ર, રકત્તપિત્ત, વાયુ અને હેડકી એનો નાશ કરે છે. **(૧) હેડકી ઉપરઃ**—પાટલાના ફળનો રસ મધમાં પાવો. **(૨) કુરસાના વિષ ઉપરઃ**—પાટલાનાં મૂળ ઘસી પાવાં. **(૩) ગર્મી ઉપરઃ**—પાટલાના પાંલાંના રસની થેપલી નાભી ઉપર રાખવી. એજ થેપલી માંથા ઉપર ઉષ્ણતા થઇ હોય તો તાળવા ઉપર મૂકવી. **(૪) તાવ કોલેરા અને પેટ દુઃખતું હોય તે ઉપરઃ**—પાટલાના મૂળો ઠંડા પાણીમાં ઘસી પાવાં તથા દુંટી ઉપર લેપ કરવો. અને આ મુળીયાંનો એક કકડો મોંમાં રાખવો અને તે મૂળમાંથી જે દ્રવ આવે તે ગળી જવો. **(૫) નળગુદા ઉપરઃ**—પાટલાનાં મૂળ ગાયની છાશના પાણીમાં ઘસી બે વખત પાવાં. પથ્ય અલણી. એજ મૂળો કંબરે આશપાશ બાંધવાં. **(૬) નાના બાળકની પીડ ઉપરઃ**—પાટલાનાં મૂળ, કાચકા અને અતિવિષ કિંવા બીકમા એ પાણીમાં ઘસી પાવાં. **(૭) પિત્તવિકાર ઉપરઃ**—પાટલાના પાંદડાંના રસમાં સુંઠનું ચૂર્ણ ૩ માસા અને સાકર ૨ તોલા એ નાખી પાવો. **(૮) શીત મેહ ઉપરઃ**—પાટલાનાં મૂળ અને ગોખરૂં એનો કાઢો પાવો. **(૯) અમ્લપિત્ત ઉપરઃ**—પાટલાના પાંત્રાનો રસ કાઢી તેમાં સુંઠની ભૂકી ૬ માસા અને સાકર ૨ તોલા નાંખી તે પાવો. **(૧૦) બાળકોને તૃષાનો આજાર થાય છે એટલે તાળવું પડે છે તે ઉપરઃ**—વેલ પાટલાના પાંદડાં વાટી થેપલી કરી તે તાળવા ઉપર બેસારવી. એ વિશેષે કરી છોકરીના તાળવા ઉપર ચોટાડવી. છોકરાના તાળવા ઉપર વાસનવેલ લેવાનો વધારે પ્રઘાત છે.

---

## ૩૫૧ પાટલી.

ભૂપાટલી. મ૦ ભુઈ પાડળ. હી૦ પાટલી ભુઇપાડર. ક૦ નેલવાદરી.

પાટલીનું વૃક્ષ મોટું વધે છે. એ ઝાડ ઘણુંજ દુર્મીળ છે. ધારવાડ જીલ્લામાં સિરટી કરીને ગામ છે ત્યાં એક પાટલીનું ઝાડ છે. એ ઝાડ વાવ્યા પછી એને ૭ સાત વર્ષે ફુલો આવવા લાગે છે. એનાં ફુલો ઘણાજ સુકુમાર હોઈ ઘણાં સુવાસિક છે. એ લાખના રંગનાં હોય છે. પાટલીને પારિજાતક પ્રમાણે જાડાં ફુલો આવે છે.

---

## ૩૫૨, પાડ (કાળીપાટ)

સં૦ પાઠા. પહાડ-મૂળ. હી૦ પાઠ, પાઢ.

ક૦ પાઢા, અગરૂસુટી. તૈ૦ પાઢચેટ્ટુ તા૦ પાડા તુ૦ તિપલે. મલા૦ પાટકિકિટણુ, લા. સ્ટેફાનિયા હેર્નાડીફોલિયા.

કાળીપાટનો વેલો હોય છે. એ વેલાનાં પાંતાં ગળોના પાંત્રા જેવાં હોઈ મૃદુ હોય છે. કાળીપાટના વેલાને બારિક અને મરી જેવડાં ફળો આવે છે. કાળીપાટની વેલ ડુંગરાળ પ્રદેશમાં વિશેષ કરી થાય છે. કોકણ પ્રાંતમાં આ વેલા પુષ્કળ થાય છે. એનાં મૂળોને " પહાડમૂળ " એમ કહે છે. **પહાડમૂળ**–તીખું, કડવું, ઉષ્ણ, ભગ્નસંધાનકારક, તીક્ષ્ણ લઘુ, અને પિત્ત, દાહ, અતિસાર શૂલ, વાત–પિત્ત, જ્વર વિષદોષ, અજીર્ણ, ત્રિદોષ ઉલટી કોડ, હૃદ્રોગ, કંડૂ, શ્વાસ, કૃમિ ગુલ્મ, ઉદર, વ્રણ, કફ અને વાયુ એનો નાશ કરે છે. [ ૧ ] **ગલરોગ ઉપર**:—પહાડમૂળ (કાળીપાટ), અતિવિષ, દેવદાર, ઇંદ્રજવ, કડુ, નાગરમોથ એનો કાઢો મધ અથવા ગોમૂત્ર નાંખી પાવો, **પાઠાદિ તેલ, પીનસ** ( સળકમ જેવો રોગ થાય છે તે) **રોગ ઉપર**:—પહાડમૂળ હળદર, દારૂહળદર, મોરવેલ, લેંડીપીંપર, જાઇના પાંત્રા, દાંતીનાં મૂળ એ સમભાગ લેઈ તેનો કલ્ક કરી તે કલ્કથી ચોપટ તલનું તેલ લેઇ તેમાં તે તેલ નાખી અને કલ્કનો પાક સારો થવા માટે તેલથી ચોગણું પાણી તેમાં નાંખી તેલ શેષ રહે ત્યાં સુધી પાક કરી તેલ ગાળી લેવું. અને નાકમાં રેડવું; એટલે મોટો દુર્ધર પીનસ રોગ પણ દુર થાય છે. (૩) **શીતજ્વર** [તાઢીયાતાવ] **ઉપરઃ**–પહાડમૂળનો કાઢો મરીની ભૂકી નાંખી પાવો. (૪) **અતિસાર અને દાહ એ ઉપર**:—પહાડમૂળ કિંવા આંબાની અંતરછાલ દહીંમાં વાટી ખવરાવવી. (૫) **શીતમેહ ઉપર**:—પહાડમૂળ અને ગોખરૂ એનો કાઢો આપવો. (૬) **સોજા ઉપર** પહાડમૂળ ગરમ પાણીમાં વાટી પાવાં અને સોજાઉપર લેપ કરવો. (૭) **આયનેરમાં બાળકને સોજો** ઉત્પન્ન **થયો હોય તો તે ઉપર** પહાડ મૂળ વાટી પાઈ દેવાં.

---

## ૩૫૩ પાન અજમો.

અજમામાં ઘણાક ભેદ છે, જે છોડ ઉપર બી આવતાં નથી તેને **પાન અજમો** કહે છે. એનો છોડ પથરાએલો હોઇ હાથ દોઢ હાથ ઉંચો વધે છે. એનાં પાંતા જાડાં હોય છે. એ પાંત્રાનો વાસ અજમા પ્રમાણે આવે છે. એ છોડ ચોમાસા વખતે એના કાંદા વાવ્યાથી થાય છે. એના ઉપર ફળ કિંવા બી આવતાં નથી. આ પાંત્રાના ભજીયા ઘણા સુસ્વાદ થાય છે. (૧) **કરમ ઉપર**—એના પાંત્રાનો રસ આપવો. (૨) **ભમરીના દંશ ઉપર**—એનાં પાંદડાં મસળી દંશ સ્થાને ચોળવાં એટલે જરા ચટકો લાગ્યા જેવું થઈ વેગ જલદી બંધ થાય છે.

---

## ૩૫૪ પારસ પીંપળો

સં૦ તૂલ. મ૦ પારસપિંપળ. હિં૦ ગજદંડ પુરવસુ. મલા અ૦ બંગરળી. તૈં૦ ગંગારખી. તા૦ પૂવરાચું. મલા૦ પૂરવાસુ. ફા૦ યલાસએલ્ય ઇં૦ હિબિકસસ. લા૦ વીસ[illegible]યા પોપલનિયા.

આ એક પીંપળા જેવું વૃક્ષ છે, એના કોકણ પ્રાંતમાં **"અષ્ટ," "મણેર" "કુડપાઇરિ"** એવાં નામ છે. એનાં પાંત્રા પીપળાના પાંત્રા જેવાં હોઈ તે કરતાં મોટાં હોય છે. એને ધોળો રસ (દૂધ) આવે છે. એ ઝાડો ડુંગરાળ પ્રદેશમાં થાય છે. એના ગુણ પીપર જેવા છે. એને ભીંડીના છોડના જેવાં ફળો આવે છે. **ઉપયોગ—** (૧) **ગુમડા માંહેના કૃમિ (જીવડા) મરવા માટે**—પારસપીપળાનું દૂધ ચોપડવું. ( ૨ ) **મણ્યારીના** (સર્પની એક જાતિ છે તેના) **વિષ ઉપર**—પારશ પીપળાની છાલનો રસ અર્ધા તોલાથી એક તોલા પર્યંત પાવો. ( ૩ ) **શ્વાસ ઉપર**— પારસપીપળના દૂધમાં મરી અને હળદર અથવા બહેડાંનું ચૂર્ણ નાંખી એ ચણોઠીભારની ગોળીયો કરી ખાવી. ગોળી ખાધા પછી કેટલીકવારે ઉલટી થઈ કફ પડે છે. ઉતાર ઘી અને ભાત. **કફરોગ ઉપર**—પારસપીપળાનો રસ શક્તિ પ્રમાણે બાળકને ત્રણ ટીપાં પર્યંત ગોળમાં કાલવી આપવો, એટલે કફ પાતળો થઇ પડે છે. (૫) **અર્ધશિશી** (આદોશી)

ઉપર—પારસ પીપળાના ફળ પાણીમાં ઘસી તેનું નસ્ય આપવું.

## ૩૫૫ પાલખ [ ભાજી ]

સં૦ ક૦ પાલક્ય. હીં૦ બં૦ પાલેક મ૦ પાલખ. ફા૦ ઈસ્પનાખ. લા૦ સ્પાઇનેસિયા ઓલેરિયા. ઇં૦ સ્પાઇનેજ-

આ ભજીનો છોડ વેંતભર વધે છે એનાં પાંત્રા ઘણાં કોમળ અને પાતળાં હોય છે. પાલખના પાંત્રાને થોડા કાત્રા હોય છે. દેશોદેશ હિંદુસ્થાનમાં એની ઉત્પતિ ઘણી છે. પાલખનું શાક સારૂં થાય છે. **પાલખઃ**—કિંચિત તિખું, મધુર, પથ્યકર. શીતળ, રૂક્ષ, ખારી, વાતલ, ગ્રાહક, ભેદક, તર્પણ, પિત્ત, ગુરૂ, વિષ્ટંભકારક, સ્વાદુ છે. અને રકતપિત્ત, મદ શ્વાસ, વિષદોષ, એનો નાશ કરે છે.

## ૩૫૬ પરિજાતક.

સં૦ મ૦ પારિજાતક. હીં૦ હારસીંગાર.

એ ઝાડ ઘણું મોટું નથી હોતું. એને ગોળ બિયાં આવે છે. પરિજાતકનાં ફુલ. ઘણાંજ સુકુમાર હોય છે. એ ફુલો ઘણાં સુવાશિક છે. ઝાડ હલાવીએ એટલે એનાં ફુલો નીચે ગરી પડે છે. પરીજાતકના ફુલોનો દૂરથી પવન સાથે વાસ આવે તો તે ઘણુંજ મન આનંદિત કરે છે. તેનો **ઉપયોગ—(૧) કોદ્રાના વિષ ઉપર**—પારિજાતકના પાંદડાંનો રસ કાઢી ઢોરેને પાઈ દેવો એટલે કોદ્રાનું વિષ ઉતરે છે. (૨) **પરિજાતકનાં** પાંદડાં અને નાચણીનો લોટ એકત્ર વાટી માંથામાં ઉંદરી થઇ હોય તે ઉપર ચોપડવું. અને દહીંમાં સોનાગેરૂ ઘસી પાવો. અથવા પારીજાતકનાં પાંદડાં દુધમાં વાટી લેપ કરવો. (૩) **ગડ ગુમડાં ઉપર**—પારિજાતકનાં પાંદડાં વાંસનો પાલો, ખોરેતીનો પાલો એ ત્રણે એકત્ર વાટી સાત દિવસ લેપ કરવો. (૪) **ઉદકમેહ ઉપર**—પારિજાતની અંતર છાલનો અષ્ટમાંશ કાઢો પાવો, (૫) **ખોડા ઉપર**—પારિજાતકનાં બિયાં વાટી લેપ કરવો. (૬) **સર્પદંશ ઉપર**—પારિજાતકના પાંદડાનો અગર છાલનો રસ કાઢી પાવો.

## ૩૫૭. પાંડેરવો.

સં૦ પારિભદ્ર મ૦ પાંગારા. કો૦ પારિંગા હીં૦ ફરહરદ. જલનીમ. બં૦ પાલિદામાર. ક૦ હાલીવાળ. પોંગારા તા૦ કલ્યાણુતુરૂકકુ. તુ૦ પોંગારેડા. મલા૦ મુળમુરાક્કા. તૈ૦ મુળમોતિચેટ્ટુ. લા૦ એરીથ્રીનાઇંડીકા.

એ વૃક્ષ મોટાં થાય છે. એમાં ધોળી અને રાતી એવી બે જાતિ છે. ધોળી જાત ક્વચિત જણાય છે- એનું લાકડું ઘણું હલકું હોય છે. એ ઝાડ પર કાંટા આવે છે, માટે તેના કાંટાઓની વાડ કરે છે. એના લાકડાંની સાંગડ કરી તે ઉપર તરવા શીખનારા શીખે છે, એ લાકડાંનાં તરવારનાં મ્યાનો અને બાળકોનાં રમકડાં વગેરે ઘણી જણુશો થાય છે. ધોળો પારિભદ્ર ગુણોમાં સારો છે- **પારિભદ્ર**—તીખું, ઉષ્ણ, પથ્ય, અગ્નિદીપક; અને અરૂચિ, કફ, વાત, કૃમિ, મેદ. શોફ એનો નાશ કરે છે. એનાં ફુલો પિત્તરોગ અને કર્ણવ્યાધિ એનો નાશ કરે છે. (૧) **કમળી ઉપર**—પારિભદ્રની છાલની ભૂકી વસ્ત્રગાળ કરી એક તોલાભાર ચોખાના ઓવરામણમાં આપવી. (૨) **વાતરકતાદિ રકતદોષ ઉપર અને ધાતુવિકાર ઉપર**—ધોળા પારિભદ્રની છાલનું ચૂર્ણ ગાયના માંખણ અગર ઘી અને સાકર એમાં આપવું. (૩) **વિંછીના વિષ ઉપર**—પારિભદ્રની છાલનો રસ પાવો.

---

## ૩૫.૮ પાંણકાંદા.

સં૦ કોલકંદ. મ૦ કોલ—પાણ—કાંદા. કો૦ ધાપા. પાચણ કાંદા. હી૦ જંગલી પ્યાજ કોલી કાંદા. ક૦ સંપુટ ગેડુ. તા૦ વાંગાયમ્, તૈ૦ અડવીતેલ્લા ગડ્ડા. તા૦ વાગુલ્લી. મલા૦ કાંટેના. ફા૦ બજલુલ ફાર. ઇં૦ ઈંડીયનસ્ક્વિલ. લા૦ સિલા ઓરીસિનેલિસ.

પાંણકાંદા નદીમાં થાય છે. એનાં કાંદાપ્રમાણે કંદ થાય છે. પાણકાંદાને નાગદમણીના ફુલો જેવાં ફુલો આવે છે. નિફાડ આગળ ગોદાવરી નદીમાં એ કાંદા પુષ્કળ છે. બીજા

ઠેકાણે પણ નદીઓમાં ઘણા હોય છે. એ કાંદાની કોઈ કોઈ ભાજી (શાક) પણ કરે છે. **(૧) ઢોરના ખાધામાં સોમલ આવ્યો હોય તો તે ઉપર**—પાંણકાંદાનો રસ શેરભર લેઇ ઘીમાં અથવા દહીંમાં પાવો. (૨) **ગુમડું ફુટવાને તથા નારૂ ઉપર**—પાંણકાંદા વાટી લેપ કરવો. (૩) **વાઘ કકડયો હોય તો**—પાંણકાંદા વાટી તે બાંધવા.

---

## ૩૫૯. પાણકુંભા.

સં૦ દ્રોણપુષ્પી. મ૦ કુંભા. ગોમા. કો૦ શેતવડ. હીં૦ ગોમા. દણહલી. બં૦ પલશ્રયા. ક૦ તા૦ તુ૦ તુંબે. મલા૦ તુપા તૈ૦ ગયસચેટ્ટુ. લા૦ લ્યુકાસ સિપ્પે લોટસ.

કુંભાના ઝાડ પ્રમાણેજ એ હોઈ એનાં પાંદડાં પણ તેજ પ્રમાણે હોય છે. પાણકુંભાને ફકત ફુલોજ આવે છે. ફળો આવતાં નથી. **(૧) ગડ ગુમડા ઉપર**—પાણ કુંભાની રાખ ગોમૂત્રમાં નાંખી બાફવી. પછી તે પાણી ગાળી પાવું અને ભાત તથા છાશ એ પથ્ય કરવી.

---

## ૩૬૦. પાંદડી.

સં૦ વનબર્બરિકા. મ૦ હીં૦ સુગંધ અજવલા. ક૦ સુગંધ કગ્ગોર્લે.

પાંદડીનાં ઝાડ એક હાથ ઉંચા હોય છે. એનાં પાંત્રા ઘણાં મોટાં નથી હોતા. પરંતુ ફાંગળના કરતાં કિંચિત ન્હાનાં હોય છે. એ પાંત્રા કુંમળા હોય તે વેળા જરા રાતાં હોય છે; પરંતુ જૂનાં થયા પછી સાફ લીલાં થાય છે. એના પાંત્રાનો અને તોરાનો સારો વાસ આવે છે. પાંદડીનું અત્તર કાઢે છે. પાંદડીનાં પાંત્રા અને તોરા ઘીમાં સુવાસ આવવાના ઉપયોગમાં આવે છે. પાંદડીનાં સુકાયલાં પાંદડાં શાલ, ઉંચી બનાત વગેરે મુલ્યવાન વસ્ત્રોમાં ઘાલી રાખવાથી તેઓને ઉધઇનો ઉપદ્રવ થવાનો ભય રહેતો નથી. **પાંદડી**—તીખી, કડવી, ઉષ્ણ. કષાય, સુગંધિ છે. અને વાયુ, ગ્રહદોષ, ભૂતબાધા, ત્વગ્દોષ, વ્રણ, દાહ, તૃષ્ણા અને વિષ એનો નાશ કરે છે.

## (૩૬૧. પિઠવણ. (ન્હાનો સમેરવો.)

સં પૃષ્ટિપર્ણી. મ૦ રાનભાલ. શેવરા. હીં૦ પિઠોની. ડાવડા. દૌલા. ક૦ નરિયલબોને. તૈ૦ કોલાકુપન્ના. બં૦ ચાકૂલે. શંકરજટા. ઔ૦ ક્રૂષ્ટપર્ણી. લા૦ ઉરેરિયા લેગોપો ઇડીસ્.

એ ઝાડો પડતર જમીનમાં ઘણાં થાય છે. આ ઝાડની ઉંચાઇ સુમારે અઢીજ હાથ હોય છે. એ ઝાડને પાંત્રા આવે છે તે એવડાં હોય છે; એટલે દીંટાપાસે બારીક પાંદડું હોઇ તેની આગળ મોટું પાંદડું થયેલું હોય છે. મોટા પાંત્રાની લંબાઇ પહોળાઇ સુમારે ચાર આંગળ હોય છે. એ ઝાડ ઉપર ચપટ તથા વાંકી નાની નાની શીંગો આવે છે. એ વનસ્પતીનાં મૂળો દશમૂળમાં આવે છે. **પિઠવણ**—તીખું, ઉષ્ણ, ખાટું, કડવું, મધુર, લઘુ, વૃષ્ય, અને અતિસાર, કાસ, વાતરોગ, જ્વર, ઉન્માદ, વ્રણ, દાહ, ત્રિદોષ, ઉલટી, ઉન્માદ, રકતાતિસાર, ઉધરસ એનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) ગર્ભીણીનાં રક્તપિત્ત, કમળો, સોજો, ઉધરસ, દમ અને જ્વર એ ઉપર—પીઠ**વણ, બળદાંણા અને અરડુસી એનો રસ પાવો, **(૨) વછનાગના વિષ ઉપર**—પિઠવણનો રસ ૪ તોલા સાકર નાંખી પાવો, **(૩) પથરી ઉપર**—પિઠવણીના મૂળનો અગર પાંદડાંનો રસ પાવો.

---

## ૩૬૨. પિત્તાપાપડો.

સં૦ પર્પટ. મ૦ પિત્તપાપડા. દે૦ ખડશેપુ. બં૦ હીં૦ પિત્ત–દવણ–ક્ષેત–પાપડા. કં૦ પર્પાટક. તૈ૦ પાર્પાટકમુ. ફા૦ શાહતરા. ગરમતર. અ૦ શાહતરજ. બકલતલમલક. ઔ૦ જઢપાંપુડા. લા ગ્લોસાકાર્ડિયા ઓસ વેલિયા.

**પિ-તપાપડાના** બે પ્રકાર છે, પૈકી **ઘાસ પિ-તપાપડો** એ ઘાસ જેવો હોય છે. અને તે ઉપર કણુસલાં પણ હોય છે. પિ-તપાપડાનાં ઝાડો ચોમાસામાં ઉત્પન્ન થાય છે. એ સુમારે ત્રણ ચાર હાથ ઉંચા વધે છે, એનાં પાંદડાં બારીક હોઈ એ ઉપર બારીક ફુલો આવે છે.

**પિત્તપાપડો**—શીતલ, કડવો, સંગ્રાહી, વાતલ, લઘુ અને પાકકાળે તીખો છે. અને પિત્ત, કફ, જ્વર, રકતદોષ, દાહ, અરૂચિ, ગ્લાની, ભ્રમ, મદ, પ્રમેહ, ઉલટી, તરસ, રકતપિત્ત એમનો નાશ કરે છે. એનો **ઉપયોગ**—(૧) પિત્તપાપડાનો કાઢો લીંડી પીપરનું ચૂર્ણ નાખી આપવો. **(૨) પિત્ત ઉપર**—પિત્તપાપડાના પાંદડાંનો રસ અને ગાયનું ચોખું દુધ એકત્ર કરી તેમાં સાકર નાંખી પાવો. અથવા પિત્તપાપડો અને સુંઠ એનો કાઢો પાવો. (૩) **માથું ચઢતું હોય તો તે ઉપર**—પિત્તપાપડાનો રસ અને કારેલીના પાલાનો રસ એકત્ર કરી તેમાં ગાયનું ઘી નાખી માંથે મર્દન કરવાથી પિત્તાંશવડે ચઢેલું માથું ત્વરિત ઉતરે છે. (૪) **શોષરોગ ઉપર**—તિત્તપાપડાનો કાઢો પાવો. **(૫) મસ્તકનો તાપ, આંખોની બળતરા અને ઉલટી ઉપર**—પિત્તપાપડાનો કાઢો મધ નાંખી પાવો. (૬) **મૂતરખડા ઉપર**—પિત્તપાપડો ૪ તોલા લેઈ ચૂર્ણ કરી તે ગાયની છાશમાં ખાવો. તાજો હોય તો પિત્તપાપડાનો રસ છાશમાં પીવો. (૭) **સલની વૃધ્ધિ કરવી હોય તો**—પિત્તપાપડાનો કાઢો સાકર નાંખી પાવો.

---

## ૩૬૩. પીપર. (લીંડી પિપર.)

સં૦ તૈ૦ પિપ્પલી. મ૦ લેંડી પીંપળી. હીં૦ પીપર-લ. બં૦ પિપુલ. ક૦ ગો૦ હીપ્પલી તા૦ મલા૦ તિપ્પીલી. તુ૦ ઇપ્પલી. ફા૦ પિલપિલદરાજ. અ૦ દારફીલફીલ. ઈં૦ લોંગ પેપ્પર. લા૦ પાયપર લૉંગમ્.

પીંપરનું વૃક્ષ ઘણું મોટું થાય છે, પીપરનાં પાંત્રા નાદરૂખીનાં પાંતા જેવાં હોઇ તે કરતાં મોટાં હોય છે. આ છાયાવૃક્ષ છે. પીંપરની છાયા ઘણી ઘટ્ટ હોઇ થંડી છે. છાયા માટે રસ્તાની બાજુએ આવૃક્ષો વાવે છે. પીંપરને પીંપળા પ્રમાણે ફળો આવે છે. બાળકો એ ફળોને ઘણા પ્રેમથી ખાય છે. પીપરનું લાકડું ઈમારતી કામમાં ઉપયોગમાં આવે છે. પંચ વલ્કલમાં એની છાલ લેવામાં આવે છે. **પીપર**—તીખી, કડવી, તુરી, શીતલ, અને વ્રણ, યોનીદોષ, વિસર્પ, દાહ, પિત્ત, કફ. રક્તપિત્ત, રક્તદોષ, મેદોરોગ, શોષ, મૂર્ચ્છા, ભ્રમ, પ્રલાપ, સોજો, રકતાતિસાર એનો નાશ કરે છે. લઘુ પીપર ગુણોમાં અધિક છે. **ઉપયોગ—(૧) ઉદાવર્ત અને વાતગુલ્મ ઉપર**—પીપરનો યૂષ (૧૮ ગણું પાણી નાખી ચતુર્થાંશ શેષ રહે તે) ઘી નાખી પાવો. (૨) **ખોડા ઉપર**—પીપરનું દૂધ ચોપડવું.

---

## ૩૬૪ પીંપળો

સ૦ અશ્વત્થ. મ૦ પીંપળ. હી૦ પીપળવૃક્ષ. ક૦ અરળીમારા. તૈ૦ રાવીચેટ્ટ. કા૦ દરખતલરજા. તા૦ અરાકમરં. તુ૦ અન્તાસામારા. મલા૦ અરાયલ. ઇં૦ પોપલરલિવ્ડફિગટ્રી. લા૦ ફાઇકસરિલિજીયોઝા.

એ વૃક્ષ ભરતખંડ સિવાય બીજા દેશોમાં થતો નથી. આ ઝાડ, ગાંમમાં. રાનમાં, અરણ્યમાં એ સર્વે સ્થળે થાય છે. તથા તે અતિશય મોટો થઈ ઉંચો પણ ઘણો વધે છે. કોઇકોઈ ઠેકાણે એનો વિસ્તાર એટલો વધે છે કે, એની છાયામાં ત્રણસો ચારસો માણસો સહેજ બેસી શકે છે. આ વૃક્ષ ઘણાં વર્ષ સુધી રહે છે. પીપળામાં અનેક અલૌકીક ગુણો હોવાથી એ વૃક્ષ હિંદુ લોકોમાં ઘણો પવિત્ર મનાયલો છે. ઘણાક પરોપકારી ગ્રહસ્થો પીંપળાના વૃક્ષની આશપાસ ઓટલો કે પાર બાંધે છે. પીપળાનું લાકડું બાળવાના કામમાં લેવું નહિં એવો હિંદુ લોકોમાં નિયમ છે. પીપળાને બારીક ફળો આવે છે. પીપળાની લાખ બને છે, તે રંગમાં તથાં બીજા ઘણા કામોના ઉપયોગમાં આવે છે. એનો ઉત્તમ લાખી રંગથાય છે. એ ઝાડ પરોપકારના અર્થે છાયા માટે દેવળની આસપાસ તથા રસ્તા ઉપર રોપે છે. એ વૃક્ષના યોગે આશપાશની હવા સ્વચ્છ થઈ લોકોને ઘણું સુખ થાય છે, આ એ વૃક્ષમાં અતિશય મોટો ગુણ છે અને તે આપણા પૂર્વજોને પૂર્ણપણે માહીત હતો. **પીપળો**—મધુર, કષાય, શીત, દુર્જર, ગુરૂ, રૂક્ષ, વર્ણકર, યોનીશુદ્ધકારક, કડવો-અને કફ, પિત્ત, દાહ, વ્રણ એનો નાશ કરે છે.

એનાં પાકાં ફળ—હૃદ્ય, શીતળ; અને કફ, પિત, રકતદોશ, વિષદોશ, દાહ, ઉલટી, શોષ, અરૂચી એનો નાશ કરે છે. **લાખ**—કડવી, તુરી, સ્નિગ્ધ, લઘુ, બલકર, ભગ્નસંધાનકારક, વર્ણપદ, શીતળ; અને કફ, પિત્ત, શોષ, વિષ, રકતવિકાર, વિષમજવર, ઉચકી (હેડકી), ઉધરસ, જવર, ઉરઃક્ષત. નાસારોગ, વિસર્પ, કૃમિ, કુષ્ટ, વ્રણ, ત્વગ્દોષ, અને દાહ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ઉપદંશ એટલે ગરમીની ચાંદિયો ઉપર**—પીપળાની સુકાયેલી છાલની રાખ ચાંદીયો ઉપર નાંખતા જવી, એટલે ચાંદીઓ સારી થઈ કોરી પડી સારી થાય છે. (૨) **બાળકોની બોબડી વાચા શુધ્ધ થવા માટે** પીપળાનાં પાકેલાં ફળો ખાવા આપવાં (૩) **ઉચકી** (હેડકી) **અને ઉલટી ઉપર**—પીપળાની સુકી ડાળની રાખ પણીમાં ભિજવી કેટલીક વારે તે પાણી ગાળી પાવાથી ઉચકી અને ઉલટી એનો તાત્કાળ નાશ થાય છે, (૪) **ઉરૂમાં સંચય થયેલું રકત શુધ્ધ થવા માટે**—પીપળાની ડાળીઓના પાંતરા અને કુંપો લેઇ તેનો રસ કાઢી તેમાં મધ નાખી તે પાવો. (૫) **ખસ ઉપર**—પીપળાના છોડીયાંની રાખ અને ચુનો એ માખણમાં ખલી ચોપડવાં; કિંવા છાલ પાણીમાં ઘસી ચોપડવી. (૬) **નાનાં બાળકના અંગ ઉપર ફોલ્લીઓ (ઓરી) થાય છે તે ઉપર**—પીપળાનું છોડિયું અને રોડું એકત્ર ઘસી લેપ કરવો. (૭)**નાના બાળકનું મોં આવી મોંમા ચાંદીયો પડે છે તે ઉપર**—પીપળાનાં તાજાં પાંતરા અને છાલ બારીક વાટી તેમાં મધ મેળવી દિવસમાં ત્રણવાર થોડું થોડું ચટાડવું. (૮) **અફીણ ઉપર**—પીપળાની છાલનો કાઢો કરી પાવો, એટલે અફીણનું વિષ ઉતરે છે. (૯) **ક્ષતકાસ અને ઉરઃક્ષતક્ષય ઉપર**—પીપળાની લાખનું ચૂર્ણ મધ અને ઘી એમાં આપવું. (૧૦) **દાહજવર ઉપર**—પીપળાની છાલ અને કડુ વાટી અંગે લેપ કરવો. (૧૧) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર ઉપર**—પીપળાના સુકા છોડીયાનું ચૂર્ણ ઘીમાં કાલવી ઉપર ચોપડવું (૧૨) **ફુટેલું બદ ભરાઈ આવવા માટે**—પીપળાનું દૂધ અને ગંધાબિરોજા એકત્ર કરી પટ્ટી બેસાડવી એટલે ત્વરિત ગુણ આવે છે. (૧૩) **અળતો કરવાની કૃતિ**—એક શેર પાણી, ૭ પૈસાભાર પીપળાની લાખ, બે તોલા શુધ્ધ કરેલો ટંકણખાર, (ટંકણખારના કકડા કપડામાં બાંધી ભેંશના છાણમાં ધોળવા, પછી તે સ્વચ્છ પાણીથી ધોવા એટલે તે ગાંગડો ધોળો શુભ્ર થાય છે.) અને લોદર ૭ માસા. આ દ્રવ્યો એક વાસણાં નાખી બે પ્રહર પર્યંત રાખવાં; એટલે લાખનો રંગ ઉતરી અલતો તૈયાર થાય છે. કિંવા ચુલા ઉપર બાફવો એટલે તૈયાર થાય છે. આ તૈયાર થયેલા અલતામાં રૂ ભીજવી થેપલીઓ કરી સુકવી રાખવી. જોઇએ જરૂર વખવે થેપલીયોનું ખપજોગું રૂ પાણીમાં પલારી રંગ કાઢી લેવો. એના રંગથી લખે છે તેને રાતી શાઇ કહે છે. અલતામાં કાજળ ઘુંટી પુસ્તકો લખવા લાખીશાઈ (પાકીશાઇ) કરે છે. (૧૪) **સ્તનરોગ ઉપર**—પીપળાની છાલ બાળી પાણીમાં નાંખવી. અને તેમાં લોખંડનો કકો વારંવાર તપાવી છમકારલો. તે પાણી ગાળી સવાર સાંજ પીવા આપવું અને કંવડળાનાં મળ પાણીમાં ઘવી લેપ કરવો. (૧૫) **ઉચકી** (હેડકી) **ઉપર**—પીપળાની છાલ બાળી પાણીમાં છમકારી ખટાઇમા વાટી છાતી ઉપર લેપ કરવો. (૧૬) **રકતાતિસાર ઉપર**—પીપળાની કુંમળી કુંપો, ધાણા, સાકર એ સમભાગ લેઈ મોંમાં રાખી દાંતોએ ચાવી તેનો રસ ગળવો. (૧૭) **અટકાવ** (રૂતુ) **આવવા માટે**—પીપળાની અને આંમલીની છાલ પાણીમાં વાટી પાવી. (૧૮) **ક્ષય ઉપર**—પીપળાની લાખનું ચૂર્ણ ઘી અને મધ વિષમ ભાગે લેઈ તેમાં પાવું. (૧૯) **બદ ઉપર**—પીપળાનું દુધ અને ગંધાબિરોજા એ બન્ને એકત્ર ખલી ચોપડવાં, (૨૦) **બાળકોને શરીરે ફોડકીયો થાય છે તે ઉપર**—પીપળાની છાલ અને ઈંટ પાણીમા એકઠાં ઘસી લેપ કરવો. (૨૧) **નીલમેહ ઉપર**—પીપળાની છાલનો કાઢો પાવો. (૨૨) **ઢોરોને**

**કંઈ જખમ થઈ કીડા પડે છે તે ઉપર**—પીપળાની છાલ રોટલામાં નાંખી ખવરાવવી. **( ૨૩ ) હનુગ્રહ** ( મોં ઉઘાડવા કિંવા બીડવા દે નહિં તે ) **વાયુ ઉપર**—પીપળની અંતરછાલનો પાણી નાખી રસ કાઢી તેમાં લીડી પીપરનું ચૂર્ણ નાંખી તે પાવો. **(૨૪) રક્તપિત્ત ઉપર**—પીપળાના પાંલાના અંગરસ ૧ ભાગ. ૬ ભાગ હીરા બોળ, અને બમણું મધ એમ એકત્ર કરી પાવું; એટલે રક્તનો પ્રવાહ કિંવા હૃદયમાં સંચય થયેલું લોહી એનો નાશ થાય છે. **( ૨૫ ) પ્રદર ઉપર**—પીપળાની લાખ એક તોલો છાશના પાણીમાં ઉકાળી સાકર નાખી પાવી. **(૨૬) દમ અને ઉધરસ ઉપર**—પીપળાની લાખનું ચૂર્ણ ઘી સાકરમાં આપવું.

---

## ૩૬૫. પીલુ.

સં૦ કાકમાચિકા. મ૦ કાંગોણી. હીં૦ મકોય કવૈયા. બં૦ ગુડકા માઈ. મદન મધૂની. રા૦ ચિર પોટન ક૦ ણુકે. તા૦ કારે. તૈ૦ બલસુ. તુ. કાંકે ડેલ. મલા૦ કાંડનગરી. ફા૦ રોબાતરીખ. અ૦ અનવુસ્ સાલ્વ્ ઉં૦ નાઇટ્ સેડ. લા૦ સોલેન નાઇગ્રમ,

પીલૂમાં ન્હાની અને મોટી એવી બે જાતિ છે. પીલુનાં ઝાડો ઝાળવાળાં હોય છે. એ ઝાડો કોકણુ પ્રાંતમાં તથા ગુજરાતમાં ઘણાં થાય છે. પીલુનાં પાંદડાં ધાવડીના પાંત્રા જેવાં હોઈ તે કરતાં મોટાં અને જાડાં હોય છે. એ ઝાડ ઉપર ફળો તોરણ પ્રમાણે આવે તે. એ પાકેલાં ફળોનો રંગ લાલ હોય છે, એ ફળ અકેક મોંમા નાખી ખાવાથી ગળું સુજી જઇ ગળાંમાં ખરજ થાય છે; પરંતુ ઘણા ફળો એકદમ મોંમાં નાખી ખાવાથી કોઇ પણ પ્રકારનો અપકાર થતો નથી. પીલૂને કોકણું પ્રાંતમાં “**સારી**” અને “કિંકણ” કહે છે. એના ફળોનું તેલ કાઢે છે. તેને “**કિંકણેલ**” કહે છે. એ તેલ વાયુ ઉપર શરીરે મસળે છે. મોટી જાતનાં ઝાડો કેટલાંક મુસલમાન લોક પિરોની કબરોપાસે શોભા માટે વાવે છે. એની છાયા ઘણીજ ઘટ્ટ છે. **લઘુ પીલૂ**—મધુર, તીખું, તુરૂ, ખાટું, રૂચિકર, સારક, કડવું, તીક્ષ્ણ, ભેદક, દીપન, રક્તપિત્તકારક, સ્નિગ્ધ, ઉષ્ણ, વિદાહી; અને **અર્શ, ગુલ્મ,** કફ, વાતરક્ત, પ્લીહા, આનાહ, વાયુ, ઉદર અને વિષબાધા એનો નાશ કરે છે. **મોટું પીલુ**—મધુર, વૃષ્ય, રૂચિકર, અગ્નિદીપક; અને વિષ, પિત્ત, આમ એનું નાશ કરે છે. એનું તેલ—લઘુ; અને કફ. વાયુ એનું નાશક છે. ઉપયોગ **( ૧ ) મૂળવ્યાધ, કૃમિ, ગુલ્મ અને સંગ્રહણી ઉપર**—પીલુનાં તાજા પાંત્રા ભક્ષણ કરવાં. (૨) **વાયુહારક પાટો**—પીલુનો પાલો અને નગોડનો પાલો કિંવા એકલો પીલુનો પાલો કચરી લોઢી ગરમ કરી પોટલી બાંધી થોડી વાર તેનો શેક કરવો, પછી તે પોટલીમાંના પાલાનોજ પાટો બાંધી ઉપર કપડાનું વેષ્ટણ દેઈ તે ૪ પ્રહર રહેવા દેવો. એટલે પગ વળવા, ફાટ થવી, કમર, પીટ, હાથ ઇ૦ વાયુ વિકાર હશે તો તાત્કાળ ગુણ આવશે, **( ૩ ) કુત્રાના વિષ ઉપર**—પીલુના પાંદડાનો રસ પાવો અગર મૂળ ઘસી પાવાં. **( ૪ ) મુખમાં ચાંદીઓ પડે છે તે ઉપર**—પીલુના પાલાનો રસ ૧ તોલો, ગાયનું ઘી ૧॥ તોલો એ બન્ને મિશ્રિત કરી પીવાથી રોગ ત્રણ દિવસમાં બીલકુલ નાશ પામે છે. **(૫) સંધિવાત ઉપર**—પીલૂના પાંદડાંનો રસ અને કડવી ઘોસાળીનો રસ એકત્ર કરી અંગે ચોળવો; અથવા કિંકણેલ ચોળવું. **(૬) કંડૂ (ખરજ) ગંડમાલા, અંડવૃદ્ધિ અને ક્ષત એ ઉપર**—કિંકણેલ તેલ ચોળવું.

---

## ૩૬૬ પિસ્તાં.

(સં૦ નિકોચક.)

**પિસ્તાનું** ઝાડ મોટું થાય છે. આ ઝાડ **પર્શીયા, બુખારા, અફગાનીસ્તાન,** એ દેશોમાં જંગલની અંદર ઉત્પન્ન થાય છે. એ ઝાડ ઉપર ચણાનાં પોપટા જેવાં ફળો આવે છે. એનાં ઉપર પાતળી અને ઘટ્ટ એવી છાલ હોય છે. ફળની અંદરના ગરનો રંગ લીલો હોય તે

પર લાલ ટીપકાં હોય છે. એ ફળોને પીસ્તાં કહે છે. એનું છાલ સુધ્ધાં ફળ વાવવાથી તેનો રોપો થાય છે. પિસ્તાં એ ખાવાથી મીઠાં લાગે છે. એ પકવાન્નોમાં તથા મીઠાઈમાં નાંખે છે. એ બળકર તથા પુષ્ટિદાયક છે. એનું તેલ નીકળે છે તે માંથે ચોળવાથી પિત્તશમન થાય છે. આ તેલનો ઉપયોગ રેશમને કીરમજી રંગ ચઢાવવાના કામમાં આવે છે. **પિસ્તાં**—ગુરૂ, સ્નિગ્ધ, ઉષ્ણુ, વૃષ્ય, સ્વાદુ, ધાતુવર્ધક, રકતને સ્વચ્છ કરનાર, બલકર, પિત્તકર, ભેદક, કડવું, સારક; અને કફ, વાયુ, ગુલ્મ અને ત્રિદોષ એનાં નાશક છે. **ઉપયોગ. (૧) પૌષ્ટિક ક્ષીર**:—પિસ્તા, બદામનો મગજ, ચારોળી, અને ખસખસ બારીક વાટી દૂધમાં નાંખી આટવી ખીર કરવી તથા તેમાં ગાયનું ઘી અને સાકર નાંખી સેવન કરવું.

---

## ૩૬૭ પિસા.

એ ઝાડ મોટું થાય છે. તે મહાબ્લેશ્વર, માથેરાન અને બીજા ઘણે ઠેકાણે થાય છે. **ઉપયોગઃ—(૧) પ્રમેહ, ધાતુવિકાર એ ઉપર** ઝાડના પાંદડાંની ભુકી કરી દુધમાં સાકર નાંખી તેમાં આપવી, એટલે ઉપલા વિકાર દુર થઇ ધાતુપુષ્ટ થાય છે. લીલાં પાંત્રા હોય તો તેમને તેમજ ચાવી ખાવાં. (૨) **પાંડુરોગ ઉપર**—પિસાના ઝાડના પાંત્રાની ભુકી ગરમ પાણીમાં આપવી.

## ૩૬૮ પીળો ધંતુરો

સં૦ પીતધત્તુર. મ૦ પિવળાધોત્રા. હીં૦ પીલાધતુરા. બં૦ પીતધ્રુતુરા. ક૦ હળદીમદગુણીકે.

એને "પીળો ધંતુરો" 'વિલાયતી ધંતુરો' વગેરે કહે છે. એ સુમારે હાથ બે હાથ ઉંચો વધે છે. એના સર્વાંગે બારીક કાંટા હોય છે. એને જે બી આવે છે તે બંદુકના દારૂ પ્રમાણે કાળાં હોય છે. એ બી કાગળ નાંખી ઉડાવવાથી દારૂ પ્રમાણે તડતડ વાગે છે. આ ઝાડો પડતર જમીનમાં પુષ્કળ થાય છે. આ ઝાડો સર્વત્ર પ્રસિધ્ધ છે. એના બિયાંનું તેલ કાઢે છે. એના મૂળોને પિસોળાના મૂળો પ્રમાણે "ચોક" કહે છે. એના ગુણ પિસોળા પ્રમાણે છે. **(૧) વીંછીના વિષ ઉપર**—પીલા ધંતુરાના મૂળની છાલ પાનમાં ખાવા આપવી. (૨)**તાઢીયાતાવ ઉપર**—પીળા ધંતુરાના મુળની છાલ પાનમાં આપવી. **(૩)ગર્મીના ચાઠાં અને મસ્સા ઉપરઃ**-પીળા ધંતુરાની ડુખો ચુટવાથી જે રસ નીકળે છે તે ચોપડવો. અગર મુળ ઘસી ચોપડવાં. (૪) **આંખમાં ફુલ પડે છે તેને તથા સાર આવે છે તે ઉપર**—પીળા ધંતુરાનું ચીક (દૂધ જેવો ચીકણો પદાર્થ) આંખોમાં આંજવો (૫) **આંખો આવી હોય તો**—પીળા ધંતુરાના ફુલોનો અને પાંત્રાનો રસ અથવા ચીક આંખમાં પાડવો. (૬) **રેચ થવા માટે**—મુળોનું ચૂર્ણ શકિત પ્રમાણે ગરમ પાણીમાં આપવું.

(૭) **પ્રમેહ ઉપર**—પીળા ધંતુરાના પાલાનોરસ બે તોલા સુધી કાઢી તેમાં તેટલુંજ ઘી નાંખી પ્રત્યેક એક વખત પ્રમાણે પાંચ દિવસ આપવું, (૮) **રકતપિતી ઉપરઃ**—પીળા ધંતુરાના પાંલાનો રસ ગાયના દૂધમાં આપવો. ૬ મહિના સુધી લેવાથી વ્યાધિ નકકી જાય છે. (૯) **ખસ ઉપરઃ**—પીળો ધંતુરો બાળીં નાંખી તેલમાં ખલી ચોપડવા.

---

## ૩૬૯ પુંગળવેલ.

સં૦ વસ્તાંત્રી. મ૦ હીં૦ બોકડી. પુંગળી. ક૦ કુરૂટીગેય ભેદ.

અને **"પુંગળી," "બોકડી"** એવે નામે પણ માહારાષ્ટ્રમાં કહે છે. એનાં પાંત્રા ગુલબાસીના પાંત્રાં જેવાં હોય છે. તે વેલ વાડો ઉપર ઘણી થાય છે. આ વેલી પ્રસિધ્ધ છે. **પુંગળવેલઃ**—કડવી, સ્તંભન, ધાતુવર્ધક, ગર્ભોત્પત્તિકારક, લઘુ, તુરી, શીતલ, મધુર, રસકાળે અને પાકકાળે તીખી, વાતલ, અને ઉધરસ, ગુલ્મ એની નાશક, રૂચિકર; અને કૃચ્છ્ર, કફ, પિત્ત, હૃદ્રોગ, અને વિષ એનો નાશ કરે છે. **ઉપયોગઃ-(૧) ગુંમડુ કુટવા માટેઃ**—પુંગળવેલનો પાલો વાટી બાંધવો એટલે ગુમડુ ત્વરિત ફાટે છે. (૨) **જાળપુળી (પાઠા જેવું ગુમડું જેમાં બળતરા વિશેષ થાય છે તે)અને કોઈ**

**પણ પ્રકારના ગુમડા ઉપરઃ**--પુંગળવેલનો પાલો વાટી બાંધવો એટલે આગ કમી થાય છે. અને ગુમડું ફાટે છે અગર બેસી જાયછે.

---

## ૩૭૦ પુષ્કરમૂળ.

સં૦ ક૦ પુષ્કરમૂલ. હીં૦ પોહકરમૂલ. મલા૦ ચત્રાકુવા. લા૦ કોસ્ટસ્પેસીઓસસ્.

પુષ્કરમૂળની ઉત્પત્તિ કાસ્મીર દેશમાં થાય છે. પુષ્કરમૂલ એ એક કોષ્ટનો ભેદ છે. એને **"પોખરમૂળ"** એમ પણ કહે છે. **પુષ્કળ મૂલઃ**--કડવું, તીખું. ઉષ્ણ, ભેદક, અને વાયુ કફ, જ્વર, સોજો, અરૂચિ, ઉધરસ હેડકી, પાંડુ, એનો અને વિશેષે કરી પાર્શ્વશૂળ એનો નાશ કરે છે. (૧) **હૃદ્રોગ શ્વાશ, કાસ, હેડકી એ ઉપરઃ**--પુષ્કરમૂલનું ચૂર્ણ મધસાથે આપવું. (૨) **સ્વરભંગ ઉપરઃ**—પુષ્કરમૂળ મોંમા રાખી રસ ગળી જવો.

---

## ૩૭૧ પેટારી

સં૦ અતિબલા. મ૦ મુદ્રિકા. ચક્રભેંડી કાસલી. કો૦ ચુર્યે. ચોચેં. વ૦ કકઈ. હીં૦ કંગઈ. બં૦ પીતવેડેલા. ક૦ ક૦ મુલ્લુદુરૂવે. હાઉમે કેક. ઇં૦ ઇંડિયનમેલો. લા૦ એબ્યુટિલન્ ઇંટીકમ્

આ ઝાડને **"મુદ્રિકાનું ઝાડ" "ચુંચા "મુદ્રાવળ" "મહની ચક્રભેંડી"** એ વગેરે બીજાં નામે પણ ઓળખાય છે. એ ઝાડો ત્રણ ચાર હાથ પર્યંત ઉંચા વધે છે. એ ચોમાસામાં ઉત્પન્ન થાય છે. તે ઘણાંક પ્રાંતોમાં થાય છે. એનાં પાંત્રા લાંબાં કિંચિત હોડ પડતી પહોળાઇવાળાં અને અણીયો ચીંચોળાઇ ગયેલી, એક આંગળ પોહળાઈ અને ચાર આંગળની લંબાઈ હોય છે. આ ઝાડ ઉપર પાંત્રાના દીંટા પાસે ફળો આવે છે એ ન્હાની સોપારી જેવડાં હોય છે. એનો આકાર મૃદ્રાકૃતિ હોય છે, નહાનાં બાળકો એ ફળોની વીંટીયો પહેરે છે. એ ફળો લીલાં હોય છે. ત્યારે ચીંકણા હોય છે એ ફળોમાંનું બી બળદાણાનાં બીયાં પ્રમાણે લીલું હોય ત્યારે મીઠું લાગે છે. આ બિયાનો પણ **બળબીજ** પ્રમાણે ઉપયોગ થાય છે. મુદ્રિકાના ઝાડની જાતિનું **"ફટાકડી"** કરીને વેંતભર ઉંચાઈનું કોકણ પ્રાંતમાં નદિ કીનારે થનારૂં એક ઝાડવું છે. એને રાતા રંગની મુદ્રિકા આવે છે. બાળકો એ ફળો નળકંડમાં નાંખી ફટાકા પ્રમાણે બાર કરે છે. પેટારીનું એક જંગલી ઝાડ છે તે આ કરતાં જુદું છે. **પેટારીના ગુણ બળદાણા પ્રમાણે છે. ઉપયોગઃ—(૧) સર્પદંશ ઉપરઃ**—પેટારીના મૂળો ચાવી ખાવાં કિંવાપાલાનો રસ કાઢી પીવા આપવો. (૨) **ગર્ભપાત ન થવા માટેઃ**—પેટારીનાં મૂળ કુંવારીએ કાંતેલા સુતરના સમ દોરડા લેઈ તેમાં ગાંઠી કંબરે બાંધવું (૩) **મૂત્રદાહ બંધ કરવા માટે**—પેટારીના મૂળોનો ફાંટ કરી આપવો, એટલે તે મુળો ૧૬ તોલા પાણીમાં સારાં ઉકાળી તે પાણી આઠ તોલા પર્તંત આપવું (૪) **પ્રદર ઊપર**—પેટારીનાં મુળો પાણીમાં વાટી સાકર નાંખી પાવાં; અથવા પેટારીના પાંદડાંનો રસ નાગકેશરનું ચૂર્ણ નાંખી પાવો. (૫) **વિષમજ્વર ઊપર**—પેટારીનાં મુળો અને સુંઠ એને કાઢો શૈત્ય, કફ અને દાહ યુકત એવો વિષમજ્વર ઉપર એ અથવા ત્રણ દિવસ આપવો.

---

## ૩૭૨ પેંડકુળી

પેંડકુળીના વેલા હોય છે. આ વેલો મોટો અને વિસ્તીર્ણ થાય છે. એનાં પાંત્રા અળઇના ઝાડ જેવાં થાય છે. છાલ, ઉપરથી કાળા રંગની હોય છે. પરંતુ અંદરથી રાતા રંગની હોય છે. એને રાતા રંગનો રસ આવે છે. અને તેની લાખ થાય છે (૧) **ઉંદરીઉપરઃ**-પેંડકુળીના પાંદડાંનો રસ પાવો અને તેજ પાલો વાટી ઉપર ચોપડવો. (૨) **ફોલ્લા ઉપરઃ**-પેંડકુળીના વેલાનો રસ અથવા છાલ પાણીમાં ઘસી પાવી.

---

## ૩૭૩ પેંઢુર

સં૦ મહાપીંડીતરૂ. મ૦ પેંઢ્રે. પેંઢૂર. હીં૦ પેડીરાવૃક્ષ. ક૦ ઓંષ્ષ્યમાકુવરનું લા૦ રેંડીયા

સિલિનીનોસા.

પેંઢારનાં ઝાડો કોકણમાં થાય છે. તેને જેઠ અને આષાઢ માસમાં ફળો આવે છે. એ ફળો જમરૂખ જેવડાં હોય છે. અને તેનો રંગ લીલો હોય છે. તેનું શાક કરે છે. **પેંઢરઃ**—તુરૂં, ગ્રાહક, વાતનાશક, શીતળ, બલકર, રૂચિકર, મધુર, રૂક્ષ; અને વિષ, ચર્મરોગ, રકતદોષ, કફ, પિત્ત એનો નાશ કરે છે.

---

## ૩૭૪, પોકળો

પોકળાની ભાજીનું દીંટું રાતું હોઈ માઠ જેવુંજ હોય છે, પરંતુ પાંત્રા કંઈક તાંદળજાના પાંત્રા જેવાં હોય છે. આ ભાજીમાં કિંચિત ખાટાપણું છે. પોકળાની ભાજી નરમ કરવાથી સારી થાય છે. એને બી આવે એટલે તે ઉપયોગમાં આવતી નથી. એનો રોપો સુમારે હાથભર ઉંચો વધે છે. (૧) **અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—પોકળાના પાંદડાંનો રસ જમીન ઉપર રેડવાથી નીકળનારો ભોંયરસો મેળવી તેનો લેપ કરવો.

---

## ૩૭૫ પોપૈયો,

સં૦ મધુકર્કટી. મ૦ પપઈ. વ૦ એરંડપપઈ. હીં૦ અંડકાકડી. બં૦ જાતાવિલેબુ તૈ૦ બોપ્પાઈ તા૦ પપ્પાય તુ૦ બપ્પાંગાય. મલા૦ પપ્પાયં. ક૦ પોપ્પલસુ. ઇં૦ પપાવ. લા૦ કારિકા પાપૈયા.

આ ઝાડો ઘણાખરા પ્રાંતોમાં પ્રસિદ્ધ છે. એ ઝાડો ઘણાજ ઉંચાં વધે તો બે ત્રણ માંથોડાં ઉંચાં વધે છે. તેને આડા અવળા ફાંટા ઘણા ફુટતા નથી. એનાં ફળને પોપૈયો એવું નામ કહે છે. એ ફળો નાળીયેરની પેઠે પાંત્રાની નીચે થાય છે. લીલા ફળોનો રંગ બાહેરથી લીલો હોય છે. લીલા ફળોનું શાક કરે છે. પાકેલા ફળો ખાવાથી મીઠા લાગે છે. પરંતુ તે ઘણા ખાવામાં આવવાથી શરીરે વિકૃતિ કરે છે. એ ફળો ઘણાંજ વાતુળ, જખમરૂઝવનાર અને પ્રમેહાદિક વ્યાધિ ઉત્પન્ન કરનાર છે. એ ઝાડનું લાકડું ઘણુંજ પોચું હોય છે. તેના પાંત્રાના દાંડા લાંબા અને પોલા હોયછે. **પોપૈયો**—ગ્રાહક; અને કફ, વાયુ, એને કોપવનાર છે. પાકેલો પોપૈયો મધુર, જડ, રૂચિકર, પિત્તનાશક અને ગુરૂ છે. (૧) **કીડવાત અને દાદર વગેરે રોગો ઉપરઃ** પોપૈયાના કાચા ફળને ચાકૂથી ચીરવાથી જે રસ નીકળે છે તે ચોપડવો. (૨) **મૂળવ્યાધિ ઉપર**—પોપૈયાના કાચા ફળનો રસ મૂળવ્યાધિને ત્રણ દિવસ ચોપડવો, એટલે મુળ બળી જાય છે અગર ગરી પડે છે, (૩) **પ્લીહા (પેટમાં ગાંઠ થાય છે તે) રોગ ઉપરઃ**—પોપૈયાના ફળનું પોટીસ કરી પ્લીહા ઉપર બાંધવું અને પેટમાં પોપૈયાનું દૂધ (રસ) ચમચો ભરી સાકર સાથે દિવસમાં ત્રણ વાર પાવું. (૪) **કૃમિ ઉપરઃ**—પોપૈયાનું દુધ એક ચમચાભર સાકર સાથે પાવું. બાળકને આપવું હોય તો એક બે ટીપાં આપવું. (૫) **જળવાત ઉપરઃ**—લીલા પોપૈયાનો છુંદો તપેલામાં નાંખી તેને બાફી તેને હાથતળીયે તથા પગનળીયે બાંધવો; દિવસ ૫.

---

## ૩૭૬ ફણસ.

સં૦ પનસ્. મ૦ ફણસ. હીં૦ કટહર. બં૦ કાઠાલ. ક૦ હલસીનમારા. તૈ૦ પનસકાયાં. તા૦ પલાચુ. ચિરા. તુ૦ પેલા, મલા૦ પિલાવુ. લા૦ આર્ટોકાર્પસ્ ઇન્ટેગ્રિફોલિયા. ઇં૦ ઈંડીયન જૅકટ્રી.

ફનસનું ઝાડ મોટું થાય છે. એ ઝાડ વાવ્યા પછી પાચ છ વર્ષે લાગવડીએ પહોંચે છે. એનાં પાંત્રા લીલાં અને લાંબાં હોય છે. ફણસ ડુંગરાળ પ્રદેશમાં ઘણું કરી બહુજ થાય છે. એકએક બોજનું ફણસ થાય છે. ફણસ ઉપર જાડા કાંટા હોય છે. જો મોટું વૃક્ષ હોય તો સુમારે ૫૦૦ પર્યંત તેને ફણસો થાય છે. આ ઝાડને જમીનમાં પણ ફળ લાગે છે. ફણસમાં કાપા અને રસાળ એવી બે જાતિ છે. રસાળ ફણસનું ફળ ધોળું હોય છે. ફણસ ઘણા ઉપયોગમાં આવે છે. લીલા ફણસનું શાક કરે છે. પાકે એટલે અંદરનો ગર્ભ ખાય છે. તાલીચેરી, મંગલોર, ગોમંતક, એ ઠેકાણે ફણસ

પાકવાના વખતે લોક સવારના પ્રહરમાં અનાજને બદલે ફણુસનો ગર્ભજ ખાય છે. ગર્ભની અંદર બિયાં હોય છે. તે પણ ખાવાના ઉપયોગમાં આવે છે. એ લીલું હોય છે ત્યારે તેને ચીરી શાક કરે છે અને શેકીને કે બાફીને ખાય છે. ઠળીયા શેકયા પહેલાં તેને લગાર છીદ્ર પાડવું, નહીં તો તે મોટા અવાજથી ઉડે છે. તેને સુકવવાને માટે તેના ઉપર માટી ચોપડી રાખે છે. ચોમાસામાં તેને શેકીને ખાય છે. દક્ષિણ કોકણમાં કણબીલોક ત્રણ ચાર મહીના પર્યંત ઘણું કરી કેરીઓનીપેઠે ફનસ ઉપરજ નિર્વાહ કરે છે. ફણુસનો વખત ગયો એટલે ગોટલી ખાય છે. ફણુસનો ગરભ સુકવી રાખી, વખતે તેનો ઉપયોગ કરે છે. ફણુસ ઉપરનાં ફોતરાં ઢોરને ખવરાવે છે, તેથી દૂધ પુષ્કળ ઉત્પન્ન થાય છે. ગરભ વાટી તેની પાતળી રોટલી કરી કે પુરી કરી ખાય છે. તેને ફણુસપોળી કહે છે. ગરભની ખીર અને કઢી પણ કરે છે. એનું લાકડું પીળું અને ટકવામાં સાગના જેવુંજ છે, તેથી ઇમારતી કામમાં આવે છે. એ લાકડાની પેટીયો, ખુરસીયો, ચોરંગ, પલંગ ઇત્યાદી વસ્તૂઓ થાય છે. ફણુસની જાતનુંજ એક પાત (પાત્ર) ફણુસ કરીને વૃક્ષ થાય છે, તેનાં પાંદડાં મોટાં હોઈ ફળો ખાવાના ઉપયોગમાં આવતાં નથી. એનું લાકડું ઘણા ઉપયોગમાં આવે છે. તે બીજા ફણુસ કરતાં ટકાઉ પરંતુ તેનો રંગ સારો નથી હોતો. તેની હોડીઓ અને દરવાજા (બારણાં) કરે છે. ફણુસનો ગર્ભ ખાઈ ઉપર પાન ન ખાવું; ખાવાથી પેટ ચડી માણુસ મરે છે. **ફણુસ લીલું તથા જુનું**:—મલાવષ્ટંભક, મધુર, બલકર, દોષલ. તુરૂ, ગુરૂ, વાતળ એવું છે. **કુમળું ફણુસ**:—મધુર, જડ, કફકર, મેદવર્ધક; અને દાહ, વાયુ, પિત્ત, ક્ષતક્ષય, રકતપિત્ત એનો નાશ કરે છે. **પાકેલો ફણુસ**:—પાકવખતે શીતલ, દાહક, સ્નિગ્ધ. તૃપ્તિકારક, ધાતુવર્ધક, રૂચિકર, માંસવર્ધક, કફકર, બલકર, પૌષ્ટીક, જંતુકારક, વૃષ્ય, દુર્જર એવો છે અને રકતપિત્ત, ક્ષતક્ષય, વાયુ એનો નાશ કરે છે ફણુસની **ગોટલી**—મધુર, વૃષ્ય, જડ, વિષ્ટંભક છે ફણુસનાં **બીજ** કડવાં, મુખશુદ્ધિકર, ગુરૂ એવાં છે. એનું પાણી વૃષ્ય મધુર; અને ત્રિદોષનાશક છે. **ઉપયોગ—(૧) મોં ફાટયું હોય તે ઉપર**—ફણુસના ઉપર જે અળંબી થાય છે તેને ફણુસ અળંબી કહે છે તે ઘસી ચોપડવી. **(૨) નળગુદ ઉપર**—પાકા ફણુસના અંકુર અને ખરવતીની છાલ એકત્ર કચરી, પાણી નાખી તેનો રસ પાશેર કાઢી તે પાવો. પથ્ય કરવી **(૩) બાળકોના આમસંગ્રહણી ઉપર**—કાપ્યા ફણુસની તથા કાપ્યા આંબાની છાલ સમભાગ લેઈ પાણી નાખી રસ કાઢવો. આ રસ બાળકની શકિતપ્રમાણે એક તોલાથી ત્રણ તોલાપર્યંત લેઈ તેમાં ચુનાનું પાણી બે માસા પર્યંત નાંખી ત્વરિત પાઈ દેવો. **(૪) કંઠરોગ ઉપર**—ફણુસની પ્રત્યેક ડાળીના છેવટને ભાગે અણીદાર કળીયો હોય છે, તે બારીક વાટી રસ કાઢી તે થોડોથોડો ગળામાં પાડતાં રહેવું. અથવા વાટેલી કળીયોની ગોળી કરી મોંમાં રાખવી. **(૫) રકતાતિસાર અને મૂર્ચ્છા ઉપર**—આદુનું અને ફણુસની છાલ એનો રસ કાઢી તેમાં ચુનાનું નિતર્યું પાણી નાખી તે પાવો. **(૬) ફણુસ ખાવાથી અજીર્ણ થયું હોય તો**—કોપરૂં ખાવું. **(૭) ફણુસ ઉપર પાન ખાવાથી પેટ ચઢે છે તે ઉપર**—કિંચિત ખટાશજેવા બોર ખાવાં.

---

## ૩૭૭ ફાલસા.

સ૦ પરૂષક. મ૦ બ૦ અ૦ ફાલસા. હીં૦ ફાલસે ક૦ બેટ્ટહા. ફા૦ પાલસા ઇ૦ એશિયાટિક ગ્રેવિયા. લા૦ ગ્રેવીયા. એશિયાટીકા.

આ વૃક્ષ મોટું થાય છે. એ બાગોમાં વાવે છે. ઉત્પત્તિ વિશેષ થાય છે. એનાં પાકાં ફળો પીપરના ફળો જેવાં હોઇ તેનો રંગ જાંબુઓ હોય છે. એ ફળો ખાવાથી મીઠાં લાગે છે. એ બીયાંસુદ્ધાં ખાવાં. ઉષ્ણકાળમાં એ બિયાંનું સરબત કરી પીયે છે. **ફાલસા**—ખાટાં, તુરાં, લઘુ; અને કફ, વાયુ એનાં નાશક અને પિત્તકર એવાં છે. એનાં **પાકાં ફળો,**—મધુર, રસાદુ, રૂચિકર, તર્પણ, શીતળ, મલબધ્ધતાકારક,

હૃદ્ય, ધાતુકર, ખાટાં; અને વાત, પિત્ત, રક્તદોષ, તૃષા, દાહ, ક્ષતક્ષય, શોફ, પિત્તજ્વર એનો નાશ કરે છે. **ઉપયોગ**—( ૧ ) **મૂઢગર્ભ અને મૃતગર્ભ પાડવા ઉપર**—ફાલસાના મૂળનો લેપ, ડુંટી, બસ્તી અને ભગ એ ઠેકાણે કરવો; એટલે ગર્ભ નિકળી જાયછે. ( ૨ ) **દાહ શમન થવા માટે**—ફાળસાનાં પાકાં ફળો સાકર સાથે ખાવા ( ૩ ) **પિત્તવિકાર અને હૃદ્રોગ** ઉપરઃ-ફાલસાનાં પાકા ફળોનો રસ પાંણીમાં મેળવી સરબત કરી તેમાં થોડી સુંઠની ભૂકી અને સાકર નાંખી તે પાવું

## ૩૭૮. ફાંગળો.

સ૦ ફણિજ્જક,

એ ઝાડો તથા એનાં પાંત્રા પણ રાન તુળશી જેવાં હોય છે, પરંતુ પાંત્રામાં કાત્રા હોતા નથી. એ ઝાડવાઉપર તુરા આવે છે. ઝાડના અંગનો અને એ તુરાઓનો રંગ રાતો હોય છે. એમાં ધોળો રાતો અને કાળો એવી ત્રણ જાતિ છે. **ફાંગળો**—લઘુ, કડવો, રૂક્ષ, હૃદ્ય, અગ્નિ, દીપક, પિત્તલ, પાકકાળે અને રસકાળે તીખો, રૂચિકર, તીક્ષ્ણ; અને કફવાત, કરમ, કુષ્ટ, હરશ, વૃશ્ચિક ( વિંછીં ) અને સર્પ એના વિષ નો નાશ કરે છે, **ઉપયોગ—( ૧ ) કુરશાના વિષઉપર**—ફાંગળાના મૂળ અગર શ્વેટવેલીનાં મૂલ ઘસી ૩ તોલા પર્યંત પીવાં પછી કમી જાસ્તી પ્રકાર થાય તો નીચેની કૃતિ કરવી. માંથુ ચઢે તો કાળા કડાનાં મૂળ ઘસી માંથે ને કપાળે ઘસવાં. પેટમાં પીડ આવે તો તેજ મૂળો ઘસી પાવાં. ઉલટી થવા જેવું જણાય તો ધાવડીના કુમળા તુરાઓ અને ૭ મરી એકત્ર કુટી ગોળી કરી ખવરાવવી, શોષ લાગે તો આંમળીની છાલ ખાવા માટે આપવી, સોજા આવે તો ધંતુરાના પાંદડાંનો રસ કાઢી ગરમ કરી તેમાં કુલિત્થનો લોટ નાંખી સોજાઉપર લેપ કરવો. કિંવા પક્ષીનાં મૂળ ગૌમૂત્રમાં ઘસી ઉપર ચોપડવાં. ( ૨ ) **ક્ષતમાંના કૃમિ મરવા માટે**—ફાંગળાનો લીલો પાલો હાથ પર મસળી ક્ષતમાં તેનો રસ પાડવો, અને તેજ પાલાની થેપલી કરી ક્ષત ઉપર બેસારવી; એટલે ક્ષતમાંહેના કૃમિ તાબડતોબ મરે છે. એ પ્રમાણે એક બે વાર ઔષધ ચોપડવું. **(૩) મૂત્રાઘાત ઉપર**—ફાંગળાના પાંદડાંનો રસ ઇંદ્રિયે ચોપડવો, અને એક ટીપું મૂત્રદ્વાર ઉપર પાડવું. **( ૪ ) જંત ઉપર**—ફાંગળાના પાંદડાનો રસ કાઢી પાવો. **(૫) ઢોરના જખમ ઉપર**—ફાંગળાના પાંત્રાનો રસ ચોપડવો. ( ૬ ) **વાયુએ અંગમાં સણકા થતા હોય તો**—ફાંગળાના રસનો લેપ કરવો.

## ૩૭૯, ફાંજી.

સં૦ જીર્ણફંજી. મ૦ ફાંજ. ફાંજી. ફાંદ. વરધારા ભેદ. હીં ફાંજી. કાલાવિધારા. ક૦ કિરિયમુષ્ટે. લા૦ રિવ્હિયા ઓનાટા.

ફાંજીના વેલા હોય છે. એ ચોમાસામાં ઉત્પન્ન થાય છે. એનાં પાંત્રા અળુના પાંત્રા જેવાં પરંતુ ઘણાંજ ન્હાંનાં હોય છે. પાંલાનું શાક અળવીનાં પાનાં પ્રમાણેજ કરે છે. એ શાક સારૂં થાય છે. ફાંજીનો વેલો મોટો થઇ તે એકાદા વૃક્ષના આશ્રયે રહેછે. **ફાંજી**-**શી**તલ, ગ્રાહક, વૃષ્ય, કડવી, તુરી, તીખી, મધુર, બલકર, કફકારક, વિષ્ટંભકારક, ગુરૂ; **અને** વાત, પિત્ત, હૃદ્રોગ, ઉધ્વરસ, આમદોષ, કલેશ એનું શમન કરે છે. **( ૧ ) કુરશાના વિષ ઉપર**—ફાંજીના વેલાનાં મૂળો ગરમ પાણીમાં ઘસી ચારચાર ઘડીના આવકાશે પહેલા દિવસે પાવાં. પછી બીજે દિવસે અને ત્રીજે દિવસે બેવાર પાવાં

## ૩૮૦. ફિરંગીમૂળ.

એને " **ફિરંગી** " એમ પણ કહે છે. એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એને ઝીણા કાંટા હોય છે. એના કાંદા સુરૂના ઝાડ જેવા દેખાય છે. એને બારિક શીંગો આવે છે. ફિરંગીની છાલ શુવાસિક છે. એ ઝાડો ઘણાક પ્રાંતોમાં નજરે પડે છે. **ઉપયોગ—( ૧ ) આમવાત અને વાયુએ સણકા થાય છે તે ઉપર**—ફિરંગીના પાંદડાંનો રસ કાઢી તે ઘી નાખી પાવો.

## ૩૮૧ ફુલકેશર.

આં ઝાડ ખાનદેશમાં ઘણાં છે. એનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એનાં પાંત્રાં હાદગા જેવાં હોય છે. અને તરવડ જેવી શીંગો આવે છે. એના ફુલોમાં લાંબુ કેશર હોય છે. તે ઇમારતી કામમાં ઉપયોગમાં આવતું નથી. એના લાકડાની ઢોલકી કરે છે.

---

## ૩૮૨ ફુદિનો.

સં૦ પુદીન. મ૦ પુદીના. હીં૦ ફુદીના.

ફુદિનાનાં ન્હાનાં ન્હાનાં ઝાડો હોય છે. એ એક તુળશીનીજ જાત છે એવું કહીયે તો ચાલે. ફુદીનાનાં પાંત્રા કાંઇક તુળશીના પાંત્રા જેવાં પરંતુ તે કરતાં ન્હાનાં અને ગોળ હોય છે. ફુદીનાની ચટણી કરે છે. ફુદીનો એ અજીર્ણનાશક; પાચક અને મોંમાં અમી ઉત્પન્ન કરે છે. ફુદીનાનો અર્ક કાઢે છે તે અજીર્ણ ઉપર સાકરસાથે આપે છે, ફુદિનાની ઉત્પત્તિ ચીન દેશમાં ઘણી થાય છે. **ફુદીનો**—સ્વાદુ, ગુરૂ, રૂચિકર, હૃદ્ય, સુખાવહ; અને મલ, મૂત્ર, એનો સ્તંભ. કફ, ઉધરસ, મદ, અગ્નિમાંદ્ય, વિષૂચિ, સંગ્રહણી, અતિસાર, જીર્ણજ્વર અને કૃમિ, એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **શીત, વિષમ અને સામાન્ય જ્વર ઉપર**—ફુદીનો અને આદુ એનો કાઢો કરી પાવો. અથવા રસ કાઢી પાવો. (૨) **મધુર જ્વર ઉપર**—ફુદીનો રાનતુળશી અથવા કાળીતુળશી એનો રસ કાઢી તેમાં સાકર ૩ માસા નાંખી પાવો. (૩) **વાયુ ઉપર અને કૃમિ ઉપર**—ફુદીનાનો રસ આપવો. (૪) **પીનસ** (સળકમ જેવો થાય છે તે) **રોગ ઉપર**—ફુદીનાનો રસ નાકમાં પાડવો. (૫) **ચાઠાં ઉપર**—ફુદીનાનો રસ ચોપડવો. **અતિસાર, ઉધરસ અને મૂર્ચ્છા ઉપર**—ફુદીનાનો રસ પાવો. **પેટમાં શૂળ આવતી હોય તે ઉપર**—ફુદિનાનો રસ અર્ધો તોલો અને એટલોજ આદાનો રસ એકત્ર કરી તેમાં ૧ માસો સીંધવ નાંખી તે પાવો. (૮) **વિંછીના વિષ ઉપર**—ફુદીનાનો રસ અગર પાલો પાનમાં ખાવો. (૯) **રૂચિદાયક ચટણી**—ફુદીનો, ખારેક, મરી, સીંધવ, હિંગ, કાળીદ્રાક્ષ અને જીરૂં એની ચટણીમાં લીંબુનો રસ નાખી સેવન કરવી, એટલે અરૂચી જઈ મોંમાં સારી રીતે અમી આવે છે.

---

## ૩૮૩ બકામલીંબડી.

સં૦ મહાનિંબ. મ૦ બકાણુલીંબ. હીં૦ બકાઇન. બં૦ ઘોડાનીમ. ક૦ મહાબેવુ. અરબેવુ. તૈ૦ પેદ્દાવેપા. તા૦ મલાઇવિંબુ. ફા૦ અજાદ-દરખ્ત. અ૦ બાન. રી૦ તુજ્જનકુતાર્ય, લા૦ નેલિયા એઝેડેરક.

આ વૃક્ષ મોટું થાય છે. એનાં પાંદડાં કડવા લીંબડાના પાંત્રાં જેવાંજ હોઇ કિંચિત મોટાં હોય છે. આ છાયાવૃક્ષ છે. એને કડવા લીંબડા જેવાંજ ફળ આવે છે. બકમ લીંબડીનું લાકડું ઇમારતના કામમાં ઘણુંજ ઉપયોગી છે. એને કીડા લાગતા નથી. એની છાયા ઘણીજ ઉત્તમ છે. એ ઝાડ છાયા માટે રસ્તાની બાજુ ઉપર વાવે છે. ખાનદેશમાં એ ઝાડો ઘણાં મળે છે. એને "કડવો લીંબડો" એમ પણ કહે છે. **બકમલીંબડી**—શીતલ, કષાય, તીખી, કડવી, તુરી, ગ્રાહક, વૃષ્ય; અને દાહ, કફ, વ્રણ, વિષમજ્વર, પિત્ત, કૃમિ, હૃદયવ્યથા, સર્વપ્રકારના કોઢ, ઉલટી, પ્રમેહ, વિષૂચિકા, ઉંદરનુ વિષ, ગુલ્મ, શીતપિત્ત, કંઠરોગ, અર્શ, દમ એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **કુત્રાના વિષ ઉપર**—બકમ લીંબડીના મૂળોનો રસ કાઢી તે પ્રાશનાર્થે આપવો. (૨) **ગૃધ્રસી વાયુ ઉપર**—બકમ લીંબડીની અંતરછાલનો અથવા મૂળોનો કલ્ક કરી તે પાવો. (૩) **પિત્તથી આંખો દુઃખવા આવે છે તે ઉપર**—બકમ લીમડીનાં ફળો વાટી થેપલી કરી તે આંખોઉપર બાંધવી. (૪) **ભેંશની ઓર ઓર પાડવા માટે**—બકમ લીંબડીનો પાલો વાટી પાવો. (૫) **પ્રમેહ ઉપર**—બકમ લીંબડીનાં ફળો ચોખાના ધોવરામણમાં વાટી ઘી નાંખી ખાવાં, એટલે ત્વરિત પ્રમેહનો નાશ થશે.

## ૩૮૪. બટાટા.

એનું ઉત્પત્તિસ્થાન દક્ષિણ અમેરીકા છે; ત્યાંથી તેનાં બી યુરોપમાં ગયાં અને ત્યાંથી હિંદુસ્તાનમા આવ્યા છે, નીલગિરી, સુરત, મહાબલેશ્વર, ખાનદેશ, પુણા, એ સ્થળો આગળ બટાટાનો પાક ઘણો થાય છે, મહાબલેશ્વરના બટાટા મોટા હોઈ તેનો રંગ લાલ હોય છે. તે ઘણા પૈષ્ટિક છે. બટાટાનું શાક, ક્ષીર (ખીર), મસાલાદાર ભાત ઈત્યાદિ પદાર્થો થાય છે. બટાટા વાતુલ હોઇ પૈષ્ટિક છે. આજારી માણસને બટાટા બાધક છે, સબબ તેઓએ તે ખાવા નહિં.

---

## ૩૮૫. બદામ.

સં૦ વાતાં ભુફલ. મ૦ બદામ. હીં૦ અ૦ બાદામ.

એશિયા ખંડમાં મસ્કત, આરાકાન, ઇરાન, મક્કા, મદિના, સિરાજ એ ઠેકાણે બદામ ઘણી પાકે છે. હિંદુસ્તાનમાં બાગોમાં પણ તેની વાવણી થવા લાગી છે. બદામનું ઝાડ મોટું થાય છે. એનાં પાંત્રા રાતાં અને ન્હાનાં હોય છે. એમાં બે જાતિ છે. કડવી અને મીઠી. બદામ એ ખાવાથી મીઠી લાગે છે. અને સારી પૈષ્ટિક છે. તેનું તેલ કાઢે છે. કડવી બદામ અપકારક છે, માટે તેને ખાવાના ઉપયોગમાં લેવી નહિં. **બદામ**—સારક, ઉષ્ણ, ગુરૂ, અમ્લ, કફકારક, સ્વાદુ, સ્નિગ્ધ, તુરી, શુક્લ, વાતનાશક, ઉષ્ણવિર્ય, એવી છે. એનાં લીલાં **ફળો**—સારક, ગુરૂ, પિત્તલ; અને કફ, પિત્તવિકાર અને વાયુ, એનો નાશ કરે છે. **પાકાં ફળો**—ઉષ્ણ, સ્નિગ્ધ, વાતનાશક, શુક્લ, જડ, કફકારક; અને રકતપિત્ત, એનો નાશ કરે છે. ફળમાંનો ગર—મધુર, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણ, પૈષ્ટિક, કફકારક, વાતપિત્તનાશક અને રકતપિત્ત થયું હોય તેને અપાયકારક છે. **ઉપયોગ—(૧) બદામનું યંત્રસિવાય તેલ કાઢવાનો પ્રકાર**—બદામના બિયાં ગરમ પાણીમાં થોડો વખત ભિજવી રાખવાં, એટલે ઉપરનાં ફોતરાં નીકળે છે. પછી તે બીયાં ખાંડતી વેળાએ તેમાં થોડે અંશે ખડી સાકરનો નાખવી. અને બારીક થયા પછી તે ગોળો હાથમાં લેઇ પીલવો એટલે અંદરથી તેલ નીકળશે. એવી રીતે કરવાથી પાશેર બદામનું પણ તેલ નીકળે છે. એ તેલ કર્ણરોગ ઉપર કાનમાં નાખવું એટલે કર્ણરોગ સારો થાય છે; માંથે ચોળવાથી મગજ થંડું અને હલકું થઈ ભરાય છે. **(૨) ભિલામો ઉઠે છે તે ઉપર**—બદામ ઘસી ચોપડવી. **(૩) વીર્ય અને બલવૃદ્ધિ થઈ મગજ ભરાવવા માટે બદામની ખીર**—બદામનાં બિયાંને ગરમ પાણીમાં નાંખી છોલવી, પછી તેને બારીક વાટી દૂધમાં કાલવી તે દૂધ ઉકાળી જાડી ખીર તૈયાર થવા આવે એટલે તેમાં સાકર અને ઘી નાંખવું અને ઉતારી થંડી થયા પછી ખાવી. **(૪) કાનખજૂરાનાં કાંટા વાવાગ્યા હોય તે પર**—બદામનું તેલ ચોળવું. **(૫) દાંત મજબૂત થવા માટે**—બદામનાં ફોતરાં બાળી તેમાં મીઠું નાખી તેથી દાંત ઘસવા. **(૬) મસ્તકશૂળ આદીકરી શિરોરોગ ઉપર**—બદામ અને કેશર ગાયના ઘીમાં ખલી તેનું નસ્ય આપવું, અથવા બદમની ખીર દૂધમાં કરી ૩ દિવસ પ્રાંત:કાળે ખાવી; કિંવા બદામ અને કપૂર દૂધમાં ઘસી તેનો મસ્તક ઉપર લેપ દેવો. **(૭) મગજ તર થઈ ધાતુવૃદ્ધિ થવા માટે**—ગાયનું તાજું ઘી દોઢ તોલો લઈ તેમાં ગાયનું માખણ અથવા દૂધનો તાજો માવો એક તોલો મેળવી તેમાં સાકર. બદામનું મગજ, કંકોળ, મધ, એલચીદાંણા, એ દરરોજ નવીન મિશ્ર કરી સવારસાંજ એ પ્રમાણે ૭ દિવસ આપવુ. **(૮) મગજ તર થવા માટે**—બદામ છોલી અંગારા ઉપર શેકવી અને સાકર સાથે ચાવી ખાવી. પછી એક કલાકે માંખણ અને સાકર એકત્ર કરી ખાવું, તથા માંથા ઉપર દિવસમાં ત્રણવાર બદામનું તેલ ચોળી જીરવવું.

---

## ૩૮૬. બ્રહ્મદંડી (ઉટકંટો).

સં૦ મ૦ ક૦ બ્રહ્મદંડી. ઉટકટારી. હીં૦ ઉટકટારાં. બં૦ છાગલ-વામન-દાડી. ઇં૦ થી-

સલ. લા૦ ટ્રિકોલેપિસ્ ગ્લેબ્રીના. એકિનોપસ્એ કીનેટસ્.

એનું "અધ:પુષ્પી" એવું પણ નામ છે. એના કંદને ગુંદર આવે છે. બ્રહ્મદંડી પારદ બંધન કરનારી છે. બ્રહ્મદંડી—કડવી, ઉષ્ણ; અને કફ, સોજો, અને વાયુ એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) એકાહિક વિષમજ્વર ઉપર**—બ્રહ્મદંડીના રસનું નસ્ય આપવું (૨) **ગંડમાલા ઉપર**—બ્રહ્મદંડીનાં મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી પાવા. તથા લેપ કરવો, એટલે ફાટેલી ગંડમાળાનો નાશ થશે.

---

## ૩૮૭ બપોરી.

સં૦ બંધૂક. મ૦ દુપારી. હીં૦ દુપહરીયા. ગજુનિયા. ક૦ બંદુવે. મધ્યાન્હમલ્લિગે. તૈ૦ નિતિમલ્લી. લા૦ પેન્ટેપિટિસ્ફિનિસ્યા.

આ ઝાડ સાધારણ કંબરપુર ઉંચાં વધે છે; પરંતુ એ કોઇકોઇ ઠેકાણે માંથોડું સુધી પણ ઉંચાં વધે છે. એનાં ફુલો બપોરે એટલે દિવસના બાર વાગતાં ખીલે છે માટે એને બપોરી કહે છે. એનાં ફુલોનો વાસ ઘણો આવતો નથી. એને પાંચ પાંખડીયો હોઈ તેમાં એક નાનો તંતુ હોય છે. તે ઉપર પીળો પરાગ હોય તે એમાં કાળી, ધોળી, રાતી, પીળી એવી ચાર જાતિઓ છે. તે ફળ ફુલઉપરથી માત્ર ઓળખવામાં આવે છે. ઝાડોમાં કંઈ ફેરફાર હોતો નથી. **બપોરી**—મનને પ્રસન્નતા આપનારી, ગ્રાહક, કિંચિત્ ઉષ્ણ, ગુરૂ, કફકર; અને તાવ, વાત, પિત્ત, પિશાચબાધા, ગ્રહપીડા એનો નાશ કરે છે.

---

## ૩૮૮. બહેડાં.

સં૦ બિભીતક. મ૦ બેયડા. બં. હીં૦ ક૦ તારીકાયી. મલા૦ તાન્નિ. તા૦ અક્કનડં તુ૦ દાંડીમારા. ગો૦ ગોતિંગ તૈ૦ બલ્લા. ફ્રા૦ બલેલે. અં૦ બલ્લેજ. લા૦ ટરમિનેલિયા બેલિરિકા. ઈ૦ માયેરોબેલન્ બેલિરિક્.

આ વૃક્ષ ઘણુંજ ઉંચું વિસ્તાર વાળું હોઇ હરડાના વૃક્ષ જેવું હોય છે. એ વૃક્ષઉપર ગોળ ફળો આવે છે, તેને બેહેડા કહે છે. કોઇકોઇ એ ફળોને ટિંગનાં ફળો કિંવા હેડાનાં ફળો કહે છે. પાકાં થયેલાં ફળો ગરી પડે એટલે આ વૃક્ષની નીચે ઢગલે ઢગલા થાય છે. બેહેડાના ફળની અંદર ધોળું મગજ હોય છે, તે ખાવાથી નિશો આવે છે. **બેહેડાં**—સ્વાદુ, કષાય, ઉષ્ણ, શીતસ્પર્શ, ભેદક. રૂક્ષ, ચક્ષુષ્ય, કેશવર્ધક છે અને કફ, પિત્ત, કાસ, દમ, સ્વરભંગ નાસારોગ, રક્તદોષ, કંઠરોગ અને હૃદ્રોગ એનો નાશ કરે છે. **ફળનો ગર્ભ**—લઘુ, કષાય, માદક; અને તૃષા, ઉલટી, કફ, વાયુ, દમ, ઉચકી એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પીચોડી ટલી હોય તે ઉપર**—બેહેડાની છાલનો રસ પ્રત્યેક વખતે નવટાંક પાવો. દિવસ ૩. (૨) **શ્વાસ, કાસ ઉપર**—બકરીના મૂત્રમાં ૧ બેહેડાંની ગોળી કરી મધમાં ખવરાવવી (૪) **દાહસંબંધી પીડા ઉપર**—બહેડાના ફળની અંદરનું મગજ બારીક વાટી અંગે લેપ કરવાંથી દાહસંબંધી પીડા દુર થાય છે. (૪) **કફરોગ ઉપર**—બેહેડાંનું દળ અને તેનાથી બમણી સાકર એનો કાઢો કરી પાવો. **ઉધરસ ઉપર**—બેહેડાની છાલ મોંમાં રાખી રસ ગળી જવો એટલે તેજ વખતે ઉધરસ બંધ થાય છે. (૬) **ઘાટસર્પ ઉપર**—બેહેડાના ઝાડની અંતર છાલ પાણીમાં વાટી તે પાણી પાવું. આ ઔષધ ઢોરોને ઘાટસર્પ થાય તો તેઓને પણ પાવું, (૭) **ઢોરોને કંઇ વાગી જખમ પડી કીડા પડે છે તે ઉપર**—બેહેડાંની છાલ ભાખરીમાં ખવરાવવી, એટલે કીડાનો નાશ થાય છે, (૮) **ઉધરસ ઉપર બેહેડાંનો મુરબો**—બેહેડાંની અંદર પાણી રેડી અંગબરોબર પાણી રહે ત્યાં સુધી બાફી પછી તે પાણીમાં સાકર નાખી જાડો પાક તૈયાર કરવો તથા તે પાકમાં બાફેલાં બેહેડાં અને થોડી પીપરની ભૂકી નાખી નીવડેલા માટલામાં આ ભરી રાખવો. જેમ જેમ જૂનો થતો જશે તેમ તેમ તેનો વિશેષ ગુણ છે. (૩) **ભીલામો ઉઠે છે તે ઉપર**—બેહેડાંના ફળ માંહેનું મગજ ઘસી ચોપડવું,

અગર બેહેડાંના ફળોમાંહેનું મગજ, જેઠીમધ, નાગરમોથ અને ચંદન એનો લેપ કરવો.

---

## ૩૮૯. બાજરી.

સ૦ સાજક મ૦ બાજરી. હીં૦ બજરી. ઇ૦ મિલિટ્.

એને મહારાષ્ટ્ર ભાષામાં "સજગુરા" એમપણ કહે છે બાજરી હિંદુસ્થાનના ઘણા પ્રાંતોમાં થાય છે. મારવાડ અને કચ્છભુજ આગળની બાજરી સર્વોત્કૃષ્ટ જાડી પૌષ્ટિક તથા મીઠાસવાળી છે. થંડા દેશમાં એ ધાન્ય માણસની પ્રકૃતિને માફક છે. જૂવારની માફક બાજરીનો પણ પોંક ખાય છે. બાજરી ઢોરોને પણ ખવરાવે છે. **બાજરી**—વાતલ, હૃદ્ય, બલકર, કાંતિકારક, **અગ્નિદીપક, ઉષ્ણ,** પિત્તને કોપાવનારી, રૂક્ષ, સ્રિયોને કામ ઉત્પન્ન કરનારી, દુર્જર; અને પુંસ્ત્વ તથા બુદ્ધિ એનો ઉતાર કરનારી છે. ઉપયોગ—(૧) **ઘોડાની પીઠ ઉપર પીઠ પડે છે તે ઉપર**—જૂનાં બાજરીયાં બાળી તેની રાખ કરી અથવા ઠુંઠા બાળી તેની રાખ કરી પાણીમાં ખલી ચોપડવી. અને ઉપર ચીકણી માટીની પટ્ટી ગેસારવી.

---

## ૩૯૦ બાવચી.

સં૦ બાકુંચી. મ૦ બાવંચી. હીં૦ બાવચી બં૦ સોમરાજ, હાકુચ. બાઉચિશે. તૈ૦ નેલવચલિયે. તિપ્પતીગે. તા૦ વેગી, વિર્દુલુ. ઇં૦ એસ્કયુલેંટફલાકુર્સ્યા. લા૦ સોરેલિયાકોરિલિફોલિયા.

બાવચીનાં ઝાડ આખા હિંદુસ્થાનદેશમાં થાય છે. એ ઝાડ સુમારે બે બે હાથ ઉંચા વધે છે. એનાં પાંત્રા સાધારણ ન્હાંનાં હોય છે. એ ઝાડ સર્વત્ર પ્રસિધ્ધ છે. એ ઝાડ ઉપર કાળા રંગના મરી કરતાં પણ બારીક એવાં બી આવે છે. તેને બાવચી કહે છે. બાવચીનું તેલ કાઢે છે. સુગંધિ પદાર્થોમાં તથા અંગે ચોળવાના કામમાં બાવચીનો ઉપયોગ થાય છે. બાવચી શરીરે ચોપડી સ્નાન કરવાથી ખરજનો નાશ થાય છે. **બાવચી**—કડવી, પાકકાળે તીખી ઉષ્ણ, રસાયન, મધુર, રૂચિપ્રદ, રૂક્ષ, હૃદ્ય, અગ્નિદીપન, બલકર, તુરી, લઘુ, મેધ્ય, અને કરમ, કોઢ, કફ, ત્વચાદોષ, વિષ, કંડુ, રકતપિત્ત. શ્વાસ, કાસ, મેહ, જ્વર, વ્રણ, ત્રિદોષ વાયુ એનો નાશ કરે છે. **એનાં ફળ**—તીખાં, કડવાં, કેશ્ય, ત્વચાને હિતાવહ, સારક, પિત્તલ; અને કફ, વાયુ, પાંડુ, સોજો, મૂળવ્યાધ, શ્વાસ, ઉધરસ, કુષ્ટ અને કૃચ્છ્ર એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ખસ ઉપર**—બાવચી અને કડવાં કારેલાં ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૨) **ખસ, સોજો વગેરે ચામડીના રોગો ઉપર**—બાવચીનું તેલ ચોપડવું.

---

## ૩૯૧ બાફળી [હીંગોત્રી]

સં૦ હીં૦ ક૦ હિંગુપત્રી. મ૦ બાફળી. બં૦ રાંદુની.

બાફળી એ ઝાડ ન્હાનું હોય છે. બાફળીના બી કુલિત્થ જેવડાં અને ચપટાં હોય છે. બાફળી એ વાતહારક છે. ભાજી સમારી તેમાં પલારેલી ચણાંની દાળ ભેળી મીઠું મરચું નાંખી વઘારવાથી ભાજી સારી થાય છે. બાફળીંનાં લીલાં બીયાં વાટી છાશની કઢીમાં નાંખવાથી કઢીને સુવાસ આવે છે. બાફળીના બિયાનું અથાણું ઊત્કૃષ્ટ થાય છે. એ ફળોનું તેલ પણ કાઢે છે. **બાફળી** તીક્ષ્ણ, કડવી, ઉષ્ણ, રૂચ્ય, પથ્ય, દીપન, પાચક, હૃદ્ય, સુગંધ, તુરી, અને કફ, વાયુ, આમ, બસ્તિપીડા, મલબધ્ધતા અર્શ, ગુલ્મ, પ્લીહા, અપચી. મેદોરોગ, વિષ એની નાશક છે. **ઉપયોગ—(૧) બાળકોને સુશી વગેરે પેટમાં રોગ થાય છે તે ઉપર**—બાફળીના બી દુધમા અગર નાગરવેલીના રસમાં કિંવા પાણીમાં ઘસી પાવાં એટલે સુશી, પીડ, આદી રોગ સારા થાય છે. છે. (૨) **વાયુરોગ ઉપરઃ**—બાફળીનું ચૂર્ણ મધમાં આપવું. (૩) **જંત ઉપરઃ**—બાફળીનાં બિયાં દુધમાં પાવા. નાંનાં વાછરડાને છાશમાં વાટી પાવાં, (૪) **ઉધરસ, અજીર્ણ અને પીડ ઉપરઃ**—બાફળીનાં તેલમાં સુમારે પાંચ છ ટીપાં સાકરમાં પાવા. (૫) **પીડ ઉપરઃ**—બાફળીના બિયાં અને અજમો એનું ચૂર્ણ આપવું.

## ૩૯૨ બાંબ.

સં૦ હીં૦ જલબ્રાહ્મી. મ૦ બાંબ બં૦ બિંતી. ક૦ નિરૂબ્રાહ્મી. નીરઓદેલગ તા૦ મલા૦ નિરબ્રાંહ્મી. લા૦ હરપેસ્ટિસમોનીરા.

બાંબ ભેજવાળી જમીનમાં થાય છે. એના ઝાડવાં જમીન ઉપર પ્રસરેલાં હોય છે. એનાં પાંત્રાં ઘણાંજ બારીક હોય છે, બાંબનો રંગ રાતો હોય છે. એનાં પાંત્રા ઘણાંજ કડવાં હોય છે. **બાંબ**—ઉષ્ણ, સારક, કડવી, ભેદક; અને સોજો, પિત્ત, કફ, કોડ, વ્રણ, એનો નાશ કરે છે. **વાયુએ સાંધા દુ:ખતા હોય તે ઉપર**—બાંબનો રસ કિંચિત પાવો.

---

## ૩૯૩ બોરસળી.

સં૦ બં૦ ક૦ બકુલ. મ૦ બકુલી. હીં૦ બો-મોરસળી. તુ૦ જીરમારા. મલા૦ મકરાએલની. તૈ૦ પાગડા. ઇં૦ સુરીનામ્મેડલર. લા૦ માઇમુસોપ્સએલેંજી.

આ વૃક્ષ હિંદુસ્થાનમાંહેના સર્વ ભાગોમાં થાય છે મરાઠીમાં કોઈ એને ઓવારી પણ કહે છે. એ વૃક્ષો મોટાં થાય છે. બોરસળીનાં પાંત્રા આંબાનાં પાંત્રા જેવાં થાય છે, એનાં ફુલો ધોળાં અને ચક્રાકૃતિ હોય છે અને તેના મધ્યભાગમાં છિદ્ર હોય છે. એ ફુલોનો વાસ મધુર આવે છે. બોરશળીનાં ફળો બદામ જેવડાં થાય છે. તે પાકે એટલે શીંદુર જેવાં રાતાં થાય છે. એ તુરાં હોવાથી કોઈ ખાતું નથી. બોરસળીનાં ફુલોનો વાસ હવામાં મળે છે. તેથી હવા શુધ્ધ થાય છે. એનું અત્તર કાઢે છે. એનું લાકડું મજબુત હોય છે. પરંતુ તેનો ઘરકામમાં ઉપયોગ થતો નથી. એ લાકડું સમુદ્રમાં ઘણું ઉપયોગમાં આવે છે; તે ખારા પાણીમાં ઘણું ટકે છે. **બકુલ**—શીતળ, હૃદ્ય, મધુર, તુરૂ, હર્ષપ્રદ, મદાઢ્ય, પાકકાળે ગ્રાહક તીખું, બલપ્રદ, ગુરૂ; અને વિષદોષ, દંતરોગ, કફ, પિત્ત, શ્વેતકુષ્ટ, (ધોળોકોડ) કૃમિ એનો નાશ કરે છે. **એનાં ફળો**—મધુર, સ્નિગ્ધ, તુરા, શીત, વાતલ ગ્રાહક, દંતહિતકારક છે. અને કફ, પિત્ત એનો નાશ કરે છે. **એનાં ફુલો**—રૂચિકારક, ક્ષીરાઢ્ય સુગંધિ, શીતલ, મધુર, સ્નિગ્ધ, તુરાં, મલસંગ્રહકારક અને દંતરોગનો નાશ કરે છે. **મોટું બકુલ (પુષ્પ)**—અતિશીત, કડવું, મધુર, દીપન, મદગંધી; અને પિત્ત, દાહ, કફ, શ્વાસ, મૂત્રકૃચ્છ્ર, વિષ, શ્રમ, અશ્મરી, એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અતિસાર ઉપર**—બોરશળીના બિયાં થંડા પાણીમાં ઘસી પાવાં. (૨) **દાંત કઠીણ થવા માટે**—બકુલીની છાલ દાંતે ચાવવી. એટલે દાંત મજબુત થાય થાય છે. અથવા બોરશલીની છાલ, ધોળા કોંરાંટાનાં મૂળો, બદામનાં ફોતરાં અને રીંગણી એ બાળી રાખ કરવી તે દાંતે ઘસવી. **(૩) હૃદ્રોગ ઉપર**—બકુલવૃક્ષના ફુલોનો હાર અને ફુલો સુંઘવાં. અને અંતરછાલનો કાઢો પાવો. (૪) **પ્રદર અને ધાતુવિકાર ઉપર**—દરરોજ સવારે અને તે પ્રમાણે સંધ્યાકાળે બકુલ વૃક્ષનાં તાજાં ફુલો ૧ તોલો લેઈ તેમાં બદામ ત્રણ નાંખી ત્રણ માસા સાકર સાથે દર વેળાએ ભક્ષણ કરી તોલો થંડુ પાણી પીવું. દીવસ ૩. આ ઔષધ સતત સેવન કરનારના અકાળે હાલનારા દાંતો સારા બજબુત થાય છે. (૫) **મૂર્ચ્છા ઉપર**—બકુલ વૃક્ષના બિયાં અને અળુ (અળુવીનું ફળ) માંનું બી પાણીમાં ઘસી પાવાં. (૬) **ગળું સુજે તે ઉપર અને મુખરોગ ઉપર**—બકુલ, આંમળી, ખેર એની છાલનો કાઢો કરી રાખવો અને દિવસમાં દસવીસ વખત એ કાઢાથી કોગળા કરતાં જવું. એટલે અનેક પ્રકારના મુખરોગ ત્વરીત શમન થઈ દાંત મજબુત થાય છે; અથવા બકુલના બિયાંમાનો ગર્ભ મોંમાં ચોળવો એટલે મોંમાહેની ચાંદીઓ સારી થાય છે. (૭) **બાળકની ઉધરસ ઉપર**—બકુલનાં તાજાં ફુલો બે તોલા, એક તોલા પાણીમાં રાત્રે પલારી રાખી મેલવાં. બીજે દિવસે સવારમાં તે પાણી ગાળી પાવું. એ પ્રમાણે ૩ અથવા ૭ દિવસ કરવું. (૮) **દંતરોગ ઉપર**—બકુલના પાકાં ફળમાંહેનો ગર્ભ દાંતે ઘસવો. (૯) **મસ્તકશૂળ ઉપર**—બકુલીના સુકાયલા ફુલોનું ચૂર્ણ નાકે સુંઘવું.

---

## ૩૯૪ બાવળ.

**સં૦** બબ્બુલ. મ૦ બાભૂળ. હીં૦ કીકર. બાબલા. ક૦ જાલી. તૈ૦ બાર્બુરમુ. તા૦ મલા૦ કરૂવેલ. ફા૦ મુગિલા. ઇં૦ એકશિયાટ્રી. ગમ-અરેબિક. લા૦ એકેશિયાઅરેબિકા.

બાવળનું ઝાડ મોટું થાય છે. એને કાંટા હોય છે. એ લાકડું મજબુત હોવાથી ઇમારતના કામમાં આવે છે. બાવળના ઝાડને ઘોળો સફેદ ગુંદર ઉત્પન્ન થાય છે. એ પૌષ્ટિક હોઈ ઘણા કામોમાં તેનો ઉપયોગ થાય છે. બાવળની છાલ રંગના કામમાં ઉપયોગી છે. એની કુમળી શીંગોનું અથાણું કરે છે અને તેનું શાક પણ કરે છે. ગુજરાતમાં તેની શીંગો કે જેને "પરડા" કહે છે. તે ઢોરોને ખવરાવે છે. તેથી દુધ વધારે આવે છે. બાવળની લીલી સોટીયો દાતણના કામમાં સારી ઉપયોગી છે. **બાવળ**—ગ્રાહક, કડવો, મધુર, સ્નિગ્ધ, શીત, ઉષ્ણ, તુરો; અને આમ, રકતવિકાર અને કફ, કોઢ, કરમ, ઉધરસ, પિત્ત, દાહ, રકતાતિસાર, વાયુ, પ્રમેહ એનો નાશ કરે છે. એનાં પાંત્રા ગ્રાહક, રૂચિકર, તીખો, ઉષ્ણ; અને ઉધરસ, અર્શ, કફ; વાયુ, પુંસ્ત્વ, એનો નાશ કરે છે. લઘુ બાવળ—તુરો, ઉષ્ણ, પિત્તલ, દાહક; અને વાતરોગ અને કફ એનો નાશક છે, **ઉપયોગ**:—(૧) **મોં આવે છે તે ઉપર**:—બાવળીયાની અંતરછાલ કચરી પાણીમાં ઉકાળી તેનાં કોગળા કરવા, **(૨) અસ્થિભંગ ઉપર**:—બાવળીયાના બિયાંનું ચૂર્ણ ત્રણ દિવસ મધમાં ખાવાથી અસ્થિભંગ થયેલો દુર થઈ અસ્થિ [હાડકા] વજ્ર જેવાં મજબુત થાય છે. (૩) **વાળા ઉપર**:—બાવળીયાના બી ગોમૂત્રમાં વાટી લેપ કરવો. **(૪) અતિસાર ઉપર**:—નિષ્કંટક મોટા બાવળીયાનાં પાંત્રાનો અંગરસ કાઢી પાવો. એટલે સર્વ પ્રકારનો અતિસાર દુર થાય છે. **(૫) ધાતુપુષ્ટિને માટે**:—એક હાથ લંબાઇનું અને તેટલીજ પહોળાઈનું એક સ્વચ્છ કપડું લેવું. પછી બાવળીયાની લીલી શિંગો (પરડા) લાવી તેને કચરી તેનો રસ કાઢી તેમાં કપડું પલારી સુકવવું, એ પ્રમાણે તે કપડાને ચૌદ પુટ દેવા. પછી તે કપડાના ચૌદ ભાગ કરવા અને દરરોજ એક કકડો પાશેર દુધમાં ઉકાળી તેમાં સાકર નાંખી તે દુધ પીવું, એટલે ધાતુપુષ્ટતા થાય છે. (૬) **ઝેર કચુરાનાં વિષ ઉપર**:—બાવળીયાનાં પાંદડાંના રસમાં ગાયનું ઘી અને કસ્તુરી નાંખી પ્રાશનાર્થે આપવું. અથવા બાવળીયાનાં પાંદડાનો રસ ૪ પૈસાભાર પાવો. દિવસ ૩- **(૭) બદ ઉપર**—સર્પની કાંચળીને બાવળનો ગુંદર ચોપડી તેની બદ ઉપર પટ્ટી લગાડવી. **(૮) પીચોટી ટળી હોય તો** બાવળની કુંખો તથા નાંદરૂખીની કુંખો એકત્ર કરી વાટી દહીં સાથે પાવી. **(૯) પીડ અને અતિસાર ઉપર**—બાવળીયાની છાલનો રસ દહીં સાથે પાવો. **(૧૦) અમ્લપત્તિ ઉપર**—સાયંકાળે બાવળીયાનાં કુંમળા પાલાનો કાઢો કરી તેમાં આંબાનો અંગરસ એક પાસો નાંખી કાઢો રાત્રે કરી રાખવો અને સવારે પાવો. દિવસ ૭ **(૧૧) રાતા પ્રદર ઉપર**—બાવળીયાની શિંગો, કેરીયોના મરવા, મોચરસના ઝાડની છાલ અને કાંગનીનાં બિયાં એનું ચૂર્ણ દૂધમાં પાવું, એટલે રક્તપ્રદરનો સત્વર નાશ થાય છે. **(૧૨) કેરોસીન** (ગ્યાસલેટ) **તેલ પીવામાં આવ્યું હોય તે ઉપર**—બાવળીયાનાં ગુંદરનું નવટાંક પાણી કરી પાવું અને પછી ઉપર પાશેર દૂધ પાવું, અને તેલ પેટમાં જતાજ તુરત મીઠા તેલના કોગળા ઉપરાઉપરી કરાવવા એટલે મોંમાં ચાદીયો વગેરે થશે નહીં. **(૧૩) આંખોમાંથી પાણીવહે છે તે ઉપર**—બાવળીયાનાં પાંત્રાનો કાઢો કરી તેમાં થોડું મધ નાંખી અંજન કરવું **(૧૪) મુખરોગ ઉપર**—બાવળીયાંની અને જાંબુડીની અંતરછાલનો કાઢો કરી તેમાં ફુલાવેલી ફટકડી નાંખી કોગળા કરવાં **(૧૫) રેચન**—બાવળીયાની શિંગોનો ચાતુર્થાંશ કાઢો કરી તેમાં માયફળોનું ચૂર્ણ નાંખી પાવો. ઉપર જેટલાં પાનનાં બીડા ખાય તેટલા રેચ થાય છે. **(૧૮) પરમીયા ઉપર**—બાવળીયાનાં કુમળા અંકુર ૧ તોલો લેઇ તે સવાર સાંજ એક તોલો સાકરમાં ખાવાં. દિવસ સાત. **(૧૭) કર્ણસ્રાવ ઉપર**—બાવળીયાની છાલનો કાઢો કરી તે બારીક ધારથી કાનમાં રેડવો પછી બારીક વસ્ત્ર

ી કાનમાં કાકડી નાંખી ફેરવી કાઢવો, અને ગરમ પાણીમાં ફુલાવેલી ફટકડી નાંખી તે પાણી થોડું થોડું કાનમાં નાંખવું. (૧૮) **ઉપદંશવ્રણ ઉપર**—બાવળીયાનાં પાલાનું ચૂર્ણ કરી ચોપડવું. (૧૯) **પુષ્ટતા માટે**—ઘઉંનો રવો અને બાવળીયાનો ગુંદર એનું ચૂર્ણ કરી ઘીમાં શેકવાં પછી સાકરનો પાક કરી તેમાં બદામ, ચારોળી, પીસ્તાં. ખેદાણા, સાલમ મિશ્રી વગેરે મસાલો નાંખી લાડુ કરી ખાવા.

---

## ૩૯૫. બ્રાહ્મી.

સં૦ મ૦ હીં બં૦ બ્રાહ્મી. કો૦ કારીવણા. એકમાની. ક૦ ઓંદેલગત. તા૦ વલ્લારી તૈ૦ બ્રાહ્મીચેટ્ટુ તું૦ તિમારે. મલા૦ મુન્તલ. ફા૦ જરનબા. ઇં૦ ઇંડીયન પેનીવર્ટ. લા૦ હાયડ્રો કોટાઇલિ એશિયાટિકા.

બ્રાહ્મીના **બ્રાહ્મી, કપોતવંકા, સોમવલ્લી, સરસ્વતી** " એવાં નામો છે· બ્રાહ્મીનો ભેદ બ્રાહ્મીકુકી કરીને છે, તેને " **મંડૂકપર્ણી, ત્વાષ્ટી, દિવ્યા, મહોષધિ** " એવાં નામો છે. બ્રાહ્મી એ શીતળ તુરી, કડવી; અને બુધ્ધિ, પ્રજ્ઞા, મેધા, આયુષ્ય, તથા અગ્નિ એને વધારનારી, સારક, સ્વાદુ લઘુ, કંઠશોધક, હૃદ્ય, સ્મૃતિપ્રદ, રસાયન, હૃદ્ય; અને મેહ. વિષુચિકા, કોઢ, પાંડુરોગ. ઉધરસ, તાવ, સોજો, કંડુ, પ્લીહા, વાતરકત, પિત્ત, અરૂચિ, દમ, શોષ, સંપૂર્ણ દોષ, કફ. એનો નાશ કરે છે. કારિવણા અથવા બ્રહ્મમંડુકીના પણ એવાજ ગુણ છે. **ઉપયોગ**—(૧) **ઉન્માદ ઉપર**—બ્રાહ્મીના રસમાં કોષ્ટ કાળિંજનનું ચૂર્ણ અને મધ નાંખી પાવો. (૨) **મળમૂત્રવડે આજારી થયેલાને**—બ્રાહ્મીનો રસ નવટાંક, આંવળકંટી તોલા બે, સાકર અર્ધો તોલો, જીરૂં તોલો એક, એનું ચૂર્ણ કરી પાશેર ગાયના દૂધમાં નાંખી પાવું. (૩) **દેવી (શીતળા) ના અજાર ઉપર**—બ્રાહ્મીનો રસ મધમાં પાવો.

---

## ૩૯૬. બિચવા.

સં૦ નિર્વિષા. મ૦ હીં૦ ક૦ નિર્વિષિ. બીચ્છવા. ફા૦ જદવાર. લા૦ ડેલફિનિ યમ્ડિનુડેટમ્.

એ ઝાડો ડુંગરાળ પ્રદેશમાં થાય છે. અને એક હાથ ઉંચા વધે છે. એનાં પાંત્રા બે આંગળ પહોળાં હોઇ કાત્રાદાર હોય છે. એનાં કુમળા પાલાની ભાજી ઉત્તમ થાય છે. એનાં મૂળો એક વેંત લાંબાં હોઈ કાળા રંગનાં હોય છે. એનો આકાર વીંછીનાં જેવો હોય છે. એ ઝાડને ઠાકરડા લોકો " કાંબડા " કહે છે. નિર્વીષી:–તીખી, શીત, વ્રણરોપણ છે. અને કફ, વાયુ, રકતદોષ, અનેક વિષદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) શસ્ત્રના જખમ અને વ્રણ ઉપર** બિચવાનાં મૂળ વાટી ચોપડવા, અથવા સુકાયલા મૂળોનું ચૂર્ણ કરી ભરવું અને ત્રણ દિવસ સુધી પાટો છોડવો નહિં; એટલે જખમ ભરાઈ આવે છે. (૨) **બદ, મૂળવ્યાધ અને ગંડમાલા અને સર્પ, વિંછી આદીકરી સર્વ પ્રકારના વિષો ઉપર**—બિચવાનાં મૂળ ઘસી ચોપડવા.

---

## ૩૯૭. બિહી.

એ ઝાડ ફકત ઉત્તર હિંદુસ્તાનમાં મળે છે. સતારા તથા પુણા એ સ્થળોએ કોઇ બિહીનાં ઝાડો વાવેલા છે. ત્યાં તેઓને ફળો આવેલાં દેખાય છે. બિહીના ફળો ગોળ હોઇ સાધારણ મધ્યમ આકૃતિનાં હોય છે. એ ખટાસ વાળા હોય છે. અને મધુર વાસ આવે છે. એ ફળોમાં જુવાર કરતાં મોટાં બિયાં હોય છે. તેને " મોગલી બેદાણા " કહે છે. બિહીના ફળોનો મુરંબો કરે છે તે પિત્તશામક છે. **ઉપયોગ—(૧) પ્રમેહ, પ્રદર, મૂત્રકૃચ્છ્ર અને મૂત્ર ધાત એ ઉપર**—મોગલી બેદાણા તોલો અથવા બે તોલા રાત્રે પાણીમાં પલારી રાખી સવારે તે પાણી ગાળી તેમાં ૨ તોલા સાકર નાંખી તે પાણી પ્રાશન કરવું. (૨) **મુખપાક ઉપર** મોગલી બેદાણાનાં પાણીના કોગળા કરવા.

### ૩૯૮. બીલી.

સં૦ બિલ્વ. મ૦ હીં૦ બેલ—વૃક્ષ ક૦ બેલ્લવનૂ. તૈ૦ મારેડુ ચેટ્ટુ. તા૦ મલા૦ બિલ્વં. તુ૦ બેલ પત્રે. અ૦ અનાર હીંદી ઇં૦ બેલટ્રી. લા૦ ઇગલમાર્મેરોસ્.

બીલીનાં ઝાડ મોટાં થાય છે. એ ઝાડો **હિંદુસ્થાનમાં** સર્વત્ર છે. એને ત્રિદલ પાંતાં આવે છે, તે શિવપૂજાનાં કામમાં આવે છે. એ વૃક્ષને ગોળ કોઠા જેવાં ફળો આવે છે. એ ફળો કાચાં હોય છે. ત્યારે તેનું શાક અને અથાણું કરે છે. કુંમળા બીલાંને સુકવી રાખે છે. તેને મરાઠીમાં "**બાળબેલ**" કહે છે. પાકેલાં બીલાંનો સ્વાદ ગળચટો લાગે છે. એ પાકેલાં ફળો ગરીબ લોક ખાય છે. કાચાં બીલાઓને કાપીને કકડા સુકવી રાખે છે તેને **બેલકાચરી** મરાઠીમાં કહે છે, બીલાં સુકાય એટલે તે કોરી, તેમાં અનેક પદાર્થો ભરી રાખવાના કામમાં તેનો ઉપયોગ કરે છે. બીલીના ઝાડની છાયા ઘણીજ શીતળ છે તથા આરોગ્યકારક છે. બીલાં પીળો રંગ તૈયાર કરવાના કામમાં આવે છે. **બીલી**—મધુર, હૃદ્ય, તુરી, ગુરૂ, રૂચિકર, દીપન, ઉષ્ણ, ગ્રાહક, રૂક્ષ, કડવી, તીખી, પાચક; અને પિત્ત, કફ, જ્વરાતિસાર, જ્વર (તાવ) એનો નાશ કરે છે. બીલાંનાં કુમળા ફળો—સ્નિગ્ધ, ગુરૂ, ગ્રાહક, દીપન, પાચન, કડવાં, ઉષ્ણ, તુરાં; અને શૂળ, આમવાત, સંગ્રહણી, કફાતિસાર, નો નાશ કરે છે. **એનાં જુનાં ફળો**—મધુર, તુરાં, જડ, તીખા, ઉષ્ણ, સંગ્રાહી, તીક્ષ્ણ, દીપન, પાચક, હૃદ્ય; અને કફ, વાયુ, એનાં નાશક છે. **એનાં પાકાં ફળો**—દાહક, મધૂર, તુરા, ગુરૂ, વિષ્ટંભકારક, કડવાં, ગ્રાહક, તીખાં, ઉષ્ણ, દુર્જર, વાતલ અને અગ્નિમાંદ્યકારક છે. **બીલીનાં મૂળ**—મધુર, લઘુ; અને ત્રિદોષ, વાંતિ, શૂળ, એનાં નાશક છે. અને કફ, વાયુ મૂત્રકૃચ્છ્ર, પિત્ત, એનો નાશ કરે છે. **એનાં પાંત્રા**—ગ્રાહક અને વાત નાશક એવાં છે. **ઉપયોગ—(૧) બાળકોને આમ થયો હોય તો**—બીલાની અંદરનો ગરભ ખવરાવવો. (૨) **ગુલ્મ વાયુ વગેરે ઉપર**—કાચાકુંમળાં બીલાં અને ગોળ સતત ખાવો એટલે ગુલ્મવાયુ, શરીરની અંદર જમેલો વાયુ અને પેટમાંની શરદી એ દૂર થાય છે. (૩) **સર્પના દંશ ઉપર**—બીલીનાં મૂળ કોઠીનાં મૂળ અને તાંદળજાનાં મૂળ એનો રસ કાઢી પાવો. (૪) **કૃમિ ઉપર**—બીલીના પાંત્રાનો રસ પાવો. (૫) **અમ્લપિત્તથી ગળામાં બળતરા બળે છે તે ઉપર**—બીલીનાં પાંત્રાનો રસ એ ત્રણ પૈસાભાર ૪–૫ વાર ગાળી આપવો. (૬) **બહેરાપણ ઉપર**—ગોમૂત્રમાં બીલું વાટી, તે તેલમાં નાંખી તેલ કઢાવવું અને પછી તે તેલ કાનમાં પાડવું (૭) **આમસંગ્રહણી ઉપર**—કાચાં સુકવેલાં બીલાં, વરીયાળી, સુંઠ, એનો કાઢો પાવો. (૮) **ધાતુપુષ્ટતાને માટે**—ગાયનાં દૂધમાં બીલાંની છાલનો રસ જીરાની ભૂકી નાંખી પાવો. (૯) **ગળામાં દુઃખે છે તે ઉપર**—પાકેલાં બીલાનો ગર્ભ ખાવો કિંવા પાંત્રાનો કાઢો દુધ નાંખી પાવો. (૧૦)**રક્તાતિસાર ઉપર**—કાચાં સુકાયેલાં બીલાંનું ચૂર્ણ ગોળ સાથે ખાવું. (૧૧) **સર્વ પ્રકારના અતિસાર ઉપર**—કુમળા બીલાં અને આંબાની ગોટલી એનો કાઢો સાકર અને મધ નાંખી પાવો. (૧૨) **મોં આવ્યું હોય તે ઉપર**—બીલું ભાંગી પાણીમાં નાંખી કઢવી તેના કોગળા કરવા. (૧૩) **આમરક્ત ઉપર**—બીલું જરા ભાગી શેકવું અને તેના ગરમાં ગોળ નાંખી વાટી ગરમપાણીમાં સરબત કરી પીવા આપવું (૧૪) **ગર્ભીણીની ઉલટી ઉપર**—બીલાનો ગર્ભ અને ધાણીનું પાણી એકત્ર કરી પાવું. (**સર્વ પ્રકારના અતિસાર ઉપર** લીલીની અને આંબાની છાલ એનો કાઢો કરી તેમાં મધ અને સાકર નાંખી તે પાવો. (૧૧) **ઓકારી અને અતિસાર ઉપર**—લીલાં, આંબાની ગોટલીનો રસ એકત્ર કરી તેમાં સાકર અને મધ નાંખી તે મિશ્રણ પાવું. (**વિષમજ્વર ઉપર**—બીલીનાં પાંત્રાની ગોળમાં ગોળી કરી ખવરાવવી. (૧૮) **ધાતુ પડતી હોય તો તે ઉપર**—પુષ્કળ બીલીનાં પાંત્રા પાશેર પાણીમાં વાટી રસ કાઢી તેમાં જીરૂં ૬ માસા અને સાકર ૧ તોલો નાંખી તે

પાવો. દિવસ ૭. (૧૭) **ગર્ભિણીની ઉલટી અને અતિસાર ઉપર**—સુંઠ અને સુકાયેલાં કાચાં બીલાં એનો કાઢો જવનો લોટ નાંખી પ્રાશનાર્થે આપવો. (૨૧) **બાળકની સંગ્રહણી ઉપર**—બીલાં અને સુંઠ એનું ચૂર્ણ ગોળમાં આપવું (૨૨) **મોડશી ઉપર**—સુકાયેલા બીલાંની અંદરના ગર્ભનું ચૂર્ણ કરી જૂના ગોળમાં ગોળીઓ ૬ માસાની કરવી. અને એક ગોળી ગરમ પાણી સાથે આપવી. એટલે જુલાબ બંધ થાય છે. (૨૩) **ત્રિદોષજનિત ઉલટી ઉપર**—બીલીની છાલનો કાઢો મધ નાંખી પાવો. (૨૪) **મેદોરોગ ઉપર**—નાનાં બીલીનાં મૂળ, ટેંટૂનાં મૂળ, શિવણમૂળ. પાટલા મૂળ, એ પાંચ ઔશધોનો કાઢો કરી તેમાં મધ નાખી પીવાથી, આખા શરીરમાં મેદવધી જે જાડા પણું આવે છે તે દૂર થાય છે. (૨૫) **ધાતુપુષ્ટતા ઉપર**—પાતાળી યંત્રવડે બીલાનો અર્ક કાઢી તે પાવો. (૨૭) **અંગની દુર્ગંધી જવા માટે**—બીલીના પાંત્રાના રસનો લેપ કરવો એટલે શરીરની દુર્ગંધી દૂર થાય છે, (૨૭) **સોજો, મલબધ્ધતા મૂળવ્યાધ, વિષૂચિકા અને કમળો** એ **ઉપર**—બીલીનાં પાંત્રાનો રસ પાવો. **ચાતુર્થીક જવર ઉપર**—બીલાં અને મધુમાધવી એનું ચૂર્ણ કરી તે વગ્રે યોગ્ય અને ધોળું વાછરડું જેને છે એવી ગાયના દૂધમાં આદિત્યવારના દિવસે પાવાથી ઘણા દિવસનો ચોથીયો તાવ ક્ષણમાં નાશ પામે. (૨૯) **જીર્ણજવર ઉપર**—દૂધમાં બીલીના મૂળોને કાઢો કરી પાવો. (૩૦) **વિષૂચિકા એટલે કોલેરા ઉપર**—બીલી અને સુંઠ એનો કાઢો, ઉલટી, વિષૂચિકા એનો નાશ કરે છે; અનેબીલી, સુંઠ તથા કાયફળ એને કાઢો તે કરતાં અધિક ગુણકારી છે..

---

## ૩૯૯ બિંવલી.

બિવલીના ઝાડની ઉંચાઈ સાત આઠ હાથની હોય છે. એ ઝાડ ગરમ દેશમાં થાય છે. તેનાં પાંત્રા સર્વકાળ લીલાં હોવાથી તેની આસપાસ ઠંડી હવા હોય છે. શરદ ૠતુમાં આ ઝાડનાં પાંત્રા બીજા ઝાડોની પેઠે ખરી પડતાં નથી. જ્યારે ઉપરની ડાળીને નવાં પાંત્રા આવે છે, ત્યારે જુનાં પીળાં થઇ પડી જાય છે. એનાં ફળો વર્ષમાં બે વાર આવે છે. એને દ્રાક્ષના જેવાં ફળોનાં ઝુમખાં આવે છે. એ ફળો ખાટાં હોય છે, તેને બિંવલી કહે છે. બિંવલાની ચાર ચીરો કરી સુકવી રાખી તેનો આંમલીને બદલે ઉપયોગ કરે છે. એના રસથી હળદરના ગાંઠીઆના રવા કરે છે. એનાં રસમાં હળદરના ગાંઠીઆ અને ટંકણખાર નાખી તેને ગરમીમાં રાખે છે, એટલે તેના અંગમાં તે રસ મળી તે ગાંઠીઓ રાતો થાય છે. કપડે શાઇનો ડાગ પડયો હોય તે બિંવલાના રસવડે જાય છે.

## ૪૦૦ બીવલો.

સં૦ બીજક. મ૦ બિબલા.

આ વૃક્ષ મોટું થાય છે. એનાં પાંતા અસાણાના પાંત્રા જેવાં હોઈ તે કાળાં વધારે હોય છે. એ પાંતા ઉપર અસાણાના પાંત્રા કરતાં રેષાઓ વધારે હોય છે. એને બારીક ફળો આવે છે. એ ઝાડ ઉપર કાવાડાથી ઘા કરવાથી છાલમાંથી લોહીના જેવા રસ નીકળે છે. એનું લાકડું ઇમારતનાં કામમાં ઉપયોગી છે. અસાણા જેવાજ એના ગુણ હોઈ તેના કરતાં વધારે ગુણાવહ છે. **બીવલો**—એ ત્વચાને શુધ્ધ કરનાર અને રસાયન છે, તથા કોડ, વિસર્પ, મેહ, ગુદરોગ. કૃમિ, કફ, રક્તપિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **અતિસાર, સંગ્રહણી, આમ, પ્રદર, રક્તપિત્ત અને ધાતુવિકાર ઉપર**—બીવલાનો રસ વાલ અથવા બેવાલ દૂધમાં પાવો. (૨) **અતિસાર ઉપર**—બીવલાની છાલનો રસ તાંદળજાનાં પાણીમાં મેળવી પાવો. (૩) **ધાતુપુષ્ટતાને માટે**—બીવલાની છાલ અગર રસ સાકર અને દુધમાં નાંખી પાવો. (૪) **થાક ઉતરવા માટે**—બીવલાની છાલ દુધમાં વાટી પાવી. (૫) **પેટમાંના ગુલ્મ રોગ ઉપર**—બીવલાની છાલ દૂધમાં વાટી પાવી. (૬) **ઝાડ ઉપરથી પડવાથી છાતીમાં લોહી બંધાઈ જવા અને અસ્થિભંગ ઉપર**—બીવલાની છાલનો અંગરસ દૂધમાં નાંખી પાવો.

## ૪૦૧ બીજોરૂં.

સં૦ બિજપૂર. મ૦ મહાળુંગ. હીં૦ બિ-જોરા. બં૦ ટાવાલેબુ, ક૦ માધવલ. મહાફલ-ગિડ. તુ૦ માપલ. મલા૦ માદળીનારકં. તૈ૦ દવાકાયા. ફા૦ તુરંજ. અ૦ ઉતરંજ. લા૦ સાઇટ્રસએસિડા. સાઇટસએસિડા. ઇં૦ સાઇટ્રિસ.

બીજોરાનાં પાંત્રા લાંબાં મોટાં હોય છે. એ ઝાડ લીંબુની જાતિનુંજ છે. એ ઝાડ ઉપર સુમારે પોણા હાથની લંબાઈનાં ફળો આવે છે. તે ફળના અગ્ર ભાગે ન્હાનું બિંદુ (અણી) હોય છે. બીજોરૂં પથ્યકર, રૂચિદાયક; અને પિત્તશામક છે. એ ફળો જેટલાં જુનાં થાય છે તેટલો તેમનામાં વધારે ગુણ હોય છે. અને વાસ પણ સારો આવે છે. બીજોરાનો રંગ પીળો હોઈ તેમાંહેનો ગર્ભ રાતો હોય છે. તે સ્વાદમાં કિંચિત કડવાસ લાગે છે, પરંતુ અંદર ધોળું જાડું મગજ હોય છે તે મીઠું હોય છે. એનો પાક કરે છે તે અશક્તોને ખાવા આપવાથી શક્તિ આવે છે. એનો ઉત્તમ મુરબો થાય છે. એના રસનું સરબત કરે છે. મોરંબામાં એલચી, જાવંત્રી ઈત્યાદિ અનેક મશાલા નાંખી તે ઘણાં વર્ષો સુધી રાખી મૂકે છે. બીજોરૂં એ અનેક રોગો ઉપર ચાલે છે. **બીજોરાંનું ફળ**—ખાટું, તીખું, ઉષ્ણ, પાચન, કંઠશુદ્ધિકારક, લઘુ, હૃદ્ય દીપન, રૂચિકર, સ્વાદુ; જીવ્હા અને હૃદય એને શુધ્ધ કરનાર; અને શ્વાસ, કાસ, વાયુ, કોડ, તૃષા, પિત્ત, ઉચકી (હેડકી), અરૂચિ, રક્તપિત્ત એનો નાશ કરે છે. **કુમળાં ફળ**—પિત્ત, વાયુ, કફ, રક્તદોષ, એને ઉત્પન્ન કરે છે. **મધ્યમ** પ્રકારના બીજોરાના પણ કાચા બીજોરા જેવા ગુણો છે. **પાકું બીજોરૂં**—ઉત્તમ વર્ણકારક, હૃદય, બલકર, પૌષ્ટિક, અને શળ, અજીર્ણ, વિબંધ, વાયુ, કફ, દમ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરૂચિ, સોજો એનો નાશ કરે છે. એના **ફળની છાલ**—કડવી, દુર્જર, સ્નિગ્ધ, ઉષ્ણ, ગુરૂ; અને કૃમિ, વાયુ, કફ, એનો નાશ કરે છે. **એની છાલનો રસ**—સ્વાદુ, શીતળ, ગુરૂ, ધાતુવર્ધક, સ્નિગ્ધ, કફકારક, વાતપિત્તનાશક છે. એની **છાલની અંદરનો ભાગ**—શળ, પિત્ત, અરોચક, વાત, કંબરના રોગ, ઉદર, (પેટ) સંબંધી થનારા રોગ એનો નાશ કરે છે. તથા ભેદક, છે. **બીજોરાની અંદરનું કેશર**—દીપન, ખાટું, મેધ્ય, લઘુ ગ્રાહી, રૂચિકર; અને ગુલ્મ, ઉદર, શ્વાસ, કાશ હેડકી મદાત્યય, ઉન્માદ, શોષ, વિબંધ, અર્શ; અને ઉલટી એનો નાશ કરે છે. **કેશરનો રસ**—પાર્શ્વ, બસ્તિ એની અંદરની શળ, કફ, અરૂચિ, વાયુ, દમ, ઉધરસ, અને ઉલટી એનો નાશ કરે છે. **બીજોરાનાં બિયાં**—કડવાં, પથ્ય, દીપન, ગર્ભપ્રદ, દુર્જર, ગુરૂ, ઉષ્ણ, બલકર, અને કફ, અર્શ સોજો, વાયુ, પિત્ત એનો નાશ કરે છે. **બિયાંની અંદરનો મગજ**—ગુરૂ, શીત, સ્વાદુ, સ્નિગ્ધ, બલપ્રદ; અને વાયુ પિત્ત, એનો નાશ કરે છે. **બીજોરીનાં મૂળ**—અર્શ, કૃમિ, વિષુચી, મલબંધ, અને શળ એનો નાશ કરે છે. **બીજોરીનાં ફુલ**—દીપન, ગ્રાહક, શીતળ, લઘુ; અને વાયુ, રક્તપિત્ત, એનો નાશ કરે છે. મીઠું બીજોરૂં શીતલ, મધુર, ગુરૂ, વૃષ્ય, દુર્જર, સ્વાદિષ્ટ; અને ત્રિદોષ, પિત્ત, દાહ, રક્તદોષ, મલબંધ, દમ, ઉધરસ, ક્ષય, હેડકી એનો નાશ કરે છે. **વગડાઉ બીજોરૂં**—તીક્ષણ, ઉષ્ણ, રૂચિકર, ખાટું, અને વાયુ, આમદોષ, કૃમિ, દમ; અને કફ એનો નાશ કરે છે. **વનમાં થનારી બીજોરીનાં ગુણ**—ખાટી, ઉષ્ણ, તીખી, રૂચિકર, અમ્લ દોષકર; અને વાત, કરમ, કફ, શ્વાસ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) જંત (કૃમિ) ઉપર**—બીજોરાની સુકાયલી છાલનો કાઢો કરી પાવો. **(૨) સુખે પ્રસવ થવા માટે**—બીજોરાંનાં મૂળ અને મહુડાની છાલ આથવા જેઠીમધ, એનું સમભાગ ચૂર્ણ કરી ત્રણ માસા પર્યંત મધ અને ઘીમાં આપવું; એટલે સુખથી સ્ત્રીને પ્રસવ થાય છે. અથવા બીજોરીનાં મૂળ કંબરે બાંધવા. **(૩) અપસ્માર ઉપર**—બીજોરૂં, લીંબુનો રસ અને નગોડનો રસ એકત્ર કરી ત્રણ દિવસ નાકમાં નસ્ય કરવું, એટલે અપસ્માર જાય છે. **(૪) બાળકોની ઉલટી ઉપર**—ન્હાનાં બાળ-

કો વારંવાર દૂધ ઓકે છે તે ઉપર, મહાળુંગીનું મૂળ કિંચિત દુધમાં ઘસી પાવું અને એજ મૂળનો કકડો ગળે બાંધવો. (૫) **દાહ અને પિત્ત શામક સરબત**—બીજોરાના રસમાં સાકર નાંખી પાક કરી રાખવો. એ સરબત અને થંડુ પાણી એકત્ર કરી પાવું (૬) **ગર્ભસ્થાન શુદ્ધ થવા માટે**—ધોળી સાંવરી (મોચરસ) નાં મુળ દુધમાં ઘસી તેમાં બીજોરાનાં બિયાં વાટી કપડાંથી ગાળવું તથા રજોદર્શન થયાના દીવસથી ચાર રોજ પાવું. (૭) **હેડકી ઉપર**—બીજોરાનો રસ, મધ અને સંચળ નાંખી પાવો. કિંવા બીજોરાના રસમાં સુંઠ, આવળકંટી, પીંપર અને મધ નાંખી તે ચાટતા જવું (૮) **શૂળ ઉપર**—બીજોરીના ફળનો અથવા મૂળોનો અંગરસ, મધ અને જવખાર નાંખી પાવો એટલે કુક્ષિશૂળ હૃદયશૂળ બસ્તિશૂળ; અને દારૂણ એવો કોઠામાં વાયુ થાય છે તે, એ રોગો દુર થાય છે. (૯) **ઉલટી ઉપર**—બીજોરીનાં મૂળ પાણીમાં ઘસી તેમાં મધ નાંખી પાવાં. (૧૦) **ઊલટી અને જુલાબ એ ઉપર**—બીજોરીનાં મુળ અને દાડમડીના મુળ અને કેશર એ પાણીમાં વાટી પાવું. (૧૧) **કર્ણશૂળ ઉપર**—બીજોરૂં, આંબો અને આદુ એનો કિંચિત ગરમ કરી કાનમાં નાખવો. (૧૨) **શીઘ્ર પ્રસૂતિ થવા માટે**—બીજોરીનાં મૂળ અને ધોળી ચણોઠીના મૂળ ઘીમાં ઘસી પાવાં. (૧૩) **હૃદ્રોગ શૂળ અને ક્ષય એ ઉપર**—બીજોરાનાં રસમાં પીપરનું ચૂર્ણ અને માખણ નાંખી તે રસ પાવો. (૧૪) **એરંડીયા અને બીજોરાનાં બિયાં વાટી ઘીમાં આપવાં.** અથવા પાકા એક બીજોરાનાં તમામ બીયાં દૂધમાં વાટી પ્રાશનાર્થ આપવા. (૧૫) **કર્ણસ્રાવ ઉપર**—બીજોરાનાં રસમાં સાજીખારનું ચૂર્ણ નાંખી તે કાનમાં પાડવો. (૧૬) **મદ્ય ઉપર ઉતાર**—બીજોરાની અંદરનું કેશર અને દાડમના દાણા ખવરાવવા. (૧૭) **અરૂચિ ઉપર**—બીજોરાનું કેશર મધ સાથે ખાવું (૧૮) **મુખ સંબંધી કફવાત રોગ, શોષ, જડપણું અને અરૂચિ એ ઉપર**—બીજોરાનું કેશર, સીંધવ, મરી એ એકત્ર ખલી ગોળી કરી મોંમાં રાખવી. (૧૯) **ભ્રમ અને પિત્તવિકાર ઉપર બીજોરાનો મુરબ્બોઃ**—બીજોરૂં છોલી તેની ચીરો કરવી અને એક તપેલું પાણીએ ભરી તેના મોં ઉપર એક કપડું બાંધી તે ઉપર બીજોરાની ચીરો મુકવી, અને ઢાંકણું દેઇ તે તપેલું અગ્નિ ઉપર મુકવું, તથા વરાળથી શીજવવું. પછી કોરા વસ્ત્રમાં લેઇ સારી રીતે પીલી અંદરનું પાણી કાઢી નાંખવું. અને સાકરનો જાડો પાક કરી તેમાં તે પીલેલો ભાગ નાંખવો એટલે ઉત્તમ મુરંબો થાય છે. આ મુરબ્બો ઉત્તમ ભ્રમ પિત્તશામક છે. (૨૦) **ભ્રમપિત્ત વિકાર ઉપર બીજોરાનો પાકઃ**—ઉપર કહ્યા પ્રમાણે બીજોરૂં બાફી, તૈયાર કરેલી બીજોરાની ચીરો કેટલીક વાર સુકવી રાખી પછી ઘીમાં તળવી, અને વંશલોચન ૮ ભાગ એલચી ૪ ભાગ, તજ ૨ ભાગ, પીંપર ૧ ભાગ. લવંગ, જાયફળ. જાવંત્રી, કેશર, ઇ૦ સર્વ મસાલો સમભાગ એકત્ર કરી બધાનું ચૂર્ણ કરવું, પછી સાકરનો ચાસણીદાર પાક કરી તેમાં આ સર્વ ઔષધો નાંખી હલાવી ભેગું થયા પછી એક કથરોટમાં કહાડી પહોળું કરી તેનાં ચોસલાં કરી રાખવા, આ પાક નિત્ય સવારે અને સાંજે એકેક કિંવા બેબે તોલા ખાતાં જવો. એ ઉત્તમ ગુણદાયક છે. (૨૧] **મુતરખડા ઉપરઃ**—બીજોરૂં અને સીંધવ અકત્ર કરી ખાવું. (૨૨) **કવલુ ઉપરઃ**—બીજોરાનો ગર્ભ તોલા ૨ લેઇ તેમાં સંચળ તોલો ૦ll નાંખી રોજ બે વાર ખાતાં જવું.

---

## ૪૦૨ બેઠી ભોરીંગણી.

સં૦ બં૦ કંટકારી મ૦ રિંગણી. હીં૦ કટેરી. લઘુકટાઇ. રા. કટારી. ક૦ નેલગુલ્લુ. તૈ૦ રેવટી. મુલંગા, વાકુડીચેટુ. તા૦ કરીમુલ્લી. ગુ૦ કલ્લંટે. મલા૦ ચેરૂવાલુટિના. આં૦ કંટમારિષ. લા૦ સોલેનમ્ ઝેંથોકાર્પમ્.

ભોરિંગણીનાં ઝાડો જમીન બરોબર પસરે છે. એ ઝાડનાં સર્વ અંગ ઉપર બારીક કાંટાં હોય છે. રીંગણી સોપારી જેવડાં ગોળ ફળો. આવે છે, તેમાં બી પુષ્કળ હોય છે. એમાં ૫

લો ઉપરથી ત્રણ ભેદ છે, કાળા, લીલા અને ધોળા ફુલોની રિંગણી ક્વચિત મળે છે. ધોળી રીંગણીને "લક્ષ્મણી" કહે છે. **રિંગણીઃ**— તીખી, ઉષ્ણ, દીપન, ભેદક, રૂક્ષ, પાચન, લઘુ, સારક છે. અને દમ, ઉધરસ, કફ, પીનસ, કફવાત, જ્વર, હૃદ્રોગ, અરૂચિ, મૂત્રકૃચ્છ્ર, પાર્શ્વશૂળ, આમ, કૃમિ એનો નાશ કરે છે. **એનાં ફળોઃ**—ભેદક, રસકાળે એને પાકકાળે તીખાં, રૂચિકર, હૃદ્ય, પિત્તલ, કડવાં, અગ્નિદીપક. લઘુ. અને વાયુ, કફ, શ્વાસ, કંડુ, જ્વર, કૃમિ, મેહ, શુક્ર, એનો નામ કરે છે. **શ્વેત રીંગણી** રૂચિકર, તીખી, ઉષ્ણ, નેત્રને હિત. અગ્નિદીપક, પારદબંધક, ગર્ભસ્થાપક. અને કફ, વાયુ એનો નાશ કરે છે, બીજા ગુણ સરખા છે. **ઉપયોગ (૧) ઉધરસ ઉપરઃ**—રીંગણીના મૂળનો કાઢો કરી તેમાં મધ અને પીપર નાંખી તે પાવોઃ કિંવા રીંગણી અને પીંપર એનું ચૂર્ણ મધમાં આપવું, (૨) **માંથામાં ચેળ થાય છે તે ઉપરઃ**—રીંગણીનો રસ અને મધ એનો લેપ કરવો. (૩) **દાઢમાં કીડા થાય છે તે ઉપરઃ**—રીંગણીના ફળો ચલમમાં નાખી અથવા ફળોની ભૂકી અગ્નિ ઉપર નાખવી તથા નળી લગાડી ધુણી મોમાં લેવી અને કેટલીકવાર તે ધુવાડી મોંમાં રાખીમેલી પછી મોં ઉઘાડવું, અને લાંળ પાડવી એમ ત્રણ દિવસ કરવું. એટલે કીડા ખરે છે, (૪) **મૂત્રાઘાત ઉપરઃ**— રીંગણીનો રસ તોલા ૨, અને ઉપરસાલનો રસ તોલો એક એકત્ર કરી તેમાં છાશ ઉપરનું પાણી ૪ તોલા નાંખી પાવો, અથવા રીંગણીનો અંગરસ છાશમાં નાખી પાવો. (૫) **સામાન્ય જ્વર ઉપરઃ**—રીંગણીમૂળ કરીયાતુ. સુંઠ એનો કાઢો કરી રાખવો અને દિવસમાં ત્રણ વાર અને પ્રત્યેક વેળા ત્રણ તોલા પર્યંત પાવો. તેથી કરી શ્રમથી કિંવા કોઇપણ કારણથી આવેલો સામાન્યજ્વર જલદી જાય છે. (૬) **ભૂખ ન લાગે તોઃ**—રીંગણી ઝાડ સહિત વાટી તેમાં ૧ તોલો લવેંગ, ૧ તોલો જાયફળ, અને ૧ તોલો મધ નાખી સતત ત્રણ દિવસ ખલ કરવો. પછી તેની સોપારી જેવડી ગોળીઓ કરી રોજ એક એ પ્રમાણે ૪–૫ દિવસ આપવી. (૭) **પેટમાં કોઈ પણ આજારની ગાંઠ હોય તો તે ઉપર**—રીંગણી મુળો સહિત સુકવવી પછી તેની ભૂકી કરી ગરમ પાણીમાં એક પૈશાભાર એ પ્રમાણે દિવસમાં બે વખત આપવી. દિવસ ૭. (૮) **ભાર ઉપર**— રીંગણી અને ડોડી એનો કાઢો કરી તેમાં સંચોરો નાંખી તે કાઢો પાવો. (૯) **શ્વાસ-કાસાદિક ઉપર**—રિંગણી, ગળો, સુંઠ અને અજમો એનો કાઢો, પીપરનું ચૂર્ણ નાંખી પાવો; એટલે શ્વાસ, કાસ, અર્દિત વાયુ (મોં વાંકુ થવું તે), સળકમ, અરૂચિ, સ્વરભંગ, શુળ અને જીર્ણજ્વર એ દુર થાય છે. (૧૦) **કાનમાં કૃમિ (કીડા) થયા હોય તો તે ઉપર**—રીંગણીનાં ફળો ચીરી અંગારાપર નાંખવાં અને જે ધુંણી નીકળે તેને નળી લગાડી તે કાનમાં ઘાલવી. એ યોગે કૃમિ બાહેર આવે છે. (૧૧) **અજીર્ણજ્વર ઉપર**—રીંગણી અને પિત્તપાપડો એનો અષ્ટમાંશ કાઢો કરી પાવો. (૧૨) **જીર્ણજ્વર ઉપર**—રીંગણીનાં મુળ,, સુંઠ, ગળો, એનો કાઢો મધ અને પીંપર નાખી પાવો. (૧૩) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત ઉપર**—રિંગણીનો સ્વરસ મધમાં આપવો. (૧૪) **શ્વાસ ઉપર**—રિંગણી, જીરૂં અને આંવળકંટીનું ચૂર્ણ મધમાં આપવું, એટલે ઉર્ધ્વ, મહા અને તમક શ્વાસ, ક્ષણમાં દુર થશે. (૧૫) **શ્વાનવિષ ઉપર**— રીંગણીનો રસ ઘી નાંખી પાવો.

---

## ૪૦૩ બહેકળ

(સં૦ સ્વાદુકંટક. મ૦ વેહકળ. હિં૦ ગલગોટી)

એ કરમદી જેવું કાંટાવાળું ઝાડ છે. એ માંથોડું દોઢ માંથોડું ઉંચું વધે છે. એને બારીક અને ધોળાં ફુલો આવે છે. એનાં કાંટા ચાર આંગળ લાંબા હોય છે. **બેહેકળ**—ખાટું, મધુર, પાકવખતે અતિ મધુર, લઘુ, દીપન, પાચન; અને કાવીળ, પિત્ત એનો નાશ કરે છે,

**ઊપયોગ**–(૧) **ધાતુપુષ્ટીને માટે**—એહકળીને પાલો સવારે ચાવી ખાવો એટલે ધાતુપુષ્ટી થાયછે.

---

## ૪૦૪ બોરડી

સ૦ બદરી. મ૦ બોર. હીં૦ બેર. બં૦ કુલ. યળચે, બોગરી. તૈ૦ રેગુચેટુ. તા૦ ઇલંડે કલ્લારી. તુ૦ બોગરી. મલા૦ ઈલીંટા, કોલં. ફા૦ કુનાર. અ૦ સીદરનબંક. ઇં૦ જુજબ. લા૦ ઝીઝીફ્સ્જુજુબા.

એ ઝાડ સર્વ પ્રદેશોમાં થાય છે. એની ડાળીઓને કાંટા હોય છે. બોર એ ફળ સોપારી જેવડાં હોય છે. કાંકણી બોર, ચણીબોર ઇત્યાદી બોરની જાતી ઘણી છે. બોરડીના ઝાડ ઉપર ઉત્ત મલાખ આવે છે. આવે છે. બોરડીમાં એક ન્હાની જાતિ છે તેને મહારાષ્ટ્રમાં "બોરાટી" કહે છે. એનો વાડો કરવામાં ઉપયોગ થાય છે. **બોરડીનું ઝાડ**—શીતલ, રૂક્ષ, કડવું; અને પિન્ત, કફ એનો નાશ કરે છે. એનાં ફળો—મધુર, તુરાં, ખાટાં, ઉષ્ણ, કફ એનો નાશ કરે છે. એનાં ફળો—મધુર, તુરાં, ખાટાં, એવાં **છે**. પાકાં ફળો—મધુર, ખાટાં, ઉષ્ણ, કફકારક, પાચન, લઘુ, રૂચિકર છે. અને અતિસાર, રક્તદોષ, શ્રમ, શોષ નાશ એનો કરે છે. **બોરડીનાં પાંત્રાનો લેપ**—જ્વર, દાહ, એનો નાશ કરે છે. એની છાલનો લેપ વિસ્ફોટક નાશ કરે છે. એની છાલનો લેપ વિસ્ફોટક નાશ કરે છે. એનાં બીયાંથકી નેત્રરોગ શાંત થાય છે. રાજ (મોટા) **બોર**—મધુર, શીતલ, વૃષ્ય, વીર્યવૃધ્ધિકર, સ્વાદુ, ગુરૂ, ગ્રાહક, લેખન, સ્નિગ્ધ, મલબંધક, આધ્માનકારક; અને દાહ, પિત્ત, વાયુ, શોષ, શ્રમ, એનો નાશ કરે છે. **સુકાં બોર**—ભેદક, લઘુ, અગ્નિદીપક; અને કફ, વાયુ, તૃષા, પિન્ત, કલમ, શ્રમ, એનાં નાશક છે. કોલાપુર પ્રાંતમાં ભોંય બોરડી (ભૂબોર) નામની જાતિ પ્રસિધ્ધ છે. તેનાં **ગુણ**—મધુર ખાટી, પથ્ય, દીપન, પાચક કિંચિત રકતપિન્તકારક, રૂચિકર; અને કફ, વાતનાશક છે. **લઘુબદર** (ઝીણા બોર)—મધુર, ખાંટાં; અને પાકેલાં હોય તો—સ્નિગ્ધ, કફ, વાતનાશક રૂચિકર, જંતુકારક; કિંચિત પિન્ત, દાહ, કફ, અને વાત એનો નાશ કરે છે. બોરની અંદરનું મગજ—તુરૂં મધુર, શુક્રલ, બલપ્રદ, વૃષ્ય,; અને કાસ, દમ, તૃષા, વાયુ, ઉલટી, દાહ, પિન્ત એનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) કેશ ખરી પડવા માંડે તો**—બોરડીનો પાલો વાટી ચોપડવો. **(૨) સ્વરભેદ ઉપર**—બોરડીનાં મૂળ મોંમાં રાખવાં. અથવા બોરડીનાં પાંત્રા શેકી તેમાં સીંધવ નાંખી ખાવાં. (૩) **રક્તાતિસાર ઉપર**—બોરડીની છાલ દુધમાં વાટી મધ નાખી પાવી. **(૪) ભુખ લાગે છે તે ઉપર**—બોરડીની કુંમળી કુંપો અને જીરૂં એકત્ર કરી પાવું. **(૫) કંઠસર્પ ઉપર**—વગડાઉ બોરડીની છાલ ઘસી એક બેવાર પાવી. **(૬) ભસ્મ રોગ ઉપર**—બોરના બિયાંમાંહેની મજ્જા અથવા બોરડીની અંતરછાલ પાણીમાં વાટી પાવી. **(૭) શીતળા હલકા આવવા માટે** બોરડીના પાલાનો રસ ભેંશના દુધમાં પાવો. (૮) **રક્તાતિસાર ઉપરઃ**—બોરડીનાં મૂળ અને તલ એનો કલ્ક સમભાગે મેળવી ગાયના અથવા બકરીનાં દુધમાં પાવાથી રકતાતિસાર દુર થાય છે. (૯) **રકતક્ષય, ઉરોઘાત** (છાતીમાં દુખે છે તે). **અને ક્ષય ઉપરઃ**—બોરડીના અથવા પીંપળાની ૨ તોલા લાખ પાણીમાં વાટી તે કલ્કથી ચોગણા કોળાના રસમાં પાવો. (૧૦) **વીંછીના વિષ ઉપરઃ**—બોરડીનો પાલો અને ઉંબરાનો પાલો બારીક વાટી ગોળી કરી દંશસ્થાને લગાવી પાટો બાંધવો. (૧૧) **ઉલટી ઉપરઃ**—બોરના બિયાંમાહેનીમજ્જા, ભાતની ધાણી વડના અંકુર અને જેટીમધ એનો કાઢો મધ અને સાકર નાંખી પાવો.

---

## ૪૦૫ બરૂ.

( સં૦ વીરકાંડક. )

એનદીના કિંવા વહેળાના કીનારા ઊપર થાય છે. બરૂના ઝાડ જેવાં દેખાય છે એને તોરા આવે છે તેમાં એનાં ણી હોય છે. એમાં

ધોળો અને કાળો એવી બે જાતિ છે આ દેશમાં ફક્ત ધોળા બરૂની ઉત્પત્તિ થાય છે. બરૂની લેખણો ઉત્તમ થાય છે. પત્રાળું કરવામાં બરૂની સળીયો આવે છે. બરૂ—શીતળ, મધુર, રૂચીકર, તૃપ્તિકર, બલકર, વૃષ્ય એવો છે. અને પિત્ત, દાહ, શ્રમ, શોષ, ક્ષય, એનો નાશ કરે છે.

---

## ૪૦૬. બોળ (હીરાબોળ).

સં૦ બં૦ ક૦ હીં૦ બોલ. ગંધરસ. મ૦ બોળ રકત્યાબોળ. તૈ૦ વાલિન્. ત્રોપોલમ્ તા૦ વેલ્લ ઇપ્પોલમ્. ઇં૦ માઇરહા.

બોળનાં વૃક્ષો મોટાં થાય છે. એ ઝાડને જે રસ આવે છે તેને બોળ કહે છે. બોળનાં ઝાડ અરબસ્તાન અને આફ્રિકાનો પૂર્વનો ભાગ એ દેશોમાં ઘણાં થાય છે. હિંદુસ્થાનમાં પણ કેટલેક ઠેકાણે બોળનાં વૃક્ષો છે. બોળમાં **ધોળો બોળ કાળો બોળ** (એળિયો) અને **હીરાબોળ** એવા ત્રણ પ્રકાર છે. બાળંતબોળ કે ધોળો બોળ એ સુવાવડીને અને તુરતની વીયાએલી ગાય વીગેરેને કાથા સાથે આપે છે, કાળા બોળનો કેટલાક ઔષધોમાં ઉપયોગ થાય છે, અને રકતબોળ એ આગંતુક જખમો ઉપર લેપ કરવાના કામમાં આવે છે. કાળો બોળ કિંવા એળીયો એ અતિશય કડવો છે એને કડવો બોળ એમ પણ કહે છે. **રકત બોળ**—કડવો, તીખો, ઉષ્ણ, તુરો, મેધાકર, પાચન, અગ્નિદીપક, ગર્ભાશયને શુદ્ધ કરનાર, સુગંધિ; અને રક્તદોષ, કફ, પિત્ત, ત્રિદોષ, પ્રમેહ, પ્રદર (પેશાબમાં ધાતનું જવું.) અશ્મરી (પથરી), યોનિશૂળ, કોડ, જ્વર (તાવ), અપસ્માર, સ્વેદ, રકતાતિસાર, ગ્રહબાધા, પૌરૂષત્વ એનો નાશ કરે છે. **કાળો બોળ** (કુવેંરમાંથી થાય છે તે)—શીત, કડવો, ભેદક, રસશોધન; અને વાયુ, કફ, શૂળ, આધ્માન, ગુલ્મ, કૃમિદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) દાદર ઉપર**—કાળો બોળ તોલો ૧, ખબૂતરની હગાર તોલો ૧, એનું ચૂર્ણ કરી એક શેર પાણીમાં એક દિવસ રાખવું, અને બીજે દિવસે ગજકર્ણ (દાદર) ઉપર પીછી વડે ચોપડવું, **(૨) પથરી ઉપર** કાળો બોળ બે ભાગ, મરી ૦। ભાગ, લવંગ ૦। ભાગ, ટીકામાલી ૦।। ભાગ, બદામ ૦।। ભાગ, એ લઈ પાણીમાં વાટી બોરના ઠળીયા જેવડી ગોળી કરી ખવરાવવી. **(૩) બાળકોના પેટ માંહેના ભાર ઉપર**—કાળો બોળ અને ટીકામાલી એકત્ર કરી દુધમાં પાવી. કિંવા કાળો બોળ ગોમૂત્રમાં ઘસી ગરમ કરી નાભીસ્થાન બાદ કરી બાકી આખા પેટ પર લેપ કરવો. તે સુકાયા પછી પુનઃ બીજો લેપ ઉપરને ઉપર કરવો. એથી કરી રેચ થઇ રોગ મલદ્વારે પડે છે. ઉતાર ઘી અને ભાત. **(૪) થંડા પ્રમેહ ઉપર**—ધોળો બોળ પા તોલો અને જૂનો ગોળ અર્ધોતોલો એ એકત્ર કરી તેની ત્રણ ગોળીયો કરવી. પછી સવારે એક, બપોરે ભોજન પછી અને સાંજે સુવાની વખતે એક એ પ્રમાણે ચૌદ અગર ૨૧ દિવસ ગોળીયો ખવરાવવી. **(૫) દાઢ દુઃખતી હોય તો**—રક્તબોળ અને ગુગળ ઘસી દાઢે લેપ દેવો. **(૬) રૂતુ પ્રાપ્ત થવા માટે**—રકત્યા બોળ અને કાળો બોળ એનું એક માસો ચૂર્ણ પાણીમાં નાખી પાવું. **(૭) રક્ત પ્રમેહ અને પ્રદર** (પેશાબમાં ધાતનું વારંવાર જવું.) એ **ઉપર—**રક્તબોળનું ૧ માસો ચૂર્ણ ચોખાના ધોવરામણમાં મધ નાખી તેમાં પાવું.

---

## ૪૦૭. ભમરડીનો વેલો.

(સં૦ ભૃંગાવ્હા. મ૦ ભોંવરી.)

ભમરડીના વગડામાં મોટા મોટા વેલા હોય છે, મૃગનક્ષત્રનો વરસાદ પડવાલાગે એટલે એ વેલા જ્યાં ત્યાં થઈ ઝાડ ઉપર ચારે તરફ પસરેલા હોય છે. એને જાંબુવા રંગના ફુલ આવે છે; અને પાંત્રા કાંટેકણગીના પાંત્રા જેવાં હોય છે. એ ફુલોમાંથી આંગળ બે આંગળ લંબાઈનાં ભીલામા જેવા તોરાં આવી ઉપર સફેદ ભમરો આવે છે. આ ભમરડો કાઢી નાંખી તેના આગળ જે લીલા રંગના તોરા હોય છે તેનું શાક કરી ખાય છે. તેમાં ત્રણ કિંવા ચાર બિયાં

હોય છે; એ ખાવાથી ઉપદ્રવ થાય છે માટે તે નાખી દે છે. બાળકો તે ભમરડામાં ઝીણા કાંટા ભોકી તેની ચકરડી કરી રમે છે. **ભમરડીનો વેલો**—તીખો, ઉષ્ણ, કડવો, રૂચિકર, અગ્નિદીપક, કંઠરોગ અને સર્વદોષનો નાશક છે. **ઉપયોગ—(૧) માંકણ નિર્મૂળ કરવામાટે**—માકણના ઉપર એ વેલાના રસનું ટીપું નાખ્યું કે તરતજ માકણ મરે છે. અને એના વાસથી તરફડી તેનો લાગલોજ નાશ થાય છે. પલંગ વગેરેમાં માકણ થયા હોય તો તેને આ રસ ચોળવો એટલે માંકણનો નાશ થાય છે. **( ૨ ) કુરશાના વિષઉપર**—અસાધ્યપણ જો વિષ હશે તો પણ આનાથી ત્રણ દિવસમાં વિષ ઉતરી જશે. ગોમૂત્રમાં ભમરડીનાં મૂળ ઘસી પાવાં. અને માણસના મૂત્રમાં ઘસી દંશ ઉપર લેપ કરવો દિવસ ૭. **( ૩ ) વાળા ઉપર**—ભમરડીનો પાલો વાટી ઉપર બાંધવો એટલે વાળો બાહેર આવશે.

---

## ૪૦૮. ભારંગી.

સં૦ ભાગા. હીં૰ ક૦ ભારંઘી. મ૦ ભારંગ. બં૦ બામુનહાટી. તા૦ કંકુબારમગી. મલા૰ ચરેટેકક. લા૦ કલોરાડેંડ્રન. સિરેટમ્.

ભારંગીનાં ઝાડ સુમારે એક માથોડું ઉંચાં હોય છે. અને તેનો વિસ્તાર બે હાથ પહોળાઇનો તથા પાંત્રા મહુડાના પાંત્રા જેવાં અને તેઓને બે બે આંગળને અંત્રે કાત્રા હોય છે. ભારંગીના કુમળાં પાંદડાની ભાજી ( શાક ) કરે છે. એ પથ્યકર છે. એને મરાઠીમાં "**મોહુરાસતુરે**" એમ કહે છે. તેનો રંગ રાતો, ધોળો, જાંબુડો, આસમાની, એવો ચિત્રવિચિત્ર હોય છે. તેનું શાક પણ સુંદર થાય છે. **ભારંગી**—તીખી, કડવી, ઉષ્ણ; અને ઉધરસ, દમ, સોજો, વ્રણ, કૃમિ, દાહ. જ્વર, વાયુ, રક્તગુલ્મ. વાતજ્વર, ઉચકી; ગુલ્મ, જ્વર, વાતરકત, ક્ષય, પીનસ એ રોગની નાશક, તુરી લઘુ, દીપન, પાચન, રૂક્ષ, શોફનાશક, કફ, વાયુ, અરૂચિ, અર્શ, રાજયક્ષ્મા એનો નાશ કરે છે. એનાં **પાંત્રા**—તાવ, દાહ, ઉચકી ( હેડકી ), દોષત્રય એનો નાશ કરે છે. **ઉપયોગ—( ૧ ) શ્વાસ ઉપર**—ભારંગમૂળ અને સુંઠ એનો કાઢો પાવો અથવા એનું ચૂર્ણ આદુના રસમાં સાકર નાંખી પાવું, એટલે દુર્ધર શ્વાસનો પણ નાશ થશે. **( ૨ ) ઘોણસ** ( સર્પની એક જાતિ છે તે ) **ના વિષ ઉપર**—ભારંગીનાં મૂળ પાણીમાં ઘસી પાવાં. **( ૩ ) ઉંદરના વિષ ઉપર**—ભારંગીનાં મૂળ પાણીમાં આશરે પાશેર ઘસી પાવાં. અને શરીરે પણ ચોળવાં, જો તે ચઢે તો ગાયનું તાજૂં પાશેર દૂધ પાવું પથ્ય કળથી, અળણી અને ભાત, દિવસ ૭. **(૪) અંડવૃદ્ધિ અને ગંડમાળા ઉપર**—ભારંગમૂળ ચોખાના ધોવરામણમાં ઘસી લેપ દેવો. **( ૫ ) સર્પદંશ ઉપર**—ભારંગીના અને અરીઠાના પાંદડાંનો રસ કાઢી તેમાં અરીઠા ઘસી બે બે ઘડીના અંતરે પાવો. ઉતાર ઘી અને ભાત. **(૬) આગંતુક મસ્તકશૂળ ઉપર**—ભારંગીનાં તાજાં મૂળ ગરમ પાણીમાં ઘસી આખા મસ્તકે લેપ દેવો અને તાળવાઉપર ચોળવા **( ૭ ) કાનમા વ્રણ થયું હોય તો**—ભારંગીનું મૂળ મધમાં ઘસી કાનમાં તેનું ટીપં પાડવું. **(૮) ગર્ભીણિના શ્વાસ કાસ ઉપર**—ભારંગમૂળ, સુંઠ, પીંપર એનું ચૂર્ણ જૂનાં ગોળમાં અથવા મધમાં આપવું **(૯) હેડકી ઉપર**—ભારંગસળોનું ચૂર્ણ સાકરના પાકમાં આપવું **(૧૦)પ્રસૂતીની મસ્તકશૂળ ઉપર**—ભારંગમૂળ અને અનંતમૂળ એ બન્ને લીલાં લાવી ગરમ પાણીમાં ચંદનની પેઠે ઘસી માથે. બે આંખો અને ડોક ઉપર લેપ દેવો **( ૧૧ ) કૃમિ ઉપર**—ભારંગની ભાજી બાફી તેનું પાણી કાઢી તે પાંણી પાવું.

---

## ૪૦૯. ભાંગરો.

સં૦ માર્કવ. ભૃંગીરાજ. મ૦ માકા. હીં૦ ભાગરા—ડા. બં૦ ભીમરાજ. ક૦ ગરક, કાડી ગેરગુ. તૈ૦ ગુંટકલ. ગરચેટ્ટુ. તા૦ કરીશકલં કન્ની. મલા૦ કુન્નન્નિ ઑ૦ કલાકે. ગો૦ કાજલમવુ. ફ્રા૦ જમર્દર. સ૦ હજીજ. ઇં૦ ટેલિંગ ઇકિલીપ્ટા, લા૦ ઇકલીપ્ટા. પ્રોસ્ટ્રેટા.

ખેતરમાં અને પાણીવાળી જમીનમાં એના રોપા થાય છે. એ વેંત એ વેંત લાંબા હોઈ જમીન ઉપર પસરેલા હોય છે. એને બારીક અને લાંબા પાંત્રા આવે છે. ભીનાશવાળી જમિન ઉપર ભાંગરાનાં ઝાડો બારે માસ રહે છે. ભાંગરો વાતહારક છે, ભાગરામાં કાળો ભાંગરો કરીને એક જાતિ છે. એને કાળાં ફૂલો આવે છે. એ ઝાડો ક્વચિતજ નજરે પડે છે. એ ગુણોમાં શ્રેષ્ટ છે. **ભાંગરો**—આંખોને હિતાવહ. કડવો, ઉષ્ણ, કેશોને કાળાશ દેનાર તથા વૃદ્ધિ કરનાર, ત્વચાને હિતાવહ, રૂક્ષ, તીક્ષ્ણ, દાંતને હિતાવહ, મેધાકારક, રસાયન ; અને કફ. સોજો, વિષ, કામોત્પત્તિ, અંડવૃધ્ધિ, શિરોરોગ, નેત્ર-રોગ, વાયુ, ઉધરસ, દમ, કોઢ, કૃમિ, આમદોષ; પાંડુ, હૃદ્રોગ, ત્વગ્રોગ કંડુ ( ખરજ ), એનો નાશ કરે છે. **લીલો ભાંગરો**—ઉષ્ણ, પાક-કાળે તીક્ષ્ણ, તીખો, રસાયન ; અને કૃમિ, વાયુ, કફ, એનો નાશ કરે છે. **ઉપયોગ**—( ૧ ) **ઉપદંશ વ્રણની શુદ્ધિ થવા માટે**—ભાંગ-રાના રસવડે અથવા ભાંગરો અને જાઈના પા-લાનો રસ એકત્ર કરી તેણે ગુમડું ધોવું. (૨) **સુર્યાવર્ત** અને **આદાશિશી ઉપર**—ભાંગરાનો રસ અને બકરીનું દૂધ સમભાગ તડકામાં ગરમ કરી નાકમાં નાખવું. અથવા ભાંગરાના રસમાં મરી વાટી એ લેપ કરવા. ( ૩ ) **બાળકોની સર્દી ઉપર**—બાળક જન્મતાંજ કફનો દોર ગ-ળામાં થયેલો હોય છે. ગળું ઘુરઘુરે છે, તેને ભાંગરાનો અંગરસ બે ટીપાં કાઢી તેમાં ચોપટ મધ નાંખી તે મિશ્રણ આંગળી વડે તે બાળકના તાળવામાં પહોચાડતાંજ સર્વ કફ નીકળી પડે છે અને બાળક હુંશિયાર થાય છે. એ વિષે સોયાણીએ સાવધગિરી રાખવી જોઇએ. (૪) **ધનુર્વાત ઉઉર**—ભાંગરાનો રસ ૧, તુંબડીનો રસ ૦૧, આદુનો રસ ૨, કાત્રે નગોડનો રસ ૧, અગથીયાના પાંદડાંનો રસ ૩, તો૦ એ પ્રમાણે બધા રસ એકત્ર કરી તેમાં નાળીએરનો અંગરસ ચોપટ નાંખવો. અને થોડા ચોખા નાખી ખીર કરવી, અને ગોળ નાખી શકતી પ્રમાણે એ ખીર દર-રોજ બે વાર આપવી. ઉતાર ઘી શેકેલી ડુંગળી (૫) **કમળી ઉપર**—ભાંગરાનાં રસમાં મરીની ભુકી ૬ માસા નાંખી તે દહીં સાથે પાવો. દિવસ ૭. (૬) **બાળકોના પેટમાંહેના ભાર ઉપર**—ભાંગરાનો રસ અને ઘી પાવું દિવસ ૭. (૭) **પારો શરીરે ફુટી નીકળે તો**—ભાંગરા-નો રસ, અગથીયાનો રસ અને સુરોખાર વાટી છાશમાં મેળવી તે છાશ ૪ તોલા પાવી એટલે મૂત્રમાર્ગે પારો નીકળી જાય છે. ( ૮ ) **સોજા ઉપર**—ભાંગરાના રસમાં મરીની ભુકી નાખી તે રસ પાવો અને અંગે પણ ચોળવો. ( ૯ ) **મોડશી** ( કૉલેરા ઉપર )—ભાંગરાનો રસ સીંધવ નાખી પાવો. મોટા માણસને અધોળ રસ પાવો. (૧૦) **અગ્નિદગ્ધ-વ્રણ ઉપર**—વ્રણ ( ગુમડું ) સારૂ થવા લાગ્યા પછી તે જગાએ બે ત્રણ વાર ભાંગરાનો અને કાંળી તુળ-શીના પાલાનો રસ ચોપડતાં જવું એટલે તે જગા ઉપર કોઢજેવો ધોળો ડાઘ ન પડતાં ખાસ અંગ-જેવો વર્ણ થાય છે. **(૧૧) મેદો રોગ ઉપર**—દરરોજ રાત્રે ઉંઘતી વેળાએ ભાંગરાનો અંગરસ સર્વાંગે ચોળી જીરવવો તથા ઉંઘવું, એ પ્રમાણે સતત છ મહિના પર્યંત કરવાથી અતિશય વધેલા મેદ તથા મેદના યોગે શરીરમા ઠેકાણે ઠેકાણે થયેલી ગાંઠો એનો નાશ કરે છે. **(૧૨) મુખ-પાક ઉઉર**—ભાગરાનો પાલો અર્ધા તોલા પ્રમાણે લેઈ તંબાકુનેપેઠે વારંવાર ચાવી મોંમાં રાખવો અને થુકતાં જવુ. (૧૩) **અગ્નિમાંદ્ય, વિષ્ટંભ અને પાંડુરોગ એ ઉપર**—ભાંગરો મૂળો સહ છાયામાં સુકાવી તેનું ચૂર્ણ અને એ સર્વના જેટલી સાકર એકત્ર કરી તે યોગ્ય અનુપાન સાથે આપવું. **(૧૪) સ્વરભેદ ઉપર**—ભાંગરાનો રસ અને ઘી એકત્ર કરી રસ ઉકાળી ( ગાળી ) તે ઘી પાવું.

---

## ૪૧૦. ભીંડી.

સં૦ કો૦ ભેંડા. મ૦ ભેંડી. હીં૦ ભીંડી. ક. તુ. બેંડેકાયી, તા૦ મલા૦ બેંડા તૈ૦ બેંડા-કાયા. ફા૦ બાભીયા. અ૦ કુવાર. ઇં૦ એસ્કયુ-લેંટ. લા૦ હિબિસ્કસ્ એસ્કયુલેંટસ્.

ભીંડી દેશમાં ઘણી થાય છે. ભીંડીનાં ઝાડ

ચારપાંચ હાથ ઉંચા હોય છે. એ સીધાં વધે છે. કુમળાપણામાં એના પાલાંની ભાજી કરે છે. એના બીયાંનું તેલ નીકળે છે. એ તેલ, કરડી અથવા ભોંયમગ એની સાથથી કાઢે છે. ઝાડ સુકાયા પછી તેને ભીજવી રાખી, તે ઉપરની છાલ કાઢી લે છે. તેની ગુણપાટ, દોરડાં, અને કાગળ વગેરે અનેક વસ્તુઓ થાય છે. ભીંડીનું સ્વતંત્ર ખેતર કોઇ ખેડતું નથી. દુકાળ વખતે ગરિબ લોક ભીંડીના રોટલા ઉપર ગુજરાન ચલાવે છે. એમાં એક બીજી જાતની ભીંડી થાય છે. તેને "વિલાયતી ભીંડી" એવું કહે છે. એના ઉપર જે ફળો આવે છે, તેના ઉપરની છાલ રાતા રંગની હોઇ, આંમલી પ્રમાણે જરાક ખાટી હોવાથી, તે સુકવી રાખી ઉપયોગમા લે છે. એ પિત્તશામક છે. ભીંડીનાં સળેખડાં, ગંધકનું પાણી કરી તેમાં બોળે છે અને દેવતા સળ- ગાવવાના કામમાં તેનો ઉપયોગ કરે છે. **ભીંડી**- તુરી, ખાટી, મધુર, અગ્નિદીપક, કંઠને હિતાવહ એવી છે. તથા કફ, વાયુરોગ, સળકમ, અરૂચિ અને પકવાતિસારનો નાશ કરે છે. (૧) **પિ- -તાંશ ઉપર**—રાતી (વિલાયતી) ભીંડીનાં ફળ પાણીમાં બાફી, તે પાણીમાં મરીની ભૂકી, હીંગ અને ગોળ નાખી તે પાણીપાવું. (૨) **ખોડા ઉપર**—ભીંડીના પાલાના રસમાં આમ- લસારો ગંધક ખલ કરી તે ચોપડવો. (૩) **હા થને બળતા થતી હોય તે ઉપરઃ**—ભીંડી- ના પાલામાં મીઠું નાંખી તેને બાફવો, અને ગરમ હાથ ઉપર બાંધવો. દિવસ ૭. (૪) **તેલથકી થએલા અજીર્ણ ઉપર**—ભીંડીની ભાજી ચોખા નાંખી બાફવી અને તે ખાવી. (૫) **ઢોરોને દુધ વધવા માટે**—ભીંડી ભરડી બાફીને તેમાં તેલ ગોળ નાખી દુઝણા ઢોરને ખવરાવવું, એટલે તેમને દુધ વધારે આવે છે.

---

## ૪૧૧ ભીલામો.

સં૦ ભલ્લાતક. મ૦ બીબા. હીં ભીલાવાં. -મા. બં ભેલા. તા૦ કેંગોટેમારં તુ૦ તેરે- મારા. મ૦ ચેરમારા. ક૦ ગેરૂચ્યારૂ. તૈ૦ નાલ્લ- જીડી. ફા૦ બિલાદુર. અ૦ હબુલકલ્બ. ઈં૦ માર્કીંગનટ્. લા૦ સેમીકાર્પસ એનેકાર્ડીયમ્.

એ ઝાડ મોટું થાય છે. એનાં પાંત્રા કું- ભાના પાત્રા જેવાં હોય છે. એને કાજુ જેવા જીંડવા આવે છે; તે ઉપર બિયાં પણ તેવાંજ આવે છે, તેજ ભિલામો થાય છે. ભિલાંમાનાં જીંડવાં પાકે એટલે ખાવાના ઉપયોગમાં આવે છે. તે સુકવી રાખે છે. ભિલાંમાંથી જે બિયાં નીકળે છે તેને મરાઠીમાં "ગોડંબી" કહે છે. એ ગોડંબી પૌષ્ટિક, વાયુહારક અને દાંતને મ- જબુતી આપનાર છે. ભિલામો એ આ દેશમાં મોટી ઔષધી મનાયેલી છે. વાયુના યોગે અંગ પકડાય જાય કિંવા કાંઇ દુખવા લાગે અગર ઠેસ લાગે તો ભિલામો બાંધે છે; તેથી કરી ત્યાં સણકા તુરતજ નાશ પામે છે. દમણ, સુ- રત એ ઠેકાણે જે ખારવા લોક રહે છે તે તો કોઇ પણ રોગ થયો કે તુરત ભીલામો ઉપ- યોગમાં લે છે. ભીલામો એ એક "ફોલ્લો" ઉત્પન્ન કરનારૂં ઔષધ છે. **ભીલામાનું ઝાડ**- કડવું, તીખું, તુરૂં, ઉષ્ણ, શુક્રકર, મધુર, લઘુ; અને કફ, વાયુ, કૃમિ, અર્શ, ઉદર, આનાહ, મેહ, હરશ, સંગ્રહણી, કોડ, ધોળો કોડ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, વ્રણ વિકાર, રકતવિકાર, તાવ એનો નાશ કરે છે. **એનાં ફળ (ભિલામા)**—તુરાં, ધાતુપ્રદ વૃષ્ય, બલપ્રદ, લઘુ, મધુર, ઉષ્ણ, પાચક, સ્નિગ્ધ, અગ્નિવર્ધક, તીક્ષ્ણ, છેદક, ભેદક, મેધાકર; અને કફ, વ્રણ, શ્વાસ, શ્રમ, આનાહ, આધ્માન, સંગ્રહણી, મલબદ્ધતા, કૃમિ, શળ, ઉદર, અર્શ, કોડ, જ્વર, શોફ, ગુલ્મ, અને રકતપિત્ત એનો નાશ કરે છે. **એના ફ- ળોની છાલ**—મધુર, સ્નિગ્ધ, રસ વખતે તીખી, લઘુ, તીક્ષ્ણ, ભેદક, ઉષ્ણ, છેદક, દી- પન, મેધાકર; અને વાયુ, કોડ, વાયુ, ઉ- દર, કફ, અર્શ, સંગ્રહણી, ગુલ્મ, સોજો, આનાહ, જ્વર, કૃમિ એનો નાશ કરે છે. એનાં **બિયાં**—મધુર, બ્રંહણ, વૃષ્ય, દીપન, તર્પણ; અને શોફ, અરૂચિ, દાહ, પિત્ત, અને વાયુ એનો નાશ કરે છે. એનાં ફળોનાં જીંડવાં-સ્વાદુ, કેશ્ય, અગ્નિદીપક અને પિત્ત-

નાશક છે. **નદીભલ્લાતક**—( પાણુભીલામી ) કડવી, તુરી, મધુર, શીત, ગ્રાહક, વાતકર, રકતપિત્ત, વ્રણ, કફ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) કૃમિ ઉપર**—ભીલામો દહીં સાથે કિંવા આંમલી સાથે ખાવો અથવા તેનાં ફળો નિત્ય ખાતા જવું. ( ૨ ) **મૂળવ્યાધિ ઉપર**—એક માસના ગાયના ઘીમાં જોઇએ એટલો ભિલામો ઘસી રાત્રે સુઇ રહેતી વેળાએ ગુદાની અંદરના ભાગમાં થાય એવી રીતે લેપ દેઈ એક કલાક સુધી દેવતાથી વૃષણોને તાપ ન લાગે એવી રીતે લેપ શેકવો. એટલે પ્રત્યેક ઝાડાને વખતે થનારો રક્તપ્રવાહ બીજે દિવસે બંધ થશે. અને સણકા મટી રાત્રે નિદ્રા સારી આવેછે. **(૩) ભિલામો લાગવાથી ફોલ્લો ઉઠેછે તે ઉપર**—તલ વાટી તેમાં કાળી માટી નાંખી અથવા માખણમાં તલ વાટી લેપ દેવો; અથવા જેઠીમધ, તલ, માખણ, દુધ, એકત્ર કરી અર્જુનવૃક્ષની છાલ અને પાંનડી કચરી તે અથવા કોપરાનું તેલ ચોપડવું; બહેડાનાં મગજનો લેપ કરવો; જેઠીમધ, નાગરમોથ. કોઠી એનાં પાંત્રાનો લેપ દેવો; કોથમી વાટી ચોપડવી; ગોમેતીના પાંત્રાનો રસ એક બેવાર ચોપડ્યો; મલઈ ચોપડવી; ટોપરૂં ઘસી ચોપડવું. બદામ ઘસી ચોપડવી; સવસવ, તાંદળજો અને માખણ એનો લેપ દેવો; તાજો ચુનો અને માખણ એકત્ર ચોપડવું, ગરીપડેલાં કુંમળા નાળીએરના પાણીમાં ટોપરૂ ઘસી ચોપડવું કુવાડીયાનાં પાંદડાનો રસ ચોપડવો; ગોપીચંદન ઘસી ચોપડવું. **(૪) જંત ઉપર**:—ભિલામાનો કિંચિત કકડો દૂધમાં કઢવી તે દૂધ પાવું. (૫) **કાખમાંજરી** (બાગલઇ) **ઉપર**:—ભીલામાંની ફુલી કરવી એટલે મટી જાય છે. (૬) **બદ ઉપર**:—ચુનો અને ભિલામો એકત્ર કરી ખલી તેની પટ્ટી બેસાડવી. (૭) **ગંડમાલા ઉપર**:—ભીલામો અને હીરાકસી આકડાંના દુધમાં લેપ કરવો. (૮) **પડજીભ અને ઉધરસ એ ઉપર**:—ચોખું દૂધ લઈ ભીલામો દીવા ઉપર ધરવો અને તે બળવા લાગે એટલે તેમાંથી જે તેલનું ટીપું પડે તે, તે દુધમાં પાડી, પછી તે દુધ પ્રાશન કરવું.

(૯) **અર્ધ શિશી ઉપર**:—ભીલામાનું તેલ બારીક સળીપર લેઈ જે બાજુનું કપાળ દુ:ખતું હોય તે કરતાં બીજી બાજુની આંખનાં નાકા પાસેના ખુંણામાં, જ્યાં રાતી જગા હોય છે તે જગાઉપર ટીપું પાડવું, તેથી કરી કાંઈક આંખમાં ચરચરે છે અને તેલનો અંશ જઇ પાણી બાહેર આવે છે. તેમાંહેના તેલનો અંશ બહાર અડકે નહિં માટે આંખોમાં તેલ પાડતાંજ બાહેરની બાજુએ ઘી ચોપડવું. એ પ્રમાણે પ્રાત:કાળે ત્રણ દિવસ કરવું. એટલે આદાશીશીનો નાશ થાય છે. અને પુનઃ કદી થતી નથી. **(૧૦) સોજા ઉપરઃ**—ભીલામો ઘસી લેપ દેવો. (૧૧) ગુંમડુ પાકવા માટે;—સાબુમાં ભીલામાનું તેલ નાંખી લેપ કરવો, (૧૨) **વેળ ઉપરઃ**—કાથો અને ગોળ એમાં ભીલામાનું તેલ નાંખી ઉપર ચોપડવું; અને તે ઉપર ચુનો ઘસવો એટલે બેસી જઇ વેળ સારી થાય છે.**(૧૩) કાનમાંથી પરૂ વહે તે ઉપરઃ**—બે ચીંચોડા જેટલું માંખણ પાન ઉપર મુકી તે ઉપર ભીલામાના તેલનાં ઘણાંજ ટીપાં પાડવાં. અને તે માખણ પાતળું કરી રૂ વડે કાનમાં પાડવું અને તેજ ઉપર બેસારવું દિવસ ૭. (૧૪) **જીભ કાળી થઇ જાય છે તે ઉપર**:—માખણમાં ભીલામો નાંખી કઢવવો અને તે ઘી ચોળવું **(૧૫) પડજીભને માટેઃ**—દુધમાં ભીલામાના ફુલો પાડી તે દુધ પાવું. (૧૬) **તીડીકપરમાં (પ્રમેહ ઉપર)** ગાયના તાજા દુધમાં ભીલામો ઘસી તે દુધ પાવું. દિવસ ૭. (૧૭) **કવલુ, પથરી ઈત્યાદિ ઉપર ડામ દેવાનો હોય તો**:—ભીલામોમારવો અને ઉપર થંડુ પાણી રેડવું. એટલે ભીલામો લાગી ફોલ્લો આવશે. પછી માખણ ચોપડી પાટો બાંધવો એટલે વહેવા લાગશે. **(૧૮) થંડીથી અંગે સણકા થતા હોય તો**:—ભીલામાનું તેલ ચોપડી ઉપર ચુનો ચોપડવો એટલે તે ઠેકાણાની શરદી નીકળશે અને ભીલામો પણ ઉઠશે નહિં. (૧૯) **જીવ્હાસ્તંભ; બુધ્ધિજાડય, અને મુકત્વ એ ઉપર**:—ભીલામાનો ચતુર્થાંશે કાઢો કરી તેમા સાકર, ઘી. દુધ તોલો

તોલો અને મરીની ભૂકી ૩ માસા નાખી પાવો. **(૨૦) શીંદુર ખાવામા આવ્યાથી ગળું બેસી જાય છે તે ઉપર**:—પાનમાં ઘતુર્થાંશ ભીલામો સવાર સાંજ ખાવો. **(૨૧) ખરજવા ઉપર**:—ભીલામો અને રાળ તેલમાં કઢવી તે તેલ ચોપડવું. **ખોડા અને ચાઠાં ઉપર**:—ભીલામો તેલમાં ઘસી ચોપડવો. **(૨૩) પગ ફાટે છે તે ઉપર**:—ભીલામો અને રાળ એ તેલમાં કઢવી તે મલમ ચોપડવો. **(૨૪) આંખો દુઃખવા આવે છે એવું જણાય તે વખત કરવાનો ઉપાયઃ**—સોઈની ટોચ ઉપર ભીલામાનુ તેલ લેઈ, નાક ઉપરની આંખની બાજુના ખુણામાં તેનું ટીપું પાડવું અથવા બન્ને આંખો ઉપર ભીલામાના બારીક ફુલો કરવા; અથવા ઘીમાં ભીલામો ઘસી તેનું અંજન કરવું. આંખમાંથી પાણી નીકળવાથી ભીલામો બાહેર લાગે નહીં માટે બાહેરના ભાગ ઉપર કિંચિત ઘી ચોપડવું. **( ૨૫ ) ભાર ઉપર**—નાભીના ઉપર ત્રણ આંગળ જગા રાખી ત્યાં ભીલામાંનું ફુલ કાઢવું. અને દુંટીની બન્ને બાજુએ અઢીઅઢી આંગળને અંતરે એ ફુલો કરવા. ભીલામો ઉઠવા માટે કેળના પાંત્રાને દીવાનું તેલ ચોપડી ઉપર બાંધવું. **( ૨૬ ) અંડવૃદ્ધિ ઉપર**—ભીલામો અને હળદર એકત્ર ઘસી તેનો લેપ કરવો અને છાંણાના દેવતાએ શેક કરવો. **(૨૭) મૂર્ચ્છા ઉપર**—પગના તળીયાના મધ્ય ભાગમાં બળતો ભીલામો દાબાવવો. એથી પણ શુદ્ધ ઉપર ન આવે તો ગળાની બન્ને નશો ઉપર ભીલામાવો ડામ દેવો. **(૨૮) ટક્કલ પડે છે તેને માટે**—ભીલામાના પાંત્રાના રસમાં મધ નાખી તેનો લેપ કરવો. **(૨૯) સિંધિવાયુ, પક્ષઘાત વગેરે વાત વિકારો ઉપર**—ભીલામાનાં ફળો ( ગોડંબી ) છાલ કાઢેલા ભુંજેલા ચણા, કોપરૂં, ગોળ અને ઘી સમભાગ લેઈ તેને એકત્ર કુટી આશરે પાંચ તોલા વજનના લાડુ બાંધવા, અને રોજ સવારે એક લાડુ ખાવો. **ઘાયતેલ**—ભીલામો, લસણ, ડુંગળીની પાંખડીયો, અને અજમો એ તેલમાં કઢવી તે તેલ સિધ્ધ કરવું, એ તેલ ચોપડવાથી બે ત્રણ દિવસમાં આંગતુક થયેલી જખમ સારી થાય છે.

**સૂચના**—જેને ભિલામો નહી માનતો હોય તેણે તેના ઉપયોગ કરવામાં વિચાર કરવો જોઇએ.

---

## ૪૧૨ ભુયાશિરડ.

સં૦ ભૂમિશિરડક.

ભુયાશીરડનું ઝાડ ઘણુંજ નાનું હોઈ એને જમીનથી વેંતભર ઉંચાઇનાં પાંત્રા આવે છે. એનો કાંદો વેંતભર કિંવા હાથભર લાંબો હોઈ ધોળો હોય છે. એને દૂધ હોય છે. એ દૂધ ભીલામાંની પેઠે ઉઠે છે. એને કકંદી એમ પણ કહે છે. ભુયશીરડ—તીખું, ઉષ્ણ, દુગ્ધપ્રદ, લઘુ, સારકઃ અને સર્વ વાતવિકારનાશક છે. છે. એને મરાઠીમાં કાદાંબીની એમ પણ કહે છે. ભુયશીરડ—તીખું, ઉષ્ણ, દુગ્ધપ્રદ, લઘુ, સારક; અને સર્વ વાતવિકારનાશક છે. અને એ કાંદામાં તામ્રભસ્મ થાય છે. **ઉપયોગ—( ૧ ) ઢોરોની આંખોને ભૂર આવે છે અને ફુલ પડે છે તે ઉપર**—ભૂયશીરડાના દૂધનું આંખમાં ટપકું પાડવું. **(૨) માણસની ઘાંટીમાં વિકાર થાય તો**—ભૂયશિરડાનું કંદ સુંકવી તે હોકામાંની ચલમમાં ધુંણી પીવી. **(૩) ગંડમાલા ઉપર**—ભૂયશિરડાનું કંદ વાટી ચોપડવું એટલે ગંડમાલા બેસી જાય છે.

---

## ૪૧૩ ભીંડી (શાકની).

સં૦ ભિંડીનક. ચતુષ્પંડ. મ૦ ભેંડી.

ભીંડાનું ઝાડ સુમારે ત્રણ હાથ ઉંચું વધે છે. એ સિધ્ધુ હોય છે. એને ફુલો આવીને પ્રત્યેક ફુલ આગળ ભિંડો આવે છે. ભિંડામાં છ ધારી અને અષ્ટ પૈલુ એવી બે જાતિ છે. ભિંડો ઘણો પૌષ્ટિક છે. ભિંડાનું શાક, વડી વગેરે અનેક પદાર્થો બને છે. એ શાક ઉત્તમ અને પથ્યકર છે. ભિડાની અંદરનો રસ રંગમાં નાખવાના કામમાં આવે છે. **ભિંડો—રસ** વખતે ખાટો, ઉષ્ણ, ગ્રાહક, રૂચિકર અને વૃષ્ય એવો છે. **ઉપયોગ—(૧) ધાતુ પુષ્ટતા અને**

**શકિત આવવા માટે**—સવારે કુમળા ભિંડા ૨૦-૨૫ ખાવા. **( ૨ ) આમવાત ઉપર**—ભિંડાના મૂળ સાકરમાં ખાવાં.

---

## ૪૧૪ ભોંકર (મોટી ગુંદી).

નામ નંબર ૧૮૬ પ્રમાણે,

ભોંકરીમાં બે ત્રણ પ્રકાર છે. આ વૃક્ષ ગામમાં અને રાનમાં થાય છે. ભોંકરીનાં ફળો પાકે એટલે રાતાં થાય છે. એ ફળો સોપારી જેવડાં હોય છે. કાચાં ફળોનો લીલો રંગ હોય છે. ફળોની અંદર ગુંદરના જેવો રસ હોય છે. એ ફળોનું આથણું કરે છે; તે પથ્યકારક છે. એનું શાક પણ થાય છે. પાકેલાં ફળો ખાવાથી મીઠાં લાગે છે. એ પૌષ્ટિક છે. એ ફળો ઘણાં ખાવાથી જંત (કૃમિ) અને ઉધરસ થાય છે. ભોંકરીના કુમળા મોરનું શાક બહુ સરસ થાય છે. ભોંકર એ સર્વત્ર પ્રસિધ્ધ છે. એનું લાકડું સુતારના ઉપયોગમાં આવતું નથી. ભોંકરીને ધોળો ગુંદર આવે છે. **ભોંકરીનું ઝાડ**—તીખું, શીતળ, મધુર, તુરૂ, પાચક, કેષ્ય, સ્નિગ્ધ, કફકારક; અને કૃમિ, શૂળ, આમદોષ, રકતવિકાર. વ્રણ, વિસ્ફોટ, પિત્ત, વિસર્પ સંપૂર્ણ વિષો. એનો નાશ કરે છે. એનાં **ફળ**—મધુર, શીત, કડવાં, વાતલ, લઘુ, તુરાં, પિત્તશામક, મલસ્તંભક, રૂચિકર; અને રકતદોષ, કફ એનો નાશ કરે છે. **એનાં પાકાં ફળો**—મધુર, સ્નિગ્ધ, શીતલ,કફકર, બૃહણ, વિષ્ટંભકારક, રૂક્ષ, ગુરૂ; અને વાયુ, પિત્ત, રકતદોષ, એનો નાશ કરે છે. **ઉપયોગ**—( ૧ ) **અતિસાર ઉપર**—ભોંકરીની છાલ પાણીમાં ઘસી પાવી. **(૨) કૉલેરા ઉપર**—ભોંકરીની છાલ ચણાના ક્ષારમાં ઘસી પાવી.

---

## ૪૧૫ ભોંયમગ ( મગફળી ).

સં તૈલકંદ. મ૦ ભુયમૂગ.

એ ધાન્ય સર્વત્ર પ્રસિધ્ધ છે. ભોંયમગના વેલાના પાંત્રાનો આકાર કુવાંડીયાના પાંત્રાના જેવો હોય છે. એને પીળાં ફુલો આવે છે. એને જમીનમાં શિંગો આવે છે. તે ખોદી કાઢે છે. ભોંયમગના વેલા સુકવા લાગે એટલે શિંગો પાકી એમ સમજવું. એ લીલી સિંગો પણ શેકીને ખાવાથી ઘણીજ સ્વાદિષ્ટ લાગે છે. સુકાયલા દાંણાંનું તેલ કાઢે છે, તે ખાવાનાં તથા બાળવાનાં ઉપયોગમાં આવે તે. દાંણાની ચટણી, આમટી, વગેરે પદાર્થો થાય છે. દાણા શેકી તેમાં ગોળ અગર સાકર નાંખી તેનાં લાડુ કરે છે. ભોંયમગ પચે તો મોટી પૌષ્ટિક છે. ભોંયમગના દાણા પિત્તકર, વાતુલ અને ઉષ્ણ છે. ભોંયમગના વેલા ખોળ પ્રમાણે ઢોરોને ઘણા પૌષ્ટિક છે. દુઝણાં ઢોરોનું એથી ઘણું દુધ વધે છે.

---

## ૪૧૬ ભુયતરવડ (સોનામુખી),

સં૦ ભુમ્યાહુલી. મ૦ ભુયતરવડ. હીં૦ સોનામુખી. ગુ૦ મેંઢીઆવળ. ક૦ નેલદાવરેગિડ. તૈ૦ નેલતાંગેડી. નેલપોન્ના. તા૦ નિલાવિરે. મલા૦ નિલવાક. ફા૦ અ૦ સના. ઇં૦ અલેક્ઝાંડ્રીયનસના. લા૦ કેશિયાઓબોવેટા.

ભોંયતરવડમાં પાંલા ઉપરથી બે ત્રણ પ્રકાર છે, એકનાં પાંત્રા કુવાંડીયા જેવાં હોય છે. અને બીજી જાતનાં લાંબાં હોય છે. લાંબા પાંલાની જાતિને સોનામુખી કહે છે. એ ઝાડો જમીન બરોબર વેલાની પેઠે પસરે છે. એને ચપટી શિંગો આવે છે. ભોંયતરવડ રેચક છે. **ભોંયતરવડ**—તીખી, કડવી, અગ્નિદીપક, મૃદુ, રેચક, દેહશોધક, અને ઉદર; આનાહ, કરમ, આમ, સોજો, જ્વર, કોડ, હિક્મ, વાયુ, આમશૂળ. વિષ, દુર્ગંધ, ઉધરસ એનો નાશ કરે છે. **એનાં મૂળ**—તુરાં, અગ્નિદીપક, વર્ણકર, પાકકાળે સ્વાદુ, અને કૃમિ, કોડ, યકૃત, ધાતુક્ષય, વાયુ એનો નાશ કરે છે. **બંદરી સોનામુખી**—(ફુલ અને પાંલા રાતાં હોય છે તે) તુરી, ખાટી, શીત, સારક, કડવી, ભેદક છે. અને પિત્ત, ગુલ્મ, અતિસાર, શોથ, વિષ, ત્રિદોષ, કોડ, જ્વર, શ્વાસ, આનાહ, કૃમિ, રકત-

રોગ, તૃષા, દાહ. ઉદર એનો નાશ કરે છે. એનાં **ફૂલોઃ**—કાંતિકર અને મેહનાશક છે. એનાં કુમળા **ફળોઃ**—તુરાં, રૂચિકર, દુર્જર, અને ઉલટી, કૃમિ, તૃષા, મેહ નેત્રરોગ એનો નાશ કરે છે. **બીજઃ**—મધુમેહ, રકતાતિસાર વિષ એનો નાશ કરે છે. મુળ;—મધુર, ઉષ્ણ છે, અને શુક્રક્ષય, રકતપિત, શ્વાસ, મેહ એનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) રેચ થવા માટે,**—ભોંયતરવડનો પાલો રાત્રે પાણીમાં પલારી રાખી સવારે મસળી ગાળી પીવું, એટલે મૂત્રરેચ અને રેચ થઈ કોઠામાહેની ગર્મી નીકળી જાય છે. અથવા પાલાનો કાઢો કરી તે પાવો એટલે રેચ થાય છે, **(૨) કાન કળવા માંડે તો તે ઉપરઃ**—ભોંયતરવડનુ ચૂર્ણ ૧ માસો ગરમ પાણીમાં પાવું. **દાદર ઉપરઃ**—ભોંયતરવડનાં બી અને ગરમાળાની શિંગોમાહેનું મગજ દહીંમાં વાટી લેપ કરતાં જવું. **(૪) પરસેવો ઘણો આવતો હોય તો તે ઉપરઃ**—ભોંયતરવડની ભૂકી અર્ધો તોલો ગાયની છાશમાં નાખી પાવી. **(૫) ગર્ભ ધારણને માટેઃ**—ભોંયતરવડનો પાલો સુકવી ચૂર્ણ કરવું. અને ગોખરૂના પાલાના રસમાં અથવા સાકરમાં આપવું. દિ. ૨૧. **(૬) પાંડુરોગ ઉપરઃ**—ભોંયતરવડનું ચૂર્ણ પૈસાભાર, પાકેલા આંબાના રસમાં આપવું. **(૭) સર્પદંશ ઉપરઃ**—કરડીના તેલમાં ભોંયતરવડનું ચૂર્ણ અર્ધો તોલો નાંખી આંપવું એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે, **(૮) અતિસાર ઉપરઃ**—ભોયતરવડનું ચૂર્ણ છાશમાં પાવું. **શૂળ ઉપરઃ**—ભોંયતરવડનાં મૂળ ગરમ પાણીમાં પાવાં. **(૧૦) મસ્તકરોગ ઉપરઃ**—ભોંયતરવડના મૂળ ધસી ચોપડવા. **(૧૧) કષ્ટસાધ્ય ત્વગ્દોષ ઉપરઃ—ભોંયતરવડ રાત્રે ગોમૂત્રમાં** ભીજવી રાખી સવારે સુકવવી. એ પ્રમાણે તેને ૧૦ દિવસ ભાવના આપી ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ૭ માસાથી ૧ તોલો પર્યંત ગરમ પાંણીમાં પાવું. એટલે બે ત્રણ રેચ થઈ રોગ સત્વર દુર થાય છે.

---

## ૪૧૭ ભોંયકોળું.

સં૦ ક્ષીરવિદારીકંદ મ૦ ભુયકોહોળા, હળકાંદા. હીં૦ દુધવિદારી ક૦ ક્ષીરકંદ. ગડેગેણુસુ. તા૦ ફલમોડીર. તૈ૦ ભૂચક્રગડ્ડી ગુ૦ નેલકુંબડ મોટલકાંત. લા૦ બટાટાસ્ પોનિયકુલેટા.

ભોંયકોળામાં બે જાતિ હોય છે. સાદુ ભોંય કોળું અને દુધ ભોંયકોળું (ક્ષીરવિદારીકંદ), દુધ ભૂયકોળાનાં પાંત્રાં કાંઇએક કાલીંગડીનાં પાંત્રા જેવાં હોય છે. સાદા ભોંયકોળાના વેલાને કોકણુમાં એંદ્રીનો વેલો એમ કહે છે. એનાં પાંતાં ઘેવડાના વેલા જેવાં ત્રિદળ હોઈ એ વેલ ઘોડાને ખાવાના ઉપયોગમાં આવે છે. એટલા માટે એને ઘોડવેલ કહે છે. ક્ષીરવિદારી કંદને કોકણુમાં "**હળદાકાંદા**" એમ પણ કહે છે. સાદુ ભોંયકોળું એ ઉષ્ણ છે. ભોંયકોળું એ પૌષ્ટિક છે. અને એનો પાક શકિતવર્ધક છે. ધોળા ભૂયકોળાના વેલાને શિંગો આવે છે. તેનું શાક થાય છે. અને કંદનું પણ શાક થાય છે. એનાં બારીક કંદ બાળકો મોટા પ્રેમથી ખાય એ કંદનો હલવો પણ કરે છે, ધોળું કોળું અથવા દુધી ગુણોમાં શ્રેષ્ટ છે. **ધોળું ભુયકોળું કે દુધીઃ**—મધુર, ખાટી, તુરી, વૃષ્ય, શુક્રોત્પાદક, પૌષ્ટીક; દુગ્ધપ્રદ; શીત, તીખી, રસાયન, કડવી, મૂત્રલ, કફકારક. સ્નિગ્ધ, ગુરૂ, વર્ણકારકઃ સ્વર્ય, અને પિત્ત, રકતદોષ, પિત્ત વાયુ, શૂળ, મૂત્રમેહ, દાહ એનો નાશ કરે છે. **એનાં કાંદાનાં ગુણ પણ વેલીના જેવાજ છે. ભુયકોળુંઃ**—મધુર, શીતલ, ગુરૂ, સ્નિગ્ધ, ધાતુવર્ધક, પૌષ્ટિક, બલકર, કફકારક, દુગ્ધોત્પાદક, રસાયન, વૃષ્ય, મૂત્રલ, સ્વર્ય, સ્વાદુ, રૂક્ષ, ગર્ભપ્રદ, અને પિત્ત, વાયુ. રકતદોષ, દાહ, ઉલટી એનું નાશક છે. એ ગુણ કંદના જાણવાં. **એનાં ફુલોઃ**—વૃષ્ય, શીત, રસકાળે અને પાકકાળે મધુર, કફકારક, વાતલ, ગુરૂ, પિતના શક એવાં છે. ઉપયોગ—**(૧) બલ અને પુષ્ટિ પ્રાપ્ત થવા માટેઃ**—દુધીનું ચૂર્ણ દરરોજ ૧ તોલો લેઈ ઘીમાં ખાવું અને ઉપર દુધ પીવું, એટલે વૃદ્ધ પણ તરૂણ જેવો થશે. **(૨) રકતમૂળવ્યાધિ ઉપરઃ**—ભોંયકોહોળું અને તલ એની ભૂકી મધ અને ઘી સાથે પાવી. **(૩) સ્તનમાં દુધ આવવા માટેઃ**—દુધી દુ

ફૂલમાં વાટી તેના રસમાં સાકર નાંખી તે પાવો. **(૪) પ્રમેહ ઉપરઃ**—ભોંયકોળાના પાલાનો રસ પાશેર અને ભોંયતરવડની ભૂકી ૬ માસા એક ત્ર કરી પાવી. અથવા ભુઇકોળાનો રસ પાશેર, ખડીસાકર અને જીરાની ભૂકી પાવી. **(૫) મસ્તકશૂળ ઉપરઃ**—ભોંયકોળાનો રસ, દુધ અ ને ઘી નાંખી પાવો. **(૬) બહુ મૂત્રરોગ ઉપરઃ**—રાતા ભોંયકોળાનું ચૂર્ણ ઘીમાં ખલી તેમાં લવંગ, એલચી, જાયફળ, જાવંત્રી અને પીપરીમૂળના ગંઠોડા તથા તજ એની સમ ભાગ ભૂકી મિશ્ર કરી જેટલું વજન થાય તેનો ચતુર્થાંશ સુંઠની ભુકી અને તેનો ૧૬મો હિસ્સો પીપરની ભુકી નાંખી બધા ઔષધો સમાન ખાંડ લેઈ તેમાં બધા ઔષધો મેળવી ઘી નાખી એક કિંવા બે તોલાની ગોળી કરી તે સવારે એક અને ઉંઘતી વેળાએ એક પ્રમાણે ખાવી. **(૭) પુષ્ટતાને માટે પાક**—દુધીનું ચૂર્ણ ઘીમાં તળવું અને તેમાં બેદાણા, બદામનો મગજ, ચારોળી, પિસ્તાં, લવંગ, એલચી, જાયફળ, ગોખરૂ, કૌચબીજ, શતાવરી, મુસળી, વગેરે નાખી સાકરનો પાક કરી તેમાં થેપલીયો કરી નિત્ય ૨ અથવા ૩ તોલા પાક ખાઈ ઉપર ગાયનું દૂધ પીવું એટલે ઉત્તમ પુષ્ટિ આવે છે. **(૮) મસ્તકશૂળ ઉપર**—સાદું ભોંયકોળું ઘસી માથે લેપ કરવો. **(૯) પટકી** (કોલેરા) **ઉપર**—દુધી ત્રણ દિવસ ખાવી. **(૧૦) અંગે કળ ચઢે છે તે ઉપર**—દુધીનો રસ સાકર નાંખી પાવો. દુધી એટલે દુધીયું ભોંયકોળું.

## ૪૧૮. ભોંયચંપો.

સં. ભૂમિચંપક. મ. ભુઇચાંફા.

એ ઝાડો ન્હાનાં હોય છે. કેળના જેવાં એનાં રોપા હોય છે. એનો કંદ હોય છે. તેમાંથી ઝાડ ઉત્પન્ન થાય છે. એ ઝાડ દેવકળબના ઝાડ જેવું થાય છે. એ ઝાડો ઉન્હાળામાં સુકાઇ જાય તો ચોમાસામાં પુનઃ ઉગી નીકળે છે. એનાં ફુલો મધુર અને સુવાસિક હોય છે, **ભોંય ચંપો**—ઉષ્ણ, તીખો; અને સોજો, ગલગંડ, વ્રણ એનો નાશક છે. **ઉપયોગ**—(૧) **કર્ણમૂળ, ગંડમાળા** સ્તન રોગ અને **સુજાનાં ઉપર**—ભોંય ચંપાનાં મૂળો પાણીમાં ઘસી ચોપડવાં. **(૨) ઉઠાણું અને બેસા બેસવા માટે**—ભોંયચંપાનાં મૂળો, ગુગળ અને મરી એકત્ર ઘસી ઉપર લેપ કરવો.

## ૪૧૯. ભોંય આંમલી.

સં૦ આહુલી. મ૦ તરવડ. આ૦ ચાંભાર-આંવળી. હીં૦ રગ. ક૦ હોન્નાવરી. તૈ૦ તંધેડુ તા૦ અવડરાઈ. મલા૦ અવિરામ. ઈં૦ ટેનસી કેશિયા. લા૦ કેશિયા ઓરિક્યુલેટા.

ભોંય આંમલીનાં પાંત્રા રીસામણીનાં પાંત્રા જેવાં બારીક હોય છે. એ ઝાડની ઉંચાઈ વેંત બે વેંત હોય છે. ચોમાસામાં એ ઝાડવાં ઉત્પન્ન થાય છે. એ ઝાડની ડાળીએ બારીક નાચણી જેવડાં ફળો આવે છે. એનો રંગ લીલો હોય છે. એ ફળોનો સ્વાદ કિંચિત ખાટો અને કડવો હોય છે. એ ઝાડો તાપની મોસમમાં સુકાઇ જાય છે. માટે કાર્તીક માસને સુમારે એ ઔષધિનો સંગ્રહ કરી રાખવો. **ભોંય આંમલી**—તુરી, ખાટી, શીત, કડવી, મધુર, રૂચિકર, ઉષ્ણ એવી છે; અને પિત્તમેહ, મેહ, કફ, પાંડુરોગ, મૂત્રરોગ, દૃષ્ટિરોગ, તૃષા, ઉધરસ, પિત્ત, રક્તદોષ, પિત્ત, વાયુ, ક્ષતક્ષય. દમ, હેડકી એનો નાશ થાય છે. **ઉપયોગ**—(૧) **પ્રદર ઉપર**—ભોંય આંમલીનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી રસ કાઢી તેમાં ઘી નાખી ત્રણ દિવસ આપવા. એટલે દુઃસાધ્ય પ્રદરનો પણ નાશ થાય છે. **(૨) જીર્ણજ્વર ઉપર**—ભોંયઆંમલીનાં પંચાંગ વાટી પાવાં. **(૩) પ્રમેહ ઉપર**—ભોંયઆંમલી, તજ, એલચીદોડા, તમાલપત્ર, અને ૨૦ મરી એ એકત્ર વાટી પાવાં, એટલે સાત દિવસમાં અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે. **(૪) કમળો, જીર્ણજ્વર અને પાંડુરોગ એ ઉપર**—ભોંયઆંમલીનો મુઠીભર પાલો એરંડાનાં પાંત્રાં ત્રણ, લવંગ ૫, ચીચોડાના કરતાં પણ ન્હાનો શંખ એક, મરી સાત, જીરૂં અને થોડો કાંકેરનો પાલો એ સર્વે વાટી ગોળી કરી તે દૂધમાં પાવી. **(૫) પાંડુ, જીર્ણજ્વર, ઉધરસ અને શૂળ એ ઉપર**—લીંબુના રસમાં રોજ મુઠીભર દાડમડીનો

પાલો અને મુઠીભર ભુઇઆંમલીનો પાલો પલારી રાખી સવારે મસળી લેઈ તેમાં કોડીની ભસ્મ નાંખી તે રસ સવારસાંજ પીવો. દિવસ ૭.

## ૪૨૦. મકાઈ.

સં. માહાયાવનાલ. મ. મકા.

મકાઈ એ ડુંગરી પ્રદેશમાં સારી થતી નથી. એના છોડ ત્રણ ચાર હાથ ઉંચા વધે છે. એ છોડ ઘણું કરીને જારના છોડ જેવા હોય છે. એ ઝાડના ગાંઠામાંથી દરેક છોડને ત્રણ પર્યંત કણુસલાં આવે છે. ઝાડની ટોચે ચમરી આવે છે. જોએ તોરો પક્ષી ખાઈ જાય કે ભાગી નાખે તો કણુસલાં દાણાં વગર પોલાં રહે છે. મકાઇના દાણાનો રંગ પીળો હોય છે. કવચિત રાતા રંગનાં કણુસાં પણ હોય છે. મકાઇના લીલા ડોડા શેખી ખાય છે. તે ઘણા સારા લાગે છે. મકાઈ એ ધાન્ય ઘણુંજ પૌષ્ટિક હોઈ થંડી અને વાતુલ છે. એ ધાન્ય વહેલું સડે છે. એનો **ઉપયોગ—(૪૨) ઉલટી ઉપર** મકાઇનાં દાણા કાઢેલાં કણુસલાં બાળી તેની રાખ કરી તે મધ-માં વાલ દોઢ વાલ આપવી એટલે ઉલટી તાત્કાળ બંધ થાય છે.

## ૪૨૧. મખમલી.

સં૦ વિરજની. મ૦ મખમાલ.

મખમલીનાં ઝાડો સુમારે કમર સુધી ઉંચા વધે છે. મખમલીમાં પીળી, રાતી, એકેરી, ગુમખાદાર વગેરે જાતિ છે. મખમલીનાં પાંત્રા વળીગયેળાં, લાંબા એને કાત્રાદાર હોય છે, એનાં ફુલોને વાસ નથી. એનો શોભા માટે ફુલોની માળા વગેરેમાં ઉપયોગ કરે છે. મખમલીનાં ઝાડો ઘણાક પ્રાંતોમાં નીપજે છે. **ઉપયોગ—(૧) આંખમાંની લાલી ઉપર** મખમલીનાં ફુલો તોલો એક બાળી તેમાં ગાયનું ઘી તોલો ૧ અને કપૂર તોલો ૧ એકત્ર ખલી અંજન કરવુ. **(૨) રક્તમુળવ્યાધિ ઉપર—** (કોઈ પણુ કારણથી લોહી પડે છે તે ઉપર) એકેરી મખમલીનાં ફુલો, સુમારે ૪૦ લઈ, તેમાંહેની લીલી રેયાઓ કાઢી બારીક વાટી રસ કાઢવો. આ રસ એક તોલા પર્યંત કાઢી તેમાં તેટલુંજ ગાયનું ઘી નાંખી થોડો ગરમ કરી તે મિશ્રણ પ્રાશન કરવું. દિવસ ૩. **(૩) ગુમડામાંથી રસી વહેતી હોય તો તે ઉપર—** મખમલીના પાંદડાંના રસમાં કડાની છાલનું ચૂર્ણ મેળવી ઉપર ચોપડવું. **(૪) માંડપુળી (ગુમડા) ઉપર—** મખમલીનો પાલો અને ઘોળી કોળી (દુધી)નો પાલો મીઠું નાખી એકત્ર વાટી ગુમડા ઉપર બાંધવો.

## ૪૨૨. મગ.

સં૦ મુદ્ગ. મ૦ હીં૦ મૂંગ. ક૦ પચ્ચે-હેસરૂ. તૈ૦ પચ્ચા પેસલુ. તા૦ પચ્ચો પાયરૂ તુ૦ પદેંગી. મલા૦ ચેરૂપાયક. ફા૦ બુનુમાષ. અ૦ મજ. ઇં૦ ગ્રીન ગ્રેન. લા૦ ફેસી ઓસસ્સુંગો.

મગ હિંદુસ્તાનમાં સર્વત્ર પાકે છે. એ ઝાડ સુમારે હાથભર ઉંચું વધે છે. એ ઝાડવાની આકૃતિ, મગ, શીંગ એ સર્વ અડદના જેવાંજ હોય છે. મગની શીંગ લીલી દેખાય છે. કેટલાક મગનો રંગ કાળો, કોઇકનો લીલો અને કેટલાકનો પીળો હોય છે. એની દાળ કરવાથી તે પીળી થાય છે. મગની ખીચડી, દાળ, મગદળ, વગેરે અનેક પદાર્થો થાય છે. મગ એ શીતલ હોઈ તેના અંગમાં અડદ કરતાં વાયુનો ભાગ થોડો છે. **મગ સાધારણ**—લઘુ, શીત, ગ્રાહક, સ્વાદુ, કિંચિત વાતકારક, નેત્રોને હિતાવહ; અનેકફ, પિત્ત, જવર એના નાશક છે. **ઉપયોગ—(૧) મગના લાડુ**—મગને શેકીને તેનો લોટ કરી તે લોટના જેટલું ઘી લઇ તે કઢઇમાં નાખી નીચે મંદાગ્નિ કરી તવેતાથી હલાવતાં જવું, તથા કિંચિત લાલ થવા લાગે એટલે વચમાં વચમાં તે ઉપર દુધ છાંટવું એમ કરતાં કરતાં દાણો પડે એટલે નીચે ઉતારી તેમાં સાકર, બદામ, પીસ્તાં, એલચી લવંગ, મરી, એનું ચૂર્ણ નાખી લાડુ બાંધવા. એ શીતલ, વીર્યવૃદ્ધિકર, વાતપિત્તનાશક એવા છે. **(૨) ઓકારી, અતિસાર, દાહ અને જ્વર એ ઉપર**—શેકેલા મગનો કાઢો, ધાણી, મધ અને સાકર નાખી પાવો.

## ૪૨૩. મજીઠ.

સં૦ બં૦ મંજીષ્ઠા. મ૦ બં૦ ક૦ મંજીષ્ઠ હીં૦ મજીઠ. તૈ૦ તામરવલ્લી. તા૦ માંદીટ્ટી. ફા૦ રૂનાસ. અ૦ ફુબહ તુસીબગ. ઉરૂકુસ્સુબાગિન. ઇં૦ મેડરરૂટ. બેંગોલમેડર. લા૦ રૂબીયા–કુર્ડીફ્રિલિયા–મંજીસ્ટા.

મજીઠના વેલા હોય છે. એના મૂળને મજીઠ કહે છે. એનો રંગ રાતો હોય છે. મજીઠની ઉત્પત્તિ **માલવા, નેપાલ, અફઘાનિસ્તાન અને પર્શીયા** એ દેશોમાં થાય છે. મજીઠનો ઉપયોગ **કપડાં** રંગવાના કામમાં પણ થાય છે. **મજીઠ**—તુરી, ઉષ્ણ, ગુરૂ, સ્વર્ય, વર્ણકારક. કડવી, મધુર, લઘુ; અને વ્રણ, મેહ, જ્વર, કફ, વિષ, નેત્રરોગ, સોજો, યોનિદોષ, શૂળ, કર્ણરોગ,વિસર્પ, કોડ; અર્શ, કૃમિ, રક્તાતિસાર, કરમ એનો નાશ કરે છે, એના **પાંત્રાનું શાકઃ**—સ્વાદુ, લઘુ, સ્નિગ્ધ, દીપન; અને વાયુ, પિત્ત એનો નાસ કરનારી છે. **ઉપયોગઃ—(૧) ગર્ભિણીના અતિસાર ઉપરઃ**—મજીઠ, મધ, લોધર, એ એકેક તોલો લેઇ તેનું ચૂર્ણ કરી તે ધમાસો ને સાકરના પાકમાં નાખી આપવું. એટલે જ્વરાતિસાર અને રક્તાતિસાર દુર થાય છે. (૨) **ઉંદરના વિષ ઉપરઃ**—મજીઠ, ધુંવાસ, હળદર અને મીઠું એનો લેપ કરવો. (૩) **વાંગ અને શિબ્યારોગ ઉપરઃ**—મઠજીનું ચૂર્ણ મધ અને માખણ મેળવી લેપ કરવો. (૪) **મેહ ઉપરઃ**—મજીઠ અને ધોળું ચંદન (સુખડ)નો કાઢો પાવો. (૫) **આર્તવદોષ ઉપરઃ**—મજીઠ ૨॥ તોલા લેઇ તેનો ફાંટ કરી પાવો. (૬) **સર્વ પ્રકારના કોડ અને વાતરક્ત ઉપર મંજીષ્ઠાદી કાઢોઃ**—મજીઠ, ત્રિફળા, દારૂહળદર; ગળો, કડુ, વજ અને કડવા લીંમડાની છાલ એનો કાઢો ૪૨ દિ. આપવો. (૭) **અસ્થિભંગ ઉપરઃ**—મજીઠ, મહુંડાની છાલ અને આંમલીનાં પાંત્રાં એકત્ર વાટી ગરમ કરી ઉપર બાંધવું; **અથવા** મજીઠ અને જેઠીમધ એ લીંબુના રસમાં વાટી તેમાં શતધૌત ઘૃત અને ચોખાનો લોટ નાંખી લેપ કરવો.

## ૪૨૪ મયાળ [પોઇ]

મયાળીના વેલા હોય છે. એમાં બે જાતિ છે. એક નેવાળ અને બીજી ગંગાવાળે કહે છે. નેવાળીનાં મૂળોને સદોદિત પાણી મળે તો એ વેલો વર્ષપર્યંત ટકે છે, અને પચાસ સાંઠ હાથ આશપાસ પ્રસરે છે. એ વેલાના ફાંટા અંગુઠા જેટલા જાડા અને પાંત્રા ગોળ ગુંદીના પાંત્રા જેવડાં મોટા હોઇ રોટલી જેવાં જાડાં હોય છે. એ વેલનો કકડો તોડી બીજે ઠેકાણે વાવવાથી તેને ફણગા ફુટી તેની વેલ થાય છે. એ ભાજી ત્રણચાર દિવસે વીણી લે છે. ગંગાવલીના પાંત્રા બારીક અને ચાકવતના પાંત્રા જેવાં નહાના અને પાતળાં હોય છે. એ બે પ્રકારની છે. એક રાતી અને બીજી ધોળી. આ વેલો વર્ષ છ મહિના ટકે છે. એનું શાક ઘણું પિતશાંમક છે. માટે કેટલાક લોક તે મોટા પ્રેમથી ખાય છે. મયાળીને કાળા મરી જેવડાં ન્હાના ફળો આવે છે. તેનો રંગ જાબુડો હોયતે માહેનો રસ કીરમજી રંગ જેવો હોય છે. કેટલાક ગરીબ લોક રાતી શાઇ બદલે એનો ઉપયોગ કરે છે. એનું શાક, ભજીયાં, પતવડાં વગેરે પદાર્થો બને છે. **મયાળઃ**—મધુર, કડવું. તુરૂ. ખારૂ; અને નિદ્રા આળસ, મલાવષ્ટંભક, અરૂચી, કરનારી, કફકર, પૌષ્ટિક, પથ્યકર. શીતળ, અતિસ્નિગ્ધ, બલકર, કંઠને અહિતકારક; અને વાયુ, પિત્ત, મદ, રક્તપિત્ત એનો નાશક છે. **રાનમયાળ**—કડવી, તીખી, રૂચિકર છે. **ભુયમયાળ**—કડવી, રસકાળે અને પાકકાળે મધુર, કફકર, વૃષ્ય, કૃમિકારક, વાતલ, અને પિત્તનાશક છે. **માળા ઉપરની મયાળ**—પૌષ્ટિક, ધાતુવર્ધક, રૂચિકર, બલકર, અગ્નિદીપક, લઘુ; અને ત્રિદોષનાશક છે. **ઉપયોગ—(૧) અર્બુદ રોગ ઉપર**—મર્મસ્થાન ઉપર અર્બુદરોગ થાય તો મયાળ કાંજી અને બાશ એમાં વાટી તેમાં મીઠું નાંખ' રાત્રે અને દિવસે લેપ કરવો.

---

## ૪૨૫ મેંઢાશિંગી.

નામ નંબર ૧૯૮માં.

એનો વેલો હોય છે. એનાં પાંત્રા તોડવાથી તેમાંથી દુધ નીકળે છે. એના ફળો ઘેટાના

શિંગડા જેવાં હોય છે. એ કંટકયુક્ત હોય છે. આંખોનાં ઔષધોમાં એનો ઉપયોગ કરે છે. **મેંઢાશિંગી**—એ કડવી, વાતહારક, રૂક્ષ, તીખી, તથા શ્વાસ, ઉધરસ, વ્રણ, કફ, નેત્રશૂળ એ નો નાશ કરે છે. **એનાં ફળઃ**—કડવાં, અગ્નિ દીપક, સ્રંસન, અને કોડ, મેહ, કફ, કાસ, કૃમિ, વ્રણ અને વિષ એનો નાશ કરે છે,

## ૪૨૬ મરડાશિંગ.

(સં. ઋષ્ધિ, વામાવર્તફલા, મ. કેવણ.)

એનાં ઝાડ સાધારણ માંથોડું ઉંચા વધે છે. એનાં પાંત્રા ઘણાં મોટાં નથી હોતા. એને આમળાઈ ગયેલી શીંગો આવેછે, એઉપરથી એને મરડાશિંગી કહે છે. **મરડાશિંગીઃ**—મધુર, સ્નિગ્ધ, શીતલ, મેધાકર; અને કફ, શુક્ર એને વધારનારી, પ્રાણકારકઃ ઐશ્વર્યકર, બલપ્રદ, રકતશુધ્ધિકર, અને ગુરૂ, છે. અને કોડ, કૃમિદોષ, મૂર્છા, રકતપિત્ત, તૃષા, ક્ષય, પિત્તવાત, રકતદોષ અને તાવ એનો નાશ કરે છે. **(૧) નાના બાળકોને પેટમાં મરડો વિગેરે ન થવાનેઃ**—બાળાગોળી સાથે મરડાશિંગી ઘસી પાવી, **(૨) કાનમાં બગઈ ગઈ હોય તોઃ**—મરડાશિંગીના મૂળ એરંડેલ તેલમાં ઘસી ૫–૧૦વાર કાનમાં પાડવા; એટલે બગઈ મરી જઇ ફુલી ઉપર આવે છે. **(૩) મરડો થાય છે તે ઉપરઃ**—મરડાશિંગીના મૂળ છાશમાં ઘસી પાવાં. **(૪) ખાંડુક અને જખમ ઉપર;**—મરડાશિંગીનામૂળ ઘસી ચોપડવાં.

## ૪૨૭ મરવો.

[સં. મરૂબક, મ. મરવા.]

મરવો એ સુમારે વેંતભર ઉંચો વધે છે. કોઈ ઠેકાણે જરા મોટો થાય છે. પરંતુ તેને મોટો થવા દેતા નથી. એનાં પાંત્રા મેથીના પાંત્રા જેવાં હોય છે. એ પાંત્રાંનો વાસ ઘણો સારો આવે છે. એને તોરા આવે છે. કોઈ પણ ફુલોનો ગુચ્છો કરી તેમાં મરવો ઘાલવાથી સારો વાસ આવે છે, **મરવોઃ**—તીખો, કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, હૃદ્ય, પિત્તકર, રૂચિપ્રદ, રૂક્ષ લઘુ; અને કરમ, કોડ, મલબદ્ધતા, પેટ ચડવું, શૂલ કફ, રકતદોષ, વિષમજ્વર, અગ્નિમાંદ્ય ત્વગ્દોષ [ખરજ], અરૂચિ, વાયુ દમ સોજો, હૃદ્રોગ, વિંછુનું વિષ એનો નાશ કરે છે. એનો શ્વેત અને કૃષ્ણ, એવા ભેદ છે. તેમાં ધોળો એજ ઔષધોમાં લે છે. **ઉપયોગ (૧) ગર્મી ઉપરઃ**—મરવાનો રસ કાઢી તે પાવો.

## ૪૨૮ મરેઠી,

સં૦ મહારાષ્ટ્રી. મ૦ મરાઠી. હીં૦ મરેઠી વ૦ પિપ્પળકાવળા. ક૦ હોમુગુલું. અંકલખાર. ફા૦ બાબુનેગાઉ. અ૦ ઉકહોવાન. ઇં૦ પેનીરોયલ, લા૦ મેંથપ્યુલેજીયમ્

એ ઝાડ સુમારે એક હાથ ઉંચુ વધે છે, એને પીળા રંગના ફુલો આવે છે. એ ફુલોનો અક્કલકરાને બદલે કોઈ ઉપયોગ કરે છે, અક્કલકરાની પેઠેજ એ ફુલોથી જીભે પાણી છુટે છે. **ઉપયોગ (૧) ઉધરસ ઉપરઃ**—એનાં જીડવાં પાનમાં મૂકી ખાવા. **(૨) જીભની નીચેનો ભાગ સુજયો હોય તો;**—મરેઠીના જીંડવાં અને મીઠું એકત્ર કરી ચોળવું એટલે લાળ ગળી જઈ સોજો ઉતરે છે.

## ૪૨૯ મરી.

સં૦ બ૦ મરિચ. મ૦ મિરે. હીં૦ કાલીમીરચ. ક૦ કપ્પમેણસુ. તૈં૦ મરિપાલુ. તા૦ સેવ્વિયં. મિલાગુ, તુ૦ પેકેમંચી. મલા૦ કુરૂમુલાગુ. ફા૦ પિલપિલેઅસ્વદ, ઇં૦ બ્લૅકપેપ્પર. લા૦ પાયપરનાયગ્રમ્,

મરીનાં વેલાની પાનના વેલા પ્રમાણેજ વાવણી થાય છે. એ વેલા મલબાર પ્રાંતમાં અને કોકણ પ્રાંતમાં થાય છે. મરીના વેલાનાં પાંત્રા નાગર વેલાના પાંત્રા જેવડાં થાય છે. મરીનાં વેલાને ફળોના ગુચ્છા આવે છે. એ ફળોને મરી કહે છે. મરીમાં ધોળા અને કાળાં મરી એવા બે પ્રકાર છે. સારાં પાકાં થયા પછી જે મરી કાઢે છે તેને ધોળા મરી કહે છે. મરીના વેલા ઉપર જે શિંગો આવે છે તેને "ગજપીપર" કહે છે. મરીનો ઔષધોમાં અને

રસોઈમાં, પાકમાં પુષ્કળ ઉપયોગ થાય છે. એનાં મુળોને **ચવક** કહે છે. **કાળાંમરી**:— તીખાં, કડવા, ઉષ્ણ, લઘુ, રૂચિકર, અગ્નિદીપક, તીક્ષ્ણ, રૂક્ષ અવૃસ્ય, છેદક, શોષક, પિત્તકર, અને વાયુ, કફ, કૃમિ, શૂળ, હૃદ્દોગ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ, અર્શ એનો નાશ કરે છે. **લીલા મરી**:—પાકકાળે અને રસકાળે મધુર, કિંચિત ઊષ્ણ, તીખાં, ગુરૂ. અપિત્તલ, અગ્નિ દીપક; રોચક, સ્વાદુ. કડવાં, અને કફ, વાયુ કૃમિ હૃદ્રોગ, એનો નાશ કરે છે. **ધોળાં મરી**:—તીખાં, ઉષ્ણ, રસાયન, અવૃષ્ય, કિચિંત રૂક્ષ, સારક; અને ત્રિદોષ, વિશેષ કરી નેત્રરોગ, વિષ અને ભૂતબાધા એનો નાશ કરે છે, **ઉપયોગ**:—(૧) **અંગ જકડાઈ જતું હોય તો તે ઉપર લેપ**—મરી થંડા પાણીમાં બારીક વાટી વ્યથિત જગાએ જાડો લેપ કરવો અને તે ઉપર કેળનાં લીલાં પાંત્રા મૂકી કપડાથી બાંધવું અને બે પ્રહર પર્યંત રાખવો એટલે દુઃખ નાશ પામે છે. (૨) **ખરજ (ખસ) ઉપર**—મરી અને આંમલસારો ગંધક બારીક વાટી ઘીમાં ખલ કરી તે શરીરે ચોળવો અને તાપમાં બેશી અંગ શેકવું એટલે ખસ જાય છે. (૩) **શીતપિત્ત ઉપર**—ઘીમાં મરી વાટી લેપ કરવો અને ખાવું. (૪) **ઉધરસ ઉપર**—બે માસા મરીનું ચૂર્ણ મધ અને સાકરમાં આપવું. (૫) **વિષમજવર ઉપર**—મરીનું ચૂર્ણ, તુળશીરસ અને મધ એમાં આપવું. (૬) **માથું દુઃખે છે તે ઉપર**—મરી કરંજતેલમાં વાટી ચોપડવાં. (૭) **પટકી (કોલેરા) ઉપર**—ગરમ પાણીમાં મરીની ભૂકી નાંખી પાવી. કિંવા મરી ૧૦ ગુંજા, હિંગ શેકેલી ૧૦ ગુંજા, અને અફિણ ૮ ગુંજા, એકત્ર મેળવી બાર ગોળીયો કરવી અને પ્રત્યેક કલાકે એક એક ગોળી ખાવી. એ ગોળી ત્રણ કિંવા ચાર વખત કરતાં વધારેવાર લેવી નહીં. (૮) **ઉધરસ ઉપર**—મરી દૂધમાં ઉકાળી તે દૂધ પાવું. (૯) **હરતાલના વિષ ઉપર**—મરીની ભૂકી પાણીમાં મેળવી ખુબ હલાવી તે શરીરે ચોળવું. (૧૦) **સોમલ ઉપર**—નવટાંક માખણમા ૬ માસા મરીનું ચૂર્ણ આપવું. (૧૧) **સલકમ ઉપર**—દુધ ગરમ કરી તેમાં મરીની ભૂકી અને સાકર નાંખી તે પાવું. (૧૨) **મૂત્રાઘાત ઉપર**—ધોળાં મરી પાંચદસ લેઈ કાજળની પેરે બારીક કરવાં, પછી તે ભૂકી એક અડદના દાણાજેટલી લેઇ પાતળા કરેલા થોડા ઘીમાં કાલવવી અને શિશ્નનું મુખ ઉપર કરી તે દ્વાર ઉપર એક કિંવા બે ટીપાં નાંખવાં. એ યોગે પેઢુંમાં પહોચી ઝટ લઘ્વી સાફ થાય છે. પ્રસંગ વિશેષ હોય તો બે ચાર વખત પણ ઔષધનાં ટીપાં નાખવાં પડે છે. ઇંદ્રી સાફ થયા પછી કદાપી ઈંદ્રિમાં બળતા થતી હોય તો ફકત ઘી પાતળું કરી તેનાં વારંવાર ઇંદ્રીદ્વારે ટીપાં પાડી અંદરથી પાછું આવેલું ઘી લુછી કાઢી પુનઃ નવું ટીપું નાંખતાં રેહેવું. આ ઉપાય ફકત પુરૂષોએજ કરવો. (૧૩) **સંગ્રહણી, મુળવ્યાધ, ઉદરરોગ, કવલુ, મંદાગ્નિ, ગુલ્મ એ રોગો ઉપર**—મરી, ચીત્રો, સંચળ, એ ત્રણ ઔષધોનું ચૂર્ણ કરી છાશમાં નાંખી પાવું. (૧૪) **આદાશિશી ઉપર**—મરી અને ચોખા ભાંગરાનાં રસમાં વાટી તેનો લેપ કરવો અથવા નિર્ગુંડીના રસમાં મરી ઘસી નસ્ય આપવું, (૧૫) **સાધારણ સર્વ જ્વર ઉપર**—મરી પા તોલાથી અર્ધા તોલા પર્યંત સાધારણ કુટી, તેમાં ૪૦ તોલા પાણી અને ૨ તોલા સાકર નાંખી અષ્ટમાંશ કાઢો કરવો તથા તે પાવો. (૧૬) **વાયુનો વિકાર કદી પણ ન થવા માટે**—મરીની ભૂકી અને લસણ બારીક વાટી ભોજન સમયે ઘી ભાતના પ્રથમ ગ્રાસમાં સતત સેવન કરનારને કદી પણ વાયુવિકાર થતો નથી. (૧૭) **સ્વરભંગ ઉપર**—ભોજન કર્યા પછી ઘી, મરીની ભૂકી નાંખી પાવું.

---

## (૪૩૦ મર્યાદવેલ.

સં૦ મારવલ્લી.

આ વેલ ઘણું કરી સમુદ્રકાંઠે કીનારા ઉપર થાય છે. એનાં પાંત્રા **આંસુંદરાના** પાંત્રા જેવડાં હોઇ તે જાડાં અને સીધ્ધાં હોય છે. એમાં ધોળી અને રાતી એવી બે જાતિ છે. ધોળી ગુણોમાં અધિક છે, **મર્યાદવેલ**—શીતલ, ગ્રાહક,

પાકકાળે તીખી, સારક, વાતુલ, ગુરૂ, ગર્ભને સુકવનારી, અને ઉલટી, વિષૂચિકા, શૂળ, આમ, એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) માંડપુળી અને સર્વ પ્રકારની ગાંઠો** ઉપર—મર્યાદવેલીના કાંદા અથવા મૂળ કુટી ગાંઠ ઉપર બાંધવાં. કાંદા ન મળેતો ફળ વાટી બાંધવાં. (૨) **મસ્તકશૂળ ઉપર**—મર્યાદવેલનાં મૂળ અગર પાલો વાટી મસ્તકે લેપ કરવો. (૩) **ઉધરસ** ઉપર—મર્યાદવેલીનો કાઢો કરી પાવો.

---

## ૪૩૧ મરચી.

સં૦ મરીચ. મ૦ મિરચી.

મરચીનાં ઝાડ કંકુરપૂર ઉંચાં વધે છે. મરચાંનો રંગ તે પાકે ત્યારે લાલ હિંગળોક જેવો થાય છે. પાક્યા પછી તેઓને ચુંટી સુકવે છે. મરચાંમાં ત્રણ ચાર પ્રકાર છે. લવંગી મરચાં ન્હાનાં અને તીખાં હોય છે. એ ખાવાથી તુરતજ ઈજા થાય છે. કોલ્હાપુરી મરચાં બારીક અને વેંત અર્ધો વેંત લાંબાં હોય છે. ગોમંતકી મરચાં મોટાં અને ગોળ હોય છે, અને તેની છાલ જાડી હોય છે. મરચાંનો ભોજનમાં નિત્ય ખપ પડે છે. ભોજનમાં મરચું અને મીઠું ન હોય તો તે ભોજન ઘણુંજ બેસ્વાદ લાગે છે. લીલાં મરચાંની ચટણી, પંચામૃત વગેરે થાય છે. શિવાય તેનું અથાણું પણ કરે છે. મરચાં રક્તવૃદ્ધિકર અને પાચક છે. મરચાંનો ગરિબથી શ્રીમંત પર્યંત સર્વને એકસરખો ખપ પડે છે. ગરિબ લોકને મીઠું, અને મરચું અને રોટલો મળે એટલે તેઓના અંગમાં સારી શક્તિ આવી તે જોરદાર બને છે. **મરચી**—પિત્તલ, વિદાહિ, રૂક્ષ, દીપક; અને કફ, આમ, શૂળ એનો નાશ કરે છે. મરીથી એના ગુણ ઓછા છે, **ઉપયોગ—(૧) પીડ ઉપર**—મરચાંનાં બી ઉન્હા પાણી સાથે ગળવાં. (૨) **પટકી ( કોલેરા ) ઉપર**—એક ચમચાભર મરચાંની જાડી ભૂકી અને એક ચમચાભર મીઠું ઉન્હા આધણ આવેલા એવા પાણીમાં નાંખી કઢવી તે પાણી ગરમ ગરમ પ્રાશન કરવું. ( ૩ ) **માકણનો નાશ થવા માટે**—મરચાં બાફી કાઢો કરવો અને જ્યાં માકણુ હોય ત્યાં કંઇ પણ ચીજવડે પાણી ચોપડવું. એટલે ત્યાં પુનઃ માંકણુ થતા નથી.

---

## ૪૩૨ મસૂર.

સં૦ મ૦ હીં૦ તૈ૦ મસૂર. ક૦ ચન્નંગી. ફા૦ બુનોસુર્ખ. અ૦ અદસ્. ઇં૦ લેંટીલ. લા૦ ઈરિવેલેન્સ.

મસુર એ દ્વિદલ ધાન્ય છે. એનાં ઝાડો હાથ દોઢ હાથ ઉંચાં વધે છે. મસૂરનો રંગ બાહેરથી કાળો હોઇ એની દાળનો રંગ રાતો હોય છે. મસૂર એ ધાન્ય વાતુલ છે. ગરિબ લોકોમાં આ ધાન્યનો ઉપયોગ થાય છે. મસુરની દાળ કરે છે. ગુજરાતમાં મસુરનો પાક પુષ્કળ થાય છે. મસુર લાલ અને ધોળી એવી બે જાતીની છે. બેઉના ગુણ સરખાજ લખેલા છે. **મસૂર—**મધુર, શીતલ, ગ્રાહક, વાતકર, લઘુ, રૂક્ષ, વર્ણકર, બલકર, બૃંહણ; અને કફ, રકતદોષ, જ્વર, મૂત્રકૃચ્છ્ર, રકતપિત્ત એની નાશક છે. એનાં પાલાની **ભાજી**—કડવી અને હલકી છે. **ઉપયોગ**—( ૧ ) **ત્રિદોષજનિત ઉલટી ઉપર**—મસુર શેકી લોટ કરી પછી પાકેલા દાડમનો રસ કાઢી તેમાં તે લોટ મેળવી પાવો. (૨) **સર્વ પ્રકારના જ્વર ઉપર**—મસુરની સળીઓનો ધુપ દેવો, તે સર્વ જ્વરનાશક છે.

---

## ૪૩૩ મહુડો.

સં૦ મધુક. મ૦ મોહાચાવૃક્ષ. કો૦ મોહટી. હીં૦ મહુવા. બં૦ મોલ. ક૦ તુ૦ ઈપ્પિમારા. તૈ૦ ઇપ્પર. તા૦ મધુકં. મલા૦ ઇરૂપ્પા. ફા૦ ચકા. ઇં૦ ઇલુપાટ્રી. લા૦ બેસિયાલાટીફોલિયા.

એ વૃક્ષ મોટાં મોટાં થાય છે. અને સર્વત્ર હોય છે, પરંતુ ગુજરાત પ્રાંતમાં ઘણાં થાય છે. એનાં પાંત્રા હાથતળીયા જેવડાં અને જાડાં હોય છે. એ પાંત્રા પાત્રાળાં કરવાના ઉપયોગમાં આવે છે. મહૂડાનું લાકડું વજનદાર અને ટકાઉ હોઇ ઈમારતનાં કામમાં આવે છે. મહૂડાના ઝાડ ઉપર ફુલો આવે છે. એ ફુલો મીઠાં હોવાથી તેનો ગરીબ લોક ખાવાને માટે ઉપયોગ

કરે છે. ફળો જીંડવાં જેવાં આવે છે. ફળોનું તેલ કાઢે છે. તેને ડોળિયું કહે છે અને તે દીવો બાળવાનાં કામમાં આવે છે. એ તેલ ઘીમાં મિશ્ર કરી કેટલાક લબાડી વેપારીયો વેચે છે. તે ઘીમાં મળી જાય છે અને ઘી જેવુંજ ફણીદાર દેખાય છે. એનાં ફુલોનો (મહૂડાંનો) દારૂ કરે છે. એ દારૂ પીઈ લોક બોકડા જેવા મદોન્મત્ત થાય છે તથા અનેક અનાચાર અને દુષ્ટ કૃત્યો કરે છે, અને આપણો ઉત્પન્ન કરનાર જે પરમેશ્વર તેને વિસરી જઈ પોતે પોતાનો નાશ કરી નાંખે છે. પરમેશ્વરે સારી અને નઠારી એવી બધી તરેહની વસ્તુઓ નિર્માણ કરેલી છે. પરંતુ માણસે ખરાબનો ત્યાગ કરી સારી વાતનું ગ્રહણ કરવું, એટલે તેનું કલ્યાણ થશે એવો ઈશ્વરનો અંદરનો હેતુ છે. **મહુડા**—મધુર, શીત, વાતુલ, વીર્યવર્ધક, પૌષ્ટીક, તુરા, કડવાં; અને કરમ, પિત્ત, દાહ, શ્રમ, વ્રણ, એનો નાશ કરે છે. એનાં **ફુલો**—મધુર, વૃષ્ય, હૃદ્ય, ધાતુવર્ધક, ગુરૂ, સ્નિગ્ધ, વિકાશિ; અને પિત્ત દાહ, વાયુ એનો નાશ કરે છે. એનાં **ફળો**—શીત, શુક્લ, ગુરૂ, સ્નિગ્ધ, રસકાળે અને પાકકાળે મધુર, મલસ્તંભક, બલકર, ધાતુવર્ધક; અને રક્તરોગ, વાયુ, પિત્ત, દમ, તૃષા, ઉધરસ, ક્ષતક્ષય, રાજયક્ષ્મા એનો નાશ કરે છે. તેજ પાકવાથી બળકારક; અને પિત્ત, વાયુ એનો નાશક છે, **પાણ-મહુડા** કરીને પાણીમાં થનારી જાતિ છે તે;—મધુર, વૃષ્ય. શીત, બલકર, રસાયન, અને વ્રણ ઉલટી એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **અપસ્માર, ઉન્માદ, સન્નિપાત, અપતંત્રક વાયુ એ ઉપરઃ**—મહૂડાની અંતરછાલ, પીપર. વજ મરી અને શીંધવ એ કોકરવરણા પાણીમાં વાટી નસ્ય આપવું. (૨) **ઘાટ સર્પ ઉપરઃ**—મહૂડાના ફળોમાના બી પાણીમાં ઘસી પાવાં. (૩) **ધાતુ પુષ્ટ થઈ કામોત્તેજન આવવા માટેઃ**—મહૂડાની અંતરછાલનું ચૂર્ણ દિવસમાં બે વાર સવાર સાંજ દર વખતે ૨-૩ માસા જેટલું. ગાયનું ઘી અને મધ સાથે આપવું. ઉપર ગાયનું ધારોષ્ણ અથવા તપાવેલું દુધ. ઘી સાકર સાથે પાવું. (૪) **સર્પના વિષ ઉપરઃ**—મહૂડાના ફળોમાંનું બી પાણીમાં ઘસી અંજન કરવું,

---

## ૪૩૪ મંદાર.

સં૦ મ૦ હીં૦ બં૦ માંદાર. ક૦ માંદારનું તા૦ કોકકુમાંદારે. મલા૦ વેળુ-તામાંદારં. લા૦ કેલોટ્રોપિસ પ્રોસિરા.

એને આકડીયો મંદાર પણ કહે છે. મંદારનાં ઝાડ આંકડાનાં ઝાડને ઘણાંજ મળતાં છે; ફકત ફુલોમાં અને ઝાડના રંગમા ફેર જણાય છે. મંદારનું ઝાડ ધોળુ અને ભુરૂ હોય છે. એ ઝાડો રાનમાં આપોઆપ ઉગે છે. એના ફુલો ધોળા હોય છે. એના ઉપર ભમરા ઘણાં બેસે છે. એક વર્ષની અંદર એને ફુલો આવે છે, એનો કોયલો દારૂના કામમાં આવે છે. એનું દુધ ઉકાળી જાડુ કરવાથી તેનો ગુંદર જેવો ઉપયોગી પદાર્થ [ગટ્ટાપર્ચા Cuttaparcha] તૈયાર થાય છે. **મંદાર** તીખો, કડવો, ઉષ્ણ; અને કફ, મેદ, વિષ, વાયુ, કોડ, વ્રણ, સોજો, કંડુ, વિસર્પ એનો નાશ કરે છે. **ધોળો મંદારઃ**—અતિ ઉષ્ણ, કડવો. મલશોધક, અને મૂત્રકૃચ્છ્ર, વ્રણ, કૃમિ અને અત્યંત દારૂણ વ્યાધિ એનો **નાશ** કરે છે. **ઉપયોગ** (૧) **વિષમ જ્વર ઉપરઃ**—મંદારનાં મૂળો રવિવારે કાને બાંધવા. એટલે વિષમ જ્વર જાય છે. (૨) **આમવાત. રકતાતિસાર, ઉપદંશ અને રક્ત કુષ્ટ** (**કોડ**) **ઉપર**—મંદારના મળોની છાલનું ચૂર્ણ દોઢ માંસો દિવસમાં ત્રણવાર સાકર સાથે આપવું (૩) **વાતશળ ઉપરઃ**—મંદારના મુળોનું ચૂર્ણ દુધમાં પાવું.

---

## ૪૩૪ માકડી.

એ લિંબુડીની જાતનું વગડાઉ ઝાડ છે. એનાં પાંત્રા લીંબડીનાં જેવાંજ હોય છે. એને લીંબુડી જેવાંજ બારીક ફળો આવે છે. તે સોપારી જેવડાં હોય છે. એ ઝાડો રાયગઢ કિલ્લા ઊંપર છે. **ઉપયોગઃ**—(૧) **વાયુ બદ્ધ શરીર હોય તોઃ**—માંકડીનો સુકાયેલો પાલો તંબાકુની પેઠે **મલમમાં** નાખી પાવો. દિવસ ૭

એટલે શરીરમાંહેનો વાયુ નીકળી જાય છે. [૨) **વાયુ ઉપરઃ**—માકડીનાં પાંદડાનો રસ અગર કાઢો પાવો. (૩) **સંધિવાયુ અને સુવા રોગ ઉપર**—એકાદ ઇંટ અથવા માટી તપાવી તે ઉપર માકડીનો પાલો નાંખી તેવડે અંગ શેકવું. અથવા પાલો પાણીમાં કઢવી તે વડે સ્નાન કરવું. અને શરિરે વાયરો લાગવા દેવો નહિ. દિવસ ત્રણ (૪) **ઢોરોનાક્ષત ઉપરઃ**—માકડીનો પાલો વાટી તે ક્ષત ઉપર ચોપડવો.

## ૪૩૬ માચોલ. [મચીયણ]

એ ઝાડવું ઘણું તો એક હાથ વધે છે. તેની ડાળીયોને જાડીછાલ જેવો નરમ લીલાં રંગનો ગર હોય છે, માચોલ વગડાઉ ખારી જમિનમાં થાય છે. એટલે ઘણુંજ ખારૂં હોય છે. એ ભાજીના ઝાડ ધોઇ નાંખી તેના ઉપરની છાલો કાઢી નાખી તેને સુધારી હિંગથી વધારી શાક કરે છે. માચોલનનું રાયતું પણ કરે છે, એમાં મુખ્યત્વે ખારાશ હોવાથી તેનું શાક કે રાયતું કરતી વેળાએ તેમાં મીઠું નાખવું પડતું નથી.

## ૪૩૭ માઠ,

[સં૦ મારિષ.)

માઠનું શાક સર્વત્ર અને સર્વકાળે મળે છે. એમાં રાતો અને ધોળો એવા બે પ્રકાર છે, માઠની ભાજી વાવ્યા પછી ત્રણ અઠવાડીઆમાં મોટી થઇ ખાવાના ઉપયોગમાં આવે છે, માઠની ભાજી નિર્મળ હોઈ ખાવાથી સારી લાગે છે, દીંટાનો પાલો ચુટી કાઢી ભાજી કરે છે. અને બી આવ્યા પછી દીંટાની પણ ભાજી કરે છે. **ધોળો માઠઃ**—મધુર, રૂક્ષ, ખારો, શીતળ ગુરૂ, સારક, કફકર, વાતકારક; અને રકતપિત, મદ, પિ-ત, રકતદોષ, એનો નાશ કરે છે. **રાતો માઠઃ**—કિંચિત ગુરૂ, ખારો, મધુર, સારક, કફકારક, પાકકાળે તીખો અને અલ્પદોષ ઉત્પન્ન કરનારો છે. **મિશ્રવર્ણ માઠઃ**—ખારો, સ્વાદુ, પિત્તકર, એવો છે. **ખાટો માઠ**—ખાટો ખારો મધુર; અને દોષને કોપવનાર છે. **પાણી માંહેનો માઠઃ**—વિશેષકરી રકતાર્શનો નાશ કરે છે. **ઉપયોગ** (૧) **ખાંડુક (ગુમડુ) જલદિ ફુટવા માટેઃ**—માઠની ભાજીનું સુકાયેલું દીટું બાળી તેની રાખ અને ચુનો એકત્ર કરી ઉપર ચોપડવો. (૨) **મદ્ય ઉપર ઉતારઃ**—રાતા માઠની દાંડીનો રસ ૪ તોલા પર્યંત પાવો.

## ૪૩૮ માયફળ (માયા).

સં૦ માયાફળ. મ૦ માયફળ. હીં૦ માજુંફળ. ક૦ માપાલકાચી. ફા૦ માજુસ. અ૦ આયસ, સમરતુલ. તુરફા, ઇં૦ ગાલનટ્. લા૦ કારકસ ઇન્ ફેકટોરિયા,

માયફળનું વૃક્ષ મોટું થાય છે. એનાં ફળો સાધારણ સોપારી જેવડાં અને તે કરતાં બારીક પણ હોય છે. **માયફળઃ**—તીખાં, ઉષ્ણ, શૈથિલ્યને સંકોચ કરનાર, પ્રશસ્ત અને વાતનાશક એવાં છે. **ઉપયોગ**—(૧) **નાસારોગ ઉપરઃ**—માંયફળોની ભૂકી સુંઘવી. (૨) **બાળકોના રકત સંગ્રહણી, ઉપરઃ**—ગાયના દુધમાં કિંવા ઘીમાં માયફળ ઘસી પાવાં. (૩) **બાળકોના અતિસાર અને સંગ્રહણી ઉપરઃ**—માયફળ અને સુંઠ ઘીમાં ઘસી ચટાડવા. (૪) **યોનિસંકોચન થવા માટેઃ**—માયફળ અને ફટકડી ફુલાવેલી એના ચૂર્ણની પોટલી યોનીમાં રાખવા આપવી. અથવા માંયફળ અને કપૂર મધમાં ખલી અંદર લેપ કરવો. (૫) **દાંત હાલતા હોય તે ઉપરઃ**—માયફળ તોલો ૧, ફટકડી તોલો ૧. ધોળો કાથો તોલો ૧ એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે દરરોજ દાંતે ઘસી લાળ ગળવા દેવી એ પ્રમાણે દિવસમાં બે વાર કરવું. ઔષધ ત્રણ કિંવા ચાર દિવસ આપવું, ગુણાવહ થશે. (૬) **બાળકોના જીર્ણજ્વર ઉપરઃ**—બારીક માયફળો બે રાત્રે થંડા પાણીમાં પલારી રાખવાં. અને બીજે દિવસે સવારમાં તે માયફળો ત્રણ તોલા ગાયના દૂધમાં ઘસી પાંવા. દિવસ ૧૪. [૭] **આમાંશ ઉપરઃ**—માયફળો ગાયના માખણના નિતર્યા પાણીમાં ઘસી ચાટણ કરવું. (૮) **લાલાસ્ત્રાવ ઉપરઃ**—માયફ

બોના કાઢામાં ફટકડી અને કાથાનું ચૂર્ણ નાંખી તેનાં કોગળા કરવા,

---

## ૪૩૯ માયમૂળ. (ગરમેલ)

સં૦ માંકંદી મ૦ માઈણમૂળ, હીં૦ માયમુલ. ક૦ માગિણી. લા૦ કોલેન્સએર્મેન્ટસ્,

એ ઝાડ નાના અજમાના જેવાં થાય છે. એનાં પાંતાં પાન અજમાના જેવા થાય છે. એનાં મૂળોને માયમૂળ કહે છે. એનાં મૂળીયાં ખોદી લાવી તેનું અથાણું કરે છે. માયમૂળની ઉત્પત્તિ ગુજરાતમાં ઘણી થાય છે. એ મૂળીયાં ઔષધિ હોવાને લીધે રોગી લોકોને એનું અથાણું આપે છે. એથી કરી અપકાર થવાનો ભય નથી, **માયમૂળનું ઝાડઃ**—તીખું, કડવું, મધુર, અગ્નિદીપક, રૂચિકર, બલકર, અને વાયુ, કફ, કવલુ, ગુલ્મ, ઉદર, આનાહ, શીતજ્વર એનો નાશ કરે છે. **એનાં કંદઃ**—પાકકાળે મધુર, વિકાસી, અને પાંડુ, સોજો, કૃમિ, પ્લીહા, ગુલ્મ, આનાહ, ઉદર, સંગ્રહણી, અને અર્શ એનો નાશ કરે છે.

---

## ૪૪૦ માલકાંગણી.

સં૦ જ્યોતિષ્મતી. મ૦ મલા૦ કરડકાંગોણી, હીં૦ માલકાંગણી. બં૦ લતાફટકી. ક૦ કૈગુએરકુ, તૈ૦ વાવંજી. એકકુકુતોગે. તા૦ વલુલુવઈ. અતિપરિચ્ચમ્. ફા૦ કાલ, ઇં૦ સ્ટાફટ્રી. લા૦ સિલેસ્ટ્રસ પેનિકયુલેટા.

માલકાંકણીના વેલા થાય છે. એ વેલીને ચોમાસામાં બારીક ફળોની મોટી મોટી લુમો આવે છે. પહેલાં એ ફળોનો લીલો રંગ હોય છે. પરંતુ એ પાકે એટલે તેનો લાલ રંગ થાય છે. એ ફળોમાંહેના બિયાંનું તેલ કાઢે છે. **લઘુ માલકાંકણી**—દીપક, મેધાકર, બુધ્ધિવર્ધક અને દુર્જર **માલકાંગણી**—રસકાળે કડવી, રૂક્ષ, કિંચિત્ તીખી, દાહકર, અગ્નિદીપક, અતિ ઉષ્ણ, મેધા, પ્રજ્ઞા, પુષ્ટિ એને કરનારી, વૃષ્ય, વાંતિકર, તીક્ષ્ણ, વર્ણકર અને તુરી છે. તથા કફ, વાત, વ્રણ પાંડુ, વિસર્પ અને ઉદરપીડા, એનો નાશ કરે છે. **માલકાંગણીનું તેલ**—કડવું, વાંતિકારક, અતિ ઉષ્ણ, સારક, તીક્ષ્ણ, પિત્તલ; સ્મૃતિ, બુધ્ધિ, મેધા એને કરનારૂં, લેખન, રસાયન, અગ્નિદીપક; અને વાયુ, ત્રિદોષ અને કફ એનો નાશ કરે છે. **ઉપયોગ—અફિણના વિષ ઉપર**—માલકાંગણીના પાલાનો રસ પાવો. (૨) **ખસ ઉપર**—માલકાંગણીના બીયાંનું તેલ ચોપડવું. (૩) **સર્વ વાયુ ઉપર**—માલકાંગણીનાં બીજ, સુંઠ અને અજમો એ સમભાગ અને એનાથી બમણો જૂનો ગોળ એ એકઠાં કરી ખાંડી અર્ધા તોલા જેવડી ગોળીયો કરવી અને રોજ એક ગોળી ઘી સાથે ખાપી. (૪) **અટકાવ બંધ થયો હોય તો**—માલકાંગણીના પાંત્રાનો રસ પાવો, (૫) **રક્તમૂળવ્યાધી ઉપર**—માલકાંગણીનાં બી વાટી લેપ કરવો. (૬) **તંદ્રારોગ ઉપર**—માલકાંગણીનું તેલ પ્રતિદિવસ દૂધ સાથે પીવું. (૭) **સર્પના વિષ ઉપર**—માલકાંકણીનાં મૂળ ઘસી ચોપડવાં.

---

## ૪૪૧. માલતી.

માલતીનાં વેલા હોય છે. એ વેલાનાં પાંત્રા લાંબા હોય છે. એ વેલાને વાવ્યા પછી બે અઢી વર્ષે ફુલો આવે છે. એ ફુલો બારીક અને જરા વાંકા હોય છે. એનો રંગ ધોળો હોય છે. એનો ભર ઉન્હાળામાં હોય છે. એનો વાસ ઘણો આવે છે.

---

## ૪૪૨. માહુલી.

સં. મહાયમલપત્રક.

માહુલીનો વેલો હોય છે. કંચનારના કિંવા આંમળાનાં પાંત્રા જેવાં એનાં જોડપાંત્રા હોય છે. એ પાંત્રા કંચનારના પાંત્રા કરતાં ત્રમણાં ચોગણાં મોટાં હોય છે. માહુલીના વેલા ઇલીચપુરના રાનમાં અને કનકેશ્વરના ડુંગરમાં ઘણા થાય છે. બીજા ઠેકાણે હોવાનું સાંભળવામાં નથી. એના પાંત્રાનાં પત્રાળાં ઘણાં ઉત્તમ થાય છે. એ પાંત્રા ઘણા દિવસનાં હોય તો પાણી સીંચ-

વાથી પુનઃ નરમ થાય છે. એ પાંત્રામાં રાખેલી જણુશ બગડતી નથી.

## ૪૪૩. મિરજોળી.

મિરજોળીના વેલા વૃક્ષોની ઢોલમાં ઉત્પન્ન થાય છે. એનાં મૂળ વૃક્ષમાંજ હોય છે, એના પાંત્રા મોટાં હોય છે. એ પાંત્રાનો દર્પટ વાસ આવે છે. એ પાંત્રા મિરવેલીના પાંત્રા જેવાં હોય છે. પાંત્રાનું દીંટું બે આંગળ લાંબુ હોય છે. મિરજોળીનો રસ નાકમાં નાખે તો છિંકો આવે છે. **મિરજોળીનો** રસ ઉષ્ણ હોઇ વાયુ-નાશક છે. **ઉપયોગ—(૧) બદ ત્વરિત ફુટવા માટે**—મિરજોળીનાં પાંત્રા બારીક વાટી તેની નહાની વડી કરી ગાંડ ઉપર બેસારવી. એ યોગથી ગાંઠ ફુટશે; પછી એજ ઔષધ ચોપડ-વાથી અંદરનું સર્વ દર્દ ત્વરિત નીકળી જશે. **(૨) અંગમાં કળ લાગે છે તેને માટે**—મીરજોળીનાં કુમળા પાંત્રાનો અંગરસ કાઢવો અને જુનાં પાંતાનો રસ કાઢવાને પાણીને બદ-લે તે રસ છાંટી જુનાં પાંત્રાનો રસ કાઢવો. પછી એ રસમાં નાળીએરનો અંગરસ એક ચતુર્થાંશ મેળવી તેમાં ઝીણી વાટેલી મરીની ભૂકી નાંખી તે મિશ્રણ અંગે મર્દન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ બે વખત ચોપડી ચોથે દિવસે ગરમ પાણી વડે સ્નાન કરવું. એટલે અંગમાંનું કળતર નાશ પામશે. **(૩) સન્નિ-પાત જ્વર ઉપર**—મિરજોળીનાં પંચાગનો કાઢો કરી પીપરનું ચૂર્ણ નાંખી પાવો. **(૪) ગુલ્મરોગ ઉપર**—મિરજોળીનાં મૂળો નારીએ-રના રસમાં ઘસી થોડો ગોળ નાંખી પાવો.

## ૪૪૪. મીઠો લીંબડો.

( સં. કૈટર્ય. મ. કઢીનિંબ. )

આ ઝાડ ઘણાં મોટાં થતાં નથી. આ ઝાડો બાગમાં વાવે છે. એ ઝાડને બારીક કાંટા હોય છે. એનો પાલો સુગંધી છે. એ પાલો મસાલામાં તથા ઘી ચોપડી દેતતાની ઝાળમાં શેકી કઢીમાં નાંખે છે. તેથી કઢી સુવાસિક થાય છે. **મીઠો લીંબડો**— શીતળ, કડવો. તિખટ, તુરટ, લઘુ એવો છે. અને દાહ, અર્શ, કૃમિ. શૂળ, સંતાપ, સોજો, કોડ, ભૂતબાધા અને વિષનો નાશ કરે છે.

## ૪૪૫. મીઠું લીંબુ (મોસંબી)

સં. મધુજંબીર. મ૦ સાખરલીંબુ. હીં૦ મીઠા લીંબુ બં૦ કમલાલેબુ. ક૦ કીત્તિલે. સકક-રેગંચી, ફા૦ લેમનશીરી. અ૦ લીમુ નેહુલુ. ઇં૦ સ્વીટ લેમન્.

આ એક લીંબુનીજ જાતિ છે. પરંતુ એના ફળ ખાટા લીંબુ કરતાં મોટાં થાય છે. એ ફળો નાળિએર જેવડાં થાય છે. એનો સ્વાદ મીઠો હોય છે. એ ઝાડો ઘણાંજ ઉંચા વધી એનો વિસ્તાર પણ મોટો વધે છે એ ઝાડ ઉપર કાંટા હોય છે. પાકા ફળનો રંગ રાતો હોય છે, ઉષ્ણ રૂતુમાં એ ફળો ઘણાં સારાં લાગે છે. **મીઠું લીંબુ**—મધુર, સ્વાદવાળું શીતળ, તર્પણ, તૃષ્ણ, વૃષ્ય, પુષ્ટિકારક, જડ, ધાતુવર્ધક, અને ગ્રાહક છે, તથા વાયુ, પિત્ત; કફ, ઉલટી શોષ, વિષરોગ, રક્તરોગ, અરૂચિ અને શ્રમનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ઉલટી ઉપરઃ—** સુકાયેલા મીઠા લીંબુની રાખ મધમાં આપવી.

## ૪૪૬. મીંઢળનું ઝાડ.

આ ઝાડ ઘણું મોટું થતું નથી. એને બે આંગળ પર્યંત લંબાઇના નાના અને મોટા કાંટા હોય છે. એનાં પાંત્રા વડના પાંત્રા જેવાં હોય છે, એને સોપારી જેવડાં ફળો આવે છે; તે પાકે એટલે પીળાં થાય છે. ફળને એ મીંઢળ કહે છે. એ ઝાડો ડુંગ-રાળ પ્રદેશમાં બહુ થાય છે. એની ભૂકી કરી કોળી લોક નદીમાં નાંખે છે; તેથી કરી માછલાં તેમાં લુબ્ધ થઇ ત્યાંનાં ત્યાંજ રહે છે. ચોમાસાને માટે જે ધાન્યસંગ્રહ કરી રાખવાનું હોય તેમાં લીલાં મીંઢળ નાંખવાં એટલે તે ધાન્ય સળી જતું નથી. ચાળેલી રાખમાં પારો મિશ્ર કરી તે રાખ ધાન્યમાં નાખે છે, તે કરતાં આ ઔ-

યોગ ઉત્તમ છે. **મીંઢળ**—તીખું, કડવું, ઉષ્ણ, **મધુર**, લેખન, લઘુ, રૂક્ષ, વાંતિકારક, કડવું **તથા** બસ્તિકામવિષે ઉત્તમ, હિતકારક, અને કફ, વાયુ, વ્રણ, શોષ, અનાહ, સોજો, વિદ્રધિ, વિપ ગુલ્મ, સળકમ, કોડ, અર્શ અને તાવ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) આગંતુક પેટશૂળ ઉપર**—મીંઢળ કાંજીમાં ઘસી તેનો દિવસમાં નવ દસ વખત નાભિ (ડુંટી) ઉપર લેપ કરવો. **પિત્ત પડવા માટે**—મીંઢળનો રસ બે પૈસાભાર કાઢી તેમાં મધ નાંખી પાવો. સુકું ફળ હોય તો ચુર્ણ મધ સાથે આપવું એટલે ઉલટી થઈ પિત્ત પડશે. (૩) **શીઘ્ર પ્રસૂતિ થવા માટે**—મીંઢળની જનનેંદ્રિય (યોનિ) ને ધુણી આપવી અને કળલાવીના મળને દોરો બાંધી તે હાથે પગે બાંધવાં (૪) **કફવાત ઉપર**—મીંઢળનું ચૂર્ણ દૂધમાં મેળવી પાવુ, એટલે ઉલટી થઇ કફ-વાયુનીપીડા દૂર થાય છે. (૫) **અર્ધશિશી ઉપર**—સૂર્યેદય પહેલા મીંઢળ ગાયના દુધમાં ઘસી અને સાકર ઘસી તેનું નસ્ય આપવું. (૬) **ગડ ગુમડા અને ધાવરા ઉપર**—મીંઢળ લીંમડાનાં રસમાં ઘસી ચોપવું, (૭) **જુવો મરવાને માટે**—મીંઢળનો રસ કાઢી માંથે ચોપડવો એટલે ચાર ઘડીમાં જુઓ મરે છે. (૮) **સ્તનરોગ ઉપર**—મીંઢળ થંડા પાણીમાં ઘસી લેપ કરવો. **(૯) ઉલટી થઇ કફ પડવા માટે**—મીંઢળ ૧ તોલો, સીંધવ ૦ાા તોલો અને પીપર દોઢ માસો એનું ચૂર્ણ કરી તે ૪ માસા ગરમ પાણીમાં નાંખી પાવું

---

## ૪૪૭. મુચકુંદ. (સં૦ ક૦ હીં૦ મ૦)

લા૦ પ્ટેરો સ્પરમન્ સુબરીફોલીપમ્.

આ વક્ષ માટું થાય છે. એ ઝાડનાં પાંત્રા ખાખરાના પાંત્રા જેવાં મોટાં હોય છે. હોય છે. એ ઝાડ ઉપર એક વેંત વેંત લંબાઈનું એક ફૂલ આવે છે. એ ફુલોનો રંગ પીળો હોઇ ફુલોને સાધારણ સુવાસ હોય છે. ફુલોને ચાર પાંખડીયો હોય એ વૃક્ષ ઉપર ચોર આંમલીનાં જેવાં પરંતુ તે કરતાં ન્હાનાં ફળો આવે છે. એનું લાકડું ઈમારતનાં ઉપયોગમાં આવતું નથી. **મુચકુંદઃ**—તીખું, કડવું, ઉષ્ણ; અને કફ, ઉધરસ, કંઠદોષ, ત્વગદોષ, સોજો, વ્રણ, ખરજ, મસ્તકપીડા, ત્રિદોષ, રકતપિત્ત, પિત્તવિકાર, એનો નાશ કરે છે. **ઉપયોગ-(૧) વાયુ સંબંધી મસ્તકપીડા ઉપરઃ**—મુચકુંદનાં ફુલો અને એરંડમૂળ કાંજીમાં વાટી તેનો લેપ કરવો. (૨) **અર્ધશિશી ઉપરઃ**—મુચકુંદના ફુલો વાટી મસ્તક ઉપર લેપ કરવો. (૩) **ઢોરોના કુંદ રોગ (એટલે ઢોર સુકી લીંડીયો હગે છે, દિવસે દિવસ શકિત ક્ષીણ થઈ સુકાઈ જાય છે અને સર્વે દાંત હાલવા લાગે છે) તે ઉપરઃ**—મુચકુંદની છાલનો રસ કાચો અચ્છેર કાઢી; તેમાં તેટલોજ નાળીયેરનો રસ નાંખી તે મિશ્રણમાં ૬ તોલા પર્યંત ગોળ નાખી પ્રતિ દિવસ એકવાર પ્રમાણે સાત દિવસ પર્યંત ઔષધ પાવું. (૪) **મલદ્વાર બહાર આવે છે તે ઉપરઃ**—મુચકુંદના ફુલોની રાખ માખણમાં ખલી ચોપડવી,

---

## ૪૪૮ મુદ્દગર. (કમરખ]

સં૦ કર્માર. મ૦ ક૦ કર્મર. હીં૦ કમરખ. બં૦ કામરંગ.

આ કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે. મુદ્દગરનાં ઝાડ મોટાં થતાં નથી એનાં પાંત્રા પાતળાં અને છાયા ઘણી થંડી હોય છે. આ ઝાડ સર્વે કાળ લીલું હોય છે. અને તેને ફળો પુષ્કળ આવે છે. મુદ્દગરનું અથાણું અને મુરંબો સારો થાય છે, મુદ્દગર ગળચટાં હોય છે, મરીજીરૂં અને મીઠું લગાડવાથી વિશેષ રૂચિ આવે છે. કોઈ કોઈ પાકેલા મુદ્દગર એમના એમ ખાય છે. તેનો રંગ પીળો હોય છે. તેને ચારે બાજુએ રેખા હોય છે, આ ફળ પાકે ત્યારે સુંદર દેખાય છે. આ ફળ પિત્તનાશક છે. એને કમક એમ પણ કહે છે. **મુદ્દગર લીલાંઃ**—ખાટાં, ઉષ્ણ, વાતનાશક અને હિતકારક છે. **પાકેલાં મુદ્દગર;**—મધુર, ખાટાં બલ, પુષ્ટિ અને રૂચિ એને આપનારૂં છે.

---

## ૪૪૯ મુસળી.

(સં. મુસલી. મ. મુસળકંદ. હિં. મુસલીકંદ.)

મુસળીનાં ન્હાનાં ન્હાના ઝાડો ચોમાસામાં વગડામાં ઉગે એનાં પાંલા ખારેકના ન્હાના રોપા જેવાં પરંતુ તે કરતાં પાતળા અને પોહોળાં હોય છે- એના કંદ થાય છે. એ મોટાં પાંચ ૭ આંગળ લાંબાં હોય છે. અને એનો વર્ણ કાળો હોય છે. એ કંદ પૌષ્ટિક છે. મુસળકંદને " કાળી મુસળી પણ કહે છે, **મુસળીઃ**— મધુર, શીતલ, વૃષ્ય, ધાતુપુષ્ટી અને બલ આપનારી શ્લેષ્મલ, પિચ્છલ, જડ; અને પિત્ત, દાહ. શ્રમ, રકતદોષ એનો નાશ કરે છે, એનાથી કાળીમુસળી અધિક ગુણવાળી અને રસાયની છે. ઉપયોગઃ—(૧) **વીર્યવૃદ્ધિ અને પુષ્ટતાને માટેઃ**—મુસળકંદના ઝાડનાં કંદ સ્વચ્છ ધોઇ છોલી સારી પેઠે સુકવવાં અને તેની બારીક ભૂકી કરી રાખવી. પછી રોજ પ્રાતઃકાળમાં ગાયનું દૂધ ૧૪ તોલા લેઈ તેમાં ઉપર કહેલી ભૂકી બે તોલા પર્યંત નાંખી મેળવી અગ્નિ ઉપર મૂકી દુધ ઉકાળવું. ઉકાળતાં અર્ધ રહે એટલે તેમાં સાકર ૩ તોલા અને ઘી બે તોલા નાંખી પાકું કરવું પછી તેમાં જાયફળ, એલચી, કેશર એની ભૂકી નાંખી બદામ ચારોળી નાખવી તથા તેમાંથી અર્ધો પાક સવારે અને અર્ધો સયંકાળે એ પ્રમાણે નિત્ય નવો તૈયાર કરી સાત કે ચૌદ દિવસ ખાવાથી પાતળી થયેલી ધાતુ ઘટ્ટ થઇ ધાતુ વૃધ્ધિ થાય છે. **(૨) ધાતુ પુષ્ટતાને માટેઃ**—મુસળી ચાવી ખાવી અથવા એનુ ચૂર્ણ ઘી અને સાકર નાંખી ખાવું, **(૩) મૂતરખડા ઉપરઃ**— મુસળકંદ ખાવાં. એટલે ખડો ગળી જાય છે. **(૪), પ્રદર ઉપરઃ**—મુસળી અને જાસુંદીની કળીયો સાકર સાથે ખાઈ ઉપર દૂધ પીવું. **(૫) સંગ્રહણી ઉપરઃ**—મુસળી છાશમાં કિંવા ચોખાનાં ધોવરામણમાં વાટી એક તોલો આપવી પથ્ય છાશ અને ભાત.

---

## ૪૫૦ મુળા.

સં૦ મૂલક. મ૦ મુળા. હીં૦ મુલી. ક૦ ગો૦ તા૦ તુ૦ મુલ્લગી. તૈ૦ મુલ્લીગી. મલા૦ કનકપાલ, ફા૦ તુરબ, અ૦ બજરૂલ—ફુજલ. ઇં૦ રેડીશ. લાં૦ રફેનસ્સેટીવસ્,

મુળા ગાજર એક જાતિનું શાક છે' મુળા ભૂર્જદ કંદ જેવો થાય છે. જમીન સારી હોય તો એકેક મૂળો પાકા બશેર વજનનો થાય છે. મૂળાનાં બી વાવી તેનાં ઝાડ થાય એટલે તે ઉપર શિંગો આવે છે, અને તેમાં મુળાનાં બી હોય છે. મુળાનું, તેનાં પાંદડાંનું અને તેની શિંગોનું શાક થાય છે. મુળાનું રાયતુ ઘણુ સારૂ થાય છે. મુળા એકલાં પણ ખાય છે. મૂળો એ પાચક અને થંડો છે, મુળાનો રંગ ધોળો સફેદ હોય છે. મુળાનાં બી માખણમાં નાખી ઘોળવાં એટલે માખણ જેવાજ મૃદ મુળા થાય છે, અને પાક પણ સારો થાય છે. સાધારણ **મુળાઃ**—તીક્ષ્ણ, ઉષ્ણ, કડવા તીખા, ગ્રાહક, અગ્નિદીપક, ગુરૂ, રૂચિકારક, પાચક; અને અર્શ, ગુલ્મ, હૃદ્રોગ, વાયુ, કફ, જ્વર, દમ, નાસારોગ, કંઠરોગ એનો નાશ કરે છે. **કુંમળા મુળા**—ખારા, કડવા, ઉષ્ણ, લઘુ રૂચિકર, અગ્નિદીપક, હૃદ્ય, તીક્ષ્ણ, સારક, પાચક, મધુર, ગ્રાહક, બલકારક; અને મૂત્રદોષ, દમ, ઉધરસ, અર્શ, ગુલ્મ, ક્ષય, નેત્રરોગ, નાભિશૂળ, કફ, વાયુ, કંઠરોગ, ત્રિદોષ, દદ્રૂ, શૂળ, આમ, ઉદાવર્ત, પીનસ, વ્રણ, એનો નાશ કરે છે. **સ્થુલ (જાડો) મુળો**—ઉષ્ણ, તીખો, રૂચિકર, ગ્રાહક, દીપક; અને કફ, વાત, કરમ, ગુલ્મ એનો નાશ કરે છે. **જુના મુળા**—શોપકારક, ઉષ્ણવીર્ય; અને દાહ, પિત્ત અને રક્તકોપ, એનો નાશ કરે છે. **પાકામુળા**—તીખા, ઉષ્ણ, અગ્નિકારક, છે. અને ભોજનપૂર્વે ભક્ષણ કરવાથી પિત્ત, દાહ, એને કોપાવે છે. અને ભોજન વખતે ખાધાથી હિતકર, બલકારક, હિત એવા છે. આ મુળા મીઠું ચોળી ખાવાથી અર્શ, શૂળ, અને હૃદ્રોગ એનો નાશ કરે છે. **મુળાની શિંગો** (મોગરીયો)—કિંચિત ઉષ્ણ; અને કફ, વાયુ એની નાશક છે. **મૂળાના ફુલો**—કફ તથા પિત્તકારક છે. **સુકાયેલા મુળા**—લઘુ; અને સોજો, વિષદોષ અને ત્રિદોષ એનો નાશક છે. ગાજર જેવા એક લાલ રંગના મુળા તેને મરાઠીમાં **શેંડી મુળા** કહે છે. જેને સં-

સ્કૃતમાં ગૃંજન એમ કહે છે, તે—તીખો, ઉષ્ણ, રૂચિકર, અગ્નિદીપક, હૃદ્ય; અને કફ, વાયુ, ગુલ્મ, દુર્ગંધી એનો નાશક છે. **ગોળમુળા**—તીખા ઉષ્ણ; અને કફ, વાયુ, પિત્ત ગુલ્મ, એનો નાશક છે. **ઉપયોગ**—(૧) **ઉચકી ઉપર**—સુકાયેલા મુળાનો કાઢો પાવો. (૨) **બોદારશિંગના વિષ ઉપર**—મૂળા અને સુવા ખાવા. (૩) **મુતખરડા ઉપર**—મુળાનાં બી તોલા ચાર અધશેર પાણીમાં ઊકાળી પાણી પા શેર કરી પાવું. (૪) **મુળવ્યાધિ ઉપર**—૨૦ મુળા લઇ પાંત્રા સાથે સમારી પાંત્રાની નીચે રહેલો ગોળ પૈસા જેવડો લીલો ભાગ લેઈ તે સર્વનો રસ કાઢી તેમાં ત્રણ તોલા ઘી નાખી સાત દિવસ પાવો. (૫) **નળવાયુ ઉપર**—મુળાનો રસ ૪ પૈસાભાર કાઢી તેમાં તેટલુંજ મધ નાખી પાવો. દિવસ ૩. (૬) **અજીર્ણ ઉપર**—મૂળાના પાતળા કાપા કરી તે ઉપર મીઠું નાંખી જોરથી મસળી કેટલીક વાર એમને એમ રાખવા. પછી જોરથી મસળી તેમાનું પાણી પીલી કાઢી તે પીત્તા ચાવી ખાવા એટલે તાત્કાળ અજીર્ણવિકાર નાશ પામે છે. (૭) **અમ્લપિત્ત ઉપર**—મૂળો અને સાકર ચાવીને ખાવું. (૮) **મૂળવ્યાધિ ઉપર**—મુળા પીલી તેનો રસ તોલો કાઢવો. અને ગાયનું ઘી ૧ તોલો નાંખી તે પીવું. અથવા મુળાના કાપ ઘીમા તળી સાકર સાથે ખાવા. (૯) **શિબ્યા ઉપર**—મુળાનાં બી ઝંઝેટાના પાલાના રસમાં વાટી તેનો લેપ કરવો. (૧૦) **ગંડમાલા અને ગલગંડ ઉપર**—મૂળાનાં બી, સણના બી, સરગવાનાં બી, સરસવ, સાતુ અને જવસ એ છાશમાં વાટી તેનો લેપ કરવો. (૧૧) **શુક્રાશ્મરી (પથરી)** ઉપર—મુળાનાં પાલાનાં રસમાં સુરોખાર નાંખી પાવો. (૧૨) **વાતકફ જ્વર ઉપર**—સુકાયેલા મુળાનો યુષ પાવો. (૧૩) **મૂત્રાઘાત ઉપર**—કુમળાં મુળાના પાલાના રસમાં સુરોખાર નાખી દુંટી ઉપર લેપ કરવો.

---

## ૪૫૧ મુગવેલ.

એ વેલી ઝાડ ઉપર ચઢેલી હોય છે. એ વેલીની જાડાઈ પગના નળા જેવડી હોય છે. એ વેલી દક્ષિણ કોકણ અને ગોવા એ પ્રાંતોમાં પુષ્કળ થાય છે. એ વેલાની હાથમાં પકડવા લાયક સાધારણ લાકડીયો પણ થાય છે. એ વેલીની શીંગોને ચોળીની આકૃતિ જેવાં બીયાં આવે છે. એનાં પાંત્રા લાંબાં હોય છે. એના બિયાનું તેલ કાઢે છે. **ઉપયોગ**—(૧) **કંડુ (ખરજ), ખસ, ઈત્યાદિકો ઉપર**—મુગલવેલીના બિયાં ગોમૂત્રમાં એકદીવસ પલારી રાખી બીજે દિવસે તેમાંજ બીજુ ગોમૂત્ર રેડી બારીક વાટવાં અને ઔષધ શરીરે મર્દન કરવું. (૨) **ઉપદંશ જન્ય ત્વગ્‌વિકાર, કંડુ ખોડા, ખસ, ઈત્યાદિક ઉપર**:—મુગવેલીનાં બિયાંનું તેલ દિવસ અને રાત્રે નિત્ય શરીરે ચોળવું.

---

## ૪૫૨. મેથી.

સં. મેથીકા. અશ્વબલા. મ૦હીં૦ મેથી. ક૦ મેથય. તૈં. મેંતુલ -તા૦ વેંદાયામ્. મલા૦ ઉળુવા ફા૦ તુખ્મે શંપીત. અ૦ બજરૂલ હુલ્બા. ઈ૦ ફેનુ ગ્રીક. લા૦ ટ્રીગો નેલ્લા. ફેનં ગ્રેસીયં

મેથી સુમારે વેંત દોઢ વેંત ઉંચી વધે છે. મેથીનું શાક સર્વત્ર પ્રસિધ્ધ છે. મેથીના જૂના ઝાડ ઉપર જે શિંગો આવે છે તેમા મેથી હોય છે. મેથીનું શાક રૂચિકારક, પથ્યકારક અને શરિરને હિતાવહ છે. મેથીનો ઘણો ઉપયોગ છે. મેથી વાતનાશક છે. મેથીની ભાજી:—તીખી, ઉષ્ણ, રકતપિતને કોપાવનારી, દીપન, લઘુ, રસકાળે કડવી, રૂક્ષ, મલાવષ્ટભંક, હૃદ્ય, બલકારક; અને જ્વર, અરોચક, ઉલટી, ઉધરસ, વાતરકત, કફ, વાયુ, અર્શ, કૃમિ, ક્ષય અને શુક્ર એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **વાયુએ હાથે પગે કળતર થાય છે તેને માટે**—મેથી ઘીમાં શેકી તેનો લોટ કરવો. પછી ગોળપાપડીના લાડુ પ્રમાણે તેના લાડુ કરી દરરોજ એક લાડુ ખાવો એટલે આઠ દિવસમાં કળતરનો નાશ થશે. (૨) **આમ ઉપર**—મેથીની ભાજીનો રસ ૫ તોલા કાઢી

તેમાં ૬ માસા સાકર નાંખી તે પાવો કિંવા મેથીનો લોટ દહીમાં કાલવી ખાવો. (૩) **બહુમૂત્ર ઉપરઃ**—મેથીની ભાજીનો રસ પાશેર કાઢી તેમાં અર્ધા પૈસાભાર કાથો અને ૧ પૈસાભાર સાકર નાખી તે પાવો. ( ૪ ) **રકતાતિસાર ઉપર**—મેથીની ભાજીના રસમાં કાળી દ્રાક્ષ નાંખી પાવો. ( ૫ ) **પ્રસૂતીને દુધ આવવા માટે**—મેથીનો લોટ ૩ તોલા રાત્રે અચ્છેર દુધમાં પલારી રાખવો, બીજે દિવસે સવારમાં એક વાસણ નીચે દેવતા કરી, તેમાં નવટાંક ઘી નાંખવું. તે ઘી સારૂ તપ્યા પછી ભીજેલો મેથીનો લોટ તેમાં નાંખી શેકયા પછી નીચે ઉતારવો. પછી તેમાં રાતી શેરડીનો રસ બે તોલા પર્યંત નાંખી પાવો. દીવસ ૨૧. ( ૬ ) **તાપની ગરમી (લુખ) લાગે છે તે ઉપર**—મેથીની સુકાયેલી ભાજી થંડા પાણીમાં પલારી રાખી સારી પલર્યા પછી મસળી તે પાણી ગાળી પાવું. અને તેમાં મધ મિશ્ર કરી એક વાર પાવું.

---

## ૪૫૩ મેંદી.

( સં૦ મેધિકા, યવનેષ્ટા. )

મેંદીના ઝાડો સુમારે માંથોડું દોઢ માથોડુ ઉંચા હોય છે. પાંત્રા બારીક હોય છે, એ પાંત્રાં સ્ત્રીઓના હાથનાં આંગળાં અને નખો રંગવાના કામમાં લે છે. એ ઝાડ ઉપર જે ફળોના ગુચ્છા આવે છે તેને મરાઠીમાં "**ઇસબંધ**" કહે છે. બાળકોની નજર બાંધવામાં એ લે છે. ઇસબંધ થંડુ અને ગુણકારક છે. મેંદીના ફુલોનું અત્તર પણ થાય છે. **મેંદીઃ**—વાંતિકર; અને દાહ, કોઢ, કફ, એનું નાશ કરનારી છે. **એનાં બીજઃ**—શોષક, ગ્રાહક; અને ગ્રહદોષ, ભૂતબાધા અને જ્વર એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—( ૧ ) **તાપમાં અડવાણે પગે ચાલવાથી તળીયામાં અતિશય આગ થતી હોય તોઃ**—મેંદીના તાજા પાંત્રા પાણીમાં બારીક વાટી તેમાં લીંબુનો રસ નાખી પગ તળીઆને જાડો લેપ દેવો. કિંવા એ પાંત્રાં ચુંટી તે તળીયે ચોળવાં ( ૨ ) **સર્વ પ્રકારના ઉષ્ણ પ્રમેહ ઉપર અને તંતુપ્રમેહ ઉપરઃ**—મેંદીનો પાલો થંડા પાણીમાં બારીક વાટી તેપાણી સુમારે પાશેર ગળીલઇ તેમાં સાકરની ભૂકી તોલા ૨ નાખી પ્રત્યેક દીવસમાં બે વાર એ પ્રમાણે સાત દિવસ પાવો. અથવા મેંદીનાં રસમાં ગાયનું દુધ નાખી પાવો. (૩) **ઉષ્ણતાને લીધે થયેલી ગાંઠ ઉપર**—મેંદીનો પાલો બારીક વાટી તેની થેપલી કરી ગાંઠ ઉપર બેસારવી. (૪) **સરદ-ગર્મી ઉપર**—મેંદીના પાલાનો રસ ૪ તોલા કાઢી તેમાં તેટલુંજ ગાયનું ચોખું દુધ નાંખી પાવો. ઉષ્ણતાનું જોર ઘણું હોય તો સાકર અને જીરૂં નાખવું. (૫) **રકતાતિસાર ઉપરઃ**—મેંદીના બી બારીક વાટી ઘીમાં પલારી રાખવા. નિત્ય સવાર સાંજ સોપારી જેવડી ગોળી કરી ખાવી. એટલે તાત્કાળ ગુણ આવે છે. ( ૬ ) **પ્રમેહ ઉપરઃ**—મેંદીના પાલાનો રસ પાશેર અને ગાયનું દુધ પાશેર એકત્ર કરી પાવું. ( ૭ ) **ખોડા ઉપરઃ**—મેંદીનો પાલો બારીક વાટી, તેનો એક આગળ જાડાઇનો ખોડાં ઉપર લેપ કરવો, પછી ચાર પ્રહર પછી તે લેપ ધોઇ, તલના તેલમાં નાળીયેરના છોડાની રાખ કાલવી ચોપડવી.

---

## ૪૫૪ મેદાલકડી,

મેદા લકડીનું ઝાડ મોટું થાય છે. એના ઝાડની છાલ રાતા રંગની હોય છે. " મેદા " એ વનસ્પતિના અભાવે કોઇ કોઇ મેદાલકડી લે છે. **ઉપયોગઃ**-( ૧ ) **પુષ્ટતાને માટેઃ**—મેદાલકડીનું ૭ માસ ચૂર્ણ દુધ અને સાકરમાં નાખી સતત એક મહીનો ખાવું. ( ૨ ) **અતિસાર અને પ્રમેહ ઉપરઃ**—મેદાલકડી ૨ માસ થંડા પાણીમાં વાટી પાવી. (૩) **ઠેસ લાગેલા ભાગ ઉપરઃ**—મેદાલકડી, સાજીખાર અને આંબાહળદર એનો લેપ દેવો અને શેકવું એટલે ગંઠાઇ ગયલું લોહી શુધ્ધ થાય છે.

---

## ૪૫૫ મોગરો.

સં૦ મુદગર. મ૦ મોગરા. હીં૦ મોતીઆ ક૦ રૂદ્રવંતીગે મલ્લીગે. તૈ૦ મલ્લે, તા૦ ઇરૂવાડી

તુ૦ મલ્લીગે, મલા૦ મલ્લીકા. નાલ્લામલ્લી. ઈં૦ જેસ્મિન. લા૦જેસ્મિનમસેંબાક.

મોગરાના વેલા હોય છે. મોગરામાં બે જાતિ છે. જે મોગરાંનાં ફુલો જુમખાદાર આવે છે. અને પુષ્કળ પાખડીયોના એક ઉપરે એક ચાર પાંચ થર હોય છે. તેને "બટ મોગરો" કહે છે. જે ફુલો એકલી પાંચ પાંખડીયોંનાં હોય છે તેને બસરાઇ મોગરો કહે છે. મોગરાનો વેલો લાંબો વધતો નથી. જે મોગરાના ઝાડની કલમ કરે છે તે કટીપુર ઉંચો હોય છે; પરંતુ કલમ નહિં કરેલા મોગરાનો વેલો મોટો થાય થાય છે. મોગરાના ફુલોનો રંગ ધોળો હોય છે. એનો વાસ સારો આવે છે. એનું અન્તર કાઢે છે. **મોગરોઃ**—મધુર, શીત, સુગંધિ, સુખપ્રદ, કામવર્ધક; અને પિત્તશામક છે, **મોગરી (સં. મલ્લિકા)**—તીખી, કડવી, લઘુ, ઉષ્ણ, શુક્લ, ચક્ષુષ્ય; અને મુખરોગ. કોઢ, વિસ્ફોટ, કંડુ, વિષદોષ, વ્રણ, વાયુ, પિત્ત, રક્તદોષ, હૃદ્રોગ, અરૂચિ, અર્શ એનો નાશ કરે છે. **બટ મોગરો**—(સં૦ વૃત્તમલ્લિકા.) તીખો, ઉષ્ણ, અતિ સુગંધ; અને વ્રણ, નેત્રરોગ, મુખરોગ એનો નાશ કરે છે. **વનમોગરી**—(સં૦ વાર્ષીકી.) શીતલ, હૃદ્ય, કડવી, લઘુ; અને પિત્ત, કફ, વિષદોષ, વિસ્ફોટક, કૃમિ, કર્ણરોગ, નેત્રરોગ, મુખરોગ એનો નાશ કરે છે. એના તેલના પણ એવાજ ગુણ છે. **ઉપયોગઃ—(૧) પીચોટી ટળી હોય તો તે ઉપરઃ**—મોગરીના પાલાનો રસ ગાયના દૂધમાં પાવો. ઉલટી થાય તો ઉતાર દુધ અને ભાત. **(૨) ગર્ભિણીના પ્રદર ઉપર**—મોગરાનાં પાંતા, કુંભારના ઘરની માટી, રીસામણી ધાવડીનાં ફુલો, ગેરૂ રસાંજન, રાળ, એમાંથી મળે તે પદાર્થો લેઇ ચૂર્ણ કરી મધમાં ખવરાવવું.

---

## ૪૫૬. મોગલી એરંડો.

સં૦ તિકતૈરંડ.

મોગલી એરંડાનાં ઝાડો ન્હાનાંજ હોય છે. એ સુમારે માંથોડુ દોઢ માંથોડું ઉંચો વધે છે. એના પાંત્રા આકારે એરંડાના પાંતાં જેવાં પણ તેકરતાં ન્હાનાં હોય છે. એ વાડો કરવાને વાવે છે. એનું લાકડું ઘણુંજ હલકું છે. એ ઝાડને ચીક ઘણો છે. એની સોટીઓ દાતણ કરવાના ઉપયોગમાં કેટલેક સ્થળે લેછે. એનાં દાંતણથી દાંત મજબુત થાય છે. એનાં બિયાંનું તેલ કાઢે છે. એનાં **બીજઃ**—રસ કાળે અને પાકકાળે ગુરૂ સ્નિગ્ધ, રેચક, વૃષ્ય, મધુર, બૃહણ બલપ્રદ, કફકર, પિત્તલ, વાંતિકારક; અને વાયુ દાહ, ગુલ્મ, વિષ, ઉધરસ, રક્તદોષ, સોજો, ક્ષતક્ષય અને વાત એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ઉલટી અને જુલાબ બંધ થવા માટેઃ**—મોગલી એરંડાનાં મૂળ છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં સુમારે એક તોલો ઘસી પાવાં **(૨) કોલેરા ઉપર**;—મોગલી એરંડાનાં મૂળ, આસુંદરાનો અને ઉક્ષીના પાલાનો એકત્ર રસ કાઢી તેમાં બકુળીનાં બી ઘસી પાવાં; અથવા મોગલી એરંડાનાં મૂળ છાશમાં વાટી તેમાં હિંગ અને સિંધવ નાંખી પાવાં. **(૩) વીંછીનાં વિષ ઉપરઃ**—મોગલી એરંડાનું દુધ કાઢી, હાથે ચોળી ઘટ્ટ થાય એટલે ૪-૫ વાર દંશ ઉપર ચોપડવું. **(૪) ફુટેલા બદનાં ક્ષતો રૂઝાઈ જવા માટેઃ**—મોગલી એરંડાના બિયાંનું તેલ જેટલું જુનું મળે તેટલું લેઇ તેમાં રૂની ધડી કરી ભીંજવવી અને તે ધડી ક્ષતો ઉપર બેસારી, તે ઉપર વારંવાર તે તેલનાં ટીંપાં પાડતા રહેવું. એ પ્રમાણે પ્રાતઃકાળે બેસાડેલી ધડી સાયંકાળે કાઢવી. અને પુનઃ નવી બેસારવી. એ પ્રમાણે ક્રમ રાખવો એટલે વ્રણ રૂઝાઈ જશે. **(૫) ગર્મીની ચાંદીઓ, વ્રણ, ઈત્યાદિ રૂઝાઈ આવવા માટેઃ**—મોગલી એરંડાનો રસ લોખંડની તવી ઉપર કાઢવો અને તેમાં વાસી મોંનું થુંક નાંખી તે મિશ્રણમાં રસકપુરનો ગાંગડો ઘસી લેપ કરવો, એથી કરી બે દિવસમાંજ ગુણ આવે છે. **(૬) અંગમાં મરેલી ગર્મીએ અંગ ઉપર સુકી ચાંદીયો પડે છે તે ઉપરઃ**—અરિઠાનાં પાણી વડે ચાંદીયો ધોઈ નાંખવી અને મોગલી એરંડાનાં ઝાડનો રાતા રંગનો રસ અને થોડું માખણ એકત્ર ખલી લેપ દેવો. **(૭) પીડ ઉપર**—મોગલી એરંડાનાં

મૂળ છાશના પાણીમાં ઘસી તેમાં થોડી હિંગ નાંખી ન્હાના અને મોટા બાળકને પાવાં. **(૮) ઢોરોને હરિક લાગે તો**—મોગલી એરંડાનાં પાંત્રાનો પાણી નાંખી કાઢેલો રસ શક્તિ પ્રમાણે દોઢશેર પર્યંત પાવાથી એક પ્રહરમાં રોગ જાય છે. **(૯) દાઢ સુજી હોય તો**—મોગલી એરંડાનો રાતો રસ દિવસમાં બે વાર સુજેલી દાઢીયે ચોપડવો. **(૧૦) રક્તપિતિ, ભગેંદ્રાદિ દુર્ધર વ્રણ ઉપર એરંડાનું તેલ**—મોગલી એરંડામાંહેનો ગર્ભ કાઢી બારીક વાટવો; અને પાણીમાં મેળવી તે વાસણ દેવતા ઉપર મૂકી પાણી બળી જાય તે પર્યંત કઢવવું એટલે તેલ ઉપર આવશે. તે બાટલીમાં રાખવું. એ તેલમાં રૂની ઘડી ભીજવી તે વ્રણ ઉપર મૂકવી. રક્તપિતી ઉપર એ તેલ અંગે ૪–૫ વાર ચોપડવું. **(૧૧) દંતરોગ ઉપર**—મોગલી એરંડાની ડાળીઓનો રાતા રંગનો રસ કાઢી તે ચાર પાંચ વાર ચોપડવો. એટલે દંતરોગ શમે છે.

---

## ૪૫૭. મોરશકાંદો.

મોરશકાંદો એ ઝાડો માહુલી કિલ્લા ઉપર ઘણું થાય છે. એ ઝાડો એક હાથ ઉંચાં વધે છે. એનાં પાંત્રાં બારીક હોય છે. એના ભોથામાં ડુંગળીના જેવાં કંદ થાય છે. **ઉપયોગ**:—**(૧) કોલેરા અને પીડ ઉપર**:—મોરસકાંદા સુમારે ત્રણ માસા અને તેટલાંજ ગરવેલીનાં મૂળો એ પાણીમાં વાટી પાવાં; અથવા એમાંજ કિંચિત શુદ્ધ કીધેલા ઝેરકચૂલાનાં બી અને કાચકાના બી ઘસી પાવાં.

---

## ૪૫૮. મોરસ.

મોરસનાં ઝાડ ન્હાનાં હોઈ જમિન ઉપર પસરેલાં હોય છે. તેને બારીક ડાંગરનાં જેવાં પાત્રાં હોઈ તેનો રંગ કિંચિત લીલો, રાતો અને અસ્માની એવો ચિત્રવિચિત્ર હોય છે. એનાં ફક્ત પાત્રાં કાઢી લઈ તેનું શાક રાયતું ભાખરી ભજીયાં વગેરે થાય છે. એ સમુદ્ર કિનારે થતું હોવાથી એમાં ખારાસ હોય છે. એ પિત્તશામક અને રેચક છે.

## ૪૫૯. મોથ.

સં૦ તૈ૦ નાગરમુસ્તા. મ૦ હીં૦ નાગરમોથા. ઈં૦ સાઇપેરસ્રોટંડસ્.

ડાભના બેટ જેવા મોથના બેટ નદીના કિંવા વહેળાના કિનારે થાય છે. મોથની સળી કરાંગુલી જેવડી મોટી અને ત્રણધારી હોય છે. મોથના મૂળોને નાગરમોથ કહે છે. નાગરમોથનો ઔષધોમાં અતિશય ઉપયોગ થાય છે. એ સુગંધી પદાર્થોમાં પણ નાખે છે. મોથની સળીયોની ચટાઇયો થાય છે એ જાતિની નાગરમોથને ભદ્રમુસ્તા અથવા ગાંગેય કહે છે. બીજી નાની જાતિ છે. તે ઉપર ચોમાસાના વખતમાં ચૌધાર નળ આવે છે અને તે ઉપર બારીક ફુલો આવે છે. બંને નાગરમોથ ગુણોમાં સરખી છે. **ભદ્રમોથ**:—તુરી, કડવી, શીતલ, પાચક, ગ્રાહક, અગ્નિદીપક, તીખી, ખાટી; અને પિત્ત, જ્વર, કફ, રક્તદોષ, અતિસાર, કૃમિ, અરૂચિ, તૃષા, એનો નાશ કરે છે. **નાગરમોથ:**—તીખી, તુરી, શીતળ; અને કફ, પિત્ત, રક્ત અતિસાર, અરૂચિ, તૃષા, દાહ, શ્રમ એનો નાશ કરે છે. **ક્ષુદ્રમોથ**:—તીખી, સુગંધી, મેદ્ય, કાંતિકર, કડવી, તુરી, શીતલ; અને કફ, પિત્ત, રૂતુદોષ, જ્વર, અતિસાર, કરમ, વાયુવ્રણ, દાહ, આમ, શૂળ, પસીનો, કંડુ, એનું નાશ કરે છે. **જલમોથ:**—કડવી, તીખી, તુરી, કાંતિકર, શીતલ, મેધ્ય; અને વાયુ, આધ્માન, વાયુ, વિસર્પ, કંડુ, કોડ, વિષદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ:**—**(૧) આધાશીશી ઉપર**:—ન્હાની જાતિની નાગરમોથના લીલાં પાંદડાં ૩ લેઈ હાથ ઉપર ચોળી મજબુત ગોળી કરી જેને આદોશી થતી હોય તેને ભિંતને ટેકણે બેસારી જે ભાગમાં વ્યથા હોય તે ભાગની ભમર ઉપર જે મોટી શીરા હોય છે તે શીરા ઉપર તે થેપલી મુકી હાથના અંગુઠા વડે જોર દેઈ દબાવવી. પછી તેને ભાત અને દહી ખાવા આપી બે કલાક ઉઘાડવું. એ પ્રમાણે બે દિવસ કરવું. **(૨) સ્તનરોગ ઉપર:**—નાનીમોથ તથા કડવી વૃંદાવની એ બંન્ને ઝાડો સમૂળ લાવી પેજમાં વાટી લેપ કરવો; એટલે સર્વે સ્તનરોગનો નાશ

થાય છે. **(૩) ઉચકી ઉપરઃ**—નાગરમોથનાં બીજ લેઈ તે આઠપટ પાણીમાં પલારી રાખવાં. મૃદુ થાય એટલે કપડાથી ગાળી તેનું પાણી ચાર તોલા વારંવાર પ્રાશન કરવું. (૪) **આંખમાંનું ફુલું, અંધારાં અને રતાંધળા ઉપરઃ**—ભદ્રમુસ્તા બોકડાના મૂત્રમાં ઘસી અંજન કરવું. **(૫) ચોથીયા તાવ ઉપરઃ**—નાગરમોથ, પહાડમૂળ, આવળકંટી એનો કાઢો પાવો. **(૬) સન્નિપાત અને સંગ્રહણી ઉપરઃ**—નાગરમોથ, અતિવિષ, બીલાં, ઇંદ્રજવ એનું ચૂર્ણ મધમાં પાવું. (૭) **કામીણરોગ ઉપરઃ**—નાગરમોથનો રસ નાકમાં નાખવો. **(૮) અપસ્માર ઉપરઃ**—નાગરમોથનું ચૂર્ણ એક વર્ણી ગાયના દૂધમાં પાવું. (૯) **પિત્તસંબંધી ભ્રમ, જ્વર, દાહ, ઉલટી અને મંથર જ્વર એટલે મધુરા ઉપરઃ**—નાગરમોથ, પિત્તપાપડો, જેઠીમધ, કાળીદ્રાખ એનો અષ્ટમાંશ કાઢો કરી મધ નાંખી પાવો. ( ૧૦ ) **અપસ્માર** ઉપરઃ—નાગરમોથનાં મૂળ ઉત્તર બાજુનાં પુષ્ય નક્ષત્રમાં એક વર્ણી ગાયના દુધમાં પાવાં. ( ૧૧ ) **કફજ્વર ઉપરઃ**—નાંગરમોથ, ધમાસો, સુંઠ, એનો કાઢો પાવો. ( ૧૨ ) **આમ અને** શુળયુકત **અતિસાર ઉપરઃ**—દૂધ એક ભાગ, પાણી ત્રણ ભાગ, અને નાગરમોથ વીસ ભાગ એકત્ર કરી ઉકાળી દૂધ શેષ રહે તે પાવું. **(૧૩) કફ અને ઉધરસ ઉપર**—નાગરમોથ અને પીપર એનું **સમ**ભાગ ચૂણ મધમાં આપવું. **( ૧૪ ) દાહ અને સન્નિપાત જ્વર ઉપર**—નાગરમોથ, રતાંદળી, સુંઠ, કાળોવાળો, વાળો, પિત્તપાપડો એનો કાઢો પાવો.

---

## ૪૬૦ મોરવેલ.

સં મૂર્વા. મ० મોરવેલ. મુહુરસી. હીં० ચુરણહાર. કા० મોરહરી. બં० મુર્ગા. મુરહર. ક० સૈંગવલ્લી. તૈ० સાંગા–પા (ચા) ગયેટુ. તા० મરૂલ, ઇં० ઓસ્ટ્રિહેંપ. લા० કિલમેટીસ્ ટ્રાઇલોબા.

મોરવેલ એ વેલો છે. ચોમાસામાં એ વેલો જંગલમાં ઉત્પન્ન થાય છે. એનાં પાંત્રા નાગવેલનાં પાંત્રા જેવા પાતળાં હોઈ એ બે આંગળ પહોળાં અને સાત આંગળ લાંબાં હોઈ પ્રત્યેક પાંત્રા ઉપર ત્રણ રેષાઓ દેખાય છે. છેડે એ પાંત્રી બારીક હોય છે. **મોરવેલ;**— કડવી, તુરી, ઉષ્ણ, સ્વાદુ, ગુરૂ પાકકાળે તીખી, સારક**; અને** ત્રિદોષ, કોડ, રકતદોષ, મેહ, ઉલટી, જ્વર, મુખશોષ, ભ્રમ, કંડુ તૃષા, હૃદ્રોગ, કફ, વાયુ, વિષમજ્વર એનો નાશ કરે છે. **એના કાંદા;**— કૃમિ, કીલકરોગ, વિષદોષ એનો નાશ કરે છે. **ક્ષીર મોરવેલ;**— મધુર, તુરી, વૃષ્ય, બલકર; અને દાહ, જ્વર, તૃષા, કફ પિત્ત એની નાશક છે. **એની ભાજીઃ**— ખારી, સ્વાદુ, રસકાળે અને પાકકાળે શીત, જડ, મલબદ્ધક, વાતકર, રૂક્ષ અને કફપિત્તનાશક છે. **લઘુ મોરવેલઃ**— લઘુ; અને સંગ્રહણી, વાયુ, ગુલ્મ એની નાશક છે. **ઉપયોગ**— **(૧) ગર્મીની ચાંદિયો, કંડુ ખસ એ ઉપર**— મોરવેલીના પાંત્રા વાટી લેપ કરવો. (૨) **વાયુ ઉપર**— મોરવેલ વાટી લેપ કરવો. અને મોરવેલીનો રસ, મરીનું ચૂર્ણ નાખી પાવો. (૩) **નળબંધ વાયુ, કવલુ અને વાયુના ગોળા ઉપર**— મોરવેલીનો રસ, અને લસણ નાખી પાવો.

---

## ૪૬૧ મોરશીખા.

સં બર્હિચૂડા. મ. મયુરશીખા. હીં. મોરશીખા. લાલમુર્ગા. ક. મયૂરશીખે. ફા. અસનાને અસલાન્. લા. સિલોસિયા ક્રિસ્ટાટા.

એ ઝાડ એક વેંતભર ઉંચાં વધે છે. એ ઉપર મોરની શીખા જેવા તોરા આવે છે. **મયુરશિખા**— રસકાળે સ્વાદુ, વશ્યકર્મવિશે પ્રશસ્ત તથા હલકી છે. અને મૂત્રકચ્છ, બાલગ્રહ, પિત્ત, કફ, અતિસાર એનો નાશ કરે છે. **ઉપયોગ(૧) મુતરખડા ઉપર**—મયુરશિખાનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી પાવાં.

---

## ૪૬૨ મ્હાંદ.

આ કંદ દક્ષિણ કોકણમાં પ્રસિદ્ધ છે.

ઘણુંજ કંગાળ લોક એને ખાય છે. એનો વેલો નવ—દશ વર્ષ ટકે છે. એનાં પાંત્રા કપાસનાં પાંત્રા જેવાં હોઈ કિંચિત લાંબા હોય છે. **ઉપયોગ—(૧) સર્પના વિષ ઉપર** આ કાંદો ખવરાવવો.

---

## ૪૬૩ રગત રોહિડા.

સં૦ રક્તરોહીતક મ૦ રધતરો–હી–ડા હીં૦ રોહીડા ક૦ મુળમુત્તલગિ. લા૦ ટેકોમા અંડયુ લેટા.

આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંત્રાં ગુંદીના પાંત્રાં જેવાં હોય છે. એ ઝાડ ઉપર મરી કરતાં મોટાં, ગોળ અને રાતા રંગના ફળ આવે છે. એ ઝાડો ડુંગરાળ પ્રદેશમાં વિશેષે કરી થાય છે. **રગતરોહિડો**—તીખો, સ્નિગ્ધ, તુરો શીતલ; અને કરમ, વ્રણ, પ્લીહા રકતવિકાર, નેત્રવિકાર એનો નાશ કરેછે. એવાજ ગુણ **સફેત રોહિડાના** છે. **ઉપયોગ (૧) પથરી વગેરે ઉપર**— રગતરોહીડો અને હરીતકી એનો કલ્ક ગોમૂત્રમાં પ્રાશન કરવો; એટલે પ્લીહા, મેહ, મૂળવ્યાધ, ક્રમિ, ગુલ્મ એનો નાશ થાય છે. (૨) **છાતીમાં દુ:ખતુ હોય અગર છાતીની અંદરનું લોહી બગડેલું હોય તો**—તાજા રગતરોહીડાનું ચૂર્ણ કરી તે ઘીમાં આપવું. **(૩) શ્વેત પ્રદર ઉપર** રગતરોહીડાના મૂળોનો કલ્ક મધમાં આપવો. **(૪) રોહિતારિષ્ટ:**— ૪૦૦ તોલા રગતરોહીડાની છાલ લેઇ થોડી ખાંડી, તેમાં ૪૦૯૬ તોલા પાણી નાંખી ચોથો ભાગ પાણી શેષ રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી થંડો થયા પછી તેમાં ગોળ ૮૦૦ તોલા નાખી અને ધાવડીનાં ફુલો ૬૪ તોલા, પંચ કોલ (પીપર, ચવક, પીપરીમૂળ, ચીત્રો, સુંઠ) ૨૦ તોલા, ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી) ૧૨ તોલા અને ત્રિફળાં ૧૨ તોલા એ તે કાઢામાં મેળવી સારા માટલામાં નાખી તેના મોંને બંધ કરી એક મહિના પર્યંત એમને એમ રાખી પછી મોં છોડવું. આ અરિષ્ટ પીવાથી મૂળવ્યાધ, સંગ્રહણી, પાંડુ, હદ્રોગ, પથરી, ગુલ્મ, ઉદર, કોડ, સોજો, એ રોગો દૂર થાય છે. **(૫) માર પડવાથી બંધાઈ ગયેલા લોહી ઉપર**:—રગતરોહીડાનું ચૂર્ણ તાજા ઘીમાં આપવું. અને પાણીમાં ઘસી લેપ પણ કરવો.

---

## ૪૬૪ રતાંદળી

સં૦ મ૦ તૈ૦ ક૦ રકતચંદન. હીં૦ ફા૦ સંદલેસુર્ખ. અ૦ સંદલેઅહમર. ઇં૦ રેડસેન્ડલ ઉડ લા૦ ટેરોકાર્પસસેંટલેમ.

રતાંદળીના ઝાડો **કારવાર, મ્હૈસુર ત્રાવણકોર** અને **મલબાર** એ પ્રાંતોમાં થાય છે. જેવાં ધોળા ચંદનનાં વૃક્ષો થાય છે. તેવાજ રકતચંદનાં વૃક્ષો પણ થાય છે. એના લાકડાનો રંગ લાલ રકત જેવો હોય છે. રતાંદળીના લાકડાની રમવાની ચીજો વગેરે બને છે. રતાંદળી શીતલ છે. એનો ઓષધોમાં લેપ કરવાના કામમાં ઘણો ઉપયોગ થાય છે. **રકતચંદન**:—અતિશય કડવું. ગુરૂ, વૃષ્ય. વર્ણકર; અને રકત દોષ, પિત્ત, જવર, નેત્રરોગ, ઉલટી, ભ્રાંતિ, તૃષા, દાહ, વ્રણ, કૃમિ, વિષ, વ્યંગ, ભૂતબાધા, વાતપિત્ત, કફતપિત, ક્ષય, ઉધરસ, રાક્ષસબાધા એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **હેડકી ઉપર**:—સ્ત્રીના દૂધમાં રતાંદળી ઘસી કિંચિત ગરમ કરી તેમાં સીંધવ નાંખી પાવું કિંવા પાણીમાં મેળવી તેનું નસ્ય આપવું **(૨) અંગ ઉપર અગ્નિએ દાઝયા જેવા ફોલ્લા થાય છે તે ઉપર**:—રતાંદળી મજીઠ, કડવા લીમડાનાં પાત્રાં એ દૂધમાં, માખણ અગર થંડા પાણીમાં વાટી લેપ કરવો. **(૩) તારૂણ્યપીટિકા ઉપર**:—રકતચંદન અને હળદર, ભેંશના દુધમાં વાટી લેપ કરવો. (૪) **અગ્નિદગ્ધ ( દાઝેલા ) વ્રણ ઉપર**:—રકતચંદન. વંશલોચન પાંદડી ગેરૂ, ગળો, એનું ચૂર્ણ ઘીમાં મેળવી લેપ કરવો. **(૫) બાળકના પેટમાં લોહીની ગાંઠ થાય છે તે ઉપર**:—રતાંદળી અને સમુદ્રફળ પાણીમાં ઘસી પાવું. **(૬) દાહરોગ ઉપર**:—સાત માસા રતાંદળી ચોખાનાં ધોવરામણમાં સાકર નાખી ખાવી. **(૭) બાળકોના અં**

**ગ ઉપર ફોલ્લીઓ નીકળે છે તે ઉપરઃ**—રતાંદળી ઘસી લેપ કરવો. (૮) **ઉંદરી ઉપર;**—રતાંદળી ગોપીચંદન અને ગેરૂ એને થંડા પાણીમાં ઘસી લેપ કરવો. (૯) **મધુર તાવ ઉપરઃ**—રતાંદળી, વાળો, ધાણા, કાળોવાળો, પિત્તપાપડો, નાગરમોથ, સુંઠ એનો કાઢો કરી પાવો. (૧૦) **પિત્ત, કફજ્વર, દાહ, તૃષા, અગ્નિમાંદ્ય, અને ઉલટી ઉપરઃ**—રતાંદળી ૫ દ્રાકાષ્ટ, ધાણાં, ગળો અને લીંમડાની છાલ એનો કાઢો પાવો.

---

## ૪૬૫ રતનજોત (જાસુંદી)

સં૦ જપા. મ૦ જાસવંદ, હીં૦ ઓડહુલ. ગુડહર. ક૦ દાસનલ. દાશાલ. તા૦ કેંબર-તે. તૈ૦ દાસનચેટ્ટુ. તુ૦ દાસનપુ. મલા૦ ચેંપરૂત્તિ. ગો૦ દાસનેફુલ. ઇં૦ શુફલાવર, લા૦ હિબિસ્ક રરોઝા સાઇનેંસિસ્.

આ ઝાડ સુમારે માંથોડું ઉંચા વધે છે. જાસુદીમાં ધોળી, રાતી, ભગવી એવી પુષ્કળ જાતી છે. પરંતુ ધોળી જાસુંદી અત્યંત ગુણાવહ છે. રાતી જાસુંદીના ફુલોનો રસ ચાકુના પાનાએ ચોપડી તેથી લીંબુ કાપવાથી અંદરથી લોહી જેવું રાતુ પાણી નીકળે છે. **જાસુંદીઃ**—તીખી, શીતલ, કિંચિત ઉષ્ણ, મધુર, સ્નિગ્ધ, પુષ્ટિકારક, સૂર્યની આરાધના કરવાને યોગ્ય, ગર્ભવૃધ્ધિ કરનારી, ગ્રાહક, કેશ્ય; કરમ અને ઉલટી એને કરનારી; અને દાહ, અર્શ, ધાતુરોગ, પ્રમેહ, પ્રદર, ઇંદ્રલુપ્ત એનો નાશ કરે છે. **એનાંફુલઃ**-ગ્રાહક, હલુ, કડવા અને કેશને વધારનારા છે. **ઉપયોગ (૧) વાયૂના ગોળા ઉપરઃ**—જાસુંદીના પાંત્રાંનો રસ પ્રત્યેક દિવસે નવટાંક પાવો. દિ.૭. (૨) **પિત્તશમન થવા માટેઃ**—ધોળી જાસુંદીના પાલાનો રસ સાકર નાખી પાવો. (૩) **ગર્ભધારણ માટેઃ**—ધોળી જાસુંદીના મૂળ, એક વર્ણી ગાયનાં દુધમાં ઘશી તેમાં બીજોરાનાં બીયાં બારીક વાટી નાંખવાં અને તે ઋતુકાળે પાવાં. (૪) **ગર્ભસ્રાવ થવાની ટેવ હોય તોઃ**—ધોળી જાસુંદીના મૂળ, કુંભારના લાકડાની માટી અને ગોપીચંદન દુધમાં ઘસી પાવું. **ટકકલ પડે છે તે ઉપરઃ**— જાસુંદીનાં ફુલ અગર પાલો ત્યા ચોળવો. (૬) **પ્રદર તથા પુષ્ટી ઉપરઃ**—ધોળી જાસુંદીની ૪–૫ કળીયો ઘીમાં તળી સાકર સાથે ખાવી. અને ઉપર ગાયનું તાજુ દુધ પાવું. દિવસ ૭. **મૂળવ્યાધી અને રકતાતિસાર ઉપરઃ**—ધોળી જાસુંદીની કળીયો ઘીમાં તળી સાકર અને નાગકેશર નાખી ઘીમાં ગોળી કરી બે વખત આપવી. (૮) **ધાતુવિકાર અને થંડા પ્રમેહ ઉપરઃ**—ધોળી જાસુંદીના મુળોતથા ગોમેટીના મુળો એ બન્ને મુળો સમભાગ ગાયના ઘીમાં ઘસી પાવા. (૧૦) **પ્રદર ધાતુવિકાર, રકતમૂળવ્યાધી, ઉપદંશ અને પ્રમેહ ઉપર**—ધોળી જાસુંદીનાં મૂળ ગાયના દુધમાં ઘસી અંદર થોડી સાકર નાંખી સવારે અને સાંજે એ પ્રમાણે સતત કેટલાક દિવસ સેવન કરવાં. અને તેલવાળા, તીખાં, ઉષ્ણ પદાર્થ વર્જ કરવા. આ ઔષધ સેવન કરવાથી પુષ્ટતા પણ પ્રાપ્ત થાય છે. (૧૧) **ઉદકમેહ ઉપર**—જાસુંદીનાં પાંત્રા અથવા ફુલો સાકર સાથે ખાવાં. (૧૨) **પ્રદર અને ધાતુવિકાર ઉપર**—ધોળી જાસુંદીનાં મૂળો, કમળકંદ, ધોળી સીમળાનું કંદ અથવા છાલ એની ૬ માસા વસ્ત્રગાળ ભૂકી, નિત્ય સકાળ સાયંકાળ ગાયના દૂધમાં સાકર નાખી તેમાં આપવી. (૧૩) **બાલતોડો ન થવા માટે**—ચૌદ દિવસ પર્યંત નિત્ય જાસુંદીની કળીયો ૫ લઈ સાકર સાથે ખાવી.

---

## ૪૬૬ રત્નગુંજા.

એ ઝાડ લીંમડાના ઝાડ જેવું દેખાય છે. પરંતુ તેનાં પાંત્રા કિંચિત ગોળ હોય છે. તેને લાંબી શિંગો આવે છે. એક શિંગમાં દશેક ગુંજા હોય છે. એનો રંગ રાતો હોય છે. એ ગુંજા કિંવા વાલ તોલામાં ૪૦ થાય છે. મુંબઇમાં સોનું રૂપું તોળવામાં એનો ઉપયોગ થાય છે. એને વાલ પણ કહે છે.

---

## ૪૬૭ રાઈ.

સં૦ આસુરી. મ૦ મોહરી. હીં૦ રાઈ. બં૦ સારિષા. ક૦ સાસીરાઈ. તૈ૦ બર્ણાલુ અ૦ ખરદલ. ઇં૦ મસ્ટર્ડસીડસ્. લા૦ સિનાપિસ નાયગ્રા.

રાઇના છોડ સુમારે હાથભર ઉંચાઇના હોય છે. એ છોડના પાંદડાંનું શાક થાય છે. એ ભાજી ઉષ્ણ, પિત્તકર અને વાયુહારક છે. રાઇમાં ધોળી, કાળી અને રાતી એવી ત્રણ જાતિ છે. રાતી કરતાં ધોળી રાઇ મોટી હોય છે. રાઈના આકાર જેવાજ સરસવ થાય છે. તેનો વણિકલોક કદી કદી ભેળ કરે છે. રાઇને પીળાં ફૂલો આવે છે. એની શિંગો તસુ દોઢ તસુ લંબાઈની હોય છે, તેમાં રાઇ હોય છે. રાઇનો અથાણા તથા રસોઇમાં વઘારના કામમાં ઉપયોગ થાય છે. રાતી તથા **ધોળી રાઈ**—કડવી, ઉષ્ણ, પિત્તલ, દાહકારક, તીખી, તીક્ષ્ણ, રક્તપિત્તકારક, રૂક્ષ, અગ્નિદીપક; અને વાયુ, પ્લીહા, ગુલ્મ, કફ, શૂળ, વ્રણ, કૃમિ, કંડૂ, કોડ એની નાશક છે. **કાળીરાઈ**—ઉપર પ્રમાણેજ છે. પણ તેથી એ ઘણી તીક્ષ્ણ છે. **રાઈની ભાજી**—તીખી, ઉષ્ણ, સ્વાદવાળી, રૂચિકર, પિત્તકર; અને વાયુ, કફ, કૃમિ, કંઠરોગ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વિષ ઉપર વમન થવા માટે**—એક ચમચાભર રાઇનો લોટ પાણીમાં નાખી પાવો એટલે ઉલટી થઇ વિષ ઉતરે છે. **(૨) વાયુએ કરી અંગ પકડાઈ જાય તે ઉપર**—રાઇનું પોટીસ કરી બાંધવું. **(૩) પીડ અને અજીર્ણ ઉપર**—રાઇનું ૩ માસા ચૂર્ણ પાણીના ઘુંટડા સાથે પાવું. **(૪) શરદી દુર થવા માટે**—રાઇ મધમાં મેળવી ખાવી. શર્દીએ પગ વગેરે થંડા થઈ જાય તો રાઇનો પગ ઉપર લેપ કરવો. **(૫) કર્ણમૂળ ઉપરઃ**—જૈતુનના તેલમાં રાઈ વાટી કર્ણમૂળ ઉપર ચોપડવી. **(૬) પથરી અને યકૃત ઉપરઃ**—સીંધવ અને રાઈ સમભાગ એકત્ર કરી ગોમૂત્ર સાથે ૧ તોલો પાવી. **(૭) પિત્તથી ગળામાં બળતરા થાય છે તે ઉપરઃ**—રાઈના પાલાનો થોડો અંગરસ, મોં ઉંચુ કરી તાળવે ચોપડવો. પિત્ત બળી જશે. **(૮) મૃતગર્ભ બાહેર પડવા માટેઃ**—રાઈ અને હિંગ એનું ૩ માસા ચૂર્ણ કાંજીમાં આપવું. **(૯) અર્ધાંગ વાયુ ઉપરઃ**—રાઇનું તેલ ચોપડવું. **(૧૦) નળવિકાર ઉપરઃ**—ત્રણ માસા રાઇ લેઈ તેમાં થોડો કળી ચુનો મેળવવો અને ગરમ પાણીમાં સબંધ ગળવો. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. **(૧૧) કાખમંજરી** (બાંગલઇ ઉપર)—રાઇ અને કાચ એકત્ર વાટી તેની લુગદી ઉપર બાંધવી એટલે કાખમંજરી ત્વરિત ફુટશે. **(૧૨) સોજા ઉપરઃ**—સંચળ અને રાઇ એકત્ર વાટી લેપ કરવો.

---

## ૪૬૮ રાજગરો.

સં૦ મ૦ રાજગિરા. હીં૦ કલગાંઘાસ, ક૦ રાજગિરી ફા૦ અંગોઝા. અ૦ હુમાહુમ. લા૦ એમેરેથસ પેનિકયુલેટસ્.

રાજગરો હિંદુસ્થાનના સર્વ પ્રાંતોમાં થાય છે. એના છોડ કંબરપુર ઉંચા વધે છે. એને ઘણાં સુંદર રાતાં મખમલ જેવાં ફુલો આવે છે. એના બિયાંને **રાજગરો** કહે છે. રાજગરાનો રંગ ધોળો હોય છે. કાળા રંગનો પણ રાજગરો થાય છે. રાજગરાનો ઉપવાસને દિવશે ફલહારને માટે એની ધાણી, ખીર કિંવા પુરીયો કરે છે. રાજગરો એકલો કોઈ વાવતું નથી. બીજા ધાન્યો ભેગો થોડો વાવે છે. રાજગરાના પાલાની ભાજી થાય છે. રાજગરાનું ધાન્ય શીતળ તથા જડ છે. **રાજગરાની ભાજીઃ**—ગુરૂ, કફકર, સારક; નિદ્રા અને આલસ્ય એને કરનાર; અપથ્ય, મલાવષ્ટંભક, શીત, રૂચિકર; અને પિત્તનાશક છે. **મોટા રાજગરાની ભાજીઃ**—અતિગુરૂ, અપથ્ય, સારક, મલાવષ્ટંભક, અતિશીતળ, રૂચિકર; અને પિત્તનાશક છે. **ઉપયોગઃ**—**(૧) ખાંડુક** (એક પ્રકારનું ગુમડું) **જલદી ફુટવા માટેઃ**—રાજગરાનું દીંટુ ઘસી ચોપડવું.

---

## ૪૬૯ રાજહંસ.

રાજહંસનાં ઝાડો ન્હાનાં ભોંય બરોબર થાય છે. એ ઝાડો પડતર જમીનમાં અને જુની ભીંતો ઉપર પણ થાય છે. એનાં પાંત્રા બારીક હોઇ તે જોડાયેલાં હોય છે. એને રાતા રંગનાં બારીક ફુલો આવે છે. એ ઝાડોને બારીક શિંગો આવે છે, તેમાં તેનાં બી હોય છે. ઉપયોગઃ— **(૧) નાના બાળકોની ઉધરસ ઉપરઃ**— રાજહંસનો પાલો પાનમાં ઘાલી ખાવા આપવો. **(૨) હરતાલના વિષ ઉપરઃ**—રાજહંસના પાલાનો રસ કાઢી પાવો. **(૩) સ્રીયોના દુધવિકાર ઉપરઃ**—રાજહંસનો પાલો સુકવી તેની ખીર ગાયના દૂધમાં કરી તેમાં સાકર નાખી તે પાવી. એથી નવું દૂધ આવે છે.

---

## ૪૭૦ રાતુ (સાકર) કોળું.

રાતા કહોળાના વેલા ઘણાજ લાંબા વધે છે. એને પીળાં ફુલો આવે છે. એ વેલાને ફળો પણ પુષ્કળ લાગે છે. એક એક કોહળું આશરે પંદર શેર હોય છે. એ કોહળાનો રંગ બાહેરથી અને અંદરથી રાતો હોય છે. આ કોળું મોટું પૌષ્ટિક છે. એનું શાક હલવો ભજીયાં વીગેરે એના ઘણાં પદાર્થ બને છે. **રાતા કોળાના વેલાઃ**— મધુર, શીતલ, રૂચિકર, તૃપ્તિકારક; અને દાહ, જાડ્ય, મૂત્રરોધ, રક્તદોષ, શોષ એનો નાશ કરે છે. **કુમળાં ફળોઃ**—અતિ મધુર, શીતલ, રૂચિકર, તર્પણ, પૌષ્ટિક, વીર્યકારક, બલપ્રદ; અને શ્રમ, ભ્રાંતિ એનો નાશ કરનાર છે. **પાકાં ફળોઃ**—કફ કરનાર, ગુરૂ, મધુર; અને રક્તવિકાર, દાહ અને તૃષા એનો નાશ કરે છે.

---

## ૪૭૧ રાન [જંગલી] તુળસી.

જેવાં તુળશીનાં ઝાડો હોય છે તેવાંજ રાન તુળશીનાં ઝાડો હોય છે. રાન તુળશીનાં પાંત્રા તુળશીના પાંત્રા કરતાં મોટાં હોય છે. એને સારો વાસ આવે છે. એ ઝાડ ઉપર તોરા પણ મોટા આવે છે. રાન તુળશીનાં બી કાળા રંગનાં અને કિંચિત રાતાં તથા ખસખસના જેવડાં મોટાં હોય છે. એ પાણીમાં નાખવાથી ફુલે છે. **રાન તુળશીઃ**—ઉષ્ણ, સુગંધિ, તીખી; અને પિશાચબાધા, ઉલટી, વાયુ, ત્વગ્દોષ, વિષ, વિસર્પ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) રાતા આમાંશ ઉપરઃ**—રાન તુળશીનાં બી થંડા પાણીમાં પલારી રાખી તેમાં ખાંડ નાખી દિવસમાં બે વાર પાવા. **(૨) બાળકોની ઓકારી** ઉપરઃ—રાન તુળશીનો રસ પાવો. **(૩) કોઠામાંહેની ઉષ્ણતા અને મૂત્રદાહ ઉપરઃ**—રાન તુળશીનાં બી રાત્રે થંડા પાણીમાં પલારી રાખી સવારે તેમાં ગાયનું તાજુ દુધ પાશેર અને સાકર ૨ તોલા નાખી અંદર હાથ નહિં ઘાલતાં લાકડીથી હલાવી પીવું. **(૪) વ્રણ ઉપરઃ**—રાન તુળશી અને રાનતલ એનાં મૂળો ગાયના દુધમાં ઘસી પાવાં. દિવસ ૨૧. પથ્ય અલણી, ગહુ અને તુવેર એ સિવાય કાંઈ ખાવું નહિ. **(૫) કોઠામાંની ગરમી અને મૂત્રદાહ અતિસાર ઉપરઃ**—રાન તુળશીનાં બી ૧ ભાગ, વરીયાળી ૧ ભાગ અને ઓથમી જીરૂં ૪ ભાગ એનું ચૂર્ણ કરી તેમાં સમાન નાખી તે નિત્ય ૧ તોલો દુધમાં અથવા પાણીમાં પીવું. **(૬) મૂત્રાઘાત ઉપરઃ**—રાત્રે થંડા પાણીમાં રાન તુળશીનાં બી પલારી રાખી બીજે દિવસે પ્રાતઃકાળે તેમાં થોડી સાકર નાખી પાવાં.

---

## ૪૭૨ રાનભીંડાં.

એમાં બે ત્રણ જાતિ છે. એકનાં ઝાડ માથોડું ઉંચા વધે છે. અને બીજી ફક્ત જમિન ઉપરજ પસરે છે; તેનાં ઝાડ ઉંચાં વધતાં નથી. રાનભેંડીનાં ઝાડો સર્વત્ર થાય છે. એ ઝાડને જે ભીંડા આવે છે તે કુમળા હોય છે ત્યારે તેનું કોઇ કોઇ શાક કરે છે, અને જુના થયા પછી અંદરના દાણાની કઢી કરે છે. એ ઝાડો સુકવી તે ઉપરની છાલ કાઢી, પાછી ખાંડી તેમાંથી જે લોટ નીકળે છે તેના લાડુ કરી પુષ્ટતા આવવા કોઇ કોઈ ખાય છે. એ ઝા-

ડનું સત્વ પણ કોઈ કાઢે છે. એ ઝાડનાં મૂળીયાં રંગના કામમાં ઉપયોગી છે. **ગોમાંતક, કર્નાટક, વેંગુર્લા, સાંવતવાડી,** અહીં એનાં મૂળીયાં ક્ષુંદી તેનો રસ કાઢે છે. આ રસ ગુંદરના જેવો જાડો અને ચીકણો હોય છે. **એનો રંગ કરવાની કૃતિ આવી છેઃ**—ભીંડાની બારીક ભૂકી અને રંગ એમાં નાંખી ઘુંટે છે. એ રંગને અભક કહે છે. **ઉપયોગઃ—(૧) ગયેલું પુરૂષત્વ આવવા માટેઃ**—રાનભીંડાનાં મૂળોનું ચૂર્ણ ૧ તોલો પાશેર દૂધમાં નાંખી પાવું. **(૨) પ્રમેહ અને ધાતુવિકાર ઉપરઃ**—રાનભીંડાનાં મુળ દુધમાં ઘસી, ઘી અને સાકર નાખી પાવા. અ૦ રાનભીંડાનાં મુળ, લીલાં ગોગોખરૂં અને ધોળી જાસુંદીનાં મુળ, એ પ્રત્યેકનો એક એક તોલો રસ, તેમાં સબજાનાં બી ત્રણ માંસા નાંખી વાટવાં અને તેમાં એક તોલો મધ અને સાકર નાંખી પાવું, એટલે ત્રણ દિવસમાં દુર્ધર પ્રમેહ જઈ રકતશુધ્ધિ થાય છે. અને ધાતુવિકાર બંધ થાય છે,

## ૪૭૩ રામફળ.

એ ઝાડ ઘણાજ ઉંચા વધે છે. એનાં પાંત્રા અશોકના પાંત્રા જેવાં લાંબાં હોય છે. એની છાયા થંડી હોય છે. રામફળ એ ફળ મોટાં હોઈ તેનો રંગ રાતો હોય છે. એનાં બીયાં શીતાફળીના બિયાં જેવાં હોય છે. એ ફળો શીતાફળ જેટલાં થંડા નથી. એનું લાકડું ઇમારતના કામના ઉપયોગમાં આવતું નથી. **રામફળ**—સ્વાદુ, મધુર, વાતુલ, કફકર, ખાટું, ઉલટીને અહિતકારક; અને દાહ, પિત્ત, તૃષા, શ્રમ, ક્ષુધા એનો નાશ કરે છે.

## ૪૭૪ રામેઠા.

સં૦ દગ્ધરૂહા. મ૦ રામેઠા. ક૦ કુરૂહવૃક્ષ લા૦ નીડીઆડીપ્યુની

એનાં પાંત્રા ત્રણ ચાર આંગળ લાંબા હોય છે. પરંતુ તેટલાં પહોળા નથી. એ ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એને મીઠાં અને ધોળાં ફુલો આવે છે. એનો રસ આંખોને લાગે તો મોટું નુકસાન થાય છે. સબબ આ રસ આંખોને ન લાગે એને માટે સાવચેતી રાખવી. આ ઝાડો ડુંગરાળ પ્રદેશમાં ઘણાં થાય છે.

## ૪૭૫ રામબાણ.

સં૦ અપર્વદંડ મ૦ રામબાણ. હીં૦ તૈ૦ રામશર. ક૦ રામસપુ. સરગોલું લા૦ સેખેરમસર.

વહેળામાં કિંવા જળાશયમાં ઢીંચણભર પાણીમાં પાંનના ઝાડ પ્રમાણે કિંવા બાજરીના છોડ પ્રમાણે માંથોડું ઉંચાઈનાં એ છોડો થાય છે. એનાં પાંત્રા બાજરીના પાંત્રા પ્રમાણે થાય છે. બાજરીની માફક એને બાજરીઆં આવે છે તેને **પાનબાજરીયું** એમ કહે છે. એ પાનબાજરીયું સુકવી તે ઉપરનું રૂ ચકમક સળગાવવા ઉપયોગમાં લે છે. એ પાન બાજરીયાં તેલમાં બાળી સળગાવવાથી કાકડાની પેઠે બળે છે. **મોટું પાનબાજરીયું**—મધુર, કડવું, ઉષ્ણ, કિંચિત વાતુલ, બલકર, વીર્યપ્રદ, અને કફ, પિત્ત, ક્ષય, ભ્રાંતિ મદ એનો નાશ કરે છે. **લઘુ રામબાણ** એને સં૦ અપર્વદંડ અને મ૦ વાટોળા (ગોળ) લવ્હા એમ કહે છે. ઉપરના ગુણ જેવાં એના થોડાક ગુણ છતાં.—કિંચિત ઉષ્ણ, રૂચિકર, રસ વખતે ખાટું, તુરૂં, પિત્તલ; અને કફ, વાયુ એનો નાશ કરે છે. **(૧) જખમ ઉપર**—પાણબાજરીયાની રાખ તેલમાં ખલી ચોપડવી એટલે જખમ જલદી ભરાઈ આવે છે. **(૨) ભગંદર ઉપર**—પાણબાજરીયા માંહેનું રૂ નિત્ય છિદ્રમાં ભરતાં જવું એટલે ત્વરિત ગુણ આવે છે.

## ૪૭૬ રાયઆમળી.

"હરપરરેવડી" એનાં ઝાડ સાધારણ ઘણાંજ મોટાં થાય છે. એનાં પાંત્રા ગરમાળાના પાંત્રા જેવડાં હોઈ લાંબાં હોય છે. એ ઝાડના અંગ ઉપર ફળોના ગુચ્છાઓ આવે છે. એનું અથાણું પણ કરે છે. **રાયઆમળી**—તુરી, ખાટી, કડવી, રૂચિકર, પ્રિય, રૂક્ષ, સ્વાદિષ્ટ, વાતુલ,

લઘુ, વિશદ, સુગંધિ, કિંચિત્ મધુર છતાં, કફ, પિત્ત, વાતપિત્ત, મૂત્રાશ્મરી, હરશ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) જુલાબ થવા માટે**—રાયઆમળીની છાલના રસમાં મરીની ભૂકી, પાંચ લવંગ અને બીલી વાટી તે રસ પાવો. ઉતાર ઘી અને ભાત. **(૨) અંગ ઉપર પિત્ત ઉઠે છે તે ઉપર**—રાયઆમળીના પાંત્રાનો અથવા રાયઆમળીનો રસ કાઢી તેમાં ઘી અને મરીની ભૂકી નાંખી સારી રીતે કઢવી અને તેનો સર્વાંગે લેપ કરવો. **(૩) નાડીવ્રણ ઉપર**—રાયઆમળીની છાલનો રસ ૨ તોલા, આંમળીની છાલનો રસ તોલા ૩ એકત્ર કરી તેમાં પાંચ તોલા ગાયનું ઘી નાંખી ૭ દિવસ પાવું.

---

## ૪૭૭ રાયણ.

સં૦ રાજાદની. મ૦ ખીરણી. રાંજણી હીં૦ ખીરની. બં૦ કશીરની. ક્ષીરખેજૂર ક૦ ખીરણીમારા. ઈં૦ ઓબરયુસલીવ્હડમાઈમુસોપ્સ્ લા૦ માઈમુસોપ્સહેરાઝંડ્રા.

રાયણનાં ઝાડો ગુજરાત પ્રાંતમાં ઘણાં થાય છે. એ ઝાડ મોટા થાય છે. રાયણનાં પાતાં બકુલીના પાંતા જેવડાં હોય છે. અને ફળો કડવા લીમડાની લીંબોળીયો જેવાં હોય છે. એ ફળોમાં દુધ હોય છે. તેનાં લીલાં ફળોને રાયણ અને સુકવેલાંને કોકડી કહે છે, એ ફળો ખાવાથી મીઠાં લાગે છે. પરંતુ ઘણાં ઊષ્ણ છે. રાયણનું લાકડું કઠિણ અને ચીકણું હોય છે. માટે રંગારી લોક રંગેલા કાપડ વણવા માટે તેની સોટીયો કરે છે. **ઉપયોગ (૧) અપસ્માર** ઉપરઃ—રાયણના ઝાડ ઉપરની ગાંઠો અંગારામાં શેકી તેનો રસ કાઢી તેમાં મધ અને પીપરનું ચુર્ણ નાંખી આપવું, **(૨) વાતપિત્ત પ્રદર અને રકતાપિત ઉપરઃ**—રાયણ અને કોઢી એનો પાલો ધીમાં શેકી તેનો કલ્ક આપવો. **(૩) ઋતુપ્રાપ્તિ માટેઃ**—રાયણની બીજ કાઢી તેની પોટલી ધારણ કરવી.

---

## ૪૭૮ રાસ્ના.

સં૦ બં૦ ક૦ તૈં૦ રાસ્ના. હીં૦ રાસન. રહસની. ફા૦ રાસૂન. અ૦ જંજબિલશામી. લા૦ વેંડારૉકસબુર્ધી.

રાસ્નામાં ધોળી અને કાળી એવી બે જાતિ છે. ધોળો રાસ્ના ગુજરાતમાં થાય છે. એનાં જાડા સોયા જેવાં બારીક મુળો હોય છે. રાંસ્ના એ વાયુહારક છે, **રાસ્નાઃ**—ગુરૂ, કડવો, ઉષ્ણ, આમપાચક; અને વિષ, વાતરકત, દમ, ઉધરસ વિષમજ્વર, સોજો, ઉચકી, કંપ, ઉદર, આમવાત, કફ, શળ, તાવ તથા સર્વ વાયુરોગ એનો નાશ કરે છે. રાસ્નાનાંજ એક ભેદને નાઈ, નાવલી, એવાં નામ છે. **ઉપયોગઃ—(૧) પક્ષઘાત, કર્ણનાદ, અર્દીત વાયુ** (મોં વાકુ થવું,) **મન્યાસ્તંભ ડોકનું રહી જવું, એ ઉપરઃ**—રાસ્ના, એરંડમુળ, રોહીસ ઘાસ, આસોંદ, બળદાણાનાં મુળ, અડદ, કુહિલીનાં મુળ, એનો કાઢો કરી તેમાં સીંધવ અને હિંગ નાંખી પાવો. **(૨) અંડવૃદ્ધિ ઉપરઃ**—રાસ્ના, ગળો. બળદાણાનાં મુળ, જેઠીમધ, ગોખરૂં, એરંડમુળ, એનો કાઢો એરંડ તેલ નાંખી પાવો, **(૩) સર્વ પ્રકાના વાયુ ઉપર રાસ્નાદિ કાઢોઃ**—રાશ્ના કાંટાસરીઓ, નાગરમોથ, અરડુસો, ગળો ગોખરૂં, વજ, દેવદાર. હરીતકી, કચોરા, સુંઠ, પીંપર, મરી, રીંગણી. ધાણા, અતિવિષ, શતાવરી, બળદાણાનાં મુળ. એરંડમુળ, સુવા, સાટોડી, ચવક, ડોડી એનો કાઢો કરી તેમા સુંઠની ભૂકી નાંખી તે પાવો. **(૪) આક્ષેપક સમધાતુગતવાત, આમવાત, અને સર્વાંગ વાત, એ ઉપરઃ**—રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ, એરંડમૂળ, એનો કાઢો બેવાર આપવો. **(૫) સર્વ વાયુ ઉપરઃ**—રાસ્ના, ગોખરૂં, એરંડમૂળ, દેવદાર, સાટોડી, ગળો અને ગરમાળાનું મગજ એનાં કાઢામાં એક માસો સુંઠનું ચૂર્ણ નાખી પાવાથી સર્વ પ્રકારના વાયુનો નિઃસંશય નાશ થાય છે. **(૬) શ્વાસ, કાસ, અગ્નિમાંદ્ય અને શીતજ્વર ઉપરઃ**—રાસ્ના. સુંઠ અને પીપર, એનો કલ્ક કરી ગરમ પાણીમાં પાવો.

---

## ૪૭૯ રાળા.

( સં૦ પ્રિયગું )

એ ધાન્ય સુવા, કાગ, એજ પ્રતિનું છે. ગામડાના ગરીબ ખેડુતો એનાજ ઉપર નિર્વાહ કરે છે, વરી મોરીયાની સળીયો જેવી એની સળીયો થાય છે. એનાં કણુસલા ન્હાનાં હોય છે. એ ધાન્યના ભાત વગેરે પદાર્થો કરે છે. રાળાનો ભાત દુધમાં સારો લાગે છે. રાળાનાં ગુણ કાંગના જેવાજ છે. **ઉપયોગ:—(૧) અતિસાર ઉપરઃ**—રાળાના ચોખા શેકી તેનો લોટ કરવો અને તે લોટ છાશમાં નાખી ખાવો.

---

## ૪૮૦ રાળ.

સં૦ હીં૦ ક૦ રાલ. મ૦ રાળ, બં૦ ધુના ફા૦ રાલેમગરેબી. અ૦ કિકહર. ઇં૦ યલોદેઝીન લા૦ રેઝિનાફ્લેવા. ફ્રિ૦ નારૂસ.

એ વૃક્ષ **બંગાળા, આબુનો પહાડ** અને **ઉત્તર હિંદુસ્થાનમાં થાય** છે. રાળ એ ચાર જાતિનાં વૃક્ષોમાંથી ઉત્પન્ન થાય છે. એ ઝાડમાંથી જે રસ નીકળે છે તેની રાળ થાય છે. **રાળનું વૃક્ષઃ**—તીખું. કડવું, ઉષ્ણ, શીતલ, તુરૂં, વ્રણરોપણ, વર્ણકારક, રૂક્ષ, અને અતિસાર પિત્ત, રકતદોષ, કોઢ. કફ, કંડુ ( ખરજ ) વિસ્ફોટક, વાયુ, પરસેવો, વ્રણ, કૃમિ, વધ્મરાગ, વિદ્રધિ, પહેરાપણું, યોનિશૂળ, કર્ણશૂળ. પ્રમેહ એનો નાશ કરે છે. **મોટું રાળનું વૃક્ષઃ**—રૂક્ષ, કાંતિકર, તીખું, ઊષ્ણ, સ્નિગ્ધ, અને કફ, પાંડુ, પિત્ત, કર્ણરોગ, રકતદોષ, મેહ. કોઢ, વ્રણ, વિષદોષ, ઉરક્ષત, કંડુ, વાત, શિરોરોગ એનો નાશ કરે છે. **એનાં ફળોઃ**—મધુર. રૂક્ષ, શીતલ, સ્તંભક, ગુરૂ, તુરા, લેખન, મલાવષ્ટંભક અને શુલ, વાયુ, આધ્માન એને કરનાર અને પિત્તરકતદોષ દાહ, ક્ષત ક્ષય. તૃષા, એનો નાશ કરે છે. **રાળ**—શીતલ સ્નિગ્ધ, તુરી, કડવી, ગુરૂ, ગ્રાહક, સ્વાદુ, સ્તંભન, વ્રણરોપણ, ભગ્નસંધાનકારક, મધુર; અને વાત, પિત્ત, ત્રિદોષ, રક્તદોષ, વિસ્ફોટ, કંડુ (ખરજ), વ્રણ, શૂળ, સ્વેદ, જ્વર (તાવ), વિસર્પ, ગ્રહબાધા, અગ્નિદગ્ધ વ્રણ વિપાદિકા, વિષ, ભૂતબાધા, અતિસાર એનો નાશ કરે છે. **(૧) સંગ્રહણી ઉપર**—રાળ ઘીમાં તળી નાગકેશરની સાથે ખવરાવવી. **(૨) બાળકોના અતિસાર અને રક્તાતિસાર ઉપર**—સાકર અને માખણ એમાં રાળ મિશ્ર કરી આપવી. **(૩) અતિસાર ઉપર**—રાળનું ચૂર્ણ સાકરમાં આપવું, એટલે ઘણા દિવસનો અતિસાર પણ દૂર થાય છે. **(૪) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—રાળ, મીણ અને માંખણ એ એકત્ર કઢવી ચોપડવાં. **(૫) રકતાધિક વાતરકત ઉપર**—રાળ અને ઘી કઢવી તેનો લેપ કરતાં જવું. **(૬) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—રાળ બારીક વસ્ત્રગાળ કરી તેમાં તલનું તેલ અને પાણી નાંખી ખલવું અને તે પીછીએ અથવા રૂના પુમડા વડે ચોપડવું. **(૭) કાન ફુટે છે તે ઉપર**:—ત્રણ ભાગ તલના તેલમાં ૧ ભાગ રાળની ભૂકી નાખી, રાળનો રસ થઈ તેલમાં મળી જાય ત્યાં સુધી કઢવવું. એ મિશ્રણ ગાળી બાટલીમાં ભરવું અને દિવસમાં ત્રણવાર કાનમાં નાંખતાં જવું. **(૮) મૂળવ્યાધિ ઉપર**—રાળનું ચૂર્ણ અને સરસવનું તેલ ( સરસીયું ) એકત્ર કરી ધુપ દેવાથી અર્શ અને રક્તસ્રાવ બંધ થાય છે.

---

## ૪૮૧ રીસામણી.

સં૦ લજ્જાલુ. મ૦ લાજાળુ.

એ ઝાડ ન્હાના હોય છે. એમાં ન્હાની અને મોટી એવી બે જાતી હોય છે. મોટી જાતીનાં ઝાડને બારીક કાંટા હોય છે. રીસામણીનાં પાંત્રા આંમલીના પાંત્રા જેવાં હોય છે. એ પાંત્રાને સ્પર્શ કરવાથી તે લાગલાંજ બીડાઇ જાય છે, આ એ ઝાડમાં મોટો ચમત્કાર છે. **લાજાળુ** (રીસામણી)—તીખી, શીતલ, કડવી, તુરી, સ્વાદુ, રૂક્ષ; અને વાયુ, પિત્ત, કફ, રકતદોષ, રકતપિત્ત, યોનિદોષ, અતિસાર, સોજો, દાહ, શ્રમ, વ્રણ, કોઢ એનો નાશ કરે છે.

**નાની રીસામણી**—તીખી, ઉષ્ણ, પારદનિયામક અને અનેક વિજ્ઞાનકારક તથા આમદોષનાશક છે. **ઉપયોગ—(૧) ગંડમાળા, અપચી, ગડગુમડાં અને કમળો એ રોગો ઉપર**—રીસામણીનો અથવા ગોરખમુંડીનો સ્વરસ ૨ થી ૮ તોલા પર્યંત પ્રાશનાર્થે આપવો. **(૨) અંડ ઉતર્યા હોય તો**—રીસામણીનો પાલો વાટી ગરમ કરી અંડે બાંધવો. **(૩) સ્ત્રિયોનું યોનિદ્વારે અંગ બાહેર પડે છે તે ઉપર**—રીસામણીના પાલાનો રસ અથવા મૂળો ઘસી હાથે ચોળી તેવા હાથે અંદર બેસારવું. આ ઔષધ સુયાણીએ કરવું. **(૪) આંખની કાળી કીકી ઉપર પડળ** ( **પડદો** ) **આવે છે તે ઉપર**—રીસામણીનાં પાંત્રાનો રસ અને ઘોડાનું મૂત્ર સમભાગ એકત્ર કરી અંજન કરવું **(૫) ખાલી ઉધરસ ઉપર**—રીસામણીના મૂળોનું ચૂર્ણ મધમાં ખાવું. **(૬) મૂળવ્યાધિ ઉપર**—રીસામણીના પાંદડાંનો રસ દિવસમાં બે ત્રણ વાર મૂળવ્યાધીને ચોપડવો.

---

## ૪૮૨. રૂદ્રવતી.

સં૦ રૂદંતી. મ૦ રૂદ્રવંતી. રાનહરબરા. હી૦ લાણા. ક૦ અલુગણી અડીવેકડલે. લા૦ ક્રેસાક્રેટિકા

રૂદ્રવંતીનાં ઝાડો ચણાના જેવાં હોય છે. રૂદ્રવંતીને **"રાન ચણા"** એમ પણ કહે છે. **રૂદ્રવંતિ**—તુરી, રસાયન, તીખી, કડવી, ઉષ્ણ; અને કરમ, રક્તપિત્ત, કફ, ઉધરસ, મેહ એનો નાશ કરે છે.

---

## ૪૮૩ રૂદ્રાક્ષ.

[સં૦મ૦ હી૦]

રૂદ્રાક્ષનાં મોટાં મોટાં ઝાડો થાય છે. કોકણના કેટલાક ભાગમાં એ વૃક્ષો થાય છે. એમાં ન્હાની અને મોટી એવી બે જાતિ છે. રૂદ્રાક્ષની માળા કરી તે ગળામાં પહેરે છે. કોઈ કોઈ એ માળા રૂપાના કે સોનામાં ગંઠાવે છે. મ્હૈસુરમાં અને તેની આશપાશ પણ એનાં ઝાડો પુષ્કળ થાય છે. **રૂદ્રાક્ષ**—ખાટી, ઉષ્ણ, રૂચિકર; અને વાયુ, કફ, શિરઃપીડા, ભૂત અને ગ્રહબાધા, એનો નાશ કરે છે. **ઉપયોગ—( ૧ ) મધુરા ઉપર**—રૂદ્રાક્ષ મધમાં ઘસી પાવી.

---

## ૪૮૪ રેણુકા ( રેણુકબીજ )

સં૦ હી૦ બં૦ ક૦ રેણુકા. મ૦ રેણુકબીજ. લા૦ બ્હાયટેકસ સ્પેસીઓસા.

આ વેલો મેવાડ પ્રાંતમાં થાય છે. એનાં બિયાંને રેણુકબીજ કહે છે. આ વેલ નાગરવેલ જેવી હોય છે. **રેણુકબીજ** એ કંકોળી જેવાં હોઇ તે કરતાં જરાક મોટાં હોય છે. એનો રંગ કાળો હોય છે. **રેણુકઃ**—તીખી, શીત, મુખને સ્વચ્છ કરનારી, કડવી, લઘુ, પિત્તકર, અગ્નિકર, મેધ્ય, પાચક, ગર્ભપાતકારક; અને ખુજલી, કંડુ, તૃષા, દાહ, વિષ, કફ, વાયુ, નપુંસકત્વ. દુર્બલતા, ગુલ્મ એનો નાશ કરે છે. એના બીજના પણ એવાજ ગુણો છે. **ઉપયોગઃ—( ૧ ) ઊચકી** ( હેડકી ) **ઉપર;**—રેણુકબીજ, પીપર. એનો કાઢો કરી તેમાં શેકેલી હિંગ નાખી પાવો એટલે પાંચ પ્રકારની ઉચકી દુર થાય છે. **(૨) પક્ષઘાત ઉપરઃ**—રેણુકબીજનો કાઢો પાવો. **(૩) પિત્તગુલ્મ ઉપરઃ**—રેણુકબીજનું ચૂર્ણ મધમાં નાખી પાવું.

---

## ૪૮૫ રેવંચી.

રેવંચીનાં વૃક્ષ હિમાલય પર્વત ઉપર અને ચીન દેશમાં થાય છે. ચીન અને ચીનાઈ તાર્તરી એ દેશોમાં રેવંચીની ઉત્પત્તિ ઘણીજ થાય થાય છે. રેવંચીનાં ઝાડો **મલબાર, ત્રાવણકોર, ખંડાળાનો ઘાટ** અને **બોરઘાટ** અહીંયા પણ થાય છે. રેવંચીનાં ઝાડમાં એક પ્રકારનું પીળું રાળમય દ્રવ્ય રહે છે. તેને લોક **" રેવંચીનો શિરો "** એમ કહે છે. એમાં રેચક ગુણ હોવાથી તેનો રેચ આપવાને માટે ઉપયોગ થાય છે. એનો રંગમાટે ઉપયો

ગ થાય છે. એ ઝાડ સુમારે ૭ સાત હાત ઉંચુ વધે છે તથા તેના ઉપર કોકમજેવડાં ફળો આવે છે. દક્ષિણમાં કેટલેક સ્થળે તેને **"તાવીર"** કહે છે રેવંચીના મૂળોનો ઐષધોમાં ઘણો ઉપયોગ છે, **ઉપયોગ—(૧) રેચકઃ-** રેવંચીના શિરાનું માસો દોઢ માસો ચૂર્ણ કરી શકિત પ્રમાણે ગોળમાં સાકરમાં અગર મધમાં આપવું. એટલે રેચ થશે. ઉતાર ઘી અને ભાત (૨) **મુત્રરેચનઃ**—રેવંચી, સુરોખાર, કબાબચીની, એલચી, એ સમભાગ લેઇ ચૂર્ણ કરી તે ૭ માસાં ચૂર્ણ પાશેર પાણી અને પાશેર દુધ એકત્ર કરી ભાંગની માફક એ વાસણમાં ચઢાવી પાવું. (૩) **બાળકોને ફેલ્લીયો થાય છે તે ઉપરઃ**—રેવંચીનું લાકડું પાણીમાં ઘસી લેપ કરવો. (૪) **નાના બાળકોને રેચઃ**—રેવંચી કિંવા રેવંચીનો શિરો દુધમા ઘસી શકિત પ્રમાણે પાવો. (૫) **કમળી ઉપરઃ—**રેવંચી દુધમાં ઘસી પાવી. દિવસ ૭.

---

## ૪૮૬ રોમફળ.

સં૦ ભવ. મ૦ ન્વહી. ઓટફળ. હીં૦ રોમફળ. ક૦ નીવે. ફા૦ ચકી. લા૦ ગારસીનીયાં ઝેથેચાઇમિસ્.

એ ઝાડ દક્ષિણ કોકણમાં ઘણાં થાય છે. એ ઝાડ મોટાં થાય છે. એને ગોળ ફળો આવે છે. એ પાકેલાં ફળો ગળ્યાં લાગે છે. એ ફળ ઉપર જેમ ફણસ ઉપર કાંટા હોય છે, તેવા ઝીણા કાંટા હોય છે, **ઉપયોગ—(૧) વ્રણ ધોવાને માટે કાઢો**—રોમફળની છાલ, બાવળીયાની છાલ, કિંજળીની છાલ, કુંભાની છાલ, કડવા લીંમડાની છાલ અને પાંત્રા, એ સર્વ ખાંડી તેમાં પાણી નાંખી અષ્ટમાંશ ઉકાળો કરવો. આ કાઢાથી માણસને અથવા જનાવરને થયેલું વ્રણ ધોવાથી જલદી રૂઝાઇ જાય છે. **(૨) ઉપદંશ** (ગરમી)**ના વ્રણ ઉપર**—ઉપલા કાઢાથી પ્રતિ દિવસે બ્રણ સ્વચ્છ ધોઈ કપડાથી સારૂં લુછી તે ઊપર ગાયના માંખણમાં ચીકણી સોપારી અને શંખજીરૂં ઘસી ચોપડવું, એટલે ગુમડું જલદી રૂઝાઇ જાય છે. (૩) **અતિસાર ઉપર**—રોમફળની છાલ વાટી પાવી.

---

## ૪૮૭ રોહીણિ.

સં૦ ક૦ હીં૦ મ૦ માંસરોહીણી. બં૦ ચામારકશા ઇં૦ રેડવુડટ્રી. લા૦ સોયમીડાફેબ્રીફ્યુગા.

રોહિણીનાં વૃક્ષ **ખાનદેશ અને નાગપુર** એ પ્રાંતોમાં પુષ્કળ છે. આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંત્રા નાંદરૂખીના પાંત્રા જેવડાં મોટાં થાય છે. એના પાત્રાં કડવા લીંમડાનાં ઝાડની પેઠે ડાળીને લાગેલાં હોય છે. રોહિણીને કેરી જેવડાં મોટાં ફળો આવે છે. રોહિણીનું લાકડું ઇમારતના કામના ઉપયોગમાં આવે છે. એની છાલનો પાકો શિકારી કિંવા સાંબરી રંગ થાય છે. ઝાજમો અને અંગરખાં વગેરે એ રંગે રંગે છે. **રોહિણી** અને માંસરોહિણીઃ—બલકર, રક્તપિત્ત પ્રસાદન, પૈષ્ટિક, શીતલ, તુરી, કંઠશુદ્ધિકર, રૂચિકર, સારક, વૃષ્ય, મધુર; અને વાયુ, કૃમિ, એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) કપડાંઓને શિકારી રંગ કરવાની કૃતિઃ**—રોહિણીની છાલ લાવી તેના બારીક તુકડા કરવા. તે ૪ દિવસ પાણીમાં પલારી રાખવી. પછી તે પુષ્કળ બાફી તે પાણી બીજા વાસણમાં કાઢી લેવું અને તેમાં કપડાં ભીજવી સુકવવાં. એ પ્રમાણે ચોથીવાર સાધારણ સુકવી પછી માટીની ગાર કરી તેમાં તે કપડું એક રાત્રીભર પલારી રાખવું. પછી તેમાંથી કાઢી તે પાણીમાં ચોળી તારવી ધોઈ સુકવવું એટલે તે પાકા શિકારી રંગનું થાય છે.

---

## ૪૮૮ રોહીસ ઘાંસ.

સં૦ કતૃણ. મ૦ લઘુરોહીસગવત. હીં૦ સોધીયા. ગંધેજઘાંસ. બં૦ રામકર્પુર. ક૦ કીરૂગંજણી. કડીલ્લુ. લા. એંડ્રોપોગનશીનેંથસ.

રોહિસ એ બીજા ઘાસના જેવુંજ છે. એ કંબરભર ઉંચુ વધે છે. આ ઘાસનો સુવાસ આ-

વે છે. એને બી આવે છે. આ ઘાસનું તેલ કાઢે છે, તેને રોહિસેલ કહે છે. **રોહિસઃ**—ઉષ્ણ, કડવું; અને કફ, પિશાચ, ગ્રહપીડા, ઉપદંશ વ્રણ, વાયુ, વિષ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) વાયુએ સાંધા અગર અંગ દુઃખતું હોય તો તે ઉપરઃ**—રોહિસેલ ચોળવું એટલે અંગ દુખતું રહે છે. (૨) **રસકપુરના વિષ ઉપરઃ**—રોહિસ ગલત સાકર નાખી આપવું તથા અંગે ચોળવું.

---

## ૪૮૯ લગેંગ.

સં૦ મ૦ બં૦ ક૦ લવંગ. હીં૦ લોંગ તૈ૦ લવગાલ. ફા૦ દરખતેમેહક. અ૦ મિખકકર્ની ફુલ. ઇં૦ કલોવ્હ- લા૦ કારેયાફાઇલિસએરોટીકસ.

એ ઝાડોની ઉત્પત્તિ મલાકા અને આંબાયના એ દેશોમાં ઘણી થાય છે. આ દેશમાં પણ લવંગનાં ઝાડો ઉગાડવામાં આવે છે; પરંતુ તેમાંથી લવંગ સારાં ઉત્પન્ન થતાં નથી. એ ઝાડ મોટાં થાય છે. અને આઠ નવ વર્ષે ફળે છે. લવંગનો ઉપયોગ મસાલામાં અને સુગંધિ પદાર્થોમાં પુષ્કળ થાય છે. લવંગનું તેલ કાઢે છે. **લવંગઃ**—લઘુ, કડવી, ચક્ષુષ્ય, રૂચિકર, તીક્ષ્ણ, પાકકાળે મધુર, ઉષ્ણ, પાચક, અગ્નિદીપક, સ્નિગ્ધ, હૃદ્ય, વૃષ્ય, વિશદ; અને વાયુ, પિત્ત, કફ, આમ, ક્ષય, ઉધરસ, શૂળ, આનાહ વાયુ, શ્વાસ, ઉચકી, વાંતિ, વિષ, ક્ષતક્ષય, ક્ષય, તૃષ્ણા, પીનસ, રકતદોષ, આધ્માન વાયુ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) સર્દી ઉપર**—લવંગનો કાઢો કરી પાવો. (૨) મૂર્છા અને વાયુનો ઝટકો થાય છે તે ઉપર—લવંગ ઘસી અંજન કરવું. **(૩) રતાંધળા ઉપર**—લવંગ બકરીના મૂત્રમાં ઘસી અંજન કરવું (૪) **કફ અને ઉધરસ ઉપર**—ઠીકરૂં દેવતામાં તપાવી લાલ થયા પછી બાહેર કાઢી, એક વાસણમાં મૂકી તે ઉપર સાત એક લવંગ નાખવાં. તે શેકાયા પછી ઠીકરા ઉપર ધોળી ગરણીના પાલાનો રસ નાંખવો, તથા ઠીંકરૂં કાઢી લેઈ તે રસમાં લવંગ વાટી તે આપવાં. ગરમી થાય તો ધોળી ચણોઠીનો પાલો મોંમાં રાખવો. **(૫) દાંત દુઃખતા હોય તો તે ઉપર**—લવંગનો અર્ક ૩ પર લઈ દાંત ઉપર મુકવું. (૬) **અગ્નિમાંદ્ય, અજીર્ણ અને વિષૂચિકા એટલે કોલેરા ઉપર**—લવંગનો કાઢો અષ્ટમાંશ કાઢો કરી પાવો. **(૭) લવંગાદિ વટી ઉધરસ ઉપર**—લવંગ, મરી, બહેડાંનું દળ, એ સમાન અને એ ત્રણેણેના સમાન ખેરની અંતરછાલ કિંવા ધોળો કાથો નાંખી બાવળીયાની અંતરછાલના કાઢામાં ત્રણ માસા વજનની ગોળીયો કરી રોજ એ ત્રણવાર ગોળી મોંમાં રાખવી. એટલે ઉધરસ જલદીથી દૂર થાય છે. **(૮) લવંગાદિ ચૂર્ણ કાસાદિક ઉપરઃ**—લવંગ, જાયફળ અને પીંપર, એ અર્ધો તોલો, મરી ૨ તોલા, અને ૧૬ તોલા સુંઠ લેઈ તેનું ચૂર્ણ કરી તેમાં ચૂર્ણ જેટલી સાકર નાંખવી અને આપવી, એટલે પ્રબલરોગ, ઉધરસ, જ્વર, અરૂચિ, મેહ, ગુલ્મ, શ્વાસ, અગ્નિમાંદ્ય અને સંગ્રહણી એનો નાશ થાય છે. **(૯) વિષૂચિકા રોગમાં તૃષ્ણા કિંવા શોષ થાય છે તે ઉપર**—લવંગ કિંવા જાયફળ "અથવા નાગરમોથ એનુ' પાણી તપાવી થંડુ કરેલું પાવું (૧૦) **ઉધરસ, જ્વર, અરૂચી, પ્રમેહ, સંગ્રહણી અને ગુલ્મ ઉપરઃ**—લવંગ, જાયફળ, પીંપર એ એક ભાગ, બહેડાં ૩ ભાગ મરી બે ભાગ, સુંઠ ૧૬ ભાગ, એનું ચૂર્ણ કરી તે ચૂર્ણ સમાન તેમાં સાકર નાંખી તે ૬ માસા પર્યંત ખાવું.

---

## ૪૯૦ લસણ.

સં૦ રસોન. લશુન. મ૦ લસુણ. હીં૦ લહસન પુ૦ કાજુવા. બં૦ રસુન. ક૦ બીલીય એળુળી તૈ૦ એળુળીતેલ્લાગડ્ડ, ફા૦ સરી. અ૦ સુમઇસ્કુદીપૂન. સુમેલ હેયાર. ઈં૦ ગાર્લીકરૂટ. લા૦ એલીયમ્ સેટીયમ્.

લસણના છોડ ડુંગળી (કાંદા) જેવાજ થાય છે. એના કંદમાં આઠ દસ કળીઓ હોય છે, અને એને ડુંગળી જેવાં બી આવતાં નથી. એની કળીયો વાવવાના કામમાં આવેછે. લસણ સ્વાદને માટે બીજા પદાર્થોમાં નાખે છે. એની ચટણી કરેછે. તેમ કોઇ અથાણું પણ

કરે છે, લસણનો ઓષધોમાં ઘણો ઉપયોગ થાય છે. એના અંગે વાયુ નાશ કરવાની મોટી શક્તિ છે. લસણમાં ધોળી તથા રાતી એવી બે જાતી છે. પણ તે ગુણોમાં બહુતેક સરખીજ છે. એક કળીનું લસણ ગુણોમાં વધારે છે. **લસણ**:- ગુરૂ, ઉષ્ણ, વૃષ્ય, વીર્યપ્રદ, પાકકાળે અને રસરાળે તીખું, રસાયન તીક્ષ્ણ, સ્નિગ્ધ પાચક, મધુર, ભગ્નસંધાનકારક, કંઠપ્રિય, પિતલ, રક્તકોપન, બલકર, વર્ણકર, મેધાકારક, ચક્ષુષ્ય, સ્વાદુ, સારક, અગ્નિદીપક, કેશ્ય, અને, અરૂચી, કફ, વાયુ, કૃમિ. હૃદ્રોગ, સોજો, હેડકી, દમ. જ્વર, (તાવ), કોડ, આમ, પીનસ, શ્વિત્ર, કુષ્ટ, ગુલ્મ, શૂળ, જીર્ણજ્વર, અગ્નિમાદ્ય, મલાવષ્ટંભ, ઉધરસ, રાજ્યક્ષ્મો; (ક્ષય), કુક્ષિશૂળ એનો નાશ કરે છે. **એનું મુળ**: તીખું; **પાંત્રા.** કડવાં; **દાંડો** તુરો; **દાંડાનો,** અગ્રભાગ ખારો; અને **બીજ** મધુર છે.લસણ અતિસારી, મેહી, ગર્ભીણી, રક્તપિત્તી, શોષી, ઉલટીવાળાઓને આપવું નહિ. એ ઉપર ખાટાં, મદ્ય, માંસ એ પદાર્થ હિતકારક થાય છે; તથા વ્યાયામ, દુધ, ક્રોધ, ઘણું પાંણી, તડકા ગોળ એનું સેવન કરવાથી વિકૃતિ થાય છે. **ઉપયોગ**:— **(૧) કાન કુટયો હોય અને સણકા થતા હોય તો તે** ઉપર:- તેલમાં લસણ કઢવી તે તેલ કાનમાં પાડવું (૨) **નવાં વ્રણની ગાંઠ, ઉઠાણુ ગળું કાખમાંજરી વીગેરે ઉપર:** લસણ ચોળવું એટલે તે જીરે છે અથવા લસણ અને મરી એનો લેપ કરવો કિંવા એકલા મરીનો પણ લેપ કરવો, (૩) **શીતળાના ક્ષતમાં કીડા ન પડવા માટે**:—લસણ, રાળ અને હિંગ એની ધુંણી દેવી. એથી કરી કીડા પડયા હશે તો પણ તેનો જલદી નાશ થશે, (૪) **આધાશીશી** ઉપર;—લસણનો રસ નાકમાં પાડવો (૫) **પથરી ઉપરઃ**—લસણ, પીપરીમુળ, હરડાં, એકત્ર ખાંડી ખાવાં અને ઉપર ગોમમૂત્રનો ઘુંટડો પીવો. (૬) **આંમ, રક્ત અને મરડો એ** ઉપર:- લસુણ તોલા ૪ અને થોડાં શીરૂઘનાં કુંમળા પાંત્રા એકત્ર વાટી તેનો રસ ગરમ કરી પાવો. (૬) **સર્વ વાયૂ ઉપર**:- ૪ તોલા લસણ છોલી તેમાંહેની મોખ કાઢી નાખી હીંગ; જીરૂં, સીંધવ, સંચળ, સુંઠ, મરી, પીપર એનું ચૂર્ણ એકેક માસો નાંખી તેની ગોળીઓ કરી ખાવી અને તે ઉપર એરંડાનો કાઢો પીવો. તેથી કરી પક્ષાઘાત, સર્વાંગ વાયુ, ઉરૂસ્તંભ, કૃમિ, શૂળ, કટિશુળ, કુક્ષિશુળ, પેટમાંહેનો વાયુ વગેરે સર્વ પ્રકારના વાયુ દુર થાય છે. (૮) **વ્રણસંબંધી કૃમિ દુર થવા માટે**:— લસણ વાટી લેપ કરવો. **(૯) કુત્રાના વિષ ઉપર**:—જખમ પાણીવડે ધોઈ, પછી લસણ વાટી લેપ કરવો; તથા નવટાંક પાણીમાં લસણ કઢવી ૭ પૈસાભાર પાણી બાકી રહે એટલે ઉતારી પાવું. અને ભોજનમાં લસણ વધારે ખાવુ. દિવસ ૭. **બાળકોના આમ— સંગ્રહણી** ઉપર:—લસણની કળી લેઇ ઉભી ચીરી તેમાં બે તલ ભારથી અર્ધા અડદના દાણા જેટલું અફિણ ભરી તે કળી કિંચિત શેકી ખાવા આપવી. એ નીમપ્રમાણે પ્રત્યેક દિવસમાં બે વાર એ પ્રમાણે બે દિવસ ઔષધ ખવરાવવાથી રોગ મટી જઈ ગુણ આવે છે. મોટા માણસને અફિણ અડદ કરતાં કિંચિત કમિ આપવું. **(૧૧) અપસ્માર અને અર્દીત વાયુ (મોં વાંકુ થવું તે )**ઉપર:— લસણ વાટી તલના તેલમાં તળી સાથે ખરાવવું; અથવા લસણ નાંખી કરેલાં અડદનાં વડાં તલના તેલમાં તળી માખણમાં ખાવાં. **(૧૨) સર્દીએ કાનમાં કંઈ થતુ હોય તો—** લસણની કળી છોલી રૂની અંદર વીંટાળી કાનમાં રાખવી. **(૧૩) આમવાત ઉપરઃ—** લસણની કળીયો અર્ધો તોલો ગાયના ઘીમાં તળી ભોજન સમયે પ્રથમ ગ્રાસમાં (કોળીયામાં) નિત્ય સેવન કરવી. **(૧૪) અસ્થિભંગ ઉપર રસોનાદિ કલ્ક**—લસણ, મધ, લાખ અને સાકર એનો કલ્ક ઘી નાખી આપવો એટલે ભાગેલા કે ઉતરી ગયેલા હાડકાનું ઘણી ત્વરાથી સંધાન થાય છે. **(૧૫) ઉદરરોગ ઉપર**— શુધ્ધ કરેલું લસણ (છોલી એક રાત્રી છાશમાં પલારી રાખી પછી અંદરની મોખ કાઢી નાખવી તે) એક ભાગ, સીંધવ અર્ધો ભાગ, હિંગ

શેકેલી પા ભાગ અને બધાઓના બરોબર આદાનો રસ લેઈ તેમાં ખલ કરી ચાર ગુંજા (ચણોઠી) ભાર પ્રમાણે ગોળીયો કરવી. તેમાંથી એક અથવા બે ગોળીયો ગાયની છાશમાં અથવા આદાના રસમાં આપવી એટલે ત્વરિત ગુણ આવે છે, અને મોટું થયેલું પેટ પણ જલદીથી ન્હાનું થઈ મલશુધ્ધિ પણ સાફ થાય છે. **(૧૬) વાળા ઉપર**—લસણ, ચીત્રો અને રાઈ એ પાણીમાં વાટી તેની થેપલી કરી નારૂ ઉપર બાંધવી. **(૧૭) વિષમ જ્વર અને સંપૂર્ણ વાતવ્યાધિ ઉપર**—લસણના કલ્કમાં તલનું તેલ અને સીંધવ નાખી પ્રાતઃકાળે સેવન કરવાથી વિષમ જ્વર અને સંપુર્ણ વાતવ્યાધિ એને હરણ કરે છે. **(૧૮) શૂળ ઉપર**—લસણ ઘીમાં ખાવું. **(૧૯) શરિરમાંહેની ગર્મીથી અંગ ઉપર પસરનારાં લાલ ચાંદાં થાય છે તે ઉપર અને દાદર ઉપર**—લસણ છોલી વાટી તેનો રસ ત્રણ દિવસ ચોળવો એટલે એ વિકાર દુર થશે.

---

## ૪૯૧ લીંડીપીપર.

નામનંબર ૩૬૩માં

લીંડી પીપરના વેલા હોય છે. એનાં પાંત્રા નાગરવેલના પાંત્રા જેવાં હોય છે, તથા ગોળ અને તીખાં હોય છે. આ વેલા ઉપર ભાદ્રપદ માસના સુમારે શિંગો આવે છે. તેને પીંપરો કહે છે. પીપરમાં જાડી અને બારીક એવા બે પ્રકાર છે. બારીક પીંપરને "લેંડી પીપર" કહે છે. કોકણમાં કેટલેક ઠેકાણે ડુંગરાળ પ્રદેશમાં પીંપરના વેલા ઉત્પન્ન થાય છે. પીપર વાતનાશક અને ઉષ્ણ છે. પીપરીના મૂળોને "પીપરીમૂળ" કહે છે. તાજી લીલી પીંપરોનું અથાણું કરે છે. **પીંપર**—સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, તીખી, કડવી, અગ્નિદીપન કરનારી રસાયન, ભેદક, લઘુ, હૃદયને પ્રિય, પચનકારક, પિત્તકર્તી, તથા તીક્ષ્ણ અને વાત, દમ, ઉધરસ, કફ, ક્ષય, તાવ, અરૂચિ, કોડ, ગુલ્મ, મૂળવ્યાધ, પ્રમેહ, કવલુ, ઉંદર, ત્રિદોષ, તૃષા, આમાંશ, કૃમિ, અજીર્ણ, પાંડુરોગ, કમળો અને શૂળ એની નાશક છે. એ નવી તાજી હોય ત્યારે સ્નિગ્ધ, શીતકરનાર, મધુર, ગુરૂ, કફકર; અને પિત્તનાશક છે. **સૈહુલી પીપર**—તીખી, ઉષ્ણ, અગ્નિદીપક, કોષ્ટ શુદ્ધિકારક છે. અને કૃમિ, કફ, વાત, શ્વાસ એની નાશ કરનાની છે. **વાનર પીપર**—કડવી, તુરી, મીઠી; અને મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, વિસ્ફોટ, યોનિશુલ એનો નાશ કરે છે. **રાન પીપર**—ઉષ્ણ, તીક્ષ્ણ, રૂચિકર અને દીપન એવી છે. એ લીલી હોય ત્યારે વધારે ગુણવાળી હોય છે. સુકી અલ્પ ગુણી છે. અને અતિતીક્ષ્ણ છે. **પીપળીમુળ**—અગ્નિદીપક, રૂચિકર પિત્તલ, પાચક. રૂક્ષ, ભેદક, તીક્ષ્ણ, તીખાં, ઉષ્ણ, લઘુ; અને આમ, પ્લીહા, શૂળ, ગુલ્મ, ઊદર, વાયુ, કફ, દમ, ઉધરસ, આનાહ, કૃમિ, ક્ષય, કફોદર, વાતોદર એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) સર્વ વાતવિકાર તથા શ્વાસ કાસ ઉપર ચૌસઠ્ઠી પીપર**—પીપરનો એક સરખો ચોસઠ પ્રહર ખલ કરવો એને ચૌસઠ્ઠી પીપર કહે છે. એ પીપર ઘણીજ તિવ્ર થાય છે. એ ચોખાભાર જેટલી મધમાં ખાવી. એથી ઘણોજ દાહ વગેરે થાય તો ઉતાર ઘી અને ભાત આપવો. **(૨) અપસ્માર, વાયુગોળા ઉપર** (આ વાયુનો ગોળો એકાએક ઉત્પન્ન થઈ કાળજા પર્યંત આવે છે. અને ન્હાના ગોળા જેવડો એકજ ઠેકાણે દેખાય છે.) પીપર બે ભાગ, મરી ત્રણ ભાગ, અને સીંધવ ૧ ભાગ એની ભૂકી કરી તે છાશના પાણીમાં ૭ માસા પર્યંત આપવી. **(૩) પીપરનું ચૂર્ણ**—પીપરનું ચૂર્ણ કરી તે ગોળમાં ખાવું એટલે અરૂચિ, હૃદયરોગ, શ્વાસ, કાસ, ક્ષય, કમળો, અગ્નિમાંદ્ય, પાંડુરોગ અને જીર્ણ જ્વર એનો નાશ થાય છે. પીપરનું ચૂર્ણ મધમાં ખાવાથી મેદ, કફ, શ્વાસ, કાસ, જ્વર, પાંડુરોગ અને પ્લીહા, એનો નાશ કરે છે. **(૪) નિદ્રા ન આવતી હોય તો**—પીપરીમૂળનું ચૂર્ણ ગોળમાં ખાવું. **(૫) શ્વાસ ઉપર**—પીપરીમૂળનો આઠ પ્રહર ખલ કરી તે ચૂર્ણ મધમાં આપવું. **(૬) સ્તનમાં દુધ આવવા માટે**—ગરમ કરેલા દૂધમાં બે માસા પીપરનું ચૂર્ણ નાખી પાવું. **(૭) ઉલટી, કાસ**

**અને હેડકી ઉપર**—પીપરનું ચૂર્ણ અને મોરના પિછાની રાખ મધમાં કાલવી વારંવાર ચાટવું. (૮) **આમાતિસારમાં શુળ થયા છે તે ઉપર**—પીપર અને હરીતકી એનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું એટલે સુખ રેચન થઈ શુળ રહી જશે. (૯) **રતાંધળા ઉપર**—ગોમૂત્રમાં પીપર ઘસી અંજન કરવું, અને અગથીઆની ભાજી રોજ ખાતાં જવી. (૧૦) **પથરી ઉપર**—પીપર અને મધ નાખી છાશ પ્રાશન કરવું. (૧૧) **સર્વ ઉદરરોગ ઉપર**—ગોમૂત્રની અથવા થુરીયાના દૂધની સહસ્ત્ર ભાવનાઓ આપેલી પીપર ખવરાવવી; અથવા વર્ધમાન પીપર આપવી. કિંવા થુરીયાના દૂધમાં પીપરનો ૭ દિવસ ખલ કરી તે શકિત પ્રમાણે આપવી અને તેનોજ પેટ ઉપર લેપ કરવો. ( ૧૨ ) **વર્ધમાન પીપર**—ગાયનું દૂધ ૪ તોલા, પાણી ૧૬ તોલા, પીપર ત્રણ ચાર એ સર્વ એકત્ર કરી કલઈના વાસણમાં કઢવી પાણી બળી જાય એટલે તેમાંની પીપર ચાવી ઉપર દૂધ પીવું. **બીજો પ્રકાર**—પીપરો પાંચથી વીસ પર્યંત ચઢાવવી. પછી ઉતરતાં ઉતરતાં પાંચ પર્યંત આવવું. પરંતુ દૂધમાં પાણી નાંખવું નહિં. એકલું દૂધજ અર્ધું બાળવું અને પીપરો ખાઈ ઉપર દૂધ પીવું; અથવા એકલું દૂધજ પીવું, પીપરો ખાવી નહિં. દોષતારતમ્ય જોઈ યોજના કરવી; એટલે જીર્ણજ્વર, કાસ, પાંડુ, ગુલ્મ, અર્શ, પ્રમેહ, ઉદર, અગ્નિમાંદ્ય, વાતરોગ એ દૂર થાય છે. (૧૩) **અન્ન ન પચતું હોય તો**—જમ્યા પછી લાગલીજ પીપરની ભૂકી મધમાં ખાવી. ( ૧૪ ) **ગુલ્મ રોગ ઉપર**—પીપર અને જવખાર એનું ચૂર્ણ ૩ માસા આદુનો રસ અને મધ એમાં આપવું. (૧૫) **વમન થવા માટે**—પીપર, મીંઢળ અને સીંધવ એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. (૧૬) **આમશૂળ, અજીર્ણ અને સોજા ઉપર**—પીપર અને સુંઠનું ચૂર્ણ ગોળમાં ખાવું. (૧૭) **કફરોગ ઉપર**—પીપરના ચૂર્ણમાં ઘી અને મધ વિષમ ભાગે નાખી તે ખાવું. ( ૧૮ ) **અપસ્માર ઉપર**—પીપર લીમડાનાં રસમાં ઘસી નસ્ય આપવું. (૧૯) **અમ્લપિત્ત ઉપર**—પીપળીમૂળના ગંઠોડાનું ચૂર્ણ પ્રતિવેળા પા તોલો સાકરમાં ખાવું. આ ઔષધ પ્રત્યેક બે વખત પ્રમાણે એક મહિનો આપવું. (૨૦) **બાળકના તાવ, ઉધરસ, અતિસાર, અને ઉલટી એ ઉપર**—પીપર, મજીઠ, નાગરમોથ, અને કાકડશિંગી એનું માસા બે માસા ચૂર્ણ મધમાં આપવું. ( ૨૧ ) **ઉલટી ઉપર**—પીપળીમૂળના ગંઠોડાનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી તેમાં તેટલુંજ સુંઠનું ચૂર્ણ મિશ્ર કરવું, તથા પ્રત્યેક વેળા ૭ માસા મધમાં ત્રણ માસા ખલી ખાવું. (૨૨) **વાત-કફજ્વર ઉપર**—પીપરનો કાઢો મધ નાખી પાવો. (૨૩) **હૃદ્રોગ, જ્વર, ઉધરસ, ક્ષય એ ઉપર**—૯૬ તોલા ગાયનું દુધ મંદાગ્નિ કરી અર્ધું બાળી થંડુ થયા પછી તેમાં સાકર, મધ, ઘી એ બેબે તોલા અને પીપરનું ચૂર્ણ ૧ તોલો નાખી તે દુધ પીવું. (૨૪) **બાલકોને આયનેર** ( ગર્ભીણી માતાનું દુધ પીવાથી બાળકને ઉધરસ, અગ્નિમાંદ્ય, ઉલટી, ઝાંપડ, અરૂચિ અને ભ્રમ એ થાય છે. તે રોગ થાય છે અને તેનું પેટ મોટું થઈ તડતડીત દેખાય છે.) **થાય છે તે ઉપર**—પીપરની ભૂકી મધમાં ખલી એક અડદથી ચણોઠી પર્યંત બાળકની શકિત પ્રમાણે ચટાડવું. (૨૫) **મૂર્ચ્છા ઉપર**—પીપરનું ચૂર્ણ મધમાં ખલી તેનું ચાટણ આપવું. (૨૬) **આમવાત ઉપર**—ગાયનું દુધ ૧ શેર લેઇ તેમાં પીપર એક સંબંધ અને ભીલામો ચાર કાતરી કરી નાંખી પાશેર શેષ રહે ત્યાં સુધી ઉકાળી તેમાં સાકર નાંખી તે દુધ પાવું. (૨૭) **ઉદાવર્ત અને ગુલ્મ રોગ ઉપર**—પીપરો ૪ લેઈ ચૂર્ણ કરી તે બે તોલા પાણીમાં મેળવી તે વસ્ત્રગાળ કરી તેમાં તોલો કિંવા બે તોલા ગાયનું ઘી નાંખી પીવું. (૨૮) **ઉધરસ ઉપર**—પીપરીમુળના ગંઠોડા, સુંઠ, અને બહેડાદળ એનું ચૂર્ણ મધમાં આપવું. એટલે ઉધરસ ત્વરિત જાય છે. (૨૯) **દંત રોગ ઉપર**—પીપર, જીરૂં અને સીંધવ એનું ચૂર્ણ કરી દાંતોના મૂળોમાં ઘસવું એટલે સણકા, સોજો, દાંતનું હાલવું વગેરે વિકારો શમે છે. (૩૦) **મૂળવ્યાધી ઉપરઃ**—પીપરનું ચૂર્ણ છાસમાં આપવું. (૩૧) **વાતવિકાર ઉપરઃ**—વીસ તોલા દુધ ગરમ ક

રવા મૂકી અને ઉકાળ્યા પછી તેમાં પીપરીમુળ નાં ગંઠોડાનું વસ્ત્રગાળ ચૂર્ણ એક તોલા પર્યંત નાંખવું; તથા સારૂં ઉકળતાં સુધી તે હલાવી ઉકાળવું. પછી તેમાં સાકરની ભૂકી એક તોલા પર્યંત મિશ્ર કરી પ્રતિ દિવસે સવારે એકવાર પ્રમાણે આપવું. **(૩૨) પરિણામ શૂળ ઉપરઃ**—પીપરનું ચુર્ણ ૪ તોલા, ગોળ ૧૬ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, એ પદાર્થે ૨૫૬ તોલા દુધમા પકવ કરી તેમાંથી રોજ સવારે ૪ તોલા પર્યંત આપવું. **(૩૩) સર્વ પ્રકારના શિરોરોગ ઉપરઃ**—પીપર તથા સીંધવ પાણીમાં ઘસી તેનાં બે ત્રણ ટીપાં નાંકમાં પાડવાં એટલે ત્વરિત ગુણ આવશે. **(૩૪) વિષમ જ્વર, હૃદ્રોગ, ઉધરસ, દમ, ક્ષય એ ઉપરઃ**—પંચસાર (મધ, ઘી, દુધ, પીપર, ધોળી સાકર એ પાંચ) એકત્ર કરી મસળી ખવરાવવું. **(૩૫) ધાતુગત, જ્વર, દમ, ઉધરસ, પાંડુ, ધાતુક્ષય અને અગ્નિમાંદ્ય એ ઉપરઃ**—મધ એક ભાગ, ઘી બે ભાગ, પીપર ચાર ભાગ, સાકર આઠ ભાગ, દુધ બત્રીસ ભાગ, તથા ચાતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર) એ ૬ ભાગ, એ પ્રમાણે નાંખી પચન કરી તેના મોદક કરવા. અને તેમાંથી રોજ એક ખાવો. **(૩૬) રક્તપિત્ત ઉપરઃ**—પીપર મધમાં ચાટવી. **(૩૭) પાચક પીપરઃ**—પીપરો લીંબુના રસમા ભીજવી રાખી તેમાં સીંધવનું ચુર્ણ નાંખવું. બે ચાર દિવસ ભિજાયા પછી સુકવી રાખી તેમાંથી બે ચાર પીપરો દરરોજ ખાતાં જવી. એટલે અજીર્ણવિકાર વગેરે જઈ મોંમાં રૂચિ આવે છે. અને અન્ન પચન થાય છે. **(૩૮) વાળા ઉપરઃ**—પીપરીમુળ થંડા પાણીમા ઘસી પ્રાશન કરવું.

---

## ૪૯૨ કડવો લીંમડો

સં૦ પ્રભદ્ર. મ૦ કડુ. બાળંતલીંબ. હીં૦ બં૦ નીમ. તા૦ તુ૦ ક. બેવું. તૈ૦ વેપ્યા. મલા૦ વેપ્પુ. ગો. બેવારૂકુ ફા૦ નેનબ. નીમદરખ્તહ. ઈં૦ નીંબટ્રી લા૦ એઝાડિરેક્ટાઇંડીકા.

આ વૃક્ષ ઘણુંજ મોટું થાય છે. અને હિંદુસ્થાનમાં સર્વત્ર થાય છે. એનાં પાંત્રાં કાત્રાદાર હોઈ એને ધોળા રંગના બારીક ફુલો આવે છે. એના અનેક ગુણો ઉપરથી એ ઝાડ આ ભૂલોકમાનું કલ્પતરૂજ છે એમ કહેવાને કોઈ બાધ આવતો નથી. પ્રાચીન આર્ય ઋષિવર્યોએ એના અલૌકિક ગુણોનો શોધ કરી એને મોટું શ્રેષ્ટ પદ આપેલું છે. એના સેવનથી અનેક વ્યાધિઓ નિર્મુળ થાય છે. એટલા માટે **વર્ષપ્રતિપદાના** દિવસે એનાં **કુમળા પાંત્રા** અને **ફુલો મરી,** હિંગ સીંધવ. જીરૂં અજમો, આમલી અને ગોળ એમાં શુચિર્ભૂત, થઈ સર્વેએ ભક્ષણ કરવું, એવો પ્રાચિન શાસ્ત્રકારોએ એક નિયમજ ઠરાવી આપેલો છે, એ નિયમે કરી વર્ષમા એકવાર પણ એ સર્વરોગ પરિહારક વૃક્ષનાં પાંત્રાં આપણા ખાવામાં આવે છે. એ દુરદર્શી શાસ્ત્રકારોનો આપણા ઉપર મોટો ઉપકાર છે, એમ સમજવું જોઇએ. એ વૃક્ષનાં એકલાં પાંત્રાંજ ખાઈ રહેનાર તેજઃપુજ તથા શકિતમાન એવા કેટલાક **વિરકત પુરૂષો** કદી કદી આ આપણી નજરે પડે છે તેથી કરી એ વૃક્ષમાનાં અલૌકિક ગુણ જ્ઞાનમાં આવી આપણે ઘણું આશ્ચર્ય જણાય છે. આ દેશમાં **સ્ત્રિયો પ્રસુત** થાય એટલે તેને પ્રથમ ત્રણ દિવસ પર્યંત ભોજનના પહેલાં લીંમડાનાં પાંત્રાંનો રસ આપે છે. આ યોજના ઘણીજ ઉત્તમ છે. જે સ્ત્રિઓ આ રસ મનથકી લે છે તેને દુધ વધારે આવી તે જલદી નિરોગી થાય છે. તેને પછી **સુવારોગ** જેવો પ્રાણહારક રોગ ઉત્પન્ન થવાની બીક નથી. પણ જે સ્ત્રીંઓ આ રસ લેવાની હા ના કરે છે, તેઓને ઘણુંકરી દુર્ધર વ્યાધી પ્રાપ્ત થાય છે. હમણાના કાળમાં એવી દુર્ધર વ્યાધી પ્રાપ્ત થઈ મૃત્યુમુખે પડેલી સ્ત્રીઓની ઘણીજ સંખ્યા નજરે આવે છે. તેનું મુખ્ય કારણ પણ એજ છે એમ જણાય છે. વિયાએલી [સુવાવડી] ગાયને પણ જો આ પાલો ખાવાને નાંખે, તો તેને પણ દુધ વધારે આવી તે નિરોગી અને સશકત થાય છે. એ વૃક્ષની છાયા શિતળ હોઇ તે ઘણીજ નિરોગી છે. ઉન્હાળામાં એ વૃક્ષની છાયાથી ઘણો આરામ મળેછે. સાર્વજનિક દેવાલયો, ધર્મશાળા, રસ્તા ઇત્યાદિ ઘણેક ઠેકાણે આ વૃક્ષ ફક્ત છાયા માટે અને સ્વચ્છ હવા માટે વા

વે છે. જેના ઘર આગળ લીંમડાનું વૃક્ષ છે તેના ઘરમાંની હવા સર્વકાળ નિરોગી હોઇ તેઘરમાં રહેનાર માણસોને આ વૃક્ષના યોગેકરી ઘણો આનંદ પ્રાપ્ત થાય છે. આ લીંમડાનું વૃક્ષ ઘણું જુનું થાય એટલે એના લાકડાનો **શુદ્ધ ચંદન** જેવો સુવાસ આવે છે. એનાં **લાકડાં** ઈમારતી કામમાં ઉત્તમ હોઇ, એના અંગની કડવાશથી એને કીડા લાગવાનો ભય રેહતો નથી. આ વૃક્ષ પુષ્કળ વર્ષો સુધી ટકી લોકોને તેના થકી સેંકડો ફાયદા થાય છે. આ વૃક્ષ એક વખત કાપ્યું હોય તો પુનઃ એનાં મૂળ ફુટી એનું કેટલાક વર્ષે મોટું વૃક્ષ બને છે; એવી રીતે કેટલીકવાર કાપી પુનઃ વધેલાં એવાં પુષ્કળ વૃક્ષો આપણી નજરે આવ છે, આ પણ એનામાં એક મોટો ગુણ છે. પીંપળો અને લીંમડો એ બંનેની ઘણીજ મૈત્રી છે. જ્યાં જ્યાં પીંપળાનો છોડ હોય છે ત્યાં લીંમડાનો પણ હોય છે, એવો સાધારણ નિયમ છે. લીંમડા પ્રમાણે પીંપળાનું વૃક્ષ પણ મોટું ઉપયોગી છે. વડ, પિંપળો, ઉંબરો નાંદરૂખ, બીલી તુળસિ, ઇત્યાદિક વૃક્ષને જે મોટાં પવિત્ર માનેલાં છે એવું જણાયછે. આવા ઉપયોગી વૃક્ષનાં અલૌકિક ગુણો સાંમું ન જોતાં અને તેનો અપણા શરીર રક્ષણાર્થે ઉપયોગ ન કરતાં, સારાસાર વિચારનો ત્યાગ કરી પરકીયોનું પણ એ નિષિધ્ધ પાણી, પવિત્ર ગંગોદક સમજી નિઃશંકપણે પીવામાં આવે છે. આવી સ્થિતિ થએલી જ્યારે આપણી દૃષ્ટોપ્તત્તીમાં આવે છે, ત્યારે ધિક્કા છે એવા જીવવાનો!! જે દયાળુ પ્રમેશ્વરે હિંદુસ્થાનવાસી આર્યજનોના શરિરરક્ષણાર્થ હજારે ઔષધિ અને વનસ્પતિ ઉત્પન્ન કરી રાખેલી છે, તેનો ઉપયોગ અને શોધ ન કરતાં તે પરમેશ્વરી પદાર્થોનો ધિક્કાર કરી પરકીયોનું પરકીય હવામાંનું. નિષિધ્ધ અને પરિણામે અપકારક એવું ઔષધ પીવું એના જેવી શરમની, લજાવનારી, અત્યંત ખેદની અને દુખની કોઇજ વાત નથી ! ! ! '' ગોળ સેવનાર કરતાં લીંમડો સેવનાર સારો થાય છે'' એ કહેવત પુર્ણપણેલક્ષમાં લાવો. આ નિંબવૃક્ષવર્ણન પ્રથમ કડવું લાગનાર પરંતુ પરિણામે નિરંતર સારૂં લાગનાર છે, એટલા માટે નક્કી વિચાર કરી તે-પ્રમાણે આયુષ્યમાં વર્તન રાખો; એટલે નિંબરસપ્રમાણેજ તેનું પરિણામ સારૂં થશે. ખેતરના ખેડા ઊપર બાવળનું ઝાડ હોય તો તે જમીનમાંનો પૌષ્ટિક અંશ ખાઇ જઇ તે જમીન નિઃકસ કરી નાખે છે. પરંતુ લીંમડાના ઝાડની તેવી વાત નથી. એ ઝાડો ખેતરના ખેડા ઉપર હોવાથી તે થકી ખેતરને કોઇ પણ પ્રકારનું નુકસાન થતું નથી એટલા માટે ખેડુતોએ એ ઝાડને અવશ્ય ખેડાઉપર વાવવું જોઇએ. **કડવો લીંમડો**—ઠંડો, કડવો, લઘુ, ગ્રાહક, તિખો, અગ્નિમાંદ્યકારક, સોજાને થકવનાર, વ્રણશોધક, બાળકોને હિતકર, હૃદ્ય; અને કફ, વ્રણ, સોજો, કૃમિ, ઉલટી, પિત્ત, વિષ, હૃદયદાહ, વાયુ, કોડ, શ્રમ, તૃષા, અરૂચિ, રકતદોષ. ઉધરસ, તાવ, મેહ એનો નાશ કરે છે. એનો **કુમળો પાલો**—ગ્રાહક, વાતકર; અને રકતપિત, કોડ, નેત્રરોગ એનો નાશ કરે છે. **જુનાં પાંદડાં** વિશેષે કરી વ્રણનાશક છે. **લીંમડાની ડુંખો**—કાસ, શ્વાસ, ગુલ્મ, હરશ, કૃમિ અને પ્રમેહ એનો નાશ કરે છે. એનાં **કુમળાં** (કાચાં) **ફળ**—ભેદક, સ્નિગ્ધ, ગરમ; અને મેહ, કોડ એનાં નાશ કરનારા છે. **પાકેલાં ફળો**—મધુર, કડવાં, સ્નિગ્ધ, ગુરૂ, પિચ્છલ; અને નેત્રરોગ, કફરોગ, ક્ષતક્ષય, રકતપિન્ત એનો નાશ કરે છે. એનાં **બિયાંમાની મીજ**— કુષ્ટ અને કૃમિ એનો નાશ કરે છે. **નિંબપંચાંગ**—પિન્ત, રકતદોષ, કંડુ, દાહ, વ્રણ, નાશક છે. **બિયાંનું તેલ**—કિંચિત ઉષ્ણ, કડવું; અને કૃમિ, કોડ, કફ, વ્રણ, વાતપિન્ત, પિન્ત, અર્શ, રકતવિકાર, વાયુ, શોફોદર, તાવ. જરા અને કફ, પિન્ત, એનો નાશ કરે છે. કડવા લીમડાની છાલનો ઉપયોગ વૈદ્યકશાસ્ત્રમાં કાઢામાં અનેક ઠેકાણે આવેલો છે; પરંતુ વિસ્તારભયને લીધે તેનું વર્ણન અહીં નહીં કરતાં. જુદા જુદા સ્થળે ઉપયોગ કરેલો છે. (૧) **વ્રણ ઉપર**—કડવા લીંમડાનો પાલો વ્રણ [ ગુમડા ] ઉપર મોટો ઉસ્તાદ છે નાડીવ્રણાદિ ભયંકર વ્રણ. દર રોજ લીંમડાનો પાલો પાણીમાં સારો ઉકાળી તે પાણીએ ધોઈ નાંખવાં; એટલે તેનું શોધન થઇ તે રૂઝાઇ આવે છે (૨) **જે**

**વ્રણુ (ગુમડુ) ફુટી પાચ નીકળે છે તે સારૂ થવા માટે**—કડવા લીંમડાનો પાલો વાટી મધમાં મેળવી ચોપડતા જવું, એટલે તે સારૂં થાય છે. **ખસ ઉપર**—આ પાલો બાળી જુના તેલમાં અથવા કરંજેલ તેલમાં ખલી ચોપડવો. **(૪) સર્પના વિષ ઉપર**—કડવા લીંમડાનો પાલો મોટું ઉસ્તાદ ઔષધ છે. **સર્પના વીષ ચડયાની પરિક્ષા** એવી છે કે, વિષાર થએલા માણસને કડવા લીંમડાનો પાલો અથવા મીઠું અગર મરચાં ખાવા આપવાં તેને જો કડવું, ખારૂં અથવા તીખું સમજવામાં આવે નહીં, તો વિષ ચડયું અથવા દંશ થયો છે એમ સમજવું. પછી તેને વિષ ઉતારતા સુધી લીંમડાનો પાલો ખાવા આપવો, કિંવા પાલાનો અથવા છાલનો રસ પાવો એટલે વિષ ઊતરશે. **(૫) પિત્ત પડવાનેઃ**—લીંમડાના પાલાનો રસ પાણી નાંખી તે પીવા આપવો; એટલે ઉલટી થઈ પિત્ત પડશે. **(૬) ગર્મી ઉપરઃ**—લીંમડાના પાલાનો રસ ખડીસાકર નાંખી સવાર સાંજ એ પ્રમાણે ૭ દિવસ સેવન કરવાથી કોઇપણ પ્રકારની ગર્મી હોય તો તે નકકી સારી થાય છે. **(૭) મહારોગ ઉપરઃ**—આ પાલો મોટો ઉસ્તાદ ઔષધ છે. ન્હાવાના પાણીમાં આ પાલો કઢવી તેણે સ્નાન કરવું. અને એનો અંગરસ કિંવા આ પાલો ગાયના દૂધમાં વાટી, તે રસ સેવન કરવો; એટલે ૨–૩ મહિનામાં રક્તપિત્તી અને દુર્દ્ધર કુષ્ટરોગનો નિશ્ચયે કરી નાશ થાય છે. પથ્ય માલ પાળવી. તેમજ રોગીએ નિત્ય રાત્રે કડવા લીંમડાની છાયામાં સુવાનો રીવાજ રાખવો. **(૮) દાહયુક્ત સોજા ઉપરઃ**—પાંલા વાટી ચોપડવાં એટલે દાહ કમી થાય છે અને રક્તદોષ નહીં જેવો થાય છે. **(૯) પિત્તજ્વરમાં જે અતિશય દાહ થાય છે તે ઉપરઃ**—લીંમડાના પાલાનો રસ શરીરે ચોળવો. તેથી બળતરા કમી થાય છે. **(૧૦) ઉષ્ણ જ્વર ઉપરઃ**—લીંમડાની ડાંખલી, કડુકી અને કરીયાતું એનો કાઢો મધ નાંખી આપવો. **(૧૧) કામીણુ રોગ ઉપરઃ**—લીંમડાની અંતરછાલનો રસ કાઢી, તેમાં મધ અને થોડું સુંઠનું ચૂર્ણ નાંખી આપવો. **(૧૨) ખસ ઉપરઃ**—જુના લીંમડાનું સુકાયલું લાકડું પાણીમાં ઘસી ચોપડવું. **(૧૩) વિષમ જ્વર ઉપરઃ**—કડવા લીંમડાની છાલના કાઢામાં ધાણા અને સુંઠનું ચૂર્ણ નાંખી આપવો; એટલે તાબડતોડ ગુણ આવે છે. આ ઔષધ "કોયનેલ" કરતાં ઘણું ઉત્તમ હોઈ ગુણોએ પણ તે કરતાં શ્રેષ્ટ છે. **મૂળવ્યાધ, કૃમિ અને પ્રમેહ ઉપરઃ**—લીંમડાની કાચી લીંબોળીઓ ખાવી; **(૧૫) ખસ ઉપરઃ**—કડવા લીંમડાનાં બિયાં વાટી ચોપડવાથી ખરજ સારી થાય છે. અને ઉંદરી જવા માટે પણ એ બિયાં વાટી માંથે ચોપડવાં. **(૧૬) સુવારોગ ઉપર ઉપચારઃ**—જુના લીંમડાની અંતરછાલ કાઢી, તેના બારીક તુકડા કરી તે હાંલ્લીમાં ઘાલવા. અને ઢાંકણું દેવું. એવું ત્રણ હાંડા પાણી સારૂં આધણ આવે ત્યાં સુધી ઉકાળવું. પછી જે સ્ત્રીને સુવારોગ થયો હોય તેને એક ખાટલા ઉપર સુવાડી પ્રથમ એક હાંડો લાવી તેના મસ્તક નીચે રાખવો. તેમાંનો બાફ (વરાળ) કમી થયા પછી બીજો હાંડો લાવી માંથા નીચે રાખવો, અને પ્રથમનો હાંડો કમર નીચે રાખવો. માથા નીચેના હાંડાની બાફ કમી થયા પછી તે કમર નીચે રાખવો અને કમર નીચેનો પગ નીચે રાખી, ચૂલા ઉપરનો ત્રીજો હાંડો મસ્તક નીચે મૂકવો. તેની બાફ કમી થયા પછી પગ નીચે રાખવો. એ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવી; એટલે પરસેવાના રૂપે શરિરમાંની સર્વ વ્યાધિ નીકળી જઈ રોગ સારો થાય છે. **(૧૭) મુળ વ્યાધિ ઉપરઃ**—લીંમડાનાં બિયાં તેલમાં તળી તેમાંજ ખલી તથા તેમાં થોડો ફુલવેલો મોરથુથુ નાંખી તે મલમ મૂળને ચોપડવું; એટલે મોડ ગરી પડે છે, અને...કંદ ગરી પડે છે. **(૧૮) સર્પનું વિષ કદીપણ ન ચઢવા માટેઃ**—લીંમડાનાં પાંત્રા નિત્ય સવારે ખાવાં; એટલે સર્પદંશ થયો હોય તોપણ તેને વિષ બાધ કરતું નથી. **(૧૯) મુળવ્યાધિ ઉપરઃ**—લીંમડાના ૨ પાંત્રા બારીક વાટી મગની પલારેલી દાળમાં મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમાં તળી રોગીને ૨૧ દિવસ

ખવરાવવું ; એટલે ગુદામાંના સર્વે મસા ગરી પડશે. આ ઔષધ લેનારે સમુદ્રનું મીઠું ખાવું નહીં. સીંધવ ખાવું. **(૨૦) સ્ત્રીને પ્રસવ થતુ ન હોય તો:**—લીંમડાનાં મૂળ કમરે બાંધવાં એટલે જલદી છુટકો થાય છે. પ્રસુત થવા સાથે મૂળ છોડી નાંખવાં. **(૨૧) સોમલના વિષ ઉપર અને કૃમિ ઉપર:**—લીંમડાના પાલાનો રસ આપવો. **(૨૨) અફિણના વીષ ઉપર:**—કડવા લીંમડાના પાલાનો યંત્રવડે અર્ક કાઢી આપવો. **(૨૩) પંચનિંબ ચૂર્ણ કુષ્ટાદિક ઉપર:**——મૂળ, પાંત્રા, ફુલ, ફળ, છાલ, એવાં પાંચ અંગો, તેનું ૬૦ તોલા લઇ પછી લોહ ભસ્મ, બાળહરડાં, અરણીનાં બીજ, ત્રીફળાં, ભીલામો, વાવડીંગ, સાકર, આંમળાં, હળદર, પીંપર, મરી, સુંઠ, બાવચો, ગરમાળાની શીંગોમાંનુ મગજ, અને ગોખરૂ એ પંદર ઔષધો ચાર ચાર તોલા લેઈ બધાનું ચૂર્ણ કરવું. પછી લીંમડાનું અને આ ચૂર્ણ એકત્ર કરી તેને ભાંગરાના રસનો એક પુટ આપવો. પછી ખેરની છાલનો અષ્ટમાંશ કાઢો કરી તેનો એક પુટ આપવો અને સુકવવું. આ ચૂર્ણ નિત્ય એક તોલો ખેરની છાલના કાઢામાં અથવા ઘીમાં અથવા ગાયના દૂધમાં આપવું; તેથી કરી એક મહિનામાં બધા કોડ દૂર થાય છે. આ ચૂર્ણ સર્વ રોગનું નાશક છે. **(૨૪) પિત્ત ઉપર:**—લીંમડાની કુંપો, ધાણા, સુંઠ અને ખડીસાકર એનો કાઢો આપવો. **(૨૫) યોનીશૂળ ઉપર:**—લીંમડાની લીંબોળીઓ અને એરંડીયા, લીંમડાના રસમાં વાટી ગોળી કરવી અને તે યોનિમાં રાખવા આપવી, કિંવા એનો યોનિએ લેપ કરવો. **(૨૬) કૃમિ ઉપર:**—લીંમડાનાં પાંત્રા હિંગ સાથે ખાવાં. **(૨૭) અંગ ઉપર પિત્ત ઉઠે છે તે ઉપર:**—લીંમડાનાં પાંત્રા વાટી ઘીમાં અથવા આવળકંઠી સાથે ખાવાં અને મિરપુડ ઘીમાં ખલી શરિરે ચોળવી અથવા લીંમડાની અંતરછાલનો કાઢો આપવો; એટલે શીતપિત્ત, ક્ષત, કંડુ, વિસ્ફોટક અને રકતપિત્ત એનો નાશ થાય છે. **(૨૮) સ્થાવર, જંગમ સર્વ વિષ ઉપર:**—સીંધવ અને મરી સમભાગ અને એ બન્નેના બરોબર લીંબોળીયો લેઇ વાટી મધ અને ઘી એમાં આપવી. **(૨૯) સર્વ વ્રણ ઉપર:**—લીંમડાનો પાલો, દારૂહળદર અને જેઠીમધ એના ચૂર્ણમાં ઘી અને મધ નાંખી ખલ કરી તે મલમ ચોપડતાં જવું; એટલે જખમ તુરત ભરાઈ આવે છે. **(૩૦) રકતસ્રાવ, પ્રદર ઉપર:**—લીંમડાની છાલના રસમાં જીરૂં નાખી ૭ દિવસ આપવું. **(૩૧) કામિણ રોગ ઉપર:**—લીંમડાનો પાલો પાણીમાં વાટી તેનો રસ પાશેર કાઢી, તેમાં ખડીસાકર નાંખી ગરમ ગરમ પીવા આપવો. **(૩૨) સિકતામેહ અને ઈક્ષુમેહ એ ઉપર:**—લીંમડાની કુંપનો કિંવા અંતરછાલનો કાઢો આપવો. **(૩૩) કદી કોઈ પણ રોગ ન થવા માટે:**—લીંમડાનો પાલો એક તોલો લેઇ તેમાં ગુંજાભાર કપુર અને તેટલીજ હિંગ નાખી તેની ગોળી કરવી; પછી તે ગોળી ૬ માસા ગોળમાં મેળવી પ્રતિ દિવસ રાત્રે ઉંઘવાની પુર્વે આપવી. ગામમાં જ્યાં સુધી કૉલેરાનો આજાર હોય, ત્યાં સુધી આ ઔષધ પ્રત્યેકે સેવન કરવાથી તેને કાંઈ પણ ઉપદ્રવ થનાર નથી. **(૩૪) ઓકારી, કુષ્ટ, પિત્ત અને કફ સંબંધી જંત એ ઉપર:**—લીંમડાનાં પાંત્રા ઝીણાં વાટી કલ્ક કરી તે પાવો. **(૩૫) ઉષ્ણકાળમાં શરિરમાંનો દાહ શાંત થઈ થંડાઈ આવવા માટે અને જુલાબ બંધ થવા માટે:**—લીંમડાનો પાલો વાટી સરબત કરી તેમાં ખડીસાકર નાખી તે પાવું. **(૩૬) મુળવ્યાધિ ઉપર:**—લીંમડાની પાકેલી લીંબોળીનો ગર દરરોજ પ્રાત:કાળે ત્રણ માસા લેઈ તેમાં ૬ માસા ગોળ મેળવી તે ગોળી ખાવા આપવી. દિવસ ૭. **(૩૭) વાળા ઉપર:**—લીંમડાનો પાલો વાટી લેપ દેવો. **(૩૮) ઉરૂસ્તંભ ઉપર:**—લીંમડાનાં મૂળ ઘસી ગરમ કરી લેપ દેવો. **(૩૯) પ્રમેહ, ઉપદંશ, બદ, ચાઠાં ઈત્યાદિ કો ઉપર:**—પાસેર લીંમડાની છાલ લેઈ તે કાચપાત્રમાં નાંખી અથવા માટીના વાસણમાં ઘાલી, તેમાં આધણ આવેલું પાણી એક શેર નાખી ઢાંકણું દેઈ રાતભર તેમજ રાખવું. બીજા દિવસથી તેમાંથી શકિત પ્રમાણે

એક અગર બે વાર, પ્રત્યેક વખતે ૪ તોલા પાણી આપવું; એટલે ઉપલો ઉપદંશજન્ય રોગ એક બે અઠવાડીઆમાં સારો થાય છે. પથ્ય ઘી, સાકર, પોળી, બાકી વર્જ્ય. **(૪૦) નખુર્દી અને પેરા એ ઉપરઃ**—લીંમડાનો પાલો થોડુ મીઠું નાખી વાટવો અને ઘીમાં શેકી તેની પિંડી કરી ઉપર બાંધવી. **(૪૧) વિષમજ્વર ઉપરઃ**—લીંમડાનો પાલો ૪૦ તોલા; સુંઠ, મરી, પીંપર ૧૨ તોલા, ત્રિફળાં ૧૨ તોલા, લવણત્રય (સીંધવ, બીડ અને કાચ) ૧૨ તોલા, બે ક્ષાર (જવખાર અને સાજીખાર) ૮ તોલા, અને અજમો ૨૦ તોલા, એ સર્વનું ચૂર્ણ એકત્ર કરી પ્રાતઃકાળે આપવું. **(૪૨) વિષમ જ્વર ઉપર ધુપઃ**—કડવા લીંમડાનો પાલો, વેખંડ, કોષ્ટ, હરડે, શિરસ, ઘી અને ગુગળ એનો ધુપ વિષમજ્વરનાશક છે. **(૪૩) આગંતુક વ્રણ, વ્રણ અને ગળવા ઉપરઃ**—કઢઈમાં તેલ નાંખી તેમાં લીંમડાનો પાલો બાળી ખલી ચોપડવો. **(૪૪) વીંછીના દંશ ઉપર**—લીંમડાનાં પાંલા અગર ફુલ સુંઘાડવાં; અથવા પાલો ચાવી મોંમાંની બાફ જવા ન દેતાં દંશના વિષમ ભાગમાંના કાનમાં તે ફુંકવું.

---

## ૪૯૩ લીંબુડી.

સં૦ નિંબૂક. મ૦ હીં૦ નિં૦—લિંબુ. બં૦ પાતિલેબુ. ક૦ નિંબે. લિંબું—હણ્ણુ. તા૦ એલુમિચ્ચે. તુ૦ લિંબેડામાર. મલા૦ એરૂનારકં. તૈ૦ નિમ્મપંડુ. ફા૦ લિમુનેતુશ. અ૦ લિમુનેહાબીજ. ઇં૦ લેમન. લા૦ લેમનએસીડમ્.

લીંબુ, નારંગિ, ચકોત્રા, સંતરાં, મોસાંબી, પપનસ, ગળ્યુંલીંબુ, બીજોરૂં, વગડાઉલીંબુ ઇત્યાદિ લીંબુનીજ જાતિઓ છે. લીંબુડીનાં ઝાડ બીયાંમાંથી અથવા કલમ કર્યાથી થાય છે. આ ઝાડ બે ત્રણ માંથોડાં ઉંચાં વધે છે. લીંબુડીનું ઝાડ વાવ્યા પછી ત્રીજે કિંવા ચોથે વર્ષે ફળો આવે છે. લીંબુનો ઉપયોગ વ્યવહારમાં ઘણા કામોમાં થાય છે. લીંબુના રસમાં ઘણાંક રસાયન ઔષધો તૈયાર થાય છે. લીંબુ એ રૂચિકર અને પાચક હોવાથી ઘણાક લોક ભોજનમાં ભાત ઉપર, શાક ઉપર પીલી ખાય છે, તેથી કરી તે પદાર્થમાં સારો સ્વાદ આવે છે. કાગદી **લીંબુ**—ખાટું, ઉષ્ણ, પાચક, દીપક, લઘુ, આંખોને હિતકર, અતિ રૂચિકર, તીખું, તુરૂ; અને કફ, વાયુ, ઉધરસ, ઉલટી, કંઠરોગ, પિત્ત, શૂલ, ત્રિદોષ, ક્ષય, મલસ્તંભ, બધ્ધગુદોદર, વિષૂચિકા, ગુલ્મ, આમવાત અને કૃમિ એનો નાશ કરે છે. એ પાકેલાં હોય તે, વધારે ગુણવાળાં છે. **ઉપયોગ—(૧) અજીર્ણ ઉપર**—ભોજનના પહેલાં લીંબુ, આદું અને સીંધવ એ સેવન કરવું. એટલે અજીર્ણ દુર થઇ અગ્નિ પદિપ્ત થાય છે. તથા વાયુ, કફ, મલબધ્ધતા આમવાત એનો નાશ થાય છે. **વિષૂચિકા એટલે કોલેરાનો આજાર ન થવા માટેઃ**—દરરોજ બે લીંબુનો રસ ભોજનમાં અથવા સાકર સાથે સેવન કરવો. એટલે કોલેરાની દહેશત રહેતી નથી. **(૩) પાચક લીંબુઃ**—લીંબુ અને મીઠું થર ઉપર થર કરી માટલામાં દાબી રાખવાં અને તે સારાં અથાંવા પછી તેમાંથી એક એક લીંબુ સેવન કરવું. એટલે અજીર્ણવિકાર વગેરે દુર થઈ અગ્નિ પ્રદિપ્ત થાય છે, અને મોંમાં સ્વાદ આવે છે. **(૪) કોલેરા ઉપરઃ**—લીંબુના રસમાં સાકર નાંખી સરબતી પાક કરી રાખવો; યા કાંદા (ડુંગળી)ના રસમાં લીંબુનો રસ મેળવી તેનો સરબતી પાક કરી રાખી તેનું સેવન કરવું; **(૫) આંખો આવે છે તે ઉપરઃ**—દાંતવણ અને અફીણ એ લીંબુના રસમાં લોખંડના તવા ઉપર ખલ કરી આંખો ઉપર લેપ કરવો, લોખંડનો વેર તથા દાંતવણ એકત્ર કરી લીંબુની ચીર ઉપર ભભરાવી પીળા કપડામાં પોટલી બાંધી તે આંખોપર ફેરવવી, એટલે આંખોમાં ચેળ આવે તે. ખરજ, રતાશ વીગેરે સર્વ નેત્રવિકારો દુર થાય છે. **(૬) પિત્ત શમન થવા માટેઃ**—લીંબુનો રસ અને સાકર એ સેવન કરવું.

---

## ૪૯૪ લીલો ચંપો.

(સં. હરિચ્ચંપક,)

આ વૃક્ષ ઘણું મોટું થતું નથી. એનાં

પાંત્રા લાંબા અને લીલાં હોય છે. એ ઝાડને ફળની પેઠે આંકડીયો હોય છે. કોળી લોક એ કાંટાનો ઉપયોગ કરે છે. આ ઝાડ રામફળીની જાતિનું છે. એને લીલા રંગનાં ફુલ આવે છે. એની ઘણીજ સુગંધ આવે છે. એ ઝાડને વાવ્યા પછી ૨-૩ વર્ષોએ ફુલો આવે છે. કલમથી તથા બિયાંથી એના રોપા ઉગે છે.

---

## ૪૯૫ લેંડી.

એ ઝાડ ઘણુંજ મોટું થાય છે. એમાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. એનાં પાંત્રા ઉંબરાના પાંતા જેવાં હોય છે. **ઉપયોગ—(૧) વ્રણ ઉપર**—કાળી લેંડીની છાલનું અગર પાંત્રાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચોપડવું. એટલે વ્રણ ત્વરિત રૂઝાઇ જાય છે.

---

## ૪૯૬ લોધર

સં૦ મ૦ લોધ્ર મ૦ હીં૦ ક૦ લોધ-ર-પઠાણી. અ૦ મુગામ. લા૦ સિમ્પ્લોકોસરેસીમુસા.

લોદરનાં ઝાડો કોકણ, મહાબલેશ્વર, બંગાળા અને નેપાળ એ પ્રદેશોમાં થાય છે. એનાં પાંત્રા બકુલીના પાંત્રા જેવડાં મોટાં હોય છે. લોદરનો ઉપયોગ રંગમાં તથા ઔષધમાં ઘણો થાય છે. અળતો કરે છે તેમાં લોદર નાંખે છે. એમાં ધોળો અને રાતો એવી જાતિ છે, થાણા જીલ્લામાં અજ્ન પર્વત ઉપર ધોળા લોદરનાં ઝાડ પુષ્કળ છે. **લોદર બે પ્રકારનોઃ**— તુરો, શીત, નેત્રને હિતાવહ, ગ્રાહક, લઘુ; અને વાયુ, કફ, રક્તદોષ, પિત્ત, સોજો, અતિસાર, પ્રદર, અરૂચિ, વિષ, રતપિત્ત એનો નાશ કરે છે. **એનાં ફુલોઃ**-પાકકાળે તીખાં, તુરાં, મધુર, શીત, કડવાં, ગ્રાક; અને કફ, પિત્ત એનો નાશ કરેછે. **ઉપયોગઃ**-**(૧) પ્રદર ઉપરઃ**—લોદરનો કાઢો આપવો. અથવા લોદરનું ચૂર્ણ આદુના રસમાં અથવા કેળના કાંદાના રસમાં પાવું (૨) **તારૂણ્યપીટિકા ઉપરઃ**—લોદર, ધાણા અને વજ એનો થંડા પાણીમાં લેપ કરવો. **(૩) દંતરોગ ઉપરઃ**—લોદર, સાટોડી, ફુલાવેલી ફટકડી એનું પાણી કરી કોગળા કરવા. **(૪) જીર્ણજ્વર ઉપરઃ**—લોદર, ચંદન પીપરીમૂળ, અતિવિષ એનું ચૂર્ણ સાકર ઘી, મધ તથા દુધ એમા પાવું

---

## ૪૯૭ વગડાઉ અળવી.

(સં. વનાલુક.)

એ અળવી ચોમાસામાં ઉગે છે. એનો રંગ ધોળો હોય છે. એ ઘણીજ થંડી છે. ગરીબ લોક એનું શાક કરી ખાય છે. **રાન અળવી-(૧) ઢોરોના પગને ફાળ લાગી હોય તોઃ**-રાન અળવીના કાંદા ઘાસ સાથે ખવરાવવા.(૨) **ક્ષત ઉપર માખ બેસી જીવડા ન પડવા માટેઃ**—ઢોરોને રાનઅળવીનાં કંદ ખાવા નાંખવાં અને કિંચિત ઘસી પાણી કરી ક્ષત ઉપર રેડવાથી તેમાં કિડા ઉત્પન્ન થતા નથી.

---

## ૪૯૮. વગડાઉ અજમો.

સં૦ અરણ્યાજમોદા.

અજમાની વગડામાં થનારી એક જાતિ છે. એ છોડ અજમાના છોડ જેવા આબેહુબ હોયછે. ડુંગરાળ પ્રદેશમાં એની ઉત્પત્તિ વિશેષ થાય છે. એને ફુલો અજમા જેવાંજ હોય, અજમાના જેવાજ એના ગુણ છે. **ઉપયોગઃ—(૧) ઉધરસ, વાયુ અને અજીર્ણ ઉપરઃ**—વગડાઉ અજમો મધમાં ખાવો અથવા એના પંચાંગનો કાઢો કરી તે મધ નાખી આપવો.

---

## ૪૯૯ વગડાઉ ઘેટુળી. (સાટોડી)

એ ઝાડ સુમારે બે ત્રણ હાથ ઉંચુ વધે છે. એનાં પાંત્રાં મોગલી એરંડાના પાંત્રા જેવડાં થાય છે. એ ઝાડનો રંગ ધોળો હોઈ એનું લાકડું ઘણુંજ હલકું હોય છે. એ બાળવાના કામમાં સારાં ઉપયોગી નથી. એ ઘેટુળીનાં ઝાડો દક્ષિણમાં ઘણાંજ થાય છે. એ ઝાડના મૂળોનો રંગ પણ ધોળો હોય છે. એને મરી જેવડાં બારીક લાલ રંગના ફળો આવે છે. **ઉપયોગઃ—(૧) સોજા ઉપરઃ**—કોઈપણ જાતનો સોજો હોય તો તે

ઉપર એ ઘેટુળીનાં મૂળો પાણીમાં ઘસી લેપ કરવો એટલે સોજો ઉતરે છે. (૨) **ઢોરનાં ગુમડામાં કીડા પડે છે તે ઉપરઃ**—રાન ઘેટુળીનાં મુળો વાટી ચોપડવાં અથવા મુળીયાનું ચૂર્ણ કરી તે ચોપડવું.

---

## ૫૦૦ વગડાઉ તુરીયું.

( મ. રાનદોડકી )

આ તુરીઆનાં ઝાડો નાનાં હોય છે. એ ઝાડો વેલાપ્રમાણે વધે છે. એનાં પાંત્રાં હાથતળી યા જીવડાં મોટાં અને સાધારણ ગોલ હોઈઅણીદાર હોય છે. રાનદોડકીની પ્રત્યેક કુંખને એ ફળો આવે છે એ લાંબાં હોય છે. એની જાડાઇ પગનાં અંગુઠા જેવડી હોય છે. **ઉપયોગ—(૧) તંતુમેહ એટલે લાલામેહ (પ્રમેહ) ઉપર**—વગડાઉ તુરીયાનાં મૂળ, ચંદનની પેઠે અર્ધા તોળાપર્યંત થંડા પાણીમાં ઘસી તેમાં સાકર નાંખી એ વખત પાવાં. અથવા રાનતુરીયાનાં મૂળ, ધોળી જાસુંદીનાં મૂળ અને ઉપરસાલના મૂળ એ સમભાગ ગાયના દૂધમાં દોઢ તોલાપર્યંત ઘસી તેમાં જીરૂં અને સાકરની ભૂકી નાખી બે વખત પાવાં. આ ઔષધ ૧૪ દિવસ પાવું. પથ્ય કરવી. પંદરમે દિવસે ગાયનાં દૂધમાં અર્ધું લીંબુ પીલી તાતકાળ તે દુધ પાવું. પછી પથ્ય છોડવી. (૨) **ઢોરોને ખાંધ પડે છે તે ઉપરઃ**—સુજેલા ભાગને થુંકીને ચોળી પછી વગડાંઊ તુરીયાનાં પાલાનો રસ ચોપડવો. **(૩) કર્ણસ્રાવ ઉપર**—રાન તુરીયાનાં પાંલા અંગારામાં નાખી તેને બારી રસ કાઢી તે કાનમાં નાખવો; અથવા મૂળ ગરમ પાણીમાં ઘસી તે પાણી કપડાછાણુ કરી કાનમાં નાખવું. **( ૪ ) વાતવિકાર ઉપરઃ**—વગડાઉ તુરીયાનાં લીલાં મૂળ કુટી, દોઢ તોલા પર્યંત રસ કાઢવો. તેમાં અર્ધા તોલા પર્યંત મધ મિશ્ર કરી પ્રત્યેક પ્રાતઃકાળે એક તોલા પર્યંત પાવું. **(૫) સોજા ઉપરઃ**—રાન તુરીયાનાં મૂળ, કડવી કરમદીનાં મૂળ અને નાટકનાર (પાંત્રા તીખાં છે.) એનાં મૂળ ઘસી ચોપડવાં અને દૂધમાં ઘસી પાવાં.

## ૫૦૧ વગડાઊ સૂરણ.

સં૦ અરણ્ય સૂરણુ. વજ્રમુષ્ટી. મ૦ કો૦ લૂત. ખાજરા–રાન–સુરણ. હીં૦ જંગલી સૂરણ. ક૦ તે૦ અડવી સૂરણ. ખૈસૂરણ. તા૦ કટુ કવરવિ, તુ૦ કટુકેજે. મલા૦ કટટુચેના લા૦ એમોર્ફોફેલસ્ કેંપેન્યુલેટસ્. સાપનથેરિપસ્ સાપ્લ્વટિકા.

આ શાક કોકણુમાં પ્રસિધ્ધ છે. મૃગનો એકાદો વરસાદ વરસ્યો એટલે સુરણનાં કંદ જમીનમાંહેથી ઉપર નીકળે છે, તે લાવી તે ઉપરની છાલ કાઢી નાખી અંદરનો ભાગ બારીક શમારી શાક કરે છે. જૂનું થયા પછી એ ખાવાને ઉપયોગી નથી. આ સુરણ પણ એક સુરણનીજ જાતિ છે; પરંતુ આ ઝાડ સુરણ કરતાં નાનાં થાય છે. એનાં પાંત્રા અને આકૃતિ સુરણના જેવીજ હોય છે. જ્યારે સુરણના કોંબ નવીન બાહેર નીકળે છે ત્યારે હાથીની સુંઢ જેવા સરળ ધોળા અને રાતા દેખાય છે; તેના ઉપરની છાલ જાડી અને મજબુત હોય છે. એ શાક સારૂં બાફેલું જોઇએ. અને તેમાં માફકસર આંમલી નાખવી, નહિતો તેથી ગળામાં ખરજ થાય છે. લુતીનાં મૂળો ગોળ સુરણ જેવાંજ હોય છે. પરંતુ એ નાનાં હોય છે. એ ઝાડનાં દાંડાની ઉપરની અણીને દશ આંગળ પર્યંત લંબાઇની એક મકાઇના ડોડા જેવી મૂઠ આવે છે. એ મૂઠીને વજ્રમુષ્ટિ કહે છે. એ મુઠીને લાંબા અને ખીચોખીચ દાંણા હોય છે. એ પાકા થાય એટલે રાતા રંગના પ્રવાળ જેવા જણાય છે. લુતીનું શાક કર્યા પહેલાં આ કંદ છોલી તેની ચીરો કરી ઘરમાં બે ત્રણ દિવસસુધી રાખવું; પાણી સુકાઇ જાય એટલે તેનું શાક કરવું. એ કંદને કડવું સુરણ એમ પણ કહે છે. એ કંદ પિત્તકારક અને કફનાશક એવું છે. **ઉપયોગ—( ૧ ) નળ ફુલ્યા હોય તો તે ઉપર**—રાન સુરણની ફોડ સુકવી તેની વસ્ત્રગાળ ભૂકી કરવી અને પાશેર ગાયના દૂધમાં એક તોલો સાકર અને ૬ માસા સુરણની ભૂકી નાખી તેનો ખવો (માવો) કરી ખાવો. **(૨) મુળવ્યાધિ ઉપર**—રાન સુરણના કાંદાનું ચૂર્ણ

ઘીમાં તળી તેની ગોળીયો મુળાના રસમાં બાંધવી અને એ વખત એકેક ગોળી ખાવી. **( ૩ ) કર્ણમૂળ ઉપરઃ**—લુતીના કાંદા ઘસી ચોપડવા એટલે સોજો ત્વરિત દુર થશે.

---

## ૫૦૨ વછનાગ.

સં૦ વત્સનાભ. મ૦ બચનાગ. હીં૦ બચનાગ. સિંગીયાવિષ. ક૦ વત્સનાભી. લા૦ આકોનીટમ્નેપલસ્.

વછનાગનાં ઝાડો ન્હાનાં ન્હાનાં ઝાડવાં જેવાં હોય છે. ડુંગરાળ પ્રદેશમાં તે પુષ્કળ થાય છે. વછનાગનાં ઝાડો **ખાનદેશમાં** અને **સાતપુડા પર્વત**ના જંગલોમાં પુષ્કળ છે. એ ઝાડનાં મૂળીયાં બહુ વિષવાળાં છે. તેને વછનાગ કહે છે. આ ઝાડના પાસે બીજાં ઝાડો રૂઝતા નથી એટલો એ વિખારી છે. વછનાગનો રંગ કાળાશ પડતો હોયછે. જે મુળો વજનદાર હોયછે તે સારાં સમજવાં. વછનાગ શુધ્ધ કરી પુષ્કળ રસાયનોમાં નાંખે છે. વછનાગનો લેપ ઘણા રોગો ઉપર કરે છે. વછનાગમાં કાળો અને ધોળો અથવા લાહોરી વછનાગ એવી બે જાતિ છે. લાહોરી વછનાગ મોંઘો મળે છે. **વછનાગઃ**—ઉષ્ણ, સંતાપકારક અને વાયુ, શ્લેષ્મવિકાર, કંઠરોગ, સન્નિપાત, કુષ્ટ, વાતરકત, અગ્નિમાંદ્ય, કાસ, શ્વાસ, ઉદર, પ્લીહા, ગુલ્મ, પાંડુ, વ્રણ, ભગંદર એનો નાશ કરે છે. તથા મદકારી, તીખું, કડવું, તુરૂ, સુખકર અને વ્યવાયિ એવું છે. **ઉપયોગઃ**—**(૧) કર્ણમુળ, ગડગુમડાં, સંધિવાયુ અને સોજા ઉપરઃ**—વછનાગ લીંમડાના રસમાં ઘસી લેપ કરવો. **(૨) વીછીના દંશ ઉપરઃ**—વછનાગનો લેપ કરવો. **( ૩ ) કાનમાં દદ બેસવાથી થતા દુઃખ ઉપરઃ**—વછનાગ અને વજ સમભાગ તલના તેલમાં કઢવી કાનમાં પાડવો. **( ૪ ) સોજા ઉપરઃ**—વછનાગ, સુંઠ, સાટોડીનાં મૂળો ગોમૂત્રમાં વાટી લેપ કરવો. **(૭) વિસર્પ, ચાંદીયો એ ઉપરઃ**—વછનાગ ઝેરકચુલાં અને મોરથુથુ દહીંમાં ઘસી ૧૪ દિવસ લેપ કરવો. **(૮) બદ બેસી જવા માટેઃ**—વછનાગ અને ઝેર કચુલાનાં બી એકત્ર ઘસી લેપ કરવો. અને તે ઉપર કાગળ ચોંટાડી જૂની ઇંટનો કકડો તપાવી. કમડામાં વીટી સોસાય તેટલો શેક કરવો. **(૯) કાંખબાજરી** [બાંગલઇ] **ઉપરઃ**—વછનાગ પાણીમાં ઘસી લેપ દેવો.

---

## ૫૦૩ વજ.

સં૦ વચા, મ૦ વેખંડ. હીં૦ બં૦ વચ. ક૦ બજિગિડ. નાઇએરૂ. બજે. કબણદગડે. તૈ૦ વાસા. વાડજ. તા૦ વાશુંખુ તુ૦ બજિ મલા૦ સોસનજર્દ. અગરતુરકી. અ૦ ઉદલબુજ. ઇં૦ સ્વીડફલેગરૂટ. લા૦ એકોરસ્ કેલેમસ્.

વજનાં ઝાડો પાન બાજરીયાનાં ઝાડ જેવાં થાય છે. એની ઉંચાઇ માંથોડુ. હોય છે. એના મુળોને વજ કહે છે. એની એક ધોળી જાતિ **ઇરાનમાં** થાય છે, તેને **ખુરાસાની વજ કહે છે;** એના ગુણ વજના જેવાજ હોઈ વિષેશ કરી ઉત્તમ ગુણાકારી છે. **વજઃ**—તીક્ષ્ણ, તીખી, ઉષ્ણ, કડવી, વાંતિકારક, દીપન; અને કંઠ, મલ મૂત્ર એની શોધક; વાણીપ્રદ, મેધાકારક; અને કફ, આધિ, સોજો, વાયુ, જ્વર, અતિસાર, ઉન્માદ, ભૂતબાધા, અપસ્માર રાક્ષસપીડા, કૃમિ, શૂળ, મલસ્તંભ, આધ્માન એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) સળકમ અને મસ્તકશૂળ ઉપરઃ**—વજનું ચૂર્ણ કરી તે કપડામાં બાંધી સુંઘાડવું. **(૨) અપસ્માર ઉપરઃ**—વજનું ચૂર્ણ દુધ સાથે આપવું પથ્ય દૂધ ભાત ખાવા. અથવા વજના કકડા કરી સાત દિવસ ઘીમાં પલારી રાખવા. પછી તેનું પાતાળયંત્રવડે તેલ કાઢી જેવી છીંક આવે તેવોજ તેનો નાકમાં વાસ લેવો એટલે છીંકો બંધ થાય છે. **(૩) સૂર્યાવર્ત અને આદાશીશી ઉપરઃ**—વજ અને પીંપર એની પોટલી કરી નાકે સુંઘવી અથવા ચૂર્ણ સુંઘવું. **(૪) ઉન્માદ ઉપરઃ**—વજના રસમાં કોષ્ટકોળીજનનું ચૂર્ણ અને મધ નાખી આપવું. **(૫) કાળા ધંતુરાના વિષ ઉપરઃ**—દહી ભાત અને વજ ખાવી, **(૬) કાન કુટે છે તે ઉપર**—વજ અને કપૂર તલના તેલમાં કઢવી તે તેલ કાનમાં પાડવું.

**(૭) ગર્ભિણીના આનાહ વાયુ ઉપર**—વજ અને લસણ નાખી દુધ તપાવવું તેમાં હીંગ. સંચળ નાંખી પ્રાશનાર્થે આપવું. એટલે આનાહ વાયુનો નાશ થઈ ગર્ભિણી સુખી થાય છે. **(૮) સુખે પ્રસવ થવા માટે**—વજ પાણીમાં વાટી તેમાં એરંડ તેલ નાખી તેનો નાભી ઉપર લેપ દેવો. **(૯) અંડવૃદ્ધિ ઉપર**—વજ અને કિંચિત રાઇ એકત્ર વાટી લેપ કરવો. **(૧૦) અમાતિસાર રકતાતિસાર અને ઉધરસ એ ઉપર**—વજ, ધાણા, જીરૂં એનો કાઢો પાવો. **(૧૧) બાળકને તાળવું પડે છે તે ઉપર**—વજ અને જાયફળ. દુધમાં કિંવા ઘીમા ધસી તાળવા ઉપર લેપ દેવો. અને ગાયના દુધમાં સાંબરશિંગ ધસી પાવું. **(૧૨) બાળકને વાયગમન** (છાતીમાં કફના યોગે ડચુરો બાઝયા જેવું થઇ કફનો ગટ્ટો બંધાય છે તે યોગથી શ્વાસો શ્વાસ અવરોગ થઈ વારંવાર જીવ ગભરાય છે તે) **થાય તો તે ઉપર**—બાળકના હૃદય ઉપર, પીઠ ઊપર અને ગળા નીચે ગાયનાં દુધમાં વજ ધસી ચોળી ચોળી જીરવવી, **(૧૩) વીષમ જ્વર ઉપર**—વજ હરડાં અને ઘી એનો ધુપ આપવો.

---

## ૫૦૪. વડ.

સં૦ બં૦ વટ મ૦ વડ. હીં૦ બડ–ર. ક૦ આદલ–ગોલીમારા. તૈ૦ મર્રિચેટુ. તા૦ અલામારામ. તુ૦ ગોલિડામારા. મલા૦ પેરાલ. ફા૦ દરખતરેશા. વડવાઇ. એબર્ગદ. અ૦ જાતુ. દવાઇવથઆબ. ઈં૦ બૅનિયનટ્રી. લા૦ ફાયકસઇંડીકસ્.

એ ઝાડો સર્વત્ર પ્રસિદ્ધ છે. આ વૃક્ષ મોટું થાય છે અને એનો વિસ્તાર અતિશય વાધે છે. આ છાયાવૃક્ષ છે. પીંપળાના ઝાડની પેઠે વડનું ઝાડ દેવળ પાસે વાવી તેને પાળ કરે છે. હિંદુ લોકોમાં વડનું ઝાડ મોટું પુજ્ય મનાયેલું છે એની છાયાનીચે હજારો માણસો બેસે એવડો એનો વિસ્તાર વધે છે. એને દરસાલ નવી વડવઇઓ ફુટી તે જમીનમાં જઈ તેને મૂળો ફુટે છે અને એવીજ રીતે વિસ્તાર વધતો જાય છે. એનાં પાંત્રા પત્રાળા કરવાના કામમાં આવે છે. કેટલાક લોક એના દુધનો મલમની પેઠે ઉપયોગ કરે છે. **ગુજરાતમાં નર્મદાના મુખપાસે કબીરવડ એ નામનો અતિશય મોટો એક વટવૃક્ષ છે.** તેને સાડી ત્રણસો મોટી વડવાઇયો છે; અને હમેશાં નવી ફુટતી જાય છે. તેનો પરિધ સાડીતેવીસો હાથ છે. તેની વડવાઇઓને નાનાં નાનાં ત્રણ હજાર ડાળાં ફુટેલાં છે; તથા તેને હજારો ડાળાં લાગેલાં છે. એ વડની નીચે પાંચ હજાર માણસો સહજ એશી શકે છે. આ ઝાડથી દૂરથી જોઇએ તો એકાદું મોટું અરણ્ય છે એવો ભાસ થાય છે. વડનું લાકડું સુતાર કામના ઉપયોગમાં આવતું નથી. એ જાતિનાં મોટાં વૃક્ષ હજારો વર્ષ સુધી ટકે છે. **વડ:**—તુરો, મધુર, શીત, ગુરૂ, ગ્રાહક, વર્ણ્ય, સ્તંભન, રૂક્ષ; અને કફ, પિત્ત, યોનિદોષ, જ્વર, દાહ, તૃષા, ઉલટી, મૂર્છા, રકતપિત્ત, વ્રણ, શોક, વિસર્પ એનો નાશ કરે છે. **નદીવડ:**—તુરો, મધુર, શીતલ, ગુરૂ; અને પિત્ત, દાહ, તૃષા, જ્વર, શ્વાસ, ઉલટી એનો નાશ કરે છે. **વટપત્રી (વટવતી)** વડનો ભેદ:—તુરો, ઉષ્ણ; અને યોનિરોગ, મૂત્રદોષ એની નાશક છે. એનાં **ફળો:**—મધુર, રૂક્ષ, તુરાં, સ્તંભન, શીતળ. લેખન; અને વિબંધ, આધ્માન વાયુ એને કરનારાં; અને કફ, પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) નખદંતવિષ ઉપર:**—વડ, શમી અને કડવો લીંમડો એની છાલ વાટી લેપ કરવો. **(૨) પ્રમેહ ઉપર:**—વટની વડવાઇયોનો કાઢો કરી મધ નાખી પાવો. **(૩) વિંછીના વિષ આગંતુક જખમ, કાખમાંજરી, ઉંદરના દંશ ઉપર:**—વડનું દૂધ ચોપડવું. **(૪) ગર્ભધારણને માટે:**—વડ પાલોવે છે તે વેળાએ કળી જેવા અંકુર આવે છે તે માંહેનાં બારીક પાંત્રા વાટી બોરના જેવડી ૨૧ ગોળીયો કરવી. અને પ્રત્યેક ત્રણ ગોળીયો ધીમાં ખાવી. **(૫) જંત ઉપર:**—વડની વડવાઇયોના કુંમળા અંકુર વાટી તેનો રસ પાવો. **(૬) ધાતુપુષ્ટિને માટે:**—વડનું દૂધ પતાસામાં ઘાલી ખાવું. **(૭) જ્વરમાં દાહ થાય છે તે ઉપર:**—વડની વડવાયોનો રસ પાવો. **(૮) પરસેવો આવવા માટે:**—ડાંગરનો અને ધાણીનો લોટ

પાણીમાં પલારી તેમાં વડનાં પીળાં પાંત્રા ત્રણ નાંખી તેનો ષષ્ટાંશ (છઠ્ઠો ભાગ) કાઢો કરી પાવો. **(૯) મધુરા જ્વર ઉપર**:—વડનાં પાંત્રા અને બાજરીનો લોટ એનો કાઢો પાવો. **(૧૦) ફુલો, ભુર ઈત્યાદિ ઉપર**:—વડના દૂધમાં કપૂર વાટી અંજન કરવું. **(૧૧) અતિસાર ઉપર**:—વડની વડવાઇયો ચોખાના ધોવરામણમાં વાટી તેમાં છાશ નાંખી તે પાવી. **(૧૨) રકતપિત્ત ઉપર**:—વડની વડવાઈયોના કલ્કમાં મધ અને સાકર નાંખી તે ખાવો. **(૧૩) મુખરોગ ઉપર**:—વડ, ઉંબરો, પીપળી, જાંબુઓ, નાંદરૂખી એનાં પાંદડાંનો કાઢો કરી તેના કોગળા કરવા. **(૧૪) ખરજવા અને મૂળવ્યાધિ ઉપર**:—વડનાં પાકેલાં પાંત્રા બાળી તેની રાખ તલના તેલમાં ખલી લેપ કરવો. **(૧૫) મલમુત્ર બંધ થયાં હોય તો**—વડનાં પાકેલાં સુકાઈ ગયેલાં પાંત્રા લાવી કાઢો કરી પાવો. **(૧૬) રકતજ સ્નાયુક એટલે રકતજન્ય વાળા ઉપર**—વડ તથા આંબલીની છાલના કલ્કનો લેપ કરવો.

---

## ૫૦૫. વરધારા.

સં૦ વૃધ્ધદારૂ. મ૦ વરધારા. દે૦ મ્હેંસવેલ. કો૦ સાંબરવેલ. મા૦ ગાવેલ. હીં૦ વિધારા. બં૦ વિતારક. વૃધ્ધદારેક. ક૦ કમેરફુમુષ્ટે. ફિરંગી ચક્રિ. તૈ૦ ચંદ્રપુડી. લા૦ રોરિયાસેંટેલોઈડીજ.

વરધારાના વેલાનો વિસ્તાર બહુ થાય છે. એનાં પાંત્રા હાથતળીયાં જેવડા મોટાં અને આકારે ગોળ અને અણીદાર હોય છે. ઔષધોમાં એ વેલાના કકડા કરી તેનો ઉપયોગ કરે છે. વરધારાના પાંત્રાનાં વડાં અને શાક કરે છે. સાધો **વરધારોઃ**—તીખો, કડવો, ઉષ્ણ, તુરો, રસાયન, મધુર, મેધાકર, સારક, દીપન, સ્વર્ય, કાંતિકર, ધાતુવર્ધક, બલકર, વૃષ્ય, લઘુ; અને ઊપદંશ, પાંડુરોગ, ઉધરસ, ક્ષય, પ્રમેહ, આમવાત, વાતરકત, વાયુ, કફ, શોષ એનો નાશ કરે છે. આમાં જે મોટો વરધારો તે વિશેષ પુષ્ટીકારક છે. તેને મરાઠીમાં 'કાળી મ્હૈસવેલ' એમ કહે છે.

**ઉપયોગ:—(૧) શ્લીપદ રોગ ઉપરઃ**—વરધારા ચૂર્ણ ગોમૂત્ર કિંવા કાંજી સાથે ખાવું. **(૨) શુષ્કગર્ભ વૃદ્ધી માટે**:—વર્ધારો અને ધોળી જાસુંદીના ફુલો એ ગાયનાં દૂધમાં વાટી તેમાં સાકર નાખી સવારે ખાવા. આ યોગ પ્રત્યેક પાળી પછી ચોથે દિવસથી સાત દિવસ પર્યંત કરવો, એટલે અવશ્ય ગુણ આવે છે.

---

## ૫૦૬. વરી (મોરિઓ)

સં૦ વરક. મ૦ વરી. ધાનોર્યા. હીં૦ બરી. ક૦ પ્રિયંગુ. ટેનોગિડ. તા૦ ટિને. તૈ૦ કોર્રલુ. મલા૦ ટિના. ઇં૦ ઇટાલિયનમિલેટ. લા૦ પેનિકંઇટાલીકં.

એ ધાન્યની આકૃતિ નાચણી જેવી છે, પરંતુ રંગમાં માત્ર ફેર છે. ધાનોરા વરીનો રંગ પીળો હોય છે. વરીનું ધાન્ય સહ્યાદ્રિના પ્રદેશમાં ઘણું થાય છે. ઘણું કરીને જ્યાં નાચણી પાકે છે ત્યાં વરી પાકે છે. ઉપોષણમાં એ ધાન્યનો ઉપયોગ થાય છે. એ ધાન્યનો ભાત, ધાંણી, લોટ, અને બીજા પ્રકાર કરી દહીં દુધ સાથે લોક ખાય છે. ગરીબ લોક વરીની મધુર ખીચડી કરી ખાય છે. એ ઘણી પુષ્ટિકારક છે. વરીમાં પણ પાંચ છ જાતિ છે. **વરી**:—રૂક્ષ, તુરી, વાતુલ અને પિત્તકર છે. **ઉપયોગ**:—**(૧) પ્રદર ઉપરઃ**—વરીના ચોખાના ધોવરામણમાં ઊંદરની લીંડીયો વાટી પાવી.

---

## ૫૦૭. વરીઆળી.

સં૦ મિશ્રેયા. હીં૦ મ૦ બડીશોપ—સૌંફ. બં૦ મૌરી. ક૦ દોડુસબ્બસિગે. તૈ૦ પેદજીલકુરર. તા૦ સોહીકીરે. ફા૦ બાદિઆન. અ૦ અસબુલએજીઆનલ. ઇં૦ ફેનલસીડ. લા૦ ફેનીકયુલમવલગેરીસ્.

જેવાં સુવાનાં ઝાડો હોય છે તેવાંજ વરીયાળીનાં ઝાડવાં હોય છે. એ બે હાથ ઉંચા વધે છે. એનાં પાંત્રા બારીક કોથમી જેવાં હોય છે. એ ઝાડવાને તોરા આવે છે. તેમાં વરીયાળીના દાણા હોય છે. ે નો પાક આપણા ગુ-

જરાત દેશમાં ઘણી થાય છે. વરીયાળી મસાલા વગેરેમાં ઘણા ઉપયોગમાં આવે છે. એ થંડી, આમનાશક અને રૂચીદાયક છે. ગુજરાતમા લી લી વરીયાળી એ એક મેવો મનાય છે, **વરી યાળી**:— તીખી, કડવી, સ્નિગ્ધ, લઘુ, ઉષ્ણ, મેધ્ય, બસ્તિકર્મ વિશે પ્રશસ્ત; અને કફ, વાયુ, જ્વર,શૂળ, દાહ, નેત્રરોગ, તૃષા, ઉલટી, વ્રણ, આમ, અતિસાર, એની નાશક છે. **એના પા લાની ભાજી**:—મધુર અગ્નીદીપન, દુધ વધા રનાદી વૃષ્ય, રૂચ્ય, ઉષ્ણ, પથ્ય; અને વાયુ, જ્વર, ગુલ્મ શુળ એની નાશક છે. ઉપયોગ:- (૧) **આમાતિસાર ઉપર**:—વરીયાળીનો કાઢો કરી પાવો અથવા સુંઠ તથા વરીયાળી ઘીમાં તળી બારીક કુટવી અને તેની ફાકી લેતા જવી. (૨) **મુખવિકાર** ઉપર:—વરીયાળી મોંમાં રા ખી રસ ગળી જવો. (૩) ઉષ્ણ**તાએ આવ નારી** ઉધરસ **ઉપર**:—વરીયાળી અને સાકર એનું ચૂર્ણ વરંવાર મોંમાં રાખવું. **(૪) પિત જ્વર ઉપર**;—વરીયાળી તથા સાકર એ નો કાઢો પાવો.

---

## ૫૦૮ વૃક્ષાદની [ વાંદો ].

સં૦ વંદાક. મ૦ બાંડગુળ. કામરૂખ. હીં૦ બાદા. બં૦ પરગાછા. મોંદડા. ક૦ બંદનીકે તૈ૦ બાજીનીરૂ. લા૦ લોરેંથસ્લોંગિફોલિયમ્.

આમ્રાદિ વૃક્ષોની ઉપર બીજા પ્રકારનાં વેલા જેવાં ઝાડ ઉત્પન્ન થાય છે. તે ઘણું કરી જૂના વૃક્ષોપર થાય છે. એનાં પાત્રાનો આકાર ઘણું કરી કરમદીના પાંત્રાથી મળતો છે. એનાં ફુળો પીળાં, ગુલાબી અથવા શિંદુરી રંગના હોય છે. તે નાની રાયેણ જેવડાં થઈ તેના કરતાં લાંબા હોય છે. એ જે ઝાડને અડે છે તે ઝાડનાં ફળ નાશ પામે છે. એટલે જે ડાળાને તે લાગેલી હોય છે તે ડાળાને તોડી પાડે છે. એનાં ફળો બાળકો મોટા પ્રેમથી ખાય છે. તે કિચિંત પરપોટાવાળા હોય છે. એ શીતલ, કડવાં, તુરાં. રસકાળે મધૂર, મંગલકારક, કિંચિંત તીખાં, વૃષ્ય, રસાયન, ગ્રાહક, વ્રણરોપણ; અને કફ, ઉલટી, ગ્રહપીડા, રકતદોષ, વિષ, વ્રણ, અને શ્રમ એનો નાશ કરે છે. ઉપયોગ:— (૧) **કર્ણશૂળ અને કાનમાં ફોલ્લી થયેલી હોય તે ઉપર**:—કોઈપણ ઝાડો પરના વાંદાના પાંત્રાં લાવી કેળના પાંત્રાંમાં તેની પડીકી બાંધી અંગારામાં શેકી કાઢવી. પછી તે પાંત્રાં નો હાથપર ચોળી રસ કાઢવો, પછી તેમાં થોડું મધ મિશ્ર કરી તે કાનમાં નાંખવો (૨) **દેવી-શીતળા હલકા થવા-માટે**:—સરગવાના ઝાડ ઉપરની વેલનાં મૂળો અંગારામાં બાફી રસ કાઢવો તેમાં ઉંમરાના પાત્રાં ઉપરના ફોડનો રસ મિશ્ર કરવો, અને તેમાં ગોરોચન સુમારે અડદની દાળ જેટલું ઘસી મધ નાંખી પાવો. એ ઔષધ શીતળાનો તાવ આવે છે તેજ દિવસે જો આપવામાં આવશે તો જેટલાં ટીંપા આપવામાં આવશે તેથી ત્રમણા ફોલ્લા અંગ ઉપર આવશે. (૩) **ગર્ભ ધારણ માટે**:—વડના ઝાડ ઉપરના વાંદાનો રસ કાઢી તે ચોથા દિવસથી ત્રણ દિવસ પાવો (૪) **સોજા ઉપર**:—વાંદાના ફુલો અને પાંત્રા વાટી ગરમ કરી બાંધવાં. **(૫) સાધારણ તાવ ઉપર**:— મોટા પાંત્રાના વાંદાનો રસ કાઢી તે પાવો. (૬) **વિષમ જ્વર ઉપર**:—વિપવૃક્ષઉપરનો વાંદો છાશમાં, ઘીમાં, કુંચામાં, અથવા હિંગમાં આપવો. (૭) **તાવ ઉપર**:—અનુરાધા કિંવા ઉત્તરા ભાદ્રપદા નક્ષત્ર ઉપર આંબો, કરેણ અને ખાખરો એ ઉપરના વાંદા લેઇ હાથે બાંધવાથી તાવ જાય છે. **(૮) વિંછીના વિષ ઉપર**:—વાંદો ઘસી લેપ દેવો.

---

## ૫૦૯ વંતાકડી (વેંગણી)

સં૦ વાર્તાકી. મ૦ વાંગી. હીં૦ બૈંગન. ભટોરા. બં૦ બેગુન. કં૦ બદનેકાઇ. કાચીગીડ. તા૦ કદ્દારી. તુ૦ બદને. મલા૦ વાળુતિના. તૈ૦ બંકાઈ. ફા૦ બાદગાન. અ૦ બાદજાન. ઇં૦ સ્પિંજલ. લા૦ સોલેનંમેબજીના.

વંતાકડીનાં ઝાડો કંબરપુર ઉંચા વધે છે. વંતાકડીમાં બે ચાર જાતિ છે. કાળી વંતાકડી ધોળી વંતાકડી ઇત્યાદિ. વેલવંતાકડીના ઝાડો પુષ્કળ વર્ષો પર્યંત ટકે છે, અને તેને વર્ષમાં

ત્રણ ચાર વાર ફળો આવે છે. વંતાકડીના છોડને કાંટા હોય છે. વંતાકનું શાક સારૂં થાય છે. વંતાક એ કિંચિત વાતુલ છે. પાકેલાં વંતાક એ વિકાર કરનારાં છે; સબબ તે ખાવાં નહીં. **વંતાકડી:**—તીખી, રૂચિકર, મધુર, બલકર, પૌષ્ટિક, હૃદ્ય, ગુરૂ, કડવી, ઉષ્ણ, અપિત્તલ, દીપન, ખારી, શુક્રલ; અને પિત્ત, કફ, વાયુ, અપચી, કરમ, પ્લીહા, ઉદર એનો નાશ કરે છે. **વંતાક:—**(ફળ) સ્વાદુ, તીક્ષ્ણ, ઉષ્ણ, પાકકાળે તીખાં, દીપન, શુક્રકારક, લઘુ, અપિત્તલ, ખારા, અને જ્વર, વાયુ, કફ એનો નાશ કરે છે. **કુમળાં વંતાક:**—પથ્ય, રસકાળે અને અને પાકકાળે મધુર, રૂચિકર, અને જ્વર, ત્રિદોષ, પિત્ત, કફ, હરશ એનો નાશ કરે છે. **મધ્યમ વંતાક:**—પિત્તકર અને લઘુ છે. **પાકાં વંતાક**—વાયુને કોપાવનારા અને લઘુ છે. **મોટાં વંતાક**—કફકર. મૂત્રલ, શીતલ, ગુરૂ, વૃષ્ય, ધાતુ વર્ધક, સારક, વાતલ, પિત્તકર એવાં છે, **ધોળાં વંતાક**—અર્શનાશક છે. બીજા ગુણસાધારણ વંતાકથી ઓછા છે. **(ભુંભરેટમાં) શેકેલાં વંતાકુ**—કિંચિત પિત્તકર, અતિલઘુ, દીપન; અને કફ, મેદ, વાયુ, આમ એનાં નાશક છે. **મીઠું લગાડી** તેલમાં તળેલા વંતાક—ગુરૂ અને સ્નિગ્ધ છે. **ઉપયોગ— (૧) વાળા ઉપર**—વંતાક શેકી તેનું દહીંમાં ભરત કરી સાત દિવસ વાળા ઉપર બાધવું **(૨) ઘોડાને કુરકુરી થાય છે. તે ઉપર**—કુમળાં વંતાક ખાવા નાંખવાં કિંવા વંતાકનો રસ કાઢી પાવો. **(૩) લુતી ઉપર**—લીલી કાજળીનાં ઝાડ તથા સુકાયેલાં વંતાક એ બાળી તેની રાખ કરી કોપરેલ માં ખલી ચોપડવી. **(૪) પેટમાં ભાર રહે છે તે ઉપર**—વંતાક શેકી તેમાં સાજીખાર નાંખી પેટ ઉપર બાંધવાં. **(૫) ધંતુરાના વિષ ઉપર**—વંતાકનો રસ ૪ તોલાં કાઢી પાવો. **(૬) અંડવૃદ્ધિ ઉપર**—વંતાકડીના મૂળ ઘસી લેપ કરવો. **(૭) નિદ્રા ન આવતી હોય તો**—સંધ્યાકાળે વંતાક શેકી મધમાં કાલવી ખાવા; એટલે તત્કાળ નિદ્રા આવશે.

---

## ૫૧૦ વાઘાટી

સં૦ વ્યાઘ્રી. મ૦ વાઘાંટી. ગોવીંદી. ફીંફીણી. ઇં૦ થૅાર્નિકર્બેશ. લા૦ કૅાપૅરીજબ્રેવ્હીસ્પાયૂના.

આ વેલો મોટો વધે છે. એનાં પાંત્રા કરમદીના પાંત્રા જેવાં ન્હાના હોય છે. એના ઉપર કાંટા હોય છે. ફળો ગોળ હોય છે, તેને વાઘાટી કહે છે. એનું શાક કરી ખાય છે. **વાઘાટી:**—ઉષ્ણ, પિત્તલ, રૂચિકર; અને કફ, વિષ એનો નાશ કરે છે. એનાં **ફળો**—ઉષ્ણ, કડવાં; અને વિષૂચિ, કફ, વાયુ, ત્રિદોષ એનો નાશ કરે છે. **લઘુ વાઘાટી (સં. કટુદરી.)** કડવી. ઉષ્ણ; હોઇ વિષૂચિ, કફ, વાયુ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અંડ ઊતર્યો હોય તો;**—વાઘાટીના પાંત્રાનો પાણી નાંખી ૪ પૈશા ભાર રસ કાઢવો; અને તેમાં ૪ માસા મરી વાટી પાવો. **(૨) ગડગુમડા ઉપર:**—વાઘાટીનાં મૂળો થંડા પાણીમાં ઘસી તેનો લેપ દેવો. **(૩) વાઘ કરડયો હોય તો**—વાઘાટીનો પાલો વાટી બાંધવો. **(૪) બાળકોને લાળ પડે છે તે ઉપર**—વાઘાટીના મૂળ ઘસી પાવાં.

---

## ૫૧૧ વાયવર્ણો.

સં૦ બં૦ વરૂણ. મ૦ વાયવર્ણા. ભાટવર્ણા. દે૦ વાયાચાવૃક્ષ. હીં૦ બરના. ક૦ મદવત્સલે. લા૦ કેટિવા-રૉકસબર્ગિઆઇ-રોલેજીઓસા.

એ સાધારણ વૃક્ષ છે. કોકણ પ્રાંતમાં એનાં ઝાડો ઘણાં થાય છે. એનાં પાંત્રાં ત્રિદલ બીલીના પાંત્રાં જેવા હોય છે. એ પાંત્રાંને એરંડાના જેવું લાંબુ દીટુ હોય છે એ પાંત્રાંનો ઉગ્રવાસ આવે છે. વાયવર્ણાને વૈશાખ જેઠના સુમારે નવો પાલો આવે છે. તે કાઢી લઇ વેચવા લઈ જાય છે. એ ભાજીમાં કડવાશ ઘણી હોય છે. માટે તેમાં ડુગળી ઘણી નાંખે છે. એના ફુલોનું પણ શાક થાય છે. એને શમી જેવી ગાંઠો આવે છે, અને ગોળ બોર જેવડાં ફળો આવે છે. વાયવર્ણો એ વાતહારક છે. **વાયવર્ણો**—તીખો, ઉષ્ણ, સ્નિગ્ધ, દીપન, મધુર, કડવો, તુરો, લઘુ, પિત્તલ, ભેદક; અને

વિદ્રધિ, વાયુ, કફ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, ગુલ્મ, વાતરક્ત, કૃમિ, રક્તદોષ, શીર્ષવાત, મૂત્રાઘાત, હૃદ્રોગ, ઉરશૂળ એનો નાશ કરે છે. **એનાં ફુલો**—ગ્રાહક; અને પિત્ત, રક્તદોષ નાશક છે. **એનાં ફળો**—સ્નિગ્ધ, સારક, ગુરૂ, સ્વાદુ, ઉષ્ણ, પાકકાળે મધુર; અને વાયુ, પિત્ત, કફ એનાં નાશ કરનારાં છે. **ઉપયોગ—(૧) અંગમાં વાયુ ભરાઈ ગયો હોય તો**—વાયવર્ણાના, મૂળ ઘસી વાયુ ઉઠયો હોય તે જગોએ ચોપડવાં. **(૨) ત્રિદોષ-ગુલ્મ ઉપર**—વાયવર્ણાના છાલનો કાઢો પાવો. (૩) **ગંડમાલા, અપચી અને ગડગુમડાં ઉપર**—વાયવર્ણાની છાલનાં કાઢામાં મધ નાખી તે પાવો. **(૪) વિદ્રધિ રોગ ઉપર**—વાયવર્ણાની છાલ તથા પુનર્નવા (સાટોડી) એનો કાઢો પાવો. અથવા છાલ કુટી ગુમડા ઉપર બાંધવી; સોજો ઉતરી ગુંમડું ત્વરિત પાકે છે અને ફાટે છે. **(૫) નીલિકા રોગ ઉપર**—એટલે શરિર ઉપર **કાળા ડાઘ પડે છે તે ઉપર**—વાયવર્ણાનો રસ એકલો અથવા દહીં નાખી ચોપડવો. **(૬) મુતરખડો, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રશર્કરા એ ઉપર**—વાયવર્ણા, ગોખરૂં અને સુંઠ એનો કાઢો ગોળ અને જવખાર નાખી પાવો. **(૭) વિષમ જ્વરમાં બુદ્ધિ નષ્ટ થઈ ભ્રમ થાય તો**—વાયવર્ણાનો પાલો વાટી સાધારણ ગરમ કરી તેનો પાટો માથાઉપર બાંધવો. **(૮) પથરી ઉપર**—વાયવર્ણાનો પાલો હાથ ઉપર ચોળી રસ કાઢી તે પથરીની જગા ઉપર નિત્ય ચોળી જીરવવો; એટલે કેટલાક દિવસે પથરીનો નાશ થાય છે. **(૯) વાતભ્રમ ઉપર**—વાયવર્ણાનો પાલો બારીક વાટી લેપ દેઇ ચોવડા વસ્ત્રથી મસ્તક ઉપર પાટો બાંધવો; એટલે જ્યાં સુધી મસ્તકમાં વાયુનો વિકાર હશે ત્યાં સુધી બળતરા થતી નતી. વાયુનો વિકાર બંધ થાય એટલે આગ થવા લાગે છે. આગ થવા લાગે એટલે પાટો છોડી તે જગોએ કોપરાનું તેલ ચોપડવું. **(૧૦) મુતરખડા ઉપર**—વાયવર્ણાના મૂળોનો કાઢો તેના મૂળોનો કલ્ક નાખી પાવો. **(૧૧) વાંગરોગ ઉપર**—વાયવર્ણાના કાઢાએ મોં ધોવું એટલે વાંગનો નાશ થશે. **(૧૨) વાયુ ઉપર**—વાયવર્ણાના પાલાનો રસ કાઢી તે શકિત પ્રમાણે ઘી નાખી પાવો; અથવા વાયવર્ણાની છાલ અને પાલો એકત્ર કરી ગરમ કરી તેની પોટલીવડે શેક દેવો. (૧૩) **મસ્તકમાંહિના વ્રણ ઉપરઃ**—સુકાયલા વાયવર્ણાના પાલાનું ધુમ્રપાન કરી ધુણી નાકે કાઢવી; એપ્રમાણે ૧૪ દિવસ કરવું એ યોગથી નાકમા સડેલું હાડકું હોય તે પણ સારૂં થાય છે. (૧૪) **ગંડમાલા ઉપરઃ**— વાયવર્ણા અને કાંચનાર એની છાલનો કાઢો મધ નાખી પાવો.

---

## ૫૧૨ વાવળા

વાવળાનું વૃક્ષ મોટું થાય છે. એનાં પાંત્રાં લાંબા અને નાંણાનાં પાત્રાં જેવાં હોય છે. એ પાંત્રાને દર્પટ વાસ આવે છે. એ ઝાડનું લાકડું ખેરના લાકડા જેવું મજબુત હોય છે. એ ઇમારતના કામમાં ઘણું ઉપયોગી છે. એની છાલના લેપની ચીત્રાની છાલના લેપની પેઠે બળતરા થાય છે. **ઉપયોગઃ—(૧) ગુમડાં, વાયુની ગાંઠો, બદ વગેરે બેસી જવા માટેઃ**—વાવળાના પાંત્રાંને ઘી ચોપડી તે ગરમ કરી બદ ઉપર બાંધવાં એટલે કેટલીક વારે ફોલ્લી થાય છે. અને બદ, ગાંઠ, વિગેરે બેશી જાય છે. (૨) **વાળા ઉપરઃ**— વાવળાની છાલ અને ચંપાની છાલ કચરી બાંધવી એટલે નારૂ બળી જાય છે.

---

## ૫૧૩ વાવડીંગ

સં૦ વિડંગ. મ૦ વાવડીંગ. હીં૦ વાયવિડંગ. ક૦ વાયુવિલંગ. તૈ૦ વાયુવિડંક. ફા૦ સ૦ બરં-ગ-જ. કાબલી. ઇં૦ એમ્બ્રેંગ. લા૦ એંબેલી. રીબીસ.

વાવડિંગનાં ઝાડો માંથોડું દોઢ માંથોડું ઉંચાં વધે છે. એનાં પાંત્રાં લાંબાં પાંચ આંગળ તથા ત્રણ આંગળ પહોળાં હોય છે. વાવડિંગના ઝાડ ઉપર ફળોના ગુચ્છા આવેછે, તેને વાવડિંગાં કહે છે. વાવડિંગ એ કૃમિનાશક છે. **વાવડિંગ**

તીખાં, ઉષ્ણ, લઘુ, કડવાં, દીપન, રૂચ્ચ; અને વાયુ, કફ, અગ્નિમાંદ્ય, અરૂચિ, ભ્રાંતિ કૃમિ, શૂળ, આધ્માન, ઉદર, પ્લીહા, અજીર્ણ, દમ, ઉધરસ, હૃદ્રોગ, વિષદોષ, મલાવષ્ટંભ, આમ, મેદ અને મેહ, એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **કૃમિઉપર**— વાવડિંગનો કાઢો ગોળ નાંખી પાવો; અથવા વાવડિંગનું ચૂર્ણ મધમાં આપવું. **(૨) બાળક નિરોગી થવા માટે**— એક મહિનાનું બાળક થાય ત્યાંસુધી એક વાવડિંગનું ચૂર્ણ મધમાં આપવું એમ પ્રત્યેક મહિને એક એક વાવડિંગ વધારી ખવરાવવું એટલે બાળક ને રોગ કદીપણ થશે નહી. **(૩) અરૂચિ અને જ્વર ઉપર**—વાવડિંગ અને મધ એની ગોળી મોમાં રાખવી એટલે અરૂચિ અને જ્વર (તાવ) અસાધ્ય હશે તો પણ તેનો નાશ થશે. **(૪) ભમરી આવે છે તે ઉપર**— વાવડિંગની માળા કરી કાને બાંધવી **(૫) બાળકની ઉધરસ અને દમ ઉપર**—વાવડિંગનું ચૂર્ણ મધમાં આપવું. **(૬) હૃદ્રોગ ઉપર**—વાવડિંગ અને કોળિંજન એનું ૪ માસા ચૂર્ણ ગોમૂત્રમાં નાખી પાવું, એટલે હૃદયમાંહેનાં અસાધ્ય કૃમિ પડશે **મલશુદ્ધિ થવા માટે**—વાવડિંગ અને અજમો એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પ્રાશન કરવું. એટલે વિષ્ટંભ નાશ થશે.

---

## ૫૧૪ વાસનવેલ.

સં૦ વત્સાદની. પાતાલગરૂડી. મ૦ વાસનવેલ. કો૦ તાન. ભુયપાડળ. હીં. છિરેટા. છિરહટા. બં૦ શિલિંદા. ક૦ દગુડી. દાગડીબળી. તૈ૦ કસરતીગે. તા૦ કાત્તુક્કાદી. ફા૦ ફરીદબુટી. લા૦ કોકયુલસવિલોાસ.

એનો વેલો એ વર્ષ પછી ઘણોજ ઊંચો વધે છે. એ વેલાના પાંદાં બારીક હોય છે. એ વેલાના નાના નાના ટોપલા સારા થાય છે. ભેંસને વાસનવેલ ખવરાવવાથી તેને પુષ્કળ દુધ આવે છે, પાડળમૂળોના અભાવે એનાં મૂળલે છે. **વાસનવેલ**—વીર્યકર, રક્તશોધક, ઉષ્ણ, બલકર, તીખી છે. તથા તાવ, કંઠરોગ, પિત્ત, ઉષ્ણવાત એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) કંઠસર્પ ઉપર**—વાસનવેલનાં મૂળો વાટી પાવાં **(૨) પાણીનાં ખડબાં બાઝવા જેવું કરવાને**—કેટલાક ભેદુ વિશેષતઃ મુસલમાન ફિરસ્તા વૈદો ધાતુપુષ્ટિનું ઉત્તમ ઔષધ કહી ભોળા લોકોને આ ચમત્કાર દેખાડી પૈસા કાઢીલે છે. ઉત્તમ પુષ્ટતા આવશે એમ કહી વાસનવેલ ની ભૂકી નાખી પૈસા લે છે. એ ચમત્કાર કરી દેખાડવો હોય ત્યારે વાસનવેલીનો પાલો સુકાવી ચૂર્ણ કરી રાખવું. પછી તેની એક કપડામાં પોટલી બાંધી રાખી તે એક વાડકીમાં પાણી લેઇ તેમાં ચોળવી એટલે તે પાણી જાડું થવા લાગી કેટલીક વારે ચાકુ વડે તુકડા કરવા જેવું ઘટ્ટ થાય છે. **(૩) જીર્ણજ્વર ઉપર**—વાસનવેલીનાં મૂળોના કકડા કરી તેને પલારી ચોળી પાવાં. એથી રક્તશુધ્ધિ થાય છે. **(૪) પીડ ઉપર**—વાસનવેલીનાં મૂળ પાણીમાં ઘસી પાવાં, અથવા વાસનવેલીનાં મૂળ, કાચકા અતિવિષ એ પાણીમાં ઘસી પાવાં, **(૫) પિત્તવિકાર ઉપર**—વાસનવેલીનાં પાંદડાંના રસમાં સુંઠનું ચૂર્ણ અને સાકર નાખી પાવો. **(૬) બાળકનું તાળવુંપડે છે તે ઉપર**—વાસનવેલીનો પાલો વાટી થેપલી કરી તે તાળવા ઉપર બેસારવી. **(૭) વાળા ઉપર**—વાસનવેલીનાં મૂળ પાણીમાં વાટી પાવાં. **(૮) સંધિવાત અને ઉપદંશ વ્યાધિએ સાંધા પકડાય છે તે ઉપર**—વાસનવેલીનાં મૂળ બકરીના દૂધમાં ઉકાળી તેમાં પીપરનું ચૂર્ણ નાખી તે દૂધ પાવું.

---

## ૫૧૫ વાળો

સં૦ વાલક. મ૦ વાળા. હીં૦ વાલા. અસ. ક૦ મુંડિવાળ. તૈ૦ વાટ્ટીવેલુ. તા૦ વટ્ટીવેર. તુ૦ મુડપાલ. લા૦ એન્ડ્રૉપોગનમ્યુરિકેટસ. ઇં૦ કુસ્કુસગ્રાસ.

વાળો ઘાસના જેવો થાય છે. એના મૂળીયાંનો વાસ આવે છે. એનાં ભોથાં હોય છે. તે વાવ્યા પછી વર્ષે બે વર્ષે પુષ્કળ બેટા થઈ ચારે તરફ પસરે છે. તે મૂળીયાં બે વર્ષ પછી તેઓને કચરો અને માટી એનો અંશ બીલકુલ

ન રહે એમ ધોયા પછી સુકવે છે. વાળાની ગાંઠો બાગમાં ઠેકાણે ઠેકાંણે વાવવાથી ઘણી શોભા આપે છે. એ ગાંઠા બહુધા વાડની આસપાસ વાવે છે. વાળો સુવાસિક હોવાને લીધે સુગંધિ પદાર્થો કરવામાં એનો પુષ્કળ ખપ થાય છે. વાળો ઘણો ઠંડો અને દાહશામક છે. વાળાના પડદા, પંખા ઇત્યાદિ પદાર્થો કરે છે. પાણીમાં સુવાસ આવવા માટે તે પાણીમાં નાંખે છે. વાળામાં ધોળો અને કાળો એવા પ્રકાર છે. **વાળો**—દીપન, પાચન, શીતળ, સ્તંભન, લઘુ, કડવો, મધુર, કેસ્ય, રૂક્ષ, અને જ્વર, ઉલટી, મદ, કફપિત્ત, તૃષા, રક્તવિકાર, વિષ, વિસર્પ, દાહ, મૂત્રકૃચ્છ્ર, કોડ, અતિસાર, શ્વાસ, હૃદ્રોગ, અરૂચિ, વ્રણ, લાલાસ્રાવ, રક્તપિત્ત, કંડુ એનો નાશ કરે છે. **કાળોવાળો**—શીત, કડવો, સુગંધિ, પાચન, સ્તંભન, લઘુ, મધુર, રૂક્ષ, અને દાહ, શ્રમ, પિત્તજ્વર, તૃષા, રક્તદોષ, ઉલટી, પિત્ત, કફ, વિષ, દૌર્ગંધ્ય, મૂત્રકૃચ્છ્ર કોડ, જ્વર, મદ, વિસર્પ, વ્રણ એનો નાશ કરે. **પીળોવાળા**—(સં. લામજ્જક.) શીત, કડવો, મધુર, પાચક, લઘુ, સ્તંભન, અને વાયુ, પિત્ત, ત્રિદોષ, તૃષા, દાહ, શ્રમ, મૂર્છા, રક્તશૂળ, જ્વર, રકતદોષ, સ્વેદ, કૃચ્છ્ર, ઉલટી, મદ, કફ, વિષ, વિસર્પ, વ્રણ એનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **પરસેવો** બહુ **છુટે છે તે** ઉપર—વાળો, નાગરમોથ અને ધાંણા એનો થંડા પાણીમાં લેપ કરવો. (૨) **દાહરોગ** ઉપર—વાળો, ગુલાબકળી, કચોરા, સાકર એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં અગર દૂધમાં આપવું. (૩) **બાળકોના રક્તાતિસાર અને બીજા સર્વ પ્રકારના અતિસાર, ઉધરસ, દમ અને ઉલટી ઉપર**—વાળો સાકર અને મધ એ ચોખાના ધોવરામણમાં આપવા. (૪) **દાહ** ઉપર—વાળો અને ચંદન વાટી શરીરે લેપ કરવો. (૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર**—વાળો, શેરડીના મૂળો, ડાભનાં મૂળો અને રતાંરળી (રકતચંદન) એનો કાઢો કરી પાવો. (૬) **હૃદયશૂળ ઉપર**—વાળો અને પીંપરીમૂળ એનું ચૂર્ણ સમભાગ એકત્ર કરી તેમાંથી બે માસા ગાયના ઘીમાં આપવું.

---

## ૫૧૬ વાંસ.

સં૦ બં૦ વંશ. વેણુ. મ૦ વેળુ. બાંબુ. કો૦ કલક. હીં૦ બાંસ. ક૦ બીદીરૂ. ગળાએળે. તૈ૦ ડીચકઈ. તા૦ મુંગિલ. તુ૦ બેદરૂ. મલા૦ ગોમં. ઈં૦ બૅંબુકેઈન. લા૦ બાંબુસાવલગેરીસ્.

વાંસને મરાઠીમાં "**બાંબુ, માણગા, ચિવા,** એમ પણ કહે છે. કોકણમાં વાંસનાં ભોથાં ઘણે ઠેકાણે છે. જેમ કળકીના બેટો હોય છે તેવાંજ વાંસના બેટો હોય છે. વાંસનાં પાંલા કળકીનાપાત્રા જેવાંજ પરંતુ તે કરતાં લાંબાં અને પહોળાં હોય છે. વાંસનાં ઝાડ કોઇ કોઈ સ્થળે પચાસ સાઠ હાથ ઉંચા વધે છે. વાંસ પાતળો હોય તો તેને બાંબુ કહે છે, વાંસના બેટો એવા તો જબરા હોય છે કે, તે ઉપર તોફના ગોળાનું સુધ્ધાં જોર જલદી લાગુ થતુ નથી. વાંસને સાઠ વર્ષે ચવર આવે છે. ત્યારે તેને કાંટો ફુલ્યો એમ કહે છે. તે આવી રીતે આવે છે કે, દર સોટાને સુમારે ચાર આંગળે ગુચ્છા આવે છે, તથા અંદર ગહુના જેવા દાણા ઉત્પન્ન થાય છે. તે ધાન્ય પાકે એટલે વાંસ સુકાવા લાગે છે. એકાદને એ બી આવવા લાગે કે વાંસના ભોંથાંને ભોંથાં નાશ પામે છે; પછી નવા બેટ તૈયાર થવાને વીસ પચીસ વર્ષ લાગે છે. જે વર્ષમાં એ બી આવે છે, તે વર્ષમાં ગરીબ લોક સુખી થાય છે. તે લોક એ ધાન્ય એકઠાં કરી સંઘરી રાખે છે. પછી જોઇએ ત્યારે છડી દળી તેની રોટલી પુરી, વગેરે અનેક પદાર્થો કરે છે. વાંસની અનેક વસ્તુઓ બને છે, ઘરનાં છાપરામાં તેનું સૈદણુ ઘાલે છે. ભિંતને બદલે તેની ખપાટી જડે છે, તેની ચટાઇયો, ટોપલા, સુપડાં, પંખા, કરંડીયા ઇત્યાદિ નાના પ્રકારની વસ્તુઓ કરેછે. હોડીની ડોલકાઠી વાંસની કરે છે. તેના છોગળાનું શાક અને અથાણું કરે છે. આ કંદ જ્યારે જમીનમાંથી બાહેર નીકળે છે. ત્યારે તેનાં અંગમાં એટલું જોર હોય છે કે. તે એકાદા પથ્થર નીચેથી જો નીકળે તો તેને ઉથલાવી નાંખે છે; કિંવા તેને ફોડીને પણ બહાર નીકળે છે. વાંસના પાલખીના દાંડા કરે છે. ચીન દેશમાં વાસની ખુરશી

ઓ, કોચ. પલંગ વગેરે નાનાપ્રકારની વસ્તુઓ કરે છે. મીઠામાં નાંખેલાં કંદ વર્ષ બે વર્ષ સુધી ટકે છે. વાંસમાં જે પાણી વળે છે તેમાંથી "વંશલોચન" (વાંસકપુર) થાય છે. ભરેલો **વાંસઃ**—ખાટો, તુરો, કડવો, શીતલ, સારક, સ્વાદુ, બસ્તિશોધક, છેદન, ભેદક; અને કફ, પિત્ત, રકતદોષ, કોડ, સોજો, વ્રણ, મૂત્રકૃચ્છ્ર પ્રમેહ, અર્શ, દાહ એનો નાશ કરે છે, **પોલાવાંસ**—દીપન, રૂચિકારક, પાચક, હૃદ્ય, અને અજીર્ણ, શૂળ, ગુલ્મ એનો નાશ કરે છે. **કુમળાં વાંસ તથા કંદ**—તીખો કડવો, ખાટો, તુરો, લઘુ, શીતલ, રૂચિકર; અને પિત્ત, રકતદોષ, દાહ, મૂલકૃચ્છ્ર, ત્રિદોષ, એનો નાશ કરે છે. **વાંસનાં બીજ**—તુરાં, મધુર, રૂક્ષ, પૌષ્ટિક વીર્યકર, બલકર. અને કફ, પિત્ત, પ્રમેહ એનો નાશ કરે છે, **વંશલોચન** (વાંસકપુર):—રૂક્ષ, તુર, મધુર, શીત, રકતશુધ્ધિકર, શુભાવહ ગ્રાહક, ધાતુવર્ધક, વૃષ્ય, બલકર; અને કાસ, શ્વાસ, ક્ષય, રકતદોષ, રકતપિત્ત, અરૂચિ, કોડ, જ્વર, કમળો, પાંડુરોગ, દાહ, તૃષા, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, વાયુ, પિત્ત, એનો નાશ કરે છે. એનો જ ભેદ ગંધપાલાશિકા છે. તેના એવાજ ગુણો છે. **ઉપયોગ—(૧) મૂત્રાઘાત ઉપર**—ચોખાના ધોવરામણમાં વાંસની રાખ અને સાકર પાવી. **(૨) પારો શરીરમાં રહે તો**—વાંસના પાલાના ૪ પૈશાભાર રસમાં પૈશાભાર સાકર નાંખી તે રસ પાવો. **(૩) રકતજન્ય દાહ ઉપર**—વાંસની છાલનો કાઢો થંડો થયા પછી મધ નાખી પાવો. **(૪) સર્વ પ્રમેહ ઉપર**—વાંસકપુર, કંકોળ, નાગકેશર, અને એલચીના દાણાં સમભાગ લેઇ બારીક ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી, પછી તે ભૂકી પલરે એટલું ઉત્તમ ચંદનનું તેલ લેઈ તેમાં તે ભૂકી સારી ભીંજવી નાની સોપારી જેવડી ગોળી કરી રાખવી. નિત્ય પ્રાતઃકાળે સુમારે ચાર તોલા પર્યંત થંડુ પાણી લેઈ તેમાં એક ગોળી કાલવવી અને અર્ધો તોલો સાકરની ભૂકી નાખી તે પ્રાશન કરવી. એજ ક્રમે સાયંકાળે પણ આપવી. એ ઔષધ ખાધા પછી ૭ પ્રહરમાં આગ થતી બંધ થાય છે. અને દુસ્તર પ્રમેહનો સાત દિવસમા નાશ થાય છે. પથ્ય—ગહુની રોટલી, તુવેરની દાળ, ઘી અને સાકર એટલા પદાર્થ ખાવા. **[૫] થંડા પ્રમેહ ઉપર**—વાંસનાં પાંત્રા સુકવવાં પછી દરેક વખતે અર્ધો તોલો પાંત્રાં અને ૧ તોલો ઉપરસાળનાં મૂળો લેઇ સાધારણ ખાંડી ૨૮ તોલા પાણી નાખી અષ્ટમાંશ કાઢો તૈયાર કરવો. આ કાઢો તૈયાર થવા આવ્યો એટલે તેમાં ૧ તોલો સાકર નાંખી કાઢો ઉતારી ગાળી પાવો. **(૬) બહુમૂત્રરોગ ઉપરઃ**—વાંસના લીલા અથવા સુકાયેલા પાલાનો કાઢો કરી દર વખતે પાવો. પાણી પાવાને બદલે પણ આ કાઢોજ પાવો. **(૭] બાળકની ઉધરસ અને દમ ઉપરઃ**—વંશલોચન [વાંસ કપુર]નું ચૂર્ણ મધમાં આપવું. અથવા વાંસની ગાંઠ પાણીમાં ઘસી આપવી.

---

## ૫૧૭ વાંકેરી.

જેવાં કાંકરનાં ઝાડો હોય છે. તેવાંજ વાંકેરીનાં કાંટાવાળાં ઝાડો હોય છે. એના પાંતાં કાચકાના પાંત્રાં જેવાં હોય છે વાંકેરીને જાડી શિંગો આવે છે, અને લાલ તુરા આવે છે. એ ઝાડના જાડા બેટ થાય છે. એવા બેટો રાયગડ કિલ્લા ઉપર ઘણા છે. એ ઝાડનાં મૂળ પચીસથી પચાસ હાથ નીચે ખોદવાથી તેની ગાંઠો મળે છે. એ ગાઠને વાંકેરી નું બોથું કહે છે. એ ઝાડો કોકણ પ્રાંતના ડુંગરોમાં વિશેષ છે. ચોમામાસાં સહ્યાદ્રિ પર્વતની તેડોમાં તે આપો આપ નજરે પડે છે. એ ગાંઠો દૂધમાં બાફી રાખવી એટલે ઘણાં વર્ષસુધી કામમાં આવે છે. **ઉપયોગ—(૧) વ્રણ ઉપર અને અંગ ઉપર ગર્મીની પડલી ચાંદી ઉપર**—વાંકેરીનું બોથું ઘસી ઉપર ચોપડવું અને થંડા પાણીમાં ઘસી ૬ માસા પર્યંત પાવું **(૨) જખમમાંથી કિરળ બાહેર પડવા માટે**—વાંકેરીનું બોથું ઘશી ઉપર ચોપડવું તથા થોડો શેક દેવો એટલે કિરળ સુકાઈ ગરી પડશે. **(૩) પાંડુ, જીર્ણજ્વર, ગંડમાલા, ક્ષય, વ્રણ,**

**અને ગર્મીના અજાર ઉપર**— ગાયના દુધમાં વાંકેરીનું ભોથું ઘસી તેમાં સોજું ઘી, સાકર અને જીરાની ભૂકી નાખી પાવું. દિવસ ૪૨ એટલે સર્વ રોગનો નાશ થઇ સારી કાંતિ થાય છે. **(૪) ફાટેલા અદ્દનું ક્ષત ભરાઈ આવવા માટે**:—વાંકેરીનું ભોથું અને કપુરભેંડીના મૂળ ગાયના માખણની પરાશમાં ઘસી લેપ દેવો; એ-પ્રમાણે દિવસમાં ૪–૫ વાર લેપ દેવો; તથા વાંકેરીનું ભોથું ગાયના તાજા દૂધમાં ઘસી પાવું એટલે ઉપદંશસંબંધી સર્વ વિકારો નાશ પામે છે, **(૫) પાઠા ઉપર**:—વાંકેરીનો પાલો બારીક વાટી થેપલી કરી બાધવી. (૬) **રકતપિત્ત** ઉપર:— વાંકેરીનું ભોથું થંડા પાણીમાં ઘસી ખાંડ નાખી સતત સેવન કરવાથી **ઉલટી થઈ પડનારાં તથા મલદ્વારે** પડનારાં **રકતપિત્ત શમન થાય છે.** (૭) **સ્તનરોગ** ઉપર:—વાંકેરીનુ ભોથું પાણીમાં ઘસી લેપ કરવો.

---

## ૫૧૮ વિખમોગરી.

સં૦ મ૦ હીં૦ બં૦ ટીસીમાં. લા૦ સિનાનચંઓડોરા.

વિખમોગરીના વેલા હોય છે. એનાં પાંત્રાં લાંબાં અને પહોળાં હોઈ ઘણાં કડવાં હોય છે એને એકેરી મોગરી જેવાં ફુલો આવે છે. એ વેલા ઉપર બારીક ફળો આવે છે. **ઉપયોગ**:— **(૧) સર્પ વગેરેના વિષ** ઉપર:—વિખમોગરીના પાલાનો રસ કાઢી શકિતપ્રમાણે પાવો. **(૨) અંગ ઉપર વિષ ફુટી નીકળ્યું હોય તો**:—વિખમોગરીના મૂળ અને ઝેરકચૂલાનાં બી એ ઘસી અંગ ઉપર વિષ ફુટી નીકળ્યું હોય ત્યાં ચોપડવાં. **(૩) સર્દી ગરમીએ પગો વળી જાય છે તે** ઉપર—વિખમોગરીના પાલાના રસમાં મરીની ભૂકી નાંખી દિવસમાં ૪–૫ વાર ગરમ કરી લેપ દેવો.

---

## ૫૧૯ વિખરી ( વનગોડ. )

સં૦ શેફલિકા. મ૦ રાનનિર્ગુંડી. હીં૦ બન નિર્ગુંટી. ક૦ કાડલેક્કિ.

એ ઝાડ બે ત્રણ હાથ ઉંચું વધે છે. એ ઝાડ ઉપર ગુચ્છાવાળા તુરાઓ ઝાડના સર્વ ભાગો ઉપર આવે છે. એ તોરાની છેવટના ભાગમા કાંટા જેવું હોય છે. ઉપયોગ **(૧) પગે ઓસાર થાય છે તો** ઉપર:—વિખરીના પાલાનો રસ કાઢી પગે ચોપડવો.

---

## ૫૨૦ વિષ્ણુક્રાંતા

સ૦ મ૦ હીં૦ બં૦ વિષ્ણુક્રાંતા. ક૦ વિષ્ણુ કાક તા૦ વિષ્ણુ કાંતી. તૈ૦ વિષ્ણુક્રાંત મુ. મલા૦ વિષ્ણુ કોરાંતી. લા૦ ઇવોલ્વ્યુલસહ્ર્સૈટસ્

વિષ્ણુક્રાંતા એ નામનાં ઝાડો વેલી જેવાં જમિન બરોબર થાય છે. એનો વિસ્તાર ઘણો મોટો થતો નથી. એ ઝાડ ઉપર પાંત્રાં બારીક અને લાંબાં આવે છે વિષ્ણુક્રાંતાનાં ફુલો કાળાશવાળા રાતારંગનાં અને બારીક હોય છે. એનીજ એક સફેત ફુલવાળી જાતી છે. એ ઝાડ ઉપર બારીક ફળો આવે છે. **વિષ્ણુક્રાંતા**:—તીખી, કડવી પાચન, શુભપ્રદ; અને બુધ્ધી, મેધા અને સ્મૃતિ એને આપનારી, તુરી; અને વિષદોષ વ્રણ, કરમ, કફ, વાયુરોગ એની નાશક છે. **એના** પાલાની **ભાજીઃ**—ગુરૂ; અને વિષ, દાહ, પિત્ત, વાયુ એનો નાશ કરે છે. **ઉપયોગ**— **(૧) ગલશોથ ઉપર**— વિષ્ણુક્રાંતાના મૂળોનો રસ પાવો એટલે ઉલટી થઈ સોજો ઉતરે છે. (૨) **પરિણામશૂળ ઉપર**—વિષ્ણુક્રાંતાનાં મૂળોનો કલ્ક કરી તેમાં સાકર, મધ અને ઘી એ નાખી પાવાથી ૭ દિવસમાં પરિણામશૂળનો નાશ થાય છે. **(૩) મુળવ્યાધિ ઉપર**—વિષ્ણુક્રાંતાના મૂળોનો અંગરસ ઘી નાખી પાવો. રક્તમૂળવ્યાધ હોય તો પાલાની વડી કરી ઉપર ચોટાડવી અને પછી ઉપર પાટો બાંધવો. **(૪) કાળપુળી ( પાઠું ) અને સર્વ પ્રકારની ગાંઠો ઉપર**:—વિષ્ણુક્રાંતાનો પાલો અને પેટારીનો પાલો કાંજીમાં વાટી લેપ કરવો. **(૫) કમળી ઉપર**—વિષ્ણુક્રાંતાના મૂળો છાશમાં નાખી પીવાં.

---

## ૫૨૧ વેલતુર

સં૦ વેલ્લતર. મ૦ એ— ચેલતર. હી૦ બરવેલ. ક૦ ઓંડઉ. યેડાતરી. વાડાવી નગીડ. તા૦ વિડા-તેર. તૈ૦ બેલુતરૂ. લા૦ ડેસ્માંથસ્ સિનેરિયસ્.

એને "એલ્લતર" એમ પણ મરાઠીમાં કહે છે. એ ઝાડ નહાનાં હોય છે. એનાં ફુલો કાળાં ગુલાબી અને લીલાં એવા રંગોના થાય છે. એ પાંત્રાં ઘણાં બારીક હોય છે એ ઝાડ કંટકયુકત હોય છે. **વેલતુર**:—તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, પથ્ય, રસકાળે અને પાકકાળે કડવા, ગ્રાહક; અને વાયુરોગ, મૂત્રકૃચ્છ્ર, અસ્મરી, સંધિશળ, મૂત્રાઘાત, યોનિરોગ એનો નાશ કરે છે, **ઊપયોગ (૧) અતિસાર** ઉપર:—વેલતુરાનો પાલો છાશમાં વાટી પાવો.

---

## ૫૨૨ શતાવરી

સં૦ મલા૦ શતાવરી. દ્વિવસમાવળી. **માવળી૦** અસ્વલી. ખા૦ જાવરી. કો૦ શીતાચવરી. બં૦ શતમૂલી હીં૦ સતાવર. ક૦ બ્હત્તમુણગ્યા. શિપરી. તૈ૦ પિલ્લા પિચ્ચર. એકુમ હીટેંડાં. તા૦ ધ્રેનીયનાકુ. તુ૦ ઉ-તુરૂબુરૂ. ફા૦ ગુર્જદસ્તી. અ૦ શકાકુલમિશ્રી. ઇં૦ એસ્પેરેગસ્ રેસીમોસસ્. લા૦ એસ્પેરેગસ્ સતાવર. એ૦ એડસેંડેસ. એ૦ ટોમેન્ટોસસ્.

શતાવરીનાં ઝાડો સુમારે કંબરપુર ઊંચાં વધે છે. એ ઝાડ ઉપર બારીક કાંટા હોય છે. શતાવરીનાં પાત્રાં બારીક અને સુરૂનાં પાંત્રાં જેવાં હોય છે. એ વેલીને સોં સુધી મુળો હોય છે. એ મૂળો લીલાં હોય છે ત્યારે છોલી સુકવે છે. એ મુળોને શતાવરી કહે છે. શતાવરી **ધાતુપૌષ્ટિક છે. શતાવરી**:—શીત. વૃષ્ય, મધુર, કડવી, રસાયન સ્વાદુ, ગુરૂ, સ્નિગ્ધ, દુગ્ધદ, બલ્ય, મેધ્ય, અગ્નિદીપક, પૌષ્ટિક, ચક્ષુષ્ય, અને પિ-ત, કફ, વાયુ, ક્ષય, રકતદોષ, સોજો, ગુલ્મ, અતિસાર એનો નાશ કરે છે. **મહાશતાવરી**:—હૃદ્ય મેધ્ય, અગ્નિદીપન બલ્ય, શુક્રલ, શીત રસાયન, વૃષ્ય હૃદ્ય; અને લિદોષ, વાયુ, પિત્ત, રકતદોષ, સંગ્રહણી, અર્શ, ક્ષય, એની નાશક છે. ઉપયોગ—**(૧) સ્તનમાં દૂધ વધારે આવવા માટે**—શતાવરીના મૂળીયાં દુધમાં વાટી પાવાં. એના મુળીયાં ભેંસને અથવા ગાયને ખવરાવવાથી તેને પણ વધારે દુધ આવે છે. **(૨) દાહ, પિત્તશુળ, એ** ઉપર—શતાવરીના કાઢમાં દુધ અને લણ તોલા પર્યંત મધ નાખી તે પાવો. **(૩) તાઢીયા તાવ** ઉપર— શતાવરી અને જીરૂં એનું ચૂર્ણ ૧ તોલા પર્યંત નવટાંક પાણીમાં નાખી પાવું. **[૪] કુખ, હૃદય બસ્તિ** કિંવા **પિ-તશળ,- અને સર્વ પ્રકારની શળ** ઉપર:— શતાવરીના રસમાં મધ નાંખી તે રસ પાવો. **(૫) કુતરાના વિષ અને પથરી** ઉપર:— શતાવરીના મુળોનો રસ અને ગાયનું દૂધ એકત્ર કરી, પ્રાશનાર્થે આપવું, **[૬] તાવ** ઉપરઃ— ઉપલા દૂધમાં જીરાની ભુકી નાખી પાવું- **[૭] પિ-તપ્રદર** ઉપર:—શતાવરીનોં રસ મધ નાંખી પાવો. **(૮) પુષ્ટતાને માટે અને ધાતુવૃધ્ધિ** ઉપર:—શતાવરીનું ચૂર્ણ નિત્ય એક તોલો ઉકાળેલા દૂધમાં નાખી તેમાં સાકર નાખી સાંયકાળે રોજ સેવન કરવું. **(૯) અપસ્માર** ઉપર:—દૂધમાં શતાવરી એક તોલો ઘસી પાવી. **[૧૦] વાતજ્વર** ઉપર:—શતાવરી અને ગળો એનો રસ ગોળ નાંખી પાવો. **[૧૧] રકતશુદ્ધિ થવા માટે**—શતાવરીના લીલા મુળો લાવી તેમાંહેની રેશાઓ કાઢી સાધારણ ખાંડવા અને ૨૦ તોલા લેઇ તેમાં પાકા આઢશેર પાણી નાંખવું અને ઉકાળવું. પછી એક શેર પાણી બાકી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળવો પછી તેમાં એક શેર સાકર નાખી સરબત જેવો જાડો પાક કરવો. અને તેમાં કેશર, જાયફળ, જાવંત્રી એલચી વગેરે મસાલો નાખી બાટલીમાં રાખવું. આ પાક નિત્ય ૧ અગર બે તોલા લેઇ ગાયના ચોખ્ખા દુધમાં નાખી બે વખત પીતાં જવું. દિ. ૪૨. **(૧૪) બીજો પ્રકાર**—શતાવરીનાં મૂળો એ ત્રણે સમભાગ લેઇ ખાંડવાં અને ઔષધોથી ૩૨ ગણું પાણી નાખી અષ્ઠમાંશ કાઢો કરી ગાળી લેઈ તેમાં કાઢાથી બમણી સાકર

નાખીં સરબત જેવો પાક કરી, તેમાં એલચી-દોડાની થોડી ભૂકી નાખી તે રાખી મૂકવો. એને ઉપરની રીત પ્રમાણે બે વખત ખાવો. **(૧૪) ત્રીજો પ્રકાર**—ઉપલાં ત્રણે ઔષધો સુકાયેલાં સમભાગ લેઇ તેનું ચૂર્ણ કરી ઘીમાં તળી તેમાં તેનાથી દોઢો માવો શેકી મસળવો; અને સાકરનો ચાસણીદાર પાક કરી તેમાં તે મિશ્રણ અને લવંગ, એલચી, જાયફળ, જાવંત્રી બદામ, એદાણા, ગોખરૂની ભૂકી એ નાખી તે મિશ્રણ સરખું હલાવી એક કથરોટમાં ઘી રેડી તેમાં નાખી પોહોળું કરવું, અને સુકાયા પછી ચોસલાં કરી રાખવાં. નિત્ય પ્રાતઃકાળે અને સાયંકાળે બે તોલા પાક ખાઈ ઉપર સાત સાત તોળા પર્યંત ગાયનું તાજુ દુધ પીવું. આ પાક બલપુષ્ટિકારક અને લોહીની શુદ્ધિ કરનારો છે. **(૧૬) રકતાતિસાર** ઉપર—શતાવરીના રસમાં સાકર નાખી પાવો અથવા ઘી નાખી રસ ઉકાળી તે સિધ્ધ થયેલું ઘી પાવું, કિંવા શતાવરીનાં મૂળીયાં વાટી દૂધ સાથે પાવાં. **(૧૭) ત્રિદોષજ સુત્રકૃચ્છ્ર** ઉપર—શતાવરીના મૂળોનો કાઢો સાકર અને મધ નાખી પાવો. **(૧૮) શતાવરી ઘૃત અમ્લપિત્ત** ઉપર—શતાવરીનો કલ્ક ૬૪ તોલા, ઘી ૬૪ તોલા અને ચોપટ દુધ નાખી પચવી ઘી તૈયાર કરવું. તે અમ્લપિત્ત, વાતપિત્ત સંબંધી વિકાર, રકતપિત્ત, તૃષા, મૂર્છા, શ્વાસ અને સંતાપ એનો નાશ કરે છે.

---

## ૫૨૩ શરપુંખા

સં૦ શરપુંખા. મ૦ ઉન્હાળી. રાનટીનીળ હીં૦ સરફોકા. બં૦ બનનીલ. ક૦ કોગ્ગી તૈ૦ યાંપારાચેટ્ટુ. તા૦ કોલ્લુક્કવકેલ્લપિ. ઈ૦ પરપલ ટેફ્રોસિયા. લા૦ ટેફ્રોઝીયા પરપુરીઆ.

શરપુંખાનું ઝાડ સુમારે કેડપૂર થાય છે. એ ઝાડો ઘણું કરી ખડકવાળી અને કઠણ એવી જમીનમાં થાય છે. એ ઝાડ હાથથી ખેંચી કાઢવાને મોટા મોટા પહેલવાન પણ સમર્થ થતા નથી; એટલુ એ ઝાડ કઠણ હોય છે. એને લાલ રંગનાં ફુલો આવે છે અનેએની શિંગો ચપટી હોય છે. પાંત્રાં ન્હાનાં હોઇ લાંબાં હોય છે. એ ઘણાક પ્રાંતમાં થાય છે. જ્યાં એ ઝાડો ઘણાં થાય છે, ત્યાં લોકો એ ઝાડો સુકવી તેને બાળવા માટે ઉપયોગ કરે છે. કવચિત્ ધોળી ફુલની પણ શરપુંખા હોય છે. **ધોળી તથા લીલી શરપુંખા**—તીખી, ઉષ્ણ, કડવી, તુરી-લઘુ; અને કૃમિ, યકૃત, પ્લીહા, ગુલ્મ, વ્રણ, વિષ, ઉધરસ, દમ, અર્શ, જ્વર, રકતદોષ, કફ, હૃદ્રોગ, વાયુ, કફોદર, ગલત્કુષ્ઠ. વાંગ એનો નાશ કરે છે. ધોળા શરપુંખાના ગુણ એનાથી કંઈ અધિક છે. **કંટક શરપુંખા**—તિખી, ઉષ્ણ; અને કૃમિ, શૂળ એનો નાશ કરે છે. **(૧) મુળવ્યાધિ** ઉપર—શરપુંખાનાં મૂળીયાં દહીંમાં વાટી આપવાં **(૨) પ્રમેહ** ઉપરઃ—શરપુંખાનાં મૂળાનો કાઢો કરી તેમાં મરીનું ચૂર્ણ નાંખી તે આપવો. **(૩) ખરજવા** ઉપર—શરપુંખાના બીયાંનું પાતાળ યંત્રવડે તેલ કાઢી તે ચોપડવું આ મોટું ઊસ્તાદ ઔષધ છે. **(૪) ગંડમાળ** ઉપર—શરપુંખાનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી તેનો નસ્ય અને લેપ કરવો. અથવા શરપુંખાનું મૂળ અને હળદર ગાયના દૂધમાં ઘસી તેનો લેપ કરવો. **(૫) ઉધરસ** ઉપર—શરપુંખાના મૂળ સુકવી ચલમમાં નાંખી તેની ધુમાડી પીવી. **(૬) સર્વ વ્રણ ઉપર**—શરપુંખાનું ચૂર્ણ, મધમાં ખલી ચોપડવું, **(૧) ગુલ્મ** ઉપર—શરપુંખાનો ખાર અને હરીતકીનું ચૂર્ણ, એ ચાર ચાર માસા એકત્ર કરી ખાવું **(૮) પ્લીહોદર** ઉપર— શરપુંખાનાં મૂળીયાં છાશમાં વાટી પાવાં; એટલે જલદી ગુણ આવે છે. **અંડવૃદ્ધિ** ઉપર—શરપુંખાના મૂળીઆંનું ચૂર્ણ પાણીમા ૧ મહિના સુધી આપવું.

---

## ૫૨૪ શહાજીરૂં

સં૦ કૃષ્ણજીરક. મ૦ શહાજીરે. હીં૦ સ્યાહજીરા. બં. કાલજીરે. ક૦ શાજીરી ગે. ફા૦ જીરેસિયાહા. અ૦ કમનૂ કીરમાની. ઈં૦ બ્લેકકારાવેસીડસ્. લા૦ કેરમ્ નાયગ્રમ્

શહાજીરાની ઉત્પત્તિ લાહોર, પશ્ચિમ હિમાલય એ પ્રાંતોમાં થાય છે. એની ઉત્પત્તિ

રૂશિયા વગેરે યુરોપના દેશોના પ્રાંતોમાં પણ થાય છે. શહાજીરૂં એ જીરા કરતાં બારીક હોય છે. એનો ગરમ મશાલામાં ઉપયોગ કરે છે. **શાહાજીરૂં**—તીખું, ઉષ્ણ, સુગંધિ રૂચિકર, આંખને હિતકર, ગ્રાહક, રૂક્ષ, દીપક, અને કફ, સોજો જીર્ણજ્વર, શિરોરોગ, કોઢ એનો નાશ કરે છે.

---

## પર૫ શંખાવલી

સં૦ શંખપુષ્પી. મ૦ શંખાહુલી. હીં૦ કૌડીયાલી બં૦ ડાનકુની ક૦ કડવલમર. લા૦ પ્રેવોલ્વ્યુલસ્ ઇરેકટા (ધોળી) આલસિનોઇડસ (લાલ) હર્સેટસ્ (કાળી)

એનાં ઝાડ સુમારે પોણો હાથ ઊંચાં વધે છે. એને ધોળા સફેદ શંખ જેવાં ફુલો આવે છે. ફુલ ઉપરથી એમાં ધોળી, લીલી અને નીળી એવી ત્રણ જાતિ છે. **શંખપુષ્પી**—શીતળ, મેધ્ય, સ્વર્ય, વશ્ય, સિદ્ધિપ્રદ, સારક, રસાયન તુરી, કિંચિદુષ્ણ; અને સ્મૃતી, કાંતિ. બળ, અગ્નિ એને વધારનારી, તીખી આયુષ્યસ્થાપક, પાચક, લઘુ, માંગલ્યપ્રદ; અને પિત્ત, વિષદોષ; અપસ્માર, ભૂતબાધા, કૃમિ, કોઢ, લુતા, ગ્રહદોષ ત્રિદોષ, અને સર્વોપદ્રવ એનો નાશ કરે છે. ઉપયોગ:—(૧) **ઉન્માદ અને અપસ્માર એ ઉપર**:—શંખાવલીના રસમાં કોષ્ટનું ચૂર્ણ અને મધ નાખી આપવું.(૨) **ઉલટી** ઉપર:—શંખાવલીનો રસ ૨ તોલા મધ અને મરી નાખી પાવો. [૩] **સન્નિપાતોદર** ઉપર—સમૂલ શંખાવળીના રસમાં સિદ્ધ કરેલું ઘી પાવું. તે રેચક છે.

---

## પર૬ શ્રાવડ

એ ઝાડને મરાઠીમાં "**શ્રાવરે, અચ્છૂક, આઇલ**" વગેરે કહેછે. એ ઝાડ ઉપર કેટલાક પાંત્રાં ધોળા અને કેટલાક લીલા રંગનાં હોય છે. એના ફુલને ચાર પાંખડીયો હોઇ તેનો રંગ રાતો, પીળો એવો હોય છે. **ગુજરાત ત્રાવણકોર** એ પ્રાંતોમાં કપડાં રંગવાનાં કામમાં એનો, એની છાલનો, મૂળોનો ઉપયોગ કરે છે. **ઉપયોગ (૧) સંધિવાત** ઉપર—શ્રાવડના પાંત્રાંનો રસ કાઢી ચોપડવો. (૨) **કમળી** ઉપર:—શ્રાવડના ૪ પૈસા ભાર રસમાં તેટલુંજ ગાયનું દૂધ નાખી પાવો. દિવસ ૩, (૩) **પાંડુરોગ** ઉપર—શ્રાવડનાં મૂળ ગોમુત્રમાં અથવા મધમાં છમાસા પર્યંત ઘસી ૨૧ દિવસ નિત્ય બે વાર પ્રમાણે પાવાં. (૪) **પ્લીહા, કાંસવી, કઠોદર, વગેરે પેટમાંના રોગ** ઉપર— શ્રાવડનાં મૂળ ગોમૂત્રમાં ઘસી પાવાં.

---

## પર૭ શિકાકઈ.

સં૦ શ્રીવલ્લી. મ૦ હીં૦ શિકાકાઈ. ક૦ શિંગીકાઈ. શીગેયવલ્લી. તા૦ કિયાકકે. તૈ૦ ચિકાયા. તુ૦ સિગે. મલા૦ ચિકાકાઈ. લા૦ એકેશિયા કોનસિના.

એ ઝાડો ઘણાંજ મોટાં હોઇ એનાં પાંત્રાં બારીક હોય છે. એને ચપટી તથા સુમારે ૭–૮ આંગળ લંબાઈની શિંગો આવે છે તેને શિકેકાઇ કહે છે. એ અરિઠા જેવીજ મેલની શોધન કરનારી હોઈ એનો આપણા દેશમાં કેશ સાફ કરવામાં સર્વત્ર ઉપયોગ થાય છે. **શિકેકાઈ**:—તીખી, ખાટી; અને વાયુ, કફ, સોજો એનો નાશ કરે છે. એનાં **ફુળો**:—અતિ ખાટાં, રૂચિકર; અને તેલના ચીકટાનો નાશ કરે છે. એનો ભેદ **નિકુંજીકા**:—તેના પણ એવાજ ગુણો છે. **ઉપયોગ:—(૧) કફ પાતળો થવા મલશુદ્ધિ અને પેટમાંના ગુલ્મ નાશ થવા માટે**:—શિકેકાઈનું પાણી કરી તે પાવું. (૨) **ઢોરના ખાધામાં વિષ આવે તો તે ઉપર ઉપચાર**:—શિકેકાઈ બિયા શુધ્ધાં છાશમાં વાટી તે છાશ પાવી એટલે વિષ ઉતરે છે. (૩) **વિંછીના વિષ ઉપર**:—શિકેકાઈ પાનમાં ખવરાવવી. શિકેકાઇ સારી ખાંડી તે પાણીમાં કઢવી પછી તે પાણી શરીરે લગાવે છે.

---

## ૫૨૮ શિતાફળ.

**સં૦ મ૦** સિતાફલ. **હીં૦ બં૦** આથ. **અ૦ સરીફા.** ફા૦ કાજ. ઇં૦ કસ્ટર્ડએપલ. લા૦ ઍનૉનાસ્કવેમોસા.

એ ઝાડ આ દેશમાં સર્વત્ર થાય છે, એ સુમારે બે માંથોડાં ઉંચાં વધે છે અને વાવ્યા પછી ચાર પાંચ વર્ષે ફળો આવવા લાગે છે. એની અંદરનાં બીયાં કાળા રંગનાં હોય છે. શિતાફળ પાકવાનો વખત આસો અને કાર્તિક એ મહિનામાં હોય છે. એ ફળ ઘણાં થંડા હોય છે. એ ઉપરથી એવું જણાય છે કે, એતું મૂળ નામ "શીતફળ" એવું હોવું જોઇએ; પાછળથી તેનો અપભ્રંશ થઇ શીતાફળ એવું નામ પડવું જોઇએ. **શીતાફળઃ**—મધુર, શીતળ, હૃદ્ય, બલકર, સ્વાદુ, કફકર, વાતલ, પૌષ્ટિક; અને પિત્તનાશક છે. **ઉપયોગઃ**—(૧) **માંથામાંની જુવો અને લીખો મરવા માટેઃ**—શીતાફળનાં બિયાં બારીક વાટી માંથે ચોપડવાં, અને ઉંઘતી વેળાએ તે ઉપર ઘટ્ટ કપડું બાંધવું. એમ કરવાથી ચોટલામાંહેની સર્વ જૂવો અને લીખો મરે છે; પરંતુ તે પાણી આંખમાં જવા દેવું નહી. કારણ તેથી કરી આંખો ઘણી અધુ થાય છે. **(૨) મૂત્રાઘાત ઉપરઃ**—શિતાફળીનાં મૂળો ઘસી પાવાં એટલે પેશાબ બંધ થયેલો છુટશે. **(૩) દાહ શમન થવા માટેઃ**—પાકેલાં શિતાફળ ભાગી ઝાકળમાં મુકવાં અને બીજે દિવસે પ્રાતઃકાળમાં ખાવાં.

---

## ૫૨૯ શિરદોડી. (ખરણેર)

**સં૦** અર્કપુષ્પા. કુટુંબિની. **મ૦** પહારકુટુંબી. કો૦ શિરવલ્લી. નાકાંડી. દેવભોંવરી. હીં૦ દધીઆર. અંધાહુલી. ક૦ મરિજેવણીગેયભેદ. લા૦ હોલોસ્ટેમાહ્રીડીઆઈ.

શિરદોડીને **"મોટી કાવળી"** એમ પણ કહે છે. શિરદોડીના વેલા હોય છે. એનાં પાંત્રા પીપરનાં પાંત્રા જેવાં જાડાં હોય છે. એનાં પાંત્રા તોડવાથી વેલીમાંથી દૂધ નીકળે છે. એનો રંગ કાળો હોય છે. એ વેલીને બરછી જેવાં અણીદાર જોડફળો આવે છે. એ ફળોમાંહેથી રેશમ જેવાં ફુલો ઉડે છે. તેને બાળકો ડોસી એમ કહે છે. કુંમળાફળોનું શાક થાય છે. શિરદોડીના ફળોમાં રેશમ જેવું સુરૂ હોય છે. એ સુતરના વસ્ત્ર વણાવા જેવું તે હોય છે. એની કળીઓ ખાવાથી મીઠી લાગે છે. શિરદોડીની અંદરનું કાપુસ થંડું છે. એની બીજી એક જાતિ છે તેનાં ફળ એનાં કરતાં ચોપટ મોટાં હોય છે. અને વેલાને વિસ્તાર પણ ઘણો હોય છે. **શિરદોડીઃ**—શીતલ, કડવી, તીખી, પિત્તલ, રૂક્ષ, ખારી, રૂચિકર, અને કફ, વાયુ, વ્રણ, શીતજ્વર, ભૂતબાધા, ગૃહપીડા, મેહ, કૃમિ કોઢ ત્વગદોષ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ગડગુમડા ઉપરઃ**—શિરદોડીના પાંત્રાનો રસ કાઢી ચોપડવો. એટલે રોગ સારો થાય છે. **(૨) પુ પ્રમેહ (પરમા) ઉપરઃ**—શિરદોડીનાં મૂળ મધમાં ઘસી પાવાં. **(૩) નાના બાળકની ઉધરસ ઉપરઃ**—શિરદોડીનાં મૂળ ઘસી મધમાં ચટાડવું. **(૪) વીંછીના વિશ ઉપરઃ**—શિરદોડીનાં મૂળ ઘસી લેપ દેવો અને થોડાં મૂળ ઘસી પાવાં પણ ખરાં **(૫) ખસ ઉપરઃ**—શિરદોડીના મૂળોનો કાઢો પાવો. અને દૂધ ખસ ઉપર ચોપડવું અથવા શિરદોડીના પાલાનો રસ અર્ધો તોલો ગાયના દુધમાં પાવો. **(૬) સુતરખડા ઉપરઃ**—શિરદોડી ગાયના દુધમાં વાટી પ્રાતઃકાળે ત્રણ દિવસ પાવી એટલે તે પોતાના સામર્થ્યવડે અશ્મરીનું વિદારણ કરી નાશ કરે છે. **(૭) સર્વ વિષો ઉપર;**—શિરદોડીનાં મૂળ પાણીમાં વાટી પાવાં, અગર પાલાનો **રસ** પાવો. અને દંશ ઉપર પણ લેપ કરવો. **(૮) છિંકો આવવાને તથા સળકમ ઉપરઃ**—દોડીના પાંદડાં હાથ ઉપર મસળી સુંઘવાં એટલે છિંકો આવશે. **(૯) ન્હાના બાળકનું તાળવું પડે છે તે ઉપરઃ**—દોડીનાં કકડા કરી તે પાણીમાં નાખી તે પાણી ઉકાળી મહિનામાં ત્રણ વાર તે પાણી વડે બાળકને નવરાવવું અને તાળવા ઉપર તેલ ચોપડવું એટલે આ આજાર દૂર થાય છે. કોકણમાં આવી રીતે કરવાનો ઘણો પ્રચાર છે. આ ઔષધથી ત્વરીત ગુણ આવે છે. પ્રત્યેક મહિનામાં

ત્રણવાર એ પાણીથી નવરાવવાથી તાળવું પડવાનો ભય રહેતો નથી. (૧૦) **જંત ઉપરઃ**—દોડીનો પાલો લેઇ ગરમ કરી પેટ ઉપર બાંધી બે પ્રહર સુધી રાખવો. એ પ્રમાણે બે ત્રણ વાર કરવું. એટલે કૃમિ પડશે. (૧૧) **આંખોમાં બળતરા થતી હોય તોઃ**—દોડીના પાલાનો રસ તાળવા ઉપર ચોળવો અને ધાવડીના પાલાનો રસ વસ્ત્રગાળ કરી તેની પટ્ટી આંખો ઉપર મુકવી. (૧૨) **રકતજ અને પિત્તજ શિરો રોગ ઉપરઃ**—નિત્ય શિરદોડીના પાલાનો રસ માથે ચોળતા જવો.(૧૩) **ભુતજ્વર ઉપરઃ**—દોડીનાં મૂળ કાનમાં રાખવાં.

---

## ૫૩૦ શિળીંદ.

એને મરાઠીમાં "**શિંદાળા**" એમ પણ કહે છે. કચોરા જેવુંજ એ ઝાડ થાય છે. કચોરાંને ફુલો આવતાં નથી પરંતુ આને લાંબાં અને પીળાં, રંગના એવા મિશ્રવર્ણનાં સુવાસિક ફૂલો આવે છે. એ ફુલો પુજાના કાંમમાં લે છે. ફુલોનો પાક શ્રાવણ માસમાં હોય છે. એનુ. કંદ કચોરા કરતાં વધારે ઉષ્ણ છે. એ સ્વાદે તીખું છે. **ઉપયોગઃ**—(૧) **ઉધરસ ઉપરઃ**—શિંળીદાના કાંદાનો કાઢો અગર ચૂર્ણ મધ નાખી પાવુ (૨) **કમળી ઉપરઃ**—શિંળીંદાના કાંદાં પાણીમાં વાટી પાવા. (૩) **તાવ ઉપરઃ**—શિંળીદાનાં કાંદાનો રસ અગર કાઢો મધ નાખી પાવો. (૪) **સર્વ પ્રકારના નેત્ર વિકાર ઉપરઃ**—શિળિંદાના કાંદા ઘીમા ઘસી તેનું ૪—૫ દિવસ અંજન કરવું. એટલે ફૂલો, ભૂર, વડસ, વગેરે વિકારો દુર થાય છે. એ અંજન ઘણું તીક્ષ્ણ છે.

---

## ૫૩૧ શિમળો.

સં૦ શાલ્મલી. મ૦ સાવરી. હીં૦ સેમલ. ક૦ સાંવરીકંદ. બૂરલગડે.

આ વૃક્ષ મોટું થાય છે. એના સર્વાંગે કાંટા હોય છે, માટે એને મરાઠીમાં "કાંટે સાંવર" એમ પણ કહે છે. એ બસે ત્રણસે વર્ષ પર્યંત બચે છે. એની બે જાતિ છે. એક ધોળી અને બીજી રાતી. એને કાર્તિક માગસર એ મહિનાંમાં ફુલો આવી ચૈત્રના સુમરે ફળો આવે છે. તે જૂના થાય એટલે લીલાં હોય ત્યારેજ લેઇ તોડી સુકવે છે. અને અંદરનું રૂ કાઢી લે છે. પીંજવા મહેનત લાગતી નથી. તેની હોડીઓ કરે છે. સીંમળાને લાલ રંગનો ગુંદર આવે છે તેને "**મોચરસ**" કહે છે. સીંધવ અને ઘીમાં વધારી સીંમલાના ફુલોનું શાક કરી ખાવાથી કષ્ટસાધ્ય પ્રદર, રકતપિત્ત, કફ, એનો નાશ થાય છે, **સીમલાનું ઝાડઃ**—શીતલ, પિચ્છલ, વૃષ્ય, બલકર, મધુર, તુરૂ, લઘુ, સ્નિગ્ધ, શુક્રલ, શ્લેષ્મલ, રસાયન, ધાતુવર્ધક; અનેપિત્ત, રકતદોષ, રકતપિત્ત એનો નાશ કરે છે. **એની છાલનો રસ;**—ગ્રાહક, તુરો; અને કફ નાશક છે. બાકીના ગુણ ઝાડ જેવાજ છે. **એનાં ફુલોઃ**—સ્વાદુ, કડવાં, શીતળ, ગુરૂ, રૂક્ષ વાતલ, ગ્રાહક; અને કફ, પિત્ત, રકતદોષ એનોનાશ કરે છે. એજ પ્રમાણે ફળોના ગુણો છે. એના **કાંદાઃ**—મધુર, શીતલ, અને મલસ્તંભ, પિન્ત, દાહ, શોક અને સંતાપ એનો નાશ કરે છે. **કુટ શાલ્મલી** ( શીમળાનો ભેદ );—કડવો, તીખો, ભેદક, ઉષ્ણ; અને કફ, વાયુ, પ્લીહા, યકૃત્, ગુલ્મ, વિષદોષ ભૂતબાધા, મલસ્તંભ, રકતદોષ, મેદ, શૂલ, એનો નાશ કરે છે. લીલી કરતા ધોળી વધારે ગુણવાળી છે. **મોચરસઃ**—હિમ, ગ્રાહક, સ્નિગ્ધ, વૃષ્ય, પુષ્ટિકારક ધાતુવર્ધક, તુરો, વર્ણકારક બુદ્ધિપ્રદ, વયસ્થાપક, ગુરૂ, સ્વાદુ, કફકર, ગર્ભસ્થાપક, રસાયન, વાતનાશક; અને પ્રવાહિકા, અતિસાર, આમ પિન્ત, રકતદોષ, દાહ એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) પ્રદર ઉપરઃ**—સીંમલાની છાલનું ચૂર્ણ દૂધમાં પાવું. અથવા સીમળાના કાંટાનું ચૂર્ણ સાકર અને દુધ નાંખી પાવું. (૨) **મૂત્રકૃચ્છ્ર ઉપરઃ**—સીમલાની છાલનું ચૂર્ણ કરી સાકરમાં આપવું. (૩) **વિંછીના દંશ ઉપરઃ**—પુષ્ય નક્ષત્ર અને રવિવારના દિવસે પોતાની છાય ઝાડપર ન પડે એવી રીતે

ધોળા સીંમળાની ઉત્તર બાજુનું મૂળ લાવી રાખવું. અને વિંછી જ્યાં સુધી ચઢયો હોય તે જગોથી નીચે સુધી ત્રણવાર ફેરવવું. અને થો ડુ ઘસી દંશ ઉપર ચોપડવું. (૪) **ગર્મીના આજાર ઉપર**:—સાધારણ ધોળી નાની શેમ ળનું મૂળ ખોદી તેના મૂળનું કંદ કાઢી સુકવ વું અને તેનું ચૂર્ણ કરવું. નિત્ય ધોળા શેંમ ળાની છાલ ગાયના દૂધમાં ઘસી તેમાં કંદનો લોટ ૬ માસા અને સાકર ૧ તોલો નાંખી પા વું. આ ઔષધ પ્રતિ દિવસે બે વાર એ પ્રમા ણે ૨૧ દિવસ આપવું. અને પથ્ય કરવી, એ ટલે ઉપદંશના સર્વે વિકારો શમે છે. (૫) **ધા તુપુષ્ટતાને માટે**:— મોચરસ ચૂર્ણ અર્ધો તો લો, સાકર ૪ તોલા અને ગાયનું દૂધ પાશે પા શેર એટલું એકત્ર કરી પાવું. કાંટાવાળા શીમ ળાના લીલાં મૂળ ૪ તોલા કચરી, ગાયના પાસે ર દૂધમાં રાત્રે પલારી રાખી સવારે ગાળી તેમાં સાકર એક તોલો નાખી ૭ દિવસ તે ઔષધ લેવાથી ધાતુપુષ્ટ થઇ વીર્યપતન બંધ થાય છે. **(૬) શરીર બળવાન થવા માટે**:—મૂ. ી છાલનું ચૂર્ણ મધ સાકરમાં પાવું. **(૭) અ ગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—શેમળનું ૩ પાણીમાં વાટી લેપ કરવો. (૮) **પથરી ઉપરઃ**—સીંમ ળાનાં ફુલો બારી રાત્રે થંડા થયા પછી તેમાં રાઇનું ચૂર્ણ નાખી આપવું. (૯) **વીર્યપતન ઉપરઃ**—ધોળી શેમળના નાના કાંદાનું ચૂર્ણ ક રી સાકર સાથે ખાવા આપવું. (૧૦) **બદ પાકવા માટેઃ**—કુમળી શેમળનું કંદ કાઢી સ્વચ્છ ધોવું અને તે ઉપરની છાલ છોલી ના ખી ખાંડવું એટલે જાડો બોળ (રસ) આવ શે તે બોળ બદ ઉપર ચોપડવાથી દાહ શમન થઇ ગાંઠ ત્વરીત પાકે છે. (૧૧) **સુરામેહ ઉપરઃ**—શેમળાની છાલનો કાઢો કરી પાવો. **(૧૨) થંડા પ્રમેહ ઉપરઃ**—ધોળી શેમળનું કં દ છોલી તેના પાતળા કકડા કરી સારા સુકવી લોટ કરી રાખવો. નિત્ય પ્રાતઃકાળે ગાયનું ઘી ૧ તોલો લેઈ તેમાં એ લોટ અર્ધો તોલો અને જાયફળની ભૂકી ૭ માસા પર્યંત નાંખી પ્રત્યેક બે વખત આપવું સેંમળનું કંદ ન મળે તો છાલનું ચુર્ણ આપવું, (૧૩) **જીર્ણાતિસાર ઉ પરઃ**—મોચરસનું ચુર્ણ ૩-૪ માસા સાકરમાં આપવું. (૧૪) **અતિસાર ઉપરઃ**—સેમળની છાલ ઘસી પાવી અથવા છાલનો રસ પાવો કિં વા મૂળ ઘસી પાવાં. (૧૫) **મૂત્રમાંથી ધાતુ કિંવા ખર જતુ હોય તોઃ**—ધોળી સેમળની છાલ ગાયના દૂધમાં ઘસી જીરૂં અને ખાંડ ના ખી નિત્ય બે વાર પ્રમાણે ૧૪ દિવસ આપવી. **હૃદરોગ** ઉપરઃ—સેમળની છાલ દૂધમાં બારી એક મહિનો ખાવાથી તે રસાયન. ઉત્કૃષ્ટ બ લકર તથા વાતનાશક થાય છે. એજ એક મા ણસ વર્ષ પર્યંત ખાય તો સો વર્ષ બચે છે. **(૧૭) શીતળા કદી પણ ન થવા માટેઃ**—સેમ- ળનો રસ અને ધોળું ચંદન કિંવા અરડુસીનો રસ અને જેઠીમધ અથવા જાઇનો રસ અને જેઠીમધ એમાંથી પ્રારંભે એક પ્રાશન કરવાથી કદી પણ શીતળાનો ઉપદ્રવ થશે નહિં.

---

## ૫૩૨ શિસમ.

સં૦ શિશપા. મ૦ હીં૦ શિસવ—મ. બં૦ શીશુ. ક૦ કરીયઇબ્બિડી. બીટીમારા. તા૦ નુકકં. મલા૦ વિટ્ટી. તૈ૦ જીટ્રેગુચેટ્ટુ. ગો૦ બી- ટિરૂકુ. અ૦ સાસમ. ઇં૦ બ્લ્યાકવુડ. સીસૂટ્રી. લા૦ ડાલવર્જીઆલાટીફોલિયા.

આ વૃક્ષ મોટું થાય છે. **સંહાદ્રિ** પર્વત ઉપર અને મલબાર પ્રાંતમાં એ ની ઊત્પત્તી વિશેષ થાય છે. શીસવ **ચાલીસ પચાસ વર્ષનો** થયા સિવાય તેનું લાકડું મજબુત થતું નથી. એ લાકડું મો- ઘું હોવાને લીધે ઘર બાંધવાના કામમાં ઘણું ઉપયોગમાં આવતું નથી. એ લાકડાનો રંગ કા ળો હોય છે. એ ઉપર કોતર કામ જોઇએ તેવું કરાય છે. એને કીડા લાગતા નથી. એ લાકડું સારૂં જૂનુ હોય તો તેના પાટીયાં લોખંડ જેવાં મજબુત નીકળેછે. એ લાકડાની પેટીયો, કબાટ, પલંગ, હીંચોળા, ખાટો, ખુર્શીયો એવી અનેક વસ્તુઓ થાય છે. **ધોળોશિસવ**:—કડવો, શીત, વર્ણકર, બલકર, રૂચિકર; અને પિત્ત, દાહ, સો જો વિસર્પ એનો નાશ કરે છે. કપિલ **શિસવ** :—કડવો, શીતવીર્ય, વર્ણકર, બલકર, ઉષ્ણ,

રૂચિકર, અને શ્રમ, વાયુ, પિત્ત, જ્વર, ઉલટી, સોજો, હેડકી, વિસર્પ દાહ; એનો નાશ કરે છે. **કાળો શિસવઃ**—અગ્નિદીપક, કડવો, તીખો, ઉષ્ણ, તુરો; અને કફ, વાયુ શોફ, અતિસાર, કોડ, શ્વિત્રકુષ્ટ, મેદ, કરમ, બસ્તિરોગ, ઉલટી, ગર્ભદોષ, ત્રિદોષ, મેહ, પીનસ, વ્રણ, રકતદોષ, અજીર્ણ એનો નાશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **પ્રમેહ ઉપરઃ**—શિસવના પાલાનો રસ ચાર પૈસાભાર કાઢી જીરાની ભૂકી નાખી પાવો. (૨) **વસાપ્રમેહ ઉપરઃ**—કાળા શીસવની છાલનો કાઢો પાવો.

## ૫૩૩ શેતુર.

[સં૦ મ૦ હીં૦]

આઝાડો **ચીન દેશમાં** ઘણાં થાય છે. આ દેશમાં એ ઝાડોની વાવણી કોઈ કોઇ ઠેકાણે થાય છે. શેતુરનાં ઝાડ ઘણાંજ મોટાં વધે છે. એમાં **કાળી, ધોળી** અને **રાતી,** એવી ત્રણ જાતિ છે. કાળી અને રાતી શેતુરને ચોમાસામાં ફળો આવે છે. શેતુરના ફળો ખાવાથી મીઠાં લાગે છે. એ ફળો રકતવૃધ્ધિ કરનારા છે. કાળી અને ધોળી એ બે જાતિનાં શેતુરનાં ઝાડો રેશમના કિડાઓનાં જીવનને અર્થે ઉપયોગનાં છે. તે કિડા એનાં પાંદડાં ખાઇ રેશમ ઉત્પન્ન કરે છે. ચીન દેશમાં રેશમ ઘણું ઉત્પન્ન થાય છે. **પકકું શેતુરઃ**—ગુરૂ, સારક, ખાટું, ઉષ્ણ; અને રકતપિત્ત નાશક છે.

## ૨૩૪ શેંદાડ [ફ્રૂટ]

[સં૦ મ૦ હીં૦]

ગોડમડીના વેલા જેવાજ શેંદાડના વેલા હોય છે. શેંદાડમાં મીઠી અને કડવી એવી બે જાતિ છે. સાધારણ શેંદાડ નાળિયેર જેવડાં મોટાં હોય છે. શેંદાડ ખાવાથી મીઠાં લાગે છે. કોઇ કોઇ એનો કેળાં જેવો શિખરણ કરી ખાય છે. શેંદાડ એ ઉષ્ણ હોવાને લીધે ઘણું ખાવામાં આવવાથી વિકૃતિ કરે છે. **શેંદાડીઃ**—લઘુ, સ્વાદુ, ભેદક, ઉષ્ણ, અગ્નિદીપક, પિત્તકર, તીખી, કડવી, પાકકાળે ખાટી, ખારી, રૂચિકર; અને વાયુ, પીનસ, અષ્ઠીલા, ત્રિદોષ એનો નાશ કરે છે. **કડવી શેંદાડીઃ**—કિંચિત ખાટી, દીપન, રૂચિકર, સ્વાદુ એવી છે. તે સુકાવી તયાર કરેલી દીપન, રૂચિકર કડવી; અને કફ, વાયુ, અરૂચી, જાડય એનો નાંશ કરે છે. **ઉપયોગઃ**—(૧) **મૂત્ર કૃચ્છ્ર ઉપરઃ**—શેંદાડનાં બી ચોખાના ધોવરામણમાં વાટી તેમાં રતાંદળી ઘસી પાવી.

## ૫૩૫ શેમટ.

આવૃક્ષ ઘણુંજ મોટું થાય છે. એનાં પાંત્રાં આંબાનાં પાંત્રાં જેવાં લાંબાં હોય છે. એને આંમલીનાં કળીયાં કરતાં ન્હાંનાં અને ચપટાં એવાં ફળો આવે છે. એનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવે છે. **ઉપયોગઃ**—(૧) **અતિસાર ઉપરઃ**—શેમરટાનાં મૂળ પાણીમાં ઘસીપાવાં.

## ૫૩૬ શેરડી

સં૦ ઇક્ષુ. મ૦ ઉસ. હીં૦ ગાંડા. પેંડા. ઇખ. ઉખ. ક૦ કબ્બુ. તૈ૦ ચિરકુ. તાં૦ કરંબુ. મલા૦ કરીંબુ. ફા૦ નેશકર. અ૦ કસ્બુસ્શક્કર. ઇં૦ શુગરકેઇન. લા૦ સકેકરમ્ ઑલબમ્

શેલડી હિંસ્થાનમાં ઘણું કરી સર્વ ઠેકાણે પાકે છે. શેલડી જગત્પ્રસિધ્ધ છે. એ પાંચ છ હાથ ઉંચી થાય છે. શેલડીમાં ધોળી, રાતી, કાળી, ભુંખરી વગેરે અનેક જાતો છે. રાતી સેલડીનો રસ ઘણોજ સારો હોય છે. સેલડીના રસમાંથી સાકર, ખાંડ, ગોળ, કાકબ, એવા અનેક પદાર્થો કરે છે. સાકરનાં અને ગોળનાં નાના પ્રકારનાં પકવાન્નો કરે છે. સેલડીનો કોઇપણ ભાગ **વ્યર્થ** જતો નથી. મૂળનાં **કડકા ઢોરોને** ખાવા માટે ઉપયોગમાં આવે છે. રસ કાઢી લીધા પછીના સેલડીના સાંઠા **બાળવાને** કે **ઢોરોને** ખાવાને ઉપયોગમાં આવે છે. સેલ-

ડી એ **સમશીતોષ્ણ** છે. આજારી માણસને સેલડીના કડકા કરી ખાવા આપે છે. સેલડીનો **રસ થંડો** છે. પણ રસથકી **ગોળ** થાય છે તે ઉષ્ણ છે. ખાંડ અને સાકર સમધાત છે. સેલડીમાં વગડાઉ સેલડી કરીને એક જાત છે એ જાતની સેલડી ફકત ઔષધમાંજ ઊપયોગમાં આવે છે. **શેલડી સાધારણ:**— પાક વખતે અને રસ વખતે મધુર, ભક્ષણો -તર વખતે માત્ર વાતકર, સ્નિગ્ધ. ગુરૂ. મૂત્રલ, શીત, વૃષ્ય, બલકર, અને કફ,પુષ્ટિ, કરમ, તૃપ્તિ; આનંદ, કાંતિ એને કરનાર, સારક એવી છે. અને વાયુ, રકતવિકાર, પિત્ત એનો નાશ કરે છે. **શેલડીનાં મુળ:**— અતિમધુર, મધ્ય, સાધારણ મધુર **ટોચે** અને સાંધામાં ઓછી મધુર અને ખારી એવી છે. **સફેત શેલડી**:— કઠણ, જડ, અગ્નિદીપક, રૂચિકર; અને કફ, મૂત્ર, આમ, પ્રમેહ, મેદ, બલ એને વધારનારી: પાક વખતે કિંચિત ઉષ્ણ, અને પાક તથા રસ વખતે મધુર, અતિ શીતલ, પૌષ્ટીક, સ્નિગ્ધ, સારક વૃષ્ય એવી છે. તથા પિત્ત, દાહ, વાયુ, રકતપિત્ત, ક્ષય એનો નાશ કરે છે. **ચિત્રવર્ણ શેલડી:**— અતિ મધુર, શીત, કફકારક, રૂક્ષ, રસ વખતે તૃપ્તિકારક; અને પિત્ત, દાહ, શ્રમ એને દુર, કરે છે. **રસાળી શેલડી**:—મધુર, શીતલ, રૂચિકર, વૃષ્ય; અને તેજ તથા બળને વધારનારી; અને પિત્ત તથા દાહનું નાશ કરનારી છે. **કાળી શેલડી**—પાક વખતે મધુર, મીઠી પ્રિય, તીખી, રસયુકત, ધાતુવર્ધક; અને ત્રિદોષની નાશક છે **દાંતથી છોલી ખાધેલી શેલડી**—સ્નિગ્ધ, રૂચિકર, વૃષ્ય, શીતલ, અવિદાહી, કિંચિત્ કફકર, પ્રિય, હર્ષપ્રદ, મૂત્રશુધ્ધિકારક, કાંતિકર, બલકર, ધાતુવર્ધક, તૃપ્તીકર; અને રકતદોષ, રકતપિત, ત્રિદોષ એનું નાશ કરનારી છે. તેમજ એનો પ્રભાવ ખાંડ જેવો છે. **કુમળી શેલડી**—કફ, મેદ, મેહ એને કરે છે. **જુની શેલડી**—મીઠી અને કિંચિત તીક્ષ્ણ છે. અને વાયુ તથા પિત્તને દુર કરે છે. **ઘણી જુની શેલડી**—બલકર, વીર્યવર્ધક; અને રકતપિત્ત તથા ક્ષતનું નાશ કરે છે. **શેલડીનો વિશેષગુણ**—જમવા પહેલાં ખાધાથી પિત્ત નાશ કરે છે. જમવા પછી ખાધાથી વાયુને કોપાવે છે. અને જમવામાં ખાધાથી જાડય ઉત્પન્ન કરે છે. **શેલડીનો રસ**—( ચરકમાં નિકળેલો ) ગુરૂ, મલસ્તંભક, ખાટો, સ્વાદુ, ખારો; તથા દાહનાશક છે. ન્હાના યંત્રમાં નિકળેલો **રસ**—પિત્ત, શ્રમ, વાયુ કફ એને દૂર કરે છે. **પકાવેલો રસ**— ગુરૂ, સ્નિગ્ધ, તીક્ષ્ણ, **કિંચિત પિત્તકર;** અને **કફ**—વાયુ, ગુલ્મ, આનાહવાયુ એનો નાશ કરનારો છે. તે જો ઘણો પાકેલો હોય તો—પિત્ત, રકતદોષ અને શોષને ઉત્પન્ન કરે છે. **શેલડીનો રસ**—કફ, વાયુ, શૈત્ય અને જાડય કરે છે. **ગોળ નવો**— મધુર, ખારો, ગુરૂ, ગરમ; અને રકતપિત્ત રકતવિકાર અને રકતદોષને અહિતકારક વૃષ્ય, સ્નિગ્ધ, મૂત્રશોધન સારક; અને મેદ, કૃમિ, માંસ, મજ્જા, લોહી અને શુક્ર ઉત્પન્ન કરનાર, અગ્નિદીપક ભેદક, અને વાત, કફ, શ્વાસ એનો નાશ કરે છે. **ધોત ગોળ**—કિંચિત કફકર, રકતને હિતાવહ, સ્વાદુ, સ્નિગ્ધ, મળમૂત્રને યથામાર્ગ મોકલનારો છે. અને વાતઘ્ન છે. **એક વરસનો જુનો ગોળ**—રૂચિકર, અગ્નિદીપક. પથ્ય; મલમૂત્રશોધક અતિ સ્વાદુ, હૃદ્ય, પૌષ્ટિક, રસાયન, સ્નિગ્ધ, લઘુ, વૃષ્ય એવો છે. અને પિત, વાયુ, ત્રિદોષ, સંતાપ, પાંડુરોગ, પ્રમેહ, શ્રમ એનો નાશક, અને સંયોગથી જ્વરદાહક છે. **ત્રણ વરસનો જુનો ગોળ**— લઘુ; અને સર્વદોષહર છે આ અરિષ્ટાદીકમાં મેળવવાને પ્રશસ્ત છે. ચાર વરસનો તથા કોઈ કહે છે કે ત્રણ વરસનો ગોળ પણ ઉપયોગમાં લેવા જેવો નથી. પણ પાંચ પાંચ વરસના ગોળનો ઉપયોગ કઈ ઔષધમાં કરવાવિશે લખેલું તથા અનુભવેલું જણાય છે. માટે તે ઉપયોગી નથી એમ અમે કહેવા ધારતાં નહી. એટલુંજ કે તેમાંનાં ગુણોમાં ફેરફાર થાય છે ખરો. નવો તથા જુનો ગોળ આદુ સાથે ખાવાથી કફનાશક, હરીતકી સાથે પિત્તનાશક અને સુંઠ સાથે વાતનાશક છે. **ખાંડ:**—

મધુર, શીતલ, બલકર, વૃષ્ય, સારક, કફકર, સ્નિગ્ધ; અને ક્ષય, ઉધરસ, દમ, વિષદોષ, મદ, મોહ, મૂર્છા, તૃષા, ઉલટી, રકતદોષ, પિત્ત, અતિસાર, વાયુ, અર્શ, કૃમિ, ભ્રાંતિ, બળતરા, શ્રમ એનો નાશ કરે છે. એ જેટલી ધોયેલી હોય તેટલી અધિક ગુણ કરે છે. **ખડી સાકર**:—મધુર, શીત, સ્નિગ્ધ, હૃદ્ય, મુખપ્રિય, આંખને હિતકર, ધાતુવર્ધક, વૃષ્ય, બલકર, સારક, ઇંદ્રિઓને તૃપ્તિ આપનારી, લઘુ; અને તૃષ્ણા, મોહ, મૂર્છા, ક્ષતક્ષય, રકતપિત્ત, વાયુ, પિત્ત, કફ, શોષ, દાહ એનો નાશ કરે છે. **ઉપયોગ**:—(૧) **કામિણી ઉપર**:—સવારમાં છોલી ખાવી. અથવા શેલડી રાત્રે છાપરા ઉપર રાખી સવારે તે ખાવી. (૨) **મધુરા ઉપરઃ**—જંગલી શેલડી રોગીને ખાવા આપવી કિંવા શેલડીનો રસ આપવો. (૩) **દાહયુકત મૂત્રકૃચ્છ્ર ઉપર**:— તપાવેલા દૂધમાં રસ બરાબર નાંખી સાથે આપવું, **મૂત્રકૃચ્છ્ર અને ધાત જાય તે ઉપરઃ**—દૂધમાં ગોળ નાખી કિંચિત ગરમ કરી આપવું. (૫) **ઉચકી ઉપરઃ**—શેલડીનો રસ પાવો. (૬) **સૂર્યાવર્ત શિરોરોગ ઉપર**—એટલે સુર્યાદયથી મસ્તક દુઃખવા માંડી જેમ સુર્ય ચઢે તેમ અધિક થઇ સુર્યાસ્ત સમયે કમ થાય તેને ગોળ ૧ તોલો અને ઘી અર્ધો તોલો એકત્ર કરી સવારમાં આપવું. અને કપાળે કાળા તલ દૂધમાં વાટી તેનો લેપ કરવો. દિવસ ૩. (૭) **ધાત જતી હોય તો**—તે ઉપર ખડી સાકર તોલા ૭ અને ફુલાવેલો ટંકણખાર માસા ૭ એકત્ર કરીઃ તે ચૂર્ણ રોજ ૧ તોલો એ પ્રમાણે સાત દિવસ આપવું. પથ્ય પાળવી. (૮) **કાચ, અગર કાંટો** વાગ્યો હોય તો—તે ઉપર ગોળ ગરમ કરી જ્યાં વાગ્યુ હોય ત્યાં લગાવવો. (૯) **ચામેઠા ઉપર**—ગોળ બાળી ઉપર લગાવવો. (૧૦) **નળને**—ભેંશનું ધારોષ્ણ દૂધ ગળ્યું થાય ત્યાં સુધી ગોળ નાંખી ઉભાં ઉભાં પીવું અને પ્રહર સુધી બેસવું નહિ. [૧૧] **ગરમીને માટે**—દહીંમાં સાકર નાંખી આપવું (૧૨) **ઉચકી ઉપર**— ગોળના પાણીમાં સુંઠ ઘસી નાકમાં થોડે થોડે સુંઘવી અને પછી ઉધી જવું. અથવા દુધમાં રકતચંદન (રતાંદળી) ઘસી તેમાં કિંચિત મીઠુ નાંખી નાકે સુંઘવું. (૧૩) **તૃષા ઉપર**—પાણીમાં સાકર નાંખી પાવી. (૧૪) **ધુમાડાથી આંખોને વિકાર થાય છે તે ઉપર**—ગોળ કિંવા સાકર આંખોમાં આંજી એટલે પાણી ગળી જઇ આંખો સારી થાય છે. (૧૫) **રેચ બંધ થવા માટે**—સાકર પાણીમાં ઓગાળી પાવી. (૧૬) **ગુડધી ઉપર**—કાળા ગોળનો લેપ કરવો.

---

## ૫૩૭ શેરણી

સં૦ હપુષા. મ૦ શેરણી. ઝાડ. હીં૦ હાઉબેર. બં૦ હઉષા. ક૦ હીરેહબ્બે. લા૦ થેવેટીયાનેવીફોલીઆ.

એ ઝાડો નદીનાં કિંવા વાહેળાના કીનારાપર થાય છે. એ સુમારે કંબરપૂર ઉંચાં વધે છે. એ શેરણીના તોરા કાંઇક સુરૂના ઝાડ જેવા હોય છે. ઝાડના લાકડાનો રંગ **કાળો રાતો** હોય છે. શેરણીનાં બેટો સુશોભિત દેખાય છે. મોટાં પાંત્રાની એક શેરણીની જાતિ કોકણમાં થાય છે, તેનાં પાંત્રાં આના કરતાં મોટાં હોય છે. તેને મોટી શેરણી કહે છે. શેરણીની લાકડી લીલી હોય ત્યારે ચીકણી હોય છે. તેને કોઈ કોઈ હાથમાં રાખવા લે છે. **શેરણી**— કડવી, તીખી, ઉષ્ણ, ગુરૂ, દીપન, તુરી, અને સંગ્રહણી, શૂળ, ગુલ્મ, અર્શ, વાયુ, પિત્ત ઊદર, કફ, આમ, અગ્નિમાંદ્ય કૃમિ, પ્રદર, મલાવષ્ટંભ અને શૈત્યનો નાશ કરે છે. **લઘુ શેરણી** (સં, સ્વલ્પ ફલા)—મૂત્રકૃચ્છ્ર, પ્લીહા, વિષ, કફ એની નાશક છતા, બાકીના ગુણ ઉપર લખેલાં જેવાં છે. **ઉપયોગ—(૧) શૂળયુકત પ્રદર ઉપર**—શેરણીના પાલાનું ચૂર્ણ કરી ઘીમાં નાખી પાવું. (૨) **બધ્ધગુદોદર ઉપરઃ**— મોટી શેરણી, અજમો. જીરૂં અને સીંધવ એનું ચૂર્ણ સેવન કરવું (૩)**પ્રમેહ ઉપરઃ**—શેરણીનો પાલો લાવી દરરોજ ૧ તોલો રસ કાઢી તેમાં જીરૂં પૈસાભાર અને સાકર પૈસાભાર નાંખી પાવો.

---

## ૫૩૮ સણ.

**સં૦** શણ. **મ૦** તાગ. **હીં** સન. **ગો૦** સોણુબે. **ક૦** સણુબુગિડ. **તા૦** ચણુલ. **મલા૦** શણું, ચણુક. **તૈ૦** ગિલિગિચ્ચાં. જનાપાનારા. **ઇં૦** સનૂહેંપ લ્પૅંડ. ફ્લાકસ હેંપ. **લા૦** ક્રોટોસેરીયાજનસીયા.

સણુ એ **કોકણ દક્ષિણ, અને ગુજરાત** દેશામાં ઘણું પાકે છે. એ ઝાડ ચાર પાંચ હાથ પર્યંત ઉંચાં વધે છે, સણુના બી વાવ્યા પછી તેને ચાર ઘડીમાં ફણગો ફુટે છે. સણુની સોટીઓ કોવરાવી તેના રેસા કાઢે છે. પછી તેના ગુણુપાટ, દોરડા ઇત્યાદીક જણુસો અને કાગળ બનાવે છે. એ કાગળો રૂના કાગળ કરતાં મજબુત બને છે, સણુની સોટીઓની દીવાસળીઓ બનાવે છે. સણુનાં બિયાંનું તેલ ઔષધના તથા યંત્રોને ચોપડવાના કામમાં આવે છે. સણુ ઉંચી પ્રતીનું ખાટલો ભરવાનું વહાણુ બનાવવાના કામમાં પણ આવે છે. એનું ઘાસ ઢોરોને ખાવા કામમાં આવે છે. સણુના ઉંચી પ્રતીના વસ્ત્ર પણુ બને છે. સાધારણુ **સણઃ—**ખાટું, તુરૂ" અને મલ, આમ ગર્ભ અને રકત એનો પાત કરનારૂ, ઊલટીકારક; ઉષ્ણુ; અને કફ, વાયુ, અંગમોડ એનો નાશ કરે છે. એનાં **ફુલોઃ—**પ્રદર અને રકતદોષ એનો નાશ કરે છે. **મોટી સણુ—**રસ વખતે કડવી, તુરી, ઉલટીકારક; અને કફ, વાત અજીર્ણુ, રકતદોષ, તાવ, કંઠરોગ, હૃદ્રોગ, મુખરોગ, પિત્ત, ત્રિદોષ એનું નાશક છે, **સણુનું બીજ—**શીતળ, ગ્રાહક, ગુરૂ છતાં બીજા ગુણુ ઉપરમુજબ છે. **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર—**સણુના બિયાંનો કાઢો કરી પાવો. **(૨) બદ, ગુમડુ, વેળ વાળો ઈત્યાદિક ઉપરઃ—**સણુનાં બિયાં વાટી પોટીસ તૈયાર કરી બાંધવું એટલે તે જલદી પાકે છે.

---

## ૫૩૯ સતાપ

**સં૦** સર્પદંષ્ટ્રા. વિષાપહા. **હી૦** સીતાવ. **અ૦** હરમલ. **ફા૦** ઇસ્પંદ. **ઇં૦** કોમનરૂ. **લા૦** રૂટાગ્રાવ્હેલેન્ષ.

સતાપાનાં ઝાડો ન્હાના હોઈ તે ચણાના ઝાડ જેવાં હોય છે. એનાં પાંત્રાં પણ ચણાના પાતાં જેવાં હોઇ કિંચિંત લાંબાં હોય છે. એ પાત્રાંનો દર્પટ વાસ આવે છે. એની ઉંચાઇ બે હાથ હોય છે. એ ઝાડો ચોમાસામાં ઊત્પન્ન થાય છે. એ બગીચામાં વાવવાથી થાય છે. એનાં બી ખસખસ કરતાં બારીક અને કાળાં હોય છે. **સતાપ—**કડવાં, ઉષ્ણુ, સારક; અને વાત એનું નાશક છે. **ઉપયોગ—(૧) જંત ( કૃમિ ) ઉપર—**ધાણુના પાણીમાં સતાપનો રસ નાખી તે પાણી પાવું **(૨) ન્હાના બાળકોને સર્દી થાય છે તે ઉપર—**કેળનાં પાત્રાંમાં સતાપાના પાત્રાંનુ પડીકું બાંધી તે પડીકું દોરે બાંધી બાળકના ગળામાં બાંધવું આટલાથીજ બાળકની સર્દી દુર થશે. **(૩) બાળકની બગલો ઉડે છે તે ઉપર—**સતાપાનો પાલો દુધમાં મેળવી તે દુધ પાવું **(૪) બાળકોને સર્દીનો વિકાર ન થવા માટે—**બાળાગોળી ખવરાવતી વખતે સતાપાના ત્રણ પાંત્રાં ઘસીતે ગોળી તેમાં પાવી; એટલે સર્દીવિકાર થતો નથી. **(૫) ઉધરસ ઉપર—**સતાપાનો પાલો દુધમાં મેળવી તે દૂધ પાવું. અને તે પાલો કપડામાં બાંધી ગળે બાંધવો એટલે ગમે તેવી ઉધરસ જાય છે. **(૬) બાળકની સસણી ઉપર—**સતાપાનાં પાલાનો રસ અને બામનો રસ એકત્ર કરી મધ નાખી પાવો. **(૭) જ્વર ઉપર—**સતપાના પાલાનો રસ શરીરે ચોળવો એટલે તાવ નીકળી જાય છે, **(૮) બાળકની ઉધરસ ઉપર—**સતાપના પાલાનો રસ અને સુરપીણુના પાલાનો રસ કાઢી તેમાં મધ અગર ગોળ નાખી તે પાવો, અને પાલાનો ચોથો ભાગ કપડામાં બાંધી ગળે બાંધવો; એથી કરી દુસ્તર ઉધરસ પણ જશે.

---

## ૫૪૦ સફરજન.

[મ૦ હીં૦]

આ દેશમાં એના બીજ **ઈરાણમાંથી** આવવા જોઇએ સફરજન એ ઉત્કૃષ્ટ મેવામાંહેનો મેવો છે, આ દેશમાં ઘણાક મોટમોટા લોકોના બાગમા એના ઝાડો છે. સફરજન એ ફળ ન્હા

ની નારંગી જેવડા હોય છે, ઉપરથી તે ચપટાં હોય છે. એના ઉપરની પાતળીછાલ છોલી એ ફ્ળો ખાવામાં ઘણાં ઉત્કૃષ્ટ છે. તે ઘણાં મીઠાં હોતા નથી. એની રૂચી મધુર હોય છે. એના કકડા સાકરમાં ઘાલી રાખીં ખાવાથી ઘણાંજ સારાં લાગે છે.

---

## ૫૪૧ સમુદ્રફળ.

સં૦ નિર્વિષા. મ૦ સમુદ્રફળ. જેવરી. હીવરી. હીં૦ કૈગફલ. ક૦ સામુદ્રકરકાઈ. તૈ૦ બ્યારંગચેટ્ટુ. મલા૦ સમુદ્રપુ. લા૦ બ્યારંગટોનિયા. એકયુટેંગ્યુલા.

સમુદ્રફળનાં ઝાડો મોટાં મોટાં થાય છે. એનાં પાંત્રાં બદામના પાંત્રા જેવાં હોઇ તે કરતા થોડા ન્હાનાં હોય છે. એ ઝાડો સમુદ્રકિનારા ઉપર થાય છે. એને જે ફળો આવે છે તે આકારે જાયફળ જેવડાં હોય છે. એનો રંગ કાળો હોય છે. એ ફળો ઉપર ઉભાં સરકલા હોઇ એની છાલ પાતળી હોય છે. સમુદ્રફળ એ અનેક રોગ ઉપર ચાલે છે. **સમુદ્રફળ**:—તીખું, ઉષ્ણ, અને ત્રિદોષ, ભૂતબાધા, દાવાનલદોષ, કફ, ભ્રમ, શિરોરોગ એનો નાશ કરે છે. એ પાણીમાં ઘસી પાવાથી કૃમિનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) બાળકના કફવિકાર ઉપર**:—સમુદ્રફળ થંડા પાણીમાં ચાર કિંવા બે ચણોઠી ભાર શકિત પ્રમાણે ઘસી તે પાણી ત્રણ માસાથી એક તોલા પર્યંત પાવું. તેથી કરી તત્કાલ ઉલટી થઇ કફ નીકળે છે. ઉતાર આપવો પડે તો ઘી આપવું. (૨) **ડચુરો બાઝે છે તે ઉપર**:—સમુદ્રફળ લીંમડાના રસમાં ઘસી ચોપડવું. (૩) **બાળકના પેટમાં લોહીની ગાંઠ પડે છે તે ઉપર અને પેટશુળ ઉપર**:—સમુદ્રફળ ગાયના દૂધમાં ઘસી પાવું. (૪) **આંખોના પડળ ઉપર**:—સમુદ્રફળ ગાયના ઘીમાં ઘસી અંજન કરવું. (૫) **કામિણી ઉપર**:—સમુદ્રફળ ઘસી અંજન કરવું અને તલના તેલના કોગળા કરવા, (૬) **આધાશીશી ઉપર**:—સમુદ્રફળ બકરીના મૂત્રમાં ઘસી નાકે પાવું. (૭) **આંખના ફુલ ઉપર**:—સમુદ્રફળ ડોડીના રસમાં ઘસી અંજન કરવું. (૮) **ઉધરસ ઉપર**:—સમુદ્રફળ સુંઠ, પીપર એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાખી પાવું. (૮) **ધંતુરાના વિષ ઉપર**:—સમુદ્રફળ ગોમૂત્રમાં ઘસી પાવું, (૧૦) **સન્નિપાત ઉપર**:—સમુદ્રફળ પાણીમાં ઘસી અંજન કરવું. (૧૧) **સર્પદંશ ઉપર**:—સમુદ્રફળ લસણના રસમાં ઘસી અંજન કરવું. (૧૨) **કૃમિ ઉપર**:—સમુદ્રફળઃ—પાણીમાં ઘસી પાવું.

---

## ૫૪૨ સમુદ્રશોક

સં૦ સમુદ્રશોષ. મ૦ હીં૦ સમુદ્રશોક. લા૦ જરજુરીઆસ્પેસિઓસા.

એને સમુદ્રશોક્ એમ પણ કહે છે. સમુદ્રશોકના વેલા હોય છે. એનો વિસ્તાર મોટો થાય છે. એનાં પાંત્રા મોટાહોઈ તે ઉપર મોટી રેષાઓ હોય છે. પાંત્રા સાધારણ હાથતળીયા જેવડાં મોટાં થાય છે. એનાં બી વીર્યસ્થંભક છે. એના કુંમળા પાલાનું શાક થાય છે. **સમુદ્રશોક** ગ્રાહક, વાતુલ, અતિપિત્તલ અને કફકર એવું છે. **ઉપયોગ— (૧) વાતવિકાર ઉપર**—અળવીના પાંત્રાંનાં પતરવેલીયાં પ્રમાણે આના કરી ઘીમાં તળી ખાવાં (૨) **ગુમડાં વીગેરે પાકી ફુટવાને માટે**—સમુદ્રશોકનાં પાત્રાં લાવી ગરમ કરી બાંધવાં

---

## ૫૪૩ સમેરવો.

સં૦ શાલિપર્ણિ. મ૦ સાલવણ. રાનગાંજા. ભુઇશેવરા. કોં૦ ડાવ. હીં૦ સારી—શાલવન. બં૦ શાલપાની. ક૦ મુરૂલુઓને. મુરેલેહોન્ને. કાડગંજી. તૈ૦ શિયાકુપના. ઐ૦ શારપાણી લા૦ ડેસ્મોડીયમૂર્ગંજેટિકમ.

આ ઝાડને મરાઠીમાં રાનગાંજે પણ કહે છે. સમેવારનાં ઝાડો જાસુંદીના ઝાડ જેવાં હોઈ એનાં પાંત્રાં પારિજાતનાં પાંત્રાં જેવાં કાલાવાળા પરંતુ તે કરતાં લાંબાં

**અને** પહોળાં હોય છે. એનું દીંટું ચાર આંગળ **સુધી** પીળા રંગનું હોય છે. દશ મૂળોમાં સમે**રવાનાં** મૂળ પણ આવે છે. લઘુ પંચમૂળ **એ પિત્ત** ઉપર યોજવાં અને બ્રહત પંચમૂળ **એ** વાયુ અને કફ ઊપર યોજવાં. **સમેરવો—** **રસકાળે** કડવો, ધાતુવર્ધક, ગુરૂ, ઉષ્ણ, રસાયન, સ્વાદુ; અને વાયુ, વિષમજ્વર, મેહ, અર્શ, સોજો, સંતાપ, દમ, શોપ, કૃમિ, ત્રિદોષ, ઉલટી, અતિસાર એનો નાશ થાય છે. **લઘુ પંચમૂલ:—**સ્વાદુ, બલકર, લઘુ, કિંચિત ઉષ્ણ, ધાતુવર્ધક, ગ્રાહક, કડવાં, એવાં છે. અને કફ, પિત્ત, વાયુ, વાતપિત્ત, જ્વર, ઉધરસ, અસ્મરી, ત્રિદોષ, દમ, શૂળ, અગ્નિમાંદ્ય, અરૂચિ એનો નાશ કરે છે. **બ્રહત પંચમૂળો:—**કડવાં, તુરા, મધુર, ઉષ્ણ. અગ્નિદીપન, તીક્ષ્ણ, પાકકાળે લઘુ; અને મેદોવૃધ્ધિ, કફ, વાયુ, દમ, ઉધરસ એનો નાશ કરે છે. **દશ મૂલ:—**ત્રિદોષ, દમ, ઉધરસ, સુસ્તી, સોજો, જ્વર, આનાહ, વાયુ મસ્તકપીડા, પાર્શ્વપીડા, અરૂચિ, અપતંત્રક વાયુ, હેડકી, અગ્નિમાંદ્ય, શૈત્ય, પરસેવો એનો નાશ કર છે. **ઉપયોગ:—(૧) દશમૂળાદિ કાઢો, ગુલ્મ, શૂળ, હૃદ્રોગ અને શ્વાસ ઉપર:—**સાલવણ ( સમેરવો ), પીઠવણ ( પીળુડી, પોપટી ), ભોરીંગણી, ઉભી ભોરીંગણી અને ગોખરૂ એ લઘુ પંચમૂળો. બીલી, અરણી, આસોદરો, ઝાંગરીયો, ખાખરો અને ટીંબરવો એ બૃહત પંચમૂળો. એ દશ મૂળોનો કાઢો કરી જવખાર અને સીંધવ નાખી પાવો. **(૨) હૃદયશૂળ પૃષ્ટીશૂળ અને કટિશૂળ એ ઉપર:—**દશમૂળોનો કાઢો નિકાઢો પાવો. **(૩) સુવારોગ:—મોહ, ઝોળો, અને સન્નિપાત** ઉપર:—દશમૂળોના કાઢામાં પીપરનું ચૂર્ણ નાખી પાવું. **(૪) મૂઢગર્ભ એટલે આડુ આવે તે છે તથા મૃત ગર્ભ બાહેર પડવા મારે:—**સમેરવાના મૂળોનો લેપ, નાભિ, બસ્તિ અને ભગ એ સ્થળે કરવો એટલે ગર્ભ બરોબર થાય છે. **(૫) વાતગલગંડ ઉપર:—**દશમૂળો વાટી લેપ કરવો. **(૬) સન્નિપાત યોનિશૂળ ઉપર:—**દશમૂળો, બીલાં અને ધાવડીનાં ફુલો એના કાઢામાં રૂ ભિજવી યોનીમાં રાખવું. **(૭) કર્ણશૂલ ઉપર:—** બ્રહત પંચમૂળો આઠ આંગળ પ્રમાણે લેઇ તે મૂળોને રૂમાં વીંટાળી તેલમાં પલારી દેવતાથી સળગાવવાં અને તે મૂળ, ઉભાં રાખી તેમાંથી જે તેલ નીચે પડે તે કિંચિત ગરમ કરી કાનમાં રેડવુ; એટલે કાનમાની શૂળ તત્કાળ દુર થાય છે. **(૮) આધાશિશી** ઉપર:—સમેરવાનો કાઢો કરી નાકે પાવો. **(૯) મેદોરોગ ઉપર:—**બૃહત પંચમૂળોનો કાઢો મધ નાખી પાવો **(૧૦) ગર્ભપાત થવા ઉપર ઉપચાર:—** લઘુ પંચમૂળોનો કાઢો કરી તેમાં શીજાવેલી પેજ ઘી નાખ્યા શિવાય આપવી. **(૧૧) તેલનાં દાઝેલા વ્રણ ઉપર:—**જૂનો સમેરવો લાવી તેની રાખ કરવી અને તે પાણીમાં કાલવી ચોપડવી. **(૧૨) અર્ધાંગ વાયુ** ઉપર:—દશ મૂળોનો કાઢો હિંગ અને સીંધવ નાખી પાવો. **(૧૩) ધનુર્વાત** ઉપર:—દશ મૂળોનો કાઢો પાવો. અને સરશીયું અંગે ચોળવું. **(૧૪) પંચમૂલી ક્ષાર—જીર્ણજ્વર, શ્વાસકાસ, મસ્તકશૂળ અને સળકમ એ ઉપર—** લઘુ પંચમુળોનાં મૂળીયાં લાવી થોડાં કચરી તેમાં આઠગણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાંખી દૂધ રહે ત્યાંસુધી કઢવી પાવું. સંપૂર્ણ જીર્ણ જ્વરો ઉપર દૂધનું ઔષધ ઉત્તમ છે એમ જાણવું. **(૧૫) કફ, પાંડુ, જ્વર, અતિસાર, સોજો, સંગ્રહણી, ઉધરસ, અરૂચી, કંઠરોગ, અને હૃદ્રોગ એ** ઉપર—દશમૂળોનો કાઢો પાવો. **(૧૬ શ્વાસ, કાસ અને પાર્શ્વશૂલ એ ઉપર—**દશમૂળોનો કાઢો કરી તેમાં એરંડમૂળોનું ચૂર્ણ નાખી પ્રાશન કરવો. **(૧૭) પાઠાનું ફુલવું અને શૂળ ઉપર—** દશમૂળોના કાઢામાં એરંડતેલ, હિંગ અને સંચળ નાખી પાવું. **( ૧૮ ) મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાશ્મરી** ઉપર:—લઘુ પંચમૂળોનો કાઢો પાવો. **(૧૯) વાતકુંડલિકા, વાતબસ્તિ અને અષ્ઠીલા** વગેરે ઉપર:—દશમૂળોનો કાઢો શિલાજિત અને સાકર નાખી પાવો. **(૨૦) વાતોદર. સોજો અને શૂલ** ઉપર:—એરંડતે

લ દશમૂળોના ચૂર્ણમાં મિશ્ર કરી પાવું અથવાં દશમૂળોનો કાઢો ગોમૂત્ર અથવા શિલાજિત અને દુધ નાખી પાવો,

---

## ૫૪૪ સરસવ.

સં૦ સાર્ષપ. મ૦ સિરસવ. હીં૦ સરસોં. ક૦ બિલીય સાસવેયતપ્પલુ.

એ એક રાઇની જાતી છે. સરસવની ઉત્પત્તિ ગુજરાતમાં ઘણી થાય છે. એના બી રાઇનાં જેવાંજ રાતા રંગના હોઇ રાઈ કરતાં કીંચીત મોટા હોય છે. સરસવનું તેલકાઢે છે. તેને **સરસીયું** કહે છે. એ ખાવાના, વઘાર કરવાના ઉપયોગમા આવે છે. સરસવનું તેલ અથાણામા નાખે છે. **સાધારણ રાતા સરસવઃ**—તીક્ષ્ણ, ઉષ્ણ, કડવા, તીખા, કિંચિત રૂક્ષ, અગ્નિદીપક, રકતપિત્તકર, પિત્તલ; અને કફ, વાત, કંડુ, કોડ, શૂળ, કૃમિ, રાક્ષસપીડા, ગ્રહપીડા, એનો નાશ કરે છે, એના પાંત્રાંની ભાજી —ગુરૂ, ઉષ્ણ સ્વાદુ, ખાટી, પિત્તલ, સારક, તુરી, ખારી; અને કફનાશક છે' **કાળા સરસવઃ**—કડવા, તીખા, ઉષ્ણ, પિત્તલ, દાહક; અને ગુલ્મ, કંડુ, કોડ, વ્રણ, વાતશૂળ એનો નાશ કરે છે. **સિદ્ધાર્થ** (ધોળા સરસવ ) કડવા, તીખા, ઉષ્ણ, રૂચ્ય અને વાતરક્ત, ગ્રહપીડા, અર્શ, સોજો, ત્વગ્દોષ- વિષ, વ્રણ, એના નાશક છે. **સરસવનું તેલ**:—દીપન, લેખન. સ્વર્ય, તીક્ષ્ણ, કડવું, તીખું, ઉષ્ણ, પિત્તલ, **રક્તદૂષક**, લઘુ; અને વાતવિકાર, કફવિકાર, કૃમિ, કોડ, કર્ણશૂળ, શિરોગ્રહ, કંડુ, મેદોરોગ, હરસ, કર્ણરોગ, કુષ્ટરોગ, શ્વિત્ર કોડ, દુષ્ટ વ્રણ એનો નાશ કરે છે. અને બસ્તિકર્મવિષે ઉત્તમ છે. **ઉપયોગ:—(૧) શ્વાસ ઉપરઃ**—સરસવનું તેલ ગોળમાં આપવું. **(૨) અપચી** (ગંડમાલાનો ભેદ ) **રોગ ઉપરઃ**—સરસવ, કડવા લીંમડાનો પાલો અને ભિલામો એ સમભાગ લઈ બાળી રાખ કરી તે બોકડાના મુત્રમાં કાલવી લેપ કરવો. **(૩) કાનમાંનાં કીડા દુર થવા માટેઃ**—સરસીયું તેલ કાનમાં પાડવું એટલે કાનમાં ગયેલા કીડા મરણ પામે છે. પછી તેને યુક્તિએ બાહેર કાઢવા. **(૪) કર્ણનાદ, કર્ણશૂળ અને બાધિર્ય ઉપરઃ**—સરસવનું તેલ ( સરસીયું ) કાનમાં નાખતાં જવું.

---

## ૫૪૫ સરગવો

સં૦ શિગ્રુ. મ૦ શેવગા. હીં૦ સહજના. ક૦ નુગ્ગિય. ઇં૦ હોર્સરેડીસ્ટ્રી. લા૦ મોરિંગ્ટેરીગોસ્પેર્મા.

સરગવાના ઝાડ ઘણાજ મોટાં થાય છે. એનું લાકડું ઇમારતના કામમાં આવતું નથી. એનાં પાંત્રાં બારીક હોય છે. એનાં કુમળા પાંત્રાનું, ફુલોનું એને શિંગોનું શાક કરે છે. સરગવો એ ઉષ્ણ હોઈ વાતહારક છે. વગડામાં થનારી એક સરગવાની જાતિ છે. તેને વગડાઉ સરગવો કહે છે. **સરગવોઃ**—તીખો, કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, રૂચિકર, અગ્નિદીપક, પાચક, સારક, લઘુ, હૃદ્ય, ખારો, પિત્તકોપન; અને કફ, વાયુ, મુખજાડય, વ્રણ, કૃમિ, આમ, વિષદોષ, વિદ્રધિ, કવલુ, ગુલ્મ, સોજો, કંડુ, ઉપદંશ, મેદોરોગ, ગંડમાળા, અપચી, ગડગુમડાં, નેત્રરોગ એનો નાશ કરે છે. એની **શિંગોઃ**—તુરી, અગ્નિદીપક, સ્વાદુ, મધુર; અને કફ, પિત્ત, શૂળ, કોડ, જ્વર, ક્ષય, શ્વાસ, ગુલ્મ એનો નાશ કરે છે. એનાં **બીજ**:—તીખાં, ઉષ્ણ, ચક્ષુષ્ય, અવૃષ્ય; અને કફ, વાયુ સોજો, વિદ્રધિ, મેદોરોગ, ગંડમાલા, અપચી, વિષદોષ, ગુલ્મ, વ્રણ, કૃમિ એનો નાશ કરે છે. એનાં બી ઘસી નસ્ય કરવાથી **મસ્તકશૂળ** જાય છે. એનાં **ફુલો**—તીખાં ઉષ્ણ, તીક્ષ્ણ, ચક્ષુષ્ય; સ્નાયુકરોગ, સોજો, કૃમિ, કફ, વાયુ, વિદ્રધિ, કવલુ, ગુલ્મ એનો નાશ કરે છે. એનાં **પાંત્રાં**—તીખાં, ઉષ્ણ, રૂચિકર, અગ્નિદીપન, પાચન, પથ્ય, સારક; અને વાયુ, કૃમિ, કફ, જ્વર એનો નાશ કરે છે. **કાળો સરગવો**—અતિઉષ્ણ, તીક્ષ્ણ, રૂચ્ય, અગ્નિદીપન, પાચન, ખારો, કડવો, વિદાહી, ગ્રાહક, અવૃષ્ય, પિત્તલ, રક્તકોપન; અને કફ, કરમ, વાયુ, વિષદોષ, વિદ્રધી, પ્લીહા, શૂળ, ગુલ્મ,

વાળો એનો નાંશ કરે છે. **સફેત સરગવો**—તીક્ષ્ણ, રૂચ્ય, અગ્નિદીપન, કડવો, સારક, મધુર; અને મુખજાડય, સોજો, વાયુ, અંગ દુઃખવું, એનો નાશક છે. **એનાં ફુલો**:—શીત, સ્વર્ય, તુરા, લઘુ, ગ્રાહક, ચક્ષુષ્ય, રકતપિ-તપ્રસાદન, ગ્રાહક; અને કફ, પિન્ત, વાયુ, શિરોવ્યથા, કરમ એના નાશક છે. **એનાં પાંત્રાઃ**—ચક્ષુષ્ય, સ્વાદુ, શીતલ, શુક્રલ, સ્નિગ્ધ, ગુરૂ; અને વાત, પિન્ત, મેદ, કરમ એના નાશક છે. **રાતો સરગવોઃ**—મહાવીર્યવાન, મધુર, રસાયન; અને સોજો, આધ્માન, વાયુ, પિન્ત, કફ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) નેત્રરોગ ઉપરઃ**—સરગવાના પાલાનો રસ કાઢી તેમાં મધ નાખી તેનું અંજન કરવું, એટલે તિમિરાદિક સર્વ નેત્રરોગ દુર થાય છે. (૨) **સર્પદંશ ઉપરઃ**—સરગવાની છાલ, કડવાં તુરીયાનાં ફળો, અને અરિઠા એકત્ર વાટી રસ કાઢવો અને તેમાં કાળીજીરી વાટી પાવો. **(૩) હેડકી ઉપરઃ**—સરગવાના મૂળોનો કાઢો પાવો. **(૪) કાન ફૂટયો હોય તો તે** ઉપરઃ—સરગવાનાં ફુલો સુકવી તેનું ચૂર્ણ કરી તે કાનમાં નાખવું. **(૫) વાતગુલ્મ ઉપરઃ**—સરગવાના પાલાના રસમાં ૧ તોલો સાકર મેળવી પાવો. દિ. ૩. **(૬) મલમૂત્રથી બેજાર કર્યો હોય તેને**:—સરગવાના પાલાનો રસ પાશેર કાઢી તેમાં ૧ તોલો સીંધવ નાખી પાવો. **(૭) ગંડમાલા ઉપરઃ**—સરગવાના અંગનું દુધ, ધોળા ગુલબાશીના કાંદા અને મરી એ થંડા પાણીમાં ઘસી લેપ કરવો. **(૮) વાળા ઉપરઃ**—સરગવાની છાલ અથવા મૂળ કુટી (ખાંડી) ઉપર બાંધવાં. **(૯) નળવાયુ ઉપરઃ**—સરગવાની છાલનો રસ ૪ પૈસાભાર, આદુનો રસ બે પૈસાભાર અને મધ ૬ માસા એકત્ર કરી આપવું. દિ. ૭. **(૧૦) જીભમાં કાત્રા પડે છે તે ઉપરઃ**—સરગવાનાં પાંત્રા પ્રત્યેક વખતે ચાવી તેનો રસ ગળવો અને ખરખરી થયા પછી કુંવેર શેકી તેના ગર્ભમાં સાકર નાખી ખાવો. દિવસ ૭. **(૧૧) જલદીથી પ્રસવ થવા સારૂઃ**—સરગવાના મુળોનો રસ પાણી નાખી કઢવી પગે ચોપડવો. **(૧૨) બાળકોના પેટમાંહેના ભાર ઉપરઃ**—વગડાઉ સરગવાની છાલનો રસ એક ચમચાભર કાઢી તેમાં તેટલુંજ ગાયનું ઘી નાખી પાવો. દિવસ ૩. **(૧૩) સોમલના વિષ ઉપરઃ**—સરગવાની છાલનો રસ ૪ પૈસાભાર અને દુધ અછેર એકત્ર કરી પાવું. **(૧૪) પથરી ઉપરઃ**—સરગવાની છાલનો કાઢો કરી તેમાં પીપર અને મરી એની ભૂકી નાખી પાવો. **(૧૫) કેડ ફાટે છે તે** ઉપરઃ—સરગવાની છાલ કચરી ગરમ કરી બાંધવી. **(૧૬) સર્વપ્રકારના વાયુ** ઉપર—વગડાઉ સરગવાનું કંદ લાવી તેનો રસ કાઢી તે પાવો. એટલે સર્વ વાયુની પીડા દુર થાય છે; અથવા સરગવાની છાલનો પાટો બાંધવો. **(૧૭) આંખો આવે છે તે ઉપર તથા સર્વ નેત્રરોગ ઉપર**—સરગવાના પાલાના રસમાં મધ નાખી અંજન કરવું. **(૧૮) અંતર્વિદ્રધિ ઉપર**—સરગવાના કાઢામાં હિંગનો કલ્ક નાખી પાવો. **(૧૯) ખોડા ઉપર**—સરગવાના પાંત્રાનો રસ ચોપડવો. **(૨૦) વિષમ જવર ઉપર**—કાળા સરગવાની છાલનું ચૂર્ણ, ગોળ અને ધાંણા એમાં આપવું. **(૨૧) મુતરખડા ઉપર**—સરગવાના મૂળોનો કાઢો કરી પાવો. **(૨૨) મસ્તકશૂળ ઉપર**—સરગવાના પાલાના રસમાં મરી ખલી તેનો લેપ દેવો. **(૨૩) ગળું બેસી ગયું હોય તો**—સરગવાની છાલ ઘસી ચોપડવી. **(૨૪) કફજ મસ્તકશૂળ** ઉપર—સરગવાનાં બી પાણીમાં ઘસી નાકમાં તેનું પાણી પાડવું.

---

## ૫૪૬ સર્પાક્ષી

સં૦ નાકુલી. મ૦ મુંગુસવેલ. કો૦ નાવળી. હીં૦ નકુલકંદ. ક૦ વિષમુંગરી. લા૦ રાઉઑલ્ફિયા. સર્પેટીના.

મરાઠીમાં એને "થોર મુંગુસવેલ" કહે છે. એના મૂળોને "રાસ્ના" કહે છે. સર્પાક્ષી એ તીખી, કડવી, ઉષ્ણ છે. અને વ્રણ, કૃમિ અને સર્પાદિકનાં વિષ એનો નાશ કરે છે. **સર્પાક્ષી**—તીખી, કડવી, ઉષ્ણ; અને કરમ, વ્રણ; અને વિંછુ સર્પ, ઉંદર એના વિષ એનું નાશક છે. **ઉપયોગ—(૧) સર્પ, વીંછી, ઉંદીર વગેરે-**

**ના વિષ ઉપર**—સર્પાક્ષીનો રસ પાવો. (૨) **હરતાલના વિષ ઉપર**—સર્પાક્ષીનો રસ સાકર નાખી પાવો. (૩) **વિષમ જ્વર ઉપર**—ચંદ્ર ગ્રહણની વખતે સર્પાક્ષીને ઉખેડી તેનું મૂળીયું કાળા સુતારે ડાબે કાને બાંધવું; એટલે એકાહિક જ્વર જાય છે; અને બીજે દાડે તાવ આવતો હોય તો જમણાં કાને બાંધવા. સ્મશાનમાં થએલાં સર્પાક્ષીના મુળો આદિતવારે લાવી તેને ઘીમાં ઘસી લલાટ ઉપર તીલક કરવું. એટલે એકાહિક જ્વર (તાવ) તુરત જાય છે.

---

## ૫૪૭ સૂવા.

સં૦ શતાવ્હા. મ૦ બાળંતશેપ. હિ૦ શેપુ. હીં૦ સોયા. બં૦ શુલ્ફા. ક૦ સબ્બસીગે. સાલુકગિડ. તૈ૦ સદાપા. શતાકુપી. તા૦ શડાકુપ્પિ. ફા૦ તુખ્મેશત. અ૦ શીતબ્વતબજરૂલ. ઇં૦ ડિલસીડ. મલા૦ ચાતુકુપ્પા. લા૦ એનિથમ્ગ્રેવી યોલેન્સ્.

સૂવાના છોડ સુમારે બે હાથ ઉંચા વધે છે. એને તોરા આવે છે. તેમાં તેનાં બી હોય છે. તેને સુવા કહે છે. સુવાનું શાક વાતહારક છે. જેના શરિરમાં વાયુ છે તેણે આ ભાજી નિત્ય ખાવી. **સુવાઃ**—કડવા, તીખા, સ્નિગ્ધ, મેધ્ય, ઉષ્ણ, દીપન, બસ્તિવિશે પ્રશસ્ત; અને વાત, કફ, દાહ, નેત્રરોગ, જ્વર, શૂળ, ઉલટી, વ્રણ, અતિસાર આમ, તરસ, એનો નાશ કરે છે. **એની ભાજી**;—મધુર, દુગ્ધવર્ધક, ઉષ્ણ, દીપક, બલકર, પથ્યકર. અને ગુલ્મ, શૂળ, જ્વર, એનો નાશ કરે છે. **વનસૂવા**—મધુર કડવા, સ્નિગ્ધ, તીખાં, પાચન હૃદ્ય, સ્વાદુ, કિંચિદુષ્ણ, બલકર; ધાતુવર્ધક, અને વાત, પિત્ત, કફ, ત્રિદોષ, પ્લીહા, કૃમિ, નેત્રરોગ, ક્ષતક્ષય, ક્ષય, રકતદોષ, અર્શ, યોનિશૂળ, મલસ્તંભ, ઉધરસ, વાંતિ, અગ્નિમાંદ્ય એનો નાશ કરે છે. **ઉપયોગ-(૧) વાતવિકાર ઉપરઃ**—સૂવા, દેવદાર, હિંગ અને સિંધવ એનું ચૂર્ણ આંકડાનાં દુધમાં ખાંડી તેનો લેપ કરવો, એટલે અસ્થિવાત, કટિવાત અને સંધિવાત એનો ત્રણ દિવસમાં નાશ થાય છે.

## ૫૪૮ સહદેવી.

સં૦ મહાબલા. સહદેવી. પીતપુષ્પી. મ૦ સહદેવી. કો૦ તુપકડી. હીં૦ સહદેઇ. બં૦ દંડોત્પલ. ક૦ વેલ્યદુરૂવે. તા૦ નેદ્રિ. મલા૦ પરિનાપુવાંકુરતલા. લા૦ સિડાર્હોબીફોલીયા.

સહદેવીને મરાઠીમાં "**આસોડી**" પણ કહે છે. સહદેવીનાં ઝાડવાં ચોમાસામાં સર્વ સ્થળે ઉત્પન્ન થાય છે. એ ઝાડની ઉંચાઇ બે હાથ પર્યંત હોય છે. સહદેવીનાં પાંત્રાં લીલાં હોઇ લાંબાં અને સુમારે બે આંગળ પહોળાઇનાં હોય છે. આ ઝાડ ઉપર ન્હાનાં ન્હાનાં પીળાશ પડતાં રંગના ફુલો આવે છે. રાનમાં અને બીજે સ્થળે આ ઝાડો પુષ્કળ થાય છે. આ ઝાડના પાંત્રાનો અને ફુલોનો સુગંધિદાર વાસ આવે છે. સહેદેવી તાવનો નાશ કરનારી છે. એનાં ગુણ બળદાંણા જેવાજ છે. **ઉપયોગ—(૧) વિષમ જ્વર ઉપર**—રવિવારે પ્રાતઃકાળે સ્નાન કરી ઝાડ ઉપર પોતાની છાયા પડવા ન દેતાં પૂર્વાભિમુખે ઉભા રહી સહદેવીનાં મૂળો ખોદી કાઢવાં. તે કાળા દોરાએ રોગીના હાથમાં કિવા ગળામાં બાંધવા. (૨) **અંગ આવે છે તે ઉપર**—સહદેવીના પાલાનો રસ હાથ ઉપર મસળી અંગ (ગુદ આથવા યોની ) અંદર ગેસાડવું. એટલે પુન; બાહાર આવતું પ્રથી. (૩) **મુખરોગ ઉપર**—સહદેવીના મુળોનો કાઢો કરી તેના કોગળા કરવા. (૪) **પરસેવો વળવા માટે**—સહદેવીના મુળોનો કાઢો કરી પાવો. (૫) **ગંડમાલા ઉપર**—સહદેવીના મુળ પુષ્ય નક્ષત્રમાં હાથે બાંધવાં.

---

## ૫૪૯ સ્થલકમળીની

સં૦ મ૦ હીં૦ બં૦ સ્થલ-પદ્મિની-કમલીની, ક૦ કલુતાવરે. ઓરિલેતામરેગિડ. તા૦ મલા૦ ઓરિએલેતામરે. તૈ૦ મગલીંગમુ. ગો૦ પુરૂપરત્ન. લા૦ આયોનિડિયંસુફુટિકોસં.

પાણીમાં થનારી જલ કમલિની જેવી વનમાં સ્થળ કમલિનીની વેલી થાય છે. **સ્થળ કમલિની**—શીત, તીખી. કડવી, તુરી, સ્તનને

**ઘટ્ટ કરનારી એવી છે. અને** પિત્ત, કફ, વાયુ, **મૂત્રકૃચ્છ્ર, પથરી, શૂળ,** ભૂતબાધા **અતિસાર, મે હ, ઉલટી,** દાહ મોહ, રક્તવિકાર, દમ તથા **ઊધરસ** ફેંપરૂં, વિષ એનો નાશ કરે છે.

---

## ૫૫૦ સંત્રા.

[મ૦ હીં૦ બં૦]

**સંતરાં** લીંબુનાં ઝાડ લીંબુડી જેવડાં હોય **છે. એનાં** ફળ નારંગી જેવડાંજ હોઈ એનો રંગ લાલ **હોય** છે. એ લીંબુ ખાવાથી ખટ મીઠાં લાગે છે. એનાં યોગથી મોંમાં સ્વાદ આવે છે. એ ફળ **લોહી સાફ કરનાર** છે.

---

## ૫૫૧ સપ્તાલું.

(મ૦ હીં૦ બં૦)

સપ્તળુની ઉત્પત્તિ સર્વ ઉષ્ણ અને **સમ શીતોષ્ણ** દેશોમાં થાય છે. એ ફળો ઘણાંઉત્તમ હોઈસર્વેને એનાપર પ્રેમહોય છે. આ દેશમાં એ ઝાડો ઘણે ઠેકાણે નથી પરંતુ આ દેશમાં જોઇએ તેટલાં **થવાને** હરકત પડતી નથી. જે ફળોમાંહેનો ગર્ભ ઘટ્ટ, ત્વચા પાતળી, જે બાજુ ઉપર હમેશાં તાપ પડે છે, તેની બીજી બાજુનું અંગ રાતું ચોળ, અંગમાં ગર્ભ પુષ્કળ હોઇ પીળા રંગનું અને રસ વિપુલ તે ફળ ઉત્તમ જાણવું.

---

## ૫૫૨ સાગ.

સં૦ શાક. મ૦ સાગ. સાયા. હીં૦ સાગવન. બં૦ શેગુન. ક૦ તેગ. ત્યાગમન્તિ. તૈ૦ તેકુ. તા૦ ટેકકુમારં. તુ૦ ટેક્રિ. ગો૦ તિકયરૂકુ. ફ્રા૦ ફ્લિગોરસ. અ૦ ફ્લિજ્જેશ. ઇં૦ ઇંડીયનટીકટ્રી. લા૦ ટેક્ટોનાગ્રાંડિસ્.

સાગનું વૃક્ષ મોટું થાય છે. **મલબાર, ગુજરાત, બ્રહ્મદેશ** એ પ્રાંતમાં એની ઉત્પત્તિ **ઘણી થાય છે.** એ વૃક્ષ **પચાસ હાથ** ઉંચું વધે **છે. અને તેનો** પરિઘ પણ મોટો થાય છે. આ **ઝાડ** ઘણું જૂનું થતાં સુધી તેનું લાકડું ઘણું ઉપયોગી થતું નથી. પાકા સાગના લાકડાની **યોગ્યતા શિસવના** લાકડા બરોબર છે. એનાં **પાંત્રા મોટાં હોય છે. અને ચોળવાથી** રક્ત જેવો રાતો રંગ નીકળે છે. સાગનું લાકડું સર્વ પ્રકારના લાકડામાં વધારે ટકાઉ છે. એ પાણીમાં કહોતું નથી. અને કડવું હોવાથી તેને કીડા લાગતા નથી. ઇમારતી અને બીજા સુતારકામની અંદર આ લાકડાનો જેટલો ખપ છે તેટલો બીજા લાકડાનો નથી. **સાગનું ઝાડ**—શીત, તુરૂ, ગર્ભસંધાન અને સ્થૈર્યકર; અને રક્તપિત્ત, હરશ, વાયુ, પિત્ત, અતિસાર, કોડ એનો નાશ કરે છે. **એનાંફુલો**—તુરાં કડવાં વિશદ; લઘુ, રૂક્ષ, વાતકોપન; અને પ્રમેહ, કફ, પિત્ત એનો નાશ કરે છે. **એની છાલ**—મધુર, રૂક્ષ, તુરી; અને કફ નાશ કરે છે. ઉપયોગ (૧) **મૂત્રાઘાત અને પથરી ઉપર**—સાગનું બી અજમાસે અર્ધું થંડા પાણીમાં ઘસી પાવું,અને દુંટી ઉપર લેપ કરવો. (૨) **સર્પદંશ ઉપર**—સાગનાં મૂળ ઘસી પાવાં. (૩) **રક્તબાઉ કિંવા શિળેઃ થાય છે તે ઉપર**—સાગનાં પાંત્રાં અને કાંબળાના કકડા બાળી તેની રાખ કરવી અને તે તેલમાં ખલી લેપ કરવો. અથવા સાગનાં લીલાં પાંત્રાંનો રસ કાઢી ઉકાળવો તથા રાબડી જેવો જાડો થયા પછી લેપ દેવો. (૫) **આગંતુક ગર્મી અને ધાતુસ્થાનની** કડકી **ઉપર**—સાગનાં બિયાં શકિત પ્રમાણે અને રોગનું જોર દેખાય તે પ્રમાણે એકથી ત્રણ પર્યંત થંડા પાણીમાં ચંદનની પેઠે ઘસી તેમાં જીરાની અને સાકરની ભૂકી નાંખી તે ચટાડવું. (૬) **ધાતુસ્થાનની** ઉષ્ણતા **તથા લુખ ઉપર**— પાશેર દુધ અને તેટલુંજ પાણી એકત્ર કરી તેમાં સાગનાં બીયાંનું ચૂર્ણ દોઢ માસો નાખી પાવું. દિવસ ૭. (૭) **શ્લીપદ, વલ્મીક અને મેદારોગઃ ઉપર**— સાગની છાલનો કાઢો કરી તેમાં ગોમૂત્ર નાખી તે પાવો. (૮) **ફુરસાનો વિષાંર** ઉભળી **લોહી વહેવા લાગે તે ઉપર**—સાગના કુમળા તોરા (અંકુર) બારીક વાટી પાણીમાં કાલવી તે પાણી સાત તોલા પર્યંત પાવું, એટલે જલદી ગુણ આવે છે. (૯) **શીતપિત્ત ઉપર**—સાગનાંલીલાં પાંત્રાંપાણીમાં ઉકાળી સ્નાન કરવું.(૧૦) **લુખ ઉપર**—ચોખાના ધોવરામણમાં સાગનાં બિયાં એકએ પર્યંતઘસી **તેમાં સાકર** નાખી તે પાવું.

## ૫૫૩ સાટોડી

સં૦ પુનર્નવા. મ૦ ઘેટુળી. કો૦ ખાપરી. સાંઠ. ૫ં૦ ઇટસિટ. હીં૦ વિષખપરા. બં૦ શ્વેતપુણ્યા. ક૦ બિળેએલ્લડકિલુ. સનાડિકા. તૈ૦ તેલ્લાઅટાતામામિડી. તા૦ મુક્રિરાટે. મલા૦ તાલુતામા. તામિળામા. અ૦ હંદકૂકી. ઇં૦ સ્પ્રેડિંગહોગવીડ લા૦ બોરહાવિયાડિફ્યૂની.

દક્ષિણમાં કેટલેક ઠેકાણે સાટોડીને "**ઘેટુળી**" પણ કહે છે. એ ઝાડવાં જમિન બરોબર વેલાની પેઠે પસરે છે. એમાં બે જાતિ છે રાતી અને ધોળીં. ધોળી સાટોળીને ધોળાં ફૂલો આવે છે. અને ઝાડનાં સર્વ અંગ ધોળાં હોય છે. રાતીને રાંતાં ફુલો આવે છે. એનું શાક કરે છે. એ ઝાડો પડતર જમીનમાં અને ગામમાં પણ થાય છે. ધોળી વધારે ગુણવાળી છે. એને કોકણમાં "**ખાપરી**" કહે છે. **ધોળી સાટોડી**—કડવી, ઉષ્ણ, તીખી, તુરી, રૂચ્ય, અગ્નિદીપક, રૂક્ષ, મધુર, સારક, ખારી, હૃદ્ય; અને વાયુ, કફ, સોજો, ઉધરસ, હરસ, વ્રણ, પાંડુરોગ, વિષદોષ, શૂલ એનો નાશ કરે છે. આના પાંત્રાંનાં ગુણ ઉષ્ણવીર્ય છે. સાધારણ જેવાજ રાતી સાટોડીના પણ ગુણ છે. **ઉપયોગ**— (૧) **ફુલ ઉતરવા માટે**—ધોળી સાટોડીના મૂળો ઘસી અંજન કરવું (૨) **નેત્રની કંડુ (ખરજ) અને ગળતી આંખ ઉપર**—ધોળી સાટોડીના મૂળો મધમાં અથવા દુધમાં કિંવા માકા (ભાંગરા)ના રસમાં ઘસી આંજવા એટલે કંડુ દૂર થાય છે મધમાં ઘસી આંજવાથી ગળતી આંખ દુર થાય છે. **(૩) પડળ દૂર થવા માટે**—ધોળી સાટોડીનાં મૂળો પાણીમાં ઘસી અંજન કરવું (૪) **રતાંદળો થયો હોય તે ઉપર**—ધોળી સાટોડીનાં મૂળો કાંજીમાં ઘસી ચોપડવાં (૫) **નળગુંદ અને સોજા ઉપર**-ધોળી સાડોડીનાં મૂળોનો કાઢો કરી પાવો. (૬) **રકતાર્શ ઉપર**—સાટોડીનાં મૂળો હળદરના કાઢામાં આપવાં (૭) **ગુલ્મરોગ અને પ્લીહા એ ઉપર**—સાટોડીનું પંચાંગ ચૂર્ણ, ગોમૂત્ર અને અને સીધવ એમાં આપવું (૮) **કમળી ઉપર**—સાટોડીનું પંચાંગ ચૂર્ણ મધ અને સાકર એમાં ખાવું. અથવા કાઢો કિંવા રસ કાઢી પાવો. (૯) **મસ્તકરોગ અને જ્વર એ ઉપર**—સાટોડીનું પંચાંગ, ઘી અને મધ એમાં આપવું (૧૦) **રોગ ન થવા માટે**—સાટોડીનાં પંચાંગ દૂધ અને સાકર એમાં આપવાં (૧૧) **વિંછીના વિષ ઉપર** ધોળીસાટોડીના મૂળ રવિવારે લાવવાં, તે ચાવી ખાવાથી વિંછિનું વિષ ઉતરે છે. અથવા સાટોડીનાં મૂળ ઘસી લેપ કરવો. (૧૨) **દંતરોગ ઉપર**—સાટોડીનાં મૂળ, લોદર એને ફુલાવેલી ફટકડી એનું પાણી કરી તેના કોગળા કરવા. (૧૩) **અંતાર્વદ્રધી ઉપર**—સાટોડીના મૂળ અને વાયવર્ણાની છાલ એનો કાઢો કરી પાવો. (૧૪) **અમ્લપિત્ત ઉપર**—નિત્ય સવારે ધોળી સાટોડીના તાજાં બે મૂળો ચાવી ખાવા. તે ઉપર બે પ્રહર પર્યંત કાંઇ ખાવું નહીં. એ પ્રમાણે ૧૪ દિવસ કરવું. (૧૫) **ચાતુર્થિક જ્વર** (ચોથીયા તાવ) ઉપર—ધોળી સાટોડીંના મૂળો દૂધમાં પ્રાશન કરવા અથવા પાનમાં ભક્ષણ કરવા. (૧૬) **સોજા ઉપર**—સાટોડી, દેવદાર, સુંઠ, વાળો એનો કાઢો ગાયનું મુત્ર નાખી પ્રાશન કરવો. (૧૭) **ગુલ્મ અને જલોદર ઉપર**—ધોળી સાટોડીના મુળ સમભાગ સીંધવ નાખી વાટી તેનો કલ્ક કરવો; અને તેમાં ઘી નાખી તે ગુલ્મ ઉપર આપવો, તથા મધ નાખી જલોદર ઉપર આપવો. અથવા જલોદર ઉપર ધોળી સાટોડીના મળોનું ચૂર્ણ મધમાં ખવરાવવું. (૧૮) **આંખમાં ફુલુ પડે છે તે ઉપર**—ધોળી સાટોડીનાં મુળ રવિવારે લાવી ધુપ દેઇ તે કાને બાંધવાં. (૧૯) **સર્વાંગે સોજો: ઉદર, પાંડુ, સ્થુલતા અને કફ એ ઉપર**—સાટોડી, કડવો, લીમડો, કડવાં પંડોળાં, સુંઠ. કડુ, દારૂહળદર, ગળો અને બાળહરડાં એનો કાઢો પાવો. (૨૦) **કુત્રાના વિષ ઉપર**—સાટોડીનો રસ પાવો.

---

## ૫૫૪ સાત્વીન

સં૦ સપ્તપર્ણ. મ૦ સાંતવીણ. હીં૦ છી-સતવન. સ-છ-તોના. બં૦ છાતીમ. ક૦ એલેલે ગ. લા૦ આલસ્ટોનિયા. સ્કોલેરિસ.

સાત્વીનના વૃક્ષો મોટાં મોટાં થાય છે. એ કોકણ પ્રાંતમાં પુષ્કળ છે. એનું લાકડું ઈમારતના કામમાં ઘણું ઉપયોગી નથી. સાત્વિનની એક ડુંખને સાત પાંત્રા હોઇ એનો આકાર સાંવરીના પાંત્રા જેવોજ લાંબો હોય છે. સાત્વિનની છાલ અતિશય કડવી છે. **સાત્વીન**—કડવું. ઉષ્ણ, અગ્નિદીપક, મદગંધી, તુરી, સ્નિગ્ધ, સારક, હૃદ્ય, સુગંધિ; અને વ્રણ, રકતદોષ, ત્રિદોષ, કૃમિ, દમ, કોડ, ગુલ્મ, શૂળ એનો નાશ કરે છે. ઉ**પયોગ—(૧) નળવાયુ** ઉ**પર**—સાત્વિનની છાલ કોપરા સાથે ખાવી. દિવસ ૭. પથ્ય કરવી. (૨) **ભુખ ઉપર**—સાત્વિનની ડુંખોનો રસ સાકર નાંખી પાવો. ઉતાર ઘી અને ભાત. (૩) **સાંદ્રમેહ જ્વર, શૂળ અને ગુલ્મ એ ઉપર**—સાત્વિનની છાલનો કાઢો પાવો, (૪) **વ્રણ ભરાઈ આવવા માટે**— સાતવીણુની છાલ દૂધમાં વાટી લેપ કરવો

---

## ૫૫૫. સાપસૂન.

(સં૦ અહિગંધા. મ૦ સાપસંદ. હીં૦ ઈશરમુલ.)

સાપસુપનના વેલા હોય છે. એમાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. એનાં પાંત્રા કાંઇએક નાગરવેલ જેવાં દીંટાની પાસે પહોળાં હોય છે. કાળી સાપસુન વધારે ગુણવાળી છે. સાપસુન એ ઘણી કડવી છે. સાપસુનની ભૂકી સર્પના મોમાં નાખવાથી તે હતવીર્ય થાય છે. **ઉપયોગ—(૧) સર્પના વિષ ઉપર**—કાળી સાપસુનનાં મૂળ અને અરિઠા થંડા પાણીમાં ઘસી તે પાણી થોડી થોડી અવકાશે પાવું. કિંવા એકલાં સાપસુનનું મૂળ ઘસી પાવું (૨) **સર્વ પ્રકારના વિષ ઉપર**—કાળી સાપસુનનાં મૂળ પાણીમાં ઘસી તેમાં મરી વાટી પાવાં. પથ્ય ઘી અને ભાત. (૩) **પટકી** (કોલેરા) **અને પીઠ ઉપર**—સાપસુનનાં મૂળ થંડા પાણીમાં ઘસી પાવાં. (૪) **બાળકના કૃમિ ઉપર**—સાપસુનનાં મૂળ દૂધમાં ઘસી પાતાં જવું અથવા નિત્ય બાળાગોળી ઘસી પાવી; એટલે કૃમિવિકાર થશે નહિ.

---

## ૫૫૬. સાબૂદાણા.

[ મ૦ હીં૦ ]

એ વૃક્ષ માડવૃક્ષની એક જાતિ છે. એની ઉંચાઇ તીસ ચાલીશ હાથ હોય છે. એ ઝાડ જૂનું થયા પછી કાપી તેનો વચલો ભાગ કાઢી લે છે. પછી તેને ખાંડી તેનો લોટ થાય એટલે તેને પાણીનો છમકો મારે છે. પછી તે ચાલણીમાં નાખી છણે છે તેથી કરી તેની બારીક ગોળીયો થાય છે. તેને સાબુદાણા કહે છે. સાબુદાણા પાચક હોઇ પૌષ્ટિક છે. વૃદ્ધ, બાળક, રોગી એઓને આ દાંણા ઘણા હિતકર છે.

---

## ૫૫૭ સારફળ

(સં. શલ્લકી, શાલવૃક્ષ. મ. સાલાઈ.)

એ વૃક્ષ મોટું થાય છે. એ ઝાડો ઘણું કરી ડુંગરાળ પ્રદેશમાં થાય છે, એના પાંત્રા અગસ્તીયાના પાંતા જેવાં થાય છે. એને ત્રીકોણ અને ચીચોડા જેવડાં ફળો આવે છે. એ ફળોનું અથાણું સારૂં થાય છે. સારફળનું લાકડું ઈમારતના ઉપયોગમાં આવતું નથી. એ ઝાડને **ગુગળ** જેવો ધોળો રસ આવે છે. એ ગુગળ જેવો ધુપ છે. **એને મરાઠીમાં** “ કુંદુરૂ” પણ કહે છે. આ ઝાડો **ખાનદેશમાં** રાંજણઘાટ ઉપર ઘણા છે. આ ઝાડનો રંગ લીલો દેખાય છે. એના લાકડાનાં નીકડાં વગેરે છે, **સારફળ**—શીતવીર્થ, વ્રણદોષ, પકવાતિસાર, રકતપિત્ત એનો નાશ કરે છે. એનાં **ફુલો**—કફ, વાયુ, અર્શ, કોઢ, અરોચક એનાં નાશક છે. એનો ગુંદર—મધુર, કડવો, તીક્ષ્ણ, તીખો, સ્નિગ્ધ, ઉષ્ણ, ત્વચાને હિતાવહ; અને જ્વર, પરસ્વેદ, કફ, મુખરોગ, વાયુ, પ્રદર, રકતવિકાર, ગ્રહપીડા, અલક્ષ્મી, રકતાતિસાર, જંતુ એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) આંખો આવે છે તે ઉપર**—તથા

આંખોમાંની બળતરા શાંત થવા માટે—સાલવૃક્ષોનો પાલો વાટી રાત્રે આંખોઉપર પાટો બાંધવો. (૨) **સંધિવાત વગેરે ઉપર**—સારફળનો પાલો વાટી તેનો પાટો બાંધવો (૩) **પ્રદર અને રકતાસાર** ઉપર—સારફળનો ગુંદર રાત્રે પાણીમાં પલારી રાખી સવારે મસળી તેમાં સાકર નાખી તે પાવું (૪) **રકતાતિસાર ઉપર**—સારફળની છાલ દૂધમાં વાટી મધ નાખી પાવી.

---

## ૫૫૮ સાલમ. (મ૦ હીં૦)

સં૦ સાલીમકંદ.

**તુર્કસ્થાન, અરબસ્તાન, ઇરાન એ દેશોમાં** સલમની ઉત્પત્તિ ઘણી થાય છે. હિંદુ**સ્થાનમાં પણ** એ કંદની બેત્રણ જાતિમળેછે. એ ઝાડ કાંઇક નાગદમણીના અથવા હળદરના ઝાડ જેવું છે. એને નિકૃષ્ટ પ્રતીની જમીન જોઇએ. તેનાં મૂળીયાંમાંથી ફણગા ફુટી ઝાડ થાય છે તે જુદાં હોય છે; તથા જેમાંથી સાલમ થાય છે તે જુદાં હોય છે. એ મૂળીયાં કાઢી લાવી ગરમ પાણીમાં ધુવે છે. પછી ખાદીના કપડાથી તેના ઉપરની છાલ ચોળી નાંખે છે; તેથી કરી તે ધોળી શુભ્ર દેખાય છે. પછી તાંબાના તવા ઉપર નાખી તેને દેવતાની આંચ આપે છે. એજ સાલમ બની. સાલમ ઘણીજ પૌષ્ઠિક છે. ઘણાખરા તુર્ક અને આરબ એનુંજ અન્ન સેવન કરે છે. સમુદ્રમાં ઘણા દિવસ રહેવાથી ખલાશી લોકોને " નાવિક રક્તપિત્તરોગ " થાય છે તેઓને સાલમના લોટની કાંજી કરી આપવાથી તેમનો ઉપદ્રવ કમિ થઇ તે નિરોગી બને છે. સાલમમાં ધોળી, ચરાખ, લસણીયાં, પંઝાદાર અને દૂધમુસળી એવી પાંચ છ જાતિ છે. **સાલમઃ—ઉષ્ણવીર્ય**, બલકર, મધુર, ધાતુવર્ધક, કડવી, ગુરૂ, રસાયન, પૌષ્ટીક; અને ક્ષય, પ્રમેહ, પિત્ત, રકતદોષ, આમદોષ, કમળો, કુંભકમલો એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) પ્રદર, પેશાબમાં ધાતુનું જવું અને ધાતુવિકાર** ઉપરઃ—દરરોજ પ્રાતઃકાળે અને સાયંકાળે ઘડી દિવસે સાલમ, સફેદ મુસળી અને પંજાબી મિશ્રી એ સમભાગ ત્રણ જણ સોનું ઘણું બારીક ૩ માસ ચૂર્ણ, ત્રણ માસા સાકર સાથે દર વખતે ત્રણ તોલા દૂધમાં મેળવી આપવું; એટલે ઉપલા રોગ દૂર થઇ પુષ્ટતા પણ આવે છે. (૨) **પુષ્ટતાને માટેઃ**—સાલમનો પાક કરી ખાવો કિંવા સાલમમિશ્રીનું ચૂર્ણ કરી, પાણી અને દૂધમાં બાફી તેમાં સાકર નાખી તેસેવન કરવું. (૩) **સંગ્રહણી ઉપરઃ**—મુસળી છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં વાટી ૧ તોલો આપવી; અને પથ્યને માટે છાશ ભાત ખાવા આપવાં. (૪) **પુષ્ટતા અને મલશુદ્ધિ સાફ થવા માટેઃ**—સાલમનાં ફળો ( એ મોટી રિંગણીનાં ફળો જેવાં હોઈ અંદરનાં બી અતિશય કઠણ હોય છે. ) ૪ તોલા, પાંચશેર દૂધમાં નાખી ખેવો કરવો; તે તેમજ એક રાત્રી રાખવો. પછી તે ઉપર પાણી આવે છે તે પહેલા દિવસે પાવું. અને બીજા દિવસથી ખાવામાં સાકર ૪૦ તોલા અને ઘી ૪૦ તોલા નાખી તે મિશ્રણ દરરોજ ૨ તોલા ખાવું.

---

## ૫૫૯ સાંમો

સં૦ હીં૦ ક૦ બં૦ તૃણધાન્ય. મ૦ સાંવા

સાવાં એ ધાન્ય ઘણેક ઠેકાણે થાય છે. એના રોપા ઢીંચણથી કંબર જેવડાં થાય છે. સાંવા આ ધાન્ય વરીને ઘણુજ મળતું છે. પરંતુ એ વરી કરતાં કિંચિત મોટું હોય છે. સાંવા કોકણમાં થતા નથી. સાંવામાં કાળી અને ધોળી એવી બે જાતિ છે. સાંવાનો ભાત ગરિબ લોકના ખાવાના ઉપયોગમાં આવે છે. એનો ઉપયોગ ઘણું કરી હલકી પ્રતીના લોકમાં થાય છે. દુઃખ ઉપર એના તાંદળાનો ભાત ખાવા આપે છે. **સાંવાઃ**—મધુર, શીત, શોષક, રૂક્ષ, તુરા, લઘુ, વાતકર, ગ્રાહક; અને કફ, પિત્ત, રકતપિત્ત, વિષદોષ એનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) અન્નદ્રવ શૂળ ઉપરઃ**—સાંવા અથવા કોદરા હિતકારક છે.

---

## ૫૬૦ સાંધરૂખ (મ૦ હીં૦)

સં૦ સંધીવૃક્ષ.

એ ઝાડો મોટાં થાય છે. એનાં પાંત્રા વેંતભર લાંબાં હોઈ તે આકારે કડાના પાંત્રા જેવાં હોય છે. એની છાલ અસ્થિભંગ ઉપર ઘણી જ ઉત્તમ છે. એમાં જે અવલ પ્રતિનાં ઝાડ તેને **"લવંગી સાંધરૂખ"** કહે છે. એનો એવો ચમત્કાર છે કે, એનું પાંતું વચોવચથી નાખ્યા પછી કેટલીક વારે આવી જોઇએ તો તેના સાંધા મળી જઈ પૂર્વવત પાંત્રા જેવું પાંત્રુ થાય છે. એ ઝાડો **દક્ષિણ કોકણમાં** કોઇ કોઈ ઠેકાણે થાય છે. આવી અત્યંત ઉપયોગી અને જેમાં વિલક્ષણ પ્રભાવ છે એવી વનૌષધી ઇશ્વરે આ **આર્યભૂમીમાં** ઉત્પન્ન કરવાથી, આપણા પરાક્રમી પૂર્વજોએ તેનો ઉપયોગ કરી આપણું રક્ષણ કર્યું, અને પોતાનું સામર્થ્ય પરદેશીયોને ઉત્તમ પ્રકારે દેખાડયું, તેમના વંશજોએ હમણાંના કાળમાં, એવી ઉપયોગી વનૌષધિનો ઉપયોગ ન કરતાં, પરદેશી મોહક વસ્તુમાં લુબ્ધ થઇ, સર્વ જગતને આપણી નબળાઈ કાં દાખવવી ? **ઉપયોગઃ—(૧) અસ્થિભંગ ઉપરઃ**—સાંધરૂખની છાલ કચરી ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી.

## ૫૬૧. શિંગોડા.

સં૦ શૃંગાટકમ. ક૦ શિંગાડે. હીં૦ સિંઘાડા. ફા૦ સુરંજાન. ઇં૦ વૉટરકેલટ્રૉપ. લા૦ ટ્રાપાબિસ્પિનોઝા.

શિંગોડાં તળાવમાં માંથોડું દોઢ માંથોડું પાણીમાં થાય છે. એના વેલા લાંબા હોઇ તેને કારેલીના જેવાં પાંત્રા આવે છે. શિંગોડાનો આકાર મોટો ચમત્કારિક દેખાય છે. એને કાંટા જેવી અણીયો આવે છે. શિંગોડાંનું શાક થાય છે. એને સુકવી લોટ કરી લાપશી, પુરીયો, લાડુ એવા અનેક પદાર્થો કરે છે. શિંગોડાં પૌષ્ટિક છે. **શિંગોડાંઃ**—અતિવૃષ્ય, લઘુ, રૂચિપ્રદ, શુક્રવાત, કફકર, ગ્રાહક, શુક્લ, વાતલ, તુરા, મધુર, ગુરૂ, શીતલ, તર્પણ, સ્વાદુ; અને પિત્ત, દાહ, રક્તદોષ, મેહ, ભ્રમ, ત્રિદોષ, સોજો, સંતાપ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ગર્ભિણીના રક્તસ્રાવ ઉપરઃ**—શિંગોડાં અને કચરા એની લાપશી કરી દૂધમાં આપવી.

---

## ૫૬૨ સિવણ.

સં૦ કાશ્મરી. મ૦ શિવણ. હીં૦ બં૦ ગંભારી. ખુમેર. ક૦ શિવન્નિ. તા૦ પેરૂંગુમિલ. મલા૦ કુમલ. તૈ૦ સાલ્લાંગુણુડીચેટ્ટુ. લા૦ મિલાઇનાઆર્બોરિઆ.

સીવણીનાં ઝાડો મોટાં મોટાં થાય છે. એ ઝાડનાં પાંત્રા મોટાં હોઈ તે સાધારણ ગોળ હોય છે. સીવણીનું લાકડું સુતારકામમાં સારૂં ઉપયોગી છે. સીવણીને પીળા રંગનાં ફુલો આવે છે. એને જે ફળો આવે છે તે ન્હાના જાંબુ જેવાં હોઈ લાંબાં હોય છે. એનાં મૂળ દશ મૂળોમાં આવે છે. **સીવણઃ**—મીઠી, કડવી, તીખી, ઉષ્ણ, મધુર, તુરી, જડ, દીપન, પાચન, મેધાકર, ભેદક, હૃદ્ય; અને ત્રિદોષ, કફ, તરસ, શોષ, આમશૂલ, સોજો, વિષ, દાહ, જ્વર, રક્તદોષ, અર્શ, ભ્રમ એનો નાશ કરે છે. એનાં **ફળોઃ**—શીત, ગુરૂ, બલકર, ધાતુવર્ધક, કેશ્ય, સ્વાદુ, ખાટાં, તુરાં, રસાયન, સ્નિગ્ધ, બુધ્ધિપ્રદ, ગુરૂ, મૂત્રલ; અને પિત્ત, રક્તપિત્ત, રક્ત દોષ, આમ, વાયુ, વાતરક્ત, તૃષા, દાહ, ક્ષય, ક્ષતક્ષય, મૂત્રકૃચ્છ્ર, પ્રદર, પેશાબમાં ધાતુનું જવું એનો નાશ કરે છે. **ફળોની અંદરનો ગર્ભઃ**—મધુર, ગ્રાહક, કડવો, શીતલ, વાતકર, તુરો, પુષ્ટિકારક, બલકર; અને કફ, પિત્ત, રક્તવિકાર, પ્રદર એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ઉંદરી ઉપરઃ**—શીવણીની કુંખોનો અથવા પાલાનો રસ નવટાંક સાકર નાખી પાવો અને ધોળા એનની છાલ ઘસી ચોપડવી. દિવસ ૩. **(૨) આમ્લપિત્ત ઉપરઃ**—સીવણીનો પાલો, ઝંઝેટાના મૂળ, સાંવરી (મોચરસ) નું કંદ, એ ગાયના તાજા દુધમાં વાટી પાવું. દિવસ ૧૪. **(૩) પિત્તજ્વર ઉપરઃ**—સીવણીના મૂળોનો રસ આપવો. **(૪) મૂત્રાઘાત ઉપરઃ**—સીવ-

ણીનાં મૂળીયાં થંડા પાણીમાં ઘસી પાવાં (૫) **રક્તપિત્તરોગ ઉપરઃ**—શીવણનાં પાકાં ફળો એક કિવાં એ મધમાં ખાવાં. (૬) **શીતપિત્ત ઉપરઃ**—શીવણીનાં સુકાં ફળો શીજવી તેનો કલ્ક દુધમાં આપવો. અને પથ્ય કરવી. (૭) **દાહ ઉપરઃ**—શીવણીના પાલાનો રસ અંગે ચોળવો.

---

## ૫૬૩ સુખડ.

સં૦ મ૦ હીં૦ ચંદન. ક૦ શ્રીગંધમારા. તૈ૦ ચંદનમુ. તા૦ મલા૦ ચંદનમારં. ગો૦ શ્રીગધ. યુ૦ ફા૦ સંદલ. અ૦ સંદલેઅબાયદ. ઇં૦ સેંડલવુડ. લા૦ સેંટેલમ્ઑલબમ્.

સુખડનાં ઝાડો મોટા થાય છે. એનાં ઝાડો **મલબાર** પ્રાંતમાં વિશેષ થાય છે. એનાં પાંત્રા કડવા લીંમડાના પાંત્રા જેવાં હોઈ નાનાં અને સુંવાળા હોય છે. ચંદનને બારીક અને કાળા રંગનાં ફળો આવે છે. આ વૃક્ષ જૂનું થાય એટલે તે કાપી તેના કકડા કરી તે જમીનમાં પુરી રાખે છે. પછી તે કેટલાક દિવસે બહાર કાઢી તેને સાફસુફ કરે છે. ચંદનના કકડા ઊપયોગી છે. એની પેટીયો, કરંડીયા, પંખા વીગેરે અનેક વસ્તુ કરે છે. ચંદનનું જે તેલ કાઢે છે તેને ચંદની અત્તર કહે છે. એ સુવાસિક હાય છે. **ધોળું ચંદનઃ**—કડવું, તીખું શીતલ, તુરૂ, વૃષ્ય, કાંતિકારક, કામજનક, સુરભી, રૂક્ષ, આનંદકર, લઘુ, હૃદયને સારૂ; અને પિત્ત, ભ્રમ, ઉલટી, તાવ, કૃમિ, તૃષા, સંતાપ. મુખરોગ, દાહ, શ્રમ, શોષ, વિષ, કફ, રક્તદોષ, એનો નાશ કરે છે. જે ચંદન, ગાંઠાવાળું, છિદ્ર, પડેલું. જડ, ઉખર, શ્વેતવર્ણું, કાપવાથી દેખાતો રાતોવર્ણ, ઘસવાથી પીળુ, સ્વાદે કડવું, અતિસુગંધ અને શીતલ, તે ઉતમ જાણવું. અને જે આંમાંથી થોડાક લક્ષણોએ યુકત તે મધ્યમ; તથા એ લક્ષણો જેમાં મૂળેજ નથી તે અધમ જાણવું. **પીતનચંદન મલયાગર ચંદનઃ**—શીતલ, કડવું, કાંતિકારક; અને કફ, કોડ, કંડુ, (ખરજ) વિચિર્ચાચિકા, દદ્રુ, કૃમિ, રક્તપિત્ત, વિષ, પિત્ત, તૃષા, દાહ, જ્વર, નાશ કરે છે. **કુંકુમાગર–હરિચંદન** (પીળો–રાતો વર્ણ;–કડવું શીતલ; અને પિત્ત, શ્રમ, શોષ, દમ, એનો નાશ કરે છે. એ દેવોને ભોગ્ય છે, માટે મનુષ્યોને દુર્લભ જાણવું. **બર્બર ચંદન**, (ધોળો રાતો વર્ણ હોય છેઃ) શીત, કડવું; અને કફ, વાયુ, પિત્ત, કોડ, કંડુ, વ્રણ, રક્તદોષ એનું નાશક છે, **શબર ચંદન,** જે કિંચિત્ લીલો વર્ણ હોય છેઃ—શીત, કડવું; અને પિત્ત, કફ, વાયુ શ્રમ, ફોલ્લા, ખરજ, કંડુ, દાહ, ગજકર્ણ, ભુત, કોડ, તરસ, ગાંડાપણું એનું નાશક છે, **સુખડ,** એ ઝાડ ઉપર આપથી સુકેલો હોય તે;—કડવું, સુગંધી, શીતલ; અને મૂત્રકૃચ્છ્ર, પિત્ત; રક્તવિકાર, દાહ એનું નાશક છે. જે ચંદન લીલાં હોય તે વખતે તોડીને સુકાવેલું તથા મલયપર્વત ઉપર ન થયેલું હોય તે સુગંધમાં કમતી હોય છે. **ઉપયોગઃ—(૧) દાહ શમન થવા માટેઃ**—ચંદન અને કપુર અથવા વાળો ઘસી તેનો સર્વાંગે લેપ દેવો, **(૨) ખસ ઉપરઃ**—ચંદની અત્તર [સુખડનું તેલ] એકલું કિંવા લીંબુનાં રસમાં ચોપડવુ. (૩) **ગરમી ઉપરઃ**—ચોખાના ધોવરામણમાં ચંદન ઘસી તેમાં મધ અને સાકર નાખી પાવું; એટલે રક્તાતિસાર, તૃષા, દાહ અને મોહ એનો નાશ થાય છે. (૪) **બાળકોને અળાઈ થાય છે તે ઉપરઃ**–ચંદન, ધાંણા વાળો એનો ગુલાબ પાણીમાં લેપ કરવો, અથવા ચંદનનો લેપ કરવો, (૫) **પુ** (પરૂવાળા) **પ્રમેહ** (પરમા) **ઉપરઃ**—ચંદનનો કલ્ક કરી તે પાવો. **(પ્રમેહ) અને પ્રદરઃ**—( પેશાબમાં પરૂ જેવું જવું તે ) **ઉપર ઉસ્તાદ ઉપચારઃ**—વંશલોચન (વાંસકપુર ) ૧તોલો, એલચીદોડા માંહેના દાંણા ૧ તોલો લેઇ એ બન્ને ઔષધો બારીક ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી. પછી તે ભૂકી પલરે એટલું ઉત્તમ સુખડનું તેલ લેઈ તેમાં તે ભૂકી ભીજવી, નાની સોપારી જેવડી ગોળીઓ કરવી. પછી દરરોજ સવારે ૪ તોલા પર્યંત થંડુ પાણી લેઈ તેમાં એક ગોળી કાલવવી અને તેમાં અર્ધો તોલો સાકર નાખી તે પ્રાશન કરવું. એજ પ્રમાણે સાયંકાળે આપવું, આ ઔષધ ખાવાથી પ્રમેહ

ની આગ ૭ પ્રહરમાં ધણીજ બંધ થઇ ૭ દિવસમાં પ્રમેહ અને પ્રદર એનો નાશ થાય છે. પથ્ય—ઘઉંની રોટલી તુવેરની દાળ, ઘી અને સાકર. (૭) **આગતુક ગર્મી ઉપર:**—ચોખાના ધોવરામણમાં ધોળું ચંદન ઘસી ખાંડ નાખી આપવું (૮) **ઉચકી** (હેડકી) ઉપરઃ—સ્ત્રીનાં-દૂધમાં ચંદન ઘસી તેનું નસ્ય આપવું.

---

## ૫૬૪ સુગંધી [લીલીચાહ]

મ૦ ગવતીચાહ. સં૦ હીં૦ સુગંધીતૃણ.

ગવતી ચાહેના બેટો દાભના બેટ જેવા મોટા મોટા વધે છે. એને પાંદડાંની ચાહે એમ પણ કહે છે. બાગમાં પણ એને વાવે છે. એની ઉંચાઈ સુમારે હાથ દોઢ હોય છે. એનું તેલ નીકળે છે, તે પણ ઔષધ છે. એ ચાહાના પાંત્રા કઢીમાં નાંખે છે. ઉપયોગઃ—(૧) **તાવમાં પરશેવો નીકળવા માટે** એની ચાહે કરી પાવી, એટલે પરસેવો નીકળી તાવ કમી થાય છે. (૨) **પીડ ઉપરઃ**—એનું તેલ પાવું. પટકી [કોલેરા] ઉપર પણ એ ગુણાવહ છે. (૩) **સર્દી, સળકમ, શૈત્યજ્વર, જડત્વ, આગંતુકજ્વર ઉપરઃ**—ગવતીચાહ, સુંઠ અને સાકર એનો અષ્ટમાંશ કાઢો કરી ગરમ પાવો અને પથારીમાં ગરમ કપડું ઓઢી સુઇ રહેવું. એ યોગથી પરસેવો આવી શરિર માંહેની સર્દી નીકળી જઇ હુસ્યારી આવે છે. આ કાઢો ઉષ્ણ છે. સમધાત થવા માટે એમાંજ દૂધ નાંખી કોઈ કોઈ પીએ છે. (૪) **પરશેવો આવવા માટે બફારોઃ**—એક મોટા વાસણમાં ગવતી ચાહની જુડી નાંખી તે ઉપર ઢાંકણું મુકી આધણ આવે ત્યાં સુધી તે પાણી કઢવવું. પછી રોગીને ખાટલા ઉપર સુવાડી આ પાણીનો બાફ આપવો, અઝલે પરશેવો છુટે છે. (૫) **સળકમ ઉપરઃ**—ગવતીચાહે, ફુદીનો, કિંવા તજ અને આદુ એનો કાઢો કરી તેમાં ગોળ નાંખી રાત્રે સુવાની વેળાએ પાવો અને ઉપર વસ્ત્ર ઓઢી સુઈ રહેવું એ પ્રમાણે ત્રણ દિવસ પાવું.

---

## ૫૬૫ સુગ્રીણ.

સં૦ મ૦ થોરલામાલેબંધ.

એનાં પાંત્રા ઇંદરજવના પાંત્રા જેવાં હોઈ જાડાં હોય છે. એ પાંત્રા ઘણાં ચીકણાં હોય છે. સુગ્રીણીને બાવળીયાના જેવાં પીળાં ફુલો આવે છે. એ ઝાડ મોટાં થાય છે. એની છાલ ધોળા રંગની હોય છે, પરંતુ તે સુકાયા પછી કાળા રંગની થાય છે. એની છાલના ચૂર્ણની ગુંદર જેવી ચીકણી ગોળી થાય છે. ઉપયોગ—(૧) **ઉંદરી ઉપરઃ**—સુગ્રીણીના પાલાના રસમાં જીરૂં અને સાકર નાખી પાવો, અને તેજ રસ ઉપર ચોળવો. દિવસ ૭. પથ્ય મીઠું ખાવું નહિં. અથવા સુગ્રીણીની છાલ ઘસી ઉપર ચોપડવી. (૨) **શીતળા હલકા આવવા માટેઃ**—સુગ્રીણીની છાલ તાવીતમાં ભરી તે ગળે બાંધવો. (૩) **અસ્થિભંગ ઉપરઃ**—આ ઝાડની છાલ લાવી બારીક ખાંડવી, અથવા તેમાંજ ચતુર્થાંશ નાચણીનો લોટ નાખી થોડું પાણી છાંટી બાફ આપવી અને તે મિશ્રણનો, હાડ દુઃખતાં હોય કિંવા હાડકું ભાંગ્યું હોય તે સ્થળે દોઢ આંગળ જાડાઇનો લેપ કરવો, તથા તે ઉપર ગુણપાટનું ટાટ બાંધી ઘટ્ટ પાટો બાંધવો. તથા સાત દિવસ ગયા પછી એકવાર છોડી જોઈ વ્યથિત (દુઃખી) જગાએ ઔષધનો લેપ કમી થયો હોય તો પુનઃલેપ દેઇ પૂર્વવત ઘટ્ટ પાટો બાંધવો. આ યોગથી કોઈ પણ પ્રકારનો અસ્થિભંગ થયો હશે તો ત્વરિત ગુણ આવે છે.

---

## ૫૬૬ સુરપીણ.

સં૦ સુરપર્ણ. મ૦ સુરપીણ. તા૦ ક૦ તૈ૦ મંચ–માચી–પત્રી- અ૦ અફસંતની. પં૦ ભુય મદ્દોરન લા૦ આર્ટેમોસેયા. ઇંડીકા મલા૦ આ રામશીતલં.

આ એક શેમળીની જાતિ છે. એનાં પાંત્રા શેમળના પાંત્રા જેવાં કાળાદાર હોઇ ન્હાનાં હોય છે. એ ઝાડો બે હાથ ઉંચાં વધે છે. એને ધોળા અગર પીળાં એવાં ફુલો આવે છે. સુર

પીણીનો સ્વાદ કડવો અને તીખો હોઇ પાચક પણ છે. **ઉપયોગ—(૧) કાન પાકયો હોય તો**:—સુરપિણીના પાલાનો રસ કાનમાં પાડવો એટલે દુ:ખ બંધ થાય છે. (૨) **બાળકની હ ગામણ** ઉપર:—સુરપીણીનો પાલો ગાયના તાજા દૂધમાં ઘસી પાવો. (૩) **બાળકની ઉધરસ, સળકમ અને કૃમિરોગ** ઉપર:—સુરપીણીના મૂળ મધમાં પાવાં. અથવા પાંત્રાનો રસ મધમાં પાવો. (૪) **દમ ઉપર**:—સુરપીણીના પાલાનો કિંવા ફુલોનો અને પાલાનો રસ પાવો. (૫) **નળવિકાર ઉપર:**—સુરપીણીના લીલા પાંદડાનો રસ ૧ તોલો કાઢી તેમાં થોડી મરીની ભૂકી નાંખી પાવો.

---

## ૫૬૭ સુરણ.

સં૦ મ૦ બં૦ સુરણ. હીં૦ જમીકંદ તૈ૦ મચા-દોલ-કંદા ફા૦ ઓલ. લા૦ એમોર્ફોફૅલમ્ પેનિકયુલેટસ્.

સુરણ **હિંદુસ્થાનના** ઘણાંક પ્રાંતોમાં થાય છે. પરંતુ **મલબારમાં** એનો પાક વિશેષ થાય છે. આ કંદ ચૈત્ર વૈશાખમાં વાવે છે. અને માર્ગશિર્ષ પોષમાં તે ખોદી કાઢે છે. કોઈ કોઈ મોટું થવા ત્રણ વરસ સુધી જમીનમાં રાખે છે. એ જમીનમાં રહેલું સુરણ એક મણના કે તેથી વધારે વજનનું હોય છે. સુરણની આકૃતિ ગોળ ચકર જેવી હોય છે. સાધારણ સુરણનું વજન મણ પોણો મણ હોય છે. એમાં બે જાતિ છે. એક ખુજલીવાળી અને બીજી મીઠી, ખુજલીવાળું સુરણ ખાવાથી મોં સુજે છે. અને અનેક વિકારો થાય છે. પરંતુ તે ઔષધના ઉપયોગમાં આવે છે. એ સુરણ પાંચ છ વર્ષ જમીનમાં રહે છે. **દક્ષિણમાં** સુરણની ઉત્પત્તિ ઘણી થતી નથી. સુરણના ઝાડનો સોટો હાથના કાંડા જેવડો હોઈ તે ઉપર વિસ્તીર્ણ છત્રી જેવાં પાંત્રા હોય છે. એનાં દાંડાંનો રંગ ધોળો હોઈ તે ઉપર શુભ્રરંગનાં ટપકાં અને ચાંદાં ઠેકાણે ઠેકાણે હોય છે. **સુરણ** એ અર્શરોગનાશક છે, માટે એનું " **અર્શોઘ્ન** " એવું નામ છે. સુરણને ફાગણ ચૈત્રના સુમારે ફુલ આવે છે. તેનું શાક સરસ થાય છે. એનાં કુંમળાં પાંત્રાનું શાક કરી ખાય છે, અને જુનું થયા પછી વચેના દાંડાનું શાક કરી ખાય છે. સુરણનું શાક સરસ થાય છે. એ શાકને ઘીનો વઘાર કરે છે. સુરણ ઉષ્ણ અને પૌષ્ટિક છે. મીઠુ અને ધોળું **સુરણ**:—રૂચિકર, તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, છેદક, લઘુ, રૂક્ષ, તુરૂ, મલાવષ્ટંભક, વિશદ, પાચક, રકતપિત્તકોપન; અને કરમ, ગુલ્મ, શૂલ, હર્ષ, કફ, મેદ, વાયુ, અરોચક, દમ, ઉધરસ, ઉલટી, કવલુ એનો નાશ કરે છે. આ સુરણ હૃદ્રોગી, રકતપિ-તી, કુષ્ટી એને હિતકારક થતું નથી. એના દાંડા:—રૂચ્ય, લઘુ, દીપન; અને કફ, વાયુ, અર્શ એનો નાશ કરે છે. **ઉપયોગ:**—(૧)**મૂળવ્યાધી ઉપર**:—સુરણના કકડા ઘીમાં તળી ખાવા આપવા. (૨) **આંવ ઉપર**:—સુરણના કાંદા સુકવી ચૂર્ણ કરવું; અને ઘીમાં તળી આપવા કિંવા ઘીમાં તળી સાકર નાંખી ખાવા. (૩) **સુરણવટક, મૂળવ્યાધિ ઉપર**:—સુરણ સુકવી ચૂર્ણ કરી ૩૨ તોલા લેવું. ચિત્રો ૧૬ તોલા, સુંઠ ૪ તોલા, મરી ૨ તોલા, એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી તેનાથી બમણો ગોળ નાંખી ગોળીઓ કરી આપવી; એટલે છ પ્રકારની મૂળવ્યાધી દૂર થાય છે.

---

## ૫૬૮ સુરબંધ (મ૦ હીં૦)

સં૦ માચીપત્રી.

એ ઝાડ સુમારે હાથ દોઢ હાથ ઉંચા વધે છે. લીલી જમીનમાં આ ઝાડવાં પુષ્કળ થાય છે. એનાં પાંત્રા શેવતીના પાંત્રાં જેવાં પરંતુ તે કરતાં ન્હાનાં અને પહોળાં હોઇ એને પુષ્કળ ખાંચા હોય છે. એ સુવાસીક હોઈ ઘણાંજ કડવાં હોય છે. આ ઝાડને કોથમીરના ઝાડ જેવા ફુલોના ગુચ્છા આવે છે. એનો રંગ ગુલાબી હોય છે. એના ફુલો કડવાં હોય છે. આ ઝાડ કીરમાણી અજમાની જાતિનું છે. એના ફુલોનો ઉપયોગ કીરમાણી અજમાની પેઠે થાય છે. એને સાષ્ટી પ્રાંતમાં " મારબેટી " કહે છે. **સુરબંદ**:—કડવું, ઉષ્ણ, પિત્તલ; અને

કફ, વાયુ. વિષદોષ, દમ, ઉધરસ, જ્વર, કૃમિ, દુર્ગંધ એનો નાશ કરે છે.

---

## ૫૬૯ સુરૂ.

સં૦ સરલ. મ૦ સરળદેવદાર. શુરૂ. હીં૦ ધૂપસરલ. બં૦ સરલકાષ્ટ. ક૦ સરલદેવદાર. ઇં૦ લૉંગલીવ્હહ્રપાઇનિ. લા૦ પાઇનિસ્લૉંગીફોલિયા.

આ વૃક્ષ બહુ સુંદર દેખાય છે તથા સીધું ઉંચું વધે છે. એનું થડ બારીક અને આખ્ખું હોય છે. આ ઝાડ એ નિરંતર લીલું છમ રહે છે. શોભામાટે એ વૃક્ષ બાગમાં વાવે છે. આવૃક્ષનું લાકડું ઘણું મજબુત અને ટકાઉ હોય છે. એ ઝાડમાંથી જે દૂધ નીકળે છે તેને બિરોજા કહે છે. તે તંતુવાદ્યના તારને ચોપડવાને ઉપયોગી થઇ પડે છે. આ દૂધ અગ્નિ ઉપર નાખવાથી તેનો ધુપ જેવો સુગંધ આવે છે. **સુરૂનું ઝાડ;**—મધુર, કડવું, પાકકાળે અને રસકાળે તીખું, લઘુ, સ્નિગ્ધ, ઉષ્ણ; અને કર્ણરોગ, નેત્રરોગ, કંઠરોગ, રાક્ષસબાધા, કફ, વાયુ, પરસેવો, જૂ, ઉધરસ, વ્રણ એનો નાશ થાય છે. **ઉપયોગ (૧) ગયેલા કેશ આવવા માટેઃ**—સુરૂનો પાલો પાણીમાં વાટી તેનો લેપ કરવો.

---

## ૫૭૦ સુર્યફૂલ (સુરજમુખી)

સં૦ આદિત્યભકતા. મ૦ આદિતા. સૂર્યફુલવલ્લી ખોબરદોડી. હીં૦ હુરછેજ. સોંચલી. તૈ૦ સૂર્યકાંતીપુ. તા૦ તુ૦ ક૦ સૂર્યકાંતી, ફા૦ ગુલેઆફતાબપરસ્ત. અ૦ અરદયૂન૦ ઇં૦ સન્‌ફ્લાવર. સૂહેલીએંથ. લા૦ એન્યુઅસૂ.

સુરજમુખી ફુલના છોડ ન્હાના ન્હાના હોઈ તે સુમારે અઢી ત્રણ હાથ ઉંચા વધે છે. એ ઝાડનાં પાંત્રા મોટાં અને કાત્રાદાર હોય છે. એ છોડને જે ફુલો આવે છે તે હથેળી જેવડાં પહોળાં હોય છે. એ ફુલનો એવો ચમત્કાર છે કે એનું મોં હંમેશ સુર્યની તરફ રહે છે; એટલે પ્રાતઃકાળે પૂર્વમાં હોય છે, બપોરે શીધું હોય છે અને સાયંકાળે પશ્ચિમતરફ મુખ હોય છે. એ ફુલોમાં ઝીણાં બિયાં હોય છે. એ બિયાંનું તેલ વિશેષ ઉપયોગી અને હિતાવહ છે. એ છોડ વાવવાને જમિન સાધારણ રાતી અને લીલી જોઇએ. ફુલમાંહેનાં બી તથા પરાળ ઢોરો પ્રેમથી ખાય છે. એ ઝાડથી બીજો એક મોટો ફાયદો છે. જેના ઘરમાં હમેશાં ભેજ આવે છે અને તેથી કરી ઘરમાંહેની હવા બગડી રોગમૂળક થાય છે, તેણે પોતાના ઘરની આસપાસ સૂર્યમુખી ફુલનાં ઝાડો અવશ્ય વાવવાં. એ છોડના અંગે, રોગ ઉત્પન્ન કરનારી ભેજવાળી સર્વ બગડેલી બાફ શોષી લેવાની શકિત છે. તેથી તાવ, સંધિવાયુ એ વગેરે સર્દીથી થનારા આજારો ત્યાંથી સત્વર નાસે છે. આ છોડને સૂર્યકમળ એમ પણ કહે છે. **સૂરજમુખી ફુલનું ઝાડઃ**—તીખું, ઉષ્ણવીર્ય, સંદીપન સ્વર્યં રસાયનોપયોગી, કડવું તુરૂ, લઘુ, રૂક્ષ, સારક; અને કફ, વાયુ, રકતદોષ, દમ, ઉધરસ, અરૂચિ,તાવ, વિસ્ફોટ, કોઢ, મેહ, અશ્મરી, યોનિશૂળ, મૂત્રકૃચ્છ્ર, પાંડુ, ગુલ્મ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ભૂતજ્વર ઉપરઃ**—સૂર્યફુલનાં મૂળ કાનમાં રાખવાં. **(૨) જલદી પ્રસૂતી થવા માટેઃ**—સૂર્યફુલનાં મૂળ ચોટલે બાંધવાં. **(૩) છોકરાંના પેટના ભાર ઉપરઃ**—સૂર્યફુલનો રસ દસ ટીપાં પર્યંત શકત્યનુરૂપ દૂધમાં પાવો. પેઢુ ફુલેલું હોયતો આંગળી જેવડી બારીક છિદ્રની નળી લેઈ તે નળીમાં સૂર્યફુલનું વસ્ત્રગાળ ચૂર્ણ ભરવું અને તે નળીનું એક મો મલદ્વારમાં ઘાલી બીજા મુખથી જોરથી ફુકવું; એટલે ઔષધ રોગ ઉપર પોંચે છે. અને રોગ નીકળી જાય છે. **(૪) વિંછીના વિષ ઉપર**—સૂર્યફુલના પાલાનું નસ્ય આપવું અને લેપ દેવો. **(૫) જુલાબ થવા માટેઃ**—એનાં તેલનું ડુંટી ઉપર ટપકું પાડવું અને જુલાબ બંધ થવા એ તેલ માંકડહાડે (વાંસાની સાટે) ચોપડવું.

---

## ૫૭૧ સોનારવેલ. (મ૦)

આ વેલીનાં પાંત્રા પીંપળાના પાંત્રા જેવાં હોઈ એની પહોળાઇ એક વેંત અને લંબાઇ

સવા વેંત હોય છે. એ વેલાની જાડાઇ હાથની આંગળી જેટલી હોય છે. એનો રંગ રાતો અને ધોળો પણ હોય છે. પ્રથમ એના પાંત્રાનો રંગ રાતો હોઇ પછી લીલો થાય છે. એ પાંત્રા જૂના થઆં પછી તે ઉપર રાતા રંગના ચાંદાં હોય છે. ઉપયોગઃ—(૧) **કોલેરા અને સર્પાદિકનાં વિષ ઉપરઃ**—સોનારવેલીના પાંત્રાંનો રસ પાવો, કિંવા મૂળો પાણીમાં ઘસી કિંવા ચાવી ખવરાવવાં. (૨)**ગર્મીના આજારથી શરીર ઉપર ચાંદીયો થાય છે તે ઉપરઃ**—સોનારવેલીનાં મૂળ સુકવી નિત્ય ગાયનું દુધ ૫ તોલા લેઈ તેમાં ચંદનની પેઠે તે મૂળ ઘસી, તે ઘસેલું સુમારે ૬ માસા પર્યંત દુધમાં મેળવી તેમાં સાકરની ભૂકી ૧ તોલો અને જીરાની ભૂકી બે ગુંજા નાંખી, પ્રત્યેક એકવાર એ પ્રમાણે સેવન કરવાથી, કોઈ પણ પ્રકારની ગર્મી શરીરમાં જામેલી નીકળી જઈ પ્રકૃતિ નિસ્તોષ સુધરે છે. આ ઔષધ ઘણુંજ ઉત્તમ છે પથ્ય કરવી.

---

## ૫૭૨ સોપારી.

સં૦ પૂગ મ૦ (પોફળ). હીં૦ ક૦ સુપારી. ક૦ અડિકે--મારા. તૈ૦ પોકકાયા. ક્રમકસુ. તુ૦ કાંગુ. મલા૦ તા૦ કચુકૂ. પૂગમ્. ફા૦ મોપીલ. અ૦ ફોફિલ. ઇં૦ બિટલનટપામ. લા૦ એરિકા કેટેચ્યુ.

એ ઝાડની ઊંચાઇ ત્રીસ ચાલીસ હાથ હોય છે. એને તાડના જેવી ઝાવલીઓ આવે છે. **સોપારી સંહ્યાદ્રી પર્વતનાં** સર્વ પ્રદેશમાં પાકે છે. પરંતુ **મંગલોર, તાલીચેરી, કોચીન, હુબળી, ગોમંતક, શ્રીવર્ધન, વસઈ** એ ઠેકાણે ઘણી થાય છે. **શ્રીવર્ધનથી** જે ધોળી સોપારી આવે છે. તે ઘણીજ ઊત્કૃષ્ટ છે, સોપારીનું ઝાડ ચીકણું હોય છે, સોપારી છોલી બાફવાથી રાતી સોપારી બને છે, બાફ્યા સિવાય છોલી સુકવેલી હોય તે ધોળી સોપારી થાય છે. અને કુમળી સોપારી બાફવાથી ચીકણી સોપારી થાય છે. સોપારી એકલી અથવા પાનમાં નાંખી ખાય છે. સોપારી તોડવાથી જે રસ નીકળે છે તે લાકડાઓને અને વહાણોને ચોપડે છે. સોપારીઓ બાફ્યા પછી જે પાણી હોય છે તે ઉકાળી ગહઠો કરી રાખે છે, તેને સોપારીના ફુલ કહે છે. સુવાવડી સ્ત્રિયોને માટે મસાલાની સોપારી બનાવે છે તેમાં તેનો સારો ઉપયોગ છે. અડધી સોપારી જેપર આવે છે એવી એક સોપારીની જાત છે. **સોપારી સાધારણ**:—મોહક, તુરી, સ્વાદુ, રૂચ્ય, સારક, મધુર, ગુરૂ, કિંચિત તીખી, પથ્ય, દીપન; અને મુખવૈરસ્ય, ત્રિદોષ, ઉલટી, કલેદ, મલ, કફ, વાયુ, પિત્ત દુર્ગંધ એનો નાશ કરે છે. **લીલી સોપારી**:—અભિષ્પંદી, ગુરૂ, તુરી, શુધ્ધિકારક, સારક; અને દ્રષ્ટિ તથા અગ્નિમાંદ્યકારક; અને મુખમલ, રકતદોષ, પિત્ત, કફ, ઉદરઃ આધ્માન એનો નાશ કરે છે. **સુકી સોપારી**—રૂચિકર, પાચક, રેચક, વાતલ, સ્નિગ્ધ; અને ત્રિદોષ, કંઠરોગ, એનો નાશ કરે છે. પાન સિવાય ઘણી ભક્ષણ કરવાથી પાંડુરોગ, સોજો એને કરે છે. **પાકેલી લીલી સોપારીઃ**—વાતહ, સ્નિગ્ધ, અને ત્રિદોષ નાશક છે. **ચિકણી સોપારી**:—સર્વ દોષ દુર કરે છે. **આંધ્રાય** એટલે તેલંગણમાં થયેલી સોપારીઃ—તુરી, પાક વખતે મધુર, કિંચિત ખાટી, અને કફ, વાયુ, મુખજાડય એની નાશક છે, કોંકણમા **ચૌલ** પ્રાંત છે. ત્યાંની સોપારી અગ્નિદીપક પાચન બલકર, રસાઢય, અને કફ નાશક છે, **રોઠી** એટલે જે મજબુત હોય છે એવી સોપારી—તીખી, તુરી, ઉષ્ણ, અગ્નીદીપન. રૂચિકર, પિત્તલ; અને મલાવષ્ટંભ નાશક છે. **બલગુલી** સોપારી—રૂચિકર, પાચન. દીપન; અને ત્રિદોષ, આમ, મલાષ્વટંભ, મેદ એની નાશક છે. **ચંદાપુરી સોપારી**—રસવખતે મધુર, તીખી, સ્વાદુ, તુરી, રૂચિકર, અગ્નિદીપન, પાચન, કફ એની નાશક છે. **ગુહાગરી** સોપારી— મધુર, તુરી, તીખી, પાચક, દ્રાવક, લઘુ, વિશદ અને મલાવષ્ટંભ, આધ્માનવાયુ; એની નાશક છે. **નેલવતી** સોપારી મધુર, રૂચિકર, કંઠશુધ્ધિકર, લઘુ, પાચન, સારક, કાંતિકર, રસાલ; અને લિદોષ, નાશક છે. **સોપારીના ઝાડનો ચિક**—શીતલ, સંમોહન

ગુરૂ, પાકવખતે ઉષ્ણ, ખારો, ખાટો, પિત્તલ; અને વાયુ નાશક છે. ઉપયોગ—(૧) ઉલટી ઉપર—સોપારીની વીરી ( પ્રત્યેક ઝાવલી 'નીચે જાડા કાગળ જેવો ભાગ હોય છે તે )ની રાખ કરી તે રેશમની અને સુકા લીંબડાની રાખમાં મેળવી તે પાણીમાં કાલવી તેમાં બીજોરાના મુળ ઘસી પાવાં. (૨) ઢોરોને ખાણમાં કીડા લાગવાથી રેચ થાય છે તે ઉપર—સોપારીના ફુલ બારીક કરી તે લોટમા મસળી પાણી નાખી તેનો ગોળો કરી ખવરાવવો. મુત્રાઘાત ઉપર—સોપારીની વીરીની રાખ કરી પાણીમાં કાલવી તેનો બસ્તિ ઉપર લેપ કરવો. (૪) આમવાત ઉપર—સારી સોપારી લેઈ રાત્રે પાણીમાં પલારી રાખી તે સવારે વાટવી અને જુની આંમલીનો જાડો બલક કરી તેમાં તે સોપારી નાખી તે ગળી જવી અને ઉપરાઉપરી ગરમ પાંણીના ઘુંટડા પીવા. આ યોગથી સાફ રેચ થઈ આમવાત દૂર થાય છે. (૫) આધાશિશી ઉપર—અર્ધી સોપારી ઘસી લેપ દેવો. ( ૬ ) વિસર્પ, ચાઠાં એ ઉપર—થંડા પાણીમાં ચીકણી સોપારીનું ચૂર્ણ નાખી તે પાણી નિત્ય ચોપડવું અથવા ચીકણી સોપારી ઘસી ચોપડવી. (૭) કૃમિ ઉપર:—સોપારીનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. (૮) ખસ ઉપર:—સુકાયેલી સોપારી ઉપરની છાલ બાળી તેની કાળી રાખ કરી તલના તેલમાં ખલી ચોપડવી. (૯) ગાલગુમડાં ઉપર:-ચીકણી સોપારી, આમલીના ઠળીયા તથા ગુગળ એ ઉન્હા પાણીમાં ઘસી ગુમડાને દિવસમાં બે ત્રણ વાર લેપ દેવો.

---

## ૫૭૩ સોરંગી. [મ૦ હીં૦]

(સં૦ સુરપુન્નાગ.)

આ વૃક્ષ ઊંડણીનાં જેવું હોઈ પાંત્રા પણ ઊંડણીના જેવાજ હોય છે. એ ઝાડો વિશેષ કરી કોકણ પ્રાંતમાંજ છે. કોકણમાં સોરંગીને "મોઠી ઉંડણ" કહે છે. સોરંગીના ફુલોનો ભરાવો માઘ કે ફાગણ માસમાં થાય છે. એને ઘણો વાસ આવે છે. એ ઝાડ વાવ્યા પછી પાંચ છ વર્ષે ફુલો આવવા માંડે છે. એનું લાકડું ઇમારતના કામમાં ઉપયોગમાં આવે છે. સોરંગીને ફોલ્યા સિવાય કળિયો સુકવી તે દેશાવર રંગને માટે જાય છે એ કળિયોનો રંગ રેશમ, મલમલ વીગેરે ઉંચાં કપડાં રંગવામાં ઘણો જાય છે. સોરંગીનાં ઝાડ કડવાં અને એના ગુણ ઉંડણી કરતાં વધારે છે.

---

## ૫૭૪ સોમવલ્લી [સોમલતા]

(બધી ભાષાઓમાં) લા૦ સારકોસ્ટેમાબ્રેવિસ્ટિમાં.

સોમવલ્લીમાં ન્હાની અને મોટી એવી બે જાતિ છે. એને શુકલ પક્ષમાં ૧૫ પાંત્રા આવે છે. અને તે કૃષ્ણ પક્ષમાં ગરી પડે છે. સોમવલ્લી દેખાવે ખરસાણી જેવી દેખાય છે. એનો રંગ લીલો હોય છે. એને "અપત્રવલ્લિકા" બ્રહ્મી એમ પણ કહે છે. ઋગ્વેદમાં સોમવલ્લીનું મહત્વ ઘણુંજ વર્ણવેલું છે. સોમવલ્લીના રસમાં બુધ્ધિ વધારવાનો ગુણ હોય તે મદિરાના જેવો મદ ઉત્પન્ન કરતી નથી. એના દીંટામાંથી પ્રાચીન કાળમાં એક પ્રકારનું મદ્ય તૈયાર કરતા હતા. સોમવલ્લી તીખી, શીતલ, મધુર, પાચન, રસાયન; અને પિત્ત, દાહ, તરસ, શોષ, ત્રિદોષ, એની નાશક છે. લઘુ સોમવલ્લી જેને મરાઠીમાં રાનશેર કહે છે તે:—રસ, વીર્ય અને વિપાક એમાં ઉપર જેવી જાણવી. ઉપયોગ—(૧) યકૃતવિકાર ઉપર—સોમવલ્લીનું દીંટુ સુકવી તેનું ચૂર્ણ કરી આપવું. (૨) તાવ ઉપર—કુંમળા પાંત્રાનો કાઢો પાવો.

---

## ૫૭૫ હરડે.

સં૦ બં૦ હરિતકી. મ૦ હિરડા. હીં૦ હરડ. ક૦ અણિલેકાયી. તૈ૦ કરકકાય. તા૦ અંકેનં. કુડુમારા. તુ૦ અણિલેમારા. મલા૦ કદુકકામારં. ફા૦ હલિલે. અ૦ એહલીલજ. ઇં૦ માયરોબેલન્સ. લા૦ ટરમિનેલિયા. કેબુલા.

હરડેનાં વૃક્ષ કોકણ અને ગુજરાત એ દેશોમાં ઘણાં થાય છે. એ વૃક્ષ મોટાં મોટાં થાય

છે. એનાં પાંત્રા ધાવડીનાં પાંત્રા જેવાં હોય છે. એનું લાકડું ઇમારતનાં કામના ઉપયોગમાં આવે છે. હરડે રંગના કામમાં આવે છે. જે હરડે કુંમળી લઈ સુકવે છે તેને **બાળહરડે** કહે છે. જે હરડે કઠીણ કુવાડીથી પણ ન ભાંગનારી, જાડી, લાંબી અણીદાર, પાણીમાં બુડનાર, તથા બે કે બે કરતાં વધારે તોલા વજનની હોય છે તેને **સુરવારી** હરડે કહે છે. અસલ **સુરવારી** હરડેની જાતીના ઝાડો ઘણા થોડાં હોય છે. મુંબઈમાં કેટલાક લબાડી વ્યાપારી બનાવટી સુરવારી હરડે કરી વેચે છે. હરડે એ અતિશય ઉપયોગી છે, એ નીચલા વચનથી જાણવામાં આવશે.

**"नास्ति यस्य गृहे माता तस्य माता हरीतकी"**

વૈદ્યશાસ્ત્રમાં હરડેની સાત જાતિ કહેલી છેઃ **વિજ્યા, રોહિણી, પૂતના, અમૃતા, અભયા, જીવંતી** તથા **ચેતકી.** જે તુંબડી જેવી ગોળ હોય છે તે **વિજયા;** સાધારણ ગોલ હોય છે તે **રોહિણી;** જેમાં મોટી આંટી હોઈ જે પાતળી હોય છે તે **પૂતના;** જેની આંટી બારીક હોઇ જે **માંસાળ** હોય છે તે **અમૃતા;** જેનો સુવર્ણ જેવો પીળો રંગ હોય છે તે **જીવંતી;** તથા જેના અંગ ઉપર પાંચ રેષાઓ હોય છે તેને **ચેતકી;** કહે છે. વિજ્યા સર્વ રોગો ઉપર સારી છે. રોહિણી વ્રણરોપક છે; પૂતના લેપના કામમાં ઉત્તમ છે; અમૃતા રેચન આપવામાં ઉત્તમ છે; અભયા નેત્રરોગો ઉપર ઉત્તમ છે. જીવંતી સર્વ રોગ પરિહારક છે. તથા ચેતકી ચૂર્ણના કામમાં ઉત્તમ છે. કાળી અને ધોળી એવી બે જાતિની ચેતકી છે. ધોળી ૬ આંગળ વિસ્તારની હોય છે. અને કાળી એક આંગળ વિસ્તારની હોય છે. કેટલી હરડે ખાવાથી, કેટલીકોનો વાસ લેવાથી, કેટલીકોનો સ્પર્શ કરવાથી, તથા કેટલીકના દર્શનથીજ રેચ થાય છે. મનુષ્ય, પશુ, પક્ષી વગેરે કોઇ પણ પ્રાણી ચેતકીની છાયા નીચે જાય તો તેને તાતકાળ રેચ થવા લાગે છે. ચેતકીને જેટલીવાર હાથમાં પકડે તેટલી વાર સુધી નિશ્ચે રેચ થાયછે. રાજા, સુકુમાર, શકિતક્ષીણ અને જેને ઔષધોથી અરૂચી પ્રાપ્ત થયેલી છે. તેઓને ચેતકીનો રેચ ઘણો સુખકર અને હિત કરનારો છે. હરડેની સાત જાતિમાં વિજયા મુખ્ય છે, કારણ તે સહજ મળી શકે છે. **હરડે:**—રૂક્ષ, ઉષ્ણ. અગ્નિદીપક, બુધ્ધીવર્ધક, મધુર, રસાયન, નેત્રોને હિતકર, આયુષ્યવર્ધક, શરિરમાંના તત્વોની વૃધ્ધી કરનાર, વાયુનું અનુલોમન કરનાર; તથા શ્વાસ કાસ, પ્રમેહ, અર્શ, કોઢ, સોજો, કૃમી, ઉદર, સ્વરભંગ, મલબધ્ધ, વિષમજ્વર, ગુલ્મ, આધમાન, તૃષા, સર્દી, હેડકી, કંડુ (ખરજ), હૃદ્રોગ, કમળો, શુળ, પ્લીહા, યકૃત્, મુત્રકૃચ્છ્ર, મુત્રાઘાત, એની નાશ કરનારી છે. હરડેમાં મધુર, તીખો અને કષાંય એ રસ હોવાથી તે પીતનો નાશ કરે છે; તીખો, કડવો અને કષાય એ રસ હોવાથી કફ નાશ કરે છે; તથા મધુર અને ખાટા રસના યોગે વાયુનો નાશ કરે છે. હરડેની મજ્જામાં મધુર રસ, શિરામાં ખાટો રસ, દીંટામાં તીખો રસ, છાલમાં કડવો રસ, તથા ગોટલીમાં કષાય (તુરો) રસ છે. હરડે ચાવી ખાવાથી અગ્નિ પ્રદીપ્ત કરે છે. ચૂર્ણ કરી ખાવાથી રેચ કરનારી થાય છે. પકવી ખાવાથી મલસ્તંભક થાય છે; અને શેકી ખાધેલી હરડે ત્રિદોષશામક છે. ભોજન સાથે હરડે ખાવામાં આવે તો બુધ્ધિ બળ અને ઇંદ્રિયો એને તેજ આવે છે; વાત, પિત્ત કફ એનો નાશ થાય છે; મલશુધ્ધિ થાય છે. જમ્યા પછી હરડે ખાયતો વાત, પિત્ત, કફ, એથી થયેલી પીડા દુર થાય છે. હરડે, સીંધવ સાથે ખાવાથી તે કફનો નાશ કરે છે; સાકર સાથે ખાવાથી પિત્તનો નાશ કરે છે. ઘીની સાથે ખાવાથી વાયુ રોગનો નાશ કરે છે; તથા ગોળ સાથે ખાવાથી સર્વ રોગનો નાશ કરે છે. હરડે ગ્રીષ્મ રૂતુમાં ગોળમાં, વર્ષારૂતુમાં સીંધવમાં, શરદ રૂતુમાં સાકર સાથે, હેમંત રૂતુમાં સુંઠ સાથે, શિશીર રૂતુમાં પીંપર સાથે, અને વસંત રૂતુમાં મધ સાથે ખાવાથી તે હીતકારક છે. **હરડેનો નિષેધ:**—ચાલવાનાં શ્રમ કરેલો, દુર્બલ, કૃશ, ઘણી તરસ લાગનાર, લંઘન કીધેલો, હનુસ્થંભ થયેલા, ગળુ પકડાઇ ગયેલા, શોષ યુકત, નવજ્વરી, ગભણી અને રકત કાઢેલા એવા માણસને હરડે આપવી નહીં. **હરડાંનાં**

**બીજનાં મગજ**:—ચક્ષુષ્ય,ગુરૂ; અને વાયુ, પિત્ત એનો નાશ કરે છે. **ત્રિફળાં**(હરડાં, બહેડાં, આંબળાં):—દીપન, રૂચીકર, ચક્ષુને હિતાવહ, રસાયન, વયસ્થાપક, વૃષ્ય, સારક, હૃધ, બલકર, અને પિત્ત, કફ, ત્રિદોષ, કોડ, મેહ, નેત્ર રોગ, રકતદોષ, મેદ, કલેદ, જ્વર, વિષમ જ્વર એનો નાશ કરે છે. **ઉપયોગઃ— (૧) વાતરકત ઉપરઃ**—સુરવારી હરડાંનું અથવા બાળ હરીતકીનું ચુર્ણ ગોળમાં મેળવી ગોળી કરી આપવી. (૨) **દમ અને ઊચકી** (હેડકી) **એ ઉપર**;—હરીતકી અને સુંઠ એનો કલ્ક કરી તે ગરમ પાણીમાં પ્રાશન કરવાથી દમ અને ઉચકી એ શાંત થાય છે. (૩] **આંબ ઉપર**—હરડાં સુંઠ ગોળ, એ સમભાગ લેઇ તેમાં સમાય તેટલે લીમડાનો રસ નાંખી ગોળી ખાવી; અથવા એ ત્રણ બાળ હરીતકી નવટાંક ગાયના દુધમાં ઘસી પાવી. (૪) **કદી કોઈપણ રોગ ન થવા માટેઃ**—સંધ્યાકાળે સુઇ રહેતી વખતે બે હરડાની ભુકી ખાઇ ઉપર ગરમ કરેલું પાશેર દુધ પીવું આ ઔષધ અઠવાડીયામાં એક વખત પણ આપવું. **(૫)પીત્તથી શરીર ક્ષીણ થાયતો તે ઉપરઃ**—હરડાંનું દળએ પૈસાભાર ખાંડી સંધ્યાકાળે ગાયની છાશમાં પલારી રાખવાં તથા સવારે તે છાશ પાવી. એ પ્રમાણે ત્રણ ચાર વાર કરવું. રેચ થાય તો ઉતાર ઘી અને ભાત. (૬) **આમ્લપિત્ત ઉપરઃ**—હરીતકી ૧, દરાખ ૧ અને સાકર ૨ ભાગ એની ગોળીઓ તોલા ભારની કરી સાંજ સવાર એક એક ગોળી ખવરાવવી. (૭) **આંખો આવે છે તે ઉપરઃ**—હરડે અને ફટકડી પાણીમાં ઘસી અંજન કરવું. **પાંડુરોગ ઉપર** હરીતકીનું ચૂર્ણ ૩ માસા, મધ એક પૈસાભાર અને ઘી બે પૈસાભાર મેળવી પાવું. અથવા હરીતકી, ગોમૂત્રમાં ૨૧ દિવસ પલારી રાખી તેમાંથી એકેક ભક્ષણ કરવી. (૯) **બાળકને આંકડી આવે છે તે ઉપરઃ**—મોટી હરડે ઘસી ચોપડવી. એનાથી શમન ન થાય તો હરડાં આંબળકંટી અને સાકરમાં ઘસી અંજન કરવું. (૧૦) **મૂર્છા ઉપરઃ**—બાળ હરીતકીનો કાઢો ઘી નાખી પાવો. **(૧૧) પિત્ત ગુલ્મ ઉપર**—હરીતકી અને દ્રાક્ષ એનો કાઢો ગોળ નાંખી પાવો. (૧૨) **શ્લીપદ** ( પગ કિંવા હાથ મોટા થવા તે) **રોગ ઉપરઃ**—હરીતકી એરંડતેલમાં તળી ચૂર્ણ કરી તે ગોમૂત્રમાં આપલી. **(૧૩) બાળકને તાળવું પડે છે તે ઉપરઃ**—હરડાં, વજ, કોષ્ટ એનો કલ્ક કરી તેમાં મધ નાખી તે માતાના દૂધમાં પાવો; એટલે તાલુકંટનો નાશ કરે છે. (૧૪) **ઓકારી વગેરે ઉપરઃ**—હરડાંનું ચૂર્ણ મધમાં આપવું. એટલે કફ, રક્તપિત્ત, શૂળ અને અતિસાર એનો નાશ થાય છે. (૧૫) **અજીર્ણ ઉપરઃ**—સુરવારી હરડાંનું દળ અને સુંઠ એ સમભાગ લેઇ ચૂર્ણ કરી ગોળમાં કાલવી પાણીમાં પાવું. એથી કરી ઘણા દિવસનું અજીર્ણ દુર થાય છે. અને ક્ષુધાની વૃદ્ધિ થઇ અન્ન પાચન થાય છે. (૧૬) **બધ્ધકોષ્ઠ એટલે શૌચ** ( ઝાડો ) **સાફ ન થતો હોય તે ઉપરઃ**—બાળહરડાં, મીંઢીઆવળ, વરીયાળી અને સંચળ એનું ચૂર્ણ ગરમ પાણી સાથે પાવું. **(૧૭) નાના બાળકને રેચ થવા માટેઃ**— સુરવારી હરડાં થંડા પાણીમાં ઘસી ત્રણ માસાથી એક તોલા પર્યંત પાણીમાં નાખી પાવું. (૧૮) **ગર્મીના ચાંદાં, વ્રણ ઇત્યાદિ ઉપરઃ**— ત્રિફળાં ( હરડાં, બહેડાં, આબળાં ) લોઢાની કઢાઇમાં બાળી રાખ કરી તે રાખ મધમાં ખલી ચોપડવી. એટલે વ્રણ જલદી ભરાઈ આવે છે. (**૧૯ સર્વ પ્રકારના પ્રમેહ ઉપરઃ**— ત્રિફળાંનું ચૂર્ણ હળદર અને સાકર નાખી આપવું. (૨૦) **શનૈર્મેહ ઉપરઃ**—ત્રિફળાં અને ગળો એનો કાઢો પાવો. **(૨૧) સુખજુલાબઃ**— બાળહરડાં, દીંટું કાઢેલી ગુલાબકળી, અને મીઢીઆવળ એ સમભાગ ચૂર્ણ કરી રાત્રે કોકરવરણા પાણીમાં પલારી રાખી ત્રણ માસા આપવું; એટલે પ્રાતઃકાળે જુલાબ થઈ કોઠામાંની ગરમી વગેરે દૂર થાય છે. **(૨૨) અંડવૃદ્ધિ ઉપરઃ**—બાળહરડાંનું ચૂર્ણ ગોમૂત્રમાં અથવા એરંડતેલમાં સવારે આપવું. અથવા ત્રિફળાં દુધમાં આપવાં. **(૨૩) કાસ, શ્વાસ ઉપરઃ**— હરડાં, બહેડાં એનું ચૂર્ણ મધમાં આપવું. **(૨૪) શૂળ ઉપરઃ**—હરીતકીનું ચૂર્ણ ગોળ અને ઘી

એમાં પાવું. **(૨૫) મેદારોગ ઉપરઃ**—ત્રિફળાંનો કાઢો મધ નાખી પાવો. **(૨૬) સર્વ નેત્રરોગો ઉપરઃ**—ત્રિફળાંનો કાઢો કરી તેણે કરી નેત્ર ધોવાં અથવાં ત્રિફળાનું ચૂર્ણ, રાત્રે મધ અને ઘીમાં આપવું; કિંવા ત્રિફળાં ઘસી મહીનામાં ચાર પાંચ વર અંજન કરવું, એટલે નેત્રોને વિકાર કદી પણ થતો નથી અને દૃષ્ટિ નિર્મળ રહે છે. **(૨૭) પથરી વીગેરે ઉપરઃ**—બાળ હરીતકી અને રગતરોહડો એનો કાઢો, પીંપરનું ચૂર્ણ અને જવખાર, કિંવા હિંગ, બીડલોણ અને સીંધવ મેળવી પાવો. તેથી કરી પથરી, યકૃત, ગુલ્મ એ દૂર થાય છે. **(૨૮) વૃષણના સોજા ઉપરઃ**— ત્રિફળાના કાઢામાં ગોમૂત્ર નાખી પાવું. **(૨૯) ભગંદર રોગ ઉપરઃ**—ત્રિફળાં અને ખેરછાલ એનો કાઢો ભેંશનું ઘી અને વાવડિંગનું ચૂર્ણ નાંખી પાવો. **(૩૦) મલશુદ્ધિ થવા માટેઃ**—બાળહરીતકી એરંડ તેલમાં તળી ભૂકી કરવી અને તેમાં તેટલીજ સંચળની ભૂકી મેળવી તે ગરમ પાણીમાં નાંખી પાવી. **(૩૧) બાળકને આયનેર થાય છે તે ઉપરઃ**—સુરવારી હરડાં અને તજ એ થંડા પાણીમાં ઘસી વયપ્રમાણે વિચારપૂર્વક પાવું. **(૩૨) આમ્લપિત્ત ઉપર**—હરડાંદળ અને ગજપીપર એ સમભાગ લેઇ બારીક ભૂકી કરી જેટલાં તે ઔષધો લીધેલાં હોય તેટલોજ તેમાં ગોળ મેળવી મોટી સોપારી જેવડી ગોળીઓ કરી રાખવી, તથા નિત્ય પ્રાતઃકાળે એક અને સાયંકાળે એક એ પ્રમાણે ગોળી આપતાં જવું. એ યોગથી અગ્નિનું દીપન થઇ કફ અને પિત્ત એ બન્ને વિકાર શમન થાય છે. **(૩૩) સંધિગત સન્નિપાત ( સાંધે સાંધે સોજો અને શૂળ શરીરમાં વાયુતિ પીડા, નિરંતર અંગ પાકયા જેવું દુઃખે છે, નિદ્રા નાશ એ લક્ષણો થાય છે તે ) ઉપર**—ત્રિફળાનો કાઢો મધ નાખી પાવો. **(૩૪) ત્રિફળા ચૂર્ણ પ્રમેહાદિક વિકાર ઉપર**—હરડાં, બેહેડાં, આંવળકંડી એ ત્રણ ઔષધો સમભાગ લેઈ ચૂર્ણ કરવું. એને ત્રિફળાં કહે છે. એ ત્રિફળાં ખાવાથી પ્રમેહ, સોજો, વિષમજ્વર, કફ, પિત્ત અને કોડ એ દુર થાય છે, અગ્નિપ્રદીપ્ત થાય છે. આ ત્રિફળાં રસાયની છે. ઘી અને મધ એમાં ત્રિફળાં મેળવી ખાવાથી સર્વ નેત્રરોગ દુર થાય છે. **(૩૫) પરસેવો ન આવવા માટે**—હરીતકી પાણીમાં વાટી શરીરે ચોળવી, અને સ્નાન કરવું એટલે પરસેવો વળશે નહિ. **(૩૬) સર્વ પ્રકારની મસ્તકશૂળ ઉપર**—ત્રિફળાં, કરિયાતુ, હળદર, કડવો લીંબડો, ગળો, એનો કાઢો કરી તેમાં ષષ્ઠાંશ ગોળ નાંખી પાવો; એટલે ભ્રુકુટિ આંખ, કાન; એ ઠેકાણાની શૂળ ત્વરીત બંધ થાય છે. તથા આદ્ધાશીશી સૂર્યાવર્ત, શંખક, દંતશૂળ, રતાંધળો નેત્રશૂળ એનો પણ જલદીથી નાશ થાય છે. **(૩૭) અંતક સન્નિપાત ઉપર પથ્યાદિકાઢો**—હરડાં, અરડુસી, કાળશા દેવદાર, કડુ, રાસ્ના, ગળો અને કોષ્ટકોળિંજન એનો કાઢો, ઉપદ્રવસહિત પુરૂષને "અંતકજ્વરથી" મુકત કરે છે. **(૩૮) ઉધરસ આવી લોહી પડે છે તે, વિસર્પ શ્વાસ, ઉલટી એ ઉપર હરીતકી એનું ચુર્ણ, તેલ, ઘી, કિંવા મધ એમાં આપવું.** **(૩૯) શીતજ્વર ઉપરઃ**—હરીતકી અને ઇંદ્રજવ એનું એક તોલો ચુર્ણ ગોળમાં ભક્ષણ કરવાથી તાતકાળ શીતજ્વરનો નાશ કરશે. **(૪૦) ત્રિદોષ, આમાતિસાર, આનાહ, વિબંધ અને વિષુચિકા એ ઉપરઃ**—હરડાં, સુંઠ, નાગરમોથ અને ગોળ એના સમ ભાગ ઔષધની ગોળી કરી આપવી. **(૪૧) આમવાત, અંડવૃદ્ધી, અને ગૃધ્રસી ઉપરઃ**—એરંડ તેલમાં હરીતકી ખાવી. **(૪૨) સોજો, પ્રમેહ, નાડીવ્રણ, ભગંદર એ ઉપરઃ**—ત્રિફળાંનો કાઢો ભેસનું ઘી નાખી પાવો. **(૪૩) અંતર્વૃદ્ધિ, ઉપરઃ**—હરડાં, સીંધવ, ધાવડીનાં ફુલો, એનું ચુર્ણ મધ અને ઘી એમાં આપવું. **(૪૪) અજીર્ણ, ગુલ્મ, વાત, ઉદર, ઈત્યાદી સર્વ રોગ ઉપરઃ**—લીંબુના રસમાં સીંધવ અને સંચળ નાંખી તેમાં બાળ હરડા પલાળી રાખવાં અને તે સુકાયા પછી સેવન કરવા. **(૪૫) ફુલ, છારી, આંખો આવવી ઈત્યાદી નેત્ર રોગ ઉપરઃ**—સુરવારી હરડાં, અને સાકર એ

પાણીમાં ઘસી આંખમાં આંજવા. (૪૬) **માખી ભમરી વગેરેના દંશ ઉપરઃ**—રાફડાની માટી તથા ત્રિફળાં એનો ગોમુત્રમાં લેપ કરવો.

---

## ૫૭૬ હરણસુરી.

આ ઝાડ નાનાં જમીન ઉપર પસરેલાં હોય છે. એનાં પાંત્રા કાત્રાદાર હોઈ બારીક હોય છે. આ ઝાડો હરણને ઘણાં સારા લાગે છે. માટે આ ઝાડને "હરણસુરી નામ આપેલું છે. હરણસુરી એ પૌષ્ટીક છે **ઉપયોગઃ—(૧) ધાતુક્ષય ઉપરઃ**— હરણસુરીનાં ઝાડનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તે પા તોલો, પાશેર દુધ અને એ તોલા સાકર એકત્ર કરી દરરોજ સવારનાં પાવું દિવસ ૭. **(૨) પ્રમેહ, ધાતુવીકાર, એ દુર થઈ પુષ્ટતા આવવા માટે;**—હરણસુરી દુધસાં વાટી સાકર નાંખી ૧૪ દિવસ સુધી પાવી.

---

## ૫૭૭ હરણવેલ (ખરખોડી)

સં૦ હેમજીવંતીકા. મ૦ સોન--હરણ--વેલ હીં૦ પીલી--સુનહરી--જીવંતી. બં૦ સ્વર્ણ જીવંતી ક૦ હોવણદહોલ લા૦ ડ્રેજીઆ. વોલ્યુ બિલીસ્.

આ વેલાનો પુષ્કળ વિસ્તાર હોય છે. હરણવેલીના પાંત્રા રતાળુના વેલા જેવાં હોય છે. એને જે કળીઓ આવે છે તેમાંથી રેશમ જેવું પુષ્કળ રૂ નીકળે છે. હરણવેલીની ભાજી થાય છે. **લઘુ અને મોટી હરણવેલઃ**—શીતલ, સ્વાદુ, મધુર, સ્નિગ્ધ, રસાયન, બલકર, ચક્ષુષ્ય ગ્રાહક, લઘુ, ધાતુવર્ધક, વ્રષ્ય, કફકર, પારબંધક, અને રકતપીન્ત, વાયુ, ક્ષય, જ્વર, દાહ, ત્રિદોષ નેત્રરોગ, રકતપિન્ત, રકતદોષ, ભૂતબાધા, એનો નાશ કરે છે. **એનાં ફળઃ**—મધુર ધાતુ વર્ધક અને ગુરૂ છે. **સોન હરણવેલઃ**—નેત્રોને હિતાવહ, મધુર બલકર, પુષ્ટીકર, શીતલ, અને વાયુ પિન્ત, દાહ, રકતદોષ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ધાતુપુષ્ટતાને માટે;**—હરણવેલીનો પાલો વાટી દુધમાં પાવો.

---

## ૫૭૮ હળદર.

સં૦ બં૦ હરિદ્રા હિં૦ હરદી ક૦ અરપણુ તૈ૦ પાસુપુ તા૦ મંચલકાંચની તુ૦ મંજલડાઈ મલા૦ મન્નલ ફા૦ જરદચોબ અ૦ ઉરૂકુરશુકર ઇં૦ ટરમેરિક લા૦ કરકયુમાલોંમા.

હળદરનાં ઝાડવાં કેડ સુધી વધે છે. એ કદેળીના ઝાડ તથા પાંત્રા કદળી જેવાં અને તેટલાંજ પહોળાં હોય છે. જમીનમાં આદુની પેઠે જ વાવે છે. અને આદાની પેઠેજ કાઢે છે. હળદરનાં ગાંઠીઆનો પીળો રંગ હોય છે. પાંતાને હળદરના જેવોજ વાસ આવે છે. હળદરનો રસોઈ, શાક વીગેરેમાં તથા બીજા પુષ્કળ પદાર્થોમાં ઉપયોગ છે. હળદરના અંગે લોહી શુધ્ધ કરવાનો છે. હળદરનું ચંદન કરવાના રવા કરે છે. અને તેમાંથી કંકુ પણ થાય છે. એવાં એના અનેક ઉપયોગ થાય છે, **હળદરઃ**—તીખી, કડવી, ઉષ્ણ, દેહનો વર્ણ કરનારી, સ્ત્રિયોનું પ્રિય, રૂક્ષ, શોધન; અને કફ, વાયુ, રકતદોષ, કોઢ, પ્રમેહ, કંડુ, વ્રણ, ત્વદોષ, સોજો. પાંડુરોગ, વિષ, કૃમિ, પીનસ, અરૂચિ, પિત્ત, અપચી એનો નાશ કરે છે, **કપુરી હળદરઃ**—શીતલ, વાતલ, મધુર. કડવી, સ્વાદુ, વૃષ્ય; અને પિત્ત, સર્વ પ્રકારની ખરજ એનો નાશ કરે છે. **રાનહળદરઃ**—તીખી, મધુર, રૂચિકર, કડવી, અગ્નિદીપક; અને કોઢ, વાયુ, ત્રિદોષ, રકતપિત્ત, વિષ, ઉચકી, શ્વાસ, કાસ એનો નાશ કરે છે. **ઉપયોગઃ—(૧) ઉધરસ ઉપરઃ**—ઉંધવાની વખતે હળદર શેકી તે ચાવી ખાવી. **(૨) શ્લીપદ** (પગ કિંવા હાથ મોટા થવા તે) **રોગ ઉપરઃ**—હળદરનું ચૂર્ણ અને ગોળ ગોમૂત્રમાં મેળવી પાવું; એટલે એક વર્ષનો શ્લીપદ હશે તોપણ તે દુર થઈ ખસ, કોઢ, એનો નાશ થાય છે. **(૩) મૂળવ્યાધિ ઉપરઃ**—હળદર તુવેરની દાળમાં બાફી છાયાશુષ્ક કરવી. પછી ગાયના ઘીમાં ઘસી મૂળ ઉપર લેપ દેવો એટલે મૂળ નરમ પડી સણકા તાબડતોબ બંધ થાય છે. **(૪) સર્વ પ્રકારના નેત્રરોગ તથા અહીરા ઉપરઃ**—ઉપલા ગાંઠીઆ પાણીમાં ઘસી દિવસમાં બે

વાર સૂર્યાસ્ત પહેલાં અંજન કરવું એટલે ઝાંખ અને રતાશ એનો નાશ થાય છે. (૫) **સ્તનરોગ ઉપર**:—હળદર અને લોદર એનો પાણીમાં ઘસી સ્તનઉપર લેપ કરવો. અથવા હળદર તથા કુવારનાં મૂળ પાણીમાં ઘસી લેપ દેવો. **આંખનો ભાગ લાલ થઇ બળતરા થાય છે તે ઉપર**:—હળદર, ફટકડી અને આમલીના પાંદડાં એ સમભાગ વાટી તેની થેપલી કરવી, અને ગરમ કરી તેથી આંખો શેકવી. પછી આંખની આસપાસ હળદર અને ફટકડીનો લેપ દેવો. (૭) **મુળવ્યાધિ ઉપર**:—હળદર શેકી તેની ભૂકી કુંવેરના ગર્ભમાં મેળવી તે ખાવું. દિવસ ૭. (૮) **બાળકના સસણી રોગ ઉપર**;—ગરમ કરેલા દુધમાં હળદરનું ચૂર્ણ નાંખી તે પાવું (૧૦) **સસણી રોગ ઉપર**:—હળદર અને ગોરોચન પાનના રસમાં પાવું (૧૧ **સ્વરભેદ ઉપર**:—રાત્રે કાઢેલા દુધમાં ચપટી હળદર નાખી પીવું (૧૨) **વિષમેહ ઉપર**—હળદર અને દારૂહળદર એનો કાઢો પાવો. (૧૩) **મૂર્ચ્છા ઉપર**—હળદર અને સાકર પાણીમાં નાંખી પાવાં (૧૪) **મુતરખડા ઉપર**:—કાંજીમાં હળદર અને ગોળ નાંખી પાવો. (૧૫) **કફરોગ ઉપર**—ગોમૂત્રમાં હળદર નાંખી પીવી. (૧૬) **નેત્ર રોગ ઉપર**—બકરીના માખણમાં હળદરનો ગાંઠીઓ ઘસી એક સળીની અણીવડે તે અડદ જેટલું નાકની પાસેના આંખના ખુણામાં નાખવું (૧૭) **નાના બાળકને કાંટા આવે છે તે ઉપર**:—થંડા પાણીમાં હળદરનો ગાંઠીઓ ઘસી માખણ મેળવવું અને મિશ્રણ, બન્ને ખુણા ઉપર અને ગળાની નીચે પીઠના હડકા ઉપર બન્ને કાન આગળના ગાલફોરાં ઉપર ચોળવાથી કાંટાં બાહેર આવે છે. અને વિકાર કમી થાય છે. એ પ્રમાણે ૩ દિવસ બે વખત પાવું. (૧૮)**વીંછીના વિષ ઉપર**—હળદરની ભૂકી અંગારા પર નાખી. દંસ્થાનને ધુણી દેવી; અને ચલમમાં નાખી તમાકુ પ્રમાણે ધુંણી પીવી. (૧૯) **દુર્જલ જ્વર ઉપર**—હળદર અને જવખાર એનું ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પાવું (૨૦) **કમળી ઉપર**—હળદરનું ચૂર્ણ ૧ તોલો અને દહીં ૪ તોલા એ પ્રાતઃકાળે સેવન કરવું. (૨૧) **પરસામાં ખડો બંધાઇ જાય તો**—બકરીનાં મૂત્રમાં હળદર નાંખી પાવી. (૨૨) **વાળા ઉપર**—પુરૂષના મૂત્રમાં હળદરવાટી લેપ દેવે.

---

## ૫૭૯ હંસરાજ

સં૦ હીં૦ સપાદી. મ૦ લાલહંલાજાળુ. બં૦ ગોયાલેલતા. ક૦ નવિલડી. તા૦ શેરૂપ્પાદી. ફા૦ પરસ્યાઉશાન. અ૦ શારૂલજીનશા. અર્દ. ઈં૦ મેડનહેઅર. લા૦ એડીએંટમલ્યુન્યુલેટમ્.

રાતી રીસામણીના ઝાડવાને **હંસપાદી કે હંસરાજ કહે છે. હંસરાજ**—તીખુ, ઉષ્ણ, રસાયન; અને વિષ દોષ, ભૂતબાધા, ભ્રમ, અપસ્માર, એનો નાશ કરે છે. **ઉપયોગ—વિંછીના વિષ ઉપર**—હંસરાજનાં મૂળી રવિવારે પ્રાતઃકાળે કાઢી તે મોંમાં રાખવાં તથા કાનમાં ફુંક મારવી.

---

## ૫૮૦ હાડશાંખળ.

(સં. અસ્થિસંહારી. મ૦ હાડસંધી. હિં. હારસિંગાર.)

હાડસાંખળનાં "**ગ્રંથિમાન, અસ્થિસંહાવરી, જરાંગી, અસ્થિશૃંખલાલિકા, અસ્થિસંહારક, એસ્થિસંધાનજનની, અસ્થિસંધિ, વજ્રવલ્લરી,**" આ વેલાનો વિસ્તાર ઘણો થાય છે. એના વેલાની જાડાઈ ચોધારી કાંડવેલ કરતાં વધારે હોય છે. નિઘંટપ્રકાશકાર "તિધારી કાંડવેલ" નેજ હાડસાંખળ કહે છે. એ વેલાનો ફાંટો કુંડમાં વાવી તે વેલો ઝાડ ઉપર ચઢાવવાથી તેનો વિસ્તાર બહુ મોટો થાય છે. થાણામાં આ વેલા ઘણાજ ઠેકાણે વાવેલા નજરે પડે છે. આવા વિલક્ષણ પ્રભાવનો વેલો વાવવાની રીતી પહેલાંના લોકમાં ઘણી હતી. પરંતુ હમણાનાં કાળમાં પરદેશી વિદ્યાના પ્રસાર વડે એ રીવાજનો નાશ થઇ, એવા વિલક્ષણ વનસ્પિને બદલે નિરર્થક વિલાયતી ઝાડોની માત્ર ઉપાસના કરવામાં લોકોનું લક્ષ ઘણું વીંધાઇ ગયું છે એ કાલમહાત્મ્યજ કહેવું જોઇએ. **હાડસાંકળઃ**—લઘુ, સારક, રૂક્ષ, અગ્નિદીપક,

ઉષ્ણ, મધુર, અસ્થિસંધાનકારક, અને કરમ, હરશ, વાત, કફ, એનો નાશ કરનારી છે. **ઉપયોગ—(૧) અસ્થિભંગ ઉપર**:—હાડસાંકળ ખાંડી ત્રણ દિવસ ભાંગેલા હાડકા ઉપર બાંધવી. ત્રિધારી કાંડવેલ ન મળે તો ચોધારી કાંડવેલ લેવી. ઢોરોને માટે પણ એજ ઉપાય કરવો. (૨) **સર્વ વાત રોગ ઉપર**:—હાડસાંખળની ઉપલી છાલ કાઢી તેનું ચૂર્ણ કરી અડદની દાળના લોટમાં મેળવી તલના તેલનાં તેનાં વડાં કરી ખાવાં. એટલે ધાતરોગનો નાશ થાય છે.

---

## ૫૮૧ હાડસંધી.

[સં. સંધિની.]

**હાડસંધી** એ વૃક્ષ ઉપર વાંદાની પેઠે થાય છે. એ ખરસાંડીની પેઠે કાંડયુકત હોઇ લીલી હોય છે. એ દૂરથી ખરસાંડણીના જેવી દેખાય છે. બે બે આંગળ ઉપર એને ચપટી ડીરીઓ હોય છે. એનો પુષ્કળ વિસ્તાર છે. કોકણમાં એની ઉત્પત્તિ ઘણી થાય છે. એને મરી જેવડાં અને રંગે મોતી જેવાં ગોળ ફળો છે. એ ફળો મીઠાં લાગે છે. બાળકો એ ફળો મોટા પ્રેમથી ખાય છે. એના પાંલાં સમુળગાં આવતા નથી. ધામના ઝાડ ઉપરની હાડસંધી વધારે ગુણવાળી છે. **ઉપયોગ—(૧) અસ્થિભંગ ઉપર**—હાડસંધી લાવી લગાર કચરી ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી, એટલે ભાંગેલું હાડકું સારૂ થાય છે. અથવા હાડસંધી તથા રગતરોહિડાની છાલ કચરી હાડકા ઉપર બાંધવી, ઢોરોને પણ આજ ઉપચાર કરવો તથા તેઓને ચારામાં હાડસંધિ ખવરાવવી. **(૨) વાળા ઉપર**—હાડસંધી બારીક કચરી તેનો પાટો બાંધવો. **(૩) સંધિવાત ઉપર**—હાડસંધિ સુંઠ મરી, પીપર, પીપળીમૂળ, હરડાં બહેડાં પાંવળ કંટી, તજ એનો કાઢો પાવો; એટલે સંધિવાત ત્વરિત દુર થાય છે.

---

## ૫૮૨ હાશા.

**સં૦** વિકંટક. મ૦ હાશી. હીં૦ હશીઆ. ક૦ મોલગુ.

એ ઝાડ ઘણું મોટું થતું નથી. એનાં પાંલા ચાર આંગળ પહોળા હોઇ લાંબાં હોય છે. એને બોર જેવડાં ફળો આવે છે. એ ફળને પુષ્કળ મુખો હોય છે. એ ઝાડો **કોકણમાં અને** દેશાવર પણ પુષ્કળ થાય છે. એના મૂલમાં પીળો રંગ હોય છે. તે પીળા રંગમાં વસ્ત્રો રંગે છે. **હાશાવૃક્ષ**—તુરૂં તીખું, રૂક્ષ, રૂચિપ્રદ, અગ્નિદીપક, વસ્ત્રરંજન, અને કફ, નાશક છે. **ઉપયોગ—(૧) વ્રણ પાકવા માટે**—હશિયા ફળોનો લેપ કરવો, એટલે વ્રણ પાકી ફુટે છે. **(૨) વ્રણ બેસી જવા માટે**—નવા વ્રણની ગાંઠ ઉપર હશિયાનો કુમળો પાલો બારીક વાટી અર્ધી આંગળ જાડાઇનો લેપ કરવો. અને તે ઉપર વારંવાર ભીનું કપડું ફેરવતા જવું. એટલે ગાંઠ બેસે છે. **(૩) પ્રમેહ (પરમા) ઉપર**— હશિયાનાં મૂળો અથવા લાકડું રાત્રે રાખી સવારે ગાળી તેમાં જીરૂં અને સાકર નાખી ૭ દિવસ પાવું. એટલે પ્રમેહ બંધ થાય છે.

---

## ૫૮૩ હીંગ

સં૦ બં૦ હીંગુ મ૦ હીં૦ હીંગ ક૦ હિંગલદ૦ ઇંગીન તૈ૦ ઇંગુવા તા૦ પોરૂંગાયં તુ૦ ઈંગુ મલા૦ પેરૂકાયં ફા૦ દર્ખતે અંગુઝ ખાલીસૂ અ૦હિલતી--ત-સ ઈં૦ આસ્સા ફોટિડા લા૦ ફેરૂલાનાર્થેકસ.

હિંગના ઝાડો **હિરાત, ખોરાસન અને બલ્ક એ પ્રાંતોમાં** થાય છે. અનાં પાંત્રાથી કંદને (મુળને) ટાચા મારી જે દુધ (રસ) કાઢવામાં આવે છે તેને હીંગ કહે છે. ત્યાંથી એ **પંજાબમાં તથા મુંબઈમાં આવે છે.** હીંગનો આ દેશમાં અતિશય ખપ થાય છે. એને આપણા દેશમાં **"વઘારણી"** પણ કહે છે. હીંગ એ અનેક રોગનાશક છે **હિંગઃ**—તીખી, હૃદ્ય, ઉષ્ણ, પિત્તલ, સારક, રકતદુષક, કડવી, પાચક, રૂચીકર, તીક્ષ્ણ, અગ્નિદીપક, સ્નિગ્ધ, અને મલસ્તંભ, **આનાહ,** આધ્માન, શુળ, ગુલ્મ, અજીર્ણ, ઉદર, દમ, ઉધરસ, કરમ, કફ, વાયુ, હદ્રોગ, એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧)અજીર્ણ અને વાયુના ગોળા ઉપર**—હીંગની ચણા

જેવડી ગોળી કરી ગળાવવી. (૨) **જનાવરની ચાંદિમાં કીડા પડે છે તે ઉપર**—ક્ષતમાં હીંગ ભરવી. (૩) **અપસ્માર ઉપર**—ઘી, સીંધવ અને હીંગ એકેક તોલો લેઈ બાર તોલા ગોમુત્ર માં નાંખી બાફવું. મુત્ર બળી જાય એટલે ઘી સિદ્ધ થયું એમ સમજવું. તે ઘી પ્રકૃતી જોઇ પાવું. (૪) **ઉચકી** (હેડકી) **ઉપર**—ધુમાડી રહિત અંગારા ઉપર હીંગ અને અડદ એનું ચુર્ણ નાખી તેની ધુંવાડી પ્રાશન કરવી. (૫) **અફીણ ઉપર ઉતાર**—હીંગ પાણીમાં અથવા છાશ માં મેળવી તે પાવી (૬) **પેટમાં શુળ થતી હોય તે ઉપર**—ઘોડાના અથવા ઘેટાના લિંડી નો રસ ૬ માસા કાઢી તેમા ૧ માસો હીંગ નાંખી તે રસ પાવો. (૭) **પેટમાં શુળ આવતી હોય તે ઉપર**—હીંગ માસા ત્રણ, કોષ્ટ માસા ત્રણ, વાવડીંગ માસા ત્રણ, એ સર્વ એકત્ર કરી બે તોલા ગરમ પાણીમાં નાંખી પાવું. (૮) **ચોથીઆ તાવ ઉપર**—હીંગ અને જુનું ઘી એકઠું કરી તાવ આવે તે વખતે નાકમાં નાંખવું. (૯) **ખુપરા ઉપર**—હીંગ દહીમાં મેળવી ખુપરા ઉપર ચોળવી. (૧૦) **હીંગાષ્ટક ચુર્ણ અજીર્ણાદીક ઉપર**—સુંઠ, મરી, પીપર, અજમો, સીંધવ, જીરૂ, શહાંજીરૂ, અને શેકેલી હીંગ એ સમભાગ લેઈ તેનું ચુર્ણ કરવું અને તે ચોગણા ઘીમાં અગર ભોજન સમયે ઘી ભાત સાથે ખાવું; એટલે અજીર્ણ, અગ્નિમાંધ, મુર્છા, પાંડુ, આમ, અને ગુલ્મ, એનો નાશ થાય છે. (૧૧) **પ્રસુતીની ચકકર શુળ ઉપર** હીંગ શેકી ઘીમાં મેળવી ખવરાવવી. (૧૨) **વીંછીના વીષ ઉપર**—હીંગ આંકડાંનાં દુધમાં વાટી લેપ કરવો. (૧૩) **વ્રણ સંબંધિ કીડા દુર થવા માટે**—હીંગ અને કડવા લીમડાના પાંત્રા વાટી લેપ કરવો (૧૪) **પટકી**(કોલેરા)**ઉપર** શેકેલી હીંગ, કપુર અને આંબાની ગોટલીમાંહેનું મગજ સમભાગ લેઈ ફુદીનાનાં રસમાં એકત્ર ખલી ગોળીઓ કરી સુકવવી. એકેક કલાકને અંતરે એકેક ગોળી ચાવી ખાવી અથવા હીંગ અરધો ભાગ, અફીણ ૧ ભાગ, મરચાની વસ્ત્રગાળ ભુકી ૧ ભાગ, એ જણસો એકત્ર કરી તેની ફુદીનાના રસનાં ગોળીઓ વાલ વાલની કરવી. ઝાડો થવાનો આરંભ થયા પછી પ્રત્યેક વખતે એક એક ગોળી ઘડી ઘડીના અંતરે આપવી. પાંચની અંદર ને એક વર્ષની ઉપરના બાળકને પ્રત્યેક વખતે અરધી ગોળી આપવી. (૧૫) **આદાશીશી ઉપર**—હીંગનું પાણી કરી નાકમાં નાંખવું. (૧૬) **કર્ણનાદ**—બહેરાપણુ ઉપર હીંગ, ચીરકળ અને સુંઠ, એ સરશીયામાંનાંખી કાઢવી તે કાનમાં પાડવું. (૧૭) **વાળા ઉપર**—હિંગનું ચૂર્ણ ૪ માંસા, પાશેર દહીમાં નાખી ખાવું દિ ૩. (૧૮) **મૂત્રકૃચ્છ્રાદિ મૂત્રરોગ અને શુક્રરોગ ઉપર**—હિંગ શેકેલી અને એલચીદોડાનું ચૂર્ણ ૧ ગુંજા, દુધ ઘીમાં ખવરાવવું (૧૯) **સર્દી વડે કાનના ઢાંક બેઠા હોય તો**—ઉત્તમ હીંગ રૂમાં વાટી કાનમાં ઘાલી રાખવી. (૨૦) **પરિણામશૂળ ઉપર**—હિંગ, સીંધવ, જીરૂં એનું ચૂર્ણ મધ અને ઘીમાં નાખી આપવું (૨૧) **દાઢ દુખતી હોય તે ઉપર અને દાંતમાંનાં** કીડા ઉપર—ગાયના ઘીમાં ૪ ગુંજા હિંગ ખવરાવવી.

---

## ૫૮૪ હીવર

સં૦ અરિમેદ. મ૦ હીં૦ હીવર-ગંધી ક૦ કરથેવેલુ. બ્યાલદગીડ. કરિજાલી. તા૦ પિકકારૂવેલ. મલા૦ બેલં લા૦ અંકેસિયાફારનેસિયાના.

આ એક ખેરનીજ જાતિ છે. એનાં ઝાડ ઘણાંજ મોટાં થાય છે. એને કાંટા હોય છે. ખેરના ઝાડ જેવાંજ એનાં પાંત્રા હોય છે. એનું લાકડું ઇમારતના કામમાં સાધારણ રીતે ઉપયોગી થાય છે. હિવરના ઝાડની છાલ તુરી હોય છે. હિવરની છાલ નો પણ કાથો કરેછે. એને " ગંધિ હિવર " પણ કહે છે. **હિવર**—તીખો, ઉષ્ણ, કડવો, તુરો, તીક્ષ્ણ, ખાટો, રૂક્ષ, અને કૃમિ, કફ, મુખરોગ, દંતરોગ, રકતદોષ, પ્રમેહ, કંડુ, મદ, વિસર્પ, વિષ, બસ્તિરોગ, જ્વર, કોઢ, ઉન્માદ, પિશાચબાધા, વ્રણ, દાહ, આધ્માન વાયુ એનો નાશ કરે છે. એનાં ફળ—કડવું, મધુર, સ્નિગ્ધ, ઉષ્ણ છે; અને કફ, વાયુ એનો નાશ કરે છે.

**ઉપયોગ—(૧) પીડ ઉપર**—હિવરાની છાલનો રસ પાવો.

---

## ૫૮૫ હુરા ( મ૦ હીં૦ )

સં૦ તીક્ષ્ણ દુગ્ધા.

હુરાનાં ઝાડ મોટાં મોટાં થાય છે. એનાં **પાંત્રા** ઇંદરજવના પાંત્રા જેવાં થાય છે. એ પાંલાનાં દીંટાં લાંબાં હોઈ રાતાં હોય છે. આ ઝાડનું દુધ બહુ તીક્ષ્ણ છે. આ ઝાડનું લાકડું ધોળા રંગનું નરમ હોઇ એ ઝાડો **કોકણ પ્રાંતમાં** પુષ્કળ થાય છે. હુરાના દુધથી આંખને ઇજા થાય છે. એ ઉપર ઉતાર દહીની આશ આંખ ઉપર રાખવી, એટલે ઇજા થશે નહિં. **ઉપયોગ—(૧) સર્પદંશ ઉપર**—હુરાનો રસ પાશેર કાઢી તેમાં ૭ મરી વાટી તે પાવો, કિંવા હુરાની છાલ અરિઠાના પાણીમાં ઘસી પાવી. **(૨) ઘોણસમા વિષ ઉપર**—હુરાનો રસ પાવો. કિંવા ગુંદીની છાલ અને ફળ, અંબાડાની છાલ સમભાગ લેઇ પાણી છાંટી બારીક વાટી રસ કાઢવો. અને તેમાં હુરાની છાલ ઘસી શકિતઅનુરૂપ અને વિષનું જોર હોય તે પ્રમાણે એ ત્રણ વાર ઔષધ આપવું. **(૩) વિંછીના દંશ ઉપર**—હુરાની સળીયોની અણીયો તોડી તેનું દુધ દંશ ઉપર લગાવવું. **(૪) નળ ઉપર**—હુરાની કુંખો અને વડની વડવાયોના અંકુર કેળના પાનમાં બાંધી મંદ અગ્નિમાં શેકી તેનો અંગરસ ચાવી ગળી જવો. **(૫) રેચક**—હુરાનું દુધ ચણોઠીભાર ચણાના લોટમાં ઘાલી તે લોટની ગોળી કરી આપવી. ઉતાર ઘી અને ભાત. ઘણો રેચ થાય તો ઘી પાવું. **(૬) રકતબાઉ ઉપર**—હુરાના લાકડાંની રાખ અને કળીચૂનો પાણીમાં એકત્ર કરી ઉપર ચોપડવો અને તે ઉંપર ગોળ નાખી ચોળવો. એટલે લેપ બેસશે અને રકતબાઉ દુર થશે. **(૭) ઉંદરના વિષ ઉપર**—હુરાની સળીયો તેનાજ દુધમાં વાટી દંશ ઉપર લેપ કરવો.

---

## ૫૮૬ હેદ.

સં૦ શાગોટ. મ૦ સાગસાહોડા હેદી. હીં૦ સહોડા. સ. બં૦ શ્યાઓડા. ક૦ આષોઢમરતુ.

હેદીનાં વૃક્ષ મોટાં મોટાં થાય છે. **કોકણ** પ્રાંતમાં એ ઝાડ ઘણા થાય છે. એ ઝાડનાં પાંત્રા મોટા હોય તે ગોળ અણીદાર હોય છે. આ ઝાડનું લાકડું ઇમારતના કામમાં ઉપયોગી છે. આ લાકડા ઉપર લાખનો રંગ ઘણો થાય છે. આ ઝાડ સાગનો એક પ્રકાનો ભેદ છે. એના પાલાના રસથી જુલાબ થાય છે. **હેદ**—કડવી, ઉષ્ણ, પિત્તલ અને વાયુનાશક છે. **હેદિનું ઝાડ**—પિત્તકારક, ઉષ્ણ, કડવું અને વાત નાશક છે. ઉપયોગ—**(૧) ઉંદરના વિષ ઉપર**:—હેદીના અંકુરનો રસ ૪ પૈશાભાર અને ઘી બે પૈસાભાર એકત્ર કરી આપવો. દિવસ ૭. પથ્ય—કળથીની રાબ અને અલણીભાત. **(૨) ઢોરના ક્ષતમાંહેના કીડા મરવા માટે**—હેદીના તોરા અને પાંગરાના તોરા એકત્ર ખાંડી રસ કાઢવો, અને તે રસ ક્ષતમાં ભરવો અને કુચા રહે તે ક્ષત ઉપર બાંધવા. **(૩) ભાર, યકૃત અને કવલૂ ઉપર**—ગોળ ખાવા આપી તે ઉપર હેદીના પાલાનો રસ પાવો, અને પગ ઉંચા કરી રહેવું. દિવસ ૩. ઔષધ લાગે તો ઉતાર નાચણાની ખીચડી કરી ખાવી કિંવા ઘી પાવું. **(૪) નળવાયુ અને નળગુદા ઉપર**—હેદીના પાલાનો રસ ચાર પૈસાભાર લેઈ મરીની ભૂકી નાંખી પાવો. ઉલટી થાય તો સોપારી ખાવી. ઉતાર ઘી અને ભાત. **(૫) કમળી ઉપર**—હેદીની અંકુરોનો રસ ગાયના દુધમાં શકત્યનુરૂપ ૧ તોલાથી ૨ તોલા પર્યંત પાવો. એથી ત્વરિત ગુણ આવે છે. **(૬) આદાશીશી ઉપર**— હેદીના બોરોનો રસ નાકે સુંઘવો **(૭)વાળાઉપર**—હેદીના તોરા વાટી ચોપડવા અને બે દિવસ છોડવા નહિ.

---

## ૫૮૭ હેળું

આ એક જંગલી ઝાડ છે. તેસુમારે ૨૫ હાથ ઉંચુ હોઈ તેનો વિસ્તાર આઠ દશ હાથ હોય છે,

એનાં પાંત્રા ઇંદ્રજવના ઝાડના પાંત્રા કરતાં ન્હાના હોય છે. એને સુમારે જામફળ જેવડાં ફળો આવે છે. એ ફળોને મરાઠીમાં " અળવે " કહે છે. એનું શાક કરે છે. એ શાક કાંઇક લીલા કેળા જેવું સ્વાદે લાગે છે. એ ફળો ઉત્પન્ન થવાનો વખત જેઠ માસની આખર પર્યંત આવે છે. ગરિબ લોક એક બે દિવસ એ ભાજી ઉપરજ કાઢે છે. **ઉપયોગ**— (૧) **વેળ. બદ, વીગરે પકવાને માટે**—એ ઝાડનાં લીલાં પાંત્રા લાવી થોડાં પાણીમાં વરાળ આવે ત્યાંસુધી બાફવાં પછી બારીક વાટી તેની ચપટી થેપલી કરી બદ ઉપર બેસાડી તે ઉપર બેબે ટીપાં થંડુ પાણી નાખતાં રહેવું (૨) **બાળકનાં ઠાંસા ઉપર**—હેળુનાં પાકાં ફળો ખવરાવવાં (૩) **મુર્ચ્છા ઉપર**—હેળુમાંનાં બી મધમાં ઘસી પાવાં. અથવા હેળુનાં મૂળ પાણીમાં ઘસી પાવાં (૪) **દમ અને ઉધરસ એ ઉપર** હેળુનો પાલો ચલમમાં નાખી પીવો. (૫) **આંખમાંનાં ફુલાં વગેરે જવા માટે**—હેળુમાંનાં બી ઘસી અંજન કરવું.

## વનોષધી-ગુણાદર્શ.



શ્રી શંકર.

# સુબોધ વૈદ્યક.

## ૧. અજીર્ણ રોગ.

**કારણઃ**—ઘણું પાણી પીવું, અકાળે ભોજન કરવું, મલમૂત્રાદિકોનો અવરોધ કરવો, નિદ્રાનો નિયમ ન હોવો, થોડું કિંવા ઘણું ખાવું; અને અપકવ, જડ, શુષ્ક, થંડુ, કેશ વગેરે પદાર્થ મળેલું, નજર પડેલું, અશુધ્ધ; ન ગમતું અથવા વાશી, ઇત્યાદિ અન્નાદિકોનું સેવન કરવું. ભૂખ લાગેલી હોય તે વેળા ન જમવું, ઈત્યાદિ કારણોએ અજીર્ણ રોગ ઉત્પન્ન થાય છે. એનાં **સાધારણ લક્ષણોઃ**—શળ, પેટફુલવું, ઓડકાર, બેચેની, અનેક પ્રકારની વાયુની વેદના, જ્વર, મલ, તથા વાયુનો અવષ્ટંભ. એ ઉપર **ઉપચારઃ**—(૧) **કોઇપણ ઔષધ આપવા પહેલાં** વમન અને રેચન આપવું. લાંઘણ કરાવવી અને હિંગાષ્ટક ચૂર્ણ આપવું. (૨) પાકેલા અન્નસના ઝીણા ઝીણા કકડા કરી, તેમાં મરી અને સીંધવ એની ભુકી નાંખી આપવું. (૩) લીંબુની ફાડ કરી તેની બન્ને ફાડોમાં સંચળ, સીંધવ, સુંઠ અને થોડી હિંગ એ ભરી અંગાર ઉપર મૂકવું. અને સારૂ પાકુ થાય એટલે નીચે ઉતારી લગાર થંડુ થાય એટલે ચુસી જવું. (૪) પીંપર, સીંધવ, બાળહરડાં અને સુંઠ, એનું ચૂર્ણ, ગરમ પાણીમાં આપવું. (૫) ચણાનો ક્ષાર છાશમાં, પાણીમાં કિંવા સાકરમાં નાંખી આપવો. (૬) સુંઠ ગોળ અથવા સુંઠ–સાકર આપવી. (૭) ભોજન પહેલાં આદાના રસમાં લીંબુનો રસ અને સીંધવ, એ નાંખી તે પ્રાશન કરવું. એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદિપ્ત થાય છે. અને વાયુ, કફ, મલબધ્ધતા, આમવાત, એનો નાશ થાય છે. (૮) લવંગ અને બાળહરડે એનો કાઢો, સીંધવ નાંખી આપવો. એટલે સુક્ષ્મ રેચ થઇ અજીર્ણનો નાશ થશે. (૧૦) મૂળાના કંદના પાતળા પીત્તાકરી, તે ઉપર મીઠું નાંખી જોરથી મસળી થોડી વાર રહેવા દેવા. પછી પુનઃ જોરથી મસળી તેમાંનુ પાણી પીલી કાઢી નાંખી તે પિત્તા ચાવી ખાવાં; એટલે અજીર્ણ તાત્કાળ નાશ પામે છે. (૧૧) બાળહરડે, સીંધવ અને સુંઠ એનો કલ્ક કરી પાવો. (૧૨) ધાણા અને સુંઠ એનો કાઢો આપવો. એટલે અજીર્ણ, આમ, શળ અને જ્વર, એનો નાશ થાય છે. (૧૩) સીંધવ, સંચળ, જવખાર, અજમો, હરડાં, પીંપર, સુંઠ, મરી, હિંગ સેકેલી, વાવડિંગ એના વસ્ત્રગાળ ૪ માસા ચૂર્ણ ભોજનસમયે **પ્રથમ** પાંચ કોળીઆ સાથે ખાવું. એટલે અજીર્ણ વાત, ગુદવાત, ગુલ્મવાત, વાતપ્રમેહ, વિષમવાત, વિષૂચિકા (કોલેરા), કમળો, પાંડુ, દમ, ઉધરસ, એનો નાશ કરશે. (૧૪) ચિત્રક, અજમો, સીંધવ, સુંઠ અને મરી, એનું ચૂર્ણ છાશમાં ૭ દિવસ આપવું. એટલે અજીર્ણ અને મૂળવ્યાધિ એનો નાશ થાય છે. (૧૫) સુંઠ ૫ ભાગ, પીંપર ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, અજમો બે ભાગ, બાળ હરડાં ૧૬ ભાગ એનું ચૂર્ણ કરી આપવું. એટલે અજીર્ણ, આમ, ગુલ્મ તથા મલાવષ્ટંભ, એનો નાશ થાય છે. **પથ્યઃ**—અગ્નિને પ્રદિપ્ત કરનારા અને હલકા એવા પદાર્થ જૂના મગ, રાતા ચોખા, ચુકો, ચાકવાત, મૂળો, લસણ, જૂનું કોહળું, શેકટો, પડવળ, વેંગણ, આંમળાં, નારંગી, દાડમ, લીંબુ, મધ, માખણ, ઘી, છાશ, મીઠું, દહીં, હિંગ, આદુ, અજમો, મેથી, ધાણાં, ખાવાનાં પાન, ઉષ્ણોદક; કડવું, તીખું, ખાટું એવા રસ ઈત્યાદિકોનું સેવન સારૂ છે. **અપથ્યઃ**—મલ, મૂત્ર, વાયુ એનો અવરોધ, ઘણું ખાવું, જાગરણ, મિષ્ટાન, થંડુ ધાન્ય, જાંબુ, અળવી, જડ પદાર્થ વિરૂધ્ધ અન્ન–પાન, ઇત્યાદિ વર્જ.

## ૨. અંડવૃદ્ધિ.

**કારણઃ**—વાયુને કુપિત કરનારા એવો જે અહાર તેણે કરી, શીતોદકમાં બુડકી મારી જે સ્નાન કરવું તેથી કરી, મૂત્રાદિકનો પ્રાપ્ત થએલો જે વેગ તેણે કરી, શરિરપર ઘણો ભાર લેવો, ઘણો માર્ગ ચાલવો, ચઢ ઉતર કરવાથી અવઘડ જગાની શિરાને ઉપદ્રવ થઈ તે સરી જવાથી, અને બળવંતથી અંગયુધ્ધ કરવાથી, અતિ સ્ત્રીસંગ, ઈત્યાદિ કારણોએ આ રોગ થાય છે. જે પ્રદેશમાં પાણી સારૂં ન હોઈ હવા ખરાબ અને નબળી હોય છે તે પ્રદેશમાં આ રોગનો પ્રાદુર્ભાવ ઘણો થાય છે. **સંપ્રાપ્તીઃ**—વાયુ કંઈ કારણે કુપતિ થઈ સોજો, શૂળ, એને ઉત્પન્ન કરતો છતાં અધોભાગી થઇ, અંડસંધીના દ્વારે વૃષણ સુધી જઈ, વૃષણવાહિની જે શિરા, તેને દૂષિત કરી, વૃષણમાંની ગોળીઓ અને કોશ–એટલે તે ઉપરની ચામડી, એની વૃધ્ધિ કરે છે; તે રોગને વૃધ્ધિ એમ કહે છે. અંત્રવૃધ્ધિ ( આંતરગળ ) વગેરે આ રોગનાંજ નામ છે. **ઉપચાર—(૧)** પગનાં અંગઠાને ચપટ બેસે એવી વીંટીઓ પહેરવી. [૨] વૃષણ ઉપર એરંડતેલ નિત્ય ચોપડવું. (૩) એરંડ તેલમાં બાળહરડાંનું ચૂર્ણ આપવું. (૪) દૂધ અને એરંડતેલ એકત્ર કરી એક મહિના પર્યંત આપવું. (૫) દારૂહળદરનું ચૂર્ણ ગોમૂત્રમાં દોઢ બે માસ આપવું. (૬) રાસ્ના, ગળો, ચિકણુ, જેઠીમધ; ગોખરૂ અને એરંડમૂળ, એના કાઢામાં એરંડતેલ નાંખી આપવું. (૭) લઘુચિત્રાના મૂળનું ચૂર્ણ કરી એરંડતેલમાં ખલી ચોપડવું. અને તે ચૂર્ણ ગાયના દૂધમાં આપવું. એટલે ત્રણ દિવસમાં રોગ સારો થાય છે. (૮) વેખંડ અને રાઇ એકત્ર વાટી લેપ કરવો. (૯) તંબાકુનાં પાંત્રાં એકલાં કિંવા શિલારસ ચોપડી બાંધવાં. ઘણી ખરજ થાય છોડી નાંખવાં. (૧૦) ઉંડીના ઝાડની અંતરછાલ બારીક કુટી વધેલા ભાગપર બાંધી સતત ત્રણ દિવસ પાટો રાખવો એટલે ગુણ જણાય છે, પછી નક્કી ગુણ આવતાં સુધી આ પાટો ૧૦ દિવસ બાંધવો. (૧૧) ઉંચી છીકણી (તપકીર ) અને કળીનો નવો ચૂનો એકત્ર કરી અગર ગોમૂત્રમાં લેપ કરવો. એને સહેવાય તેટલો શેક કરવો, એટલે ઉલટી થઇ શિરામાંથી પાણી પડશે. પછી ઉંડણીની અંતરછાલનું ચૂરણ લગાવી સતત ત્રણ દિવસ પાટો બાંધવો. (૧૨) ભીલામો અને હળદનો ગાંઠીઓ એકત્ર ઘસી તેનો લેપ કરવો. અને છાણાના દેવતાએ શેકવું. (૧૩) વેંગણીનાં મૂળ ઘસી લેપ કરવો. (૧૪) ત્રિફળાં ( હરડાં, બહેડાં, આમળાં. ) દૂધમાં આપવાં (૧૫) નાદરૂખીના અને કાળી તુલસીના પાંત્રાનો રસ કાઢી તે રસમાં તેટલુંજ ઘી નાખવું. અને અગ્નિપર મુકી સર્વ રસ બાળી ઘી શેષ રાખવું. એ પ્રમાણે ૨૧ પૂટો આપી ઘી તૈયાર કરવું. આ ઘી દિવસમાં ચાર પાંચ વખત ચોળી જીરવવું; અને જૂની ઇટ, કાળો, પથ્થર, અગર નળીયું તપાવી, કપડામાં વીંટાળી સહેવાય તેટલો શેક દેવો. આ ઉપાયથી વૃધ્ધિમાનું દુઃખ તરત બંધ થાય છે. ( ૧૬ ) લાજ્નળુનો પાલો વાટી ગરમ કરી બાંધવો. (૧૭) ગાયના ઘીમાં સીંધવ નાંખી વૃષણપર વારંવાર લેપ કરવો. ( ૧૮ ) ભીલામાના ઝાડનો પાલો થોડેશક ચુંટી, તેમાં થોડી હળદર નાંખી, ગરમ કરી વૃષણ ઉપર દી. ૭ બાંધવો. **પથ્યઃ**—ચોખા, ઘઉં, મગ, વટાણા, ઘી, દૂધ, પરવળ, લસણ. શેકટો. **અપથ્યઃ**—દહીં, અડદ, ખરાબ અન્ન, ઘણું જમવું, ઉપવાસ, જડ અન્ન, વેગનો અવરોધ, મિષ્ટાન્ન, મૈથુન એ વર્જ્ય.

---

## ૩. અતિસાર.

( હગામણ. )

**કારણઃ**— પ્રમાણ કરતાં અધિક ખાવું. જડ પદાર્થનું સેવન કરવું, અતિ સ્નિગ્ધ, અતિ તિક્ષ્ણ, અતિરૂક્ષ, અત્યંત પાતળું, એવા પદાર્થ ખાવાં વિરૂધ્ધાશન; અન્ન પાચન થયા સિવાય તે ઉપર પુનઃ ભોજન કરવું; અપક્વ અન્ન ખાવું; અતિ મદ્યપાન કરવું; દુષ્ટ પાણી અથવા કૃતિને ગમે નહીં એવા પદાર્થનું ભક્ષણ કરવું; મલમૂત્રનો અવરોધ કરવો અને

કૃમિનો કોપ, ઇત્યાદિ કારણોએ અતિસાર ઉત્પન્ન થાય છે. **લક્ષણો:**—હૃદય, નાભિ, ગુદા, ઉર, કુક્ષિ એને વ્યથા થવી; હાથપગનું ગળવું અપાનવાયુનો અને મલનો અવરોધ થવો; પેટ ફુલવું; અન્ન સારૂં પાચન ન થવું; ઇત્યાદિ લક્ષણો થાય છે. જે અતિસારમાં આમ પડે છે, તેને આમાતિસાર અને જે અતિસારમાં લોહી પડે છે તેને રકતાતિસાર કહે છે, **ઉપદ્રવ:**—ઉલટી, મૂર્છા ઉચકી, સોજો, શૂળ, દમ, ઉધઅન્નરસ. દ્રૂપ, એ ઉપદ્રવ સંપૂર્ણ થવાથી આ અતિસાર અસાધ્ય થાય છે. **આમાતિસાર ઉપર:**—કોઇ પણ અતિસાર ઉપર ઉપચાર કરવાના હોય તો પ્રથમ આમ પાકા થએલા છે કે નહીં એની ચોકશી કરી, આમ પાકા થયા હોય તો **દોષ પ્રમાણે ચિકિત્સા** કરવી, (૧) બાળહરડાં અને પીપર, એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું કિંવા આમનો ઝાડો થવા માટે એરંડતેલ અથવા ઘી ગરમ પાણીમાં આપ- (૨) સુંઠનું ચૂર્ણ કરી તેમાં લગારેક ઘી નાંખી ગોળો કરવો અને તેને એરંડાનાં પાંત્રાં વીટાળી ઉપર છાણમાટીએ લીપી, ભુંભરેટમાં બાફવું. માટી બળવા લાગે એટલે બાહેર કાઢી, અંદરનું ઔષધ કાઢી લેવું. અને તે સાકર સાથે અથવા ગોળસાથે ત્રણ માસાથી છ માસા પર્યંત આપવું, એટલે આમાતિસાર બંધથઇ જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. (૩) સુંઠ, ગોળ, ઘી એની ગોળી કરી આપવી, તેથી કરી આમનું પાણી થઈ જઠરાઅગ્નિ પ્રદિપ્ત થાઇ છે. (૪) કુમળાં ચીભડામાંસિંધવ અને લગારેક હિંગ ભરી, એરંડાના પાંત્રાંમાં વીંટાળી ભુંભરેટમાં શેકી ખાવાં; તેથી આમનું પાણી થઈ આમાતિસાર બંધ થાય છે. (૫) સુંઠ, વરીઆળી અને ખસખસ અથવા સુંઠ અને વરીઆળી, એ ઘીમાં શેકી ઝીણી વાટવી. અને તેની ફાકી લેતાં જવી. (૬) ધાંણા અને સુંઠ એનો કાઢો આપવો. (૭) સુંઠ, અતિવિષ, હીંગ શેકેલી, નાગરમોથ, ઇંદ્રજવ, ચિત્રક, એનું ચૂર્ણ કરી, ચૂર્ણના ચોગણા પાણીમાં આપવું. (૮) બાળહરીતકી, અતિવિષ, સીંધવ, સંચળ, ઘોડાવજ હિંગ, એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું (૯) સુરણને સુકવી ચૂર્ણ કરવું અને ઘીમાં તળી આપવું (૧૦) જાયફળ, સુંઠ, રાળ, માયફળ (માયાં) અને ખજૂર, એ પ્રત્યેક છ છ માસા લેઈ ચૂર્ણ કરવું. અને તે ચૂર્ણના વજન જેટલી તેમાં વગડાઉ છાંણાની રાખ મેળવી, ચોખાના ધોવરામણમાં પ્રત્યેક વખત દોઢ માસો, એ પ્રમાણે બે વખત આપવાથી જીર્ણાતિસાર અને શૂળ દૂર થાય છે. (૧૧) લસણની કળીમાં અડદના દાણા જેટલું અફિણ ભરવું, અને અંગારા ઉપર શેકી ખાવી. એટલે આમાતિસાર ત્વરિત દૂર થાય છે. **રક્તાતિસાર ઉપર:**—(૧) જાંબુ, કેરી, આંમલી એના પાંત્રાનો અંગરસ કાઢી, મધ ઘી અને દૂધ નાંખી લેવાથી મહાન્ રક્તાતિસાર જાય છે. (૨) લસણ ૪ તોલા અને થોડાં કપાસનાં કુંમળાં પાંલા એકત્ર વાટી તેનો રસ ગરમ કરી ૩ દિવસ આપવો. (૩) બેલફળ જરા ભાંગી બાફવાં અને તેના ગરમાં ગોળ ઘાલી વાટી ગરમપાણીમાંસરબત કરી પાવું (૪) કાંદા બારીક ચીરી ચાર પાંચ વખત ધોઇ નાંખવા અને તે ગડાદાર ચોખા દહીં સાથે ખાવા આપવા (૫) ગાયના માખણમાં તલની ભૂકી મિશ્ર કરી ઉંબરાના પાંત્રા ઉપરની ફોડ ૫ અને સાકર નાંખી આપવું (૬) કડાની છાલ, અતિવિષ, બેલકાચરી, વાળો, નાગરમોથ એનો કાઢો આપવો. (૭) દાડમની છાલ, કડાની છાલ, બાળબેલ, એનો કાઢો મધ નાંખી આપવો. (૮) ચોખાના ધોવરામણમાં ઉત્તમ ચંદન ઘસી તેમાં મધ અને સાકર નાંખી આપવું; એટલે રકતાતિસાર, દાહ, શોષ અને મોહ એ દૂર થાય છે. (૯)બાળબેલનું ચૂર્ણ ગોળ સાથે આપવું; તેથી કરી રકતાતિસાર, પેટશૂળ એ દૂર થાય છે. (૧૦) આંબાની ગોટલી છાશમાં અથવા ચોખાના ધોવરામણમાં ઘસી આપવી. [૧૧] શતાવરીનો રસ સાકર નાંખી આપવો. **સર્વાતિસાર ઉપર ઉપચાર:**—(૧) અફિણ અને કેશર સમભાગ લેઇ ખલી અર્ધ ગુંજા (ચણોઠી) પ્રમાણે ગોળીઓ કરવી. અને એક ગોળી મધસાથે આપવી (૨) લીંબુ કાપી અંદર રાઇ ભરી ગરમ કરી આપવું. (૩) કાંદાના રસમાં અફિણ મેળવી આપવું (૪) નિષ્ફ

ટક મોટા બાવળીઆ પાંત્રાને. અથવા છાલનો કિંવા ટેટુંની છાલનો રસ અથવા કડાની છાલનો રસ એમાંનો કોઇ પણ અંગરસ લેવાથી સર્વ અતિસાર દૂર થાય છે. (૫) અજમોદ, મોચરસ, સુંઠ, ધાવડીનાં ફુલ એનું ચૂર્ણ, ગાયના દહીંમાં આપવું એટલે અતિસાર દૂર થાય છે. (૬) વાળો, કાળોવાળો, નાગરમોથ, ધાણા, મજીઠ, બાળબેલ, ધાવડીનાં ફુલ, લોધ્ર અને સુંઠ એનો કાઢો આપવો. (૭) કુંમળાં બેલફળ અને આંબાની ગોટલી, એનો કાઢો અથવા બેલફળનો ગિર અને ગોટલીમાંનું મગજ, સાકર અને મધ નાંખી આપવું (૮) આમલીની અંતર્છાલ અથવા ગોટલી, દહીંમાં વાટી આપવી. એટલે દાહ અને અતિસાર દૂર થાય છે. (૯) જાયફળ, અફિણ અને ખારેક એ સમભાગ લેઈ, નાગરવેલના રસમાં ખલી વાલ પ્રમાણે ગોળી કરી, નવટાંક છાશમાં આપવી. (૧૦) અંકોલના મૂળની છાલ, ચોખાના ધોવરામણમાં ઘસી મધ નાંખી આપવી; એટલે દુર્ધર અતિસારનો પણ નાશ થાય છે. (૧૧) વડની વડવાઇઓ ચોખાના ધોવરામણમાં વાટી અને તેમાં છાશ નાંખી તે આપવી. (૧૨) રાળ, સાકરમાં નાંખી આપવી. (૧૩) પહાડમૂળ, દહીંમાં વાટી આપવાં. (૧૪) અફિણ શેકી તે ખાવું. (૧૫) કાયફળ મધમાં ઘસી તે આપવું. (૧૬) સોળ તોલા કડાની છાલ, ચોખાના ધોવરામણમાં વાટી જાંબુડીનાં પાંત્રાંમાં વીંટાળી, તેને સુત્રથી બાંધી, ઉપર ઘઉના લોટનો લેપ કરી તે ઉપર માટીનો લેપ કરવો. પછી તે ગોળાની ઉપર છાંણાં મૂકી દેવતા સળગાવી ગોળાની માટી લાલ થાય ત્યાં સુધી અગ્નિ કરવો. પછી ગોળો બાહેર કાઢી પાંત્રા અને માટી દુર કરી, પીલી, રસ કાઢી તે થંડો થયા પછી, તે મધ મેળવી પાવો. આ કૃતિને પૂટપાક એમ કહે છે. (૧૭) ટેટુંની છાલનો પૂટપાકવડે રસ કાઢી, તેમાં મધ અને મોચરસનું ચૂર્ણ નાંખી તે આપવું. (૧૮) પાકા દાડીંમનો પૂટપાકવડે રસ કાઢી મધ નાંખી આપવો. જીરૂં, ભાંગ, બેલફળનું મગજ અને અફિણ, એ સમભાગ, દહીંના નિતર્યા પાણીમાં ખલી વાલ બરોબર ગોળી મધમાં આપવી. (૧૯) આર્દ્રકુટજાવલેહ—કડાના મૂળની છાલ તાજી એકતુળા (૪૦૦ તોલા પ્રમાણમાં) લાવી તેમાં પાણી એક દ્રોણ (૧૦૨૪ તોલા) પ્રમાણમાં નાખી, ચોથો હિસ્સો પાણીનો રહે તે પર્યંત કાઢો કરી ગાળી, પછી લાજાળુ, ધાવણીનાં ફુલ, કુંમળાં બેલફળ, પહાડમૂળ, મોચરસ, નાગરમોથ અને અતિવિષ એ સાત ઔષધો પલ (૪ તોલા) પ્રમાણે લેઈ ચૂર્ણ કરી, તે કાઢામાં નાખી હલાવી, લેપ થાય એવું કઢવી ઘટ્ટ કરવું. પછી આ લેહ પાણીમાં અથવા બકરીના દુધમાં આપવો; તેથી કરી વેદનાયુક્ત અને નીલપીતાદિક નાના પ્રકારનાં વર્ણ જે અતિસારમાં હોય છે, તે અને ઘોરરૂપ, એવાં સંપૂર્ણ અતિસાર દૂર થાય છે. અને સ્ત્રીઓને સંપૂર્ણ પ્રકારની ધુપણી (સ્રાવ) થાય છે તે, અને સંપૂર્ણ મૂળવ્યાધિ તથા પ્રવાહિત રોગ કરીને અતિસારનો ભેદ છે તે, એ બધા રોગ દૂર થાય છે. **પથ્ય**:—ઉલટી, લાંઘણ, નિદ્રા, જૂના ચોખા, મસુર, તુવર, ઘી, મધ, દહીં, તેલ, દૂધ, છાશ, માખણ, કેળફુલ, જાંબુ, આદું; કોઠી, બોર, દીપન અને લઘુ એવાં અન્ન અને પેય પદાર્થ. **અપથ્ય**:—મૈથુન, મલમૂત્રાવરોધ, ઘઊં, અડદ, જવ, ચાકવત, વાલ, કેરી, દૂધી, ગોળ, પાલેભાજી, રાતીદૂધી, જડ અને સ્નિગ્ધ ભોજન, વ્યાયામ, પાન, કાકડી, મીઠું અને ખાટા પદાર્થ.

---

## ૪. અપસ્માર.

(ફેફરૂં.)

**સ્વરૂપ**:—વાતાદિ દોષ દુષ્ટ થઇ આંખો આગળ અંધારાં આવી સ્મૃતિરૂપ જ્ઞાન અને અનુભવજન્યજ્ઞાન નષ્ટ થાય છે. નેત્ર અને હાથ પગ એ વિકલ થાય છે. હૃદયને કંપ, શરીરે પરસેવો ઇત્યાદિ લક્ષણો થાય છે. એનો કોપ કદી દશ દિવસે, કદી પંદર દિવસે, કિંવા મહિના બે મહિના દોષસંચય થઇ રહે છે. **ઉપચાર**:—(૧) થુરીઆના પાંત્રાને કપાસના દૂધના ૨૧ પુટો આપી સુકવી ચૂર્ણ કરવું અને તે છીંકણી (તપખીર) પ્રમાણે સુંઘવું. એટલે નાકમાંના કીડા ગરી પડી રોગ સારો થશે. (૨) દેવડાં-

ગરનો રસ અને થુરીઆનું દૂધ એકત્ર કરી નસ્ય આપવું. (૩) માલકાંકણી, ખુરાસની અજમો, અક્કલકરો, જાયફળ, લવંગ, એલચીદોડા, અજમો, વાવડિંગ, નાગકેશર એ સમભાગ લઈ ભાંગરાના રસમાં ગોળી બોર જેવડી બાંધી, હરરોજ એક ગોળી પાણી સાથે આપવી. એટલે અપસ્માર, ચિત્તભ્રમ ઇત્યાદિ દૂર થાય છે. (૪) અગથીઆના પાંત્રાનાં રસમાં ગોમૂત્ર અને મરીની ભુકી નાંખી તેનું નસ્ય આપવું. (૫) વાંઝકંટોળીના મૂળ ઘીમાં ઘસી તેમાં સાકર નાંખી તેનું નસ્ય આપવું. (૬) જેઠીમધ, હિંગ, ઘોડાવજ, તગર, શિરીષ અને લસણ એ પદાર્થો બકરીના દૂધમાં અથવા મૂત્રમાં ઘસી અંજન કરવું. (૭) ઘોડાવજનું એક તોલો ચૂર્ણ મધમાં આપવું. (૮) નીગુંડીના રસમાં અખોડ ઘસી તેનું નસ્ય કિંવા અંજન કરવું. (૯) રાઈ ગોમૂત્રમાં વાટી તેનો શરીરે લેપ કરવો. (૧૦) ધોળા કાંદાનો રસ નાકે સુંઘવો અને અંજન કરવું. (૧૧) વગડાઉ છાણાંની રાખ કપાસના દૂધમાં ભીજવી, સુકાયા પછી તપખીર પ્રમાણે સુંઘવી. (૧૨) અરીઠા, લીંબુના રસમાં ઘસી તેનું નસ્ય આપવું. (૧૩) ગંધકની ધુણી નાકમાં લેવી. (૧૪) હાથીનું મૂત્ર અને નાકના છિદ્રોમાં નાખવું, એટલે માંથામાના કિડા પડી રોગ સારો થાય છે. (૧૫) ઘોડાવજ, ગળો, સુંઠ, મરી, પીંપર, મોહનોચુંદર, રૂદ્રાક્ષ, સીંધવ, રીંગણીનાં ફળ, સમુદ્રફળ, અને લસણ એ સર્વ એકત્ર વાટી નાકમાં સુંઘવું. એટલે અપસ્માર, વાયુ, કફ, મસ્તકશૂળ, બકબક, મોહ, સન્નિઅને પીનસ એ દુર થાય છે. **પથ્યઃ**—મગ, ઘઉં, ઘી, મધ, પડવળ, જૂનું કોહોળું, દાડમ, ચાકવત, શેકટો, દ્રાક્ષ, આંમળાં ચોખા. **અપથ્યઃ**—ગરમ પદાર્થ, વિરૂદ્ધાન્ન, અતિમૈથુન, શ્રમ, પાલાભાજી, ગિલોડા, ઉષ્ણ અને જડ એવાં ભોજન.

---

## ૫ આમ્લપિત્ત.

**કારણઃ**—વાસી, ઉબાઈ ગયેલું અથવા વિષાદિકોએ દુષ્ટ એવું અન્ન અને પિત્તપ્રકોપી અન્ન વિરૂદ્ધાન્ન, દાહકારક, પદાર્થોનું ભક્ષણ, ઇત્યાદિકોના સેવને કરી પિત્ત દુષ્ટ થઈ સંચિત થાય છે, તેને અમ્લપિત્ત એમ કહે છે. **લક્ષણઃ**—અન્ન ન પચવું, મહેનત કર્યા શિવાય શ્રમ થવો ઉબકા આવવા. કંઠ ખાટા ઓડકાર આવવા, શરીરે જડપણું આવવું. હૃદય અને કંઠ એ ઠેકાણે દાહ, અન્નદ્વેષ થવો એ સાધારણ લક્ષણો છે. આ રોગ જૂનો થયા પછી કષ્ટસાધ્ય છે. **ઉપચારઃ**—(૧) પ્રથમ વમન થવાને મીંઢળનું ૪–૫ માસા ચૂર્ણ મધમાં આપવું. પછી સૂક્ષ્મ રેચક આપવા. (૨) આવળકાટી અથવા ત્રિફળાના કાઢામાં નિસોત્તરનું ચૂર્ણ અને મધ નાખી, તે કાઢો રેચ થવા માટે આપવો. (૩) સુંઠ અને કડવા પડવળ એનો કાઢો. કફ, પિત્ત ઉલટી, કંડુ, જ્વર, વિસ્ફોટ એનો નાશક છે; અને એ લેવાથી અન્નનું પચન થાય છે. અને અગ્નિ પ્રદિપ્ત થાય છે. (૪) સુંઠ એક ભાગ અને ગેરૂ ૨ ભાગ, એની ખાવાના પાનના રસમાં ખલ કરી વાલ પ્રમાણે ગોળીઓ બાંધવી. દરરોજ બે ગોળીઓ સાંજ–સવાર દૂધ અને પતાસાં સાથે ખાવી. (૫) દરાખ ૧, હરતકી અને સાકર ૨ ભાગ, એની ગોળી બે વાલની કરી સાંજ સવાર આપવી. (૬) જવના કાઢામાં આંબળાંનો રસ અને મધ નાંખી આપવો. (૭) કરિઆતુ, નાગરમોથ, સુંઠ, અને ગળો એનો કાઢો આપવાથી, અમ્લપિત્તનો તાત્કાળ નાશ કરે છે. (૮) અરડુસો, ગળો અને ડોરલી, એનો કાઢો મધ નાંખી લેવાથી, આમ્લપિત્ત, કફ, શ્વાસ, જ્વર, ઓકારી એનો નાશ થાય છે. (૯) પીંપર મધમાં આપવી. (૧૦) હરતકી, પીંપર, દ્રાક્ષ, ખડીસાકર, ધાણા, ધમાસો એનું ચૂર્ણ મધમાં લેવાથી, ગળામાંની બળતરા, પિત્ત, કફ, એનો નાશ કરે છે. [૧૧] કડવાં લીમડાનાં પાંત્રા અથવા આંવળકાટીનો કાઢો આપવો. (૧૨) રાત્રે ધાણા અને સુંઠ એનો કલ્ક આપવો, (૧૩) ચોર આંમલીનું સરબત કરી તેમાં જીરાની અને ખડીસાકરની ભુકી નાંખી તે આપવું. (૧૪) આવળકંટી ૧ ભાગ, ખડીસાકર ૨ ભાગ લઈ, તે ભીંજાય એટલું સોજુ ઘી નાખી આપવું.

(૧૫) કેળના કાંદાના રસમાં આવળકંદીનું ચૂર્ણ ૧તોલો આપવું. (૧૬) આમસુલ, વેલચી, સાકર એની ચટણી કરી તે ખાવી. (૧૭) નારિકેલખંડપાકઃ—ઝીંણું વાટેલું ૧૬ તોલા ખોપરૂં લેઈ, તે ૪ તોલા ઘીમાં સારૂં સેકી, તેમાં સમભાગ સાકર અને ૬૪ ભાગ નાળિએરનું પાણી નાખી, ગોળના પાક જેવું થાય ત્યાં સુધી ઉકાળી, તેમાં ધાણાં પીંપર, નાગરમોથ, વંશલોચન, જીરૂં, શાહજીરૂં, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, એ ચાર ચાર માસા લેઈ થંડુ થયા પછી આ પાક સેવન કરવો. એટલે આમ્લપિત્ત, અરૂચી, ક્ષય, રકતપિત્ત, શૂળ, ઉલટી, એનો નાશ થાય છે. આ પાક ધાતુવૃધ્ધિકારક છે. (૧૮) અવિપત્યકર ચૂર્ણઃ–સુંઠ, મરી, પીંપર, ત્રિફળાં, નાગરમોથ, વાવડિંગ, એલચીદોડા, તમાલપત્ર, એ સર્વે સમભાગ લેઈ સર્વના બરોબર લવંગ લેઇ, જે ચૂર્ણ થાય તેના દુપ્પટ તેડનું ચૂર્ણ લઈ, સઘળા ચૂર્ણ બરોબર સાકર લેઈ, નિવડેલા માટલામાં રાખી ભોજન પહેલાં આઠ માસા પ્રમાણે ખાવું. ઊપર થંડુ પાણી કિંવા નાળિએરનું પાણી પીવું; એટલે અમ્લપિત્ત, શૂળ, મુળવ્યાધ, પ્રમેહ, મૂત્રાઘાત, મૂત્રાસ્મરી એનો નાશ થાય છે. (૧૯) જીરૂં અને ગહુલા સમભાગ લેઈ તે ૩ માસા ચૂર્ણ સાકરમાં આપવું, (૨૦) ચોરઆંમલીનું મગજ, શેકટાનો રસ ૪, ભાંગરાનો રસ ૪, કોઠાનો ગર ૮, અને આદુનો રસ ૧૮ ભાગ એકત્ર કરી, ખલી, બોરના ઠીલા પ્રમાણે ગોળીઓ કરવી. નિત્ય એક ગોળી, આદુનો રસ અને ખડીસાકર એમાં અથવા નાળિએરના પાણીમાં આપવી. **પથ્યઃ**—ચોખા, ઘહુ, મગ, જવ, સાકર, કારેલાં, કંટોલા, પડવલ, ચાકવત, જુનું કોહોળું. કેળફુલ, ઉષ્ણ, પદાર્થ, અને કફ–પિત્તહારક એવાં અન્નપાન. **અપથ્યઃ**-મીઠું, તેલ, તિખું, ખાટું, તલ, કુલિત્થ, મેંઢીનું (ઘેટીનું) દૂધ.

---

# ૬. અરોચક રોગ.

**કારણ અને લક્ષણ**:—વાત, પિત્ત, કફ એને કોપવનાર પદાર્થોનું ભક્ષણ, શોક, ભય, ક્રોધ, અતિલોભ, મનને ચિડ ઉત્પન્ન કરનારૂં અન્ન, રૂપ અને ગંધ એથી કરી અરોચક રોગ થાય છે. એથી કરી મોંમાં અન્ન વગેરે પદાર્થની રૂચી (સ્વાદ) શું છે તે જણાતું નથી. **ઉપચારઃ**—(૧) પીંપર, ચવક, સુંઠ, પીંપરીમૂળ, ચિત્રક, એનું ચૂર્ણ કરી લેવાથી મોંમાં રૂચિ આવે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, અન્નનું પચન થાય છે; મલબધ્ધ, કવલુ, ગુલ્મ, શૂળ કફોદર એ રોગ દૂર થાય છે. (૨) સંચળ, દ્રાક્ષ, મરી, જીરૂં, શાહજીરૂં, વરિઆળી, કોકમ, દાડમના દાંણા એની ચટણી કરી મધ, ગોળ નાંખી ભક્ષણ કરવું. (૩) એલચી, દાલચની, તમાલપત્ર નાગકેશર, એનું ચૂર્ણ કરી આપવું એટલે અરૂચિ, પિત્ત, કફસંબંધી રોગ એ દૂર થાય છે. (૪) કોકમ, ગોળ કિંવા સાકર અને એલચી દાંણા એની ચટણી કરી ખાવી. (૫) યવાનીખંડવ ચૂર્ણ આપવું. (૬) ભોજનારંભે આદુ અને સીંધવ ભક્ષણ કરવાથી તે રૂચિકર, અગ્નિપ્રદીપ્ત કરનાર અને જીવ્હા અને કંઠ એની શુધ્ધિ કરનાર છે. (૭) સાકર, સુંઠ, મરી, કોઠું એની મધમાં ગોળી કરી તે મોંમાં રાખવી એટલે સર્વ પ્રકારના અરોચકની શાંતિ થાય છે. (૮) દાડમ ખાવાં. (૯) પાકા થયેલા અન્નાસનાં ઝીણા કકડા કરી, તે ઉપર જીરા અને સીંધવની ભૂકી નાખી ખાવું (૧૦) તાલિસાદિ ચૂર્ણ આપવું (૧) અકકલકરાનું ચૂર્ણ આપવું. (૧૨) બીજોરીનું કેશર, ઘી ચોપડી, મરી, સીંધવ, નાખી આપવું. **પથ્ય** :—ઘહું. મગ, તૂવેર, સાઠી ચોખા, રાતી દૂધી, કાકડી, કુંમળા મૂળા, વેંગણ શેકટાનીશિંગો, કેળાં પડવળ, દૂધ, ઘી, લસણ, કેરી, દહીં, છાશ, કોઠું, કારેલાં, ડુંગળી, રાઇ, ચાકવત, શેપૂ, **અપથ્ય**:—તરીન, ઓડકાર, ક્ષુધા, એના વેગનું ધારણ; અધિક; અન્ન, રકતમોક્ષ, ક્રોધ, લોભ, ભય, અનેક દુર્ગંધી અને વિદ્રુપ પદાર્થ દર્શન, એ વર્જ.

## ૭. અર્શ.

( મૂળવ્યાધિ, હરશ. )

**કારણઃ**—વાતાદિ દોષ, ત્વચા, માંસ તથા મેદ એના અને તે ઠકોરના રક્તને દૂષિત કરી, ગુદસ્થાને નાના પ્રકારની આકૃતિના માસના અંકુર ઉત્પન્ન કરે છે; તે અંકુરને અર્શ (મૂળવ્યાધી ) કહે છે. અર્શના બે ભેદ છે. એક સહજ એટલે દેહની સાથે ઉત્પન્ન થનાર; બીજો ઉત્તરજન્મ એટલે જન્મ થયા પછી, મિથ્યા અહાર વિહારાદિકે કરી વાતાદિક કુપિત થઈ, તેથી કરી ઉત્પન્ન થાય છે તે. તેમજ શુષ્ક અને આર્દ્ર અર્શ બે પ્રકાર છે. ગુદાદ્વારની બાહેર હોનાર રક્તસ્રાવરહિત જે અર્શ તે શુષ્ક. એને લોકો " મૂળવ્યાધી " કહે છે. બીજા ગુદાદ્વારની અંદરની બાજુએ ઇંચ દોઢ ઇંચ ઉપર હોવાથી દેખાતા નથી. પરંતુ શૌચની વખતે કોથળીએ તે કદી બાહેર પડે છે. ત્યારે માત્ર દ્રષ્ટિએ પડે છે. રક્તસ્રાવ રહિત અર્શ, ગુદાની બાહેરની બાજૂએ હોઈ તે જાડા અને કઠીણ હોય છે. તે લગારેક ચામખિલ જેવાજ હોય છે. **પૂર્વ રૂપઃ**—સોજો, અગ્નિમાંદ્ય, અન્ન નપચવું, કુલાંનું દુઃખવું, અલ્પ પુરિષત્વ, સંગ્રહણી, પાંડુરોગની પીડા, ઉદરરોગની આશંકા, રક્તનાશ, બલહાની, પેટમાં ગડગડ શબ્દ, ઓડકાર, એ પૂર્વરૂપનાં લક્ષણો જાણવાં. **ઉપચારઃ**—(૧) ગંગાવતીનો રસ ૧ તોલો અને ઘી ૧ તોલો એકત્ર કરી આપવો. (૨) મૂળાનું કંદ પિસિ તેનું પાણી ૨ તોલા કાઢવું અને તેમાં ગાયનું ઘી ૧ તોલો નાખી આપવું. (૩) ઉન્હાળીનાં મૂળિયાં દહીંમાં આપવાં. (૪) હરીતકી, સુંઠ, ચિત્રક, એના કાઢામાં દાલચની અને જવખાર એનું ચૂર્ણ આપવું. (૫) હરીતકી, મરી, વાવડિંગ અજમો, સુંઠ એનો કાઢો આપવો. (૬) ટેંડુ, ચિત્રકમૂળ, ઈંદ્રજવ, કરંજ, સીંધવ અને સુંઠ એનું ચૂર્ણ સાત દિવસ પર્યંત પ્રાશન કરવાથી ગુદામાના અર્શ ગરી પડે છે. (૭) કડવા લીંમડાના ૨૧ પાંત્રા બારીક વાટી સોજા મગની વાટેલી દાળમાં મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમાં શેકી તે ૨૧ દિવસ ખાવું એટલે સર્વ અર્શ ગરી પડે છે. મીઠું ખાવું નહિં. સીંધાલુણ થોડું ખાવું. (૮) બાળહરડાં, ભિલામો એના ચૂર્ણના દુપટ ગોળ નાંખી ગોળિઓ કરવી. તે અનુપાન જોઇ આપવી. એટલે મૂળવ્યાધી, પાંડુરોગ, જ્વર, કુષ્ટ, કાસ, શ્વાસ, પથરી, એ રોગો દુર થાય છે. (૯) મલાવષ્ટંભ થયો હોય તો અજમો અને બીડખાર એમાં યુક્ત એવી છાશ પીવાથી ગુદામાંનો રોગ, છાશે દૂર થયલો એવો પુનઃ ઉત્પન્ન થતો નથી. છાશ પીવાથી વાંહિનિમાંનું લોહી શુધ્ધ થઈ રસ, બલ, પુષ્ટિ, વર્ણ, સારો થાય છે. અને આનંદ પણ થાય છે. તથા વાત, કફ એમના શેંકડો વિકારો નાશ પામે છે. (૧૦) સુરણ ૧૬ ભાગ, ચિત્રક ભાગ ૮, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, એનું ચૂર્ણ કરી સમાન ગોળ લેઈ ગોળિઓ કરી આપવી. (૧૧) સુરણના કંદને માટીનો લેપ કરી પુટપાક રીતે અગ્નીમાં શેકી તેમાં તલનું તેલ અને સીંધવ નાંખી તે ખાવું. [૧૨] સીંધવ, ઇંદ્રજવ, કરંજ અને કડવો લીંમડો, એની છાલ. એ ઔષધો વાટી આપવાં. (૧૩) વરધારો, ભીલામો, સુંઠ, એ ત્રણ ઔષધો સમાન લેઇ તેનું ચૂર્ણ કરી તેમાં તેના બમણો ગોળ નાંખી ગોળીઓ કરવી અને તે ખાવી. (૧૪) પીંપરનું ચૂર્ણ છાશમાં આપવું. **રક્તાર્શ ઉપર ઉપચારઃ**—(૧) બિયાંનો કલ્ક કરી તે ચોખાના ધોવરામણમાં પાવો. (૨) તલ વાટી માખણમાં મેળવી ખાવાં. (૩) નાગકેશર વાટી માખણ અને ખડીસાકર એમાં મેળવી આપવું. (૪) એકેરી મખમલીનાં સુમારે ૪૦ ફુલો લાવી ફૂલના નીચેની લીલી રજ કાઢી નાંખી વાટી રસ કાઢવો. આ રસ એક તોલો અને તેમાં તેટલુજ ગાયનું ઘી નાંખી થોડું ગરમ કરી તે આપવું. એ પ્રમાણે ત્રણ દિવસ લીધા પછી સર્વ પ્રકારનો રક્તસ્રાવ બંધ થાય છે. (૫) વિષ્ણુકાંતાનો પાલો વાટી તેની વડી ગુદાઉપર બાંધવી. (૬) તાજું માખણ ખાવું. (૭) ઇસબગોળ રાત્રે પાણીમાં ભિજવી રાખી સવારે હાથે ચોળી તે ગાળી લેઇ તેમાં ખડીસાકર નાંખી પાવું. સર્વ પ્રકારના ર-

કતસ્રાવ, જ્વર અને દાહ એ શમન થાય છે. (૮) ઘી ૪ તોલા લેઇ ગરમ પાણી બરોબર પાવું. (૯) ગાયનું માખણ ૮ તોલા, પાણી ૧૬ તોલા અને ખડીસાકર ૨ તોલા, એકત્ર કઢવી ઘી સિધ્ધ કરી આપવું. **લેપ** અને **ધુંણી**:—(૧) કડવા લીંમડાનાં બિયાં તેલમાં તળી તેમાંજ ખલવાં અને તેમાં થોડી મોરથુથાની ભૂકી નાંખી તે મલમ અર્શને ચોપડવું. બળત્રા થશે. (૨) સીંધવ, દેવડાંગરનાં બીજ કાંજીમાં વાટી લેપ કરવો. (૩) સંગજીરૂં, કલઇ સફેતો, સોનાગેરૂ, ફટકડીની લાહી, મરડાશીંગ, મિણ, હળદર એ માખણમાં ખલી ચોપડવું. (૪) સોરા અને રસકપુર એનો માખણમાં લેપ કરવો. [૫] મોરથુત લાવી લીંબુના રસમાં ઘસી તેમાં માખણ મેળવી તેનો લેપ કરવો. (૬) ભિલામાના તોઠાનો તેને લેપ કરવો. (૭) શેકટાનાં મૂળનાં રસમાં સોમલ ઘસી તેનો લેપ કરવો. (૮) નિવડુંગાના અને કારંજાના રસમાં હરતાલ ઘસી લેપ દેવો. (૯) મનુષ્યકેશ, સર્પની કાચળી, વાવડિંગ, કપાસનાં મૂળ, શમીનાં પાંત્રા, શિંગોની મોડ, હિંગ એની ધુંણી આપવી. [૧૦] શિળાનું ચૂર્ણ, શિરસ અને તેલ એકત્ર કરી, ધુંણી આપવી. [૧૧] ખારેકનાં બી ઝીણાં કરી ધુંણી આપવી. [૧૨] કડવી દોડકીનાં બી અને આંમલીની છાલ, એની ધુંણી આપવી. (૧૩) શ્વેત કરેણ અને જટામાંસી એનો લેપ કરવો. (૧૫) વાનરની વિષ્ટા, અજમાનાં ફુલ અને કળીનો ચુનો એની ધુંણી ૭ દિવસ આપવી. અર્શ ગરી પડે છે. **પથ્યઃ**—સાઠી ચોખા, મગ, કુલિત્થ, તુવેર, ચાકવત, ચીલ, ગીલોડાં, કોહળું, પડવળ, કારેલાં, સુરણ, રાઈ, છાશ, ઘી, કુંમળો મૂળો, કુમળાંરીંગણ. **અપથ્ય**:—ચણા, મઠ, મસૂર, પાવટા, ચોળી, શેલડી, કેળ, ફણસનો ગર અને શાક, જડ પદાર્થ, સવા, દુધ ગોળ.

**સૂચનાઃ**—જેને ભિલામો ઉપડતો હોય, તેણે ભીલામાનાં ઉપાય કરવા નહિં. બીજાઓએ કરવા.

---

## ૮. અસ્થિભંગ.

કંઇએક નિમિત્તથી હાડકું મરડાવાથી કિંવા ઠોકરાવાથી, પ્રથમ થંડુ પાણી છીપી હળવે હળવે થાપડવું. પછી લાલ માટીનો લેપ કરવો. (૧) શતધૌત ઘી અને ચોખાનો લોટ એકત્ર કરી તે મસળી ઉપર બાંધવો. (૨) બાવળીઆની છાલનું અથવા બિયાંનું ચૂર્ણ ૬ માસા કિંવા ૧ તોલા મધમાં આપવું, દિવસ ૩. (૩) સાંધરૂખાની કિંવા હાડસંધીની છાલ કૂટી મરડાયેલા અથવા ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી. (૪) મજીઠ, મોરાની છાલ, આંમલીનો પાલો એ સમભાગ લઈ, એકત્ર વાટી ગરમ કરી ઉપર બાંધવી. (૫) પંચવલ્કલના (વડ, પીંપળો, નાંદરૂખ, ઉબરો, પિંપળી) પાંદડાથી શેકવું. (૬) આસુંદરાની છાલનું ચૂર્ણ દુધમાં આપવું. અને છાલનું ચૂર્ણ ઘીમાં મેળવી તેનો ઘટ્ટ લેપ કરવો. (૭) હાડમોટી કરીને શેરા જેવો વેલો થાય છે. તે લાવી કુટી ઉપર બાંધવો. (૮) કિંચિત શેકેલું ઘઉંનું ચૂર્ણ મધમાં ખાવા આપવું. (૯) મજીઠ અને જેઠીમધ એ લીંમડાનાં રસમાં ખલી તેમાં સો વખત પાણીએ ધોએલું ઘી અને ચોખાનો લોટ નાંખી ઉપર લેપ દેવો. (૧૦) લસણ, મધ, અને પીપળાની લાખ વાટી, તેમાં ઘી અને સાકર નાંખી આપવું. એટલે ત્વરિત સાંધો બેસી જાય છે. (૧૧) પ્રવાળભસ્મ મધમાં આપવી. **પથ્યઃ**—ચોખા, ઘઉં, મગ, વટાણા, ઘી, દુધ, પડવળ, લસણ, શેકટો. **અપથ્ય**:—મીઠું. તીખું, ખારૂં, ખાટું, મૈથુન, ગરમ.

---

## ૯ આનાહ.

( મલબધ્ધ રોગ. )

**કારણ**:—આમ કિંવા મલ પેટમાં ઘણા દિવસ સંચય થઈ વાયુએ શુષ્ક થઈ ગડો બાઝે છે, અને શૌચથી સાફ થતો નથી, એ વિકારને આનાહ રોગ કહે છે. **લક્ષણ**—આમથી આનાહ થયો હોય તો તરસ સળકમ,

માથાનો દાહ, અમાશય મધે શૂળ, જડપણું, હૃદયને પીડા, ઓડકારનો પ્રતિબંધ, કંમર, પીઠ, પુરિષ તથા મૂત્ર એનો સ્તંભ, શૂળ, મૂર્છા મળની ઉલટી અને શ્વાસ એ લક્ષણો થાય છે પકવાશયમાં આનાહ થયો હોય તો આધ્માન વાતરોગાદિક એ લક્ષણો થાય છે. અસાધ્ય લક્ષણ—તરસે પિડિત, કલેશ પામેલો, ક્ષીણ, શૂળથી પીડાતો તથા મળ ઓકનાર, એવા રોગીને છોડવો. **ઉપચાર:**—(૧) હિંગ ૧, વેખંડ ૨, કોષ્ટ ૫, સાજીખાર ૭, અને વાવડિંગ ૯ ભાગ લેઈ, તેનું ચૂર્ણ ઉંફાયલા પાણીમાં આપવું. એટલે આનાહ, વિષુચી, હૃદ્રોગ, ગુલ્મ અને અર્ધાંગવાયુ એનો નાશ થાય છે. ( ૨ ) નસોત્તર ૨, પીંપર ૪, અને હરડાં ૫ ભાગ લેઇ, ચુર્ણ કરી તેના સમભાગ ગોળ નાંખી ખાવું. એ દારૂણ આનાહ નાશક છે. **પથ્ય:**—ઘી, ભાત, અભ્યંત, કૂમળા મૂળા, બીજોરૂં. **અપથ્ય:**—ઉલટી, મલમુત્રના વેગનો રોગ, સર્વ પ્રકારની દાળ, જાંબુ, કાકડી, અળવી, તુરા, પદાર્થ, જડાન્ન.

---

## ૧૦ આમવાત.

**કારણ:**—વિરૂદ્ધ અહારનું ભક્ષણ કરનાર, અથવા વિરૂદ્ધ ચેષ્ટા કરનાર, મંદાગ્નિ, આળસું, સ્નિગ્ધ, અન્ન ખાઇ લાગલીજ મેહેનત કરનાર, એવા મનુષ્યનો આમ ( પેટમાંનાં અપક્વ પદાર્થ ) વાયુથી કફસ્થાને જાય છે; અને ત્યાં તે કફથી દુષિત થઇ મસ્તકે જાય છે. ત્યાં કફ, વાત, પિત્ત, એમાં દુષ્ટ, અનેક વર્ણ અને ચિકટો એવો થઈ સ્ત્રોતસને કંપિત કરી, વાયુ, કફ, એને એક વખતે કોપાવી તે ત્રિંક સંધીમાં ( કેડના ભાગમાં ) પ્રવેશ કરી ગાત્રોને સ્તબ્ધ કરે છે. તેને આમવાત કહે છે. **લક્ષણો:**—અંગ મરડાઇ જવું, અરૂચિ, તરસ, આળસ, શરિરને જડત્વ, જ્વર, અન્ન ન પચવું, શરિરે સોજો આવવો, એ ચિન્હો થાય છે. અને અધિક થયો હોય તો હાથ, પગ, માથું, ઘુંટી કટિભાગ, કૂલા, અને સંધિ એમાં સોજો અને પીડા ઉત્પન્ન થાય છે. વાયુના યોગે જે ઠેકાણે આમ જાય છે. તે અંગને વીંછી ચટયા પ્રમાણે વેદના થાય છે અગ્નિમાંદ્ય, મોંમાંથી પાણી છુટવું, અરૂચિ, શરીરને જડત્વ, ખર, મુખને વિરસપણું, દાહ, અતિમૂત્ર કુક્ષીમાં, કઠણપણું, શૂળ, નિદ્રાનો વિપર્યાસ, તરસ, ઉલટી, ભ્રમ, મૂર્છા, હૃદયશૂળ, મલસ્તંભ જડત્વ, આંતરડામાં શબ્દ થવો. પેટ ફુલવું ઇત્યાદિ લક્ષણો થાય છે. **ઉપચાર:**—(૧) સુંઠ અને ગળો એનો કાઢો નિત્ય લેવાથી ઘણા દિવસનો આમવાત પણ દૂર થાય છે. (૨) સુંઠ અને ગોખરૂં એનો કાઢો નિત્ય સેવન કરવાથી આમવાત અને કટિશૂળ, પૃષ્ઠિશૂળ, એનો નાશક, પાચક અને પીડાનાશક છે. (૩) રાસ્ના, દેવદાર, ગરમાળાનો ગોળ, સુંઠ, મરી, પીપર, એરંડમુળ, પુનર્નવા ( ઘેટુળી ) અને ગળો એના કાઢામાં સુંઠનો કલ્ક અથવા સુંઠનું ચૂર્ણ કિંવા એરંડતેલ નાંખી તે આપવું. (૪) સુંઠના કાઢામાં એરંડતેલ નાંખી આપવું; એટલે આમવાત, કંબર કુક્ષી એ ઠેકાણેની શૂળ, પેટશૂળ, એ સારા થાય છે. (૫) દશમૂળના કાઢામાં એરંડતેલ નાંખી આપવું. (૬) એરંડમૂળના રસમાં સુંઠનું ચૂર્ણ મેળવી ગોળો કરી તે ઉપર એરંડાનાં પાંત્રાં વીંટી ઉપર ચીકણી માટીનો લેપ કરી પૂટપાકકૃતિએ અંગારામાં શેકી રસ કાઢી તેમાં મધ નાંખી આપવું. (૭) લઘુ પંચમૂળના કાઢામાં એરંડતેલ નાંખી આપવું. (૮) બૃહત્પંચમૂળના કાઢામાં એરંડતેલ નાંખી આપવું. (૯) ગળો, સુંઠ, એરંડમૂળ, આસંધ એનો કાઢો આપવો. (૧૦) ગળોના કાઢામાં એરંડતેલ આપવું. (૧૧) પાશેર ખજુર ફોલી પલારી પી જવું. (૧૨) ચિત્રક, કુકટી, પહાડમૂળ, ઇંદ્રજવ, અતી ગળો, દેવદાર, નાગરમોથ, સુંઠ, બાલ હરીતકી, એનું ચૂર્ણ ઉષ્ણોદકમાં આપવું. (૧૩) રાત્રે ત્રણ માસા કરિયાતામાં બે તોલા પાણી નાંખી પલારી રાખવું. સવારે વસ્ત્રગાળ કરી તેમાં બે ગુંજા કપુર, બે ગુંજા શિલાજીત, અને અર્ધો તોલો મધ એ પ્રમાણે દરરોજ સેવન કરવાથી, જીર્ણ જ્વર અને સર્વ પ્રકારનો શરિરમાં મળેલો ગરમીનો રોગ ૭ દિવસમાં દુર થઈ સારી શક્તિ આવે છે. **પથ્ય:**—રૂક્ષ, પદાર્થ, પરસેવો કઢવો,

લાંઘણુ, સ્નેહપાન, જૂના ચોખા, જવ, કુલિત્થ, સાંવ, વાત કફ એવા પદાર્થ, છાશ, લસણુ, પડવળ, કારેલાં, વેંગણ, શેકટો, ગરમ પાણી; કડવા, તીખા એવા પદાર્થ. **અપથ્ય:**—દહીં, ક્ષાર, પદાર્થ, મયાળ, અડદનો લોટ, વિરૂધ્ધાન્ન, મલમૂત્રાદિકકોનો રોધ, જાગરણ, વિષમાશન, જડ અને કફકારક પદાર્થ.

## ૧૧. ઉચકી

**કારણ:**—જડ અને મલબદ્ધ કરનારા પદાર્થોનું સેવન, થંડુ પાણી, પીવું, થંડા પાણીથી સ્નાન કરવું, થંડુ (અન્ન) ખાવું, ધુંમાડી અને ધુળ નાકમાં જવી, ગરમી અને વાયુ એનું અતિ સેવન, ઉપોષણ કરવું, ઈત્યાદિ કારણો એ આ રોગ થાય છે. **ઉપચાર:**—પીંપરનું ચર્ણ અને મોરના પીછાની ભસ્મ મધમાં કાલવી વારંવાર ચટાડવાં; એટલે ઉચકી અને ઉલટી એનો ત્વરિત નાશ થાય છે. (૨) જેઠી મધનું ચૂર્ણ મધમાં આપવું. (૩) નિર્ગુંડી નાંખીજ અને પીંપર એનો કાઢો, શેકેલી હિંગ એક માસાભર નાંખી આપવો. (૪) અલીત્યનું નસ્ય આપવું. (૫) બીજોરના રસમાં મધ અને સંચળ નાંખી આપવું. (૬) ધમાસાના કાઢામાં મધ નાંખી આપવો. (૭) સોનાના વર્ખ, માંખણમાં આપવા. (૮) નાગરમોથનાં બીજ લેઇ તે આઠગણા પાણીમાં ભિજવી રાખવાં. મૃદુ થાય એટલે વસ્ત્રથી ગાળી તેનું પાણી ૪ તોલા પ્રાશન કરવું. (૯) આંવળકંટી, પીંપર અને સુંઠ એનો કાઢો, સાકર નાંખી લેવાથી પ્રાણુનો નાશ કરનારી ઉચકીનો નાશ કરે છે. [૧૦] કોઠાનો અંગરસ મધ અને પીંપર એ સહિત લેવાથી તે હેડકી અને શ્વાસ એનો નિવારક છે. (૧૧) નિર્ધૂમ અંગારા (ધુંણી વગરના અંગારા) ઉપર હિંગ અને અડદ એનું ચૂર્ણ નાંખી તેની ધુંણી પ્રાશન કરવી. (૧૨) તનેલું દુધ અથવા સેલડીનો રસ પાવો. (૧૩) ઉધરસ ઉપરના અને ક્ષય ઉપરના સર્વ ઉપચાર, વાત, ઉધરસ, ઉચકી તથા શ્વાસ એ ઉપર યોજવા. **પથ્ય:**—ગહું, હુલગા, ચોખા, જવ, લસણ, પડવળ, મૂળા **અપથ્ય:**—વાલ, અડદ, પેંઢ, મેંઢીનું દૂધ ખાટા પદાર્થ દુધી.

## ૧૨. ઉદરરોગ

**કારણ:**—અગ્નિમાંદ્ય (અગ્નિમાંદ્યેજ સર્વ રોગ થાય છે. તથા ઉદરો તો વિશેષ કરી થાય છે.) અજીર્ણ, વિરૂધ્ધાહાર, મલાવરોધ, એ કારણોએ ઉદરરોગ થાયછે. **લક્ષણો:**—આધ્માન ( વાયુ પકડવો ) ચાલવામાટે અસામર્થ્ય દુર્બલતા, અગ્નિમાંદ્ય, સોજો, ગ્લાનિ, દાહ, તંદ્રા, એ સામાન્ય લક્ષણો થાય છે, **ઉદરોની સંખ્યા:**—જૂદાજૂદા દોષે કરી (વાત, પિત્ત, કફ,.) સન્નિપાતે, પ્લીહોદર, બધ્ધ ગુદોદર, ક્ષતોદર અને જલોદર મળી ૮ પ્રકારનાં ઉદરો થાય છે. **વાતોદર:**—વાતોદરમાં હાથ, પગ, નાભિ તથા કૂખ એ ઠેકાણે સોજો, સાંધાં તુટવા, ખાલી ઉધરસ, શરીર મરડાઇ જવું, કંબરથી નીચે જડપણું, જડપણું, જણાવું, મળનો સંચય થવો; ત્વાચા, નખ, નેત્રાદિક કાળાં રાતાં થવાં, પેટનું અકસ્માત મોટું ફુલવું, નાનું થઇ જવું, પેટ ઉપર ચારે દિશાએ ઝીણી કાળી શિરાઓનું ઉપડવું, પેટઉપર ટકોર મારવાથી ફૂલેલી પખાલ જેવો શબ્દ થાય છે. એ ઉદરમાં વાયુ ચો દિશ ફરી શૂળ કરે છે. અને ગગડે છે. કોઇ **શોથોદર** કરીને ઉદરરોગનો એક જૂદો પ્રકાર માને છે. તેમાં પેટ મોટું થાય છે. સર્વાંગે મોટો સોજો ઉત્પન્ન થાય છે અને રોગી તાટ જેવો થાય છે. એ લક્ષણો થાય છે. **પિત્તોદર:**—જ્વર, મૂર્છા દાહ, તૃષા, મોંમાં કડવાપણું, ભ્રમ, અતિસાર, નખ, નેત્રો એમાં પિળાઇ, પેટ લીલું, પીળી રાતી રેષાઓથી વ્યાપ્ત, પરસેવાથી ભીજાએલી, કઢવાથી જળ જળીત થાય, અંદર ધુણી નીકળ્યા જેવું જણાય. હાથને મૃદુ લાગે, જલદી પાક થાય, એટલે જળોદર નામ પામે છે, અને તેને ઘણી વ્યથા થાય એ લક્ષણો થાય છે. **કફોદર:**—કફોદરમાં હાથ પગના ડગળાં પડે છે, સ્પર્શ જણાતો નથી, સોજો, આવે છે, અંગ જડ થાય, ઉંઘ આવે, ઉલટી થશે એમ

# ઉદરરોગમાંનો વધારો.

## પેજ ૧૧ માંનો કોલમ બીજાની લાઈન ૮ અને ૯.

શુદ્ધ થાય એવું **ચરકે** કહેલું છે. **ક્ષતોદરઃ**—કંટકાદિ શલ્ય ,અન્નમાં મળી પેટમાં જાય એટલે પકવાશયમાં વિલોમ ( વાંકુ ચુકું ) જવાથી આંતરડામાં કાણાં પડે છે. તે સિધા જાય તો કાણાં પડતાં નથી, અથવા બગાશુ, અત્યશન કરવાથી આંતરડાં ફાટે છે. તે આંતરડાંમાંથી ગળેલા પાણી જેવો સ્રાવ પુનઃ ગુદા વાટે ઝરે છે, પેટ દુટીનાં ઉપર મોટું થાય છે, ટટોરા જેવું અને ભેદવત્પીડે અત્યંત વ્યથિત થાય છે, એને " પરિસ્રાવિ ઉદર " એમ પણ કહે છે. **જલોદરઃ**—સ્નેહપાન કરેલો, અનુવાસન બસ્તી લીધેલો, વમન લીધેલો, ઢાળક લીધેલો, અથવા નિરૂહ બસ્તી લીધેલો, એવો પુરૂષ થંડુ પાણી પિએ તો તેની તે ઉદકવહન કરનારી શ્રોતસો તત્કાળ દુષ્ટ થાય છે. તે પાણી અને શ્રોતસો, સ્નેહે ઉપલિપ્ત થવાની પહેલા પ્રમાણે ( એટલે અન્નરસ–શિપસ્નેહ ન્યાયે ) જલોદર [ એટલે પેટ બાહેર આવી ઊદર ઊત્પન્ન કરે છે. ) થાય છે તે ઉપર તગતગતું દેખાય છે, મોટું થાય છે, દુંટી પાસે ઘણું ઉચું થાય છે, ચારે તરફ તડતડવા લાગે છે, પાણીએ પેટ સઘળું ભર્યા જેવું જણાય છે. જેવી પાણીએ ભરેલી પખાલ ડબડબે છે. હાલે છે, ડબકડબક વાગે છે, તેવું પેટ થાય છે, તેનેજ જલોદર એમ કહે છે. **સાધ્ય લક્ષણઃ**-સર્વ પ્રકારનાં ઉદર જન્મતઃ અત્યંત કષ્ટ સાધ્ય છે. બળવાન પુરૂષને નવીન થએલું, અંદર પાણી થએલું ન હોય તો મોટા પ્રયત્ને સાધ્ય થાય છે. **અસાધ્ય લક્ષણઃ**—જેની આંખોને અંધારી આવેલી હોય, શિશ્ન વાંકુ થએલું હોય પેટની ત્વચા કલેદયુકત અને પાતળી થએલી હોય. બળ, રકત, માંસ અને અગ્નિ, એ જેનાં ક્ષીણ થએલાં હોય તે રોગી છોડવો. તેમજ કાંટા ફુટવા, અન્નદ્વેષ, શોષ, અતિસાર એણે પિડાએલો, તથા રેચ આપવા છતાં જેનું પેટ પુનઃ ભરાય છે, એવા રોગીને વૈદ્યોએ છોડવો. **શોથોદર ઉપરઃ**—(૧) સર્વ ઉદરો પર રેચક એ એક મુખ્ય ઔષધ છે તે પહેલાં આપવું. ત્રિફળાનું ચૂર્ણ ગોમૂત્રમાં આપવું. [૨] પીંપર અને સુંઠ, ગોળમાં આપવી. [૩.] બાળહરડાં, સુંઠ, દેવદાર, પુનર્નવા અને ગળો એનો કાઢો ગુગળ અને ગોમૂત્ર નાંખી આપવો, **સન્નિપાતોદર ઉપરઃ**—[૧] બાળહરડાં અને નિર્ગુંડીનો પાલો એકત્ર ગોમૂત્રમાં વાટી તેનો રસ બલાબલ જોઈ આપવો. [૨] ત્રિકટુ, જવખાર, અને સીંધવ નાંખી છાશ પાવી. [૩] થેરોસા અને તાંદળજાનાં મૂળીઆં પાણીમાં વાટી તેમાં ચોગણું ઘી નાંખી ઘીના ચોગણું દુધ નાંખી ઘી શેષ રહે ત્યાં સુધી ઉકાળવું, તથા પછી પાવું. એટલે સર્વ કૃત્રિમ વિષોનો નાશ થશે. **પ્લીહોદરઃ**— [૧] નિર્ગુંડીનો રસ ૨ તોલા અને ગોમૂત્ર ૨ તોલા એકત્ર કરી આપવું. [૨] રાતો રોહિડો અને હરીતકી એનો કલ્ક ગોમૂત્રમાં અથવા ભેંસના મૂત્રમાં પ્રાશનાર્થ આપવો. એટલે પ્લીહા અને સર્વ ઉદરો, મેહ, મૂળવ્યાધિ, કૃમિ, ગુલ્મ, એનો નાશ થાય છે. [૩] લસણ, પીંપરીમૂળ, અને હરડાં, એકત્ર કુટી ખાવાં અને ઉપર ગોમૂત્રનો ઘુંટડો પીવો. (૪) શેકટાના રસમાં સીંધવ, ચિત્રકમૂળ, પીંપર, ખાખરાનો ક્ષાર અને જવખાર, એનું ચૂર્ણ નાંખી ખાવો. (૫) કાળાં બોર ૨, મરી, ૦।, લવંગ, ૦।, દિકામાલી ૦।, બદામ, ૦॥, એ પ્રમાણે ભાગે લેઇ પાણીમાં બોરનાં ઠળીઆ જેવડી ગોળીઓ કરવી. અને તે આપવી. [૬] વેણનો પાલો છાશમાં વાટી સીંધવ નાંખી આપવો. (૭) કુ-

વેરનો રસ હળદર નાંખી આપવો. [૮] પીંપર અને મધ નાંખી છાશ પીવી. [૯] કપાસનાં પાંત્રાં અને સીંધવ માટલામાં, મોં બંધ કરી, ગજ પુટ પ્રમાણે બાળવાં અને તે રાખ દહીંમાં આપવી. [૧૦] શેકટાની છાલના કાઢામાં પીંપર અને મરીની ભૂકી નાંખી તે આપવો. યકૃતોદર ઉપર પણ એજ ઉપાય કરવો. **બદ્ધગુદોદર ઉપરઃ**—[૧] ખરસાણી [ થોર સેરણી], અજમો, જીરૂં અને સીંધવ એનું ચૂર્ણ આપવું [૨] **જલોદર ઉપરઃ**—સુંઠ, મરી, પીંપર, સીંધવ એનું ચૂર્ણ નાંખી છાશનું પાન કરવું. [૨] સીંધવ અને રાઇ સમભાગ એકત્ર કૂટી ગાયના મૂત્રમાં આપવી. (૩) ધોળા બરૂના મૂળોનું ચૂર્ણ મધમાં આપવું. (૪) દેવદાર ખાખરાના ફુલો, કપાસનાં મૂળ, ગજપીંપર, શેકટાની છાલ અને આસંધ એ ગોમૂત્રમાં વાટી પેટ ઉપર લેપ કરવો. એટલે સર્વ ઉદરરોગોનો નાશ કરે છે. (૫) ૪૫ તોલા કાંદાનાં બી વાટી ચૂર્ણ કરવું. અને ૫ તોલા જૂના કાંમળાની રાખ વસ્ત્રગાળ કરી, તે પ્રત્યેકમાંથી છ છ માસા લેઈ એકત્ર કરી, એક તોલાની પડીકી એવી ૯૦ પડીકીઓ બાંધવી. દરરોજ એક પડીકી પાણીમાં લેતાં જવી, એટલે સંચય થએલું જલોદરનું પાણી ઇંદ્રિદ્વારે રોજ ઝરી જઇ રોગીને આરામ જણાશે અને ત્રણ મહિનમાં રોગી સારો થશે. પેટને નસ્તર મારી પાણી કાઢવાથી કેટલાક રોગીઓને આરામ, જણાય છે. પરંતુ પુષ્ટ રોગી નસ્તર મારવાથી કાળજું જલદી સડી જઇ મરે છે. એટલામાટે પાણી કાઢવું તે મોટા વિચારથી કાઢવું. **સર્વ ઉદરો ઉપર ઉપચારઃ**—(૧) દેવદાર અને ચિત્રક એનો કાઢો આપવો. (૨) ચવક અને નાગરમોથ એનો કાઢો આપવો. (૩) દેવદાર, શેવગ, મસુર, અશ્વગંધ એ ગોમૂત્રમાં વાટી પ્રાશનાર્થ આપવું; એટલે સર્વ ઉદરો કૃમિ, સોજો, એનો જલદી નાશ થાય છે. (૪) ચવક, ૧, ચિત્રક; ૨, સુંઠ, ૩, દેવદાર, ૪ ભાગ, એના કાઢામાં ગોમૂત્ર અને નિશોત્તરનું ચૂર્ણ નાંખી આપવું. (૫) હરીતકી અને નિર્ગુંડીનો પાલો એ ગોમૂત્રમાં વાટી તેનો રસ શકત્યનુસાર આપવો. એટલે સર્વ ઉદરો, મેહ, અર્શ, કૃમિ, ગુ-



જણાય, અરૂચિ થાય, શ્વાસ થાય. ઉધરસ આવે, ત્વચાદિક ધોળાં થાય છે. પેટ નિશ્ચળ, તડતડતું; ધોળીરેષાએ વ્યાપ્ત અને મોટું થાય છે, તેની વૃધ્ધિ લાંબે વખતે થાય છે, કઠણ અને થંડુ લાગે છે, તેમજ જડ અને સ્થિર હોય છે. **સન્નિપાતોદર:**—દુષ્ટ ચાલની સ્ત્રિઓ જે પુરૂષને નખો, કેશ, મુત્ર, વિષ્ટા તથા વિટાળ એ મેળવી અન્નપાન આપે છે; અથવા જેને શત્રુ વિષપ્રયોગ કરે છે, તેને કિંવા દુષ્ટાંબુ [ એમાં સવિષ પ્રાણી; મેલું પાંત્રાં કોહેલાં હોય એવું પાણી ] તથા દૂષી વિષ [ મંદ વિષ ] એનું સેવન થવાથી, તે યોગે રક્ત તથા વાતાદિ દોષ જલદિ કુપિત થઇ, અત્યંત ભયંકર ત્રિદોષાત્મક ઉદર ઉત્પન્ન કરે છે, તે શિતકાળે, કિંવા વાવટોળ છુટે છે તે વખતે અથવા જે દિવસોમાં ખાખરાનાં ઝાડ હોય છે તે દિવસોમાં વિશેષ કરી કોપ પામે છે, તથા બળે છે, "કારણ, વખતને દૂષી વિષનો કોપ હોય છે." તે રોગી નિરંતર વિષ યોગે મુર્ચ્છા પામે છે, પાંડુરવર્ણ અને કૃશ થાય છે, તથા આયાસ કરવાથી શોષ લાગે છે. એને "દૂષ્યોદર" એવું કહે છે. **પ્લીહોદર:**—વિદાહિ [ વંશકરીરાદી ] એટલે દાહ કરનારી તથા અભિષ્યંદિ [ વદ્યાદિ ], સ્રોતઃશ્રાવક એ એવાં અન્નો નિરંતર સેવન કરનારા પુરૂષનું અત્યંત દુષ્ટ થએલું લોહી તથા કફ વધી પ્લીહા [ગાંઠ]ની વૃદ્ધિ કરે છે, એ ઉદરને "પાણુથરી" કહે છે એ ડાબી બાજુએ વધે છે. જે અવસ્થામાં રોગી ઘણોજ ગળી જાય છે, શરીરમાં ઝીણો તાવ હોય છે, અગ્નિમંદ હોય છે, તથા કફપિ-તોદર એમાં હોય છે. બળ ક્ષીણ થઇ રોગી ધોળો દેખાવામાં આવે છે. પ્લીહોદર પ્રમાણેજ યકૃતોદર પણ થાય છે. જમણી બાજુએ જે યકૃત એટલે કાળજું હોય છે તે દુષ્ટ એટલે રોગયુક્ત થવાથી પ્લીહોદર જેવુંજ ઉદર થાય છે. તેને યકૃતોદર કહે છે. **બદ્ધ ગુદોદર:**—જે પુરૂષનાં આંતરડાં ઉપસેલાં એટલે મૃદુ અન્નથી ( શોકાદિક ) અથવા બારીક બારીક ગાંગડાએ દાંટાતા જાય છે, તે પુરૂષનો દોષયુક્ત મળ હળવે હળવે અંદર, તેની નળીમાં, જેવો સાવરણીએ વાળેલો કચરો ખુણામાં સંચય થાય છે. તેવો સંચય થાય છે. તેની ગુદામાં તે મળ ગુંથાય છે, તે મોટા કષ્ઠથી એટલે દાંસા એ વગેરે થોડો થોડો બાહેર આવે છે. તે ઉદર, હૃદય તથા નાભિ એમાં મોટું થાય છે. તેના તે ઉદરને બદ્ધગુદોદર કહે છે. ગુદાની ઉપર આંતરડાં બંધાયાં જેવાં થાય છે એટલે બધ્ધગુલ્મ, એનો નાશ થાય છે. (૬) ઉંટળીનું દુધ પાવું. (૭) મીઠું, સંચળ, સીંધવ, જવખાર, અજમો, મીંપર, ચિલકમૂળ, સુંઠ, હિંગ અને વાવડિંગ એનું ચૂર્ણ ઘી ભાત સાથે આપવું. એટલે વાતોદર, ગુલ્મ, અજીર્ણ વાયુનો પ્રકોપ, સંગ્રહણી, પાંડુ, ભગંદર અને મૂળવ્યાધિ એનો નાશ થાય છે. [૮] વાવડિંગ, સાજીખાર અને બાંળાહરડાં એ સમભાગ, અને એમાંના એક ભાગનો ચતુર્થાંશ કડુ નીવડુંગનું ચીક, એ એકત્ર ખલી બલાબલ જોઇ ગરમ પાણીસાથે આપવું. (૯) કડવી ઇંદ્રાવરણીનું ફળ ભેંશના મૂત્રમાં બારી તેમાંનો ગર્ભ થોડો ખાવા આપવો. અને તે મૂત્ર ઉપર પાવું. (૧૦) ખોપરાની એક કરચ લેઈ બન્ને દાઢે તે ચાવી થોડી ખાવી. પછી તે ઉપર એક ભિલામો ખાવો. પછી પાછા થોડા કડકા ખાઇ, તે ઉપર બીજો ભિલામો ખાવો. અને તે ઉપર રહેલી કડકી ખાવી. એ પ્રમાણે એકદમ સાત દિવસ પર્યંત કરવું. ગરમ પાણી પીવા આપવું. અને આઠમે દિવસે ઉતાર ચણાની દાળ. **પથ્ય:**—કુલથા, મગ, જવ, ચોખા, છાશ, લસણ, પડવળ, કારેલાં, શેકેલા, દુધ, પાન. **અપથ્ય:**—તળેલા પદાર્થ, ભારે પાલો, તલ, ગરમ, દાહક અને ખારાં એવાં ભોજનો, દિવસે નિદ્રા.

---

## ૧૩. ઉદાવર્ત રોગ.

**કારણ:**—ક્ષુધા, તૃષા, નિદ્રા, શ્વાસ, ઉલટી, છીંક, બગાસું, ઓડકાર, નેત્રસંબંધી જલ, શુક્રધાતુ, મલમૂત્ર, વાયુ, એ તેરના પ્રાપ્ત થએલા જે વેગ તેનો નિરોધ કરવાથી વાયુ ઉર્ધ્વ ગતિ થઇ તેર પ્રકારના ઉદાવર્ત રોગ ઉત્પ-

ન્ન થાય છે. તે મધ્યે મલ, મૂત્ર તથા વાયુ એ ત્રણેના નિગ્રહે કરી જે ઉદાવર્ત થાય છે તે મોટું ઘોર પ્રાણસંકટ ઉત્પન્ન કરે છે. **સામાન્ય લક્ષણ**:—અતિશોષ, ગ્લાનિ, અતિ ક્ષીણતા, શૂળ, વિષ્ટાયુકત ઉલટી, એવાં લક્ષણો જે ઉદાવર્તનાં હોય છે તે અસાધ્ય જાણવો. ઉદાવર્ત રોગ ઉપર **ઉપચાર**:—જવખાર, સાકર એકત્ર કરી આપવો. (૨) ચોગણું પાણી નાંખી દૂધ પ્રાશન કરવું. (૩) ધમાસાનો સ્વરસ, કિંવા કેશરનો કાઢો; કિંવા કાકડીનાં બીજ વાટી, તેના પાણીમાં કેશર મિશ્ર કરી આપવું. (૪) ગોમૂત્રમાં જવાસાનું ચૂર્ણ નાંખી પાવું. [૫] એલચીનું ચૂર્ણ દૂધમાં પ્રાશન કરવું. [૬] આંમળાંનો સ્વરસ અથવા કાઢો ત્રણ દિવસ પ્રાશન કરવો. [૭] ગંધેડીની લીદનો રસ આપવો. [૮] સુકાએલા મૂળા, આદુ, પુનર્નવા, પંચમૂળ, ગરમાળો, એમાં ઘી સિધ્ધ કરી પ્રાશન કરવું. [૯] તલની સાંઠીઓની રાખ અથવા ક્ષાર ૧ માસો, દૂધમાં ગોળ ૧ તોલો નાંખી આપવો. **પથ્ય**:— ચોખા, દૂધ, લાંઘન, પાચન, એ હિતાવહ. **અપથ્ય**:—વમન, મલમૂત્ર એમના વેગનો રોધ, દ્વિદલ ધાન્યો, કમલકંદ, જાંબુ, કાકડી, અળવી, વાંસના કાદા, તુરા પદાર્થ અને જડ અન્ન.

---

## ૧૪. ઉન્માદ રોગ.

**કારણ**:—ભય, શોક, કામ, ઇચ્છિત સ્ત્રી અગર પુરૂષ એમની પ્રાપ્તિ ન થવી, વિરૂધ્ધ ભોજન, બલવાન પુરૂષાદિકથી મસ્તી કરવી, અલ્પ સત્વગુણી પુરૂષના વાતાદિ દોષ કુપિત થઇ, આપણો નિત્યનો માર્ગ છોડી અન્ય મનોવાહિની, તે નાડી, ત્યાં સુધિ જઇ જ્યારે ચિત્તનો વિભ્રમ કરે છે, ત્યારે તે રોગને ઉન્માદ એમ કહે છે. **લક્ષણ**:—વિષય ન છતાં હસવું, ગાવું, નાચવું, પ્રીતિ કરવી, લજ્જા છોડવી, બુધ્ધિ વિપર્યય થવી, રોવું, ઊંઘનો નાશ, એકાંતે જઈ કંઇ કહેવાથી ઉદ્વેગ, કરવો, ભ્રમ, એ લક્ષણો હોય છે. **અસાધ્ય લક્ષણ**:— જે રોગી મોં ઉપર કિંવા નીચે રાખી રહે છે, સર્વકાળ જાગૃત રહે છે અને ક્ષીણ, એવો અસાધ્ય જાણવો. **ઉપચાર**:—(૧) અપસ્માર ઉપરનાં ઔષધો આપવાં. [૨] નવસાગર અને ચુનો એકત્ર કરી દાબડીમાં ભરી તે સુંઘવાને આપવું. (૩) ધોળા કાંદાના રસનું અંજન કરવું. [૪] સુંઠ, મરી, પીંપર, હિંગ, સીંધવ, વેખંડ, કુટકી, શિરસવ, કરંજબી, ધોળો શિરસ, એ સમભાગ લેઇ ગોમૂત્રમાં વાટી ગોળી કરી તેનું અંજન કરવું. એટલે ચોથીઓ તાવ, ઉન્માદ [ઊન્મત્ત વાયુ), અપસ્માર એ દૂર થાય છે. [૫] રોગીને બાંધી રાખવો. સર્પ ઇત્યાદિ ભયંકર જનાવરો દેખાડી બિવરાવવો અને શરીરે સરસવનું તેલ ચોપડી ગરમીમાં બેસાડવો અથવા જમીનપર સુવાડવો. ગરમ પાણી તેના શરીરપર ફેંકવું, કિંવા લોહાદિક તપાવી ડામ દેવાનો ભય દેખાડવો. [૬] બ્રાહ્મી, કોળું, વેખંડ, શંખ પુષ્પી એનો અંગરસ, જૂદો જૂદો કાઢી તેમાં મધ અને કોષ્ટનું ચૂર્ણ મેળવી પાવાથી બધા ઉન્માદ રોગ દૂર થાય છે. (૭) ધંતુરાના પાંત્રાનો રસ અથવા બિંયાં ૪ અથવા ૫ ઘીમાં આપવાં. (૮) ધમાસાનો અથવા બાળ હરડાનો કાઢો ઘી નાંખી આપવો. (૯) દશ મુળોનો કાઢો ઘી નાંખી આપવો. **પથ્ય**:—ગહુ, મગ, ચોખા. ધારોષ્ણ દુધ, ઘી, જુનું કોહોળું, પડવળ, ચાકવત, તાંદળજો, નાળિએર, કોકું, ફણસ. **અપથ્ય**:—ગરમ ભોજન, મધ, વિરૂદ્ધાશન, નિદ્રા, ક્ષુધા અને તૃષા એનો રોધ કરવો, વ્યાયામ કરવો, કારેલા, ભાજી, પાલો.

---

## ૧૫. ઉપદંશ

( ગરમી. )

**કારણ**:—જે સ્ત્રિઓ ઘણા પુરૂષોથી સંગ કરે છે એવી સ્ત્રિઓનો સંગ થવાથી; મૈથુન પછી શિશ્ન ન ધોવાથી; રજસ્વાલા, સુવાવડી અને રોગી એવી સ્ત્રિઓનો સંગ કરવાથી, અથવા શિશ્ન જગાએ હાથ, નખ અને દાંત એનો કઠોર સ્પર્શ થવાથી આ રોગ થાય છે. **લક્ષણો**:—ઇંદ્રિઉપર અને ઇંદ્રિની અંદરની બાજુએ ચાંદી પડવી, અને મણીનો કડો સુજવો,

બન્ને બાજુના જંઘાના મુળોમાંના નળની મુખ નીચેની ગાંઠ સુજી મોટી થવી, એટલે જેને બદ કહે છે તે થવું, અને તે પકવ દશાએ આવી ફુટયા પછી સર્વ શરીરમાં લોહીનું દુર્ગંધિયુકત થઈ વહી જવું, ધાતુસ્થાન બગડવું, તથા તે યોગે બધા શરીરમાંનું દુષિત થઇ સર્વ શરીરઉપર અને હાથ, પગ, અંડ અને મુખ એના ઉપર નાયટાંજેવી ચાંદીઓ પડી તેનું પરિણામ, દુસ્તર વ્યાધિ જેવું (મહા રોગ જેવું) થવું, અને અતિશય દુઃખે (ગર્મીએ) લિંગનાશ, કૃમિ, મૂત્રસંકોચ, મૂત્રનું ઝરવું, ગાંઠ, ઇત્યાદિ વિકાર થવા; પરમો, ઈત્યાદિ લક્ષણો થાય છે. **ઉપદંશથી થનારા પરિણામ**:—આ રોગ ઉપર ત્વરિત ઉપચાર કરવા. ઉપદંશના યોગે મુખ્યત્વે કરી શરીરમાંનું શુક્ર અને શોણિત (ધાતુ અને લોહી ) બગડી પ્રથમતઃ સર્વ વીર્યનો નાશ થાય છે; પછી લોહી શોષણ થાય છે; સંતતીનો અભાવ થાય છે. શકિત ક્ષીણ થયા પછી અર્થાત શરીર ધોળું નિસ્તેજ થાય છે. અરૂચિ, અત્યાહાર એલક્ષણોથઈ શરીરમાં તાવનો સંચાર થાય છે. તેમાંજ ઉધરસ ઉત્પન્ન થાય છે; અને સર્વ હાડકાંમાંનું તેજ નષ્ટ થઈ ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. બદ થયેલું હોય તેજ વખતે યોગ્ય ઉપચાર થઇ ન બેસી જાય અથવા ફુટી તેમાંનો દમ નીકળી જઈ તેનો ઉપશમ નથાય, તો ગર્મ શરીરમાં મરી બધુ અંગ, વૃષણ, ઇંદ્રિએ ઠેકાણે ચાંદી પડી, તે ફુલવા આવી તેમાંથી દુર્ગંધીયુકત પરૂં અને પાચનો સ્રાવ થાય છે. તે યોગે શરીરમાંનું સર્વ લોહી બળી જઈ શોષણ થાય છે. શરીરને દુર્ગંધી આવવા લાગે છે. દાંતો ઉપર મળ ચોટે છે. પેટમાં કિટ સંચય થાય છે. જ્વરોદ્દભવ થાય છે. પગે સોજો આવે છે. અને તેવાંજ પરિણામ થાય છે. પ્રસંગે કરી **ફિરંગોપદંશની સંપ્રાપ્તિ અને લક્ષણઃ**—ફિરંગ નામક દેશમાં આ રોગ ઉત્પન્ન થાય છે. ફિરંગી લોક એ દેશમાં આવ્યાથી એ રોગનો ઘણો પ્રાદુર્ભાવ થયો. આ રોગ જે સ્ત્રિને અથવા જે પુરૂષને થયો હોય. તેના અતિસહવાસ કરનારાં જે માણસ તેમને પણ એ થાય છે. **તેના પ્રકારઃ**—બાહ્યફિરંગ–અંદરના અંગ ઉપર ફોડ અને તેને ઠેકાણે વેદના મંદ તે ફોલ્લા ફુટલાની વ્રણ જેવા જણાય છે. એ સુખસાધ્ય છે. અભ્યંતર ફિરંગ એમાં શરીરની અંદર સંધીને ઠેકાણે ફોલ્લા થઈ ફુટી વ્રણ થાય છે અને તે ઘણા દિવસ રહે છે. તેથી વેદના ઘણી થાય છે આ રોગ કષ્ટસાધ્ય જાણવો. એ બન્નેના લક્ષણે જે યુકત હોય છે તે બાહ્યાભ્યંતર જાણવો. ફિરંગોપદંશના સાધારણ ઉપદ્રવઃ—કૃશપણું, બલક્ષય, અગ્નિમાંદ્ય, દુર્ધર વ્રણ, નાક ઝરવું, હાડનું વાંકું થવું, એ ઉપદ્રવો જાણવો. ઉપદંશ ઉપર **ઉપચારઃ**—પહેલાં રેચ આપવો. (૧) વરધારા, ભિલામો, સુંઠ, બાલ હરીતકી, આસકંધ, ગોખરૂ, એનું ચૂર્ણ કરી ૧ તોલા છાશમાં નાંખવું. અને તેમાં ગોળ ૧ તોલો મેળવી આપવું. ૨ કાચકી પાલાનો રસ કાઢી તેમાં ઘી નાંખી તે ૭ દિવસ આપવો. (૩) રાતી ચણોકીના પાંદડાંના રસમાં જીરાની ભૂકી અને ખડીસકાર નાંખી તે રસ આપવો. દિવસ ૭ પથ્ય ઘઉંની રોટલી અને તુવેરની દાળ અલુણી. (૪) કડવાં લીંમડાનો પાલો અને ખડીસાકર એકત્ર વાટી સવારે ખાવાને આપવો. દિવસ ૭ પથ્ય ઉપર કહેલી. (૫) ઝાંઝેટાનાં ઝાડ મૂળસુદ્ધાં ઉપાડી લાવી પછી તેનાં સળો કાપી નાંખવાં અને રહેલા છોડનો રસ ૪ તોલા કાઢી તેમાં જીરાની ભૂકી પૈસા ભાર નાંખી તે આપવો. દિવસ ૭. પથ્ય ઉપર કહેલી. ઉતાર.—જાસવંદ (જાસુંદી) અથવા બોર, બન્નેના પાંદડાંનો રસ આપવો. એટલે આગ રહેશે. ૬ ઝિંઝરટીનો પાલો મુઠી એક વાટી તેમાં થોડુ જીરૂં અને ધાણાંનાખી ૭દિવસ આપવો. શાવલિંગ (૭) શાવલીંગીના વેલાનો રસ ગાયના દુધમાં ૪ તોલા પર્યંત મેળવી તેમાં જીરૂં અને સાકર નાંખી આપવો. (૮) કડવાં પડવળ, કડવો લીંમડો, હરડાં, બહેડાં, આવળકંદી, કરિયાતુ એનો કાઢો આપવો. કિંવા ખેર અને અસાણો એનો કાઢો ત્રિફળા સહીત, કિંવા ગુગુળ સાથે પાવો; એટલે સર્વ પ્રકારના ઉપદંશનો નાશ થાય છે. [૯] આંબાની છાલનો ૪ તોલા સ્વરસ લેઈ ૧૬ તોલા બકરીના દુધમાં નાંખી પ્રાશન કરવો દિવસ ૭. તે ઉપદંશ–વ્રણને હિતકારક થાય છે. ( ૧૦ ) જાઈના કુમળાં

પાંદડાંનો સ્વરસ ૨ તોલા, ગાયનું ઘી બે તોલા અને કિંચિત રાળ નાંખી, તે પ્રાતઃકાળે સેવન કરવું એટલે પાંચે પ્રકારના ઉપદંશનો નાશ કરે છે. એ ઉપર ઘહું અને ઘી એની પથ્ય કરવી. ( ૧૧ ) કપાસના અને રિંગણીના મુળોની છાલ, હિંગલોક, હરતાળ અથવા શિલામો એ એકત્ર કુટી છલમમાં નાંખી હોકામાં પીવામાં આપવી. મોં આવશે પછી રોગ સારો થયા પછી ફટકડી અથવા ખેરની છાલ અને બાવળીની છાલ, ઇત્યાદિકોને કાઢો કરી તેને ગળી પાવો. શરીરમાં જામેલી **ગર્મી નીકળી જવા માટેઃ**—(૧) ગોખરૂં ૧ તોલો, કંકોલ પા તોલો અને ખડીસાકર ૧ તોલો એનો અષ્ટ માંશ કાઢો આપવો. ( ૨ ) સતત એક વર્ષ પર્યંત વાંકેરીનું ભાથું ગાયના દુધમાં ઘસી પ્રત્યેક એક વખત પ્રમાણે સેવન કરવાથી, શરીર ઉપર ઉઠેલા ડાગ અને સાધારણ ચાંદીઓ સારી રીતે સારાં થઈ શરીરમાંનું લોહી શુધ્ધ થાય છે; એટલુંજ નહીં પણ ક્ષય, નાડીવ્રણ, ઇત્યાદિ વિકારો ઉપર એ દિવ્ય ઔષધ છે. જે રોગીના શરીરપર ચાંદીઓ ઉઠતી હોય, તેને આજ ઔષધ થંડા પાણીમાં ઘસી ઉપર ચોપડવું. (૩) ઉંબરાનાં જે મૂળ સાધારણ જંઘા જેવડાં મોટાં હોય, તે જગા ખોદી મૂળ મોકળાં કરવાં. તે મુળનીચે એક વાસણ રાખી કરવતથી તે મૂળ વહેરવું. એ પ્રમાણે સાયંકાળે કરવાથી ચાર પ્રહર રાત્રીમાં તે વાસણમાં ઉંબરાનો દ્રવ દરશે. તે વસ્ત્રગાળ કરી બાટલીમાં ભરી રાખવો; અને રોગીની શકત્યનુરૂપ ૪ તોલા પર્યંત લેઈ, તેમાં જીરાની ભુકી અને ખડીસાકર ૧૧ તોલા પર્યંત નાંખી સૂર્ય–ઉદય થયા પછી પ્રાતઃકાળે અને સૂર્યાસ્ત થયાં પહેલાં બે ઘડી દિવસ હોય તે વેળા સાયંકાળે, એ પ્રમાણે એક અઠવાડિયું આપવાથી સારો ગુણ આવે છે. રોગી અશકત અને ઉષ્ણ પ્રકૃતિનો હોય તેનેજ આ ઔષધ આપવું. એ ઔષધથી પરમો પણ જાય છે. પથ્ય–ફકત ઘહુંની રોટલી, ઘી અને સાકર. ( ૪ ) ધોળા કમળનું કંદ લાવી સ્વચ્છ ધોવું; અને કુટવું; એટલે તેમાંથી જે રસ આવે તે શકત્યનુરૂપ પાશેર પર્યંત લેઈ તેમાં આદીરાજની અંતરછાલનું ચૂર્ણ અને ગાયનું દુધ નાંખી સર્વ મિશ્રણ સરખું કરવું. પછી જીરૂં અને ખડીસાકરનું ચુર્ણ નાંખી આપવું. (૫) ચોપચનીનું ચુર્ણ આપવું. (૬) ચોપચનીનો પાક આપવો. **ગર્મીની ચાંદી ઉપર ઉપચારઃ**—(૧) કરેણાના મુળ વાટી લેપ શિશ્ન ઉપર કરવો. એટલે ઉપદંશ સંબંધી અસાધ્ય પીડા પણ દુર થાય છે. (૨) વિલાયતી ધંતુરાનું અથવા મોગલી એરંડાનું દુધ ( રસ ) ચાંદી ઉપર ચોપડવું, એટલે ચાંદી જલદી ભરાઇ આવે છે. (૩) ત્રિફળાના કાઢાએ અથવા માકાને રસે વ્રણ ધોવું. (૪) મોચરસ, ચીકણી સોપારીની રાખ, બોરડીની છાલનું ચુર્ણ, શંખજીરૂં એ ઔષધો ઝીણાં વાટી તેનું ચુર્ણ ક્ષત ઉપર લગાવી બાંધવું. ( ૫] ધોળો કાથો અને ચીકણી સોપારીની રાખ, એનું ચુર્ણ ક્ષત ઉપર નાંખવું. (૬] રસકપૂર, ધોળો કાથો, મુરદાડશિંગ, શંખજીરૂં, માયફળ [માંયા), સોપારીના કોલસા એ ઔષધો ઝીણાં કરી, ઘીમાં ખલ કરી ચોપડવા. [૭] મોહળનું મીણ, શિંદુર અને કાગનો રસ, એ તોલો લેઈ આઠ તોલા ઘીમાં કઢવી, જાડું થયા પછી ઉતારવું એ મલમ ચોપડવાથી ગર્મીની ચાંદીઓ, વ્રણ, નાડીવ્રણ, (હાડવ્રણ ) એ સારાં થાય છે. ( ગોપીચંદન અને મોરથુથુ પાણીમાં ખલી ચોપડવું. (૯) સંગજીરૂં લીંબુના રસમાં વાટી ચોપડવું અને ગોખરૂની ભૂકીની ધુંણી આપવી. (૧૦) હિંગલોક, કપાસના અને રીંગણીના મુળોની છાલ, એની ધુંણી આપવી. અથવા ધુમ્રપાન કરાવવું. એટલે સર્વ વ્રણ, ઊપદંશવ્રણ, પ્રમેહ અને અમલપિત્ત, એનો નાશ થાય છે. **બદઃ**— ગર્મી અંદર થઇ, શિશ્નની ઉપરની સધિમાં લાંબી ગાંઠો આવે છે તેને બદ કહે છે. તેની ઉપેક્ષા થયાથી મોટા કષ્ટે અને ઘણા કાળે પાકે છે અને વેદના અતિ દુઃસહ થાય છે. **બદ ઉપર ઉપચારઃ**—[૧) સારી ગાંઠ બંધાય તોજ તેને પુષ્કળ જળો લગાડી લોહી કઢાવવું અને કડવા લીંમડાનો પાલો, થોડું પાણી નાંખી વાટી, તેમાં હળદર અને ઘી નાંખી ગરમ કરી

ઉપર બાંધવું. (૨) ચુનો, દગડીપાષાણભેદ, ભીલામો, એકત્ર બાળી તેની પટી બાંધવી. (૩) લસણ ભીલામો અને શેકટાની છાલ એકત્ર વાટી ઉપર બાંધવી. [૪] ચિત્રાનાં મુળો લીંબુના રસમાં ઘસી ચોપડવાં. (૫) ધુપ, ગુગળ, બોળ, વછનાગ અને ચણોઠીની દાળ, પાણીમાં ઘસી કિંચિત ગરમ કરી લેપ લગાવી તે ઉપર અસાળીઓ ચોપડવો. આ ઔષધ ઘણુંજ આકર્ષણ કરનાર અને ગાંઠ વેરનાર છે. [૫] ચીકણની છાલનાં લાલવર્ણ કુંમળાં પાંત્રા લાવી, ચંદન પ્રમાણે બારીક વાટી તેનો ગોળો કરી બદપર લગાવી, તે ગોળા ઉપર વારંવાર થંડુ પાણી નાંખતા રહેવું. એ ઔષધથી કેટલીએક ગરમ ગાંઠ હોય તોપણ તે ત્વરિત પાકી સૈલ થાય છે, અને તે ઉપર નરમાછ આવે છે. [૬] ગાંઠ કથતી હોય તોજ તેને કાથો અને રેવંચીનીનો શિરો, કપાસના દુધમાં ઘસી દિવસમાં બે વખત, એ પ્રમાણે ત્રણ દિવસ લેપ કરવો, એટલે ગાંઠ બેસે છે. [૭] ત્રિધારી થોરિઆના ઝાડના મુળોનો રસ ચોપડી, ઉપર તેજ ઝાડનાં મુળોપાસેની માટી ચોપડવી. એટલે ત્રણ દિવસમાં ગુણ આવે છે. [૮] સાબુ, ચુનો અને ભિલામો ઘસી લેપ કરવો. એટલે સર્વ પ્રકારની ગાંઠો બેસે છે. **પથ્ય**:—વમન, રેચન, જવ, ચોખા, મગની કણકી, ઘી, કારેલાં, પડવળ, કુંમળા મુળા કડવા અને તુરા પદાર્થ, મધ, તલનું તેલ. **અપથ્ય**:—દિવસે નિદ્રા, મુત્રરોધ, જડ અન્ન, મૈથુન, ગોળ, મહેનત, ખાટા પદાર્થ, તેલવાળા પદાર્થ, વાતુલ પદાર્થ.

---

## ૧૬. કર્ણ રોગ.

**કારણ**:—થંડી, જલમાં ક્રીડા કરવી, કાન-ખંજોળતાં દુખાવું, શસ્ત્રાદિકોનો મિથ્યા યોગ અને બીજા દોષ કોપાવનાર હેતુ, એ દોષોનો કોપ થઈ, કર્ણશિરામાં પ્રવેશ કરી, તેમાં શુળ ઉત્પન્ન કરે છે. આ કર્ણરોગ ૨૮ પ્રકારના છે. કાનમાં રસાદિક નાંખવા તે ભોજનના પહેલાં નાંખવાં, અને તૈલાદિક અસ્તમાન પછી નાંખવાં. **કર્ણશૂળ ઉપર**:—(૧) આદુનો રસ, મધ, સીંધવ, સરસવનું તેલ, એકત્ર કરી, તેલ શેષ રહે ત્યાં સુધી પચન કરવું; તે થોડું ગરમ થતાંજ કાનમાં નાંખવું. (૨) લસણ, આદુ, શેકટો, વાયવર્ણના મુળો અને કેળ, એનો રસ ગરમ કરી કાનમાં નાંખવો. (૩) કપાસનાં પાકેલાં પાંદડાંને ઘી ચોપડી દેવતા ઉપર શેકી તેનો રસ કાઢી કાનમાં નાંખવો. (૪) દિંડના મુળોનો કલ્ક કરી તેમાં તેલ નાંખી પચન કરવું; તે કાનમાં નાખવો એટલે ત્રિદોષ જનિત કર્ણશુળનો નાશ થાય છે. (૫) હિંગ, સીંધવ, સુંઠ, એના કલ્કમાં તેલ નાંખી પચન કરી તે કાનમાં નાંખવું. (૬) શેરની ડીરીનો, અંગારામાં નાંખી રસ કાઢી તે કાનમાં નાંખવો. (૭) લીંબુરસમાં કિંવા હોકામાંના પાણીમાં કોડીની ભસ્મ નાખી તે કાનમાં નાંખવી. (૮) ભાંગરાનો રસ, કુંવાડીઆના મુળોનો રસ, લસણનો રસ, કાંદાનાં પાંત્રાનો રસ, આદુનો રસ, એ એકત્ર ગરમ કરી કાનમાં નાંખવો. (૯) સમુદ્રફેણની વસ્ત્રગાળ ભૂકી કાનમાં નાંખી તે ઉપર લીંબુના રસનું ટીપું પાડવું. **કર્ણસ્રાવ**:—એટલે કાનમાંથી પરૂ વહે છે તેને માટેઃ—(૧) શિંદુર મધમાં મેળવી કાનમાં નાંખવું. (૩) મરેલી વીંછી તેલમાં કઢવી, તે તેલ કાનમાં નાંખવું; એટલે સર્વ કર્ણરોગનો નાશ થાય છે. (૪) સુંઠ, સીંધવ, દેવદાર, હિંગ, વેખંડ એના કાઢામાં તેલ નાંખી, તેલ સિધ્ધ થયા પછી તે કાનમાં નાંખવું; એટલે તણખ, સ્રાવ એ બંધ થાય છે. (૫) સવાગી ફુલવી કાનમાં નાંખવી. (૮) રાળથી ત્રગણુ તેલ લેઈ એકત્ર કઢવી પછી ગાળી તે કાનમાં નાંખવું. (૯) કાળી તુળશીનો રસ અને ભાંગરાનો રસ દિવસમાં ચાર પાંચ વખત કાનમાં નાંખવો. (૧૦) શેકટાના સુકાએલા ફુલોનું ચુર્ણ અથવા તેલ સીધ્ધ કરી કાનમાં નાંખવું. (૧૧) કપાસના ફુલોનો અને ભુઇ આવળીનો રસ કાનમાં નાંખવો. (૧૨) મધ કાનમાં નાંખવું. (૧૩) બાવળીઆની છાલના કાઢાએ, ત્રિફળાંના કાઢાએ અથવા કાથાનું પાણી કરી તેણે કાન ધોવો. (૧૪) તલના તેલમાં લસણની કળીઓ તળી તે તેલ કાનમાં નાંખવું. [૧૫] બીજોરાના રસમાં સાજીખાર

નાંખી તે કાનમાં નાંખવો. એટલે સણકા અને સ્રાવ એ દુર થશે. [૧૬] સમુદ્રફેણનું ચુર્ણ કાનમાં નાખવું. તે સ્રાવ, વ્રણ, સણકા એનો નાશ કરે છે. [૧૭] ગોમુત્ર મંદોષ્ણ કરી તેણે, ગરમાળાના કાઢાએ, તુળશીના રસે, કાન ધોવો. [૧૮] રસાંજન સ્ત્રીના દુધમાં ઘસી તેમાં મધ નાંખી તે કાનમાં નાંખવું. [૧૯] જાઇના રસમાં તેલ પચવી તે કાનમાં નાંખવું. [૨૦] ડમરાનો રસ કાનમાં નાંખવો. (૨૧) વડ, આંબો, જાંબુ અને મહુડાના કુમળાં પાંત્રાના કલ્કમાં, તલનું તેલ ચોગણું નાંખી, તેલ સિદ્ધ કરી કાનમાં નાંખવું. **કૃમિકર્ણઃ**—(કાનમાં કીડા પડે છે કિંવા બગઇ ઇંડું મુકે છે તે ઉપર):—(૧) સરસવનું તેલ કાનમાં નાંખવું. (૨) રિંગણીના ફળોની ધુમાડી આપવી. (૩) નીગુંડી, શેવડો કિંવા કળલાવીના કાંદા એ પ્રત્યેકનો રસ કાનમાં નાંખવો. કપુરનું પાણી કરી કાનમાં નાંખવું. (૪) ફાંગણાનાં મૂળ, ગોમૂત્રમાં ઘસી કાનમાં નાંખવાં. **બગઇ, કીડા, ગોમ વગેરે કાનમાં ગયાં હોય તો**:—(૧) કાંગનો, ઉતરણીનો, અથવા તિલવણીનો રસ કાનમાં નાંખવો. (૨) કાસુંદરાનો અથવા શેવડાનો રસ કાનમાં નાંખવો. (૩) ગીલોડીના પાંત્રાનો રસ અને તેલ કાનમાં નાંખવું. (૪) દીવીના નીચે જમેલું તેલ કિંવા મધ કિંવા એરંડતેલ કાનમાં નાંખવું. (૫) તગર અને ખાખરનાં મૂળ દાંતે ચાવી તેની લાળ કાનમાં નાંખવી, તે તાત્કાળ બગઇનો નાશ કરે છે. (૬) કળલાવી, લીલો ભાંગરો, સુંઠ, મરી, પીંપર, એને એકત્ર કરી વસ્ત્રમાં બાંધી તે પોટલી કાનમાં પીલવી. કર્ણજલૌકા, કૃમિ, ખાલી વગેરેનો નાશ થાય છે. **કર્ણનાદ**:—એટલે વાયુની ગતિ શબ્દવાહિની શિરા (રેષા)માં જવાથી નોબત, મૃદંગ, શંખ ઇત્યાદિકોના શબ્દજેવો શબ્દ સાંભળવામાં આવે છે તેને માટેઃ—[૧] કાંગનો રસ કાનમાં નાંખવો. (૨) ઝંઝેટાના ક્ષારનું પાણી અને કલ્ક, એમાં તલનું તેલ નાંખી સિધ્ધ કરવું; અને કાનમાં નાખવું. (૩) હિંગ, તિરફળ અને સુંઠ, એ સરસિયામાં નાંખી કઢવી તે કાનમાં નાંખવું; એ ત્રણે ઉપચારો કર્ણનાદ અને બાધિર્ય એનો નાશ કરશે. (૪) હિંગ્વાદી તેલઃ—હિંગ, નાગરમોથ, દેવદાર, વરિઆળી, મૂળાવી રાખ, ભોજપત્ર, યવક્ષાર, સીંધવ, સંચળ, સોરા, સરગવો, સુંઠ, સાજીખાર, બિડલોણ, સુરમો, મહાળુંગ, કેળ એનો રસ અને મધુસુકત, લીંમડાનો ૬૪ તોલા, મધ ૧૬ તોલા અને પીંપર ૪ તોલા નાંખી, ઘીના વાસણમાં બંદ કરી, ડાગરની રાસમાં પુરી રાખવું. એક મહિનો થયા પછી કાઢવું, તેને મધુસુકમ એમ કહે છે. એમા તલનું તેલ નાખી સિધ્ધ કરવું; તે કર્ણરોગ, કર્ણનાદ, બાધિર્ય, ભાંભેર મસ્તક, કાન, કાનની નળી, એમાંની શૂલ, એનો નાશ કરે છે. આ ચરક અને શ્રુશ્રુત એને માન્ય છે. (૫) કપાસના જીંડવાંનો રસ નિત્ય કાનમાં નાંખવો. **બાધિર્ય ઉપર** (બહેરપણા ઉપર):—ગોમૂત્રમાં બીલાં વાટી તેમાં પાણી, બકરીનું દૂધ અને તેલ નાંખી પચવી સિદ્ધ કરવું અને તે કાનમાં ઘાલવું. (૨) બૃહત્પંચ મૂળની સાંઠીઓ લાવી, તે આઠ આંગળ પ્રમાણે કાપી તેને રૂ વિંટાળી તેમાં પલારી સળગાવવી. તેમાંથી જે તેલ પડે છે સુખો-ઉષ્ણ કાનમાં નાંખવું. (૩) કાંજી, મહાળુંગનો રસ, મધ, ગોમુત્રમાં, એમાં; કિંવા આદુનો રસ, મધ, સરગવાના કાંદાનો રસ અને કેળનનાં કાંદાનો રસ એમાં; અથવા સુંઠ, ધાણા, હિંગ એના કલ્કમાં તેલ સિધ્ધ કરી કાનમાં નાખવું. (૪) નીગુંડી, જાઇનો પાલો, રૂ, ભાગરો, લસણ, કેળ, કપાસ, સરગવો, તુળસી, આદુ, કારેલાં, એનાં રેસમાં તલનું તેલ નાંખી, તેમાં વછનાગ નાંખવો તથા પચન કરવું તે કાનમાં નાંખવું એટલે બાધિર્ય, કર્ણનાદ, કૃમિ શણકો અને પરૂ એનો નાશ કરે છે. (૫) સુંઠ, સીંધવ, પીંપર, નાગરમોથ, હિંગ, વેખંડ અને લસણ એનાં કલ્કમાં તલનું તેલ નાંખી તેમાં કપાસનો અને ખાખરાનો રસ નાંખી સિધ્ધ કરવું; તે કર્ણરોગ, બહેરાપણું એનો નાશ કરે છે. **પથ્યઃ**—ગહું, ચોખા મગ, જવ, ઘી, પડવળ, સરગવો, વાંગ, કારેલાં **અપથ્યઃ**—માથા ઉપરનું સ્નાન, વ્યાયામ, કફકારક અને જડ એવા પદાર્થ.

## ૧૭ કમળો.

**કારણ અને લક્ષણ:**—અતિ પિત્તકારક પદાર્થોના સેવને કરી પિત્ત, લોહી અને માંસ એ દૂષિત થઇ ચામડી, નખ; મુખ, હળદર જેવાં પીળા થાય છે. મલ અને મુત્ર એ રકતવર્ણું અને પિતવર્ણ થાય છે, અને દાહ, અગ્નિમાંદ્ય, દુર્બલપણું, અરોચક ઇત્યાદિ લક્ષણો થાય છે. **ઉપચાર:**—(૧) એરંડાના પાંદડાંનો અથવા કુંખોનો રસ ૪ તોલા કાઢી તેમાં ગાયનું દૂધ નાંખી આપવો. (૨) ઘઉં લેઈ તેમાં લોખંડની કડછી અગ્નિમાં લાલ કરી દબાવી અને તેને જે ધુમાસ આવે તે આંખોમાં આંજવો. (૩) દૂધમાં સુંઠનું ચૂર્ણ નાંખી આપવું. (૪) નરમાંના જીંડવાનો રસ નાકમાં નાંખવો. (૫) દેવડાંગરના ફળોનું ચૂર્ણ ચોખાભાર નાકમાં સુંઘવું, એટલે નાકમાંથી પીળો સ્રાવ થઇ ૨ પ્રહરે કમળો ઉતરશે. (૬) કડવા તુરીયાનું ચૂર્ણ ૧ ચોખાભાર નાકમાં સુંઘવું. (૭) સવારમાં રાતી સેલડી ખાતાં જવું. (૮) કડવા લીંમડાની અંતરછાલનો કાઢો અથવા રસ કાઢી તેમાં મધ અને કિંચિત સુંઠની ભૂકી નાંખી આપવો. (૯) એરંડાનાં મૂળ મધમાં ઘસી ચટાડવાં. (૧૦) ધોળી કુંગળી અને ગોળ એકત્ર વાટી તેમાં થોડી હળદર નાંખી ખાવી. (૧૧) ગળોનો રસ આપવો. **પથ્ય:**—જવ, ઘઉં, ચોખા, મગ, મસુર, તુવેર, પડવળ, તાંદળજો. **અપથ્ય:**—ભાજીપાલો, હિંગ, પેંડ, પાન, તીખું, ખાટું, ઉષ્ણ અન્ન.

---

## ૧૮. કાસરોગ.

(ઉધરસ.)

**કારણ:**—મોંમાં અથવા નાકમાં ધણી ધુંવાડી જવાથી, અતિવ્યાયામથી, અમ્લ પદાર્થ ખાવાથી, સત્વર ભોજન કરવાથી; અને મલ, મૂત્ર, વાયુ, છિંકો, એમના અવરોધથી પ્રાણવાયુ દુષ્ટ થઇ ઉદાન વાયુને મળી કાસરોગ ઉત્પન્ન કરે છે. **ઉપચાર:**—(૧) કપાસના ફૂલોમાંની કળી લેઈ, તેના સમભાગ મિરપૂડ (મરીની ભુકી) નાંખી ખલી, ગોળીઓ ચાર ચાર વાલની કરવી, રોજ એક ગોળી આપવી; એટલે કાસ શ્વાસ (દમ) એ દૂર થાય છે. (૨) અરડુસાનો રસ મધમાં આપવો. (૩) લવંગાદિ વટિકા આપવી. (૪) મરીચ્યાદિ ગોળી આપવી. (૫) સુંઠ, બાલહરીતકી, નાગરમોથ, એ કુટી તેમાં બમણો ગોળ નાંખી ગોળીઓ કરવી અને એકેક ગોળી મોંમાં રાખવી; એટલે કાસ, શ્વાસ એ દૂર થાર થાય છે. (૬) બહેડાંની છાલ મોંમાં રાખી તેનું પાણી ગળી જવું. (૭) હરડાં, બહેડાં એનું ચૂર્ણ મધમાં આપવું. (૮) બકરીના મૂત્રમાં બેહેડાંના દળની ગોળીઓ કરવી અને મધમાં ગોળી આપવી. એટલે કાસ, શ્વાસ એ જાય છે. (૯) આદુનો રસ મધમાં નાંખી આપવો. તેથી કરી કાસ, શ્વાસ વગેરે દૂર થાય છે. (૧૦) રીંગણીના મૂળનો કાઢો કરી, તેમાં પીંપરનું ચૂર્ણ અને મધ નાંખી આપવો. (૧૧) ડોરલીનો કાઢો, પીંપર અને ખડીસાકર નાંખી આપવો. (૧૨) ગરમાળાના મૂળોનું ધૂમ્રપાન કરાવવું. (૧૩) બોરડીનાં પાંદડાં વાટી, સીંધવ અને ઘી નાંખી તવીપર શેકી આપવાં. (૧૪) કાળા ધંતુરાનાં પંચાંગ સુંઘવાં. (૧૫) ધમાસાના મૂળ સુંઘવાં. (૧૬) રીંગણી અને પીંપેરનું ચૂર્ણ મધમાં આપવું. (૧૭) બહેડાં ૨ ભાગ અને પીંપર એક ભાગ એનું ચૂર્ણ મધમાં આપવું. **પથ્ય:**—ચોખા, ગહુ, સાંમો, જવ, અડદ, મગ, કુલિથ્થ, ઘી, દુધ, ચાકવત, વેંગણ, મૂળા, લસણ, ગીલોડા, ગરમ પાણી. **અપથ્ય:**—દાહકારક પદાર્થ, કંદ, દુધી, ઘણુ ખાતું, જડ, શીતળ, ખાટું અને દુષ્ટ એવાં અન્નપાન.

---

## ૧૯. કુષ્ટરોગ.

(કોડ.

**કારણ અને સંપ્રાપ્તિ:**—વિરૂધ્ધ પદાર્થોનું સેવન, મલમૂત્રાદિ વેગોનું સંધારણ, અતિ સ્ત્રીસેવન; મદ્ય, માંસ તથા દુષ્ટ પાણી એનું અ-

તિસેવન; દહીં, મીઠું, ખાટું, અડદ, મૂળા, દિવસે ઉંઘ, અતિ વ્યાયામ, અતિસંતાપ, ઇત્યાદિ કારણોએ વાતાદિ દોષ કુપિત થઈ, ચામડી, રક્ત, માંસ અને પાણી એઓને દુષિત કરી કુષ્ટ રોગને ઉત્પન્ન કરે છે. દાદર, ખસ, ખરજવાં, ઇત્યાદિ એ કુષ્ટ રોગનાજ ભેદ છે. હમણાના કાળમાં દૂધ ઘીનો અભાવ થતો જવાથી આ દેશમાં કુષ્ટરોગનો ઘણોજ પ્રદુર્ભાવ થયો છે. **ઉપચારઃ**—(૧) જળો લગાડી વારંવાર લોહી કાઢવું. (૨) ખેરની અંતરછાલ, ત્રિફળાં, કડવા લીંમડાની છાલ, કડવાં પડવળ (પંડોળાં), ગળો, અરડુસાનાં પાંત્રા, એનો કાઢો કરી આપવો; એટલે સર્વ કુષ્ટ (કોડ) દૂર થાય છે. [૩] આવળકંટી અને ખેરની અંતરછાલ, એનો કાઢો કરી, તેમાં બાવચીનું ચૂર્ણ ૩ માસા મેળવી પાવાથી ધોળો કોડ દૂર થાય છે. [૪] ખેરના પંચાંગ [મૂળ, પાન, ફુલ, છાલ, ફળ] નો કાઢો કરી રાખવો. તેણે, સ્નાન, પાન, ભોજન, ઉદ્વર્તન અને લેપ કરવો એટલે સર્વ કોડ દૂર થાય છે. (૫) શુધ્ધ ગંધક, પારો, મનશીળ, હરતાળ, મરી, હળદર, આંબાહળદર, શીંદુર, મોરથોથું, કુંવાડીઆનાં બી, બાવચો, જીરૂં, કડુજીરૂ, એ તેર ઓષધનું બારીક ચૂર્ણ કરી, તેમાં લીંમડાનો રસ અને ઘી નાંખી લોખંડની કઢાઇમાં લોખંડના તાવેથાએ ૪ પ્રહર સુધી ઘુંટવું. પછી ચોપડવું; એટલે દદ્રુ, પામા, કંડુ ઇત્યાદિ રોગ સારા થાય છે. (૬) ધોળી ગોકર્ણીનાં મૂળ પાણીમાં ઘસી લેપ કરવો, તેથી કરી શ્વેત કોડ દૂર થાય છે. (૭) પીળી જાઇ, હિરાકસી, વાવડિંગ, મનશીળ, ગોરોચન, સિંધવ, એ ગોમૂત્રમાં વાટી લેપ કરવો, એટલે શ્વેત કોડ દુર થઈ સુખ થશે. (૮) કાવંળી કુંવાડીઆનાં બીજ કોષ્ટ, પીંપર, એ બોકડાના મૂત્રમાં વાટી લેપ કરવો એટલે ધોળો કોડ દુર થઈ સુખ થશે. (૯) લાખ, વિશેષ ધુપ, કોષ્ટ; કિંવા વાવડિંગ હળદર, દારૂહળદર, ધોળા સરસવ, સુંઠ, મરી, પીંપર, મૂળાના બીજ, કુંવાડિઆનાં બીજ, એ સમભાગ લેઈ ચૂર્ણ કરવું: અને કુષ્ટ શિબી, કિટિભકુષ્ટ તથા ખરજવાં એ ઉપર, પાણીમાં અથવા બોકડાના મૂત્રમાં લેપ કરવો. (૧૦) મનશીળ, હીરાકસી અને મોરથુથુ એ ગોમુત્રમાં વાટી લેપ કરવો. તે કિટિભ, વિસર્પ અને સર્વ કુષ્ટો એનો નાશ કરે છે. (૧૧) ધંતુરાનાં બિયા અને સીંધવ એનો પાણીમાં કલ્ક કરી, સરસવના તેલમાં પચન કરી, તે તેલ વૈદાહિક કોડ એટલે જેના યોગે હાથ, પગ, ફાટી ચીરા પડે છે તે ઉપર ચોપડવું. (૧૨) કુંવાડીઆનાં બી, આંવળકંટી, રાળ, થોરીઆનું દુધ, એ કાંજીમાં વાટી તેનો દદ્રુ નામના કોડ ઉપર લેપ કરવો. (૧૩) હિંગળોગક, ગંધક, પારો, પીંપર, વછનાગ, વાવડિંગ, હળદર, ચિત્રક; મરી, હરીતકી. સુંઠ, નાગરમોથ, સમુદ્રફેણ, બાવચો, કુટકી ગરમાળો, કુંવાડીઆના બી, એ પદાર્થે સમભાગ લેઇ, તેનો લીંમડાનાં રસમાં ખલ કરવો. તેનો લેપ કરવાથી દદ્રુ, કંડુ, વિસર્પ, લૂત, ભગંદર, મંડળકુષ્ટ, એનો જલદી નાશ થાય છે. (૧૪) પારો, ગંધક, નાગકેશર સરસવના તેલમાં ખલી શરીરે ચોળવું; એટલે સર્વ કુષ્ટોનો નાશ થાય છે. (૧૫) કરંજાનાં બી, કોષ્ટ કુંવાડીઆનાં બી, ગોમૂત્રમાં વાટી લેપ કરવો. તે કુષ્ઠ ઉપર પ્રશસ્ત છે- (૧૬) ધોળી કરેણીનો રસ વાવડિંગ, ચિત્રકમૂળની છાલ, એ તેલમાં નાંખી કઢવી તે શરીરે ચોપડવું (૧૭) ત્રિફળાં, વાવડિંગ, પીંપર એનું ચૂર્ણ મધમાં ચાટવું; એટલે કોડ, કૃમિ. પ્રમેહ નાડીવ્રણ, ભગંદર એનો નાશ થાય છે. (૧૮) પારો, ગંધક, એની કજલી સરસવના તેલમાં ખલી, પછી ભાંગરાના રસમાં ખલી લેપ કરવો; એટલે સર્વ કુષ્ટોનો નાશ થાય છે. (૧૯) ધોળી કણહેરીનાં મૂળો, કોઢ અને કરંજ એની છાલ, દારૂહળદર અને જાઇનો પાલો એનો લેપ કરવો. (૨૦) શિલાજિત, કપીલો, જેઠીમધ, ફટકડી, રાળ અને મનશીળ એ પ્રત્યેક ૪ તોલા લેઇ, તેનો મીઠામાં, ત્રણવાર કુષ્ટઉપર લેપ કરવો. (૨૧) ખેરનાઝાડનીચે ખાડો કરી, તેમાં વાસણ રાખી ખેરનું મૂળ છુંદી તે ઉપર અગ્નિ કરવો; એટલે તેનો રસ જમે છે. તેમાં આમળાંનો રસ અને મધ નાંખી આપવો. તે કોડનો નાશ કરે છે અને રસાયન પણ છે. (૨૨) લીંમડાનાં ૧૦૦ પાંત્રા, લીંબોળીઓ, આંમળાં,

વાવડિંગ, બાવચી એનો કલ્ક પ્રાશન કરવો. (૨૬) મોરથુથુના પાણીમાં સાત વખત માલ કાંકણીનું તેલ પચન કરવું. તે શરીરે ચોપડવાથી ધોળો કોડ જાય છે. (૨૪) **વજ્રતેલઃ**—સાતવીણ, કરંજ, રૂ, જાઇ, કરેણુ, થુરીઓ, તથા સરસવવૃક્ષ એનાં મૂળો, તેમજ ચિત્રક, રાનમોગરીનાં મુળ; કરંજના બીજ, હરડાં બહેડાં, આવળકંટી, સુંઠ, મરી, પીંપર, હળદર, દારૂહળદર, શ્વેત સરસવ, વાવડિંગ, કુંવાડિઓ એનો ગોમુત્રમાં કલ્ક કરી તેમાં તેલ સિધ્ધ કરવું. એ શરીરે ચોપડવાથી કોડ, નાડીવ્રણ, તથા દુષ્ટવ્રણ એનો નાશ થાય છે. **ખરજ, કંડુ, દાદર ઈત્યાદિકોઉપરઃ**—(૧) પારો, ગંધક, કાથો, મોરથોથુ, પાષાણભેદ, મુરદારશિંગ, એ સમભાગ, અને એથી ચોગણું ઘી લેઈ, તાંબાનાં વાસણમાં ખલી તે ચોપડવું. એટલે ખરજવાં, ખસ, દાદર, વિસ્ફોટક, નાયટાં, ઉંદરી એ દુર થાય છે (૨) આમલસારો, ગંધક અને મરી એના ચોપટ ઘી લેઇ તાંબાના વાસણમાં ખલ કરી તેનો લેપ ત્રણ દિવસ કરવો, અને લેપ કર્યા પછી કેટલીક વાર તડકામાં બેસવું. (૩) નાળિએરની કાછલીનું તેલ પાડી લેપ કરવો. એટલે ખરજવું અને દાદરઃ એનો નાશ થાય છે. (૪) ચંદનતેલ, લીંબુનો રસ તથા કપુર એનો ખલ કરી તે ચોપડવું. ( ૫ ) આમલસારો ગંધક, કપુર, ટંકણખાર અને કિંચિત મિણ, એને કોપરેલમાં ખલ કરી તે મલમ ચોપડવું. એટલે ખસ અને દાદર એનો નાશ થાય છે. (૬) મુરદાડશિંગ અને ફટકડી ફુલાવેલી એ એકત્ર કરી શતધૌત ( સો વખત ધોએલું ) ઘીમાં ખલ કરી ચોપડવું. (૭) શતધૌત ઘીમાં રસકપુર ખલી તે ચોપડવું; એટલે ખરજવા, ખસ, દાદર, ખોડો, નાયટાં, ઉંદરી, એનો નાશ થાય છે. (૮) પારો અને ગંધક એની કજજલી માંખણમાં ખલી ચોપડવી. (૯) કુવાબચણી, ગેરૂ, કોષ્ટ, મોરથુથુ, જીરૂં, મરી, એ પ્રત્યેક તોલો તોલો; મનશીલ, ગંધક અને પારો એ ૭ તોલા; તથા ઘી ૨૦ તોલા નાંખી તામ્ર પાત્રમાં નાંખી ખલ કરવો. એનો ત્રણ દિવસ લેપ કરવો એટલે તીવ્ર ગજકર્ણવ્યથા પણ દુર થશે. ચણોઠી, ચિત્રક, શંખભસ્મ હળદર, દરોઈ, હરતકી, કળલાવી, થુરિઓ, સીંધવ કુંવેર, નાગરમોથ, કપાસનું દુધ, ઘેરોસા, પારો બાવચો, કુંવાડીઓ વાવડિંગ, મરી એ મધમાં ઘુંટી લેપ કરવો. એટલે કંડુ, અને દાદર એનો નાશ થાય છે. (૧૧) દરોઈ હરતકી, કુંવાડીઆનાં બિયાં અજવલો અને કાંજી એકલ કરી વાટી લેપ કરવો, એટલે ત્રણ લેપોએ, બદ્ધમૂલ એવાં દદ્રુ અને કંડુ એનો નાશ થાય છે. કુષ્ટરોગ ઉપર લગાવેલાં અથવા ચોપડેલાં ઔષધો બીજે દિવસે અરિઠા લગાવી સાફ ધોઇ, નાંખવા, અને પછી તેના ઉપર ઔષધો ચોપડવાં. (૧૨) ગંધક, માયફળ, (માયાં) કપુર એ મેંઢીના દુધમાં ખલી ચોપડવાં. (૧૩) તરવાડનાં અથવા કુંવાડીઆનાં બી, લસણ અને કડવા લીંમડાનાં પાત્રાં, એ તેલમાં શેકવાં. બળી જાય એટલે તેનો મલમ કરી ચોપડવાં. **પથ્યઃ**—જવ, ગહું, ચોખા, ઘી, મગ, તુવેર, મસુર, પડવળ, (પંડોળાં), લસણ, ચાકવત, ગલકાં, કડવાં પદાર્થ. **અપથ્યઃ**—પરસેવો કાઢવો, મૈથુન, શેલડી, ગોળ, દહીં, દુધ, ખાટાં, પદાર્થ, તલ, અડદ, મધ.

---

## ૨૦ કૃમિરોગ.

**કારણઃ**—ખાવેલું પચ્યું ન હોય ને બીજૂ ખાવું, રોજ મધુરામ્લ ખાવું, ખાવાના વખતનો નિયમ ન હોવો, દુગ્ધાદિક પીવાં, મિષ્ટાન્ન અને ગોળ, સાકર ઈત્યાદિ ભક્ષણ કરવાં, વ્યાયામ ન કરવો એ કૃમિરોગનાં સાધારણ કારણો જાણવાં **લક્ષણઃ**—તાવ, નિસ્તેજપણું, શૂળ, હૃદયને પીડા, અકારી, ભ્રમ. [illegible] અતિસાર ઈત્યાદિ લક્ષણો જાણવાં. **ઉપચારઃ**—(૧) કિરમાણી અજમો પ્રાતઃકાળે થંડા પાણીમાં લેવાથી કૃમિરોગ દૂર થાય છે. એજ કિરમાણી અજમાનું જે સત્વ કાઢવામાં આવે છે. તેને ઇંગ્રેજી ભાષામાં "સાંટોનાઇન" એમ કહે છે. (૨) પળસપાપડી અધકચરી શેકી, મગની દાળ જેટલી ઘીમાં કિંવા પાળસપાપડી એક ફૂટી પલારી રાખવી અને તે પાણી ગાળી લેઇ

શકિત પ્રમાણે મધ નાંખી આપવું. (૩) વાવડિંગનો કાઢો ગોળ નાંખી આપવો. (૪) સુંઠ, વાવડિંગ, ભિલામો એનું ચૂર્ણ મધમાં આપવાં. (૫) કવ્વચપરનાં કાંટા મધમાં નાખી આપવું. ઘણાજ નાના બાળકને એ આપવું નહીં. ફુદિનાનો રસ અને ડમરાનો રસ એકત્ર કરી આપવો. (૭) મહાળુંગાની છાલનો કાઢો આપવો. (૮) અનનસ ખાવું; એટલે કરમનું પાણી થશે. (૯) કાચકીનાં પાંત્રાનાં રસમાં આંબાહળદર ઘસી પીવી. (૧૦) કાચકી અને હિંગ શેકી તેમાં મીઠું નાખી ઘીમાં ખલી પીવું. (૧૧) વડની વડવાઇયોના કુમળા અંકુર વાટી તેનો રસ ત્રણ દિવસ આપવો. (૧૨) એરોદસ ખાવા આપવું, કિંવા ચૂર્ણ કરી મધમાં આપવું, એ ખાધાથી મીઠુ લાગે છે. [૧૩] કિરમાણી અજમો ૧ તોલો, વાયવર્ણાની છાલ ૧ તોલો, ખડીસાકર ૩ તોલા, એનું ચૂર્ણ, મોટા માણસને ૬ માસાથી એક તોલા સુધી, અને નાના બાળકને ૨ કિંવા ત્રણ ગુંજા પર્યંત આપવું. [૧૪] ઉંદરકનીના પાલાનો રસ ચાંગળુભરી પાવો; કિંવા તેનાજ સુકા પાંત્રાનું ચૂર્ણ અડધો માસો, મધ સાથે આપવું. (૧૫) કપૂર અર્ધો ગુંજ અને થોડું કેશર, એ રાત્રે આંપવાં. એટલે સવારમાં ક્રમિ પડે છે. (૧૬) ઈંદ્રજવનું ચૂર્ણ, થોડી હિંગ નાંખી આપવું. (૧૭) એક ચણોઠીભાર ફટકી, મધમાં આપવી. (૧૮) બકમ લીંમડીની અથવા પાંગરાની અંતરછાલનું ચૂર્ણ ૨ માસા મધમાં અથવા દૂધમાં આપવું. [૧૯] વાયવરણાની છાલ, એરોદસ, કિરમાની અજમો, સુંઠ, વાવડિંગ, સંચળ એનું ચૂર્ણ મધમાં આંપવું. (૨૦) કપિલા ચૂર્ણ ગોળમાં આપવું. (૨૧] નાગરમોથ, લાવડિંગ, પીંપર, ઉંદરકાની, ટેટુમૂળ, દાડમની છાલ, બીલાં એનું ચૂર્ણ મધમાં આપવું. **પથ્ય**:—ચોખા, ગહું, ઘી તુવેર, મધ, કુમળા વેંગણ, કોઠું. **અપથ્ય**:—ગોળ, સાકર, દૂધ, કેળાં, બોર, કોળું અને તેલ.

---

## ૨૧ ગંડમાલા.

**ગંડમાલાની સંપ્રાપ્તિ**:—નાના બોર જેવડી અને મોટા બોર જેવડી અને આંબળા જેવડી એવી ગાંઠો, કાખ, બાહુમૂળ, બોચી, ગળું, એવા ઠેકાણે, કફથી મેદ દુષ્ટ થઈ થાય છે; તેને ગંડમાલા કહે છે. તે ગંડમાલા ઘણીક ગાંઠોએ યુક્ત હોઇ, ઘણા કાળે કરી હલકી પાકદશાપર જાય છે એવું જાણવું. પૂર્વોક્ત ગંડમાલાની ગાંઠો કેટલીક પાકી ફુટી વહે છે, અને નહીં જેવી થઈ ફરી બીજી ઉત્પન્ન થાય છે. અને તેનો સંબંધ ઘણો હોય છે. એ રોગને અપચી કહે છે. **ગલગંડની સંપ્રાપ્તિ**:—બોચી, ગળુ અને હડપચી એની સંધીના ઠેકાણે વૃષણજેવી ગ્રંથિરૂપ સોજો થવા લાગે છે, અને તે સોજો નાનો અથવા મોટો હોય છે. તેને ગલગંડ કહે છે. તે ગલગંડ વાયુ, કફ એ ગળાને ઠેકાણે દુષ્ટ થઇ તેનાથકી થાય છે. **ઉપચાર**:—(૧) હિરાકસી, કપાસના દૂધમાં ઘસી લેપ કરવો. (૨) વછનાગ, લીંમડાના રસમાં ઘસી લેપ કરવો. (૩) કડવી પાકેલી તુંબડીમાં પાણી નાંખી રાખી પછી તે પાણી પ્રાશન કરવું. દિવસ ૭. (૪) ચિત્રક, ભિલામો, હીરાકસી, થોરનાં મૂળ, કપાસના રસમાં વાટી લેપ કરવો. (૫) કચનાર વૃક્ષની છાલનો કાઢો કરી તેમાં સુંઠનું ચૂર્ણ નાંખી આપવો. (૬) વાયવર્ણાની છાલનો કાઢો કરી તેમાં મધ નાંખી આપવો. (૭) એરંડમૂળ અને ખાખરાનાં મૂળ, ચોખાના ધોવરામણમાં ઘસી લેપ કરવો. એનાથી ગલગંડ પણ દૂર થાય છે. (૮) કડવી તુંબડીનો રસ તથા સરસિયુ એકત્ર કરી દેવતાપર કઢવી, રસ બળી જાય એટલે તે તેલ લઇ ચોપડવું. (૯) ઉન્હાળીનાં મૂળ અને હળદર, ગાયના દૂધમાં ઘસી લેપ કરવો. (૧૦) કડવા સરગવાની છાલ અને ઇંદ્રવરણાના મૂળની છાલ સમભાગ એકત્ર કૂટી. તે ભૂકી હોકામાં પીવી. (૧૧) કપાસનું દૂધ સીંધવ, સમુદ્રફળ અને ખાખરાનાં બી એ લીંમડાના રસમાં ખલી ચોપડવાં. (૧૨) મૂળાનાં બી, સરસવ, સરગવાનાં બી, શણનાં બી, સાતુ અને જવસ એ ખાટી છાશમાં વાટી

ચોપડવાં; એટલે ગંડમાલા અને ગલગંડ એનો નાશ થાય છે. (૧૩) ભુંયચંપાનાં મૂળો, કોચલાનાં બી અને વછનાગ, થંડા પાણીમાં ઘસી લેપ દેવો. આ લેપથી ખેંચ લાગે છે. એથી કરી ગંડમાલ, ગંલગંડ કિંવા કોઇ પણ ગાંઠ ત્વરિત બેસે છે. ફુટેલી ગાંઠો ભરાઈ આવવામાટે મલમની પટ્ટીઓ લગાવવી. (૧૪) ચંદન હરીતકી, લાખ, ઘોડાવજ, કુટકી, એનું તેલ સિધ્ધ કરી પ્રાશન કરવું. એટલે અપચીનો નાશ થાય છે. (૧૫) ગરમાળાનાં મૂળ, ચોખાના ધોવરામણમાં વાટી સુંઘવાં તથા તેનો લેપ પણ કરવો. (૧૬) કુલિત્થ અને મરી એનો કાઢો આપવો. **ગલગંડ ઉપર**:—(૧) હરતાલ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. (૨) ચુનો, ગોળ, ઘેરોસા એકત્ર કરી લેપ દેવો. એથી કરી ગાલની સૂજ પણ દૂર થાય છે. (૩) ધંતુરાનો પાલો વાટી તેમાં ચુનો મેળવી તે ઉપર બાંધવો. **પથ્યઃ**—જુની રાતી ડાંગર, જવ, મગ, પંડોળાં, સરગવો, કારેલી, શેલડી, રૂક્ષ, તીખાં, અગ્નિદીપક એવા પદાર્થ. **અપથ્ય**:—દૂધ અને સેલડીથી જે પદાર્થ થાય છે તે; મિષ્ટાન્ન, ખાટા, મધુર, જડ અને કફકારક એવાં અન્ન.

---

## ૨૨ ગુલ્મ રોગ.

**કારણ અને સંપ્રાપ્તિ**:—મિથ્યા આહાર તથા વિહાર, એથી વાતાદિક દોષ કુપિત થઇ, પેટમાં ગ્રંથિરૂપ પાંચ પ્રકારના ગુલ્મ ઉત્પન્ન કરે છે. તે ગાંઠો ગોટલા જેવી હોઇ, ચલ અથવા અચલ તથા ગોળ હોય છે. અને કદી મોટો અને કદી નાનો હોય છે. આ રોગને ગુલ્મ એમ કહે છે. **પૂર્વરૂપઃ**—ઘણા ઓડકાર, મલબધ્ધતા, અન્ન ઉપર અરૂચિ, આંતરડાં કડકડ વાગે તથા દુઃખે છે, પેટ ચડે છે અને અગ્નિમાંદ્ય, એ ગુલ્મ રોગનું પુર્વરૂપ જાણવું. **ઉપચાર**:—(૧) પીંપર અને જવખાર એનું ચૂર્ણ આદુનો રસ અને મધમાં આપવું; એટલે ગુલ્મ અને શ્વાસકાસ દૂર થાય છે. (૨) ચિરફળ, સીંધવ, સંચળ, બિડલોણ, અજમોદ, એરંડમૂળ, જવખાર, બાળહરડાં, શેકેલી હિંગ, વાવડિંગ, એ દશ ઔષધો સમભાગ લેવાં અને નિશોત્તર ૩ ભાગ. બધાનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં આપવું. એટલે ગુલ્મ, શૂલ, પેટ ચડવું, ઉદર એ રોગો દૂર થાય છે. [૩] હિંગાષ્ટક ચૂર્ણ આપવું. [૪] જાસુંદીનાં પાલાનો રસ પ્રત્યેક વખતે નવટાંક આપવો. દિવસ ૭. [૫] આદીરાજના પાલાના રસમાં મરીની ભૂકી અને તલનું તેલ ૭ ટીપાં નાંખી આપવું. દિવસ ૩. [૬] સરગવાના પાલાનો રસ પા શેર, તેમાં બે તોલા ખડીસાકર મેળવી ૩ દિવસ આપવો. આ ત્રણે ઉપચારોથી વાતગુલ્મ દૂર થાય છે. [૭] રીંગણી, મૂળસહીત સુકવવી. પછી તેનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં રોજ ૧૦ માસા વજન, એ પ્રમાણે બે વખત આપવું. ૭ દિવસ એટલે, પેટમાં કોઇ પણ આજારની ગાંઠ હશે તો તે દુર થશે. [૮] કાચકો શેકી તેનું ચૂર્ણ ગોળમાં આપવાથી પ્રસુતકાળે ઉત્પન્ન થયેલો વાયુનો ગોળો શમે છે. [૯] દશમૂળોનાં કાઢામાં જવખાર અને સીંધવ નાંખી આપવો. એટલે ગુલ્મ, શૂળી, હદ્રોગ અને શ્વાસ એનો નાશ થાય છે. [૧૦] ઉન્હાળીનો ક્ષાર અને હરીતકી ચૂર્ણ એ બન્ને ચાર ચાર માસા એકત્ર કરી, ગરમ પાણીમાં આપવું. **રક્તગુલ્મના લક્ષણ**:—સ્ત્રી નવી સુવાવડી હોવાથી અથવા અપકવ ગર્ભપાત થવાથી કિંવા ઋતુકાળે અપથ્ય પદાર્થ સેવવાથી, તેના ગર્ભાશયને ઠેકાણે વાયુ લોહીને જમાવી શૂળ અને દાહ એણે કરી યુકત એવા ગુલ્મને ઉત્પન્ન કરે છે. આ ગુલ્મ ઘણા દિવસ પિંડીભૂત હોવા છતાં અવયવ નહીં એવા ગર્ભ જેવાં દુખણાં કરે છે; શળયુકત હોય છે; ગર્ભનાં લક્ષણો જે આર્તવ પ્રતિબંધ, સ્તનની દીટડી ઉપર કાળો વર્ણ, ઇત્યાદિ લક્ષણો કરી યુકત હોય છે. એની ચિકિત્સા દશ મહિના પછી કરવી. **રકતગુલ્મ ઉપર**:—[૧] દંતીમૂળ, હિંગ, જવખાર, કડવી તુંબડીનાં બી, પીંપર, ગોળ, એ થુરીઆના દૂધમાં ઘસી તોલા પ્રમાણે ગોળી કરી ભક્ષણ કરવી. એટલે રકતગુલ્મનો નાશ થાય છે. અને ગયેલો અડકાવ પણ આવે છે.

[૨] ખાખરાના ક્ષારવડે ઘૃત સિધ્ધ કરી તે પ્રાશન કરવું. [૩] શતાવરી, કારંજાની છાલ, દારૂહળદર, ભારંગમૂળ, પીપર એનું ચૂર્ણ તલના કાઢા સાથે પાવું. [૪] તલનો કાઢો, ગોળ, ઘી એમાં સુંઠ, મરી, પીંપર, ભારંગમૂળ, એનું ચૂર્ણ નાંખી પાવો; એટલે રકતગુલ્મ અને નષ્ટાર્તવ એનો નાશ થાય છે. (૫) ભારંગમૂળ, પીંપર, કારંજાની છાલ, પીંપરીમૂળ, દેવદાર એનું ચૂર્ણ, તલના કાઢા સાથે પાવું. (૬) સુંઠી અને વંશલોચન એનું ચૂર્ણ, સાકર અને મધ એમાં મેળવી, રકતગુલ્મ ઉપર રેચ માટે આપવું. (૭) અરીઠાના પાણીમાં કડવી ઇંદ્રવરણીનાં મૂળ ઘસી આપવાં. **પથ્ય:**—જૂના ચોખા, દુધ, કુલિત્થ, દાડમ, આંમળાં, લીંબુ, છાશ, લસણ, કુંમળો મૂળો, ચુકો, સરગવો, હિંગ, ગરમ અન્ન. **અપથ્ય:**—અડદ, જવ, મધુર ફળો, વેગણ, કોળું, મૂળા દ્વીદલ ધાન્ય, જડ અન્ન અને તેલવાળા પદાર્થ.

---

## ૨૩. ગ્રંથિરોગ અને અર્બુદ રોગ.

**ગ્રંથીરોગની સંપ્રાપ્તિ:**—વાતાદી રોગ અને માંસ અને લોહીને દુષ્ટ થઈ મેદ અને શિરા એઓને દુપિત કરી, ગોળ, ઉંચો અને ગાંઠ જેવો સોજો ઉત્પન્ન કરે છે; તે રોગને ગ્રંથિ કહે છે. અર્બુદ રોગની સંપ્રાપ્તિ:—શરીરના ઠેકાણે વાતાદિ દોષ કુપિત થઇ, લોહી અને માંસ એઓને દુષિત કરી, ગોળ, સ્થિર, મંદપીડા યુકત, મોટો, મૂળ ગયેલો, લાંબા કાળે વધનારો અને પાકનાર, એવો માંસનો ગોળો થઈ ઊઠે છે; તેને અર્બુદ એમ કહે છે. ગ્રંથિરોગ અને અર્બુદ રોગ એ ઉપર **ઉપચાર:**—(૧) વ્રણ (ગુમડા) ઉપર જે ઉપચાર કહેલા છે તે યોજવા. (૨) સાજીખાર, હળદર અથવા મૂળાનો ખાર, શંખચૂર્ણ એ પાણીમાં વાટી લેપ કરવો. [૩] હળદર, લોધ્ર, પતંગ અથવા રકતચંદન, ધેરોસા, ગોળ, મણુશીળ એ મધમાં વાટી લેપ કરવો. (૪) કોષ્ટ, તમાલપત્ર, વડના દૂધમાં વાટી લેપ કરવો અને ઉપર વડનાં પાંત્રા બાંધવાં; એટલે સાત દિવસમાં અર્બુદનો નાશ થાય છે. (૫) સરગવાનાં બી, મુળાનાં બી સરસવ, તુળસી અને ઇંદ્રજવ એ ભેંસની છાશમાં વાટી લેપ કરવો. પથ્યાપથ્ય—ગુલ્મ રોગ પ્રમાણે.

---

## ૨૪ જ્વર.

### તાવ.

**કારણ:**—મિથ્યા આહાર તથા મિથ્યા વિહાર એથકી દુષ્ટ થએલા વાતાદિ દોષ, આમાશયનો આશ્રય કરી, કોષ્ટાગ્નિને બાહેર કાઢી રસધાતૂને મળી જ્વર (તાપ) ઉત્પન્ન કરે છે. એ જ્વરના અનેક ભેદ વર્ણવેલાં છે. **જ્વરનું પૂર્વરૂપ:**—બગાસાં, અંગ દુખવું, ચિત્તનું અવ્યવસ્થિતપણું, નેત્રોનો દાહ, જડતા, અરૂચિ, શરીર ઉપર રોમાંચ ઉભાં રહેવાં, આંખો આગળ અંધારાં, હસ્તપાદ થંડા, ચિત્તને આનંદ ન હોવો; શીત, વાયુ, તથા ગરમી, એ વિષયોમાં વારંવાર દ્વેષ, અન્ન ન પચવું; બળ, શરીર, કાંતી એની હાનિ, વાયૂનું પ્રાધાન્ય તથા વાયુનું પ્રાધાન્ય હોવાથી બગાસાં ઘણાં આવે છે. પિત્તનું પ્રાધાન્ય હોવાથી આંખોમાં ઘણો દાહ થાય છે. કફનું પ્રાબલ્ય હોય તો અન્ન ઉપર અરૂચિ હોય છે. દ્વિદોષોનો કોપ હોય તો બન્ને લક્ષણો થાય છે. ત્રિદોષીનો કોપ થવાથી સર્વ લક્ષણો થાય છે. **વાતજ્વરલક્ષણ:**—શરીરને કંપ; કંઠ, હોઠ એ શુષ્ક થવાં; મલાવરોધ, છિંકો ન આવવી; માથુ, પેટ, કંબર, આંખો અને અંગ એ દુખવાં; ઉંઘ ન આવવી, તાવ કોઇ વખત ઘણો અને કોઇ વખત થોડો થવો, અરૂચિ, બગાસાં આવવા, પેટ ચડવું, અજીર્ણ, ભ્રમ, મોહ, શૂળ એ થવું; શરીરઉપર રોમાંચ ઉભાં થવાં, આંખો ઉપર આળશ, ખાલી ઉધરસ, દાંત કડકડવા, એ લક્ષણો થાય છે. **પિત્તજ્વરનું લક્ષણ:**—શરીર પીતવર્ણ, સર્વ શરીરનો દાહ, તૃષા, મૂર્ચ્છા, અલ્પ નિદ્રા, મોં કડવું, ઓકારી, ચકરી, બડબડવું, અતિસાર, જ્વરનો વેગ તીવ્ર; કંઠ, હોઠ, મુખ, નાક એ ઉપર ફોલ્લા; કેફ કર્યા જેવું થવું, થંડા પદાર્થો ઉપર

ઇચ્છા, મલ, મૂત્ર, નેત્ર, તથા ત્વચા એ પીતવર્ણ, એ લક્ષણો પિત્તજ્વરમાં થાય છે. **કફજ્વરલક્ષણઃ**—શરીરે જડપણું, ખાલી ઉબકા, મોં મીઠું, સળકમ, અરૂચિ, ઉધરસ, આળસ, તૃપ્તિ, અંગ થંડુ; મળ, મૂત્ર તથા નેત્ર એ શુભ્ર વર્ણ, સ્વરભંગ, ઉચકી, શબ્દ જડ, નાકમાંથી પાણી વહેવું, માથું દુખવું, નિદ્રાધિક્ય, શરીરપર રોમાંચ, ધાપ, ડોકીપર દુઃખ, ચેહેરાપર ફીકાસ એ લક્ષણો થાય છે. **વાતપિત્તજ્વરનું લક્ષણઃ**—તરસ, મૂર્ચ્છા, ભ્રમ, દાહ, નિદ્રાનાશ, મસ્તકશૂળ; ગળું, મુખ; એનો શોષ; રોમાંચ, અરૂચિ, અકસ્માત અંધારામાં પડવાજેવું ભાસવું, સાંધાને ઠેકાણે વેદના, બગાસાં એ લક્ષણો થાય છે. **વાતકફજ્વર લક્ષણઃ**—શરિર ભીનેકપડે વિંટાળયા જેવું ભાસવું, સાંધામાં ફુટ, ઉંઘ ઘણી આવવી, શરિર જડ, માથાપર ભાર, સળકમ, ઊધરસ, કિંચિત પરસેવો આવવો, શરિરનો દાહ, જ્વરનો વેગ મધ્યમ, એ લક્ષણો થાય છે. **કફપિત્તજ્વરનું લક્ષણઃ**—મોં કડવું ને ચીકણું, ઉંઘ, મોહ, ઉધરસ, અરૂચિ, તરસ, વારંવાર દાહ થવો, અને વારંવાર થંડી આવવી, એ લક્ષણો થાય છે. **વિષમજ્વર** (ટાઢીઓ તાવ) **એનાં કારણ અને લક્ષણઃ**—તાવ તરતજ છોડેલા માણસને અપથ્ય સેવન થવાથી, તેનો દોષ પુનઃન થોડો કુપિત થઇ, રસરકતાદિ ધાતૂ માંહેની કોઇપણ ધાતૂ સામે જઈ વિષમજ્વર ઉત્પન્ન કરે છે, અથવા પહેલાથકી પણ વિષમજ્વર થાય છે. એમાં તાવ આવવાને કાળનો નિયમ નથી. કોઈ વખત થંડી સાથે મોટા વેગથી આવે છે, કોઈ વખત શરિરને દાહ થઈ મોટા વેગથી આવે છે. એ લક્ષણો થાય છે. **વિષમજ્વરનાં નામો અને સંખ્યાઃ**—સંતત, સતત, અન્નેદ્યુ (દ્યાહિક ) તૃતીયક, (ત્ર્યાહિક) તથા ચતુર્થક (ચાતુર્થક), એવા પાંચ પ્રકાના વિષમજ્વર છે. **મધુર જ્વરનાં લક્ષણઃ**—જ્વર, દાહ, મોહ, ભ્રમ, અતિસાર, ઉલટી, તૃષા, નિદ્રાનાશ, મોંપર લાલી, તાળવું જીવ્હા એમાં સુકાપણું, ટાલ ઉપર ધોળી રેષાએ જેવાં પળીઆં આવે છે. આંખો ઉપર ઉંઘ, દાત અને હોઠ એ શામવર્ણ અને તાવ આવ્યાથી સાત દિવસ પછી તે પળીઆં આવવા માંડી ૨૧ દિવસ પર્યંત પળીઆં પુરાં થાય છે. એ મધુરાનો કૃષ્ણ મધુરો કરીને એક ભેદ છે, તેમાં રોગીના દાત, હોઠ, જીભ, કંઠ, મોં અને નાક એ સર્વ કૃષ્ણવર્ણ થાય છે. **આગંતુકજ્વરઃ**—શસ્ત્ર, માટીનું ઢેપું, મુકકી, લાકડી ઈત્યાદિકે કરી મારવાથી કિંવા શ્યેનાદી યોગ કરવાથી અથવા ઉલટ સુલટ મંત્રોએ લોખંડનીસુચીઓ સરસવાદિકનો હોમ કરવાથી, કિંવા કામાદિક અને ભૂતાદિકનો ઉપદ્રવ થવાથી, એકાદી ઉગ્ર ઔષધીના વાસથી; અથવા બ્રાહ્મણ; ગુરૂ, વૃધ્ધ, સિધ્ધ પુરૂષ, એમના શાપથી અગંતુક જ્વર ઉત્પન્ન થાય છે; તે આગળ જે જે દોષ કુપિત થશે તેતે લક્ષણો ઉપરથી જાણવો. **વિષ જન્ય અંતુકજ્વરઃ**—સ્થાવર જંગમ વિષ ભક્ષણ કરવાથી જે જ્વર આવે છે. તેમાં મોં શામવર્ણ હોય છે; તથા શ્વેન, અતિસાર અન્નદ્વેષ, તરસ સોયા પ્રમાણે પીડા તથા મૂર્ચ્છા એ લક્ષણો થાય છે. **કામજ્વરઃ**—કામજ્વર એટલે ઇચ્છેલી સ્ત્રીની પુરૂષને અથવા પુરૂષની સ્ત્રીને પ્રાપ્તિ ન થવાથી જે જ્વર આવે છે, તેથી કરી ચિન્તભ્રંશ, ઉંઘ આળસ, ખાવાઉપર ઇચ્છા ન થવી, હૃદયમાં પીડા, એ લક્ષણો છે. અને તે પુરૂષનું અથવા સ્ત્રીનું શરિર સુકાતું જાય છે. **ભય, શોક તથા કોપ એ થકી થએલો તાવઃ**—ભયથી ઉત્પન્ન થએલા તાવમાં બડબડ ઘણી હોય છે. શોક થકી થયેલા તાવમાં પણ બડબડ હોય છે. કોપ થકી થએલા તાવમાં કંપારો છુટે છે. **ભૂતાભિષંગ જ્વર** [ ભૂતાવેશ જ્વર ):—ભૂતબાધા એ જ્વર આવે ત્યારે ચિન્ત ઉદ્વિગ્ન થાય છે. રસવું, રડવું તથા કાપવું એ લક્ષણો થાય છે. **દુર્જલજનિતજ્વરઃ**—પ્રવાસમાં અનેક ઠેકાણાનાં પાણી પીવામાં આવે છે; તે પ્રકૃતીનો સમાન નહીં હોવાથી, તે થકી જે જ્વર આવે છે તે. **સપ્ત ધાતુગત જ્વરોનાં નામઃ**—રસગત, રકતગત, માંસગત, મેદોગત, અસ્થિગત, મજ્જાગત અને શુક્રગત જ્વર. **રસગતજ્વરઃ**—જડપણું, હરદયસ્થ દોષ ઊલટી થકી

પડશે એવું જાણવું, ગ્લાનિ; ઉલટી અન્નદ્વેષ તથા દૈન્ય એટલે મનને ખેદ એ લક્ષણો થાય છે, **રકતગત જ્વર**:—રકતના ઓડકાર, દાહ, મોહ, ઉલટી, ભય, બડબડ શરિરપર ગાંઠ, કિંવા ફોલ્લા અને તૃષા, એ લક્ષણો થાય છે. **માંસગત જ્વર**:—પેટનું સુકાવું, હરસ મળમૂત્રનો વિસર્ગ થયો, તલખી, અંતર્દાહ, હાથ પગ તુટવા અને ગ્લાનિ, એ લક્ષણો થાય છે. **મેદોગત જ્વર**:—અત્યંત પરસેવો થવો, તરસ, મૂર્છા, બડબડ, ઊલટી, શરિરે દુર્ગંધિ, અન્ન ઉપર અરૂચિ, ગ્લાનિ અને વેદના સહન ન થવી, એ લક્ષણો થાય છે. **અસ્થિગત જ્વર**:—હાડકાં તુટયાં જેવાં જાણવાં, ચુંથારો, શ્વાસ, રેચ ઉલટી, હાથ પગ તુટવા, એ લક્ષણો થાય છે. **મજજાગત જ્વર**:—અંધારામાં રેષાઓ પ્રમાણે ભાસવું, ઉચકી, ઉધરસ, થંડી આવવી, ઉલટી, અંતરદાહ, મહાશ્વાસ અને મર્મચ્છેદ (હૃદયભેદ) એ લક્ષણો થાય છે. **શુક્રગત જ્વર**:—રસાદિ ધાતુગત જ્વરોપૈકી શુક્ર સ્થાને જ્વર જવાથી રોગી મરણ પામે છે. એ જ્વરમાં શિશ્નને તાઠપણું હોય છે, શુક્રનો સ્રાવ વિશેષ થાય છે. અને બીજા રકતાદિ પદાર્થનો પણ થોડો થોડો સ્રાવ થાય છે. **પ્રાકૃત તથા વૈકૃત જ્વર**:—વર્ષા રૂતુ શરદઋતુ અને વસંત રૂતુ, એમાં વાતાવિકોએ ક્રમે કરી જે જ્વર આવે છે તે પ્રાકૃત જ્વર એટલે વર્ષાકાળે વાતજ્વર, શરદકાળે પિત્તજ્વર, અને વસંતકાળે કફજ્વર;એ શીવાય જે બીજા જ્વર થાય છે તે વૈકૃત જ્વર. જેમ વર્ષાકાળે પૈત્તિ, શરત્કાળે શ્લેષ્મિક અને વસંતકાળે વાતિક આ વૈકૃત જ્વર દુઃસાધ્ય છે. જ્વરમાં રૂતુ અને દોષ એ તુલ્ય હોય છે. પ્રમેહમાં દુષ્યો તુલ્ય હોય તથા રકત ગુલ્મ જૂના હોય, એ સુખ સાધ્યનાં લક્ષણ છે. **જીર્ણ જ્વરનાં કારણ અને લક્ષણઃ**—પૂર્વે મોટો તાવ આવવાથી તે તાવના ત્રણ અંષ ઔષધીઓ ગએલી અને એક અંશ તેમજ શરિરમાં રહે તો તે આગળ હાડમાં પ્રવેશ કરે છે, અને તેની ઉપેક્ષા કરવાથી, તેનું પરિણામ પાંડુ અને ક્ષય એ થાય છે. એ જીર્ણ જ્વરમાં ઉત્તરોત્તર મંદ ગતિએ આહાર ક્રમ ક્રમ થતો જાય છે, અન્ન પચન થતું નથી, પાણથરી ઉત્પન્ન થાય છે, મલશુદ્ધિ સાફ થતી નથી, હાડકાંમાં ધગારો રહે છે, અને મુખમાં પાણી છુટે છે એ લક્ષણો થાય છે. **અજીર્ણ જ્વરઃ**—પૂર્વ દિવસે ચણા, તુરા પદાર્થ, વાલ, પાવટા, સ્નિગ્ધ ધાન્ય, શાક, ફળ, કંદ, એના અતિ ભક્ષણથી અને ભોજન કરવા છતાં લાગલુંજ અતિ ભોજન કરવાથી, જડ અન્ન ખાવાથી, અતિ મદ્યપાન કરવાથી અજીર્ણ જ્વર ઉત્પન્ન થાય છે. આ તાવમાં ઓડકાર, ઉલટી, ભ્રમ મસ્તકમાં પીડા, કટી, બરડો, ગુદા, પેટ એ દુખે છે. અન્ન ઉપર અરૂચિ, શોષ, મોહ, ઉચકી એ લક્ષણો થાય છે. **ઉલટેલો તાવ**:—તાવ જતો રહ્યા પછી અપથ્યથી પુનઃ-જ્વર આવી ત્રાસ આપવા લાગે છે તે. **જ્વરના દશ ઉપદ્રવ થાય છે તેઃ**—શ્વાસ,, મૂર્છા અરૂચિ, તૃષા, વાંતિ, અતિસાર, મલબધ્ધતા, ઉચકી, ઉધરસ, શરિરને દાહ એ દશ જ્વરના ઉપદ્રવ છે. ચિકિત્સા કરવા માટે **આમ પચ્યમાન,** તથાં **નિરામ જ્વર એનાં લક્ષણોઃ**—લાળનો સ્રાવ, ઉલટી થાય એવું જણાવું, અરૂચિ, ઉંઘ, આળસ. અન્નનો પાક ન થવો, મોં બેચવ, શરિરે જડપણું, ભૂખ ન લાગવી, વારંવાર પેસાબ થવો, શરિર તાટજેવું થઇ જવું, શરિરમાં તાવ પુષ્કળ હોવો એ અપકવ જ્વરોનાં લક્ષણો જાણવા. એ તાવ ઉપર ઔષધ આપવું નહીં. અપકવ દોષને ઔષધ આપવાથી તાવ વધે છે; શોધનકિંવા શમન ઔષધ આપવું તો વિષમ જ્વર ઉપર આપવું. **પકવ જ્વર** કિંવા **નિરામ જ્વરનાં લક્ષણોઃ**—ભૂખ લાગવી, શરીર કૃશ થવું, અંગ હલકું થવું, મંદ જ્વર, અધો વાયુની પ્રવૃતિ થવી, અને મનને ઉત્સાહ જણાય એ નિરામ જ્વરનાં લક્ષણો છે. **સાધ્ય જ્વરઃ**— બલવાન પુરૂષને દોષ અલ્પ હોઇ જે શ્વાસાદિ ઉપદ્રવ રહિત જ્વર આવેછે તે સાધ્ય જાણવો. **અસાધ્ય જ્વર**:—જે જ્વર ઘણાંજ પ્રબલ કારણોએ થએલો અને જેમાં લક્ષણો ઘણાં હોય છે, તે જ્વર પ્રાણાંત કરનારો થાય છે; તથા જે જ્વર ઉત્પન્ન થતાંજ એકાદી ચ-

ક્ષુરાદિ ઇંદ્રીયની શકિતનષ્ટ (એટલે આંધળો બહેરો.) કરે છે, તે અસાધ્ય જાણવો. ક્ષીણ અને સોજો આવેલા પુરૂષનો જ્વર અસાધ્ય છે; તથા જે બલવાન અને જેના યોગે વાળોમાં ભંગ પડે છે, તે પણ અસાધ્ય જાણવો. અંતર્દાહ તરસ, દોષોએ અત્યંત તાટજેવું જણાવું, શ્વાસ, ઉધરસ એમની ઉત્પત્તિ, એ લક્ષણોએ ગંભિર જ્વર જાણવો. જેનો તાવ મૂળથી વિષમ થએલો છે તે; જેનો તાવ ઘણા દિવસનો છે તે; તથા ક્ષીણ અને અત્યંત રૂક્ષ પુરૂષનો ગંભિર જ્વર મૃત્યુપ્રદ હોય છે. જે જ્વરમાં બેસાવધ થઇ મોહ પામે છે, તથા જે સર્વદા પાથરણાપર પડી રહે છે એટલે તેનાથી ઉઠાતું નથી, બાહેરથી ટાઢ વાઇ અને અંદરથી દાહ થવો, એવા પ્રકારના તાવે રોગી મરે છે. જેના શરિરપર રોમાંચ ઉભાં રહે છે, આંખો લાલ થાય છે, હૃદયમાં એકાદી ગાંઠ થયા જેવી પીડા થાય તેવી પીડા થાય, અને કેવળ મોંથીજ સ્વાસ કહાડે છે, એવા પુરૂષને તાવ મારે છે- ઉચકી, શ્વાસ તૃષા, એથી વ્યાપ્ત થએલો, મોહ પામેલો, આંખો અહીં તહીં ફેરવનારો, નિરંતર શ્વાસે પીડાનારો, એવા માણસને જ્વર મારે છે. ઇંદ્રિયોની શકિત નાશ થયેલો કિંવા શરિરકાંતિ નિસ્તેજ થએલો તથા ઇંદ્રિયો નષ્ટ થયેલો, કૃશ અને અન્નદ્વેષથી ઘણોજ પીડાએલો, તથા ગંભિર અને તીક્ષ્ણ વેગે પીડિત થએલો, એવા તાવવાળા પુરૂષને વૈદ્યોએ છોડવો. જે સ્વપ્નોમાં પ્રેતોસાથે મદ્ય પિએ છે, કિંવા જેને કુત્રા ખેચી લેછે, તે ભયંકર તાવ આવી મરે છે. જેને પૂર્વે પણ મોટો જ્વર આવે છે, ખાલી ઉધરસ હોય છે, તથા બલમાંસથી નષ્ટ થાય છે તે પ્રેત સમાન જાણવો. જેને અપરાણહી જ્વર આવી કફ. ઉધરસ ઘણી હોય છે, અને બલ તથા માંસનો નાશ થાય છે, તે પ્રેત જેવો જાણવો. અકસ્માત્ જ્વરનો દાહ, તૃષા મૂર્ચ્છા તથા બલક્ષય, સાંધા ઢીલા પડવા. એ લક્ષણો આસન્ન મરણનાં થાય. મળસ્કે જેના મોંપરથી ઘણો પરસેવો નીકળે છે, અને જ્વરે વ્યાપ્ત હોય છે, તેનું બચવું દુરાપાસ્ત થાય છે. જેના કપાળપર થંડો ગાર પરસેવો આવે છે, ટાઢ ઘણી વાગે છે, શરીર ભિંજેલું રહે છે, તથા ગળાપરનો પરસેવો ઉરઃસ્થાનપર આવતો નથી, તે માણસ યમના ઘેર જલદી જાય છે. જેને જાડાએ ભિંજાય એવો પરસેવો ચારે તરફ સર્વાંગે આવે છે, તથા શરિર થંડુ થાય છે, ત્યારે તત્ક્ષણે ને રોગીનું મરણ થશે એમ જાણવું **જ્વરમુકતીનું પૂર્વરૂપ**:—દાહ, પરસેવો, દમ, તરસ, ભ્રમ, કંપારો, મળપાતળો થવો, બેશુદ્ધિ ચુંથ, શરિરે અત્યંત દુર્ગંધિ, એ લક્ષણો તાવ છોડવાથી થાય છે, એ ઉપર કોઈ એવી શંકા કરશે કે, દોષક્ષય થયા સિવાય વ્યાધિ કેમ જશે? તથા દોષક્ષય થયો તો એવાં દાહાદિ લક્ષણો કેમ કરશે? તે ઉપર એવું સમાધાન છે કે, કોઈ એકનો એવો સ્વભાવ હોય છે કે, ક્ષીણ હોતાં પણ વિનાશકાળે આપણી શકિત દેખાડવી. ઉદાહરણ, દીવામાંનું તેલ બળી તે જવા લાગે એટલે તેની જોત પહેલાં કરતા ચાર પાંચ વખત મોટી થઇ પછી તે ઓલવાય છે. આ વાત સર્વના જોવામાં છેજ. અથવા દોષોએ પીડેલો ધાતુનો દોષ ગયા પછી ક્ષોભ થઇ દાહાદિક લક્ષણો થાય છે એમ જાણવું. **જ્વરમુકિતલક્ષણઃ**—પરસેવો આવવો, શરિરને હલકાપણું, ગરદને ખંજવાળ મુખપાક એટલે મોં આવવું, છિંકો આવવી, તથા અન્ન ઉપર વાંછના થવી, એલક્ષણો થયાં એટલે તાવ જવા માંડયો એમ સમજવું. **તાવ આવતાંજ પ્રથમ શું કરવું**—તાવવાળાએ પહેલાં લાંઘણ કરવી, અને ભૂખ લાગે ત્યારેજ અન્ન ખાવું- પરંતુ વાતજ્વરી, ક્ષયી, ક્ષુધિત, ગર્ભિણી, દુર્બલ, બાળકો, તૃષિત, ઉછશ્વાસી એવા માણસોએ લાંઘણ કરવી નહીં. મગ, મસૂર ચણા, કુલિત્થ, મઠ એ પંચ ધાન્યોનો યુષ કિંવા મંડ (કઢણ) કરી આપવો. અથવા ચોખાનું કિંવા ઘઉનું થુલું (કંસાર) આપવું. **તાવ પર પાચનઃ**—સુંઠ, દેવદાર, ધાણા, રીંગણી, ડોરલી એ પાંચ ઔષધોનો કાઢો કરી જ્વર આવ્યા પછી બે ત્રણ દિવસ આપવો; એટલે આમજ્વરનું પાચન (અપકવ જ્વર હોય તેનો પકવ થવો.) થાય છે. **વાતજ્વર ઉપર ઉપચારઃ**—(૧) ગળો, સુંઠ,

પિપળીમુળ, એનો કાઢોનિકાઢો તૈયાર કરી તેમાં મધ નાંખી તાવના સાતમાં દિવસથી ત્રણ દિવસ, સકાળ સંધ્યાકાળ આપતા જવું; એટલે જ્વરતું પાચન થાય છે. (૨) ધમાસો, સુંઠ, નાગરમોથ, ગળો એનો કાઢો આપવો. [૩] નિદ્રા આવતી ન હોય તો પીપળીમુળનું ચુર્ણ ગોળમાં આપવું. કિંવા કાવળીનાં મુળ હાથે બાંધવાં. **પિત્તજ્વર ઉપર ઉપચાર:**—[૧] કાયફળ, ઇંદ્રજવ, પહાડમુળ, કુટકી, નાગરમોથ, એનો કાઢો દસ દિવસ પછી, જ્વરપાચનાર્થે ત્રણ દિવસ આપવો. [૨] પિત્તપાપડો, વાળો, રકતચંદન, ધાણા, સુંઠ, એનો અથવા એકલા પિત્તપાપડાનો કાઢો આપવો. [૩] ઊંબરના મુળોનું સ્ત્રવેલું પાણી સાકર નાંખી આપવું. **કફજ્વર ઉપર ઉપચાર:**—[૧] નાગરમોથ, સુંઠ, ધમાસો, અરડુસો, એનો કાઢો બાર દિવસ પછી પાચનાર્થે આપવો. આ કાઢો તાવ, શ્વાસ, ઉધરસ, શુળ એનો નાશક છે. [૨] નાગરમોથ, ધમાસો, સુંઠ, ભારંગમુળ, અરડુસાના પાંત્રા એનો કાઢો આપવો. (૩) ત્રિકટુ, (સુંઠ, મરી, પીંપર)નું ચુર્ણ આદુનો રસ અને મધમાં આપવું. તે ઉધરસ, શ્વાસ, ઉલટી, અરૂચિ, શૈત્ય વાયુ અને કફજ્વર એનો નાશ કરે છે. **વાતપિત્ત જ્વર ઉપર:**—(૧) ગળો, પિત્તપાપડો, નાગરમોથ, કરીયાતુ, સુંઠ એનો કાઢો આપવો. (૨) મનુકા, કરિઆતુ, ગળો, અરડુસો, પટકચોરાં એનો કાઢો આપવો. **વાતકફજ્વર ઉપર:**—(૧) રીંગણી, સુંઠ, ગળો, એરંડમુળ એનો કાઢો આપવો. (૨) રીંગણી, અજમો, ગળો એનો કાઢો પીંપરતું ચુર્ણ નાખી આપવાથી, કફ, વાતજ્વર, શ્વાસ, શુળ, સળકમ, ઉધરસ, એનો નાશ થાય છે. પરસેવો અતિશય આવતો હોય તો કુલિત્થ શેકી, તેનો લોટ શરીરે લગાડવો; એટલે પરસેવો બંધ થાય છે. **કફપિત્ત જ્વર ઉપર:**—(૧) રીંગણી, ગળો, સુંઠ, કરીયાતુ, પુષ્કરમુળ અથવા કોષ્ટ એનો કાઢો આપવો. તે સર્વ જ્વરોને તત્કાળ દુર કરે છે. [૨] અરડુસાના પાંત્રાનો, ફુલો સહિત રસ કાઢી, તેમાં સાકર અને મધ નાંખી આપવો; એટલે કફ પિત્તજ્વર, રકતપિત્ત, કમળો એ દુર થાય છે. આ કાઢો સાકર નાંખી લેવાથી શ્વાસ કાસ જાય છે. **વિષમજ્વર ઉપર:**—(૧) ભુઇંતરવડ, બાળહરડાં, કાળી દ્રાખ, જીરૂં એનો કાઢો, વિષમજ્વરને પાચનાર્થે આપવો. (૨) કુંવેરના કાંદા ૧૦ માસા પર્યંત લેઇ, તે કાકરવર્ણા પાણીમાં આપવા એટલે ઉલટી થઇ કફાશયનું શોધન થાય છે અને વિષમજ્વર દુર થાય છે. (૩) નિંબાદિ ચુર્ણ:—કડવા લીંમડાનો પાલો ૪ તોલા; સુંઠ, મરી, પીંપર એ ૧૨ તોલા, જવખાર, સાજીખાર એ આઠ તોલા, અને અજમો ૨૦ તોલા એનું ચુર્ણ કરવું. તે એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક, ચાતુર્થિક, સંતતજ્વર એમાં આપવો. (૪) અગથીઆના પાલાનો રસ કાઢી નાકમાં નાંખવો; એટલે ચાતુર્થિકજ્વર અને આધાશિશી દુર થાય છે. (૫) રવિવારે સહદેવીનાં મુળ, રોગીના હાથે અથવા ગળે બાંધવાં. (૬) ધોળાં કરેણાનાં મુળ રવિવારે કાને બાંધવાં. (૭) ધોળો મંદાર, ધોળી ગોકર્ણી અને સહદેવી એના મુળોનો રસ કાઢીને બે તોલા પર્યંત આપવો. (૮) ધોળા ચંપાની કળીઓ દીંટાસુધ્ધાં નાંખી, ત્રણ બીડીઓ કરી તાવ આવતા પહેલાં એક એક ઘડીના અવકાશે પાન ખાવું. (૯) જૂના તાટની રાખ મધમાં અગર ઘીમાં આપવી. (૧૦) ચીકણમુળ અને સુંઠ એનો કાઢો આપવો. (૧૧) બાળહરડાં અને ઇંદ્રજવ એનું ચુર્ણ ગોળમાં આપવું. (૧૨) પટોલ, ઇંદ્રજવ, દેવદાર, ત્રિફળા, નાગરમોથ, મનુકા, જેઠીમધ, ગળો, અરડુસો એનો કાઢો મધ નાંખી આપવો; એટલે નવજ્વરાદિક સર્વ જ્વર દુર થાય છે. **મધુરા જ્વર ઉપર:**—(૧) નાગરમોથ, પિત્તપાપડો, જેઠીમધ, કાળી દરાખ, એનો કાઢો મધ નાંખી આપવો. (૨) વડનાં પાકાં પાંદડાં, અને બાજરીનો લોટ એનો કાઢો કરી આપવો. (૩) ફુદિનો, રાનતુળસી, કાળી તુળસી એનો અંગરસ કાઢી, તેમાં ખડીસાકર નાંખી તે ત્રણ કિંવા સાત દિવસ આપવો. (૪) ગરદન અને ગળાઉપર ફોલ્લા આવે છે, તેના પ્રતીકારાર્થે મોતીનો હાર ગળામાં નાંખવો. આ ઉપચાર અમોએ અહીં કહયો, પરંતુ મોતીને બદલે છિપોનો પણ મ-

ળવાની હમણાં મારામાર છે; એટલી પરકીઓએ આપણા હિંદુસ્થાનમાંની સંપત્તિ લુટી અને ધો ઇ લીધી !! (૫) અજમોદનું ચૂર્ણ કરી તે મધમાં આપવું. (૬) અરડુસો, દ્રાખ અને હરીતકી એનો કાઢો મધ અને સાકર નાંખી આપવા થી રકતપિત્ત જ્વર, દમ, ઉધરસ, અને મંથરજ્વર એઓને દબાવે છે. (૭) જંગલી શેરડીનો રસ આપવો. (૮) નાગરમોથ. કપુરી મધુરી રાન તુળસી, પિત્તપાપડો, અને સુંઠ એનો કાઢો આપવો. **જીર્ણ જ્વર ઉપરઃ**—(૧) કુટકી કરીઆતુ, નાગરમોથ, પિત્તપાપડો, ગળો એનો કાઢો સતત સેવન કરવાથી, અસાધ્ય જ્વર પણ દૂર થાય છે. (૨) કાયફળ, નાગરમોથ, કુટકી, કચેરા, કાકડશિંગી, પુષ્કરમુળ, અગર કોષ્ટ, એનું ચૂર્ણ મધમાં અથવા આદુના રસમાં આપવું. તે જીર્ણજ્વર, ઉધરસ, દમ, અરૂચી, વાયુ, શૂળ, ઓકારી, ક્ષય એનો નાશ કરે છે. (૩) તાલિસાદિ ચુર્ણ આપવું. (૪) મધમાં પીંપર આપવી. એટલે મેદ, શ્વાસ, કાસ, જ્વર, પાંડુરોગ અને પ્લીહા એનો નાશ કરે છે. (૫) સાકર, ઘી, સુંઠ, ખારેક અને કાળી દ્રાક્ષ, એ સર્વ ઔષધો ગાયના દૂધમાં નાંખી તે ઉકાળી આપવાં, એટલે સંપૂર્ણ જ્વર દૂર થાય છે, અને શકિત આવે છે. (૬) ગળોનું સત્વ, ઘી સાકર, સાથે કિંવા મધ સાકર સાથે આપવું. (૭) જીરાનું ચૂર્ણ, જૂના ગોળમાં આપવું. (૮) જીર્ણ જ્વર ઉપર દુગ્ધપાન એ અમૃત સમાન છે. ગાયના દૂધમાં પીપરો ૫–૭ નાંખી, તે દૂધ ગરમ કરી આપવું. દિવસ ૨૧ (૯) એલચી દોડા, બીલાં, પુનર્નવા [વસુ], દૂધ અને પાણી એકત્ર કરી દૂધ શેષ રહે ત્યાં સુધી કઢવી પ્રાશન કરવું. એટલે તે સર્વ જ્વર પરિહાર કરેછે. [૧૦] તુળસીનો રસ, મરીની ભૂકી અને મધ નાંખી આપવો. [૧૧] દ્રાક્ષ, ગળો અને સુંઠ એના કાઢામાં પીંપરનું ચુર્ણ નાંખી આપવો, એટલે શ્વાસ, શૂળ, કાસ, અગ્નિ માંદ્ય જીર્ણજ્વર અને તૃષા, એનો નાશ થાય છે. **ભુતાવેશ જ્વર ઉપરઃ**—(૧) તુળસીનાં આઠ પાંત્રાં લેઈ તેનાં રસમાં થોડી લિંડુની ભૂકી નાંખી તે રસ નાંકમાં સુંઘાડવો. (૨) ગંધક અને આંવળકંટીનું ચૂર્ણ ઘીમાં આપવું, **વિષજન્ય આંગતુંક જ્વર ઉપરઃ**—પિત્તશામક અને વિષ ઉપરના ઉપચાર કરવા. **કામજ્વર ઉપરઃ**— સુસ્વરૂપ, શૃંગારિત, સુગંધચર્ચિત, રસીક, કામ વડે રસરસેલી અને શૃગારિક ભાષણ કરનારી એવી તરૂણ સ્ત્રીઓનું આલિંગન, સંભાષણ, સ્પર્શાદિ કરવાથી, કામજ્વર શાંત થાય છે. નિર્મળ સ્થળો, કમળો, સુગંધિ ફૂલો ઉપરનો આ લોવે વાયુ, જલક્રીડા, સુંદર બાગમાં ફરવું, સુસ્વરૂપ સ્ત્રીઓનો સમાગમ, એ ઉપચારોએ કામજ્વર જાય છે, કામજ્વરિત પુરૂષે સ્ત્રીસંગ કરવો નહીં. **દુર્જલજનિત જ્વર ઉપરઃ**—[૧] કડવાં પડોળાં. નાગરમોથ, ગળો, અરડુસો, સુંઠ. ધાણા કરિયાતું અને કુટકી, એનો કાઢો મધ નાંખી આપવો. (૨) સુંઠ અને જવખાર એનો અથવા હળદર અને જવખાર એનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું. (૩) બાળહરડાં, કડવા લીંમડાનાં પાંદડાં પીંપર, સીંધવ, ચિત્રક એનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું. **સપ્તધાતુગત જ્વર ઉપરઃ**—ગળોનું સત્વ, આવળકંટી, જીરૂં, પીંપર, ચિત્રકમુળ, કવચ બીજ, હરીતકી, એનું ચુર્ણ કરી મધમા અથવા એક વર્ષનાં જૂના ગોળમાં ગોળીઓ કરી તે ગાયના દૂધમાં આપવી. **અજીર્ણ જ્વર ઉપરઃ**—(૧) રીંગણી અને પિત્તપાપડો એનો કાઢો આપવો. (૨) નાગરમોથ, સુંઠ એનો કાઢો આપવો. (૩) કરીઆતું, ગળો, સુંઠ, મુસ્તા, પીંપર એનો કાઢો આપવો. (૪) અજમોદ, હરીતકી, કચોરા, સંચળ એનું ચૂર્ણ અથવા (૫) આવળ કંટી, ચિત્રક, બાળહરડાં, પીંપર, સીંધવ એનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું; એટલે સર્વ જ્વર દૂર થાય છે અને મલાદિકનો ભેદ થાય છે, રૂચિ આવે છે, કફ દૂર થાય છે, અગ્નિ પ્રદીપ્ત થઈ અન્ન પચન થાય છે, **ઉલટેલા તાવ ઉપરઃ**—(૧) રોગી બલિષ્ટ હોય તો લાંઘણ કરવું. કુટકી નાગરમોથ પિત્તપાપડો અને ગળો એનો અથવા (૨) કુટકી, પીંપરીમુળ, નાગરમોથ, બાળહરડાં ગરમાળાની શિંગોમાંનું મગજ એનો કાઢો આપવો. (૩)

કુટકી, વાળો, નાગરમોથ એનો કાઢો આપવો. દિવસ ત્રણ. **સર્વ જ્વર ઉપરઃ—**(૧) ગળો, પીંપરીમૂળ, પીંપર હરીતકી, લવંગ, કડવા લીંમડાનીછાલ, શ્વેતચંદન, સુંઠ, કુટકી, કરીઆતું, એનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું. (૨) આવળકંડી, ચિત્રક, બાળહરીતકી પીંપર એનો કાઢો આપવો અથવા એ ચાર જણોસોમાં સીંધવ નાખી તેનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં આપવું. એટલે સર્વ જ્વર દુર થાય છે. (૩) સુંદર્શન ચૂર્ણ આપવું (૪) પટોલ. સુંઠ કરીઆતું, એનો કાઢો મધ નાંખી આપવો. (૫) કરીઆતું સુંઠ, ડીકામાલી એનો કાઢો એ કદમ કરી રાખવો. અને નિત્ય સવારે, ત્રીજા પહોરે અને સંયકાળે એ પ્રમાણે ત્રણ વખત લેવાનો ક્રમ રાખવો; એટલે સાધારણ પ્રકારના સર્વ આગંતુક જ્વર અને જીર્ણજ્વર એ દૂરથાય છે. (૬) ગોરોચન, મરી, રાસ્ના, કોષ્ટ, પીંપર એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. (૭) ધમાસો, વાળો, નાગરમોથ, સુંઠ, કુટકી એનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું. એટલે તે, સર્વ જ્વરનો નાશ કરી અગ્નિપ્રદીપ્ત કરે છે. (૮) ભારંગમૂળ, કાકડશિંગી, ચવક, તાલીસપત્ર મરી અને પીંપરીમૂળ, એ પ્રત્યેક આઠ આઠ તોલા, સુંઠ, ૨૪ તોલા અને આઠ આઠ તોલા પીંપર; ચાતુર્જાત, તથા વાળો ને સાકર ચાર ચાર તોલા; એ સર્વ ચૂર્ણો એકત્ર કરવાં. એ ભારંગાદિ ચૂર્ણ, આઠ પ્રકારના જ્વર ઉધરસ, શ્વાસ, સોજો, ઉદર, પેટનું ચડવું તથા ત્રિદોષ, એનો નાશ કરે છે. **પથ્યઃ—** તાંદળજો, ચાકવત, કુમળા મૂળા, પિત્તપાપડો, પડવળ, વાયવરણાં, ગળો, કાલશાક, માઠ, પાથરી, ચુકો વેંગણ, કંચુકશાક, તુરીઆં, પંડોળા કંટોલાં, એક વર્ષના જુના ચોખા. **અપથ્યઃ**—વિરૂધ્ધ અન્ન, વિદાહી અને જડ પદાર્થ દુષ્ટોદક, ક્ષાર, ખાટો ભાજીપાલો, પાન, કાલીંગડું, ફણસ, નવું ધાન્ય, લોટનો પદાર્થ, અને પૌષ્ટિક એ પદાર્થ છોડવા. તેમજ મહેનત, સ્ત્રીસંગ, સ્નાન, કીડા ઇત્યાદિ જ્વરયુકત રોગી એ શકિત આવ્યા શિવાય કરવું નહીં.

## સન્નિપાજ્વર.

કારણ—ખાટા, સ્નિગ્ધ, ઉષ્ણ, વિદાહી, તીખાં, મધુર, મદ્ય, તડકો, શેક લેવો, કામ, ક્રોધ, અતિરૂક્ષ, જડ પદાર્થનું આકંઠ ભોજન, માંસભક્ષણ, શીત પદાર્થનું સેવન, શોક, શ્રમ, ચિંતા, પિશાચબાધા, અતિસ્ત્રીસંગ, એ કારણે તથા ચૈત્ર, વૈશાખ, આશ્વિન, કાર્તીક, શ્રાવણ,

( સન્નિપાત જ્વરમાં કર્ણમૂળ નામનો રોગ ઉત્પન્ન થાય છે તે બાબત પરિશિષ્ટમાં સવિસ્તરથી લખેલું છે તે જુઓ)

ભાદ્રપદ, એ મહિનાઓમાં સન્નિપાતનો પ્રાયઃ પ્રકોપ થાય છે. સન્નિપાત જ્વર એટલે ત્રિદોષ જ્વર; આ કેવળ મૃત્યુજ છે. સન્નિપાતને જે વૈદ મટાડે છે, તે મૃત્યુંજય એટલે સાક્ષાત પરમેશ્વરજ સમજવો જોઇએ. તેના ઉપકારાર્થે સર્વસ્વ દાન કરે તો પણ વધારે નથી. વાતાદિ ત્રિદોષ, કંઇ નિમિત્તે પ્રક્ષુબ્ધ થવાથી, તે થકી જે જ્વર આવે છે તે સન્નિપાત જ્વર. એ કષ્ટસાધ્ય છે. કારણ ત્રણેનો પ્રકોપ છે, અતએવ એકના ઉપશમનાર્થે ઔષધ આપે તો બીજા અધિક થાય છે. **સન્નિપાતજ્વરનું લક્ષણઃ—** ક્ષણમાં દાહ અને ક્ષણમાં શીત, હાડ, સંધિ, મસ્તક એ ઠેકાણે શૂળ, આંખોમાં પાણી આવવું, અને તે ડોવાયલું લાલ, અને આંખ ફાટેલી હોય છે, કાનમાં શબ્દ થાય છે અને શૂળ થાય છે. ગળામાં ડાંગરનું ફોતરૂં ભરાઈ રહે તેમ દુખે, મોહ, બડબડ, ઉધરસ, શ્વાસ, અરૂચિ, ભ્રમ, અને જીભ કેટલીક બળેલા જેવી અને સાગના પાંત્રા જેવી ખરખરી, અત્યંત શરિરે ગળવું, રકતપિત્ત મિશ્રીત એવા કફના ઓડકાર આવવા અને માથાનું ડોલવું. તરસ ઉંઘ ન આવલી ઉરમાં દુખવું. પરસેવો, મુત્રમળ, ઘણીવારે થોડા થાય છે. ગાત્રો અત્યંત કૃશ થતાં જાય છે, નિરંતર ગળુ ઘુરઘુર વાગે છે, મધમાખ ચાવવા સરખી ગંધ આવે છે, કાળાં અને રાતાં ચકંદળાં ઉઠે છે, અને વાચા તોતડી થાય છે. કાન, નાક, મોં એ ઠેકાણે ફોલ્લા આવે છે, અને પેટ જડ થાય છે, વાત, પિત્ત. કફ, એનો પાક, કાળેકરી થાય

છે. એ સન્નિપાત જ્વરનાં લક્ષણો જાણવાં. સન્નિપાત જ્વરના તેર પ્રકાર છે અને તે જુદા જૂદા પ્રકારના વર્ણવેલા છે.

**સન્નિપાતનાં નામો**—સંધિક, અંતક, રૂગ્દાહ, ચિત્તવિભ્રમ, શીતાંગ, તંદ્રિક, કંઠકુબ્જ કર્ણક, ભુગ્નનેત્ર, રકતષ્ઠીવી, પ્રલાપક, જીવ્હક અને અભિન્યાસ.

**તેમની દિનમર્યાદ**:—સિંધિકને ૭, અંતકને ૧૦, રૂગ્દાહને ૨૦, ચિત્તવિભ્રમને ૨૪, શીતાંગને ૧૫, તંદ્રિકને ૨૫, કંઠકુબ્જને ૧૩, કર્ણકને ત્રણ મહિના (નેવું દિવસ), ભુગ્નનેત્રને ૮૦, રકતષ્ઠીવીને ૧૦, પ્રલાપકને ૧૪, જીવ્હકને ૧૬, અભિન્યાસને ૧૬ દિવસ, આ આયુષ્યની પરમાવધિ કહેલી છે, પરંતુ રોગી તત્ક્ષણે મરે છે.

**સાધ્યાસાધ્ય વિચાર**:—સંધિક, તંદ્રિક, કર્ણક, કંઠકુબ્જ, જીવ્હક, ચિત્તવિભ્રંશ, એ ૭ સાધ્ય, બાકીના રહેલા સાત તે મારક છે. **સંધિક**:—જેના પૂર્વ રૂપમાં શુળ, શોષ, વાયુની ઘણી વેદના, શ્લેષ્મોદ્રેક, સંતાપ, બલહાનિ, જાગરણ, એ લક્ષણો થાય છે, તેને સંધિક સન્નિપાત કહેવો. **અંતક**:—દાહ કરે છે, સંતાપને વધારે છે, મોહ કરે છે, શીર કંપાવે છે, ઉચકી કરે છે તથા કાસ વધારે છે. સંન્નિપાત વેતમાંથી છુટેલો એવો આ અંતક સન્નિપાત જાણવો. **રૂગ્દાહ**:—બડબડ, સંતાપ, ઘણો મોહ, મંદત્વ, અનાયાસે, શ્રમ, ચકરી એ વેદનાએ યુકત, કંઠ, ગરદન, હડપચી, એ ઠેકાણે વેદના, નિરંતર તૃષા લાગવી, શ્વાસ, કાસ, તથા ઉચકી એ લક્ષણોએ વ્યાપ્ત એવો આ રૂગ્દાહ કષ્ટસાધ્ય છે. આ સન્નિપાત મારે છે. **ચિત્તભ્રમ**:—કોઇપણ પ્રકારે શરિરે પીડા થતી હોય છે, અને ભ્રમ, ધંતુરો ખાવા જેવી અવસ્થા, સંતાપ, મોહ, વિકલપણું, આંખો વ્યાકુળ થવી, હસવું, ગાવું, નાચવું તથા બડબડ કરવું, એ લક્ષણો થાય છે. આ સન્નિપાતને કોઈ અસાધ્ય છે એમ કહે છે. **શીતાંગ**:—શરીર બર્ફજેવું થંડુ, કંપ, શ્વાસ, ઉચકી, સંપૂર્ણ અંગ ઢીલુ થવું, સ્વર ખોખરો થવો, અભ્યંતરે ઉગ્ર સંતાપ, અનાયાસે શ્રમ, મનને સંતાપ, ઉધરસ. ઉલટી, અતિસાર, એ લક્ષણોએ યુકત થએલા સન્નિપાતને શીતગાત્ર કહેવો. એ પ્રાણનો ત્વરિત નાશ કરે છે. **તંદ્રિક**:—તંદ્રિક સન્નિપાતમાં ઉંઘ ઘણી હોય છે, શુળ, જ્વર, કફ, તરસ એથી રોગી ઘણો પીડિત થાય છે, જીભ શ્યામવર્ણ, જાડી, કઠણ તથા કાંટાવાળી હોય છે, અને અતિસાર, શ્વાસ, ગ્લાનિ, તલખી, કર્ણશુલ, ગળામાં જડત્વ, તથા રાત દિવસ ઉંઘ, એ લક્ષણો થાય છે. આ રોગ અસાધ્ય છે. **કંઠકુબ્જ**:—કપાળ દુખવું, ગળું દુખવું, દાહ, બેસાવધપણું, કંપ, જ્વર, રકતવાતસંબંધી પીડા. હડપચી જખડવી, સંતાપ, બડબડ તથા મુર્ચ્છા, એલક્ષણોએ યુકત થએલા સન્નિપાતને કંઠકુબ્જ કહેવો. આ કષ્ટસાધ્ય છે. **કર્ણક**:—બડબડ, બહેરાપણું, ગળું, પકડવું, શરીરમાં તિડીક, શ્વાસ, ઉધરસ, લાલ સ્રાવ, જ્વર, સંતાપ, કાન અને ગાલ એ ઠેકાણે પીડા, એ લક્ષણોએ યુકત એવો આ કર્ણક હોય છે. **ભુગ્નનેત્ર**:—તાવ બલક્ષય, સ્મૃતિનાશ, વક્રદષ્ટિ, બેસાવધપણું, બડબડ, ભ્રમ, કંપ, તથા સોજો એ લક્ષણો ભુગ્નનેત્ર સન્નિપાતમાં થાય છે. આ રોગી જલદી મરે છે. **રકતષ્ઠીવી**—રકતની ઉલટી, જ્વર, ઉલટી, તૃષા, મુર્ચ્છા, શુલ, અતિસાર, ઉચકી, પેટ ચડવું, ચક્રના ભ્રમણજેવું ભમવું, તલખી, શ્વાસ, સંજ્ઞાનાશ, જીભ કાળી કિંવા લાલ હોય છે, અને તેનાપર મંડલો ઉઠે છે, એ લક્ષણોએ જે સન્નિપાત, તેને રકતષ્ઠીવી કહે છે. એ પ્રાણનો નાશક છે. **પ્રલાપક**—કંપ, બડબડ, સંતાપ, કપાળ દુખવું પ્રૌઢા વાતો કહેવી, તથા રોગી સ્વચ્છપણા વિષે આસકત, બીજાની કાળજી કરનાર, બુધ્ધીનાશ થએલો, વીકળ તથા પુષ્કળ બડબડ કરનાર, એવો આ પ્રલાપક સન્નીપાતરોગી યમસદનને જાય છે. **જીવ્હક**—ઉધરસ. દમ સંતાપ તથા વીવ્હલ. કઠણ અને કાંટાએ વ્યાપ્ત થએલી જીવ્હા, બહેરાપણું, મુંગાપણું તથા અલહાની એ લક્ષણોએ યુકત એવો જીવ્હક સ-

ન્નીપાત કષ્ટસાધ્ય છે. **અભિન્યાસ**—ત્રિદોષના કોપે મોંપર તુળતુળીતુપણું, નિદ્રા, વિકળપણું, નીચેષ્ટ પડવું મોટા પ્રયાસે એકાદો શબ્દ બોલવો, બલનાશ, શ્વાસાદિકોનો અવરોધ, એ લક્ષણો અભિન્યાસ સન્નિપાતમાં થાય છે. આ રોગ કેવળ ભયંકર મૃત્યુતુલ્ય છે. **હારિદ્રક**—દેહ, નખ, નેત્ર, હાથ, પગ, એ હળદર ચોપડયા જેવા પીળા હોય, જ્વર, થુંક તથા ઉધરસ એ લક્ષણોએ હારિદ્રક સન્નિપાત ઓળખવો. આ જ્વરરૂપી કાળજછે એ વૈદ્યોને સાધ્ય થતોજ નથી આ "હારિદ્રક" ત્રયોદશ સન્નિપાત શીવાયનો છે, એ વીરલા જોવામાં આવે છે.

સન્નિપાતથયા પછી તત્કાળ ત્રણ, પાંચ, સાત, દસ, તથા બાંર કે ૨૧ દિવસ ઉલટી જાય એટલે શુદ્ધ થઈસન્નિપાત રોગી જાગે છે. **ત્રિદોષ જ્વરની સાધારણ મર્યાદા**—ત્રિદોષ થયેલા દિવસથી ૭ કિંવા ૧૪ તથા ૯ કીંવા ૧૮; તેમજ ૧૧ કીંવા ૨૨ દિવસ પર્યંત એ ત્રિદોની મર્યાદા જાણવી. એ પછી જ્વર જાય છે કીંવા મૃત્યુ આવે છે. ૭–૯ કિંવા ૧૧ એ મર્યાદા વાતાધિક, પિત્તાધિક તથા કફાધિક સન્નિપાતની અનુક્રમે જાણવી. પિત્ત, કફ, તથા વાયુ એની વૃદ્ધિએ ક્રમે કરી દસ દીવસે, બાર દીવસે તથા સાત દીવસે ત્રીદોષજન્ય ધાતુપાક થવાથી મારે છે, તથા મલપાક થવાથી રોગીને છોડે છે. **ધાતુપાકનું લક્ષણ**—નિદ્રાનાશ હૃદય તાટ જેવું થવું, મૂત્ર–પુરીષો(ઝાડા) નો અવષ્ટંભ, શરીરને જડપણું, અન્નદ્વેષ, અસ્વસ્થપણું તથા બલનો નાશ, એ લક્ષણો ધાતુપાક થવાથી થાય છે. ધાતુપાક એટલે ઉત્તરોત્તર રોગોની વૃધ્ધિ તથા બળની હાણી થઇ શુક્રાદિ ધાતુસહિત મૂત્રાદિકોને જે પાક થવો તેને ધાતુપાક કહેવો. **મલપાક**—દોષોને સ્વભાવ બદલાવો, તાવ હલકો થવો, ઈંદ્રિઓને નિર્મળતાં એ મળપાકનાં લક્ષણો જાણુવાં. ધાતુપાક તથા મલપાક થવો એ કેવળ દૈવ ઉપર છે. આ વિષયમાં બીજો કંઇ હેતુ દેખાતો નથી. **સન્નિપાત અસાધ્ય લક્ષણો:**—મલાદિક અને પિત્તાદિક દોષ બધ્ધ થવાથી તથા અગ્નિ શાંત થવાથી, સન્નિપાત જ્વર અસાધ્ય થાય છે. તથા એની ઉલટી એટલે દોષપ્રવૃત્તિ હોઇ અગ્નિ લગારેક દીપ્ત થઇ, સર્વના લક્ષણો થોડા થોડા થવાથી સન્નિપાત જ્વર કષ્ટસાધ્ય થાય છે. **સંધિક સન્નિપાત ઉપરઃ**— (૧) રાસ્ના, સુંઠ, ગળો, કાટાશરીઓ, નાગરમોથ,શતાવરી, હરીતકી, દેવદાર, કટુકી, કચોરા, અરડુસો, એરંડમૂળ અને દશમુંળોએનો કાઢો, સંધિક સન્નિપાત મોન્યાસ્તંભ. અંત્રવૃદ્ધિ, સર્વ પ્રકારના જ્વર, પીઠ, કંબર અને સંધિ એમાંની શૂલ તથા સર્વાંગમાનાં સણુકા એનો નાશ કરે છે. (૨) દેવદાર, કચોરા, ગળો, રાસ્ના અને સુંઠ એનો કાઢો ગુગળ નાંખી આપવો; એટલે સંધિક સન્નિપાત અને વાયુ એનો નાશ થાય છે, (૪) ઘોડાવજ, ધમાસો, ગળો, ભારંગમૂળ, કાંટાસરીયો, દેવદાર, નાગરમોથ, સુંઠ, વરધારો, રાસ્ના, ગુગળ, અશ્વગંધ, એરંડમુળ, શતાવરી, એનો કાઢો, સંધિક સન્નિપાત, જડતા, ગ્લાની, ચકરી અને પક્ષઘાત એનો નાશ કરે છે. (૪) ગળો, એરંડમુળ સુંઠ, દેવદાર, રાસ્ના હરીતકી એનો કાઢો પ્રાતઃ કાળે આપવાથી સર્વ વાતરોગોનો નાશ કરે છે. (૫) નિર્ગુંડી, ગુગળ, રાઈ, કડવા લીંમડાનાં પાંલા, અને રાળ એનો ધુપ સંધિક સન્નિપાતનો નાશ કરે છે. **અંતક સન્નિપાત ઉપર**— (૧) નાચણાનો લોટ લસણના રસમાં મેળવી, તે ભાખરી તેલમાં કિંવા ઘીમાં અથવા એરંડતેલમાં શેકી, તે ગરમ એવી મસ્તક ઉપર બાંધવી, (૨) હરડાં. અરડુસો, ફાલસા. રાસ્ના. દેવદાર, ગળો, કુટકી, કોષ્ટ એનો કાઢો આપવો. **રૂગ્દાહ સન્નિપાત ઉપરઃ**— નાગરમોથ, રકતચંદન, સુંઠ, વાળો, કાળોવાળો અને પિત્તપાપડો એનો કાઢો થંડો થયા પછી આપવો. (૮) હરીતકી, પિત્તપાંપડો નાગરમોથ; કુટકી, ગરમાળાનું મગજ, દ્રાક્ષ એનો કાઢો આપવો. (૩) નાગરમોથ, કુટકી, વેખંડ, વાળો, ગરમામાળો, કુટકી, ત્રિફળ, ચીકણુ, કડવો લીંમડો કડવું તુરીયું, દશમૂળા, કરીઆતુ, એનો કાઢો સકલ વાતવ્યાધિ અને રૂગ્દાહ સન્નિપાત એનો નાશ કરે છે. કૃષ્ણાગરૂ, કપૂર, સાલઈ, નખલા, તગર, વાળો ચંદન અને રાળ, એનો ધુપ આ

પવો. (૫) બોરડીનાં પાંદડાં દહીંમાં મેળવી શરીરે લેપ કરવો; અથવા કપૂર, ચંદન, લીંમડાનો પાલો એ છાશમાં વાટી તેનો લેપ કરવો એટલે દાહ શમે છે. (૬) દાહ અને ઉલટી એણે કરી કૃશ થએલો, અન્ન ચાલે નાહં અને તૃષાર્ત એવા રોગીને ધાણીનો લોટ, સાકર અને મધ નાંખીં પાવો. (૭) સુરૂપ, પીનસ્તની વિલાસચતુર એવી સ્ત્રીનું આલિંગન કરાવવું. એટલે રૂગ્દાહ શમે છે, મૈથુનવર્જે. (૮) હરીતકીનું ચૂર્ણ ઘી અથથવા મધ એમાં આપવું. એટલે દાહ, જવર, કાસ, રકતપિ-ત, વિસર્પ, શ્વાસ, ઉલટી એનો નાશ થાય છે. **ચિ-તભ્રમ સન્નિપાત ઉપરઃ**—(૧) મહુડાની છાલ નખલા. સાંવરીની છાલ. પીંપર આંસુદરાની છાલ, હરીતકી, એકાંગી, મુરા, અગરૂં, રકતચંદન એનો કાઢો આપવો. (૧) દ્રાક્ષ, દેવદાર, નાગરમોથ, આવળકંટી, ગળો, હરીતકી, ગરમાળાનો મગજ, કરિઆતું, પિ-તપાપડો, કડવાં પંડોળા એનો કાઢો આપવો. (૩) બ્રાહ્મી, દ્રાક્ષ, કડવાં, પંડોળાં, વાળો, હરીતકી, પિ-તપાપડો, ગરમાળાનું મગજ, કુટકી, શંખપુષ્પી, એનો કાઢો ચિત્તભ્રમ શમાવે છે. (૪) હરડાં, પિત્તપાપડો, કાળી દરાખ, શંખપુષ્પી, કુટકી, નાગરમોથ દેવદાર, ગરમાળાનું મગજ, બ્રાહ્મી એનો કાઢો આપવો. (૫) પીંપર, મરી, સીંધવ, વેખંડ, કરંજાના બી, હળદર, આંવળકંટી, હરીતકી, બહેડાં, રાઇ, સુંઠ અને હિંગ એના ચૂર્ણને બકરાનાં મુત્રમા ખલી ગોળીઓ કરી રાખવી. એનું આંખોમાં અંજન કરવાથી ચેતન આપે છે. અને ચિત્તભ્રમ, અપસ્માર, ઉન્માદ, ભૂતબાધા, મસ્તક રોગ નેત્રરોગ, અને ભ્રમ એનો નાશ થાય છે. (૬) અગથીઆના પાંદડાનાં રસમાં ગોળ, સુંઠ અને પીંપર નાખી આપવો. (૭) એકાંગી, જેઠીમધ, ચંદન, દેવદાર, મધ, નખલા, પિત્તપાપડા, અગરૂ, પીતવાળો, એલચીંદોડા, એનો ધુંપ ચિ-તભ્રમ સન્નિપાત અને ગ્રહદોષ એનો નાશક, લક્ષ્મીકારક અને કાંતિપ્રદ છે. **શીતાંગ સન્નિપાત ઉપરઃ** (૧) કપાસનાં મૂળ, જીરૂં, ત્રિકટુ, ભારંગમૂળ, રીંગણી, કાકડસિંગી અને પુષ્કરમુળ, એનો કાઢો ગોમૂત્રાં સિદ્ધ કરી આપવો અગર પાણીમાંસિદ્ધ કરી ગોમુત્ર નાખી આપવો. (૨) બીજોરૂં, કરીઆતું, પીંપરીમુળ, દેવદાર, દશમુળ, અજમોદ અને સુંઠ એનો કાઢો આપવો. (૩) કંટોલીના કાંદા પિત્તપાપડો, કુલિત્થ પીંપર, વેખંડ, કાયફળ, શહાજીરૂં, કરીઆતુ ચિત્રક, કડવી દુધી અને હરડાં એનું ચૂર્ણ શરિરે ચોળવાથી, શીતાંગ માલ સન્નિપાતનો નાશ થાય છે. **તંદ્રિક સન્નિપાત ઉપરઃ**—ભારંગમૂળ, ગળો, નાગરમોથ, રીંગણી, હરીતકી, પુષ્કરમૂળ, સુંઠ એનો કાઢો આપવો. (૨) ગળો, કડવાં પંડોળાં, અરડુસો, અને ત્રિકટુ એનો કાઢો આપવો. (૩) પીંપર, મનશીળ, અને હરતાલ એનું અંજન કરવું. (૪) ગળો, કડવાંપંડોળાં, એનો કાઢો ત્રિકુટુનું ચૂર્ણ નાખી આપવો. **કંઠકુબ્જ સન્નિપાત ઉપરઃ**—(૧) ત્રિકટુ, ઇંદ્રજવ, કુટકી, ત્રિફળાં, દારૂહળદર, હળદર એનો કાઢો આપવો. (૨) પીંપર અને અંઝેટાનો રસ એનો કિંવા ત્રીકટુ અને કડવી દુધીનાં બીજ પાણીમાં ઘસી તેનું નસ્ય આપવું. (૩) કરીઆતું, કુટકી, પીંપર, ઇંદ્રજવ, રીંગણી, કચોરા, બહેડાં, દેવદાર, હરીતકી, મરી, કાયફળ, નાગરમોથ, અતિવિષ, આંવળકંટી, પુષ્કરમૂળ, ચિત્રક, કાકડશિંગી, અરડુસો અને સુંઠ એનો કાઢો આપવો. **કર્ણક સન્નિપાત ઉપરઃ**—રાસ્ના આસકંધ, નાગરમોથ, રીંગણી, ભારંગમૂળ, ઘોડાવજ, પુષ્કરમૂળ, કુટકી, કાકડશિંગી, હરીતકી, મરી એનો કાઢો આપવો, (૨) દશમૂળ, કુટકી, પીપર, ત્રિફળાં, સુંઠ, કરીઆતુ, એનો કાઢો આપવો, (૩) ગરમ પાણીમાં મરી, પીંપર, અને સીંધવ, ઘસી તેનું નસ્ય આપવું. **ભુગ્નનેત્ર સન્નિપાત ઉપર**—(૧) દારૂહળદર, નાગરમોથ, કડવાં પંડોળાં, કટકી, હળદર, કડવો લીંમડો, ત્રીફળાં, એનો કાંઢો આપવો. (૨) પીંપર, કડવાં પંડોળાં, નાગરમોથ, કુટકી, રીંગણી, કડવો લીંમડો અને દેદદાર, એનો કાઢો, પિત્તજવર અને ઉગ્રસન્નિપાતજવર એનો નાશ કરે છે. (૩) કરીઆતું પીપર, વેખંડ, મ

રી, લસણ અને રાઈ એનું ચૂર્ણ મધમાં આપવું અને સીંધવ અને પીંપર એનું અંજન કરવું.

**રકતષ્ઠીવિ સન્નિપાત ઉપર**—(૧) પિત્તપાપડો, ધમાસો, અરડુસો, સુગંધ રોહિસતૃણ, એનો કાઢો સાકર નાંખી આપવો. તથા ત્રીફળાંના કાઢાનું નસ્ય આપવું. (૨) નાગરમોથ, પદ્મકાષ્ટ, પિતપાપડો, ચંદન, જાઇ, શતાંવરી, જેઠીમધ, મધ, કડવો લીંમડો વાળો ચિત્રક, રકત ચંદન, (રતાંધળી) એનો કાંઢો આપવો. [૩] દૂર્વા (ધરો) નારસનુ કાંદા (ડુંગળી) ના રસનું કિંવા દાડમના રસનું નસ્ય આપવું. **પ્રલાપક સન્નિપાત ઉપર**—નાંગરમોથ, વાળો દશમુળ, સુંઠ, પિતપાપડો, રકતચંદન ધાવણીની છાલ શંખપુષ્પી, દેવદાર, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળી, હરડાં, અને દ્રાક્ષ એનો કાઢો આપવો. **જીવ્હક સન્નિપાત ઉપર**—(૧) ઘોડાવજ, રીંગણી, ધમાસો, રાસ્ના, ગળો, સુંઠ, કુટકી, કાકડશિંગી, પુષ્કરમૂળ, બ્રાહ્મી, ભારંગમુળ, કરીઆતું, અરડુસો અને કચોરા એનો કાઢો આપવો. (૨) રીંગણી, સુંઠ, પુષ્કરમૂળ, કુટકી, રાસ્ના, ગળો, ભારંગમુળ, કાકડસિંગી, કચોરા, ધમાસો, અરડુસો, નાગરમોથ, બ્રાહ્મીં, વેખંડ, કરીઆતું એનો કાઢો આપવો. (૩) દેવદાર, કડવો લીંમડો, બહેડાં, હરડાં, કડવાં પંડોળાં, હળદર, દારૂહળદર, સુંઠ, રીંગણી, પુષ્કરમુળ, નાગરમોથ, ગળો, અઢે અરડુસો એનો કાઢો આપવો. **અભિન્યાસ સન્નિપાત ઉપર**—(૧) રીંગણી ડોરલી, ગળો, દ્રાક્ષ, જીરૂં, સુંઠ, મરી, પીંપર, કાકડશિંગી, વાવડિંગ, એનો કાઢો કરી, તે કાઢાએ ચોખા ઘીમાં શેકી તેની પેજ કરવી, અને તે ગરમ ગરમ પાવી, એટલે શ્વાસ, કાસ ઉચકી, અભિન્યાસ, સન્નિપાત તથા વાયુ, મલ મુત્ર, એઓનો અવરોધ દુર થાય છે. (૨) કડવાં વૃંદાવન, ત્રિફળાં, કુટકી, અને ગરમાળાનું મગજ એનો કાઢો જવખાર નાંખી આપવો. તે રેચક અનેસર્વજવરનાશક છે. (૩) રીંગણી, ધમાસો, ભારંગમુળ, કચેરાં, કાકડશિંગી, પુષ્કરમુળ, એનો કાઢો આપવો; એટલે કફ, પેટ દુઃખવું અભિન્યાસ સન્નિપાત એ દૂર થાય છે. (૪) કાકડશિંગી, ભારંગમૂળ, હરડાં જીરૂ,, પીંપર, કરીઆતું, પિત્તપાપડો, દેવદાર, વેખંડ, કોષ્ટ, ધમાસો, કાયફળ. સુંઠ, નાગરમોથ, ધાણા, કુટકી, ઇંદ્રજવ, પહાડમૂળ, રેણુકબીજ, ગજપીંપળી, ઝંઝેટો, પીંપરીમૂળ, ચિત્રક, કડવું ઇંદ્રવરણું, ગરમાળીનું મગજ, કડવો લીંમડો, કચોરા, બાવચાનાં બીજ, વાવડિંગ, હળદર, દારૂહળદર, અજમો, કિરમાણી અજમો, એનો કાઢો કરી, તેમાં હિંગ અને આદુનો રસ નાખી તે લેવાથી, તેર પ્રકાના સન્નિપાત, ઝાંપડ, મોહ, કર્ણમૂળ, ઉચકી, શ્વાસ, ઉધરસ. અને જવરના ઉપદ્રવ એનો નાશ થાય છે. **તેર પ્રકારના સન્નિપાત ઉપર ઉપચાર**:—સન્નિપાત ઉપર પહેલાં કફનાશક ઔષધ આપવાં, પછી પિત્તશમાવવાં. દેવદાર, કાયફળ, ત્રિફળાં, રતાંદળી, ફાલસા કુટકી, પદ્મકાષ્ટ, વાળો, એનો કાઢો આપવો. તે ત્રિદોષ, દાહ અને તૃષ્ણા એને શમાવેછે અને દીર્ઘકાળ તાવને કેવળ અમૃતોપમ થાય છે. (૨) મધ, ઘી અને દ્રાક્ષ એકત્ર ખલી, તેનો લેપ જીભને કરવો, એટલે જીભ સરસ મદુ થાય છે. (૩) સીંધવ, ત્રિકટુ એની આદાના રસમાં ગોળીઓ કરી મોંમાં રાખવી એટલે ગળામાં શ્વાસ, ગલરોગ, મોંમાંથી પાણી છુટવું, એ વ્યાધિ દૂર થાય છે. (૪) કાયફળ, પુષ્કરમૂળ, કાકડશિંગી, ત્રિકટુ ધમાસો, અજમોદ, એનું ચૂર્ણ મધમાં આંપવું તે દારૂણ સન્નિપાત, ઉચકી, શ્વાસ કાસ, અને કંઠરોગ એનો નાશ કરે છે. (૫) સમુદ્રફળ, પાણીમાં ઘસી અંજન કરવું, (૬) ધાણીનો લોટ સીંધવ નાખી આપવો. ને જો નિર્વિઘ્નપણે પચે તો રોગી નિશ્ચયે બચશે. એકલો ધાણીનો લોટ થંડો છે. તે સન્નિપાત ઉપર કોઈ દિવસ આપવો નહીં; અને થંડુ પાણી આપવું નહીં. (૭) કરીઆતું, કુટકી, કોષ્ટ, અજમો, ઇંદ્રજવ કચોરાં, એનું ચૂર્ણ શરિરે ચોળવું અને સંધિના ઠેકાણે વિશેષ ચોળવું, એટલે થએલો કંઠાવરોધ અને સંન્નિપાત જવર એનો નાશ થાય છે. (૮) ધમાસો, ગોખરૂં અને રીંગણી એના કાઢામા સિદ્ધ કરેલો આહાર આપવો, તેથીકરી દોષશાંતિ થાય છે. તથા બલ અને અગ્નિએ વધે છે અને ત્રિદોષી રોગીને હિતકારક છે.

(૯) શિરસાની છાલ, પીંપર, મરી અને સીંધવ એ ગોમૂત્રમાં ઘસી અંજન કરવું, અથવા મનશીળ અને વેખંડ એનું લસણના રસમાં અંજન કરવુ. (૧૦) કાયફળ, નાગરમોથ, વેખંડ પહાડમૂળ, પુષ્કરમૂળ, જીરૂં, પિત્તપાપડો, દેવ દાર, હરીતકી, કાકડાશિંગી, પીંપર, કરીઆતું, સુંઠ, ભારંગમૂળ, ઇંદ્રજવ, કુટકી, કચોરાં રોહિષતૃણ અને ધાણા એનો કાઢો કરી, તેમાં હિંગ એ આદુનો રસ કાઢી તેમાં આપવો. એટલે ક. ર્ણમૂળ, ગરદન અને ગળું એ સંબંધી સોજો. કફ, વાત જવર, શ્વાસ, કાસ, ઉચકી, હનુંગ્રહ, ગલગંડ, ગંડમાલા, કફથી થએલો સ્વરભેદ, મસ્તકની જડતા, બહેરાપણું, કફ અને મેદ એની વૃધ્ધિ, દશ પ્રકારના તાવ, સન્નિપાત, અભિન્યાસ, તથા સંજ્ઞાનાશ એનો નાશ થાય છે. (૧૧) કચોરાં, પુષ્કરમુળ, રીંગણી, કાકડશિંગી, ધમાસો, ઇંદ્રજવ, કડવા પંડોળાં અને કુટકી, એનો કાઢો સન્નિપાત જ્વર, દમ ઉધરસ, દિવસે નિદ્રા, રાત્રે જાગરણ, મુખશોષ, તરસ, તથા ત્રિદોષ એનો નાશ કરે છે. (૧૨) ભારંગમૂળ, કરીઆતું, કડવો લીંમડો, નાગરમોથ, કુટકી, વેખંડ લીકટું, અરડુસો, કડવાં ઇંદ્રવરણાં, રાસ્ના ધમાસો કડવાં પંડોળાં, દેવદાર, હળદર, પહાડમુળ, કુચલાં બ્રહ્મી, દારૂહળદર, ગળો, નિશોતર અતિવિષ પુષ્કરમૂળ, ત્રાયમાણ, રીંગણી ડોરલી ઇંદ્રજવ, ત્રિફળાં, કચોરાં એનો કાઢો કરવો. એનું નામ બલિશી કાઢો. એ તેર પ્રકારનો સન્નિપાત, શૂલ, ઉધરસ ઉચકી, દમ, પેટ ચડવું, ઉરૂસ્તંભ, અંતવૃદ્ધિ, ગલરોગ, અરૂચિ અને સંધિગ્રહ એનો જેમ હાંથીની પંકિતનો સિંહ નાશ કરે છે, તે પ્રમાણે આ કાઢો નાશ કરે છે. [૧૩] કરીઆતું, દેવદાર, દશમૂળ, સુંઠ નાગરમોથ, કુટકી, ઇંદ્રજવ, ધાણા અને ગજ પીંપળી એનો કાઢો કરી આપવો. આ અષ્ટદશાંગ કાઢો ઝાંપડ, બડબડ, ઉધરસ, અરૂચિ, દાહ, મોહ, દમ, એણે યુકત સર્વ જ્વરનો નાશ કરે છે. આ કાઢો મૃત્યુતુલ્ય જ્વરનો પણ નાશ કરે છે. (૧૪) દશમૂળ, પુષ્કરમુળ, અને પીંપર એનો કિંવા દશ મૂળો, અથવા દશમૂળો અને ગળોએનો કાઢો આપવો; એટલે દમ, ઉધરસ અને સન્નિપાત એનો નાશ થાય છે. (૧૫) સુંઠ, દેવદાર, કચોરાં, પિત્તપાપડો, રીંગણી, કુટકી, કરીઆતું, નાગરમોથ અને ધમાસો એનો કાઢો, પીંપરનું ચૂર્ણ અને મધ નાખી આપવો. એટલે તે સન્નિપાત, જીર્ણજ્વર, ઉધરસ એનો નાશ કરે છે. (૧૬) કપાસનાં મૂળ, ધમાસો, કરીઆતું, દેવદાર, રાસ્ના, નિર્ગુંડી, વેખંડ, એરણ, સરગવો, પીંપળીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, અતિવિષ તથા ભાંગરો, એનો કાઢો આપવો. આ અર્કાદિ કાઢો તીવ્ર એવા ત્રિદોષ, ધનુર્વાત, વાયુએ દાંત ચોટી બેસે છે તે, શરિરમાંની ઘણી થંડાઈ, શ્વાસ, ઉધરસ, સૂવારોગ એનો નાશ કરે છે. (૧૭) દેવદાર, સુંઠ, કરીઆતુ, ધાણા, કુટકી, ઇંદ્રજવ, ગજપીંપળી દશ મૂળો અને નાગરમોથ, એ અઢાર ઔષધોનો કાઢો આપવો. આ દેવદાર્વ્યાદિ કાઢો અત્યંત કઠીણ મૃત્યુ જેવો જવર, સન્નિપાત જ્વર, ઉધરસ, હૃદયશૂળ, પાર્શ્વપીડા, દમ, ઉચકી તથા ઉલટી એનો નાશ કરે છે. (૧૮) પીંપરીમૂળ, ઇંદ્રજવ, દેવદાર, ગુગલ, વાવડિંગ, ભારંગમૂળ, ભાંગરો, ચિત્રક, કાયફળ, પુષ્કરમૂળ, રાસ્ના, હરીતકી, રીંગણી, ડોરલી, અજમો, નિર્ગુંડી, કરીઆતું, વેખંડ, ચવક અને પહાડમૂળ એનો કાઢો બધા સન્નિપાત, બુદ્ધિભ્રંશ, પરસેવો, શૈત્ય, બડબડ, પેટ ચડવું, વિદ્રધિ, કફવાત, વાતરોગ અને સૂતિકારોગ એનો નાશ કરે છે.

---

## ૨૪ તૃષ્ણારોગ (તરસ.)

**કારણ:**—ભય, શ્રમ, બલહાની, એણેકરી અને તીખા, ખાટા પદાર્થોના યોગે, કિંવા ક્રોધોપવાસાદિકેકરી વાયુસહવર્તમાન જે પિત્ત, તે કુપિત થઈ તાલુસ્થાન પ્રત જઇ તૃષાને ઉત્પન્ન કરે છે. **તૃષ્ણાનું સ્વરૂપ:**—મનુષ્યને સર્વકાળ પાણી પીવાની ઇચ્છા થાય છે, તથા પાણી પાતાં છતાં પણ તરસ છીપતી નથી, પુનઃ ઇચ્છા થાય છે; તેને **તૃષા** કહે છે. (૧) આંવળકંડી, કમળ, કોષ્ટ, ચોખાની ધાણી, વડની કુમળી વડવાઇઓની કુંખો, એનું ચૂર્ણ કરી તેમાં મધ

મેળવી ગોળીઓ કરી મોંમાં રાખવાથી, તૃષા ઘણી લાગે છે તે, અને ગળુ સુકાવુ એ બન્ને દૂર થાય છે. (૨) **શ્રીખંડઃ**—પૂર્વે દિવસે જમાવેલું સુંદર ચકતાંવાળુ દહી ૨ શેર, ધોળી શુભ્ર ખડીસાકર ૧ શેર, ઘી ૪ તોલા, મધ ૪ તોલા, મરી ૨ તોલા, સુંઠ ૨ તોલા, એલચીદાણા ૨ તોલા, એટલા પદાર્થ બારીક એવા સ્વચ્છ કપડામાં નાખી કપુરના ચૂર્ણે કરી સુગંધિત એવા પાત્રમાં ભરવાં; એને શ્રીખંડ કહે છે. એ સેવન કરવાથી તૃષા દૂર થાય છે. (૩) સોનું, રૂપું, લોઢું તપાવી પાણીમાં બોળી તે પાણી પીવા આપવું. (૪) પાણીમાં સાકર કિંવા મધ નાખી આપવું. (૫) કાળી દ્રાક્ષ, જેઠીમધ એનો કાઢો કરી આપવો. (૬) ચોખાનું ધોવરામણ મધ નાખી આપવું. (૭) થંડુ પાણી અને મધ એકત્ર કરી શેરભર પાવું. ઉલટી થશે. પછી તૃષા અને દાહ શમસે. (૮) ઘી અને દૂધ એકત્ર કરી પાવું. (૯) નાના પ્રકારનાં સરબતો પાવાં. (૧૦) જવ શેકી, લોટ કરી થંડા પાણીમાં-ઘણું પાતળું નહીં અને ઘણું જાડું નહીં એવી રીતે તે મેળવી તેમાં ઘી મેળવી પાવાથી તૃષા અને દાહ, રકતપિત્ત એ દુર થાય છે. **પથ્યઃ**—કોદરા, પાન, ધાણીનો લોટ, શેકેલા મગ અને ચણા, કેળદોડા, કોઠુ, બોર, આંમલી, કોહળું. મયાળ, કંટોલા, આંમળાં, જંગલી લીંબુ, કરમદા, બીજોરૂં, ગાયનું દૂધ, કડવા અને મીઠા પદાર્થ, ચંદનનું પાણી. **અપથ્યઃ**—પરસેવો કાઢવો, અંજન, તૈલાભ્યંગ, ધુમ્રપાન, વ્યાયામ, નસ્ય, ગરમી લેવી, દંતકાષ્ઠ, જડાન્ન, આમ્લ, લવણ, તુરા, ત્રિકટુ, અતિ તીક્ષ્ણ પદાર્થ.

---

## ૨૫ દાહ રોગ.

**કારણ અને લક્ષણઃ**—અતિ ઉષ્ણ પદાર્થોનું સેવન, પિત્તકારક પ્રદાર્થોનું ભક્ષણ, મર્માભિઘાત, મહા શસ્ત્રાદિકોનો પ્રહાર, એ કારણો એ આ રોગ થાય છે. શરીર શુષ્ક અને તપ્ત થવું, નેત્ર આરક્ત કિંવા પીત વર્ણ, એ દાહ રોગનાં લક્ષણો જાણવાં. **ઉપચારઃ**—(૧) ધાણા અથવા ધાણા અને વરીઆળી અધકચરી કુટી, રાત્રે ૨૪ તોલા પાણીમાં પલાળી રાખી સવારે તે પાણી ગળી લેઇ તેમાં ખડીસાકર ૪ તોલા નાંખી પાવી. (૨) શતધૌત (સો વખત ધોએલું) ઘી શરીરે ચોપડવું. (૩) અરિઠાનું ફીણ કિંવા કડવા લીંમડાનો પાલો વાટી તેનું ફીણ શરિરે ચોળવું. (૪) ચંદનાદિચૂર્ણ દૂધમાં આપવું. એટલે દાહ પિત્ત અને ગરમી એ દુર થાય છે. (૫) ડાંગરની ધાણી અને ખડીસાકર એનો કાઢો કરી તે વારંવાર આંપતાં જવું. (૬) ખજુરનું સરબત કરી આપવું. (૭) ગળોનું સત્વ, જીરૂં અને ખડીસાકર એમાં આપવું. ગોવરૂ અને શીતળા એ રોગોના દાહ ઉપર પણ એ આપવું. (૮) ચોખાના ધોવરામણમાં રકતચંદન (રતાંદળી) ઘસી તેમાં થોડી ખડીસાકર નાખી તે પાવું. **પથ્યઃ**—ચોખા, મગ, મસુર, ચણા, જવ, સાકર, ઘી, દુધ, માખણ, કાકડી, કોહળું દાડમ, પંડોળાં, મીઠા રસ. **અપથ્યઃ**—રસ્તે, ચાલવું, ખારા, પિત્તકર એવા પદાર્થ, ગરમી લેવી, છાશ, પાન, હિંગ, મૈથુન, કડવાં, તીખાં, ઉષ્ણ પદાર્થ.

---

## ૨૬ શીતળા અને ગોવરૂં.

(સં. મસૂરિકા.)

**કારણઃ**—તીખું, ખાટું, ખારૂં, થંડુ અને ઉબાઈ ગયેલું અન્ન અને વિષાદિકોએ દુષ્ટ થએલું અન્ન, એનુ સેવન કરવાથી વાતાદિદોષ કુપિત થઇ, દુષ્ટ થએલું જે રકત (લોહી), તેમાં મળી. શરિરને ઠેકાણે શીતળા જેવી ફોડકીઓ અને અડદ જેવી ફોડકીઓ ઉત્પન્ન કરે છે. તેને મસુરિકા કિંવા શીતળા કહે છે. એ રોગમાં—તાવ, કંડુ, અંગ ફુટવું, ભ્રમ, ચામડીના ઠેકાણે સોજો, એ લક્ષણો થાય છે. જેમ શીતળા આવે છે તેમ ગોવરૂં પણ આવે છે. ગોવરૂં એ ફકત બાળકનેજ આવે છે. શીતળા મોટા માણસને પણ આવે છે. શીતળાના રોગમાં સ્વચ્છતા રાખવી. **ઉપચારઃ**—(૧) કડવાં પં-

ડોળાં, કડવો લીંમડો, કુટકી, નાગરમોથ, અરડુસી એનો કાઢો આપવો; એટલે અપકવ શીતળા હશે તો પાકાં થઈ તેનું શોધન થાય છે. (૨) બોરડીનાં પાંત્રાનો રસ ભેંશના દુધમાં આપવો. (૩) ગોરોચન ભેંશનાં ઘી અથવા દુધમાં શક્તિ પ્રમાણે આપવું. દિવસમાં ૩. અથવા ઘેટીનું દૂધ પાવું, એટલે શીતળા સારા નીકળે છે. (૪) રાળ, હિંગ, લસણ એની ધુંણી આપવી: એટલે ક્ષતમાં કિડા પડતા નથી (૫) ગોવરૂં અને શીતળાનો બાળકનાં શરીરે દાહ ઉઠે છે. તે નિકળી જવા માટે ગુલકંદ આપવો; ગોખરૂનું ચૂર્ણ ઘી સાકરમાં આપવું; ગાયના ચોખ્ખાં દુધમાં ઘી અને ખડીસાકર નાખી તે આપવું, ગાયના માખણમાં જીરાની ભૂકી અને ખડીસાકર નાંખી તે આપવું. (૬) ગોરાનું પાણી અથવા પોઇસરના પાંત્રાં ઉપરનું પાણી આપવું. (૭) શીતળામાનાં ફોલ્લા ફુટી દાહ થાય છે તેને છાણાની રાખ, વટાણો અને રાતો રાયડો એનું ચૂર્ણ લગાવવું, એટલે સુકાય છે. (૮) કડવાં પંડોળા, ગળો, નાગરમોથ. અરડુસો, ધમાસો, કરીઆતુ, કડવો લીંમડો કુટકી અને પિત્તપાપડો એનો કાઢો આપવો, આ કાઢો આમમસુરિકાને શમાવે છે, અને પાક થયો હોય તો તેનું શોધન કરે છે. તેમજ દાહ, જ્વર, વિસર્પ. વ્રણ. અને પિત્તવ્રણ એ ઉપર આપવો. શીતળાનો તાવ શાંત કરવા માટે આના જેવું ઉત્તમ ઔષધ બીજું નથી (૯) આંખોમાં શીતળા આવવાથી કસર્કનાં બી અને જેઠીમધ એમના કાઢાએ આંખો ધોવી. (૧૦) કડવા લીંમડાનાં પાલાના કાઢાથી શીતળાનાં વ્રણ ધોવાં. (૧૧) વડ, ઉંબરો, પીંપળી. પીંપર અને નાંદરૂખી એનું ચૂર્ણ, વહેનાર શીતળા ઉપર નાખવું. કિંવા છાણાની રાખ અથવા છાણાનું ચૂર્ણ નાંખવું. (૧૨) આકવત (ચીલ) નો અથવા બ્રાહ્મીનો રસ મધમાં આપવો. (૧૩) શીતળાએ આંખમાં ફુલ પડયું હોય તોઃ—મોગલી એરંડાના રસમાં ઘોળી ચણોઠી ઘસી અંજન કરતાં જવું. (૧૪) આંમલીના કચુકાનું અને હળદરનું ચુર્ણ સમભાગ થંડા પાણીમાં, કિંવા અરડુસીનો રસ અને જેઠીમધ, અથવા ચંબેલીનો રસ અને જેઠીમધ, એમાંનું એક ઔષધ શીતળાની વાત ગામમાં આવતાંજ આરંભે ત્રણ કિંવા ૭ દિવસ પ્રાશન કરવું; એટલે તે પ્રાશન કરનારને શીતળા કોઈ દિવસ આવનાર નહીં. **પથ્યઃ**—ચોખા, ચણા, મગ, મસુર, જવ, પંડોળાં, કારેલાં, સરગવો, દાડમ, ધાતુવર્ધક અન્નપાન, શેરડી, ઘી. **અપથ્યઃ**—ગરમ, તીખું, ખાટું, શ્રમ, હવા.

---

## ૨૭ વાળો.

(સં૦ સ્નાયુક.)

**વાળાની ઉત્પત્તિનું કારણઃ**—જેમાં ઘણું જીવતું પાણી નથી હોતું, જેનો પ્રવાહ નથી અને જેમાં કપડાં વગેરે ધોવાતાં જાય છે, એવાં જે ન્હાનાં તળાવ અથવા વહેળાં, તેનું પાણી અને ગંદકીવાળુ પાણી પીવાથી અથવા તે વાપરવાથી શરીરમાં વાળો ઉત્પન્ન થાય છે. વાળાના યોગે ગુમડુ ઉત્પન્ન થાય છે, તે ફુટે છે. અને તેમાંથી સુતર જેવો લાંબો અને ધોળો જીવ ઉત્પન્ન થાય છે. તે પેલા ક્ષતથી હળવે હળવે બાહેર નીકળે છે. અને તે તુટવાથી વધારે કોપ પામે છે. પુનઃ સ્થાનાંતરે ઉત્પન્ન થાય છે અને બાહેર નીકળવાથી સોજાની શાંતી થાય છે. આ રોગને સ્નાયુક (વાળો) કહે છે. વાળો. હાથમાં કિંવા પગના ધક્કાએ દુઃખાવી કિંવા તુટવાથી અંગ બગડે છે, કિંવા વાંકુ કરે છે. વાળો શરીરમાં ઉત્પન્ન થવાનો હોય ત્યારે પેલાં કોઈ કોઈના અંગ ઉપર પિત્ત જેવી લાલ ફોડકી ઉત્પન્ન થાય છે અને તેથી ત્યાં શરીરમાં ઘણી આગ થાય છે. **સ્નાયુકનું રૂપઃ**—વાતાધિકવાળો કાળો અને રૂક્ષ હોય છે; તેમાં સણકા આવે છે. પિત્તકરી લીલો અને પિતવર્ણે હોઇ દાહયુકત હોય છે. કફકરી જાડો, મોટો, જડ એવો હોય છે. દ્વિદોષે ઉત્પન્ન થાય છે તે બે દોષોના લક્ષણોએ યુકત હોય છે. લોહીથી થાય છે તે આરકતવર્ણ હોય છે, તેમાં દાહ ઘણો થાય છે. તથા ત્રિદોષથકી થાય છે તે ત્રણે દોષોનાં લક્ષણોએ યુકત હોય છે. **વાળા**

ઉપર વિસર્પ ઉપરના ઉપચાર કરવા. ઉપચાર:—(૧) **વાતજ વાળા ઉપર**:—વિલાતી થોરનાં મૂળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૨) **પિત્તજ વાળા ઉપર**:—વડ, ઉંબરો, પીંપળો, નાંદરૂખ. અને વાંસ એની છાલનો કલ્ક કરી લેપ કરવો. (૩) **કફજ વાળા ઉપર**:—કંચનારની છાલનો કલ્ક કરી લેપ કરવો. (૪) દ્વંદ્વજ (એટલે જે દ્વિદોષથી ઉત્પન્ન થાય છે તે) **વાળા ઉપર**:—પૂર્વે કહેલા બે ઔષધનો લેપ કરવો અને **ત્રિદોષજ ઉપર** એ ત્રણે ઔષધનો લેપ કરવો. (૫) **રક્તજ વાળા ઉપર**:—વડ અને આંમલી એની છાલનો લેપ કરવો. (૬) કોષ્ટ, હિંગ, સુંઠ, સરગવો, એનું ચૂર્ણ વાટી પાવું, અને એનોજ લેપ પણ કરવો. (૭) સરગવાનાં મૂળ અને બી વાટી, સીંધવ કાંજી સહિત એકત્ર ખલી લેપ કરવો; અથવા લસણ, ચિત્રક, રાઇ એનો લેપ કરવો. તેથી સ્નાયુકપિંડિકા એટલે શિરાગતવાળો ઇત્યાદિક શાંત થાય છે. (૮) ગરમાળાનાં બી ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવો. (૯) ચુનો અને બીડલોણ પાણીમાં મેળવી તેનો લેપ કરવો. (૧૦) તાનીનાં (વાસન વેલીનાં) મુળ પાણીમાં વાટી પાવાં. [૧૧] છાશમાં કિંવા તેલમાં આરકંધનો, કિંવા ધોળી ગોકર્ણીનો કિંવા સરગવાના મુળનો લેપ કરવો. [૧૨] પુરૂષના મુત્રમાં હળદર વાટી તેનો લેપ કરવો. [૧૩] ઉભી ભોરિંગણીનાં મુળ પુરૂષના મુત્રમાં કિંવા પીપળાના પાંત્રામાં વાટી ગરમ કરી તેનો પાટો બાંધવો. [૧૪] ગળોના રસમાં ટંકણખાર પાવો. (૧૫) સણનાં બી અને ઘઉંનો લોટ એકત્ર કરી ઘીમાં તળી ગોળ સાથે ત્રણ દિવસ ખાવો. (૧૬) નગોડના પાલાનો રસ ૨ તોલા, તેમાં ગાયનું ઘી ૨ તોલા નાખી ૭ દિવસ તે આપવો. (૧૭) હિંગ, ટંકણખાર એ પ્રત્યેક ત્રણ માસા લેઇ ચૂર્ણ કરી સાત દિવસ સાંજ સવાર આપવું; એટલે નકકીપણે મોટા વધેલા વાળાનો પણ નાશ થશે. (૧૮) અતિવિષ નાગરમોથ, પીંપર ભારંગમૂળ, બહેડાં, એનું ચૂર્ણ ગરમ પાણીમાં પ્રાશનાર્થે આપવું. (૧૯) પારેવાની હગાર મધમાં મેળવી ગોળી કરી ગળી જવી. તે મોટા વધેલા વાળાનો પણ નાશ કરે છે. (૨૦) વંતાક શેકી દહીંમાં ભરત કરી સાત દિવસ વાળા ઉપર બાંધવું. (૨૧) ધંતુરાનાં પાંદડાનો રસ ૬ તોલા અને ઘી ૨ તોલા એકત્ર કરી આપવું. કફ આવશે, તેનો બીજે દિવસે ઉતાર દહીં ભાત આપવો. (૨૨) આકડાના દૂધનો લેપ કરવો. (૨૩) ધંતુરાના પાંત્રાં ૨ા પાનમાં ખાવા આપવાં. (૨૪) પાપડીયા ખારાનું ચૂર્ણ ૩ માસા નવટાંક દહીંમા નાંખી દિવસમાં ત્રણચાર વખત આપવું. દિવસે ભોજન વર્જ્ય, રાત્રે ભોજન કરવું. આ પ્રમાણે એક દિવસ કરવું. (૨૫) એક નાળીએર કોચી છિદ્રમાંથી તેમાં નવસારની ભૂકી ૩ માસાથી ૬ માસા સૂધી ભરવી અને છિદ્ર, બંધ કરી નાંખવું. બીજે દિવસે પ્રાતઃકાળે તેમાંનું બધું પાણી પાવું. અને ટોપરૂં ખાવા આપવું. સંધ્યાકળ પર્યંત પાણી ન પીતાં ઉપોષિત રહેવું. સુર્યાસ્ત પછી શરીરે છાણ ચોપડી ગરમ પાણીથી સ્નાન કરવું. પછી દહીં ભાત ખાવો, એટલે અંગમાના સર્વ વાળા મરી જાય છે.(૨૬) **વાળાના ફોલ્લા ઉપર**:—કળલાવીનો કાંદો ઘસી તેના ઝીણાં ટપકાં કરવાં; એટલે ફોલ્લા ફુટે છે. પછી તેના છિદ્ર ઉપર સળી વડે ઉપલા ઔષધનું એક ટપકું નાંખવું (૨૮) કૂકડાની હગાર, કબુતરની હગાર અને હિંગ, એ ત્રણે સમભાગ લેઇ થાપોલી કરી તે વાળા ઉપર મૂકી પાટો બાંધવો, (૨૮) પાનમાં અથવા ગોળમા કરોળીઆનું ઘર અથવા સર્પની કાંચળી ૨—૩ દિવસ ખાવી. (૨૯) ઝેરકચોલાનાં બી અથવા સોમલ એનો ત્રણ દિવસ લેપ દેવો. (૩૦) સરગવાની છાલ કુટી બાંધવી. (૩૧) સણનાં બી વાટી ગરમ કરી સહેવાય એટલું ગરમ ગરમ, વાળા ઉપર બાંધવું. (૩૨) સાબણ અને કાંદાની કળીઓ ઘીમાં તળી વાળા ઉપર બાંધવી. [૩૩) હિંગણીના મૂળ અને હિંગ એ વાટી તેની પેંડી કરી ત્રણ દિવસ બાંધવી. (૩૪) વાળો ફુટયા પછી અરિઠા અને ધોળો કાથો એ સમભાગ લેઈ પાણીમાં ઘસી તેનો લેપ કરવો. (૩૫) નાગરવેલના ચાર

પાંચ પાન એક ઉપર એક એવી રીતે વાળા ઉપર મૂકી બાંધવાં, અને ત્રણ દિવસ છોડવા નહીં; એટલે વાળો મરી જાય છે. (૩૬) લસુણ, ચિત્રક, અને રાઇ એ પાણીમાં વાટી તેની પેંડી કરી વાળા ઉપર બાંધવી. (૩૭) નવસારની ભૂકી અર્ધો તોલો, ઘી અને ભાતમાં ખાવી. (૩૮) ૬ ગુંજા હિંગ અગ્નિપર શેકી, એ પ્રમાણે દિવસમાં ત્રણ વખત ખાવા આપવી. (૩૯)૩ માસા ફુલાવેલી ફટકડી ગોળમાં મેળવી આપવી; એટલે શરીરમાંના સર્વ વાળા બળી જાય છે અને પુન: જન્મભર વાળો થવાની ધાસ્તી રહેતી નથી. (૪૦) વાળો તુટે એટલે તે ઉપર રામેઠાનો તાજો પાલો વાટી બાંધવો; એટલે વાળો ચાર પ્રહરમાં મરી બાહેર આવે છે.

---

## ૨૮ નાસારોગ.

**કારણ**:—ધોકો, વાયુ, અતિભાષણ, અતિનિદ્રા, અતિજાગરણ, નિવારતિક અને ઉંચા એવાં ઉપધાન, જલપ્રાશન, દુષ્ટ ઉદકનું પ્રાશન, જલક્રીડા, ઉલટી અને રડવું એનો નિગ્રહ, તથા વાતપ્રધાન દોષોનો કોપ થઇ, તે નાસારોગને ઉત્પન્ન કરે છે. **એ નાસિકા રોગ ૩૪ પ્રકારના છે. પૂતિનાસ**:—ગળું અને તાળવું એમાં દુષ્ટ થયેલા દોષોમાં વાયુ મિશ્રિત થઇ, નાક અને મોં એ માર્ગે દુર્ગંધ યુક્ત શ્લેષ્મ બાહેર નીકળે છે, તેને **પૂતિનાસઃ**—કહે છે. **નાસાપાકઃ**—નાસિકાશ્રિત પિત્ત દુષ્ટ થઇ નાકમા વ્રણ ( ગુમડું ) ઉત્પન્ન કરે છે. તથાં નાક અંદર પાકે છે, ગંધયુક્ત લીંટ વહે છે. તેને **નાસાપાક કહે છે. પુયરક્તઃ**—મસ્તમાં વાતાદિદોષ પોતપોતાના કારણેથી કુપિત થવાથી, અથવા તે ઠેકાણે કાષ્ટાદિકોનો અભિઘાત થવાથી, નાકમાંથી પરૂએ યુક્ત રક્ત વહે છે, તેને **પૂયરક્ત કહે છે. પીનસઃ**—કફવાયુના કોપેકરી માણસનું નાક સુકા જેવું થઈ કોરૂ પડી ફરી ફરી નિતરે છે. વળી બંધ થાય છે, સુગંધ દુર્ગંધ એતું જ્ઞાન રહેતું નથી, ધુમાડા જેવો શ્વાસોશ્વાસ નીકળે છે, અને સળકમના લક્ષણે કરી યુક્ત હોય છે; એ રોગને **પીનસ રોગ** કહે છે. **નાસાપરિશોષ**:—નાકનું વ્હાર વાયુએ અત્યંત તપી સુકાવાથી, માણસ મોટા કષ્ટે નીચે ઉપર શ્વાસ નાંખે છે, તેને નાસાપરિશોષ કહે છે **પીનસ રોગ ઉપરઃ**—(૧) હમેશા કોઈ પણ પીનસ થવાથી, દહીંમાં મરીની ભૂકી અને ગોળ નાખી ભક્ષણ કરવું એટલે દુર્નિવાર પીનસનો નાશ થાય છે. **પથ્યઃ**—ઘી યુક્ત ઘઉંનું અન્ન (૨) મરીની ભૂકી અને ઘઉંનું અન્ન ખાઇકરી ઉંઘતી વેળાએ થંડુ પાણી પીવું; એટલે પીનસથી મુક્ત થાય છે. (૩) કેશર ઘીમાં ખલી નસ્ય કરવું, એટલે પીનસ અને આદાશિશી વગેરે મસ્કરોગોનોં નાશ થાય છે. (૪) જુની છીંકણી સુંઘવી. (૫) **પાઠાદિતેલઃ**—પહાડમૂળ (કાળીપાટ), હળદર, દારૂહળદર, મોરવેલ, પિંપર, જાઇનાં પાંત્રાં, દાંતીનાં મૂળ, એ સાત ઔષધો સમભાગ લેઇ તેમનો કલ્ક કરી તેના ચોપટ તલનું તેલ લેઈ તેમાં તે કલ્ક નાખી અને કલ્કનો પાક સારો થવા માટે તેલના ચોપટ પાણી તેમાં નાંખી તેલ શેષ રહે ત્યાં સુધી પાક કરી તેલ ગાળી આપવું; અને નાકમાં નાંખવું. તેથી કરી મોટો દુર્ધર પીનસ રોગ પણ દૂર થાય છે. (૬) કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, સુંઠ, મરી, પિંપર, ધમાસો અને વરીઆળી એનો કાઢો કિંવા ચૂર્ણ, આદુના રસમાં આપવું; એટલે **પીનસ, સ્વરભંગ, તમકશ્વાસ હલીમક, સન્નિપાત, કફ, વાત, ઉધરસ, દમ** એનો નાશ થાય છે. (૭) એરંડ તેલ દિવસમાં ઘણા વખત નાકે સુંઘવું. **પૂતિનાસ ઉપરઃ**—(૧) **વ્યાઘ્રિતેલ**—રિંગણી, દંતીમૂળ, વજ, સરગવાનીછાલ, તુળસીનાં પાંત્રાં, રાસ્ના, સુંઠ, મરી, પીંપર અને સિંધવ સમભાગ લેઈ કલ્ક કરી પાઠાદીતેલ પ્રમાણે સીધ્ધ કરી નાકમાં નાખવું. (૨)**શિગ્રૂતેલઃ**—સરગવાની છાલ, રીંગણી, નેપાળબીજ, સુંઠ, મરી, પીંપર અને શીલીના પાંત્રાંનો રસ. એમાં તેલ સિધ્ધ કરી ( તેલમાં કાકડો પલાળી સળગાવવો. તડતડે નહીંતો તેલ સિધ્ધ થયું સમજવું.) નાકમાં નાખવું. **નાસાપાક ઉપરઃ**—(૧) રાળ,

આસુંદરો, ઉંબરો, કડો એની છાલનો કાઢો કરી તેણે કરી નાસાપાકને ધોવો અને એના કાઢા અને કલ્કમાં ઘૃત સિધ્ધ કરી નાકમાં નાખવું. **પૂયરકત ઉપરઃ**—ભાંગરો, લવંગ, જેઠીમધ, કોષ્ટ અને સુંઠ એના કઢામાં ઘી સિદ્ધ કરી તેનું નસ્ય કરવું, એટલે તે અસ્થિગત રોગ અને પીનસ એનો નાશ કરી બીજા શિરોગત સો રોગોનો નાશ કરશે. **નાસાપરિશોષ ઉપરઃ**—(૧) સાકર નાખી દૂધ પ્રાશન કરવું **નાકમાંથી લોહી પડે છે તેને માટેઃ**—(૧)થંડા પાણીમાં કપડું પલારી તે તાળવાપર મુકવું. (૨) દાડમના ફુલનો, અથવા આંબાની ગોટલીનો, ડુંગળીનો, દરોઈનો રસ, એમાંનો એક રસ નાકમાં નાખવો. (૪) ઘીમાં આવળકંઠી શેકી વાટી તેનો માથા ઉપર લેપ કરવો (૫) કુંભારના ચાકડા ઉપરની માટી લાવી પાણીમાં કાલવી માથા ઉપર લેપ કરવો. **સળકમ ઉપરઃ**—(૧) ઉંઘતી વેળાએ તાજા વટાણા ખાવા. ઉપર પાણી પીવું નહીં. (૨) આવળકંઠી, સુંઠ, મરી, પીંપર એનું ચૂર્ણ ઘી અને ગોળમાં આપવું. (૩) અરીણ ઘસી નાંકપર લેપ કરવો. (૪) સુંઠ, તજ અને મરી એનો ખડીસાકર નાખી કાઢો કરી ઉંઘતી વેળાએ આપવો. (૫) વાકાંડી ( વાસળી )કિંવા નાક છિંકણીનો પાલો સુંગાડવો. (૬) નવસાર અને ચુનો હાથપર ચોળી સુંઘવો. એટલે સળકમ અને મસ્તકશૂળ દૂર થાય છે. (૭) કડવા તુરીઆની ભૂકી સુંઘાડવી. (૮) આંકડાના દુધમાં રાખ પલારી તે સુકવી નાકે સુંઘવી; એટલે છિંકો આવી માથું હલકું થાય છે. (૯) જાયફળ દુધમાં ઘસી કિંચિત ઉષ્ણ કરી માથે લેપ કરવો. (૧૦) સુંઠ, તજ એનો લેપ કરવો. (૧૧) લીલી ચાહે, આદુ, તજ એ કઢવી તેનો ચહા પાવો. (૧૨) ઘી તેલ એણે યુકત સાતુનો ધુમાડો પ્રાશન કરવો તે સળકમ, ઉધરસ અને ઉચકી એનો નાશ કરે છે. (૧૩) વજનું કિંવા અજમાનું ચૂર્ણ કરી તે કપડામાં બાંધી સુંઘવું. (૧૪) ઝેરકચોલું, ભોંયઆવળી, સુંઠ, મરી, પીંપર, એનું ચૂર્ણ ઘી અને ગોળ એમા આપવું. તે મહા ઘોર સળકમ, પીઠ, હૃદય અને બસ્તિ એ ઠેકાણેની શૂળનો નાશ કરે છે. (૧૫) અરણીના પાંત્રાંનો પુટપાક રીતે રસ કાઢી, તલનું તેલ અને સિંધવ નાખી સંપૂર્ણ પ્રતિશ્યાય ઉપર ભક્ષણાર્થે આપવો. આ પરમ-ઉત્કૃષ્ટ ઔષધ છે.

---

## ૨૯ નેત્રરોગ.

**કારણઃ**—અંગ સંતપ્ત છતાં શીતોદકે કરી સ્નાન કરવું, દૂર દૃષ્ટિ કરી નિરંતર જોવું, યથાકાળે નિદ્રા ન કરવી; પરસેવો, ધુળ તથા ધુમાડો એમનો આંખોએ સ્પર્શ થવો; ઉલટી થોભાવવી, અતિ ઉલટી, પાતળું અન્ન અને પાણી એનું અતિસેવન; મલ, મૂત્ર અને અપાન વાયુ એનો વેગ અટકાવવો, નિરંતર રૂદન, તાપ, ક્રોધ, શિરસ્તાડન અતિ મદ્યપાન, જે રૂતુમાં જે કરવાનું તે ન કરવુ, કલેશ, અભિઘાત, અતિમૈથુન, અશ્રૂનો વેગ રોકવો અતિસૂક્ષ્મ પદાર્થોનું નિરંતર અવલોકન, ઈત્યાદિ કારણોએ નેત્રરોગ ઉત્પન્ન થાય છે. એ ૭૮ પ્રકારનો છે. **અભિષ્પંદઃ**—( આંખો આવવી ] નેત્રરોગને પ્રાયઃ અભિષ્પંદ કારણ છે. એ વાત, પિત્ત કફ તથા લોહી એવા ચાર પ્રકારના છે. **અધિમંથઃ**—અભિષ્પંદ ઉપર કંઇ ઔષધો પચાર ન કરવાથી, તે વધી, તેમાંથી ચાર પ્રકારનો અધિમંથ રોગ આંખોમાં થાય છે. આ રોગથી આંખોને તીવ્ર વેદના થઇ અર્ધી ડોક સૂધી બહુ દુઃખ થાય છે. **શુક્ર (ફુલ)ઃ**—એ સવ્રણ અને અવ્રણ એવા બે પ્રકારના છે. **તિમિરઃ**—દૃષ્ટિદોષના કારણથી આંખો આગળ નાના પ્રકારના રૂપો દેખાય છે. **કાંચ ( મોતી બિંદુ)ઃ**—તૃતીય પટલગત દોષને કાચ કહે છે. **લિંગનાશઃ**—તેજ કાચ ચોથા પટલમાં જાય એટલે દૃષ્ટિનો રોધ કરે છે. તેને લિંગનાશ કહે છે. આ રોગ ઘણો વધ્યા પહેલા—આકાશમાંના ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો, વિજળી અને તેજસ્વી પદાર્થો દેખાય છે. **અર્મરોગઃ**—આંખમાં સફેદ ભાગપર પાતળું, વિસ્તીર્ણ, કાળું, શ્યામવર્ણ અને રાતું, લાલ, ધોળું, કઠ

ણુ, એવું જે માંસ વધે છે. તેને "વડસ" એમ કહે છે. **અર્જુન**—(અહિર) આંખોમાં ધોળા ભાગપર સસલાના લોહી જેવું એક બિંદુ ઉત્પન્ન થાય છે. તેને "અહિર" કહે છે. **સ્રાવ કિંવા નેત્રનાડી**(લાસુર):—વાતાદિ દોષ અશ્રૂના માર્ગે સંધીમાં પ્રવેશ કરી તે પોતાના લક્ષણોએ યુકત એવો સ્રાવ ઉંત્પન્ન કરે છે. તેને નેત્રનાડી કહે છે. **અંજનાર્થ શલાકાઃ**—શિસું તપાવી તે ત્રિફળાં, ભાંગરો, સુંઠ, એના કાઢાએ અને ઘી, ગોમૂત્ર મધ તથા બકરીનું દુધ, એમાં ઉકાળી શુધ્ધ કરવું, અથવા ત્રિફળાના કાઢામાં ૧૦૦ વાર તપાવી બોળવું, તથા તેની શલાકા કરવી. એ શલાકા આઠ આગળ લાંબી અને બે છેડેથી કિંચિત બારીક એવી હોવી જોઈએ. તેના છેવટે વટાણા જેવડી જાડી હોવી જોઇએ એ સળી એકલી આંખમાં ફેરવવાથી ગુણકારી થાય છે. અંજન કરવું તે પ્રથમ ડાબી આંખમાં કરી પછી જમણી આંખમાં કરવું. આંખમાં ટીપું પાડવું. તે રાત્રે કદી પણ પાડવું નહિ. **અભિષ્પંદ** એટલે આંખો આવે છે **તે ઉપરઃ**—(૧) કપુર, હળદર, લોધ્ર, ફટકડી, કડવા લીંમડાના બિયાં, અફિણ અને રકત્યાબોળ એનો લીંમડાના રસમાં ખલ કરી તેનો આંખોપર લેપ કરવો. (૨) એક રસભરીત લીંબુ લઈ તેની એક ઝીણી અને એક મોટી એવી બે ચીરો પાડવી. મોટી ચીર ઉપર લોખંડનો કાટ અને દાતવણ એકત્ર કરી નાંખવું; અને એ ચીર હળદરથી પીળા કરેલા સ્વચ્છ કપડામાં વીંટાળી તે પોટલી આંખ ઉપર વારંવાર ફેરવવી, એટલે કંડુ, રતાશ, ખુપરા વગેરે વિકાર નાશ પામે છે. (૨) રસાંજનનો, હરીતકી તથા આદાનાં પાંત્રા એનો; વજ, હળદર અને સુંઠ, એનો; અથવા સુઠ અને ગેરૂ એનો લેપ કરવો. (૪) અરડુસી, હરીતકી, કડવો લીંમડો, આંવળકંઠી, નાગરમોથ, અને સુકા યલા મૂળા, એનો કાઢો કરી આપવો. તે રકત સ્રાવ તથા કફ એનો નાશ કરે છે અને આંખોને હિતકારક છે. (૫) સુરવારી હરડાં અને અને ફટકડી પાણીમા ઘસી અંજન કરવું. (૬) દાંતવણ અને અફીણ એનો લીંબુના રસમાં લોખંડની તવી ઉપર ખલ કરી આંખો ઉપર લેપ કરવો. (૭) હળદરની ભૂકી, ફટકડી અને અફીણ એમાં લીંમડાનો રસ નાખી, તાંબાની કથરોટમાં એક પ્રહર ખલ કરી તેનો લેપ કરવો. [૮] સીંધવ, દારૂહળદર. ગેરૂ, સુરવારી હરડાં અને રસાંજન એ પાણીમાં ઘસી તેનો આંખોપર લેપ કરવો, એટલે સર્વ નેત્રરોગોનો નાશ થાય છે. (૯) ભુંયઆંમલી અને સીંધવ એ તાંબાના વાસણમાં થંડા પાણીમાં ખલી, તેનો આંખો ઉપર લેપ કરવો; એટલે નેત્રપીડા દુર થાય છે. (૧૦) નીવળીનાં બી મધમાં ઘસી તેમાં થોડું કપુર નાખી તેનું અંજન કરવું. [૧૧] ત્રીફળાના કાઢાનાં કોકરવરણાં ટીપાં આંખોમાં નાખવાં. [૧૨] આંખો આવશે એવું જણાય એટલે તુરત બન્ને આંખો આગળ બીલામાંના બારીક ફુલો કરવાં. (૧૩) ચૂનો, ગોળ અને ઘેરોસા એની બન્ને આંખો આગળ પટ્ટી બેસાડવી, એટલે ત્વરિત વિકાર દુર થાય છે. (૧૪) પીળા ધંતુરાનો (વિલાયતી ધંતુરાનો) રસ આંખમાં નાખવો. (૧૫) દાડમડાનાં પાંત્રાં વાટી લેપ કરવો. (૧૬) જસતનાં ફુલ ૧ ભાગ અને ૪ ભાગ ફટકી, એનો સારો ખલ કરી તે ભૂકી ૨ ગુંજા લેઈ, તેમાં સવા તોલો પાણી નાખી દિવસમાં બે વખત આંખોમાં નાંખવું; એટલે આવેલી આંખો, ગલ, પીઆ, અને રતાશ એની શાંતિ થાય છે. **નેત્રશૂળ ઉપરઃ**—(૧) કાંજી, સીંધવ, તેલ અને મોરવેલીનાં મૂળ એ એકત્ર કાંસાના વાસણમાં ખલી લેપ કરવો. (૨) મીઠું, તેલ (સરસવનું) અને કાંજી, કાસાના વાસણમાં નાખી પથ્થરના કકડાએ ઘુંટવું, તથા છાંણાના દેવતા ઉપર તપાવી તેમાં બકરીનું દૂધ નાંખવું, તથા લેપ કરવો. એટલે નેત્રશૂલ, સ્રાવ, સોજો, આરકતતા અભિષ્પંદ અને અધિમંથ એનો નાશ થાય છે. (૩) સીંધવ, લોધ્ર એકત્ર કરી ઘીમાં શેકવાં અને કાંજીમાં વાટી ધોળા વસ્ત્રમાં બાંધવાં. તેનું બિંદુ નેત્રમાં નાખવું, એટલે કંડુ, દાહ, તથા સણકા એનો નાશ થાય છે. (૪) સીંધવ અને લોધ્ર એ શેકી, મધ અને ઘીમાં વાટી તેનો

લેપ અને અંજન કરવું; તે તત્કાળ નેત્રરોગને શમાવે છે. ( ૫ ) લીંમડાનો રસ લોહપાત્રમાં નાખી જાડો થાય ત્યાં સુધી ઘુંટવો અને તેનો લેપ કરવો, તે નેત્રરોગને શાંત કરે છે. ( ૬ ) તુળસી અને બીલીપત્ર એનો સમભાગ રસ, અને બન્નેના બરાબર સ્ત્રીનું દુધ, એ કાંસાના વાસણમાં નાખી તેમાં ગજપીંપરનું ચૂર્ણ નાંખી તાંબાની વાડકીથી એક પ્રહર ઘુંટી તેનું અંજન કરવું. **આંખોમાં ફુલ પડે** છે તે ઉપર—(૧) ધોળી સાટોડીના મૂળ ઘીમાં ઘસી અંજન કરવું, એટલે ફુલ ઝરી જાય છે. મધમાં ઘસી આંજવાથી આંખોને હમેશાં પીઆ લાગે છે તે દુર થાય છે. એજ મૂળો તલનાં તેલમાં ઘસી અંજન કરવું, એટલે તિમિરનો નાશ થશે; દુધમાં ઘસી અંજન કરવાથી કંડુનો નાશ થાય છે. પાણીમાં ઘસી અંજન કરવાથી પડળ દુર થાય છે; અને કાંજીમાં ઘસી આંજવાથી રતાંધળો જાય છે. ( ૨ ) ગાયનાં દહીંમાં સુંઠ ઘસી અંજન કરવું. ( ૩ ) સુવર્ણમાક્ષિક મધમાં ઘસી અંજન કરવું. ( ૪ ) વડના દુધમાં કપુર વાટી અંજન કરવું; એટલે બે મહિનાનું ફુલ હશે તો દુર થશે. ( ૫ ) કરંજ બીજના ચૂર્ણને ખાખરાના ફુલોના રસની અથવા કાઢાની પુષ્કળ ભાવનાઓ આપવી. અને તેની લાંબી લાંબી ગોળીઓ કરી તેનું અંજન કરવું. એથી કરી આંખમાંની માંસવૃધ્ધિ તથા ફુલનો નાશ થાય છે. ( ૬ ) સમુદ્રફેણ, સીંધવ, શંખ અને સરગવાનાં બી, એની લાંબી ગોળી કરી તેનું અંજન કરવું; એટલે શસ્ત્રવડે કાપી કાઢવા પ્રમાણે શુક્રાદિકોનો નાશ થાય છે. ( ૭ ) ઉપરસાળનો કાઢો મધનાખી, વ્રણ—શુક્રપર આપવો. ( ૮ ) ચંદન, ગેરૂ, લાખ, જાઇની કળીઓ, એ વાટી તેની સળી કરી આંજવી, તે વ્રણ—શુક્રનો નાશ કરે છે. અને લોહીને સાફ કરે છે. ( ૯ ) કડવાં પંડોળાં, કુટકી, દારૂહળદર, કડવો લીંમડો, અરડુસી, ત્રિફળાં, ધમાસો, પિત્તપાપડો અને ત્રાયમાણ એ પ્રત્યેક ૪ તોલા, આંમળીનો રસ ૬૪ તોલા અને પાણી ૧૦૨૪ તોલા, ઘી ૬૪ તોલા, કરીઆતું, કડો, નાગરમોથ, જેઠીમધ, ચંદન અને પીંપળી એનો આ કેક તોલો કલ્ક નાખી ઘી સિદ્ધ કરવું. તે શુક્રરોગ ઉપર આપવું; એટલે આંખોને હિત આય છે અને નાક, કાન, નેત્રવર્ત્મ; નેત્રત્વચા, મુખરોગ, વ્રણ, કમળો, જ્વર, વિસર્પ, કંડરોગ એનો નાશ કરે છે. ( ૧૦ ) પીંપર, સમુદ્રફેણ અને સીંધવ, એનું ચૂર્ણ અને મધ, કાંસાના પાત્રમાં નાંખી ખલ કરવો; અને તેનું આંખોમાં અંજન કરવું. ( ૧૧ ) મહુડાની અંતરછાલ અથવા બહેડાં કિંવા સીંધવ એ મધમાં ઘસી અંજન કરવું. ( ૧૨ ) જાઇનો પાલો, જેઠીમધ એ ઘી ઉપર શેકી કોકરવર્ણા પાણીમાં કિંવા સ્ત્રીના દુધમાં વાટી તેનું આંખમાં ટીપું નાખવું. ( ૧૩ ) આંવળકંઠી, કડવો લીંમડો અને કોઠી એનાં પાંદડાં, જેઠીમધ, લોધ્ર, ખેરની છાલ, તલ, એનો કાઢો થંડો કરી આંખમાં નાખવો. તે અનેક પ્રકારના નેત્રશુક્રનો નાશ કરે છે. **અજકાજાતઃ**—(એટલે આંખના કાળા ભાગપર બકરીની સુકાયલી લીંડી જેવું અને " મરાઠીમાં ઘણું દુખનારૂ, અને રાતું, ચીકટાં એવાં અશ્રુવહન કરનારૂં, એવું જે વધે છે તે. એને ઢીગ " પણ કહે છે. ) **તે ઉપરઃ**—સીંધવ ઘોડાની ખરીઓ, ગોરોચન, એને ગુંદીની છાલના રસમાં ઘસી તે આંખોમાં નાખવું એટલે અજકાજાતનો નાશ કરે છે. **કાચબિંદુપરઃ**—( ૧ ) મરી ૧॥ માશો, અને ૨ા તોલા સુરમો એ એકત્ર કરી બારીક ખલ કરવો, એને પૂર્ણાંજન કહે છે. એ કંડુ, કાચ, કફ તથા મળ એનો નાશ કરે છે. ( ૨ ) મેઢશિંગનો પાલો, સુરમો અને શંખ એનું અંજન કરવું. ( ૩ ) મનશીળ, સીંધવ, હીરાકસી, શંખ, સુંઠ, મરી, પીંપર અને રસાંજન એને મધમાં ખલી ગોળી કરી તેનું મધમાં અંજન કરવું. તે કાચ, શુક્ર, વડસ અને તિમિર એનો નાશ કરે છે. (૪) લોઢાના પાત્રમાં ત્રિફળાનો કાઢો ઘી નાખી રાખવો અને સંધ્યાકાળે ભોજન પછી પ્રાશન કરવો, એટલે એક મહિનાના આંધળાને પણ દેખાવા લાગે છે. [૫] ભાંગરાનો રસ ૬૪ તોલા, તેલ ૧૬ તોલા, જેઠીમધ ૧૬ તોલા, દુધ ૬૪ તોલા, એ સઘળું એકત્ર કરી તેલ

સિધ્ધ કરવું, તે ગયેલી આંખોને ફરી સારી કરે છે. **તિમિર ઉપરઃ**—(૧) દશ મુળોએ સિદ્ધ કરેલા ઘીમાં ચોપટ દુધ અને ત્રિફળાંનો કલ્ક નાખી તે પ્રાશન કરવું. એટલે વાતજ તિમિરનો નાશ થાય છે. (૨) ત્રિફળાં અને દશ મુળો એના કાઢામાં દુધ અને એરંડ તેલ નાખી રેચનાર્થ આપવું. (૩) બલદાંણા, શતાવરી, ધોળુ, અતિવિષ, શિલાજીત અને ત્રિફળાં, એના કાઢામાં ઘૃત સિધ્ધ કરી આપવું. એ ઉત્તમ તિમિરનાશક છે. (૪) ઉપરસાળ, ત્રિફળાં, ધાળો, મોતી, ચંદન અને પદ્મકાષ્ટ એની લાંબી ગોળી કરી અંજન કરવું, એટલે પિત્તજ તિમિરનો નાશ થાય છે. (૫) મરી, જેઠીમધ, વાવડિંગ, દેવદાર એના કલ્કવડે નસ્ય કરવું. (૬) તામ્ર, ત્રિફળાં, શંખ, એલચીદોડાના દાંણા, સુંઠ, મરી, પીંપર એ સર્વ એકત્ર વાટી તેની ગોળી કરી અંજન કરવું. (૭) સરગવાના પાલાના રસમાં મધ નાખી તે નેત્રમાં નાખવું. એથી ત્રિદોષજ અનેક પ્રકારની નેત્રવ્યથા દુર થાય છે. (૮) ત્રિફળાનો કાઢો અને કલ્ક, તથા દુધ એકત્ર કરી તેમાં ઘી નાખી સિધ્ધ કરી તે રાત્રે પ્રાશન કરવું. (૯) ચિત્રક, ત્રિફળાં, કડવાં પંડોળાં, જવ એનો કાઢો ઘી નાખી રાત્રે પ્રાશનાર્થ આપવો; આ કાઢો નેત્રોને હિતાવહ છે. **પિત્તવિદગ્ધ દ્રષ્ટી** (પિત્ત દુષ્ટ થઇ વધવાથી બધા પદાર્થો પીળા દેખાય છે તે.) ઉપરઃ—(૧) રસાંજન, ઘી, મધ, તમાલપત્ર અને સોનાગેરૂ, એમને ગાયના છાણના રસમાં ખલી અંજન કરવું. (૨) શિવણીના ફુલો, જેઠીમધ, દારૂહળદર, લોધ્ર અને રસાંજન એનું મધમાં અંજન કરવું. **કફવિદગ્ધ દ્રષ્ટિ ઉપરઃ**—(કફે કરી સર્વ પદાર્થ ધોળાં દેખાય છે,) રેણુકબીજ, પીંપળીનાં બીજ, બકરીની લેંડીઓના રસમાં કિંવા ગાયના છાણના રસમાં ગોળી કરી અંજન કરવું. (૨) પીંપર ગાયના છાણના રસમાં અગર ગોમુત્રમાં ઘસી તેનું અંજન કરવું. અગથીઆની ભાજી રોજ ખાવી. (૩) મરી દહીંમાં ઘસી તેનું રોજ અંજન કરવું. [૪] નદીમાંહેમાં ક્ષુદ્રશંખ, સુંઠ, મરી, પીંપર, રસાંજન, મનશીળ, હળદર, દારૂહળદર અને ચંદન એની ગાયના છાણના રસમાં ગોળી કરી તેનું અંજન કરવું, એટલે રાત્ર્યંધ અને દિવાંધ એનો નાશ થાય છે. (૫) સુંઠ, મરી, પીંપર, મધમાં ઘસી અંજન કરવું, એટલે જલદી રતાંધળાનો નાશ થશે. (૬) કરંજબીજ, કમળની પરાગ, ચંદન, કમળ અને ગેરૂ એને ગાયના છાણના રસમાં ખલી તેનું અંજન કરવું. (૭) રસાંજન, મનશીળ, દેવદાર, એ જાઇના પાલાના રસમાં ખલી તેમાં મધ નાખી અંજન કરવું. (૮) સમુદ્રફેણ અને કાલ્પીની ખડીસાકર સમભાગ લેઈ કાજળ જેવું ચુર્ણ કરી સવાર સંધ્યાકાળ આંખોમાં આંજવું; એટલે રતાંધળો, રતાશ, ગળ, અહીર અને કંડુ એનો નાશ થાય છે. (૯) કાળી તુળસીના પાંદડાનો રસ રોજ બે ટીપાં આંખોમાં નાખવો. (૧૦) નાગરમોથ બોકડાના મૂત્રમાં ઘસી અંજન કરવું. એટલે શુક્ર અને તિમિરનો પણ નાશ થાય છે. (૧૧) રક્તચંદન (રતાંદળી) અને ખારેક નાંખી લીંમડાના રસમાં ખલી અંજન કરવું. (૧૨) કડવુ કોહળુ બાળી તેની રાખ મધમાં ખલી આંખોમાં આંજવી, એટલે રતાંધળો અને ફુલું એનો નાશ કરે છે. **નકુલાંધ્ય દ્રષ્ટિ** (દ્રષ્ટિ દોષે કરી વ્યાપ્ત થઇ મુંગુસના પરપોટા જેવી ચમકે છે, અને તે માણસ દિવસમાં નાના તરેહનાં રૂપો જુવે છે તે.) ઉપરઃ—(૧) વજ, નિશોત્તર, ચંદન, ગળો, કરીઆતુ, કડવો લીંમડો, હળદર અને અરડુસો એનો કાઢો કરી પ્રાશનાર્થ આપવો. **અર્મરોગ** (એટલે વડસ) **એ ઉપરઃ**—(૧) મરી અને બહેડાં, હળદરના રસમાં ખલી તેનો અર્મ ઉપર લેપ કરવો. **અર્જુન (અહિર) રોગ ઉપરઃ**—ખડીસાકર, દહીંનું પાણી અને મધ એકત્ર કરી તેનું આંખમાં ટીપું નાખવું. (૨) મધમાં શંખ ઘસી અંજન કરવું. (૩) નિર્મળીનાં બી અને સીંધવ એનું કિંવા સમુદ્રફેણ અને ખડીસાકર એનું અંજન કરવું. (૪) હળકુંડ દાળમાં બાફી તે ઉપરની છાલ કાઢી છાયડીમાં સુકવી પાણીમાં ઘસી અંજન કરવું, એટલે અહિર, ધોળાં ફુલ અને રતાશ એનો જલદી નાશ થાય છે. (૫) અહિરનો ગાંગડો આંખ ઉપર ફેરવવો. **નેત્રનાડી કિંવા નાસુર એ ઉપરઃ**—

(૧) ત્રિફળાનો કાઢો, મધ, ઘી કિંવા પીપર નાખી પ્રાશનાર્થ આપવો. (૨) હરીતકી ૩, બહેડાં ૨ અને આવળકંઠી ૧, એ ભાગ પ્રમાણે એમના ફળોમાંનાં બીજ લેઈ તેની લાંબી ગોળીઓ કરવી અને તેનું આંખમાં અંજન કરવું. (૩) કપાસનાં જીંડવાં અને રસાંજન, જાંબુ અથવા આંબો એના કાઢામાં ઘસી, તેમાં મધ મિશ્ર કરી તે આંખમાં નાખવું. **અંજનનામિકા** એટલે **અંજુલીં અથવા આંજણી ઉપર:**—હાથ ઉપર અંગુલી ઘસી તેણે શેકવું અને જળો મુકાવી બાજુનું લોહી કઢાવવું. (૨) આંબાનાં પાંત્રા તોડવાથી ચીકણો રસ નીકળે છે તે ચોપડવો. (૩) આંજણી ફુટયા પછી મનશીળ, એલચી, તગર, સીંધવ એનું ચૂર્ણ મધમાં મેળવી ચોપડવું. (૪) માટીના પાણીઆરા ઉપરના બહેડા નીચેની માટીનો લેપ કરવો. [૫] શૌચને માટે જઇ આવ્યા પછી જે ચોખો હાથ હોય તે આંજણી ઉપર લગાવવો એટલે એસી જાય છે. [૬] રસાંજન, સુંઠ, મરી, પિંપર એકત્ર ઘુંટી પેંડી કરવી; તેનું અંજન કરવાથી કંડુ અને પાક એણેકરી યુકત આંજણીનો નાશ થાય છે. **આંખમાંથી પાણી ગરે છે અને બળતરા થાય છે તે ઉપર:**—(૧) હરડાં, આવળકંઠી અને ખડીસાકર ઘસી અંજન કરવું. (૨) ત્રિફળાં ઘસી અંજન કરવું. ત્રિફળાનું અંજન મહિનામાં ચાર પાંચ વખત કરવાથી નેત્રોને કદી પણ રોગ થતો નથી અને દ્રષ્ટી સાફ રહે છે. (૩) રસાંજન, રાળ, જાઇનાં ફુલો, મનશીળ, સમુંદ્રફેણ, સીંધવ અને મરી સમભાગ લેઇ મધમાં ઘુંટી તેનું અંજન કરવું એટલે આંખોના પોપચાની સુજ, સ્રાવ કંડુ, એનો નાશ થાય છે. અને પાંપણોને કેશ આવે છે. તે **પક્ષ્મરોગ** એટલે વાળુએ કરી આંખોની પાંપણો ઉખડી જઈ તેના વાળ વારંવાર આંખના અંદરના ભાગમાં ઘસાય છે, તે કારણ આંખમાંનો ધોળો અને કાળો ભાગ સુજે છે, તે કેશ મૂળથી ઉખડી જાય છે. એને લોકમાં "પડકેશ" એમ કહે છે, તે ઉપર—નેત્રને સંભાળી લોહશલાકાએ (લોઢાની ચીમટીએ) પક્ષ્મ (પાંપણો) જે અંદર હોય તે કાઢી નાખવી અથવા હલકે રહી ચુટવી, એટલે પુનઃ ઉત્પન્ન થતી નથી અથવા લીલી હીરાકસી લેઇ તેને તુળશીના રસવડે તાંબાના વાસણમાં ૧૦ દિવસ ભાવના આપી તેનો લેપ કરવો. **ખુપરા ઉપર:**—(૧) મોરથુથાની સળી ફેરવવી. કાડીખાર પાણીમાં ઓગાળી તેનું ટીંપું આંખમાં પાડવું. (૩) કુરૂંદના પથ્થરપર લોઢું ઘસી તે ભૂકી વસ્ત્રગાળ કરવી અને ખુપરા ઉપર આંજવી. (૪) ખડીસાકર અને જસતના ફુલ, સમભાગ કાજળ પ્રમાણે વાટી રાત્રે ઉંઘતી વેળાએ આંખમાં આંજવા, એટલે ફુલો, છારી અને ખુંપરા એનો નાશ થાય છે. **આંખોમાં બળતરા થાય છે કિંવા તેજ કમી થાય ત્યારે**—ગાયનું માખણ, એલચીદાણા, જાયપત્રી (જાવંત્રી), બદામ, એ એકત્ર કરી પ્રાતઃકાળે ખાવાં. (૨) ગુલાબજળ આંખોમાં નાખવુ. (૩) શિસાની ભસ્મ, ખડીસાકર, સ્ત્રીના દુધમાં મેળવી તેનું અંજન કરવું. (૪) ત્રિફળાંનું ચૂર્ણ રાત્રે ઘી અને મધ નાંખી આપવું **જસતના ફુલની ક્રિયા:**—જસતની ભસ્મને ગાયની છાશ, ત્રિફળાનો કાઢો, ગોમૂત્ર, લીંબડાનો રસ અને પુનઃ ત્રિફળાં એમની સાત સાત ભાવના આપી, પછી કુંવરના રસની ભાવના આપી પછી ગાળી રાખવી. **ધુમાડાએ આંખોને વિકાર થાય છે તેને માટે:**—ગોળ કિંવા સાકર આંખમાં આંજવી. **સર્વ નેત્રરોગો ઉપર**—કાળા તલના કલ્કે કરી સ્નાન કરવાથી તે આંખોને હિતકારક તથા વાતનાશક થાય છે. જેઠીમધ અને આવળકંડી એણેકરી સ્નાન કરવાથી, તે પિત્ત અને તિમિર એનો નાશ કરે છે. વેખંડાદિ ઔષધોએ સ્નાન કરવાથી, તે તિમિર એનો નાશ કરે છે. દરરોજ આંવળકડી વાટી શરીરે લગાવી સ્નાન કરવાથી દષ્ટિને બળ આપે છે. ત્રિફળાના કાઢાએ આંખો ધોવાથી નેત્રરોગ નાશ પામે છે, અને તેના કોગળા મુખરોગનાશક છે. અને ત્રિફળાનું પ્રાશન, કમળો અને પ્રમેહનાશક છે. ભોજન કર્યા પછી આચમન કરી એક હથેળીમાં પાણી લેઈ બીજા હાથે ઘસી તે પાણી આંખમાં છાંટવું એટલે

તે થોડા દિવસમાં તિમર રોગનો નાશ કરે છે. (૨) ગળો અને ત્રિફળાંનો કાઢો, મધ અને પીંપરનું ચૂર્ણ નાખી પ્રાશનાર્થે આપવો. તે સંપૂર્ણ નેત્રરોગનો નાશ કરે છે. (૩) જેઠીમધ, ગળો, ત્રિફળાં, એનો કાઢો પ્રાશન કરવો, (૪) જેઠીમધ, ગેરૂ, સીંધવ, દારૂહળદર, રસાંજન એ સમભાગ લેઇ પાણીમાં વાટી આંખોની બાહેર લેપ કરવો. તે સંપૂર્ણ નેત્રરોગો નાશ કરે છે. (૫) ત્રિફળા, કડવા પંડોળા, કડવો લીંમડો, અરડુસો એનાં કાઢામાં ઘૃત સિધ્ધ કરવું અને પ્રાશનાર્થ આપવું. તે સર્વ નેત્રરોગોનો નાશ કરે છે. (૬) શતાવળી ૧૨ તોલા, એલચી ૨૧ તોલા, વાવડિંગ ૮ તોલા, આંમળાનાં બીજ, મરી ૪, પીંપર ત્રણ, અને રસાંજણ એધો તોલો, એનું ચૂર્ણ મધમાં આપવું; એટલે કંડુ, તિમિર, અર્મરોગ, કાચબિંદુ, ત્રિદોષાત્મક નેત્રપટલ અને સર્વ નેત્રવિકાર એનો નાશ થાય છે. (૭) ત્રિફળાદિ ચૂર્ણઃ-ત્રિફળાં તજ, જેઠીમધ, મહુડાના ફૂલ (મહુડાં), એ સમભાગ લેઈ ચૂર્ણ કરી તે ઘી અને મધ એમાં સાયંકાળે આપવું; એટલે તિમિર, અર્બૂદ, રકતતા, કંડુ, રાત્ર્યંધ, દાહ, શૂળ, સણુકા, પડળ, શુકલ પડળ, કાચ એનો નાશ થાય છે. એ ચૂર્ણ, ગરદન ઉપરના સર્વ રોગોનો નાશ કરે છે; વૃધ્ધ સ્ત્રિઓએ એ ચૂર્ણ સેવન કરવાથી તે તરૂણ થાય છે; એ પુરૂષોએ લેવાથી સ્મૃતિ, પરાક્રમ, બુધ્ધિ અને શકિત એણે યુકત થઈ સો વરસ સુધી જીવે છે. તથા મૂળવ્યાધ, ભગંદર, વ્રાણ, પ્રમેહ, કોડ, હલીમક, કિલાસકુષ્ઠ (કોડની એક જાત છે,) પલિત એનો નાશ કરે છે. નષ્ટાગ્નિને વધારે છે, અને મુખનો કમળ જેવો વાસ, ભ્રમર જેવા કાળા કેશ, અને ગૃધ્ર જેવી દૃષ્ટિ થાય છે. (૮) અરડુસો, નાગરમોથ, કડવો લીંમડો, કડવાં પંડોળા એનાં પાંત્રાં, કુટકી, ગળો, ચંદન, કડાનીં છાલ, ઈંદ્રજવ, દારૂહળદર, ચિત્રક, સુંઠ, કરીઆતું, આંવળકંઠી, હરડાં, બહેડાં, જવ એનો કાઢો કરી પ્રાતઃકાળે પ્રાશન કરવો; એટલે તિમિર, કંડુ પટલ, અર્બુદ, શુક્ર, વ્રાણશુક્ર, નેત્રવ્રણ, દાહ રકતતા, સણુકા, અને સર્વ નેત્રરોગ એનો નાશ થાય છે. (૯) પીંપર, ત્રીફળાં, લાખ, લોધ્ર, સીંધવ એ સમભાગ લેઇ ભાંગરાના રસમાં ખલી ગોળી કરવી, તેનું અંજન કરવાથી આર્મરોગ, તિમિર, કાચ, કંડુ, નેત્રશુક્ર, અર્જૂન અને નેત્રરોગ, એનો નાશ થાય છે. (૧૦) નીવળીનાં બીજ, શંખ, સીંધવ, સુંઠ, મરી, પીંપર, સાકર, સમુદ્રફેણ, રસાંજન મધ વાવડિંગ અને મનશીળ, એ સર્વ એકત્ર કરી સ્ત્રિના દૂધમાં ખલ કરી તેનું અંજન કરવું; એટલે તિમીર, પટલ કાચબીંદુ, અર્મ નેત્રશુક્ર, કંડુ, કલેદ, નેત્રર્બુદ, મળ એનો નાશ કરે છે. (૧૧) ગળોનો સ્વરસ ૧ તોલો, મધ ૧ માસો, સીંધવ ૧ માસો એ એકત્ર ખલવું અને અંજન કરવું; એટલે પિત્ત, અર્મ, તિમિર, કાચબીંદુ, કંડુ, લીંગનાશ, શુકલગત અને કૃષ્ણગત રોગ એનો નાશ કરે છે. (૧૨) પીંપર, મીઠું મરી, રસાંજન, સુરમો, સમુદ્રફેણ, ધોળા વસૂના મૂળ, હળદર, રકત ચંદન, મધ, મોરથુથુ, હરીતકી, મનશીળ, કડવા લીંમડાનાં પાંત્રાં, સાબરમીઠું, સ્ફટિક અને શંખ એમની ભસ્મ અને કપુર અનું વસ્ત્રગાળ બારીક ચૂર્ણ કરી તે લોઢાના વાસણમાં વાડકીથી મધ નાંખી ઘુંટવું. એ **નયનશાણ નામક અંજન**-તિમીર. પટલ અને ફુલ અનો નિશ્ચય નાશ કરે છે. (૧૩) શંખ ૪ ભાગ, મનશીળ, ૨ ભાગ, મરી ૧ભાગ, પીંપર- અર્ધા ભાગ એ પ્રમાણે એકત્ર કરી તેની ગોળી કરી રાખવી. તે પાણીમાં તિમિરરોગ, કાંજીમાં અર્બુદ રોગ, મધમાં પિચ્ચટ રોગ તથા સ્ત્રીના દૂધમાં અંજન કરવાથી અર્જુન, એનો નાશ થાય છે. (૧૪) **ચંદ્રોદય વર્તી**:—રસાંજન, શિલાજીત, કેસર, મનશીળ, શંખ, ધોળાં મરી અને સાકર એ ગાયના દૂધમાં ઘુંટી ગોળી કરવી, એ વિદેહ રાજાએ નિર્માણ કરેલી છે. આ ગોળી પિલ્લ, કંડુ. શુક્ર, તિમિર અને અર્બુદ એનો નાશ કરે છે. (૧૫) **બીજી ચંદ્રોદય વર્તી**:—હરીતકી, વજ, કોષ્ટ, પીંપર, મરી, બહેડાંનો ગર, શંખ અને મનશીળ, એ સર્વ સમભાગ એકત્ર કરી, ગાયના અથવા બકરીના દૂધમાં ઘુંટવું; અને તેની ગોળી કરવી. એ તિમિર, કંડુ, પટલો, અર્બુદ, ત્રણ વર્ષનું

ફુલ, એનો એક મહિનામાં નાશ કરે છે. અને અધિક વધેલું માસ, રતાંધળો, વડસ, અહિર, એનો પણ નાશ કરે છે. (૧૬) **નયાનામૃત**—પારો અને શિસાની ભસ્મ સમભાગ, એ બન્નેના દુપ્પટ સુરમો, અને પારાનો ચતુર્થાંશ ભીમસેની કપુર' એનો એકત્ર ખલ કરવો, એનું અંજન કરવાથી તિમિર, પટલ, કાચ, શુક્ર, અર્મ, અર્જુન એનો પથ્ય કરવાથી નાશ કરે; અને બીજા પણ નેત્રરોગોનો નાશ કરે છે. (૧૭) **શશીકલાવર્તીઃ**—કલખાપરી, શંખ, રકતબોળ, મોરથુથુ એ સમભાગ લેઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, તે ચૂર્ણ લીંબુના રસમાં ઘુંટી તેની ગોળી કરવી, તે તિમિર, કંડુ, સ્રાવ, અર્મ અને પિલ્લરોગ એનો નાશ કરે છે. (૧૮) **કુસુમિકાવર્તીઃ**—તલનાં ફુલો ૮૦, પીંપળીના ચોખા ૬૦ જાઈના ફુલો ૫૦. મરી ૧૬, એ પ્રમાણે લેઈ પાણીમાં બારીક વાટી ગોળી કરવી; એ ગોળી તિમિર, અર્જુન શુક્ર અને માંસવૃધ્ધિ, એનો નાશ કરે છે. (૧૯) **ચંદ્રભાગવર્તી** હળદર, કડવા લીંમડાનાં પાંત્રાં પીંપર, મરી, વાવડિંગ, નાગરમોથ અને હરીતકી એમને બકરીના મૂત્રમાં ઘુંટી પેંડી કરી છાંયે સુકવવી. એનું પાણીમાં અંજન કરવું; એટલે તે તિમિરનો નાશ કરે છે. ગોમૂત્રમાં અંજન કરવાથી પિષ્ટિકનો નાશ કરે છે; મધમાં અંજન કરવાથી પડલનો નાશ કરે છે. અને સ્રીના દૂધમાં અંજન કરવાથી ફુલનો નાશ કરે છે. (૨૦) **રસકેશ્વરવટી**—કલખાપરી, સીંધવ, મોરથુથુનાં ફુલ, સુંઠ, મરી, પીંપર એ ઔષધો કુટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં ખલ કરવો; પછી ગોળીઓ કરી છાયામાં સુકવવી એ ગોળી મધમાં ઘસી અંજન કરવું, એટલે સર્વ નેત્રરોગ દુર થાય છે. (૨૧) શેંદુર ૩, કપુર ૩, મોરથુથાના ફુલ ૧, ધોળો કાથો ૩ ભાગ, મુરદાડશિંગ, ભાંગ, એ ગાયના માખણમાં ખલી તે ઉપર ભીલામાના તેલનાં ૧૦–૧૨ ટીપાં પાડવાં તથા તાંબાની કથરોટમાં તાંબાના વાસણે ખલી વીસ પચ્ચીસ પાણીએ ધોઇ પછી ડબામાં ભરી રાખવું, અને નિત્ય રાત્રે આંખોમાં આંજવું, એટલે પીયા, રતાશ, કંડુ, ગળતી, ફુલ, કાંચ ઈત્યાદિ સર્વ રોગ દૂર થાય છે. અને દૃષ્ટિ સ્વચ્છ થાય છે. (૨૨) મધ ઘોડાની લાળ એમાં મરી ઘસી આંખોમાં અંજન કરવું. તેથીં કરી અતિનિદ્રાનું શમન થાય છે. (૨૩) જાઈના ફુલો અને પાંલા, મરી, કુટકી, વજ, સીંધવ, એ બોકડાનાં મૂત્રમાં ખલી અંજન કરવું, એટલે તંદ્રાનો નાશ થાય છે. **પથ્યઃ**—ચોખા, ગહુ, મગ, જવ, કુળીથ, લસણ, પંડોળાં, તાંદળજો, કારેલા, મધ, દૂધ, ઘી, કડવા પદાર્થ. **અપથ્યઃ**—ક્રોધ, શોક, મૈથુન, તડકો, દહીં, છાશ, ભાજીપાલો, કાલંગડુ, અડદ, મધ, તાંબુલ, ખારા, તીક્ષ્ણ, તીખા, ઉષ્ણ, એવા પદાર્થ.

---

## ૩૦ પાંડુ

**કારણ અને સંપ્રાપ્તિઃ**—અતિ મૈથુન, અત્યમ્લ પદાર્થ, ખારા અને તેલવાળા પદાર્થોનું અતિ સેવન, અતિમદ્યપાન, મૃત્તિકા ભક્ષણ, દિવસે ઉંઘવું, અત્યંત તીખા પદાર્થ, દૂધ, અડદ, પિષ્ટાન્ન, માછલાનું અતિ ભક્ષણ, એ પદાર્થો સેવન કરનારાઓનું લોહી દોષોએ કરી દુષ્ટ થઈ, શરીરની ત્વચા પાંડુરવર્ણ થાય છે. એ રોગને પાંડુરોગ કહે છે. વાત, પિત્ત, કફ, સન્નિપાત અને મૃત્તિકાભક્ષણજન્ય એવા પાંચ પ્રકારનો પાંડુરોગ થાય છે. **પૂર્વરૂપઃ**—ચામડી ફાટવી, મોંને ફિકાશ, શરીર ગળવું, મૃત્તિકા ભક્ષણ, નેત્ર અને ગાલોએ સોજા, મલ, મૂત્ર એનું પિળાશપણું, અન્નનું પાચન ન થવું. એ લક્ષણો પાંડુરોગ થવાના પહેલાં માણસને થાય છે. **વાતપાંડુઃ**— ચામડી, મૂત્ર, આંખો ઇત્યાદીકોને રૂક્ષતા, કાળાપણું, રાતાપણું થાય છે. અને કંપ, સોયો ભોકવા જેવી પીડા, પેટ ફુલવું, ભ્રમ ઇત્યાદિ થાય છે. **પિત્તપાંડુઃ**—મૂત્ર, વિષ્ટા અને આંખો એ પીળા થાય છે; દાહ, તૃષા, જ્વર એણે તે પીડિત હોય છે. મળ પાતળો થાય છે, અને શરીરકાંતિ અત્યંત પીળી થાય છે. **કફપાંડુઃ**—મુખમાંથી કફનો સ્રાવ, સોજો, ડોળાં આ-

ળસ, શરીરે ભાર; ત્વચા, આંખો અને મોં એને શ્વેતત્વ એ પ્રમાણે થાય છે. **સન્નિપાત પાંડુ:**—ઉપર કહેલાં ત્રણુ લક્ષણોએ યુક્ત હોય છે. **મૃત્તિકાભક્ષણજન્ય પાંડુ:**—માટી ખાવાની જેને ટેવ પડેલી છે, તેનો વાતાદિકો પૈકી એકાદો દોષ કુપિત થાય છે; ખારી હોય તો પિત્ત કોપે છે; મીઠી હોય તો કફ કુપિત થાય છે; તે માટી પેટમાં ગયા પછી રસાદિક ધાતુને રૂક્ષ કરે છે. અને રૌક્ષ્ય ગુણ પ્રબલ થયો એટલે જે અન્ન ખાવામાં આવે તે રૂક્ષ્ય થઇ જાય છે. તે માટી કોષ્ટાદિકોના અગ્નિએ પચન થયા શિવાય, રસ વહન કરનાર માર્ગમાં જામે છે, અને તેનો રોધ કરે છે. તેથી કરી ઇંદ્રિઓનું બળ એટલે સ્વવિષયગ્રહણશકિત નષ્ટ થાય છે, શરીરનીદિપ્તી, શકિત અને ઓજ એટલે સર્વ ધાતુનો સાર (હૃદયમાં હોયછે તે) ક્ષીણ કરી પાંડુરોગ ઉત્પન્ન થાયછે. તેમાં, બલ, અગ્નિ, વર્ણ, એનો નાશ થાય છે. **વિશેષ લક્ષણ:**—નેત્ર, ગાલ, ભ્રકુટિ, પગ, નાભિ, શિશ્ન એ ઠેકાણે સોજો, કોઠામાં કૃમિ અને રક્તકફમિશ્રિત રંગ એ લક્ષણો થાય છે. આ પ્રકારને કોઇ " **કૃમિપાંડુ** " એવું પણ નામ કહે છે. **અસાધ્ય લક્ષણો:**—ઘણા દિવસનો પાંડુરોગ, કાળ ઘણો થવાથી જડ થાય એટલે સાધ્ય થતો નથી, બધા શરીરે સોજો આવેલો હોઇ જે રોગી સર્વ પદાર્થ પીળા જૂવે છે તે, જે માણસનો બંધાયલો થોડો મળ લીલા રંગનો કફ મિશ્રિત પડે તે, જે પુરૂપ દીન એટલે દુ:ખી થાય છે અને ધોળો પુંણી જેવો થાય છે અને ઓકારી, મૂર્છા, તૃષા એની પીડા પામે છે તે, રક્તક્ષયથકી જે પાંડુરોગી ધોળો થાય છે તે, જેના દાંત, નખ, આંખો પીળાં થયેલાં છે તે, જે પાંડુરવર્ણના પદાર્થસમુહ જૂવે છે તે, હાથ, પગ, ડોક એ ઠેકાણે સોજા, મધ્યદેહ જેનો શુષ્ક થયો છે તે અસાધ્ય, એથી ઉલટો સાધ્ય જાણવો. મધ્ય દેહને સોજા હાથ, પગ, ડોક એ શુષ્ક થએલાં; ગુદા અને શિશ્ન એ ઠેકાણે સોજો; મૃતપ્રાય થયેલો, તેમજ અતિસાર અને તાવ એણેકરી પીડાયલો રોગી વૈદ્યોએ છોડવો. **પાંડુરોગમાં કમળો થાય છે:**—જે પાંડુરોગી અત્યંત પીળાં દ્રવ્યો સેવન કરે છે, તેનાં પિત્ત, રક્તમાંસને બાળી દુષ્ટ કરી કમળારૂપરોગ કરવાને સમર્થ થાય છે. તેની આંખો અત્યંત પીળી થાય છે. ઇંદ્રિઓની શકિત નષ્ટ થાય છે. ત્વચા, નખ, મુખ એ અત્યંત પીળાં થાય છે; મુત્ર, પુરીષ, લાલ અને પીળાં થાય છે; તે પુરૂષ ચોમાસામાંના દેડકા જેવો પીળો થાય છે; દાહ, અન્ન ન પચવું, દુર્બલતા, અંગગ્લાનિ, અન્નદ્વેષ એણે તે રોગી પીડિત થાય છે; જેમાં પિત્તલ આવાં એ કમળો એક કોષ્ટાશ્રય, તથા બીજી શાખા–(રક્તાદિધાતુ)–શ્રિત હોય છે. જેવો રાજયક્ષ્મા સ્વતંત્ર હોય છે તેમ એ સ્વતંત્ર હોય છે. એનીજ બીજી અવસ્થા **કુંભકમળો:**—કાળાંતરે જડ થયેલો જે કુંભકમળો તે કષ્ટસાધ્ય થાય છે. કુંભ એટલે કોષ્ટ, તદવત જે કમળો તે કુંભકમળો. **પાંડુરોગમાં હલીમક રોગ થાય છે:**—જે વખતે પાંડુરોગનો વર્ણ લીલો, નીલ કિંવા પીળો થાય છે, અને બલ, ઉત્સાહ એનો નાશ; ઉંઘ, અગ્નિમાંદ્ય, બારીક જ્વર, સ્ત્રીભોગની ઇચ્છાનો અભાવ, અંગ મરડાઇ આવવું, દાહ, તૃષ્ણા, અન્નદ્વેષ, ભ્રમ, એ ઉપદ્રવ થાય છે, ત્યારે વાતપિત્તથકી રોગીને હલીમક રોગ થયો છે એમ જાણવું. **ઉપચાર:**—[૧] લોહપાત્રમાં તપાવી રાખેલું દૂધ સાત દિવસ પાવું અને પથ્ય કરવી. એટલે પાંડુરોગ, ક્ષય અને સંગ્રહણી, એ રોગ દુર થાય છે. [૨] દશમુળો અને સુંઠ એનો કાઢો આપવો; એટલે કફયુકત પાંડુ, જ્વર, અતિસાર, સોજો, સંગ્રહણી ઉધરસ, અરૂચિ, કંઠરોગ, હૃદ્રોગ, એનો નાશ થાય છે. (૩) ત્રિફળાં, ગળો, અરડુસો, કુટકી, કરિઆતું, કડવો લીંમડો એનો કાઢો, મધ નાખી પાવો; એટલે પાંડુરોગ અને કમળો એનો નાશ થાય છે. [૪] સાટોડી, કડવો લીંમડો, કડવાં પંડોળાં, સુંઠ, કુટકી, ગળો, દારૂહળદર, હરડાં એનો કાઢો–સર્વાંગનાસોજા, ઉદર, પાંડુ, સ્થુલતા, મુખમાં હમેશાં ગળા આવવાં અને કફરોગ એનો નાશક છે. (૫) અરડુસો, ગળો, કડવો લીંમડો, કરીઆતુ અને કુટકી એનો કાઢો મધ અ-

ને ઘી નાખી આપવો; એટલે કમળો, પાંડુ રકતપિત્ત, હલીમક, કફાદિક વ્યાધિ એનો નાશ થાય છે. (૬) શિલાજિત, મધ, વાવડિંગ, હરીતકી, સાકર એનું સમભાગ ચુર્ણ કરી મધમાં આપવુ; એટલે પંદર દિવસમાં દેહ બલવાન થાય છે. [૭] ચિત્રકચુર્ણને આંવળકંદીના કાઢાની ત્રણ ભાવના આપવી, પછી તે ગાયના ઘીમાં રાત્રે લેતાં જવું, [૮] દેવદારના પચાંગનું ચુર્ણ દુધમાં કિંવા પાણીમાં ૪ માસા લેતાં જવું; એટલે એક મહિનાની અંદર પાંડુરોગનો નાશ થશે. (૯) હરીતકી ગોમુત્રમાં ૨૧ દિવસ ભીજવી રાખવી અને તેમાંની એકેક ભક્ષણ કરવી. (૧૦) મુળ સહીત કાંસાળુ લેઇ તેનું ચુર્ણ કરી તે આપવું. (૧૧) માટીને નાગકેશર, જેઠીમધ, પીંપર અને નિશોત્તર એનો કાઢો કરી તેની ભાવના આપવી; પછી તે ભાવના આપેલી માટી ખાવા આપવી; એટલે ખાધેલી માટી નીકળી જઇ વિકાર દૂર થાય છે. (૧૨) હરીતકીનુ ચૂર્ણ મધ અને ઘી એમાં આપવું. (૧૩) ગોખરૂંનો કાઢો મધ અને સાકર નાખી પાવો. (૧૪) ગળોનું સત્વ મધ અને ઘી એમાં આપવું. (૧૫) હિંગાષ્ટક ચૂર્ણ ચતુર્ગુણિત ઘીમાં પ્રથમ ગ્રાસમાં ભોજનની અંદર આપવું એટલે અગ્નિ વધે છે. (૧૬) પ્રવાળ ભસ્મ દૂધ સાકરમાં આપવું. (૧૭) સુંઠ, મરી પીંપર, ચિત્રકમૂળ બાળહરીતકી. એનું ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ નાખી ત્રણ ત્રણ માસાની ગોળીઓ કરવી અને તે પાણીમાં આપવી; એટલે પાંડુરોગ અને મુળવ્યાધ એનો નાશ થાય છે. (૧૮) વાંકેરીનો ભાતો થંડા પાણીમાં અગર દુધમા ઘસી પ્રત્યેક બે વખત પ્રમાણે સતત ત્રણ મહિના આપવો; એટલે પાંડુરોગ, જીર્ણજ્વર, નાડીવ્રણ, ભગંદર, ગંડમાલ, કુથલી ગર્મી વગેરે અનેક રોગોનો નાશ થાય છે. **પથ્યઃ**—જુના જવ, ગહૂં, ભાત, મગ, તુવેર અને મસુર એની દાળ; પડવળ, જુના કોળાં, જુના કેળા. ગળો, કાળી સેલડી, તાંદળજો, પુનર્નવા, વંતાક, કાંદા, લસણ, પાકી કેરીઓ, ગીલોડાં, આંમળાં છાશ, ઘી, તેલ, જવ, ગહુ એની કાંજી, માખણ, હળદર, તુરા પદાર્થ અને કેશર. **અપથ્ય**—રકતસ્ત્રાવ, ધુમ્રપાન, ઉલટી, મલ મુત્રાદિકોના વેગનું ધારણ, પરસેવો, મૈથુન, શિંગો અને પાલો એની ભાજી, હિંગ- અડદ, પેંડ, તાંબુલ, સરસવ, મદ્ય, ખાટા પદાર્થ, વિરૂધ્ધાન્ન, જડ, અને વિદાહી એવા અન્નો,

---

## ૩૧ પ્રમેહ.

### (પરમીયો.)

**કારણ**:—એક ઠેકાણે નિશ્ચેષ્ટ બેસવું, નિદ્રા, દધિભક્ષણ, ગામમાંના અને પાણીમાના અનુપ માસના રસ, અને દૂધ, નવા અન્ન, નવોદક એનું સેવન; ગોળાદિકના પદાર્થ અને કફકારક પદાર્થ એ પ્રમેહ થવાનું કારણ જાણવું. **સામાન્ય લક્ષણ**:—મૂત્ર ઘણું હોઇ ડોળાયલા જેવું હોય છે. મૂત્રવર્ણભેદેકરી પ્રમેહના ૨૦ ભેદ કલ્પેલા છે. વ્યવહારમાં પેસાબની વખતે જે પ્રમેહમાં અતિશય આગ થાય છે તેને **તિડક પરમો** એમ કહે છે. પેસાબના વખતે આગ થતી નથી તેને **થંડો પરમો** કહે છે. પેસાબના આરંભે તંતુ કિંવા ગોળી પડે છે અને તે સળીએ ઉંચકીએ તો હાથ બે હાથ લંબાઇનો તાર થાય છે, તેને **તંતુમેહ, તારમેહ** કિંવા **લાલામેહ કહે** છે. જે પ્રમેહમાં ધાત પડે છે તેને **ધાતુ પરમો** કહે છે, જેમાં પરૂ પડે છે તેને **પુ પરમો** કહે છે. કંઇક તુરો અને મધુર એવો જે પરમો પેસાબ સાથે પડે છે તેને **મધુમેહ** કહે છે. મધુમેહી પુરૂષ જે ઠેકાણે પેસાબ કરે છે તે ઠેકાણે ધ્રાત જમે છે. અહિંઆં પ્રમેહ રોગનો ઘણોજ પ્રાદુર્ભાવ થયેલો છે. પ્રમેહ આ રોગ પુરૂષોનેજ થાય છે સ્ત્રિઓને પ્રતિમાસે રજપ્રવૃતિ થાય છે. તેથી કરી શરીર સંબંધી સર્વદોષ શુદ્ધ થાય છે; એટલે સ્ત્રિયોને પ્રમેહ થતો નથી. **તિડિક પ્રમેહ** ઉપરઃ—ધોળી ગોકર્ણી ( ગરણી )નાં મૂળો થંડા પાણીમાં ઘસી આપવાં. (૨) ગાયના ચોખ્ખા દૂધમાં ભીલામો ઘસી તે પાવો. (૩) આંમળીની છાલનો રસ બે તોલા પર્યંત કાઢી તેમાં

કિંચિત હળદર અને મધ નાંખી તે આપવો. (૪) ઉંબરાનો દ્રવદર વખતે બે તોલા લેઈ તેમાં કિંચિત જીરાનું ચૂર્ણ અને ખડીસાકર ૧ તોલો નાખી તે બે વખત આપવો **મધુમેહ ઉપરઃ**—(૧) જાંબુડીની છાલ નિત્ય ૨ તોલા પર્યંત ખાવી કિંવા પાકાં જાબું અથવા જાંબુડાંની ભૂકી ખાવી. (૨) કડાના મૂળ ઉપરની છાલ, અસાણાની છાલ, નાગરમોથ, ત્રિફળાં એનો કાઢો કરી આપવો. **બહુમૂત્ર ઉપરઃ**—ત્રિફળાં, વેળુનાં પાંલા નાગરમોથ, પહાડમૂળ, એનો કાઢો મધ નાખી આપવો; એટલે તે ત્વરિત બહુમુત્રનો નાશ કરશે. (૩) આદુનો રસ, ખડીસાકર નાખી બે વખત આંપતાં જવું. (૪) કળકીના સુકાયલા પાલાનો કાઢો બે વખત આપતાં જવું **સર્વ પ્રમેહો ઉપર ઉપચારઃ—**ગળોનો અંગરસ મધમાં આપવો. (૨) ત્રીફળા, દેવદાર, દારૂહળદર, નાગરમોથ એનો કાઢો મધ નાખી આપવો. (૩) ખાખરાના ફુલનો કાઢો સાકર નાંખી આપવો. [૪] વડના અંકુરોનો કાઢો મધ નાખી આપવો. (૫) વાવડિંગ, હળદ જેઠીમધ, સુંઠ, ગોખરૂં એનો કાઢો મધમાં આપવો. તે દુસ્તર પ્રમેહનો પણ નાશ કરશે. (૬) ભુયઆવળી, તજ, એલચીદોડા તમાલપત્ર, કંકોળ ૨૦, મરી એ એકત્ર વાટી ખાવાં, એટલે અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે. (૭) નિર્મળીનાં બી એક તોલો છાશમાં વાટી પાવાં (૮) બકમ લીંમડીની લીંબોળીઓ ચોખાના ધોવરામણમાં વાટી ઘી નાખી ખાવી. એટલે ત્વરીત પ્રમેહનો નાશ થશે. (૯) ગરમાળાનો અથવા શમીનો કુમળો પાલો, થોડુ જીરૂં બારીક વાટી ગાયના ચોખ્ખા દૂધમાં મેળવી, તેમાં ૧ તોલો ખડીસાકર નાખી પ્રત્યેક બે વખત આપવો. (૧૦) કબાબચની ૧ તોલો લેઈ કાઢો કરી તેમાં ચંદનના તેલના ચાર ટીપાં નાખી તે આપવો. (૧૧) વંશલોચન ૧ તોલો, અને એલચી દાણા ૧ તોલો, કંકોળ ૧ તોલો, ધોળો કાથો ૧ તોલો અને માયફળ ૧ તોલો લેઈ, ચૂર્ણ કરી તે ચૂર્ણ પલળે એટલું તેમાં સુખડનું તેલ નાખી, નાની બોર જેવડી ગોળીઓ કરવી. પછી તે ગોળી સવાર સાંજ ૪ તોલા થંડા પાણીમાં મેળવી તેમાં ખડીસાકર અર્ધો તોલો નાંખી તે પાણી પાવું. એ ઔષધથી પ્રદર પણ જાય છે. (૧૨) ત્રિફળાં ચૂર્ણ ૩ ભાગ, હળદરનું ચૂર્ણ ૧ ભાગ, ખડીસાકર ૩ ભાગ, એ સઘળું મધમાં આપવું, એટલે સાત દિવસમાં દુસ્તર પ્રમેહનો પણ નાશ થાય છે. (૧૩) નવટાંક ગહું રાત્રે પાણીમાં ભીજવી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી તે પાણીમાં ૧ તોલો ખડીસાકર નાખી તે ૭ દિવસ આપવું. **પ્રમેહપીટિકાઃ**—પ્રમેહની ઉપેક્ષાએ ફોડકી થાય છે તે સર્વ સંધિના ઠેકાણે થાય છે. તૃષ્ણા, શ્વાસ, માંસનો સંકોચ, મેહ, હેડકી, મદ, વિસર્પ, મર્મસંરોધ (મર્મસ્થાનની પીડા ) એ પીટિકાના ઉપદ્રવ જાણવા. **પ્રમેહપીટિકા ઉપરઃ**—(૧) ઉંમરાના દૂધનો લેપ કરવો. (૨)બાવચો વાટીલેપ કરવો (૩) વ્રણ ઉપરની ચિકિત્સા કરવી. **પથ્યઃ**—ચોખા, જવ, સાંમો, મઠ, ગહુ, કુલિત્થ; મગ, તુવેર, ચણા એની દાળ, સરગવો, પંડોળાં, લસણ. **અપથ્યઃ**—મૂત્રવેગનો અવરોધ, ધૂમ્રપાન, દિવાનિદ્રા, મૈથુન, વાલ, મિષ્ટાન, તેલ, છાશ, ગળપણ, દુધી, કોહળું, સેલડી, ખાટા, ખારા પદાર્થ.

---

## ૩૨ બાલરોગ.

**કારણઃ**—માતાનું જડાન્નાદિ ભક્ષણ, વિશમાશન, દોષકારક, અન્નભક્ષણ, એણે કરી દેહમાં પ્રકોપ થઈ શરીર ઉપરનું દુધ વિકૃત થાય છે. તે કારણોએ બાળકને વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેમજ માતાપિતાના ઉત્પત્તિ સ્થાનો વ્યથિત હોય, બાળકોનો અનુપમિત આહાર ઘણી જ વખત ઉઘાડવું, ઘણીજ વખત પાણી પાવું, ગરમીમાં બહાર લેઇ જવું; દુગ્ધાદિ પદાર્થ ઉઘાડા રાખવાથી વિકૃત થયેલા એવાપેય પાવા. વગેરે કારણોએ બાલરોગ ઉત્પન્ન થાય છે. દુધ પીનારા, દુધ અને અન્ન ખાનારા, અને કેવળ અન્ન ખાનારાં એવા ત્રણ પ્રકારનાં બાળકો હોય છે. તે અન્નો અને દૂધ દુષ્ટ ન હોય તો બાળક નિરોગી હોય છે, અને દુષ્ટ હોય ત્યારે રોગી હોય છે. દંતોદ્દભવ એ સર્વે બાલરોગોનું કારણ

છે. પરંતુ તેના ઠેકાણે વિશેષ કરી જ્વર, વિડ્ભેદ, કૃશત્વ, ઉલટી, કપાળ દુખવું, અભિષ્યંદ શોથ, વિસર્પ એ ઉપદ્રવ થાય છે. **બાળકોની અંતર્ગત વેદના જાણવાનો ઉપાય**:—બાળકના રડવા ઉપરથી તેની કમી જાસ્તી પીડા સમજવી. તે બાળક વારંવાર જે ઠેકાણે હાથ હલાવે તે ઠેકાણે અને જ્યાં આપણને હાથ અડકાડવા દે નહીં, તે ઠેકાણે તેને કંઈ પણ દુઃખે છે એવું સમજવું. આંખો મીંચાવા ઉપરથી મસ્તક દુઃખે છે એવું સમજવું; મલાવરોધ, ઉલટી, સ્તન ચાટવા અને પેટમાં ગડગડવું. પેટ ચઢવું, અને પેટ ઉંચુ થવું, એ લક્ષણોએ તેના કોઠામાં પીડા છે. એમ સમજવું. મલમૂત્ર બંધ થવું, ડચકણા તથા ચારે તરફ જોવું એણે કરી તેની બાસ્તીમાં તથા ગુહ્ય સ્થાને પીડા થાય છે એમ સમજવું. વૈદ્યોએ તેની સ્રોતસો [ નાક, મુખ, કાન વગેરે દ્વારો ), હાથ પગ વગેરે અવયવ તથા સાંધા વારંવાર જોવાં. **બાળકને ઔષધ આપવાનું પ્રમાણ**:—બાળક ઉત્પન્ન થાય એટલે તેને વાવડીંગના ફળ જેટલું અથવા ગુંજા પ્રમાણ ઔષધ આપવું; તેમ જ બાળક મોટું થતુ જાય તેમ વધારતા જવું. એકેક વર્ષે એકેક માસો વધારતાં જવું. કુકુણક (બાળખુપર્યા)—આ રોગ દૂધના દોષેકરી થાય છે. તે યોગે બાળકની આંખો દુખે છે અને પીયા લાગે છે. તે આંખોને ખુજ લાગે એટલે બાળક કપાળ, નાક તથા આંખો ચોળે છે, અને તેને ગરમીમાં જોવાતું નથી; અને આંખો ઉઘડતી નથી. **પારિગર્ભિક** અથવા **પરિભવ**—ગર્ભિણી માતાનું દુધ, બાળકને પાવાથી, તેને ઉધરસ, અગ્નિમાંદ્ય, ઉલટી, ઝાંપડ, અરૂચિ તથા ભ્રમ એ થાય છે; તે રોતું થાય છે અને તેનું પેટ મોટું થઇ તગતગતું દેખાય છે; આ રોગને પારિગર્ભિક અથવા પરિભવ કહે છે. એ ઉપર અગ્નિદીપન ઔષધ આપવાં. તાલુકંટક (તાળવું પડવું.)—તાળવાના માંસમાં કફ કુપિત થઇ તાલુકંટક રોગ થાય છે, તેથી કરી તાળુને ખાડો પડે છે; અને તાળવું નીચે લબડે છે; બાળક થાન લેતું નથી, મહા કષ્ટે ધાવે છે, પાતળો મળ થાય છે, તૃષા લાગે છે, આંખો ગળું અને મોં એ દુખે છે, ગળું ચોખ્ખું રહેતું નથી તથા જે દુધ પીયે તે ઓકી કાઢે છે. **મહાપદ્મ વિસર્પ**—બાળકની ડોકમે કિંવા બસ્તીને ધાવરૂ થાય છે, તેથી કરી બાળક જાગતું નથી, તે ધાવરૂં, રાતા કમળના પાંત્રા પ્રમાણે લાલ હોય છે. આ મહાપદ્મ રોગ ત્રિદોષજ છે. એ આંખો ઉપર ઉત્પન્ન થઇ ઉર પર્યંત આવે છે, અથવા હૃદય ઉપર થઇ ગુદા પર્યંત જાય છે. **સસણી**:—નાના બાળાકની પ્રકૃતિ કફપ્રધાન હોય છે, તે કારણથી તેને પ્રાયઃ કફાશ્રયના રોગ થાય છે. કફકારક પદાર્થ સેવન કરવાથી આ રોગ થાય છે. પેટમાં કફનું જાળું થઇ તે વાયુની નૈસર્ગિક ગતીને અવરોધ કરે છે, અને તે ઉપર ચડતું ચડતું કાળજાએ વ્યાપી આગળ કંઠાવરોધ થાય છે. પેટ એકસરખું ઉડતું હોય છે. એ સસણી પ્રમાણે અતિ સત્વર વર્ધિષ્ણુ એવો પ્રાણઘાતક બીજો રોગ નથી. **આંકડી**—માતાએ ઉષ્ણ અને વાતુલ પદાર્થો સેવન કરવાથી તેનું દુધ દુષિત થાય છે; તે બાળકે પ્રાશન કરવાથી તેના મેંદુ તપ્ત થઇ પ્રાણવાહક તંતુ ( મજ્જાતંતુ) ક્ષુબ્ધ થાય છે; તેથી કરી હસ્તપાદાદ્યવયવ થરથર થઇ આંખો સુકાઇ જાય છે, હાથ પગને વારંવાર આચકા આવે છે, શુધ્ધિ નષ્ટ થાય છે, અને સ્તનપાનાદિક વ્યાપાર બંધ થાય છે. આંકડી એ મોટો ભયંકર અને પ્રાણનાશક રોગ છે. આ રોગમાં અપસ્મારનાં સર્વ લક્ષણો થાય છે. આ રોગમાંનાં છોકરા, નભાવવાં મોટાં કઠીણ હોય છે. જે બાળકના મસ્તકમાં ઉષ્ણતા ઘણી હોય છે. તેને પ્રાયઃ આંકડીનો રોગ થાય છે. ભાર:—આ રોગ દુધની મલાઈ જેવો કિંવા દેડકા જેવો આકાર થઇ આંતરડામાં ચિકટાઇ રહે છે, પછી ઉત્તરોત્તર તે ઉપર મલાઈ જેવા પુટ ચડી ચડી તે વધતો જાય છે, પછી તેનો આકાર ડબ્બા જેવો જામે છે. તેને નીચે કિંવા બાજુએ અથવા ઉપર છિદ્ર હોય છે, તે તેનું મુખ. તેમાં જે ઉર્ધ્વ મુખ હોય તે સાધ્ય, બાજૂએ મુખ હોય છે તે કષ્ટસાધ્ય તથા અધોમુખ હોય છે તે બહુધા અ-

**સાધ્ય.** આ રોગ ૭ મહિનાની ઉપરના બાળકને થાય છે. **કવલુઃ**—આ રોગ પાનથરી જેવો પેટમાં ડાબી બાજૂએ ઠીકરાના કડકા જેવો થાય છે. **ઉત્ફુલ્લિકાઃ**—જેમાં પેટ ફુલે છે, અને દમ સોજો એણે યુકત એવી બાળકની જમણી કુખમાં ઉત્ફુલ્લિકા થાય છે. **બાળ ખુપરા ઉપરઃ**—ત્રિફળાં, લોધ્ર, પુનર્નવા, આદુ, રીંગણી ઉભી ભોરીંગણી એ વાટી, કઢવી, તે કલ્કનો સુખોષ્ણ એવો લેપ કેવો. ( ૨ ) જસતનાં ફુલ આંખોમાં આંજવાં. [ ૩ ] કુરંદના પથ્થર ઉપર લોખંડ ઘસી તે ભૂકી વસ્ત્રગાળ કરી ખુપરાપર નાખવી. **પારિગર્ભિક ઉપરઃ**—પીંપર મધમાં નાખી ચાટવા આપવી. બાળક પોતાની મેળે ચાટી ન શકે તેમ હોય તો તેની માતાએ ચટાડવું. [ ૨ ] સુરવારી હરડાં અને તજ એ ઠંડા પાણીમાં ઘસી આપવાં. [ ૩ ] અજમો, મોથ, જીરૂં. શહાજીરૂં અને સુંઠ એનું ચૂર્ણ મધમાં આપવું. [ ૪ ] પ્રવાળ ભસ્મ ગુલકંદમાં અથવા મધ અને ઘીમાં આપવી. [ ૫ ] મરી પાણીમાં ઉકાળી તેમાં સાકર નાખી તે પાણી આપવું. **તાળવું પડે છે તે ઉપરઃ**—[ ૧ ] હરીતકી, વજ ઉપલેટ, એનો કલ્ક કરી મધ નાંખી તે માતાના દૂધમાં પાવો. [ ૨ ] સાબરશિંગ ગાયના દૂધમાં કિંવા ઘીમાં ઘસી તાળવા ઉપર લેપ દેવો અને ગાયના દૂધમાં સાબરશિંગ ઘસી પાઇ દેવું. [ ૩ ] વજ અને જાયફળ દૂધમાં અગર ઘીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવો. તથા સાબરસિંગ દૂધમાં ઘસી પાવું. [ ૪ ] વાસનવેલના અગર પડળીના વેલાનો પાલો બારીક વાટી પેંડી કરી તે તાળવા ઉપર બાંધવી. [ ૫ ] કડવાં કારેલાં અને આંબા હળદર એનું ચૂર્ણ માખણમાં મેળવી તેની પેંડી તાળવા ઉપર બેસાડવી અને ઉપર એરંડાના પાંદડાં બાંધવાં. દિવસ. ૩. [ ૬ ] કારીવણાના પાલાનો અથવા કુંગળાંનો રસ કાઢી તેમાં જીરાની ભૂકી અને ખડીસાકર નાંખી તે પાવો. [ ૭ ] કુંગળી શેકી વાટી તેનો લેપ દેવો. અને સંધ્યાકાળે તે કાઢી તાળવા ઉપર ગાયનું ઘી ચોપડવું. (૮) જવખાર અને મધ આંગળીપર લેઈ તાળવા ઉપર ચોળવું.

**ધાંવરા ઉપરઃ**—(૧) રાતી કરેણનાં ફુલો તથા ચોખા સમભાગ વજને લેઈ રાત્રે થંડા પાણીમાં ભિજવી રાખી, તે વાંસણ ઝાકળમાં ઉઘાડું રાખવું. સવારે વાટી તેનો લેપ દેવો. ( ૨ ) ધોળી ચણોઠીનો પાલો વાટી તેનો લેપ દેવો. ( ૩ ) ગુલાબનું મૂળ પાણીમાં ઘસી લેપ દેવો. (૪) સાગનાં પાંત્રા અને કાંબળાના તુકડા એની રાખ કરી તેલમાં ખલી ચોપડવી. (૫) ગોપીચંદન ઘસી ચોપડવું. **સસણી ઉપર**—( ૧ ) સુરવારી હરડાં, બહેડાં, જેઠીમધ એ ઉષ્ણોદકમાં ઘસી તેમાં લગારેક સીંધવ અને મધ નાંખી તે ચટાડવું. (૨) નાગરવેલનાં પાકેલા પાંત્રાને એરંડતેલ ચોપડી તે પેટ ઉપર મૂકી પેટ શેકવું. ( ૩ ) ગોળમાં ચણાની દાળ કરતાં પણ કમી પાપડખાર અથવા સાજીખાર નાંખી તેમાં થોડું માતાનું દૂધ નાંખી પાઈ દેવું. ઉલટી થશે. (૪) ગોરોચન અને હળદર નાગરવેલના પાનના રસમાં આપવી. (૫) પાન સાથે કડુજીરૂ અને હળદર નાખી રસ કાઢી આપવો. (૬) કારેલીના પાંદડાંનો રસ કાઢી તેમાં હળદર નાખી તે રસ પાવો. (૭) ગરમાળાનાં બી નાગરવેલના પાનના રસમાં, દૂધમાં અગર પાણીમાં ઘસી પાઇ દેવાં. (૮) સતાપાના પાલાનો રસ મધ નાંખી આપવો. (૯) ગોમૂત્ર એક બે વખત ગાળી હળદર નાખી પાઇ દેવું. ( ૧૦ ) દિકામાલી, રેવંચીનો શિરો અને એળીયો ગરમ પાણીમાં વાટી કુટી છોડી પેટ ઉપર લેપ કરવો. **આંકડી ઉપરઃ**—(૧) ધોળી કુંગળી લગારેક ચીરી નાકમાં ધરી રાખવી. અને સુંઘવી. (૨) ગુલાબજળ, તાળવા શિવાય સર્વ મસ્તકે અને નાક આગળ અને કપાળ ઉપર તથા આંખો ઉપર ચોપડવું. (૩) સુરવારી હરડાં થડાં પાણીમાં ઘસી, હૈયાને અને જીભ નીચે અને લગારેક જીભને પણ ચોપડવું. એટલાથી ઉપશમે ન થાય તો હરડાં, આવળકુંડી તથા ખડીસાકર ઘસી અંજન કરવું. તથા કાંદાનો ઉપાય આસ્તે આસ્તે ચાલુ રાખવો. **ભાર ઉપરઃ**—કડુવૃંદાવન, ભેંશના મૂત્રમાં બારી તે મૂત્ર સુધ્ધાં ખલવું પછી તે વાલભાર લેઇ એક ચણોઠીભાર સંચોરો અથવા સંચળ એની ભૂકી એ સાથે મધમાં આપવી. (૨) ગોમૂત્રમાં સાકર

તથા મીઠું સમભાગ નાખી તે પાતાં જવું. (૩) કબુતરની અથવા પારેવાની હગાર મધમાં ચટાડવી. (૫) તોલાભાર પાપડખાર, એક મોટું વંતાક કલઇના વાસણમાં બાફી તેનો ગોમૂત્રમાં ખલ કરી તેમાંથી બે વાલ લેઇ પાણીમાં પાઇ દેવું [૬] બેઠી ભોરીંગણી અને ઉભી ભોરીંગણી એના કાઢામાં તોલાભાર પાપડખાર ખલી બે એક આંગળી ચટાડવું [૭] કડવી પંડોળીના મૂળયેટીના દૂધમાં ઘસી મધ્ય રાત્રે પાઇ દેવાં. (૮) જંગલી શેલડીનો રસ થોડા દૂધમાં પાઇ દેવો (૯) સૂર્યકમળના ફુલોનો રસ દસ ટીપાં શકત્યનુરૂપ દૂધમાં આપવો. [૧૦] ખેરેતીની છાલ, નાળીએરની કાછલી ગોમૂત્રમાં ઘસી પ્રત્યેક બે વખત શકિત પ્રમાણે ૨૧ દિવસ આપવી. (૧૧) ખેરેતીની છાલ, ચિત્રકના મુળો અને ઝંઝેટાનાં મૂળો, એ ગોમૂત્રમાં ઘસી આપવાં ઉતાર દહી અને ભાત. **કવલુ ઉપર**—ભાર ઉપારના ઉપચાર કરવા **ઉત્ફુલિકા રોગ ઉપર**:—[૧] જળો લગાડી રકત કઢાવવું અને કરેંાલી, સુંઠ, નાગરમોથ, કંકોળ, તથા અતિવિષ એનું ચૂર્ણ માતાને પાઇ દેવું એટલે દુગ્ધદોષનું નિવારણ થાય છે. (૨) પેટ શેકવું અને બીલીનાં મુળ, નાગરમોથ, પહાડમુળ, ત્રિફળાં, બેઠીભોરંગણી, ઉભીભોરંગણી, એનો કાઢો ગોળ નાખી પાઇ દેવો.. **દંતોદ્ભવ ઉપર**:—દાંત આવવાની વખતે ધાવડીનાં ફુલો, પીંપર અને આંમળાંનો રસ એમાં મધ નાખી દાંતના માંસવાળા ભાગને ચોળવું; એટલે બાળકને દંતપીડા થતી નથી. (૨) દાંતની પીડા ઘણી થઇ હોય તો, ધોળી નિર્ગુડીના પૂર્વ બાજુનાં મૂળ લાવી ગળામાં બાંધવાં એટલે દાંતસંબંધી ઉપદ્રવ, કુરંડ; તથા એક અંડ ઉતરે છે તેનો નાશ થાય છે. **બાળકના તાવ ઉપર**:—પદ્મકાષ્ટ, કડવો લીંમડો. ધાણા, ગળો, રકતચંદન એનો કાઢો બાળકને તથા તેની માતાને આપવો. એટલે સર્વ પ્રાકારના તાવનો નાશ થાય છે. (૨) જેઠીમધ, વંશલોચન, ધાણી, રસાંજન એનો લેહ બાળકોને આપવો. તે સર્વ જ્વરનો નાશ કરે છે. (૩) નાગરમોથ, પિત્તપાપડો, વાળો, કાળોવાળો, પદ્મકાષ્ટ એનો કાઢો થંડો થયા પછી આપવો, તે દાહ, ઉલટી તથા જ્વર એનો નાશ કરે છે. (૪) ભદ્રમોથ, હરીતકી, કડવો લીંમડો, કડવાં પંડોળા, જેઠીમધ એનો મંદોષ્ણ કાઢો આપવો. તે બાળકના નિઃશેષ જ્વરનો નાશ કરે છે- (૫) દશમૂળોનો કાઢો કરી તેમાં પીપરનું ચૂર્ણ નાખી આપવો; તે મોહ ઝાંપડ તથા સન્નિપાત જ્વરનો નાશ કરે છે. (૬) નાગરમોથ, રકતચંદન, અરડુસો, સુંઠ, જેઠીમધ, ગળો, એનો કાઢો—પિત્ત, તૃષા, દાહ તથા જ્વર એનો નાશ કરે છે. (૭) અરડુસો, પિત્તપાપડો, વાળો, કડવો લીંમડો, કરીઆતું એનો કાઢો આપવો; તે ઊલટી, દમ. ઉધરસ, પિત્ત અને જ્વર એનો નાશ કરે છે. (૮) પીંપરનું ચૂર્ણ મધમાં આપવું; એટલે જ્વર, દમ, ઉધરસ, કમળો અગ્નિમાંદ્ય એનો નાશ થાય છે. **બાળકના અતિસાર ઉપર**:—(૧) પીંપર, મજીઠ, કાકડશિંગી, અને નાગરમોથ એનું ચૂર્ણ મધમાં આપવું. એટલે જ્વર, ઉધરસ, ઉલટી અને અતિસાર એનો નાશ થાય છે. (૨) દાડમપાક આપવો. (૩) કડાના મૂળો ઉપરની છાલ છાશમાં વાટી હિંગ નાંખી આપવી. (૪) કડાપાક આપવો એટલે સંગ્રહણી અને અતિસાર એનો નાશ થાય છે. (૫) ધાણી સીંધવ તથા આંબાની ગોટલી એનું સમભાગ ચૂર્ણ મધમાં આપવું. તે ઉલટી અને અતિસાર એનો નાશ કરે છે. (૬) પીંપર, રસાંજન, આંબાની ગોટલી, એનું ચૂર્ણ મધમાં આપવું. તે ઉલટી તથા અતિસાર એનો નાશ કરે છે. (૭) ધાવડીનાં ફુલ, બીલાં, ધાણા, લોદર, ઇંદ્રજવ, વાળો, એનું ચૂર્ણ મધમાં આપવું. તે જ્વર અને અતિસાર એનો નાશ કરે છે. (૮) લોધ્ર, પીંપર અને વાળો એનું ચૂર્ણ આપવું. (૯) વાવડિંગ, અજમોદ અને પીંપેરમાના તાંદુળ એનું ચૂર્ણ ગરમ પાણીમાં આમાતિસાર ઉપર આપવું. (૯) સુંઠ, અતિવિષ, નાગરમોથ, વાળો, તથા ઇંદ્રજવ અનો કાઢો સર્વાતિસારનો નાશ કરે છે. (૧૦) વાળો, સાકર, મધ એ ચોખાના ધોવરામણમાં આપવું એટલે રકતાતિસાર, ઉધરસ, દમ, ઉલટી એનો નાશ થાય છે. **બાળકોને આપવાના સુક્ષ્મ રેચકો**:—(૧) સોનામુંખીનો ( મેંઢીઆવળનો ) કાઢો ગોળ નાંખી શકિત પ્રમાણે

આપવો. (૨) સુરવારી હરડાં, ગરમ પાણીમાં ઘસી પાવાં. (૩) રેવંચીનો શિરો ચણોઠીભાર અથવા બે ચણોઠીભાર મધમાં અથવા ગોળમાં આપવો (૪) ગુલાબ કળી બાળ હરડાં અને સોનામુખી એનો કાઢો આપવો. [૫] એરંડા અને ઉંદરની લેંડીઓ એનું ચૂર્ણ લીંબુના રસમાં ખલી, ગુદા અને નાભી ઉપર લેપ દેવો. **બાળકોની સંગ્રહણી ઉપર**—(૧) અજમો, જીરૂં, મરી પીંપર, ઇંદ્રજવ અને સુંઠ એનું ચુર્ણ મધમાં આપવું. (૨) પીંપર ભાંગ તથા સુંઠ એનું ચૂર્ણ મધમાં આપવું. [૩] પીંપર, સુંઠ, બીલાં, નાગરમોથ તથા અજમો, એનું ચૂર્ણ મધ અને ઘી એમાં આપવું. (૪) સુંઠ અને બીલાં એનું ચુર્ણ ગોળમાં આપવું, એથી ત્રિદોષ સંગ્રહણીનો નાશ થાય છે. (૫) નાગરમોથ, અતિવિષ, બીલાં ઇંદ્રજવ એનું ચૂર્ણ મધમાં આપવું. **બાળકોના શ્વાસ કાસ ઉપર**—(૧) ધાણા અને ખડીસાકર એ ચોખાના ધોવરામણમાં આપવું. (૨) ધમાસો, પીંપર, દ્રાક્ષ, હરીતકી એનું ચૂર્ણ મધમાં આપવું. (૩) પીંપર, ધમાસો, દ્રાક્ષ, કાકડાશિંગી, એનું ચૂર્ણ, મધ અને ઘી એમાં આપવું; એ શ્વાસ, કાસ અને જવર એનો નાશ કરે છે, (૪) કાકડાશિંગી, નાગરમોથ, અતિવિષ એનું ચૂર્ણ મધમાં આપવું; તે ઉધરસ, જ્વર, ઉલટી એનો નાશ કરે છે. (૫) વંશલોચનનું ચૂર્ણ મધમાં આપવું, (૬) અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું, એટલે શ્વાસ, કાસ, જ્વર, ઉલટી અને સૂતિકા રોગ એનો નાશ કરે છે. [૭] ધોળા અરડુસાના, પાંત્રા કપડામાં વીંટાળી અંગારામાં શેકી રસ કાઢવો અને તેમાં મધ, પીંપર અને તેલીયા ટંકણખારની ફુલાવેલી ભૂકી નાખી ચાટણ આપવું. (૮) અરડુસો, સુંઠ, રીંગણી, ગળો એનો કાઢો મધ નાંખી આપવો. **ઉચકી ઉપરઃ**—(૧) સોનાગેરૂનું ચૂર્ણ મધમાં આપવું. (૨) પીંપર અને રેણુકબીજ એના કાઢામાં હિંગ અને મધ નાખી તે આપવી. (૩) કુટકીનું ચૂર્ણ મધમાં આપવું; તે ઉચકી અને ઘણા દિવસની ઉલટી એનો નાશ કરે છે. **ઉલટી ઉપરઃ**—(૧) હરીતકીનું ચુર્ણ મધમાં આપવું. (૨) પીંપળાની છાલની રાખ પાણીમાં નાખી તે પાઈ દેવી. (૩) આંબાની ગોટલી, ધાણી અને સીંધવ એનું ચુર્ણ મધમાં આપવું. દૂધ પી ઉલટી કરનારા બાળકને પીંપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એ પંચકોલનું ચુર્ણ મધમાં આપવું. (૪) મહાળુંગ (બીજોરૂં) નાં મુળ દૂધમાં ઘસી આપવાં. (૫) બાળ આંબો, જેઠીમધ અને પીંપર મધમાં ઘસી ચાટણ આપવું. **તૃષા (તરસ) ઉપરઃ**—(૧) પીંપર, જેઠીમધ અને આંબાના પાંદડાં એનું ચુર્ણ મધમાં આપવું. (૨) કાળી દરાખ અને જેઠીમધ એનો કાઢો આપવો. **આનાહ વાયુ ઉપરઃ**—(૧) સીંધવ, સુંઠ, એલચી, ભારંગમુળ, એનું ચુર્ણ ઘીમાં આપવું. તે આનાહ, વાતશૂલ, એનો નાશ કરે છે. **રડતા બાળકને માટેઃ**—ત્રિફળાં અને પીંપર એનું ચૂર્ણ મધ અને ઘીમાં આપવું. **બાળકની ક્ષીણતા ઉપરઃ**—(૧) ભુઇ કોળું, ગહુ અને જવ એનું ચૂર્ણ કરી તેમાં ઘી નાખી આપવું. અને પછીથી લાગલુજ દૂધમાં સાકર અને મધ નાખી આપવું. (૨) ઉંબરફળ (ઉંબરા) નું ચૂર્ણ, ઉપલેટ, વજ એનું ચૂર્ણ, મધ અને ઘી એમાં, કિંવા કાવળી, શંખપુષ્પી તથા ઉંબરો એનું ચૂર્ણ મધ અને ઘી નાખી આપવું; અથવા અર્કપુષ્પી, ઉંબરાં એનું ચૂર્ણ મધ અને ઘી નાખી આપવું. અથવા ઉંબરાનું ચૂર્ણ કાયફળ અને ધોળી દરોઈ એનું ચુર્ણ મધ અને ઘી એમાં આપવું. એ ચાર પ્રાશ્ય, [illegible] બુધ્ધિ, બલ તથા પુષ્ટિ એને કરે છે. (૩) [illegible]-સ્કંધનો કલ્ક ૧ ભાગ તથા દૂધ આઠ ભાગ એમાં ઘી નાખી પચન કરી તે બાળકને આપવું એટલે પુષ્ટિ કરે છે. તથા બળને વધારે છે. **સોજા ઉપરઃ**—નાગરમોથ, કોળાનાં બી, દેવદાર, ઇંદ્રજવ, એનો પાણીમાં વાટી લેપ દેવો. (૨) સાટોડીનાં મુળ વાટી લેપ દેવો. (૩) ડુંટીને સોજો આવ્યો હોય તો માટીનું ઢેપું તપાવી તે ઉપર દુધ નાખવું અને ગરમ હોય તેણે નાભીએ શેક કરવો. **નાભિપાક ઉપરઃ**—(૧) હળદર, લોધ્ર, ગહુલા, જેઠીમધ, એના કાઢામાં તેલ સિધ્ધ કરી તે ઉપર ચોપડવું અને

એનુંજ ચુર્ણ કરી તે ઉપર નાખવું. (૨) બકરીની લેંડીઓ દુધમાં વાટી લેપ કરવો. (૩) તજ તથા ચંદન અથવા ક્ષીરવૃક્ષ એનું ચુર્ણ ઉપર નાંખવું. **ગુદાપાક ઉપરઃ**—(૧) પિત્તનાશક ક્રિયા કરવી. બાળકોને વિશેષેકરી પ્રાશન અને લેપન એ વિષયમાં રસાંજન હિતકારક છે. (૨) શંખ, જેઠીમધ, અને રસાંજન એનું ચુર્ણ ઉપર ચોપડવુ. **ક્ષત, ફોલ્લા ઈત્યાદિકો ઉપરઃ**—કડવાં પંડોળા, ત્રિફળા, કડવા લીંમડાની છાલ અને હળદર એનો કાઢો આપવો; એટલે ક્ષત, ફોલ્લા, જ્વર એ શાંત થાય છે. (૨) પીંપળાની છાલ, રક્તચંદન (રતાંદળી) અથવા રેવંચીનું લાકડું પાણીમાં ઘસી લેપ કરવો. **ખસ ઉપરઃ**—ધુંમાસ, હળદર, ઉપલેટ રાઇ અને ઇંદ્રજવ, એ છાશમાં વાટી, લેપ કરવો. તે શિબ્મી, ખસ અને કોડ એનો નાશ કરે છે. [ ૨ ] ગંધક અને કપુર કોપરેલમાં ખલી લેપ દેવો. [ ૩ ] રેચ આપવો. **મુખપાક ઉપર**— [૧] જાઇનો પાલો, દુધ, દ્રાક્ષ, પહાડમૂળ અને ત્રિફળાં એના કાઢાએ ગલફોરાં ભરવા. [૨] પીંપળાની છાલ અને પાંત્રા એનાં ચૂર્ણનું લેપન કરવું. [ ૩ ] તવખીર લગાવવી. **ઉંદરી ઉપર**—(૧) શમીનો પાલો ગાયના દહીંમાં વાટી લેપ કરવો. [૨] ચોખાના દાણા ધરોના રસમાં વાટી લેપ દેવો. [ ૩ ] કપિલો અગર સોનાગેરૂ દહીંમાં વાટી લેપ કરવો. ( ૪ ) ગોપીચંદન ઘસી ચોપડવું. **માથા ઉપર ફોલ્લીઓ થઇ આવે છે તે ઉપરઃ**—ચંદન અને અગર, ગુલાબપાણીમાં વાટી લેપ દેવો. ( ૨ ) ગોપીચંદનનો લેપ દેવો. ( ૩ ) સોનાગેરૂ, રક્તચંદન ( રતાંદળી ) ગુલેઅરમાની એનો થંડા પાણીમાં અથવા ગુલાબજળમાં વાટી લેપ કરવો. એનાથી ઉંદરી પણ જાય છે. **અળાઈ ઉપરઃ**—( ૧ ) ચંદન, ધાણા, વાળો, એનો ગુલાબ પાણીમાં લેપ દેવો. ( ૨ ) આંવળકંટી ધાણા, વાળો, નાગરમોથ એનો લેપ દેવો. (૩) ચણાનો લોટ થંડા પાણીમાં મેળવી ચોપડવો. અને સુકાયા પછી સ્નાન કરવું. **પેટદુખી ( પીડ ) ઉપરઃ**—( ૧ ) એક લીંબુ ચીરી તેની એક ફાડ ઉપર ડિકામાળી ભરી બીજી ફાડનો રસ તે ઉપર પીળી દિકામાળી ભરેલી ફાડ અંગારાપર રાખી ખદખદાવી; પછી કાઢી લેઈ ચૂસાડવી; એટલે પીડ બંધ થાય છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને કોઠો શુદ્ધ થાય છે. **બાળકને કોગળાઃ**—પાનમાં ચમચાભર અજમો, અર્ધી મુઠી વરીઆળી, થોડી હરીતકી અને થોડુ પાદેલોણ ( સંચળ ) એ નાખી, પાન સારી રીતે ચાવી, સર્વે જણસોનું એકરૂપ થયા પછી તે રસ હથેળીમાં કહાડી એ ત્રણ આંગળાં પાઇ દેવો. આ કોગળા આઠ દશ દિવસે આપવાનો ક્રમ રાખવો; એટલે કફવાતજન્ય વગેરે વિગેરે વિકાર થઇ શકતા નથી. **મૂત્રકૃચ્છ્ર ઉપરઃ**—( ૧ ) ગાયના દુધમાં ગોળ નાખી તે ગરમ કરી આપવો. ( ૨ ) એરંડતેલમાં કિંવા ગોમૂત્રમાં દુધ નાખી તેમાં ગુગળ નાખી તે પાવું; એટલે મૂત્રરોગ અને વાતરોગ એનો નાશ થાય છે. **મૂત્રનિગ્રહ ઉપરઃ**—પીંપર, સુંઠ, મરી, એલચીદોડા, સીંધવ એનું ચૂર્ણ કરી તેનો સાકરના પાકમાં લેહ કરી આપવો. **ગંડમાલા ઉપરઃ**—વછનાગ અને ખડીનાગ એનો ગોમૂત્રમાં લેપ કરવો. (૨) વગડાઉ કપાસનાં મૂળો ચોખામાં મેળવી તેનો લોટ કરી રોટલી કરી ખાવી. **અપસ્માર** અને **ઉન્માદ ઉપરઃ**—શિરસ વૃક્ષ અને કરંજ એનાં બી ઘસી આંખોમાં આંજવું; એટલે ઉન્માદ, અપસ્માર અને અપતંત્રક એનો નાશ થાય છે. ( ૨ ) કોળાના રસમાં જેઠીમધનું ચૂર્ણ નાખી તે સાત દિવસ પ્રાશન કરવું. ( ૩ ) ગાયનું ઘી, દુધ, દહીં અને છાણનો રસ એમાં ઘી સિધ્ધ કરી તે આપવું; એટલે અપસ્માર, ઉન્માદ અને **ચાતુર્થીક** જ્વર એનો નાશ થાય છે. **મૂર્છા ઉપરઃ**—બીલાનો ગર, પદ્મકાષ્ટ, વાળો, ચંદન, નાગકેશર એનું ચૂર્ણ મધમાં આપવું; ( ૨ ) દ્રાક્ષ, આંમળાં એ બારી વાટવાં તથા મધમાં આપવાં એટલે સંપુર્ણ દોષ થઇ થયેલી જ્વરયુક્ત મૂર્છા દૂર થાય છે. (૩) ધમાસાનો કાઢો ગાયનું ઘી નાખી પાવો. **દાહ ઉપરઃ**—(૧) પદ્મકાષ્ટ, ચંદન, વાળો, એનું ચૂર્ણ દુધમાં આપવું (૨) કપુર, **ચંદન**, વાળો અને કાયફળ એનું ચૂર્ણ શરીરે લગાવી

પછી પલ્લવ (પાંદડાં) ના બિછાના ઉપર ઉંઘવું. **દેવી ( શીતળા ) ઉપર:**—( ૧ ) ઘેટીનું દુધ પાવું કિંવા તુળસીપત્રનું ભક્ષણ કરાવવું. ( ૨ ) રક્તચંદન, અરડુસો, નાગરમોથ, ગળો અને દ્રાક્ષ એનો કાઢો થંડો કરી આપવો. (૩) કડવા લીંમડાની છાલનો હિમ કરી આપવો. તેથી કરી અંતર્દાહક જ્વર, જીર્ણજ્વર, શીતળાના યોગે શરિરમાં ભરેલી કડકી એ દુર થાય છે **બાળકો માટી ખાઇ રોગી થાય તે ઉપર:**—માટીને બદલે સોનકાવ [ શોનાગેરૂ ] ખાવા આપવો; એટલે રેચ થઇ માટી ખાવાથી થયેલા વિકાર દુર થાય છે. **બાળ ધુંટી:**—સુરવારી હરડાં, બહેડાં, અતિવિષ, નાગરમોથ, ઇંદ્રિજવનો એક દાણો, વાવડિંગના ત્રણ દાણા, અક્કલકરો, જેઠીમધ, એ ઔષધો અર્ધી મુઠી લેઈ વરીઆળી અને સુવા ચમચાભાર લેઇ એ સર્વ અધકચરી કુટી, કઢવી તે પાણીમાં ઉપલી જણસો ઘસી તેમાં થોડો સિંધવ અને મધ નાંખી તે આંગલીભર પાઇ દેવું. એ પ્રમાણે બાળક એક મહિનાનું થયા પછી નિત્ય ક્રમ ચલાવવો. બાળક છ મહિનાનું થયા પછી ધુંટડો એ અઢી ચાંગળાં પર્યંત વધારવો. નાના બાળકને ખારેક ઘસી પાવી નહીં, તેથી કરી પેટમાં જાળુ બંધાય છે અને કોઠામાં ગરમી થાય છે.

---

## ૩૩ ભગંદર રોગ.

**કારણ**:—મૂળવ્યાધીનું પરિણામ, ગર્મી ભરેલી છતાં તેના ઉપશમાર્થ અતિ દુ:સહ ઔષધો સેવવાથી, તીખા પદાર્થોના અતિ ભક્ષણથી અને અતિ જાગવાથી ભગંદર રોગ થાય છે. **લક્ષણ**—ગુદાથી બે આંગળ ઉપર વૃષણથી બે આંગળ પાછળ, પીડા કરનારી એવી ફોલ્લી ઉત્પન્ન થઈ ફુટી: ગુદા, બસ્તિ અને ભગ એનું વિદારણ કરે છે. કંબરના કપાલાસ્થિને ટોંચની લાગે, આગ થાય, કંડુ છુટે, સણકા લાગે; એ ભગંદર થવાનું હોય એટલે લક્ષણો થાય છે. **ઉપચાર**—( ૧ ) સોનાની સળી તપાવી છિદ્ર મોટું કરવું; પછી અગ્નિવ્રણ ઉપરના ઉપચાર કરવા. (૨) ખેર, હરડાં, બહેડાં, આવળકંટી એનો કાઢો બેશરનું **ઘી અને વાવડિંગાનું** ચૂર્ણ નાખી આપવો. (૩) ચિત્રક, રૂ, તેડ, પહાડમૂળ, બાવચી, કરેણ, નિવડુંગ, વેખંડ, કળલાવી, હરતાળ, સાજીખાર, માલકાંકણી, આ ઔષધો સહિત તેલ કઢવવું, એને **સ્પંદન** તેલ કહે છે. તે ભગંદર ઉપર ચોપડવું. એ શોધન, રોપણ અને વ્રણધ્ન છે. (૪) હળદર, કપાસનું દુધ, સીંધવ, ચિત્રક, ઉન્હાળી, મજીઠ, કડો એમાં સિધ્ધ કરેલું તેલ ભગંદરનાશક છે. એને નિશાદિ તેલ કહે છે. ( ૫ ) **કરવીર તૈલ**—ધોળી કરેણનાં મૂળ, હળદર, દાંતિમુળ, કળલાવી, મીઠું, ચિત્રક, બીજોરાનો રસ, તથા આંકડાનું દુધ નાખી તેલ પચન કરી ભગંદર ઉપર ચોપડવું. (૬) ઉપલેટ, બરૂ, તલ, દાંતીમુળ, પીંપર, સીંધવ, મધ, હળદર, હરડાં, બહેડાં, આંવળકંટી, મોરથુથુ, એનો લેપ દેવો. (૭) ધોળો અજવલો, ઇંટ, સુંઠ, ગળો, સાટોડી, એનો લેપ કરવો. (૮) તલ, તેડ, મોટીદાંતી, ઘી તથા સીંધવ એનો મધ નાખી લેપ કરવો. (૯) તલ, હરીતકી, લોધ્ર, કડવા લીંમડાનો પાલો, હળદર, વજ, ઉપલેટ, ધુવાસ, એનો લેપ કરવો, તે ભગંદર, નાડીવ્રણ, ઉપદંશવ્રણ અને દુષ્ટબ્રણ એનો શોધક અને રોપણક એવો છે, (૧૦) પાણકણસા ( પાનબાજરીયુ) ઉપરની કુસો રંધ્રમાં ભરી જવી; એટલે જખમ ભરાઇ આવે છે. (૧૧) મોગલી એરંડાના તેલમાં રૂ ભિજવી વ્રણ ઉપર લગાવવું. **પથ્ય**—ચોખા, મગ, પંડોળાં, સરગવો, સર્વ કડવા પદાર્થ, ઘી, દુધ. **અપથ્ય**—વ્યાયામ, મૈથુન, વાહન ઉપર બેસવું, જડાન્ન એક વર્ષ સુધી વર્જ કરવું.

---

## ૩૪ ભસ્મક રોગ.

**જઠરાગ્નિ પ્રકાર**—જઠરાગ્નિના વિકાર ચાર પ્રકારના છે. વાતદોષે કરી વિષમાગ્નિ, પિત્તદોષે કરી તીક્ષ્ણાગ્નિ, કફદોષે કરી મંદાગ્નિ, વાતપિત્તદોષે કરી ભસ્મકાગ્નિ એનેજ તિક્ષ્ણાગ્નિ

એમ પણ કહે છે ભૂખ ઘણી લાગે છે એટલે વારંવાર અન્ન ભક્ષણ કરે છે અને તે પચન થાય છે, પરંતુ શરીરને લાગે નહીં અને શરીર કૃશ થાય, તે ભસ્મકાગ્નિ જાણવો. **ભસ્મક રોગનાં કારણ**—ગાંજો, હિંગ, રાઇ, ગંધક, ઇત્યાદિ અતિ તીક્ષ્ણ પદાર્થોનું અને તામ્ર ભસ્મનું અતિ સેવન; અને કાકમાસ, માર્જારમાંસ એના ભક્ષણથી પિત્ત અતિ કુપિત થાય છે, તેણે કરી તીક્ષ્ણાગ્નિ થાય છે; તે કેટલુંક પણ ભક્ષણ કરવા છતાં તેનું પચન ન થતાં, ભસ્મ થઇ દરરોજ પ્રદીપ્ત હોય છે, તેજ **ભસ્મક રોગ.** તે વાત, પિત્ત, કફ એ ક્રમે કરી વૃધ્ધ, અતિવૃધ્ધ અને ક્ષીણ થવાથી ઉત્પન્ન થાય છે. **ઉપચાર**—(૧) ભેંસનું દહીં, દુધ, ઘી એનું સેવન કરવું. (૨) વારંવાર ખીર ખાવી. (૩) કાળુ અથવા ધોળુ નિશોત્તર નાખી ઉકાળેલું દુધ રેચનાર્થ આપવું. (૪) બોરના ઠીલાના અંદરનું મગજ પાણીમાં વાટી પાવું. (૫) સ્ત્રીના દુધમાં ઉંબરાની છાલ વાટી પાવી. (૬) ધોળા ચોખા, ધોળાં કમળ અને બકરીનું દુધ એની ખીર કરી ઘી નાખી ૧૨ દિવસ ખાવી. (૭) ત્રિફળાં, નાગરમોથ, વાવડિંગ, પીંપર, સાકર અને ધોળા ઝંઝેટાનાં બી એણે કરેલો લેહ આપવો. (૮) ઝંઝેટાનાં બી સ્વચ્છ કરી તેની દુધમાં ખીર કરી ખાવી. (૯) ૪૮ દિવસ પર્યંત પ્રાતઃકાળે ૨૪ તોલા પાકેલાં કેળાં ઘીમાં ખાવાં; એટલે તે અગ્નિની સંપૂર્ણ તીવ્રતા અને ભસ્મક રોગ એનો નાશ કરે છે. (૧૦) ભુઇકોળાનો રસ દુધ અને ઘી નાખી આપવો. (૧૧) કેળાનું પાણી પાવું. (૧૨) ઉંબરાના મુળનું પાણી પાવું: એથી કરી રક્તવિકાર, અંગમાં જામેલી ગર્મી અને કડકી એ પણ વિકાર દુર થશે. **પથ્યાપથ્ય—અજીર્ણ પ્રમાણે.**

---

## ૩૪ મુખરોગ.

**કારણઃ**—જલચર પ્રાણીનું માંસ દુધ, દહીં, અડદ વગેરે પદાર્થોના સેવનથી કુપિત થયેલા કફાદિક દોષ મુખમાં રોગ ઉત્પન્ન કરે છે; તેમજ દાંત ન ઘસવા, ધૂમ્રપાન એ કારણોથી પણ આ રોગ થાય છે. **મુખરોગની સંખ્યાઃ**—દંતરોગ ૮, ઓષ્ઠરોગ ૮, દંતમૂળરોગ ૧૫, તાળવાના ૯, જીભના ૫, કંઠરોગ ૧૭, તથા સર્વસર લણ મળી કુલ ૬૫ મુખરોગ છે. **દંતરોગ ઉપરઃ**—(૧) સુંઠ અને ધોળા સરસવ એનાં કિંવા ત્રિફળાના કાઢાએ ગલફોરાં ભરવાં; એટલે અવાળુમાંથી લોહી નિકળે છે, માંસ ભરેલુ કાઢી નાંખે છે, અને અવાળુ પાકે છે તેનો નાશ કરે છે. (૨) લોધ્ર, પતંગ, જેઠીમધ લાખ, એનું ચૂર્ણ કરી તેમાં મધ નાખી તેનો કોગળો કરવો; એટલે દાંતમાંથી લોહી અને પરૂ વહે છે તે બંધ થઇ હાલનારા દાંત ઘટ્ટ થાય છે. (૩) અરણીનો રસ અને મધ દાંતે ઘસવું; એટલે રકતવિકાર બંધ થાય છે. (૪) તુવેરની દાળ, ભિલામો, અરણીનાં મૂળ, એ માટલામાં નાંખી રાખ કરી (૫) લોહચૂર એલચીદોડા, હિરાકસી અને માયફળ એનું ચૂર્ણ કરી નિત્ય દાંતે ચોળતાં જવું. એથી કરી સર્વ દંતરોગ શમે છે. (૬) મોગલી એરંડાના તાજા દાતણે દાંત ઘસવા અને તેનો રસ દાંતે ચોપડવો. (૭) જીરૂં મીઠું, હરડાં, સાંવરીના કાંટા એના ચૂર્ણવડે દાંત ઘસવા; એટલે દાંતમૂળના ક્ષતો, ચીરા પડે છે તે, સણકા, રકતસ્રાવ દાંત હાલવા. સોજો એનો નાશ થાય છે. (૮) પીંપર, સીંધવ, જીરૂ, એનું ચૂર્ણ દંતમૂળને ઘસવું. (૯) ફટકડીની ભૂકી, મધ, ઘીમાં કાલવી ચોપડવી; એટલે રકત બંધ થાય છે. અને મુખપાક દુર થાય છે. (૧૦) જાઇનો પાલો, મીંઢળ, ગોખરૂ, વહેકળ, મજીઠ, લોધ્ર, ખેરની છાલ, જેઠીમધ, એનો કાઢો કરી તેમાં તેલ નાખી પચન કરવું અને તે લગાડવું; તે દંત નાડીનો નાશ કરે છે. (૧૧) ગળો પાણીમાં વાટીતેમાં આકડાનું દુધ નાખી કઢવવી; તેણે કરી દાંત ઘસવા એટલે હાલનારા દાંત ઘટ્ટ થાય છે. (૧૨) જાઇનો પાલો, સાટોડી ગજપીંપળી, કાંટાસરીયો, વેખંડ, સુંઠ, અજમો, હરડાં, તલ, એનું ચુર્ણ મોંમાં રાખવાથી, દુર્ગંધ, દાંતના સણકા, દાંત હાલવા, વ્રણ, સોજો, કંડુ અને કૃમિ, એનો નાશ કરે છે. **દંતકૃમિ ઉપરઃ**—

(૧) કપુર અને શેકેલી હિંગ દાઢની નીચે રાખવી. (૨) અરણીનાં પાંત્રાં અથવા મૂળ ચાવવાં (૩) અક્કલકરો દાઢમાં રાખવો. એટલે દંતશૂળ બંધ થાય છે. [૪] સુંઠ ૧ ભાગ અને ફુલાવેલી ફટકડી ૨ ભાગ લેઇ એકત્ર કરી તે ૨–૩ વખત ચોપડવી; એટલે દંતશૂળ ત્વરિત બંધ થઇ જાય છે. (૫) રીંગણીના સુકાયેલાં ફળો અંગારાપર નાખી તે ઉપર નળીવાળું જેવું ઢાંકણુ મૂકી નળી વડે મોંમાં ધુણી આંપવી. એટલે કૃમિ દૂર થાય છે. કાનમાં પણ આ ધુંણી આપવાથી કર્ણકૃમિ દુર થાય છે. (૬) લીલી નગોડ કાકજંઘા અને કડવી તુમડી એ પ્રત્યેકના મૂળો નું ચૂર્ણ કરી દાંતમાં રાંખવું; એટલે કૃમિને પાડી નાખે છે. (૭) શ્વોળી ઉપરસાળનાં પાંત્રાં વાટી ગોળી કરી દાંતમાં રાખવી; એટલે કૃમિ પડી દાંત ધટ્ટ થાય છે. [૮] હિરાકસી, હિંગ, ફટકડી, દેવદાર, પાણીમાં વાટી ગોળી કરી દાંતમાં રાખવી. એટલે કૃમિજ દંતશુળનો નાશ થાય છે. **દાંત બળવાન થવા માટેઃ**—(૧) બકુલીની અંતર છાલ નિત્ય ચાવતાં જવી, એટલે દાંત ધટ્ટ થાય છે [૨] બદામનાં છોડીયાં બાળી તેણે દાંત ધસવા. [૩] નાગરમોથ, હરડાં, સુંઠ, મરી પીંપર, વાવડીંગ, કડવા લીંમડાનો પાલો એ ગોમુત્રમાં વાટી ગોળી કરી છાયામાં સુકવી, તે રાત્રે મોંમાં રાખી ઉંધવું, એટલે દાંત વજ્રતુલ્ય ધટ્ટ થાય છે. **કંઠરોગ એ ઉપર**—(૧) જવખાર, તેજબળ, પહાડમુળ, રસાંજન, દારૂહળદર, અને પીંપર એના ચૂર્ણની મધમાં ગોળી કરી મોંમાં રાખવી. (૨) દારૂહળદર, તજ, કડવો લીંમડો, રસાંજન અને ઇદ્રજવ એનો કાઢો આપવો કિંવા હરીતકીનો કાઢો મધ નાખી આપવો. **કંઠસર્પ**—ગળામાં કફેકરી ઉંચી, લાંબી એવી ગાંઠ ઉત્પન્ન થાય છે, તેથી કરી ગળાનો અવરોધ થાય છે, અન્નપાણી જતું નથી, બોલવાને ભારે કઠણ પડે છે અને કફનો અતિશય પ્રકોપ થઇ પ્રાણાંતિક સ્થિતિ થાય છે. એને "વલય-કંઠરોગ" એવું વૈદ્યકશાસ્ત્રમાં નામ આપેલું છે. એ ઉપર—(૧) વગડાઉ બોરડીની છાલ ૧ તોલો વાટી પીવા આપવી. (૨) વાસનવેલીનાં મુળ વાટી પાઈ દેવાં. (૩) મહુડાના ફળમાંની બી પાણીમાં ધસી પાઈ દેવી. (૪) બહેડાના ઝાડની અંતરછાલ પાણીમાં વાટી તે પાણી પાઈ દેવું. (૫) કંડવળ, શિસમના લાકડાનો વહેર કિંવા કડવું તુરીયું, હોકામાં નાખી પીવુ. (૬) કરોળીઆનું ઘર અને મલીયાગરૂં સમભાગ ચુર્ણ કરી ચલમમાં નાખી પીવું. (૭) કેવડાનાં કણસમાંનું ફુલ ચલમમાં નાખી પીવું. (૮) તોરડીનો પાલો ચોળી મોંમા ભરી રાખવો, અને થોડો ચાવી રસ ગળામાં જવા દેવો. એટલે કફ પડી ગળુ મોકળું થાય છે. (૯) ખુળખુળાનું ફળ ચલમમાં નાખી પીવું. (૧૦) ખુળખુળા, સરસવની શિંગોની છાલ, અને પરિપાઠ (ધાણાના ઝાડ જેવું ઝાડ થાય છે.) એ ચલમમાં નાખી પીવું. **મુખપાક**—(મોંમાં ચાંદીઓ પડે છે તે) ઉપરઃ—(૧) પંચવલ્કલો, અથવા ગરમાળાની છાલ કિંવા ત્રિફળા એના કાઢાનાં કોગળા કરવા. (૨) ફુલાવેલી ફટકડી પાણીમાં નાખી તેના કોગળા કરવા. (૩) જાઇનો પાલો નિત્ય ચાવતા જવું. (૪) કંકોળ અને ખડીસાકર દાઢની નીચે રાખી રસ ગળી જવો. (૫) ફુલાવેલી ફટકડી અને એલચીદોડાની ભૂકી મોંમાં નાખી લાળ ગળીવી. (૬) અક્કલકરાની ભૂકી મોંમાં જીભવતે ફેરવવી. (૭) ધોળી ચણોઠીનો પાલો ચાવવો. (૮) અરડુસાના રસમાં મધ નાખી તેમાં ઉપરસાળના મુળ ધસી તેનો મોંમાં લેપ દેવો. (૯) શંખજીરૂં માખણમાં કાલવી તેનો મોમાં લેપ કરવો. (૧૦) ભાંગરાનો અથવા તુવેરનો પાલો ચાવી લાળ પાડવી; એટલે ત્વરિત ગુણ આવે છે. (૧૧) પીંપર, મરી, કોળીંજન ઇંદ્રજવ એનું ત્રણ દિવસ ચર્વણ કરવું; એટલે મુખપાક, તથા દુર્ગંધ એની, શાંતિ થાય છે. તલ નાવા અને તલના તેલના કોગળા કરવા. (૧૨) ખેરની છાલ ૪૦૦ તોલા લેઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમાં અષ્ટમાંશ કાઢો કરી ગાળીને આપવો; તેમાં જાયફળ, કપૂર, ચિકણી સોપારી, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, કસ્તુરી એ પ્રત્યેક તોલો તોલો લેઈ ચુર્ણ કરી, તે કાઢામાં મેળવવું; તેની ચણા જેવડી ગોળી કરી તે મોંમાં રાખવાથી સર્વ મુખ-

રોગ, જિવ્હારોગ, ઓષ્ટરોગ, દંતરોગ, ગલરોગ અને તાલુરોગ એનો નાશ થાય છે. **પથ્યઃ**—ચોખા, જવ, મગ, કુલિત્થ, કારેલાં, પંડોળાં, કુમળા મુળા, પાન, તીખા અને કડવા રસ. **અપથ્યઃ**—ખાટું, દહીં, દુધ, ગોળ, અડદ, રૂક્ષાન્ન, કઠિણાન્ન, જડ, પૌષ્ટિક એવા અન્ન; દિવા નિદ્રા.

---

## ૩૫. મૂર્ચ્છારોગ.

**કારણ** અને **સંપ્રાપ્તિઃ**—ક્ષીણ થયેલા, પુષ્કળ દોષ સંચય થયેલા, વિરૂદ્ધ આહાર સેવન કરનારા એવા પુરૂષે મલમૂત્રાદિ વેગ ધારણ કરવાથી, અભિઘાતથી, અથવા જે પુરૂષનો સત્વ ગુણ ક્ષીણ થયો હોય એવા પુરૂષના બાહેરના ને અંદરના મનોવહ સ્રોતસોમાં જ્યારે દોષ પ્રવેશ કરે છે ત્યારે મનુષ્યને મુર્ચ્છા આવે છે. એટલે સંજ્ઞા વહન કરનાર નાડી વાતાદિકોએ આવૃત થવાથી, સુખદુઃખનું જ્ઞાન નષ્ટ કરનારૂં એવું અજ્ઞાન અકસ્માત પ્રાપ્ત થાય છે. સુખદુઃખનું જ્ઞાન નષ્ટ થયું એટલે મનુષ્ય કાષ્ટવત પડે છે. આ રોગને **મોહ** કિંવા **મૂર્ચ્છા કહે છે**:—મૂર્ચ્છામાં **પિત્ત** એ વ્યાપક હોય છે. **પૂર્વરૂપઃ**—હૃદયમાં પીડા, બગાસાં, ગ્લાનિ, ભ્રાંતિ, **મૂર્ચ્છા, ભ્રમ, તંદ્રા** અને **નિદ્રા** એના **ભેદ—મૂર્ચ્છામાં પિત્ત** અને **તમોગુણ** અધિક; **રજોગુણ, પિત્ત** અને **વાયુ** એથકી **ભ્રમ** થાય છે. **તમોગુણ** વાયુ અને **કફ** એથકી **તંદ્રા** તથા **તમોગુણ** એથકી **નિદ્રા** ઉત્પન્ન થાય છે. મૂર્ચ્છાદિક કરતાં **સંન્યાસ** જૂદો છે. તે દોષોનો વેગ જવાથી મદ મૂર્ચ્છાદિક પોતે પોતાની મેળે શાંત થાય છે; પરંતુ **સંન્યાસ** પોતે પોતાની મેળે શાંત થતો નથી. **સંન્યાસે** પીડાયેલો મનુષ્ય કાષ્ટવત્ થઇ મરી ગયા જેવો પડે છે. તેને સુઇઓ ભોકવી, કુહિલી લગાડવી વગેરે ઉપાય કરવાથી તે શુધ્ધિમાં આવે છે. **ઉપચારઃ**—[૧] શરીરપર પાણી છાંટવું, સ્નાન કરવું, રત્નો અને રત્નોનો હાર અને થંડો લેપ એનું ધારણ, વિંઝણાનો વાયરો, સુગંધ અને શીત એવાં પાંત્રા એ ઉપચારોએ મૂર્ચ્છા દુર થાય છે. (૨) ધમાસાનો કાઢો ઘી નાખી આપવો; એટલે ભ્રમની શાંતિ થાય છે. (૩) પંચમુળનો કાઢો, મધ અને સાકર નાખી આપવો; અને જે જ્વરનાશક કષાય તે પણ દોષ જોઇ આપવો. (૪) રીંગણી, ગળો, પીંપરીમુળ, સુંઠ અને વાયવર્ણો એનો કાઢો આપવો. ( ૫ ) કાળીદ્રાક્ષ, સાકર, દાડમની છાલ, લાજાળુ, રાતાં, લીલા અને ધોળા કમળ એનો કાઢો આપવો. [ ૬ ] બોરના ઠીલામાંનું મગજ. પીંપર, વાળો, નાગકેશર એ પાણીમાં વાટી પાવાં અથવા મધમાં પીંપર ખાવી. (૭) રાત્રે મધમાં ત્રિફળાં આપવા અને ગોળ નવો એકત્ર કરી પ્રાતઃકાળે ત્રિફળા ચુર્ણ ખાવું. ( ૮ ) નાળીએરના પાણીમાં સાંતુનો લોટ અને સાકર નાખી પાવું; એટલે હૃદયમાંનો કફ તૃષ્ણા, મૂર્ચ્છા, ભ્રમ, એ જો ભયંકર હશે તો પણ તેનો નાશ થશે. [ ૯ ] લસણ, મનશીલ જવ એનું અંજન કરવું. **પથ્યઃ**—રેચન, ઉલટી, લાંઘણ; મૃદુ, કડવો રસ, ધાણીનો મંડ, જૂના જવ, રાતી ડાંગર, મગ અને વટાણા એની દાળ, દુધ, સાકર, જુનું કોહોળું, પંડોળાં દાડમ, નાળીએર અને તાંદળજો. **અપથ્યઃ**—તાંબુલ, ભાજી પાલો, દાંત ઘસવા, ગરમી લેવી, વિરૂધ ભક્ષણ, પ્રાશન, મૈથુન, તીખા પદાર્થ, મલમૂત્રનો રોધ અને ત્રાશ.

---

## ૩૬. મૂત્રકૃચ્છ્ર.

**કારણઃ**—વ્યામ, તિક્ષ્ણૌષધ, રૂક્ષ પદાર્થ, દરરોજ મદ્યપ્રાશન, નિરંતર ઘોડા ઉપર બેસી પ્રવાસ કરવો, જળ નજદીક સંચાર કરનારાં પક્ષ્યાદિકોનું માંસ, અને મત્સ્ય, જમ્યા ઉપર જમવું અને કાચા પદાર્થ ઇત્યાદિકોના સેવને કરી મુત્રકૃચ્છ્ર રોગ થાય છે. આ રોગ આઠ પ્રકારનો છે. **સંપ્રાપ્તિઃ**—સ્વકારણોએ કુપિત થયેલા વાતાદિ અથવા સર્વ દોષ બસ્તીમાં કોપ પામી જ્યારે મુત્રનો માર્ગ પીડીત કરે છે ત્યારે માણસને મોટા કષ્ટથી મુતરવાનું બને છે. **ઉપચારઃ**— ( ૧ ) ગોખરૂં, ગરમાળો, દર્ભ કાશ, ધમાસો, આંવળકંટી, પાષાણભેદ એનો

કાઢો મધ નાખી પાવો, એટલે મૂત્રકૃચ્છ્ર અને કઠીણ અશ્મરી એનો પણ નાશ થશે. [ ૨ ] એલચીદોડા, પાષાણભેદ, શિલાજીત, ગોખરૂ, કાકડીનાં બી, સીંધવ અને કેશર, એનું ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે પાવું, એટલે આસન્નમૃત્યુ જો મૂત્રકૃચ્છ્રી હશે તો તે બચશે. [ ૩ ] દ્રાક્ષ, ખડીસાકર એકત્ર કુટી તે દહીંના મંડ સાથે પાવી. ( ૪ ) દુધ ઉષ્ણ કરી ગોળ નાખી પાવું, એટલે સર્વ મૂત્રકૃચ્છ્ર, શર્કરા, વાતરોગ એને દુર કરશે. [ ૫ ] નાળીએરનું પાણી, ગોળ, ધાણા એમાં યુકત કરી પાવું, તે દાહ સહિત મૂત્રકૃચ્છ્ર અને રકતપિત્ત એનો નાશ કરશે. (૬) શતાવરીનો કાઢો મધ નાખી પાવો. તે ત્રિદોષજ મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. [૭] જવખાર પાંચ માસા, સાકરમાં આપવો. [૮] ગોખરૂના કાઢામાં જવખાર નાખી પાવો- (૯) આવળકંટીનો કાઢો કરી તેમાં ગોળ નાખી આપવો, તે રકત, દાહ તથા શૂલ એણે યુકત મૂત્રકૃચ્છ્રનો નાશ કરશે. (૧૦) આંમળાંના રસમાં એલચીદોડા ખાવા. (૧૧) કુરડુનાં બી છાશ સાથે આપવાં. [૧૨] ખજૂર, આવળકંટી, પીંપર, શિલાજીત, એલચીદોડા, જેઠીમધ, પાષાણભેદ, ચંદન, શેંદાડાનાં બી, ધાણા એનું ચૂર્ણ, સાકર, જેઠીમધના કાઢા સાથે પાવું, તે અંગ, લિંગ, ગુદા વંક્ષણ, શુક્ર એ ઠેકાણાનો દાહ; શર્કરા, અશ્મરી, શૂલ, એનો નાશક, બલ્ય, વૃષ્ય એવો છે. (૧૩) ત્રિફળાં, વાયવરણાં કંકોળ, સીંધવ, એનું ચૂર્ણ કરી આપવું. (૧૪) શિલાજીત, પાષાણભેદ, પિંપર એલચીદોડા એનું ચૂર્ણ પાણીમાં પાવું. (૧૫) રીંગણીનો રસ મધમાં આપવો. (૧૬) મૂળસુધ્ધાં ગોખરૂના ઝાડનો કાઢો સાકર અને મધ નાખી પાવો; તેથી કરી મૂત્રકૃચ્છ્ર અને ઉષ્ણવાત, એ દૂર થાય છે. (૧૭) ઉંદરની લેંડીઓ વાટી તેનો બસ્તિ ઉપર કિંચિત ઉષ્ણ લેપ કરવો. (૧૮) ગાયના દુધમાં કડાની છાલ વાટી પાવી, તે ભયંકર મૂત્રકૃચ્છ્રનો નાશ કરશે. (૧૯) કાંટે સાવરી (મોચરસ)ની છાલનું ચૂર્ણ સાકરમાં આપવું. **પથ્ય:**—સ્નાન, શીતળ ઉબટણું, જૂનું રાતું ભાત, છાશ, દૂધ, દહીં, મગની દાળ, સાકર, જૂનુ કોળું, પંડોળાં, આદુ, કાકડી, ખજૂર, નાળીએર તાંદળજો શીતળ એવાં અન્નો અને પાનો. **અપથ્ય:**—મદ્ય, શ્રમ, મૈથુન, હાથી, ઘોડા એ ઉપર બેસવું; વિષમાશન, વિરૂધ્ધાશન, તાંબુલ, મત્સ્ય, મીઠું, તૈલપકવ પેંડ, હિંગ, તલ, સરસવ, મૂત્રવેગ, અડદ, વાંસનાં કાંદા, અતિ તીક્ષ્ણ, વિદાહી, રૂક્ષ, ખાટા પદાર્થ.

---

## ૩૭. મુત્રાઘાત.

( મુત્ર બંધ થવું. )

**કારણ:**—મુત્રપુરીષાદી વેગોના વિઘાતને લીધે વાતદિ દોષ કુપીત થવાથી વાતકુંડલીકાદિક ત્રયોદશ પ્રકારના મુત્રાઘાત થાય છે. **મુત્રકૃચ્છ્ર** અને મુત્રાઘાત એ ઉભયનો ભેદ એટલોજ કે, મુત્રકૃચ્છ્રને ઠેકાણે કલેશ અધિક હોઇ નિબંધ અલ્પ હોય છે અને મુત્રાઘાતને ઠેકાણે નિબંધ હોઇ કલેશ અલ્પ હોય છે. **ઉપચાર:—મુત્રકૃચ્છ્ર, મુત્રાશ્મરી** એ ઉપર જે ઔષધો કહેલાં છે, તે દેશ અને કાળ જોઇ સર્વ મુત્રાઘાત ઉપર યોજવાં. [૧] સુંઠ, મરી, પીંપર, ત્રિફળાં એ સમભાગ અને સર્વોના સમભાગ શુધ્ધ ગુગળ લેઇ, તેની ગોખરૂના કાઢામાં ગોળી કરવી. એ ગોળી ખાવા છતાં કોઇપણ પ્રકારના ખાવા પીવાનો પ્રતિબંધ નથી એ પ્રમેહ, વાતરોગ, વાતરકત, મુત્રાઘાત, મુત્રદોષ, પ્રદર એનો નાશ કરે છે. [૨] તપાવી થંડુ થયેલું દૂધ, જટામાસી ચંદન, ચોખાનું ધોવરામણ, સાકર, એ એકત્ર કરી પાવાથી રકતસહિત ઉષ્ણવાતનો નાશ થાય છે. [૩] ધમાસો કિંવા અરડુસો એનો કાઢો આપવો. (૪) દશમુળોનો કાઢો, શિલાજીત અને સાકર નાખી આપવો. (૫) ગોખરૂનો કાઢો, શિલાજીત અને ગુગળ નાખી આપવો. [૬] વાયવરણાં, ગોખરૂ, સુંઠ એનો કાઢો ગોળ અને જવખાર નાખી આપવો, એટલે તે મુતખડા મુત્રાઘાત, મુત્રશર્કરા એનો નાશ કરે છે. [૭] તાડનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી તેમાં સાકર નાખી આપવાં (૮) રાત્રીએ પાણીમાં કેશર ભિજવી રાખી સવારે

તેમાં મધ નાંખી હલાવી પાવું (૯)શુદ્ધ શિલાજીત, સાકર, અને કપૂર, એ એકત્ર કરી ખાવું (૧૦) કાકડીનાં બી સીંધવ, ત્રીફળાં, એમનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું. (૧૧) કાળો વાળો, તમાલપત્ર, ઉપલેટ, આવળકંડી, ધોળી મુસળી, એલચીદાંડા, રેણુકબીજ, દ્રાક્ષ, કેસર, નાગરકેર, કમળમાંનું કેશર, કપૂર, ચંદન, રકતચંદન, ત્રિકટું, પીંપરીમુળ. આસ્કંધ, શતાવરી, ગોખરૂ, કાકડશિંગી, જાઇ, કંકોળ, ધાણી ભાતની, એ સમભાગ લેઇ ચૂર્ણ કરવું: અને એક ભાગ ઘી, અને સાકર એ પ્રમાણે ખાવું. અથવા ખડીસાકર અને મધ એની સાથે પ્રાતઃકાળે સેવન કરવાથી. તે ક્ષય, રકતપિત્ત, પાદદાહ, અસૃગ્દર, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, રકતસ્રાવ, એંશીપ્રકારના વાયુ, વિશેષે કરી પરમો એનો નાશ કરશે. (૧૨) એલચી, પાષાણભેદ, પીંપર, શિલાજીત, એ સર્વ એકત્ર કરી ચોખાના ધોવરામણમાં આપવું. **પથ્યઃ**—રાતી ડાંગર, છાશ, દૂધ દહીં જૂનું કોળું, પંડોળાં, શેંદાડ, ખજૂર, નાળીએર, તાડફળ. **અપથ્યઃ**—વિરૂધ્ધ અન્નો, માર્ગ ચાલવો; રૂક્ષ વિદાહી, વિષ્ટંભી એવા પદાર્થ; મૈથુન, મૂત્રાદિકોનો વેગ ધારણ કરવો; વેળુના અંકુર, વમન.

---

## ૩૮. અશ્મરી.

### ( પથરી. )

વાત, પિત્ત, કફ અને શુક્રથકી અશ્મરી રોગ થાય છે. આ અશ્મરી, ઘણું કરી કફાશ્રીત હોય છે. એની સારી ચિકિત્સા ન મળે તો તે પ્રાણહરણ કરે છે. **સંપ્રાપ્તિ**:—જે વખતે વાયુ બસ્તિમાંનું શુક્રયુકત કિંવા પિત્તયુકત મુત્ર અથવા કફ એને શોષે છે, ત્યારે અશ્મરી થાય છે. જેમ ગાયના પિત્તમાંથી ગોરોચન એકઠું થાય છે, તેમ બસ્તીમાં શુક્રાદિક એકઠું થઈ ગઠો થાય છે. **પૂર્વરૂપ**:—સર્વ અશ્મરી અનેક દોષાશ્રીત છે. બસ્તિ ફુલવી; બસ્તિની આસપાસ અત્યંત પીડા થવી, મૂત્રને બોકડાના મુત્રની ગંધ, મૂત્રકૃચ્છ્ર, જ્વર તથા અરૂચિ, એ અશ્મરીનું પૂર્વરૂપ છે. **સામાન્ય લક્ષણઃ**—નાભિ, શિવણ તથા બસ્તિ (ઇંદ્રિ) ના આગળ એ ઠેકાણે શૂળ થાય છે. અશ્મરીના યોગે મૂત્રનો માર્ગ રોકાય એટલે મુત્રની ધાર ફાટે છે. અશ્મરી મુત્રમાર્ગથકી પેલી તરફ જાય એટલે મુતરવાને ઈજા થતી નથી, તથા મૂત્ર સ્વચ્છ ગોમેદ (પાણી) જેવું થાય છે. અશ્મરીના યોગે બસ્તિમાં ક્ષત થવાથી રકત મિશ્રીત મૂત્ર થાય છે. અને મુતરતા જોર કરે તો ઘણો કલેશ અને પીડા થાય છે. ત્રિદોષજ અશ્મરી બહુધા બાળકોનેજ થાય છે. શુક્રાઅશ્મરી માત્ર મોટા માણસનેજ થાય છે. **ઉપચારઃ**—(૧) કડાની છાલ દહીંમાં ઘસી આપવી. (૨) ધોળો એરંડો, બેઠી ભોરીંગણી, ઉભી ભોરીંગણી, ગોખરૂ, કાળી શેલડી એમનાં મુળ દહીંમાં વાટી પાવાં (૩) શિલાજીત મધમાં ખાવું. (૪) ગોખરૂના કાઢામાં જવખાર નાખી આપવો. (૫) હિંગ, એલચીદાડા દૂધ, ઘી એ એકત્ર કરી પાવાથી મુત્રરોગ શુક્રરોગ એનો નાશ કરે છે. (૬) આદુ, જવખાર, હરડાં, દારૂહળદર, કાળો સરગવો એ બકરીના દૂધમાં વાટી પાવાં; એટલે મૂત્રાસ્મરી ફુટી જાય છે. (૭) તલ, ઝંઝેરો, કારેલી, સાતુ એની સળીઓ, ખાખરાનું લાકડું, એ સર્વ સમભાગ લેઈ માટલામાં નાખી પુટ દેઇ બાળવાં, પછી તેની ચાર માસા રાખ લેઇ બકરીના મૂત્રમાં ગોળી કરી ખાવી. એ પ્રમાણે સાત દિવસ ખાવાથી અશ્મરીનો નાશ થાય છે. ( ૮ ) ગોખરૂનું ચૂર્ણ-મધ સાથે-મેંઢીના દૂધમાં નાખી સાત દિવસ પાવું. ( ૯ ) જૂના ઘીમાં કેશર નાખી ત્રણ દિવસ પ્રાશન કરવાથી શર્કરાનો નાશ થાય છે. (૧૦) તલના ફુલોનો ક્ષાર, મધ, દૂધ, એકત્ર કરી ત્રણ દિવસ પાવું અથવા સિંધવ અને બીજોરાનું સેવન કરવું. ( ૧૧ ) ચિભડાનાં મૂળ થંડા પાણીમાં વાટી પાવાં; એટલે તે ઔષધ ત્રણ દિવસમાં અશ્મરીનો નાશ કરશે. ( ૧૨ ) અર્કપુષ્પી એટલે જેને શિરદોડી કરીને કહે છે એનાં મૂળ ગાયના દૂધમાં વાટી પ્રાતઃકાળે ત્રણ દિવસ પાવા; એટલે દાહયુક્ત તીવ્ર અશ્મરીનો નાશ થાય છે. (૧૩) શતાવરીના મૂળોનો રસ ગાયના દુધમાં પાવો; એટલે ઘણા દિવસની અશ્મરીનો પણ

**નાશ થશે.** (૧૪) વાયવર્ણની છાલ, સુંઠ, ગોખરૂં, જવખાર, ગોળ એનો કાઢો કરી થંડો થયા પછી તે કાઢો પાવો. તે મુત્રાશ્મરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર મૂત્રાઘાત એનો નાશ કરે છે. (૧૫) વાયવર્ણની છાલનો કાઢો ગોળ નાખી પાવો. (૧૬) સરગવાના મુળોનો કાઢો તીખો, ઉષ્ણ, અશ્મરીનો નાશ કરનાર છે. અથવા ગંદોડાનાં મૂળ ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. દુધ ભાત ખાવો. (૧૭) તુષોદકમાં (જવની કાંજીમાં) હળદર અને ગોળ નાખી પ્રાશન કરવું. (૧૮) મેંદીનું દુધ મધમાં મેળવી પાવું. (૧૯) નિશોત્તર, ઇંદ્રજવ એ બન્નેનુ ચૂર્ણ દુધમાં કિંવા ચોખાના ધોવરામણમાં આપવું. (૨૦) કુળિત્થનો કાઢો ૮ તોલા, ઉન્હાળીનું ચૂર્ણ અને સીંધવ બે માસા નાખી આપવો. (૨૧) કોળાનો રસ, હિંગ, જવખાર, એ સર્વ એકત્ર કરી પાવું. **પથ્ય**—જવ, કુલિત્થ, જુના ચોખા, જુનું કોહળું, આદું, વાંસનો કાંદો **અપથ્ય**—મૂત્ર, મલ, શુક્ર એનો અવરોધ, અને વિષ્ટંભકારક, જડ એવાં અન્ન અને પાન, વિરૂધ્ધાન્ન.

---

## ૩૯ મુત્રરેચનની આવશ્યક્તા અને ઔષધો.

જેને ગરમી, પરમો મુત્રાઘાત વગેરે રોગ થયેલા છે તેને મુત્રરેચન આપવું. **મૂત્રરેચન આપવાને ઔષધોઃ**—(૧) સુરોખાર, કબાબચિની, એલચીદાણા, રેવંચી એ સમભાગ લેઇ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ, પાશેર દુધ અને પાશેર પાણી એકત્ર કરી તેમાં તે ચૂર્ણ આપવું. (૨) સોનામુખી (મેંદીઆવળ) ૨ તોલા રાત્રે પાશેર પાણીમાં પલારી રાખી સવારે તે ગાળી તેમાં સાકર ૧ તોલો નાખી તે આપવી, એથી કરી રેચ પણ થાય છે. (૩) ગાયનું દુધ ઉકળતું રાખી તેમાં લીંબોળીઓ પીલવી અને તેમાં સાકર નાખી ૭ ફેરા ગાળી તે પાણી સાતવાર ઉલટાપાલટી કરી પાવું. (૪) એક શેર દુધમાં એક શેર પાણી મિશ્ર કરી તેમાં ૨ માસા સોરો અને ૬ માસા સોનામુખી નાખી તે હલાવી ઉભા રહી પેટભર પીવું અને ફરતાં રહેવું, એટલે મુત્રરેચ થાય છે. [૫] દુધ બશેર સુધી લેઈ કલઈના વાસણમાં સારૂં ગરમ થાય એટલે તેમાં ફટકડીની ભૂકી ૨ માસા પર્યંત નાંખવી, એટલે તે દુધ ફાટી જાય છે. પછી દેવતા ઉપરથી ઉતારી ગાળી લેઈ તેમાં એલચીદોડાની ભૂકી અને ખાંડ નાખી તે થંડુ થયા પછી પ્રાશન કરવું. (૬) ખાખરાના સુકાયલા ફુલો સુમારે ૧૦ તોલા પર્યંત લેઇ તે ધોઇ તેમાં પાણી નાખી ઉપર ઢાંકણું દેઈ મંદાગ્ની ઉપર વરાળ થાય ત્યાં સુધી બાફવા. પછી તે પીલી તેનું પાણી પાશેર સુધી લેઈ તેમાં ખારો નાખી તે પાવું અને બાકી રહેલા પાણીમાં તે બાફેલાં ફુલો મેળવી પેટપર બાંધવા. (૭) કાળી દ્રાક્ષ ૪ તોલા, રાત્રે થંડા પાણીમાં પલારી રાખી સવારે તે મસળી તેનું પાણી ગાળી લેવું અને તે પાણીમાં થોડી જીરાની ભૂકી નાખી તે પાણી શક્તિપ્રમાણે એક શેર પર્યંત પ્રાશન કરવું, એટલે મુત્રદ્વારે શરીરમાંની ગરમી નિકળી જાય છે. એથી કોઠને રેચ પણ થાય છે. **પથ્ય—**ચોખા, દુધ, ઘી, તુંવેરની દાળ, સાકર, ગહું. **અપથ્યઃ**—ગોળ, તીખા, ખાટા, તેલકટ, વાયુ કરે એવા પદાર્થ,

---

## ૪૦. મેદોરોગ.

### (જાડાઇ–સ્થુલતા.)

**કારણઃ**—કફકારક પદાર્થ, મધુર અન્ન, મધુર રસ, સ્નેહઅન્ન એટલે ઘૃતપકવ, ખીચડી વિગેરે એનું સેવન કરવાથી મેદ વધે છે. **લક્ષણઃ**—મેદ વધવાથી અન્ય ધાતુ જે અસ્થાદિ તેનું પોષણ થતું નથી; તથા મેદ વધવાથી સર્વ કાર્યનેવિષે માણસ અશક્ત થાય છે, તૃષા અલ્પ શ્વાસ, મોહ, નિદ્રા, શ્વાસાવરોધ, નિદ્રા વખતે ઘણું ઘોરવું, શરીરને વિષે ગ્લાનિ, છિંકા, દુર્ગંધિ, પરસ્વેદ, અલ્પ મૈથુન ઇત્યાદિ ઉપદ્રવ થાય છે, અને તેના ઉદરની પ્રાયઃ વૃધ્ધિ થાય છે. વાયુ અગ્નિને પ્રદિપ્ત કરી આહારને શોષે છે. તેથી ભક્ષણ કરેલું અન્ન જલદીથી પચી જઇ બીજા આહારની ઇચ્છા કરે છે.

કદાપી જમવાનો વખત ચુકી જાય તો મોટો ઘોર વિકાર થઇ, પ્રમેહ પીટીકા, જ્વર, ભગંદર એમાથી એકાદો રોગ થાય છે. તથા એ અગ્નિ અને વાયુ એ ઉપદ્રવ કરતા મેદો રોગીનું શરીર બાળે છે. **ઉપચારઃ**—(૧) ત્રિફળાંના કાઢામાં મધ ૧ તોલો નાખી તે પાવો. (૨) પ્રાતઃકાળે થંડુ અને સ્વચ્છ પાણી ૪ તોલા લેઇ મધ નાખી પીવું, અથવા ગરમ પાણી થંડુ કરી મધ નાખી પાવું એટલે શરીર કૃશ થાય છે. (૩) ચવક, જીરૂં, સુંઠ, મરી, પીંપર, હિંગ, સંચળ, ચિત્રો, એનું ચૂર્ણ મધમાં ખાવું; તે મેદનાશક અને અગ્નિદીપક છે. **પથ્યઃ**—ચિંતા, શ્રમ, જાગરણ, મૈથુન, વ્યાયામ, ચોખા, જવ, ચણા, મસુર, કુળિત્થ, મગ, તુવેર, તીખું, છાશ, તેલ, ભાજીપાલો, **અપથ્યઃ**—ગહું, શેલડી, અડદ, દિવસે ઉંઘવું, સુગંધી પદાર્થ, મધુરાન્ન, વમન.

---

## ૪૧. રકતપિત્ત.

**કારણ** અને **સ્વરૂપ**:—ઉષ્ણ, અગ્નિનો શેક, પરિશ્રમ, શોક, મુસાફરી કરવી, મૈથુન ઇત્યાદિકોના અતિ સેવને કરી; તીક્ષ્ણ, ઉષ્ણ, ખારા, ખાટા એ પદાર્થોના અતિ સેવને કરી પિત્તક્ષોભ થઇ રકતને કોપાવે છે. પછી મુખવાટે અને ગુદાવાટે રકત પડવા લાગે છે; તેને રકતપિત્ત એમ કહે છે. **રકતપિત્તના ઉપદ્રવ**:—અન્ન પચન ન થવું, ઉલટી, તૃષા, શ્વાસ, ઉધરસ, બલહાની, પાંડુરતા, ભોજન કરવા છતાં પણ દાહ, ભ્રમ, માથાનું દુખવું, અતિસાર, ક્ષુધાનાશ ઇત્યાદિ ઉપદ્રવ થાય છે. મુખવાટે લોહી પડે છે તે **સાધ્ય;** ગુદાવાટે પડે છે તે **કષ્ટ સાધ્ય;** મુખવાટે અને ગુદાવાટે બન્ને ઠેકાણેથી પડે છે તે **અસાધ્ય** જાણવો. **ઉપચાર**:—(૧) અરડુસાનો રસ અને મધ સમભાગ કરી આપવો. (૨) બકરીના દુધમાં મધ અને સાકર નાખી તે દુધ આપવું. (૩) અરડુસો, મનુકા, બાળહરીતકી એનો કાઢો આપવો. (૪) ગાયના દુધમાં પાંચપટ પાણી નાખી કઢવવું. પાણી બળી જાય એટલે તે દુધ પીવું. (૫) આંમળાનો અને હરીતકીનો મુરબો આપવો. [૬] આંવળકટીનું ચુર્ણ, સાકર અને ઘી એકત્ર કરી આપવું; અથવા આંવળકંટી ઘીમાં શેકી તાળવા ઉપર તેની થેપલી કરી મુકવી. [૭] જેઠીમધ, ધાણા, રકતચંદન, અરડુસો, વાળો, એનો કાઢો મધ અને સાકર નાખી આપવો; એટલે શોષ, દાહ, રકતપિત્ત, જ્વર, એનો નાશ થાય છે. [૮] શંખજીરૂં, ઘી, સાકર એ એકત્ર કરી આપવું. [૯] દુધની મલાઇ આપવી. (૧૦) દ્રાક્ષ, બેદાણા, ધાંણા એનો કાઢો સાકર નાખી આપવો. (૧૧) ઉંબરાનાં પાકેલાં ફળો ગોળમાં કિંવા મધમાં ખાવા આપવાં. **પથ્ય**:—જૂના સાઠી ચોખા, કોદ્રા, રાઇ, દેવડાંગર, જવ, મગ, મસુર, ચણા, તુવેર, મઠ; તુરા પદાર્થ, દુધ, ઘી, ફણસ, કેળું, તાંદળજો, પંડોળાં, જુનું કોહળું, દુધી, કાલીંગડું, શેલડી, સાકર. **અપથ્યઃ**—વ્યાયામ, મુશાફરી કરવી, તાપ વેઠવો, મલમૂત્રના વેગનો અટકાવ, ઘોડા ઉપર બેસવું, બફારો, ધુમ્રપાન, મૈથુન, કુળિત્થ, ગોળ, તલ, અડદ, દહીં, ખારા પદાર્થ, તાંબુલ, લસણ, થંડુ ધાન્ય, વિરૂધ્ધાશન, કડવા, ખાટા પદાર્થ, મીઠું.

---

## ૪૨. રેચનની આવશ્યકતા અને ઔષધો.

જીર્ણ જ્વર, વછનાગાદિક વિષદોષ, વાતરકત, ભગંદર, મુળવ્યાધી, પાંડુરોગ, ઉદરરોગ, હૃદ્રોગ, પરમો (પ્રમેહ), ગુલ્મ, ઉલટી, પ્લીહા, વિષુચિકા, કુષ્ટ, ઉપદંશ, કૃમિ, વાતરોગ, શુળ, મૂત્રાઘાત, એટલામાંથી એકાદા રોગે કરી વ્યાપ્ત જે માણસ તે રેચ આપવાને યોગ્ય છે એમ જાણવું. **અશકત. નાનું બાળક, ગર્ભિણી,** એઓને રેચ આપવો નહીં. **રેચ આપવાનાં ઔષધોઃ**—જેનો કોઠો મૃદુ છે તેને એરંડતેલ, ત્રિફળાંના કાઢામાં કિંવા સુંઠના કાઢામાં ૧ તોલો આપવું; કિંવા બાળહરીતકી અને સોનામુખી ( મેંઢીઆવળ ) એનું ૬ માસા ચૂર્ણ, થોડો ગોળ નાખી ગરમ પાણીમાં આપવું. (૨) મધ્યમ કોઠો જેનો છે

તેને નિશોત્તર અને સાકર એ સમભાગ લેઈ ચૂર્ણ કરી તે ચૂર્ણમાં તોલાએ ૪ વાલ એ પ્રમાણથી પીંપરનું ચૂર્ણ મેળવી તે ચૂર્ણ શક્તિપ્રમાણે ૬ માસાપર્યંત આપવું. [૩] ઉપલા ચૂર્ણ પ્રમાણેજ દંતીમૂળનું ચુર્ણ પણ આપવું. [૪] રેવંચીનો શીરો શકતી પ્રમાણે ૧ માસા પર્યંત સાકરમાં આપવો. (૫) જેનો **કોઠો કઠોર છે.** તેને કાંટા વાળો ધંતુરો એના મૂળનું ચૂર્ણ ૧ તોલા પર્યંત ગરમ પાણીમાં સાકર નાખી આપવું. **સર્વસાધારણ રેચકોઃ**—ગરમાળાનું મગજ શકિતપ્રમાણે પાણીમાં કઢવી તે પાણી પાવું (૭) સુરવારી હરડાં, બહેડાં, આંવળકંટી એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું અથવા એનો કાઢો આપવો; એટલે રેચ થાય છે. (૮) **સુખેથી ઝાડો થવા માટે અભયાદિક મોદકઃ**—હરીતકી, મરી, સુંઠ, વાવડિંગ, આંવળકંટી, પીંપર પીંપરીમૂળ, તજ, તમાલપત્ર, નાગરમોથ, એ દશ ઔષધો સમભાગ; દાંતીનાં મૂળ ત્રણ ભાગ, નિશોત્તર આઠ ભાગ અને સાકર ૭ ભાગ, એ પ્રમાણે લેઈ ચુર્ણ કરી, મધમાં ગોળી ૧૦ માસા વજનની એ પ્રમાણે કરવી. એ ગોળી પ્રાતઃકાળે ખાઈ ઉપર થોડુ થંડું પાણી પીવું. જ્યાંસુધી ઝાડો થાય ત્યાં સુધી ઉષ્ણ પદાર્થોનું સેવન કરવું નહી; નિયમિત વર્તન કરવું, તેથી કરી વિષમજ્વર, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, કુષ્ટ, ગુલ્મ, અર્શ (હરસ), ગલગંડ, ભ્રમ, ઉદર વિદાહ, કવલુ, પરમો (પ્રમેહ), રા, જયક્ષ્મા, નેત્રરોગ, વાતરોગ, પેટ ચડવું, મૂત્રકૃચ્છ્ર, અશ્મરીરોગ, અને પાર્શ્વ, પીઠ, કંબર, ઉદર એ ઠેકાણે જે પીડા થાય છે તે, એ સર્વેરોગ દુર થાય છે. આ**અભયા મોદક** નિરંતર સેવન કરવાથી, ધોળા કેશ કાળા થાય છે, અને આ મોદક ઉત્તમ રસાયનરૂપ છે એમ જાણવું. **રેચ બંધથવા માટેઃ**—(૧) ખડીસાકર પાણીમાં ઓગાળી પાવી.(૨) થંડે પાણીએ ન્હાવું.(૩) ચોખાના ધોવરામણમાં મધ મેળવી હલકી ઉલટી કરાવવી. [૪] આંબાની છાલ ગાયના દહીંમાં વાટી નાભી ઉપર લેપ કરવો. [૫] બકરીનું દુધ પાવું. [૬] દાડમ વગેરે શીતળ પદાર્થોનું સેવન કરવું. ઘી અને ભાત કિંવા દહીં અને ભાત ખાવો.

---

## ૪૩. વમનની આશ્યકતા અને ઔષધો.

વમન આપવાને જે યોગ્ય તેઃ—કફ વિષદોષ, અગ્નિમાંદ્ય, હૃદ્રોગ, કુષ્ટ, [કોઢ] વાતરકત ભ્રમ, કાસ શ્વાસ, જ્વર, અતિસાર, અરૂચિ એ રોગોમાંથી એકાદો રોગ કોઈ રોગીને હોય તો તેને વમન આપવું. **વમન [ઉલટી] થવાને ઔષધોઃ**—(૧) **કફ પડવાનેઃ**—પીંપર, મીંઢળ અને સીંધવ એનું ચુર્ણ કોકરવર્ણા પાણીમાં પાવું. (૨) **પિત્ત પડવાને માટેઃ**—પંડોળાં, અરડુસો, કડવો લીંમડો એના પાંત્રાનું ચુર્ણ કરી થંડા પાણીમાં નાખી પાવું. (૩) **કફ—વાયુની પીડા** હોય તોઃ—મીંઢળના મગજનું ચુર્ણ દુધમાં નાંખી પાવું. [૪] **અજીર્ણ ઉપરઃ**—કોકરવરણા પાણીમાં સીંધવ નાખી પાવાથી, માણસને ઉલટી થઈ અજીર્ણ દુર થાય છે. [૫] જેઠીમધનો કાઢો, ૩ માસા રાઈનું ચુર્ણ નાખી આપવો, એટલે વિષદોષ, અજીર્ણ અને કફ એ પડે છે. (૬) તોલો દોઢ તોલો રાઈનું ચુર્ણ ગરમ પાણીમાં મેળવી પાવું. (૭) પા તોલાથી અર્ધા તોલા પર્યંત કપાસના મૂળોની છાલનું ચુર્ણ ગરમ પાણીમાં આપવું. એથી કરી થોડો રેચ પણ થાય છે. એક વર્ષની અંદરના બાળકને ૨ા થી ૪ ચણોઠી ભાર પર્યંત આપવું. (૮) કારેલીના કિંવા અરડુસાના પાંત્રાનો રસ આપવો. (૯) ગુંજા કિંવા અર્ધી ગુંજા પ્રમાણે મોરથુથુ ફુલાવી તે ગરમ પાણીમાં આપી, ઉપર પેટભર પાણી પી જવું, એથી ઉલટી થઇ વિષદ આદિ કરી મટે છે. (૧૦) **ઉલટી બંધ થવાનેઃ**—હલકો રેચ આપવો કિંવા મકાઇના કણસલાને દાણા શિવાય બાળી તેની રાખ અર્ધા પૈસાભાર પાણીમાં આપવી, અથવા પીંપળાનાં છોડીઆં બાળી પાણીમાં જામી તે પાણી પાવું.

---

## ૪૪ વ્રણરોગ.

**કારણ**—વ્રણ બે પ્રકારનાં છે. શારીરજ અને આગંતુક. પહેલો રોગ શરીરદોષે થાય છે, બીજો શસ્ત્રાદિક ઘા લાગવાથી થાય છે. વાતાદિ દોષ પોતપોતાને કારણે કરી કુપિત થઇ ત્વચા, રક્ત, માંસ, મેદ, એઓને દુષિત કરી વ્રણને ઉત્પન્ન કરે છે. **નાડીવ્રણ:**—જે માણસ પાકેલું ગુંમડું અપકવ છે એમ ધારી ફોડતો નથી કિંવા પુષ્કળ પરૂં થયેલા વ્રણની ઉપેક્ષા કરે છે તેવું પરૂં [ પાચ–લોહી ], ત્વચા, માંસ, નાડી, ઇત્યાદિ વિદાકરણ કરી માર્ગ પાડે છે. અને અંદર લાંબુ ઘર કરે છે, તથા તે પરૂં નાડી જેવું વહે છે, એટલા માટે એને નાડીવ્રણ ( હાડવ્રણ ) અથવા **નાસુર** એમ કહે છે. **ઉપચાર**—ગુમડાને પહેલાં **વિમ્લાપન** (પાકવું ) ક્રિયા કરવી, પછી **અવસેચન** ( રક્ત કાઢવું ), **ઉપનાહ** [ પાટો બાંધવો ], **પાટન** (ફોડવું), **શોધન, રોપણ** ( ભરાવવું ), અને સાતમો ઉપાય **વિકૃતિનો** નાશ કરવો, એવા સાત અનુક્રમે ઉપચાર કરવા. **વિમ્લાપન**—અભ્યંગ કરી તે જગો કપડું તપાવી તેણે શેકવી અને અંગુઠા વડે તેલ ચોપડી ચોળતાં જવું. **રકતાવસેચન**—જ્યારે વ્રણને ઘણોજ સોજો તથા સણકા એ વિકારો હોય ત્યારે પ્રથમ લોહી કઢાવવું. **પ્રથમત:** રકતને વિકાર થાય છે, તે રકત કાઢવાથી તત્સંબંધી વિકાર શાંત થાય છે, એટલા માટે સંપૂર્ણ ક્રિયા કરતાં રક્ત કાઢવું એ ક્રિયા સારી છે. **ઉપનાહ**—અળશી, જવ, ગહું, સણ, એ પૈકી એકના લોટમાં થોડું તેલ કિંવા ઘી નાખી ખદખદાવી તેની થેપલી કરી તે ગરમ ગરમ સોજાપર બાંધવી, એટલે સોજો નાશ પામે છે. **પાટન** (ફોડવું)—વ્રણના મુખમાં પરૂં થાય અથવા બાજુના ઠેકાણે પણ પરૂં થયેલું માલુમ પડે અથવા વ્યાધી પ્રસરવા લાગે તે ગુમડું ફોડવું. (૧) કરંજ, ચિત્રક, દાંતી એના મુળોનો કિંવા, પારેવાની હગારનો લેપ કરવો, એટલે ગુમડાનો સોજો ઉતરી તે ફુટે છે. (૨) જવખાર, સાજીખાર, ટંકણખાર, ઇત્યાદિ ક્ષારોનો લેપ કરવો, એટલે ગુમડું ફુટે છે. (૩) પીસોળાના મુળોનો લેપ કરવો. (૪) સણ, મુળા, સરગવાનાં બી, તલ, સરસવ, સાતુ અને અળસી એકત્ર વાટી તેનો લેપ કરવો તે વ્રણશોથને ફોડનાર છે. (૫) દંતિમુળ, ચિત્રકમુળની છાલ, થોરનું દુધ, આકડાનું દુધ, ગોળ, ભિલામાનું ચૂર્ણ, હિરાકસી અને સીંધવ એનો લેપ દેવો. (૬) હસ્તીદંત પાણીમાં ઘસી સોજાના મોંપર એક બિંદુ મુકવું, એટલે ઘણા કઠણ સોજાને પકવીને ફોડે છે. (૭) જવ, ગહું એના લોટમાં ક્ષાર નાખી લેપ કરવો, કિંવા હળદરની રાખ અને ચુનો, અથવા બકરીની લિંડીયોની રાખનો ક્ષાર અને સાબરમીઠ એકત્ર કરી તેનો લેપ કરવો, તે ગુમડું ફોડવાવિષે ઉત્તમ છે. **શોધન**—( ૧ ) તલ, સીંધવ, જેઠીમધ, કડવા લીંમડાનો પાલો, હળદર તથા નિશોત્તર એનું ચૂર્ણ મધમાં ઘુંટી તેવડે લેપ કરવો, તે વ્રણનું શોધન કરનાર છે. [૨] તલનો કલ્ક, મીઠું, હળદર, દારૂહળદર, નિશોત્તર, ઘી, જેઠીમધ, તથા કડવા લીંમડાનો પાલો એનો લેપ વ્રણને શુધ્ધ કરે છે. [ ૩ ] કડવો લીંમડો અને બોરડી એનો પાલો વાટી લેપ કરવો. કિંવા લીંમડાનો પાલો, તલનો કલ્ક, એનો મધમાં લેપ કરવો, અથવા લીંમડાનો પાલો, તલ, દંતીમુળ, નિશોત્તર, સિંધવ તથા મધ એનો લેપ કરવો. ( ૪ ) હરીતકી, નિશોત્તર, દંતી, કળલાવી, મધ, સીંધવ, કારેલીનાં પાંત્રાં, ધંતુરાનો પાલો. ગરમાળાનો પાલો, તથા અજવલા એનો પૃથક પૃથક લેપ કરવાથી ગંભીર વ્રણનું પણ **શોધન** કરે છે. (૫) કડવા લીંમડાનો પાલો અને મધ, એનો લેપ, વ્રણશોધન કરે છે. કિંવા એકલાં ઉપરસાળીના મુળ વાટી લેપ કરવો, એટલે વ્રણની શુધ્ધિ થાય છે. ( ૬ ) કડવા લીંમડાનો પાલો, ઘી, મધ, દારૂહળદર અને જેઠીમધ એનું ચૂર્ણ એકત્ર કરી તેનો લેપ કરવો, અથવા તેની બત્તી કરી ઘાલવી, એટલે તે શોધન કરી ભરી લાવે છે. **રોપણ**—(૧) વડ, ઉંબરો, પીંપળો, કદંબ, પીંપર, વેતસ, કરેણ, કપાસ તથા કુટકી એના કાઢાવડે વ્રણ ધોવું, એટલે વ્રણ જલદી રૂઝાઈ આવે છે. (૨) સાતવિણની છાલ દુધમાં

વાટી લેપ કરવો. તે દુષ્ટ વ્રણશામક છે. (૩) ઉન્હાળીનાં મુળોનું ચૂર્ણ મધમાં ચોપડવું. તે સર્વે વ્રણોને ભરી લાવે છે. (૪) પંચવલ્કનું ચૂર્ણ, છિપનો ચુનો, ધાવણીનાં ફુલો અને લોધ્ર એનું ચુર્ણ ઉપર ચોપડવું. (૫) તલના કલ્કનો લેપ કરવો. (૬) નલ તથા જેઠીમધ એનું ચુર્ણ ઉપર ચોપડવું. (૭) કડવો લીમડો અને કડવાં પંડોળાં એના કાઢા વડે અથવા આસુંદરાના કાઢાવડે વ્રણ ધોવું; એટલે જલદી ભરાઈ આવે છે. **વ્રણમાનાં કીડા નિકળી જવા માટે:**—(૧) કરંજ, કડવો લીંમડો તથા નગોડ એનો રસ વ્રણમાંના કૃમિનો નાશ કરે છે. (૨) લસણ વાટી તેનો લેપ કરવો. (૩) લીંમડાનો પાલો, વજ, હિંગ, ઘી, મીઠું અને સીંધવ એનો ધૂપ ગુમડાને આપવો. એટલે તે કૃમિ, રાક્ષસ વ્રણ તથા કંડુ એનો નાશ કરે છે. (૪) ફાંગળાના પાલાનો રસ વ્રણ ઉપર ચોળવો અને તેજ પાલાની થેપલી કરી વ્રણ ઉપર બેસારવી. [૫] કપુરના પાણીવડે વ્રણ ધોવું. [૬] કડવો લીંમડો, ગરમાળો, જાઈ, કપાસ, સાતવીણ, ધોળી કરેણ, તથા ગોમુત્ર એવડે વ્રણ ધોવું:—**અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—(૧) શિરગોળા શેકી બારીક વાટી તેલમાં ખલી તે મલમ ચોપડવું (૨) સાતુની સળીઓ બાળી તેલમાં ખલી લેપ કરવો. [૩] ડાંગરના કુશકાની રાખ ઘી માં ખલી તેનો લેપ કરવો. (૪) કુવેરનો ગર્ભ અથવા મધ ચોપડવું, એટલે આગ શાંત થાય છે. [૫] તેલમાં ચતુર્થાંશ ચુનાનું નિતર્યું પાણી નાખીં હલાવવું, એટલે મલમજેવું થશે, તે મોરના પીછાવડે વ્રણ ઉપર ચોપડવું (૬) શંખજીરૂં માખણમાં ખલી ચોપડવું (૭) ધાવડીના ફુલોનું ચૂર્ણ જવાસાના તેલમાં ખલી ચોપડવું એટલે અગ્નિદગ્ધ વ્રણ વિસર્પ, કીટણ સણકા, લુતાવ્રણ, ઘણા દિવસનું દુષ્ટ નાડીવ્રણ જલદી સારા થાય છે. [૮] કડવાં પંડોળાંનો કાઢો તથા કલ્ક એમાં સરસવનું તેલ સિધ્ધ કરવું તે અગ્નિદગ્ધ વ્રણ, સણકા, સ્ત્રાવ દાહ, તથા ફોડ એને હઠાવી નાશ કરે છે. (૯) ગાયનું ઘી ચોપડવું. (૧૦] જીંડવાં વુદ્ધાં રૂ વાટી તેનો પાણીમાં લેપ કરવો. [૧૧] લિંફળાં અને રેશમ એની રાખ તેલમાં ચોપડવી. [૧૨] મિણ જેઠીમધ, લોધ્ર, રાળ, મોરવેલ, ચંદન, મજીઠ, એના કલ્કમાં ઘૃત સિદ્ધ કરી તે ચોપડવું. (૧૩) પીંપળાની સુકાયલી છાલનું ચૂર્ણ ઘીમાં મેળવી ચોપડવું [૧૪] કેશ બાળી તેની રાખ તેલ માં ખલી ચોપડવી [૧૫] રાળ બારીક વસ્ત્રગાળ કરી તેમાં તલનું તેલ અને પાણી નાખી ખલવું અને પીછાવડે કે રૂવડે ચોપડવું. (૧૬] ગુંદીનીછાલ, લીંફળાં અને દારૂહળદર એના કાઢામાં ગોરોચન નાખી તેણે કરી આંખો ધોવી, પછી આંખોને ગાયનું ઘી અથવા માખણ ચોપડવું; એટલે આંખો બળતી હશે તે; તથા નીવડુંગ, કપાસ એના રસવડે આંખ બગડેલી હોય તો સારી થાય છે. (૧૭) રસકપુર, ધોળો કાથો એક ભાગ, અને અર્ધોભાગ શિંદુર એ ત્રણ જણોશોનો એકત્ર ખલ કરી તેના ચોગણું ઘી લેઇ તેને ૨૧ વાર પાણીવડે ધોવું અને તે કાંસાના વાસણમાં નાખી તેમાં ખલેલું ઓષધ નાખી કાંસાની વાડકીવડે સારો ખલ કરવો. અને તે મલમ દાઝેલા ભાગપર ચોપડવું એ મલમ થકી અંગતુક વ્રણ, ઉપદંશત્રણ, કર્ણસંબંધીવ્રણ અને ખરજવાં એ રોગ પણ સારા થાય છે. **અંગતુકવ્રણ ઉપર**—(૧) અંગતુકવ્રણ ઉપર જેઠીમધનું ચૂર્ણ અને ઘી એનો કિંચિત ઉષ્ણ લેપ કરવો. યથા શકત્યનુસાર કિંચિત પિત્તકારક, રક્તશોધક અને ઉષ્ણ એવા પદાર્થો અને ઘી અને મધ એ રાત્રે સેવન કરવાં. (૨) છિન્ન ભિન્ન, તથા વિધ્ધ, એ પ્રકારના વ્રણને પ્રથમ રેશમવડે બાંધવું, તથા રોગી વારંવાર જેમ દુઃખ પામે નહિં. તેમ ઉપચાર કરવા. (૩) **જાત્યાદિ તેલ:**—જાઇ, કડવો. લીંમડો, કડવાં પંડોળાં અને કરંજ એનો પાલો, મિણ, જેઠીમધ, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ટ, લોધ્ર, હરીતકી, નીલકમળ, મોરથુથુ, ઉપરસાળ, તથા કકંજના બી એ સમભાગ લેઇ તેના કલ્કમાં તેલ સિધ્ધ કરવું. તે વિષવ્રણ, સંપુર્ણ સ્ફોટ, ખસ, કંડુ, વિસર્પ, કૃમિનો દંશ, શસ્ત્રપ્રહાર; દગ્ધ. વિધ્ધ, એનાં ક્ષતો; તથા નખ, દંત એથકી થયેલા ક્ષતો; માંસનું ઘર્ષણ, ઇત્યાદિક ઉપર

ભરાઇ આવવા વિષે આ તેલ હિતકારક છે. (૪) ધરોના રસમાં, કિંવા દારૂહળદરની છાલના કલ્ક માં તેલ સિધ્ધ કરવું, તે વ્રણ ભરાઇ આવવા વિષે ઉત્તમ છે. (૫) મોગલી એરંડાના બિયાંના તેલમાં રૂ ભિજવી, તે વ્રણ ઉપર બેસારતાં જવું. એણેકરી સર્વ પ્રકારના વ્રણ ભરાઈ આવે છે. (૬) રાળ, મિણ, તલનું તેલ, એ સમભાગ લેઇ તેમાં થોડું શિંદુર નાખી સર્વનો એક મેલાપ થાય ત્યાં સુધી કઢવવું અને આ મલમપટ્ટી બેસાડવી (૭) **ઢોરનું શિંગડું ભાગી ગયું હોય તે ઉપર**—તેલ, શીંદુર, માણસના વાળ એ સર્વ એકત્ર કચરી બાંધવાં, અથવા થોરના ૧ શેર દુધમાં ૪ તોલા શીંદુર નાખી શિંગડાને તેમાં બોળવું અને ઉપર કપડુ લપેટવું. (૮) બિચવા કરીને એક ન્હાની વનસ્પતિ છે. તે વાટી ચોપડવી. કિંવા તેનું ચુર્ણ ચોપડવું; એટલે જખમ ત્વરિત સારી થાય છે. **નાડીવ્રણ ઉપરઃ**—(૧) જાઈ, કપાસ, ગરમાળો, કરંજ, દંતીમુળ, સીંધવ, સંચળ, જવખાર, એ સર્વ એકત્ર ખલી તેની દીવેટ કરી તે નાડીવ્રણમાં ઘાલવી. અથવા થોરનો રસ અને સીંધવ એકત્ર ખલી તેની દીવેટ કરી ઘાલવી; તેથી કરી નાડીવ્રણ સારૂં થાય છે. [૨] મુળ પાંદડાં સુધ્ધાં નગોડનું ઝાડ કુટી તેનો રસ કાઢી તેના બરોબર તેલ લેઇ એકત્ર કઢવી તેલ સિધ્ધ કરી તે ચોપડવું. [૩] ગરમાળાં, હળદર અને બોરડીની છાલ, એનું ચુર્ણ કરી તેમાં મધ અને ઘી નાંખી તેમાં સુતરની દીવેટ ભિજવી તે વ્રણમાં ઘાલવી. (૪) ગુગળ, ત્રિફળાં, સુંઠ, મરી, પીંપર એ સમભાગ વાટી એનો લેપ કરવો. તે દુષ્ટ એવા નાડીવ્રણનો તથા ભગંદરનો નાશ કરે છે (૫) **શલ્યજ નાડીવ્રણ ઉપરઃ**—તીલ, મજીઠ, મધ તથા ઘી એનો વારંવાર લેપ કરવો. (૬) રસાંજન, દારૂહળદર, હળદર, મંજીઠ, કડવા લીંમડાનાં પાંત્રા, નિશોત્તર, માલકાંગણી, દાંતીમુળ, એના ચુર્ણનો લેપ કરવો. **ભગંદર ઉપર** પણ આ ઉપાય યોજવો. [૭] ત્રિફળાં, વાવડિંગ, પિંપર, એનું ચુર્ણ મધ સાથે ચાટવું; એટલે નાડીવ્રણ, ભગંદર, કુષ્ટ, કૃમિ અને પ્રમેહ એનો નાશ થાય છે. **સર્વ પ્રકારના વ્રણ ઉપરઃ**—(૧) **પારદાદિ મલહર ઘૃતઃ**—પારો, ગંધક એની કજ્જલી, સમાન મુરદાડશિંગ, અને એ બધાઓના બરાબર કપીલો, કિંચિત્ મોરથુથુ (ફુલાવેલો), એ સર્વ એકત્ર ખલી તેમાં ચોપટ જુનું ઘી નાખી ખલ કરવો; અને એ મલમ રૂની ઘડી ઉપર નાખી ચોપડવું; એટલે સંપૂર્ણ વ્રણ, નાડીવ્રણ, એનો નાશ થાય છે. જે વ્રણ શેંકડો ઔષધોએ શાંત થતાં નથી તે એના યોગવડે અલ્પ કાળમાં સારા થાય છે. (૨) પારો, ગંધક, શેંદુર, રાળ, કપિલો, મુડદાડશિંગ, મોરથુથુ, કાથો એ સર્વોનું એકત્ર ચુર્ણ કરી, તેમાં ચોપટ ઘી નાખી તેનો ખલ કરવો. અને તે રૂની ઘડી ઉપર ચોપડી તે ગડી વ્રણ ઉપર બેસારવી; એટલે સંપૂર્ણ વ્રણોનો નાશ થાય છે. [૩] ચિધળ, પાક, સ્રાવ, ગંધ એણે યુકત અને મોટું, અને સણકા, સોજો એણે વ્યાપ્ત જે વ્રણ, તે નાશ થવા માટે ત્રિફળાંના કાઢામાં ૩ માસા શુધ્ધ ગુગળ નાખી આપતાં જવું; અથવા ત્રિફળાંના ચુર્ણ સમાન ગુગળ લેઈ તેની ગોળીયો કરી તેમાંથી એકેક આપવી; એટલે મલબધ્ધતાનો નાશ કરે છે અને વ્રણને શુધ્ધ કરી રૂજાવી નાખે છે. [૪] **જાત્યાદિ ઘૃતઃ**—જાઇનાં પાંત્રા, કડવા પંડોળાંનાં પાંત્રા અથવા ફળ, કડવા લીંમડાનાં પાંત્રા, કડુ, દારૂહળદર, ઉપરસાળ, મજીઠ, કાળોવાળો, સીંધવ, મોરથુથુ, જેઠીમધ, કરંજનાં બીજ, એઓના કાઢામાં ઘી નાખી સિધ્ધ કરવું અને તેમાં રૂ ભિજવી તેનો લેપ કરવો; એટલે ઝીણા મ્હોનું, મર્મ ઉપરનું, વહેનારૂં, અંદર ઘર કરતું જનારૂં, પીડા કરનારા, એવા વ્રણને શુધ્ધ કરે છે. અને ભરી લાવે છે. એ ઘૃત સિધ્ધ કરતી વળાએ તેમાં મિણ નાખવું એવો પણ પાઠ છે. [૫] **સ્વર્જિકાદિ ઘૃતઃ**—સાજીખાર, જવખાર, કપિલો, રેણુકબીજ, ટંકણખાર, ધોળો કાથો, મોરથુથુ એ સર્વેનું ચુર્ણ એકત્ર કરી ગાયના ઘીમાં એક પ્રહર સુધી ખલવું. આ સ્વર્જિકાદિ ઘૃત સંપૂર્ણ વ્રણનો નાશ કરે છે, વ્રણને ભરી લાવે

છે; તથા કૃમિ, કંડુ એનો નાશ કરી ચામડીનો સારો રંગ કરે છે. [૬] **શિંદુરનું કાળું મલમઃ**—શિંદુર ૧૨ તોલા, મીણ ૦॥ તોલો અને તલનું તેલ નવ તોલા એ પ્રમાણે લેઈ પ્રથમ મીણ અને તેલ એક વાસણમાં નાખી ચુલા ઉપર તે વાસણ, નીચે દેવતા સળગાવી મુકવું. અગ્નિ મંદ સળગાવવો. મિણ ઓગળ્યા પછી તેમાં થોડું થોડું શિંદુર નાખી લાકડીવડે હલાવતાં જવું એટલે શેંદુર કાળુ થવા માંડે છે. ત્રણ ચાર ઉભરા આવ્યા પછી, આંગળીવડે તપાસવું. ગોળી થવા જેવું થાય કે તુરત નીચે ઉતારવું. પછી આ તૈયાર થયેલા મલમની વ્રણ ઉપર પટ્ટી બેસાડવી. (૭) તીપાનીના વેલાનાં પાંત્રા બાળી તેની રાખ કરી ઘીમાં ખલી તે ચોપડવી. (૮) કાકજંઘાનો પાલો બાળી તેની રાખ કરી ઘીમાં ખલી તે ચોપડવી. [૯] ગુમડાને ઘીનો લેપ કરી પછી તે ઉપર આસુંદરાની છાલનું ચુર્ણ ચોપડવું. (૧૦) મિણ ૧ તોલો, શિંદુર ૧ તોલો કાંગનો રસ ૪ તોલા, અને ઘી ૪ તોલા લેઇ પકવ કરી જાડું થયા પછી નીચે ઉતારવું, અને મલમની પટ્ટી લગાવવી; એટલે ઉપદંશવ્રણ, નાડીવ્રણ, હાડવ્રણ, અને સર્વ પ્રકારનાં વ્રણ જલદીથી સારાં થાય છે. [૧૧] શિંદુર તોલા ૩ ગેરૂ એક તોલો, મુદ્દારશિંગ ૧ તોલો, મોરથુથુ ૦॥ તોલો અને મેણ ૧ તોલો એ પ્રમાણે લેવાં પ્રથમ તલનું તેલ ૬ તોલા લેઇ તેમાં મિણ નાખવું તથા અગ્નિઉપર તે મુકી, પાતળું થાય એટલે તેમાં શિંદુર નાખવું, અને મંદાગ્નિઉપર રાખી ઉભરા આવવા દેવા. તાર આવી ચીકટું થાય એટલે બાકીનાં ઓષધો અંદર નાંખવાં એ મલમની પટ્ટી લગાવવાથી વ્રણ, સદ્યોવ્રણ, નાડીવ્રણ, ખાંડુક, બદ એ સર્વ સારાં થાય છે. [૧૨] વાંકેરીની સોટી દુધમાં ઘસી તે પીવું પથ્ય અલણી કરવી; એટલે નાડીવ્રણ, ભગંદર મૂળવ્યાધ, જીર્ણજ્વર, પાંડુ, ક્ષય, ગંડમાલ, ઇત્યાદી રોગ દુર થાય છે. (૧૩) કડવા લીંમડાનાં પાંત્રાં, વેખંડ, હિંગ, ઘી, મીઠું, સીંધવ એની ધુંણી આપવી; એટલે કૃમિ, કંડુ અને વ્રણ, એનો નાશ થાય છે. (૧૪) મનશીળ, ગુગળ, સરસવ, દેવદાર. પુષ્કરમૂળ, કળલાવી, રાળ, ઘી એની ધુણી આપવી, એટલે અર્શ ભગંદર, પીનસ, દુર્ગંધીયુકત, વ્રણ એનો નાશ થાય છે. (૧૫) વડની છાલ, પીંપર, અંમ્લવેતસ, અથવા પરાળ, બોરડીની છાલ, મહુડાની છાલ, પારસ, પીંપળો, સાળી ટેંટું, નાનાં જાંબુ, મોટાં જાંબું, કેરી, બાલહરડાં, કદમની છાલ, આસુંદરો બિલામો, એ ૨૩ ઔષધોમાંથી જે મળે તે મેળવી તેનો કાઢો કરી પાવાથી મલનો અવષ્ટંભ કરનાર વાયુ દુર થઈ, **વ્રણરોગ**, અને **અસ્થિભંગ** એ દુર થાય છે. અને **યોનિદોષ, દાહ, મેદોરોગ, વિષદોષ** એ રોગોનો પણ નાશ થાય છે. **પથ્યઃ**—જુના ચોખા જવ, ગહું, ઘી, મસુર, તુવેર, પંડોળાં, કારેલાં તાંદળજો, ચીલ, સીંધવ, મીઠા, કડવા, તુરા, એવા પદાર્થો અને તપાવી થંડુ કરેલું પાણી. **અપથ્યઃ**—નવું ધાન્ય, તલ, વટાણા, ,અડદ કુલિથ, ખીચડી, થંડુ પાણી, દુધ, શેલડી, ગોળ, ભાજીપાલો, તીખા, ખાટા, ખારા, થંડા એવા પદાર્થ, મૈથુન, શ્રમ નિદ્રા, તાંબુલ.

---

## ૪૫. વાતરકત.

રકતપિતિ.

**કારણઃ**—ખાટા, તીખા, ક્ષાર, સ્નિગ્ધ, ઉષ્ણ, અપકવ, ઉબાઇ ગયેલા, શુષ્ક, એવા પદાર્થોનું સેવન અને મત્સ્યાદિકોનું માંસ અને પેંડ, મુળા, કુલિત્થ, વાલ આદીકરી થંડા ધાન્યો, શાકાદિક, શેકેલા તલ, સેલડીનો રસ, દહીં, કાંજી, છાશ, મદ્ય, વિરૂધ્ધ અન્ન, અધ્યશન, ઇત્યાદી પદાર્થોના સેવન; ક્રોધ અને દિવા નિદ્રા, રાત્રે જાગરણ, એ કારણોએ તેમજ ઘણુંકરી સુકુમાર પુરૂષ અને મિથ્યા આહાર વિહાર એમને કરનાર અને સ્થુલ (જાડા) અને સુખી એવા માણસનું વાતરકત કુપિત થાય છે. **સંપ્રાપ્તિઃ**—હાથી અશ્વ, ઉંટ એ ઉપર ગમન કરનાર, અને વિદાહજનક અન્ન ભક્ષણ કરનારા, એવા માણસનું આખા શરીરમાંહેનું રકત દુષીત થઈ પગમાં એકઠું થાય છે. પછી દુષ્ટ વાયુમાં મળે છે. આ રોગમાં વાયુનું પ્રા-

બલ્ય છે, એટલામાટે એને વાતરકત એમ કહે છે. **પૂર્વ રૂપઃ**—ઘણો પરસેવો આવે છે, કિંવા સમુળગો આવતોજ નથી, શરીર કાળાશપર જણાય છે, સ્પર્શનું અજ્ઞાનપણું, ક્ષતની અંદર ઘણાજ સણકા, આળસ, અંગ ગળી જવા જેવું થવું, શરીરપર ઢીમણાં થવાં, ઢીંચણ, કહોણી, કુલા, કંબર, ખાંધ, હાથ. પગ, ઇત્યાદિકોની સંધીમાં શૂલ; અંગનું સ્ફુરણ, સણકા શરીરે બહેરાપણું, કંડુ, સંધીમધ્યે શૂલ, વારંવાર દાહ, થઇ નષ્ટ થાય છે. વર્ણ બદલાવો અને અંગ ઉપર મંડળની ઉત્પત્તિ, એ વાતરકતનાં પુર્વ રૂપો જાણવાં **અસાધ્ય લક્ષણઃ**—જે કુલા પર્યંત વ્યાપ્ત થએલો, સમૂહ થયેલો, સ્રાવ થનાર, અને બલ, માંસ ક્ષયાદિ ઉપદ્રવ એણે યુકત જે વાતરકત તે સાધ્ય, અને એક વર્ષ ઉપર થયેલો વાતરકત એ **અસાધ્ય** જાણવો **ઉપચારઃ**—(૧)ગળોના કાઢામાં શુધ્ધ કરેલું શિલાજીત નાંખી તે કાઢો પાવો. (૨) **મંજીષ્ઠાદિ કાઢોઃ**—મજીઠ, કડો, ગળો, નાગરમોથ, વજ, સુંઠ, હળદર, દારૂહળદર, અરડુસો, પિત્તપાપડો, ઉપલસાળ અતિવિષ, ધમાસો, કંવડળ, વાળો, રીંગણી, કડવા લીંમડાની છાલ, કડવાં પંડેળા, ઉપલેટ, કડુ, ભારંગમૂળ, વાવડિંગ, ચિત્રો, મોરવેલ, દેવદાર, ઇંદ્રજવ, ભાંગરો, પીંપર, મેંદી, પહાડમૂળ, શતાવરી, ખેર, ત્રીફળા કરિયાતુ બકમ લીંમડો, અ. સાણુ, ગરમાળો, કાળુ નિશોતર, બાવચો, ચંદન, વાયવર્ણો, કરંજ, અને સાગ, એ સમભાભાગ, સર્વ ઓષધોનો કાઢો, કરી નિત્ય પાવાથી ત્વચાનો દોષ, અઢાર પ્રકારના કોડ, વાતરકત, સુનબહિરિ, વિસર્પ, વિદ્રધિ, અને સર્વ દોષ એનો નાશ જલદી કરે છે. (૩) **લઘુ મજીષ્ઠાદિ કાઢોઃ**—મજીઠ, ત્રિફળાં, કડુ, વજ, દારૂહળદર, ગળો, કડવા લીંમડાની છાલ, એનો કાઢો વાતરકત, ખસ, કપાલિક કુષ્ટ અને રકતમંડળ, એનો નાશક છે. (૪) અરડુસો, ગળો અને કડુ એનો કાઢો આપવો. (૫) ગળોના કાઢામાં એરંડતેલ નાખી તે આપવો. (૬) સુરવારી હરડાંનું ચૂર્ણ ગોળમાં મેળવી આપવું. (૭) મિણ, મજીઠ, રાળ, એના તેલવડે કિંવા રકતબોળના તેલવડે અભ્યંગ કરવું; એટલે વાતરકતની પીડા દૂર થશે. (૮) એરંડમૂળ, અરડુસો ગળો, એનો કાઢો આપવો. (૯) ખેરનો કાઢો બે વાર આપવો. ઉપર ઘી ભાત ખાવો તથા **નિર્વાત સ્થળ** એ **પથ્ય** કરવી; એટલે કુષ્ટિાદિ સર્વ રોગોનો નાશ થાય છે. (૧૦) શુધ્ધ કરેલું કળલાવીનું કંદ, સુંઠ, મરી, પીંપર મીઠું એનું ચૂર્ણ એકત્ર મિશ્ર કરવું. તે મધ અને ગાયનું ઘી એમાં ૧૦ માસા આપવું; એટલે અનેક રકતવિકાર. પાદદોષ, પગ, ફુટે છે તે, મથાનું દુઃખ, અસાધ્ય વાતરકત અને કુષ્ટ એનો નાશ કરે છે. (૧૧) ગોરખમુડીં અને કડ એનું ચૂર્ણ, મધ અને ઘી એમાં આપવું. (૧૨) કડવા લીંમડાનાં પાંલાંનો અગંરસ કિંવા તેનો પાલો ગાયના દૂધમાં વાટી રસ કાઢવો અને તે પાવો. (૧૩) ખજૂરનો બલક કાઢી તેમાં એરંડતેલ નાખી તે આપવો. તેણેકરી વાતરકત અને ધનુર્વાત એ દૂર થાય છે. (૧૪) મોગલી એરંડાના બિયાંનું તેલ, રોગગ્રસ્ત એવી સર્વ જગાએ દિવસમાં ચાર પાંચ વાર ચોપડતાં જવું (૧૫) ધોળી ગુલબાશીનો ૧ તોલો કંદ ગાયના તાજા દૂધમાં દિવસમાં ત્રણવાર લેતાં જવું. એ ઔષધ સતત ૩ મહિના આપવું (૧૬) **અમૃતા ઘૃત**—ગળો લાવી થોડી કુટી તેમાં તેના ચૌપટ પાણી નાખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી તેમાં કાઢાના ચતુર્થાંશ જેટલું ઘી નાખવું, અને ઘીનો ચતુર્થાંશ ગળોનો કલ્ક કરી અને દૂધ ઘીથી ચોગણું તેમાં નાખી, ઘી શેષ રહે ત્યાં સુધી પાક કરી, પછી તે ગાળી લેઈ પીવું. તેણેકરી વાતરકત અને કુષ્ટ એ રોગો જલદી દૂર થાય છે **પથ્યઃ**—રાતા ચોખા, ગહુ, ચણા; મગ, તુવેર, મઠ અને બકરી, મેંઢી, ભેંશ અને ગાયનું દૂધ, મયાળ કાવળી, વેતના અંકુર, કુરડુ, ચાકવત, કારેલાં, તાંદળજો, પરવળ (પંડોળાં) આંમળાં આદુ, સુરણ, સરગવો, સાકર, દ્રાક્ષ, જુનું કોળું, માખણ, તાજું ઘી, કડવા પદાર્થ **અપથ્યઃ**—દિવા નિદ્રા શોક લેવો, ઉદયોગ મૈથુન, અડદ, કુળિત્થ, વાલ, વટાણા, તેમજ માંસ, વિરૂદ્ધ ભોજન, દહીં, શેલડી, મુળા, મધ,

પાન, કાંજી, તલ, તીખા, ઉષ્ણ, તુરા, ચીટકા, મીઠું અને લોટના પદાર્થ

---

## ૪૬, વાતરોગ.

**કારણ:**—રૂક્ષ, શીત, અલ્પ પ્રમાણ, તથા લઘુ એવાં અન્ન ભક્ષણ કરવાથી, અતિ મૈથુનથી, અત્યંત જાગરણ કરવાથી, વિષમ ઉપચાર કરવાંથી, દોષ (કફ, પિત્ત, મલ, મૂત્ર ઈત્યાદી) તથા રક્ત એનોં સ્રાવ કરવાથી, એકાદો ખાડો વીગેરે ફલંગ મારી ઓળંગવાથી, નદી વીગેરેમાં તરવાથી, અત્યંત માર્ગ ક્રમ કરવાંથી, અત્યંત આયાસ કરવાથી, અત્યંત વિરૂધ્ધ ચેષ્ટા કરવાથી રસ રકતાદિ ધાતુનો ક્ષય થવાથી; ઘણી ચિંતાથી, શોક વગરે કારણોથી, કૃશત્વ આવવાથી, મલમૂત્રાદિકોનો અભિઘાત થવાથી, હાથી, ઉંટ, ઘોડા ઇત્યાદિ શિઘ્રવાહન ઉપર બેસવાથી, કુપિત થયેલો બલવાન વાયુ નકામો સ્રોતસોમાં ભરાઇ સર્વાંગ કિંવા એકાંગ વ્યાપનારી એવી નાના તરેહની વ્યાધિ ઉત્પન્ન કરે છે. **પૂર્વ રૂપ**—એ કહી ગયેલી વાતવ્યાધિનું જે અસ્પષ્ટ લક્ષણ તે તેજ પૂર્વરૂપ એવું કહે છે. તે જ્વરાદિક પ્રમાણે વિશિષ્ટ નથી, તથા જે રૂપ વ્યકત થાય છે, એટલે દોષાદિ ભેદેકરી સારાં દેખાવામાં આવે છે; તેજ તેનું લક્ષાણ જાણવું. અપાન એટલે વાયુના ચંચળત્વથી સ્તંભ, સંકોચ, કંપાદિકનો કદાપી અભાવ થાય છે, તથા શરીરની લઘુતા, વાયુએ શોષણ કરવાથી અથવા અપાય લઘુતા એટલે સર્વ વાતવિકારોનો અપાય કરીને અભાવ થાય છે તથા વાતવિકારની લઘુતા એટલે અલ્પત્વપણે કરી, સ્થિતિ નિઃશેષ નિવૃત્તિ થતી નથી. **નાના પ્રકારની વ્યાધિ કરે છે એવું કહ્યું તે વ્યાધિ:**—સંધીનો સંકોચ તથા સ્તંભ, અસ્થિનો તથા સંધીનો ભંગ, એટલે હાડકુ ભાગ્યા જેવી પીડા; રોમાંચ અસંબદ્ધ ભાષણ; હાથ, પગ, તથા મસ્તકે સ્તબ્ધ થવું; એટલે ડોક હાલતી ચાલતી રહી જવી, ખંજત્વ, પાંગળપણું કુબડાપણું, અંગે સોજો, નિદ્રાનાશ, ગર્ભધારણ ન થવો; શુક્ર, તથા રજ (સ્રિનું આર્તવ) એનો નાશ, કંપ, અંગને સોજો; મસ્તક, નાસિકા, આંખો, જત્રુ તથા ગરદન એ અંદર જવા જવું, કિંવા વાંકું થઇ જવું; ભેદવત્પીડા, સોયો ભોકયા પ્રમાણે પીડા, શૂલ, આક્ષેપ, મોહ, શ્રમ, કુપિત થયેલો વાયુ એ પ્રમાણે લક્ષણો કરે છે. તે, હેતુ તથા સ્થાન એના ભેદવડે વિશિષ્ટ રોગ ઉત્પન્ન કરનારો થાય છે. જેમ કફે આવૃત થાય એટલે મન્યાસ્તંભ કરનારો થાય છે. પકવાશયમાં હોય એટલે આંત્રકુજનાદિ કરે છે.

વાયુરોગ ૮૦ પ્રકારનો છે. તેનાં નામો અને લક્ષણો આગળ આપેલાં છે.

**૧ આક્ષેપક:**—વાયુ કોપ કરી આખા શરીરમાં પ્રસરી, હાથીપર બેસવાથી જેમ માણસનું શરીર ડોલે છે, તેમ વારંવાર શરીરને જે વાયુ ડોલાવે છે તે.

**૨ હનુસ્તંભ:**—વાયુ કોપ કરી હનુવટીનો સ્તંભ કરે છે, અને મોં ફેરવી પકડી રાખે છે. અથવા મોં વાંકા જેવું કરે છે તે.

**૩ ઉરૂ સ્તંભ:**—વાયુ, કફ તથા મેદ એમાં મળી, પગની ધુંટીયોમાં પ્રસરી, ધુંટીયો જડ કરી સજ્જડ પકડી રાખે છે, તેથીકરી ધુંટીયો અચેતન થઇ ચાલવાનું સામર્થ્ય રહેતું નથી; તે.

**૪ શિરોગ્રહ:**—જે વાયુ રકતાશ્રિત થઇ, મસ્તકને પકડનાર જે રેષાઓ, તેને નિસ્તેજ કરી વેદના ઉત્પન્ન કરે છે ,તે.

**૫ બાહ્યાયામ:**—જે વાયુ માણસને પીઠ આગળથી ધનુષ્ય જેવું વાળી દે છે તે.

**૬ અભ્યંતરાયામ:**—જે વાયુ ઉર પાસેથી માણસને ધનુષ્યની પેઠે વાળી દે તે.

**૭ પાર્શ્વશૂળ:**—જે વાયુ કોષ્ટને ઠેકાણે કોપ કરી પાસામાં શૂળ ઉત્પન્ન કરે છે, તે.

**૮ કટિગ્રહ:**—જે વાયુ કંબરનો સ્તંભ કરે છે તે.

**૯ દંડાપતાનક:**—જે વાયુ દંડની માફક ગાત્રોનો સ્તંભ કરે છે, તે.

**૧૦ ખલ્લી:**—જે વાયુ પગ, પેટ, પેઢુ, કુલા, ધુંટિયો અને હાથ એ ઠેકાણે ક્રમે કરી પ્રસરી, સૂળ ઉત્પન્ન કરે છે; તે.

**૧૧ જિવ્હાસ્તંભ**:—જે વાયુ શબ્દવાહિની જે શિરાત્યાં સુધી જઇ જીભનો સ્તંભ કરે છે, તેથી કરી અન્ન પાણી મોટા કષ્ટે કરી ગળામાં ઉતરે છે, અને બોલાતું નથી. તે

**૧૨ આર્દિત**:—જે માણસ ઉંચા પદાર્થોને હસ્તાદિકે કરી પકડી લેઇ લેછે, ઘણા કઠણ પદાર્થોનું ભક્ષણ કરે છે, ઘણું હસે છે, અંગ ઉપર ઘણો ભાર ઉચકે છે. અને વિષમ શયન કરે છે, એટલે ઉંઘમાં માણસનું ગળું, માથું અથવા શરીર વાંકું, ચુકું, ઉંચું, નીચું રહી જાય; ઇત્યાદિ કારણે કરી વાયુ કોપ કરી મસ્તક, નાક, ઓષ્ટ, ગાલ, લલાટ (કપોળ), આંખોએઓની સંધીમાં મોં વાંકુ ફેરવી નાખે છે. તેથી કરી ગળું પણ વાંકુ થાય છે. મસ્તક કંપે છે. મોંમાથી શબ્દ નીકળી શકતો નથી. ભમરો અને આંખો એ વાંકી થાય છે. તે.

**૧૩ પક્ષપાતઃ**—વાયુ અર્ધા અંગમાં જઈ શિરા (રેષા), અને સ્નાયુ એનું શોષણ કરી, સંધીનાં બંધનો શિથિલ કરતો છતો અર્ધુ અંગ ચેતનરહિત કરે છે; તેને અર્ધાંગ વાયુ એમ પણ કહે છે.

**૧૪ ક્રોષ્ટુશીર્ષ**:—વાયુ રક્તાશ્રિત થઈ કુલાઓમાં પ્રસરી, સોજો ઉત્પન્ન કરે છે; તેથી કરી તે સોજાથી કુલાઓ પાડાના મસ્તક જેવા મોટા થાય છે તથા એની અંદર વેદના ઘણી થાય છે, તે.—

**૧૫ મન્યાસ્તંભ**:—જે વાયુ કફાશ્રિત થઇ ગળું સ્તંભ જેવું સ્તબ્ધ કરે છે, તેથી કરી ગળું અહીં તહીં ફેરવાતું નથી, તે.

**૧૬ પંગુ વાયુ**:—વાયુ કંબરમાં પ્રસરી ઘુંટિઓની મોટી જે શિરા ત્યાં સુધી જઇ, માણસના બન્ને પગ લુલા કરે છે, તે.

**૧૭ કલાયખંજ:**—જે વાયુવડેકરી માણસ ચાલતી વેળાયે શરીરે કાંપે છે તથા ચાલતાં ચાલતાં પગ વાંકા ચુકા કરી ચાલે છે તે.

**૧૮ તૂની:**—જે વાયુવડેકરી પાકવાશય અને મૂત્રાશય એ ઠેકાણે બળતરા ઉત્પન્ન થઇ ગુદા અને ઉપસ્થ એ ઠેકાણે બળતરા ઉત્પન્ન કરે છે, તે.

**૧૯ પ્રતિ તૂની:**—જે વાયુના યોગે ગુદા અને ઉપસ્થ એ ઠેકાણે બળતરા ઉત્પન્ન થઇ પકવાશય અને મૂત્રાશય એ સ્થળોએ બળતરા ઉત્પન્ન થાય છે, તે.

**૨૦ ખંજ**:—જે વાયુ પંગુ વાયુના લક્ષણે કરી યુક્ત થઇ, માણસનો પગ લૂલો કરે છે; તે

**૨૧ પાદહર્ષ**:—જે વાયુ કફાશ્રિત થઇ, તેણે કરી પગોમાં ઝઝણી થાય છે; તે.

**૨૨ ગૃધ્રસી**:—જે વાયુ પીઠ, કંબર, ઘુંટીયો, કુલા, પેઢુ અને પગ એ સ્થળોએ અનુક્રમે પ્રવેશ કરી, આ સ્થાનમાં એવો વારંવાર થોડો થોડો ફરતો છતાં, સ્તંભ અને શૂળ, કલેશ એઓને કરે છે, તે.

**૨૩ વિશ્વાચી:**—જે વાયુ હાથને ઠેકાણે હાથેલી પાસેની જે આંગળી તે ઉપરની જે મોટી શિરા, ત્યાં સુધી પ્રવેશ કરી, બાહુ પર્યંત તે શિરામાં વ્યાપિ વાયુના ક્રમનો ક્ષય કરે છે; એટલે હાથ ઉંચો થતો નથી વિગેરે, તે.

**૨૪ અપબાહુક**:—જે વાયુ બાહુમાં જઇ બાહુસંબંધી નસોનું આકર્ષણ કરી, બાહુને સ્તંભ કરે છે; એટલે બાહુને જોરથી પકડી રાખે છે તે.

**૨૫ અપતાનક**:—જે વાયુ હૃદયમાં જઈ દૃષ્ટિનો સ્તંભ કરી જ્ઞાન નષ્ટ કરે છે અને કંઠમાંથી શબ્દ વિલક્ષણ થાય છે; તથા તે વાયુ હૃદયમાંથી નીકળવાથી માણસ સાવધ થાય છે, ફરી હૃદયમાં જવાથી પુનઃ માણસ મોહ પામે છે; તે.

**૨૬ વ્રણાયામઃ**—જે વાયુ અભિઘાત નિમિત્તેકરી ઉત્પન્ન થયેલા વ્રણમાં પ્રસરી તેથકી પીડા કરે છે, તે.

**૨૭ વાતકંટકઃ**—માણસનો પગ ચાલતાં ચાલતાં ઉંચો નીચો અથવા વાંકો ચુકો પડવાથી અથવા ચાલવાનો શ્રમ થવાથી, જે વાયુ પગોની ઘુંટીમાં જઇ વેદના કરે છે; તે.

**૨૮ અપતંત્રક**:—જે વાયુ ઉર્ધ્વ ગતિ થઇ, હૃદય, મસ્તક, શંખ, તથા ગાત્રો એઓને પીડિત કરી, ધનુષ્યનીપેઠે શરીરને નમાવે છે. તેથી કરી દૃષ્ટિ સ્તબ્ધ થાય છે, મોહ થાય છે અને કપોતપદ જેવો માણસ શબ્દ કરે છે; તે.

**૨૯ અંગભેદઃ**—જે વાયુ સર્વ અંગને પીડા કરે છે, તે

**૩૦ અંગશોષઃ**—જે વાયુ આખા શરીરનું શોષણ કરે છે, તે

**૩૧ મિણમિણઃ**—જે વાયુવડેકરી માણસ નાકમાં (ગુંગણું) બોલે છે, તે

**૩૨ કલ્લતાઃ**—જે વાયુવડે કરી કંઠમાંથી શબ્દ સ્પષ્ટ નીકળતો નથી. તે

**૩૩ અષ્ઠીલિકાઃ**—જે વાયુએ કરી દુંટિના નીચલા ભાગમાં પાષાણ જેવી હોઈ, ઉંચી, ગોળ અને સંચાર કરનાર અથવા સ્થિર અને ઘન એવી ગાંઠ ઉત્પન્ન થાય છે, મલ, મૂત્ર વાયુ એનો નિરોધ કરે છે અને તે સ્થળોએ વેદના મંદ હોય છે, તે.

**૩૪ પ્રત્યષ્ઠીલા**—તે અષ્ઠીલિકા વાયુની ગાંઠ વાંકી, તિરકસ, લાંબી હોઈ, તેમાં વેદના ઘણી હોય છે. અને મલ, મૂત્ર અને વાયુ એનો નિરોધ પણ થાય છે, તે

**૩૫ વામનત્વઃ**—જે વાયુ દુષ્ટ થઇ ગર્ભમાં મળી ગર્ભને વિકૃતિ કરે છે, તેથી કરી માણસ ન્હાનું ઉત્પન્ન થાય છે, તે.

**૩૬ કુબ્જત્વઃ**:—શિરાગત વાયુ દુષ્ટ થઈ તેમાંથી પીઠને અથવા છાતીએ (ખુંધ) આવે છે. તે.

**૩૭ અંગપીડઃ**—જે વાયુએકરી સર્વાંગે શૂળ ઉત્પન્ન કરે છે, તે.

**૩૮ અંગશૂળઃ**—જે વાયુ સર્વાંગે શૂળ ઉત્પન્ન કરે છે, તે.

**૩૯ સંકોચઃ**—જે વાયુએકરી સર્વાંગનો સંકોચ થાય છે, એટલે શિરાદિક શુષ્ક થાય, તે.

**૪૦ સ્તંભઃ**—જે વાયુએ કરી શરીર સ્તબ્ધ થાય છે, તે.

**૪૧ રૂક્ષઃ**—જે વાયુ શરીર નિસ્તેજ કરે છે, તે.

**૪૨ અંગભંગઃ**—જે વાયુથી અંગમાં સણકા થાય છે તે.

**૪૩ અંગવિભ્રંશઃ**—જે વાયુવડેકરી શરીરનો એકાદો અવયવ કાષ્ટ જેવો ચેતન રહિત થાય છે, તે.

**૪૪ વિડગ્રહ**—જે વાયુએ કરી મળ સાફ થતો નથી તે.

**૪૫ બદ્ધવિકટતા**—પકવાશયમાં વાયુ કુપિત થઈ મળને જાડો કરે છે, તે.

**૪૬ મૂકત્વ**—જે વાયુએ કરી કંઠમાંથી શબ્દાક્ષર મૂળેજ નીકળતો નથી, (મૂગો) તે.

**૪૭ અતિજૃંભ**—જે વાયુ દુષ્ટ થઇ તે વિકારથી બગાસાં આવે છે, તે.

**૪૮ અત્યુદ્ગાર**—આમાશય મધ્યે વાયુ કુપિત થઇ તે થકી ઓડકાર ઘણા આવે છે તે

**૪૯ આંત્રકૂજન**—જે વાયુ પકવાશયમાં રહી આંતડામાં જઈ શબ્દ કરે છે, તે.

**૫૦ વાતપ્રવૃત્તિ**—જે વાયુ ગુદામાર્ગે ઘણોજ નીકળે છે તે.

**૫૧ સ્ફુરણ**—જે વાયુ થકી અંગ ફરે છે તે.

**૫૨ શિરાપૂરણ**—જે વાયુ શિરાગત થઇ નસોને ફુલાવે છે, તે.

**૫૩ કંપ**—જે વાયુ આખા શરીરને કૃશ કરે છે, તે.

**૫૪ કાર્શ્ય**—જે વાયુ આખા શરીરને કૃશ કરે છે, તે.

**૫૫ શ્યામતા**—જે વાથી શરીરનો કાળો વર્ણ થાય છે, તે.

**પ્રલાપ**—જે વાયુના યોગેકરી માણસ અસંબધ્ધ ભાષણ કરે છે તે.

**ક્ષિપ્ર મૂત્રતા**—જે વાયુથકી માણસને પીશાબ ઘણો અને વારંવાર થાય છે તે.

**૫૮ નિદ્રાનાશ**—જે વાયુ પ્રગટવાથી ઉંઘ આવતી નથી, તે.

**૫૯ સ્વેદનાશ**—જે વાયુથકી શરીરને પરસેવો આવતો નથી, તે.

**૬૦ દુર્બલત્વ**—જે વાયુના યોગે માણસ દુર્બલ એટલે શકિતહીન થાય છે તે.

**૬૧ બલક્ષય**,—જે વાયુના યોગે માણસ ઘણોજ શકિતહીન થાય છે તે.

**૬૨ શુક્રાતિપ્રવૃત્તિ**—જે વાયુ શુક્ર ધાતુગત થઈ ધાતુને ઘણીજ પાતળી કરી નાખે છે, તે.

**૬૩ શુક્રકાર્શ્ય**—જે વાયુ શુક્ર ધાતુને કિંચિત ક્ષીણ કરે છે, તે.

**૬૪ શુક્રનાશ**—જે વાયુ શુક્ર ધાતુને ઘણીજ ક્ષીણ કરે છે, તે.

**૬૫ અનવસ્થિતચિત્તત્વ**-જે વાયુના યોગે ચિત્ત સ્વસ્થ રહેતું નથી તે.

**૬૬ કાઠિણ્ય**—જે વાયુથી શરીર કઠણ થાય છે, તે.

**૬૭ વિરસાસ્યતા**—જે વાયુના યોગથી મુખમાંહેનો સ્વાદ જતો રહે છે તે.

**૬૮ કષાયવકત્રતા**—જે વાયુથી મોં તુરૂ થાય છે તે.

**૬૯ આધ્માન**—જે વાયુ પકવાશયમાં રહી ધમણના જેવું પેટ ફુલાવી ગડગડ શબ્દ કરી પીડા કરે છે, તે.

**૭૦ પ્રત્યાધ્માન**—જે વાયુ આમાશયમાં જઈ કફને મળી પેટ ફુલાવી પીડા કરે છે તે.

**૭૧ શીતતા**—જે વાયુના યોગે શરીર થંડુ થઇ જાય છે, તે.

**૭૨ રોમહર્ષ**—જે વાયુ ત્વચાગત થઈ શરીરની અંદર રોમાંચ કરે છે, તે

**૭૩ ભીરૂત્વ**—જે વાયુના યોગે ભય ઉત્પન્ન થાય છે, તે.

**૭૪ ભેદવાયુ**—જે વાયુના યોગે સુઇ ભોંકાવા જેવી પીડા થાય છે, તે.

**૭૫ કંડુ**—જે વાયુ શરીરે કંડુ ઉત્પન્ન કરે છે તે.

**૭૬ રસાજ્ઞતા**—જે વાયુથી રસાદિ પદાર્થોનો સ્વાદ સમજવામાં આવતો નથી તે.

**૭૭ શબ્દાજ્ઞતા**—જે વાયુથી કાને શબ્દ સંભળાય નહીં, તે.

**૭૮ પ્રસુપ્તિ**—જે વાયુથી ચામડીપર સ્પર્શ કરવા છતાં સમજાતુ નથી તે.

**૭૯ ગંધઃજ્ઞત્વ**—જે વાયુના યોગે સુગંધ કે દુર્ગંધનું જ્ઞાન થતું નથી, તે.

**૮૦ દૃષ્ટિક્ષય**—જે વાયુના યોગે દૃષ્ટિનો નાશ થાય છે, તે.

**સાધ્યાસાધ્ય વિચાર**—**હનુસ્તંભ, અર્દીત, આક્ષેપક, પક્ષઘાત, અપતાનક** એ **વાતવ્યાધિ,** ઘણા દિવસોએ મોટા પ્રયત્ને સાધ્ય થાય છે, અથવા કદી સાધ્ય થતા પણ નથીજ; પરંતુ બલવાન પુરૂષને એ વ્યાધિ નવી થયેલી હોઇ, ઉપદ્રવ રહિત હોય તો તે સાધ્ય જાણવી; એટલી ચિકિત્સા કરવી.

**અસાધ્ય લક્ષણઃ**—જે પક્ષઘાતાદિક વાયુની અંદર **વિસર્પ, દાહ, શૂલ, મૂર્ચ્છા, અરૂચી, અગ્નિમાંદ્ય,** એ ઉપદ્રવથી માણસનું બળ માંસ, એ ક્ષીણ થાય છે, તે વાયુ અસાધ્ય જાણવો. જે વાતરોગે સોજો, ચામડીને સ્પર્શ ન સમજાય, નાના પ્રકારની પીડા; શરીરને વકલતા, કંપ, પેટ ચડવું એ લક્ષણો થાય છે તે. અસાધ્ય જાણવો.

**વાતરોગ ઉપર ઉપચાર**—(૧)પીળો કાટાસરીઓ, દેવદાર, સુંઠ, એનો કાઢો એરંડતેલ નાખી આપવો; એટલે વાયુએ શરીર અકડાઇ ગયેલું હશે તે સારૂ થઈ, જોઇએ તેમ ચાલશે. (૨) મહારાસ્નાદિ કાઢોઃ—રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કાટાસરીઓ, ચવક, કરિયાતું, નાગરમોથ, ભારંગમૂળ, અજમો, રાતોધમાસો, કિરમાણી, અજમો, પહાડમૂળ, દેવદાર, વાવડિંગ, કાકડાશિંગી, સુંઠ, ચિકણમૂળ, મોરવેલ, કડુ, મજીઠ, કાળું, ધોળું અતિવિષ, કચોરાં, ત્રીફળાં, પીંપર, જવખાર, રકતચંદન (રતાંદળી) ગરમાળાની શિંગોનું મગજ, કાયફળ, કડાના મૂળોની છાલ, રાતીસાટોડી અને દશમૂળો એ સર્વ સમભાગ લેઇ તેનો અષ્ટમાંશ કાઢો કરવો; આ કાઢો **સર્વાંગવાત. એકાંગવાત, શ્વાસ, કાસ' પરશેવો, શૈત્ય, અતિતંદ્રા શૂળ, તૂની, પ્રાતિતૂની, ગલરોગ, સર્વઅંગોની અંદર સણકા, કંપવાત, ખલ્લીવાત. વિશ્વાચી, શ્લીપદ, આમવાત. સંપૂર્ણ સુવારોગ, સુતપિવાત, જીવ્હાસ્તંભ, અપતાનક, દુખાવો, કલીબવાત, આક્ષેપક, કુબ્જવાત, સોજો આટોપ, અપતંત્ર, આર્દિત, ખુડવાત, હનુગ્રહ, ગૃધ્રસી, પદશળ, અને વાતશ્લેષ્મ** વ્યાધિ એનો નાશ કરે છે. (૩) **બીજો પ્રકાર** રાસ્ના ૨ ભાગ, ધમાસો ૧ ભાગ, બળદાણાં, એરંડમુળ, દેવદાર, કચોરૂં, વજ, અરડુસો, સુંઠ, હરીતકી, ચવક, નાગરમોથ, સાટોડી, ગળો, વરધારા, સુવા, ગોખરૂં, આસકંધ, અતિવિષ, ગરમાળો શતાવરી, પીંપર, અરણી, ધાણા રીંગણી અને ઉભી ભોરીંગણી, એ સમભાગ, નાખી અષ્ટમાંશ કાઢો કરી, અંદર સુંઠનું ચૂર્ણ કિંવા પીંપરનું ચૂર્ણ

અથવા યોગરાજ ગુગળ, અજમોદ, કિંવા એરંડતેલ નાખી આપવો. એટલે **સર્વાંગવાત, કુબ્જવાત, પક્ષપાત, અપબાહુક, ગૃધ્રસી, આમવાત. શ્લીપદ, અપતાનક, અંત્રવૃદ્ધિ આધ્માન, જંઘાવાત, જાનુવાત, આર્દીત, જત્રુદોષ, મેઢ્રવાત, વંધ્યાના, યોનીરોગ,** એટલા રોગોનો આ કાઢો નાશ કરે છે. આ કાઢો **ગર્ભધારક** છે. (૪) મોટી ચીકણનાં મુંળ અને સુંઠનો કાઢો, પીંપરનું ચૂર્ણ નાખી આપવો; એટલે આ કાઢો **શીતવાત, કંપવાત,** અને **દાહ,** એનો બે દિવસમાં નાશ કરે છે. (૫) પંચમુળોનો અથવા દશમુળોનો કાઢો **મન્યાસ્તંભ** વાયુ ઉપર આપવો. (૬) આસકંધ, અને મોટી લઘુચીકણ, બોર, લઘુબોર, રાસ્ના. એ ચીજોનો કાઢો પાવો. તે **વાતનાશક** છે. (૭) ભિલામાના તુકડા દોઢ તોલો અને પાણી ૧૬ તોલા એનો કાઢો **ચતુર્થાંશ** શેષ રહે એટલે ઉતારી તેમાં સાકર અડધો તોલો, ઘી ૨ તોલા અને ગાયનું દૂધ ૪ તોલા નાખી પાવું; એટલે **સર્વ વાયુનો** નાશ થાય છે. એ કાઢો તે **સમીરદાવાનળ** એવું નામ છે. (૮) કડવી ઇંદ્રવરણી અથવા કંવડળીના મુળ, પીંપર અને ગોળ એકત્ર કરી ૧ તોલાભાર ભક્ષણ કરવાં; એટલે **સંધિવાત નામે** વાયુનો નાશ થાય છે. (૯) દશમૂળોનો કાઢો પ્રાશન કરવો. અથવા આનુંજ નસ્ય કરવું એટલે **ધનુર્વાતનો** નાશ થાય છે. (૧૦) એરંડમુળ, બેલમુળ, રીંગણી ઉભીભોરીંગણી, સંચળ, મરી, સુંઠ, પીંપર, હિંગ, બીજોરાના મુળ અને સીંધવ, એનો કાઢો આપવો, એટલે **ધનુર્વાતનો** નાશ થાય છે (૧૧) અડદ, કુહિળીનાં મૂળ, એરંડમુળ, લઘુચીકણમુળ, એ સર્વનો કાઢો, હિંગ, અને સીંધવ, એક એક માસો નાખી આપવો; એટલે **પક્ષઘાતનો** નાશ થાય છે. (૧૨) અડદ, ચિકેણુ મૂળ, કોહિણીનાં મુળ, કટતૃણ, રાસ્ના, આસ્કંધ, અને એરંડ એનો કાઢો, હિંગ અને સીંધવ નાખી પ્રાતઃકાળે આપવો તે **પક્ષપાત, મન્યાસ્તંભ, કર્ણનાદ,** અને **આર્દીતવાયુ** એનો ૭ દિવસમાં નાશ કરે છે. (૧) રાળનું ચૂર્ણ કરી તેનું નલિકાયંત્રવડે તેલ કાઢવું. એ અંગને મર્દન કરવું એટલે **પક્ષાઘાત** વાયુનો નાશ થાય છે. (૧૫) કડવા ધોળા કોળનાં બી વાટી તેનો કિંવા કડવા લીંમડાના બિયાંના તેલનો લેપ કરવો; એટલે **પક્ષવાયુનો નાશ થાય છે.** (૧૬) સુંઠનું ચૂર્ણ ૨૮ તોલા, ૨૮ તોલા ઘીમાં શેકવી. પછી લસણ છોલી વાટી ૨૮ તોલા તેમાં નાખવું અને અગ્નિબળ જોઇ તે આપવું; એટલે **પક્ષાઘાત, હનુસ્તભ, કટિભંગ, બાહુપીડા** અને **વાતરોગ** એનો નાશ થાય છે. (૧૭) અડદનો લોટ કિંવા વડાં માખણ સાથે ખાઇ દશમૂળોનો કાઢો પીવો; (૧૮) લસણનો કલ્ક તલનું તેલ મેળવી પાવો; (૧૯) ત્રિફળાં, કડવા લીંમડાની લીંબોળીયો, અરડૂસો અને કડવાં પંડોળાં એનો કાઢો કરી, તેમાં ગુગળ નાંખી તે કાઢો આપવો; એ ત્રણે **આર્દીતવાયુનો** નાશ કરે છે. (૨૦) ચાર તોલા કિંવા બે તોલા લસણનાં રસમાં હિંગ, જીરૂં સીંધવ, સંચળ ત્રિકટુ એ પ્રત્યેક એક માસા પ્રમાણે લેઇ ચૂર્ણ કરી નાખવું. પછી યથા શકિત ભક્ષણ કરવું. એનું અનુપાન એરંડમૂળોનો કાઢો. ઉપરનું ઔષધ પ્રાતઃકાળે દરરોજ એક મહિનો સેવન કરવાથી **સામાન્ય વાતરોગ, અર્દીત, અપતંત્રક, એકાંગવાત, સર્વાંગવાત, ઉરૂસ્તંભ, ગૃધ્રસી, શૂલ, હૃદ્રોગ, કૃમિ, કટિરોગ, પૃષ્ઠિરોગ,** અને **પેટની અંદરનો વાયુ** એટલા પ્રકારના વાયુનો નાશ થશે. (૨૧) **હનુગ્રહ, હનુંસ્તંભ, માન ( ગળુ )** એનો **સ્તંભ** અને **અર્દીતવાયુ** એ ઉપર દશમૂળો અને પીંપર એનો કાઢો આપવો. કિંવા પિપળાના રસમાં પીંપર નાખી તે રસ આપવો. (૨૨) લસણ ફોલી તેની કળીયો તલના તેલમાં વાટી સીંધવ નાખી તે લસણ ખાવું; એટલે **હનુંસ્તંભ** દૂર થાય છે. ( ૨૩ ) એરંડતેલ ગોમૂત્રમાં નાખી એક મહિના પર્યંત સેવનકરવું, એટલે તે **ગૃધ્રસી** અને **ઉરૂસ્તંભ** એનો નાશ કરેશે. (૨૪) તેલ કિંવા ઘી એમાં આદુ અને વગડાઉ લીંબુનો રસ પાવો. કિંવા ખાટી આંમલી અને ગોળ એ એકત્ર કરી પાવો, એટલે ઘુંટણો પીઠ અને હાડ એ ઠેકાણે શૂળ, **ગુલ્મ** ઉદાવર્ત અને ગૃધ્રસી વાયુ એનો **નાશ થશે.**

(૨૫) એરંડીયા છોલી કુટી તેની દૂધમાં લાપસી બારી સેવન કરવાથી **કુંબરની શૂલ** અને **ગૃધ્રસી** એનો નાશ થશે. ( ૨૬ ) બકમલીંમડીના મુળોનો અથવા છાલનો કલ્ક કરી આપવો, એટલે **ગૃધ્રસીનો** નાશ થશે. ( ૨૭ ) અરડુસો, દંતીમૂળ, ગરમાળો એનો કાઢો એરંડેલ મિશ્ર કરી પાવો; એટલે જેનું **ચાલવું બંધ થયું હોય, સ્પર્શ જણાતો નહિં હોય,** એવો **ગૃધ્રસી વાયુનો રોગી** શીઘ્ર ગમન કરનારો થશે. [૨૮] **મંદાગ્નિ ઉપર** કાળી નીર્ગુંડીના પાંત્રાંનો કાઢો પાવો: એટલેગૃધ્રસીનો નાશ થશે. (૨૮) આસ્કંધ અને ખડીસાકર એનું ચૂર્ણ ઘીમાં આપવું; એટલે **કટિશૂળનો** નાશ થશે. (૩૦) ગળો અને ત્રિફળાં એનાં કાઢામાં ગુગળ નાખી તે પાવો. અથવા ૪ તોલા દુધમાં ૧ તોલો એરંડેલ અથવા વરધારાનું ચૂર્ણ સેવન કરવું. એટલે **કોષ્ટુશિર્ષનો** નાશ થાય છે. (૩૧) દુધ, તેલ, ઘી, કિંવા સાઠી ચોખાના ભાત સાથે એમે લસણ, ચઢવી. એ પ્રમાણે સાત દિવસ ભક્ષણ કરવાથી વાયુથી થયેલી **વ્યાધિ, વિષમજ્વર, શૂળ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, પ્લીહા** અને **હાથ, પાસુ તથા મસ્તક** એની અંદર **શૂળ** અને **શુક્રદોષ** એનો નાશ થાય છે. [૩૨] સુંઠ, એરંડમુળ, દેવદાર, ગળો એનો કાઢો પીવાથી **અસ્થિગત** અને **સંધિગત** વાયુનો **નાશ** થાય છે. (૩૩] અસાળીયો, ખસખસ, ખારેક, મેથી, તલ, સુવા, વરીઆળી ગોડંબી, બદામ, ગુંદર અને ચારોળી એ પ્રત્યેક ૪ તોલા ગોળ અને ઘી એ પ્રત્યેક ૩૨ તોલા લેઇ એના બેબે તોલાના લાડુ કરવાં. તેમાંથી પ્રાતઃકાળે એક ભક્ષણ કરવો તે **કટિવાયુનો** નાંશ કરે છે. અને ધાતુનું સ્તંભન તથા ધાતુની વૃદ્ધિ કરે છે. ( ૩૪ ) „પીંપરીમૂળ દુધમાં વાટી તેમાં અરડુસાનો રસ નાખી આપવો, એટલે **ઉર્ધ્વવાત** [ ઘણા ઓડકાર આવવા ] નાશ પામે છે. [૩૫] **લઘુરાસ્નાદિ કાઢોઃ**—રાસ્ના એરંડમુળ. દેવદાર, વજ, સુંઠ, ધમાસો હરિતકી, અતિવિષ, નાગરમોથ, શતાવરી અને અરડુસો, એનો કાઢો પ્રાશનાર્થ આપવો, એટલે **ઉધરસ, આમવાત, શ્લેષ્મવાત, સંધિવાત** અને **મજ્જાઅસ્થિ** અને સ્નાયુ એમાનો **વાયુ** તથા **સર્વાંગ વાયુ** એ નિશ્ચે નાશ પામે છે. (૩૬) **આભાદિ ચૂર્ણઃ**—ગરમાળાના બી, રાસ્ના, ગળો. શતાવરી, મહાશતાવરી, સુંઠ, વરીઆળી આસ્કંધ, શેરણી, વરધારા, અજમો, અજમોદ, એ સર્વ સમભાગ લેઇ તેનું ચૂર્ણ કરી યુષ, છાશ, ગરમ પાણી, ઘી અને દહીંનાં કુચાં એ માંહેનાં એક અનુપાનમાં ૨ તોલા પ્રમાણે ખાવું; એટલે **અસ્થિ, સ્નાયુ, મજ્જા અને કુંબર** એ ઠેકાણેનો **વાયુ, ગૃધ્રસી, મન્યાસ્તંભ હનુગ્રહ** અને **કોષ્ઠગત રોગ** એ સર્વેનો નાશ થસે. એ ચૂર્ણ **સર્વ વ્યાધિનાશક** છે. (૩૭) **અજમોદાદિ** ચૂર્ણ આપવું. (૩૮) **અજમોદાદિ ગોળીઃ**—અજમો, પીંપર, વરીયાળી, નાગરમોથ, મરી અને સીંધવ, એ પ્રત્યેક એક એક ભાગ, હરીતકી ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વરધારા ૧૦ ભાગ, અને ભારંગમૂળ ૩૬ ભાગ એ પ્રમાણે ઔષધોનાં ચૂર્ણો લેઇ, ગોળના પાકમાં ગોળીયો બનાવવી. તે ગરમ પાણીમાં ખાવી; એટલે **સંધિવાત, આમવાત, સંપુર્ણવાત, આઢચહનુમ્તંભ, શિરોવાત, અપતાનકવાત,** અને **ભ્રકુટિ, આંખ, કાન, નાક** અને **જીભ** એનો **સ્તંભ, પંગુવાત, સર્વાંગવાત, એકાંગવાત, એકાંગવાત, અર્દિત, પાદહર્ષ, પક્ષઘાત** એનો નાશ થાય છે. (૩૯) **મરીનું ચૂર્ણ, ઘી** તથા તુળશીનો રસ એને **લઘુ મૃગાંક** કહે છે. એ **સંપુર્ણ વાતરોગોનો** નાશ કરે છે. (૪૦) **લસણપાકઃ**—લસણની કુળીયો છોલી ૬૪ તોલા લેઇ ૧૦૨ તોલાદૂધમાં ૧૬ તોલા ઘી લઇ તેમાં તે લસણ બાફવું, તેનો સારો પાક થઈ મધુવર્ણ થાય એટલે તેમાં ૧૨૮ તોલા સાકર, સુંઠ, મરી, પીંપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, પિંપરીમૂળ, વાવડિંગ, દારૂહળદર, શેરણી, વરધારા, પુષ્કરમૂળ, અજમો, લવંગ, દેવદાર, સાટોડી, ગોખરૂં, કડવો લીંમડો, રાસ્ના, સુવા, સતાવરી, કચોરૂ, આસ્કંદ અને કૌચના બીજ એ પ્રત્યેકના તોલા તોલા પ્રમાણે ચૂર્ણો લેઇ. તેમાં નાખી તૈયાર કરવો. આ **લસણ પાક** અગ્નિ અને બળ જોઈ સેવન કરવો, એટલે સંપૂર્ણ **વાતરોગ, શૂળ, અપસ્માર,**

**ઉરઃક્ષત, ઉદરરોગ, વાંતિ, પ્લીહા, અંડવૃદ્ધિ, કૃમિ, મલબંધ, આનાહવાત, સોજો, અગ્નિમાંદ્ય, બલક્ષય, ઉચકી, દમ; ઊર્ધ્વરસ, અપતંત્રકવાયુ, ધનુર્વાયુ, અંતરાયામ, પક્ષઘાત, અપતાંનવાયુ, આર્દિતવાયુ, આક્ષેપકવાયુ, કુબ્જવાયુ, હનુગ્રહ, શિરોગ્રહ, વિશ્વાચી, ખલ્લી ગૃધ્રસી, પંગુ, સંધિવાત, બધિરપણું** અને **સંપુર્ણ શૂળ** એ સર્વે રોગોનો આ **લસણપાક** અતિ ત્વરાથી વાતવ્યાધિરૂપ **હાથીનો સિંહની** પેઠે નાશ કરે છે, તથા **કફવ્યાધિને** શાંત કરીને બલ અને પુષ્ટિ એને આપે છે. (૪૧) **વાતવ્યાધિ ઉપર** નિર્ગુંડીના પાંત્રાંનો પાટો બાંધવો. (૪૨) ઇંદ્રજવ, ચિત્રો, સુંઠ એનું ચૂર્ણ ઘીમાં આપવું. તે સંપુર્ણ **વાતવિકારોનો** નાશ કરે છે. (૪૩) દશમૂળોના કાઢામાં કિંવા કલ્કમાં તેલ સિધ્ધ કરી તે અંગે ચોપડવું, એટલે અનેક પ્રકારના વાયુનો નાશ થાય છે. (૪૪) માલકાંકણી, ચંદ્રસર (વગડાઉ મેથી), કાળીજીરી અજમો, મેથી અને તલ એનું ચુર્ણ કરી, તેનું યંત્રમાં તેલ કાઢવું અને અંગે ચોપડવું; એટલે સર્વપ્રકારના વાતવ્યાધિનાશ થાય છે. (૪૫)**નારાયણ તેલઃ**—શતાવરીના મૂળોનો રસ, તેલ અને દુધ એ પ્રત્યેક ૬૪ તોલા અને વાયવર્ણો, ટેંડુ, દેવદાર, શિલાજીત, જટામાંસી એ પ્રત્યેક ૪ તોલા લેઇ તેનો કલ્ક કરી, તે કલ્ક તેલમાં નાખી, તૈલ **સિધ્ધ** કરવું. એ **સિધ્ધ** થયેલા તેલને **નારાયણ** તૈલ કહે છે. એ અનેક પ્રકારના **વાતવ્યાધિ** ઉપર **અભ્યંગાર્થે** (મર્દન કરવાઅર્થે) યોજવાથી તે ઘણુંજ હિતકારક ને ગુણાવહ થાય છે. (૪૭) આકડાના દૂધનો જાડો લેપ કરી તે ઉપર રાઇની ઝીણી ભૂકી લગાવી પાટો બાંધવાથી, **ચમક થવો, અંગ પકડાઇ જવું; વગેરે વાતવિકારો** દુર થાય છે. (૪૭) વાયવર્ણનો પાલો બારીક વાટી લેપ કરવો અને ઉપર કેળનાં પાંત્રાં બાંધવા, એટલે**કુલ્લા, સાંધા** વગેરે અકડાઈ ગયેલાં હશે **તે છુટશે. અને ચમક** તથા **બળતરા** પણ **બંધ થાય છે.** [૪૮] વિશેષધુપ અને ગુગળ એકત્ર વાટી પાણીમાં કાલવી ગરમ કરી લેપ કરવો. અને તે ઉપર અસાળીઓ ચોટાડવો; એટલે એના લેપવડે **અનેક** પ્રકારની **વાતવેદના** અને સોજો એ રોગો ત્વરિત દૂર થાય છે. (૪૯) બાવળીયાની અને સરગવાની છાલ બારીક કુટી, અંગનો જે ભાગ વાયુથી અકડાઇ ગયો હોય તે જગોએ તેનો પાટો બાંધવો. **એમ** બે ત્રણવાર પાટો બાંધવાથી ગુણ આવે છે. (૫૦) **માષતૈલઃ**—અડદ ૬૪ તોલા લેઇ તે ૨૫૬ તોલા અને જીવનીય ગણનાં આઠ ઔષધો (ઋધ્ધિ, વૃધ્ધિ, મેદ, મહામેદ, કાકોલી, **ક્ષીર**કાકોલી, વગડાઉ મગ, વગડાઉ અડદ,) વરીઆળી, સીંધવ, રાસ્ના, કુહિલીનાં બિયાં જેઠીમધ, બળદાણાં, સુંઠ, મરી, પીંપર, ગોખરૂં, એ પ્રત્યેક ચીજો તોલો તોલો લેઇ, તેનો કલ્ક કરી, તેવડે તૈલ **સિધ્ધ** કરવું. તે તૈલ **પક્ષઘાત અર્દીતવાયુ, કર્ણશૂળ, બાધિર્ય (બેહેરાપણું), તિમિરરોગ, સન્નિપાતજરોગ, હસ્તકંપ, શિરઃકંપ, બાહુશોષ, અપબાહુક** અને **કલાયખંજ** એ રોગોઉપર પીવું અથવા શરીરે લગાવવું. **બસ્તિકર્મ** એ વિષયમાં પણ યોજવું. એ માષતૈલ **ઉર્ધ્વગત રોગ** નાશ કરવા વિષે શ્રેષ્ઠ છે. (૫૧) **લઘુમાષતૈલઃ**—અડદ, સીંધવ, ચિત્રેણમૂળ, દશમૂળો, હિંગ, વજ, શતાવરી અને સુંઠ, એ પદાર્થો લેઇ તૈલ **સિધ્ધ** કરવું. તે સર્વ **વાતનાશક** છે. (૫૨) **કલ્યાણકાવલેહઃ**—હળદર, વેખંડ, ઉપલેટ, પીંપર, સુંઠ, જીરૂં, અજમોદ, જેઠીમધ અને ઘી, એનું **લેહ** (ચાટણ), એક દિવસ સેવન કરવાથકી, તે **બહેરાપણું, તોતડુપણું** અને **બોબડાપણું** એનો નાશ કરી, **નોબત** જેવો ગંભિર અથવા **કોકિલ** જેવો મંજુલ શબ્દ કરે છે. (૫૩) આદુનો રસ ૧ ભાગ; સરગવાનો **રસ** ૧; બકરીનું દૂધ ૧, શેર પાણી શેર ૪, એ સર્વ એકત્ર કરી તેલ ૧, શેર નાખી કઢવવું. પાણી બળી જઇ તેલ શેષ રહે એટલે ગાળી નાખવું. એ તેલ વાયુના દરદો ઉપર ઘણુંજ ગુણકારક છે. **પથ્યઃ**—દૂધ, ઘી, તેલ, મીઠારસ, નવા તલ, ગહૂં, અડદ, એક વર્ષના જૂના સાઠી ચોખા, કુળિત્થનું કઢણ, પંડોળાં સરગવો, **લસણ,** દાડમ, કેરી, સ્નિગ્ધ અને ઉષ્ણ એવા **ભક્ષ્ય**

પદાર્થ. **અપથ્ય**:—ચિંતા, જાગરણ, મળમૂત્રનો અવરોધ, વમન, શ્રમ, ઉપવાસ, ચણા, વટાણા, દેવભાત, કાંગ. હરીક, ચોળા, મગ, જાંબુ, સોપારી, વાલ, તાડફળ, કારેલાં, થંડુ ધાન્ય પત્રશાક, ઉંબરાં, થંડુપાણી, વિરૂધ્ધાન્ન, ક્ષાર, શુષ્કમાંસ, રક્તસ્રાવ; તુરા, કડવા, તીખા, એ રસ; મૈથુન, વાહનપર ફરવું.

---

## ૪૭. વાંતિરોગ.
## (ઉલટી, ઓકારી.)

**કારણ**:—અતિ અજીર્ણ, અતિખારા અતિ અપ્રિય પદાર્થોનું ભક્ષણ; અતિ શીઘ્ર ભોજન કરવું, અતિ પાતળા પદાર્થ ખાવા, અકાળે ભોજન કરવું; શ્રમ, ભય, ઉદ્વેગ અને અતિ ચિત્રિ ચઢે એવા પદાર્થોનું દરશન કિંવા ભક્ષણ અને તેવા પદાર્થોની ગંધ લેવી. એ કારણોથી ઉલટી ઉત્પન્ન થાય છે. **ઉપચાર**:—(૧) આંવળકંટીનું ચૂર્ણ, ચંદન અને મધ એમાં આપવું. (૨) બાળહરીતકી, મધ, ધાણી, આંવળકંડી, એ તોલો તોલો લેઇ તેમાં પાણી ૧૬ તોલા નાખી હાથવડે ચોળી તે ગાળી પાવું. (૩) સીંધવ ઘીમાં આપવો. [૪] મધપુડાનું મિણ મધમાં આપવું. [૫] કાવળીનાં મૂળો અને હિંગ એકત્ર કરી આપવાં. [૬] હરીતકીનું ચૂર્ણ મધમાં આપવું. [૭] વાવડિંગ, ત્રિફળા, સુંઠ, એ પદાર્થોનું ચૂર્ણ મધમાં આપવું. [૮] પીંપરનું ઝાડ અને રાળ અંગારામાં બાળી પાણીમાં છમકારી, તે પાણી ગાળી પાવું; એટલે વાંતિ અને ઉચકી એનો નાશ થાય છે. [૯] બીલીની છાલનો અથવા ગળોનો કાઢો, મધ નાખી આપવો; એટલે ત્રિદોષજનિત વાંતિ [ઉલટી] દુર થાય છે. [૧૦] પિત્તપાપડાનો કાઢો મધ નાખી આપવો. [૧૧] સુકાયેલા લીંમડાની રાખોડી મધમાં આપવી. (૧૨) મસુર શેકી તેનો લોટ કરી પછી પાકેલા દાડમના દાણાનું પાણી કરી તેમાં તે લોટ કાલવી ભક્ષણ કરવો; એટલે ત્રિદોષજન્યવાંતિ (ઉલટી) તુરતજ દુર થશે. **પથ્ય**:—ચોખા, મગ, વટાણા, ગહું, જવ, આંમળાં, બોર, સાકર, કોહું દાડમ, નાળીયેર, લીંબુ, **અપથ્ય**:—ઉષ્ણ પદાર્થ, ઘોળુ કોળું, (દુષ્ટી) વ્યાયામ, દુષ્ટ અન્નપાન.

---

## ૪૮. વિદ્રધિ રોગ.

**કારણો અને લક્ષણો**:—પોતપોતાના દોષે કરી કુપિત થઈ ત્વચા, રક્ત, માંસ અને મેદ એઓને દુષિત કરી, અસ્થિ એટલે હાડકાં સુધી જાય, હળવે હળવે મોટાં ઘોર અને જેનાં મૂળો ઘણાં ઉંડા અને ઉત્પત્તિ કાળથીજ પીડાયુક્ત અને ગોળ અથવા લાંબી એવા ગ્રંથીમય શોથ (સોજો) ઉત્પન્ન કરે છે; તે રોગને **વિદ્રધિ** કહે છે. **ઉપચાર**:—(૧) વડ, ઉંબરો, પીંપળો, પીંપેર, તથા બરૂ એ પંચ વલ્કલોની છાલ સરગવાના રસમાં વાટી લેપ કરવો. (૨) હિરાકસી, સિંધવ, શિલાજિત, હિંગ એના ચૂર્ણ વડે મિશ્રિત વાયવર્ણાનો કાઢો, અંદરનો અપક્વ, મોટા શોથયુક્ત એવા વિદ્રધીનો નાશક છે. (૩) શ્વેત સાટોડી અને વાયવર્ણો એનાં મૂળનો કાઢો આપવો. (૪) ધમાસાનાં મુળ ચોખાના ધોવરામણમાં ઘસી મધ નાખી તે પાવાં. (૫) હરડાં, સીંધવ, ધાવણીના ફુલ એનું ચૂર્ણ મધ અને ઘી એમાં આપવું (૬) સરગવાનો ગુંદર, હિંગ, અને સીંધવ એનું ચૂર્ણ પ્રાતઃકાળે સેવન કરતાં જવું. (૭) સરગવાનું મુળ પાણીમાં ઘસી તેમાં મધ નાખી તે આપવું. અને તેજ રસમાં વછનાગનું ચૂર્ણ નાંખી લેપ કરવો; એટલે અંતર્વિદ્રધિનો નાશ થશે. (૮) **વિદ્રધી પાકવા માટે**:—સાતુ, ગહું મગ, જવ, સણ, એમાંથી એકનો લોટ બાફી તેનું પોટીસ બાંધવું. એટલે ક્ષણમાત્રમાં અપક્વ વિદ્રધિ પક્વ થાય છે. (૯) ચિંકણનો પાલો વાટી ઉપર બાંધવો; એટલે પાકીને ફુટશે. (૧૦) મોરથુથુ અને ટંકણખાર ઘસી લેપ કરવો એટલે પાકો થયેલો સોજો ફુટશે. (૧૧) પુંગળવેલીનો પાલો વાટી ઉપર બાંધવો, એટલે પાકો થયેલો સોજો ક્ષણમાં ઉતરશે. **પથ્ય**:—ચોખા, કુલિત્થ, લસણ, વાલ, કારેલાં, ઘી, તેલ, મગ, પંડોળાં, તપાવી થંડુ કરેલું પાણી. **અપથ્ય**:—સુકાયલું શાક, ગોળ, દહીં, ખીચડી, ખાટું ધાણી, ઘણું ખાવું દાહક પદાર્થ મૈથુન.

## ૪૯. વિષરોગ.

વિષ ત્રણ પ્રકારનું છે. **સ્થાવર, જંગમ, તથા દુષી વિષ.** મૂળાદિક વિષ તે **સ્થાવર;** સર્પાદિક વિષ તે **જંગમ;** તથા વિષનાશક ઔષધીઓનાં **હતવીર્ય** થયેલાં વિષ કિંવા ગરમી વગેરેથી **શોષાઇ** ગયેલાં, જે સ્વભાવે તથા ગુણેકરી કમી છે. અને જૂનાં થયેલા એવાં **સ્થાવર જંગમાત્મક** વિષ તે **દુષિવિષ** જાણવાં. **વિષાદ** કરીને એક પ્રકારનો ખેદ ઉત્પન્ન કરે છે, માટે તેની વિષ એવી સંજ્ઞા છે. **સ્થાવરવિષઃ—**મુળ, પાન, ફળ, ફુલ, છાલ, રસ, નાર, ગુંદર, ધાતુ અને કંદ, એવી રીતે ૧૦ પ્રકારનાં સ્થાવર વિષ છે. **જંગમવિષઃ—**દ્રષ્ટિ, નિશ્વાસ, દંત, મૂત્ર, પુરીષ, શુક્ર, લાળ, કેશ, ચિમટા, વિશર્ધીત એટલે પાદવું, ગુદા, અસ્થિ પિત્ત, શુક, તથા શવ એવાં **૧૬ પ્રકારનાં જંગમવિષ છે. દુષિવિષઃ—**દેશ, અન્ન અને દિવાનિદ્રા, એવડે વારંવાર દૂષિત થયેલાં વિષ શરીરધાતુને દુષ્ટ કરે તેને દૂષિત એ બે પ્રકારનું છે; એક **કૃત્રિમ** અને બીજું **ગરસજ્ઞં**ક. વિષ જાણવું. **વિષ પીવામાં આવ્યું છે તે જાણવાના લક્ષણ—**વાતયુકત અને ધુંવાસ જેવો મળનો અતિસાર થાય છે. તથા મોંવાટેફિણની ઉલટી થાય છે, તે લક્ષણોવાળાએ વિષ પીધું એમ જાણવું. **સ્થાવર વિષનાં સામાન્ય લક્ષણઃ—**સ્થાવર વિષથકી જ્વર, હેડકી, દાંત બંધાઇ જવા, ગળુંઅકડાઇ જવું, મોંમાંથી ફિણનો સ્રાવ, ઊલટી, અરૂચી શ્વાસ,, મૂર્ચ્છા ઇત્યાદિ ઉપદ્રવ થાય છે. **કંદવિષના લક્ષણો—**ઉગ્રવીર્ય એવાં કંદવિષ તેર પ્રકારનાં છે. એ સર્વ દશગુણ જાણવાં. જે સ્થાવર, જંગમ તથા કૃત્રિમ, વિષ દશ લક્ષણોએ યુકત હોય છે તે **તત્કાળ મરણ** પામે છે. **જંગમ વિષના લક્ષણો:—**જંગમ વિષના યોગથી ડોલાં આવવાં, મૂર્ચ્છા, ગ્લાનિ, દાહ, અન્નનો અપાક, રોમાંચ ઉભાં થવાં, સોજો તથા અતિસાર એ લક્ષણો થાય છે, **વિષનાં લક્ષણો**:—રૂક્ષ, ઉષ્ણ, શીત, સૂક્ષ્મ, આશુકારી, વ્યવાચિ, વિકાશી, વિશદ લઘુ તથા અપાકી એ દશ વિષના ગુણ જાણવા. **મુળાદિ વિષના લક્ષણોઃ—મુળોના** વિષવડે હાથે પગે રેષાઓ ઉત્પન્ન થાય છે, બડબડે છે અને મોહ પામે છે. **પાંદડાં** ના વિષવડે બગાસાં, કંપ, શ્વાસ, મોહ ઇત્યાદિ વિકારો થાય છે, **ફળના** વિષવડે મોં સુજી જાય છે; દાહ, અન્નદ્વેષ એ લક્ષણો થાય છે. **પુષ્પના** વિષવડે ઉલટી, પેટ ચડવું, શ્વાસ એ લક્ષણો થાય છે. **છાલ, નાર, ગુંદ,** એ ત્રણ પ્રકારના વિષથી મોંમાં દુર્ગંધી, અંગને ખડબચડાપણું, માથુ દુઃખવું, મોંમાથી કફસ્રાવ એ લક્ષણો થાય છે. **ક્ષીર** વિષથી મોંમાં ફિણ આવવું, તાળવું અને જીભ જડ થાય છે. **ધાતુના** વિષથકી ઉરની અંદર દુઃખે છે, મૂર્ચ્છા આવે છે તથા તાળવાનો દાહ થાય છે. **દુષિવિષનાં લક્ષણો**:—દૂષિવિષ એ **અલ્પવિર્ય** છે. એ તત્કાળ મારક થતું નથી. દૂષિવિષવડે પિડિત થયેલા માણસને બગાસાં આવે છે, તેનો રાગ (સાદ) બદલાઈ છે, મોંને પરસેવો વળે છે, મુખમાં સ્વાદ રહેતો નથી, તરસ લાગે છે, ગાંડાના જેવાં લક્ષણો કરે છે તથા દૂષિવિષવાળા માણસને કોઈ પ્રકારનું ચેન પડતું નથી. **દુષીવિષનાં બીજાં લક્ષણોઃ—**દૂષીવિષવડે ડોલાં, બગાસાં, જડપણું, અંગે શિથિલતા, રોમાંચ ઉભાં થવાં, અંગ મરડાઇ જવું, એવું થઇ જમ્યા પછી હર્ષ વધવો, અન્નપચન થવું. અરૂચિ, અંગ ઉપર નાનાપ્રકારનાં ઢીંમણાં ઉઠવાં, માંસક્ષય, હાથે પગે સોજો, મૂર્ચ્છા, ઉલટી, ઓડકાર, શ્વાસ, તરસ, જ્વર, ઉદરરોગ, એ વગેરે અને વળી એકાદા વિષથકી દાહ, એકાદાવિષથકી ઉન્માદ, એકાદા વિષથકી દાહ, એકાદા વિષથકી નપુંસકત્વ, ખેદ, કોડ, વિસર્પ, મોટા ફોલ્લા, એવા નાના પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. પોતાના હાથમા સર્વ મિલકત કિંવા અધિકાર આવે એ હેતુથી, અથવા પતિ પોતાની આજ્ઞા પ્રમાણે ચાલે એટલા માટે, બાયડીયો પોતાના પતીને વિષારી પ્રાણીનો પરસેવો, (રજ) શરીર ઉપરનો કેકડેકાણુનો મળ, અન્નમાં મસળી તે અન્ન ખાવા આપે છે; કિંવા શત્રુ ગરવિષનો પ્રયોગ કરે છે, તે યોગે કરી પુરૂષ ધોળો સફેદ અને કૃશ થાય છે; તેનો અગ્નિ મંદ થાય છે, તાવ આવે છે, મ-

મૂત્રસ્થાને પીડા થાય છે, પેટ ચડે છે, હાથે પગે સોજો આવે છે, ઉદરરોગ, ગ્રહણીરોગ, રાજયક્ષ્મા, પાંડુ, ગુલ્મ, ક્ષયજન્યજ્વર, એ વ્યાધિનાં તથા બીજી અનેક પ્રકારની વ્યાધિનાં લક્ષણો થાય છે. **સ્થાવર–જંગમ વિષ ઉપર સામાન્ય ઉપચાર**:—સીંધવ અને મરી એ સમભાગ તથા એ બન્નેના બરોબર લીંબોળીઓ લાવી વાટી, મધ અને ઘી સાથે ખાવી; એટલે–સ્થાવર જંગમ વિષોનો નાશ થાય છે.

---

## ૫૦ સર્પવિષ.

**સર્પની જાતિ** અને **તેના લક્ષણો**:—**ભોગી, રાજીલ,** એઓ ભૂમાનવડે વાત, પિત્ત, કફ એવી પ્રકૃતિના છે. **વ્યંતર** એટલે બન્નેના લક્ષણો જેમાં વિશેષ છે એવાં, ઉદાહરણ—કાળા સર્પથી **મંડળ** કિંવા **ઘોણસ** એમાં ઉત્પન્ન થયેલા સર્પ, કિંવા **ઘોણસાથકી** થયેલા સર્પ, અથવા **કાળી નાગિણીની** અંદર **ઘોણસાથી** ઉત્પન્ન થયેલા સર્પ એ પ્રમાણે બીજી મિશ્ર જાતિ કલ્પવી, તે દ્વંદ્વપ્રકૃતિના સર્પ. **ભોગીનાગ** એટલે જે સર્પને ફેણ હોઈ રંગે કાળો હોય છે તે. **રાજીલ** એટલે જે ઉપર ચિતવિચિત્ર રેષાઓ હોય છે તે. **ચક્ર, નાગર, છત્ર, સ્વસ્તિક, અંકુશ** એઓએ ધારણ કરનારા તથા ફેણુ કરનાર તથા શિઘ્રગમન કરનારા એવા સર્પ હોય છે તેઓને **દર્વીકર** (નાગ) કહે છે. સર્પોમાં અનેક જાતિ છે. પરંતુ તે બધા સર્પ **વિષારી** હોતા નથી. **વિષારી** સર્પને ઉપરના જબડાની અંદરની બાજુએ એક બિલાડીના નખ જેવી દાઢ હોય છે. એ દાઢ હમેશાં બંધ થયેલી રહે છે, અને તે દાંતનો મધ્ય ભાગ પોલો હોય છે,, અને અણીએ એક છિદ્ર હોય છે. દાંતની પાછળની બાજુએ તાળવામાં એક કોથળી હોય છે. તે કોથળીનું મુખ દાંતની સાથે જોડેલું હોય છે, એ કારણથી સાપ જ્યારે દંશ કરે છે, ત્યારે એ દાંત બાહેર કાઢી, જોરથી માણુસની નસપર દબાવે છે, તેની અણીવાળી દાઢવડે ચામડીમાં જખમ થાય છે, તથા વિષની કોથળીમાંનો પાતળો પદાર્થ દાંતમાંના છિદ્રનીવાટે જખમમાં પડે છે. તેથી માણુસના શરિરમાં વિષ પ્રવેશ કરે છે. **ભોગી પ્રભૃતિ સર્પોએ કરેલા દંશનાં લક્ષણો**:—કૃષ્ણ સર્પે કરેલો દંશ કાળો હોય છે તથા સર્વ પ્રકારના **વાત**વિકારો ઉત્પન્ન કરે છે. **મંડળીનો** દંશ **પીળો** અને સોજા યુક્ત હોય છે. અને સર્વ પ્રકારના **પિત્ત**વિકારોને ઉત્પન્ન કરે છે. તથા **રાજીલ** સર્પનો દંશ પરપોટાવાળો હોય છે અને તડતડતો હોય છે; તેનો સોજો સણકાસહિત હોય છે, અને તે દંશથી જાડુ લોહી નીકળે છે તથા સર્વ પ્રકારના **કફના** વિકારો થાય છે. ફુરસા (બારેલો સાપ) એ સર્પ વેંત દોઢ વેંત લાંબા હોઇ અંગુઠા જેટલો જાડો હોય છે. એનો રંગ કાળો જાંબુડી રંગનો હોય છે. એ બારેળા સર્પના દંશના, રાજીલાનાં દંશ પ્રમાણેજ વિકારો થાય છે. કાંડરાને (કોડચું) ફેણુ હોતી નથી. એ સર્પના જેવો જ હોય છે. એના દંશવડે આખા શરીરમાંહેના લોહીનો કફ થાય છે અને તે કફ ગળા પર્યંત આવી ગળાને ભરી નાખે છે. ઘોણસ કરીને ચીતા જેવો સર્પ થાય છે તે **લીલા** રંગનો હોય છે. એમાં આગીયો ઘોસણ અને કુસડો ઘોણસ એવી બે જાતિ છે. આગીયાઘોણસના દંશથી સર્વાંગે અગ્નિ લગાડયા પ્રમાણે દાહ થાય છે. શરીરપર મોટી મોટી ગાંઠો થઈ આવે છે. કુસડાઘોણસાના વિષથી મુત્રસ્થાને ઘણો જ સોજો આવે છે. અને વારંવાર ટીપુ ટીપુ પેસાબ થાય છે. કુસડાઘોણસાના વિષથી પ્રથમ દંશસ્થાને ખરજ ઉત્પન્ન થાય છે. અને ચાર પ્રહરમાં તે જગા ખરજવા જેવી થઈ, દિવસે દિવસે તે ફેલાતું જઇ, અંગ પણુ ફુલી જાય છે. **મણીયાર** કરીને સર્પ થાય છે. તે એક વેંતથી બે વેંત પર્યંત લાંબો અને હાથના અંગુઠા જેવડો જાડો હોય છે. તેનો રંગ લીલો જાંબુડી હોય છે. **મણીયાર** સર્પમાં ત્રણ ચાર જાતિ છે. એક જાતિનો **મણીયાર** છે, તે રાત્રે શરીરપર થઇને જાય અથવા તેની છાયા શરીર ઉપર પડી હોય તો સૂર્યોદય થવાની સંધીમાં મનુષ્ય નિશ્ચેષ્ટ માલુમ પડે છે. બીજી જાતીનો મણીયાર થાય છે, તેણે અંગ ચાટવાથી કિંવા કોઇપણુ પદાર્થ ઉપર તેની લાળ પડી હોય અને

તે પદાર્થ ખાવામાં આવે અથવા તે લાળ શરીરના કોઇ ભાગપર લાગવાથીજ વિષ બાધ કરેછે. એ વિષના યોગે ઉંઘ આવે છે. તે જાતિના મણીયાર સર્પનો દંશ દિવસે થાય તો રાત્રી થયા પહેલાં અને રાત્રે થાય તો સૂર્યોદય થયા પહેલાં માણુસને વિષ બાધ કરે છે. **સર્પદંશ ઓળખવાની યુક્તિ આ પ્રમાણે છે:—** ખાવાનું એક **પાન દંશ** ઉપર દાબી રાખવું, એટલે **વિષાર દંશ** હશે તો દંશ જેટલોજ ને પાન ઉપર અગ્નિએ શેકવાથી પડેલા ચાઠા પ્રમાણે ડાગ પડશે, અને એજ પાન દંશ ઉપર ઓળવાથી દંશ કળો થશે, **વિષાર દંશ** નહિ હોય તો ઉપર કહયો તે પ્રકાર થશે નહિં. સર્પદંશ થયેલા માણુસને **મરચાં, મીઠું** અને **કડવા લીંમડાનાં પાંત્રા** ખાવા આપવાથી તે માણુસ એ પદાર્થોનો સ્વાદ બિલકુલ જાણતો નથી. તેને એ પદાર્થો ઘણા મીઠા લાગે છે, એ ઉપરથી પણ સર્પદંશ થયો છે કે નહિ એ સમજાય છે. વળી **કાળી માટી**, દંશ થયેલ માણુસને ખાવા આપવી, તે માટી જો તીખી લાગે તો **સર્પદંશ** અને મીઠી લાગે તો **ઉંદરનુ** વિષ જાણવું **કરમદીનામુળ** પાણીમાં ઘસી થોડાં પાઇ જોવાં. જો દંશ વિષારી હશે તો **વમન**(ઉલટી) થશે. સર્પદંશ થયેલા માણુસને ઔષધ આપી ઉતાર થવા સાથેજે તેને ઉપલા ત્રણ પદાર્થો ખવરાવવામા આવે તેથી સ્વાદ સમજાય છે. એટલામાટે એ પદાર્થો ખાવા આપી, ઔષધથી ગુણ થયો કે નહિં તે અવસ્ય જોવું. સર્પ કરડે કે તુરતજ **પહેલો ઉપાય** આ કરવો કે, તતક્ષણ સર્પ જેટલો ચડયો હોય તે જગ્યાથી ચાર આંગળને છેટે ઉપરની બાજુએ એક **દોરડી** અથવા **કપડું** લેઈ, જોરથી તાણી બાંધવું, તેથી કરી વિષવડે મિશ્રીત થયેલું રકત ( લોહી ) ત્યાંનુંત્યાંજ રહે છે. આખા શરીરમાં વ્યાપી જતું નથી. જખમને જરા છેદી, તેમાંહેનું લોહી કાઢી નાખવું, એટલે માણુસને વિષ ચડવાની બહુ ભીતી રહેતી નથી. લોહી સારી રીતે નીકળીગયા પછી. તે જગો અંગારાવડે શેકી નાખવી, એટલે ત્યાં લાગેલું વિષ બળી જાય છે. **અસાધ્ય લક્ષણો:—**પિંપળાનીચે, દેવળમાં, બાગમાં, જુના વહેળામાં, વડનીચે સુકાયલા વૃક્ષનીચે સ્મશાનમાં ઝાડ ઉપર, એ સ્થાનો અને સંધ્યાકાળે ચકલા પર ભરણીનક્ષત્રમાં તથા મર્મસ્થાનમાં સર્પદંશ થયો હોય તો તે અસાધ્ય જાણવો. આર્દ્રા, મઘા, મુળ, કૃત્તિકા, ભરણી, શ્રવણ, વિશાખા, પૂર્વા ચિત્રા એ નક્ષત્રો; પંચમી અષ્ટમી, અમાવાસ્યા પૌર્ણીમા, ચતુર્દશી, એ તિથિમાં; મધ્યાન્હ, સાયંકાળ, પ્રાતઃકાળ, મધ્યાન્હરાત્ર, એ વખતે; તથા મર્મસ્થાનના સ્થળમાં દંશ થયો હોય તો જ્યારે અન્યમાણુસાદિકની સહાયતા હોય તોજ મોટા કષ્ટવડે બચી શકે છે. અજીર્ણ પિત્ત, સૂર્યસંતાપ એવડે પીડા પામેલો; બાળ અને વૃધ્ધ; કૃશ થયેલો, વણરોગી, મિહી, કોઢ વાળો, રૂક્ષ, નિર્બળ, તથા ગરોદરસ્ત્રી, એઓને સર્પદંશ થવાથી તેઓ તત્કાળ મરણ પામે છે. જેના આખા અંગમાં વિષ પ્રસરી ગયું હોય; તેને કાપવાથી લોહી નીકળતું નથી, મારવાથી તેને સોર પડતા નથી. તે રોગી સાધ્ય નથી એમ જાણવું. જેનું મુખ વાંકુ થઇ જાય છે, વાળ ગરી પડે છે, નાકનો અગ્રભાગ વાંકો થઇ જાય છે, ગળું ભાગી જવાથી ડોકસીધી રહેતી નથી. અને જે જગોએ **લાલ** તથા **કાળો** સો જો આવે છે. હાલતું નથી, એવા લક્ષણોએ યુકત રોગીઓને વૈદયોએ ચિકિત્સા કરવાના કામથી તજવા. જે માંણુસના મુખવાટે **જાડીલાળ** વહે છે, અને નાક મેં અને ગુદા એમાંથી રકત નીકળતું હોય અને **ચારદાંત**, જેઓને દંશસ્થાને લાગેલા હોય, તે માંણુસ **અસાધ્ય** જાણવો. અત્યંત, ઉન્મત્ત થયેલો, અને જ્વર અતિસાર ઇત્યાદી ઉપદ્રવોવડે નાક વ્યાપ્ત, બોલવાની શકિત જેને નથી, એવો અને કાળો ઠીકરા જેવો વાંકો થઇ કુલક્ષણોએ યુકત થયેલો અને જેનો વેગ તથા ગોળો ઉછળતો નથી, એવો **વિષરોગી** કિંવા મળમુત્રાદિ વેગરહિત, એવો વિષરોગી માણુસ **અસાધ્ય** જાણવો. **સર્પદંશ ઉપર ઉપચાર:—** વાંઝણી, કંકોડીનાં મૂળીયાં પાણીમાં ઘસી પાવાં તથા લેપ કરવો. એટલે **સર્પ, ઉંદર, બીલાડી, વિંછી,** ઇત્યાદિકોના વિષોનો નાશ થાય છે.

(૨) તાંદળજાના મૂળીયાં, ચોખાના ધોવરામણમાં વાટી પાવાં. (૩) ઘી, મધ, માખણ, પીંપર, આદુ, મરી, સીંધવ એ એકત્ર કરી ખાવાં. (૪) શિરસ વૃક્ષના ફુલોનાં રસમાં મરીને સાત ભાવનાઓ આપી, તેનું સેવન અને અંજન કરવું. (૫) કરંજાના ફળ, સુંઠ, મરી, પીંપર, બીલાનાં મૂળ, હળદર, દારૂહળદર, તુંબરૂના (તિરફળાનાં) ફુલો અને બકરીનું મૂત્ર એનું અંજન કરવું. [૬] કળલાવીનું કંદ પાણીમા વાટી નસ્ય કરવું. (૭) આંકડાના મુળો પાણીમાં ઘસી પ્રાશનાર્થે આપવાં. (૮) પાણીમાં ટંકણખાર નાખી પ્રાશનાર્થ આપવો. (૯) ફટકડીનો ગાંગડો આંખોમાં ફેરવવો અને પાણી કરી પાવું. [૧૦] અરીઠાનું પાણી કરી પાવું. અને અંજન પણ કરવું. (૧૧) પારેવા (કબુતર)ની હગાર, માણસના કેશ, ગાયનું શીંગડું, મોરની પીછીનું ચાંદલું, સાંતુની સળી, ધાણા, તુસ, કપાસનું જીંડવું, શિળામાળા એનો ધુપ ઘરમાં કરવો. તેથી કરી સર્પ અને ઉંદર એ ઘરમાંથી જતા રહે છે. (૧૨) ધોળી ચણોઠીના મુળ પાણીમાં ઘસી પાવાં. (૧૩) સાપસંદીનાં મુળ ઘસી પાવાં. (૧૪) નાગદમણીનાં મુળ ઘસી પાવાં. (૧૫) ધોળા કરેણાનાં મૂળ ઘસી તે શકિત પ્રમાણે પાવાં. [૧૬] દેવડાંગરીનાં ફળ પાણીમાં વાટી પાવાં. (૧૭) નાગવેલીનાં મૂળ ખાવાનાં પાનમાં ઘાલી ૨–૩ બીડાં કરી ખાવાં આપવાં. (૧૮) કડવી ઇદ્રવરણીનાં મુળ પાનમાં ઘાલી ખાવાં. (૧૦) ગળો પાણીમાં વાટી પાવી; એટલે ઉલટી થઇ, વિષ ઉતરે છે; અથવા ગળોનાં કાંદા અગર મૂળ, સર્પવિષથી મૂર્ચ્છિત થયેલા માણસના તાળવા ઉપર સારીપેઠે ચોળવાં, એટલે વિષ ઉતરે છે. ઢોરને માટે તેનો ઉપયોગ કરવો, હોય તો જીભ ઉપર તે ચોળવાં. (૨૦) લસણનાં રસમાં સમુદ્રફળ ઘસી અંજન કરવું. (૨૧) ધોળા ચંપાની અને બીલીની છાલ એકત્ર કુટી તેને રસ પાવો. (૨૨) એરંડાનાં પાંદડાંનો રસ કાઢી તેમાં થોડું પાણી. નાંખી પાવો. [૨૩] દવણાનાં મુળોનો રસ પાવો. (૨૪) (૨૪) કડવા લીંમડાંનો પાલો કડવો લાગતા સુધી ખવડાવવો. **ફુરશાના વિષ ઉપરઃ—**(૧) વાસનવેલનાં મુળો ઘસી પાવાં. (૨) રાતા કુંભાની છાલનો રસ, મરીની ભૂકી નાંખી આપવો, ઉતાર–કાળી તુળસીનો રસ. (૩) ધાવડીનાં મુળ પાણીમાં ઘસી પાવાં અને કંવડળીનાં મુળ ઘસી, દંશ ઉપર અને અંગ ઉપર ચોપડવાં. (૪) ફાંગળાનાં અથવા ઘોટવેલીનાં મુળ ઘસી ૩ તોલા પર્યંત પાવાં. (૫) ફાંજીનાં વેલાના મૂળ ઘસી પાવાં. (૬) શેરડીની દુખો પાલાંમાં વીંટાળી અંગારામાં બારી કઢવી અને તેનો રસ (૭) આમચની પર્યંત પીવા આપવો. અને થોડો તાળવા ઉપર અને દંશસ્થાને ચોળવો. (૭) કાળા કડાંના મૂળ ઘસી પાઇ દેવાં. (૮) સર્પાક્ષીનો રસ પાવો. (૯) **સર્પદંશ** ઉપરના ઉપચાર કરવા. **ફુરશાના વિષથી મૂત્રાવરોધ થાય તોઃ—**ખાખરાના ફુલો બારી બાંધવાં. વિષ ઉકળી રકત વહેવા લાગે તો સાગના કુમળા અંકુરો લાવી, તેને બારીક વાટી પાણીમાં મેળવી તે પાણી ૭ તોલા પર્યંત પીવા આપવું; અથવા ધાયટીના કુમળા અંકુરો અને ૭ મરી એકત્ર વાટી ગોળી કરી ખાવા આપવી. **સોજો આવે તોઃ—**ધંતુરાના પાંદડાંનો રસ કાઢી ગરમ કરી, તેમાં એનાજ મુળ ગોમુત્રમાં ઘસી ઉપર ચોપડવાં **ડોક ઉપર ભાર લાગે તોઃ—**કાળા કડાનાં મુળ ઘસી ડોક ઉપર લેપ કરવો. **પેટ દુઃખતું હોય તોઃ—**તેજ મૂળ પાવાં. **શોષ લાગે તોઃ—**જાંબુની છાલ ખાવા માટે આપવી. **પેટમાં વિષનો ગોળો થાય તો—**અગથીયાના ઝાડની ઉત્તર બાજુની છાલ પાણીમાં ઘસી પાવી. **અંગ ઉપર વિષ ફુટે તોઃ—**કડવી કારેલીનાં પાંદડાં ગરમ કરી અંગે પાટો બાંધવો. અથવા તેનોજ રસ અંગે ચોળવો. **કોડીયાના વિષ ઉપરઃ—**[૧] અરીઠાનું પાણી કરી વારંવાર પાવું. (૨) બે ત્રણ ગુંજા મોરથુથુ ફુલાવી દહીંમાં આપવું. **ચિત્રાના વિષ ઉપર—**ઘોણસકાંડના રસમાં ધણુસરીનાં મુળ, અરીઠા અને કડવા કારેલાં વાટી, ગોમુત્ર નાખી દંશ ઉપર લેપ કરવો. (૨) કુડકાના મુળ પાણીમાં ઘસી થોડી થોડી વારે પાવાં. (૩) ધણુસરીનાં મુળ, અને સુંઠ, ઘસી પાવી; અને ગાંઠો વીગેરે થઈ આવી હોય તો તે ઉપર લેપ દે-

વો (૪) ભારંગમુળ પાણીમાં ઘસી પાવાં (૫) ઢોરોને ઘોણસકાંદાનો રસ શેરભર પાવો. **મણીયારીના વિષ ઉપર**—કાળી તુળશીનો રસ પીવા આપવો. અને મસ્તક ઉપર તે રસનો લેપ પણ કરવો. અને દંશ ઉપર ચોળવો પણ ખરો. (૩) કાજુની છાલનો રસ શકિત પ્રમાણે પાસેરથી અચ્છેર પર્યંત પાવો. અને તે ઉપર દૂર્વાનો (ધરોનો) રસ પાવો; અને તાળવા ઉપર તે રસ ચોળવો. (૪) સર્પદંશ ઉપરના ઊપચાર કરવા.

---

## ૫૧ શ્વાનવિષ.

કુતરાના કફાધિક દોષ, જ્ઞાન–વહન કરનારી નાડીમાં રહી, જ્ઞાનનો નાશ કરે છે. તથા ધાતુ ક્ષોભ કરે છે. તે યોગથી મોંમાંથી લાળ પડે છે, તે આંધળો અને બહેરો થઇ, અહીં તહીં દોડે છે; તેના પગ, ખાંધ, ડોકું, વિગેરે લુલાં થઈ જાય છે, અને ડોક નીચી નમી પડે છે, એ હાડકાયલા કૂત્રાનાં લક્ષણો જાણવાં. **કુતરાનાં દંશનાં લક્ષણો:**—હડકાયું કુતરૂં કરડે એટલે મોંનો ચેરો બદલાઈ જાય છે, તેથી કરી કાળુ લોહી વહે છે. તે યોગવડે છાતીમાં અને મસ્તકમાં દુઃખે છે, તાવ આવે છે, અંગ ધ્રુજે છે, તરસ લાગે છે, મૂર્છા આવે છે, બુદ્ધિભ્રંશ, સંતાપ, શ્વાસ, કાસ, આંખોમાં પીળાશ, મૂત્રમાં કીડા, ઉન્માદ, કૂત્રાના જેવું ભસવું, બીજા માણસને કરડવા જવું, ઇત્યાદિ લક્ષણો થાય છે. તેના ઉપાયને કાળાતિક્રમ થયા પછી, ચોમાસાના પ્રારંભમાં તે વિશેષ વિકળ થાય છે અને **અસાધ્ય** પણ થાય છે, તથા આ પ્રકારનું કુત્રાનું વિષ કેવળ વાતપ્રધાન હોઈ, સર્વે દોષમાત્રને કોપાવે છે. જે રોગી, પાણીનો શબ્દ, સ્પર્શ અને અવલોકન એના યોગથી ભયભિત થાય છે, તેને "**જલસંત્રાસ**" એવું વૈદ્યકમાં નામ આપેલું છે. એ રોગી **અસાધ્ય** જાણવો. ઉપર કહેલા લક્ષણો ઉપરથી, **દંષ્ટાપ્રહાર** કરનાર ખેંચર, ઘોડા, અસ્વલ, ચિતા, વાઘ, બિલાડી, ઇત્યાદિકોના દંશના લક્ષણો જાણવાં. **સવિષ અને નિર્વીષ દંતનાં લક્ષણો:**—કંડુ (ખરજ) ચટકા થવા, રંગ બદલાવો, જ્વર ભ્રમ, દાહ, રતાશ, સણકા, સોજો, ગુમડાં પાકવાં, ગાંઠો ઉત્પન્ન થવી, ગુમડું ફાટવું, ફોલ્લા, કર્ણીકા, ઢીમણાં એ લક્ષણો, સવિષ દંશનાં જાણવાં, એ લક્ષણોથી વિપરીત લક્ષણો નજરે પડે તો નિર્વીષ છે એમ જાણવું. હડકાયલું કુતરૂં જેને કરડયું છે એવો રોગી નિરોગી માણસને કરડે તો તેને પણ તે દંશ ઉપાધિ કરે છે. **અસાધ્ય લક્ષણો**—જે પ્રાણીનો દંશ જેને થયો છે તે, તે પ્રાણી જેવી ચેષ્ટા કરે છે, બરાડા પાડે છે, અને આરસી, પાણી વગેરે પદાર્થોમાં તેનું પ્રતિબિંબ વારેવારે જોઇ ખુશી થાય તે રોગી નિશ્ચય નાશ પામશે એમ જાણવું. **કુત્રાના વિષ ઉપર ઉપચારઃ**—કાળા ઉંબરાનાં મૂળ અને ધંતુરાનાં ફળ એ ચોખાના ધોવરામણમાં વાટી આપવાં. (૨) ઝેરકોચલાનાં બિયાં ઘીમાં શેકી, તે દૂધમાં ઘસી સેવન કરવાં. અને ઝેરકોચલાનાં બિ ઘસી દંશ ઉપર લેપ પણ કરવો. (૩) ઝંઝેટાનાં મૂળ એક તોલો વાટી મધ સાથે ખાવાં. અને દંશ ઉપર કુંવેરનું લાંબુ અને સીંધવ બાંધવો. એટલે ત્રણ દિવસમાં કુત્રાના વિષનો નાશ થાય છે. (૪) ગરમાળીના પાલાના રસમાં કસ્તુરી નાખી તે પ્રાશનાર્થે આપવી. (૫) દેવબાવળી અથવા ગરમાળીનાં તાજાં મૂળ થંડા પાણીમાં એક તોલાથી ચાર તોલા પર્યંત ઘસી, તેમાં થોડું થોડું પાણી નાખી પ્રત્યેક બે વખત પીવા આપવું. દિવસ ૭. (૬) કુતરૂ કરડે કે તુરતજ, કરડેલી જગો **અગ્નિવડે** બાળી નાખવી, એટલે રોગીને નુકશાન થશે નહિં. (૭) શતાવરીના મુળોનો રસ અને ગાયનું ઘી એકત્ર કરી પ્રાશનાર્થે આપવું. (૮) ગોળ, તેલ અને આંકડાનું દુધ એનો દંશ ઉપર લેપ કરવો. (૯) તલનુ તેલ, ખોળ, ગોળ, આંકડાનું દુધ, એ સમભાગ લેઇ એકત્ર કરી પાવું. (૧૦) કાબરની હગારનો લેપ કરવો. (૧૧) બકમલીંમડીના મુળોનો રસ કાઢી તે રસ પાવો. (૧૨) જુનો ગોળ, કડવું કોળું, હોકાનું પાણી અને ઝીંઝરૂટીનાં બી એ એકત્ર કુટી પાવાં. દિવસ ૩. (૧૩) કુકરપાડાની અંદર કોકરવર્ણું પાણી નાખી તે પાણી પીવા આપવું વિષનું જોર જેમ જેમ કમી થતું જશે તેમ

તેમ એ ઓષધથી ઉલટી થતી જશે. (૧૪) પાકેલાં વગડાઉ કેળાંના બી વાટી પાણીમાં મેળવી પાવાં. અને દંશ ઉપર પણ લેપ કરવો. (૧૫) અંકોલમુળાનો કાઢો ઘી નાંખી પાવો. (૧૬) ઘોડાની લીદ એ અને મરી અઢી તોલા એ પાશેર પાણીમાં મેળવી તે પાણી પાઈ દેવું (૧૭) બ્રાહ્મણીનાં પાંત્રાનો રસ પ્રત્યેક ચાર પૈસાભાર, ત્રણદિવસ પર્યંત આપવો. (૧૮) સાટોડીનો રસ આપવો. (૧૯) રીંગણીનો રસ ઘી નાંખી આપવો. ( ૨૦ ) પાખરીનો કાઢો ઘી નાંખી આપવો.

---

## પર લૂતા (કાંતરણ) વિષ.

**લૂતા** (કાંતરણ, કાંતણ) **દંશનાં લક્ષણો:**—લૂતાએ દંશ કરવાથી તે સડે છે, અને તેમાંથી રક્ત વહે છે, તથા જ્વર, દાહ, અતિસાર અને ત્રિદોષ રોગ, ચંચળ એવો સોજો આવે છે. **દૂષી વિષ લુતાનાં દંશ લક્ષણો:**—જે દંશનો મધ્યભાગ કાળો, રાતો, બાળેલા જેવો, ઉપર ઉપસેલો, વારંવાર પાકનારો, પરૂ વહનારો, એવો હોય છે, તેથી કરી અંગ ઉપર ઢીંમણાં અને તાવ આવે છે. **પ્રાણહર લુતાવિષ લક્ષણ:**—સર્પનો મળ અને મૂત્ર એમાંથી, કિંવા મરી ગયેલો સર્પ સડી કોહી જાય છે તેમાંથી—દૂષીવિષ એવા કીડા થાય છે, તે પ્રાણનાશને કારણ છે: તેનો દંશ સુજે છે, અને તે ધોળો, કાળો, રાતો, પીળો, એવો થાય છે, તે ઉપર પરૂ આવે છે અને રોગીને તાવ આવે છે. દાહ થઇ ઉચકી (હેડકી) થાય છે અને કપાળે શૂળ થાય છે. **લુતાવિષ ઉપર ઉપચાર:**—હળદર, દારૂહળદર, મજીઠ, પતંગ અને નાગકેશર એઓને થોડા પાણીમાં વાટી, દંશ ઉપર લેપ કરવો. તે તત્કાળ લુતાવિષનો નાશ કરે છે. (૨) કાળી અને ધોળી ગોકર્ણી, ગુંદી, કાળીપાટ, રાતી અને શ્વેત સાટોડી, કોઠ અને સરસવના છોડનાં બીજ એઓને વાટી લેપ કરવો. (૩) કાળી તુળસીના પાંત્રાના રસમાં ધોળી ચણોઠી અને ધોળી ગરણી એનાં મૂળો ઘસી તે પાઈ દેવાં.

## પ૩ ઉંદરનું વિષ.

**લક્ષણો:**—વિષવાળો ઉંદર કરડયો હોય તો દંશમાંહેથી લોહી વહે છે, તે ધોળું હોય છે, તે શરીરપર ગચીયાં થાય છે અને તાવ, અરૂચી, અંગે દાહ એ લક્ષણો થાય છે. **પ્રાણહર મૂષક-વિષ-લક્ષણ:**—મૂર્છા આવે છે, ઉંદરના અંગ જેવો સોજો આવે છે, રંગ બદલાય છે, કલેદ, બહેરાપણું, જ્વર, માથાને જડત્વ અને મુખમાંથી લાળ અને લોહીની ઉલટી, એવાં લક્ષણો થાય ત્યારે **પ્રાણહર** ઉંદરનો દંશ જાણવો. **ઉંદરના વિષ ઉપર ઉપચાર:**—(૧) ધુંવાસ, મજીઠ, હળદર અને સીંધવ એ જણશો વાટી લેપ દેવો. (૨) ગલકીનાં પાંત્રા વાટી લેપ દેવો; (૩) સાપની કાંચળીની ધુંણી ત્રણ દિવસ દેવી; અને પથ્ય પાળવી. (૪) ચિલકના મુળોનું ચૂર્ણ તેલમાં પચન કરવું; અને શસ્ત્રવડે **બ્રહ્મરંધ્ર** (તાળવા) ઉપર ક્ષત કરી તે ઉપર ચોળવું; એટલે ઉંદરનું વિષ નાશ પામે છે. (૫) આંમલી ૪ તોલા, ધુંવાસ બે તોલા, એ જૂના ઘીમાં ખલી તે ૭ દિવસ ખાવું. (૬) પારો, ગંધક, કપૂર, ધુંવાસ, સરસવ એ સર્વ પદાર્થો આંકડાના દુધમાં વાટી લેપ કરવો; એટલે તે સર્વ વિષોનો નાશક છે. તેમાં વિશેષે ઉંદરના વિષનો નાશ કરે છે. (૭) સુંઠ, મરી, પીંપર, કડવા લીંમડાની લીંબોળીયો, સીંધવ, એનું ત્રણ માસા ચૂર્ણ, સાકર અને મધમાં આપવું. (૮) ઉંદરકનીના પાલાનો અંગરસ ૧ તોલાથી ૨ તોલા પર્યંત પાવો. અને અંગે પણ ચોળવો. અથવા ઉંદરકનીના કાંદા ગાયના દુધમાં વાટી તે પાવાં. દિવસ ૭. (૯) કુંમળા તોરાઓનો રસ કાઢી તે મધમાં ૭ દિવસ પાવો અથવા ઝંઝેટાના બી મધમાં ખાવા આપવાં. (૧૦) મેંદીના અંકુરનો રસ ૪ પૈસાભાર અને ઘી ૨ પૈસાભાર એકઠું કરી પાવો. (૧૧) ભારંગમુળ પાણીમાં ઘસી પાશેર પર્યંત પાવું, અને શરીરે ચોળવું તે ચઢે તો ગાયનું દુધ તાજું પાવું. (૧૨) કુકરપાડાનો લેપ કરવો. (૧૩) ખેરૂ કોપરૂ મુળાના રસમાં ઘસી લેપ કરવો. (૧૪) તુળશીના રસમાં અફીણું ખલી તે શરીરે તથા દંશ ઉપર ચોળવું.

**ભમરીના વિષ ઉપર**—મરી, સુંઠ, સંચળ **એને** પાનનાં રસમાં વાટી લેપ કરવો. **મોંટી, વનમાખી,, મધમાખી, ભમરી** એ સર્વના **દંશ** ઉપર રાફડાની કાળી માટી અને ત્રિફળાં **એનો** ગોમુત્રમાં લેપ કરવો, **સર્વ કીડાના વિષ ઉપરઃ**—ઘોડાવજ, મરી, સુંઠ, પીંપર, હિંગ, વાવડિંગ, સીંધવ, ગજપીંપળી, કાળીપાટ, **અતિવિષ** એ સર્વ ઔષધીનો કાઢો કરી પાવો.

**મક્ષિકા-પિટિકા ઉપરઃ**—અરીઠાં, લક્ષુરાળનું વૃક્ષ, પાથરી, હંસપદી, હળદર, દારૂહળદર **ગેરૂ** એનો લેપ, માખીના દંશસંબંધી પિટિકાનો **નાશ** કરે છે. **ભ્રમર-વીષ ઉપર**ઃ—સુંઠ, કબુતરની વિષ્ટા, હરતાલ સીંધવ એમને બીજોરાના-**રસમાં** ખલી લેપ કરવો. (૨) ભેંશનું માખણ ચોપડવું. (૩)થુરીયો અને પીંપર વાટી લેપ **કરવો. વિષ ઉપર વમન**—કડવી ગલકીનો **કાઢો, મધ અને ઘી** નાખી પાવો, અથવા કડવા **કોળાના** મુળ કિંવા પાંદડાં પાણીમા વાટી પાવા, **એટલે** વિષ નાશ પામે છે. **પરીષેક** સંપૂર્ણ જાતીનાં વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ છે. **એટલામાટે તે** સર્વ પ્રકારોનાં વિષ ઉપર થંડ પાણીનો અભિષેક કરવો. વીષની અંદર તીક્ષ્ણતા તથા ઉષ્ણતા છે; એટલે તે પીત્તને કોપાવે છે, માટે પ્રથમ વામક ઔષધો આપી, પછી પાણી અંગપર રેડવું.

---

## ૫૪ સોમલનું વિષ.

**લક્ષણો**—સોમલ પેટમાં ગયા પછી અર્ધા કિંવા એક કલાકમાં વિષયોગ પ્રાપ્ત થયાનાં લક્ષણો જણાય છે. ગ્લાનિ આવે છે. પેટમાં આગ થવા માંડે છે. ઉલટી થવા લાગે છે. પેટમાં અતિષય દુઃખવા લાગે છે, પછી જુલાબ થવા લાગે, અને અતિશય તરસ લાગે છે. પેસાબ બરોબર નહી થતાં, બે ત્રણ ટીપાં પડે છે. આખા શરીરે બળતરા થઈ, આજારી ઉપરનીચે થઈ જાય છે, આંખો લાલ થયેલી હોય છે. અને જીભ ધોળી થઇ જાય છે. **સોમલના ઉપર ઉપચારઃ**—ઉલટી થવાના ઊપાય યોજવા. **એક** અથવા બે તોલા રાઇની ભુકી અને થોડું મીઠું એ પાશેર ગરમ પાણીમાં નાખી, તે પાણી પીવા આપવું, એટલે ઉલટી થવા લાગે છે. સારી રીતે ઉપરા ઉપરી ઉલટી થવાને ગરમ પાણી પીવા આપવું. પેટમાંની બળતરા કમી થવા માટે પાળ દૂધ કિંવા દહીં પીવાં આપવું. અને તે ઉલટીના યોગે પાછું કાઢી નંખાવવું, (૨) કોથમી જીરૂં ( ઉંટીયું જીરૂં ) પાણીમાં વાટી ગાળી તેમાં બેદાણાં. દહીં અને ગુલાબજળ એ મિશ્ર કરી પાવું, એટલે સોમલનું વિષ ઉતરે છે. (૩) સરગવાની છાલનો રસ ૪ પૈસા સાભાર અને દૂધ અર્ધો શેર એ બન્ને એકઠા કરી પાવાં (૪) કાથાનું પાણી કરી વારંવાર પાતા જવું (૫) તાંદળજાનો રસ સાકર નાખી પાવો. (૬) કડવાં લીમડાના પાંદડાંનો રસ પાવો. [૭] નવટાંક માખણમાં ૬ માસા મરીનું ચૂર્ણ નાખી તે આપવું. [૮] **ઢોરને સોમલનું વિષ ચડયું હોય તોઃ**—ઢોરચણોઠી-[ આસોદ ] નાં મૂળીયા છાશમાં વાટી તેમાં શિકેકાઈના બે ચાર બીયાંનું ચૂર્ણ નાખી તે પાઈ દેવું. [૯] કેળનો પાશેર રસ પાવો.

---

## ૫૫ તાંબાનો કાટ.

**લક્ષણો**—જે તાંબાના વાસણને કલઈ નથી હોતી તે વાસણમાં અન્ન રાખવાથી તે કટાઇ જાય છે, અને તે અનાંજ ખાધાથી જીભ સુકી અને કર્કરી થઇ જાય છે. પેટમાં ઘણુંજ દુખે છે; લોહીનો ઝાડા થાય છે. અને ઊલટી થાય છે. એ ઉપર ઉલટી થવાનો ઉપાય યોજવો.

---

## ૫૬ જંગાલનું વિષ.

જંગાલ એ લીલા રંગની ભુકી છે એમાં સોમલ હોવાથી, તે પેટમાં ગઇ હોય તો સોમલના જેવાજ વિકારો થાય છે. **જંગાલના વિષ ઉપર**—સોમલ ઉપરના ઉપચાર કરવા.

---

## ૫૭ હડતાલ અને મનશીળ એનું વિષ.

આ બન્ને પદાર્થોમાં સોમલ હોય છે. એના વિષના સોમલના વિષ પ્રમાણે લક્ષણ થાય છે.

**હડતાલ, મનસીળ અને જંગાલના વિષ ઉપરઃ**—(૧) સોમલ ઉપરના ઉપચાર કરવા. (૨) જીરૂ અને સાકર ૭ દિવસ ખાવા આપવા. (૩) કોળાનો રસ આપવો. (૪) ધમાસો, રાજહંસ, જુઇ, કરીયાતું, એમાંથી એકનો કાઢો પીવા આપવો. (૫) સર્પાક્ષીનો રસ સાકરમાં આપવો. (૬) ધોળી ગરણીનાં પાંદડાંનો રસ પીવા આપવો. (૭) અળસીનાં બી, ખબાજીન બીજ એ ઉકાળી મધ નાખી પાવાં, એટલે ઉલટી થયા પછી દૂધ, બેદાણાનો લુઆબ એ ખાવા આપવાં. (૮) નવટાંક દૂધમાં ૫ તોલા ઘી અને તેટલીજ સાકર નાંખી તે પાવું.

---

## ૫૮ રસ કપુરનું વિષ.

આ વિષથી સોમલના જેવાજ વિકારો થાય છે. વધારામા જુલાબ માત્ર થાય છે. અને આજારીની જીભને ખાટાખારાનો સ્વાદ જણાય છે. **રસકપુર ઉપર ઉપચારઃ**—(૧) પુષ્કળ દુધ પીવા આપવું અને તે ઉલટીના ગેગે બ્હાર કાઢી નંખાવવું. ઉલટી થયા પછી માયફળનું કિંવા આવળકંટીનું ચૂર્ણ ગરમ પાણીમાં નાખી તે પાવું. (૨) ઘી પુષ્કળ પાવું.

---

## ૫૯ કાચની ભુકી.

કાચની ઝીણી ભુકી પેટમાં જવાથી વિષયોગ પ્રમાણે વિકાર થાય છે. કાચના કકડાઓને ઘણીજ તીક્ષ્ણધાર હોય છે, તે પેટમાંના આંતરડામાં વાગવાથી તેને ઇજા થાય છે; ઉલટી, જુલાબ, પેટ ચડીને દુઃખવું, તાવ, તરસ, દાહ, ઈત્યાદિ વિકારો થાય છે. **ઉપચારઃ**—પુષ્કળ દહીં, દુધ, આંમલી વીગેરે પાવાં અને તે ઉલટી કરી કાઢી નંખાવવું. (૨) એરંડાનાં મૂળ પાવાં. (૩) નવસાગર અથવા ગોપીચંદન ઘસી પાવું.

---

## ૬૦ વછનાગનું વિષ.

**વછનાગના વિષ ઉપર ઉપચારઃ**—(૧) ગાયનું દૂધ, ઘી, માંખણ અને બેદાણાનો લુઆબ (બેદાણા ઉકાળી ગાળી કાઢવા તે) એ જણસો ખવરાવવી. (૨) કપુર પાણીમાં નાખી તે પાણી પાવું. [૩] ગરમ ગરમ દુધ પાવું. (૪) ઉંબરાની છાલનો રસ દુધમાં નાખી ગરમ કરી પાવો. [૫] પિંડવણનો રસ ૪ તોલા સાકર નાખી તે પાવો. (૬) મૂળો સુધ્ધાં તાંદળજાના રસમાં ગાયનું દુધ નાખી તે પાવો.

---

## ૬૧ મુરદાડ શિંગ-(બોદારશિંગ) નૂં વિષ.

**બોદારસિંગના વીષ ઉપર**—ઉલટી કરાવી. જુલાબના ઔષધો આપવાં (૨) મુળા અને સુવા ખાવાં [૩] ગાયનું દૂધ સાકર નાંખી પાવું (૪) દાડમનો રસ પાવો.

---

## ૬૨ શિંદુરનું વિષ.

**શિંદુરના વિષ ઉપર**—અકકલકરો, ઘોડાવજ, એ પાણીમાં પીસી પાવી. (૨) લીંબુનો રસ સાકર નાંખી પાવો. (૩) ચણોઠીનો પાલો ચાવી ખાવો. દિવસ ૭. (૪) ગળું બેસી ગયું હોય તો, માફક આવે તો પાનમાં સાંજ સવાર ભિલામો ખાવો.

---

## ૬૩ મોરથુથુનું વિષ.

**મોરથુથુના વિષ ઉપર**—(૧) ૫ડિ લીંબુનો રસ, સાકર નાખી પાવો. [૨] ધાણીનો મંડ (૧૪ ગણું પાણી નાંખી બાફી, સાર કાઢી લેવાય છે તે) એલચીની છાલની રાખ અને સાકર નાખી તે પીવા આપવું. (૪)વમન આપવું (૫) કાથાનું પાણી કરી પાઇ દેવું. (૬) બીલાડાની વિષ્ટા પાણીમાં મેળવી પાવી.

---

## ૬૪ હિંગળોકનું વિષ

**હિંગળોકના વિષ ઉપર**—અધશેર આંમલી ને ચારશેર પાણીમાં કઢવી, તેના કોગળા કરાવવા. દીવસ ૭.

---

## ૬૫ પારાનું વિષ

**અશુદ્ધ પારો ઉદ્વેદો** ઔષધ નાખી આપે છે, તે અંગઉપર ફુડી નીકળી તેમાંથી કેટલાકના હાથ પગ રહી જાય છે, શરીરપર ચાંદીયો પડે છે; સોજો ઉત્પન્ન થાય છે; શરીરમાં ઠેકાણે ઠેકાણે ચમકાટ દેખાય છે, કાળાં ચાઠાં થાય છે, વગેરે ઘણા વિકારો ઉત્પન્ન થાય છે. **પારાના વિષ ઉપર**:—(૧) શુધ્ધ ગંધક દૂધમાં (૨) નાગરવેલના પાંનના રસમાં (૩) ભોપાથરીના રસમાં નાખી આપવો. (૪) નાગરવેલ, ભાંગરો, તુળસી એમનો રસ ૬૪ તોલા એકત્ર કરી શરીરે મર્દન કરવો; અને બે પ્રહર પછી સ્નાન કરવું, દિવસ ૩, (૫) વાંસના પાંદડાંનો રસ સાકર નાંખી પાવો. (૬) કારેલીના મૂળો પાણીમાં વાટી પ્રાશન કરવાં. (૭) આસોદના પાલાનો રસ, ભાંગરાનો રસ અને સુરોખાર એ છાશમાં વાટી તે છાશ ૪ તોલા પાવી; એટલે મૂત્રમાર્ગે પારો નીકળી જાય છે. (૮) કાંસદરાના પાલાનો રસ કાઢી પાઇ દેવો. (૯) ભોપાથરીના મૂળોનો રસ પાવો, શરીરે ચોપડવો અને ભોપાથરીની ભાજી કરી ખાવી.

---

## ૬૬ ગંધકનું વિષ.

**ગંધકના વિષ** ઉપર:—(૧)દૂધમાં ઘી નાખી પાવું

---

## ૬૭ અફિણનું વિષ.

**અફિણ** ઘણું ખાવામાં આવવાથી માણસ બેશુધ્ધ થઇ પડે છે; શ્વાસો શ્વાસ ઘણોજ સાવકાશ અને હળવો ચાલવા માંડે છે; આંખમાંની કીકી આકુંચિત થઇ ઘણીજ ઝીણી સુઇની અણી જેવી બારીક થાય છે, હાક મારી ઉઠાડવા છતાં માણસ ઉઠતો નથી, એ વગેરે વિકારો થાયછે **અફિણના** વિષ **ઊપરઃ**—વમન આપવું (૨) ફટકડીનું ચૂર્ણ અને કપાસીયાનું ચૂર્ણ એકત્ર કરી પાવું (૩) હિંગ પાણીમાં મેળવી તે પાણી પાઈ દેવું (૪) માલકાંકણીના પાલાનો રસ પાવો. (૫) નરમાના પાંદડાનો રસ પાવો. (૬) અરીઠાનું પાણી કરી તે પાવું.

---

## ૬૮ નેપાળનૂં વિષ

**નેપાળના વિષ ઉપર ઉપચારઃ**— (૧) એલચીદોડા દહીંમાં વાટી આપવા. (૨) ધાણાનું ચૂર્ણ સાકર અને દહીં એકત્ર કરી આપવું

---

## ૬૯ ભાંગ.

**ભાંગના ઉપર**:—(૧) દહીં કિંવા છાશ પાવી. છાશ અને ભાત ખાવો. (૨) જાયફળ ખાવાં. (૩) તુવેરની દાળ વાટી ખાવી. (૪) ગાયનું દહી, સુંઠનું ચૂર્ણ નાખી આપવું.

---

## ૭૦ કરેણનું વિષ.

કરેણના સર્વ ભાગમાં વિષ હોય છે. કરેણના વિષથી કોલેરાના આજાર પ્રમાણે લક્ષણો થાય છે. **કરેણના વિષ ઉપર**:—(૧) માંખણની પરાશ આપવી. (૨) દૂધમાં અથવા દહીંમાં સાકર નાખી તે પાવું.

---

## ૭૧ ઝેરકોચલાનું વિષ.

**ઝેરકોચલાના વિષ ઊપરઃ**—કાળી પાનવેલીનાં દીંટાંનો રસ પાશેર પાવો. દિવસ ૩.

---

## ૭૨ ધંતુરાનું વિષ.

ધંતુરાનાં પાંત્રા કિંવા બી પેટમાં જવાથી ગળામાં કોરડ પડે છે; આંખોમાંની કીકીયો મોટી થાય છે; સ્મૃતિનાશ થઈ માણસ બડબડ કરે છે; દિવાનો પ્રકાશ જોવામાં આવે તો કેફ વધારે ચઢે છે, એ લક્ષણો છે. **ધંતુરાના વિષ ઉપર**:—(૧) સમુદ્રફળ ગોમૂત્રમાં ઘસી આપવાં. (૨) દહીં અને ભાત અને હોડાવજ એ ખાવા આપવા. (૩) દુધમાં સાકર નાખી પાઇ દેવી. (૪) તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવું. (૫) દુધમાં દ્રાક્ષની ખીર કરી તે પાવી. (૬) લાલ એરંડાનાં મૂળ પાણીમાં વાટી પાવાં. (૭) ઘી પાઇ દેવું. (૮) વંતાકડીનો રસ ૪ તોલા કાઢી આપવો. (૯) કપાસનાં બીજ અને ફુલો એનો કાઢો આપવો.

---

## ૭૩ મદ્ય-(દારૂ)-ની કેફ.

**મદ્ય ઉપર**:—ઘી અને સાકર ચાટવાં. [૨] માંથાપર થંડુ પાણી રેડવું. [૩] કોળાનો રસ, ગોળ નાખી પાવો. [૪] કોહાનો ગર્ભ, દ્રાક્ષ, દાડમનો રસ અને દહીં એ સમભાગ લેઇ, તેમાં ધાણાની ભૂકી અને સાકર નાખી તે આપવું. [૫] મધ, ખજુર, દ્રાક્ષ, આમસુલ, દાડમ એ એકત્ર કરી આપવું. [૬] કાકડી ખાવી.

## ૭૪ નખ-દંત-વિષ.

**નખ-દંત-વિષ ઉપર**-કડવો લીંમડો, શમી અને વડની વડવાઇઓ એમના કલ્કમાં ગરમ પાણી નાખી, તેનો દંશ ઉપર લેપ કરવો; એટલે નખ, દાંત એના દુઃસહ સંપુર્ણ વિષનો નાશ થશે.

## ૭૫ સરડાનું વિષ.

સરડો કરડયો હોય તો શરીરનો લીલો, કાળો, નીલ કિંવા અનેક પ્રકારનો રંગ થાય છે, અને તે રોગીને ભ્રાંતિ, અતિસાર વગેરે થાય છે. **ઉપચાર**:—(૧) આંકડાનાં મૂળ થંડા પાણીમાં વાટી પાવાં. (૨) નાળીએરનો કુંમળો ગરભ પાણીમાં ઘસી તેમાં આમળાં નાખી ગરમ કરી લેપ કરવો.

## ૭૬ વિંછીનું વિષ.

**ઉત્પત્તીઃ—સર્પની વીષ્ટા, મુત્ર અને મળી**, ઉકરડા ઉપર અથવા બીજે ઠેકાણે પડી **કોહી** જવાથી, તેમાંથી **વીંછી, કાળી વીંછણ** ઇત્યાદિક ઝેરી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. **વૃશ્ચિક-વિષ લક્ષણ**:—વિંછી કરડવાથી તે જગોએ પહેલા પ્રથમ અગ્નિ અડકાડયા પ્રમાણે આગ થાય છે; પછી તે પીડા ઉર્ધ્વ અને ગતિ એ શરીરમાં ભેદે છે; દંશ-સ્થાન પાસે આવી ચચરે છે. **અસાધ્ય વૃશ્ચિક-દંશ-લક્ષણ**:—હૃદય, નાક, જીભ એ જગોએ વિંછી કરડવાથી, તથા માંસ ગળી જઇ અત્યંત વેદના થવાથી માણસ મરણ પામે છે. **વીંછીના વીષ ઉપર ઉપચાર**:—(૧) આંકડાનો પાલો અને શર્ડ વાટી તેનો કિંવા વછનાગનો લેપ કરવો. (૨) ધોળી વસુ કિંવા આંકડો એનાં મુળ **રવીવારે** કહાડવાં. એને ચાવવાથી અથવા લેપ **કરવાથી** વિંછીનું વિષ ઉતરી જાય છે. (૩) **નેપાળો** પાણીમાં વાટી લેપ કરવો; એટલે તત્કાળ **વિષ** ઉતરી જાય છે. (૪) નવસાગર અને હડતાલ પાણીમાં વાટી લેપ કરવો; એટલે તત્કાળ વીષ ઉતરી જાય છે. (૫) મોરથુથુ દહીંમાં ઘસી ચોપડવું, અને શેકવું. (૬) થોડા અરીઠા ગોળમાં ખાવા અથવા અરીઠાનું ધુમ્રપાન કરવું. (૭) હિંગ આંકડાના દુધમાં વાટી તેનો લેપ કરવો. (૮) તાંદળજાનો રસ સાકર નાંખી પાવો. (૯) ખરસાણીનો રસ ચોપડવો. (૧૦) કડવા લીંમડાનો પાલો ચાવી બાફ જવા ન દેતાં, દંશના વિષમ ભાગના કાનમાં ફુંક મારવી. અથવા કડવા લીંમડાના પાલાનું ધુમ્રપાન કરાવવું. (૧૧) હળદરની ભૂકી અને રાઇનાં પાંદડાં એ ચલમમાં નાંખી પીઇ, તે ધુંણી ગળી જવી; અને દંશસ્થાને પણ ધુંણી દેવી. (૧૨) આંમલીનો કચુકો શેકી ઉપલી છાલ કાઢી નાંખવી. અને દંશના ઠેકાણે તે જોરથી દબાવવો. (૧૩) પાણીમાં ફટકડીની ભૂકી નાખી, તે પાણી આંખોમાં નાંખવું. (૧૪) ધોળી સાવરીનાં મુળ પાણીમાં પલારી રાખી, વિંછી ચઢવા માંડયો હોય તે ઠેકાણેથી એક આંગળના અંતરપર પકડી, તે વિંછી ચડેલા ઠેકાણા પર્યંત વારંવાર ફેરવતાં જવું, એટલે વીંછીનો વેગ મુળ સાથે તુરતજ નીચે ઉતરે છે; અને ચડેલા ઠેકાણે એ મુળ એક આંગળ અંતર ઉપર પકડવું, એટલે વેદના કમી થતી જાય છે. વેદના કમી ન થાય તો મુળ ઘસી દંશ ઉપર ચોપડવું. (૧૫) ધંતુરાનાં પાંદડાં હાથમાં મસળી, દંશ ઉપર તેનો રસ ચોપડવો. (૧૬) ઝંઝેટાના મુળ ચાવી ખાવાં, અને દંશ ઉપર તેનો લેપ કરવો.

## ૭૭ કાળી વિંછણનું વિષ.

**લક્ષણ**:— કાળી વિંછણ કરડવાથી **શરીર** ઉપર રોમાંચ ઉભાં રહે છે, શિશ્ન ફુલી જા

ય છે, ઘણીજ વેદના થાય છે; અને સર્વાંગ ઉપેર હીમ પડયા જેવું જણાય છે. **કાળીવિંછણનાં દંશ ઉપર**—આંકડાનું લાકડુ ઘસી લેપ કરવો અથવા આંકડાનાં પાંદડાં. વછનાગ અને રાઈ વાટી લેપ કરવો. ( ૨ ) વગડાઉ હોરાનો રસ ચોપડવો.

---

## ૭૮ દેડકાનું વિષ.

**લક્ષણ**—દેડકું કરડવાથી તેનો એક દાંત બેસી જાય છે; તે સ્થળે **પીળો** સોજો આવે છે; સણકા, તૃપા ઉલટી અને નિદ્રા એ લક્ષણો થાય છે. **ઉપચાર**—(૧)સરસવનાં બી થુરીયાના દૂધમાં વાટી લેપ કરવો.

---

## ૭૯ માછલાનું વિષ.

**લક્ષણ**—વિષયુકત માંછલું કરડવાથી દાહ, સોજો અને શલ એ લક્ષણો થાય છે. **ઉપચાર**:—(૧) કાળા બરૂના કલ્કમાં ઘી નાખી કાઢો કરી તેનો લેપ કરવો. [૨] મોરની પીંછીની ધુંણી આપવી.

---

## ૮૦ ગરોળીનું વિષ.

**લક્ષણઃ**—દાહ થાય છે, સોજા આવે છે, સોયો ભોકાયા જેવું થાય છે, પરસેવો વળે અને શરીપર રાતા રંગની ફોડકીયો થાય છે. **ઉપચારઃ**—( ૧ ) કટોલીનાં કાંદા પાણીમાં ઘસી પાવાં

---

## ૮૧ શતપદી–(બગઇ)–વિષ.

**લક્ષણ**—બગઇ કરડવાથી દંશની જગોએ પરસેવો આવે છે, શળ થાય છે અને આંગ બળે છે. (૧) બળેલા તેલને થંડુ કરી તેનો લેપ કરવો. કિંવા દારૂહળદર, હળદર અને મનશીળ એનો લેપ કરવો. [૨] ગુગળની ધુંણી દેવી. (૩) કાળું ખજુર તેલમાં ઘસી તેનો લેપ દેવો. [૪] ગોળ બાળી લગાવવો. ( ૫ ) બદામનું તેલ ચોપડવું

---

## ૮૨ મશક–( ડાંશ )–દષ્ટલક્ષણ.

સોજો આવે છે, કંડ છુટે છે અને થોડી પીડા થાય છે. ડુંગરોપર વિષારી ડાંસ હોય છે, તે ડાંસના દંશનો ક્ષત, **અસાધ્ય** કીડાના ક્ષત પ્રમાણેજ **અસાધ્ય** હોય છે, **સવિષ મક્ષિકા દંશના લક્ષણો**—સવિષ માખી કરડવાથી તે ઠેકાણે કાળું ઢીમણું થાય છે. અને તે લાગલું વધવા માંડે છે. અને તે જગોએ આગ થાય છે. તેના યોગથી મુર્છા અને જ્વર આવે છે. આ માંખોમાં સ્થાવિક નામની જે માખ થાય છે. તે પ્રાણ લેનારી છે. **ચતુષ્પાદાદિકોના સાધારણ વિષલક્ષણ**—વ્યાઘ્રાદિક ચતુષ્પાદ જનાવરો અને માણસ–વાનરાદિ દ્વિપાદ એઓના નખોનું અને દાંતોનુ વિષ સુજે છે, વધે છે અને તાવ આવે છે.

વિષ ઉતરી ગયના લક્ષણ:—જે પુરૂષના વાતાદિ દોષ નિર્મળ થયા હોય છે, રકતાદિ ધાતુ આરોગ્યાવસ્થામાં જે પ્રમાણે હોય તે પ્રમાણે થાય છે, અન્ન ઉપર ઇચ્છા થાય છે. મલ સાફ થાય છે. શરીરની કાંતિ, ઇંદ્રિયો, મન ઇંદ્રિઓનો વ્યાપાર સારો થાય છે. તે રોગીનું વિષ ઉતરી ગયું છે એમ સમજવું.

**મેણા–કોદ્રા ઉપરઃ**—[૧] કોળાનો રસ ગોળ નાખી આપવો. [૨] થંડુ દુધ પાવું. [૩] જો ઢોરને વિષ ચઢયું હોય તો, પારિજાતકના પાલાનો રસ કાઢી, ઢોરોને પાઈ દેવો.

**સોપારી લાગે તોઃ**—[૧] ગોળ ખાવો અથવા સાકર પાણીમાં નાખી ખાવી. [૨] થંડુ પાણી પીવું. [૩] નખલાનું ચૂર્ણ ચાવવા આપવું. **થુરીયાના વિષ ઉપરઃ**—થંડા પાણીમાં સાકર નાખી પાવી. [૨] આંમલીનાં પાંદડાં વાટી લેપ કરવો. **કુહિલીના વિષ ઉપરઃ—ઘી,** સાકર અને મધ એકત્ર કરી પાવું. **ભિલામા ઉપરઃ**—[૧] સરસવ, તાંદળજો અને માખણ એનો લેપ કરવો. [૨] દારૂહળદર, સરસવ, નાગરમોથ અને માંખણ એનો લેપ કરવો. [૩] માંખણ, તલ અને દુધ એનો લેપ કરવો. [૪] બકરીનું દુધ અથવા ખોપરેલ ચોપડવું. [૫] કોથમી વાટી ચોપડવી. [૬] બદામ ઘસી ચો-

પડવી. [૭] દુધની મલાઈ અને સાકર ચોપડવી. [૮] તલ વાટી તેમાં કાળી માટી નાખી, ફોલ્લો ઉઠેલી જગોએ લેપ કરવો. [૯] જેઠીમધ, તલ, માખણ અને દુધ એનો લેપ કરવો. [૧૦] આસુંદરાની છાલ અને પાંલા વાટી લેપ કરવો. [૧૧] બહેડાંના મગજનો લેપ કરવો. [૧૨] જેઠીમધ, નાગરમોથ, કોઠીનાં પાંત્રા વાટી લેપ કરવો. **ચણોઠીના વિષ ઉપર**:—તાંદળજાનો રસ સાકર નાખી આપવો. **આંકડાના વિષ ઉપર**:—આંમલીનાં પાંદડાં વાટી લેપ કરવો. **ખરસાણીના વિષ ઉપર**:—પાણીમાં મધ નાખી પાવું. (૨) માંખણ ખાવું અને લેપ કરવો. (૩) દહીં કિંવા ખાટી છાશ પાવી. **કેરોસીન તેલ પેટમાં ગયું હોય તો તે ઉપર**:—ગરમાળીના ગુંદનું નવટાંક પાણી કરી પાઈ દેવું, પછી પાશેર દુધ પાવું, અને મીઠા તેલના કોગળા, ઉપરાઉપરી કરવા; એટલે મોંમા ફોલ્લા અને ચાંદીયો થશે નહી. **વિષ ઉપર પથ્યઃ**—સાઠી ચોખા, કોદરા, રાળ, મગ, વટાણા, તેલ, ઘી, એ કોઈ દિવસ ભોજનને આપવાં નહિં; તથા કુળિત્થ, ચુકા, આંમળાં, શાકભાજી, તાંદળજો, કાલશાક, લસણ, દાડમ, સીંધવ, એ વિષાર્તને પથ્યકારક છે. **અપથ્યઃ**—વિરૂધ્ધાન્ન, ખાવો ઉપર તરતજ ખાવું. ક્રોધ, ક્ષુધા, ભય, આયાસ, મૈથુન, દિવાનિદ્રા, એ પદાર્થો વિષાર્ત થાય તો છોડવા.

---

## ૮૩ વિષુચિકા.

(કોલેરા, કોગળીયું)

**કારણ**:—વિષુચિકા આ એક અજીર્ણનોજ પ્રકાર છે. જે અજીર્ણની અંદર સુઇયો ભોકાયા જેવી શરીરે વાયુની પીડા થાય છે, તે રોગને વિષુચિકા કહે છે. જેનો આહાર પરિમિત છે અને જેને વૈદ્યશાસ્ત્રનું પ્રમેય જણાય છે, તેને એ રોગ થતો નથી. જે આજ્ઞાની છે અને જેની ઇંદ્રિયો સ્વાધીન નથી, તથા જે ખાવાનો લાલચુ હોય છે, એવાં માણસને આ રોગ અવશ્ય થાય છે. એ રોગ થવાનું **મુળ કારણ અજીર્ણ** એજ છે. માંસાહારી લોકોને ખાવાપીવામાં નિયમિતપણું ન હોવાથી તેઓમાં આ રોગનો પ્રાદુર્ભાવ વિશેષ હોય છે. હમણાંના કાળમાં જેને "**કોલેરા**" કહે છે, તે રોગ પૂર્વે અહિ આપણા દેશમાં સમૂળગો ન હતો. શીતળાના રોગનીપેરે, કોલેરા રોગ પ્રગટ થવાથી હજારો લોક મરણ પામે છે, અને જે ઠેકાણે અતિશય ધાડી વરતી અને ગંધાતા પદાર્થો હોય છે ત્યાં આ રોગ જલદી ફેલાય છે. એ ઉપરથી યુરોપીયન વૈદ્યોનો એવો મત છે કે, આ રોગનું મૂળ કારણ **અસ્વચ્છતા** એ છે; પરંતુ એ કેવળ તેમની ભ્રાંતિ છે. અસ્વચ્છતાજ જ્યારે એ રોગનું કારણ છે, ત્યારે **ભંગી** વગેરે, જે લોક હમેશાં અસ્વચ્છતા અને ગંધમાંજ કામ કરે છે તેઓને આ રોગનો બાધ કેમ થતો નથી! જયારે તેમને રોગ લાગુ પડતો નથી, ત્યારે એ કારણ ઘણુંજ લુલું અને શુષ્ક છે. એટલું માત્ર ખરૂં કે એ રોગનો ઉપદ્રવ થવાથી, તેને દુર્ગંધ એ સાહ્યભૂત થઈ, એ રોગનો જલદી પ્રાદુર્ભાવ થાય છે. **વિષુચીકા લક્ષણ**—મૂર્છા, ઉલટી, શોષ, શૂલ, પગમાં ગોટલા ચડવા, બગાસાં, દાહ, શરીરનો વર્ણ બદલવો, કંપારી છુટવી, હૃદયમાં દુઃખવું અને મસ્તકશૂળ એ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણ**:—જેના દાંત, હોઠ, નખ, કાળા થયા હોય; શકિત ઘણીજ ક્ષીણ થઇ હોય, ઉલટીએ ઘણીજ પીડા થતી હોય, નેત્ર ઉંડા ગયા હોય, સ્વર પણ ઘણો ઝીણો થઇ ગયો હોય, સર્વ સાંધાઓ શિથિલ થયા હોય, ઈત્યાદી લક્ષણોએ યુકત જે રોગી તે અસાધ્ય જાણવો. **વિષુચીકાનો ઉપદ્રવ**:—નિદ્રાનાશ, અરતિ કંપ મૂત્રનિરોધ, મૂર્છા એ પાંચ ઉપદ્રવો થાય છે. **ઉપચાર**:—**(૧) અજીર્ણનાશક** લીંબુ છે, એટલા માટે તે સેવન કરવાથી વિષુચિકાનો ઉપદ્રવ બાધ કરતો થતો નથી. (૨) કેશર લીંબુના રસમાં પાવું. (૩) લસુણ, જીરૂં, સીંધવ, સંચળ સુંઠ, મરી, પીંપર, હીંગ એનું ચૂર્ણ લિમડાનાં રસમાં કાલવી ખાવું. (૪) ઝંઝેટાનાં મૂળ પાણીમાં ઘસી પાવાં (૫) કારેલીનો રસ તેલ સાથે પાવો. (૬) છાશમાં સાતુનું ચૂર્ણ નાખી ગરમ કરી, જવખાર નાખી તે છાશ પીવા આપવી. (૭)

બીલી અને સુંઠનો કાઢો; કિંવા બીલી, સુંઠ, કાયફળ એનો કાઢો આપવો; એટલે ઓકારી (ઉલટી), વિષુચિકા એનો નાશ થાય છે. (૭) **લવંગાદી ચુર્ણઃ**—૮ માસા લવંગ, એલચી અને જાયફળ એ અર્ધો તોલો અને અફિણ ૧ માસો, એ બધી જણસોનું ચૂર્ણ કરી, તે ગરમ પાણીમાં અર્ધો તોલો પાવું. એટલે દારૂણ કોલેરા, શુલ, અતિસાર અને વાંતી (ઉલટી) એનો નાશ થાય છે. (૮) વિષુચિકા અતિ વધી હોય તો છાશ કિંવા દહીં સમભાગ પાણી નાખી પાવું. (૯) ચણાનો ક્ષાર થંડા પાણીમા પાવો. (૧૦) તૃષા કિંવા શોષ એ ઉપર લવંગ કિંવા કાયફળ અથવા નાગરમોથનું પાણી તપાવી થંડુ પાડીને પાવું. [૧૧] લીંમડાનાં રસમાં આમલી મેળવી પાવી. [૧૨] આદુનો રસ બે તોલા અને ધોળી ડુંગળી–(કાંદા)–નો રસ બે તોલા મિશ્ર કરી, થોડું ઘી નાખી પાવો. પછી વારંવાર બે તોલા કાંદા–[ડુંગળી]– એનો રસ પાતાં જવું. (૧૩) ૩ માસા જાવંત્રી દૂધમાં વાટી પાવી. (૧૪) આમલી ૯ અને ભિલામો ૮ ભાગ એકત્ર વાટી, ધોળી ડુંગળીના રસમાં મેળવી ગાળી તે રસ ૨ તોલા પાવો; એટલે ઉલટી અને ઝાડો એ તત્કાળ બંધ થશે અને સવિષજંત પણ મરી જાય છે. (૧૫) હિંગ, બિડલોણ, ધોડાવજ, સુંઠ, અજમો, બાળહરીતકી એનું ચૂર્ણ ૬ માસા લેઇ, નવટાંક છાશમાં નાખી તે પાવી. તે મૂર્ચ્છા, શળ, મુળવ્યાધ, અગ્નિમાંદ્ય, મલાવરોધ, ઉદરરોગ વગેરેનો નાશ કરે છે. (૧૬) મોગલી એરંડાનાં મુળ છાશમાં ઘસી, હિંગ અને સીંધવ નાખી તે પાવાં.

---

## ૮૪ વિસર્પરોગ

**કારણઃ**—ખારૂં, ખાટું, કડવું, ઉષ્ણ અને લીલાં શાક વગેરે પદાર્થો ભક્ષણ કરવાથી, વાતાદિદોષ કુપિત થઇ, સાત પ્રકારના વિસર્પ રોગને ઉત્પન્ન કરે છે. આ રોગ શરીર ઉપર સર્પની પેરે પ્રસરે છે, માટે તેને વિસર્પ કહે છે. **અગ્નિવિસર્પઃ**—વાતપિત્તથી ઉત્પન્ન થયેલો વિસર્પરોગ–જ્વર, ઉલટી, મૂર્ચ્છા, અતિસાર તૃષા. હાડફુટવાં, અગ્નિમાંદ્ય, અંધારાં, ભ્રમ, ઇત્યાદિ લક્ષણોએ યુક્ત હોય છે. એનાથી આખું શરીર અંગારા સળગાવ્યા પ્રમાણે થાય છે; જે જે ઠેકાણે તે વિસર્પ પ્રસરતો જાય છે, તે ઠેકાણે કોલસા પ્રમાણે કાળો, નીલ, રાતો રંગ થઇ, ત્વરીત સોજો આવે છે, અગ્નિથી દઝાયા પ્રમાણે ઉપર ફોલ્લા થાય છે; તેની શીઘ્ર ગતિ હોવાથી તે ઝડપથી હૃદય સુધી પહોંચી જઇ અત્યંત બલવાન થાય છે; એ શરીરે વ્યથા કરે છે. સંજ્ઞા તથા નિદ્રા એનો નાશ કરે છે, શ્વાસ વધારે છે, અને ઉચકી (હેડકી) ઉત્પન્ન કરે છે. એવા અસ્વસ્થપણાના કારણથી પંથારી ઉપર સુવાથી કિંવા બેસી રહેવાથી પણ સુખ થતું નથી, હાલચાલ કરવાથી કલેશ થાય છે; મનને અને દેહને કલશ થવાથી ઉત્પન્ન થનારી એવી દુર્બોધનિદ્રા તેને પ્રાપ્ત થાય છે, આ રોગને અગ્નિવિસર્પ (આગીયોરોગ) એમ કહે છે. **ગ્રંથીવિસર્પઃ**—સ્વકારણે કોપેલા કફ વડે વાયુનો રોધ થઇ, તે કફનો ભેદ કરી કિંવા વધેલા રકતનો ભેદ કરી ત્વચા, શિરા, સ્નાયુ તથા માંસ, અહીં સુધી લાવી દુષ્ટ કરી લાંબી નાની, ગોળ, મોટી, રાતી, ગાંઠોની માળા કરે છે. તે ગાંઠોમાં સણકા ઘણા થાય છે, ઘણો કડક તાવ આવે છે; શ્વાસ, ઉધરસ, અતિસાર મોંમાં સુકાપણું, ઉચકી (હેડકી), ઉલટી, ભ્રાંતિ, વર્ણ બદલાવો, મૂર્ચ્છા, અંગભાંગી જવું અગ્નિમાંદ્ય, એ લક્ષણો થાય છે, આ રોગને ગ્રંથિવિસર્પ રોગ કહે છે. આ રોગ કફ વાયુના કોપથી ઉત્પન્ન થાય છે **ક્ષતજવિસર્પ**—બાહ્ય કારણોએ ક્ષત (ચાંદી) થઇ, તે થકી વાયુ કુપિત થઇ, તે રકત સહિત પિત્તને વ્રણમાં લાવી વિસર્પ ઉત્પન્ન કરે છે, સોજો આવે છે, તાવ આવે છે, સણકા થાય છે, તથા દાહ, થાય છેઃ તેનું લોહી કાળું હોય છે. **ઉપચારઃ**—(૧) સન્નિપાતજ વિસર્પ ઉપર વારંવાર શતધૌત ઘૃતનો લેપ કરવો, (૨) સરસડાનાં ફુલો અથવા છાલ કિંવા મૂળ, જેઠીમધ, તગર, ચંદન, એલચી, જટામાસી, હળદર, દારૂહળદર કોષ્ટ તથા વાળો, એ દશ ઔષધોનો કલ્ક કરી તેમાં ઘી નાખી તેનો લેપ કરવો, તે વિસર્પ,

કોડ, વ્રણ, તથા સોજો, એનો નાશ કરે છે. (૩) જટામાસી, રાઇ, લોધ્ર, જેઠીમધ, રેણુકબીજ, મોરવેલ, લીલાંકમળ, સરસડાનાં ફુલો, એનો લેપ કરવો,. તે અગ્નિવિસર્પનો નાશ કરનાર છે. [૪] વડ, ઉંબરો, પીંપળો, પીંપરડી, અને વેતસ એ પાંચેની છાલનો કલ્ક કરી તેમાં શતધૌત ઘી નાખી લેપ કરવો, તે દાહયુકત વિસર્પનો નાશ કરે છે. [૫] વડની વડવાઇયો, ચણોઠી, કેળનો ડોડો એનો શતધૌત ધૃતયુકત લેપ કરવો; એટલે તે ગ્રંથિવિસર્પનો નાશ કરે છે. [૬] સરસડાનાં વૃક્ષની છાલનું ચૂર્ણ શતધૌત ઘીમાં નાખી તેનો લેપ કરવો; એટલે કર્દમ-વિસર્પનો નાશ કરે છે. [૭] કરંજ અને સાતવીણ એની છાલ, કળલાવી, થુરીયો અને આંકડનું દુધ, ચીત્રો, ભાંગરો, હળદર અને વછનાગ એનો કલ્ક, તથા ગોમૂત્ર એમાં ઘી સિધ્ધ કરવું. તે ઘી વિસ્ફોટ, વિસર્પ, તથા વિચર્ચિકા એ રોગોનો નાશ કરે છે. (૮) પટોલ, અરડુસી, કરિયાતું કડવો લીંમડો, કુટકી, હરડાં, બહેડાં, આંવળકંટી, ચંદન, એનો ગુગળ નાખી કાઢો આપવો; તે સંપૂર્ણ દોષોથી ઉત્પન્ન થયેલો ઉગ્ર વિસર્પ, ઉલટી, દાહ, જ્વર, સોજો, કંડુ, વિસ્ફોટક, ભ્રાંતિ, તથા તરસ એનો નાશ કરે છે. (૯) ધમાસો, પિત્તપાપડો, ગળો, અને સુંઠ, એને રાત્રે પલારી રાખી વાટી કલ્ક કરી આપવું. તે તૃષ્ણા અને વિસર્પ એની શાંતિ કરે છે. (૧૦) એરંડો, કડવું કોળું, કડવો લીંમડો, કુંવાડીઓ, બાવચો, અંકોલ એ સમભાગ લેઈ પાતાળયંત્રમાં તેલ કાઢી ચોળવું. તેથી વિસર્પાદિકનો નાશ થાય છે. [૧૧] ચણોઠીનાં પાંદડાંના રસનો લેપ કરવો. **પથ્ય**—ગહૂં, સાઠીચોખા, મગ, મસુર, ચણા, તુવેર, કારેલાં, પટોલ, દ્રાક્ષ. **અપથ્ય**—જડાન્ન, જડપાન, લસુણ, કુળિત્થ, તલ, અડદ, માંહું, ખાટા પદાર્થ, તિખું, મદ્ય.

---

## ૮૫ વિસ્ફોટ રોગ. ( ફોલ્લા )

**કારણ**—તીખા, ખાટા, તીક્ષ્ણ (રાઇ વગેરે) ઉષ્ણ, વિદાહી, રૂક્ષ, ક્ષાર, એવા રસ સેવન કર્યાથી. અને અજીર્ણ, અધિક ભોજન, ઉન્હું, **ઋતુદોષ** એટલે શીતોષ્ણાતિયોગ, અને **ઋતુવિપર્યય** (ઋતુનું બદલાવું), ઇત્યાદિ કારણોએ વાતાદિદોષ કુપિત થઇ, ત્વચાનો આશ્રય કરી, **રકત**, માંસ તથા અસ્થિ, એમને દુષિત કરી ભયંકર વિસ્ફોટ (ફોલ્લા) ઉત્પન્ન કરે છે. તે રોગ થયાના પહેલાં, જોરાવર તાવ આવે છે. **સન્નિપાતજ** અને **રકતજ** વિસ્ફોટ એ શેંકડો અનુભવી ઓષધો કરે તો પણ **સાધ્ય** થતા નથી. **સ્વરૂપ**:—રકતપિત્તથી થયેલા એવા, અગ્નિએ દઝાએલા જેવા ફોલ્લાઓ શરીરપર કોઇ કોઇ ઠેકાણે કિંવા આખા શરીરે પણ થઇ આવે છે; અને તે કારણથી તાવ આવે છે; તેને વિસ્ફોટક કહે છે. **ઉપચાર**:—કરીયાતું, કડવો લીંમડો, જેઠીમધ, નાગરમોથ, પિત્તપાપડો, પટોલ, અરડુસી, વાળો, ત્રિફળાં અને ઇંદ્રજવ એનો કાઢો આપવો, અને પથ્ય પાળવી; એટલે **દ્વંદ્વજ, ત્રિદોષજ** અને **રકતજ** એવા વિસ્ફોટનો નાશ થાય છે. (૨) ગળો, અરડુસી, પટોળ, નાગરમોથ, સાતવીણ, ખેરની છાલ, કાષ્ટાગર, કડવા લીંમડાનો પાલો, હળદર, દારૂહળદર, એનો કાઢો-વિસર્પ, કોડ, વિસ્ફોટ, કંડુ, મસૂરિકા અને પિત્તજ્વર એનો નાશ કરે છે. (૩) પટોલ, ગળો, કરીયાતુ, અરડુસી, કડવો લીંમડો, પિત્તપાપડો, ખેરની છાલ, અને નાગરમોથ એનો કાઢો, વિસ્ફોટ-જ્વર-નાશનાર્થે આપવો. (૪) ધરો, વજ, ઉંબરો, જાંબુઓ, આસુંદરો, સાતવણ, પીંપળો એનો કાઢો બાળી, તેમાં સિધ્ધ કરેલું ઘી મર્દનથી સર્વ પ્રકારના તાવ, દાહ, પાક, વિસ્ફોટ, શોફ એનો નાશ કરે છે. (૫) કડવા લીંમડાની છાલ, ખેરની અંતરછાલ, ગળો અને ઇંદ્રજવ, એનો કાઢો મધ નાખી પાવો; તે, વિસ્ફોટ અને તાવ એનો નાશ કરે છે. (૬) કરિયાતું, અરડુસી, કુટકી, પટોલ, ત્રિફળાં, ચંદન અને કડવો લીંમડો એનો કાઢો, વિસર્પ, દાહ, જ્વર, સોજો, કંડુ, વિસ્ફોટ, ભ્રાંતિ, તરસ તથા ઉલટી એનો નાશ કરે છે. (૭) ચંદન, નાગકેશર, સરસડાની છાલ, જાઇનાં પાંદડાં, એને તાંદળજાના રસમાં

વાટી લેપ કરવો; તે દાહનાશ કરે છે. (૮) બોરડીનાં અને બાવળીયાનાં કુમળાં પાંત્રા પાણીમાં વાટી જીરૂં અને સાકર નાખી ખવરાવવાં; એટલે વિસ્ફોટ અને દાહ એનો નાશ થાય છે. **પથ્ય:**—ભાત, જવ, મગ, તુવેર, મસુર એના કાઢામાં સુંઠ નાખી તે; કુરડુ, બરૂના અંકુર, તાંદળજો, કંટોલ, પટળ, શતાવરી, પિત્તપાપડો, વટાણા, કારેલાં, કડવા લીંમડાનો પાલો, બીલીનો પાલો, તથા કડવા એવા યુષ એઓનું ભોજન કરાવવું. **અપથ્ય:**—તલ, અડદ, કુલિથ્થ; મીઠું, ખાટા, તીખા, દાહકારક એવા પદાર્થ, રૂક્ષ તથા ઉષ્ણ પદાર્થ.

---

## ૮૬ શિરોરોગ.

**કારણ:**—ધુંણી, તાપ, તુષાર, જલક્રીડા, અતિનિદ્રા, અતિ જાગરણ, ઉંચી જગોના પૂર્વ દિશાનો વાયરો, વાયુનો નિગ્રહ, રડવું, અતિ જળ કિંવા મદ્ય એનું પ્રાશન, કૃમિ, મલ અને મૂત્ર એના વેગનો અટકાવ, દોડવું, કુદવું, એકી નજરે ઘણી વાર સુધી અવલોકન કરવું, દુષ્ટગંધ, દુષ્ટઅન્ન અને ઘાંટો પાડી ભાષણ કરવું, એ કારણોએ મસ્તકરોગ ઉત્પન્ન થાય છે. વાત, પિત્ત, કફ, એને કરી, સન્નિપાતવડે, રકત વડે, ક્ષયવડે, કૃમિવડે; સૂર્યાવર્ત, અનંતવાત, અર્ધાવભેદક, શંખક, એમ **૧૧ પ્રકારના શિરોરોગ** (મસ્તકશૂળ) થાય છે. **કૃમિજરોગ**—માંથામાં ભાલા મારવા જેવી પીડા થાય છે; અને માંથામાંનું મગજ કીડા ખાય છે એવું જણાય છે, નાકમાંથી પરૂં, લોહી અને કીડા પડે છે, તેને **કૃમિજ શિરોરોગ** કહે છે. આ મોટો ભયંકર રોગ છે, **સૂર્યાવર્ત**—સૂર્યોદયસાથેજ કપાળ દુઃખવાંનો હળવે હળવે આરંભ થઈ, જેમ જેમ સૂર્ય ચઢે છે તેમ તેમ તે શૂળ, આંખો, ભમરો એમાંહે અધિક થવા માંડે છે; તથા સૂર્ય નમ્યા પછી ઓછી થવા માંડી, સૂર્ય આથમ્યા પછી સમુળગી બંધ થાય છે, શીત કિંવા ઉષ્ણ ઉપચારોવડે માણસને સુખ થાય છે, એ વિકારને **સૂર્યાવર્ત** કહે છે. **અનંતવાત**—ત્રણે દોષ દુષ્ટ થઇ ગળાની પાછલી શિરાને પકડી, આંખો, ભમરો એ ઠેકાણે રહી, અત્યંત તિવ્ર વેદના કરે છે; અને કાનના આગળના ભાગપર કંપ થાય છે; હનવટી પકડાઇ જાય છે, નેત્રરોગ થાય છે, આ ત્રિદોષજન્ય મસ્તકરોગને **અનંતવાત (નંદવાયુ)** એમ કહે છે. **અર્ધાવભેદક**—રૂક્ષાન્ન, અતિ ભક્ષણ, અધ્યશન, પૂર્વદિશાભણીનો પવન, દવ, મૈથુન–વેગધારણ, આયાસ, વ્યાયામ. એ કારણોએ કુપિત થયેલો કેવળ વાયુ, કિંવા કફયુકત વાયુ અર્ધું મસ્તક પકડી, ગળાની શિરા (નસ), ભમરો, આંખ, કાન, ડોળા, કપાળ એ સર્વ એક બાજુભણીનાં પકડી, કોવાડીવડે ઘા માર્યા જેવી વેદના કરે છે, તેને **અર્ધાવભેદક (આધાશિશી)** કહે છે. આ રોગ વધવાથી તે બાજુની આંખ જાય છે, કિંવા કાન પણ બહેરો થાય છે. **શંખક:**—દુષ્ટ થયેલાં પિત્ત, રકત તથા વાયુ ઘણો વધી, ઘણાજ સણકા આવે છે બળતરા બહુ બળે છે; તેનાથી તે ભાગ ઘણો રાતો થાય છે; તે વેગ પ્રમાણે વધી ગળાં સુધી જઈ ત્વરિત તેનો રોધ કરે છે; આ શંખક રોગવડે ત્રણ દિવસમાં પ્રાણનાશ થાય છે. **વાતજ શિરોરોગ ઉપર ઉપચાર:**— કોષ્ટ એરંડાનાં મુળ, સુઠ એ છાશમાં વાટી ગરમ કરી માથે લેપ કરવો. ( ૨ ) મુચકુંદના ફુલોનો લેપ કરવો. ( ૩ ) સુંઠ અથવા તજ ઘસી ગરમ કરીલેપ કરવો. ( ૪ ) નવસાર અને ચુનો શીશીમાં નાખી સુંઘવા આપવી. **પિત્તજ શિરોરોગ ઉપર:**— ( ૧ ) સાકર, દુધ અને પાણી મસ્તક ઉપર સિંચન કરવું. અથવા થંડા પાણીની ઘડી મુકવી ( ૨ ) ચંદન, વાળો, કમળ, જેઠીમધ, ચિકેણુમુળ, થુરીયાનાં મુળ એ જણશોને દુધમાં વાટી લેપ કરવો. **કફજ શિરોરોગ ઉપર:**- ( ૧ ) ચંદનનો લેપ કરવો. ( ૨ ) રેણુકબીજ, સણુ, શિલાજિત, નાગરમોથ, એલચી, કૃષ્ણાગર, દેવદાર, જટામાસી, એરંડાનાં મુળ એનો મંદોષ્ણ લેપ કરવો. ( ૩ ) સુંઠ, કોષ્ટ, કુવાડીયાનાં મુળ, દેવદાર, ભેંસાગુગળ, એને ગોમુત્રમાં વાટી ગરમ કરી સુખોષ્ણ એવો લેપ દેવો. **સન્નિપાતજ શિરોરોગ ઉપર:**— ( ૧ ) મીંઢળ, તિલવણીનાં બી, નાકછિંકણીનાં પાંત્રા,

એ સમભાગ; વડનાં બીજ અને છાલ એનું ચુર્ણ અર્ધો ભાગ લેઇ, તેનું બારીક તપખીર જેવું ચૂર્ણ કરી સુંઘવાને આપવું; એટલે તાત્કાળ મસ્તકશુળ, પ્રલાપ, કફ અને સન્નિપાત એનો નાશ કરે છે, **રકતજ શીરોરોગ ઉપરઃ—** (૧) શતધૈતઘૃત માથાપર ચોળવું. (૨) સુંઠના કલ્કમાં દૂધ નાખી તેનું નસ્ય આપવું તે નાના દોષોથકી ઉત્પન્ન થયેલી તિવ્ર મસ્તકશૂલનો નાશ કરે છે. (૩) કમળ અને રાસ્ના એ વાટી તેનો લેપ કરવો. (૪) ઉંબરાના પાકેલાં ફળ લેઇ ઘીમાં સાકર નાખી તે સાથે પચાવવાં, તેમાં એલચી અને મરી નાખી ભક્ષણને માટે આપવાં એટલે રકતસ્રાવની શાંતિ થાય છે. (૫) રીંગણીના ફળનો રસ કાઢી તેનો મસ્તક ઉપર લેપ કરવો, તે મસ્તકશૂળનો નાશ કરે છે. **કૃમિજ શિરોરોગઉપર—**(૧) સુંઠ, મરી, પીંપર, કરંજની, છાલ, સરગાવાની છાલ, એ સર્વેને બકરીના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપવું. (૨) વાવડિંગ, સાજીખાર, દંતીમુળ, હિંગ એને ગોમુત્રમાં વાટી તે કલ્કમાં સરસવનું તેલ નાખી પચન કરી તેનું નસ્ય કરવું. (૩) કાંટાસરીઆના પાલાનો રસ અને ઘી એકત્ર કરી નાકમાં પાડવાં. (૪) રીંગણીના ફળની બીડી કરી નાકમાંથી ધુંવાડી કહાડવી અને એ ત્રણ દિવસ થયા પછી કુકરપાડાનું ચૂર્ણ નાકે સુંઘવું, એટલે બધા કૃમિ પડશે [૫] કડવા લીંમડાના પાંદડાં અને મરી વાટી તે રસ નાકમાં નાખવો. **સુર્યાવર્ત રોગ ઉપરઃ—**(૧) ગોળ નાખી ઘી પાવું. અને તલ દૂધમાં વાટી તેનો લેપ કરવો; આ ઓષધ ત્રણ દિવસમાં સૂર્યાવર્ત રોગને શાંત કરે છે. [૨] દૂધ, ઘી એનું ભક્ષણ અને નસ્ય કરાવવું અને તેમાંજ રેચ આપવો. (૩) દશમુળોનો કાઢો કરી તેમાં ઘી અને સીંધવ નાખી તેનું નસ્ય કરવું. તે આધાશીશી, સુર્યાવર્ત અને મસ્તકશૂળ એનો નાશ કરે છે. (૪) ઉપરસાલ' નિલકમળ, કોષ્ટ વજ, પીંપર, અને જેઠીમધ, એને કાંજીમાં વાટી, તેમાં ઘી અને તેલ નાખી તેનો **સુર્યાવર્ત** અને **આધાશીશી** એ રોગો ઉપર લેપ કરવો. (૫) ભાંગરાના રસમાં સમભાગ બકરીનું દૂધ નાંખી સૂર્યકિરણોમાં તપાવવું, અને તેનું નસ્ય કરવું. (૬) સરસડાના ઝાડના મુળોની કિંવા ફળોની અથવા જવ, પીપર એની પોટલી સુંઘવાને આપવી [૭] ચણોઠીનું મુળ ઘસી તેનું નસ્ય આપવું, એટલે સુર્યાવર્ત, રતાંધળો નેત્રમાં પડળ આવે છે તે, મસ્તકશૂળ, એ રોગો દુર થાય છે. **અનંતવાત શિરોરોગ ઉપરઃ—સુર્યાવર્ત નાશક** વિધિ કરવી [૨] મધ દહીં ઉપરની તોર ઘેબર, ઘી, પુરી એ વાત પિત્ત નાશક આહાર આપવો. (૩) અનંતના ઝાડની ઉત્તર દિશાભણીથી મુળાડી કાઢી, થંડા પાણીમાં ચંદન પ્રમાણે ઘસી આખા મસ્તકે લેપ કરવો, અને તાળવા ઉપર ચોળતાં રહેવું તથા મુળનો એક કકડો વાળે બાંધી રાખવો, અને શકિત પ્રમાણે થંડા પાણીમાં મુળ ઘસી પીવું. (૪) કાળા કાંસાળુના કાંદા પિસી, તેની પોટલી તવીપર ગરમ કરી તેનો મસ્તકે શેક કરવો. પછી કેટલીક વારે તેજ પોટલીમાંના કાંદા ગરમ કરી તેનો મસ્તકે પાટો બાંધવો. (૫) અરીઠા હાથમાં ચોળી તેના ફિણનું અંજન કરવું. વાયુ ઉતરી ગયા પછી આંખોમાં માખણ આંજવું આ અંજનથી મહાન સર્પનું પણ વિષ ઉતરે છે. (૬) તાંદળાનો ભાત કરી ખાવા આપવો. એ ભાત વિષમજ્વર અને વિષ ચડેલા માણસને પણ હિતકર છે. **આધાશીશી ઉપરઃ—**બકરીના દુધમાં અથવા પાણીમાં સુંઠ ઘસી તેનું નસ્ય આપવું. તે **મસ્તકશૂલનો** નાશ કરે છે. (૨) સરગવાના પાલાના રસમાં મરી ખલી તેનો લેપ કરવો. (૩) પીંપર, સીંધવ એનું ચૂર્ણ તેલમાં કિંવા ઘીમાં પચન કરવું. અને નસ્ય આપવું; અથવા પાણીમાં ઘસી નસ્ય આપવું. (૪) કોષ્ટ, એરંડમૂળ અને કુવાડીયાનાં મૂળ એ કાંજીમાં વાટી તેનો લેપ કરવો. (૫) અગથીયાના પાંત્રાનો કિંવા ફુલોનો રસ, જે ભાગનું કપાળ દુઃખતું હોય તેના બીજા ભાગના નાકમાં પ્રથમ બે ટીપાં વધારે નાખી, પછી બીજા નાકમાં નાખવાં એના યોગથી **ચાતુર્થિક જ્વરનોપણ** નાશ થાય છે. (૬) કેશર અને ઘી એકત્ર ખલી તેનું નસ્ય આપવું, તે **તત્ક્ષણ** આધાશિશીનો નાશ

કરે છે. (૭) રીંગણી તથા જટામાસી એના કલ્કમાં ઘી નાખી પચન કરવું. તેનું નસ્ય આપવાની સાથેજ નાશ થાય છે. (૮) સહેવાતો હોય તેણે ભીલામાનું તેલ બારીક સળીપર લેઇ, જે બાજુનું કપાળ દુઃખતુ હોય તેથી બીજી બાજુના ડોળાની પાસે જ્યાં રાતી જગો હોય છે તે જગો ઉપર તે ચોપડવું.-આ યોગવડે દુઃસહ આધાશિશી પણ દુર થાય છે. (૯) તુવેરનાં પાંત્રાં અને ધરો એનો રસ એકત્ર કરી તેનું નસ્ય આપવું, તે તતક્ષણે આધાશિશીનો નાશ કરે છે. (૧૦) વાવડિંગ, કાળાતલ, એ સમભાગ લેઇ વાટી તેનો લેપ અને નસ્ય કરવું. (૧૧) મરી અને ચોખા, ભાંગરાના રસમાં વાટી તેનો લેપ કરવો. (૧૨) ગરણીનાં ફળ કિંવા મૂળ પાણીમાં વાટી તેનું નસ્ય કરવું; કિંવા મૂળ કાંને બાંધવાં. (૧૩) દુધ કિંવા નાળીએરનું પાણી સાકર નાખી પીવું કિંવા થંડુ પાણી પાવું અથવા ઘીનું નસ્ય આપવું. (૧૪) ખડીસાકર અને મીંઢળ ગાયના દુધમાં ઘસી તેનું, સૂર્ય ઉગ્યા પહેલાં નસ્ય આપવું. (૧૫) કરંજાનાં બી ઘસી તેમાં ગોળ નાખી તેનું નસ્ય આપવું (૧૬) રાસ્ના, સુંઠ, વાવડિંગ, એરંડાનાં મૂળ, ત્રિફળા, દશમૂળો, હરીતકી, એનો કાઢો આપવો. તે વાતરોગ, આધાશિશી, આઢયવાત, અર્દીવાત, ખંજવાત, નેત્રરોગ, મસ્તકશળી, જ્વર, અપસ્માર, એનો નાશ કરે છે. (૧૭) કુકરપાડાની ભૂકી નાકે સુંઘવી; એટલે શ્લેષ્માદિક દૂષિત ભાગ નીકળી જઈ આધાશિશી દુર થાય છે. (૧૮) મોટા પરોઢીયે બે કિંવા ત્રણ નેપાળાનાં બિયાંમાંહેનું મગજ લેઈ, લીંબુના રસમાં ઘસી, જે બાજુનું મસ્તક દુઃખતુ હોય તે બાજુની આંખની ભમર ઉપર સળીવડે ચોપડવું; એટલે આધાશિશી જલદીથી દુર થાય છે. (૧૯) નગોડના રસમાં મરી ઘસી તેનું નસ્ય આપવું. (૨૦) આવળકંટીનું ચૂર્ણ, ઘી અને સાકર સાથે ખાવા આપવું. (૨૧) દુધની મલાઇ સાકરમાં ખાવી. (૨૨) આદુ અને ગોળ એકત્ર કુટી ગોળી કરી તેનો રસ નાકમાં પાડવો. (૨૩) સવાર સાંજ ગાયનું ચોખુ તાજુ દુધ નાકમાં નાખવું. એટલે સાત દિવસમાં આધાશિશી દુર થાય છે. (૨૪) સમુદ્રફળ બકરીનાં મૂત્રમાં ઘસી તેનું નસ્ય આપવું. (૨૫) નાકછીંકણીનું ચૂર્ણ પ્રથમ વિષમ બાજુના નસકોરામાં સુંઘી પછી બીજા નસકોરામાં શુંઘવું. (૨૬) અરીઠા ઘીમાં ઘસી નસ્ય કરવું. **શંખક શિરોરોગ ઉપરઃ—** (૧) કેશર અને સાકર સમભાગ, અને બન્નેના સમાન ઘી અને ઘીથી ચોગણું પાણી નાખી ઘી શેષ રહે તે પર્યંત તે સર્વે પચન કરવું, અને પછી તે ઘીનું નસ્ય આપવું; એટલે શંખક, મસ્તક અને નેત્ર એની શૂલ નાશ પામે છે. (૨) થંડુ પાણી મગજપર સિંચતા જવું. (૩) દારૂહળદર, મજીઠ, કડવો લીંમડો, પદ્મકાષ્ઠ એનો લેપ કરવો. (૪) ચિકણ, નિલાંકમળ, ધરો, કાળાતલ અને સાટોડી એનો લેપ કરવો. તે શંખક, અવંતવાત અને સર્વ પ્રકારના મસ્તકરોગ એનો નાશ કરે છે. (૫) કરંજ સરગવો એનાં બી, તમાલપત્ર, સરસડો, તજ એનું નસ્ય આપવું. તે સર્વે પ્રકારના શિરોરોગ ઉપર પ્રશસ્ત છે. (૬) ગોળ, આદુનો રસ, પીંપર, સીંધવ, પાણીમાં ઘસી તેનું નસ્ય આપવું. એટલે **ભુજસ્તંભાદિકરોગ, સર્વે પ્રકારના શિરોરોગ** એ દૂર થાય છે. (૭) સાકર તથા કેશર ઘીમાં તળી તેનું નસ્ય કરવું; તેથી કરી વાયુ, રક્ત એનાથી ભમરો, આંખ, કાન, ડોળા, એ ઠેકાણાની શળી, અર્ધમસ્તકની શળી, સૂર્યાવર્ત એ રોગો દુર થાય છે. (૮) દેવદાર, તગર, કોષ્ટ, વાળો, સુંઠ એ કાંજીમાં વાટી, તેમાં તેલ નાખી લેપ કરવો, એટલે મસ્તકશલનો નાશ થાય છે. (૯) ઉન્હાળી અને નવસાર એકત્ર ખલી સુંઘવામાટે આપવાં, એટલે મસ્તકમાંની વાયુસંબંધી પીડાનો નાશ થાય છે. (૧૦) સુંઠ, મરી, પીંપર, પુષ્કરમૂળ, હળદર, રાસ્ના, દેવદાર અને વજ એનો કાઢો નાકવડે પ્રાશન કરવો. તે મસ્તકરોગનો નાશ કરે છે, (૧૧) ગોળ અને સુંઠના કલ્કમાં દુધ નાખી તેનું નસ્ય આપવું, તે નાના પ્રકારના દોષવડે થયેલી મસ્તકપીડાનો નાશ કરે છે. (૧૨) એરંડમુળ, તગર, શતાવરી, જીવંતિ, રાસ્ના, સીંધવ, ભાંગરો, વાવડિંગ જેઠીમધ, સુંઠ, કાળાતલનું તેલ, બકરીનું દુધ, એ સઘળું

એકત્ર કરી તેમાં ભાંગરાનો રસ નાખી પચન કરવું; આ સિધ્ધ થયેલા તેલનાં ૭ બિંદુ ( ટીપાં ) નાકમાં નાખવથી, તે બધા પ્રકારના મસ્તકવિકારો દુર કરશે: ગરીગયેલા કેશ, હાલનારા દાંત એઓને ધટ્ટ કરશે; તથા ગરૂડના જેવી દૃષ્ટી કરી બાહુઓમાં અધિક બળ આપશે. ( ૧૩ ) ત્રિફળાં, કરિયાતું, હળદર, કડવો લીંમડો. ગળો, એનો કાઢો તેમાં ગોળ નાખી પાવો. તે ભ્રકુટિ, આંખ, કાંન એ ઠેકાણાની શળ, આધાશિશી, સૂર્યાવર્ત, શંખક, દંતશુળ, રતાંધળો, પડળ અને નેત્ર- પીડા એનોનાશ કરશે. ( ૧૪ ) કડવા લીંમડાના પાલાના રસમાં મરી નાંખી નસ્ય આપવું. તેથી મસ્તકશુલ, અપસ્માર એ રોગો દુર થાય છે. અને કૃમિ પણ પડે છે. **ક્ષયજ શિરોરોગ** ( મસ્તકમાંના મેંદુ શુષ્ક થઇ ભયંકર મસ્તશુલ થાય છે તે )**ઉપરઃ**—( ૧ ) ગોળ, ઘી અને પુરીયો ખાવાઅપવી; અને દુધ, ઘી એનું નસ્ય અને પાવું. ( ૨ ) દુધમાં બદામ વાટી ખીર કરી સોજુ ઘી અને સાકર નાખી ખાવી અને માથાપર બદામનું તેલ ચોપડતાં જવુ. **પથ્ય**—ઘી, દુધ, ચોખા, પટોળ, સરગવો, ચાકવત, કારેલાં, કેરી, દાડમ, તુવેર, ગહૂ મગ. **અપથ્યઃ**—મલમૂત્રનો અવરોધ, દુષ્ટ- પાણી, વિરૂદ્ધાન્ન, દિવાનિદ્રા.

---

## ૮૭ શીતપિત.

### ( પિત્તનું ઉપડવું. )

**કારણ અને લક્ષણોઃ**—શીતલવાયુના સંપર્કેકરી કફ અને વાયુ એ દુષ્ટ થઇ, પિત્તને મળી અભ્યંતરમાં રક્તાદિ ધાતુને ઠેકાણે અને બાહેર ચામડીમાં, મધમાખીના દંશથી જેવું ઢીમણું થાય છે, તેવાં ઢીમણાં થાય છે. તેમાંથી કંડુ, પીડા અને દાહ ઉત્પન્ન થાય છે. **ઉપચારઃ**— (૧) સીંધવ ઘીમાં વાટી ચોપડવો. (૨) ત્રિફળાંનું ૬ માસા ચૂર્ણ એક તોલો મધમાં આપવું. (૩) મરીની ભૂકી ઘીમાં મેળવી. શરીરે ચોળવી. (૪) નગોડના પાંદડાંનો રસ ૨ તોલા કાઢી તેમાં ગાયનું ઘી એક તોલો નાંખી ત્રણ દિવસ પાવું. (૫) કોઠીંના પાલો બારીક વાટી તેનો લેપ કરવો; અને કોઠીના પાલ નો રસ દુધમાં પીવો. (૬) શિવણીનાં સુકાં ફળ બાળી, તે વાટી તેનો કલ્ક દુધમાં આપવો, અને પથ્ય પાળવી. (૭) ગળો, હળદર, કડવો લીંમડો અને ધમાસો એ પ્રત્યેકનો કાઢો શીતપિત્ત ઉપર આપવો. તે પ્રાણનું સંરક્ષણ કરે છે. (૮) ગોળ તથા અજમો એ એકત્ર કરી સાત દિવસ આપવું. (૯) કુંવાડીઆના મૂળોનું ચૂર્ણ ઘીમાં પ્રાશ નાથૅ આપવું. (૧૦) તુળસીનો રસ શરીરે ચોળવો. (૧૧) કડવા લીંમડાનાં પાંત્રાં વાટી ઘી સાથે કિંવા આવળકંટી સાથે ખાવાં, તેથી કરી વિસ્ફોટ, કોઢ, ક્ષત, શીતપિત્ત, કંડુ, રક્તપિત્ત એ નાશ પામે છે. (૧૨) ગલકીના પાંદડાંનો રસ ઘીમાં નાખી તેનો લેપ કરવો. (૧૩) ગરમાળીના મૂળ દુધમાં ગસી પાવાં, એટલે કંડુ અને શીતપિત્ત ત્રણ દિવસમાં દુર થાય છે. **પથ્યઃ**—ચોખા, મગ, કુળિત્થ, કારેલાં, દાડમ ગરમ પાણી, કફ, પિત્તહારક પદાર્થ. **અપથ્યઃ**— સ્નાન, ગરમી ( તાપ ) ખાટું તથા જડાન્ન.

---

## ૮૮ શૂળરોગ.

**કારણ**;—ઉદરમાં વાયુનો પ્રકોપ થાય એટલે હૃદય, કુક્ષિ, પીઠ, પાંસળી, ધુંટી, પેટ એ જગોએ શૂળ ઉત્પન્ન કરે છે. **શૂળના પ્રકાર**— પૃથક દોષોવડે **ત્રણ** સન્નિપાત વડે **એક**, આમવડે એક તથા દ્વંદ્વજ **ત્રણ; મળી આઠ** પ્રકારની શૂળ થાય છે. આ બધી શુળની અંદર ઘણું કરી **વાયુ** પ્રબળ હોય છે. શુળના **પરિણામશુળ** અને **અન્નદ્રવશૂલ** એવા પણ બીજા ભેદ છે. **શૂળનાઉપદ્રવઃ**—વેદના, તૃષા, મૂર્છા, મલબદ્ધતા, કફ, શ્વાસ, ઉચકી એ ઉપદ્રવો થાય છે, **ઉપચારઃ**—દશમૂળોના કાઢામાં એક વર્ષના જૂના ચોખા તપાંવેલું દુધ, પટોળ, સરગવો, કારેલાં' મીઠું, સુવા, લસણ, કુળિત્થ, કેરી. **અપથ્યઃ**— વિરૂધ્ધ અન્નપાન, જાગરણ, વિષમાશન; રૂક્ષ, કડવાં, તુરા, થંડા, ગુરૂ એ પદર્થાંનું સેવન; ઉદ્યોગ, મૈથુન, મદ્ય દ્વિદલધાન્ય (તુવેર, વટાણા ઉત્યાદિ ), તીખા પદર્થ, શોક, ક્રોધ,

---

## ૮૯, શોથરોગ. [ સોજા. ]

કારણઃ—વમન વિરેચકાદિ શોધન, જ્વરાદિરોગ, ઉપવાસથી કૃશ અને દુર્બલ થયેલાં માણસને ખાટા, ખારા, તીખા, ઉષ્ણ, તથા જડ એવા પદાર્થોનું સેવન; દહીં, અપકવઅન્ન, મૃત્તિકા, ભાજી, સમુદ્રમાંના મચ્છ; વિષવડે દુષિત થયેલું અન્ન એમનું સેવન; મૂળવ્યાધ, અવ્યાયામ, શોધન કરવા યોગ્ય દોષો થાય તો પણ તેનું શોધન નહિં કરવું; હૃદયાદિ મર્મસ્થાનને દોષોએ કરેલો ઉપઘાત; આમ, ગર્ભપતનાદિ ખરાબ પ્રસૃતિ, વમનાદિ પંચકર્મનો મિથ્યાયોગ, એ સર્વે દોષો સોજાનાં કારણો છે. **લક્ષણઃ**—અંગે જડત્વપણું, ચિત્તસ્વસ્થ નહોવું, સોજો, દાહ; શિરા બારીક થવી, રોમાંચ ઉભાં થવાં, તથા અંગનો રંગ બદલાવો એ સોજાનાં **સામાન્ય** લક્ષણો છે. **ઉપચાર**—[૧] સાટોડી, દારૂહળદર, હળદર, સુંઠ, બાળહરડાં, ગળો, ચિત્રા ભારંગમૂળ, દેવદાર એનો કાઢો સર્વાંગનો સોજો દુર કરે છે. (૨) વછનાગ, સુંઠ, સાટોડીના મૂળ, એ ગોમુત્રમાં વાટી લેપ કરવો. (૩) ગલકીના પાંત્રાંનો રસ ગોમુત્રમાં નાખી ગરમ કરી ચોપડવો. (૩) આંકડો અને એરંડો એનાં પાંત્રાં વાટી ગરમ કરી સોજા ઉપર લેપ કરવો. એટલે ત્રણ દિવસમાં સોજા ઉતરે છે. (૫) આદુનો રસ કિંવા સુંઠનો કાઢો દુધ નાખી પાવો. તથા તે પચી ગયા પછી ત્રિફળાનાં કાઢામાં શિલાજિત નાખી પાવો; એટલે ત્રિદોષજ સોજાનો નાશ થશે. (૬) સંચળ અને રાઇ એકત્ર વાટી લેપ કરવો. (૭) કાળી નગોડ, ચિત્રા, સુંઠ, નાગરમોથ, જીરૂં રિંગણી, કાળી પાટ, હળદર, પીંપર, ગજપીપળી, જટામાસી એનું ચૂર્ણ, મંદોષ્ણ પાણીમાં મેળવી આપવું. આ સર્વોત્તમ ઉપાય છે. (૮) ગોળ, પીંપર, સુંઠ એનું ચૂર્ણ, સોજો, આમાજીર્ણ, શૂળ એનું નાશક તથા બાસ્તિશોધક છે. (૯) ત્રિફળાનો કાઢો ભેંશનું ઘી નાખી પાવો; એટલે સોજો, પ્રમેહ, નાડીવ્રણ, ભગંદર, એનો નાશ થાય છે. (૧૦) અરડુસો, ગળો, એનો કાઢો મધ નાંખી આપવો, એટલે દુર્ધર સોજો, શ્વાસ, કાસ, તાવ, ઓકારી એનો નાશ થાય છે. (૧૧) સાટોડી, ચિત્રા, નગોડ, ગુગળ, એરંડાનાં પાંત્રાં કાંટાસરીઓ, એ પાણીમાં નાખી ઉકાળવું અને તેની વરાળનો બાફ આપવો (૧૨) ઠીકરાનો કકડો તપાવી તે ઉપર ગોમૂત્ર અને કારેલું તથા આંબાહળદરની ભૂકી નાખી, તેની સોજાને ધુંણી આપવી. **પથ્યઃ**—રેચક, ઉષ્ણોદકનો શેક, જુના ચોખા, કુલિત્થ, જવ, મગ, કારેલાં, લસણ, ગાજર, પંડોળાં, દુધ; કડવા, અને અગ્નિપ્રદિપ્ત કરનારા એવા પદાર્થ, ગરમ પાણી. **અપથ્યઃ**—નવું અન્ન, સુકાયેલાં શાક, ગોળ, લોટ, દહીં ખિચડી, ખાટા; દાઝેલા, દાહક એવા પદાર્થ, મૈથુન.

---

## ૯૦ શોષરોગ.

**કારણ અને લક્ષણઃ**—**ક્ષય**નોજ ભેદ શોષરોગ છે, સ્ત્રિયોના અતિસેવનથી, શરીર વ્રણ કિંવા આંગતુક વ્રણ થઇ તેથકી રસ્તે ઘણું ચાલવાના શ્રમે કરી શરીરને ઘણી મહેનત પડયાથી શરીર જર્જરિભૂતથી, અને ક્ષયજનીત આ પ્રકારે છ પ્રકારનો **શોષરોગ** જાણવો. રસાદિ ધાતુનું શોષણ થઇ શરીર ક્ષીંણ થાય છે તેને **શોષ** એમ પણ કહે છે. **ઉપચારઃ**—જેઠીમધ, આવળકંડી, ખડીસાકર, ધાંણા, એનો કાઢો આપવો. (૨) ડાંગરની ધાણીનો કાઢો આપવો. (૩) વાવડિંગ, આવળકંટી, જેઠીમધ, એનો કાઢો આપવો. (૪) પિત્તપાપડાનો કાઢો આપવો. (૫) કોષ્ટ, જેઠીમધ, નીલકમળ, વડની કુંખો, એનું ચૂર્ણ કરી મધ નાંખી ચાટણ કરી તે ઉપરાઊપરી ચાટતાં જવું, એટલે તૃષા શાંત થશે. (૬) **આમલકાદિ ગુટિકા**—આવળકંટી, કમળ, કોષ્ટ, ડાંગરનીધાણી, વડની કુમળી વડવાઈઓની કુંખો, એનું ચૂર્ણ મધમાં મેળવી ગોળી કરી મોંમાં રાખવાથી, તરસ છીપી મોંમાં અમી રહે છે. **પથ્ય** ક્ષત ઉપર કહ્યા પ્રમાણે કરવી.

---

## ૯૧. શ્વાસરોગ. ( દમ )

**કારણઃ**—જે કારણો **કાસ** રોગ ઉત્પન્ન થવાના કહેલાં છે તેજ કારણો શ્વાસરોગનાં પણ જાણવાં. **પુર્વરૂપ**—હૃદયને પીડા શુલ, પેટ-

ચડવું, પેટ તણાઇ જવાજેવું થવું, મોં, હડપચી તથા ગરદન, એ ઠેકાણે સોયો ભોકાયા જેવી પીડા એ શ્વાસ રોગનું પૂર્વરૂપ જાણવું **સંપ્રાપ્તીઃ**—જે વખતે વાયુ મુકત થઈ પ્રાણાન્નોદક વહન કરનાર સ્રોતસોનો માર્ગ રોધ કરી, ચારે તરફ જાય છે ત્યારે તે શ્વાસને કોપાવી ઉત્પન્ન કરે છે **મહાશ્વાસ, ઉર્ધ્વ, છિન્ન, તમક** અને **ક્ષુદ્ર** એ ભેદોએ **શ્વાસરોગ પાંચ પ્રકારનો છે. ઉપચારોઃ—(૧) શૃંગ્યાદિ ચૂર્ણઃ—** કાકડાશિંગ, સુંઠ, મરી, પીંપર, લિફળાં, આંવળકંટી, રીંગણી, ભારંગમુળ, પોખરમુળ, જટામાસી, સીંધવ, સંચળ, બીડલોણ, કાચલવણ, અને મીઠું એનું ચૂર્ણ ગરમ પાણી સાથે પાવું. એટલે તે હેડકી, શ્વાસ, ઉર્ધ્વવાત, ઉધરસ અને અરૂચિ, એનો નાશ કરે છે, (૨) સુંઠ, ૬ ભાગ પીંપર ૫, મરી ૪, એ પ્રમાણે લેઇ ચૂર્ણ કરી, બરોબર સાકર નાખી ખાવાથી, મૂળવ્યાધ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરૂચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગ એનો નાશ થાય છે. (૩) કૌવચના બીયાંનું ચૂર્ણ મધ અને ઘી એ સાથે ચાટવું (૪) ભારંગમુળ અને સુંઠ, એનું ચૂર્ણ આદુના રસમાં આપવું, એટલે કઠીણ શ્વાસનો પણ નાશ થાય છે. **વાંવડિંગા ચુર્ણઃ**—વાવડિંગ, તજ, પીંપર, એ એક તોલો, મરી, ૨ તોલા, સુંઠ ૧૬ તોલા, એ સર્વેના સમાન સાકર નાખી તે ૧ તોલો આપવું, એટલે તે શ્વાસ, કાસ, જ્વર, પ્લીહા અને પાંડુરોગ, એનો નાશ કરે છે. (૬) બહેડાં મોંમાં રાખવાં, એટલે શ્વાસનો નાશ થાય છે, (૭) અરડુસીનો રસ અને ગાયનું માખણ એકત્ર કરવી, તેમાં ત્રિફળાચૂર્ણ નાંખવું, અને તે પાવું, (૮) રીંગણી, જીરૂં, અને આવળકંટી એનું ચૂર્ણ મધમાં આપવું, એટલે સર્વ પ્રકારનો શ્વાસ ક્ષણમાં નાશ થાય છે, (૯) આદુનો સ્વરસ મધ નાખી પ્રાશન એરંડતેલ, હિંગ, સંચળ, એ નાખી પાવો: એટલે પેટનું ચડવું અને શળ એનો નાશ થાય છે. (૨) સુંઠ અને એરંડમૂળ એના કાઢામાં હિંગ અને સંચળ નાંખી પાવો; એટલે તત્કાળ શુળનો નાશ થાય છે. [૩] સંચળ, અમ્લવેતસ, બિડલોણ, સીંધવ, અતિવિષ અને ત્રિકટુ, એનું ચૂર્ણ બીજોરાના રસમાં આપવું એટલે ગુલ્મ અને શુળ એનો નાશ થાય છે. [૪] એરંડમુળ, ધાણા, બીડલોણ, જવાસા, હરીતકી અને હિંગ એનું ચૂર્ણ પાણીમાં આપવું; એટલે શુળ અને ગુલ્મ એનો નાશ થાય છે. (૫) પંચલવણ [ બીડલોણ, કાચલવણ, સીંધાલુણ, સંચળ અને મીઠું. ] સમભાગ લેઇ આદાના રસમાં પંદર દિવસ પચન કરવું. પછી તેની ચણા જેવડી ગોળી કરી, તે વાતશુળ ઉપર આપવી. (૬) હીંગ, તેલ, સીંધવ એને ગોમુત્રમાં પચન કરી તેનો ડુંટી ઉપર લેપ કરવો. તે વેદના યુકત શુળનો નાશ કરે છે. [૭] રીંગણી, ગોખરૂ, એરંડમુળ, કુશ, કાસ, શેરડી એમના મુળોનો કાઢો પાવો, [૮] ત્રિફળાં અને ગરમાળાનું મગજ એનો કાઢો, સાકર અને મધ નાખી પાવો; તેથી કરી દાહ અને પિત્તશુળ પ્રદર, એ દૂર થાય છે, (૯) બીજોરાના રસમાં ગોળ નાખી પાવો; તે કફશુળ હૃદ્રોગ, વાતશુળ, ગુલ્મ એનો નાશ કરે છે. [૧૦] કાયફળ પોખરમૂળ, કાકડાશિંગ, નાગરમોથ, સુંઠ, મરી, પીંપર કચોરૂ એનું ચૂર્ણ, આદુનો રસ કિંવા મધ એમાં આપવું. એટલે કંફ, શુળ, વાયુ, ઉલટી કાસ, શ્વાસ, ક્ષય, એ રોગો દૂર થાય છે. (૧૧) ચિત્રક પીંપરીમુળ, એરંડમુળ, સુંઠ ધાણા એનો કાઢો, હીંગ સીંધવ અને બીડલોણ નાખી આપવો. (૧૨) રાઈ અને ત્રિફળાં એનું ચૂર્ણ, મધ અને ઘી એમાં આપવું. એ સર્વ શુલ નાશક છે. (૧૩) અજમો, સીંધવ, હરીતકી, સુંઠ, એનું ચૂર્ણ આપવું, તે તત્કાળ શુળનો નાશ કરે છે. (૧૫) શતાવરીનો રસ મધમાં આપવો. (૧૬) એલચી, હીંગ, જવખાર, સીંધવ, એનો કાઢો, એરંડતેલ નાખી આપવો, તે કંબર, હૃદય, ઉદર, નાભિ, પીઠ, કુક્ષિ મસ્તક, કર્ણ, અને નેત્ર એ ઠેકાણેની શુળ એનો અતિવેગથી નાશ કરે છે. (૧૭) સુંઠના કાઢામાં એરંડતેલ, હિંગ અને સંચળ નાખી પાવો. (૧૮) બહેડાં ૧, સુંઠ, હરીતકી ૧, ૧ અને કાચકાનો મગજ ૩, ભાગ એનું ચૂર્ણ એરંડતેલમાં ઘુંટી આપવું, એટલે સર્વ પ્રકારના શુલોનો નાશ થશે, **(૧૯) નારાયણ ચૂર્ણ** આ-

પવું. (૨૦) ક્ષાર યોગેં ખાખરોમુળ, આસુંદરાની છાલ, ધાંવડીની છાલ, ઝંઝેટો, કેળનો ડોડો, તલ, હરણદોડી, ધંતુરો, હળદર, કોહળાનો વેલ, અરડુસો, સુરણ, એ એકત્ર કરી માટલામાં ઘાલી રાખ કરવી. તે રાખ પાણીમાં મેળવી, પાણી ગાળી તે પ્રાશનાર્થ આપવું; એટલે શુળ આનાહવાયુ, મલબંધ, ગુલ્મ, કફસંબંધી રોગ, કમળો, વિદ્રધિ, હૃદયશુળ, પાંડુ, સંગ્રહણી સોજો, મુળવ્યાધી, સળકમ, અગ્નિમાંદ્ય, ઉદરરોગ, પીનસ, પ્લીહા, અને મેહ ઈત્યાદીકોનો નાશ થાય છે; જડ પથ્થરજેવું ભક્ષણ કર્યો હોય તથાપિ આ ક્ષાર ભસ્મ કરી નાખે છે, [૨૧] સુંઠ, સાજીખાર, અને હિંગ એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું; તે ક્ષણમાં સંપૂર્ણ શુળનો નાશ કરે છે. [૨૨] સંચળ, હિંગ, અને સુંઠ, એનું ચૂર્ણ સમભાગ કરી ગરમ પાણીમાં આપવું. તે કફ, વાતથી હૃદય, કુખ, પીઠ, પેટમાં થયેલી શુળ, વિષુચિકા એનો નાશ કરે છે. મળબંધ, ઉપર જવના કાઢામાં આપવું. [૨૩] **ચિત્રકાદિ વટી:**—ચિત્રકમુળ, મીઠું, પહાડમુળ સુંઠ, મરી, પીંપર, કાચલવણ, સીંધવ, બિડલોણ, સંચળ, જીરૂં, ધાણાં, જટામાસી, અજમો એ સમભાગ, લેઇ તેનું સુક્ષ્મ ચૂર્ણ કરવું. તે એકત્ર કરી, તેને લીંબુના રસમાં ખલી ગોળી કરવી. તે હૃદયશુળ, પાર્શ્વશુળ, આમશુળ, અરૂચિ, ૮૦ પ્રકારની વાયુની વ્યાધિ, એનો તતક્ષણે નાશ કરે છે. [૨૪] સુંઠ, તલ અને ગોળ એનો કલ્ક દૂધમાં કરી પાવો; એટલે પરિણામશુળ, અને આમવાત એનો નાશ થાય છે. [૨૫] ઇંદ્રવરણીનાં મુળ પાણીમાં ઘસી તેમાં સુંઠ, મરી, પીંપર એનું ચૂર્ણ નાખીં પાવું. એ અત્યંત દુઃસહ શુળનો નાશ કરે છે. ( ૨૬ ) એરંડમૂળ, ચિત્રો નાનો શંખ, સાટોડી ગોખરૂ, એ સમભાગ લેઈ પુટમાં બાળી, તેની ભસ્મ પાણી સાથે પાવી. ( ૨૭ ) પાણી ભરેલું નાળીયેર લેઈ તેના મુખપર કણું પાડી તેમાં મીઠું ભરી બાહેર માટી ચોપડી સુકવી છાણાના દેવતામાં બાળવું. પછી બારીક ચુર્ણ કરી પીંપરના ચુર્ણ સાથે તે ચુર્ણ શક્તિ પ્રમણે ખાવું; એટલે પરિણામશુળ, વાત, પિત્ત, કફ, સન્નિપાત એથકી ઉત્પન્ન થયેલી શુળનો નાશ થાય છે. ( ૨૮ ) ક્ષુદ્ર શંખની ભસ્મ ગરમ પાણીમાં આપવી. તે તત્ક્ષણે પંક્તિશુળનો નાશ કરે છે. ( ૨૯ ) આમળાના મુળ ગરમ પણીમાં પાવાં. ( ૩૦ ) મીંઢળ, કડુ, પાણીમાં વાટી કિંચિત ગરમ કરી ડુંટી ઉપર લેપ કરવો. ( ૩૧ ) કાચકો, સિંધવ, લસણ અને હીંગ એનું ચુર્ણ, ત્રણુસેં શુળનો નાશ કરે છે. (૩૨) અડદનાં વડાં સીંધવ યુક્ત, મૃદુ, તૈલપકવ એવાં ઘી સાથે ખાવાં; એટલે અન્નદ્રવશુળનો નાશ થાય છે. ( ૩૩ ) ઘોડીની લાદ પીલી તેનો રસ કાઢી તેમાં હિંગ નાખી તે રસ પાવો. કિંવા કુળિત્થના કાઢમાં હિંગ સુંઠ અને બિડલોણ એનું ચુર્ણ નાખી આપવુ; એટલે મહાન શુળનો નાશ થાય છે. ( ૩૪ ) સાંમો, કોદ્રા, કાંગ, એના તાંદળાની ખીર કરી ખાવી. તે અન્નદ્રવ શુળ ઉપર હિતકારક છે. ( ૩૫ ) ઘઉંનાલોટનો, ગોળ અથવા સાંકરનો શીરો દુધસાથે ૪૮ દિવસ ખાવો; એટલે અન્નદ્રવ શુળનો નાશ થાય છે. ( ૩૬ ) વિષ્ણુક્રાંતના મુળોનો કલ્ક સાકર, મધ, ઘી એ નાખી પાવો; એટલે પરિણામ શુળ દુર થાય છે. ( ૩૭ ) શંખભસ્મ અથવા આંમલીની છાલની ભસ્મ ગરમ પાણી સાથે પાવી. **પથ્ય**— કરવી, એટલે શ્વાસ, કાસ, સળકમ અને કફ એ રોગો દુર થાય છે. (૧૦) બહેડાંનું દળ બકરીના મુત્રમાં પચન કરી, પછી તેનું ચૂર્ણ મધમાં આપવું. એટલે શ્વાસ, કાસ ઇત્યાદી રોગો દૂર થાય છે, (૧૧) કાળીદ્રાખ, હરડાં, નાગરમોથ, કાકડાશીંગ અને ધમાસો એનો લેહ મધ અને ઘી નાખીં કરવો. તે ખાવાથી મોટો ભયંકર શ્વાસ પણ દુર થાય છે. (૧૨) દશમુળોનો કાઢો કરી તેમાં એરંડાના મુળોનું ચૂર્ણ નાંખી પ્રાશન કરવાથી, શ્વાસ અને પાર્શ્વશુલ એ નાશ પામે છે. (૧૩) ગોળ અને સરસવનુ તેલ ખાવું. (૧૪) કાકડાશિંગ, સુંઠ, પીંપર, નાગરમોથ, એરંડમુળ, કચોરૂં, મરી, એનું ચૂર્ણ સમભાગ કરી, ગળો, અરડુસી અને પંચ મુળ એનો કાઢો કરી, તે કાઢામાં ચુર્ણ અને સાકર નાખી પ્રાશન કરવાથી, મોટો ઘો-

૨૩૫ શ્વાસ ત્રણ દિવસમાં નાશ પામે

છે. (૧૫) સુંઠ અને ભારંગમૂળ એનો કાઢો પાવો. (૧૬) કોહળાના મૂળોનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં પ્રાશન કરવું (૧૭) હળદર, મરી, દ્રાક્ષ, પીંપર, રાસ્ના, સુંઠ અને ગોળ એનું ચૂર્ણ સરસવના તેલમાં ચાટવાથી, પ્રાણનો નાશકારક એવો શ્વાસ પણ નાશ થશે. (૧૮) દ્રાક્ષ, ગળો અને સુંઠ એના કાઢામાં પીંપરનું ચૂર્ણ નાખી આપવું; એટલે શ્વાસ, ઉધરસ, શૂળ, અગ્નિમાંદ્ય, જીર્ણજ્વર, તૃષા એનો નાશ થાય છે. (૧૯) કુલિત્થ, સુંઠ રીંગણી અને પુષ્કરમૂળ એનો કાઢો પ્રાશન કરવો. (૨૦) અરડુસી, હળદર, પીંપર, ગળો, ભારંગમૂળ, નાગરમોથ, સુંઠ અને રીંગણી એનો કાઢો મરીનું ચૂર્ણ નાખી પાવો. (૨૧) ગોળ, દાડમ, દ્રાક્ષ, પીંપર, સુંઠ એનું ચૂર્ણ બીજોરાના રસમાં આપવું. (૨૨) **વાસાદ્યવલેહ:**—અરડુસી ૪૦૦ તોલા અને ૩૨૦૦ તોલા પાણી લેઇ તેમાં ચતુર્થાંશ કાઢો કરી, તેમાં હરીતકી ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૨૫૬ તોલા નાખી પુન:પચન કરવું. જાડું થાય એટલે ઉતારી, થંડુ થયા પછી મધ ૩૨ તોલા, વંશલોચન ૮ તોલા, પીંપર ૨ તોલા, અને ચાતુર્જાત ૪ તોલા નાખી તેમાંથી બે તોલા દરરોજ લેતાં જવું; એટલે શ્વાસ, કાસ, ક્ષય, રક્તપિત્ત, કફ સળકમ, હદ્રોગ, કૃશતા, વિદ્રધિ, ઉર:ક્ષત અને લોહીની ઉલટી એનો નાશ થાય છે. (૨૩) **લવંગાદિ વટિ:**—લવંગ, મરી, ત્રિફળાં એનું ચુર્ણ સમભાગ, અને એ ત્રણેના સમાન ખડીયો ક્ષાર એકત્ર કરી બાવળીયાની છાલના કાઢામાં ગોળી કરવી. તે શ્વાસ અને કફ એનો નાશ કરે છે. (૩૪) ત્રીફળાં,ફુલાવેલો તેલીયો ટંકણખાર એનું ચુર્ણ સમભાગ લેઈ એકત્ર કરી, તેને ખાવાના પાનના રસમાં ઘુંટી, ગોળી મરી જેવડી કરવી. અને તે આપવી. (૨૫) બે વાલ થુરીયાનું દૂધ લેઇ ગોળમાં ખાવું; એટલે ઉધરસ, શ્વાસ, ક્ષય અને હદ્રોગ એનો નાશ થાય છે. (૨૬) આંકડાના ફુલોમાંની કળીયો લેઇ તેના સમભાગ મરીની ભૂકી નાખી ખલી, ગોળીયો ચાર વાલની કરવી અને તે ગોળી આપવી; એટલે શ્વાસ, કાસ એ દુર થાય છે. (૨૭) કોષ્ટ, સીંધવ, નાગરમોથ, ધમાસો, જીરૂં શહાજીરૂં, જવખાર, સાજીખાર, ચિત્રાના મુળ, અજમોદ, અજમો, હરીતકી એ બધાંઓથી બમણો જૂનો ગોળ લેઈ એનો અવલેહ કરી મધ નાખી આપવો. તેથી કરી શ્વાસ, અગ્નિમાંદ્ય, કમળો, પાંડુ, ગુલ્મ, ઉચકી રાજ્યક્ષમા, જ્વર (તાવ) અર્શ, ઉર્ધ્વવાત, આનાહવાયુ એનો નાશ થાય છે. (૨૮) સુંઠ, બાળહરીતકી, નાગરમોથ, એ ઔષધો કુટી તેમાં બમણો ગોળ નાખી ગોળી મોંમાં રાખવી. તેથી કરી શ્વાસ, કાસ એ રોગો દુર થાય છે. (૨૯) અરડુસીનો કાઢો, સાકર અને મધ નાખી પાવો. [૩૦] કેળાની અંદરનો કેશરયુક્ત ભાગ કાઢી, તેમાં મરીનું ચુર્ણ ભરી રાત્રીએ રાખી મેલવું. અને સવારે તે મંદાગ્નિ ઉપર શેકી ખાવું, એટલે **શ્વાસ, કાસ** એ દુર થાય છે. [૩૧] બે પૈસાભાર ગરમ પાણીમાં સોજું ઘી, મધ, સાકર અને થોડો સીંધવ નાખી પાવું. એ પ્રમાણે બે ચાર દિવસ કરવાથી કફ પાતળો થઈ પડે છે. અને શ્વાસ, કાસ એ રોગ દુર થાય છે. (૩૨) ધમાસો, કાળો ધંતુરો, તમાકુ અને અજમો સમભાગ લેઇ એનું ચુર્ણ સાધારણ કુટી હોકામાં નાખી પાવું અને ધુંણી ગળી જવી. આ યોગવડે ત્વરીત ગુણ આવે છે. [૩૪] પાશેર દુધમાં ૭ માસા સમુદ્રફળ, અને તેટલાંજ ધોળી ગરણીનાં મુળીયાં ઘસી તે પાવાં. એક ઉલટી કિંવા રેચ થઇ શ્વાસ ત્વરીત છુટો થાય છે. (૩૫) અરડુસીનો રસ ૪ તોલા કાઢી તેમાં ઝંઝેટાનાં મુળોની રાખ ૪ માસા અને મધ ૨ તોલા એકત્ર ઘુંટી ચાટણ કરી રાખી, તે દિવસમાં ૨—૩ વાર આપવું. [૩૬] આંકડાનાં ફુલો, ઝંઝેટાનાં અને ગરણીનાં મુળો એમને ત્રિધારી થુરીયો અંગારામાં શેકી તેનો રસ કાઢી, તે રસના ૧૪ પુટો આપી ભસ્મ કરવી. અને નિત્ય ત્રણ માસા મધમાં બહેડા ઘસી તેમાંથી બે ગુંજા પ્રમાણે આપવું. [૩૭] આંકડાના કુંમળા તોરા અને ફુલો એકલ વાટી ગોળમાં સારો પાક કરવો. તથા નિત્ય પ્રાત:કાળે સોપારી જેટલો આ પાક સતત સેવન કરવો. [૩૮] પીપર ૬૪ પ્રહર ખલી તેનું ચુર્ણ મધમાં આપવું. **પથ્ય:**—જૂ-

ના સાઠી ચોખા, કુળિત્થ, ગહૂં, જવ, દુધ, પંડોળાં, વંતાક, લસણ, તાંદળજો, ગરમ પાણી **અપથ્ય:**—લોહી કાઢવું, બકરીનું દુધ, ઘી, કંદ, રાઇ, રૂક્ષ અને જડ અન્ન અને પાન.

---

## ૯૨. શ્લીપદ રોગ,

### (પગ કિંવા હાથ જાડા થવા.)

**સંપ્રાપ્તિ:**—જે સોજાએ યુકત હોઈ હાડસંધિના ઠેકાણે પીડા કરી ક્રમે કરી માણસના પગોમાં ઉતરે છે, તે રોગને "શ્લીપદ" એમ કહે છે. કોઇ વરાળ પણ કહે છે. જે દેશમાં સર્વકાળ ઘણું પાણી એકઠું થઇ રહે છે, અને બધી રૂતુઓમાં થંડીજ હોય છે. તે દેશમાં ઘણું કરી આ રોગ ઊત્પન્ન થાય છે. **ઉપચાર:**—(૧) લોહી કઢાવવું. (૨) ધંતુરો, એરંડમૂળ, નગોડ, સાટોડી, સરગવો, સરસવ એનો લેપ, ઘણા વખત ઉપરનો શ્લિપદ હશે તોતેનો પણ નાશ કરશે. (૩) વરધારાનું ચૂર્ણ કાંજી, કિંવા ગોમૂત્ર સાથે લેવાથી મોટો કષ્ટસાધ્ય શ્લિપદ, વર્ષ ઉપરનો એવો હશે તોપણ તેનો નાશ થશે. (૪) ખાખરાના મૂળોનો અંગરસ અને ધોળા સરસવનું તેલ, બન્ને સામાન લેઈ પાવાં, (૫) ધોળા એરંડાના તેલ વડે હરીતકી તળી ગૌમૂત્ર સાથે ૭ દિવસ ખાવી એટલે શ્લિપદનો નાશ થાય છે. (૫) સાગની છાલનો કાઢો કરી ગોમુત્ર નાખી આપવો; એટલે શ્લીપદ અને મેદારોગ:—એ દૂર થાય છે. **પથ્ય:**—ચોખા, જવ, કુળિત્થ, લસણ, પંડોળાં, સરગવો, કારેલાં; કડવાં તીખા અને અગ્નિદીપન કરનારાં પદાર્થ. **અપથ્ય:**—વિષાન્ન ગોળ નાખી જે દુધના પદાર્થ કર્યા હોય તે; મીઠા, ખાટા પદાર્થ, જડ અને કફકારક પદાર્થ.

---

## ૯૩ સંગ્રહણી રોગ.

### ( મરડો. )

**કારણ:**—અતિસાર બંધ થવા છતાં અગ્નિ મંદ હોય છે. તેમાં વિરૂદ્ધાહાર થાય તો તેથી ફરી આમાંશ થઇ અગ્નિનું સ્થાન દુષ્ટ થાય છે. એથી આમ રૂપ મળ પડવા લાગે છે. તેને સંગ્રહણી કહે છે. અથવા અતિસાર સિવાય પણ મિથ્યા આહારાદિકે કરી સંગ્રહણી, થાય છે. જે સંગ્રહણી, પ્રતિ દિવસ આમનો સંગ્રહ કરી વારંવાર શળયુકત ક્ષુભિત થઇ આમ છોડે છે, તેનું નામ **ન્યાસ સંગ્રહણી. લક્ષણ:**—આમ પડે છે તે આમને દુર્ગંધી તથા મરડો હોય છે, અને વાયુ, વડે કરી ક્ષણે ક્ષણે બંધ પડે છે. પિત્તના યોગે ક્ષણે ક્ષણે પડવા લાગે છે. તે કાચા આમજ પડે છે. અથવા તે આમનો પાક થઇ પડે છે. **પૂર્વરૂપ:**—તરસ, આળસ, શકિતક્ષીણતા, એ લક્ષણો થાય છે જઠરાગ્નિમંદ થાય છે. તેથી તે અન્નોનો પાક જલદી થતો નથી. અને શરીરને જડપણું ઇત્યાદી લક્ષણો થાય છે. **ઉપચાર:**—(૧) સુંઠના કલ્કમાં ઘી નાખી અગ્નિ ઉપર સિદ્ધ કરવું. તે ઘી વાયુનું અનુલોમન કરે છે. અને ગ્રહણી, પાંડુરોગ, પ્લીહા, કાસ અને જ્વર એનો નાશ કરે છે. (૨) સંગ્રહણીની શાંતિના અર્થે સુંઠનું ચૂર્ણ નાખી છાશ પીવી.; અન્ન હળવે હળવે કમી કરવું અને છાશ વધારતાં જવુ; એટલે સુધી કે, છાશજ અન્ન સિવાય આહાર થઇ શકે. મૈથુન અને ક્રોધ એ વર્જવાં. (૩) હિંગ, જીરૂં અને સીંધવ, એણે યુકત કેવળ દહીં ભાગેલી છાશ આપવી. તે સંગ્રહણી, અર્શ, અતિસાર અને વાયુ એનો નાશ કરે છે. (૪) કુમળા બીલાના કલ્કમા સુંઠનું ચૂર્ણ અને ગોળ નાખી આપવું અને છાશ તથા ભાત પથ્યને માટે આપવાં. (૫) અજમો' પીપરીમૂળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, ધાવડીનાં ફુલે,ા આંમલી પીપર તથા વાળો એ અકેક તોલો અને સાકર ૭ ભાગ એ બધાંઓનું ચૂર્ણ કરી રોજ એક તોલો આપવું. અને ઉપર બકરીનું દૂધ પાવું; એટલે સંગ્રહણી, પિત્તસંગ્રહણી અને પ્રવાહિકા એનો નાશ થાય છે. (૬) જેને કષ્ટવડે નથા કઠીણ એવો મળ થાય છે, તેને ઘીમાં મીઠું નાખી પાવું. (૭) **તાલીસાદીવટી:**—તાલીસપત્ર, ચવક, મરી, એ ચાર ચાર તોલા; પીંપર અને પીંપરીમૂળ, એ આઠ આઠ તોલા; સુંઠ બાર તોલા; ચાતુર્જાત અને વાળો એ એક તોલો એ બધાનું ચુર્ણ તથા ચુર્ણથી ત્રણ

ગણો ગોળ, એમાં બે તોલાની ગોળી કરવી. તે ભક્ષણ કરવાથી કષ્ટતર સંગ્રહણી, ઉલટી. ઉધરસ, દમ, જ્વર, અરૂચી, સોજો, ગુલ્મ ઉદર અને પાંડુ એનો નાશ કરે છે. (૮) કાળી મુસળી છાશમાં કિંવા ચોખાના ધોવરામણમાં વાટી એક તોલો આપવી અને પથ્યને માટે છાશ અને ભાત આપવાં. (૯) શંખભસ્મ સીંધવ સમભાગ લેઈ ત્રણમાસા પર્યંત મધમાં ધટાડવું. એટલે મોટો ગ્રહણીરોગ પણ નાશ પામે છે. (૧૦) કંકાયન ગુટી આપવી. (૧૧) પુનર્નવાનાં મુળ, મરી, ઉન્હાળી, સુંઠ. ચિત્રાનાં મુળ, બાળહરડા, કરંજની છાલ, બાળબીલાં એનો કાઢો કરી પાવો; એટલે મુળવ્યાધ, ગુલ્મ, ગ્રહણી, એ બધાનો નાશ થાય છે. (૧૨) અતિવિષ, નાગરમોથ, વાળો, ધાવડીના ફુલ, કડાની છાલ, લોધ્ર, પહાડમુળ, એનો કાઢો પાવો; એટલે સંગ્રહણી, સર્વ પ્રકારનો તાવ, અરોચક અને અગ્નિમાંદ્ય એનો નાશ થાય છે. (૧૩) **તાલિસાદિ ચૂર્ણ**:—તાલિસપત્ર, વજ, હળદર, ત્રીકટુ પીંપરીમૂળ, ચિત્રો, ચવક, આંબાહળદર, બીલાં, અજમોદ, કચોરાં, ચાતુર્જાત, લવંગ, ધાવડીનાં ફુલો, અતિવિષ, જાયફળ, અજમો, પહાડમુળ, મોચરસ, આમસુલ, પંચલવણ [કાચલણ, બીડલોણ, સીંધાલુણ, સંચળ અને મીઠું), જીરૂં, શહાજીરૂં, વાવડિંગ, આમ્લવેતસ, આંમલી, લિંફળાં, પિત્તપાપડો, જટામાસી, આવળ, વાળો, એલચી, બ્રાહ્મી, જવાસા, ભુય આંવળી, કોષ્ટ એ સમભાગ, અને એ બધાઓના બરોબર હરીતકી, અને તે સુધ્ધાં બધાઓના બરોબર સાકર મેળવી ચૂર્ણ કરવું. **તે ૧૫ દિવસ** લેવાથી **સંગ્રહણી, ક્ષય ઉધરસ, દમ, અરૂચિ, પ્લીહા, મૂળવ્યાધ, અતિસાર, જ્વર, વાયુ, સ્થૂલતા, પ્રમેહ, અપસ્માર, પાંડુ, ગુલ્મ, ઉદરરોગ, કફજવ્યાધિ, પિત્તજવ્યાધિ, ઉન્માદ, પેટ ચડવું, વિષૂચિકા** અને **અગ્નિમાંદ્ય**, એ **સંપૂર્ણ રોગ** એનો નાશ કરે છે. તથા **પુષ્ટિ, આયુષ્ય, બલ, કાંતિ, બુદ્ધિ, સ્મૃતિ, ધારણા વાચા** એને આપનારૂં છે. (૧૪) મસુરના કાઢામાં બીલાંનું મગજ બાફવું અને તે આપવું. તે સંપૂર્ણ **કુક્ષિરોગ, સંગ્રહણી, પાંડુ** અને **કમળો** એનો નાશ કરે છે. [૧૫] દશમુળો અને સુંઠ એનો કાઢો, સોજો અને આમસંગ્રહણીનો નાશ કરે છે. [૧૬] **ભલ્લાતકસાર**:—ભિલામો, ત્રીફળાં, ત્રીકટુ, સીંધાલુણ, સંચળ, મીઠું અને ધુંવાસ, એ આઠ તોલા લેઇ છાણના દેવતામાં બાળવું. તેનો ક્ષાર ઘીમાં અથવા ભોજનમાં આપવો; એટલે **હૃદ્રોગ, પાંડુરોગ, સંગ્રહણી, ગુલ્મ, ઉદાવર્ત, શૂળ** એનો નાશ થાય છે, [૧૭] ચવક, ચિત્રક, બીલાં અને સુંઠ એનું ચૂર્ણ છાશ સાથે આપવું. એટલે ઘણી દુષ્ટ સંગ્રહણીનો નાશ કરશે. (૧૮) સંચળ, ચિત્રો, **મરી** એનું ચૂર્ણ છાશ સાથે કરવું. એટલે સંગ્રહણી, ઉદર, ગુલ્મ, મુળવ્યાધ, અગ્નિમાંદ્ય, **પથરી** એનો નાશ થાય છે. (૧૯) **કપિત્થાષ્ટક ચૂર્ણ**:—કોઠું ૮ ભાગ, સાકર ૮ ભાગ, તથા દાડમની છાલ, આંમલીની છાલ, કુંમળા બીલાં, ધાવડીનાં ફુલ, અજમોદ, એ ત્રણ ભાગ, અને મરી, જીરૂં, ધાણા, પીંપળીમુળ, વાળો, સંચળ, અજમોદ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, ચિત્રો, સુંઠ, એ ૧૩ આપથો એક એક ભાગ એ બધાઓનું ચૂર્ણ કરવું. એ, કંઠનો રોગ, અતિસાર, ક્ષય, ગુલ્મ અને સંગ્રહણી એનો નાશ કરે છે. **પથ્ય**:—જૂના સાઠી ચોખા, મસુર, તુવેર, મગ એની દાળ; નિઃશેષ માખણ દહીં, તલનું તેલ, મધ, ફણસ, દાડમ, કેળફુલ, જૂનાં કેળાં, કોઠું, જાંબુ, ધોળું કોહળું, (દુધી) તુરા પદાર્થ. **અપથ્ય**:—ગહૂં, વટાણા, અડદ, જવ, ચોળા, મચાળ, ચાકવત, કોહળું, સરગવો, કંદ, પાન, સેલડી, બોર, કેરી, કાકડી, સોપારી, ગોળ, નાળીએર, પાલાભાજી, ખાર, દ્રાક્ષ, ખાટું, મીઠું, જડાન,

---

## ૯૪. સ્ત્રીરોગ.

### પ્રદરરોગ.

**કારણ**:—વિરૂધ્ધભક્ષણ, મદ્ય, અધ્યશન, વિરૂધ્ધાહાર, અજીર્ણ, ગર્ભપાત, અતિમૈથુન, ઘણું ચાલવું, અતિશોક, ઘણા ઉપવાસ કરવા, જડભાર ખેંચવાથી, કાષ્ટાદિકના પ્રહારવડે, દિ-

વસે સુઈ રહેવાથી, એ સર્વ કારણોથી કફ, પિત્ત, વાયુ અને સન્નિપાત, એ ચાર ભેદોએ **પ્રદરરોગ (પેશાબમાં ધાતનું જવું) થાય છે. પ્રદરનો ઉપદ્રવઃ**—સર્વ પ્રકારના પ્રદરમાં અંગ, મરડાઈ જાય છે અને હાથ પગ તોડાય છે. તે પ્રદર અતિવધવાથી શકિત કમી થાય છે, ચકરી આવે છે, મુર્ચ્છા આવે છે, તૃષા લાગે છે, અને દાહ થાય છે, અને **વાતજરોગ** આક્ષેપકાદિક લાગે છે. **કફજ પ્રદરઃ**—ખાટો, ઘટ્ટ પરપોટાવાળો, કિંચિત ધોળો, ચોખાના ધોવરામણ જેવો સ્રાવ થાય છે એને **શ્વેત પ્રદર** કહે છે. **પિત્તજ પ્રદર:**—કિંચિત પીળો, નિલ, કાળો, રાતો અને કાદા જેવો પ્રદર વહે છે; તેમાં, દાહ, ચચરવું, ઈત્યાદિ પિત્તની પીડા થાય છે; અને તે પ્રદરનો વેગ ઘણો હોય છે. **વાતજ પ્રદરઃ**—રૂક્ષ, રાતો, ફીણવાળો, થોડો થોડો, માંસ ધોયેલા પાણી જેવો, એવો પ્રદર વહે છે, અને તેમાં **વાયુની** પીડા થાય છે. **ત્રિદોષજ પ્રદરઃ**—જે પ્રદર મધ, ઘી, હરતાલ અને મજ્જા એના રંગ જેવો અને દુર્ગંધ યુકત હોય છે, તે **ત્રિદોષજ** જાણવો; એ **અસાધ્ય છે. શ્વેત પ્રદર ઉપરઃ**—કાળા ઉંબરાના ફળોનો રસ કાઢી મધમાં પાવો; એટલે **ધોળો** અને **રાતો પ્રદર** દુર થાય છે, પથ્ય દુધ, ભાત. (૨) કાગજંઘાના મૂળોનો રસ, લોધ્ર અને મધ નાખી આપવો. (૩) અરડુસાના પાંત્રાનો કિંવા ગળોનો રસ મધમાં આપવો. (૪) રગતરોહીડાના મૂળોનો કલ્ક મધમાં આપવો. (૫) કપાસના મૂળ ચોખાના ધોવરામણમાં બે વખત ઘસી પાવાં, અથવા મૂળ આપવાં. [૬] આંમળાનો રસ કિંવા ચૂર્ણ મધમાં આપવું. (૭) દરરોજ પ્રાતઃકાળે અને રાત્રે ઉંઘવાની વખતે ગાયના ૧૪ તોલા દુધમાં ૨૧ તોલા પાણી અને ૪ માસા સુંઠ નાખી કઢાવી. પાણી બાળી ફકત દુધ શેષ રાખવું, અને તેમાં ખડીસાકર નાંખી તે પાવું. [૮] ખડીસાકર અને જીરૂં એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં આપવું. (૯) કાકડીનાં બિયામાંનું મગજ ૧ તોલો અને ધોળા કરણની કળીઓ ૧ તોલો, બારીક વાટી તેમાં જીરૂં અને ખડીસાકર નાખી તે સાત દિવસ આપવું. (૧૦) અડદનો લોટ, જેઠીમધનું ચૂર્ણ, ભોયકોહોળાનું ચૂર્ણ, મધ, સાકર ગાયનું દુધ, એ એકત્ર કરી આપવાં. [૧૧] આંવળકંડી પાણીમાં વાટી તેમાં સાકર અને મધ નાંખી ૩ દિવસ આપવું. (૧૨) નાગકેશર છાશમાંવાટી ત્રણ દિવસ આપવું અને છાશ ભાત ખાવાં. **રકત પ્રદર ઉપર:**—[૧] અશોકની છાલનો દુધ અને પાણીમાં મેળવી દુગ્ધાવશેષ કાઢો કરી થંડો થયા પછી પીવો. તે **તીવ્ર રકત પ્રદરનો** નાશ કરે છે. (૨)શુદ્ધ સ્થાન ઉપરની વાઘાટીની ઉત્તર દિશાભણીના મૂળો, ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમાં કાઢી લેવા અને તે કંબરે બાંધવાં. (૩) કેવડાના મૂળો ચોખાના ધોવરામણમાં ઘસી સાકર નાખી આપવો. (૪) તવખીર, રાળ અને ગેરૂ એનું ચૂર્ણ ઘીમાં આપવું. (૫) નાગકેશરની ભૂકી ઘીમાં પલારી રાખી સોપારી જેવડી ગોળી કરી બે વખત આપતાં જવી,[૬] ગરમાળાની શિંગો, બાળ કરી, મોચરસના ઝાડની છાલ અને ગોખરૂના બિયાનું ચૂર્ણ એ એકત્ર કરી દુધમાં આપવાં. (૭) ઉંદરની લેંડીઓ બલાબલ જોઈ દુધમાં મેળવી ૨-૩ દિવસ આપવી. (૮) ખેરી ગુંદ રાત્રે પાણીમાં ભિજવી રાખી સવારે સાકર નાખી આપવો; એટલે રકતપ્રદર અને પ્રમેહ એનો નાશ થાય છે. [૯] જૂની ઈંટનું ચૂર્ણ ૬ માસા માયફળ ૩ માસા અને ગાયનું ઘી એક તોલો એ એકત્ર કરી ૭ દિવસ આપવું. (૧૦) પેટારીના પાંદડાંનો રસ ૨ તોલા કાઢી તેમાં નાગકેશરનું ચૂર્ણ બે માસા નાખી ૭ દિવસ આપવું. [૧૧] કેશર, એલચી, જાયફળ, વંશલોચન, નાગકેશર, શંખજીરૂં, એ સર્વનું સમભાગ ચૂર્ણ કરી તે ૨ માસા ચૂર્ણ, ૨ માસા મધ, ૬ માસા ગાયનું ઘી અને ૩ માસા એમાં સેવન કરવું; એટલે **રકતપ્રદર, 'રકતપ્રમેહ, રકતાર્શ,** એ રોગો દુર થાય છે. આ ઓષધ બે વખતે લેઈ ઉપર ગાયનું તપાવેલું દુધ સાકર નાખી પાવું. (૧૨) પાકેલું કેળું એક, અર્ધા તોલા ઘીમાં દરરોજ સવાર સાંજ ખાવું. એ ખાવાથી કોઇને ટાઢુ પડે તો તુરતજ કેળાની અંદર મધ નાખી આપવું, એટલે **રકતપ્રદર** અને **ધાતુવિકાર** દુર

થાય છે. સાંધરૂખનાં ફળો તલના તેલમાં ૩ માસા આપવાં; એટલે સર્વ પ્રકારના પ્રદરોનો નાશ થાય છે. **સર્વ પ્રદરો** ઉપરઃ—(૧) **નવા** થયેલાં પ્રદર ઉપર એરંડ તેલનો રેચ આપવો અને દરરોજ સુઇ રેહતી વેળાએ ગાયના તપાવેલા દુધમાં ખાંડ અને થોડી સુંઠની ભૂકી નાખી તે પાવું. [૨] ડાભના મૂળ ચોખાના ધોવરામણમાં વાટી ત્રણ દિવસ પાવાં. [૩] ત્રિફળાં, સુંઠ, દારૂહળદર અને લોધ્ર એનો કાઢો, મધ- અને લોધ્રનું ચૂર્ણ નાખી આપવો, તે ત્રિદોષજ પ્રદરનો નાશ કરે છે. [૪] ઉંબરાના ફળોનું ચૂર્ણ કરી, તેમાં સાકર અને મધ નાખી મોદક કરી તે આપવાં. (૫) દારૂહળદર, રસાંજન, અરડુસી, નાગરમોથ, કરીઆતુ, એલકાચરી, ભિલામો, એનો કાઢો મધ નાખી પાવો, [૬] ભુઈઆંમલીના મૂળ ચોખાના ધોવરામણમાં ત્રણ દિવસ પાવાં, એટલે તે દુઃસાધ્ય પ્રદરની શાંતિ કરે છે. (૭) ધાવડીના ફુલોનો કાઢો ત્રણ દિવસ પાવો, અથવા પાંદડાંનો રસ સાકરમાં પાવો; [૮] ત્રિફળાં, દેવદાર, વજ, અરડુસી, ધરો, પિઠવણ, બળદાણા, એનો કાઢો મધ નાખી પાવો. (૯) કાંટાસરીઆ મૂળ, મહુડાની છાલ, ધોળુંચંદન જેઠીમધ, એ વાટી ચોખાના ધોવરામણમાં પાવું. ( ૧૦ ) કોઠી અને વેળુ એનાં પાંદડાં વાટી તે કલ્ક મધ નાંખી આપવો. (૧૧] તાંદળજાનાં મુળો અથવા અશોકની છાલ ચોખાના ધોવરામણમાં વાટી તેમાં મધ અને રસાંજન નાખી તે આપવું. (૧૨) ઉંદરની લેંડીઓ, ધાવડીનાં ફુલો, રકતારોળ એ સમભાગ લેઈ ચૂર્ણ કરી, તે એક તોલો આપવું; એટલે સાત દિવસમાં સર્વ પ્રકારના પ્રદરનો નાશ થશે. (૧૩) શેરણીના પાલાનું ચૂર્ણ ઘીમાં આપવું; એટલે શૂળયુકત પ્રદર દૂર થશે. (૧૪) દારૂહળદર, ભિલામો, લાજાળુ, તલનાં ફુલો, રસાંજન એનો કાઢો આપવો. (૧૫) મોચરસના ઝાડની છાલનું ચૂર્ણ દુધમાં આપવું. (૧૬) દારૂહળદરના કાઢામાં ૩ માસા શિલાજીત નાખી ૭ દિવસ આપવું. (૧૭) ખારેકો ભાગી ઘીમાં તળી તેમાં ગોપીચંદની ભુકી નાખી તે આપવી. (૧૮) જાસુંદીના ફુલોની કળીયો, સવાર સાંજ ચાર પાંચ લેઇ ૬ માસા ખડીસાકરમાં ખાવી, અને ઉપર ૭ તોલા દૂધ, સાકર નાખી પાવું; એટલે **પ્રદર અ**ને **ધાતુવિકાર** દૂર થઇ પુષ્ટિ આવે છે. **(૧૯)** આસોદનું ચૂર્ણ ગાયના દુધમાં સાકર નાખી બે વખત આપવું, એટલે પ્રદર અને ધાતુવિકાર દૂર થઈ શકિત પણ આવે છે. (૨૦) જાસુંદીનાં મૂળ ગાયના દુધમાં ઘસી સાકર નાંખી સવાર સાંજ બે વખત આપવાં; એટલે પ્રદર ધાતુવિકાર, રકતાર્શ એ રોગો દુર થઇ પુષ્ટિ આવે છે. (૨૧) ગુલાબનાં તાજાં ફુલો સવારસાંજ ૫ લેઇ સાકર સાથે ખાઇ ઉપર ગાયનું દૂધ પીવું; એટલે પ્રદર, ધાતુવિકાર, મૂત્રવિકાર, પિત્ત અને રકતાર્શ એ દુર થઇ શૌચ સાફ થાય છે. (૨૨) બકુલ વૃક્ષનાં તાજાં ફુલો એક તોલો લેઇ તેમાં બદામ ત્રણ ચાર નાંખી સાકર સાથે તે બે વખત ખાવા આપવાં, તે ઉપર થંડુ પાણી ૧ તોલો પીવું; એટલે પ્રદર અને ધાતુવિકાર એ રોગો દૂર થાય છે- (૨૩) સવાર સાંજ સાલંમિશ્રી, સફેદ મુસળી અને પંજાબી મિશ્રી એનું સમભાગ ચૂર્ણ ૩ માસા લેઈ દુધમાં સાકર નાખી તેમાં આપવું; એટલે પ્રદર અને ધાતુવિકાર એ રોગો દુર થાય છે. (૨૪) ધોળીજાસુદીનાં મુળીયાં, કમળકંદ, ધોળી સેંમળનું કંદ અથવા છાલ, એની ૭ માસા વસ્ત્રગાળ ભુકી, નિત્ય સવાર સાંજ ગાયના દુધમાં સાકર નાખી તેમાં આપવી; એટલે **પ્રદર, ધાતુનો** વિકાર એનો નાશ થાય છે, (૨૫) કુલડીમાં ૪ ભાગ ગોપીચંદન અને ૧ ભાગ ફટકી નાખી તેની ભસ્મ કરવી. તે ચણોઠી ભાર જેટલી ચોખાના ધોવરામણમાં મધ અગર સાકર નાખી આપવી. **પથ્યઃ**—જુના ચોખા, જવ, મગ, મસુર, ધાણા તુવેર દુધ, ઘી, તાંદળજો, પંડોળાં ધોળું કોહળું થંડુ પાણી, **અપથ્ય**—વ્યાયામ, મુસાફરી કરવી, તડકો, મૈથુન, કુળત્થ, ગોળ, તલ, અડદ, દહીં ક્ષારપદાર્થ, તાંબુલ, થંડાં ધાન્ય, ખાટા પદાર્થ મીઠું.

---

## ૯૫ સોમરોગ.

**કારણઃ**—સ્ત્રિઓને મૈથુનનો અતિ પ્રસંગ શોક, ભ્રમ, અતિસાર, કિંવા વિષદોષ એણેક-

રી સંપૂર્ણ શરીરમાંહેનું ઉદક ક્ષોભ પામી તે મૂત્રમાર્ગ સુધી આવી મૂત્રદ્વારે સ્ત્રવે છે. **શ્વેત-પ્રદર** જેવોજ એક પ્રકારનો રોગ છે. **લક્ષણ અને નિરૂકિત:**— તે વખતે તેના વેગનું ધારણ ન થવાથી કાંઈપણ સુખ જણાતું નથી, અને તેનું મસ્તક શિથિલ થાય છે. અને મૂર્ચ્છા બડબડ તથા શરીરની ચામડીને અતિ રૂક્ષતા આવે છે, અને તેની ભોજન, પ્રાશથીય પદાર્થો, એથી કરી તૃપ્તિ થતી નથી. ઉદકો શરીરનું ધારણ કરે છે, એટલે તે ઉદકને પણ **સોમ** સંજ્ઞા આપેલી છે, તે **સોમનો** ક્ષય થાય છે, એટલા માટે એ વ્યાધિને **સોમરોગ** કહે છે. **મુત્રાતિસાર**—તે ઉદકરૂપ સોમનો ક્ષય થાય છે, તેથી દેહને નિશ્ચેષ્ટતા આવે છે. તે સોમરોગ જે વખતે વેદનાયુકત સ્ત્રવે છે, તથા સોમલક્ષણો થઇ ઘણા દિવસ જાય છે. તથા તે કાંજી જેવો વારંવાર મૂત્રમાર્ગે સ્ત્રવે છે, ત્યારે તેને મુત્રાતિસાર એમ કહે છે. આ રોગ બલનાશ કરે છે. **સોમ લક્ષણ:**—ઘણોજ સ્વચ્છ, થંડો, ગંધ તથા વેદના એથી રહિત ધોળો એવો અતિસ્રાવ થાય છે, તેમાં તે સ્ત્રી અતિ દુર્બલ થાય છે. **ઉપચાર**—(૧) કાળી મુસળી ખારેક જેઠીમધ. તથા ભુંઇ કોહળું એનું ચૂર્ણ, મધ અને સાકર એમાં આપવું. (૨) કુવાડીઆનાં મૂળો ચોખાના ધોવરામણમાં વાટી પ્રાતઃકાળે પ્રાશન કરવાં (૩) પાકેલાં કેળાં અને આંમળાંનો રસ એકત્ર કરી તેમાં નાંખી તે આપવું. **રજોદોષ ઉપર:**—કેટલીક સ્ત્રિયોને એવી ટેવ હોય છે કે પ્રત્યેક મહિનામાં બે વાર રજસ્વલા થાય છે, અને રજસ્વલા થયા પછી આઠ દિવસ પર્યંત નિત્ય સ્રાવ થતો હોય છે. તે કારણથી ક્ષીણતા, ગ્લાનિ, હાથ પગોનો દાહ એ વિકારો થાય છે. એ ઉપર **ઉપચાર:**—(૧) કાંડવેલ અંગારામાં સેકી ૨ તોલા પર્યંત રસ કાઢી તેમાં તેટલુંજ ઘી, ગોપીચંદનની ભૂકી ૧ તોલો અને સાકરની ભૂકી ૧ તોલો નાંખી તે પાવો. (૨) શંખજીરૂં અને પાષાણભેદ એનું ચુર્ણ દુધમાં આપવું. **શુદ્ધાર્તવનાં લક્ષણો:**—જે આર્તવ (અટકાવ) પરપોટાવાળો નથી હોતો, જેની અંદર દાહ શૂલ ઇત્યાદિ હોતા નથી, જે મહિનામાં પાંચ દિવસ સુધી નિયમ પ્રમાણે હોય છે. ઘણો વધારે, તેમ ઘણો થોડો પણ નહિં, મધ્યમ સ્ત્રવે છે. તે શુદ્ધ એમ સમજવું તથા જે **સસલાના** લોહી જેવો કિંવા અળતા જેવો લાલ હોય છે, અને જેમાં વસ્ત્ર પલારી ધોઇ નાખવાથી ડાગ રહેતો નથી તે આર્તવ શુદ્ધ સમજવો.

---

## ૯૬ યોનિરોગ.

**યોનિશૂલ ઉપર:**—(૧) રાસ્ના, આસોદ, અરડુસી, એ ચીજો નાખી દુધ સિદ્ધ કરવું. અને તે પાવું. (૨) ગળો, ત્રિફળાં, દંતીમૂળ, એના કાઢાવડે શેકવી. (૩) તગર, રિંગણી, કોષ્ટ, સીંધવ, દેવદાર, એ પદાર્થોના કાઢામાં તેલ સિદ્ધ કરી તેમાં રૂ ભિજવી. ધારણ કરવું. (૪) રૂ લેઇ ઘીમાં બોળી તે ઉપર ચંદનનું પાણી સીચી યોનિમાં ધારણ કરવું. (૫) જૂની છટની અથવા મીઢાની ભૂકીની પોટલીવડે શેકવો. (૬) સુંઠ, મરી, પીપર એનું ચૂર્ણ મધમાં ચાટવા આપવું. (૭) બીલીનાં પાંદડાં અથવા કાચરી, કલૈંજી જીરૂં, અરડુસી, સુંઠ, મરી, પીંપર, પીપરીમૂળ, એ ઔષધો વાટી ગરમ પાણીમાં મેળવી ગાળી તે પાવું. (૮) સુંઠની ભૂકી એરંડતેલમાં કાલવી અથવા સુંઠ અને એરંડમૂળ પાણીમાં ઘસી લેપ કરવો. (૯) સીંધાલુંણ, અફીણ, રકતાબોળ, આંબાહળદર, એ ઔષધો કુટી પાણીમાં વાટી ગોળી કરી તે યોનિમાં રાખવી. (૧૦) કડવી ઇંદ્રવરણીનાં મૂળ મેંઢીના ઘીમાં કિંવા દૂધમાં ઘસી અંદર લેપ કરવો (૧૧) કાળા ધંતુરાના બે ત્રણ પાંલા બારીક વાટી સીંધવ અને ઘી નાંખી પોટલી કરી તે યોનીમાં રાખવી, એટલે સર્વ પ્રકારની શૂલ રહી જાય છે. (૧૨) બિડલોણ, બાવચો, અરડુસીનાં મૂળ, પીંપર, વજ, મરી, પીંપળીમૂળ, સુંઠ એનો કલ્ક કરી કોકરવર્ણો પાણીમાં આપવો. (૧૩) કળલાવી, ઝંઝેટા કિંવા કંવડળીનાં મૂળ, યોનિમાં ધારણ કરવાં; એટલે યોનિશૂળ અને પુષ્પાવરોધ એનો નાશ થાય છે. **યોનિરોગ ઉપર:**—વડ, પીંપળો, ઉંબરો, પીપ

ળી, બરૂં, મહુડો, અંબાડા, નાંદરૂખ, બોરડી એની છાલ; જેઠીમધ, ચારોળી, રાતો અને ધોળો લોધ્ર, સાળઇ, ટેકું, નાનાં જાંબુ, મોટાં જાંબુ, કેરી, બાળહરડાં, અસાણા એમાંથી જેટલા મળે તે મેળવી તેનો કાઢો કરી આપવો; એટલે **યોનિરોગ, વ્રણ, અસ્થિભંગ, દાહ, મેદોરોગ, પ્રમેહ, વિષદોષ,** એ દુર થાય છે. (૨) શિવણ, ત્રિફળાં, દ્રાક્ષ, કાસંદરો, આંબાહળદર. હળદર, ગળો, કોરાંટીના મૂળ, શતાવરી સાટોડી ફાળસા એ ઐાષધો તોલો તોલો લેઇ બધાઓથી સોળગણું પાણી નાંખવું. અષ્ટમાંશ પાણી બાકી રહે એટલે તેમાં શેરભર ઘી નાખી **ઘૃતસિદ્ધ** કરવું. તે નિત્ય ભક્ષણ કરવાથી **યોનિસંબંધી સર્વરોગ** દૂર થાય છે, તથા **ગર્ભ** રહે છે. (૩) પીપર, મરી, શતાવરી, અડદ, કોષ્ટ સીંધવ એની આંગળી જેવી જાડી દીવેટ કરી યોનિમાં રાખવી. (૪) ગળો, ત્રિફળાં, દંતીમુળ, એનો કાઢો કરી તેથી યોનિ ધોવી; એટલે કંડુની શાંતિ થાય છે. (૬) **યોનિસ્રાવ ઉપરઃ**—મગના ફુલો, કાથો, હરીતકી જાયફળ, પહાડમુળ, તથા સોપારી, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોનિમાં રાખવું; એટલે તે ઘટ થઇ તેમાંથી પાણી વહેશે નહીં. (૬) આંમળાનો રસ સાકર નાંખી આપવો એટલે યોનિ દાહ શાંત થશે. **નષ્ટાર્તવઃ**—કોઇ કોઇ વખતે શરિર રોગે કરી ઘણીજ યોગ્યવયે તારૂણાવસ્થામાં પણ સ્ત્રીને અડકાવ આવતો નથી, ફરી અતિશય ક્ષિણતા પ્રાપ્ત થઈ કદી પ્રાણનો પણ નાશ થાય છે. **રજોદર્શન ઉપાયઃ**—(૧) કાળા તલના કાઢામાં ગોળ નાંખી થંડો કરી પીવો. (૨) તલ, વરીઆળી, એનો કાઢો થંડો કરી ગોળ નાંખી પીવો. (૩)ધોળી ધરોના રસમાં દાડમની મોટી મોટી કળીયો વાટી, તે રસ વાસી પેજમાં આપવો. (૪) કડવી દુધીનાં બિયાં, દંતીબીજ, પીપર, ગોળ, મીંઢળ, દારૂ કરવા માટે તૈયાર કરે છે તે કિણ્વ, યવક્ષાર, થુરીયાનું, દુધ. એકત્ર કરી તેમાં દીવટ તૈયાર કરી તે યોનિમાં ધારણ કરવી; એટલે રજને ઉત્પન્ન કરે છે. (૫) કાંજી, તેલ, અડદ, દહીંમાં પાણી નાખ્યા શિવાયની કરેલી છાશ અને દહીં એનું સેવન કરવું, તથા માલકાંગણીનાં પાંદાં વાટી તે તથા રાઈ, તજ તથા અસાણા એનું ચૂર્ણ દુધમાં ત્રણ દિવસ આપવું. (૬) પીંપળાની અને આમલીની છાલ પાણીમાં ઘસી તે પાવી. (૭) કડવી ઇંદ્રવરણીનાં મુળ યોનિમાં રાખવાં. અથવા કડવી ઇંદ્રવરણીનાં ફળો માંખણમાં ખાવાં. (૮) તલના કાઢામાં સુંઠ, મરી, પીંપર, હિંગ, ભારંગમુળ, એનું ત્રણ માસા ચૂર્ણ નાખી આપવો; એટલે અડકાવ આવશે. અને રકતગુલ્મ પણ દુર થાય છે. (૯) ભારંગમુળ, સુંઠ, મરી, પીંપર એનો કાઢો ગોળ નાખી આપવો. (૧૦) રાયેણના બિયામાંનું મગજ કાઢી તેની પોટલી યોનિમાં રાખવી. (૧૧) ગાજરનાં બી પાણીમાં વાટી પાંચ સાત દિવસ આપવાં.

---

## ૯૭ યોનિકંદ.

દિવસે ઉંઘવાથી, અત્યંત ક્રોધ કરવાથી, અતિ મૈથુનથી, યોનિમાં નખદાંતવડે ક્ષત થવાથી, વાતાદિદોષ કુપિત થઈ યોનિમાં પરૂ, રકત એના રંગ જેવા રંગનો, અંગુઠા જેવડો ગોળ એવો માંસનો ગોળો ઉત્પન્ન થાય છે; તેને યોનિકંદ કહે છે. **ઉપચારઃ**—(૧) ગેરૂ, આંબાની ગોટલીની અંદરનું મગજ, હળદર, સુરમો, માયાં એનું ચૂર્ણ મધમાં કાલવી યોનિમાં ધારણ કરવું; તથા ત્રિફળાના કાઢામાં મધ નાખી સેવન કરવું. (૨) ગળો, ત્રિફળાં, દંતીમુળ, એના કાઢામાં પીંપર, મરી, અડદ, શતાવરી. કોષ્ટ, સીંધવ, એ વાટી તેની દીવેટ આંગળી જેવડી કરી યોનિમાં રાખવી, એટલે તે યોનિમાંહેનું દર્દ કાઢી યોનિ **સ્વચ્છ** કરશે. (૩) નાંદુરખી, પીત લોધ્ર, એ કુટી આંમલી સાથે પકવ કરી તેનો લેપ કરવો. [૪] પીત્તપાપડો કુટી કણકમાં મેળવી, હાથેળી જેવડી પુરી કરી તે ગોળા ઉપર બાંધવી. (૫) કડવા લીંમડાનાં બિયાં તલમાં તળી તેમાંજ ખલવાં, તથા તેમાં થોડી મોરથુથાની ફુલાવેલી ભૂકી ઘાલી, તે મલમ કંદ ઉપર ચોપડવું; એટલે કંદ ગરી પડે

છે. આ ઔષધ મુળવ્યાધિના મુખ ઉપર પણ ચોપડવું, એટલે તેનો પણ નાશ થશે.

---

## ૯૮ ગર્ભિણીરોગ

**ગર્ભધારણ થયેલી સ્ત્રીનાં લક્ષણોઃ—** ગર્ભધારણ થવાની સાથેજ સ્ત્રીને તૃપ્તિ અને આનંદ જણાય છે. ડુંટીપર થંડુ પાણી રેડવું, જો તેને તાવ આવ્યા જેવું જણાય તો ગર્ભધારણ થયો છે એમ સમજવું. રહેતે રહેતે તેના અંગે જડત્વપણું આવે છે, સૂર્યકિરણ જોવાનો ભાસ જણાય છે, આળસ આવે છે, મુખમાં મોળાશ છુટે છે, કોઇપણ પદાર્થ ઉપર પ્રીતી થાય છે, અન્ન પચન થતું નથી, હૃદય ધડકવા લાગે છે, ગ્લાની અને અંગ ઉપર પરસ્વેદ આવે છે, એ લક્ષણો સાધારણ ગર્ભિણીને થાય છે. ગર્ભિણીના શરિર ઉપર સફેદાઇ આવવા માંડે છે, અને તેના સ્તનનો અગ્ર ભાગ કાળાશપણું પકડતો જાય છે. ગર્ભિણી સ્ત્રીએ પોતાનાં ખોરાક સાત્વિક રાખવો. ઘણી મેહેનત કરવી નહિ. તેમ ઘણુંજ બેસી રહેવું પણ નહિં. શકિત પ્રમાણે કામ કરવું, એટલે પ્રસૂત સમયે વધારે પીડા થશે નહિં. ગર્ભિણી સ્ત્રીએ છ મહિના થયા પછી **પુરૂષસહવાસ** અને **પ્રવાસ** કરવો નહિ, તથા પાન ખાવાં નહિં. **ગર્ભિણીના હૃદયમાં બળતરા થાય છે તે ઉપરઃ**-(૧) આંવળકંટી અને દ્રાક્ષ એનું ચૂર્ણ ખડીસાકર સાથે આપવું. (૨) ગાયના દુધમાં ખડીસાકર નાંખી તેમાં ગળોનું સત્વ અથવા પ્રવાળ આપવી. **જ્વર ઉપરઃ—**(૧) ચંદન, ઉપરસાળ, લોધ્ર, દ્રાક્ષ એનો કાઢો સાકર નાખી ગર્ભિણીના તાવ ઉપર આપવો. (૨) દુધી, ઉપરસાળ, પહાડમુળ વાળો, નાગરમોથ એનો કાઢો થંડો કરી પાવો. (૩) મહુડાની છાલ, ચંદન, વાળો, ઉપરસાળ, જેઠીમધ, પદ્મકાષ્ટ, એનો કાઢો મધ નાખી આપવો. **પિત્તજ્વર ઉપરઃ—**દ્રાક્ષ, પદ્મકાષ્ટ, વાળો. સાલવણ, ચંદન, જેઠીમધ, દુધી, ઉપરસાળ, આંવળકંટી, એનો કાઢો કરી પાવો. **વિષમ જ્વર ઉપરઃ—**સુંઠ, બકરીના દુધમાં વાટી પાવી. **જ્વરાતિસારઃ—**મજીઠ, જેઠીમધ, લોધ્ર, એનું ચૂર્ણ સાકરના પાકમાં નાખી આપવું, એટલે ગર્ભિણીની પ્રવાહિકા તથા રક્તાતિસાર એનો નાશ થાય છે. **સાધારણ અતિસાર ઉપરઃ—**(૧) આંબાની ગોટલી શેકી ખાવા આપવી. (૨) બાળબીલાં, જાયફળ, મરડાશિંગ, એ પાણીમાં ઘસી આપવાં. (૩) ધાવડીનાં ફુલો મોચરસ, ઇંદ્રજવ, એ સર્વ સમભાગ લેઈ ચૂર્ણ કરી તે ૨ માસા, પાણીમાં આપવું. (૪) પાકેલાં ઉંબરાં મધમાં આપવાં. અથવા પાકેલાં જાંબુ આપવા. **સંગ્રહણી ઉપરઃ—**આંબો અને જાંબુઓ એની છાલના કાઢામાં, ડાંગરની ધાણી તથા સાંતુ એનું ચૂર્ણ નાખી ચાટવાને આપવું. **શ્વાસકાસ ઉપરઃ—**(૧) પીડવણ, બળદાણા, અરડુસી એનો રસ પ્રાશન કરવો; એટલે શ્વાસ, રક્તપિત્ત, કમળો, સોજો, જ્વર, એનો નાશ થાય છે. (૨) ભારંગમૂળ, સુંઠ, પીંપર એનું ચુર્ણ ગોળમાં આપવું. **ઉલટી ઉપરઃ—**ધાણાનો કલ્ક અથવા કોથમીનો રસ ચોખાના ધોવરામણમાં પ્રાશનાર્થ આપવો. (૨) બીલાંની અંદરનો ગર્ભ અને ધાણીનું પાણી એકત્ર કરી આપવું. (૩) તરવડાનાં ફુલો ૧ તોલો, ગાયના ૮ તોલા દૂધમાં વાટી તેમાં ખડીસાકર ૧ તોલો નાખી તે આપવું. **વાયુ ઉપરઃ—**બીલાં, કુવાડીયો, કિંવા પાહાડમુળ, તથા સુંઠ એ નાખી કાઢો કરી તે થંડો થયા પછી આપવો **ગર્ભીણીના સોજા ઉપર**-(૧) ચંદન, જેઠીમધ, વાળો, ત્રાગકેશર, તલ, મેઢાશિંગી, મજીઠ, આકડાના મુળ, સાટોડી એનો લેપ સોજાનો નાશ કરે છે. તેમાં ગર્ભીણીના વિશેષ કરી નાશ કરે છે (૨) શાહજીરૂં, ધોળુ જીરૂં, કડુ, એ વસ્તુઓનો કાઢો ગર્ભીણીના સોજાનો નાશ કરે છે. (૩) આસોદનાં તાજા મુળ ગોમુત્રમાં અગર પાણીમાં ઘસી ગરમ કરી લેપ કરવો, (૪) ધોળી સાટોડીનાં મૂળો ઘસી લેપ દેવો. અને એનોજ કાઢો કરી પીવા માટે આપવો. **ગર્ભીણીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટેઃ—**અજમોદ. સુંઠ, પીંપેર, જીરૂ, એનું સમભાગ ચૂર્ણ કરી, તે ગોળ અને મધમાં અપવુ. **ગર્ભીણીનીશુળ ઉપરઃ—** (૧) દાભ, કાસ (કાહ), એરંડો, ગોખરૂં,

એનાં મુળો લઇ તેનો દુધમાં કાઢો કરી સાકર નાખી આપવો. (૨) ગોખરૂં, જેઠીમધ, દ્રાક્ષ, દુધમાં વાટી તેમા સાકર નાખી પાવું. (૩) કચરા, શિંગોડાં, પદ્મકાષ્ઠ, નિલકમળ, વગડાઉ મગ, જેઠીમધ, એનો કાઢો સાકર નાખી પાવો. ભાત અને દૂધ ખાવું. એટલે ગર્ભીણીની શૂલ અને અતિસાર એનો નાશ થાય છે. **ગર્ભીણિના પ્રદર ઉપરઃ**—કુંભારના ઘરની માટી, મોગરીના પાંત્રાં લાજાળુ, ધાવડીનાં ફુલો, ગેરૂ, રસાંજન, રાળ એમાંથી મળે તે પદાર્થો લેઈ તેનું ચૂર્ણ કરી મધમાં આપવું. (૨) વાળો, અતિવિષ, નાગરમોથ, મોચરસ ઈંદ્રજવ, એનો કાઢો ગર્ભનું ચલન, પ્રદર શુળ, એ ઉપર આપવો. **ગર્ભીણીના આનાહ (મલમુત્રબંધ્ધ રોગ) વાયુ ઉપરઃ**—વજ, અને લસણ નાખી દૂધ તપાવવું, તેમાં હિંગ અને સંચળ નાખીં પ્રાશનાર્થે આપવું, એટલે સુખી થશે. **ગર્ભીણીનું મુત્ર બંધ થાય છે તે ઉપરઃ**—સાળી, સેલડી, ડાભ કાસ, અને શરતૃણ, એ તૃણપંચમૂળો નો કલ્ક નાખી દુધ કઢાવવું, અને તે પ્રાશન કરવું. એટલે મુત્ર બંધ, તૃષા દાહ, રકતપિત્ત એનો નાશ થાય છે. (૨) ખાખરાના ફુલો, બાફી પેઢુપર બાંધવાં. (૨) સુરો ખાર પાણીમાં વાટી ડુંટીપર લેપ કરવો. **ગર્ભીણી અને સુવાવડીના રકતસ્રાવ ઉપરઃ**—વાળો' કમળ, રતાંદળી, ક્ષીરવૃક્ષપંચક—( વડ, ઉંમરો, પીંપળો, પીપળી, જાંબુઓ ) એની છાલ, એ ઔષધો પાણીમાં કુટી ઘી નાખીં તેમાં ફટકડી પલારી યોનિમાં રાખવી, અને ડુંટી ઉપર લેપ કરવો. (૨)**શતધૌત ધૃત** શરીરે ચોળવું. (૩) ખડીસાકર, મધ, નીલકમળ, રાતુંકમળ, નાગકેશર એનો કાઢો કરી તેમાં ઘી અને મધ નાખી તે આપવો. (૪) શીંગોડાં, કચરા એની દુધમાં લાપસી કરી ખવરાવવી. (૫) ગહુલા, કમળકંદ, કુંમળાં ઉબરાં એ દૂધમાં બાફી તે દૂધ પાવું. (૬) તાંદળજાનાં મુળીયાં ચોખાના ધોવરામણમાં વાટી આપવાં. (૭) સાકર, તલ, જવ, અથવા પદ્મકાષ્ટ એનું એક તોલો ચુર્ણ મધમાં આપવું. (૮) ધાણા, નાગરમોથ. કાળો વાળો, ધોળો વાળો, લાજાળુ ગળો, વાવડિંગ, પિત્તપાપડો, ધમાસો એનો કાઢો કરી તે થંડો થયા પછી પીવો; એટલે રકતસ્રાવ અને અતિસાર એ દુર થાય છે, (૯) કઠુતરની હગાર નાગરવેલીનાં રસમાં અથવા ચોખાના ધોવરામણમાં નાખી પાવી. (૧૦) નીલકમળ, રાતાંકમળ, કલ્હાર, કુમુદ (પોયણી) શ્વેત કમળ, મહુડાંનાં ફુલો, એ ઉત્પલાદી ગણનો કાઢો કરી આપવો. એટલે રકતસ્રાવ, દાહ, તૃષા, હૃદ્રોગ, રકતપિન્ત. મૂર્છા, ઉલટી, અને અરૂચિ એનો નાશ થાય છે. **ગર્ભીણી સિ રજસ્વલા થાયતો...**આંવળકંટી ચોખાના ધોવરામણમાં વાટી તે ધોવરામણ પાશેર સુધી પાવું, **ગર્ભીણીના સ્તને ક્ષત અને દાહ થાય છે તે ઉપર**—(૧) કુંવેરના મુળ, હળદર, માયફળ, અને ફટકડી એ પાણીમાં ઘસી ગરમ કરી લેપ દેવો. (૨) ફટકડીના પાણીવડે સ્તની ડીંટડીઓ ધોવી કરોળીઆનું પડ ઘસી લેપ દેવો એટલે દાહ શમન થાય છે. **ગર્ભીણિને પુષ્ટિકર યોગ**—આસોદનાં મુળોનો કાઢો કરી આપવો. એથી ગર્ભીણી પુષ્ટ થઈ બાળક સદઢ જન્મે છે.

---

## ૯૯ ગર્ભ ચલન

સ્ત્રીના પેટમાં ગર્ભ ચલન પામે છે, તે યોગે કરી તેની કંબર, પીઠ, પેઢુ દુખવા લાગે છે; પેટમાં દુખે છે. અને તેથી કરી સ્વસ્થ ન રહી તે માંદી પડે છે, એકાદ વખતે બેશુધ્ધ થઈ પડે છે. ગર્ભચલનનો આવો પ્રકાર, ગર્ભીણીએ શકિત કરતાં ઘણું કામ કરવાથી કિંવા ગર્ભાશયમાં ઉષ્ણતા પ્રબળ થવાથી, અથવા ગર્ભીણીને જે વાત વર્જ્ય કહેલી છે તે કરવાથી. થાય છે. **પ્રથગ માસમાં ગર્ભનું ચલન થાય તોઃ**—(૧) દ્રાક્ષ, જેઠીમધ, ચંદન, રતાંદળી એ ગાયના દુધમાં વાટી તેમાં ઘી નાખી તે પ્રાશનાર્થ આપવું. એટલે ગર્ભ સ્થિર થાય છે. (૨) નીલકમળ, વાળો, શિંગોડાં, કચરા, એ લેઇ થંડા પાણીમાં વાટી દુધમાં મેળવી પ્રાશનાર્થ આપવું. એટલે ગર્ભ પડતો નથી અને શૂલની શાંતી થાય છે. **બીજા મહિનામાંઃ**—ગર્ભ ચલન થવા

લાગે તો કમળના તંતુઓ, નાગકેશર, એ વાટી દુધમાં પાવું. શૂળ થતી હોય તો તગર, કમળ, બીલ, કપૂર, એ બકરીના દુધમાં વાટી દુધમાં કાલવી પાવું. **ત્રીજો માસઃ**—નાગકેશર વાટી દુધમાં મેળવી સાકર નાખી પ્રાશનાર્થ આપવું; અને શૂલ હોય તો પદ્મકાષ્ટ, ચંદન, વાળો, કમળની ડાંડી, એ થંડા પાણીમાં વાટી દુધમાં કાલવી પ્રાશનાર્થ આપવું, એટલે ગર્ભ પડતો નથી, શૂળની શાંતિ થાય છે. **ચોથો માસઃ**—ચોથા માસમાં ચલન, તૃષા, શૂલ, દાહ, તથા જ્વર, એ થવાથી કેળનાં કાંદા, લીલાં કમળ, વાળો એ વાટી દુધમાં પ્રાશનાર્થ આપવાં. **પાંચમો માસઃ**—દાડમનાં પાંત્રા અને ચંદન વાટી તેમાં દુધ અને દહીં નાખી પ્રાશનાર્થ આપવું; અને નિલકમળ, કમળની માંહેનું કેશર અને બોરડીનાં પાંલા, નાગકેશર, પદ્મકાષ્ટ, એ પાણીમાં વાટી દુધમાં પીવા માટે આપવું. એટલે ગર્ભ સ્થિર થઇ શુળની શાંતિ થાય છે. **છઠ્ઠો માસઃ**—ગેરૂ, ગાયના છાંણાની રાખ, પીંપર અને ગોપીચંદન, એનો કાઢો કરી થંડો થયા પછી તેમાં દુધ, સાકર અને ચંદન નાખી આપવો. **સાતમો માસઃ**—વાળો, ગોખરૂં, નાગરમોથ, લાજાળુંકંદ, નાગકેશર, પદ્મકાષ્ટ, એનો કાઢો સાકર નાખી પાવો. **આઠમો માસઃ**—લોધ્ર અને પીંપર એનું ચૂર્ણ મધમાં આપવું. **નવમો માસઃ**—નવમાં માસમાં પ્રસુતિ થાય છે.

---

## ૧૦૦ ગર્ભસ્રાવ અને ગર્ભપાત.

ચોથા માસ સુધી ગર્ભ પાતળો હોય છે, એટલે વહન કરવા લાગે છે. તેને સ્રાવ કહે છે; તે પછી પાંચમાં મહિનાથી છઠ્ઠા મહિના પર્યંત કઠીણ થઇ દેહ તૈયારીમાં આવે છે. તે પડે તો તેને ગર્ભપાત કહે છે. સાતમા મહિનાથી પણ પ્રસુતિ થાય છે. **ગર્ભસ્રાવ અને પાત એનાં લક્ષણોઃ**—ભય, અભિઘાત, વિષમાશન, ઉંચેથી નીચે પડવું, અતિશય ચઢ ઉતર કરવું, ક્રોધ કરવો, અત્યાનંદ જણાવવવો, તિક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોનું સેવન, ભાર ઉંચકવો, અતિશય શ્રમ કરવો, તિવ્રરેચક, ઇત્યાદિ કારણોએ સ્રાવ



અથવા પાત થાય છે. ગર્ભસ્રાવ થવા લાગે એટલે દાહ; પાર્શ્વ (પાસું), પીઠ, એમાંહે શૂલ; પ્રદર, આનાહ, તથા મૂત્રબંધ એ ઉપદ્રવો થાય છે. **ગર્ભપાત થવાથી ગર્ભકોષ્ટ કરવા તથા દુઃખ વીસારે પડવા માટેઃ**—(૧) બેઠીભોરીંગણી, ઉભીભોરીંગણી, સાલવણ, પીઠવણ, તથા ગોખરૂં, એનો કાઢો કરી તેમાં બાફેલી પેજ ઘી નાખ્યા સીવાય આપવી. (૨) કુળિત્થ બાફી તેનું કઢણ પીવા આપવું. **પહેલા માસમાં ગર્ભસ્રાવ થતો હોય તોઃ**—જેઠીમધ, સાગનાં બી, શતાવરી, દેવદાર, એ ઔષધી પ્રત્યેક તોલો તોલો લેઇ થંડા પાણીમાં વાટી ૪ તોલા દુધમાં નાખી પ્રાશન કરવું. **બીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો**—આસીંદરાની છાલ, કાળાતલ, તામ્રવલ્લી (ચિત્રકોટ ઉપર મળશે; ન મળે તો, મજીઠ લેવી. ) શતાવરી, એનું ઉપર પ્રમાણે સેવન કરવું. **ત્રીજા મહિનામા ગર્ભસ્રવતો હોય તોઃ**—ગળો, શતાવરી, ગહુલા, ઉપરસાળ એનું ઉપર પ્રમાણે સેવન કરવું. **ચોથા માસમાં ગર્ભસ્રવતો હોયતો**—ધમાસો, ઉપરસાળ, રાસ્ના, કમળનું દેંટું, જેઠીમધ, એનું ઉપર પ્રમાણે સેવન કરવું **પાંચમાં માસમાં ગર્ભ પડતો હોય તો**—બેઠીભોરીંગણી. ઉભીભોરીંગણી, શિવણ, ક્ષીરવૃક્ષોની છાલ (વડ, ઉંમરો, પીંપળો, પીંપરી, જાંબુઓ, ) કાકડાશીંગ, તજ, એનો કાઢો અથવા ચૂર્ણ ઘૃતયુકત કરી આપવું અને ઉપર દૂધ પાવું. **છઠ્ઠો મહીનો**—પીઠવણ, બળદાણા, સરગવો, ગોખરૂ, શિવણ એનો કાઢો અથવા ચૂર્ણ દૂધમાં આપવું. **સાતમો મહીનો**—શિંગોડાં, કમલતંતુ, દ્રાક્ષ, કચરા, જેઠીમધ, એના ચૂર્ણની દુધ અને સાકર નાખી લાપસી કરી આપવી. **આઠમો મહીનો**—કોઠીના મુળ,+ બીલાં, ડોડીનાં મુળ, પટોલ, સેરડીના મુળ, રીંગણી, એનો કાઢો કરી તેમાં દુધ નાખી પુનઃ ઉકાળી તે દુધ પાવું.

---

+ નવથી બાર માસ તક પ્રસુતિ થવાના ઊત્તમ મહિના છે. નવ મહિના પછી પ્રસુતિ ન થાય તો ગર્ભ અને ગર્ભીણીનું રક્ષણ થવા માટે આ યોગ આગલ કહેલાં છે.

**નવમો મહીનો**—જેઠીમધ, ધમાસો, શતાવરી, ઉપરશાળ, એનો કાઢો દુધ નાખી દુગ્ધાવશે રાખી પાવો. **દશમો મહીનો**:—સુંઠ, શતાવરી એનો કાઢો કરી પાવો. **અગિઆરમો મહિનો**—રાયણુની છાલ, નિલકમળ, લાજાળુનાં કાંદા, આવળકંટી, ( આંમળાં, ) એ દુધમાં વાટી પાવાં; એટલે અગિયારમાં માસમાં શૂળની શાંતિ થાય છે. **બારમો મહીનો**—ધોળી ભૂયકોહળી, આસોદ્ર, શતાવરી, કમળના તંતુ, એ વાટી બારમા માસમાં શૂળની શાંતિને માટે આપવું, એટલે ગર્ભ પુષ્ટ થાય છે. અને તિવ્રશૂળ શાંત થાય છે. **ગર્ભપાત ઉપર** લાજાળું, ધાવડીના ફુલો, નિલકમળ, જેઠીમધ, લોધ્ર એનો કાઢો સ્ત્રીએ પાણીમાં બેસી પીવો. એટલે ગર્ભપાતનું નિવારણ થાય છે. (૨) કુંભારના હાથની નિરપણ માટી, બકરીના દુધમાં મેળવી. મધ નાંખી આપવી; કિંવા ધોળી ગોકર્ણીનાં મુળ, દુધમાં વાટી પાવાં. (૩) સાકર કમળાના તંતૂ, તથા તલ એ સમભાગ, લેઇ વાટી, મધમાં ભક્ષણાર્થ આપવાં. (૪) અતિબળાનાં મૂળ, કુમારિકાએ કાંતેલા સૂત્રમાં કંબરે બાંધવાં. [૫] કસ્તુરી ૧, જાવંત્રી, ૩, જાયફળ, ૩, પીપળાના બીજ ૬, ૬, ગુંજાપ્રમાણે લેઈ ગોળી કરી દર મહિને એક આપતા જવી. એ પ્રમાણે સાત મહિના કરવું.

---

## ૧૦૧ ગર્ભજ રોગ

**શારંગધર** વૈદ્યક ગ્રંથમાં **ગર્ભજ** રોગ આઠ પ્રકારના કહેલા છે. તેનાં **નામો—ઉપવીષ્ટક, નાગોદર; મકકલ, મૂઢગર્ભ વિષ્ટંભ, ગૂઢગર્ભ, જરાયુદોષ,** તથા **ગર્ભપાત, ઉપવિષ્ટિક**:—ગર્ભીણી સ્ત્રિએ અત્યંત વિદાહી પદાર્થોનું ભક્ષણ કરવાથી રકતસ્રાવ ઘણો થાય છે, તે કારણથી તે ગર્ભ આગળ વધતો નથી એવો થાય છે. તેને હાલચાલ માત્ર હોય છે, એવા ગર્ભને **ઉપવિષ્ટક** કહે છે. આં એક સલનો ભેદ છે. **નાગોદર**:—સંયોગકાળે વાયુના યોગેકરી ગર્ભનો આકાર સર્પ જેવો થાય છે; તેને **નાગોદર** કરીને કહે છે. **મકકલ**:— આ રોગનો પ્રકાર વાયુ ગોળા જેવો હોય છે. **મૂઢગર્ભ**—કુંઠિત ગતિ એવો વાયુ ગર્ભને આડો કરે છે. તથા યોનિ, પેટ, એમાં શૂલ ઉત્પન્ન કરે છે. અને મૂત્રાવરોધ કરે છે. **વિષ્ટંભ** ( સલ ):—ગર્ભીણીએ અકાલે ભોજન કરવાથી **અથવા ખ**રાબ પદાર્થો ખાવાથી વાયુ કુપિત થઈ **ગર્ભ** શુષ્ક કરે છે. તેથી કરી તેનું **ચલનવલન વૃદ્ધી** બંધ પડવા માંડે છે. તથા કાળેકરી તેને વાયુની પીડા થઈ સલ થાય છે. **મૂઢગર્ભ, ગર્ભ અરવો, અસાધ્ય મૂઢગર્ભ તથા અસાધ્ય ગર્ભીણીનાં લક્ષણો**—જેનીગરદનનો મેર તુટવા જેવો થઇ ગરદન બરોબર રહેતી નથી અને અંગ ઢીલું થઈ જાય છે. લાજ રહેતી નથી, જેની કુખો ઉપર, કાળી લીલી એવી શિરાઓ ઉત્પન્ન થાય છે, તે ગર્ભીણી અને ગર્ભ એક માસમાં મરે છે એમ જાણવું **પેટમાં ગર્ભ મરી ગયાના લક્ષણો**:—ગર્ભની હાલચાલ બંધ પડે છે, પ્રસસવવેદના બંધ થાય છે, અંગ કાળું, લીલું થાય છે. તથા શ્વાસોચ્છવાસ સાથે દુર્ગંધ આવે છે. અને અંદર બાળક મરી ફુલવાથી પેટ ફુલી જાય છે. માના માનસ અને અગંતુક અવાં દુ:ખકારણોએ કિંવા વ્યાધીએ કુખમાં ગર્ભ મરે છે. **ગર્ભીણીના બીજા અસાધ્ય લક્ષણો**—વાયુના યોગે યોનિનો સંકોચ થવો, કુખમાં ગર્ભ અડકી રહેવો, મકકલશૂલ, આક્ષેપક કાસ, શ્વાસાદિ ઉપદ્રવ તથા મૂઢગર્ભ એ થાય એટલે તે ગર્ભીણી બચતી નથી. **યોનિસંવરણ વ્યાધિ**—વાતકારક ખાનપાન, મૈથુન, જાગરણ, એનું અતિ સેવન કરનારી ગર્ભીણીના યોનિમાર્ગમાં વાયુ કોપે છે, તથા યોનિદ્વારને બંધ કરે છે. માર્ગ બંધ થયા પછી યોનિગત વાયુ ગર્ભદ્વાર રોકે છે. અને ગર્ભશયને પીડા કરે છે. તેથી કરી ગર્ભનું મોં, નાક, બંધ થઇ શ્વાસોશ્વાસ, બંધ થઇ ગર્ભ નાશ પામે છે; આ કાળજેવો વાયુ મારનારો છે. એ ઉપર **ચિકિત્સાનો** આરંભ કરવો નહિં.

**સુખપ્રસવ થવાને ઉપચારો**:—(૧) સર્પની કાંચળી કિંવા તગર અથવા માંથાના કેશ એની ધુંણી યોનિને આપવી. (૨) કળલાવીનાં મૂળ, સૂત્રમાં બાંધી તે હાથે પગે બાંધવાં. (૩)

સૂર્યવલ્લી, આંકડો, કિંવા કડવું વૃંદાવન એનાં મૂળને ધારણ કરવું. (૪) પીંપર અને વજ પાણીમાં વાટી તેમાં એરંડતેલ નાખી, તેનો ડુંટી ઉપર લેપ કરવો. એટલે અનેક પ્રમાદો વડે ઘણી પેડા પામેલી સ્ત્રીનો સુખેથી પ્રસવ થાય છે. (૫) બીજોરાના મૂળ અને જેઠીમધ એનું ચૂર્ણ ઘીમાં નાંખી પાવું. અથવા બીજોરાના મૂળ કંબરે બાંધવાં. (૬) શેરડીની ઉત્તર બાજુનાં મૂળ લેઇ તે અથવા (૭) તાડની ઉત્તર બાજુનાં મૂળ લેઈ તે પોતાના શરીર જેટલા લાંબા સુરતવડે બાંધી કંબરે બાંધવાં (૮) ધોળો ઝંઝેરો અથવા કડવો લીંમડો કિંવા કાકજંઘા એના મુળ કંબરે બાંધવાં, ઉટકટારીનાં મૂળ ચોટલે બાંધવાં. પ્રસવ થતાંની સાથે છોડી નાંખવાં. (૧૦) કેળના કાંદાનાં ફોતરા નાભિ નીચે બાંધવાં (૧૧) ગાયનું દુધ પાંકો પાશેર લેઇ તેમાં ગાયનું છાણ એક તોલાથી બે તોલા પર્યંત મેળવવું. અને વસ્ત્રગાળ કરી તે આપવું. એટલે ત્વરિત છુટકો થાય છે. **સલ વધારવા માટે**—ધાણા, નાગરમોથ, વાળો, લાજાળુ, ગળો, વાવડિંગ. પિત્તપાપડો, ધમાસો એનો કાઢો આપવો. [૨] વરધારો અને ધોળી જાસુદીનાં ફુલો એ ગાયના દૂધમાં વાટી તેમાં ખડીસાકર નાખી તે સવારે પાવાં (૩)આંમળાંના બી, આબાહળદર, કોઠીના પાંદડાં એ ગાયના ઘીમાં વાટી સાત દિવસ આપવાં. (૪) શિંગોડા અને કચરા એની લાપશી દુધમાં કરી ખાવી. (૫) ગહુંલા કમળકંદ અને કુંણા ઊંબરાનાં ફળો એ દૂધમાં બારી તે દૂધ પાવું. **મુઢગર્ભઉપર**—(૧) ફાળસાના મૂળોનો અથવા સાલવણીનાં મૂળોનો લેપ, નાભિ, બસ્તિ અને ભગ, એ ઠેકાણે કરવો. એટલે ગર્ભ સારો થાય છે. [૨] મોરવેલ, વેખંડ (વજ), આસોદ, મજીઠ, નીલી, બોરડીનાં મૂળ, એનો ચતુર્થાંશ કાઢો તેમાં ગોળ ૨ તોલો નાખી તે પાવો. **મૃતગર્ભ બાહેર પડવા માટે**—(૧) દોઢ પાશેર પાણીમાં પાંચ તોલા ગાયનું છાણ મેળવી ગાળી તે પાઇ દેવું. (૨) રાઇ, હિંગ, એનું ૩ માસા ચૂર્ણ કાંજીમાં નાંખી આપવું. **ગર્ભપાતકારક ઔષધો**—ગાજરનાં બી, કળલાવી, નગોડ, અને ચિત્રાના મૂળ, દેવડાંગરના ફળ, કડવંચીનુંકંદ હિંગ અને પિત્તપાપડાની રાખ, એ ગર્ભપાતકારક ઔષધો છે. (૨) ગાજરનાં બી, કાળાતલ અને કલૈંજી જીરૂં. એ ગોળમાં ખાવું. એટલે ગર્ભપતન પામે છે. **પ્રસૂતિ સ્ત્રીની ઓર પડતી ન હોય તો**—(૧) ઓર નહિ પડવાથી શૂલ, પેટનું ચડવું અને અગ્નિમાંદ્ય, એ ઉપદ્રવો થાય **છે.** ઓર પડવાને માટે આંગળીએ કેશ વીંટાળી તેવડે તેનો કંઠ ઘસવો તથા સર્પની કાચળી, કડવું કોહોળું. નાગરમોથ તથા સરસડો, એનું ચૂર્ણ રાઇના તેલમાં ભિજવી તેની યોનિને ધુંણી આપવી. (૨) કળલાવીના કંદનો કલ્ક કરી તે હાથપગને ઘસવો તથા લેપ કરવો, એટલે **ઓર** પડે છે. **યોનિ ક્ષતરહિત થવા માટે**—કડવા કોહળાના અથવા ધોળા કોહોળાનાં પાંત્રા અને લોધ્ર, એ સમભાગ લેઇ બારીક વાટવું અને તેનો લેપ યોનિએ કરવો. **યોનિ ઘટ્ટ અને સંકુચિત થવા માટે**—(૧) પીતપાપડો અને ઊંબરાના ફળો વાટી, તલના તેલમાં મેળવી તેનો યોનિમાં લેપ કરવો, (૨) માયફળનું ચુર્ણ અને ફુલાવેલી ફટકડી એ એકત્ર કરી, બારીક વસ્ત્રમાં પોટલી બાંધી અંદર રાખવી. (૩) માયા, કપુર મધમાં ખલી અંદર લેપ કરવો. (૪) તાલીમખાનાના કાઢામાં તેનુંજ ચૂર્ણ નાખી અંદર લેપ કરવો. **નિર્લોમ કારણઃ**—(૧) હરતાળ, ૧, રાળ, ચુનો ૭ ભાગ એમાં પાણી નાંખી કિંચિંત ગરમ કરી લેપ કરવો. (૨) હરતાલ ૧, શંખચૂર્ણ ૬, ખાખરાની ભસ્મ ૧ ભાગ એ એકત્ર કરી ચોળવું. (૩) ગુલબાશીના કાંદા પાણીમા ઘસી તેનો લેપ કરવો એટલે કેશ ગરી પડે છે.

**મક્કલશૂલઃ**—બાળક પૃથ્વી ઉપર પડયા પછી, યોનિને રગડી, અંદર વાયુ પ્રવેશ કરે નહિં એવી રીતે તેનું **સં**રક્ષણ કરવું, નહિં તો યોનિગત વાયુ કોપી સ્રાવ થતા રક્તને અટકાવે છે અને સુવાવડીના હૃદય મસ્તક તથા બસ્તી એમાં શૂલ ઉત્પન્ન કરે છે. તેને **મક્કલશૂળ** કહે **છે. મક્કલ** શૂળ **ઉપરઃ**—(૧) જવખારનું ચૂર્ણ કરી તે કોકરવર્ણા પાણીમાં અથવા ઘી સાથે પ્રાશન

કરવું. (૨) **પિપ્પલ્યાદિગણ:**— પીંપર, પીપ રીમુળ, મરી, ગજપીપર, સુંઠ, ચિત્રો, ચવક, રેણુકબીજ, તજ, અજમોદ, સરસડો, હિંગ, ભારંગમુળ, કાળીપાડ, ઇંદ્રજવ, જિરૂં, બકુમલ્લી મડી, મોરવેલ, અતિવિષ કુટકી (કડુ) વાવડિંગ આ પીપલ્લ્યાદિગણ, કફ, વાયુ, ગુલ્મ, શળ, જ્વર, એનો નાશ કરે છે. આ ગણ, દીપન પાચન એવો છે. એનો કાઢો કરી તેમાં મીઠું નાખી પ્રાશન કરવાથી મકકલશુળ, ગુલ્મ અને કફવાત એનો નાશ થાય છે. (૩) સુંઠ મરી, પીંપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, ધાંણા એનું ચૂર્ણ જૂના ગોળ સાથે ખાવાં આ પવું. (૫) હિંગ શેકી ઘીમાં કાલવી ખાવી. **સુવાવડીને પથ્ય**—પ્રસૂત સ્ત્રિએ યુકત એવો અહારવિહાર કરવો, તથા વ્યાયામ મૈથુન, ક્રોધ અને થંડા પદાર્થ વર્જ્ય કરવા. પ્રસૂત સ્ત્રિના અપથ્યકાર આહારોએ કરી **કષ્ટસાધ્ય** કિંવા **અસાધ્ય** વ્યાધિ થાય છે, એટલા માટે પથ્ય અવસ્ય કરવી.

**ગર્ભ ધારણોપાય:**—ગર્ભ ધારણના ઉપ ચાર કર્યાં પહેલાં શરિરમાંહેની બીજી વ્યાધિ કાઢી નાખવાના ઉપચાર પ્રથમ કરવા. શિંવલિંગ ના ફળ ચોથા દિવસે ભક્ષણ કરવાં. નાગકેશર ચૂર્ણ ઘીમાં આપવું. **ગર્ભધારણ કરનારા ઉપચાર**[૧] એરંડા **તથા** બીજોરાના બિયાં વાટી ઘી સાથે પ્રાશનાર્થ આપવાં. [૨] લક્ષ્મણા મુળ, ( ધોળી રીંગણીના મુળ ) ગળામાં બાંધવાં તથા તે ઘીમાં અગર દુધમાં ઘસી નાકે પાવાં; એટલે **અત્યંત વિર્યવાન પુત્ર** ઉત્પન્ન થાય છે. અથવા લક્ષ્મણાના મુળો, પુષ્પ નક્ષત્ર માં કાઢી તે દુધમાં **કુમારિકાના** હાથ વડે વ ટાવી ઋતુંસ્નાત સ્ત્રીને પ્રાશનાર્થ આપવાં. (૩) તલનું તેલ, દૂધ, કાકવી, દહિં, ઘી એ પદાર્થ એકત્ર કરી, હાથવડે મસળી• એમાં પીંપરનું ચૂર્ણ નાખી પ્રાશનાર્થ આપવું (૪) એકઆખા બીજો રાના બધાં બિયાં દૂધમાં વાટી ઋતુમતી સ્ત્રીને પ્રાશના ર્થ આપવાં. એટલે **પુત્રપ્રાપ્તી** થાય છે. (૫) આ સોદનો કાઢો નાખી દૂધ ઉકાળવું તથા તેમાં ઘી નાંખી, તે ૠતુસ્નાત સ્ત્રિને પ્રાશનાર્થ આપ વું. (૬) કાંટાસરીઆના મુળ, ધાવડીના ફુલો, વડની વડવાઈઓ, તથા નિલકમળ એ વાટી દુ ધમાં પ્રાશનાર્થ આપવું. (૭) પ.રોસ'ીંપળો, જિરૂં; એનું ચુર્ણ ખાઈ પથ્ય કરવી. એટલે પુત્રોત્પતી ખચીત થાય છે, [૮] કુકીલીનાં મુ ળો, તથા કોકાનો ગર્ભ એ પદાર્થો દુધમાં પાવા અથવા શિવલીંગીનાં બીજથી **પુત્ર** ઉત્પન્ન થાય છે કન્યા ઉત્પન્ન થતી નથી. (૯) ખાખરાના બીયાંની રાખ કરી તે પાણીમાં પીવા માટે આ પવી. (૧૦) અજમો, રીંગણી, પીંપર, અને નાગકેશર એનું ચુર્ણ ગાયના ઘીમા આપવું (૧૧) કેળુ ૧ કપુર તોલો ૧ અને વંશલોચન (વાંસકપુર) તોલો ૧ એ ઔષધો કેળનાં પાંતાંમાં વીંટાળી આગલે દિવસે સંધ્યાકાળે તુલશીના ઝાડ નીચે પુરી રાખવાં. બીજે દીવસે સંધ્યાકાળે કા ઢી ખલી તેની ત્રણ ગોળીયો કરવી, ચોથા દિવ સથી ત્રણ દીવસ પર્યંત રોજ અકેક ખાવી. તથા સંભોગ કરવો એટલે ગર્ભ રહેશે. [**ગર્ભધારણને માટે ઓષધોપચાર કરનારને અગત્યની સુચના**—કોઈએ ઔષધ કહેતાંજ કો ઇ સુજ્ઞ માણસ પાસે શોધ કરાવ્યા શીવાય તે કદી પણ લેવું નહી. કારણ કે કોઇ એકાદા દુષ્ટ હેતુએ કિંવા આજ્ઞાનમાં અથવા પ્રકૃતિનું પ્રમાણ ધ્યાનમાં ન લાવતા તરતજ ઔષધ ક રે છે, અને તેથી કરી એકાદી વખતે જન્મનું નુકસાન થાય છે. એટલા માટે તીક્ષણ, ભેદક ઉષ્ણ કિંવા પૌષ્ટિક છતાં પણ શરીર પ્રકૃતિ વાતાદી દોષે કરી વિશેષ દોષિત થયેલી હોય તો એમને એમ આવાં ઔષધો લેવાં નહી. નીચેનાં ઓષધો **ગર્ભનિવારક** છે એવો શોધ છે. (૧) પીંપર, વાવડિંગ, તથા ટંકણખાર એનું સમભાગ ચુર્ણ મધમાં ૠતુકાળે જે સ્ત્રી પ્રાશન કરશે, તેને કદી પણ ગર્ભધારણ થશે નહી. (૨) જાસુંદીના ફુલ કાંજીમાં વાટી જે રજસ્વળા પ્રાશન કરી ઉપર ૪ તોલા જુનો ગોળ ખા શે તેને ગર્ભ ધારણ થશે નહિ. (૩) જે સ્ત્રી સીંધવનો તુકડો તેલમાં બોળી યોનિમાં ધારણ કરી, પછી પુરૂષની સાથે રમશે તો તેને કદી પણ ગર્ભધારણ થશે નહી. (૪) તાંદળજાના મુળીયાં ચોખાના ધોવરામણમાં ૠતુસ્નાત સ્ત્રી ત્રણ દીવસમાં પ્રાશન કરશે તો તે વાંઝણી થ

શે. ઉત્યાદી માટે આવાં ઔષધ યોગ્ય ખબરદારી રાખી ઉપયોગમાં લેવાં

---

## ૧૦૨ સુતીકા રોગ.

( સુવારોગ )

**લક્ષણ અને કારણ**—અંગ મરડાઇ જવું જ્વર, કંપારી, તૃષા, અંગેજડત્વપણું, સોજો, શુલ, તથા ઓડકાર એ લક્ષણો થવાથી સુતિકા રોગ થયો છે. એમ જાણવું સુવાવડીને સમજ્યા વિનાના ઊપચારોએ, કિંવા દોષજનક અન્ન પાન સેવન કરવાથી, અથવા વિષમાશન અજીર્ણ ભોજનાદીકે કરી જે રોગ થાય છે તે મોટાભયંકર થાય છે. તે આ પ્રમાંણે—જ્વર, ઓડકાર, સોજો, શુળ, પેટનું ચડવું, તથા અશકતા અને કફવાતજન્ય રોગોથકી ઉત્પન્ન થનાર તંદ્રા, અન્નદ્વેશ. તથા મોંમાં પાણી છુટવું, ઇત્યાદી વિકાર, અશકતતા, અને અગ્નિમાંદ્ય હોવાના કારણને લીધે કષ્ટસાધ્યથાય છે, તે સર્વે જ્વરાદી રોગને સુતિકા રોગ કહે છે, એ પૈકી એકાદો રોગ પ્રધાન થઈ બાકીના ઉપદ્રવરૂપે હોય છે. સુતીકારોગ પછવાડ નહીં પડે તો તે અગિયાર માસમાં રોગીને મારે છે. **સુતીકા રોગ**—[૧] **વાતનાશક**એવી ક્રિયા કરવી. પાટો બાંધવો (૨) દશમુળોનો કાઢો ઘી નાખી પાવો. (૩) **અમૃતાદિ કાઢો**—ગળો, સુંઠ, કોરાંટા, ચાંદવેલ, ઉત્કટારી, પંચમુળો નાગરમોથ એનો કાઢો કરી તે થંડો થયા પછી મધ નાખી પાવો. (૪) **દેવદારાદિ કાઢો**—દેવદાર, કોષ્ટ, પીંપર, સુંઠ, કાયફળ, નાગરમોથ, કરીયાતુ, કડુ ધાણા, હરડાં, ગજપીંપર, રીંગણી, ગોખરૂ ધમાસો, ડોડી અતિવિખ, ગળો, બીલી, શહાજીરૂં, એનો કાઢો કરી તેમાં સીંધવ અને હિંગ, નાખી સુવાવડીને પાવો. ખટલે શુળ, કાસ, જ્વર, શ્વાસ, મુર્છા, કંપ, મસ્તકપીડા, બડબડ, તૃષા, દાહ, તંદ્રા અતિસાર, ઉલટી એટલા ઉપદ્રવોયે યુકત આ **ત્રિદોષત્મક** એવા **સુતિકા** રોગનો નાશ થશે. (૫) કોરાંટા, કુલિત્થ, પુષ્કરમુળ, દેરદાર, તથા વેત એનો કાઢો; હીંગ અને મીઠું નાખી આપવો, એટલે સુતિકાનો શુલ, જ્વર એનો નાશ થાય છે (૬) પંચમુળનો કાઢો કરી તેમાં લોખંડ તપાવી છમકારી તે કાઢો પાવો. (૭) અતિવીષનું ચુર્ણ મધમાં આપવું. [૮] આકડાનાં મુળ, ધમાસો, દેવદાર, કરિયાતું, રાસ્ના, નગોડના પાંદડાં, વજ ટાકળીનાં મુળ, સરગવાની છાલ પીંપર ને પીંપરીમુળ, જીરૂં, ચવક, સુંઠ, અતિવીષ ભાંગરો એનો કાઢો નીકાઢો પાવો; તેથી કરી સન્નિપાત, ધનુર્વાતાદિ વાતરોગ, વાતખીલી ( દાંત બીડાઇ જવા ). અંગમાંનું શૈત્ય, શ્વાસ, કાસ, બાળંતરોગ એ રોગો દુર થાય છે. (૯) **બાફ આપવાનો**:—જુના લીમડાની અંતરછાલ કાઢી લાવવી. તેના બારીક તુકડા કરી તે પાણીના માટલામાં નાંખવા, ઉપર ઢાંકણું બેસાડવું. એવું ત્રણ માટલા પાણી આધણ આવે ત્યાં સુધી ગરમ કરવું. પછી જે સ્ત્રીઓને સુવારોગ થયેલો છે તેને એક ખાટલા ઉપર સુવાડી, પ્રથમ એક માટલું લાવી તેના ના મસ્તક નીચે રાખવું. તેમાંથી વરાળ કમતી થયા પછી બીજું માટલું લાવી તે માંથા નીચે મુંકવું. અને પ્રથમનું માટલું કમર નીચે મુકવું; અને કંમર નીચેનું પગ નીચે મુકવું. અને ચૂલા ઊપરનું ત્રીજું માટલું મસ્તક નીચે મુંકવું તેની બાફ કમી થયા પછી પગ નીચે તે માટલું મુકવું. આ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો; એટલે શરીરમાંથી પરસેવાનાં રૂપે સર્વે વ્યાધિ નીકળી જઇ રોગ સારો થાય છે. (૧૦) દશમુળો કુટી તેમાં પાણી નાંખી એક રાત્રી પલારી રાખવા, પછી બીજે દીવસે નલિકાયંત્રવડે એનો અર્ક કાઢી; હમેશાં પ્રતિ દિવસે બે વખત બે તોલા પર્યંત સેવન કરવો. (૧૧) **પંચજીરક પાક**—જીરૂં, શહાજીરૂં, વરીઆળી, સુવા, અજમો, અજમોદ, ધાણા, મેથી, સુંઠ, પીપર, પીંપરીમુળ, ચિત્રો, હપુષા (શેરણી), કોહળાનું ચૂર્ણ, કોષ્ટ, ટેંડુ, એ પ્રત્યેક ચાર તોલા, ગોળ ૪૦૦, તોલા, મધ ૧૨૮ તોલા, ઘી ૧૬ તોલા, એનો પાક સિધ્ધ કરવો. તે સુવારોગ, યોનિરોગ, જ્વર, ક્ષય, ઉધરસ, દમ, પાંડુરોગ, કૃશતા, અને વાતરોગ એનો નાશ

કરે છે. (૧૨) **સૌભાગ્ય સુંઠ**—સુંઠ ૩૨ તોલા ઘી ૮૦, મધ ૨૫૬, સાકર ૨૦૦ તોલા, શતાવરી, જીરૂં, સુંઠ મરી, પીંપર, તજ, એલચી, તમાલપત્ર, અજમો, વરીયાળી, સુવા, ચવક, ચિત્રક, નાગરમોથ, પ્રત્યેકનું ચૂર્ણ ૪ તોલા નાંખી પાક પચન કરવો. લેહ જેવો થાય એટલે સિધ્ધ થયો એમ સમજવું. તે ઘીના વાસણમાં ભરી રાખવો. અને અગ્નિ અને બળ જોઈ આપવો. એ સુવાવડીને આપવો; એટલે બલ, વર્ણ, પુષ્ટિ એને આપે છે, અને વલિપલિત એનો નાશ કરે છે; તથા તે વયસ્થાપક, હૃદ્ય, મંદાગ્નિને વધારનાર અને આમવાત, મકક લશૂળ, તથાસૂવારોગ એનો નાશ કરે છે. (૧૩) **મહારાસ્નાદિ કાઢો:**—રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કોરાંટો, ચવક, કૌચબીજ, નાગરમોથ, ભારંગમૂળ, અજમો, કરમાણી અજમો પહાડમૂળ દેવદાર, વાવડિંગ, કાકડાશિંગી, સુંઠ, બળદાણાનાં મૂળ મોરવેલ, કડુ, મજીઠ, કાળું અને ધોળું અતિવિષ કચોરા, પીપર, જવખાર રકતચંદન, ગરમાળો, માયાં કડો, સાટોડી અને દશમુળો એ સર્વ સમભાગ લેઇ એનો કાઢો કરી પાવો; એટલે સુતિકા રોગ, ૮૦ પ્રકારના વાયુ, શ્વાસ, કાસ, પરસેવો, શૈત્ય, અતિતંદ્રા શૂળ, ગલરોગ, બધા અંગમાં થતાં સણકાં, કંપ શ્લીપદ, આમવાત, નપુંસકત્વ, સોજો, એનો નાશ થાય છે. [૧૪] કોરાંટાનો કાઢો, પીપરનું ચૂર્ણ નાખી આપવો અથવા કોરાંટાના મૂળ ચાવી ખાવાં.

---

## ૧૦૩ સ્તનરોગ.

**કારણ:**—વાતાદિ દુષ્ટદોષ, ગર્ભીણી અથવા પ્રસૂતસ્ત્રીને દૂધથી ભરેલા અથવા ખાલી, એવા સ્તનો સુધી આવી, તે ઠેકાણાનાં માંસ અને રકત એને દૂષિત કરી સ્તનરોગ-કફ, વાત, પિત્ત, સન્નિપાત અને અગંતુક એવા પાંચ પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે. તે પાંચેના લક્ષણો, રકતવિદ્રધિ શિવાય કરી બાહ્ય વિદ્રધિના સરખા લક્ષણો હોય છે; એટલે સ્તનના ઉપર સોજો ઉત્પન્ન કરે છે; તે વેદના, દાહ, કંડુ, ઇત્યાદિ લક્ષણોએ કરી યુકત હોય છે; તથા વિદ્રધિ સરખી વેદના આપી પાકી ફુટે છે. અથવા હલકો સોજો હોય ને ઉપચાર કરે તો પાકયા સિવાય બેસી જાય છે. એવું સમજવું. **સ્તન રોગ ઉપર ઉપચાર**— સ્તનને સોજો વીગેરે આવવાથી વિદ્રધિ ઉપરની ચિકિત્સા કરવી. (૧) જળો લગાડી રકત કાઢવું અને પાટો બાંધવો. (૨) કંવડળ અથવા કડવી ઇદ્રવરણીના મુળ, ઘસી લેપ કરવો. (૩) નરમાનાં છોડનાં મુળ, તથા દુધીયું કોળું, ગહૂની કાજીમાં વાટી લેપ કરવો. (૪) હળદર, તથા લોધ્ર, એના કલ્કનો લેપ કરવો. (૫) કડવી ઇંદ્રવરણીનાં મૂળ, કુવેરના મુળ અને હળદર એ ઘસી ગરમ કરી લેપ કરવો. (૬) શમુદ્રશોકના પાંતાં ગરમ કરી બાંધવાં. (૭) વાંઝણી કંકોડીના મુળ ગરમ પાણીમાં ઘસી લેપ દેવો. (૮) પીપળાની છાલ શેકી પાણીમાં નાખવી અને તેમાં લોખંડનો તુકડો વારંવાર તપાવી ઝમકારવો, તથા તે પાણી ગાળી સવારે અને સંધ્યાકાળે પીવા આપવું. (૫) એરંડમુળ બીજોરાનાં મુળ, ગોખરૂં, રીંગણી, મોતરીંગણી અથવા ઉભીભોરીંગણી લકડા પાષાણભેદ, ખીલીનાંમુળ, આ સાત ઔષધોના મુળોનો કાઢો કરી એરંડયું, અને હિંગ શેકેલી, સીંધવ અને જવખાર, એનું ચુર્ણ નાંખી તે પાવો. એટલે સ્તનરોગ, તથા કંબર, ખાંધ, શિશ્ન, છાતી, એ ઠેકાણે જે વાયુ સંબંધી પીડા થાય છે તે દુર થાય છે.

**સ્તન્યરોગ**—જડ અને દુષ્ટ એવા પ્રકારનાં અન્નોએ દુષ્ટ થઇ માનું અથવા ઉપમાતાનું દુધ માફક આવતું નથી, તેથી બાળકને નાના પ્રકારના રોગ થાય છે. **વાતાદિકોએ દુષિત દુધનાં લક્ષણો**—જે દુધ તુરૂ અને પાણી ઉપર તરનારૂ હોય છે તે વાતદુષિત જાણવું; જે તીખું, ખાટું તથા ખારૂં હોઈ જે ઉપર પીળી રેષાઓ દેખાય છે ને પિત્ત દુષિત સમજવું, જે દુધ ઘટ્ટ અને પરપોટાવાળુ હોઇ પાણીમાં નાંખવાથી તળીયે બેસે છે તે કફદુષ્ટ જાણવું, તથા જે માંહે ત્રણે દોષોનાં લક્ષણો હોય છે તે ત્રિદોષદુષ્ટ જાણવું. **શુદ્ધ દુધનાં લક્ષણો**—જે દુધ પાણીમાં નાખવાથી તેમાં

મળી જાય છે, અને ધોળું અને મધુર હોઇ એરંગી નથી હોતું તે શુધ્ધ દુધ સમજવું. **દુગ્ધ શોધક કાઢો**—પહાડમૂળ, મોરવેલ; કરીયાતું, દેવદાર, સુંઠ, ઇંદ્રજવ, ઉપલસરી, તગર, તથા કડુ, એનો કાઢો આપવો. તે સ્તન્યશોધન કરનારો છે. ઊપલા કાઢામાં તગર જેટલી ગળો નાંખી તે પીવાથી સ્તને દુધ વધારે આવે છે. **સ્તનોમાં દુધ વધારે આવવા માટે**—(૧) ભુયકોહળા ( અથવા વિદારીકંદ અથવા ક્ષીર વિદારીકંદ)નો રસ દુધમાં સાકર નાખી પાવો. (૨) શતાવરીનાં મુળો, દુધમાં વાટી પાવાં. (૩) મંદોષ્ણ દુધમાં પીંપર નાખી તે દુધ પાવું. (૪) નરમો તથા શેલડી, અથવા પિત્તપાપડો, એનાં મુળો કાંજીમાં વાટી પાવાં. (૫) આસોદ, ભૂયકોહળું, જેઠીમધ, એનો કાઢો કરી તેમાં ગાયનું ઘી નાખી પાવો. [૬] ગળોના મુળોનો કાઢો દુધ નાખી ત્રણ દિવસ પાવો. (૭) અસાળીયાની દુધમાં ખીર કરવી. તેમાં થોડું ઘી અને સાકરની ભૂકી નાખી પ્રત્યેક પ્રાતઃકાળે એક વખત એ પ્રમાણે ચૌદ કિંવા ૨૧ દિવસ પર્યંત ખાવા આપવી. (૮) મેથીની અથવા અળવીની ભાજી ખાતાં જવી. (૯) સુઇ રહેતી વેળાએ પાનમાં અર્ધી મુઠી સુવા ખાવાનો મહાવરો રાખવો અને સવારે પણ ખાવા, એટલે દુધ નિર્વીકાર થાય છે. **સ્તનવર્ધન**—(૧) શિવણીનો રસ અને કલ્ક એમાં તલનું તેલ સિધ્ધ કરવું; તે તેલ રૂની ઘડી ઉપર સીંચી તે ઘડી સ્તનો ઉપર બાંધવી, એટલે બેસી ગયેલા સ્તન ઉપર તરી આવે છે. તથા હાથીના ગંડસ્થળ જેવા ઉંચાઇમાં જણાય છે. (૨) નાગબલાનાં મુળ પાણીમાં વાટી સ્તનોને ચોળવાં. એટલે સ્તનો કઠીણ, પુષ્ટ, ઉંચા થાય છે. (૩) કમળાક્ષ વાટી, તે દુધ અને સાકર એ સાથે પ્રાશનાર્થ આપવું; એટલે સ્ત્રીએના સ્તન એક મહિનામાં ઘટ્ટ થાય છે. **પથ્ય**—જે રકતપિત્ત ઉપર પથ્ય કિંવા અપથ્ય કહેલી છે, તે પ્રદર ઉપર પણ રાખવી; જે વાતવ્યાધિ ઉપર પથ્ય કહેલી છે તે, અને સાઠી ચોખા, ગહું, મગ, સાતુ, ઘી, દુધ, મધ, સાકર, ફણુસ, કેળાં, આંમળાં, દ્રાક્ષ, આમ્લ (ખાટા), મીઠા, શીતળ એવા પદાર્થ કસ્તુરી, ચંદન કપૂર, પ્રિય એવાં અન્નપાન. **અપથ્ય**—શેક, ઉલટી, વાસી અન્ન, વિષમાશન, અતિમૈથુન, ક્ષાર પદાર્થ, આયાસ, ભાર ઉચકવો, તિખા, ખાટા, કડવા, તુરા અને વાતુલ એ પદાર્થો, ગર્ભીણીએ વર્જ્ય કરવા. કારણ વાતુલ પદાર્થ ભક્ષણ કરવાથી ગર્ભ જડ, ખુંધો થાય છે, પિત્તલ પદાર્થો ભક્ષણ કરવાથી ગર્ભનું માથું વાળ રહિત થાય છે. તે પીળા વર્ણનો થાય છે. અને કફકારક પદાર્થો ભક્ષણ કરવાથી, ગર્ભ શ્વેતકુષ્ટી અને પાંડુરોગી થાય છે.

---

## ૧૦૪ હૃદ્રોગ.

**કારણ**—અતિઉષ્ણ, ખાટા, તુરા, કડવા એવા પદાર્થોનું અતિ સેવને કરી અને શ્રમ, અભિઘાત, અધ્યશન, મૈથુન, મલમુત્રાદિ વેગોનું ધારણ, ચિંતા ઇત્યાદિ કારણોથી હૃદ્રોગ ઊત્પન્ન થાય છે. **સંપ્રાપ્તિ**—વાતાદિ દોષ કુપિત થઈ સપ્ત ધાતુને કુપિત કરી, તે હૃદયને ઠેકાણે પીડા ઉત્પન્ન કરે છે, એ વ્યાધિને હૃદ્રોગ કહે છે. **ઉપચાર**—(૧) નિશોતર, કચોરા, બળદાણા, રાસ્ના, સુંઠ, હરડાં, પુષ્કરમૂળ, એનો કાઢો કિંવા ચૂર્ણ ગોમુત્ર સાથે પાવું. (૨) વાવડિંગ અને કોષ્ટ, એનું ચૂર્ણ વાવડિંગના કાઢામાં આપવું. એથીહૃદયમાંહેના અસાધ્ય કૃમિ પણ પડશે. (૩) ૯૬ તોલા ગાયનું દૂધ, મંદાગ્નિ સળગાવી અધું બળી જાય ત્યાં સુધી ઉકાળવું. પછી થંડુ થયા પછી સાકર, મધ, ઘી, એ બે બે તોલા નાંખવું. પીપરનું ચુર્ણ ૧ તોલો નાખી પાવું; તેથી કરી સર્વ પ્રકારના દોષોથી થયેલો હૃદ્રોગ જ્વર, ઉધરસ, ક્ષય, એનો નાશ થાય છે. (૪) દશમુળોનો કાઢો, જવખાર અને સીંધવ નાખી પાવો. તેથી કરી હૃદ્રોગ, ગુલ્મ, શુળ, શ્વાસ, કાસ એનો નાશ થાય છે. (૫) એરંડમુળ ૮ તોલા, આઠપટ પાણીમાં કઢવી. તે કાઢો જવખાર સાથે પાવો. એટલે હૃદય, કુક્ષી, કંબર એ ઠેકાણાની શળ દુર થાય છે. (૬) સુંઠનો ગરમ કાઢો પ્રાશન કરવો, તે અગ્નિવર્ધક છે. અને દમ, ઉધરસ, વાયુ, શુલ, હૃદ્રોગ, એનો નાશ

કરે છે. [૭] લેંચી અથવા તુપકડી, એનાં મુળો, ગાયના દુધમાં પચન કરવાં. અને તે દુધ, પીવું, તે હૃદ્રોગ, દમ ઉધરસ એનો નાશ કરશે. (૮) મોચરસની છાલ દૂધમાં બલ પ્રી એક મહીનો લેવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ બ કારક અને વાતનાશક છે. એજ એક વર્ષ પર્યંત લાગ લગટ સેવન કરવાથી સો વર્ષ પર્યંત તે કોઈપણ રોગનો ભક્ષ થતો નથી, (૯) પુષ્કરમુળોનું ચુર્ણ મધમાં ચાટવાથી હદ્રોગ, દમ ઉધરસ. ઉચકી (હેડકી ) એનો જલદીથી નાશ થાય છે. (૧૦) ઘી, મધ, ગોળનું પાણી એ માંહેથી એક સાથે અર્જુનવૃક્ષની છાલનું ચુર્ણ જે પીશે તે હૃદ્રોગ જીર્ણંવર, રકતપિત્ત, એઓને જીતી ચિરંજીવી થશે. (૧૧) કડુ. જેઠીમધ, એનું ચુર્ણ ગરમ પાણીમાં પાવું. તે જીર્ણજ્વર રકતપિત્ત, હદ્રોગ એનો નાશ કરે છે. (૧૨) હરીતકી, વજ, રાસ્ના, પીંપર, સુંઠ નાગરમોથ પોખરમુળ, એનું ચૂર્ણ આપવું. (૧૩) ગહું, આંસુદરો એનું ચુર્ણ બકરીના દૂધમાં ગાયનું ઘી નાખી બાફવું અને મધ સાકર એ સાથે આપવું; એટલે શુળ, હદ્રોગ, ક્ષય, એ રોગો દૂર થાય છે. **પથ્ય**—ઘણાજ જૂના રાતા ચોખા, પંડોળાં, કેળાં જૂનું કોહળું, કેરી, દાડમ. ગરમાળો, જુનો ગોળ. લસણ, ધાણા, મધ પાન, **અપથ્ય**—તૃષા, વાંતી, મુત્ર, વાયું, ઉધરસ, અને ઓડકાર, શ્રમ, શ્વાસ, મળ, રૂદન, એના વેગનું ધારણ, મેંઢીનું દૂધ; તુરો રસ, રકતમોક્ષ.

---

## ૧૦૫ ક્ષયરોગ.

**કારણઃ**—અતિ મૈથુન, અતી માર્ગ ચાલવો. અતી શ્રમ કરવોઃ ત્રાણ, શોક, જ્વર, વિષમાશન ( અકાળે થોડું કિંવા ઘણું ખાવું; ) મલમુત્રદિ વેગોનો અવરોધ, એથી કરી કફ, વાત, પીત્ત, કુપિત, થઇ તે રસાદી ધાતુને શુષ્ક કરી ક્ષયને ઉત્પન્ન કરે છે, તે ત્રિદોષમાં કફનું અધીકય હોય છે. **સંપ્રાપ્તી**—કફ પ્રધાન, વાતાદી દોષોએ રસવાહિનીસંબંધી શીરાઓ રૂંધાઇ ગયાથી, બધો રસ એક ઠેકાણે સુકાય છે. પછી અનુક્રમે રસ, રકત, માંસ, ઇત્યાદી સપ્તધાતુ ક્ષીણ થાય છે, આ અનુલોમ ક્ષય જાણવો. અતિમૈથુન કરનારા પુરૂષનું વિર્ય ક્ષીણ થવાથી વાયુનો કોપ થાય છે. તથા તત્સમીપસ્થ મજ્જાદિ સર્વ ધાતુઓ ઉલટા ક્ષીણ થાય છે, તે કારણથી માણસ શુષ્ક થાય છે. આ રોગને “ **રાજ્યક્ષ્મા** ” એ નામે પણ રોગ કહે છે. **પુર્વરૂપ**—શ્વાસ, અંગગ્લાનિ, તાલુશોષ, કફનો સ્ત્રાવ, ઉલટી, અગ્નિમાંદ્ય, સળેખમ, ઉધરસ અને નિદ્રા ઇત્યાદી ક્ષય ઉત્પન્ન થવા પહેલાં લક્ષણો થાય છે. રોગીની આંખોને ધોળાશપણું, કોઇને માંસ ભક્ષણની ઈચ્છા, સ્ત્રી સહવર્તમાન ક્રીડાની ઇચ્છા ઈત્યાદી લક્ષણો થાય છે. **લક્ષણ**—અંશ અને પાર્શ્વ એ ઠેકાણે દુઃખ; હાથે પગે આગ, સર્વાંગે જ્વર એ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણો**—ઉધરસ, અતીસાર, પાર્શ્વશુળ, સ્વરભેદ, અરૂચી, જ્વર એ ૭ લક્ષણો જેમા છે તે અસાધ્ય જાણવો, રકતસ્ત્રાવ, ઉધરસ જ્વર એ ત્રણેજ લક્ષણો જેમાં છે, બલ અને માંસ એનો ક્ષય થયેલો છે. તે પણ અસાધ્ય જાણવો. જે રોગીનાં નેત્ર શુકલવર્ણ અન્નદ્વેષ કરનાર, ઉર્ધ્વશ્વાસી અને કષ્ટવડે ઘણું મુતરનારો એવા રોગીને ક્ષય રોગ મારે છે. ક્ષય ઉત્પન્ન થયેલા રોગીનું એક **હજાર** દીવની અંદર મૃત્યુ થાય છે. **સાધ્ય લક્ષણો**—જે રોગીને તાવ ન હોતાં બલવાન હોય, ચિકીત્સા સહન કરનાર, વિચાવાન અને જેનો અગ્નિ પ્રદીપ્ત તથા કેવળ કૃશ ન હોય એવા રોગીને ઉપાચાર કરવા. **ક્ષય રોગ ઉપર ઉપચાર**—(૧) બકરીનું દૂધ, ઘી અને સાકર એ સેવન કરવા, (૨) માખણ, સાકર મધ એમાં એક ચણોઠીભાર સોનાના વર્ક સેવન કરવાથી નીશ્ચે કરી ક્ષયનો નાશ થાય છે. (૩) સીતોપલા ચુર્ણ આપવું. (૪) લવંગાદી ચૂર્ણ આપવું. (૫) અશ્વગંધાદી ચુર્ણ આપવું. **(૬) એલાદી ચુર્ણ**—એલચીદોડા, તમાલપત્ર નાગકેશર, લવંગ એનો એક ભાગ, ખારેક એ ભાગ, કાળી દ્રાક્ષ, જેઠીમધ, સાકરઃ પીપર એના ચાર ભાગ, એ સર્વ એકત્ર કરી ચુર્ણ કરી મધમાં આપવું. (૭) **દ્રાક્ષાદિ ચુર્ણ**— કાળીદ્રા

ખ, ડાંગરની કણકી, સાકર, જેઠીમધ, ખારેક, ઉપલસરી, વંશલોચન વાળો આવળકંટી, નાગરમોથ, ચંદન તગર કંકોળ, જાયફળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, પીપર, ધાણા, એ સમભાગ, અને સર્વેના બરોબર સાકર નાખી એ ચુર્ણ પ્રાંતઃકાળે સેવન કરવાથી, પીત્ત, પિત્તદાહ, મુર્છા, ઉલટી અને અરૂચી, એને શમાવે છે, શરીરને કાંતીવાન કરે છે, અને પાંડુ, કમળો, રકતપીત્ત, ઉદર, દાહ અરૂચી, રાજ્યક્ષ્મા, રકતમોહ, યોનીદોષ, રકતાર્શ, અંત્રવૃધ્ધિ વીદ્રધિ, એનો નાશ કરે છે. દ્રાક્ષાદિ ચુર્ણ સર્વ પ્રકારના ચુર્ણોમાં અતિ ઉત્તમ છે. [૮] જવ અને ગહુ એનું ચુર્ણ દૂધમાં બાફી તેમાં ઘી અને સાકર નાખી આપવું. [૯] **કર્પૂરાદી ચુર્ણ**—ભીમશેની કપુર, તજ, કંકોળ, જાયફળ, જાવંત્રી, સમભાગ અને લવંગ ૧, જટામાસી ૨, મરી ૩, પીંપર ૪, સુંઠ ૫, એ પ્રમાણે લેઈ ચુર્ણ કરી, ચુર્ણજેટલી સાકર નાખી તે ચુર્ણ આપવું. તે હિતાવહ છે; અને દાહ, ક્ષય, કાસ, વૈવર્ણ્ય, પીનસ, દમ, ઓકારી અને કંઠરોગ, એ ઉપર અનુપાનમાં આપવું. (૧૦) પીંપર, દ્રાક્ષ, સાકર, મધ અને સરસવનું તેલ એનો લેહ આપવો. (૧૧) મધ, આસોદ, પીપર સાકર એનો લેહ આપવો. (૧૨) અરડુસીનાં પાંત્રાં અશ્વગંધ, સરસડાનાં મૂળ સાટોડી એનો કાઢો આપવો. (૧૩) આસુંદરાની છાલ, સુંઠ, બળદાણાના ઝાડના મૂળ આંવળકંટી એરંડા એનું ચૂર્ણ ઘી અને મધ નાખી આપવું. તે ક્ષય અને કાસ એનો નાશ કરે છે. (૧૪) આસોદ, ગળો, શતાવરી, દશમૂળો, બળદાણા, લેચી, પુષ્કરમૂળ, અતિબલા એનું ચૂર્ણ આપવું અને પથ્યને માટે દુગ્ધાદિક આપવું. [૧૫] તાલિસાદિ ચૂર્ણ આપવું. [૧૬] સાકર, મધ, તથા માખણ આપવું. કિંવા દુધ, મધ અને ઘી એકત્ર કરી આપવું, એટલે પુષ્ટિ આવે છે. (૧૭) પત્રીની સાકર, પીંપર, દ્રાક્ષ, ખારેક, જેઠીમધ, કાગદી એલચી, લવેંગ, તમાલપત્ર, અને નાગકેશર એનું ચૂર્ણ મધમાં આપવું; એટલે ભ્રમ, દાહ, મસ્તશળ તથા ક્ષયરોગ એનો નાશ કરે છે. (૧૮) પુટપાક કૃતિએ અરડુસીના પાંત્રાનો રસ કાઢી તે મધમાં આપવો; એટલે રકતપિત્ત, શ્વાસ, ક્ષય એ દૂર થાય છે. (૧૯) કોહોળાના ગીરનો રસ લેઈ તેમાં બે તોલા લાખનું ચૂર્ણ નાખી આપવો; એટલે રકતક્ષયનો નાશ થાય છે. (૨૦) દશમૂળ, બળદાણા, રાસ્ના પોખરમૂળ, દેવદાર, નાગરમોથ, એનો કાઢો પાવો; એટલે કુક્ષી ખાંધ, ડોકું એ ઠેકાણાની શૂળ, ઉરઃક્ષત, ઉધરસ, શ્વાસ, એ શાંત થાય છે. (૨૧) બળદાણા, ભુંઇકોહળું, શિવણ, કાંટેશેવતી, સાટોડી એ વાટી દૂધ અને મધ સાથે પીવુ; એટલે ઉરઃક્ષત ક્ષયનો નાશ કરશે. (૨૨) **એલાદિ** ગુટિકા આપવી. (૨૩) ઉરઃક્ષત ક્ષયી માણસે ધાણી, દૂધ અને મધ એમાં ભક્ષણ કરવી. તે પચી ગયા પછી સાકર નાંખી દૂધ પાવું. (૨૪) **ક્ષયથકી ઉલટી થાય તે ઉપરઃ**—સારૂં બારીક લાખનું ચૂર્ણ, મધ, ઘી તથા દૂધ એ, એકત્ર કરી આપવું. (૨૫) **ઇક્ષવાદિ મોદકઃ**—ચણોઠીનાં મૂળો, સેરડીનો રસ, મધ, વંશલોચન. એ પ્રત્યેક ૬૪ તોલા, સાકર ૨૦૦ તોલા, તથા કૌચબીજ, મરી, તજ, તમાલપત્ર એલચી, એ પ્રત્યેક ૧૬ તોલા લેઇ એનું ચૂર્ણ કરી તેમાં નાખી રવીએ મથન કરી તેના ચાર તોલાના મોદક કરી ભરી રાખવા. તેમાંથી બે વેળા અથવા એક વખત તે મોદક અગ્નિ બળ જોઈ આપવા. એ ઉપર પથ્ય સારી રીતે પાળવી; જિતેંદ્રિય, બ્રહ્મચર્ય રહેવું, એટલે તે મોદક, સંગ્રહણી, એકાદશ પ્રકારનો ક્ષય, એનો નાશ કરે છે; તથા જે વૃધ્ધ, વ્યાકુલ થયેલો અને ધાતુક્ષીણ થયેલો તેઓને આ વાજીકરણ છે; અને વાંઝણીને પુત્ર આપે છે. તથા યુધ્ધ, સ્ત્રી, મદ્ય, અને ભાર એથી શ્રમીત થયેલા પુરૂષોના બળને વધારે છે, તથા હૃદ્રોગ, પ્લિહા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, અપતંત્રક, અપસ્માર, વિષ અને ઉન્માદ એનો નાશ કરે છે. આ રસાયન છે. (૪૬) દ્રાક્ષ, સાકર, મધ, પીપર એ આપવી, કિંવા આસોદ, સાંકર, મધ, ઘી એ એકત્ર કરી આપવું. એટલે ધાતુક્ષય દૂર થાય છે. (૨૭) મુસળકંદનું ચૂર્ણ ઘીમાં તળવું તથા તેમાં કૌચબીજ, ગોખરૂં. શતાવરી એનું સમભાગ ચૂર્ણ મિશ્ર કરવું. અને એ બધા જે

ટલી સાકરની ભૂકી નાખી બકરીનું ઘી નાંખી સવા તોલા પ્રમાણનાં લાડુ કરી રાખવા. નિત્ય પ્રાતઃકાળે એક લાડુ ખાઈ ઉપર પાંચ તોલા બકરીનું દૂધ સાકર નાંખી પીવું, (૨૮) **અગસ્ત્ય હરીતકી**:—જવ એક આઢક (૨૫૬ તોલા) પ્રમાણના વજને લેઇ ખાંડી તેમાં પાણી ચોપટ નાખી, ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી રાખવું. જવ કહાઢી નાખવા પછી દશમૂળોનાં ઔષધો ૧૦ થી ૮૦ તોલા, ચિત્રો, પીપરીમૂળ. ઝંઝેટો, કચોરા, કૌચબીજ, શંખપુષ્પ, ભારંગછાલ, ગજપીપર, બળદાણા, પુષ્કર મૂળ, એ દશ ઔષધો આઠ આઠ તોલા પ્રમાણે લેઈ થોડા થોડાં ખાંડી તેમાં પાણી ૭ આઢક ( ૧૫૩૬ તોલા ) નાખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તે જવના કાઢામાં મેળવી, તેમાં મોટાં મોડાં હરડાં ૧૦૦ નાખી ઘી અને તલનું તેલ બત્રીસ બત્રીસ તોલા અને ગોળ એક તુલા (૪૦૦ તોલા) પ્રમાણે તે કાઢામાં નાખી લચકો થાય ત્યાં સુધી પાક કરી થંડુ થયા પછી પીપરનું ચૂર્ણ અને મધ એ સોળ સોળ તોલા પ્રમાણે લેઇ પાકમાં મેળવવું. આ અવલેહમાંથી રોગીએ દરરોજ ૨ હરડાં લેહ સાથે ખાવાં. તેથી કરી ક્ષય, કાસ, જ્વર, શ્વાસ, ઉચકી, ( હેડકી ) મૂળવ્યાધ, પીનસ. સંગ્રહણી એ રોગો દુર થાય થાય છે. શરીરે કરચળીયો પડે છે તે જઇ કેશ ધોળા હોય છે તે કાળા થાય છે, તથા બળ અને કાંતિ આવે છે. આ અવલેહ રસાયન છે. એથી કરી સર્વ પ્રકારના રોગો દૂર થાય છે. આ અવલેહ **અગસ્ત્ય** ઋષિએ કહેલો છે. **પથ્ય**:—ગહૂ, મગ, ચણા. માખણ, દુધ, ઘી કેળા, ફણસ, કેરી આંમળા નાળીએર સરગવો, તાજીદ્રાક્ષ, સાકર શરીરે સુગંધ તેલનું અભ્યંગ, ઉત્તમ સુંદર અને મનોરમ એવા સ્થાનો અને ગૃહો, માલાધારણ, ગાવું, કથા અને પુરાણ એનું શ્રવણ, મૃદુ અને શીત એવો પવન, નાચ, ચાંદ્રેણી, વીણાવાદન, સ્ત્રીનું દર્શન અને સુવર્ણ મોતી, રત્ન એઓના અલંકારનું ધારણ **અપથ્ય**:—વીરેચન, મલમુત્રાદી વેગધારણ શ્રમ, સ્વેદન, અંજન, જાગરણ, સહાસકર્મ, રૂક્ષપાંન, રૂક્ષાન્ન, વીપમાશન, પાન, કાલીંગડુ, લસણ, હીંગ, ખાટા, તીખા, તુરા કડવા એ રસ, ભાજીપાલો, ક્ષાર, વિરૂદ્ધાશન, અધ્યશન, કંકોડા, દાહકારક પદાર્થ, રાતી અને શ્વેત સાટોડી.

---

## ૧૦૬ ક્ષુદ્રરોગ.

( ફોલ્લા, ફોલ્લીઓ, વિગેરે. )

ક્ષુદ્રરોગ **શારંગધર** ગ્રંથમાં સાઠ પ્રકારનો કહેલો છે. તે પૈકી જરૂર જણાઇ તેટલાનુંજ અહીં વર્ણન કરેલું છે. **વલ્મીક**—ગળુ, ખાંધ, હાથ, પગ, સાંધા, એ ઠેકાણે ત્રણે દોષોથકી વારૂળ જેવી ગાંઠ, ઉત્પન્ન થાય છે, તેનો ઉપાય નહિ કરવાથી તે હળવે હળવે મોટી થાય છે, તેને પુષ્કળ છિદ્રો પડે છે; તેમાંથી સ્રાવ થાય છે, શૂળો ફુટે છે: અને તેનું મુખ ઉપર ઊપસી આવેલું હોઈ વિસર્પ પ્રમાણે પ્રસરે છે. **કક્ષા** ( કાંખમજરી, બાગલાઇ, ) બાહુ, કાખ ખાંધ ભરડો, એ જગોએ પિત્ત કોપથી થયેલી કાળા ફોલાએ વ્યાપ્ત અને વેદનાયુકત ગ્રંથી થાય છે. **અગ્નિરોહિણી** ( રસોળી )—કાખની આજુ બાજુએ માંસ ફાડનારાં જે ગુમડાં થાય છે તેના યોગે અંતર્દાહ અને તાવ આવે છે; અને તે અંગારા જેવાં લાલ થાય છે; તેમાં વાયુ અધિક હોય તો સાત દિવસે, પિત્તાધિક હોય તો બાર દિવસે, અને કફાધિક્ય હોય તો પંદર દિવસે રોગી મરે છે. એ ત્રિદોષજ અગ્નિરોહિણી અસાધ્ય છે. **પાદદાહી**:—જે માણસ સ્વભાવતઃ ઘણું ફરેછે. તેના પગો ફુટી વાયુના યોગે અત્યંત બળતરા થાય છે, તળીયામાં ભગ પડે છે, ખાલ નીકળી જાય છે, અને હાથે પગે દાહ થાય છે; તેને પાદદાહી અને લોકમાં અળવાત કહે છે. એ હાથનેપણ થાય છે. **ઓસાર**:—કોહોવાણાનો કચરો પગોની આંગળીયોમાં ભરવાથી તે આંગળીઓની વચલી જગામાં ચળ ઊત્પન્ન થાય છે, અને બળતરા થઈ સણકા આવે છે. એને ઓસાર કહે છે. **દારૂણ**:—કફવાયુના યોગે કેશની જમિન અતિ કઠીણ થઇ ચેળ આવે છે, ચરચર થાય છે, અને ઝીણી ફોડકીયો થઇ પાકે છે તેને દારૂણ

ક કિંવા દારૂણુ કરીને કહે છે. **વ્યંગ** (વાંગ) **શ્રમ તથા ક્રોધ** એવડે કોપેલો વાયુ પિત્ત સાથે મળી મુખ ઉપર આવે છે, તથા એક મંડળ ઉત્પન્ન કરે છે, તે દુઃખતું નથી; અને પાતળુ તથા શ્યામવર્ણુ હોય છે. તેને વ્યંગ કિંવા વાંગ કહે છે. **ગુદભ્રંશ** (કુલુ):—રૂક્ષ તથા અશકત પુરૂષોની ગુદા કથલવાથી કિંવા અતિસારના યોગથી બાહેર આવે છે તેને ગુદભ્રંશ કહે છે. **સુકરદંષ્ટઃ**—દાહયુકત, કોરોલાલ, જેની ચામડી પાકેલી, તીવ્ર વેદનાયુકત, કંડુયુકત અને જ્વર કરનાર એવો સોજો કિંવા વ્રણ થાય છે તેને સુકરદંષ્ટ્ર ( ડુકરદાઢ ) કહે છે. **વલ્મીકા ઉપરઃ**—મનશીળ, ભિલામો, કાગદી, એલચી, અગરૂ, ચંદન, જાઇના પાંત્રાં એનો કલ્ક કરી તેમાં કડવા લીંમડાની લીંબોળીયોનું તેલ પચન કરવું, તે બહુજ છિદ્રોનું અનેક વ્રણયુકત વલ્મીકનો નાશ કરે છે. **કક્ષા** (કાંખમાજરી ) **ઉપર ઊપચારઃ**—વડના દૂધનો કિંવા વછનાગનો વારંવાર લેપ દેવો. (૨) ગુમડું ફાટવાને માટે પુંગળવેલીનો પાલો વાટી અથવા રાઈ અને કાચ એકત્ર વાટી પાટો બાંધવો. (૧) ધોળી કળલાવીનું કંદ ઘસી ચોપડવું. **કાળપુળી** ( પાઠા ) **ઉપરઃ**—(૧) કુવાડીઆનો પાલો વાટી સાત દિવસ બાંધવો. (૨) કંવડળ અને કડવી ઈદ્રવરણીનાં મૂળો થંડા પાણીમાં ઘસી વારંવાર લેપ દેવો. (૩) વગડાઉ સરગવાનાં મૂળો, તાનવડીનાં મૂળ, દિંડાનાં મૂળ અને કળલાવીનો કાંદો એ પાણીમાં એકત્ર ઘસી અથવા ફકત કળલાવીનો કાંદો ઘસી લેપ દેવો. (૪) ઝાડ ઉપરના કાંસાળુના કાંદા પાણીમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો. પથ્ય અલણી. (૫) ગરમાળાનાં મૂળ છાશમાં ઘસી પાઠા ઉપર લેપ કરવો; અને તિતીનાં મૂળ દૂધમાં ઘસી પાવાં. (૬) સાત વર્ષી ધાવડીનાં મૂળોની ભૂમીમાંહેની ગાંઠ ગાયના તાજા દૂધમાં ઘસી પાવી; અને તેના ઉપર લેપ કરવો. (૭) પુત્રજીવ વૃક્ષની અંતરછાલ પાણીમા ઘસી ચોપડવી એટલે કાળપુળી ( પાંઠુ), વિષના ફોલ્લા, ગંડમાલા, ગલગંડ, કાખમંજરી એનોં નાશ થાય છે. (૮) વિષ્ણુક્રાંતા તથા પેટારી એ બન્ને કાંજીમાં વાટી લેપ કરવો; એટલે કાળપુળી તથા સર્વે પ્રકારની ગાંઠો -ગુમડા એનો નાશ કરશે. આ ઔષધ કાળપુળીનો નાશ કરવા માટે મોટું સમર્થ ઔષધ છે. કાળપુળી-જેવુંજ બીજા પ્રકારનું મોટું ભયંકર ગુમડું થાય છે. તેનાં લોકોમાં ચાલતાં નામો, લક્ષણો અને ઉપચારો એ નીચે આપેલાં છે. **જાળપુળીઃ**—જે ગુમડાથી અગ્નિથી દાઝયા પ્રમાણે દાહ થાય છે તે. **ચાળપુળીઃ**—જે ગુમડાંથી ચાળણી પ્રમાણે છિદ્રો પડતાં જાય છે અને કેટલાએક ઉપચારો કર્યા છતાં તે પોતાનો ક્રમ ન છોડતાં, ઉપરનાંઉપર છિદ્રો પાડતુંજ જાય છે. **દેંઠપુળીઃ**—ઉપર પ્રમાણે વિકાર થઈ શરિરના ભાગ ઉપર નખ જેવી કઠણ ચામડી વધારતું જાય છે તે. **પાઠું**:—આ કાળપુળીનોજ પ્રકાર હોઇ એ બહુધા પીઠ ઉપર જે ઠેકાણે દૃષ્ટિ પહોચતી નથી એવા કરોડના ભાગપર થાય છે. **ઉપચારઃ**—(૧) કડવા લીંમડાનો પાલો પાણીમાં વાટી ગુમડા ઉપર વારંવાર બાંધતાં રહેવું એટલે દાહ શાંત થશે.(૨) કાળીપુળી ઉપર કહેલા ઉપચારો સર્વ પ્રકારના ગુમડાં ઉપર કરવા. (૩) વાંકેરીની જડ થંડા પાણીમાં ઘસી પીવી અને ગુમડા ઉપર લેપ કરવો. કિંવા વાંકેરીનાં પાંદડાં પાણી નાંખ્યા શિવાય વાટી ઉપર બાંધવાં. (૪) ત્રિધારી કાંડવેલનો રસ કાઢી તેમાં વાંકેરીની જડ અને શંખજીરૂ ઘસી તેનો ચાળપુળી ઉપર વારંવાર લેપ કરવો. **જાળવાત ઉપર ઉપચારઃ**—(૧) ગાયના ઘીનું હમેશાં મર્દન કરતાં જવું, એટલે દાહ શાંત થશે. (૨) આંમળાંનો રસ કાઢી તેમાં ગાયનું ઘી નાખી પકવ કરી તે સેવન કરવું; એટલે પિત્ત અને જાળવાતનો નાશ થશે. (૩) એનના અંકુર, બોરડીના પાંદડાં અને આંવળકંટી એ વાટી, તેનો રસ હાથમાં અને પગતળીયે મર્દન કરતાં જવું. (૪) લીલા પપૈયા લાવી પીસી, તે પીસેલા પપૈયા પતરાલામાં વીંટી તે પાણીથી ભરેલાં ઢાંકણુ દીધેલાં વાસણમાં મુકી મંદાગ્નિવડે બાફ દેઇ તે પીસેલા બફાયેલા પોપૈયા હાથતળીયાં માં અને પગતળીયામાં બાંધવાં. આ પ્રમાણે ચાર પાંચ વખત કરવું; એટલે વિકાર નાશ પામે છે. (૫) મીંઢળ, સીંધવ, ગુગળ, ગેરૂ

અને વાળો એનું ચૂર્ણ, મધ અને ઘી એમાં કાલવી તેનો લેપ કરવો. (૬) મધ, મિણ, સીંધવ, ઘી, ગોળ, ગુગળ, રાળ, તથા ગેરૂ એ એકત્ર કરી તેનો લેપ દેવો. (૭) મોટા માયફ઼ળ, સરસડો, કડવો લીમડો, મોચરસ, રાતુ કોળું, કાકડી, રાખતું પાણી, તેલ અને તીક઼ું એકત્ર કરી પચન કરી તે ચોપડવું; એટલે જાળવાતનો ત્વરિત નાશ થાય છે. (૮) છિંપો બાળી તેની ભસ્મ કરી માંખણમાં ખલી ચોપડવી. (૯) કડવી દુધી ચીરી કોરી તેમાં કડવા લીંમડાના પાંદડાં અને તેલ નાખી કઢવી તે તેલ ચોપડવું. **ઓસાર ઉપરઃ**—ડાંગરનાં કુશકા બાળી પગોને કાળો રંગ જણાઇ આવે ત્યાં સુધી ધુંણી દેવી. (૨) કરંજના બી, હળદર, હિરાકસી, પદ્મકાષ્ટ, મધ, ગોરોચન અને હરતાલ એનો લેપ કરવો. તે હિતકારક છે. (૩) ધોળા કાથાના અથવા સંખજીરાની ભૂકી ઉપર ચોપડવી. (૪) વૃક્ષ પડવળીના પાંત્રાંનો રસ ચોપડવો. **દારૂણુક ઉપરઃ**—દૂધમાં ખસખસ વાટી લેપ કરવો. (૨) રિંગણીના રસમાં કિંવા જાસુંદીના ફુલોના રસમાં સમભાગ તેલ નાખી પચન કરી, તે તેલનો લેપ કરવો. (૩) આંબાની ગોટલીનું અથવા હરીતકીનું ચૂર્ણ, સમભાગ દૂધમાં વાટી તેનો લેપ કરવો. (૪) **ભૃંગરાજ તેલઃ**—ભાંગરાનો રસ, લોકાટ, ત્રિફળાં અને ઉપરસાળ એના કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો; એટલે દારૂણક, અકાળે વાળ ધોળા થાય છે. તે, પલિતરોગ, કંડૂ અને ઇંદ્રલુપ્ત એનો નાશ થાય છે. (૫) ભાંગરાનો રસ, ચણોઠીનો કલ્ક, એમાં તેલ સિધ્ધ કરવું; તે કંડુ, દારૂણુક, કુષ્ટ અને મસ્તક એની વ્યાધી, એનો નાશ કરે છે. **વ્યંગરોગ ઉપરઃ**—(૧) વડની વડવાઇઓ, મસુર એનો કિંવા મધમાં મજીઠ નાખી તેનો લેપ કરવો. (૨) આસોદરાની છાલ. મજીઠ, અરડુસો અને મધ એનો લેપ કરવો. (૩) વાયવર્ણાના કાઢાથી મોં ધોવું; એટલે વ્યંગ રોગનો નાશ થશે. [૪] જાયફળનો લેપ કરવો; એટલે મોં કમલપત્ર જેવું થાય છે. **તારૂણ્યપીટિકા એટલે મર્મસ્થાનના ગુમડા ઉપરઃ**—[૧] બીજોરાનાં મૂળ, ઘી, મણશીળ અને ગાયના છાણનો રસ એનો લેપ કરવો, તે મર્મનો ઉત્તમ વર્ણ કરે છે; અને તારૂણ્યપિટિકા, વાંગ તથા કાળાપણું એનો નાશ કરે છે. (૨) જાયફળ, ચંદન, મરી, એકત્ર વાટી તેનો લેપ દેવો. (૩) લોધ્ર, ધાણા, વજ, એનો કિંવા ગોરોચન અને મરી એનો લેપ કરવો. (૪) અર્જુનવૃક્ષની છાલ દૂધમાં વાટી લેપ કરવો. (૫) મજીઠ મધમાં વાટી લેપ કરવો. (૬) મોચરસના ઝાડના કાંટા દુધમાં વાટી તેનો લેપ કરવો. **ગુદભ્રંશ ઉપરઃ**—(૧) કમળિનીનાં કુંમળા પાંલાં શર્કરાયુકત ભક્ષણ કરવાં. (૨) કચુકા, બોર, દહીં, કેરી, સુંઠ તથા ક્ષાર, એમાં ઘી સિધ્ધ કરવું અને લેપ કરવો; એટલે ગુદભ્રંશનો નાશ થશે. (૩) કોકમ, ચિત્રો, આંમલીના ચીચોંડા બીલાં, પહાડમૂળ અને જવખાર એ છાશમાં વાટી પ્રાશન કરવાં. (૪) ગાયનું છાણ ગરમ કરી તેવડે શેક કરવો. **સુકરદંષ્ટ્ર ઉપરઃ**—[૧] ભાંગરાનાં મૂળો, હળદર એના કલ્કનો લેપ કરવો. [૨] રાતા કમળના મૂળોનો કલ્ક ગાયના ઘીમાં પ્રાશન કરવો, તે નિયમવડે સુકરદંષ્ટ્રથી ઘોર તાવ ઉત્પન્ન થાય છે તેનો પણ નાશ થાય છે. (૩) હળદર, ભાંગરાનાં મૂળો પાણીમાં વાટી તેનો લેપ કરવો, તેથી કરી વિસર્પ અને દંષ્ટ એનો નાશ થાય છે. **ઇંદ્રલુપ્ત એટલે માંથાઉપર ટાલ પાસે જે રોગ થાય છે તે ઉપર ઉપચારઃ**—(૧) રિંગણીનો સ્વરસ, કિંવા ચણોઠીનાં મુળ, અથવા ફળ કિંવા ભિલામાનો રસ એનો મધમાં લેપ કરવો. (૨) હાથીદાંત શેકી તેની ભૂકી, બકરીનું દૂધ અને રસાંજન એકત્ર ખલી લેપ કરવો. (૩) કડવી પંડોળીના પાલાનો રસ ચોળવો. (૪) ગોખરૂં, તલનાં ફુલો, મધ અને ઘી એ પદાર્થો સમાન લેઇ મસ્તકે લેપ કરવો. જાઇ, કરંજ, વાયવર્ણ અને કરેણ એના રસમાં તેલ નાખી પચન કરવું અને તે તેલ ચોપડવું. (૫) રાતી જાસુંદીનાં ફુલો અથવા પાંદડાં ચોળવાં. (૬) મોટાં કમળ, જેઠીમધ, પીપર, ચંદન, નાનાં કમળ એકેક ભાગ; તેલ ૧૬, આંમળીનો રસ ૩૨ ભાગ, કઢવી તેલ સિદ્ધ કરી ચોપડવું; એટલે સર્વ પ્રકારના મસ્તકરોગ અને વાંગ વિગેરે દૂર થશે. તાંદળજા-

નું શાક ભક્ષણ કરવું. (૭) નેપાળો પાણીમાં ઘસી ચોપડવો. (૮) પપૈયાનું દુધ ચોપડવું. **નખોરીયા ઉપર**:—(૧) છિપનો ચુનો અને શિંદુર માખણમાં ખલી તેની પટ્ટી લગાવવી. (૨) શસ્ત્રવડે યથાયોગ્ય કાપી વ્રણોક્ત ચિકિત્સા કરવી. (૩) શિવણીનાં કુંમળાં સાત પાંત્રા લેઇ આંગળીયે બાંધવાં. (૪) નખની બાજૂએ ટંકણખારનું ચૂર્ણ ભરવું, એટલે ત્વરિત ગુણ આવે છે. (૫) કઢાયેલા મિણની લુગદી નખ ઉપર બાંધવી. (૬) કડવા લીમડાનો પાલો મીઠું નાખી વાટી ઘીમાં શેકી તેનો પાટો બાંધવો. (૭) રેવંચીનો શિરો ઘસી ચોપડવો એટલે સોજો ઉતરશે. **અરૂંષિકા એટલે ખોડા ઉપર**:— જૂનીપેડ, કુકડાની હગાર, ગોમુત્રમાં ખલી લેપ કરવો; એટલે ખોડો ત્વરિત જશે. (૨) લિંબુનો રસ ઉપર ચોળવો અને ઘોડાના મુત્રમાં અથવા લિદના રસમાં સીંધવ નાખી તેનો લેપ કરવો. (૩) ખેર, કડવો લીંમડો, કડો, જાંબુઓ, એ ઝાડોની છાલ વાટી, ગોમુત્ર અને સીંધવમાં મેળવી તેનો લેપ કરવો. (૪) હળદર, દારૂહળદર, કરિયાતું, ત્રિફળાં, કડવો લીંમડો તથા ચંદન એના કાઢામાં કિંવા કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો. (૫) ભિલામો તેલમાં ઘસી ચોપડવો. (૬) કાંગના ઝાડની રાખ તેલમાં ખલી ચોપડવી. (૭) મેંદી વાટી તેનો એક આંગળ જાડો લેપ કરી ચાર પ્રહર પછી તે ધોઈ તે ઉપર તલના તેલમાંનાળીયેરના છોડાંની રાખ મેળવી તે ચોપડવી. (૮) શંખજીરૂં, ચિકણી સોપારી, ધોળો કાથો, એનું ચૂર્ણ માખણમાં ખલી ચોપડવું. (૯) નાયટીનો કિંવા ગરમાળાંનો પાલો વાટી ઉપર ચોળવો. (૧૦) ગેરૂ અને કાળીતુળસીનો પાલો એ એકત્ર વાટી ચોળવો. (૧૧) કળીનો ચુનો અને હરતાલ એને પાણીમાં વાટી તેનો લેપ કરવો. (૧૨) તલના પાંત્રાની રાખ, તલના તેલમાં ખલી ચોપડવી. એજ રાખ સુકા કંકુ ઉપર લીંબુના રસમાં ચોપડવી. (૧૩) લીંબુ અને સબજાના પાંદડાંનો રસ ચોપડવો. (૧૪) ગોળ તવા ઉપર બાળી તેની રાખ માખણમાં ખલી ચોપડવી. [૧૫] મોરથુથુ પાણીમાં કાલવી તેમાં તેલ કઢવી તે ચોપડવું. **પલિતરોગ (અકાળે કેશ ગળવા તે) ઉપર**:—(૧) લોહચૂર્ણ, ભાંગરો, ત્રિફળાં અને કાળીમાટી, એ શેલડીના રસમાં વાટી એક મહિનો લેપ કરવો; એટલે કેશ કાળા થાય છે. (૨) આંવળકંટી ૮ તોલા, બહેડાં ૪ તોલા, આંબાની ગોટલીમાંહેનું મગજ ૨૦ તોલા, લોહચુર્ણ ૧ તોલો, એકત્ર વાટી તે કલ્ક લોહપાત્રમાં મુકવો અને રાત્રે તેનો લેપ કરતાં જવું. [૩] કડવા લીંમડાના બિયાંનું તેલ કાઢી તે વાળોને ચોપડવું; નસ્ય આપવું; તથા દુધ અને ભાત જમવો; એટલે એક મહિનામાં બદ્ધા કેશ કાળા થાય છે. (૪) શિવણીનાં મુળ, કાંટાસરિઆનાં ફુલો, કેતકીના મુળ, લોહચુર્ણ, ભાંગરો અને ત્રિફળાનો કાઢો એમાં તેલ નાખી પચન કરવું; તે એક મહિનો જમિનમાં પૂરી રાખવું; પછી લેપ કરવો; એટલે ધોળા થયેલા કેશ ભ્રમરના જેવા કાળા થશે. **અહિપૂતન એટલે બાળકની ગુદા પાકે છે તે ઉપર**:—(૧) પહેલાં માતાના દુધનું શોધન કરવું, પછી ખેર અને ત્રિફળાના કાઢાવડે વ્રણ ધોવું. [૨] શંખ, સુરમો અને જેઠીમધ, એનો લેપ કરવો. [૩] કડવા પંડોળાનાં પાંત્રા, ત્રિફળાં અને રસાંજન એનાં કલ્કમાં ધૃત સિધ્ધ કરી તે પ્રાશનાર્થે આપવું; એટલે કષ્ટસાધ્ય રોગ પણ દુર થાય છે. **હાથના પાસાને સોજો આવે છે તે ઉપર**:—અરણીનો પાલો મીઠું નાંખી વાટી પાટો બાંધવો. (૨) કુંવેરનું પાંત્રું, હળદર નાખી ગરમ કરી બાંધવું. [૩] દુધમાં કણક મેળવી તે પોટીસ બાંધવું. (૪) ઝેરકોચલાનાં બી ઘસી ચોપડવાં. **કુલાઓ ઉપર મોટો સોજો આવે છે તે ઉપર**:—(૧) ફણી થુરીયાનાં પાંત્રા અંગારામાં શેકી તે ઉપર હળદર નાખી ને ગરમ ગરમ બાંધવાં. (૨) આમળાનાં પાંદડાં તથા સોમલ એનો થુંકમાં ખલ કરી લેપ દેવો; એટલે હાથનો સોજો પણ જાય છે. (૩) કાળા ગોળનો લેપ કરવો. [૪] આંકડાનું દુધ ચોપડવું. [૫] મોટી કાકડીની જાડી છાલ બે ત્રણ દિવસ બાંધવી. (૬) ભેંશના છાણમાં કુળિત્થનો લોટ મેળવી જાડો રોટલો કરી શેકી ગરમ ગરમ બાં

ધી દેવો. **ખરજવા ઉપરઃ**—( આ રોગ હાથ અને પગ ઉપર પ્રથમ ખરજયુકત ઉત્પન્ન થઇ, લોહી દૂષિત કરી ઉપરનું ઉપર પસરતું જાય છે. એમાં અતિશય દાહ અને ખરજ હોય છે. એને મહારાષ્ટ ભાષામાં "ઇસબ" કહે છે. )—(૧) ઘેટાની લીંડીઓનું પાતાળયંત્રવડે તેલ પાડી ચોપડવું. (૨) મોરથુથુ અને કળીચુનો એકલ કરી લેપ કરવો. (૩) ગાયના મુત્રથી રોજ પગ ધોઈ નાખવો. (૪) ભિલામો અને રાળ તેલમાં કાઢી તે તેલ ચોપડવું. (૫) શતધૌત ઘૃતમાં મોરથુથુ, મુરદારશિંગ અને કપીલો એ થોડું થોડું નાખી તાંબાની કથરોટમાં તાંબાના વાસણવડે ખલી તે ચોપડવું. (૬) શત ધૌત ઘીમાં રસકપૂર ખલી ચોપડવું. એટલે ખરજવું, ખસ, દાદર, ચાંદી, ખોડો, ફોલ્લા. ઉંદરી, વગેરેનો નાશ થાય છે. (૭) ગાજર પીસી કિંચીત મીઠું નાખી તેને જરા બાફ આપી તે ખરજવા ઉપર બાંધવું. એ પ્રમાણે ૩ દિવસ કરવું. (૮) કુવાડીયાનાં બીજ ૩, બાવચો ૨ અને ગાજરનાં બી ૧ ભાગ લેઇ ખાંડી ગોમૂત્રમાં આઠ દિવસ પલારી રાખવાં. પછી તેનો લેપ કરવો, એટલે ત્વરિત ગુણ આવે છે. આ ઔષધ માં ઉપરા ઉપરી ગોમૂત્ર નાંખી સુકાવા ન દીધાથી વર્ષભર ટકે છે. (૯) પીત્તપાપડો, હરતાલ, વછનાગ, એ સમભાગે જૂના ઘીમાં ઘસી ચોપડવાં. [૧૦] મનશીળ, રસ કપુર, પારો, ગંધક, એ એકેક ભાગ, મોરથુથુ ફુલાવેલું અર્ધો ભાગ, બધા ઔષધોથી દુપ્પટ આંકડાનું દૂધ અને દુધથી બમણું માખણ લેઇ કાંસાના વાસણમાં ખલ કરી લેપ દેવો- [૧૧] વેંગણ શેકી લેપ કરવો. **શોફોદર**—( આ રોગમાં સોજો પ્રાધાન્ય છે. તથા નાના બાળકને પણ આ રોગ થાય છે. પ્રથમ હાથ ને પગે સોજો આવી મોં પર્યંત જાય છે. કિંવા મુખે પ્રથમ સોજો આવી હાથ પગ પર્યંત જાય છે, એવા એના બે પ્રકાર છે આ રોગમાં આખા શરીરે સોજો આવવાથી રોગી નિસ્તેજ થાય છે. જે રોગીના સોજામાં બળતરા હોઈ ગળફા પડે છે, તે રોગી અસાધ્ય જાણવો. બાળકોને આ રોગ થવાથી તેમાંથી બચવું કઠીણ છે, ) તે ઉપરઃ—આ સીંદરો, ગંગાવતી કારેલી અને ભાંગરો, એનાપાલાનો રસ એકત્ર કાઢી, તેમાં મરીની ભૂકી અને ઘી નાખી તે પાવો. દિવસ ૩ ઔષધ લાગે તો ઉતાર ઘી અને ભાત, કિંવા આસોદરો કારેલી, ભાંગરો એના રસમાં અથવા પાણીમાં વાડ ઉપરના કડાનાં મુળ ઘસી પાવાં (૨) ધોળા વસુનો કાઢો સાત દિવસ આપવો, કિંવા વસુનાં મુળોનો લેપ કરવો. (૩) ગલકીનાં પાંત્રાનો રસ ઘીમાં ૨ તોલા પાવો અને પાલો સોજા ઉપર વાટી ચોપડવો. (૪) રતાળુ કંદ કચરી મજબુત કપડામાં ઘાલી જોરથી પીલવું. તેનો જે રસ આવે તેમાં ધોળી ગરણીનાં મુળ ઘસી તેનો લેપ સર્વાંગે કરવો. આ યોગથી સોજા ઉતરી જાય છે. રોગીની કંબરે ધોળી ગરણીનો વેલો બાંધવો. (૬) ખોરેતીની છાલનો રસ ૪ પૈસાભાર ગાયના દુધમાં ૩ દિવસ આપવો. (૭) ઝેરકચોલાનાં ઝાડ ઉપરની શિંગોની ડાળ કાઢી કુળીત્થમાં નાખીં કાઢો કરી પાવો. [૮] પાડળીનાં મુળ ગાયની છાશના નિતર્યા પાણીમા ઘસી બે વખત આપવા. **પથ્ય** કળથીનું કઢણ અને ભાત મીઠા વગરનો એજ વેલ કંબરે બાંધવી. [૯] બોખાડના ફળોનો રસ ૪ પૈસાભાર, જીરાની ભૂકી અંદર નાખીં આપવો. અને દુંટી ઉપર ચોપડવો [૧૧] નગોડના પાંદડાનો રસ ૪ પૈસાભાર કાઢી તેમાં પીપરની ભૂકી અને પૈસાભાર મધ નાખી તે પાવો. [૧૨] ત્રિફળાંનું ચૂર્ણ ગાયના દૂધમાં અથવા ગાયના મુત્રમાં આપવું. [૧૩] સાટોડી કડવી, લીંમડાની છાલ, કડવાં પંડોળાં, સુંઠ, કડુ, દારૂહળદર ગળો અને બાળહરડાં, એનો કાઢો આપવો, એટલે સર્વાંગસૂજ, ઉદર, પાંડુ, સ્થુલતા અને કફ એનો નાશ થાય છે.

---

## ૧૦૭ વાજીકરણ તથા ધાતુપુષ્ટ ઔષધો.

જે ઔષધો ધાતુને વધારી પુરૂષોને સ્ત્રીઓવિષે તથા સ્ત્રીઓને પુરૂષોવિષે હર્ષયુકત શકિત આપેછે તે **વાજીકરણ** ઔષધો જાણવાં **ધાતુપુ-**

૭૮ ઔષધો—[૧] ધોળું ભુયકોહળું (ક્ષીરવિદારી ) એનું ચુર્ણ કરી તે ઘી અને સાકરમાં ખાવું અને ઉપર સાકર નાખી દુધ પાવું, એટલે ઉત્તમ પ્રકારે ધાતુપુષ્ટ થાય છે. ( ૨ ) તાલીમખાનું અને કૌચબીજ એનું ચુર્ણ સાકર સાથે ખાવું અને ઉપર ધારોષ્ણ (તુરત દોહેલું) દુધ પીવું. [૩] મોચરસનુ ચુર્ણ અર્ધો તોલો. સાકર ૪ તોલા, ગાયનું દુધ પાશે પાશે ૨, એટલું એકત્ર કરી આપવું. (૪) ગાયનાં તપાવેલા દૂધમાં ગાયનું ઘી અને સાકર નાંખી તે પાવું, આના જેવો **પથ્યતેજોવર્ધક અને પુષ્ટિકારક** પ્રયોગ બીજો નથી. (૫) મોચરસના ઝાડનાં તાજાં મૂળ ૪ તોલા કચરી ગાયનાં પાશેર ૨ દૂધમાં રાત્રે પલાળી રાખી, સવારે ગાળી તે સાકર ૧ તોલો નાખી સાત દિવસ પીવાથી ધાતુપુષ્ટ થઇ **વિર્યસ્રાવ** બંધ થાય છે, (૬) સાલમમિશ્રી, ધોળીમુસળી, કાળીમુસળી, ગોખરૂં, તાલમખાનું, બળબીજ અથવા બળદાણાં ના પાંદડા, ખારેકોનો મગજ, એનું ૬ માસા ચૂર્ણ, ૧ તોલો સાકર, એ પાશેર દૂધમાં પાવું; એટલે ધાતુપુષ્ટી થઇ સ્વપ્નાવસ્થા બંધ થાય છે. (૧૭) ઉટકટારીનાં મૂળોની છાલ સુકવી ખાંડી રાખવી. રાત્રે મોગલી એદાણાં ૧ તોલો, અને સાકર બે તોલા મળી પાશેર પાણીમા ભિજવી રાખી સવારે તેનો બલ્ક વસ્ત્રથી ગાળી કાઢવો. પછી તેમાં તે છાલનું ૬ માસા ચૂર્ણ નાખી પાવું; એટલે **વિર્યવૃદ્ધિ** અને **પુષ્ટતા** થઈ ઘણા દિવસોનો **પ્રમેહ મૂત્રકૃચ્છ્ર** અને ધાત મૂત્ર સાથે જતી હોય તો તે બંધ થશે. (૮) આવળકંટી અને ગોખરૂં એનું ૩ માસા ચૂર્ણ ગળોનું સત્વ ૧ માસો, એ ૨ તોલા ઘી અને ૨ તોલા સાકર એમાં મેળવી આપવું; એટલે ઉત્તમ પ્રકારની **ધાતુપુષ્ટિ** થશે. અને **ધોળા** વાળના **કાળા** વાળ થાય છે. (૮) સફેત મુસળી, સાલમમિશ્રી, કૌચનાંબીજ, ગોખરૂં, શતાવરી, આવળકંટી, એનું ૧ તોલો ચૂર્ણ **ગાયનું** પાશેર દુધ અને ૧ તોલો ઘી એમાં પાવું. (૧૦) અડદનો કાંઢો કરી તેમાં **ગાયનું** દુધ **એને ગાયનું** ઘી તથા સાકર નાંખી પીવો. [૧૧] સતાવરી, બળદાણા, કૌચબીજ, તાલીમખાનું, ગોખરૂ, તલ, અડદ, એનું ચૂર્ણ ઉકળેલા **ગાયના** દુધમાં સાકર નાંખી પીવું. (૧૨) જેઠીમધનું ચૂર્ણ મધ અને ઘી નાંખી આપવું. ઉપર દુધ પાવું. (૧૩) ભુઇકોહળાના ચૂર્ણને તેના અંગરસની સાત ભાવનાંઓ આપી તે ચૂર્ણ ઘી અને મધમાં આપવું. (૧૪) ઉટકટારી, ગોખરૂં, અને કૌચબીજ એનો દુધમાં પાક કરી, પીવો. (૧૫) ઉટકટારીના મૂળની છાલનું ચૂર્ણ કરી દુધમાં નાખી પકવ કરી, તેમા સાકર નાખી પાવું એટલે ઉત્કૃષ્ટ પૌરૂષપણું આવે છે. (૧૬) તાલીમખાનું, મુસળી, ગોખરૂં અને સાકર એ ગાયનાં દુધમાં આપવું. (૧૭) ઓથમીજીરૂં ૨ ભાગ, એલચીદાણા ૧ ભાગ, અને સાકર ૩ ભાગ, એ રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે ખાવું; કિંવા એની ફાકી મારી, ઉપર ગાયનું થોડું દુધ પીવું. (૧૮) **મલકાંગણી** સાકર અને એલચીદાણા સમભાગ લેઈ એકત્ર કુટી પછી ૪ માસા તે ભૂકી લેઇ, ચાર માસા એરંડબીજમાં વાટી સવારે દાતણ કરયા પછી ખાઈ જવું. પ્રકૃતિનું પ્રમાણ જોઈ વજન અધિક પણ વધારવું. એ લેવાથી મસ્તકની અને આંખોમાની ગરમી જઇ આંખોનું તેજ વધારે છે. (૧૯) બદામ ૧ ભાગ, એરંડબીજ, ૨ ભાગ, એલચીદાણા ૧ ભાગ, એ એકત્ર ખાંડી તેમાં ૪ ભાગ, સાકર નાખી ૪ ભાગ ગાયનું સોજુ ઘી નાખીં તે સારૂ એકત્ર મેળવી, રાત્રે પુર્ણીમાના ચાંદરણામાં રાખી સવારે લાવવું. રોજ સવારે ૪ માસા કિંવા ૭ માસા ખાતા જવું, એથી મગજમાની ગરમી જઇ નેત્ર વિકાર દુર થઇ તેજ આવે છે, (૨૦) જવનો લોટ, સોજું ઘી, સાકર દરેક શેરશેર અને એક તોલો ધોળા મરી અને ૨ તોલા એલચીદાણા એની ભૂકી કરી, એ બધા ઔષધો એકત્ર કરી, સારી રીતે મેળવી એક રૂપ થાય એટલે કલઇના વાસણમાં તપાવી, પૌર્ણીમાની રાત્રીએ ચાદરણાંમાં મૂકી રોજ સવારે ૪ કિંવા ૫ તોલા ખાતા જવું; ઉપર ગાયના દુધનો એક ઘુંટડો પીતાં જવું. (૨૧) આસોદપાક, કુષ્માંડપાક, ગોખરૂં પાક, સાલમમિશ્રીપાક, ભુઈ કોહળાપાક એ પાકો ખાવા. (૨૨) કાંદાનો રસ અને મધ એકત્ર

કરી સેવન કરવું, (૨૩) ઘી અને મધ એમાં આસોદનું ચૂર્ણ ખવરાવવું. (૩૪) ચણોઠીના મૂળ દુધમાં બાફી સાકરમાં ખાવા. (૨૫) આ મળાનો રસ અને ઘી એકત્ર કરી પાવું. [૨૬] ઘી અને મધ વિષમ ભાગે એકત્ર કરી પાવું. [૨૭] ધોળી સાંવરીનાં નાના છોડવાનો કંદ સુકવી બારીક ભુકી કરવી તથા પ્રતિ દિવસે પ્રાતઃકાળે અર્ધો તોલો ભુકી ઘીમાં શેકીગાયના દુધમાં શીરોકરી તેમા સાકર એદાણા, બદામ, નાખીનિત્ય પ્રાતઃકાળે ૧ વાર સેવન કરવાથી, અનેક પ્રકારના ધાતુસંબંધી રોગ શમી જઇ મગજ તર થાય છે અને **સ્મરણશ**ક્તિ વધે છે. [૨૮] ધોળી ગુલબાશીના કાંદા ગાયના તાજા દુધમાં ઘસી આપવાં દિવસ ૭. [૨૯] કાળી મુસળીનું ચૂર્ણ, દુધ અને સાકર સાથે આપવું. (૩૦) આસોદ અને વરધારા એનું ચુર્ણ દરરોજ અર્ધો તોલો, **ગાય**ના અર્ધોશેર દુધમાં ઘસી ઘી અને સાકર સાથે આપવું; એટલે **વીર્યવૃદ્ધિ** ઉત્તમ પ્રકારે થાય છે. [૩૧] મહુડાની અંતરછાલનું ચુર્ણ સાંજ સવાર દર વખતે ૨–૩ માસા પ્રમાણે, ગાયના ઘી અને મધમાં આપી, ઉપર પાશેર **ગાયનું** ગરમ દુધ ઘી અને સાકર સાથે પીવું. એથી કરી **કામોત્પત્તિ** ઘણીજ સરસ થાય છે. (૩૨) સફેદમુસળી, ગળોનું સત્વ, કૌચબીજ, ગોખરૂં, ધોળી સાવરીનો કંદ અથવા મૂળ કિંવા છાલ, સાકર, આંવળકંટી આ ઔષધોનું ચુર્ણ સમભાગ એકત્ર કરી, તેમાંથી, અર્ધા તોલા પર્યંત, ગાયના **ધારોષ્ણ** કિંવા તપાવેલા દુધમાં ઘી નાખી આપવું, એટલે ધાતુની **વૃદ્ધિ થઈ** કામોદ્દીપન થાય છે, અને **ષંઢત્વ** પણ દુર થાય છે. આ ચૂર્ણ ખાવાથી **કુંબરમાં** ઉત્તમ પ્રકારનું બળ આવે છે. (૩૩) આંવળકંટીના ચુર્ણને આંબળાંના રસના ૨૭ પુટો દેઈ **છાયાશુષ્ક** કરી તે ૨ માસા ચૂર્ણ સાકરમાં ખાઇ, ઉપર દુધ પીવાથી વીર્યવૃદ્ધિ થઇ કામો-તેજન થાય છે. (૩૪) બળદાણાનું ઝાડ મુળો સુદ્ધાં લાવી ધોઈ પાણી નાખી કચરી રસ કાઢવો; તે વસ્ત્રગાળ કરી સાકર નાખી દરરોજ કાચો પાશેર એ પ્રમાણે ૭ દિવસ પાવો; એટલે **વીર્યપતન** બંધ થાય છે. [૩૫] ગોખરૂં, વરીઆળી સાકર એનો કાઢો કરી બે વખત આપવો; એટલે ૭ દિવસમાં વીર્યપતન બંધ થાય છે. **સ્તંભક ઔષધોઃ**—[૧] લવંગ, જાવંત્રી, તજ, અફીણ, અક્કલકરો અને સમુદ્રશોકનાં બી એ સર્વે સમભાગ ચુર્ણો લેઇ તે બધા જેટલી સાકરની ભૂકી નાખી મધમાં ખલ કરવો તથા એક વાલ પ્રમાણે ગોળી પાણીના અથવા દુધના ઘુટડામાં ગળવી. તથા એક કલાક પછી ગાયનું ધારોષ્ણ દુધ પાવું તથા મૈથુન, પહેલાં કડઇના તેલમાં આંકડાનાં મુળોનું ચુર્ણ ખલ કરી, તેનો પગતળિયામાં લેપ, કરવો; એટલે વીર્યનું પતન થતું નથી. ઉતાર લીંબુ ચુસવું. [૨] કસ્તુરી, કેશર જાયફળ, લવંગ, અફીણ, ભાંગ, સુંઠ, એલચીદાણા એ સર્વેની વસ્ત્રગાળ ભૂકી એકત્ર કરી, વાલ પ્રમાણે સવાર સાંજ મધમાં આપવું તથા ઉપર ધારોષ્ણ દુધ પીવું. [૩] કૌચબીજ, શતાવરી, ગોખરૂ, લેચી, બળદાણા અને તાલમખાનું એનું ચુર્ણ, તાજા દુધમાં રાત્રે પ્રાશન કરવું. [૪] જાયફળ, ખુરાસાની અજમો, અજમોદ, અફીણ સમભાગ લેઈ ચુર્ણ કરી, ચુર્ણ સમાન જૂનો ગોળ ત્રણ વર્ષનો લેઈ તેની અર્ધા અર્ધા વાલની ગોળીઓ કરી તે સાયંકાળે ખાવી. ઉતાર લીંબુ.

---

## ૧૦૮ પુરૂષત્વ આવવાના ઉપાયો.

[૧] ધોળી ડુંગળીના રસમાં અજમો પલાળી તે દરરોજ ૧ તોલો, ઘી ૧ તોલો અને સાકર ૨ તોલા, એમાં ૨૧ દિવસ ખાવો એટલે પુરૂષત્વ આવશે. [૨] ખાખરાનાં મુળોને રીઢા માટલામાં ઘાલી ઉપર અગ્નિ સળગાવવો; એટલે માટલામાં અર્ક પડશે તે અર્ક ખાવાના પાનને ચોપડી, તે પાનમાં મરાઠીનું જીંડવું ઘાલી ખાવું; એટલે એકજ દિવસમાં પુરૂષત્વ આવશે. ઉતાર સ્ત્રી સંગ. [૩] કાળા-ધંતુરાનાં મુળો બશેર, માલ કાંકણીનાં બી બશેર, બ્રહ્મદંડીના મૂળ બશેર, એમનું પાતાલયંત્રવડે તેલ કાઢી, માસો અર્ધો પાનમાં ખાવું. દિવસ ૭–૧૪ અગર ૨૧. (૪) પથરાયેલા મોટા પાંત્રાની દારૂડીની છાલ ૧ માસો અને વડ-

નું દુધ ઉકાળી તેની ચણા જેવડી ગોળી કરી પાનમાં લવંગ, જાયફળ, જાવંત્રી વગેરે મુકી સાંજ સવાર પાન ખાવું; એટલે સાત અથવા ચૌદ દિવસમાં પુરૂષત્વ આવશે. (૫) વગડાઉ ભેંડીનાં મુળોનું ચુર્ણ ૧ તોલો, પાશેર દુધમાં પાવું.

---

## ૧૦૯ ચૂર્ણો.

**અજમોદાદિ ચુર્ણઃ**—અજમોદ, વાવડિંગ, સીંધવ, દેવદાર, ચિત્રો, મુળા, વરિયાળી, પીંપર, મરી એ એકેક તોલો, બાળહરડાં ૫ તોલા, વરધારા૧૦તોલા, સુંઠ ૧૦, તોલા, એ સર્વેનું ચુર્ણ કરી ઉષ્ણોદકમાં પીવાથી, સોજો, આમવાયુ, સંધી દુઃખે છે તે વાયુ, ગૃધ્રસી વાયુ અને કેડ, પીઠ, ગુદા, પેટ એ ઠેકાણે શૂળ થાય છે તે, વિકાર વગેરે તમામ **વાયુરોગ દુર** કરે છે, **અશ્વગંધાદિ ચુર્ણઃ**—આસોદ ૪૦, સુંઠ ૨૦, પીપર ૧૦, મરી ૪, ચતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી નાગકેશર, ) ૧, તજ ૧ ભારંગમુળ ૧, તાલીસપત્ર ૧, કચોરા ૧ અજમો ૧, માયાં ૧, જટામાસી ૧, કંકોળ, ૧, મોથ ૧, રાસ્ના ૧, કડુ ૧, ગળો ૧, કોષ્ટ ૧ તોલો લેઈ ચુર્ણ કરવું. બધા ચુર્ણના જેટલી સાકર નાખી તે દરરોજ એક તોલો પ્રાતઃકાળે આપવી. ક્ષય ઉપર ઘી અને સાકરમાં આપવું. પ્રમેહ ઉપર માખણમાં, શિરોભ્રમણ અને પિત્તવ્યાધી એ ઉપર ગોખરૂમાં આપવું, આ ચુર્ણ જેનો ક્ષીણ દેહ થયેલો છે તેના બળની વૃદ્ધિ કરે છે અને મેદ, ઉદર, મંદાગ્નિ, કુક્ષીશુળ, એનો તથા અનુપાનથી બધા રોગોનો નાશ કરે છે. **અકકલકરાદી ચુર્ણ**—અકલકરો સીંધવ, ચિત્રો, આંવળકંટી, મરી, પીપર, અજમો, હરીતકી, એ એકેક ભાગ, અને સુંઠ ૨ ભાગ, એનું ચુર્ણ કરી તેને બીજોરાના રસની ભાવના દેઈ ચુર્ણ અથવા ગોળી કરવી. એ મંદાગ્નિ, અરૂચી, ઉધરસ, ગલરોગ, ગુલ્મ, સળેકમ, પીનસ, ફેફરૂં ઉન્માદ અને સન્નિપાત એ ઉપર હિતકારક છે **આમલકયાદી ચુર્ણ**—આંવળકંટી, ચિત્રો, બાળહરડાં, પીપર અને સીંધવ, સમભાગ લેઇ ચુર્ણ કરવુ. એ લેવાથી સર્વ પ્રકારના તાવ દુર થાય છે, મલાદીકનો ભેદ થાય છે. રૂચિ થાય છે. કફ દુર થાય છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે અને અન્નનું પચન થાય છે. **એલાદિ ચુર્ણ**—એલચીદોડા, જટામાસી, લવંગ, સુંઠ, પીપર નાગરમોથ, ચંદન, ધાણા, ખારેક, તમાલપત્ર, જેઠી મધ, કાળોવાળો, ધોળો વાળો, દાડમની છાલ, એ સમભાગ લેઇ તે ૬ માસા ચુર્ણ પાશેર દુધ અને ૨ તોલા સાકર એમાં આપવું, એટલે ઉચકી કમળો, પાંડુરોગ, મુત્રકૃચ્છ અને ૨૦ પ્રકારનો પ્રમેહ એનો નાશ થઈ ધાતુપુષ્ટ થાય છે. **ચંદનાદિ ચુર્ણ**—અગર ૧, તગર ૧, વંશલોચન ૧, ધોળુ ચંદન ૧, વાળો, સાકર ૬ ભાગ ચુર્ણ કરી ૩ અગર ૬ માસા પાશેર દુધમાં પાવું, એટલે દાહ, પિત્ત, ગરમી એ રોગો દુર થાય છે. **ચોપચીણી ચુર્ણ**—ચોપચની ૧૬, ખાંડ ૪, પીપર પીપરીમુળ, મરી, લવંગ, અકકલકરો, ખુરાસાની, અજમો, સુંઠ, વાવડિંગ, એલચી, એ તોલો તોલો લેઇ ચુર્ણ કરી, તે ૬ માસા ચુર્ણ, ગરમ પાણીમાં આપવું એટલે પ્રમેહ, ઉપદંશ ક્ષીણતા અને ગરમીએ સાંધા પકડાય છે તે, એટલા રોગોનો નાશ થાય છે. **તાલિસાદી ચુર્ણ**—તાલિસપત્ર ૧,મરી, ૨, સુંઠ, ૩, પીપર ૨, એલચીદોડા ૦॥, તજ ૦॥, અને ખાંડ ૩૨ તોલા, એ બધાઓનું ચુર્ણ કરી તે ત્રણ માસા આપવું. એટલે અરૂચી, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, જ્વર, ઉલટી, અતીસાર, શોષ પેટ ચડવું, પથરી, પાંડુ, સંગ્રણી, એ રોગો, દુર થાય છે. **ત્રીફળાં ચુર્ણ**—હરડાં, બહેડાં, આંવળકંટી, એ ત્રણ ઔષધો સમભાગ લેઈ ચુર્ણ કરવું. એને ત્રિફળાં એમ કહે છે. એ ત્રિફળાંચુર્ણ ખાવાથી પ્રમેહ સોજો, વિષમજ્વર, કફ, પિત્ત અને કુષ્ટ, એ રોગો દુર થાય છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે, આ ત્રિફળાં રસાયની છે. ઘી અને મધ એમાં ત્રિફળાં મેળવી ખાવાથી તમામ નેત્રરોગ દુર થાય છે. **ત્રિફળાં પીપર ચુર્ણઃ**—હરડાં, બહેડાં, આંવળકંટી અને પીપર એનું ચૂર્ણ કરી મધમાં ચાટવું. તેથી કરી મલનો ભેદ થઇ અ

ગ્નિ પ્રદિપ્ત થાય છે. શ્વાસ, કાસ અને તાવ એ દૂર થાય છે. **ત્રિફળાદિ ચુર્ણઃ**—હરડાં, બહેડાં, આંમળાં, તજ, જેઠીમધ, મહુડાંનાં ફુ-લો, સમભાગ લેઇ તેનું ચૂર્ણ ૬ માસા, મધ ૧ તોલો અને ઘી ૧ાા તોલો એમાં સાયંકાળે આપવું. એટલે સર્વ પ્રકારના નેત્રરોગ, ગળા ઉપરના ભાગના સર્વરોગ, વલીપલીતરોગ, મૂળ-વ્યાધી, ભગંદર, પ્રમેહ, કુષ્ટ હલીમક, કિલાસ-કુષ્ટ, એ રોગો દુર થઈ નવી દષ્ટી આવે છે, કેશ કાળા થાય છે. **દાડિમાષ્ટક ચુર્ણ**—દાડમની છાલ, ૮ તોલા; પીપર, પીપરીમૂળ, અજમોદ, મરી, ધાણા, જીરૂં, સુંઠ, એ એકેક તોલો. વં-શલોચન ૩ માસા; તજ, તમાલપત્ર, એલચી-દોડા, નાગરમોથ એ દોઢ દોઢ માસો એ પ્રમાણે લે ઇ ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ખાવાથી અતિસાર, ક્ષય, ગુલ્મ, સંગ્રહણી કંઠરોગ, અગ્નિમાંદ્ય, સળેકમ અને કાસએ રોગો દુર થાય છે. **દ્રાક્ષાદિચૂર્ણ** કાળીદ્રાક્ષ ખારેક અને પીપર એનું એક તોલો ચૂર્ણ મધ ૧ તોલો અને ઘી દોઢ તોલો એમાં આપવું, એટલે જ્વર, ઉધરસ સોજા એનો નાશ થાય છે. **બીજું દ્રાક્ષાદિ ચૂર્ણ**:—કાળી દ્રાક્ષ, જેઠી-મધ, ધોળું કમળ, શતાવરી, ખારેક, વંશલો-ચન, વાળો, આંમળાં ગળોનું સત્વ, નાગરમોંથ, ધોળું ચંદન, તગર, કોષ્ટ કપૂરચીની, એલચી-દોડા, તમાલપત્ર, તજ, નાગકેશર, પીપર, ધાણા, ગોખરૂં, એનું ચુર્ણ કરી, સમભાગ સાકર ના ખી તે ત્રણ માસા આપવું; એટલે ક્ષય રોગ, દાહ અને પિત્ત એ દૂર થાય છે. **ધાન્યાદિ ચૂર્ણ** ધાણા, જીરૂં, અજમો, સંચળ, વાળો, તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર, સુંઠ, મરી, ચિત્રો, પીપરીમૂળ, એ એકેક ભાગ; દાડમની છાલ પીપર, ધાવડીનાં ફુલ, અજમોદ આંમલી, બાળબેલ ત્રણ ભાગ; સાકર ૫ ભાગ, કોઠાનો ગર્ભ ૮ ભાગ, એનું ચુર્ણ કરી તે ૬ માસા આપવું; એટલે અરૂચિ, ગુલ્મ, ક્ષય. સળેકમ, અતિસાર, મૂળવ્યાધી, અગ્નિમાંદ્ય ગ્રહણી, કંઠરોગ, શ્વાસ, કાસ એ રોગો દૂર થાય છે. **નારાયણ ચૂર્ણ**:—ચિત્રકમૂળ, ત્રિફળાં, સુંઠ, મરી, પીપર જીરૂં, સેરણી, વજ, અજમોદ, પીપરીમૂળ, વરીયાળી, વગડાઉ તુલસી, અજમો, કચોરા, ધાણા, વાવડિંગ, કાળું જીરૂં, સોખા, પોખરમૂળ, સાજીખાર, સિંધવ વગડાઉમીઠું સંચળ, બીડલોણ, સમુદ્રનુંમીઠું, કોષ્ટ એ ૨૭ ઔષધો એકેક ભાગ, પહેલા ઔષધના બે ભાગ કડવા, ઇંદરવરણાનાં ફળ. ત્રણ ભાગ નિશોત્તર ત્રણ ભાગ દાડમના મુળ ચાર ભાગ પીળા થુરીયાનામુળ, અથવા પાંદડાં તે ન મળે તો તેના અભાવે થુરીયો લેવો, તથા એ બધા ઔષધો કચરી ચૂર્ણ કરવું. પછી તે ચૂર્ણ પાચને કરી તથા સ્નેહાદિકે કરી જેનો કોઠો સ્નિગ્ધ, થયેલો છે, તેને સુખ થવા માટે આપવું. તેથી કરી સૌ રોગ, દુર થાય છે. હૃદ્રોગ, પાંડુ, શ્વાસ, કાસ, ભગંદર, અગ્નિમાંદ્ય. એટલા રોગો ઉપર આ ચૂર્ણ અનુપાનની યોજના કરી આપવું. પેટ ચડયું હોય તે ઉપર મધમાં આંપવું. ગુલ્મ રોગ ઉપર બોરડીના કાઢામાં આપવું. ગુદાની અંદર કાતરા પડે છે. તેને આંમલીની છાલના કાઢામાં આપવું. ઉદર રોગ ઉપર ઉંટડીના દુધમાં અથવા ગાયની છાસમાં આપવું વાતરોગીને ઘીમાં આપવું મુળવ્યાધિ ઊપર દાડમના રસમા આપવું આ ચુરણ ઘીમાં લેવાથી સ્થાવર જંગમ વિષ દૂર થાય છે. આ ચૂર્ણથી સર્વ પ્રકારના દુષ્ટરોગ દૂર થાય છે. **પાચક ચૂર્ણ**:—એલચીદોડા, ત્રીફળા પીંપરીમૂળ, તીકટુ, ચિત્રો, હિંગ શેકેલી, જીરૂં, વરીયાળી, અજમો, લવંગ, વાવડિંગ સીંધવ, સંચળ, બિડલોણ, વરાગડું મીઠું, એ સમભાગ લેઇ ચૂર્ણ કરી તેને લીંબુના રસની ભાવના આપી ૩ માસા આપવું; એટલે અગ્નિ પ્રદીપ્ત થાય છે, મોંમાં રૂચિ આવે છે અને અજીર્ણ અને પેટ ચડયું હોય તે ઉતરી જાય છે. **પાચક અને રેચક ચૂર્ણ**:—ખારેક ૧૦, પીપર ૨, જીરૂં, ૧, સાકર ૧૦, મરી, ૨, સીંધવ ૧, સુંઠ ૨, જાયફળ ૧, તજ ૧ ભાગ, લેઇ ચૂર્ણ કરી તે લીમડાના રસમાં કઢઇમાં ગરમ કરી રાખી મેળવું. એ ત્રણ માસા આપવું. એટલે અન્નનું પચન થઇ મોંમાં અમી આવે છે. **પિપ્પલ્યાદિ ચૂર્ણ**:—પીપર, અતિવિષ, નાગરમોથ, કાકડાશિંગ, એનું ચૂર્ણ મધમાં આપવું; તેથી કરી બાળકોને જ્વરાતિસાર શ્વાસ, કાસ અને ઉલટી એ રોગો દુર થાય છે. **મલ**

**શુદ્ધિનું ચૂર્ણ**:— સુરવારી હરડાં બે ભાગ, સોનામુખી બે ભાગ, રેવંચી બે ભાગ, સીંધવ એક ભાગ, સંચળ ાા ભાગ, મરી ાા, સુંઠ ાા એનું ચૂર્ણ ૩ માસા રાત્રે ગરમ પાણીમાં આપવું **મલશુદ્ધિનું ચૂર્ણ બીજું**:—સોનામુખી, બાળહરડાં, પીપર, અથવા વરીયાળી, એકેક ભાગ સીંધવ, અથવા સંચળ અર્ધો ભાગ, ચૂર્ણ કરી તે ત્રણ માસા ચૂર્ણ રાત્રે ગરમ પાણીમાં પાવું. **મહાખાંડવ ચુર્ણ**:—મરી, નાગકેશર, તાલીસ પત્ર, સીંધવ, સંચળ, બીડલોણ, સમુદ્રનું મીઠું, બંગડીખાર, એ એકેક ભાગ, પીપરીમૂળ, ચિત્રો, તજ, પીપર, આંમલીની છાલ, જીરૂં એ બબે ભાગ, આમ્લવેતસ (ન મળે તો કચુકા અથવા ચણાનો ક્ષાર), સુંઠ, મોટા એલચીદોડાનાં દાણાં ચીણીબોર, અજમોદ, નાગરમોથ, એ ત્રણ ત્રણ ભાગ; અને બધા ઔષધોનો ચોથો ભાગ, દાડમના ફળ લેવાં, પછી બધાંનાં ચૂર્ણથી અર્ધી સાકર લેઈ મેળવવી. આ ચુર્ણના સેવનેકરી મોંમાં, અમી ઉત્પન્ન થાય છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે. એ હૃદયને હિતકારક અને કાસ, અતિસાર, હૃદ્રોગ કંઠરોગ, ઉદરરોગ, મુખરોગ, મૂર્ચ્છા, પેટ ચડવું, મૂળવ્યાધ, ગુલ્મ, જંતુવિકાર, પાંચ પ્રકારની ઉલટી અને શ્વાસ, એ દુર થાયછે. **યવાની ખાંડવ ચુર્ણ**:—અજમોદ એક ભાગ, દાડમની છાલ ૨, ભાગ સુંઠ ૨, આંમલીની છાલ ૨, આમ્લવેતસ ૨, ભાગ ખાટાં બોર ૨, ભાગ પીંપર ૫, ભાગ મરી ૧ા, ભાગ તજ ૧, સંચળ ૧ ધાણા ૧, જીરૂં ૧ ભાગ અને સાકર ૩૨ ભાગ લેઇ ચૂર્ણ કરી તે ૬ માસા આપવું એટલે પાંડુ, હૃદ્રોગ, સંગ્રહણી, જ્વર, ઉલટી, સોષ, અતિસાર, પથરી, મલબધ્ધ, શૂળ, મંદાગ્નિ મૂળવ્યાધી, જીભના રોગ, કંઠરોગ, એ બધા રોગો દૂર થાય છે. **લઘુગંગાધર ચુર્ણ**—નાગરમોથ, ઇંદ્રજવ, કુંણાબીલાં, લોધ્ર, મોચરસ, ધાવડીના ફુલ, એનું ચૂર્ણ કરી, તે છાશમાં ગોળ નાખી તે આપવું. તેથી અતિસાર દુર થાય છે. **લવંગાદિ ચૂર્ણ**:—લવંગ, ભીમસેની કપુર, એલચીદોડા, તજ, નાગકેશર, જાયફળ, વાળો, સુંઠ શહાજીરૂં, કૃષ્ણાગર, વંશલોચન, જટામાસી, નીલકમળ, પીપર, ધોળું ચંદન, તગર, વાળો કંકોળ, એ સમભાગ લેઇ ચુર્ણ કરી, તેનાથી અર્ધી સાકર લેઈ એ સર્વ એકઠું કરવું. એ ચુર્ણ ખાવાથી અગ્નિપ્રદીપ્ત થાય છે. મોંમાં અમી આવે છે. શરીરે પુષ્ટ થાય છે. સ્ત્રીવિષયમાં ઇચ્છા થાય છે. શૈત્યપિત્ત, કફ, એનો પ્રકોપ દુર થાય છે. શક્તિ આવે છે. હૃદ્રોગ કંઠરોગ, શ્વાસ, હેડકી, સળેકમ ક્ષય, તમકશ્વાસ, અતિસાર, ઉરમાં ક્ષયરોગ થાય છે તે, પ્રમેહ, અરૂચી, ગુલ્મ, સંગ્રહણી એ રોગ દૂર થાય છે. **વડવાનલ ચૂર્ણ**—સીંધવ ૧, પીપરીમૂળ, ૨ પીપર ૩, ચવક ૪, ચિત્રો ૫, સુંઠ ૬, બાળ હરીતકી ૭ ભાગ, આ અનુક્રમે ભાગ લેઇ ચુર્ણ કરવું. એ લેવાથી અજીર્ણનો નાશ થઇ અગ્નિ પ્રદિપ્ત થાય છે. **વૈશ્વાનર ચુર્ણ**—સીંધવ ૨, જવખાર ૨, અજમો ૨, સુંઠ ૫. હરડાં ૧૦, એનું ચુર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ દહીં, છાશ અથવા ઉન્હું પાણી એમાં આપવું એટલે આમવાત, ગુલ્મ, હૃદ્રોગ, ઇંદ્રીમાંના રોગ, પથરી, શળ, આનાહ, મુળવ્યાધી, એનો નાશ થાય છે. **શૃંગ્યાદિ ચુર્ણ**—કાકડાશિંગ, અતિવિષ પીપર, એનું ચૂર્ણ કરી તે મધમાં આપવું; એટલે તાવ, ઉધરસ એ રોગો દુર થાય છે. **શુંઠ્યાદિ ચુર્ણ**:—સુંઠ, અતિવિષ શેકેલી હિંગ, મોથ ઇંદ્રજવ, ચિત્રો એ ૭ ઔષધોનું ચુર્ણથી ચોગણું ગરમ પાણી લેઇ તેમાં પીવાથી, આમાતીસાર નામે રોગનો નાશ થાય છે. **સામુદ્રાદિ ચુર્ણ**—મીઠું, સંચળ, સીંધવ, જવખાર, અજમોદ, હરડાં પીપર, સુંઠ હિંગ, વાવડિંગ, એ સમભાગ લેઈ ચુર્ણ કરી તે ૪ માસા ચુર્ણ ભોજન સમયે પ્રથમ પાંચ ગ્રાસ સાથે ખાવું, એટલે અજીર્ણવાત, ગુદવાત, ગુલ્મવાત, વાતપ્રમેહ, વિષમવાત, વિષુચિકા, કમળો, પાંડુ, શ્વાષ, કાસ, એનો નાશ થાય છે. **શિતોપલાદી ચુર્ણ**—સાકર ૧૬, વંશલોચન ૮ પીપર ૪, એલચીદાણા ૨, તજ ૧ ભાગ લેઇ ચુર્ણ કરવું આ ચુર્ણ ૩ માસાથી ૬ માસા પર્યંત ૬ તોલા મધ અને ૧ તોલો ઘી એમાં ખાવું; એટલે કાસ, શ્વાસ, ક્ષય, હાથેપગે દાહ થાય છે તે. અગ્નિમાંદ્ય, જીભ, શૂન્ય પડે છે તે, કુક્ષિશૂળ, અરોચક, જ્વર, જીર્ણજ્વર, માથામાં

રકતવિકાર થાય છે તે, અને મગજ ખાલી થવાથી ઘણા દિવસ પ્રમેહાદિક વિકાર શરીરમાં રહેવાથી ઉત્પન્ન થનાર બીજા વિકારો એ પણ શમી જઈ **સર્વરોગ** નાશ પામે છે. **લઘુસુદર્શન ચુર્ણ**—ગળોનું સત્વ. પીપર, બહેડાં, સુરવારી, હરડાં ધોળું ચંદન, કડુ, કડવા લીંમડાની અંતરછાલ, સુંઠ, દેવદાર, એ અકેક ભાગ કરીઆતું ૪ા ભાગ, એ સર્વનું ચુર્ણ કરી તે થંડા પાણીમાં આપવું, એટલે સર્વ પ્રકારના તાવ જાય છે **હિંગાષ્ટક ચુર્ણ**—સુંઠ, મરી. પીપર, સીંધવ અજમો, જીરૂં, કાળીજીરી, સંચળ એ સમભાગ લેઇ તેનો આઠમો હિસ્સો હિંગ લેઇ બધાઓનું ચુર્ણ કરી, છાશમાં અથવા ભોજન સમયે પ્રથમ ઘી અને ભાતમાં ખાવું, એટલે ગુલ્મ, આમ, અગ્નિમાંદ્ય, મુર્છા એનો નાશ થાય છે; **હિંગ્વાદિ ચુર્ણ** શેકેલી હિંગ, પહાડમુળ બાળહરડાં, ધાણા, દાડમની છાલ, ચિત્રો, કચોરા, અજમોદ સુંઠ, મરી પીંપર, શેરણી, અમ્લવેતસ, વગડાઉ તુળશી, આમલીની છાલ, જીરૂં પુષ્કરમુળ, વજ, ચવક, સાજીખાર, જવખાર, સીંધવ, સંચળ, બીડલોણ, વરાગડું, મીઠું અને સમુદ્રનું મીઠું એનું ચુર્ણ ૩–૪ માસા ભોજનના પહેલાં અથવા ભોજનનાં મધ્યમાં ખાવું. અથવા છાશમાં કિંવા ગરમ પાણીમાં આપવું, એટલે ગુલ્મ, હૃદ્રોગ, અષ્ટીલા નામે પેટમાં ઉત્પન્ન થાય છે તે, હૃદય, બંદ્રિ, કુક્ષિ, એ ઠેકાણેની શુળ ગુદાશુળ યોનીશુળ, મુત્રકૃચ્છ્ર, મલબધ્ધ, પાંડુ, હેડકી, યકૃત, પથરી, શ્વાસ, કાસ, કંઠરોગ, મૂળવ્યાધ, સંગ્રહણી એ રોગો દુર થાય છે. **બીજું લવંગાદિ ચૂર્ણ:**—૮ માસા લવંગ, એલચી અને અફીણ ૧ માસો, આ સર્વેનું ચુર્ણ એકત્ર કરી તે ગરમ પાણીમાં અર્ધો માસો ખાવું; એટલે દારૂણ તરસ મૂર્છા, શુળ, અતિસાર અને ઉલટી એનો નાશ કરે છે. **બીજું શુંઠયાદિ ચૂર્ણ:**—સુંઠ ૬, પીપર ૬, મરી ૪, ખાવાનાં પાન ૩, તજ ૨, અને એલચીદાડા સમભાગ લેઈ ચુર્ણ કરી બરોબર સાકર નાખી ખાવું; એટલે મુળવ્યાધી, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરૂચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગ એનો નાશ થાય છે. **મરિચાદિ ચુર્ણ:—મરી,** ચિત્રો, સંચળ એનું ચુર્ણ કરી તે નિત્ય છાશમાં પીવું; એટલે સંગ્રહણી, ઉદરરોગ, મંદાગ્નિ, ગુલ્મ, મુળવ્યાધિ એ રોગો દુર થાય છે. **કલ્યાણ ચુર્ણ:**—સુંઠ, મરી, પીપર, ચવક, ચિત્રક, ત્રિફળા, બીડલોણ, સીંધવ, પીપર, વાવડિંગ, કરંજ, અજમો, ધાણા અને જીરૂ એનું ચુર્ણ કરી ગરમ પાણીમાં પાવું; એટલે વાત, કફ, અપસ્માર, ઉન્માદ, મુળવ્યાધી સંગ્રહણી અને અગ્નિમાંદ્ય એનો નાશ થાય છે.

---

## ૧૧૦ ગુટિકા.

**ગુડાદિ ગુટિકા:**—સુંઠ, બાળહરીતકી, નાગરમોથ, એના ચુર્ણમાં દુપટ ગોળ નાખી ગોળીઓ કરવી; પછી એક ગોળી મોંમાં રાખવાથી, સર્વ પ્રકારના કાસ અને શ્વાસ, એ રોગો દુર થાય છે. **મરિચાદિ ગુટિકા:**—મરી ૧, પીંપર ૧, જવખાર ૦ાા, દાડમની છાલ, ૨ ભાગ, એનું ચુર્ણ કરી, ગોળ આઠ ભાગ લેઇ તેમાં તે ચુર્ણ નાખી ગોળીયો ૪ માસાની કરવી. તે ગોળી મોંમાં રાખવી, એટલે બધા પ્રકારના કાસરોગ દુર થાય છે. **આમલકયાદિ ગુટિકા:**—આંવળકંટી, કમળ, કોષ્ટ, વડની કુંમળી વડવાઇઓની કુંપો એનું ચુર્ણ મધમાં મેળવી, ગોળીયો કરી મોંમાં રાખવાથી તૃષા ઘણી લાગે છે. તેનો નાશ થાય છે. **ગુડચતુષ્ટય વટિકા:**— સુંઠનું ચુર્ણ કરી તેમાં ગોળ મેળવી ગોળી કરી આપવી. એટલે આમ દુર થાય છે. અજીર્ણ થયું હોય તો ગોળ અને પીપર એકત્ર કરી ખવરાવવું. ગોળ અને જીરૂં એકઠું કરી ખાવાથી મુત્રકૃચ્છ્ર દુર થાય છે. ગોળ અને બાળહરડાં એકઠાં કરી લેવાથી મુળવ્યાધ દુર થાય છે. **લવંગાદિ વટિકા:**—લવંગ, બહેડાનું દલ, મરી, એ સમાન અને એ ત્રણેના સમાન ખેરની અંતરછાલ, કિંવા ધોળો કાથો નાખી ગરમાળાની અંતરછાલના કાઢામાં ગોળીયો ત્રણ માસા વજનની કરી હમેશાં ત્રણ ગોળીયો મોમાં રાખવી, એટલે ઉધરસ અતિ

ત્વરાથી નાશ પામે છે. **વૃધ્ધદારૂ મોદક:**—વરધારા, ભિલામો, સુંઠ, એ સમાન લેઈ ચુર્ણ કરી તેમાં બમણો ગોળ નાખી ગોળીયો કરી આપવી. એટલે ૭ પ્રકારની મુળવ્યાધિ દુર થાય છે. **માષાદિ મોદક, ધાતુપુષ્ટિને માટે:**—અડદની દાળનું ચુર્ણ, જવનું ચુર્ણ, ગહુંનું ચુર્ણ, ચોખાનું ચુર્ણ અને પીપરનું ચુર્ણ એ સમભાગ લેઈ, તેનાથી અર્ધું ઘી તેમાં નાખી, સારી રીતે શેકી, પછી બધાના સમભાગ સાકર અને સાકરથી બમણું પાણી તેમાં નાખી, પાક કરી તેના લાડુ ૪ તોલા વજન પ્રમાણે બાંધી, પછી રાત્રે તે લાડુ એક ખાઈ તે ઉપર ૧૬ તોલા દુધ પીવું. અને ખાટા, ખારા પદાર્થો વર્જ્ય કરવા. આ પ્રમાણે કરવાથી ઘણી સ્ત્રીઓ ભોગવે તોપણ ક્ષીણબળ થતું નથી. **લશૂન વટિકા:**—લસણ, સંચળ, જીરૂં, સીંધવ, ત્રિકટુ લીંમડાના રસમાં ખલી, ગોળીયો બોરના ઠળીઆ જેવડી કરી આપવી. એટલે અજીર્ણ અને મુર્છા એ રોગો દુર થાય છે. **કડાપાકની ગોળીયો:**—કડાના મુળો ધોઇ તે ઉપરની છાલ કાઢવી. તે બારીક વાટી પાણીમાં કાલવી તે પાણી ગાળી લેવું. આ પ્રમાણે એ ક્રિયા ઘણીજ વાર કરવી. એટલે છાલનો ઘણો ખરો અંશ પાણીમાં મળે છે. પછી તે પાણી કલઈના વાસણમાં નાખી જાડુ થાય ત્યાં સુધી ઉકાળવું અને નીચે ઉતારી તેમાં સુંઠ, મરી, પીપર, જાયફળ, માયફળ, પત્રી, લવંગ, વાવડિંગ, મરડાશીંગી, બાળબીલાં, બહેડાનું દળ, નાગકેશર, એનું ચુર્ણ, વેત પ્રમાણે નાખી કાલવી તેની વાલ પ્રમાણે ગોળીયો કરવી. સંગ્રહણી અને અતિસાર એ ઉપર આ ગોળી, છાશની પરાશમાં કિંચિત હિંગનું ચુર્ણ નાખી તેમાં અથવા મીઠા અધમર્યા દહીંમાં; સુંઠના કાઢામાં; કિંવા ઘીમાં આપવી. પાંડુ અને જીર્ણજ્વર ઉપર મધમાં અથવા ગોમુત્રમાં આપવી. નાના બાળકને પણ આ ઓષધ ઘણુંજ ગુણાવહ છે **જાતિફલાદિ વટી:**—જાયફળ, ખારેક અને અફીણ એ સમભાગ લેઇ એની નાગવેલીના રસમાં વાલ પ્રમાણે ગોળીઓ કરી છાશમાં ખાવા આપવી; એટલે કઠીણ અતિસારનો પણ નાશ થશે. **વ્યોષાદિ વટિ:**—સુંઠ, મરી, પીપર, ચિત્રાનાં મુળ, તાલિસપત્ર, આંમલી, આમ્લવેતસ, ચવક, જીરૂં, એ સમભાગ અને એલચી, તજ, તમાલપત્ર એ ચતુર્થાંશ; એનું ચૂર્ણ કરી તેની જૂના ગોળમાં ગોળીયો કરી ખાવા આપવી; તે સળકમ, સ્વરભંગ શ્વાસ, કાસ, અરૂચિ, એનો નાશ કરે છે. **અજમોદાદિ વટિ:**—અજમોદ, પીપર, વાવડિંગ, વરીયાળી નાગરમોથ. મરી અને સીંધવ એ એકેક ભાગ, હરીતકી ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વૃધ્ધદારૂ ૧૦ ભાગ અને ભારંગમુળ ૩૬ ભાગ, આ પ્રમાણે બધાનું ચુર્ણ કરવું; અને ચુર્ણથી બમણો ગોળ લેઈ તેના પાકમાં ગોળીયો બોરના ઠળીઆ જેવડી કરવી. એ ગોળી ગરમ પાણીમાં આપવી; એટલે સર્વ પ્રકારના વાયુ દુર થાય છે. **દાડમપાકની ગોળીયો:**—જાવંત્રી ૩ માસા, ખસખસ ૧ તોલો, એલચીદોડા ૩ માસા, વરીયાળી ૧ તોલો, અફીણ ૧ વાલ, જાવંત્રી અને પીપર અર્ધો માસો એનું ચુર્ણ દાડમની અંદર ભરી, ઉપર તાજા એરંડાનાં પાંત્રાં વીંટાળી અંગારામાં પકવી, તે દાડમમાંહેના ઔષધો સુધ્ધાં વાટવું, તથા તેની ગોળીયો ચણાજેવડી કરવી. તે ગોળી બાળકના અતિસાર ઉપર છાશમાં અથવા સાંજ સવાર આપવી. **કાંકાયન વટી:**—હરીતકી ૨૦ તોલા, અને જીરૂં પીપરી. મુળ, ચવક, ચિત્રો, ત્રીકટુ એ પ્રત્યેક ચાર તોલા, અને જવખાર ૮ તોલા, ભિલામો ૩૨ તોલા, સુરણ ૬૪ તોલા અને ગોળ બધા ચુર્ણથી બમણો નાખી તેની ૧ તોલાની ગોળી કરવી અને પ્રાતઃકાળે એક ખાવી. પાછળથી ખાટી છાશ પીવા આપવી, એટલે અગ્નિદીપન કરે છે. અને સંગ્રહણી, પાંડુરોગ એનો નાશ કરે છે. આ ગોળી કાંકાયન રૂષિએ પોતાના શિષ્યોને શસ્ત્રકર્મ ક્ષારકર્મ, એ શિવાય મુળવ્યાધી અને ગુદરોગ નાશ કરવા કહેલી છે. **એલાદિ ગુટિકા:**—એલચીદોડા, તમાલપત્ર, તજ, દ્રાક્ષ, એ પ્રત્યેક ૨ તોલા, સાકર, જેઠીમધ, ખારેક, દ્રાક્ષ, એ પ્રત્યક ૪ તોલા, પ્રમાણે લેઇ તેમાં

મધ નાખી ખલી ગોળીયો ૧ તોલા પ્રમાણની કરવી. તેમાંથી દરરોજ એક ખાવી, એટલે ઉર:ક્ષતક્ષય, જ્વર, કાસ શ્વાસ, હેડકી, વમિ, ભ્રમ, મુર્છા, મદ, તૃષા, શોષ, પાર્શ્વશૂલ, અરોચક, પ્લીહા. આઢયવાત, રકતપિત્ત, જ્વર, અને ક્ષય એનો નાશ થશે. એવીજ આ એલાદિ ગુટિકા વૃષ્ય, અને તૃપ્તિકારક છે. **દ્રાક્ષાદિ ચુર્ણ**— કાળી દ્રાક્ષ૦ાા, તોલો સોનામુખી તોલા ૪, સુરવારી હરડાં ૫, સાકર તોલા ૪, જાવંત્રી માસા ૬, કેશર, માસા ૩; એનું ચુર્ણ કરી દ્રાક્ષ જેટલી ગોળીયો છ છ માસાની બાંધવી, એથી કરી મલશુધ્ધિ અને મલાશ્રિત વાયુ, આમ્લપિ-ત, પિતવાયુ વગેરે વાયુ રોગો સારા થાય છે.

---

## ૧૧૧ સર્વધારણ અનુપાનો. *

(૧) સન્નિપાત ઉપર **આદાનો રસ.** (૨) કાસ, શ્લેષ્મ વિકારો **ઉપર અરડુસીનો રસ અને ત્રિકટુનુ ચુર્ણ**—(૩) જ્વર ઉપર અને વિષમજ્વર ઉપર મધ અને પીપર, (૪) જામેલા તાવ ઊપર કરીયાતુ, નાગરમોથ અને પિત્ત પાપડો. (૫) સંગ્રહણી ઊપર છાશ. (૬) જીર્ણજ્વરઉપર મધ અને પીપર. (૭) કૃમિ ઉપર વાવડિંગ. (૮) મુળવ્યાધિ ઉપર ચિત્રો અને ભિલામો. (૯) પાંડુરોગ ઉપર મંડુર. (૧૦) ક્ષય ઉપર શિલાજીત. (૧૧) શ્વાસ ઉપર ભારંગમુળ અને સુંઠ, (૧૨) પ્રમેહ ઉપર આમળાં, હળદર અનેસાકરયુકત ત્રિફળાં. (૧૩) તૃષા ઉપર સોનું તપાવી પાણીમાં છમકારી તે પાંણી પાવું (૧૪) જ્વર અને તૃષા ઉપર લોખંડ તપાવી છમકારેલું પાણી, (૧૫) ત્રિદોષ ઉપર આદાનો રસ અને મધ અને (૧૬) શૂળ ઉપર હિંગ અને ઘી. (૧૭) આમ• ઉપર કરંજ અને ગોમુત્ર, એરંડેલ. ( ૧૮ ) પ્લીહા ઉપર ત્રિફળાં અને પીપર. (૧૯) વિષ ઉપર સરસડાનુ વૃક્ષ અને સોનું, (૨૦) કાસ ઉપર રીંગણી અને ત્રિકટુ. (૨૧) વાતવ્યાધી ઉપર ગુગળ, લસણ અને ઘી. (૨૨) રકતપિત્ત ઉપર અરડુસી. (૨૩) ફેફરા ઉપર અને વાણી સારી થવા માટે વજ, અકકલકરો અને મધ. (૨૪) ઉદરરોગ ઉપર રેચન. (૨૫) વાતરકત ઉપર ગળો અને એરંડીયું. (૨૬) આર્દીત વાયુ ઉપર અડદનાં વડાં અને માખણ. (૨૭) મેદોરોગ ઉ-ઉપર મધ અને પાણી એકઠા કરી. (૨૮) પ્રદર ઉપર લોધ્ર. (૨૯) અરૂચી ઉપર બીજોરૂં અથવા દાડમ. (૩૦) વ્રણ ઉપર ત્રિફળાં અને ગુગળ. (૩૧) શોષ ઉપર મધ. (૩૨) આમ્લપિત્ત ઉપર દ્રાક્ષ. (૩૩) મૂત્રકૃચ્છ ઉપર શતાવરી અને કોહાળાનું પાણી. (૩૪) નેત્રરોગ ઉપર ત્રિફળાં. (૩૫) ઉન્માદ ઉપર જૂનું ઘી. (૩૬) નિદ્રાનો નાશ થયો હોય તો ભેંશનું દૂધ. (૩૭) કુષ્ટ ઉપર ખેરની છાલનું પાણી. (૩૮) ધોળા કોડ ઉપર બાવચો અને ઓખાડો. [૩૯] અજીર્ણ ઉપર નિદ્રા, હરીતકી તથા ઉપોષણ. (૪૦) ઉલટી ઉપર ધાંણી. (૪૧) જત્રુ ( ગળાનો આરંભ, ) થકી ઉપર જેટલા રોગ થાય છે. તેઓને તીક્ષ્ણ ઔષધોનું નસ્ય. (૪૨) પાર્શ્વશૂલ ઉપર પુષ્કરમુળ. (૪૩) મુર્છા રોગ ઉપર શીતોપચાર. (૪૪) શરીર કૃશ થાય એટલે માંખણ, સાકર તથા સોનાના વર્ખ. (૪૫) મુતખડા ઉપર શિલાજીત. (૪૬) મુત્ર બંધથયું હોય તો કુંમળા મુળાના પાંદડાંનો રસ અનેસુરોખાર એકત્ર કરી. (૪૭) ગુલ્મરોગ ઉપર વાયવર્ણાની છાલ. (૪૮) વિદ્રધિરોગ ઊપર રકતસ્રાવ. (૪૯) હેડકીઉપર લાખના રસનો અથવા નવસાર અને ચુનો તથા લીંબુનો રસ એકત્ર કરી વાસ આપવો. અથવા એક માસો પાણી સાથે પીવો. (૫૦) દાહ ઉપર શીતવિધિ. (૫૧) ભગંદર ઉપર કુત્રાના હાડકાં ઘેટાના લોહીમાં ઘસી શંખપુષ્પીના રસમાં મિશ્રિત કરી ચોપડવું. (૫૨) અવાજ ખુલવા માટે પુષ્કરમુળ મધમાં આપવાં (૫૩) શીત ઉપર અને શૈત્ય ઉપર નાગરવેલ અને મરી.

---

* ઔષધ આપવા માટે જ્યાં અનુપાન લખેલું ન હોય ત્યાં, રોગ પ્રમાણે સર્વસાધારણ રીતને અનુસારી જે અનુપાનો છે તે અહીંયાં દરશાવેલા છે. તે પ્રમાણે યોજના કરવી.

## ૧૧૨ ગોવૈદક.

સુજ્ઞ વાંચક આપ જાણો છો કે, સૃષ્ટિમાં ગોચર અને અને અને અગોચર એજ વસ્તુ છે. અને તેમાં (ગો) પૃથ્વિ ગોચર, અને (ગો) વાણી અગોચર છે; તેજ ગુણો ગોમાતા (ગાય) ધારણ કરે છે. જેવો, સૃષ્ટિનો વિષય માયાવેશથકી અસત્ અને બીજાવેશથકી સત્ લાગે છે; તેવોજ વાણી એ ભાવથી અસત્—કુત્સિત અને પ્રાચીન આર્યજન સંબોધિત વિષયો થકી આધાર ભૂત પરમશકિતનુ ભાન કરાવે છે. જેમ આકાર ઉપરથી વાણીનો બોધ થતો નથી; તેમજ ગોમાતા પણ એકલા રૂપથી દુર્બોધ છે, પરંતુ એજ અગોચર વાણી સ્વર્ગ મોક્ષાદી સુખોને આપનારી થાય છે, તેવીજ રીતે સંપૂર્ણ સદ્ગુણમંડીત ગોમાતા પણ અત્યંત સુખદાતા છે. તેથીજ પ્રાચીન દેવ રૂષીઓએ તેનુ પુજન કરી આપણને તે પ્રથાએ ચાલવા આજ્ઞા કરી છે. અને એનાથીજ આપણુ કલ્યાણ, લાભ, વ્યવહાર, અને આપણા હરેક કૃત્યોને કારણરૂપ મસ્તક માનો મેંદુ વૃદ્ધિંગત થશે.

દુધ જેવો પૌષ્ટિક અને અત્યંત ગુણવાળો એવો બીજો પદાર્થ નથી. દુધ એ આ મૃત્યુલોકનું અમૃત છે. સર્વ દુધમાં પોતાની માનું દુધ શ્રેષ્ટ છે, અને માનું દુધ છુટયું, ત્યાંથી ગાયના દુધથી શેષ્ઠ એવું બીજું કોઇ પણ દુધ મળનાર નથી. માણસને બાળપણથી તે વૃધ્ધપણા સુધી હમેશ ગાયના દુધની અત્યંત જરૂર છે. શકિત અને બળ વધારનાર ગાયના દુધથી શેષ્ટ એવો બીજો કોઇ પદાર્થ ત્રિભુવનમાં મળનાર નથી. ગો માંસ ભક્ષક લોક આ દેશમાં આવ્યાથી આ દેશમાં ગાયનો ઘણોજ સંહાર થઈ રહયો છે. તેથી તેનો વધારો ઓછો થયો, અને અને જયાં ત્યાં ગાયનું દુધ નહિ મળવાથી, લોકોમાં બળ અને શકિત કમી થઇ, તેથી આ સેહેજ હતવીર્યપણું પ્રાપ્ત થયું. તેમજ જમીનનું ઉત્તમ ખાતર જે તેનું છાણ, તે ભરપૂર મળવાનું કમી થવાથી, જમીનની અંદર ધાન્ય થોડું અને હલકા કસનું ઉત્પન્ન થવા માંડયું, તેથી લોકોની શકિતનું માન કમી થઇ, બળનું માન પણ કમી થયું. પહેલાના વખતમાં ધન ધાન્ય અને દુધ ઘીની વિશેશતા હોવાથી, અહીંના લોકોને બીજા દેશમાના લોકોના આગળ જવાનો પ્રસંગ કોઇ દિવસ આવેલો નહીં. પરંતુ હમણાના કાળમાં તે સર્વ વાતની અત્યંત કમતાઇ થઈ, તેથી પ્રદેશના લોક પાશે જવાની ( માગવાની ) હીનસ્થિતિ પ્રાપ્ત થઈ છે! આ દેશમાં હમણા જે હીનસ્થિતિ પ્રાપ્ત થઇ છે. તેનું મુખ્ય કારણ ગાયનો હંમેશ થઈ રહેલો સંહાર એજ છે. એટલા માટે ખરા દેશહિતચિંતકોએ, જેથી કરી ગાયનો સંહાર કમી થાય, એવા કામમા નિત્ય કાયા, વચન, મને કરી મંડવું, એટલે આ દેશનો ઉદયકાળ આવશે. અને જો હાલ છે, એવીજ સ્થિતિ કાયમ રહેશે, તો આ દેશનો કદી પણ ઉદયકાળ પ્રાપ્ત થનાર નથી. (અસ્તુ. વિચારી જનો માટે આટલું બસ ધારી આપણા મુળ વિષય તરફ વળિએ.)

**ગાયનું દૂધ:**—સ્વાદવાળુ, રૂચિકર, સ્નિગ્ધ બલકર, અતિપથ્ય, કાંતિકારક, બુધ્ધિ, પ્રજ્ઞા, મેઘ, કફ, તુષ્ટિ પુષ્ટિ, વીર્ય, શુક્ર એને વધારનાર; વયસ્થાપક, હૃદ્ય, રસાયણ, ગુરૂ, પુંસ્ત્વપ્રદ, મીઠું, અને વાત, પિત્ત, વિષ, વાતરક્ત, રકતપિત્ત, દાહ, અતિસાર, ઉદાવર્ત, ભ્રમ, કાસ, મદ, શ્વાસ, મનોવ્યથા, જીર્ણજ્વર, હૃદ્રોગ, પિપાસા, ઉદર, અપસ્માર, મુત્રકૃચ્છ્ર, ગુલ્મ અર્શ, પ્રવાહિકા, પાંડુ, શુલ, આમ્લપિત્ત, ક્ષયરોગ, અતિશ્રમ વિષમાગ્નિ, ગર્ભપાત, યોનિરોગ, નેત્રરોગ અને વાતરોગ એનો નાશ કરે છે. કાળી લાલ અને ચિત્ર વર્ણની ગાયનું દૂધ, વિશેષે કરી વાત નાશક છે. પીળી ગાયનું દુધ વાત પિત્તનો નાશ કરે છે. શ્વેત (ધોળી) ગાયનું દુધ વિશેષે કરી કફ કરનાર છે. મરી ગયેલા વાછરડાની અને બાળક વાછરડાની માનું દુધ ત્રણે દોષનો ( વાત, પિત, કફ, ) નાશ કરતાર છે. બાખડી ગાયનું દુધ, જાડું. બલવધારનાર, તર્પણ, કફવર્ધક, અને ત્રણ દોષનો નાશ કરનાર એવું છે. ખોળખાણ ખાનારી ગાયનું દુધ કફકરનાર એવું છે; અને કડવું, ગળ્યું, ખાટું ઈત્યાદિ ખાનારી ગાયનું દુધ સર્વ રોગો ઉપર હિતકર છે. જુવાન ગાયનું દુધ, મધુર,

રસાયણુ અને ત્રિદોષ, નાશક એવું છે. ઘરડી ગાયનું દુધ દુર્બલ છે, અને ગાભણી ગાયનું ત્રણુ મહિના ઉપરાંત દુધ, પિત્તકારક, ખાટું, મધુર, અને શોષ કરનાર, છે, પહેલીવાર વીયા એલી ગાયનું દુધ નિ:સાર (સાર વિનાનું) અને ગુણુહીન એવું છે. નવી વીયાએલી ગાય નું દુધ લુખું, દાહકારક, રકતદોષકારક અને પિત્તવાળું છે. ધારોષ્ણુ તરતનું દોહેલું દુધ વૃષ્ય, ધાતુ વધારનાર, નિદ્રાકારક, કાંતિકર, પથ્ય, સ્વાદવાળું, અગ્નિ પ્રદીપ્ત, કરનાર, અમૃત જેવું અને સર્વરોગ દુર કરનાર એવું છે, ઠંડુ દુધ (કાઢયાને એક પહોર થયેલું) ત્રિદોષકારક છે તપાવી થંડુ પાડેલું દુધ પિત્તનાશક છે. ઉકાળે-લું દુધ પીવાથી કફનો નાશ કરે છે, અને તપા વ્યા વગરનું ઠંડું દુધ બલવૃધ્ધિકર, વૃષ્ય, દોષ કર, અપાચક, મલસ્તંભક એવું છે. સવારમાં ગાયનું દુધ, સાકર નાખી પીએ તો તે હિતકા-રક છે. દુધની મલાઈ શીતળ, સ્નિગ્ધ, વૃષ્ય, બલકર, શુક્રવાળી, તર્પણુ, રૂચીકર, કફવર્ધક અ ને ધાતુવર્ધક: અને પિત્ત, વાયુ, રકતપિત્ત દાહ અને રકતરોગ એનો નાશ કરે છે. **દુધનો ઔષધિ ઉપયોગ:—(૧)** આધાશીશી ઉપર—મલાઇ ખાવી, અથવા કરેણુના વિષ ઉપર—પા-પાશેર દુધમાં સાકર તોલો ૧ એક નાખી પી જવું. (૬) **સોમલ,** મોરથુથુ, વચ્છનાગ, મુરદા રસીંગ, ઈત્યાદિકોના વિષ ઉપર ઉલટી થાય ત્યાં સુધી દુધ પીવું. અથવા દુધમાં સાકર નાખી તે પીવું. (૪) મનશીલના વિષ ઉપર—દુધ મધ નાંખી ત્રણુ દિવસ પીવું; (૫) કોદ્રાના વિષ ઉપર—થંડુ દુધ પીવું. (૬) કાચની ભૂકી અન્નની સાથે ખાધામાં આવી હોય તો તે ઉપ-ર—દુધ પીવું. (૭) ગંધકના વિષ ઉપર—દુધ માં ઘી નાખી પીવું. (૮) પુષ્ટિ, બલ, અને વીર્યવૃધ્ધિ ઉપર—ગરમ કરેલા દુધમાં ગાયનું ઘી અને સાકર નાંખી પીવું. આના જેવો પથ્ય, તેજોવર્ધક અને પુષ્ટિકારક પ્રયોગ બીજો નથી. (૯) જીર્ણજ્વર ઉપર—દુધમાં ગાયનું ઘી, સુંઠ ખારેક અને કાળીદ્રાક્ષ એ નાખી તે હલાવી પીવું. [૧૦] મુત્રકુચ્છ્ર અને શર્કરા એ ઉપર—દુધમાં ગોળ અથવા ઘી સાકર નાખી તે ગરમ કરી પીવું. (૧૧) આંખો બળતી હોય તે ઉપર—ગાયના દુધની ઘડી કરી, ઉપર ફટકડીની ભૂકી નાંખી આંખો ઉપર બાંધવી. (૧૨) પુષ્ટિ આવવાને માટે ગાયનું દુધ, ઘી અને મધ એ એકઠું ક-રી પીવું. (૧૩) પિત્તવીકાર ઉપર—સાત તોલા દુધ લઇ, તેમાં અર્ધા તોલાથી એક તોલા સૂધી સુંઠ ઉકાળી માવો કરી સાકર નાખી, દર રા-ત્રી સૂતી વેળાએ ખાવો, ઉપર પાણી પીવું નહી. એ પ્રમાણે ઘણા દીવસ એ ઔષધ લેવું. (૧૪) સીતળા અથવા શીળી એના આવવાથી છોકરાંના શરીરમાં આવતા તાવ ઉપર—તુરત નું દોહેલું દુધ અને ઘી એકઠું કરી તેમાં ખડી સાકર નાંખી પાવું. (૧૫) છાતી અથવા હ્રદય-રોગ ઉપર:—દુધમાં ભીલામાનું તેલ ૧૦ થી ૧૫ ટીપાં સુધી નાંખી તે પાવું (૧૬) રકતપિત્ત ઉપર—દુધમાં પાંચ ગણું પાણી નાંખી તે સારીપેઠે ઊકાળવું અને પાણી બળી જાય એટલે તે દુધ પાવું. (૧૭) હાડકું ભાગ્યું હોય તે ઉ-પર—પ્રાત:કાળમાં બાખડી ગાયનું દુધ, સાકર નાંખી તપાવવું. તેમાં ઘી અને લાખની ભુકી નાંખી થંડુ થયા પછી પીવું: એટલે અસ્થિભંગ નાશ થશે બીજો પ્રકારઃ—લાખ, ગઉં અને અર્જુનસાદડીની છાલ દુધમાં, ઘી નાખી, તે છુટા પડેલા સાંધા અથવા ભાગેલા હાંડકા ઉપ-ર ચોપડવું. (૧૮) સળેખમ ઉપર ગાયનું દુધ ગરમ કરી તેમાં ખડીસાકર અને મીરપુડ નાંખી તે લેવું. [૧૯] માથાના રકતજ અને પિત્તજ એ રોગ ઉપર:—રૂની જાડી થેપલી કરી તે ગાયનાં દુધમાં પલારી માથા ઉપર રાખવી, તે ઉપર પાટો બાંધી રાખવો અને વારંવાર તે ઉપર દુધ રેડતાં રહેવું. આ પ્રમાણે સવારથી સાંજ સુ-ધી રાખી સંધ્યાકાળે માથું ધોઇ નાંખી માખણુ ચોળવું. એ પ્રમાણે બે ત્રણ દીવસ કરવું. [૨૦] પ્રવાહિક અને રકતપિત્તાદીક ઉપર—અડધુ પાણી અને અડધું દુધ એકઠું કરી, દુધ એકલું રહે ત્યાં સુધી ઊકાળવું; તે પેટની અંદર વાયુ રહેલો હોય ત્યારે અને શૂલ, પ્રવાહીકા, રકત પિત્ત તહાન વગેરે રોગો ઉપર પીવું જેવું અમ

ત તેવુંજ દુધ છે. એ સર્વે રકતવીકારના રોગ ઉપર ઉપયોગમાં લેવું. (૨૧) પાંડુરોગ ક્ષય અને સંગ્રહણી એના ઉપર—લોઢાના વાસણમાં તપાવી રાખેલું દુધ સાત દીવસ પીવું અને પથ્ય પાળવી, એટલે ઉપરનો રોગ દુર થશે (૨૨) હેડકી ઉપર ઉકાળેલું દુધ પીવું. (૨૩) મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત વાયુ ઉપર દુધ પાણી એકઠું કરી પીવું. (૨૪) મહેનત કરી આવેલા થાકી ગયેલા માણસને ગરમ કરેલું દુધ પાવું એટલે થાક જઇ હુંશીયારી આવે છે. થાકી ગયેલા માટે આ અપ્રતીમ ઔષધ છે. (૨૫) માથુ દુખતું હોય તે પર ગાયના દુધમાં સુંઠ ઘસી માથા ઉપર તેનો જાડો લેપ કરવો. અને ઉપર રૂ લગાવવું;

**ગાયનું દહીં**—સ્વાદુ, બલ વધારનાર, રૂચીકારક, તેજસ્વી, પૌષ્ટીક, મીઠું, ગ્રાહક, ઠંડુ, અને વાતાર્શનું નાશ કરનાર એવું.છે દહીં મંદ, સ્વાદુ, સ્વાદ્મ્લ, ખાટું, અતિ ખાટું એમ પાંચ પ્રકારનું છે. મંદ દહીં એ જાડું, રૂચિએ દુધ જેવું, મુત્ર ઉત્પન્ન કરનાર સારક, દાહક, અને ત્રિદોષવાળું છે. સ્વાદુ દહીં જાડું, મીઠું, વૃષ્ય, પાક કર્યા પછી મધુર, અભિષ્પંદકારક, મેદ, વાયુ, કફ એનો નાશ કરનાર, લોહીને સ્વચ્છ કરનાર અને પિત્તને શમાવનાર એવું છે. સ્વાદ્મ્લ દહીં જાડું, મીઠું, કીંચિત્ ખાટું અને તુરૂં છે. બીજા ગુણ, સ્વાદુ દહીં જેવાજ છે. ખાટું દહીં-લોહી, પિત્ત, કફ એને બનાવનાર અને શોભીતું એવું છે. અતિ ખાટું દહીં દીપન, ગળામાં દાહ કરનાર, શરિર ઉપર રૂવાં ઉભાં કરનાર, રકતપિત્ત કરનાર અને દાંતને ખટાવનાર એવું છે. તપાવેલા દુધનું દહીં–શિતળ, લઘુ, વિષ્ટંભકારક, વાતલ, ગ્રાહક, દીપન, મધુર, રૂચિકર અને થોડુ પિત્તકારક છે. તપાવી મલાઇ કાઢી લીધેલા દુધનું દહીં ઠંડુ, લઘુ, વિષ્ટંભકારક, વાતલ, ગ્રાહક, દીપન, મધુર, રૂચિકર, અને થોડુ પિત્તકારક છે. સાકર મિશ્રીત દહીં પિત્ત, દાહ, તૃષા, રકતદોષ એનો નાશ થાય છે. ગોળ મિશ્રીત દહીં–પર્તણ, ધાતુવર્ધક, ગુરૂ, વાનો નાશ કરનાર છે. દહી ઉપરની તોર બળવધારનાર, તુરી, પિત્તકારક, સારક, ગરમ, રૂચિકર, ખાટી, લઘુ, પોશ:શોધક; અને પ્લીહોદર, તૃષા, કફાર્શ, વાયુ, વિષ્ટંભ, પાંડુરોગ, શૂળ, શ્વાસ, એનો નાશ કરે છે. દહીં ઉપરની તોર સારક, ગુરૂ અને રકતપિત્ત, કફ અને વીર્ય એને વધારનાર, અને જઠરાગ્નિ મંદ કરનાર વાતનાશક એવી છે. બીજા ગુણ દહીં જેવા છે. (૧) અજીર્ણ ઉપર:—ગાયનું દહીં અથવા છાશ, સરખે ભાગે પાણી નાંખી પીવું; એટલે અતિ વધિ ગએલા અજીર્ણથી જીવનું રક્ષણ થશે. (૨) કાચની ભૂકી આનાજ સાથે ખાવામાં આવી હોય તે ઉપર:—ગાયનું દહીં પીવું. (૩) તૃષ્ણા રોગ ઉપર:—જુની ઈંટ સ્વચ્છ ધોઇ, અગ્નિમાં નાખી લાલચોળ થાય ત્યાં સુધી તપાવી, ગાયનાં દહીંમાં નાંખવી અને તે થોડું થોડું દહી પીવું. (૪) કરણના વિષ ઉપર:— ગાયનાં દહીંમાં સાકર નાખીં પીવું. (૫) સૂર્યાવર્ત નામના રોગ ઉપર:—સૂર્યોદય થયા પહેલા દહીં અને ભાત જમવો. ૩ દિવસ.

**ગાયનું માખણ**:—શીતલ, ધાતુવર્ધક, તેજોવર્ધક, વૃષ્ય, કાંતિ વધારનાર, ગ્રાહક, બલપ્રદ, બાલક અને વૃધ્ધ એમને જડ, રૂચિકર, મધુર, સુખકારક, આંખનું તેજ વધારનાર, પુષ્ટિકારક, અને વાત, પિત્ત, કફ, અર્શ, ક્ષય, રકતવિકાર, આર્દીતવાયુ, સર્વાંગશલ, મહેનત અને ઉધરસ એનો નાશ કરે છે. ઠંડું માખણ–બળ વધારનાર, વીર્યકારક, ગુરૂ, કફકર, મેદવર્ધક, આંખોને હિતકર, ધાતુવધારનાર, અપ્રિય, અનભિષ્પંદિ, તેજ બે ત્રણ દિવસનું, હોય તો ખારૂં, તીખું, ખાટું, અને વાંતિ હર્શ, કોડ, એ દોષ શિવાય નેત્રરોગ, અને બીજા સર્વ રોગનો નાશ કરતા છે. (૧) ક્ષય જઇ અને શકિત આવવા માટે–ગાયનું માખણ, ખડીસાકર, મધ અને સોનાના વરક એ સર્વ એકઠું કરી ખાવું. (૨) આંખોએ દાહ થતો હોય તે ઉપર:—ગાયનું માખણ આંખો ઉપર ચોપડવું. (૩) શરિરમાંનો ઝીણો તાવ જવા વિષે:— શિતળા અથવા શિળીએના યોગથી થયેલો છોકરાનો ઝીણો તાવ નીકળવા માટે:—ગાયનું માખણ અને ખડીસાકર એકઠું કરી તેમાં જીરાની ભૂકી નાંખી, નાનીશી સોપા

રી જેવડી ગોળી કરી હમેશાં સંવારમાં આપતાં રહેવું. (૫) કાનમાં અતિશય બળતરા થતી હોય તો:—ગાયનું માખણ થોડું ગરમ કરી કાનમાં નાંખવું. (૬) ખરસાણી, ભિલામો ઈત્યાદિ અડયા અથવા આંખમાં પડયા હોય તો-ગાયનું માખણ ચોપડવું. ખરસાણી ભુલથી કદી ખાવામાં આવવાથી શરીરમાં દાહ થાય તો ગાયનું માખણ પુષ્કળ ખાવા દેવું. (૭) કરેણના વિષ ઉપર:—ગાયનું માખણ થોડું ઉન્હું કરી આપવું. (૮) રક્તાતિસાર:—ગાયના દુધનું માખણ કાઢી તેમાં મધ અને ખડીસાકર નાંખી પાવું. (૯) મૂળવ્યાધી ઉપર:—ગાયનું માખણ અને તેલ ખાવું; એટલે દાંતને મજબુતી આપી પુષ્ટતા પણ પ્રાપ્ત થશે.

**ગાયની છાશ:**—જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર, ત્રિદોષ, અર્શ એમનો નાશ કરે છે. સાધારણ છાશ-સ્વાદુ, ગ્રાહિ, ખાટી, તુરી, લઘુ, ગરમ, પાક વખતે મધુર, તીખી, લુખી, અવૃષ્ય બલપ્રદ, તૃપ્તિકર, હૃદ્ય, વિકાશી, રૂચ્ય, શરિરને કૃશ કરનાર, અને કમળો, મેહ, મેદ, અર્શ, પાંડુ સંગ્રહણી, મલસ્તંભ, મૂત્રસ્તંભ, અતિસાર, અરૂચિ, ભગંદર, ઉદર, પ્લીહા, ગુલ્મ, સોજો, કફ, કોડ, કરમ, પરસેવો, ઘીનું અજીર્ણ, વાયુ, ત્રિદોષ, વિષમજ્વર, અને શૂલ, એનો નાશ કરે છે. છાશ મધુર પાકી છે, એટલે પિત્તનો કોપ કરતી નથી; લુખી, ગરમ (ઉષ્ણ) અને તુરી છે; એટલે કફનો નાશ કરે છે. ખાટી અને મધુર છે માટે વાનો નાશ કરે છે. મધુર (મીઠી) છાશ કફ કરનાર અને વાત-પિત્તનાશક છે. ખાટી છાશ રક્તપિત અને કૃમિ એને કરે છે. ખાટી છાશ મીઠા સાથે પીધી હોય તો વાનો નાશ કરે છે. મીઠી (મધુર) છાશ સાકર સાથે પીવાથી પિત્તનો નાશ કરે છે. મીઠું અને સુંઠ, મરી, પીપર એની સાથે મેળવી છાશ પીધાથી, રૂક્ષ અને કફનાશક છે. પીપર અને મીઠું નાખી, પેટમાં વાયુ હોય તે ઉપર આપવી. સાકર અને મરી એની સાથે, પિત્ત થયેલાને આપવી. ત્રિકટુ, સુવા, જીરૂ અને સીંધવ નાંખી, કફના ઉપર આપવી. ત્રીકટુ, મીઠું (સીંધવ), જવખાર, વીગેરે નાંખી, તે છાશ સન્નિપાત ઉપર આપવી. ક્ષત, દુર્બલ, મૂર્છા, ભ્રમ, દાહ, તૃષા, અને રક્તપિત્ત એ ઉપર છાશ આપવી નહીં. મીઠા સહિત છાશ, ઉંઘ અને અંગ જાડું કરનાર અને જડ એવી છે. માખણ કહાડી લીધેલી છાશ લઘુ (હલકી) અને પથ્યકર એવી છે. જાડી છાશ (મઠો) ઉષ્ણ અને ત્રિદોષ નાશ કરતા છે. (૧) દાહ (બળતરા) ઉપર— ગાયની છાશથી કપડું ભીજવી તે વસ્ત્રથી રોગીને સ્પર્શ કરતાં રહેવું; એટલે દાહ નાશ થશે. (૨) સંગ્રહણી, અતિસાર અને મૂળવ્યાધિ ઉપર—ગાયની છાશ પીવી તેથી શરીરમાનું લોહી શુધ્ધ થઇ, રસ, બલ, પુષ્ટિ, વર્ણ (રંગ) એ સરસ થાય છે; આનંદ પ્રાપ્ત થાય છે અને વાત અને કફના સેંકડો રોગ નાશ થાય છે. (૩) મલાવષ્ટંભ (બધ્ધકોષ્ટ) થાય તો:—સુવા અને બિડલોણ નાંખી ગાયની છાશ પાવી. (૪) મૂળવ્યાધિ ઉપર ચિત્રાની છાલ, વાટી તેના રસને એક વાસણમાં નાંખવો. અને તેમાં ગાયનું દહી અથવા છાશ નાખી પાવું. (૫) મૂળવ્યાધિ ઉપર— સુંઠ, મરી, પીપર અને બીડખાર એ નાંખી ગાયની છાશ પાવી. (૬) સંગ્રહણી ઉપર— ગાયની છાશમાં એક તોલો ધોળી મુસળી વાટી પાવી અને, કરી (પથ્ય) છાશ ભાતની રાખવી. (૭) ગાયની છાશમાં સુંઠ અને પીપરની ભૂકી નાંખી પીવી. સંગ્રહણી રોગને માટે છાશ--દીપન ગ્રાહક અને લઘુ એવી છે. (૮) મગફળી ખાધા પછી છાશ પીવી, એટલે નડશે. નહિ. તેમજ તેથી થનાર અજીર્ણને માટે પણ છાશ ફાયદો કરનાર છે.

**ગાયનું ઘી:**—રસ વખતે અને પાક વખતે સ્વાદુ, શીત, ગુરૂ, જઠરાગ્નિ, પ્રદીપ્તકારક, સ્નિગ્ધ, સુગંધિ, રસાયન રૂચ્ય, નેત્ર્ય, કાંતિકારક, વૃષ્ય, અને મેધા; લાવણ્ય, તેજ, બલ એને આપવાવાળુ; વયઃસ્થાપક, બુધ્ધિપ્રદ, શુક્લ, સ્વર્ય, હૃદ્ય, મનુષ્યનો હિત કરનાર; અને બાલ, વૃધ્ધ, ક્ષતક્ષીણ, એમને જડ; અને અગ્નિદગ્ધ, શરીર, શસ્ત્રક્ષત, વાત, પિત્ત, કફ, ભ્રમ, વિષ, અને ત્રિદોષ એનો નાશ કરે છે એ નિરામજ્વરને હિતકારક અને આમજ્વરવાળાને વિષસમાન છે. માખણવાળું ઘી:-તૃપ્તિકારક, દુર્બલ

માણસને હિતકારક, ભોજનમાં સ્વાદવાળું; નેત્ર અને પાંડુ, કમળો, એ ઉપર પ્રશસ્ત, છે. અગ્નિમાંદ્ય, બાલ, વૃદ્ધ, ક્ષયરોગ, આમવ્યાધિ કફરોગ, મદાત્યય, બધ્ધકોષ્ટ અને તાવ એમાં થોડુંજ આપવું. જૂનું ઘીઃ—તીક્ષ્ણ, સારક, ખારૂં, લઘુ, તીખુ, ઉષ્ણવીર્ય, રંગ કરનાર, છેદક, લેખન, સાંભળવાની શક્તિને વધારનાર, અગ્નિદીપક, ઘ્રાણશોધક, શરીરને સાંધનાર અને ગુલ્મ; યોનિરોગ, મસ્તકરોગ, નેત્રરોગ, કર્ણરોગ, સોજો, અપસ્માર, મદ, મૂર્ચ્છા, જ્વર, શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, મુળવ્યાધી, સળેખમ, કોડ, ઉન્માદ, કૃમિ, વિષ, અલક્ષ્મી, ત્રિદોષ એનો નાશ કરે છે. એ યોનિકર્મ અને નસ્ય એ વિષયમાં પ્રશસ્ત છે. આ ઘી દશવર્ષ સુધીનું જૂનું સમજવું. દશ વર્ષ ઉપરાંત જૂનું થયેલું તે હજાર વર્ષ સુધીનું કૌંભ નામક જાણવું. અગિઆરસેં વર્ષ ઉપરનું તે મહાઘૃત જાણવું. એ જેમ જૂનું હશે તેમ ગુણમાં વધારે હશે એમ જાણવું. શતધૌત ઘૃત (સો વાર ધોયલું ઘી) દાહ, મોહ, જ્વર, એનો નાશ કરે છે. બીજા ગુણ દુધ જેવા. માખણ, દહીં, ઘી, ઈત્યાદિક ગાયનાં ઘણાંજ ઉત્તમ છે. અને બકરીનાં ઘણાંજ નિંદ્ય છે. (૧) આધાશીશી ઉપરઃ—ગાયનું ચોખ્ખુ ઘી સવાર સાંજ નાકમાં નાંખવું. સાત દિવસમાં આધાશીશી સાફ દુર થઈ જશે. (૨) નાકમાંથી લોહી પડે છે તેના ઉપરઃ—ગાયનું ચોખ્ખું ઘી નાકમાં નાખવું. (૩) પિત્ત મસ્તકે ચડી ગયાં હોય તો ગાયનું ચોખ્ખું ઘી માથે ચોળવું; એટલે ચડેલું માથુ તત્કાળ ઉતરી જશે. (૪) હાથ પગમાં દાહ (બળતરા) થતી હોય તોઃ—ગાયનું ચોખ્ખુ ઘી ચોળવું. (૫) તાવ વગેરે કારણથી શરિરે અતિશય બળતરા થતી હોય ત્યારે—ગાયનું સો-વાર અથવા હજાર વાર ધોયેલું ઘી શરિરે ચોળવું. (૬) ધંતુરાના અથવા રસકપુરના વિષ ઉપર—ગાયનું ઘી પુષ્કળ પી જવું. (૭) દારૂ ઉતારવાને માટે— ગાયનું ઘી ૨ તોલા અને સાકર ૨ તોલા એકઠી કરી પાવું. (૮) ગર્ભિણીના રક્તસ્ત્રાવ ઉપરઃ—ગાયનું શતધૌત ઘી શરીરે ચોળવું (૯) ચોથીઓ તાવ, ઉન્માદ, અસ્પમાર, એના ઉપરઃ—ગાયનું ઘી, દહીં, દુધ અને છાણનો રસ; એમાં ઘી સિધ્ધ કરી તે પાવું. (૧૦) દાઝેલા શરીર ઉપરઃ—ગાયનું ઘી ચોળવું. (૧૧) માથાના દરદ ઉપરઃ—ગાયનું દુધ અને ઘી એકઠું કરી અંજન કરવું એટલે આંખમાં રાતો રંગ દેખાય; તેથી રોગ જતો રહ્યો એમ જાણવું. (૧૨) છોકરાંઓની છાતીમાં કફનો ગઠ્ઠો બંધાઇ ગયો હોય તે ઉપરઃ—ગાયનું ઘી છાતી ઉપર ચોળી સારૂ મર્દન કરવુ (૧૩) શરીરમાં ગરમી થયાથી લોહી ખરાબ થઇ શરીર ઉપર તાંબા જેવાં રંગનાં ચાઠાં થઇ પછી તે કાળાં થઈ તેની ગાંઠો બની શરીર ઉપર ફુટી નીકળે છે. આ રોગ ઉપર પહેલાં જળો મૂકાવી લોહી કઢાવવું પછી પિત્તળની કથરોટમાં ગાયનું ઘી તોલા ૧૦, અથવા અડધું ગાયનું અને અડધું બકરીનું લેઈ, તેમાં પાણી નાખી હાથથી ખુબ ફેંણવું; અને પાણી કાઢી બીજુ પાણી નાંખવું. એ પ્રમાણે સો વાર પાણીથી ધોઈ, તેમાં ફટકડીની લાહીની ભૂકી અઢી તોલા નાંખી, ઘુટી, તે મિશ્રણ માટીના વાસણમાં ભરી રાખવું એ નિત્ય, સુતી વખતે ચાઠાં થયેલી સર્વે જગાએ ચોળ્યાથી, જમી ગએલી શરીરમાંની ગરમી ઓછી થઈ, કેટલાક દિવસોમાં શરીરમાંથી બળતરા મટી જઇ લોહી શુધ્ધિ થાય છે; અને આ દુષ્ટરોગ નહિ જેવો થાય છે. (૧૪) દાહ (બળતરા) રોગ ઉપરઃ—ગાયનું સો અથવા હજાર વાર ધોએલું ઘી શરીરે ચોળવું. (૧૬) ઉચકી ઉપરઃ—ગાયનું કાકરવણું ઘી પાવું. (૧૭) સન્નિપાત વિસર્પ ઉપર—ગાયના શતધૌત ઘીનો વારંવાર લેપ કરવો. (૧૮) જળવાત ઉપર—ગાયના ઘીમાં છીંપની ભસ્મ નાંખી તેને ખલ કરી લેપ કરવો.

**ગોમૂત્રઃ**—તુરૂ, કડવું, તીખું, લઘુ, ખારૂં, ગરમ, તીક્ષ્ણ, પાચન, અગ્નિદીપન, ભેદક, પિત્તલ, મેધાકારક, કિંચિત મધુર, સાકર, લેખન બુધ્ધિપ્રદ, અને કફ, વાયુ, કુષ્ટ, ગુલ્મ, ઉદર, પાંડુ, કિલાસ કુષ્ટ, શલ, અર્શ, કંડુ, દમ આમ, ભ્રમ, જ્વર, આનાહ, વાયુ, ઉધરસ, મલસ્તંભ, સોજો, મુખરોગ, નેત્રરોગ, ત્વચારોગ,

સ્ત્રિઓના અતિસાર અને મૂત્રરોધ, એ સર્વેનો નાશ કરે છે. સર્વ મૂત્રોમાં આ મૂત્ર ગુણમાં અધિક છે- (૧) કફરોગ ઉપર—એકલું ગોમૂત્ર આપવું. (૨) રેચ, થવા માટે—ગોમૂત્ર જેટલી વાર કપડામાં ગળી પીએ તેટલા રેચ થાય છે. ઉદરરોગ અને ડબ્બાપરઃ—ગોમુત્રમાં સાકર અને મીઠું સમભાગ ઝીણું વાટી નાંખી તે પી જવું. અથવા ગોમુત્રમાં સીંધવ અને રાઇની ભૂકી નાંખી તે લેવું. સસણી ઊપરઃ—ગોમુત્ર એક બે વખત ગાળી તેમાં હળદર નાંખી પીવું (૩) ઊદરરોગ અને છોકરાંના પેટમાંના ડબ્બા ઉપરઃ—ગાયનું મુત્ર ૪ તોલા લેઇ, તેમાં નાળીએરની કાચલી ૧ પૈસાભાર અને ખરવતીના સુકા પાંત્રાં એક પૈસાભાર, ઘસી પીવાં એથી પેટમાંના સર્વરોગ જુદા પડી મલદ્વારે તેનો નિકાલ થાય છે; છોકરાંઓને આ ઔષધ અષ્ટમાંશ અથવા ચતુર્થાંશ પ્રમાણમાં આપવું. (૬) પાંડુરોગ ઉપરઃ—હમેશાં પ્રાતઃકાળમા શકિત અનુસાર ગાયનું મૂત્ર વસ્ત્રમાંથી ગાળી રોગનાં કમી જાસ્તી જોર પ્રમાણે ૨૧ અથવા ૪૨ દિવસ સેવન કરવું. (૭) કર્ણસ્ત્રાવ ઊપર—ગોમૂત્ર થોડું ગરમ કરી, તેવડે કાન ધોવો.

**ગાયનું છાણ**;—દુર્ગંધ નાશક, શોધક, ક્ષી રક, શોષક, બીજવર્ધક, પોષક, ... ાન, કાંતિકર, અને લેપને માટે સ્નિગ્ધલ, મલ વગેરે કહાડનાર છે, (૧) મરેલ ગર્ભ બહાર પાડવો હોય તેનેઃ—ગાયના છાણનો રસ સાત તોલા કાઢી તે ગાયના દૂધમાં પાવો. (૨) ગુદભ્રંશ (આંમ) ઉપરઃ—ગાયનું છાણ ઉન્હું કરી તેનાથી શેક કરવો. (૩) પરસેવો નહીં થવા માટેઃ—ગાયનું સુકાયેલું છાણ અને મીઠાનું જુનું વાસણ એ બેનો ભૂકો કરી શરીરે ચોપડવો. (૪) ખરજ (ચેળ) જવા માટેઃ—છાણ શરીરે ચોળી ઉન્હા પાણીથી સ્નાન કરવું.

**છાણની રાખઃ**—(રાખોડી) શોષક, છીદ્ર રોપણ કરવાવાળી. રેચક, દુર્ગંધ નાશક, ધાન્યવર્ધક, કૃમિ-કીટઘ્ન, શોધક અને શીતનિવારક છે. (૧) શીતળા ફુટી નીકળેલા ફોલ્લા ઉપરઃ—રાખને કપડાથી ચાળી તે ભરવી. આજ ઉપાય એ ઉપર મુખ્યત્વેકરી શ્રેષ્ટ છે. (૨) સાધારણ છીદ્ર ઉપરઃ—ઘીમાં રાખ ભેળવી ચોપડવી. (૩) ધાન્ય રાખમાં ભરી રાખવાથી, ભુંડ, કીલ્લા વગેરે પડતા નથી.

# ૧૧૩ પ્રાણીજ ઔષધી.

## અસ્થિ. (હાડકાં)

(૧) **નાડીવ્રણ અને ભગંદર ઉપરઃ**—તરસના હાડકા પાણીમાં ઘસી પાવાં; અને લેપ કરવો. (૨) **પીનસરોગ ઉપરઃ**—તરસનું હાડકું પાણીમાં ઘસી નાકમાં રાખવું. (૩) **જલોદર**—માણસની (કપાળ) ખોપરી પાણીમાં ઘસી પાવી; એટલે સુજ જલદી ઉતરે છે. (૪) **હાડવ્રણ અને સડેલો કુષ્ટ (કોઢ) ઉપર**— માણસનાં હાડકાં બારીક વાટી વસ્ત્રગાળ કરી, તે ચાંદીઓપર ચોપડતાં જવું; એટલે ક્ષત જલદી ભરાઇ આવે છે. (૫) **હડકવાયા કુત્રાના વિષ ઉપર**—કુત્રાનો અથવા વાઘનો સુળોદાંત અને કપાળની ખોપરીનું હાડકુ પાણીમાં ઘસી આપવું. (૬) **ઢોરનાં ગળામાં હાડકું અટકયું હોય તોઃ**—તરસના નાકનું હાડકું પાણીમાં ઘસી, તે પાણી પાઈ દેવું. (૮) **ભગંદર ઉપર**—ત્રિફળાંના કાઢામાં બિલાડીનું હાડકું ઘસી લેપ કરવો. (૯) **નાસુર ઉપર**—ખવલ્યાના બિલાડીનું હાડકું, કાચબાની ખોપરી અને તરસનું હાડકું ઘસી ચોપડવું. (૧૦) **બાળકોના પેટમાંના ભાર ઉપર**—

કાચબાના કપાળનું હાડકું ઘસી પાવું. (૧૧) **ભગંદર ઉપર અને દુષ્ટ વ્રણ ઉપર**—બિલ્લાડાના અને કુતરાના હાડકાની ભસ્મ કરી, ઘીમાં ખલી લેપ કરવો. (૧૨) **ઉંદરના વિષ ઉપર**—ખવલ્યા બિલાડીનું હાડકું ઘસી ચોપડવું.

---

## ઉંદરનીલિંડીઓ.

(૧) **બાળકની ઈંદ્રિ અને આડો બંધ થયો હોય તો**—ઉંદરની લિંડી પાણીમાં કાલવી ડુંટી ઉપર લેપ કરવો. (૨] **પ્રદર ઉપરઃ**—ઉંદરની લિંડીઓ ચોખાના ધોવરામણમાં વાટી આપવી. (૩) **પ્રમેહ ઉપર**—ઉંદરની ૩-૪લિંડીઓ દુધમાં આપવી. (૪) **નાના બાળકને રેચ થવા માટે**—ઉંદરની લિંડીઓ એરંડા, એનું ચૂર્ણ લીમડાના રસમાં ખલી, તેનો ગુદા ઉપર અને ડુંટી ઉપર લેપ દેવો. (૫) **કરોળીઓ શરીરપર મસળાવાથી ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે તે તથા ઉંદરના વિષ ઉપર**—ઉંદરની લિંડીઓ ઘસી ચોપડવી.

---

## કસ્તુરી.

કસ્તુરીની ઉત્પત્તિ નેપાળ દેશમાં થાય છે. કસ્તુરીહરણનીતથા જવાદી બીલાડાની ડુંટીમાંથી નીકળે છે. બલાડાથી થનાર કસ્તુને જવાદી કસ્તુરી કહે છે; એ મૃગ કસ્તુરી કરતા હલકી ગણાય છે. સુવાસીક તથા થોડી ઉત્પન્ન થવાથી મોઘી મળે છે. શુધ્ધ કસ્તુરી સુંઘવાથી નાંકમાથી લોહી પડે છે. **કસ્તુરી**—ચક્ષુષ્ય, તીખિ, કડવી, સુગંધી, ઉષ્ણ, શુક્રપ્રદ. ગુરુ, વૃષ્ય ક્ષાર, રસાયણ. એવી છે; અને કિલાસ કુષ્ટ. મુખરોગ, કફ, દુર્ગંધ અલક્ષ્મી, મલ, વાયુ, તૃષા, ઉલટી, શોષ અને વિષ એનો નાશ કરે છે. તે કામરૂ દેશમાં ઉત્પન્ન થએલી કાળારંગની. તે ઉત્તમ; નેપાળમાં થનારી તામ્રવર્ણ તે કનિષ્ઠ જાણવી. **લતા કસ્તુરી**—સ્વાદુ, વષ્ય, શીતલ. લઘુ, નેત્રને હિતકારક. કડવી, છેદક તીક્ષ્ણ, બસ્તિશુધ્ધ કરનારી છે. તથા બસ્તિરોગ, કફ, તૃષા, મુખરોગ, લાલાસ્રાવ, ઉલટી, વાયુ, દુર્ગંધ, મેદ અને અલક્ષ્મી એનો નાશ કરે છે. એ દક્ષિણ દેશમાં થાય છે. **જવાદી કસ્તુરી**—ચક્ષુષ્ય, ઉષ્ણ, સુખાવહ, સુગંધી, સ્નિગ્ધવાયુ ઉપર પ્રશસ્ત, પુષ્ટીકર, શુક્રવધિંકારક, છે; અને કંડુ, કિટિભ, પરસેવો; દુર્ગંધ, વિષ કંઠરોગ, કુષ્ટ એનો નાશ કરે છે. (૧) **કાન ફુટે છે તે ઉપર**—થોડી કસ્તુરી કપાસમાં વીંટાળી કાનમાં રાખવી; (૨) **નારૂ ઉપર**—૧ ગુંજાથી ૨ ગુંજા સુધી કસ્તુરી ઘીમાં નાખી પ્રાશન કરવી, એટલે વધેલો જે વાળો હશે તો તે પણ સારૂ થશે. (૩) **સન્નિપાત જવરમાં તંદ્રા ( મુર્છા ) આવે છે તે ઉપરઃ**— કસ્તુરી અને મરી એ ઘોડાની લાળમાં ઘસી મધ નાખી આપવાં (૪) **જવરમાં શોષ પડે છે તે ઉપર**—પાણીમાં કસ્તુરી નાખી આપવી. (૪) **શીતાંગ સન્નિપાત ઉપરઃ**—કસ્તુરી આપવી, (૬) **કસ્તુર્યાદી ગુટીકાઃ**—કસ્તુરી અને શુધ્ધ કપૂર એક તોલો, લવંગ ૨ તોલા, મરી. પીંપર બહેડાં અને કોળીજંન એ અર્ધો અર્ધો તોલો તથા દાડમની છાલ ૪ તોલા, એ સર્વ કાથાના પાણીમાં ખલી ગોળીઓ મગ જેવી બાંધવી. એ મોંમાં રાખવાથી કફ દુર થાય છે. એના સેવનથી શ્વાસનું નિવારણ થાય છે. (૭) **પુરૂષત્વ કમી થયુ હોય તોઃ**—કસ્તુરીનું સેવન કરવું. [૮] **વીર્યવૃદ્ધિ અને પુષ્ઠતાને માટેઃ**—ત્રણ ભાર સુવર્ણ ભસ્મ અને એક ભાર કસ્તુરી, એ એકત્ર કરી તેનું ૧ થી ૨ ગુંજા પર્યંત ચૂર્ણ, મધ સાકર અને ઘી એથી સેવન કરવું. એથકી શરીરમાં પ્રફુલ્લિતપણું આવી, કંબર દુખતી વગેરે આજાર પણ દુર થાય છે. પુષ્કળ અમીર લોક એનું નિત્ય સેવન કરે છે. [૯] **ઘણાદિવસનો નિદ્રાનાશ થવા માટેઃ**—સ્ત્રીના અથવા ગાયના દુધમાં કસ્તુરી વાટી અંજન કરવુ.

---

## કબુતરની હગાર.

[૧] **પાકેલું ગુમડું ફુટવા માટે**—**કબુતર**ની હગાર લાવી લેપ કરવો. (૨) **વાળા ઉ-**

પર—૨ થી ૩ માસા સુધી કબુતરની હગાર મધમાં મેળવી ગોળી કરી ગળી જવી; તે મોટા વધેલા વાળાનો પણ નાશ કરે છે. [૩] **પથરી ઉપર**—કબુતરની હગાર અને કાકડીનાં બી, ચોખાના ધોવરામણમાં વાટી આપવાં; એટલે પથરી ઝરી પડશે. [૪] **ભાર ઉપર**:—કબુતરની હગાર મધમાં આપવી.

---

## કાંતણી (કરોળીઆ)નું ઘર.

**(૧) નારૂ ઉપર**:—કાંતણીનું ઘર બારીક કરી, શક્ત્યનુરૂપ પાનમાં અથવા ગોળમાં ખાવા આપવું. સંધ્યાકાળપર્યંત કંઈ ખાવું નહીં. સંધ્યાકાળે જમવું. **પથ્ય**—અલણી ત્રણ દિવસ. [૨] **અગંતુક જખમો ઉપર**—કાંતણીનું ઘર લગાવવું [ ૩ ] **ઢોરોને કાંઈ વાગી જખમ પડી કીડા પડે છે તે ઉપર**—કાંતણીનું ઘર ભાખરીમાં આપવું, એટલે ચાર પાંચ દિવસમાં કિડા નાશ થઈ જખમ ભરાઇ આવે છે. (૪) **બાળંતરોગ ઉપર**—કાંતણીનું ઘર બારીક કરી, તેની ગોળમાં કુટી ગોળી કરી સાત દિવસ આપવી, પથ્ય પાળવી. (૫) **ચતુર્થીક જવર ઉપર**—કાંતણીનું ઘર ગોળમાં મેળવી આપવું. (૬) **કંઠસર્પ ઉપર**—કાંતણીનું ઘર અને અગરૂ ચંદન, એ સમભાગ બારીક કરી ચલમમાં નાખી પીવું.

---

## કુકડીની વિષ્ટા [હગાર.]

**પાકેલું ગુમડું ફુટવા માટે**—કુકડીની અથવા કબુતરની વિષ્ટા, નો ગુમડા ઉપર લેપ કરવો. [૨] **હડકાયા કુતરાના વિષ ઉપર**—કુકડીની વિષ્ટાનો લેપ કરવો. **(૩) સોમલના વીષ ઉપર**—કુકડીની હગાર પાણીમાં મેળવી પાવી; એટલે ઉલટી થઇ વિષ નીકળી પડશે.

---

## કેશ.

**(૧) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—કેશ બાળી તેલમાં ખલી, મલમ કરી તે ચોપડવું. [૨] **સુખપ્રસુતિને માટે**—જનનેંદ્રિયને કેશનીધુંણી આપવી

---

## ગાંડુળ, [સં ભુનાગ.]

[ગુ. અળસીઆ] ચોમાસામાં એની ઉત્પત્તિ થાય છે. એનો રંગ તાંબા પ્રમાણે લાલ હોય એ વેંતભર લાંબો હોય છે. એના રંગમાં તાંબુ હોવાથી એનો રંગ લાલ હોય છે. ભૂનાગ એટલે ગાંડુળ—આ વિજ્ઞાનકારક છે. પારાની ખાખ કરવાના વિષયમાં એમું સત્વ કહેલું છે. એનાં સત્વથી જરા, વ્યાધી દૂર થાય છે. એ સ્વર્ણાદી ખનીજ ભેદથી ચાર પ્રકારનું છે. તેમાં હેનું સુવર્ણખાણમાંનું દુર્લભ છે. **ભુનાગ સત્વ**—ગાંડુળ, હળદર, ગોળ, ગુગળ, લાખ, લોકર, મચ્છ, પેંડ અને ટંકણખાર, એ એકત્ર કરી ખલ કરવો; અને કુલડીમાં ઘાલી દેવતાપર ફુંકવું; એટલે તાંબાજેવું સત્વ નીકળે છે. એ શીત છે અને સંપૂર્ણ કુષ્ટ, વ્રણ અને સ્થાવર જંગમ વીષનો નાશ કરે છે. એનો પારામાં યોગ કરવાથી, પારો અગ્નીમાં સ્થિર થાય છે. એના સત્વની રવીવારે વીંટી કરી, તે પાણીમાં બોળી તે પાણી પીવાને આપવું; એટલે તાત્કાળ વીષનાશ થાય છે. દુખી થતી સુવાવડીનો છુટકો જલદી થાય છે. તેમજ પાણીમાં વીંટી ધોઈ, આગળ લખેલા મંત્રે તે પાણી મંત્રી આપવાથી, મોટી શુળ, ત્રિદોષની પીડા, ભૂતબાધા, ગ્રહબાધા, એનો નાશ થાય છે. તથા સદ્યઃ સ્ત્રી પ્રસૂત થાય છે. ગુમડાને ભરી કાઢે છે અને નેત્રરોગમાં નેત્રમાં નાખવાથી હિત થાય છે એવું ભાલુકીએ કહેલું છે.—**મંત્ર :—"रामवत्सोमसेनामी मुद्रितेति तथाक्षरं । हिमालयोत्तरे पार्श्वे स्वकर्णश्च महद्रुम । तत्र शूलं समुत्पन्नं तत्रैव विलयं गतः ॥"** એ વીંટી તેલમાં નાખી તેલ કઢવી; તે તેલ, જ્યાં શુલ કિંવા પીડા થતી હોય ત્યાં ચોપડવું, એટલે તત્કાલ પીડા દૂર થાય છે. (૧) **નારૂ ઉપર**:—ગાંડુળ સુકવી રાખી, પ્રત્યેક દિવસમાં સુર્ય માટે એક વાલભાર ગોળમાં ગોળી કરી તે આપવી. એ પ્રમાણે ત્રણ દિવસ પર્યંત લેઇ, પથ્ય અલણી કરવી; એટલે શરિરમાંનાં સર્વ વાળા બળી જાય છે. (૨) **સર્પના વિષ ઉપર**:—ગાંડૂળ અને કાળા મરી એ પા-

ઘીમાં વાટી આપવા; એટલે તત્કાળ વિષ દૂર થાય છે. (૩) પુરૂષત્વ આવવા માટે:—અશેર આંકુળ લાવી છાશમાં ધોઇ, પછી તે સૂકી નલિકા યંત્રે અર્ક કાઢવો; આ પાનના બીડામાં બિંદુમાત્ર ચોપડી ૩ દિવસ ખાવો.

---

## ગધેડાની લીદ.

**(૧) ધોળા ઉંદર અંગ ઉપર પડી ગાંઠો ઉત્પન્ન થાય છે તે ઉપર**—ગાંઠ શસ્ત્રે ફોડી, તે ઉપર ગધેડાની લીદ બાંધવી. દિવસ ૮. **(૨) ઈસબ રોગ ઉપર**—ગધેડાની લીદનો પાતાળયંત્રવડે અર્ક કાઢી તે ઇસબ ઉપર ચોપડવો. **(૩) કાચ, માટી અને ગેરૂ ઇત્યાદિકોના વિષ ઉપર**—ગધેડાની લીદનું પાણી પાવું. **(૪) મધુરા ઉપર**—ઘેટાની લીદ પાણીમાં મેળવી તે પાણી પીવા આપવું.

---

## ગોરોચન

ગાયના અથવા બળદના પિત્તાશયમાં એક જાતિનો જાયફળ જેવડો ગાંગડો ઉત્પન્ન થાય છે; તેને "ગોરોચન" એમ કહે છે. એના થર ઉપર થર થયેલા હોય છે. **ગોરોચન:**—અતિ શીત, રૂચીકર, મંગલદાયક, વશકર, કાંતીકારક, વૃષ્ય, કડવું; અને પીશાચબાધા, ગ્રહપીડા વીશેષ, દોષ, કુષ્ટ, કૃમી, ઉન્માદ, ગર્ભસ્રાવ, ક્ષત, રકતવીકાર અને નેત્રરોગ એનો નાશ કરે છે. **(૨) ઉલટી, સસણી વગેરે બાળકોના અનેક રોગો ઉપર**—ગોરોચન અને હળદર એ બન્ને ખાવના પાનના રસમાં આપવાં. **(૨) મધુરા ઉપર**—મધુરો થયેલા માણસને બીજા દીવસે ફકત એક વખત બે તોલા, ભેંસના દુધમાં અડદ જેટલું ગોરોચન મેળવી આપવું. આ યોગથી મધુરો પેટમાં ન પડતાં બાહેર પડે છે. **(૩) બાળકોને શીતળા હલકા આવવા માટે**—ગોરોચન, ગાયના દુધમાં ઘસી પાવું, એટલે શીતળા અંગ ઉપર તાત્કાળ ઉઠે છે, **(૪) ખરજ ઉપર**—ગોરોચન અને ચંદન ઘસી લેપ કરવો.

---

## ઘૃતવર્ગ

સર્વ ઘીમાં ગાયનું ઘી શ્રેષ્ટ છે. ઔષધોમાં સર્વ તાજા ઘીની યોજના કરવી. ઘીના સેવનથકી માણસના અંગમાં ધાતુની વૃદ્ધિ થઇ, શક્તિ વધે છે. અને મગજ શાંત રહે છે. ઘીના સેવનથકી શરિરમાંની અશક્તતા અને ગરમી એ દૂર થાય છે, અને લોહી શુધ્ધ થાય છે. અતિશય શારીરિક શ્રમ કરનારાઓને ઘીનું સેવન સો અત્યંત હિતકારક છે. હમણાના વખતમાં દુર્દૈવથી દુધ ઘીની અછત થવાથી ચરબી જેવા નિષિધ્ધ પદાર્થની ઘીમાં ભેળસેળ થવા લાગી છે ! એ ભેળસેળનું ઘી સેવન કરવાથી અનેક વિકાર થવાનો સંભવ છે, તો એટલા માટે સર્વોએ અવસ્ય સાવચેતી રાખવી. ઘી સંબંધે વિસ્તાર "ગોવૈદ્યક" ભાગમાં કહેલો છે તે જુઓ. **બકરીનું ઘી**—ચક્ષુષ્ય, દીપન, બલવર્ધક, વૃષ્ય, પાક વખતે તીખું; અને કાસ, શ્વાસ, ક્ષય, કફ, અર્શ રાજ્યક્ષ્મા એનો નાશ કરનાર એવું છે. **મેંઢીનું ઘી**—તિખટ, ગરમ, કફ, વાત, યોનિદોષ, પિત્ત અને શોષ એનો નાશ કરે છે. **ભેંસનું ઘી**—સૌખ્યદ, વર્ણકારક, હૃદ્ય, કાંતિકર, રૂચ્ય, કફકર, મીઠું, સીતળ, વિષ્ટંભકારક, બલપ્રદ, ધૈર્ય આપનારૂં, ગુરૂ; અને અર્શ, સંગ્રહણી, વાત, રક્તપિત્ત, ભ્રમ અને ચિન્ત એનું નાશકરે છે. **હાથણીનું ઘી**—કડવું, લઘુ, તુરૂ, અગ્નિદીપક; અને કુષ્ટ, કૃમિ, એનું નાશક તથા મલ અને મુત્ર એનું સ્તંભક, કફ નાશક, પિત્તકારક અને વિષ, રક્તવિકાર એનું નાશક છે. **ઘોડીનું ઘી:**—કિંચિત મધુર, અગ્નિદીપક, તુરૂ, તીખું, મલમૂત્ર શોધક, કિંચિત વાતલ, ઉષ્ણ, પાકકાળે લઘુ, તુરૂ; તથા કફ, મૂર્છા, એનું નાશક છે. **ઉંટણીનું ઘી**-અગ્નિદીપક, ખારૂં, પાક વખતે તીખું; અને વિષ, અર્શ, કૃમિ, સોજો, વાયુ, કફ, કોડ, ગુલ્મ, ઉન્માદ, મોહ, મૂર્છા, અપસ્માર, બડબડ, એનો નાશ કરે છે. **સ્ત્રી ઘૃત:**-રૂચિપ્રદ, નેત્ર્ય, પાકવખતે લઘુ, અગ્નિદીપક; અને વાત, પિત્ત, કફ તથા વિષ, એનો નાશ કરે છે. **(૧)** અગ્નિદગ્ધ વણ હાથ પગોનો દાહ, શિરોભ્રમણ

અને આંખોમાંની બળતરા એ ઉપર ગાયનું-ઘી ચોપડવું. ( ૨ ) ગર્ભિણીનો રક્તસ્ત્રાવ, દાહયુકત વાતરક્ત, સન્નિપાતજ વિસર્પ અને દાહરોગ ઉપરઃ–ગાયનું શતધૌત અથવા સહસ્ત્રધૌત ઘી ચોળવું. એથી કરી તાવથી થયેલો દાહપણુ શાંત થાય છે. ઘી જુનું હોય તો ઘણુ ઉત્તમ, ( ૩ ) **વ્રણ, નાડી વ્રણુ એ** ઉપર-- જુના ઘીનો લેપ કરવો. ( ૪ ) આંખમાં ખુપરો નાખતો હોય તો સ્ત્રી ઘૃત આંજવું.

---

## ઘેટાંના દાંત.

( ૧ )**શીતળાથી આંખમાં ફુલ પડયું-હોય તો**—ઘેટાનો દાંત ઘસી અંજન કરવું.

---

## ઘોડાની લીદ

( ૧ ) **શૂળ ઉપર**--ઘોડાની લીદ પાણીમાં મેળવી, તે પાણી ગાળી લેઇ, તેમાં થોડી શેકેલી હિંગનું ચુર્ણ નાખી તે પાવું; એટલે કઠણ પણ શુળ ત્વરિત શમશે. બીજો પ્રકાર-- ઘોડાની લીદનો અર્ક કાઢી તે આપવો. ( ૨ ) **ઉચકી ઉપર**---ઘોડાની સુકાયલી લીદની ધુંણી આપવી; એટલે કઠીણુ એવી ઉચકીનો પણ નાશ થશે. **મોડશી (અપચન) ઉપર**—ઘોડાની લીદ છાશના પાણીમાં મેળવી વસ્ત્રગાળ કરી, અજમો ૭ માસા પર્યંત નાખી પુન વસ્ત્રગાળ કરી છમકારી પાઇ દેવું.

---

## ઘોડાનો બાલ

( ૧ ) **ચામખીલ થાય** છે **તે** ઉપર– ઘોડાના વાળથી તેને બાંધવો એટલે ગરી પડે છે.

---

## છાશ.

આ સંબધે ગોવૈદ્યક ભાગમાં માહિતી છેજ તે શિવાય છે એટલો ભાગ અહીં આપું છું. **ભેંસની છાશ**—કફકર, સાંદ્ર, શોકકારક, ગુરૂ અને ગુલ્મ, અતિસાર, પ્લીહા, અર્શ, સંગ્રહણી પાંડુરોગ, વિષમજ્વર અને મૂત્રરોગ એનો નાશ કરે છે. **બકરીની છાશ**—લઘુ, સ્નિગ્ધ, અને દાહ ગુલ્મ, અર્શ, ત્રિદોષ, સોજો, સંગ્રહણી પાંડુરોગ એનો નાશ કરે છે. (૧) **સંગ્રહણી** ઉપર—ગાયની છાશમાં સુંઠ અને પીપરનું ચૂર્ણ આપવું.

---

## દહીં.

ગાયના દહી સંબંધી વિચાર ગૌવૈદ્યક ભાગ માં છે; બીજી માહિતી **ભેંસનું દહીં**—રકતપિત્ત, પ્રસાદન, વૃષ્ય, સ્નિગ્ધ, મધુર, શોધક કફકારક, ગુરૂ, અભિષ્યંદિ, બલકર, શુક્રકારક; અને પિત્ત, વાત, શ્રમ એનો નાશ કરે છે. **બકરીનું દહીં**—દીપન, પાચન, લઘુ, રૂચીકર, ગરમ ગ્રાહક, અને નેત્રરોગ, ક્ષય અર્શ, કાર્શ્ય, ત્રિદોષ, શ્વાસ, કાસ અને વાયુ એનો નાશ કરે છે. **હાથણીનું દહીં**—તુરૂ, કાંતીકારક રૂચિકર. પાકવખતે તીખું, લઘુ, ઉષ્ણુ બલપ્રદ વીર્યવર્ધક, અને પરિણામશુળ, કફ તથા વાયુ એનો નાશ કરે છે. **ઘોડીનું દહિં**—મધુર, તુરૂ, કિંચીત વાતકર, રૂચીકર, આંખોને હીતાવહ દીપન, અને કફ, મૂર્છા, નેત્રરોગ, કોઢ, મુળવ્યાધ, પેટમાના કરમ એનો નાશ કરે છે. **મેંઢીનું દહીં**—રૂક્ષ, ઉષ્ણુ, દીપન, પાચક, મધુર, ખાટું, રૂચીકર, અને વાતનાશક એવું છે, **ઉંટણિનું દહિં**—તીખું, ખારૂં, ભેદક રસ, વખતે મધુર, ખાટું, અને વાતાર્શ કૃમિ, કુષ્ટ, શુળ, ઉદર, એનો નાશ કરે છે, **સ્ત્રીનું દહીં**—બલકર તર્પણુ, જડ, પાકવખતે મધુર, ખાટું, આંખોને હિતકારક, તુરૂ, પાકકાળે લઘુ, રૂક્ષ ઉષ્ણુ, કફનાશક, અને પરીણામ શુળ, મલસ્તંભ, ત્રિદોષ, મુત્રદોષ, એનો નાશ કરે છે.

---

## દુધ

**ભેંસનું દુધ**:—મધુર, પૌષ્ટિક, સ્નિગ્ધ, બલકર, ગુરૂ, વૃષ્ય; અને શુક્ર, નિદ્રા, કફ, આળસ તથા રૂચિ એને કરનારૂ; અને પિત્ત, દાહ, શ્રમ, જઠરાગ્નિ, એનું ના-

શક; અને મંદાગ્નિને અપથ્ય છે. એ તીવ્રાગ્નિવાળા પુરૂષોએ તપાવી પીવાથી, બલ, પુષ્ઠિ અને સર્વ ધાતુની પુષ્ટિ કરે છે. **બકરીનું દુધ**:—તુરૂ, મધુર, ગ્રાહક, લઘુ, શીત; અને જ્વર, ક્ષય, ઉધરસ, રક્તપિત્ત, સર્વવ્યાધિ અને અતિસાર એનો નાશ કરે છે. **મેંઢીનું દુધ**—ગરમ, સ્નિગ્ધ, કેશ્ય, પુષ્ટિકર, ગુરૂ, વાતનાશક, કફકર, અને મેદવર્ધક, એવું છે. **હાથણીનું દુધ**—મધુર, અગ્નિને મંદ કરનાર, શીતલ, વૃષ્ય, ચક્ષુષ્ય, વીર્યવર્ધક, મેદવર્ધક, સ્નિગ્ધ, તુરૂ, બલકર, કફકર, તૃપ્તિકર અને પિત્તનાશક એવું છે. **ઘોડીનું દુધ**—ખારૂં, અગ્નિદીપક, રૂક્ષ, ઉષ્ણ, કાંતિકર, દેહસ્થૈર્યકર, લઘુ, બલકર, ખાટું, સારક; અને સંધિવાત ત્રિદોષ, ઉદર, વાયુ કુષ્ટ, દમ, એમનો નાશ કરે છે. ગાદ્દવી (ગધેડી) નું દુધ—મધુર, બલકર, રૂક્ષ, ખાટુ, હીન, બુધ્ધિમાંદ્યકારક, પથ્ય, રૂચિપ્રદ, ખારૂં; અને કફ, વાયુ, બાલરોગ, કાસ અને દમ એનો નાશ કરે છે. **ઉંટણીનું દુધ**—મધુર, બલકર, રૂક્ષ, શોધક, કિંચિત ખારૂં; દીપન, ભેદક, સારક, તીક્ષ્ણ, ઉષ્ણ, અને સોજો, કફ, કુષ્ટ, આનાહવાયુ, પ્રમેહ, નળવાત, કૃમિ, ગુલ્મ, કાસ, અર્શ, ઉદર અને શૂલ એનો નાશ કરે છે. **માનુષ્ય દુગ્ધ**:—મધુર, શીતળ, લઘુ, ચક્ષુષ્ય, તુરૂ, પથ્યકર, દીપન, પાચક, ધાતુવર્ધક, રૂચિકર, જીવન, અને સ્નેહન એવું છે. એ, રકતપિત્ત ઉપર નસ્ય માટે અને શૂલ ઉપર આંખોમાં નાખવા માટે ઉત્તમ ઔષધ છે; અને નેત્રરોગ, અભિઘાત, વાત, પિત્ત એનો નાશ કરે છે. (૧) **ઉદરરોગ ઉપર**:—ઉંટણીનું દુધ પાવું. (૨) **કફ, ઉધરસ, શ્વાસ અને અશક્તતા વગેરે બાલરોગો ઉપર**:—ઘેટીનું દુધ પાવું. (૩) **વીર્યસ્રાવ, ધાતુક્ષીણતા વગેરે ઉપર**—દુધ ગરમ કરી તેમાં ખડીસાકર નાખી તે લેતાં જવું. (૪) **નાના બાળકોને પાલુડો લાગે છે તે ઉપર**—કુતરીનું દુધ સ્ત્રીના દુધમાં મિશ્ર કરી આપવું.

---

## પેદુબાજાર.

**પેદુબાજાર**:—બકરીના પેટમાં એક જાતિનો ગાંગડો ઉત્પન્ન થાય છે, તેને "**પેદુબાજાર**" કરીને કહે છે. **પેદુબાજાર**:—ધાતુવર્ધક, સંપૂર્ણ મેહ, વિષ, કફ, પિત્તરોગ, મેદોરોગ, વાતશૂલ એનો નાશ કરે છે. એ કસ્તુરી, કેશર, ઘી, આદુનો રસ, કિંવા યથોકત અનુપાનમાં અથવા પીપર, જાયફળ, મધ એમાં ભક્ષણ કરવાથી, ઘરડો માણુસ તરૂણ પુરૂષ જેવો **થશે**. **શ્વાસ ઉપર**–૧ ગુંજ પેદુબાજાર, મધ અને પીંપરમાં આપવો.

---

## બીરબહોટી.

## [સં. ઈંદ્રગોપ. ગુ. ગોકલગાય.]

મૃગ નક્ષત્રમાં રાતા રંગના ઝીણા કિડા ઉત્પન્ન થાય છે; તેઓને ઉર્દુ ભાષામાં **બીરબહોટી** એમ કહે છે. ચોમાસામાં આ કિડાઓની હારોની હારો લાગેલી હોય છે. વૈદ્ય વગેરે લોકો એ કીડાને એકઠા કરી લાવી વેચે છે. (૧) **ભાર ઉપર**—કાળી તુળસીના પાલાનો અંગરસ ૪ માસા અને મધ ૪ માસા એકત્ર કરી, તેમાં બીરબહોટીના કીડા, એક અથવા બે, બારીક ઘસી ચાટણ તૈયાર કરી, એટલું બધુ ચાટણ પ્રથમારંભે એકદમ ચટાડવું. એ પ્રમાણે૩–૫–૭ દિવસ આપવુ: પરંતુ જેમ જેમ રોગનું જોર કમી થતુ જાય તેમ તેમ ઔષધનું પ્રમાણ પણ કમી કરતાં જવું. એનાથી ત્રણ દિવસમાં ગુણ સમજાય છે. **સર્વ પ્રકારના ઉદરરોગ ઉપર, ડબ્બા (ભાર) ઉપર અને નાના બાળકના પેટમાંના સર્વ રોગો ઉપર**—કાળી તુળસીના પાંદડાનો રસ અને ભાંગરાનો અંગરસ ૧ તોલા પર્યંત લેઈ, તેમાં ૪ તોલા પર્યંત બિરબહોટી ઘસી તથા અર્ધો ગુંજ ગોરોચન ઘસી મધ નાખી આપવું. બાળકને ½ બીરબહોટી આપવી. (૩) **દમ, ઉધરસ અને સુશી ઉપર**:—બીરબહોટી પાનમાં આપવી. (૪) **મુળવ્યાધિ ઉપર**:—બીરબહોટી અને ધોળો કાથો

એની રાખ મધમાં ખલી લેપ કરવો. (૫) **અર્ધાંગ, પક્ષઘાત આદીત અને બીજા વાયુ ઉપરઃ**—ગોકળગાય પાનમાં આપવી. (૬) **પેટશુળ ઉપરઃ**—જાયફળ અને બીરબહોટી એનું ૧ વાલ ચૂર્ણ આપવું. (૭) **સોજા ઉપરઃ**—બીરબહોટી મીણમાં મેળવી લેપ કરવો. (૮) **બેસી ગયેલાં સ્તન કઠીણ થઈ ઉપર આવવા માટેઃ**—બીરબહોટી દૂધમાં વાટી સ્તનો ઉપર લેપ કરવો.

---

## ભેંશનું છાણ.

**(૧) નવેલો નખ ઉખડયો હોય તોઃ**—ભેંશનું તાજું છાણ ગરમ કરી બાંધવું. (૨) **મધુરા ઉપરઃ**—ભેંસનુ. છાણ પાણીમાં મેળવી ઢીંચણ પર્યંત અને જંઘા પર્યંત પગે ચોળી ધોવા. (૩) **તિડક પરમાં ઉપરઃ**—ભેંસનું છાણ પાણીમાં ગાળી લેઇ, તેમાં સાકર નાખી તે પાવું.

---

## મધ.

**સામાન્ય મધઃ**—શીત, લઘુ, સ્વાદુ, રૂક્ષ, ગ્રાહક, નેત્રોને હિતાવહ, અગ્નિ દીપક, વ્રણશોધક, નાડીની શુધ્ધિ કરનારૂં, સૂક્ષ્મ, રોપણ, મૃદુ, વર્ણકારક, મેધાકર, વિશદ, વૃષ્ય, રૂચિકારક, આનંદકારક, તુરૂં, અલ્પ વાતકર, કુષ્ટ, અર્શ, ઉધરસ, પિત્ત, રકતદોષ, કફ, મેહ, કૃમિ, મદ, ગ્લાનિ તૃષ્ણા; વાંતિ, અતિસાર દાહ, ક્ષતક્ષય, મેદ, ક્ષય, ઉચકી, ત્રિદોષ આધ્માન વાયુ, વિષ તથા મલબંધ એનો નાશ કરે છે. **સર્વ જાતીનું મધઃ**—વ્રણરોપણ, શોધક, અસ્થિને સાંધનાર એવું છે. મધ તપાવવાથી કિંવા ઉષ્ણ કાળમાં ઉષ્ણ પદાર્થોમાં ભક્ષણ કરવાથી, વિષ જેવું દુખ કરે છે. ઔષધોમાં જૂનું મધ આપવું. જેમ જેમ જૂનું થતું જાય તેમ તેમ તે ગુણકારી થાય છે. ઘી અને મધ એ બરાબર લેવું નહિં, લેવાથી વિષ સમાન થાય છે. રંગે ગાયના ઘી જેવું, રૂચિકર, સુગંધિ, એવું મધ ઉત્તમ જાણવું. (૧) **કાન ફુટે છે તેને માટે**—મહુડાનો રસ કાનમાં નાંખવો. (૨) **કાનમાં બગાઈ વગેરે ગઈ હોઈ તે ઉપર**—મધ કાનમાં નાંખવું. (૩) **વીંછીના વિષ ઉપરઃ**—દંશ ઉપર મધ ચોપડવું. (૪) **મેદોરોગ ઉપરઃ**—પ્રાતઃકાળે ગરમ પાણી ૪ તોલા લેઈ, તેમાં ૨ તોલા મધ નાખી તે પાવું. (૫) **મુખરોગ ઉપરઃ**—મધનો ગંડુષ ( મોંમાં મધ લેઈ તે કેટલીક વાર રાખી કોગળો કરી નાખવો. ) ધારણ કરવો, એટલે મોંમાંના વ્રણ, ચાંદી તથા દાહ તૃષા, એ રોગ દૂર થઈ મુખને સ્વચ્છતા આવે છે; અથવા મધ અને પાણી એકત્ર કરી તેના કોગળા કરવા. (૬) **અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—પોચ્યા મહુડાનું મધ, પીછાએ ચોપડવું. (૭) **ગોમ કાનમાં ગઈ હોય તોઃ**—મધ અને તેલ કાનમાં નાખવું. (૮) **રકતપિત્ત ઉપરઃ**—મધ અને સાકર એ બકરીનાં દૂધમાં આપવી. (૯) **તૃષ્ણારોગ ઉપરઃ**—પાણીમાં સાકર અથવા મધ નાખી તે આપવું. થંડુ પાણી અને મધ એકત્ર કરી તે શેર ભર પાવું ઉલટી થશે; એટલે તૃષ્ણા અને દાહ શમસે. (૧૦) **ખરસાણીના વિષ ઉપરઃ**—પાણીમાં મધ નાંખી આપવું. (૧૧) **ઝેરકચોલાના વિષ ઉપર**—મધ, ઘી અને સાકર એ આપવાં.

---

## માખણ,

**માખણ**—તુરૂ, વાતુલ, ગુરૂ, કફકર, મેદવર્ધક, આંખોને હિતકર, ધાતુવર્ધક, વૃષ્ય, મધુર, શીત, બલકર, દાહકારક, ગ્રાહક, અને શ્રમ, પિત્ત એનું નાશક છે. એજ તાજું હોય તો ધાતુવર્ધક બાલ તથા વૃદ્ધ એમને હિતકારક અને બલકર એવું છે. **બકરીનું માખણ**—મધુર તુરૂ, લઘુ, આંખોને હિતકારક, દીપન, બલકર, હિતકર, અને ક્ષય, ઉધરસ, ગુલ્મ, પ્રમેહ, શૂલ, નેત્રરોગ, જવર પાંડુરોગ, શ્વેતકુષ્ટ એનો નાશ કરે છે. (૧) **કાનનો દાહ થાય છે તે ઉપર**—માખણ કિંચિંત દેવતા ઉપર પીગળાવી કાનમાં નાખવું. (૨) **રકતમૂળવ્યાધિ ઉપર**—માખણ અને તલ ખાવાં. અથવા માખણ, નાગકેસર અને ખડીસાકર, એ ખાવા. (૩) **રકતાતિસાર ઉપર**—માખણ, મધ અને ખડીસાકર એ આપવી.

## મૂત્રવર્ગ,

મૂત્ર વર્ગમાં ગોમૂત્ર મુખ્ય છે. ઓષધોમાં એ સર્વ મૂત્રોના અભાવે આપવું, ગોમૂત્રમાં રેચક ગુણ ઘણો ઉત્તમ છે. પુષ્કળ તેલો અને ઘી સિધ્ધ કરવાના કામમાં ગોમુત્ર ઉપયોગમાં આવે છે. નસ્યને માટે ઉંટનું મૂત્ર આપવું. પ્રાશનાર્થે ગાયનું પ્રશસ્ત, અને ઘેટાં ઘોડાં, બકરાં, ભેંશો એમનું મૂત્ર તેલમાં ઉકાળી લેપ કરવાથી દદ્રુ, કંડુ, અને વિસર્પ એનો નાશ કરે છે. **ભેંસનું મુત્ર**—તુરૂ, કડવું, ખારૂ, પિત્તકર, ઊષ્ણ તીખુ, અને શૂલ, અર્શ, ઉદર, કુષ્ટ, મેહ, વિષુચી, સોજો આનાહ, પાંડુરોગ, ગુલ્મ કંડુ એનો નાશ કરે છે. **બકરીનું મુત્રઃ**—લઘુ, ઉષ્ણ, કડવું, રૂક્ષ, સ્વાદુ, તુરૂં, તીક્ષ્ણ, પથ્યકર, વાતુળ, અને દમ, ઉધરસ, સોજા, કમળો ઉદર, પાંડુ, કફ, ગુલ્મ, પ્લીહા, નાડીવ્રણ, વિષ અને કર્ણશૂલ એનો નાશ કરે છે, **હાથીનું મુત્ર**—ખારૂ કડવું, ભેદક, પિત્તલ, તુરૂ, તીક્ષ્ણ, સારક, તીખુ, વિદારણ, અને શૂલ, ઉચકી, દમ, વાયુ, કિલાસકુષ્ટ, કંડુ, મંડલકુષ્ટ, કૃમિ, અર્શ. વિષ, ગુલ્મ અને કફ એનો નાશ કરે છે. **ઘોડીનું મુત્ર**—ઉષ્ણવીર્ય, ખારૂં, તીખું, રૂક્ષ, તીક્ષ્ણ, પિત્તલ, અને કુષ્ટ, ઉન્માદ, કૃમિ, મોહ, કફ, વાયુ, દદ્રુ, શળ, વિષ, કિલાસકુષ્ટ, અને મોહ, એનો નાશ કરે છે. **ઘેટાનું મૂત્ર**—અગ્નિદીપક, કડવું, ખારૂં તીખું, તીક્ષ્ણ; અને કફ, વાયું, સંગ્રહણી, કૃમિ, ભુતબાધા, કંપ, ઉન્માદ, અને નલવિકાર, એનો નાશ કરે છે. **ઉંટનું મૂત્ર**—તીખું, કડવું, ઉષ્ણ, દીપન પિત્તલ, ખારૂં, તીક્ષ્ણ, બલકર, અને કુષ્ટ, અર્શ, ઉદર, કૃમિ, ઉન્માદ, વાતરોગ, અને મનોવ્યાધી, એનું નાશક છે, **નરમૂત્ર**—રેચક, ખારૂં, ઉષ્ણ, રસાયન, કડવું, રૂક્ષ, અને વિષ, આમ, કૃમિ, રકતદોષ, વ્રણ, ભુતબાધા, ત્વગ્દોષ, વાયુ, મોહ, કફ તથા પિત્ત એનો નાશ કરે છે, (૧) **કફક્ષય અને પાંડુરોગ ઉપરઃ**—જુનાં લોહકાટને ગરમાળાના અગર બહેડાના લાકડાના કોલસામાં તપાવી, ગોમૂત્રમાં ૧૦૦ વાર ભીજવી, પછી તેનો ખલ કરી તેમાંથી ૧ વાલ ચૂર્ણ, મધ અને પીંપરમાં આપવું. એ ચૂર્ણને " મંડુર " એમ કહે છે, (૨) **અપસ્માર ઉપર**—માકણના રકતમાં ચિથડું ભીજવી સુકવી, તે ઘેટાના મૂત્રમાં ભીજવી, તેનું ત્રણ દિવસ નસ્ય આપવું, એટલે ફેંકરૂં દૂર થાય છે, (૩) **વિષારી સર્પના દંશ ઉપર**—માણસનું મૂત્ર પાવું; એટલે ઉલટી થઇ વિષ ઉતરશે,

---

## મિણ.

મિણઃ—પિચ્છલ ( ચિકટુ ), સ્વાદુ, તીખું સ્નિગ્ધ, મૃદુ, અસ્થિસંધાનકારક, વ્રણને હિતકર, અને વાયુ, કુષ્ટ, વિસર્પ, રકતદોષ, વાતરકત, ભુતદોષ, અને લેપ કરવાથી ચામડી ફાટે છે તેનો નાશ કરેછે. (૧) **નવેલા ઉપર**—તપાવેલા મિણની લુગદી નખપર બેસાડવી અને પાટો બાંધવો; ચાર પાંચ દિવસમાં ગુણ આવે છે. (૨) **પગ ફાટે છે તે ઉપર**—તપાવેલુ મીણ ચોપડવું. (૩) **ગુમડા ઉપર**—ઘીમાં મિણ તપાવી, તે ચોપડવું. (૪) **રકતપ્રદર ઉપર**—મિણમાં ઇંટનું ચૂર્ણ ખલી આપવું.

---

## મોરના પિછાં

(૧) **ઉચકી અને ઉલટી ઉપર**—મોરના પીછાંની રાખ અને પીંપર એ મધમાં આપવી. (૨) **સર્પદંશ ઉપર**—મોરનાં પીછાં, તંબાકુ સાથે ચલમમાં નાખી પાવાં; એટલે વિષ ઉતરશે. (૩) **માછલાનાં વિષ ઉપર**—મોરના પીછાની ધુંણી આપવી. (૪) **વિષબાધા દૂર થવા માટે**—જે પ્રમાણે ગાંડુળમાંથી તામ્રસત્વ નીકળે છે. તેજ ક્રિયાથી મયુરપિચ્છમાંથી તામ્રસત્વ નીકળે છે; એ તામ્રસત્વની વીંટી કરી તે પાણીમાં બોળી, તે પાણી આપવું; એટલે વિષબાધા દૂર થશે.

---

## વાઘની ચરબી

(૧) **હાડવ્રણ ઉપર**—એ ત્રણ દિવસ વાઘની ચરબી, ઉપર લગાવવી. (૨) **શીતળા**

**થોડા આવવા માટે**—વાઘનો સૂળો દાંત પાણીમાં ઘસી એક વખત આપવો. (૩) **સંધિવાયુ ઉપર**—વાઘની ચરબી, રાત્રે ઉંઘતી વેળાએ શરીરે ચોળતાં જવું.

---

## સમુદ્રફિણ

સમુદ્રફિણ એ, એક જાતિના માછલાના પેટમાંનું હાડપીંજર છે. એ સફેદ રંગનું હોઇ એ ઉપર ઝીણાં છિદ્રો હોય છે. એ બસરેથી અહીં આવે છે. **સમુદ્રફિણ**—રૂચિકર, તુરૂ, લઘુ, ચક્ષુષ્ય, શીતલ, પટલાદિ. દોષનાશક, સારક વિષઘ્ન, અને કર્ણશુલ, કફ, કંઠરોગ અને પિત્ત એનો નાશ કરે છે. અશુધ્ધ સમુદ્રફિણ, અંગભંગ કરે છે; એટલા માટે શોધન કરવું. **શોધન**—સમુદ્રફેણ લીંબુના રસમાં ખલવું; એટલે શુધ્ધ થાય છે. (૧) **રતાંધળો અને અહિરા ઉપર**—સમુદ્રફિણ, અને ખડીસાકરની ભુકી સવાર સાંજ આંખોમા નાંખવી, એટલે અહિર, રતાંધળો, રતાશ, ગળ કંડુ વગેરે વિકાર ત્વરીત દૂર થાય છે. (૨) **કાનમાંના સણકા વગેરે ઉપર** સમુદ્રફિણની વસ્ત્રગાળ ભુકી કાનમાં નાખવી તથા તે ઉપર લીંબુનો રસ નાખવો, (૩) **કર્ણસ્ત્રાવ** વ્રણ અને **ચિકટઃ ઉપર**—સમુદ્રફિણનું ચૂર્ણ કાનમાં નાખવું (૪) **કંડુ ઉપર**—સમુદ્રફિણ વાટી ચોપડવું.

---

## સર્પની કાંચળી.

જેને ફેણ છે એવા સર્પની કાંચળી ગુણકારી છે. સર્પની કાંચળી પુસ્તકમાં રાખવાથી, તેને ઉધઈ લાગતી નથી. (૧) **અંગઉપર પિત્ત ઉઠે છે તે ઉપરઃ**—સર્પની કાંચળી બાળી, તલના તેલમાં ખલી ચોપડવી. (૨) **શીઘ્ર પ્રસુતી થવા માટેઃ**—સર્પની કાંચળી બાળી…ધુંણી આપવી. (૩) **બદ ઉપરઃ**—સર્પની કાંચળી અને અફીણ એની વડી કરી ઉપર બાંધવી; અથવા સર્પની કાંચળી બારીક કરી, ગોળમાં ત્રણ દિવસ ભક્ષણ કરવી. [૪] **ચામખિળી ઉપરઃ**—સર્પની કાંચળી પાણીમાં ખલી લેપ કરવો. (૫) **ઉંદરના વિષ ઉપરઃ**—સર્પની કાંચળીની ધુંણી ત્રણ દિવસ આપવી. (૬) **વિષમજ્વરાદિકો ઉપર**—સર્પના કાંચળી, શિરસ, હિંગ, કડવા લિંમડાનો પાલો, એનું સમભાગ ચુર્ણ કરી, તેનો ધુપ, રાક્ષસ અને ડાકીની એમનો પ્રતિબંધ કરી, વિષમજ્વરનો નાશ કરશે.

---

## સસલાંનું લોહી

(૧) **સુસી ઉપર**—સસલાંના લોહીમાં કપડું ભીજવી રાખવું; અને તે કપડું દુધમાં મસળી તે દુધ સુસી થયેલાં બાળકોને પાઇ દેવું.

---

## સાબરશિંગ.

(૧) **સોજો, જખમ, ગળસુણ અને અને વાયુએ અંગમાં સણકા આવે છે તેને માટે**—સાબરશિંગ ઘસી લેપ કરવો. (૨) **માથું દુઃખતુ હોય તેને માટે**—દુધમાં સાબરશિંગ ઘસી લેપ કરવો. (૩) **રક્તાતિસાર અને આમાંશ ઉપર**—સાબરશિંગ ઘીમાં ઘસી આપવું. (૪) **બાળકનું તાળવું ઉપડતુ હોય તે ઊપર**— સાબરશિંગ ગાયના દુધમાં કિંવા ઘીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવો અને તે ઉપર મીઠા એરંડાનાં પાંત્રાં બેસડવાં; તેમજ ગાયના દુધમાં સાબરશિંગ ઘસી પાવું. (૫) **વાતશૂલ ઉપર**—સાબરશિંગની અર્ધો માસો ભસ્મ ૧ તોલો ઘીમાં આપવી. (૬) **ધાતુવૃદ્ધિ ઉપર**—સાબરશિંગની ભસ્મ દુધમાં આપવી; એટલે ધાતુવૃધ્ધિ થઇ ધાતુસ્થાનની કડકી નીકળી જાય છે. (૭) **ઉધરસ, દમ, ક્ષય, ગ્રંથિ, અપચી અને અંડવૃધ્ધિ ઉપર**—૧ વાલ સાબરશિંગની ભસ્મ મધમાં આપવી. (૮) **સાબરશિંગની ભસ્મ કરવાની કૃતિ**—શિતાફળીનો પાલો બારીક ચંદન પ્રમાણે વાટી તેનો લાંબો ગોળો કરી, તેમાં સાબરશિંગનો કકડો મધ્યભાગે રાખવો તથા તેને વગડાઉ છાણાના પૂટ આપવા; એટલે તેની ભસ્મ થશે. એજ

રીતે કપાસના રસમાં સાબરશિંગ નાંખી પૂટ આપવાથી ભસ્મ થશે.

---

## હરિણશ્રૃંગ.

(૧) **હૃદ્રોગ, કટિગ્રહ, સંધિશૂળ અને હૃદયશૂળ ઉપર**—હરિણના શિંગડાના કકડા કરી, કોડીયામાં નાખી, છાણાનો અગ્નિ કરી ભસ્મ કરવી. તે ભસ્મ અર્ધોમાસો, ગાયના ઘી માં આપવી.

---

## હસ્થિદંત

(૧) **કેશ આવવા માટે**—હાથીદાંતનો વ્હેર દારૂહળદરના રસમાં ખલી, ભાવના આપવી અને તે ઉપર ચોપડવી. (૨) **ગુમડુ ફટવા માટે**—હસ્થિદાંત ઘસી, તેનો ગુમડાના મોંપર એક બિંદુ કરવું. (૩) **મૂળવ્યાધિ ઉપર**—હાથીદાંતની ધુંણી આપવી. (૪) **ખરૂજ, ગજકર્ણ વગેરે ઉપર**—હાથીદાંતનો વ્હેર બાળી, તે રાખ ઘીમાં ખલી લેપ કરવો. **દંતવર્તી**—હસ્થિદંત, કુકકરનાં દાંત, ઉંટના દાંત, બળદના દાંત, બોકડાનાં દાંત, ઘેટાના દાંત, શંખ, મોતી અને સમુદ્રફીણ, એનું ચૂર્ણ કરી પાણીમાં ખલી, સળી જેવી લાંબી ગોળી કરવી; એ પાણીમાં ઘસી આંખોમાં અંજન કરવું, એટલે આંખમાં, નું ફુલ ઘણું જલદી દુર થાય છે. આ પ્રયોગ ફુલ દુર થવા માટે ઘણો ઉત્તમ છે.

# ૧૧૪ રસવૈદ્ય.

## ૧. અંબર

અંબર એ એક ખનીજ પદાર્થ છે. એનાં ગાંગડા થાય છે. એ પૃથ્વીમાં ફાટોમાંથી અથવા સમુદ્રમાં તરતું અથવા સમુદ્ર કીનારા ઉપર ઘણેક ઠેકાણે મળે છે. એ વિશેષે કરી બાલટિક સમુદ્ર, પરશીયન સમુંદ્ર ઈત્યાદિ કીનારા ઊપર અને પોલાંડ, જર્મની, સ્વીદન, સિસલી, પ્રશીયા ઈત્યાદી દેશોમાં જમીનમાં મળે છે. અંબર પીળું, કાળું અને ધોળું અને તે ઉપર ટપકાં હોઈ તે અરગજા જેવું પીળા રંગનું હોય છે. પીળું અંબર શ્રેષ્ટ છે, અને કાળું સર્વથી ઓછી કીંમતનું છે. ખરૂ અંબર મોઘું વેચાય છે; એટલે કેટલાક લોક બનાવટી પણ કરે છે. ખરૂં અંબર જે છે તેના બે ગાંગડા લેઇ એક ઉપર એક ઘસવાથી, તે ગરમ થતાંજ સૂક્ષ્મ પદાર્થોને લોહચુંબક જેવું આકર્ષણ કરે છે. દાંત નીચે આવવાથી થોડો અવાજ થાય છે, પણ પીગળતું નથી; માત્ર નરમ થાય છે; અને તેમાં થોડી ચિકાસ આવે છે. અંબરને દેવતામાં નાંખવાથી તેના ધુંમાડાની સુગંધ સારી આવે છે. અંબર સુગંધીક પદાર્થમાં નાંખે છે. **અંબરઃ**—ધાતુવર્ધક, તૃપ્તિકારક, પુષ્ટિકર, કામો-તેજક ઇંદ્રિઓને શકિત આપનાર, **સ્ત્રીસમાગમ**, વિષયમાં ઇચ્છા ઉત્પન્ન કરનાર, **અગ્નિવર્ધક**, કોઠામાંની શરદી અને ગરમીની ઇજા દૂર કરનાર, જવાન તથા ઘરડાને હિતકારક છે. (૧) **કંપવાયુ, ઉપરઃ**—૧ ચણોઠીભાર અંબર, મધની સાથે આપવું. આ પ્રમાણે સાત દિવસ લેવાથી કંપવાયુ દૂર થાય છે. તેમજ તેથી કોઠામાંનો, આંતરડામાંનો અને સાંધામાંનો રોગ પણ દુર થાય છે. (૨) **સ્થાવર જંગમ વિષ ઉપરઃ**—અંબર પાણીની સાથે આપવું. (૩) **વિષૂચિકા** (કોલેરા) ઉપરઃ—અંબરની ધુણી આપવી; અને અંબર અને કસ્તુરી થોડી ખાવા માટે પણ આપવી. (૪) **ક્ષીણતા ઉપરઃ**—અંબરનું ઘી સાકરમાં સેવન કરવું; એટલે ક્ષીણતા દુર થઈ શરીર ઉપર તેજ આવે છે અને મગજ શાંત થાય છે.

---

## ૨ અભ્રક.

ધોળો, રાતો, પીળો અને કાળો એમ ચાર પ્રકારનો અભ્રક છે. ઔષધોમાં ધોળો અને કાળો લે છે. કાળો અભ્રક ગુણોએ શ્રેષ્ટ છે. **શોધન**—(૧) **કાળો અભ્રક**—અગ્નિ ઉપર તપાવી ગાયનું દુધ, ત્રિફળાનો ઉકાળો, કાંજી અને ગાયનું મૂત્ર એમાં સાતવાર બોળવો એટલે શુદ્ધ થશે. (૨) અભ્રક દેવતા ઉપર તપાવી બોરડીના કાઢામાં બોળવો અને હાથેકરી મસળવો અને ઉપરનું પાણી કાઢીનાંખીસુકો કરી આપવો; તે ધાન્યાભ્રક કરતાં સારો થશે. **ધાન્યાભ્રક કરવાની રીતિઃ**—અભ્રકનો ચોથો ભાગ ડાંગરમાં મેળવી કાંબળામાં બાંધી ત્રણ દિવસ પાણીમાં પળાલી રાખવો અને હાથે કરી પુષ્કળ મસળવો; એટલે અભ્રક પાણીમાં પડયો હોય તે યુકિતથી બહાર કાઢી સુકવી આપવો. **અભ્રકઃ**—તુરો, મધુર, ઠંડો, આયુષ્ય આપનાર અને ધાતુવર્ધક છે, અને ક્ષય, ત્રિદોષ, ગુમડાં, પ્રમેહ, કોઢ, બરોળ, ઉદર, ગાંઠ, વિષ અને કૃમિ એનો નાશ કરે છે. **મારણઃ**—(૧) ધાન્યાભ્રક ૧ ભાગ અને ટંકણખાર ૨ ભાગ એ એકત્ર કરી, ખલ કરી ઊંચી કુલડીમાં ઘાલી તીવ્રાગ્નિએ પચન કરવું. પછી દુધમાં ખલ કરી પુટ આપવો એટલે ભસ્મ નિશ્ચંદ્ર થશે. એ ભસ્મ સ્વભાવે શીતળ છે, તેથી બધા રોગો ઉપર યોજવી. (૨) ધાન્યાભ્રક કાસુંદરાના રસમાં મસળી પુટ આપવો; એ પ્રમાણે દશ પુટ આપવા; એટલે તેની ભસ્મ થશે. (૩) ધાન્યાભ્રક લેઇ આંકડાના દુધ (રસ) માં એક પહોર સુધી ખલ કરી ગોળ ચક્રાકાર વડી કરી તેની આસપાસ આકડાનાં પાંત્રા વીંટાળી માટીના કોડીઆના સંપુટમાં ઘાલી વગડાઉ છાણાંનો ગજપુટ અગ્નિ કરવો. આ પ્રમાણે આંકડાના દુધમાં એકેક દિવસ ખલ કરી સાત ગજપુટો કરવા. પછી વડની વડવાઇઓનો ઉકાળો કરી, તે અભ્રક એકેક દિવસ ખલ કરી ત્રણ ગજપુટો કરવા, એટલે અભ્રકની ભસ્મ સારી થશે. એ ભસ્મથી સર્વ રોગ દુર થાય છે, અલ્પ મૃત્યુ દુર થાય છે, ધોળા વાળના કાળા વાળ થાય છે અને જેવું જેવું અનુપાન આપે તેવો તેવો ગુણ થાય છે. (૪) ધાન્યાભ્રકને નાગબલા, ભદ્રમોથ, વડનું દુધ, અથવા વડવાઇઓનો રસ, હળદરનું પાણી; મજીઠનો કાઢો આ બધા ઔષધોની અનુક્રમે ભાવના આપવી; અને પ્રત્યેક ભાવનાને સારા પુટ દેવા; એટલે અરૂણ વર્ણ ભસ્મ થશે. શતપુટી અને સહસ્રપુટી અભ્રક કરવો હોય તો કુંવરના રસમાં ખલ કરી પુટ આપવા; એટલે રંગદાર ભસ્મ થશે. **મૃતને અમૃતિકરણઃ**—અભ્રકભસ્મના બરાબર ગાયનું ઘી મેળવી, લોઢાના વાસણમાં પચન કરાવવું. ઘી પચી જાય એટલે તે ભસ્મ બધા કામોમાં યોજવી. જે અભ્રક ભસ્મ નિશ્ચંદ્ર અને કાજળ જેવી બારીક થાય તે મૃત જાણવી, તેજ જો સચંદ્ર ( ધોળી ) રહી તો વિષ જેવી, મૃત્યુ, વ્યાધી અને રોગને કરે છે. **અભ્રક–સત્વપાતન**— અભ્રકની ભુકી એક દિવસ કાંજી અને દિવસ એક સુરણના રસમાં રાખવી. પછી કેળના કાંદાના રસની ભાવના આપવી; અને ચોથો ભાગ ટંકણખાર ક્ષુદ્રમત્સ્ય એમાં મેળવી, ભેંશનાં છાણમાં મુઠી આ કરી સુકવી. વાસણમાં નાંખી ખુબ અગ્નિ કરવો; એટલે અભ્રકનું સત્વ પડશે. તે સર્વ ગોળો કરી મિત્ર પંચકો ( ઘી, મધ, ગુગળ, ગુંજા, ટંકણખાર, ) મેલવી કુલડીમાં ઘાલી અગ્નિ કરવો; એટલે તેની કાંસા જેવી લગડ થશે. તે પારાને બાળવાને યોગ્ય છે; અને સર્વ લોહ કરતાં ગુણોએ અધિક છે. **અભ્રક–સત્વગુણ**—વીષ, ત્રિદોષનાશક, રસાયન, પુરૂષપણું ઉત્પન્ન કરનાર અને વયસ્થાપક છે. આ અભ્રકસત્વ જેવાં બીજા ઔષધો ભૂમંડળમાં નથી. **અભ્રક દ્રાવણઃ**—અભ્રક દ્રાવણ ભાગ્યોદય વિના કોઇ દિવસ સિદ્ધ થતું નથી, પરંતુ શાસ્ત્રમાં કહેલું છે. કયાંય ભાગ્યયોગે સિદ્ધ થયું હશે તે સમજાતું નથી. (૧) ધાન્યાભ્રક લેઈ અગથીઆના પાંત્રાના રસમાં મર્દન કરવો. પછી સુરણની અંદર ઘાલી માટીનો લેપ કરી ગોઢા ( જાનવરોના વાડા ) માં હાથભર ઊંડુ એક મહિના સુધી પુરી રાખવું. પછી કાઢવાથી પારા જેવું પાતળુ થશે. **અભ્રકભસ્મ અનુપાન**—અભ્રકભસ્મ,

૧ ચણોઠીભારથી, ૪ ગુંજા સુધી મધ અને પીપર સાથે આપવી, એટલે પ્રમેહ, શ્વાસ, વિષરોગ, કોઢ, વાયુ પિત્ત, કફ, કફક્ષય, ક્ષતક્ષય સંગ્રહણી, પાંડુરોગ, ભ્રમ, કમળો, ગુલ્મ એ રોગ દૂર થાય છે. (૨) વાવડિંગ, સુંઠ, મરી પીંપર એમનાં ચૂર્ણમાં વાલભર આપવી; એટલે ક્ષય પાંડુ, સંગ્રહણી, શળ, આંમ, કોડ, શ્વાસ, પ્રમેહ, કાસ, મંદાગ્નિ, ઉદરસંબંધી વ્યથા, એ રોગ દુર થાય છે, બુદ્ધિ સારી થશે; અને શુક્રધાતુની વૃદ્ધિ થશે. (૩) વીશ પ્રકારના પ્રમેહને સારૂ મધ, પીપર અને શીલાજીત એમાં આપવી. (૪) ક્ષયરોગમાં સોનાના વરખ સાથે આપવી. (૫) ધાતુવૃધ્ધિને સોના અને રૂપાના વરક બરાબર અથવા ભસ્મ બરાબર (૬) રકતપિત્તને સારૂ હરીતકી, ગોળ અથવા એલચીદાણા, અને સાકર એ બરોબર આપવી. (૭) ક્ષય, પાંડુ, મૂળવ્યાધ, એમાં ત્રિકટુ, ત્રિફળા, ચાતુંર્જાત, સાકર, મધ, એ સાથે. (૮) પ્રમેહ અને મૂત્રકૃચ્છ્ર, એમાં એલચીદાણા, ગોખરૂં, ભૂયઆંમળી, ખડીસાકર ગાયનું દૂધ એમની સાથે. (૯) પ્રમેહમાં સત્વ અને ખડીસાકર સાથે આપવી. (૧૦) જીર્ણજંવરને માટે મધ પીપરીમાં. (૧૧) નેત્રરોગ અને ધાતુપુષ્ટીને સારૂ ત્રિફળાનું ચૂર્ણ અને મધ એમાં (૧૨) ગુમડાને માટે મોરવેલનું સત્વ અને ત્રીકટુના ચૂર્ણમાં (૧૩) બલવૃદ્ધિને માટે ગાયનું દૂધ અને ભોંયકોળામા. (૧૪) મૂળવ્યાધીને માટે ભીલામાં સાથે. (૧૫) વાયુરોગને માટે સુંઠ, પુષ્કરમુળ, ભારંગમુળ, આસંધ એનાં ચૂર્ણમાં. (૧૬) કફરોગને માટે કાયફળ, પીંપર, મધ એમાં. (૧૭) જઠરાગ્નિ પ્રદિપ્ત થવા માટે; તથા મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, અને મુતરખડો એમાં સર્વ ક્ષારો બરાબર આપવી. (૧૮) ધાતુસ્તંભને માટે ભાંગમાં (૧૯) ધાતુવધ્ધિને માટે લવંગ તથા મધ એમાં. (૨૦) પિત્તરોગને માટે ગાયનું ઘી અને સાકર એમાં આપવી.

---

## ૩ કલઈ. સં. વંગ.

**શોધન**—કલઈ પાતળી કરી નગોડના રસમાં હળદરનું ચૂર્ણ નાંખી તેમાં રેડવું. આ પ્રમાણે ત્રણ વખત રેડવું, એટલે શુધ્ધ થશે. કલઇ શરીર ઉપર ઉડી આવે છે માટે સાવચેતી રાખવી. **મારણ**—(૧) શુધ્ધ કરેલી કલઈ કઢાઇમાં ઘાલી ચુલાઉપર મુકવી અને નીચે દેવતા કરવો કલઇ પાતળી થયા પછી તેમાં ચોથો ભાગ અંધાડીનું ચૂર્ણ નાંખી આંબાના લાકડાથી જ્યાં સુધી ભસ્મ થાય ત્યાં સુધી ઘુટવું આંધાડીનું ચૂર્ણ નાંખતાં જવું. પછી તે ભસ્મ એકત્ર કરી ઉપર કોડયું સારૂ ઢાંકણ કરી લાલ થાય ત્યાં સુધી નીચે તીવ્રાગ્નિ કરવો, પછી થંડુ થયા પછી કાઢી લેવું. (૨) અજમાનું ચૂર્ણ, શિલાજીત, અંધાડીનું ભસ્મ અથવા અથવા આંમલીના કચુકાનું ચૂર્ણ એ પ્રત્યેક કલઇને મારવાના પદાર્થ છે, એટલે એમાંના એકથીજ કલઈ ભસ્મ થશે. પછી પૂર્વોકત કલઇ ભસ્મ લેઇ શુધ્ધ હરતાલ સમાન અથવા ચતુર્થાંશ અથવા અષ્ટમાંશ તેમા મેળવી લીંબુના અથવા કુંવરના રસમાં પહોર બે પહોર ખલ કરી તેનો ગોળો બાંધવો. તે કોડીયાના સંપુટમાં પીપળાની છાલમાં રાખીં ઉપર ગજપૂટ દેવતા કરવો. આ પ્રમાણે સાત વખત પુટો આપવાં. સર્વોત્તમ ખડી જેવી વંગ ભસ્મ થશે. એ સર્વ કાર્યો કરે છે, એથી વૈદોનું જીવન થશે. બીજા પુટોને તાલક દેવી નહીં, તાજા કુંવરના રસમાં ઘુંટવી અને વારંવાર પુટ આપવાં. (૩) કલઈ શુધ્ધ કરી તેનાં સારા પાતળાં પતરાં કરવાં. અને ઔષધી સહીત તે ૩૨ તોલા પત્રાં યંત્ર ઉપર રાખવાં તે ઔષધી-અકરીની લીંડીયો ૪ શેર, તલ ૪ શેર, હળદર ૪ શેર, આ બધ્ધાયનું એકત્ર ચૂર્ણ વસ્ત્રગાળ કરી વાંસણમાં થોડો ચૂર્ણનો થર કરી તે ઉપર કલઈના પત્રાં, તે ઉપર ચુર્ણ, તે ઉપર અર્ધું ચુર્ણ નાંખી કપડમાતી કરી ગજપુટ આપવો. સારૂં થંડુ થયા પછી કાઢી લેઇ વાલ અથવા અર્ધો વાલ, દેહનું બળ જોઇ આપવી. એ યથાયોગ્ય અનુપાનોમાં આપવાથી સંપુર્ણ રોગોનો નાશ કરે છે. (૪) કલઈ ઠીકરાના વાસણમાં ઘાલી ચુલા ઉપર પાતળી કરી સમડાના લાકડાથી ઘુંટવી એટલે ભસ્મ થશે. (૫) હળદરનું ચુર્ણ કરી તે નીચે

ના કોડીઆમાં ઘાલી તે ઉપર કલઇનાં પત્રાં મેલી ઉપર બાકીનું ચુર્ણુ નાંખી કાપડમાટી કરી અગ્નિ કરવો, એટલે કલઇની ભસ્મ થશે. તે ભસ્મ લેઈ ભસ્મનો ચોથો ભાગ સુરોખાર મેળવી કોડીઆના સંપૂટમાં ઘાલી એક ઘટિકા મંદ અગ્નિ કરવો, અને થંડુ થયા પછી ધોળા શંખ અથવા કુંદ પુષ્પ જેવી સ્વચ્છ ભસ્મ લેવી, અને સરવ રોગ ઉપર અનુપાનમાં આપવી. (૬) તાટનો કકડો લેઇ તે ઉપર તલ અને આંમલીની છાલ એ એકત્ર મેળવી તે ચુર્ણુ તે તાટ ઉપર અર્ધો આંગળ પાથરી, તે ઉપર કલઈનાં પત્રાં ઝીણાં કરેલાં ઉપર નાંખી તે ઉપર ફરીથી ચુર્ણુ નાંખવું. અને તે ઉપર ફરી કકડો મેલવો, વળી ચુર્ણુ નાંખવું, આ પ્રમાણે સર્વે મેલી બાંધી માટીનો લેપ કરી ગજપુટ કરવો. થંડુ થયા પછી યુક્તિએ કાઢી લેવી. તે જેવી ભાતની ઘાણી થાય છે એ પ્રમાણે હોઇ ચોળવાથી બારીક થશે, અને સરવ કાર્ય કરશે. આ પૂર્વોક્ત ભસ્મને પ્રાચીન વૈદોએ તાલદાનની ઉપેક્ષા કરી છે. (૭) શુધ્ધ કરેલી કલઈનો દસમો ભાગ પારો લેઇ તેમાં ખલ કરી રૂના દુધમાં ખલ કરવો, અને ઠીકરામાં ઘાલી પાતળી કરી નીચે તીવ્રાગ્નિ કરી દાડમના સોટાથી ઘુંટવું એટલે ભસ્મ થશે. (૮) હરતાલ ખાખરાના પાંત્રાંમાં ખલ કરી, તેથી કલઇનાં પત્રાંને લેપ કરવો અને ગજપુટ કરવો, એટલે ભસ્મ, થશે. (૯) કલઈના પાતળાં પત્રાં કરી તે દુધમાં અથવા ભાંગમાં થર ઉપર થર દેઇ બાંણુનો પુટ આપવો, એટલે ભસ્મ થશે. **વંગ (કલઈ) ભસ્મ ગુણ**—શુધ્ધ રીતીએ કરેલી વંગભસ્મ, બલકર, દીપન, પાચન, રૂચિકર, બુધ્ધિપ્રદ, શીતળા, કાંતિકારક, જરાનાશક, નિરોગતાકારક, ધાતુને સ્થિર કરનાર, અને ક્ષય અને સંપૂર્ણુ પ્રમેહ એનો નાશ કરે છે. વંગ ભક્ષણકરનાર પુરૂષનો સ્વપ્નમાં પણ શુક્રક્ષય થનાર નથી. એ નિત્ય ૧ અગર ૨ ગુંજા આપવી. **વંગ અનુપાનો**—(૧) મુખગંધને માટે કપુર સાથે. (૨) પુષ્ટિને માટે જાયફળમાં અથવા દુધમાં. (૩) પ્રમેહને માટે તુળશીના પાંત્રાં બરાબર અથવા મધ અને ખડી સાકર એમાં. (૪) પાંડુરોગને માટે ઘીમાં. (૫) ગુલ્મ રોગને ફુલાવેલા ટંકણખારની માંહે. (૬) રક્તપિત્ત અને ઉર્ધ્વ શ્વાસને માટે હળદરમાં. (૭) બલવૃધ્ધિને માટે મધમાં. (૮) પિત્તને સાકરમાં (૯) વીર્યસ્તંભને માટે નાગરવેલના પાનમાં, ભાંગમાં અગર કસ્તુરીમાં. (૧૦) અગ્નિમાંદ્યને માટે પીપરમાં. (૧૧) દુર્ગંધિને માટે ચંપાના ફુલોના રસમાં. (૧૨) દાહ થયો હોય તો લીંબુના રસમાં. (૧૩) ચર્મપક્ષ એટલે પાંપણોના રોગને સારૂ ખેરની છાલના ઉકાળામાં. (૧૪) અજીર્ણને માટે આંમળા સાથે અથવા સોપારીમાં. (૧૫) અસ્થિગત જ્વરને માંખણમાં. (૧૬) વાયુને માટે લસણમાં. (૧૭) કોડને માટે સમુદ્રફળમાં અથવા નગોડના રસમાં. (૧૮) ષંઢત્વ નાશ થવાને માટે અંધાડીના મુળમાં. [૧૯] લીંગવૃદ્ધિને માટે લવંગ અને સમુદ્રફળ, નાગવેલીના રસમાં ઘસી ઉપર લેપ કરવો. (૨૦) મોહનીના માટે ગોરોચન અને લવીંગ એમાં તીલક કરવું. [૨૧] મસ્તકરોગને માટે એરંડાના મુળ ઘસી તેમાં વંગ નાખી લેપ કરવો. [૨૨] બરોળરોગને માટે ફુલાવેલ **ટંકણખારમાં.** [૨૩] વાયુને માટે અજમો અથવા આસનમાં. [૨૪] જળોદરને બકરીના દુધમાં. [૨૫] અર્શ ઉપર કાથામાં અથવા ઘેટીના દુધમાં. [૨૬] મસ્તક રોગમાં અંધાડી બરોબર. [૨૭] ધાતુવિકૃતી ઉપર જાયફળ, જાવંત્રી, લવંગ એમાં. [૨૮] કંખરની વ્યથાને માટે જાયફળ, અષ્ટગંધ એમાં [૨૯] નાડીવ્રણને માટે નાગવેલી બરાબર. [૩૦] પેટમાં પીડ આવતી હોય તો હરીતકી બરાબર. [૩૧] વાતગુલ્મને માટે છાશ સાથે. [૩૨] ફેફરૂં આવે છે તેમાં લસણના તેલમા નસ્ય કરવું. [૩૩] શ્વાસને માટે જાયફળ, લવંગ અને મધ એમાં. [૩૪] શરીર બળવાન થવા માટે તુળશીના રસમાં.

---

## ૪ કપીલો

કપીલો એ રંગે તામ્રવર્ણ હોઈ ઇંટના ભૂકા જેવો હોય છે. એ સુરત પાસે ઉત્પન્ન થાય છે. **કપીલો**—રેચક, તિખટ અને ઉષ્ણ

**છે;** **વ્રણ,** **કફ,** ઊધરસ, જંતુ અને કૃમિનો નાશ કરે છે. [૧] **રેચ થવા માટે તથા પિત્તગુલ્મ ઉપરઃ**— મધમાં કપીલો ખલ કરી આપવો; એટલે રેચ થાય છે અને પિત્તગુલ્મ નિર્બલ થાય છે. (૨) **કૃમિ ઉપરઃ**—કપીલા ચૂર્ણ. અર્ધો તોલો ગોળ સાથે ખાવું; એટલે સંપૂર્ણ કૃમીનો નાશ થશે.

---

## ૫. ખાપરીયું સં. ખર્પરતુત્થ.

ખાપરીયું એ જસતમાંથી થાય છે. એનો રંગ રાતો હોય છે. **શોધન**—ખાંપરીયું મનુષ્યના મૂત્રમાં, ઘોડાના મૂત્રમાં, કિંવા ગોમૂત્રમાં દોલાયંત્રે સાત દિવસ પચન કરાવવું એટલે શુધ્ધ થશે. **ખાપરીયું**—સંપૂર્ણ મેહનાશક, કફ, પિત્ત, નેત્રરોગ, ક્ષય, એનો નાશ કરે છે. અને લોઢું અને પારો એને રંગે છે. **લઘુમાલીની વસંત**—ખાંપરીયું બે ભાગ અને મરી એક ભાગ એકઠું કરી તેનો ગાયના માંખણમાં ખલ કરવો. પછી તેને લીંબુના રસની ભાવના તેમાંનું માખણ નહીં દેખાય ત્યાં સુધી આપવી આ વસંત, તાવ ઉપર બે વાલ પ્રમાણે મધ અને પીંપરમાં આપવું. આ જીર્ણજ્વર, ધાતુગત, જ્વર, અતિસાર, રકતાતિસાર, લોહીથી થયેલા વિકાર, મોટો પિત્તવિકાર, પ્રદર અર્શ સંબંધી લોહી, વિષમજ્વર, નેત્રરોગ, અને સર્વરોગ એનો નાશ કરે છે. આ અરણીના ફુલોમાં ગર્ભીણીને આપવાથી સંપૂર્ણ જ્વરોનો નાશ કરી ગર્ભનું ઉત્તમ પાલન કરે છે. એની પથ્ય દૂધ ને ભાત.

---

## ૬ કોડી સં. વરાટીકા

કોડી, અરબી સમુદ્રમાં લખદીવ અને માલદીવ એ બેટોપાસે જડે છે. ધોળી રાતી અને પીળી એવી ત્રણ પ્રકારની કોડી છે. તેમાં પીળી તીક્ષ્ણ ચક્ષુષ્ય એવી છે, રાતી થંડી અને ગુમડાને હિતકારક છે, અને જે ઉપર ધોળાં ઘણાં બીંદુ અને રેશા હોય છે તે બાલગ્રહનાશક, નાંના પ્રકારના કૌતકોને ઉપયોગી છે. જે રંગે પીળી, પીઠ ઉપર ગાંઠવાળી, તે રસ યોગને ઠેકાણે આપવી. તેમાં વજને દોઢ તોલો હોય તે ઉત્તમ, તોલાભાર તે મધ્યમ, અને પોણો તોલો કનિષ્ઠ જાણવી. કોઇના મતમાં, જે પીળી કોડી, પીઠ ઉપર ગાંઠવાળી, લાંબી, વજને છ માસા હોય તે ઉત્તમ, ચાર માસા હોય તે મધ્યમ, અને જે ત્રણ માસા હોય તે કનિષ્ટ જાણવી. **કોડી**—તિખટ, ઉષ્ણ, વૃષ્ય, અગ્નિદીપક, કફ, શીત એવી છે, અને કર્ણશુલ, વ્રણ, નેત્રરોગ, સંગ્રહણી. ગુલ્મ, શૂળ, પરીણામશુળ, ક્ષય, વાયુ, કફ એનો નાશ કરે છે. **શોધન**—કોડી, કાંજીમાં પચન કરવાથી શુધ્ધ થાય છે. અથવા એક રાત્રી છાશમાં અથવા લીંબુના રસમા પલાળી રાખે એટલે શુધ્ધ થાય છે. **મારણ**—(૧) કોડી, કોલસાના દેવતામાં સારી ફુલે ત્યાં સુધી તપાવી, ઠંડી થાય એટલે બારીક ખલ કરી ઓષધ અર્થે યોજવી (૨) કોડી ખાંડી વસ્રગાળ ભૂકી કરવી અને તે એક કાચ કે માટીના વાસણમાં ભરી, સર્વ ભૂકી પલાળી એક આંગળ ઉપર રહે એટલો લીંબુનો રસ રેડવો અને તડકામાં મુંકવું. એ પ્રમાણે નિત્ય લીંબુનો રસ ધાલી ૭ પુટ આપવા. આઠમે દિવસે તેનો બે પહોર સુધી ખલ કરી સુકવી રાખવું અને ઉપયોગમાં આણવું, એ બે ગુંજાથી એક માસા સુધી આપવી. એ સર્વ રોગો ઉપર અનુંપાનપરત્વે આપવી. (૩) કોડી, દેવતામાં લાલ થયા પછી લીંબુ અથવા કુંવારના રસમાં ચુનાની કળી પ્રમાણે પલાળવી પછી સુકી કરી ખલ કરી રાખવી. **ઉપયોગ**—[૧] **કાન વહેતો (દુખતો) હોય તે ઉપર**—કોડીની ભસ્મ લીંબુનાં રસમાં અથવા હુકકાના પાણીમાં કાનમાં પાડવી; (૨) **અપસ્માર ઉપર**—કાંદાની ચીરી ઉપર કોડીની ભસ્મ નાંખી તેની પોટલી કરવી અને તે વારંવાર નાકમાં સુંઘવી. [૩] **ક્ષય ઉપર**—કોડીની ૨ ગુંજા ભસ્મ, સાકર ૧ તોલો, મધ એક તોલો અને માંખણ એક તોલો એમાં આપવી. (૪) **ધાતુવિકાર ઉપર**—કોડીની ભસ્મ ઘી અને સાકર સાથે આપવી. (૫) **શુળ ઉપર**—કોડીની ભસ્મ ઉન્હા પાણીમાં અથવા સા-

કરમાં આપવી. (૬) **શ્વાસ, કાસ, જ્વર એ ઉપર**--કોડીની ભસ્મ ઘી અને સાકરમાં આપવી. (૭) **પ્રમેહ અને પ્રદર ઉપર**--કોડીની ભસ્મ ઘી, મધમાં આપવી. અગર સાકર અને ગાયના દૂધમાં આપવી. (૮) **દાદર, કંડુ, ખસ, ચટ્ટા એ ઉપર**--તલનું તેલ નવટાંક કોડી ભસ્મ તોલો ૧, ગેરૂ તોલો અરધો, એ એકત્ર ખલ કરી લેપ કરવો.

---

## ૭ કાડી ખાર

કાડીખારને અંગ્રેજીમાં " નૈત્રટ ઑફ સીલવર " અને " લ્યુવર કાસ્ટિક " એવું કહે છે એ રૂપામાંથી બનાવાય છે. કાડીખારની પેનસીલ જેવી ધોળી લાકડી હોય છે. કાડીખાર ગરમ પાણીમાં પીગળે છે. એ ચામડીને લાગવાથી કાળા ડાગ પડે, અને ફોલ્લો ઉઠે છે. **(૧) આંખોનો દાહ, આંખો દુખવા આવેલી** અને **ખટકા ઉપર**--કાડીખાર ગરમ પાણીમાં પીગળાવી તેનું ટીપું પીંછીવતી આંખમાં નાખવું. [૨] ગર્મીના ચટ્ટાઓ [ચઠાં] અને ચાંદી થતાંજ તે ઉપર કાડીખાર ચોપડવો. એટલે ચટ્ટાં પસરતાં તથી. અને તે ઉપરનું વિષ બળી જાયછે. [૩] **શરીરમાનો સોજો અવાળુ** અને **ચામખીળ એ** ઉપર-કાડીખાર ચોપડવો. ( ૪ ) **એક વર્ષની અંદરના આંખાના ફુલ** ઉપર:—મૃગનક્ષત્રનું અથવા હસ્તનક્ષાત્રનું પાણી લેઈ બાટલીમાં રાખી તેમાં, ૧૯ તોલાએ ૧ ગુંજ કાડીખાર નાંખી તેને મજબુત બાંધી રાખવું. ૧૦–૧૨ દિવસ થયા પછી તે પાણી પીછાથી આખમાં નાંખવું. નાંખતી વેળાએ હલાવવું જોઇએ.

---

## ૮. કાંતી લોઢું ( કાંત લોહ ).

કાંતી લોઢું એ લોહચુંબકમાંથી થાય છે. એમાં ભ્રામર અને ચુંબક એવા પ્રકાર છે. કાંતી લોઢું ઘણું દુર્લભ ( મળવું કઠણ ) છે. એ સર્વ લોઢામાં શ્રેષ્ટ છે. **કાંતીલોઢું**:—કાંતીલોઢાના વાસણમાં પાણી ભરી તેમાં તેલનું ટપકું નાંખવાથી પસરતું નથી, અને પાણીને હીંગનો વાસ આવે છે, અને લીંબુનો રસ કાંતીલેઢાનાં વાસણમાં નાંખવાથી કડવો થાય છે, અને વાસણમાં દૂધ તપાવવાથી ઊભરા આવી બહાર નીકળી જતું નથી; ઉંચું તેમજ વધે છે. કાંતી લોઢાનું વાસણ તપાવી તેમાં પાણીમાં પળાલેલા ચણા નાખવાથી છાલ બળે છે તેને કાંતી લોઢું કહે છે. **મારણ**:—કાંતી લોઢાનું મારણ પોલાદના મારણ પ્રમાણે કરવું. એની ભસ્મ પોલાદની ભસ્મ કરતાં સોગણી ગુણોએ વધારે છે.

---

## ૯. કાંસુ ( સં. કાંસ્ય ).

કાંસુ એ મિશ્ર ધાતુ છે. આઠ ભાગ તાંબુ અને બે ભાગ કલઇ. એમાં બે ધાતુ રસ કરી એકત્ર કરવાથી કાંસુ થાય છે. તેનાં ભોજનપાત્ર શુભકારક છે. કાંસુ બે પ્રકારનું છે. એક પુષ્પક અને બીજું તૈલક, તેમાં પુષ્પક ધોળું હોય છે; અને તૈલક કફ કરે છે. પહેલું રોગશાંતિ માટે આપવું. ધોળું, ચકચકીત, મૃદુલ. શબ્દ થનાર, સ્નિગ્ધ, નિર્મળ, ઘનાંગી, સરળ એવું કાંસુ. ઉત્તમ જાણવું. **શોધન**:—(૧) કાંસાના પતાં કરી તપાવી તે તેલ, ગાયનું મૂત્ર, કાંજી અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વખત પળાંલવાં, એટલે શુધ્ધિ થાય છે. (૨) કાંસાના પાતળાં પત્રાં કરી ગોમુત્રમાં પ્રહરભર બાફવાં કિંવા આમ્લદ્રવ્યમાં ( ખાટા પદાર્થોમાં) બાફવાં એટલે કાંસું શુધ્ધ થાય છે. **મારણ**:— કાસું અને પીતળ એનું મારણ તાંબા જેવુંજ કરવું. (૧) તાંબા, પીતળ અને કાંસાના મારણ વિષે:—સમાન ભાગ ગંધક લેઈ તે આંકડો, વડ, ગાયનું દુધ નગોડ એના રસમાં જૂદું જૂદું મર્દન કરી પત્રને લેપ દેઇ જૂદા જૂદા બે ગજપૂટ દેવા, એટલે ભસ્મ થાય છે. (૨) કાંસું કિંવા પીતળ એનાં સમભાગ ગંધક લેઇ આંકડાનાં દૂધમાં ખલવો; અને સારાં શુધ્ધ કરેલાં પત્રાં લેઇ તેને તે ગંધક વડે લેપ કરવો. અને સુકવી કોડીઆમાં ઘાલી કપડમાટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે બે પુટે કાંસું અને પીતળ એની ભસ્મ થાય છે. **કાંસ્યભસ્મના ગુણ**—તુરી, કડવી, ઉષ્ણ,

લેખન સ્વચ્છ, સારક, જડ, નેત્રને હિતાવહ, રૂક્ષ, કફ, તથા પિત્ત એની નાશક છે.

---

## ૧૦, ખડી. [ સં. ખટી. ]

ખડી ધોળી અને મલિન એ ભેદવડે બે પ્રકારની છે. તેમાં મલિન ખડી કઠણ હોય છે, તથા ગૌર ખડી મૃદુ પાષાણ જેવી, ઘણી શુભ્ર અને જડ, તે સારી હોય છે. **ખડી**— દાહ. રકતવિકાર વિષ શોષ, કફ અને નેત્રવિકાર એનો નાશ કરે છે, અને થંડી, મધુર, લેખન અને બાળકોને હિતાવહ એવી છે. **પાષાણ ખડી**—વ્રણ, પિત્ત અને રકતવિકાર એની નાશક હોઇ, શીત અને લેપાદિકોમાં ગુણકરક, ભક્ષણ કરવાથી માટી જેવી લાગે છે.

---

## ૧૧. ગંધક.

**ગંધક**—રાતો, પીળો, ધોળો તથા તથા કાળો, એવા ચાર પ્રકારનો છે. તેમાં રાતો સ્વર્ણ ક્રિયામાં, પિળો રસાયન વિષે, ઉત્તમ ધોળો લેપ માં કિવા લોહ મારવા માટે આપવો; તથા કાળો ગંધક દુર્લભ છે, તે જરા અને મૃત્યુ એનો નાશ કરે છે. ઔષધોમાં આમલસારો ગંધક લેવો **શોધન:**—દુધના વાસણપર કપડું બાંધી તે ઉપર ગંધક પાથરી, ગંધકને ના અડે એવા વાસણને ઢાકી તે ઉપર અગ્નિ કરવો; એટલે ગંધક પાતળો થઈ દુધમાં પડશે, તે શુધ્ધ જાણવો. (૨) લોઢાની કઢઇમાં ઘી નાખી અગ્નિ ઉપર પાતળું કરવું. પછી સમાન ગંધક ઝીણો કરી તેમાં નાંખવો. ગંધક પાતળો થયા પછી વસ્ત્રઉપર ગાળવો તે એવી રીતે કે વસ્ત્રમાંનો બધો ગંધક દુધમાં પડે. તે થંડો થયા પછી કાઢી ધોવો અને સુકવવો. એ પ્રમાણે ત્રણ વખત જુદા જુદા દુધમાં શોધવો; એટલે ભક્ષણ કરવાને તથા યોગમાં યોજવાને શુધ્ધ થાય છે. **ગંધક:**—રસાયન, મધુર, પાકકાળે કડવો; અને ઉષ્ણ, અગ્નિદીપન, પાચક, આમનો શોષક, અને પાડનાર, પારદને વીર્ય આપનારો હોઇ તેનું સત્વ પારદબંધક છે; તથા કંડુ, કુષ્ટ, વિષ, ખસ, વિષ, કૃમિ એનો નાશ કરે છે. **ગંધકના અનુપાનો:**—ચાર માસા શુધ્ધ ગંધક દૂધમાં સેવન કરવાથી કફવિકાર, વાતવિકાર, પિત્ત, વિષ, કમળો અને કોડ એનો નાશ કરે છે- તથા કામ વૃધ્ધિ કરી નેત્રરોગને દુર કરે છે. આ—ત્રિફળાં, ઘી અને ભાંગરાનો રસ એમાં આપવો, એટલે નેત્ર સારાં થાય છે. રોગ નાશ અને આયુષ્યની વૃધ્ધિ થાય છે. ચાર માસા ગંધક અને દૂધ એ એક મહિનો લેવાથી શૌર્ય અને વીર્ય એની વૃધ્ધિ થાય છે; અને ૭ મહિના લેવાથી સંપૂર્ણ રોગોનો નાશ થાય છે. દિવ્ય દૃષ્ટિ થાય છે અને આયુષ્ય વધે છે. **ગંધક:**—કેળામાં ત્વગ્દોષ નાશક, ચિત્રકમાં બલ દાયક; અરડુસાના કાઢામાં ક્ષયકાસ ઉપર, **લિંબ**ળાંના કાઢામાં મંદાગ્નિ ઉપર તથા સંપૂર્ણ ઉર્ધ્વ વિકારો ઉપર આપવો. (૧) **ખસ ઉપર**:—ગંધક કોહળામાં **અથવા** કેળામાં ખાવો, એટલે સર્વ ખસ બાહેર પડે છે. પછી સાયંકાળે બેંસનું છાણ શરીરે ચોપડી સ્નાન કરવુ. **બીજો પ્રકાર:**—શુધ્ધ ગંધક ઘીમાં અથવા છાશ માં આપવો, (૨) **રકતવિકાર ઉપર**:—શુધ્ધ ગંધક દૂધમાં આપવો. (૩) **શિળ્યા ઉપર**:—ગંધક અને જવખાર સરસીઆમાં મેળવી લેપ કરવો. (૪) **અપસ્માર ઉપર:**—ગંધકની ધુણી નાકમાં દેવી. (૫) **કંડુ અને ગજકર્ણ** (**દાદર** ) **ઉપર**:—ગંધક, ટંકણખાર, કપૂર, માયફળ, (માયાં) અને મધપુડાનું મિણ એ સર્વ કોપરેલમાં ખલી તેનો લેપ દેવો. (૬) **ભુત જ્વર ઉપર**:—શુધ્ધ ગંધક અને આંવળકંટી એનું ૧૦ માશા ચૂર્ણ આપવું, અથવા ગંધક અને ત્રિકટું એનું ચૂર્ણ ઘીમાં આપવું. (૭) **પ્રમેહ અને પિઠીકા ઉપર:**—શુધ્ધ ગંધક ગોળ સાથે ખાવો અને તે ઉપર દૂધ પીવું. (૮) **કુષ્ટ, કંડુ, અને ખસ એ ઉપર:**—ગંધક ગરમાળાના મૂળના રસમાં ઘુંટી તેનો લેપ દેવો, **ગંધક રસાયન**—૪ તોલા ગંધક અને ૨ તોલા પારો એની કજ્જલી કરી કુંવારના રસમાં એક દિવસ ખલ કરવો, અને કુલડીમાં નાખી સંધિલેપ કરી અગ્નિની આંચ દેવી અને શીત થયા પછી કાઢી, એક મહિનો મધ

અને ઘી એમાં લેવાથી જરા, વ્યાધી અને દરિદ્ર એનો નાશ કરે છે. **બીજો પ્રકાર**—ગંધક અને મરી સમભાગ અને ત્રિફળાં ૭ ભાગ લેઇ ગરમાળાના મૂળના રસમાં મર્દન કરવો, અને તે આપવો એટલે સંપૂર્ણ રોગ નાશ કરે છે. ગંધક ખાનારે ખારૂં ખાટું, ભાજી દ્વિદલધાન્ય, સ્ત્રીગમન, ઘોડા હિંડો ઉપર આરોહણ કિંવા પગે ચાલવાનું વર્જવું.

---

## ૧૨ ગેરૂ

ગેરૂને "સોનકાવ" એમ પણ કહે છે **શોધન**—ગેરૂ ગાયના દુધમાં ખલવાથી શુધ્ધ થાય છે; કિંવા કિંચીત ઘી નાંખી શેકવાથી શુધ્ધ થાય છે. **ગેરૂ**—રકતપિત્ત, રકતવિકાર કફ, ઉચકી, વિષમજ્વર, એનો નાશ કરે છે; અને ચક્ષુષ્ય તથા બલ્ય એવો છે. (૧) **ઉચકી ઉપર**—ગેરૂનું ચૂર્ણ મધમાં આપવું. **બાળક માટી ખાય છે તેને માટે**—બાળકને ગેરૂ ખાવા આપવો એટલે વધેલું પેટ ઉતરી જઇ બાળક સશકત થાય છે.

---

## ૧૩ ગોપીચંદન

ગોપીચંદનને "સોરઠી માટી" એમ પણ કહે છે, ગોપીચંદની ઉત્પત્તિ સૌરાષ્ટ દેશમાં (કાઠીયાવાડમાં) થાય છે. એ એક જાતની માટી છે. ગોપીચંદનનો રંગ ધોળો હોય છે. **ગોપીચંદન**—દાહ, ક્ષત રકતવિકાર, પિત્ત, કફ, પ્રદર એનો નાશ કરે છે. બીજા ગુણ ફટકડી જેવા છે. (૧) **હિરાકસીના વિષને અને અન્નમાં કાચનિ ભૂકી ગઈ હોય તેને માટે**— ગોપીચંદન ઘસી પાવું. (૨) **ગર્ભીની ચાંદિઓને**—ગોપીચંદન ઘસી ચોપડવું. (૩) **બાળકોનાંમાથા ઉપર પરૂ આવે છે તે ઉપર**—ગોપીચંદન ઘસી લેપ કરવો. (૪) **પ્રદર ઉપર**—ગોપીચંદન ૧ તોલો અને ફટકડી ત્રણ માસા એકત્ર ખલી કપડમાટી કરી ગજપૂટ આપવા તે એકગુંજ (ચણોઠીભાર) પ્રમાણે સાકરમાં આપવું. (૫) **ખાલી ચઢે છે તેના તથા ધાવરા ઉપર**—ગોપીચંદન ઘસી લગાડવું (૬) **મુખરોગ ઉપર**—ગોપીચં । દૂધમાં ઘસી ચોપડવું.

---

## ૧૪. ધુંવાસ. [સં. ગૃહધૂમ.]

ચુલા ઉપર ધુમાડાથી જે કાજળ એકઠું થાય છે તેને "ધુંવાસ" એમ કહે છે. (૧) **ગલગુન્ડ, સોજો, ઇત્યાદિક ઉપર**:—ધુંવાસ, ગોળ અને ચુનો ખલી લેપ કરવો. (૨) **આંખો આવે છે તેને માટેઃ**—ધુંવાસ, ગોળ અને ચુનો એની લમણા ઉપર પટ્ટી બે લગાવવી. (૩) **મૂળવ્યાધિ ઉપરઃ**—ધુંવાસ દહીંમાં અથવા ઘીમાં ખલી મસાને લેપ કરવો અને વગડાઉ છાણાનો શેક આપવો.

---

## ૧૫ ચુનો

ચુનો મુખ્યત્વેકરી બે પ્રકારનો છે. એક ખડીનો ચુનો અને બીજો છિપનો ચુનો. ભટ્ટીમાં પકવે એટલે તેનો ચુનો થાય છે. (૧) **ગર્ભીણીના અતિસાર ઉપરઃ**—ચુનાનું નિતર્યું પાણી નાના ચમચાભર દૂધમાં આપવું. (૨) **વ્રણ, બદ બેસાડવા માટે, કર્ણમૂળ અને ગલસુણાં ઉપરઃ**—કળીચુનો, ગોળ અને ધુંવાસ એનો લેપ દેવો અને ઉપર પાતળો કાગળ કિંવા રૂ ચોટાડવું. (૩) **અજીર્ણ ઉપરઃ**—ચૂનાની ગોળી વાલ જેટલી ખાવી. (૪) **કમળા ઉપરઃ**—કળીનો ભિજવેલો ચુનો ચણા જેટલો, ચાર તોલા દહીંમાં કાલવી આપવો. દિવસ ૭. પથ્ય દહીં ભાત. (૫) **ભિલામો ઉઠે છે તેને માટેઃ**—નવો ચુનો અને દહીં એકત્ર કરી ચોપડવું. (૭) **અંડવૃદ્ધિ ઉપરઃ**—કળીનો ભીજવેલો ચુનો ૧ તોલો લેઈ તેમાં બે તોલા પર્યંત ઉંચી તપખીર કાલવવી. ઘટ્ટ થાય તો થોડું ચુનાનું પાણી નાખી મિશ્રણ જેવું તૈયાર કરવું; અને વધેલા અંડને તેનો લેપ કરી મંદ અગ્નિનો સહેવાય તેટલો શેક આપતા રહેવું; એટલે કેટલીક વારે મસ્તક જડ થયા જેવું જણાઇ ઉલટી થાય છે; અને મા-

શ્રામાંનું પાણી ઉલટીએજ પડે છે. એ પ્રમાણે એ ત્રણ દિવસ કરવાથી ગુણ આવે છે. જેને તંબાકુ લાગવાથી ઘણીજ ચકરી આવતી હોય તો કાંદો (ડુંગળી) સુંઘાડવો તથા ખાવા આપવો. (૮) **અગ્નિદગ્ધ વ્રણ ઉપરઃ**—તલના તેલમાં કળીના ચૂના ઉપરનું નિતર્યું પાણી ૭ ભાગ મિશ્ર કરી સુમારે ૧ ઘડી સુધી સળીથી હલાવતાં રહેવું, એટલે જાડો મલમ થશે. તે મોરના પીંછાવડે ઘણા હલકા હાથથી બે ત્રણ વખત ચોપડવું. એથી કરી દાહ શમન થઈ ત્વચાના ઠેકાણે કઠણપણું આવે છે, અને જલદી ગુણ આવે છે.

---

## ૧૬ જવખાર

જવનાં નવાં તાજાં પંચાંગ બાળી તે થકી આ ક્ષાર ઉત્પન્ન કરે છે. એની પાતળી પત્રીઓ હોય છે. એનો રંગ ધોળો હોય છે. **જવખારઃ**—સારક, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, સુક્ષ્મ, લઘુ; અને વાયુ, કફ, શૂળ, અમરી, કંઠરોગ, આમશૂલ, યકૃત, પ્લીહા, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, શ્વાસ, અર્શ, આનાહવાત, હૃદ્રોગ, આમ પાંડુ, અને ગ્રહણી, એનો નાશ કરે છે. **સુવાવડીને મકકલ શૂળ થાય છે તેને માટે**—જવખાર ગાયના ઘીમાં અથવા ઉષ્ણોદકમાં આપવો. (૨) **મુત્રકૃચ્છ્ર, અશ્મરી** અને **ખર પડે છે તેને**—છાશમાં જવખાર નાખી આપવો. (૩) **તાળવું પડે તો તેને**—જવખાર અને મધ આંગળી ઉપર લેઇ તેનો લેપ કરવો. (૪) **ઉદાવર્ત રોગ ઉપર**—જવખાર અને સાકર એકત્ર કરી આપવી. (૫) **ગુલ્મ ઉપર**—જવખાર ૩ માસા અને ગોળ ૩ માસા એની ગોળી કરી આપવી. (૬) **મુત્રકૃચ્છ્ર ઉપર**—જવખાર પાચ માસા લેઇ સાકરમાં ખાવો. અથવા એક માસો જવખાર, કોળાનો રસ ૪ તોલા, સાકર ૧ તોલો, એ એકત્ર કરી આપવું. **(૭) દમ** અને **ઉધરસ એ ઉપર**—જવખાર મધમાં આપવો. (૮) **કટિશૂળ હૃદયશૂળ કુક્ષિશૂળ** અને **બસ્તિશૂળ એ ઉપર**—જવખાર, હિંગ, સિંધવ એનું ચૂર્ણ કરી તે એરંડેલમાં નાખીં આપવું. (૯) **મુત્રવરોધ ઉપર**—જવખાર દોઢ માસો ચોખાના ધોવરામણમાં આપવો.

---

## ૧૭ જસત

### ( સં. જસદ )

**શોધન**—જસત પાતળું કરી દૂધમા ઉકાળવું. એ પ્રમાણે ૨૧ વખત કરવું એટલે શુદ્ધ થાય છે. **જસત ભસ્મઃ**—જસત કલેડામાં નાંખી રસ કરવો; અને લીમડાના કાષ્ટવડે ઘુંટવું નીચે તિવ્રાગ્નિ લગાડવો, એટલે ભસ્મ થાય છે. તે લેઈ તેને ત્રિસંધી, કુવેર ત્રિફળાં અને ભાંગરો એ પ્રત્યેકની બત્રીસ બત્રીસ ભાવનાઓ આપવી. તથા પ્રત્યેક ભાવનાને અગ્નિ પૂટ આપવા. પછી તેને ઉપર કહેલી ઔષધીનો એક પુટ આપવો; તથા એક પંચામૃત પુટ આપવો. થંડુ થયા પછી કાઢી ખલી વાસણમાં ભરી રાખવું, અને સર્વ રોગો ઉપર અનુપાન વડે બે ગુંજા (ચણોઠી) આપવું. જસતની ભસ્મ ગાયના જૂનાં ઘીમાં આપવાથી આંખોને હિતાવહ અને તાંબુલ સાથે આપવાથી પ્રમેહનાશક; અરણી ( જયંતી )માં આપવાથી અગ્નિ વધારે છે; તથા તજ, તમાલપત્ર, એલચી એમાં આપવાથી ત્રિદોષ નાશક છે. **જસતના ફુલઃ**—જસત કઢમાં નાખી લોખંડની કડછીથી ઘુંટવું એટલે તેની ભસ્મ થાય છે તેને જસતના ફુલ એમ કહે છે. **જસત ભસ્મઃ**—તુરી, કડવી, શીતળ કફ. પિત્ત, પ્રમેહ, તથા શ્વાસ, એનો નાશ કરે છે અને આંખોને હિતકારક છે. (૧) **આંખો ઉપર છારી આવે છે તેને માટેઃ**—જસતના ફુલ અને ખડીસાકર એનો સારો ખલ કરી તે ભુકી રાત્રે ઉંઘતી વેળાએ **આંખમા આંજવી,** કિંવા ૧ ભાગ ફટકી અને તેનો ચોથો હિસ્સો જસતના ફુલો એનો સારો ખલ કરી તે ભુકી ૨ ગુંજા લઈ તેમાં ૧૧ તોલો પાણી નાખી દિવસમાં બે વખત પીંછાવડે આંખમાં નાંખવું; એટલે આવેલી આંખો, ગળ, પીયા અને લાલી એની શાંતિ થાય છે. (૨) **ખુપરા, છારી, આવેલી આંખો વગેરે નેત્રરોગ ઉપર**—જસતનાં ફુલ સાકર, કાથો, ફટકડી એ સમભા

ગ અને અષ્ટમાંશ મોરથુથુ એનો ખલ કરી દિવસ અને રાત્રે આંખમાં આંજવું.

---

## ૧૮. ટંકણખાર.

### (સં. ટંકણ]

કેટલાક તળાવોમાં આ ક્ષાર પાણી સુકાઇ ગયા પછી એકઠો થયેલો મળે છે. એને "સ્વાહાગી" એમ પણ કહે છે. **શોધન:**—ટંકણખાર ગાયના છાણમાં રાખી પછી ધોઈ નાખવો એટલે શુદ્ધ થાય છે, કિંવા ટંકણખાર ફુલાવવો એટલે શુદ્ધ થાય છે. **ટંકણખાર**—અગ્નિકારક, સોનું અને રૂપું એ શુદ્ધ કરનાર, સારક; અને વિષદોષ, વાયુ અને કફ એનો નાશ કરે છે. (૧) **કર્ણશૂલ ઉપર**—ટંકણખાર ફુલાવી તે કાનમાં નાંખવો. (૨) **પાપણી ઝડેલી હોય તો**—ટંકણખાર લીંમડાના રસમાં ઘસી પાપણી ઝડેલી જગોએ લગાવવો. (૩) **ધાત જતી હોય તે ઉપર**—ફુલાવેલો ટંકણખાર ૭ માસા અને સાકર તોલા ૭ એ એકત્ર કરી તે ચૂર્ણ રોજ એક તોલો એ પ્રમાણે સાત દિવસ આપવું. (૪) **બહુમૂત્ર ઉપર**—ફુલાવેલો ટંકણખાર નવટાંક પાણીમાં નાખીં આપવો. (૫) **કોલેરા અને ઓકારી ઉપર**—દૂધમાં ફુલાવેલો ટંકણખાર નાખી આપવો. (૬) **ચાતુર્થ્યાદિ સર્વ વિષમ જ્વરો ઉપર**—ફુલાવેલો ટંકણખાર એ ગુંજા (ચણોઠી) પાનમાં આપવો, એટલે તેનો રસ જેમ જેમ પેટમાં જાય છે. તેમ તેમ જ્વર તત્કાળ નીકળી જાય છે, (૭) **જીભને ખર પડે કિંવા પેઢુમા ક્ષત પડે તો તેને**—ફુલાવેલો ટંકણખાર મધમાં કાલવી લગાવવો. (૮) **નખ સંબંધી માંસ ઠોકરાવાથી તે દુખતુ હોય તે ઉપર**—નખની બાજુએ ટંકણખારનું ચૂર્ણ પાણીમાં ચોપડવું. (૯) **સોમલ, વચ્છનાગ. કૃત્રિમ વિષો અને સર્પના વિષ ઉપર**—ઘીમાં ફુલાવેલા ટંકણખારની ભૂકી ૨ માસા નાખી આપવી. ઝાઝું વિષ પેટમાં ગયું હોય તો તે પ્રમાણે વધારે ટંકણખાર ઘીમાં નાખી આપવો. (૧૦) **ડુંટીમાં ફોલ્લી થઈ આવી હોય તો**—ટંકણખાર અને મોરથુથુ એને ફુલાવી **મધમાં** ખલી ફોલ્લી ઉપર ચોપડવું. (૧૧) **વાળા ઉ ઉર**—ગળોના રસમાં ટંકણખાર ફુલાવેલો નાખીં પાવો; અથવા હિંગ અને ટંકણખાર એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા લેઈ ચૂર્ણ કરી સાત દિવસ સાંજ સવાર આપવો. [૧૨] **ત્વગ્દોષ ઉપર**—ટંકણખાર અને ગંધક ઘસી ચોપડવો. (૨૩] **મોં આઠ્યું હોય તો**—ફુલાવેલો ટંટણખાર પાણીમાં નાંખી કોગળા કરવાં. (૧૩) **ખાલી ચઢતી હોય તો**—ટંકણખાર ભેંશના માખણમાં કઢી ચોપડવો.

---

## ૧૯ તેલીઓ ટંકણખાર.

### (ફુલવેલો લેવો)

(૧) **દમ** અને **ઉધરસ ઉપર**—ટંકણખાર ૧ માસો, આદુનો રસ અને ખડીશાકર એમાં આપવો, [૨] ઉલટી ઉપર—ટંકણખાર દૂધમાં કિંવા મધમાં આપવો. [૩] **પ્રદર, ગર્મી** અને **મૂળવ્યાધ એ ઉપર:**—ખડીસાકર ૩ માસા અને ટંકણખાર ૧ માસો એકત્ર વાટી ગાયના પાશેર દુધમાં નાખી, પછી તેમાં લીંબુનો રસ નાખી તે પ્રાશન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું.

---

## ૨૦ તાંબુ (સં૦ તામ્ર)

**શોધનઃ**—ઉલટી, ભ્રાંતિ, ગ્લાનિ, દાહ, શૂલ, કંડુ, રેચ, વીર્યનાશ, એ તાંબાના આઠ દોષ છે. એટલા માટે એનું શોધન કરવું જોઇએ. (૧) ગોમૂત્રમાં આંમલી અને મીઠું નાખી તેમાં તાંબાનાં પત્રાં અગ્નિ ઉપર પ્રહર પર્યંત શિજવવાં; એટલે તાંબુ સારૂ શુધ્ધ થાય છે. (૨) તેલ, છાશ, ગોમૂત્ર, કુળિત્થનો કાઢો, એમાં શુધ્ધ કરેલું તાંબુ લેઈ, તેના આઠ દોષ જવા માટે પ્રાજ્ઞ પુરૂષોએ પદાર્થો એકત્ર ખલી તે કલ્કવડે તાંબાનાં પત્રાંને લેપ કરવો; તથા અગ્નિ ઉપર તપાવી નગોડના રસમાં ત્રણવાર બુડાડવું; એટલે તાંબાની શુધ્ધિ થાય છે. **મારણઃ**—નાનાં નાનાં અને તે ઘણાં પાતળાં એ-

વાં તાંબાનાં પત્રાં કરી તેમને લીંમડાના રસમાં નાખી ત્રણ દિવસ પર્યંત હલકો હલકો અગ્નિ કરી પચવવાં; પછી તે પત્રાં બાહેર કાઢી, તેનો ચતુર્થાંશ પારો લેઈ, બન્નેને ખલમાં નાખી લીંબડાના રસમાં એક પ્રહર પર્યંત ખલ કરી, તે પત્રાં ખલમાંથી કાઢી, તેથી દુપ્પટ, ગંધક લીંમડાના રસમાં ઘુંટી તેનો તે પત્રાંને લેપ કરી એક ગોળો કરવો; પછી મીનાક્ષી અથવા આંમલી અથવા સાટોડી એમાંથી એક વનસ્પતિ લેઈ વાટી તે ગોળાની આસપાસ એક અંગુળ પ્રમાણ લેપ દેઇ, માટલામાં તે ગોળો મૂકી તે ઉપર માટીનું કોડીયું ઉંધુ મુકી, તે ઉપર રેતી, માટલાના મોં પર્યંત નાંખી પછી રાખ અને મીઠું પાણીમાં મેળવી, તેની માટલાના મોંને મુદ્રા કરી, તે માટલું ચુલા ઉપર મૂકી ક્રમે કરી–હલકો, મધ્યમ મોટો એ પ્રમાણે–ચાર પ્રહર અગ્નિ કરી, થંડો થયા પછી તે ગોળો બાહેર કાઢી, સુરણનાં રસમાં એક દિવસ પર્યંત ખલી તેનો ગોળો કરી, તેનાથી અર્ધો ગંધક લેઈ ઘીમાં વાટી તેનો તે ગોળાને લેપ કરી, માટીનાં બે કોડીઆં લાવી, તે એકમાં તે ગોળો મૂકી તે ઉપર બીજુ શરાવ ઉંધુ ઢાંકી કાપડમાટી કરી વગડાઉ છાણાનો ગજપુટ આપવો. થંડુ થયા પછી તે શરાવ સંપુટ બાહેર કાઢી, તેમાંથી તામ્ર ભસ્મ કાઢી લેવી. આ ભસ્મ ઘણો સારો ગુણ આપનારી છે. એનાથી ઓકારી, ભ્રાંતિ, ગ્લાનિ અને મૂર્છા એ કોઇ દિવસ પણ થતી નથી. (૨) પારો ૦ાા ભાગ, ગંધક ૨ ભાગ, દુધીના રસમાં ખલી, તાંબાનાં શુધ્ધ કરેલાં પત્રાં ૧ ભાગ લેઇ તેનો લેપ કરવો, તથા ગજપુટ આપવો; એટલે ભસ્મ થાય છે. (૩) શુધ્ધ કરેલો તાંબાનો ચુરો લેઇ, સમાન ભાગ પારામાં, જંબીરરસમાં મર્દન કરવો; પછી બન્નેના સમભાગ ગંધકમાં ખલ કરવો તથા એક ગજપુટ આપવો એટલે ભસ્મ થાય છે. (૪) પારો ૧, ગંધક ૧, હરતાલ ૦ા, મનશીળ અષ્ટમાંશ એ પદાર્થો એકત્ર ખલી બારીક કજ્જલી કરવી; તે કજ્જલીએ તામ્રપત્ર ૧ ભાગ લેઈ તેનો તે કજ્જલીના પર્યાએ લેપ કરવો; તથા તેને વાલુકા યંત્રમાં ચાર પ્રહર પચન કરવું. થંડુ થયા પછી કાઢી લેવું. આ તામ્ર, દરરોજ બે વાલ, જે જે રોગો ઉપરના અનુપાનમાં આપે, તે તે રોગોનો નાશ કરે છે; તથા પરિણામશળ, ઉદર, શુળ, પાંડુ જ્વર, ગુલ્મ, પ્લીહા, ક્ષય, મંદાગ્નિ, શ્વાસ, કાસ, સંગ્રહણી એનો નાશ કરે છે. એને સોમનાથી તામ્ર કહે છે. **તામ્ર ભસ્મ પરિક્ષા**—તામ્ર, રંગે મોરના કંઠ જેવી દેખાય છે અને તેનું ચુર્ણ સહજ થાય છે. અને પારાનો યોગ હોય તો ચકચકીત દેખાય છે. તામ્ર ભસ્મ દહીંમાં નાખવાં છતાં દહીનો રંગ કાયમ રહે તો તે પાકી છે એમ સમજવું. **તામ્રગુણઃ**—શુધ્ધ રીતીએ કરેલી તામ્ર, કોડ, પ્લીહા, જ્વર, વાયુ કફ, શ્વાસ, કાસ, ઝાંપડ, શલ, કૃમિ, ઉલટી, પાંડુ, મોહ, અતિસાર, મૂળવ્યાધ ગુલ્મ, ક્ષય, ભ્રમ, મસ્તકવ્યાધી અને મેહ એનો નાશ કરે છે. તથા અગ્નિને વધારે છે. **અશુદ્ધ તામ્ર**–સંપૂર્ણ ધાતુનો શોષ, નાના પ્રકારના રોગ કાંતિ નાશઃ અને કુષ્ટ વિષજવર, ઉલટી, રેચ, સંતાપ અને અનેક વ્યાધીને સહાય કરે છે તથા પ્રાણનાશ કરેછે **મયૂર પિછાદિકથી તામ્રોત્પત્તિ**—મોરના પિછાં લેઈ બકરીના ઘીમાં શેકવાં; તથા ગોળ, ગુગળ માછલું ઉન, ટંકણખાર, સાજીખાર, મધ, ચણોઠી, પીંપર, લાખ અને ઘી એ એકત્ર મેળવી ઊંધી, કુલડીમાં ઘાલી ફુંકવું, એટલે મયૂરપિચ્છ અને ભૂનાગ એનું તામ્ર થાય છે, તેમજ નાનો ગાંડૂળ લેઈ ગોમયમાં પિંડ કરી કુલડીમાં ફુંકવાથી તાંબુ ઉત્પન્ન થાય છે. **ભુનાગ અને મયુરપિચ્છ એના સત્વોનો ગુણ**—શીત, અને સંપૂર્ણ કોડ, વ્રણ, સ્થાવર, જંગમ વિષો, વિષ એનો નાશ કરે છે, અનો પારાને યોગ કરવાથી તે અગ્નિમાં સ્થિર રહે છે. **તામ્ર ભસ્મનાં અનુપાનોઃ**—એ એક ગુંજ ( ચણોઠીભાર ) નિત્ય આપવી. ૧. શ્વાસ કાસને માટે મધ પીંપરમાં. ૨. પિત્ત ઉપર સાકરમાં. ૩. વિષમજ્વર ઉપર મરી અને તુળસીના રસમાં, ૪. વાતગુલ્મ ઉપર હિંગમાં, ૫. ઉદરરોગ ઉપર ગુગળમાં સાત દિવસ આપવું, ૬. મૂત્રકૃચ્છ્ર ઉપર હળદર અને મધ એમાં ૭. પથરી ઉપર જવખારમાં ૮. મુળવ્યાધી ઉપર સુરણના રસમાં, મ-

રી અને લવંગ એનું ચૂર્ણ નાખી તેમાં આપવું ૯. સંગ્રહણી અને વાતપ્રમેહ ઉપર ગળોનું સત્વ, અજમો, સાકર અને મધ એમાં ૧૦, પુષ્ટતા માટે મધ, સાકર અને ઘી એમાં એ ઉપર **પથ્ય**—ખાટા, તેલકટ એ પદાર્થો વર્જ્ય કરવા.

---

## ૨૧ ફટકડી સં. તુવરી, સ્ફટિકા.

ફટકડી એ સોરઠ દેશના અરણ્યમાંની મૃત્તિકા છે. એ વસ્ત્રાદિકોને લગાવવાથી લાલ ડાગ પડે છે. એ પારદરંજક, ઔષધોમાં એને ફુલાવી આપવી. **ફટકડી**—તીખી, કડવી, તુરી, ઉષ્ણ, ખારી, લેખન, ખાટી, ગ્રાહક, આંખોને હિતાવહ, પારદરંજક, કેશ્ય, કંઠ્ય, વ્રણનાશક, યોનિસંકોચનકારક, અને વિષુચી, ધોળો, કોઢ, નેત્રરોગ, ત્રિદોષકુષ્ટ, પિત્ત, ઉલટી, વિસર્પ અને તાવ એનો નાશ કરે છે, (૧) **મુખરોગ ઉપર**—ફટકડી ફુલાવીને પાણીમાં નાખી તેના કોગળા કરવા. (૨) **કાનમાંથી પરૂ વહેછે તેને માટે**—ફુલાવેલી ફટકડીના પાણીની પિચકારી મારવી. અથવા ફુલાવેલી ફટકડીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી નાખવું. (૩) **સર્પના વિષ ઉપર**—ફટકડીનો ગાંગડો આંખમાં ફેરવવો અથવા અર્ધો તોલો ફટકડી પાણીમાં વાટી આપવી. (૪) **ગર્મીની ચાંદીઓ ઉપર**—ફટકડી ફુલાવી ચાંદીઓ ઉપર ચોપડવી. (૫) **ગર્મીની ચાંદીઓ ઉપર**—ફટકડી ફુલાવી તે પાણીમાં ઓગાળી તેમાં કાથો નાંખી પિચકારી મારવી. (૭) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર**—ફટકડીના પાણીની પટ્ટી લગાવવી. (૭) **વીંછી ચઢતો બંધ થવામાટે**—ફટકડીનો દીવા ઉપર તપાવી રસ થવા લાગે એટલે લાલુંજ જ્યાં ચડતો હોય ત્યાં પાડવો એટલે ત્વરીત, વેગ શમે છે. (૮) **ગર્ભીણિના સ્તનની ડીંટીએ દાહ થતો હોય તો**—ફટકડીનું પાણી કરી તે પાણીએ સ્તનની ડીંટડીઓ ધોવી. **યોનીદાહ ઉપર**—ફટકડીના પાણીની પિચકારી મારવી. (૯) **આંખોમાથી પાણી ગળે છે તેને અને પીયા આવે છે તેના ઉપર**—ફટકડી ફુલાવી તેની વસ્ત્રગાળ ભૂકી, સવા તોલો પાણીમાં નાંખી, તે સવાર સંધ્યાકાળ પીછાવડે આંખમાં આંજવી. (૧૧) **દાંતમાંથી રક્તસ્રાવ થતો હોય અને દાઢ દુખતી હોય તેના ઉપર**—ફુલાવેલી ફટકડીની ભૂકી, મધ અને ઘીમાં કાલવી દાંતના મૂળોમાં દિવસમાં બે ત્રણવાર લગાવવી. (૧૨) **પ્રમેહે ઉપર**—ફટકડી ફુલાવી ૧ ચણોઠીભાર લેઇ રાા તોલા ત્રિફળાના કાઢાના પાણીમાં ઓગાળી તેની પિચકારી મારવી. (૧૩) **વાળા ઉપર**—નાળીયેરના અર્ધશેર પાણીમાં ફુલાવેલી ફટકડી ૧ માસો નાખી આપવી; અથવા ફુલાવેલી ફટકડી ગોળમાં ખાવી. (૧૪) **કફક્ષય, કાસ, શ્વાસ એ ઉપર**—ફટકડી ફુલાવેલી મધમાં આપવી. (૧૫) **અફીણ ઉપર**—ફટકડી અને સરકો એકત્ર કરી વાટી ખાવો. (૧૬) **પ્રમેહ ઉપર**—ફટકડી ફુલાવેલી. પ્રકૃતિનું માન જોઇ યોગ્ય પ્રમાણથી દૂધમાં ખડીસાકર નાખી તેમા આપવી. એથી ફરી ઉલટી થશે.

---

## ૨૨ દગડીપાષાણભેદ સં. પાષાણભેદ

આ એક પથ્થરની જાત છે. એ જીભને લગાડવાથી ચિકટાય છે. એમાં ધોળો અને રાતો એવી જાતી છે. **પાષાણભેદ**—હિમ, સ્વાદુ, ઉષ્ણ અને પ્રમેહ, મૂત્રરોધ, અશ્મરી, શૂલ પિત્ત અને ક્ષય એનો નાશ કરે છે. (૧) **પ્રદર અને પ્રમેહ ઉપર**—૩ માસા પાષાણભેદનું ચૂર્ણ મધમાં આપવું (૨) **ગર્મીએ શિશ્ન સુજ્યુ હોય તો**—પાષાણભેદ, મનશીળ, મુરદાર શિંગ અને થોડું મોરથુથુ પાણીમા ઘસી લેપ દેવો. (૩) **કંબરદુખી, અસ્થિભંગ, ઉધરસ,** વ્રણ **અને ધાતુપુષ્ટિ** ઉપર—પાષાણભેદ ગાયના દુધમાં ખાવો. (૪) **બદ ઉપર**—ભિલામો અને પાષણભેદ એનો લેપ કરવો. (૫) **પ્રદર** ઉપર પાષાણભેદ, અને શંખજીરૂ એનું ચૂર્ણ ઘી સાકરમાં ખાવું.

---

## ૨૩ નવસાગર. સં. નરસાર.

નવસાગરની ક્ષારમાં ગણના છે. એ માણસની વિષ્ટાથી અને મૂત્રથી તૈયાર થાય છે, તેમજ

અન્ય પ્રકારે પણ તૈયાર થાય છે. એ ધોળો અને સફેદ હોઇ રેષામય હોય છે. એ સ્વાદે ખારો હોય છે. **નવસાગર**—અતિ ઉગ્ર, તીક્ષ્ણ, સારક અને હિતાવહ એવો છે, તથા ગુલ્મ, ઉદર, વિષ્ટંભ, શૂલ, ગુલ્મ, શોષ, માંસાજીર્ણ અને ત્રિદોષ એનો નાશ કરે છે. (૧) **મુર્છા, મસ્તકશૂલ, સલકમ, ઉન્માદ અને વિંછીના વિષ ઉપર**—નવસાગર અને ચુનાની કળી એક શિશીમાં ભરી તેનું મોં બંધ કરી રાખવું, અને જરૂર પડે ત્યારે તે શિશીનું મો ઉઘાડી સુંઘાડવી, એટલે ઉપલા દોષ નાશ થશે. (૨) **હિરાકશીના વિષ ઉપર** અને **કાચની ભૂકી અન્નમાં ગઈ હોય તો તે ઉપર**:—નવસાગર ઘસી પાવો. (૩) **વાળા ઉપર**:—નવસાગરની ભૂકી કરી તે અર્ધાટાંક ઘીમાં નાખી પાવી. (૪) **અપસ્માર ઉપર**—નવસાગર લીંબુના રસમાં ખલી તેનું નસ્ય આપવું. [૫] **યકૃત અને પાણથરી ઉપર**:—માસો અગર બે માસા નવસાગર ૪ તોલા થંડા પાણીમાં ઓગાળી તે પાણી પાવું; એટલે એ રોગ ત્વરીત દૂર થાય છે. (૬) **શુળ ઉપર**—નવસાગર ગોળમાં આપવો. (૭) **કાચ, માટી ગેરૂ ઈત્યાદિકોના વિષ ઉપર**—નવસાગર ભક્ષણ કરવું.

---

## ૨૪ પાણીશોક.

એ એક પથ્થરની જાત છે. એનો વર્ણ ધોળો હોય છે. એ જીભને પાણી વાળે છે. વ્રણમાં પાણી ઘણું આવતું હોય તો પાણીશોક લગાડવો.

---

## ૨૫ સંચળ.

એ જમીનમાંથી મળે છે. એનો રંગ રાતો હોય છે. **સંચળ**—રેચક, ખારૂં, તીખું, લઘુ, અપિત્તલ, ભેદક, રૂચિકર, અગ્નિદીપક, પાચક, વિષદ' ઉષ્ણ, સૂક્ષ્મ, સ્નિગ્ધ, સુગંધી, ઉદ્‌ગાર, શુધ્ધિકારક, તીક્ષ્ણ, મલસ્તંભ, શૂળનાશક, અને જંતુ, ઉર્ધ્વવાત, ગુલ્મ, આમ, શૂળ, આનાહ આરોચક એનો નાશ કરે છે. (૧) **અજીર્ણ ઉપર**:—આદુ અને લીંબુનો રસ એમાં સંચળ આપવું. (૨) **શૂલ ઉપર**:—સંચળ ઘીમાં આપવું. [૩] **મલશુધ્ધિ ઉપર**:—સંચળ અજમામાં આપવું, અથવા અજમો સુંઠ એમાં આપવું.

---

## ૨૬ પાપડીયો ખારો [સંચોરો]

પાપડીખારની ઉત્પત્તિ સિંધ અને કચ્છ એ દેશમાં થાય છે. એનો રંગ ધોળો હોય છે. **પાપડખાર**:—એ ગુણોમાં જવખાર જેવો છે. (૧) **વાળા ઉપર**:—પાપડીયા ખારાનું ચૂર્ણ ત્રણ માસા, નવટાંક દહીંમાં આપવું. એ પ્રમાણે દિવસમાં ત્રણ ચાર વખત આપવું દિવસે ભોજન કરવું નહિં. રાત્રે ભોજન કરવું. એ પ્રમાણે એક દિવસ કરવું. (૨) **બાળકોની સસણી ઉપર**:—ગોળમાં ચણાની દાળ કરતાં પણ કમી પાપડખાર નાખી તેમાં લગારેક અંગ દૂધ નાખી પાઇ દેવું. ઉલટી થશે. આ ઔષધ બે ત્રણ મહિનાના બાળકને આપવું નહિં. (૩) **ભાર ઉપર**:—એક તોલાભાર પાપડખાર, એક મોટું વેંગણ એમને કલઇના વાસણમાં બાફી તેનો ગોમૂત્રમાં ખલ કરી તેમાંથી બે વાલ લેઈ ગોળના પાણીમાં પાઈ દેવું. (૪) **પેટદુખી (પીડ) ઉપર**:— લીમડાના રસમાં પાપડખાર, વાલ કિંવા બે વાલ નાંખી આપવો. (૫) **ગંડમાળ અને ખરજવા રોગ ઉપર**:—પાપડખાર અને કળીનો ચુનો એકત્ર ઘસી લેપ દેવો. એથી કરી નૂતન થયેલો વિકાર જલદી દુર થાય છે. (૬) **ગુડઘી ઊપર**:—પાપડખાર અને કળીનો ચુનો એકત્ર કરી સુપારી જેવડી ચાર ગોળીયો કરી, તે ગુડઘીની ચાર આંખો ઉપર બાંધી, તે ઉપર એક કલાક પર્યંત પાણી ટીપું ટીપું નાખવું, પછી તે કાઢી એરંડાના પાંત્રાને એરંડેલ ચોપડી તે બાંધવું.

---

## ૨૭ પારો. સં. પારદ.

પારો ખાણમાં નીકળે છે. પારામાં શિસું, કલઇ, મલ,ચાંચલ્ય અને વિષ એ અસહ્ય દોષ સ્વભાવતજ રહે છે. તેમાં જાડાઇ, અંગ ઉપર ગંડ

એશિશાનો; કોડ કલાઇનો; રજ, મૂલનો; દાહ અગ્નિનો: નાશ વિષ એ ચાંચલ્યના તથા મરણ વિષનો, એમ દોષ, ઉત્પન્ન થાય છે. પારામાં એ અસહ્ય દોષ છે. એટલા માટે તેનું શોધન અવશ્ય જોઈએ. તેમજ પારામાં ઔપાધિક સપ્ત કંચુક છે. **શોધન:**—પારાની શુધ્ધિ કરવાને મુખ્ય આઠ સંસ્કાર કહેલા છે. તે:—**સ્વેદન, મર્દન, મૂર્ચ્છન, ઉત્થાપન, પાતન, બોધન, નિયમન, સંદીપન.** અનેક જાતિના ધાન્યો લેઇ છડીફોતરા કાઢી પાણીમાં નાખી માટીના વાસણમાં ભરી, ખાટા થવા પર્યંત તેમજ રાખવા તથા ખાટા થયેલા પદાર્થમાં તાંદળજો, મુંડી વિષ્ણુક્રાંતા, સાટોડી, મત્સ્યાક્ષી, મોટી મુંગુસવેલ, મહાબલા, શતાવરી, ત્રિફળા, ગોકર્ણી હંસપાદી, ચિત્રક, એ યથાલાભ વનસ્પતિનું પંચાંગ ચૂર્ણ કરી તે ધાન્યામ્લમાં નાખવું એ ધાન્યમ્લ પારાની સ્વેદનાદિ ક્રિયાઓને ઠેકાણે યોજવું, અથવા એના અભાવે અત્યંત ખાટી કાંજી યોજવી. **પારદ સ્વેદન:**—સુંઠ, મરી, પીપર, રાઈ, મીઠું, હળધર, ત્રિફળાં, આદુ, બળદાંણું તાંદળજો, સાટોડી, ( મરડાશિંગ ) ચિત્રક અને નવસાગર એ સર્વ પદાર્થ પારાના ષોડશાંશ કિંવા યથા લાભ લેઈ ધાન્યામ્લમાં વાટવા; તથા કલ્કવડે વસ્ત્ર ઉપર ઉપર આંગળ ભર જાડો લેપ કરવો, પછી તેમાં પારો બાંધી ધાન્યામ્લમાં દોલા યંત્ર કરી એક દિવસ બાફવો; એટલે સ્વેદિત થાય છે, **મર્દન:**—લાલ ઇંટનું ચૂર્ણ, હળદર, ધુંવાસ, કાંબળાની રાખ અને લીંબુનો રસ એમાં પારો ત્રણ દિવસ મર્દન કરવો; એટલે નીર્મળ થાય છે. તે વસ્ત્રમાં બાંધી કાંજીવડે ધોઈ નાંખવો. **મૂર્ચ્છન:**— પારાના મળનો કુવેંર નાશ કરે છે. તથા ત્રિફળાં દાહ નાશ કરે છે; ચિત્રકના મૂળ વિષ નાશ કરે છે. એટલા માટે, પ્રયત્નવડે મિશ્રિત પારો, એકેકના રસમાં સાત સાત વખત મર્દન કરવો; એટલે મૂર્ચ્છિત થાય છે. એ પ્રમાણે મૂર્ચ્છિત પારો દોષ શૂન્યથાય છે. **કંચુક નિર્મોક:**—પારો કુવેંર, ચિત્રક, રાતી રાઇ, રીંગણી અને ત્રિફળાં એનો કાઢો કરી, તેમાં ત્રણ દિવસ મર્દન કરવો; એટલે સપ્તકંચુકોથી મુક્ત થાય છે. **ઉત્થાપન:**—પારો લીંબુના રસમાં નાખી ગરમીમા રાખી ઘુંટવો, તથા સુકાયા પછી ડમરૂયંત્રમાં ઉર્ધ્વ પાતન કરી દેવો. **ઉર્ધ્વ પાતન:**—ત્રણ ભાગ પારો અને એક ભાગ રાઈનુ ચૂર્ણ એ કિંચિત લીંબુના રસમાં નાખી ગોળો થાય ત્યાં સુધી ઘુંટવું; તથા ડમરૂ યંત્રમાં ચાર પ્રહર મધ્યમાગ્નિ આપવો અને યુકિતએ ઉપરના વાસણને લાગેલો પારો કાઢી લેવો. **અધ:પાતન:**—પારો, ત્રિફળાં, ચિત્રક, સરગવો, મીઠું અને રાઈ એ સર્વ એકત્ર ખલ કરવો. પારો તેમાં મળી ગયા પછી ડમરૂ યંત્રનાં બે પાત્રો લેઈ ઉપરના પાત્રને તેનો લેપ કરવો; નીચેના વાસણમાં પાણી નાખવું તથા સંધી લેપ કરી જમીનમાં પુરવું અને ઉપર અગ્નિ કરવો એટલે પારો નીચેના વાસણના પાણીમાં એકઠો થાય છે. **તીર્યકપાતન:**—બે સોરકુલા (ઘડિઆ) જેવી માટલી લઇ, એકમાં પારો અને એકમાં પાણી નાખી અંતરપટ કરી જોડી દેવાં તથા સંધિ લેપ કરી, પારો જેમ નાખેલો છે એ માટલાને ચુલા ઉપર આડુ યુકિતએ રાખી તે નીચે અગ્નિ કરવો, એટલે પારો પાણીમાં પ્રવેશ કરે છે. **બોધન:**—પૂર્વોકત પ્રકારોએ શોધિત પારો પંઢ થાય છે. વાસ્તે તેની શકિત વધારવા માટે ભૂર્જપત્ર. સીંધવ તથા પાણી એમાં પચન કરવો. **નિયમન:**—મોટી મંગુસ વેલ ( સર્પાક્ષી ) આંમલી, વાંઝણી કંકોડી, ભાંગરો નાગરમોથ ધંતુરો એના રસમાં કિંવાં કાઢામાં એક દિવસ મંદાગ્નિ ઉપર પચન કરવાથી નિયમવડે સ્થિર થાય છે. **સંદીપન:**—હિંગળોકી અને પંચ લવણ લેઇ તે ઉપર વારંવાર લીમડાનો રસ નાખવો, પછી સીંધવના ગાંગડાને કોરી તેમાં સીંધવ યુકત પારો નાખીતે ઉપર પૂર્વોકત સીંધવ અને લીંબુ લગાવી તે ઉપર આઠ આંગળ માટી ચોપડવી, પછી રાઈ મરી, સરગવો અને કડવો સરગવો એના બીજ ટંકણ ખાર એ એકત્ર વાટી કાંજીમાં મેળવી તે કાંજીમા દોલાયંત્રવડે ત્રણ દિવસ પચન કરવો એટલે તે પારાના જારણ સંસ્કારમાં દીપન થાયછે. **અનુવાસન:**—દીપન કરેલો પારો મૃત્પાત્ર કિંવા પથ્થરના પાત્રમાં લીમડાના રસમાં નાખી એક દીવસ ગર્મીમાં રાખવો **મુખોત્પત્તિ:**—

(૧) વગડાઉ શુગેરીઆમાં ત્રણ દિવસ પારો નાખી રાખવો એટલે તેને મુખ થાય છે. તે ગંધક, સુવર્ણ અને અભ્રકસત્વ એમને ક્ષણમાં ભક્ષણ કરે છે (૨) આંકડો, થોર, ધંતુરો, કળલાવી, કરેણ, ચણોઠી અને અફિણ એ સાત ઉપવિષોમાં સાત દિવસ ખલી પારો ધોવો. પછી બીજા સાથે સાત દિવસ ખલી ધોવો. એવી રીતે જૂદા જૂદા બધાએ સાથે ધોવો. તેથીકરી પારાને પક્ષચ્છેદન થાય છે, એટલે ઉડી જતો નથી અને તેને મુખ ફુટી તે સ્વર્ણાદિ ધાતુને ગ્રાસ કરે છે. (૪) ખીરવાહોટી લાવી તેમાં લીમડાનો રસ અને સીંધવ મેળવી પારાનો ત્રણ દિવસ ખલ કરવો. એટલે પારાને મુખ ફુટે છે. **જારણ:**—પારાની શક્તિ વધવા માટે ગંધકાદિ પદાર્થ પારામાં પચાવવા એ ક્રિયાને જારણ કહે છે. ષડગુણ-ગંધક-જારણ શિવાય આ પારો રોગહરણ કરવા સમર્થ થતો નથી, જો પારાથી મોટા ફળની ઇચ્છા કરવી હોય તો સુવર્ણ અને ગંધકજારણ શિવાય અભ્રકસત્વ જારણ કરવું નહિં પારા સમાન ભાગ ગંધક જરણ કરવાથી. ગુણોએ શુધ્ધ કરતાં સોગણો વધારે થાય છે. દ્વિગુણ ગંધક જારણવડે સંપૂર્ણ કુષ્ટો (કોડ) નો નાશ કરે છે. ત્રીગુણ ગંધક જારણ વડે સંપૂર્ણ જાડયનાશ કરે છે. ચતુર્ગુણ ગંધક જારણ વડે વલીપલિત નાશ કરે છે. પંચગુણ ગંધક જારણે ક્ષય નાશ કરે છે. ષડગુણગંધક જારણે સંપૂર્ણ રોગહારક થાય છે. પારો ષડ્ગુણગંધક જારણ કરતાં, અભ્રક સત્વ સમભાગ જીર્ણ કરવાથી શતગુણ અધિક થાય છે. તથા સ્વર્ણમાક્ષિક, કલખાપરી ખાપરીયું, ઇત્યાદિકોએ જીર્ણ કરવાથી એક હજાર ગુણ આપનારો થાય છે; તથા હીરકાદિ જીર્ણ પારાનો ગુણ સ્વતઃ શિવજ જાણે છે. **સિંદુરાદિ જારણ:**—પારો તથા પારાથી છ ગણો ગંધક એ બન્ને એકઠા ખલી વાલુકાયંત્રમાં શીશીમાં નાખી હળવે હળવે પચન કરી જેમ ગંધક બળી જાય એવી રીતે વારંવાર ષડ્ગુણ ગંધક જારણ કરવો. એટલે સિંદુરાદિક જેવો પારો થાય છે. **ષડ્ગુણ ગંધક જારણ:**—માટીના કુંડામાં પાણી નાંખી તેમાં કોડીયું મુકવું. તથા આખા કુંડા ઉપર ઢાંકણ મુકવા માટે તે કુંડાને મેખલા જોઇએ. તે મેખલાની (કટિબંધની) મધ્યભાગ લીપી કોડીઆમાં પારો નાખી તે ઉપર ગંધક નાખવો. ઉપર ઢાંકણ દેઈ ચાર વગડાઉ છાણાનો અગ્નિ કરવો. (આ યંત્રને કચ્છપ યંત્ર કહે છે.) આ પ્રમાણે પુનઃ પુનઃ ષડ્ગુણગંધક જારણ થાય એટલે પારો તીક્ષ્ણ અગ્નિ જેવો થાય છે. તથા સર્વ કાર્ય કરે છે. **વડવાનલ બીડ:**—શંખનું ચૂર્ણ આંકડાના દૂધમાં નાખી ત્રણ દિવસ ગર્મીમાં રાખવું. તેમજ લીંમડાના રસમાં ત્રણ દિવસ ગર્મીમાં રાખવું. અને એક દિવસ ધુંવાસમાં (ચુલા ઉપરના ધુમાડામાં) નાંખી ગર્મીમાં રાખવું. તથા સંચળ અને બકરીનું મૂત્ર એની ચાર પ્રહર ભાવના આપવી. તેમજ અંતર્જિવ્હારહિત નેપાળો અને સરગવાનાં મૂળ એમના રસની એક ભાવના આપવી; તથા ટંકણખાર અને ચણોઠી એમની એક દિવસ ભાવના આપી, પછી સરગવાના મૂળના રસમાં એક દિવસ ભાવના આપવી. સંપૂર્ણ સમભાગ લેઈ લીંમડાના રસમાં ખલવું, તથા સારી શીશીમાં રાખી મુકવું. એનું નામ વૈશ્વાનર બીડ વૈશ્વાનર બીડમાં તપ્ત ખલ મધ્યે પારો ઘુંટવાથી સુવર્ણાદિ સર્વ લોહનો ક્ષણમાં ગ્રાસ કરે છે. જમીનપર ખાડો ખોદી તેમાં બકરીની લેંડીઓ નાખી અગ્નિ કરી, તે ઉપર ખલ મુકી અંદર ઔષધ નાખી ખલે છે, તેને તપ્તખલ કહે છે. **હિંગળોકમાંથી પારો કાઢવાની કૃતિ:**—લીંમડાના રસમાં હિંગળોક ખલી ડમરૂયંત્રમાં એક પ્રહર અગ્નિ કરવો; એટલે પારો ઉપર જઇ ચોટે છે તે શુદ્ધ જાણવો. તેને સંપૂર્ણ કામમાં યોજવો. **પારદબંધન:**—(૧) પારો, કેળના કાંદાનો રસ, આકડો, થોર, બકમલીંબડી, કંચુકશાક, નાગરમોથ, ગોમૂત્ર, માણસનું દુધ, મત્સ્યાક્ષી અને કાકમાચી એના દુધમાં અને રસમાં ઘુંટવાથી પુનઃ ઉડતો નથી. **ખેચરી ગુટી:**—ત્રણ ટાંક (પૈસાભાર) શુદ્ધ પારો લેઈ કાળા ધંતુરાના બિયાના ૮ તોલા તેલમાં સાત દિવસ ખલવો; કે જ્યાં સુધી તેનું જલૌકારૂપ થશે. પછી અડદના લોટમાં તેની દીવેટ કરી સારી સુતળીએ બાંધી તડકામાં સુકવવી, અને

(રાવણના મતે) સરસીયાનું તેલ બાળી તે ઉપર પચન કરવી; તથા ઉતારી શીતળ જગાએ મુકવી. થંડી થયા પછી તે કાઢી લેવી. તે દુધે ભરેલા વાસણમાં નાખવી. જ્યારે સંપૂર્ણ દુધ સુકાઇ ગુટિકા રહે ત્યારે તે લેઇ પક્ષના મુખમાં રાખવાથી તેના અંગની આગ થઇ તે મરે છે. અને આ ગુટીકા જે મુખમાં રાખશે તેને કામ વ્યાકુળ કરશે; તેના દેહ ઉપર સ્થિતિ રહેવાની નહીં. જો એ ગુટિકા પેટમાં ઉતરશે તો તે મરશે. તે ગોળી મોંમાં એક પ્રહર રાખવાથી સો યોજન જવાની શક્તિ આવે છે, અને સો સ્ત્રિયોથી ગમન કરવાની શકિત આવે છે. એ વીર્યસ્તંભ કરનારી છે. એ ગોળી મોંમાં એક પ્રહર રાખવાથી મુખરોગ, તથા બીજા મુખ અને દાંત એને ઉપદ્રવ કરનારારોગ, અને જીવ્હા, તાલુ, કંઠરોગ, ઉપજિવ્હા, અધિજિવ્હા, હૃદ્રોગ અને પીનસ ઇત્યાદિકોનો એ ગોળી નાશ કરે છે. **અન્ય ગુટિકાઃ**—પારો ધંતુરાના તેલમાં સાત દિવસ મર્દન કરવો એટલે વિષ નાશ થાય છે; પછી ગંધક ત્રણ ભાગ લેઈ ધંતુરાના તેલમાં ખલી તેની કુલડી કરવી; તેમાં પારો નાખી મોં બંધ કરવું. પછી સાત કપડમાટી કરી તે ગોળો સુકવવો. પુનઃ મૃત્તિકાપટવડે સાત વખત વીંટાળી ઉપરથી છાણે લીપી તે ગોળાની પુજા કરવી; તથા ત્રણ હાથ ખાડો કરી તેમાં છાણાં નાખી તેમાં ગોળો મુકી પુટ આપવો. થંડો થયા પછી કાઢવો. તથા તેમાંની કૌતુક દેખાડનારી ગુટિકા લેવી. તે રોગીના મુખમાં રાખવા આપવાથી શોક નાશ થાય છે; તથા સુખ થાય છે. જ્યાં સુધી મોમાં ગુટિકા છે ત્યાં સુધી વીર્યપાત થતો નથી. **અન્ય પારદ બંધનઃ**—પારો બાંધવા વિષે ઔષધીનું વીર્ય અચિંત્ય છે. એટલે ક્રિયા, મંત્ર અને વિધાન એણે સબીજ પારો બંધાય છે, તે–વલ્લી તૃણ, ગુલ્મ, લતા, વૃક્ષ, તથા વનસ્પતિ એવા ૭ પ્રકારનો છે. કાકચંડેશ્વર ગ્રંથમાં પારદબંધક ૬૪ વલ્લી કહેલી છે; તે આ પ્રમાણેઃ—૧. જે વલ્લી ધોળા અને રાતા કંદોની મળી બે પ્રકારની; જેને શુક્લપક્ષમાં પંદર પાંતાં આવે છે, અને કૃષ્ણપક્ષમાં તે ગરી પડે છે. તેને **સોમવલ્લી** કહે છે. તે પુર્ણિમાને દિવસે પારો બાંધવા માટે કિંવા રસાયને માટે લેવી. ૨. **સ્થલપદ્મિની** ૩. **અજગરી** ૪. **ઘણસકાંડું** (ઘોનશી) ૫. જેનો આકાર કુકર (સુવર) જેવો હોઈ પારાને બાંધે છે તે **ત્રિજટા.** ૬. **ઈશ્વરી કિંવા શિવલિંગઃ**—૭. **ભુતાકેશી**:—૮. જેનાં મૂળ કાળાં હોય જેણે ચિક ઘણો તે **કૃષ્ણવલ્લી** તે પારાને બંધન કરે છે. ૯. જેના નીચેની જમીન હમેશા ભિજાયલી હોય છે. તેને **રૂદંતી** કિંવા **સ્રવંતી** કહે છે. ૧૦. જેનાં પાંત્રા થુવેરિયા જેવાં હોય છે, અને જે વાનરોને પ્રિય હોઇ કયાંઈ કયાંઇ પથ્થર નીચે હોય છે તેને **સવેરા** કહે છે. ૧૧. **વારાહિ** કિંવા ડુકરકંદ ૧૨. જેને ચીક હોઈ વેલો હોય છે, અને જેનાં પાંત્રા અશ્વત્થ જેવાં હોય છે. તેને **અશ્વત્થપત્રી** કહે છે. ૧૩. જે ખાટી હોઇ ઘણી પરથાતી નથી, તેને **આમ્લપત્રી** કહે છે. ૧૪. જેનાં પાંત્રાને ગંધ હોઇ ચીક આવે છે તેને **ચકોરનાસા** કહે છે. ૧૫. જે વેલો હોઇ પાંત્રા અશોકવૃક્ષ જેવાં હોય છે. અને ચિકવાળાં હોય છે, તેને **અશોકનામ્ની** કહે છે. ૧૬. જેનાં પાંતાં ઉંડણ જેવાં હોય સુગંધિ હોય છે, અને જેને ચિક આવે છે તે **પુન્નાગપત્રિકા.** ૧૭. જે સર્પ જેવી અને સચીક હોઇ વૃક્ષ ઉપર થાય છે. અને જેના પાસે બહુજ સર્પ રહે છે. તેને **નાગિની** કહે છે. ૧૮. છત્રાકાર, સચીક અને જેના મૂળને એકજ કંદ હોય છે. એવી જે વેલ, તેને **ક્ષેત્રી** કહે છે. તે પારો બાંધવા વિષે મહાપ્રબળ છે. ૧૯. જેને રસ પીળો, જે ઘણી ઉચી નહોઇ ગુલ્મ જાતની, અને જેના પાત્રાં નાંદરૂખી જેવાં હોય છે, તેને **સંવીર** કહે છે. તે મૂળ, રસ, ફળ, એણેકરી પારાને ક્ષણમાં બંધન કરે છે. ૨૦. જેનાં પાત્રાં વાળક જેવાં હોઇ રસ પીળો, અને જે કોમળ, હોય છે, તે **દેવીલતા.** એનો પાલો પારદ બંધન કરવામાં **મહૌષધિ** છે. ૨૧. જેનાં પાત્રાં થોરનાં જેવાં હોઈ રસ વાળા હોય છે, તેને **વરજવલ્લી** કહે છે. ૨૨. રાતો અને કાળો એવો બે જાતનો ચિત્રો છે,

તેમાંનો કાળો ચિત્રો ગુપ્ત છે. એ દુધમાં નાખ્યો હોય, તો તે દુધ કૃષ્ણવર્ણ કરે છે. એ એ જાતિના ચિત્રક પારો બાંધવાનાં વિષયમાં **સમર્થ** છે. ૨૩. જે ડુંગર ઉપર થાય છે. અને જેનાં ફુલો કાળાં રંગના હોઈ તે ઉપર થોડાં ફળો પણ આવે છે, તે **કાલપર્ણી** ૨૪. જેનાં પાત્રાં ખાખરા જેવાં હોઇ કાંદામાંથી પીળો રસ નીકળે છે, તે **પાલાશતિલકા**. ૧૫. જે લીલા કમળ જેવી હોઈ પર્વતપર થાય છે, તે **નીલોત્પલી.** ૨૬. જેનાં પાંત્રા લીલાં હોઈ રસ પીળો હોય છે, અને જેનું કંદ કુમારી કંદ જેવું, હોય છે, તેને **રજની** કહે છે. ૨૭. જેનાં કળથી જેવાં પાંત્રાં, અને ફુલો ધોળાં કંદને ગુંદ આવે છે, તે **સિંહિકા.** ૨૮. જે વેલીને ચાર પાત્રાં હોય છે, અને જેનો ગુંદ સ્નેહયુકત, હોય છે, તથા જેનું કંદ આકારે હાથીદાંત જેવું હોય છે, અને જાસુંદી જેવાં ફુલો આવે છે, અને જે પર્વત ઉપર ઉત્પન્ન થાય છે અને જેનાં કાંદામાંથી દુધ આવે છે. તથા જેનાં પાત્રાં ગાયના કાન જેવાં હોય છે, તે **ગોશૃંગી.** ૨૯. જેને ત્રણ ફળો આવે છે અને રાતાં ટપકાં હોય છે, અને જેનાં પાત્રાં લીલાં હોઈ રસ રાતો નીકળે છે, તેને **ખદિરપત્રી** એમ કહે છે. ૩૦. જે તૃણનાં મૂળો રાત્રે ચળકે છે. અને તેથી કરી પર્વત સળગેલા જેવો જણાય છે તે **તૃણો** પારદબંધક છે. ૩૧. જે પથરાયલી વેલ હોઇ લાલ હોય છે, તેને **રકતવલ્લી** કહે છે. ૩૨. જેના કંદને ગુદ આવે છે, તે **બ્રહ્મદંડી,** પારદબંધન કરવાને શ્રેષ્ટ છે. ૩૩. જેને પાંત્રાં ન હોઇ મદ્ય જેવો વાસ આવે છે તે **મધુતૃષ્ણા.** ૩૪, જેનું કંદ કમળકંદ જેવું અને રસવાળું, તે **પદ્મકંદી.** ૩૫. જે રસ સહિત હોઇ કાષ્ટ પીળાં તથા ફુલો પણ પીળાં, તે **હેમદંડી.** ૩૬. જે લાલ વેલ હોઇ પાંત્રા આંમલીના પાત્રાં જેવાં, તે **વિજયા.** ૩૭. જે ધોળી અને પથરાયલી તથા રસ સહિત અને આકડીનાં પાંત્રા જેવાં જેનાં પાંત્રા હોય છે તે તે **અજયા** ૩૮. જેનાં પાત્રા ત્રિકોણકૃતિ હોઈ ચિત્રવર્ણ હોય છે; અને જે વેલ છે. અને જેનો રસ તીખો અને કડવો હોય છે, તે **જયા.**

૩૯. જેને ચંદન જેવી સુગંધ, આવી પાંત્રાં મોરના ગળાનાં રંગ જેવાં હોય છે તેને **નલા** કહે છે. ૪૦. જે રસ વાળી હોઇ જેનાં મૂળો કડવાં, અને મીઠાં જેવી ગંધિ, તથા ફુલો આરકત હોય છે, તે **શ્રી.** એ ત્રિલોહમાં વેષ્ટન કરી મુખમાં રાખવી. ૪૧. જે વેલ રસસહિત હોય છે તથા પાંત્રા સરગવાના પાંત્રા જેવાં હોય છે, તે **કીટમારી ( કીડામાર )** ૪૨. વૃક્ષ ઉપર ચઢનારી, રસવાળી હોઇ ધોળી દુધી જેવી હોય છે, તે **તુંબિકા.** ૪૩. જે રસ વાળી હોઇ ભૂમિગર્ભ જેવી હોય છે, તેને **કટુતુંબી** કહે છે. ૪૪. **મયુરશિખા,** એ પારાને બંધન કરનારી છે. ૪૫. જેના મૂળીયાં જેવાં પાંત્રાં અને પીળી હોઇ રસ લાલ નીકળે છે અને ફુલો પીળાં હોય છે, તે **હેમલતા** ૪૬. જેનાં પાત્રાં ધોળા એરંડા જેવાં હોય છે **સપ્તપર્ણી** અને ફુલો તુંબડી (તુંબિકા) જેવાં હોય છે તે **અસુરી** ૪૭. જે વેલ હોઇ પાંત્રાં સાતવિણાના પાંત્રા જેવા હોય છે, તે **ગોમારી.** ૪૮. જેનાં તલવાર જેવાં પાંત્રા હોઈ રસ યુકત હોય તે ૪૯. **પીતક્ષીરા.** એ દિવ્ય હોય પારાને બંધન કરે છે. ૫૦ જે, વેલ હોઇ ત્રિદલ હોય છે, તે **વ્યાઘ્રપાદલતા.** ૫૧ કાથમી જેવી હોઈ ત્રિદળ હોય છે અને ફુલો પીળાં આવે છે; તે **ધનુર્વલ્લી.** ૫૨. જે ઘણી નપસરનારી, મહાવીર્યવાન, દિવ્ય ઔષધી છે. તેને **ત્રિશૂલી** કહે છે. ૫૩ જે, વેલો હોઇ પાંત્રાં ત્રણ ત્રણ તથા લાલ હોય છે; તે **ત્રિદંડી.** ૫૪. જે રસ આપનારી હોઈ ફુલો પીળાં આપે છે, તથા આકાર શિંગો જેવો, તે શૃંગા જાણવી. ૫૫. જે રસવાળી હોઈ મરી જેવા કાંટા આવે છે, તથા જેના મુળમાં કંદ હોય છે, તે **વજરનાભવલ્લી.** ૫૬. જે અંગે ધોળી હોઇ પાંત્રાં લાલ હોય છે તે દિવ્ય ઔષધી છે. તેને **મહાવલ્લી** કહે છે. ૫૭. જેનાં પાંત્રા અને ફુલ કરેણના જેવાં તથા કંદ લાલ હોય છે, તે **રકતકંદવતી.** ૫૮. જેનો રસ પેજ જેવો હોઇ કાંદો મસ્તક ઉપર પીળો હોય છે, અને જેનો રસ ઘણો અને લાલ હોય છે; અને પાંત્રાં બિલી જેવાં હોય છે, તે **બિલ્વફલા** ૫૯.

જે બિલ્વદલ જેવી હોઈ પારદબંધન કરનારી છે, તેને **રોહિણી** એમ કહે છે. ૬૦. જે, વેલ હોઇ રસવાળી હોય છે, અને તેનાં પાંત્રાં રાત્રે સતેજ દેખાય છે; તે **બિલ્વંતકી**. ૬૧. જેનો રસ અને ડાળી ગોરોચન જેવી હોય છે. **તેને ગોરોચના** કહે છે. ૬૨. જે નાની હોઈ કાંદા અને ફુલોયુક્ત એવી વેલ છે, તેને **કંદપત્રિકા** કહે છે. ૬૩. જે ન્હાની હોઇ જેનાં પાંત્રાં દીંટા શિવાય તિકટાં હોય છે તેવાં હોય છે, તે **વિશલ્યા**. ૬૪. જેને થોડો અને જલદ રસ આવે છે, અને જે પર્વત ઉપર થાય છે, તે **કંદક્ષીરા**. આ ચોસઠ ઔષધી, જેની દેવ પણ પુજા કરે છે, તે શુભદિવસે, શુભ નક્ષત્ર ઉપર, બલિ–પુજા ઇત્યાદિ આપી, ક્ષેત્રને રક્ષાબંધન આપી, અઘોરાસ્ત્ર કિંવા શક્તિબીજ અથવા અઘોરમંત્ર એનો જપ કરી કાઢી લેવી. મુનીએ જે સહસ્ત્ર ઔષધી કહેલી છે તે સમજી જવું ઘણું કઠીણ છે. **પારદ ભસ્મ, રસસિંદુરઃ**—પારો દુધીના રસમાં એક દિવસ સરખો ઘુંટવો; પછી કામોણીના રસમાં ઘુંટવો એટલે તેનો દોષ જાય છે. તે પારો ૧૦ ટાંક, ગંધક ૧૦ ટાંક તથા નવસાગર ૨॥ ટાંક એ પ્રમાણે લેઇ કજ્જલી કરી કાચની કુપીમાં ઘાલી કપડમાટી કરવી, તથા તેનું મુખ બંધ કરવું. પછી વાલુકા યંત્રમાં આઠ પ્રહર પારાને પચન કરવો. એ પ્રમાણે સાક્ષાત્ તરૂણ સૂર્ય જેવું અરૂણવર્ણ ; પ્રવાલ જેવા રંગનું, સંપુર્ણ કાર્યકારી, માણસોને અત્યંત દુર્લભ એવું સિંદુર લેવું. તે ૫ ગુંજા (ચણોઠીભાર) મરીમાં આપવું; એટલે અગ્નિને પ્રદીપ્ત કરે છે. એ, સંયોગવડે જ્વરાદિક સર્વરોગનાશ કરે છે, તથા એ જે જે રોગો ઉપર યોજવામાં આવે તેનો આ રસ રાજ નાશ કરે છે. **ષડગુણ ગંધક જીર્ણ સિંદુર**—હિંગળોકમાંનો પારો ૧ ભાગ, ગંધક ૬ ભાગ લેઇ કજ્જલી કરવી, તથા કુવેંરના રસમાં મર્દન કરવી. સુકાયા પછી કાચની શિશીમાં ભરી તેને વાળુંકા યંત્રમાં મુકી સાત અહોરાત્ર અગ્નિ આપવો. થંડુ થયા પછી એ કાઢી લેવું. આ રસ સિંદુર ૧ વાલ મધમાં આપવું, એટલે સ્તંભન, દંડવૃદ્ધિ, વિર્ય, બળ, તેજ, પુસ્ત્વ અને પુષ્ટિ એને કરે છે, અને માતેલા હાથી પ્રમાણે જોર આપે છે; તથા શંઢત્વ. વંધ્યત્વ, તથા સન્યાસ ઇત્યાદિ રોગોનો નાશ કરે છે. એને ભક્ષણ કરનાર એક દિવસમાં ૧૦૦ સ્ત્રિઓ સાથે ગમન કરે છે. તથા મનને આનંદ આપે છે. એ પાંચસો છસો વ્યાધીનો નાશ કરે છે. આ **ષડગુણ ગંધક** જીર્ણ સિંધવ વિશ્વામિત્રે ઉત્પન્ન કર્યું છે. **રસસિંદુરઃ**—શુધ્ધ પારો ૮ તોલા, શુધ્ધ ગંધક ૨ તોલા તથા નવસાગર અર્ધો તોલો એની કજ્જલી કરી લીંબુના રસમાં ખલવી, તથા કાચની શિશીમાં નાખી તે શિશીને સાત ફેરા કપડમાટી કરવી. સુકાયા પછી તે છિદ્રસહિત આકંઠ, પૂરી રાખવી, તથા ઇષ્ટ દેવતા અને પાંચ કુમારી એની પૂજા કરી ચૂલા ઉપર રાખી, આઠ પ્રહર અગ્નિ કરવો. થંડુ થયા પછી હિંગલોક જેવું, દેવ દૈત્યોને દુર્લભ એવું રસસિંદૂર કાઢી લેવું. તથાં રોગનાશનાર્થે રોગોક્ત અનુપાનોમાં, વાલ કિંવા બે વાલ મધ અને પીંપરમાં આપવું. એ રતિકાળે સ્ત્રિઓને કૌતુક દેખાડનારૂં, વીર્યબંધક અને સ્ત્રિઓના મદનું નાશક છે. એ અગ્નિમાંદ્ય, યક્ષ્મા, ક્ષય, પાંડુ, શોક ઉદર, ગુલ્મ પ્રમેહ, શુળ, પ્લીહા, જ્વર, દુષ્ટવ્રણ, અર્શ, ગ્રહણી, ભગંદર, ઓકારી તથા ત્રિદોષ, એનું નાશક છે, **બીજા પારદયોગ**—(૧) કાંળા ઉંબરાના દૂધમાં હિંગ નાખી વાટી તેની બે કુલડીઓ કરી, તે એક કુલડીમાં પારો નાંખી, તે ઉપર બીજી હિંગની કુલડી ઉંધી ગોઠવી, સારી રીતે સાંધો, મેળવી ગોળો, કરી, માટીના સરાવ સંપુટમાં નાખી તે ઉપર કપડમાટી કરી વગડાઉ છાણાનો હલકો અગ્નિ ઉપર કરવો; તેથી કરી પારાની ભસ્મ થાય છે. (૨) નાગરવેલના પાનમાં પારાનો ખલ કરી કંકોડીની કાંદા લાવી એક નાનું અને બીજું મોટું એવાં બે ચકતા કાપી, તે મોટાં ચકતાને કોરી, તેમાં પારો ઘાલી તે ઉપર તે કાંદાનો ચૂરો બેસાડી તે ઉપર બીજી ચકતી મુકી સાંધો મેળવી કપડ માટી કરી, તેને માટીના શરાવ સંપુટમાં મુકી કપડ માટી કરી, લગડાળી છાણાનો હલકો અગ્નિ કરવો; તેથીકરી પારાની ભસ્મ

થાય છે. (૩) પારો અને ગંધક, અંકોલના મુળોના રસમાં ખલવો, તથા સાયંકાળે મોં બંધ કરી ભૂધરયંત્રમાં પચન કરવો; એટલે ભસ્મ થાય છે. (૪) પારો અને અભ્રક એ બે પ્રહર વડના દુધમાં મર્દન કરવા, અને તેજ લાકડાંનો અગ્નિ કરવો; એટલે પારાની ભસ્મ થાય છે. (૫) પારો ૧ તોલો અને ગંધક ર તોલા લેઈ, લોખંડની કઢઇમાં નાખી ચૂલા ઉપર કઢઇ મૂકી નીચે અગ્નિ કરવો અને વડના તાજા સોટાએ ઘુંટવો, એટલે થોડીક વારમાં ભસ્મ થશે. તે ભસ્મ ર ગુંજા (ચણોઠીભાર) આપવી, એટલે વિર્યવૃદ્ધિ અને પુષ્ટતા એ પ્રાપ્ત થાય છે. (૬) ધોળા ઝંઝેટાનાં બીજ અને એરંડો એનું ચૂર્ણ કરી, માટીની કુલડીમાં, પારાના ઉપર અને નીચે નાખી સંધિલેપ કરી પુટ દેવો, એટલે ભસ્મ થાય છે. (૭) પારો કાંટાસરીઆના રસમાં નાખી ગરમીમાં મર્દન કરવો; એટલે મૃત થાય છે. તે સર્વ કર્મોમાં યોજવો. (૮) તુષના અગ્નિ ઉપર બકરીના મૂત્રવડે ભરેલું માટીનું વાસણ મૂકી, તેમાં પારો નાખવો અને શુષ્ક કરવો; પછી ખેરના લાકડાનો અગ્નિ સળગાવી ખેરના લાકડાના દાંડાવડે ઘુંટવો, એટલે તે ક્ષારની ભસ્મ થાય છે; તે સર્વ યોગમાં યોજવી. (૯) રીંગણી, કાવળી, કાળોધંતુરો એના રસમાં પારો એક દિવસ ખલી, માટલામાં ભરવો. તે ઉપર મીઠું નાખવું, અને ઉપર ઉંધુ બીજુ માટલું મૂકી સંધિલેપ કરવો, અને તે ઉપર જલપટ ધરવો; તથા તેના નીચે દીપ્તાગ્નિ કરવો; એટલે ઉપરના વાસણમાં ભસ્મ જામશે તે કાઢી લેવી. (૧૦) પારો કલેડામાં નાખી તેને દીપ્તાગ્નિ આપવો અને આકડાનાં પાંત્રાના રસનો વારંવાર ચૂવો આપવો; એટલે ત્રણ પ્રહરમાં ભસ્મ થશે. (૧૧) પારો ચિભડાના રસમાં ખલી ઉર્ધ્વ પાતન કરવો; એટલે તેની ભસ્મ થાય છે. (૧૨) પારામાં ફટકડી, સીંધવ, ઝંઝેટાનાં મૂળ, એ પદાર્થ ક્રમવૃદ્ધિએ લેઈ, ચતુર્થાંશ કાંજી નાખી ઘુંટવો; એટલે બદ્ધ થાય છે. પછી ડમરૂ યંત્રમાં ચૂલા ઉપર મુકી અહોરાત્ર હલકો અગ્નિ આપવો, એટલે ઉપરના વાસણમાં કપૂરના જેવી ભસ્મ જામે છે, તે લેઇ સર્વ રોગો ઉપર આપવી. એ વાજીકરણ યોગોમાં સંપૂર્ણ કાર્ય કરે છે, તથા કાંતિ અને પુષ્ટિ એને આપે છે. એનું નિરંતર સેવન કરવું. આ સિદ્ધ-મુખરસ, એના કરતાં બીજું રસાયન ઉત્તમ નથી. (૧૩) શુદ્ધ પારો ૧ ભાગ, વછનાગ ચતુર્થાંશ, ગંધક અષ્ટમાંશ, એકત્ર કરી લીંબુ રસમાં ખલ કરવો. સુકાયા પછી થોરના રસના ત્રણ પુટ આપવા; પછી આંકડાના પુટો જ્યાં સુધી ઘટ્ટ થાય ત્યાં સુધી આપવા; તથા થાળીમાં મીઠું ભરી તેમાં તે પારાનો ગોળો મૂકી ઉપર મોંપર્યંત મીઠું ભરવું, અને ઉપર બીજી થાળી ઉંધી ઢાંકી સંધિલેપ કરી ચૂલા ઉપર મુકી નીચે ચાર પ્રહર અગ્નિ કરવો. થંડુ થયા પછી શુક્ર જેવી ધોળી, ઉપરની થાળીમાં ચોટેલી ભસ્મ કાઢી લેવી. એ યોગવાહિ છે. સર્વ રોગો ઉપર આપવી. (૧૪) લોઢાના વાસણમાં પારો અને અડધો ગંધક નાખી આઠ પ્રહર અગ્નિ આપવો; તથા તે ઉપર વારંવાર થોર અને આકડો એનું દુધ નાખતાં જવું, તથા ખેરના લાકડાવડે ઘુંટતાં જવું, એટલે ભસ્મ થાય છે; તે એક ગુંજભાર, રોગોક્ત અનુપાનોમાં આપવી. એ ભસ્મ રસાયન હોઈ કાંતિ, પુષ્ટિ, બળ, વીર્ય અને અગ્નિ એને વધારે છે. (૧૫) **ચંદ્રાયુધ રસ**:—પારો, ગંધક અને સીંધવ એ સમાન લેઇ નાગવેલના પાંત્રાના રસમાં ખલી ગોળો કરી, તેને નાગવેલીનાં પાંત્રાનું વેષ્ટણ કરવું, અને ઉર્ધ્વપાતન યંત્રમાં મૂકી એક દિવસ અગ્નિ આપવો. પછી ઉપરના વાસણમાંનો પારો લેઇ, ત્રણ ગુંજા પાનના બીડામાં એક મહિનો સેવન કરવો; એટલે સોપદ્રવ ક્ષયનો નાશ થાય છે. એની પથ્ય, મૃગાંક પ્રમાણે કરવી. (૧૬) ગંધક, ધુંવાસ અને પારો એને નગોડ અને કુવેંર એના રસમાં ખલી પુટ આપવો, એટલે કાળી ભસ્મ થાય છે. તે વલીપલીત એનો નાશ કરે છે. (૧૮) પારો એક ભાગ, કલઈ ર ભાગ, ઠીબમાં નાંખી લીંમડાના સોટાએ વારંવાર ઘુંટવો. અગ્નિ ૧૨ પ્રહર આપવો, એટલે પારાની પીળી ભસ્મ થાય છે; તે રોગો ઉપર અનુપાન જોઇ આપવી.

**પારદ ભસ્મનાં અનુપાનો**—શક્તિ પ્રમાણે

એ ભસ્મ ૧ ગુંજાથી (ચણોઠી ભારથી) ૪ ગું-
જા પર્યંત આપવી. ૧ **પિત્ત ઉપર** આંવળકં-
ટીનું ચૂર્ણ અને સાકર એમાં. **૨ વાયુ ઉપર**
પીંપરમાં. **૩ કફ ઉપર** આદાના રસમાં. ૪
**તાવ ઉપર** લીંમડાના રસમાં. ૫ **રકતવિકાર**
**ઉપર** મધમાં. ૬ **રૂધિરસ્રાવ, પ્રવાહિકા** અ-
**ને અતિસાર,** એ ઉપર તાંદળજાના રસમાં
આપવી. ૭ **કાસ, શ્વાસ** અને **શૂળ,** એ ઉ-
પર પીંપર, મરી, ભારંગમૂળ, એના ચૂર્ણ અ-
ને મધ એ સાથે. ૮ **રકતવિકાર ઉપર** હળ-
દર અને સાકર એમાં. ૯ **કમળો, પાંડુરોગ**
**અને અગ્નિમાંદ્ય** એ ઉપર ત્રિકટુ, ત્રિફળાં
અને અરડુસો એમાં. ૧૦ **મૂત્રકૃચ્છ** ઉપર શિ-
લાજીત, એલચી, સાકર એમાં. ૧૧ **ધાતુવૃદ્ધિ**
**ઉપર** લવંગ, કેસર, જાવંત્રી, હિંગળોક, અક્ક-
લકરો, પીંપર અને ભાંગ એમાં. ૧૨ **સર્વજ્વ-**
**રો ઉપર** સીંધવ, લવંગ, કરીઆતુ અને હ-
રીતકી એના ચુર્ણમાં. ૧૩ રેચ થવા માટે સીં-
ધવ, ત્રીફળાં, લવંગ, કેસર અને હિંગળોક,
એના ચુર્ણમાં. ૧૪ **ધાતુ વૃધ્ધિ ઉપર** તાંબુલ-
માં કિંવા ભોંયકોળામાં. ૧૫ **ઉલટી નાશના-**
**ર્થ** ભાંગ અને અજમો એમાં. ૧૬ **ઉદર રોગ**
**ઉપર** સીંધવ, હળદર, ભાંગ અને અજમો,
એના ચુર્ણ સાથે. ૧૭ **કૃમિ ઉપર** ચાર વાલ
ખાખરાનાં બી અને બમણો ગોળ એ-
માં. ૧૮ **સર્વ અતિસારો ઉપર** અફીણ
લવંગ, હિંગલોક અને ભાંગ એમાં. **અગ્નિમાં**
**દ્ય ઉપર** સીધવ અને અજમો એમાં. ૨૦.
**પુષ્ટતાને માટે** ગળોના સત્વમાં આપવી.
**પથ્યઃ**—પારો ભક્ષણ કરનારે પાન અને સ્ત્રી
એ છોડવાં. ૨૧ દિવસ પારો ભક્ષણ કરવાથી
માણસ કામાંધ થાય ને સ્ત્રી સંગ કરવાથી
જીવવા વિષે શંસય ઉત્પન્ન થાય છે, એટલા
માટે સ્ત્રી સાથે ભાષણ માત્ર કરવું, પરંતુ મૈથુ
ન કરવું નહિ. પારો ભક્ષણ કરનારે પાન, ભ-
ક્ષણ, નિદ્રા, જાગરણ, માર્ગ ચાલવો, કોપ, હ
ર્ષ, દુઃખ કોઇપણ પદાર્થની ઇચ્છા, એ સર્વ
અતિશય કરવું નહીં. **પારો ભક્ષણ કરનારે—**
સીંધવ, ઘી, ધાણા, જીરૂં, આદુ, તાંદળજો, વે-
ગણ, પંડોળાં, ધાણીના પદાર્થ, ઘઉં, જૂની
ડાંગરનો ભાત, ગાયનું દુધ, ઘી, દહી, નદીનું
કોરા માટીના વાસણમાં ભરી રાખેલું તડકામાં
અને ચાંદરણામાં રાખેલું, પાણી, મગની દાળ,
અભ્યંગ, સુગંધ, માળા, શાલ, નારાયણાદિ,
તેલ, સ્ત્રી મસ્તક ઉપર થંડા પાણીનું સીંચન
અને તરસ લાગવાથી સાકર નાખી નાળીએરનું
પાણી કિંવા મગની દાળ, દ્રાક્ષ, દાડમ, ખજૂર
એનું પાણી પીવું એટલે હિત જાય છે. પારો
ભક્ષણ કરનારને વર્જ્યઃ—કોળું, કાકડી, કારેલાં
કાલીંગડાં, દેવડાંગર, કેળાં, કુળિત્થ અળસીનું
તેલ, તલ, અડદ, મસુર, છાશભાત, કડવા,
ખાટા, તીખાં, મીંઠું, પિત્તકારક પદાર્થ પીળા
પદાર્થ, અને બોર, નાળીએર, કેરીઓ, જવખા
ર, સુંઠ, સરગવો, ભાંગસેવન, વેગણ રાઈ અને
વાતુલ પદાર્થ એ વર્જવા. **પારદાદિ લેપ—**
(૧) **ખસ ઉપર**—પારો, ગંધક, ધંતુરાના બી
એનો તેલમાં ખલ કરી ચોપડવું, (૨) **પારદા**
**દિ મલમ સર્વ વ્રણો ઉપર**—પારો અને ગં
ધક એની કજ્જલી ૧, મુરદાડશિંગ, ૧ કપિ-
લો ૨ ભાગ અને કિંચિત શેકેલું મોરથુથુ
એ એકત્ર કરી ખલી તેમાં ચોપટ જૂનું ઘી ના
ખી તે મલમ રૂની ઘડી ઉપર નાખી વ્રણ
ઉપર બેસાડવું; એટલે એ અંદરની જખમ
સ્વચ્છ કરે છે. (૨) **પારદાદિ લેપ**—પારો,
ગંધક, હરતાળ, હિંગલોક, મનશીળ એ પ્રત્યે
ક એક એક તોલો અને મુરદારશિંગ અને શં
ખજીરૂં એ બે બે તોલા, એની બારીક કજ્જ
લી કરી તે તુલશીના રસમા ખલવી, અને તે
ની ગોળી કરી તે ગર્મી ઉપર ગાયના ઘીમાં
ઘસી ચોપડવી; એટલે તિવ્ર વ્રણને ભરી લાવે
છે. **અશુદ્ધ પારો ભક્ષણ કરવાથી અનેક**
**વિકાર થાય છે તે ઉપર**—(૧) કારેલીના મુ
ળો ઘસી પ્રાશન કરવા. (૨) શુધ્ધ કરેલો ગંધ
ક પાનનાં બીડામાં સેવન કરવો. (૩) દ્રાક્ષ, કો
ળાના તુકડા. તુળસી, એલચી, લવંગ, દાલચિની
નાગકેશર એમા સમાન ગંધક લેઇ તેઓને બે
પ્રહર સર્વ ગાત્રોએ મર્દન કરવું, તથા થંડા
પાણીવડે સ્નાન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ
કરવાથકી પારાના દોષ શાંત થાય છે. (૪)
નાગરવેલીનો રસ, ભાંગરાનો રસ અને બકરીનું

દુધ, એ પદાર્થ પ્રત્યેક શેર શેર એકત્ર કરી સર્વે ગાત્રોએ (અંગે) મર્દન કરવું. તથા થંડા પાણીએ સ્નાન કરવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. (૫) અગથીઓ અને ભાંગરો એનો રસ અને સોરો એ છાશમાં નાખી તે છાશ પાવાથી પારાવડે થયેલો અંતરદાહ નાશ પામે છે. તથા પારો મુત્રમાર્ગે બાહેર નીકળી જાય છે. **રસાયણ શરીરમાં જીર્યું હોય તેના ઉપાય**—ઊન્હાળી, દેવડાંગરી, પરળ [ઝાડ] નાં બીજ અને કામોણી એમાંથી એકનો કાઢો પાવો.

---

## ૨૮. પીતળ. સં. પિત્તલ.

પીતળ એ મિશ્રધાતુ છે. એ, તાંબુ અને જસત એના મિશ્રણથી થાય છે. પીતળ બે પ્રકારનું છે. રાજરીતી અને બીજું કાળતુંડી પીતળ તપાવી કાંજીમાં બોળવું. એટલે રાતું થાય છે, તેને રાજરીતી સોનાપીતળ કહે છે. તથા કાળું થાય છે તેને કાળતુંડી કહે છે; એ કદી પણ ઔષધ માટે લેવું નહીં. **શોધન**—પિતળના પત્રાં કરી તપાવવાં, તથા તેલ, છાશ કાંજી, ગોમૂત્ર અને કુળિત્થનો કાઢો, એમાં ત્રણ ત્રણ વાર, બુડાડવું, એટલે શુધ્ધ થાય છે. (૨) પિતળનાં પાતળાં પત્રા કરી તપાવી નિર્ગુડીનાં રસમાં બાળહરડાનું ચૂર્ણ નાંખી તેમાં અથવા ખાટાં દ્રવમાં બાફવાં; એટલે શુધ્ધ થાય છે. **મારણ**—પિતળ અને કાંસું એનું મારણ તાંબા જેવું કરવું. (૧) પિતળનાં પત્રાં પાતળાં અને શુધ્ધ લેઇ તેના સમાન ગંધક આંકડાનાં દુધમાં ખલી, તે પત્રાંને લેપ કરવો તથા શરાવમાં (કોડીયામાં) ઘાલી ગજપુટ આપવો. એ પ્રમાણે બે પુટ વડે પિતળની ભસ્મ થાય છે. **પિતળ ભસ્મના ગુણ**—પિતળની ભસ્મ-સંપૂર્ણ મેહ, વાયુ, અર્શ, સંગ્રહણી કફ, પાંડુરોગ, શ્વાસ, ઉધરસ કમળો અને શળ એનો નાશ કરે છે.

---

## ૨૯ પોલાદ. સં. તીક્ષ્ણલોહ.

લોખંડના કરતાં પોલાદ એ સોગણું વધારે ગુણકારી છે. લોખંડમાં ઘણા દોષ છે, માટે તે રસાયનક્રિયામાં લેવું. નહીં. **શોધક**—ચોસટ તોલા ત્રિફળાં લેઇ આઠગણું પાણી નાખી અષ્ટમાંશ કાઢો કરવો, તથા વીસ તોલા લોઢાનાં પત્રાં લેઇ તપાવી સાતવાર તે કાઢામાં બોળી કાઢવા, એટલે શુધ્ધિ થાય છે. **મારણ—**સંપૂર્ણ લોહને પારદ (પારા)- ભસ્મના યોગવડે મારણ ઉત્તમ, મૂલિકા, વનસ્પતિ ઇત્યાદિકોએ મધ્યમ: તથા ગંધકાદિ ક્ષારવડે મારણ કનિષ્ટ માનેલું છે. (૧) શુધ્ધ પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ લોહચૂર્ણ ૩ ભાગ, એકત્ર કરી બે પ્રહર કુંવેરના રસમાં ખલ કરવો; પછી તેનો ગોળો કરી એરંડાના પાંતામાં ગોળો વીટવો; તથા સુતળીવડે બાંધી તાંબાના ડબામાં મૂકી, ઉપર ઢાંકણું લગાવી, મૃત્તિકાવડે સંધિલેપ કરી સુકવી, તે ભાતનાં ઢગલામા ત્રણ દિવસ પુરી રાખવો. ચોથે દિવસે કાઢી ખલ કરી કપડા ઉપર ગાળી લેવું. આ વસ્ત્ર ઉપર ગળેલું લોહ જળ ઉપર હંસ જેવું તરે છે. આ લોહભસ્મ તે **સોમામૃત-લોહ ભસ્મ** કહે છે. (૨) પોલાદનું ચૂર્ણ, પારો અને ગંધક એ પદાર્થો કુંવેરના રસમાં ખલવા, અને કાંસાના વાસણમાં તાપમાં મુકવા; એટલે પોલાદની ભસ્મ થશે. (૪) પોલાદનું ચૂર્ણ ચણોઠીનાં પાલામાં નાખી તે ઉપર જાંબુના પાંત્રાનો રસ નાખવો અને રાખવું, આ પ્રમાણે ૭ દિવસ કરવું, એટલે ભસ્મ બને છે. (૩) દાડમના પાલાનો રસ કાઢી તેમાં લોઢાનું ચૂર્ણ નાખી ગરમીમાં (તાપમાં) સાત દિવસ રાખવું. દરરોજ રસ નવો નાંખવો આઠમા દિવસે તેજ રસસાં ખલી બે બે ગજપુટો આપવાં. આ પ્રમાણે કરે એટલે તે લોહ ભસ્મ શુધ્ધ, પાણી ઉપર તરનારી થાય છે. એ ભસ્મ સંપૂર્ણ રોગમાં યોજવી. (૫) ગાયનાં દહીંમાં પોલાદનું ચૂર્ણ નાખી તે દહીં સૂકાઈ જાય ત્યાં સુધી તેમજ રાખી, પછી ધોઇ તે ચૂર્ણ કાઢી લેવું, તથા તે ત્રિફળાના કાઢામાં ખલી ગજપુટ આપવો આ પ્રમાણે ૩ ગજપુટ આપવાથી પાણી ઉપર તરનારી એવી ભસ્મ થશે. **લોહ ભસ્મના ગુણ**—લોહામૃત, રંગે કાજળ જેવું અને પારદયુક્ત એવું જો ભક્ષણ કર્યું, તોતે ભક્ષણ કરનારના દેહમાં કદીપણ રોગ થનારો નહીં, તથા ગયેલું વીર્ય પુન: આવશે.

**લોહ ભસ્મ**— જંતુવિકાર; પાંડુરોગ, વાયુ, ક્ષીણતા, પિત્તવ્યાધી, સ્થુલતા, મૂળવ્યાધી, સંગ્રહણી, કફ, સોજો પ્રમેહ ( પરમો ) ગુલ્મ, પ્લીહા, વિષ, આમવાત, કુષ્ટ, વલીપલીત, વા વાતરકત, જરા મરણ, કમળો ક્ષય પાંડુરોગથકી પાંડુરવર્ણ, દેહ થયેલો હોય તે, એમનો નાશ કરે છે. અને બલકર, સ્ત્રીપ્રસંગને વિષે હિત કરનાર સુખકારક, રસાયન, મત્યુહર, દ્દષ્ટિ અને કાંતિ એને સારી કરનારી એવી છે. **લોહ ભસ્મના અનુપાનો**—લોહભસ્મ ૧ અથવા બે ગુંજા નિત્ય સેવન કરવી. **(૧) શૂળઉપર**—હિંગ તથા ઘી એમાં આપવી. **(૨) જીર્ણજવર ઉપર**—મધ અને પીંપરમા. [૩] **વાળા ઉપર**:—લસણ અને ઘી એમાં. [૪] **શ્વાસ ઉપર**:—સુંઠ, મરી, પીંપર, મધ એમાં. [૫] **થંડાઈ ઉપરઃ**—મરી અને ખાવાના પાનમાં. (૬) **મેહ ઉપર**:—ત્રિફળા અને ખડીસાકર એમાં. **(૭) ત્રિદોષ ઉપરઃ**—આદાનો રસ અને મધ એમાં. (૮) **વાતજવરઃ**—ઘીમાં આપવી. (૯) **પિત્તજવર ઉપર**—મધમાં (૧૦) **કફપિત્ત ઉપર**—આદાના રસમાં **(૧૧) એંશી** (૮૦) **પ્રકારના વાયુ ઉપરઃ**—નગોડના રસમાં **(૧૨) વાત** ઉપરઃ—સુંઠમાં, **(૧૩) પિત્ત** ઉપરઃ—સાકરમાં (૧૪) **કફ ઉપરઃ**—મધ અને પીંપરમાં. (૧૫) **સંધિરોગ ઉપર—તજ, એલચી, તમાલપત્ર એમાં. (૧૬) પ્રમેહ અને વલીપલિત** ઉપરઃ—ત્રિફળાંમા. **(૧૭) રકતપિત્ત ઉપર**—ખડીસાકર અને ચાતુર્જાત એમાં. (૧૮) **બલ વૃદ્ધિ** ઉ**પર—**સાટોડી અને ગાયનું દૂધ એમાં. (૧૯) **પાંડુરોગ** ઉપરઃ—સાટોડીના રસમાં. (૨૦) **વીસ પ્રમેહ ઉપર**—હળદર, પીંપર, મધ એમાં. (૨૧) **મૂત્રકૃચ્છ્ર ઉપરઃ**— શિલાજીતમાં. (૨૨) **પંચકાસ ઉપર**—અરડુસો, પીપર- દ્રાક્ષ, મધ એમાં. (૨૪) **અગ્નિમાંધ ઉપરઃ**—તાંબુલમાં. (૨૫) **સર્વરોગ ઉપર**—ત્રિફળા અને મધ એમાં. (૨૬) **યથોકત ગુણ ઉપર**—બાજીહરડાં અને સાકર એમાં આપવી. આ લોહભસ્મના ગુણ વધારે શું કહેવા? પરંતુ જે **ખત રૂપાના ગુણ તે આ કાંતભસ્મમાં છે.** જ્યારે કાંતભસ્મ ન મળે ત્યારે રૂપાની ભસ્મ આપવી. **પથ્યાપથ્ય**—કોળું, તલનું તેલ, અડદ, રાઈ, મધ ખાટા પદાર્થ, મત્સ્ય, જીવશાક, કુળિત્થ, કારેલાં, વ્યાયામ, તીખા પદાર્થ એ વર્જવા. **અશુદ્ધ લોહદોષ**—અશુધ્ધ લોહ, પંઢત્વ, કુષ્ટ, મૃત્યુ, હૃદ્રોગ શૂલ, અસ્મરી, નાના પ્રકારના રોગ, હલ્લાસ કરનાર, જીવહારી, મદકર, દેહને વિષે અશુધ્ધપણું, મસ્તકને અશકતપણું અને હૃદયને વિષે દારૂણ વ્યથા એને ઉત્પન્ન કરે છે, પારા શિવાય કિંવા અભ્રક શિવાય લોહનું શરીરમાં એકત્વ થતું નથી; કિંવા લોહનું દેહને વિષે બંધન થતું નથી. એટલા માટે લોહને પારો અને અભ્રક એના સંસ્કાર કરવા. જે વૈદ્ય પારા શિવાય લોહાની ભસ્મ કરે છે. તે લોહ ભસ્મથી રોગીના ઉદરમાં કીટ ઉત્પન્ન થાય છે. એમાં સંશય નથી. **લોહજ દોષચિકિત્સાઃ**—શરીરમાં લોહભસ્મથી વિકાર થયો હોય તો, અગથીયાના રસમાં વાવડિંગ વાટી અગથીયાના રસમાંજ ભક્ષણ કરવા; અને તડકામાં ઘણીવાર રહેવું; એટલે લોહ ભસ્મના દોષને પાતળો કરે છે, અભ્રકભસ્મ, વાવડીંગના ચૂર્ણમાં અથવા વાવડિંગના સ્વરસમાં લેવાથી, લોહભસ્મના અજીર્ણ થકી કૃમિ થયેલી શૂળનો ત્વરિત નાશ કરે છે. જો લોહ ભસ્મથકી વિકૃતી થાય તો ગરમાળાનું મગજ આપવું. રેચ થવા લાગે તો દૂધ પાવું, તથા ઔષધ છોડવું. **લોહભસ્મ પરીક્ષાઃ**—સંપૂર્ણ લોહની ભસ્મ લેઇ મિત્રપંચકમાં ફુલાવવી, તથા નિરૂત્થ અને વારિતર એવી થાય ત્યારે તે કાઢી લેવી. મધ, ઘી, મૃતલોહ અને રૂંપું એ પદાર્થો એકત્ર કરી કઢઇમાં નાંખી ઉકાળવાથી રૂપું જેટલું નાખ્યું હોય તેટલુંજ નીકળે તો લોહ મૃત થયું એમ સમજવું. નહીં તો પુનઃ મારણ કરવું. **લોહદ્રાવણઃ**—(૧) લીંમડાના રસમાં હિંગળોક નાંખી લોહ તપાવી તેમાં ઝબોળવું. આ પ્રમાણે કરવાથી લોહનું દ્રાવણ થાય છે. (૨) દેવદાલીની રાખ પુરૂષના મૂત્રમાં ૨૧ વાર ગાળવી, તથા તેનો ક્ષાર કાઢી, કાંતિલોહ તપાવી તે ઉપર તે ખાર નાખવાથી લોહને પાતળું કરે છે. (૩) **દેવદાલીના રસની ગંધકને ૭ ભાવનાઓ આપ**

વી. તે ગંધક, લોહ તપાવી તે ઉપર નાખવાથી લોહ પારા જેવું પાતળું થાય છે. (૪) તીખા લોઢાનો દ૫ લેઇ આંમળાંના રસમાં સાત દિવસ ભિજવી રાખી તડકામાં રાખવો, તેમજ ક્ષીરવૃંદાના રસવડે ભીજવી સાત દિવસ તાપમાં રાખવો; પછી કુલડીમાં ઘાલી દેવતામાં તે કુલડી ગોઠવી ગાળવાથી, ઘણા દિવસ પારા જેવું પાતળું રહે છે. (૫) એક ટાંક લોહનું ચૂર્ણ ફણસના દ્રવમાં સાત દિવસ તાપમાં રાખવું; પછી ખાટા પદાર્થોમાં મર્દન કરવું, અને કુલડીમાં ઘાલી રસ કરવો; એટલે લખવા જોગ પાતળું દ્રવરૂપ રહે છે એમાં સંશય નથી. **સત્વધાતુભસ્મ પરિક્ષા:**—સંપૂર્ણ મૃત ભસ્મને મિત્ર પંચકમાં તપાવવી, જ્યારે ધાતુ ઉત્પન્ન થાય નહિં તથા પાણીપર તરે તો તે સેવન કરવી. **મિત્રપંચક:**—ગોળ, ગુગળ, ચણોઠી, ઘી, મધ અને ટંકણખાર એ પદાર્થો મૃત ધાતુના જીવન રૂપે છેઃ **નિરૂત્થાન:**—તૈયાર થયેલી ભસ્મ અને ગંધક સમાન લેઇ, કુંવેરના રસમાં એક દિવસ ખલ કરી કુલડીમાં નાખી કપડમાટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે સર્વે લોહનું નિરૂત્થાન કરવું. **અપકવ ધાતુમારણ**—ઘોડાના નખ, હસ્તિદંત, ભેંશના શિંગડાનું મૂળ, બકરી અને સસલું એના નખ, મેંઢાનું શિંગડું, મધ, ઘી, ગોળ, ચણોઠી, ટંકણખાર, તેલ અને મીઠું એ સર્વે પદાર્થ સમભાગ એકત્ર કરી ખલી, તેમાં સર્વે લોહ મારણ કરવું. **ભસ્મ વર્ણ:**—સુવર્ણ ભસ્મનો તથા પીતળ ભસ્મનો વર્ણ કોડીના કંઠના રંગ જેવો; તાંબાની ભસ્મનો વર્ણ મોરના કંઠ જેવો નીળ વર્ણ; રૂપાની અને કલઇની એ ભસ્મો સફેદ; શિસાની ભસ્મ કાળા સર્પના વર્ણની અને તીખા લોહની ભસ્મ કાળી થઇ એટલે શુધ્ધ થઇ એમ સમજવું. એણે કરી, વાંતિ ભ્રાંતિ એ થતી નથી. એ સમજીને જે કરે છે તેના બરોબર કોઇથી પણ થવાનું નથી. **ભસ્મ સેવનપ્રમાણ**—સોનું, રૂપું, અને તાંબુ એ ૧ ચણોઠીભાર તથા તીખું લોહ, કલઈ. શિસું પિતળ એ દોઢ વાલ આપવી. એ ભસ્મ સાથે પીંપર અને મધ એ શરદ અને ગ્રીષ્મ એ ૠતુમાં યોજવું.

## ૩૦ પરવાળાં (સં૦ પ્રવાળ.)

સમુદ્રમાં રહેનારા એક જાતિના કીડા હોય છે તે સમુદ્રના તળીયાથી ઉંચીર કાઢી પ્રવાલનાં ખડક બનાવે છે. એ ખડક વેલા પ્રમાણે હોય છે. એટલે તેને પરવાળાંના વેલા એમ પણ કહે છે. પરવાળાંનો રંગ લાલ હોય છે. જે પાકેલા ગિલોડાં જેવાં લાલ ગોળ, લાંબાં, સરળ, સ્નિગ્ધ, અવ્રણ, મોટા એવાં પરવાળાં હોય છે. તે સારાં, જે રંગે પિતળ જેવાં, પોલાં, બારીક, સચ્છિદ્ર રૂક્ષ, કાળાં, ન્હાનાં તથા ધોળાં હોય છે તે ખરાબ. તે લેવાં નહિ. **પ્રવાલ:**—મધુર, ખાટાં, વીર્યપ્રદ, કાંતિકર, લઘુ, અગ્નિદીપક, રૂચિકર, પૌષ્ટિક, પાચક, સારક, નેત્ર્ય, ધાતુવર્ધક, ક્ષયનાશક, અને વાયુ, ઉધરસ, કફ, પિત્ત, પાંડુ, તાવ, પ્રમેહ, દમ, વિષ, રકતપિત્ત અને મનોન્માદ એનો નાશ કરે છે. **પ્રવાલનું શોધન**—મણિ, મોતિ અને પરવાળાં એ જયંતીના (અરણીના) રસમાં દોલા યંત્રવડે ૧ પ્રહર પચન કરવાં એટલે શુધ્ધ થાય છે. (૨) પરવાળાં લીંબુના રસમાં ૧ પ્રહર ભિજવી રાખવાં અથવા (૩)દૂધમાં ૧ પ્રહર દોલાયંત્રવડે પચન કરવાં અથવા (૪)ત્રિફળાંના કાઢામાં બાફવાથી શુધ્ધ થાય છે. **પ્રવાળનું મારણ**—(૧) કુંવેર, તાંદળજો અને માણસનું દૂધ એમાં પરવાળાં તપાવી બોળવાં. એ પ્રમાણે પ્રત્યેક રસે કરી સાત સાત વાર ભાવના આપવી, એટલે ભસ્મ થાય છે. આ પ્રમાણેજ સૂર્યકાંતમણી અને મોતી એની ભસ્મ થાય છે. (૨) પરવાળાંનું બારીક ચૂર્ણ કરી તેને લીંમડાના રસમાં ઘુંટી વાસણમાં સુકવવું. આ પ્રમાણે લીંમડાના રસની ત્રણ કિંવા સાત અને ગુલાબજળની સાત ભાવનાઓ આપવી એટલે પરવાળાંની ભસ્મ થાય છે. (૩) પરવાળાંના ચૂર્ણને લીંબુના રસની સાત, કુંવેરના રસની સાત અને ગુલાબજળની સાત એ પ્રમાણે સુર્ય પુટો આપવાથી ભસ્મ થાય છે. (૪) પરવાળાંના ચૂર્ણને ગુલાબજળના ૨૭ પુટો આપવા એટલે ભસ્મ થાય છે. એને લેવાનું પ્રમાણ ૨ ગુંજા (ચણોઠીભાર) છે. **પ્રવાળ ભસ્મનાં અનુપાનો (૧) જીર્ણજ્વર, કાસ, શ્વાસ, હેડકી કોષ્ટગત, વાયુ** એ રોગોમાં

મધ અને પીંપરમાં આપવી. ૨. **તાવ ઉપર**— કરિયાતું, કડુ, હરીતકી એમાં આપવી. ૩. **પિત્ત ઉપર**— દૂધ અને સાકરમાં આપવી. ૪. **ધાતુક્ષય ઉપર**— પાકેલાં કેળામાં. ૫. **કૃશતા ઉપર**—પાનમાં. ૬. **તિડીક પરમા ઉપર**—ચોખાનું ધોણ અને સાકર એમાં અથવા ત્રિફળાં અને મધ એમાં. ૭. **ધાતુપુષ્ટીને** માટે ઘી સાકરમાં. ૮. **પ્રદર** (પેશાબમાં ધાતનું જવું તે) **ઉપર**—ગાયના ધારોષ્ણ દૂધમાં. ૯. **વાયુ ઉપર**—તુળસીનો રસ તથા મધ સાકર એમાં. ૧૦. **પિત્તકાસ ઉપર**—આદુનો રસ અને સાકર એમાં. ૧૧. **રતાંધળા ઉપર**—ઉંદરની લિંડીયો તુળશીના રસમાં ઘસી તેમાં ભસ્મ નાંખી અંજન કરવું. ૧૨. **અસ્થિભંગ** અને **સંધિભંગ** એ ઉપર પ્રવાળભસ્મ મધમાં આપવી. ૧૩. **પિત્તરોગ** અને **ભ્રમ એ ઉપર**—આમળાંના મુરંબામાં ઘી અને સાકર નાખી તેમાં આપવી. ૧૪. **ઉરઃક્ષતક્ષય ઉપર**—ઘી અને મધમાં. ૧૫. **કફમૂત્રકૃચ્છ્ર ઉપર**—ચોખાના ધોવરામણમાં ૧૬. **ગર્ભીણીની ઉલટી ઉપર**—તાંદળજાના રસમાં. ૧૭. **ધાતુસ્થાનની કડકી ઉપર**—ગાયના દુધમાં સાકર નાખી તેમાં આપવી. ૧૮. **દાહ ઉપર**—વંશલોચન અને સાકરમાં. ૧૯. **ઉષ્ણતા, દાહ** અને **ઇંદ્રીની બળતરા** એ ઉપર—ચોખાના ધોવરામણમાં મધ અને સાકર નાંખી તેમાં આપવી. ૨૦. **આંખોમાંની ગર્મી** અને **શરીર ઉપરની સૂકી ખસ એ ઉપર**—ઘી અને સાકરમાં અથવા ધારોષ્ણ દુધમાં સાકર નાખી તેમાં આપવી. ૨૧. **મસ્તકશૂળ ઉપરઃ**—બદામની ખીરમાં આપવી. **ખીર કરવાનો પ્રકારઃ**—બદામ દસ બાર લેઇ તે ગરમ પાણીમાં પલારી રાખી ઉપરનાં ફોતરાં કાઢી વાટવા અને પાશેર ગાયનું દુધ લેઈ તેમાં બે તોલા સાકર નાખવી. અને તેમાં વાટેલી બદામ નાખી ખીર કરવી, અને તેમાં વાલભર પ્રવાળભસ્મ નાખી આપવી. એટલે મસ્તશૂળ, પિત્તવિકાર, નેત્રસંબંધી રોગ દુર થઈ આંખોને ઠંડાઇ આવે છે, અને શકિત વધે છે. **પથ્યઃ**—સંપૂર્ણ પિત્તકારક પદાર્થ વર્જ્ય. ૨૨ **પિત્તોદ્ભવ પાંડુ ઉપરઃ**—પ્રવાળભસ્મ ઘી સાકરમાં આપવી.

---

## ૩૧ કાંચલવણ.

કાંચલવણ એ કાંચની ભટ્ટીમાં ઉત્પન્ન થાય છે. એનો રંગ ધોળો હોય છે. **કાચ લવણઃ**—પિત્તકારક, કિંચિત ખારૂ. રૂક્ષ, અગ્નિદીપક, ઉષ્ણ, ચક્ષુષ્ય, દાહકારક; અને શૂળ, ગુલ્મ, કફ, વાયુ અને પિત્ત એનો નાશ કરે છે. **અજીર્ણ ઉપરઃ**—કાચલવણનું માસો દોઢ માસો ચૂર્ણ ગરમ પાણીમાં આપવું.

---

## ૩૨ બીડલુણ.

**બીડલુણઃ**—લઘુ, ઉષ્ણ, રૂચીકર, અગ્નિદીપક, વાતાનુલોમન, રૂક્ષ, વ્યવાયી; અને શૂળ, વાયુ, મેહ, ગુલ્મ, અજીર્ણ, મલાવષ્ટંભક, આનાહ, વાયુ, હૃદ્રોગ, જડતા, કફ, દર્દુ એનો નાશ કરે છે. (૧) **અજીર્ણ, શૂલ, વાયુ એ ઉપરઃ**—બીડલોણ લીંબુના રસમાં આપવું. (૨) **વાળા ઉપરઃ**—ચુનો અને બીડલોણ પાણીમાં વાટી લેપ કરવો.

---

## ૩૩ મનશીળ (સં. મનઃશિલા)

મનશીળ એ હરતાળનો ભેદ છે. એનો રંગ રાતો હોય છે. **મનશીળઃ**—ગુરૂ, વર્ણકાકર, સારક, ઉષ્ણ, લેખન, તીખું, કડવું અને સ્નિગ્ધ એવું છે; તથા વિષ, શ્વાસ, ઉધરસ, ભૂતબાધા અને રકતવિકાર એનો નાશ કરે છે. **અશુદ્ધ મનશીળ**—બલનાશક, મલબંધક; અને મૂત્રરોગ, શર્કરા, કૃચ્છ્ર એને કરે છે. **શુદ્ધિ**—(૧) મનશીળ હળદરના કાઢામાં દોલાયંત્રવડે પચન કરવાથી શુધ્ધ થાય છે. (૨) મનશીળને અગથીયાના પાંલાની સાત ભાવના આપવી; અથવા આદાના રસની સાત ભાવના આપવી; એટલે શુદ્ધ થાય છે. **ઉપયોગ**—(૧) ખસ, દાદર, ચાઠાં ઇત્યાદિ સર્વ કુષ્ટ વિકારો ઉપર—મનશીળ, હીરાકસી અને મોરથુથુ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૨) **સન્નિપાત ઉપર**

**અંજન**—મનશીળ, ઘોડાવજ, એને લસણના રસમાં અથવા મનશીળ ઘોડાની લાળમાં ઘસી અંજન કરવું. એટલે અંધારાં દુર થાય છે. (૩) **ઉધરસ ઉપર**—મનશીળ, મરી, જટામાંસી, નાગરમોથ અને હિંગણબેટ એ ઔષધોમાં ગોળ મિશ્ર કરી, તેને ચલમમાં નાખી તેની સુખોષ્ણ ધુમાડી પીવી; એટલે દોષજ, દ્વંદ્વજ, સન્નિપાતિક અને સેંકડો ઔષધોવડે સારી નહી થનારી ઉધરસ આ ઔષધના ધુમ્રપાનવડે શાંત થાય છે. **બીજો પ્રકાર**—એરંડીના પાંદડાંને મનશીળ ઘસી ચોપડવી. અને તે પાંદડાંને ચલમમાં અથવા હોકામાં નાખી પીવાં; એટલે સર્વ શ્વાસ, કાસ દૂર થાય છે.

---

## ૩૪. મીઠું. (સં. લવણ.

મીઠું એ સમુદ્રના પાણીમાંથી ઉત્પન્ન થાય છે. આપણા હમેશના ભોજનમાં આવનાર આ એક પદાર્થ છે. મીઠા શિવાય માણસને ક્ષણવાર પણ ચાલે નહિં. મીઠું ન મળે તો અશક્તિ થાય. મીઠાથી સર્વ પદાર્થમાં રૂચિ આવે છે, **મીઠું**—રૂચિપ્રદ, હૃદ્ય, અગ્નિદીપક વાળોને ધોળું કરનાર, ભેદક, અગ્નિદાહક, કફકર, પાકકાળે મધુર, તીખું, કડવું, ગુરૂ, કિંચિત્ત ઉષ્ણ, પિત્તલ, ખારટ, સ્નિગ્ધ, શૂલનાશક વાત નાશક અને સ્વાદુ છે. (૧) **ઊલટી થઈ કફ અને પિત્ત પડવા માટેઃ**—૧૦ તોલા ગરમ પાણીમાં મીઠું નાખી આપવું. ઉતાર ઘી અને ભાત. (૨) **પાનથરી અને કોલેરાનો ઉપદ્રવ ન થવા માટે**—જમવામાં મીઠું વધારે ખાવું. (૩) **આવાળું સુજયા હોય તો:**—મીઠાના ગાંગડાવડે સુજેલા આવાળું ફોડી પછી ફુલાવેલી ફટકડીની ભૂકી ચોળવી. (૪) **સોપારી લાગી હોય તોઃ**—થંડુ, પાણી પીવા આપી, મીઠાનો ગાંગડો મુખમાં રાખવા આપવો.

---

## ૩૫. મુલતાની માટી.

એ પંજાબમાં ઉત્પન્ન થાય છે. એનો રંગ પીળો હોય છે. એ રંગના ઉપયોગમા આવે છે. (૧) **બાળકનિ દુંટી સુજી આવી હોય તો**— મુલતાની માટીનો કકડો અગ્નિમાં તપાવી લાલ કરી બાહેર કાઢવો, અને તે ઉપર ગાયનું દુધ નાખવું, એટલે તે કકડામાંથી વરાળ નીકળે છે, તે વરાળવડે દુટીને શેક આપવો. એમ દિવસમાં બેવાર કરવું. (૨) **ગર્ભીણિને અધુરા માસે રજોદર્શન થાય તે ઉપરઃ**—મુલતાની માટી ૧ તોલો, એમાં ૬ તોલા પાણી નાખી, રાત્રે કાચના વાસણમાં પલારી રાખવી. પ્રાતઃકાળે તે માટી તેજ પાણીમાં સારી મેળવી કપડાથી ગળવી. પછી તેમાં થોડી જીરાની ભૂકી નાખી આપવી. (૩) **કારીખસ ઉપર**—મુલતાની માટી દહીંમાં. અથવા ખોપરાના તેલમાં ખલી લગાવવી.

---

## ૩૬. મુરદારશિંગ. (સં. કંકુષ્ટ. )

મુરદારસિંગ એ હિમાલય પર્વતના પ્રદેશ પાસેના ટેકરાઓમાં આબુના પહાડમાં અને ગુજરાત પ્રાંતમાં ઉત્પન્ન થાય છે, એ બે પ્રકારની છે, એક નાલિખ્ય અને બીજી રેણુંક તેમાં જે પીળી જડ, ચિકણી, તે શ્રેષ્ટ તથા શ્યામ પિત્ત, લઘુ, જેમાંનું સત્વ નીકળી ગયેલું તે રેણુંક. **મુરદારસિંગ** એ વંગની ઉપધાતુ છે. **મુરદારસિંગ;**—સારક, ઉષ્ણ, કડવી, કાંતિકર, ભેદક, વ્રણરોપણ અને ઉલટી, મલ મૂત્ર, પ્રમેહ એને કરનાર; અને કફ, વાયુ, વ્રણ, શળ, ઉદર, કૃમિ, સોજો, આંધ્માનવાયુ, ગુલ્મ, આનાહ સોજાથકી આવેલો તાવ તથા ઉદાવર્ત એનો નાશ કરે છે. **શોધન**—મુરદારસિંગને સુંઠના કાઢાની ત્રણ ભાવના આપવી; એટલે શુદ્ધ થાય છે. (૧) **ગર્મીની ચાંદીઓને**—મુરદારસિંગ અર્ધો તોલો, રાળ ૨ તોલા, એનો ઘીમાં મલમ કરી લેપ કરવો; એટલે વ્રણ જલદી ભરાઇ આવે છે. અથવા એનું અતિશય બારીક ચૂર્ણ કરી તે ચોપડવું, કિંવા એ ચૂર્ણ મધમાં ખલી ચોપડવું. (૨) **મુળવ્યાધીને**—મુરદારસિંગ માખણમા ખલી મસાને ચોપડવી અને શેકવું (૩) **પ્રમેહ અને ઉપદંશ એ ઉપર**—શુધ્ધ મુરદારસિંગ અર્ધો માસો પાનમાં આપવી.

---

## ૩૭. મોતી. (સં. મૈક્તિક.)

મોતીની ઉત્પત્તિ છિપ, શંખ, હાથી, ડુક્કર, સર્પ, વાંસ, દેડકો અને કાચબો એમાંથી થાય છે એવું કહેલું છે. જે મોતી ફિકાં, વ્યંગ, છિપને લાગેલાં અ.રક્તવર્ણ, મત્સ્યાક્ષવડે ચિન્હિત રૂક્ષ, ઉખર એવાં હોય છે તે બુધ્ધિમંતે ધારણ કરવાં નહીં, તે દોષકારક છે. તથા જે નક્ષત્ર જેવા ગોળ, સ્નિગ્ધ, સ્થૂલ, નિર્મળ અને જડ, તે મોતી મહામૂલ્યવાન સિધ્ધિસાધક છે. **મોતી**–મધુર, વૃષ્ય, શીત એવાં છે. અને વીર્ય, બળ, પુષ્ટિ, આયુષ્ય એને આપનારાં, અને નેત્રરોગ, વિષ, ક્ષયદોષ, કફ, પિત્ત, કાસ, શ્વાસ, અગ્નિમાંદ્ય, દાહ એનો નાશ કરે છે. **શોધન**—મણિ મોતી અને પરવાળાં એ જયંતીના (અરણીના) રસમાં દોલાયંત્રવડે ૧ પ્રહર પચન કરવાં, એટલે શુધ્ધ થાય છે. **બીજો પ્રકાર**—મોતી અમ્લવર્ગમાં, કાંજી, લીંબુનો રસ, ગોમૂત્ર, તથા દૂધ એમાં શોધવાં. **મારણ**—(૧) કુવેંર તાંદળજો અને સ્ત્રીનું દૂધ એમાં મોતી તપાવી બુડાવવાં એ પ્રમાણે પ્રત્યેક રસવડે સાત વખત સેચન કરવું એટલે ભસ્મ થાય છે. (૨) **માક્ષીકના મારણ પ્રમાણે**—મોતી અને પરવાળાં એનું મારણ કરવું. એ અર્ધગુંજ પ્રમાણે આપવું. **અનુપાનો**—(૧) **પીત્ત અને પુષ્ટતા** ઉપર દૂધ અને ખડીસાકરમાં. (૨) **ઉરક્ષતક્ષય અને નેત્રરોગઉપર**—ઘી અને મધમાં.

---

## ૩૮. મોતીની છીપ.

હિંદુસ્થાનની દક્ષિણમાં સિંહલદ્વપ પાસેના સમુદ્રમાં અને ઇરાણી અખાતમાં મોતીની છિપો ઘણી મળે છે. એ છિપો પાણીમાં બુડનાર લોક સમુદ્રમાં બુડકી મારી બાહેર કાઢે છે. એ છિપોમાંથી મોતી નીકળે છે. **મોતીની છીપ**—કડવી, સ્નિગ્ધ, રૂચ્ય, મધુર અને દીપન એવી છે. તથા શ્વાસ, હદ્રોગ અને શૂળ એનો નાશ કરે છે- **શુધ્ધી**—મોતીની છિપ છાશમાં એક રાત્ર પલારી રાખવી એટલે શુધ્ધિ થાય છે. **મારણ**—મોતીની છિપ કોલશાના દેવતામાં સારી ફુલાવી થંડી થયા પછી ખલી રાખવી. મોતીના ભસ્મના અભાવે આ ભસ્મ આપવી. એના ગુણ પણ તે પ્રમાણેજ પણ તેનાથી ઓછા છે.

---

## ૩૯ મોરથુથુ. સં૦ તુથ્થ.

મોરથુથુ તાંબાથી ઉત્પન્ન થાય છે, એની વિષમાં ગણના છે. **શોધન**—(૧) મોરથુથાના સમભાગ બીલાડાની વીષ્ટા લેઇ, તેમાં મધ અને ટંકણખાર નાખી ખલી, તેને કુલડીમાં નાખી કપડમાટી કરી હલકો પુટ આપવો. એ પ્રમાણે ત્રણ પૂટો આપે એટલે શુધ્ધ થાય છે. (૨) મોરથુથુ ખાટા પદાર્થોમાં નાખી તેલવડે સીંચન કરવું. તથા તે ઘોડાના મૂત્રમાં દોલાયંત્રવડે એક દીવસ પચન કરવું એટલે શુધ્ધ થાય છે. **મારણ**—ગંધક, ટંકણખાર તથા થોરનો રસ એકત્ર કરી તેમાં મોરથુથુ ખલી ઉંધી કુલડીમાં ઘાલી એ ક્રીંવા ત્રણ ન્હાના પુટો આપવા; એટલે શુધ્ધી થાય છે. **મોરથુથાનું સત્વ**—મોરથુથુ અને ટંકણખાર એને લીંમડાના રસમાં ખલી ઉંધી કુલડીમાં નાખી ભુંગળીવડે સળગાવવું; એટલે તામ્રરૂપ સત્વ ઉત્પન્ન થાય છે. **મોરથુથુ**—તીખું, ખારૂં, તુરૂ, વીશદ, લઘુ, લેખન, રેચક, અને ચક્ષુષ્ય, છે. તથા કંડુ, કૃમી અને વિષ એનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **વીદ્રધિ, ગુમડાં ઈત્યાદી પકવવા માટે**—મોરથુથુનો પાણીમાં ઘસી ઉપર લેપ કરવો. (૨) **વિંછીના વિષ ઉપર**—મોરથુથુ દહીંમાં ઘસી ચોપડવું. (૩) **આંખમાનાં ખીલ ઉપર**—મોરથુથાની સળી ફેરવવી. (૪) **વમન થવા માટે**—મોરથુથુ ફુલાવી તે ચોખા જેટલું મધમાં આપવૂં. અને ઉપર ગરમ પાણી પુષ્કળ **પાવું**. (૫) **અમ્લપિત્તને માટે**—મોરથુથુ ફુલાવી ચોખાભાર મધમાં આપવું. (૬) **ખરજવા ઉપર**—મોરથુથુ પાણીમાં ઘસી લેપ કરવો, અથવા મોરથુથુ અને કળી ચુનો એકત્ર કરી લેપ કરવો. મોરથુથુ વધારે ઉઠે તો ધોળો કાથો પાણીમાં ઘસી ઉપર લેપ દેતાં જવું. (૭) **કાંડરાં**

ના વીષ ઊપર—મોરથુથુ બે કિંવા ત્રણ ગું જા પર્યંત, લોખંડની તવી ઊપર સાધારણ શેકી દહીંમાં કાલવી આપવું, એટલે ઉલટી થઇ કાંડરાના વિષારથકી છાતીમાં બાઝેલો કફનો ગઠો પડે છે. વીશેષ ઉલટી કીંવા રેચ થવા લાગે તો ઉતાર કાથાની ભૂકી પાણીમાં મેળવી તે પાણી થોડું થોડુ પાતાં જવું. (૮) ગર્મીની ચાંદીઓ માટે—ચાંદીઓ થતાંજ તે ઉપર મોરથુથુ અને ગોપીચંદન ઘસી ચોપડવાં (૯) અફીણના વીષ ઉપર—ફુલાવેલું મોરથુથું અને ફુલાવેલો ટંકણખાર એ બન્ને ઘીમાં ખાવાં.

## ૪૦. રસકપુર. સં. રસઃકર્પુર.

**શુદ્ધ**—પારો, ફટકડી, હીરાકસી એ સમ ભાગ તથા વિસાંશ નવસાગર ખલમાં નાંખી ખલવો, અને કુંવેરના રસની ભાવના આપવી, પછી ડમરુ યંત્રમાં ક્રમ પ્રમાણે મોટો અગ્નિ સળગાવી પચન કરવું, એટલે શુદ્ધ રસકપુર થાય છે. બાજારમાંહેના અશુધ્ધ રસકપૂરની વિષમાં ગણના છે. એક તોલો અશુધ્ધ રસકપૂરને એક શેર ગાયનું ઘી નાખી પચન કરવું, પછી કાઢી, ખલી રાખવું. એ એક કિંવા બે ગુંજા નવા ગોળમાં આપવું. અનુપાન યોજી આપવાથકી સર્વ રોગ દુર થાય છે. **પથ્ય** દૂધ ભાત અને તાંબુલ. **શુદ્ધ રસકપુર**—એ ફિરંગોપદેશરૂપ હાથીને સિંહ જેવું- સંપૂર્ણ કુષ્ટોને શત્રુ પ્રમાણે તથા સંપૂર્ણ વ્રણનાશક હોઇ કામોત્પત્તિકર, સુવર્ણજેવી કાંતી, બલ, અગ્નિ અને તેજ એને કરનાર, તથા સંપૂર્ણ રોગોને હરણ કરનાર એવું છે. [૧] ખરજવાં, વિસર્પ, ચાઠાં, ખસ ઉત્યાદિકો ઉપર શતધૌતઘીમાં રસકપૂર ખલી ચોપડવું. [૨] **અગ્નિદગ્ધ, વ્રણ, ગર્મીની ચાંદી, શસ્ત્રના જખમ, ખરજવાં એ રોગો ઉપર**—રસકપુર અને કાથો એકેક ભાગ, અર્ધો ભાગ શિંદૂર અને સર્વનાથી ચોગણું ગાયનું ઘી નાખી કાંસાની થાળીમાં કાંસાની વાટકીવડે બે પ્રહર ખલ કરી, તે મલમને ૨૧ વાર પાણીએ ધોઈ તે ચોપડવું. (૩) **ખરજવા અને ગર્મીની ચાંદિઓ ઉપર**—રસકપુર મોગલી એરંડાના દુધમાં ખલી આપવો. (૪) **મુળવ્યાધીને માટે**—રસકપુર લીંબુના રસમાં ખલી ચોપડવું, અને બોરડીના અંગારાવડે શેકવું, (૬) **ઉપદંશ ઉપર**—શુધ્ધ રસકપૂર, કેશર, સાકર, ચંદન લવંગ, જાવંત્રી, એ સમભાગ લેઈ ખલી- મગ જેવડી ગોળીઓ કરવી. એ સાંજ સવાર બન્ને વખત, સાત દિવસ આપવી; એટલે ઉપદંશ વિકાર દુર થાય છે.

---

## ૪૧. રૂપું. સં. રૌપ્ય.

**શોધનઃ**—(૧) શિસું દેઈ શોધેલાં રૂપાનાં કંટકવેધી પત્રાં કરવાં અને તે આંમલી અને અને દ્રાક્ષના રસમાં જૂદાં જૂદાં શોધવાં. એટલે ઉત્તમ પ્રકારના શુધ્ધ થાય છે. (૨) રૂપાનાં પાતળાં પત્રાં કરી તે અગ્નિમાં તપાવી અગથીઆના રસમાં બોળવાં. એ પ્રમાણે ત્રણ વખત કરવું. એટલે શુધ્ધિ થાય છે. **મારણ**—રૂપાનાં ઘણાં પાતળા પત્રાકરી, તેનો સમભાગ પારો અને ગંધક એ બન્નેના સમભાગે હરતાલ, એ સર્વ એકત્ર કરી કુંવેરના રસમાં ખલ કરવો તથા તે કલ્કવડે લેપ કરવો; અને કોડીયાના સંપુટમાં મૂકી .તેને છાણાના દેવતાનો ગજપુટ આપવો. એ પ્રમાણે બે પુટ આપવાથી તે રૂપાંની ભસ્મ થાય છે. (૨) સુવર્ણમાક્ષિક તથા હિંગલોક એનું ચૂર્ણ કરી તે નીચે ઉપર મુકી મધ્યે રૂપાનાં પત્રાં, મુકવાં, તથા ગજપુટ આપવો. એ પ્રમાણે બે ગજપુટો આપવા એટલે ભસ્મ થાય છે. (૩) રૂપાનાં પત્રાં ગરમ કરી દુધીના રસમા સાતવાર બુડાડવાં, પછી દુધીની લુગદીમાં મૂકી ૪ છાણાનો અગ્નિ કરવો. આ પ્રમાણે સાતવાર કરવું. દુધીનાં રસમાં તેનો ખલ કરી ૨ લઘુ પુટો આપવા, એટલે ભસ્મ થાય છે. (૪) ૧ તોલો રૂપાનાં પત્રાં લેઈ તે એક છાણા ઉપર મુકવાં અને તે પત્રાંના નીચે ઉપર ૬ તોલા અજમો નાખવો. પછી બીજુ છાણું ઉપર બેસારી તેનું મોં છાણવડે બંધ કરી લેવું અને તે છાણું સુકાયા પછી તેને અગ્નિ આપવો. એ પ્રમાણે

૧૨ પૂટો આપવા, એટલે રૂપાની ભસ્મ ઉત્તમ થશે. **રૂપુ**— તુરૂ, મીઠુ અગ્નિદીપક, વીર્યકર, મેધ્ય. આયુષ્ય વધારનારૂં, પુષ્ટિકર, તથા બલક ર એવું છે; અને પાંડુ, ક્ષય, એનું નાશક, કાં તિકારક વૃધ્ધોને તરૂણ કરનારૂં, મંગલદાયક, પ્રીતીકર, અરોગ્ય અને પુષ્ટિ એને આપનારૂં, શ્રેષ્ટ; દેહ, અગ્નિ તથા બળ એને આપનારૂં છે. **રૂપાની ભસ્મના અનુપાનો**—એ ૧ ગું જ ભાર આપવું. (૧) **દાહ થતો હોય તો**—સાકરમાં આપવું. (૨) **વાત અને પિત્ત એ ઉપર**— ત્રિફળાંમાં. (૩) **પ્રમેહ ઉપર**—દાલ ચીની, તમાલપત્ર, એલચી, એમાં. (૪) **પિત્ત વિકારોમાં**—આમળાના મુરંબામાં આપવું. (૫) શતાવરીમાં લીધાથી બળ વીર્ય, વધશે અને ભૂખ સારી લાગશે. (૬) એલચીદાણાં, સાકર અને ઘી એમાં ખાવાથી ઉન્માદ, **શિરોરોગ, પ્રમેહ, જ્વર, પિત્તગર્મીના સર્વ રોગ દુર થાય** પુષ્ટતા પ્રાપ્ત થશે.

---

## ૪૨. રૌપ્યમાક્ષિક.

રૌપ્યમાક્ષિક એ રૂપાપ્રમાણે ધોળું દેખાય છે. એમાં રૂપાના કેટલાક ગુણ છે. એ રૂપાના અભાવે લે છે. એ કસોટી ઉપર ધસવાથી કસ વડે રૂપાં જેવું લાગે છે. જડ, સ્નિગ્ધ, ધોળું રૌપ્યમાક્ષિક શુધ્ધ જાણવું, **રૌપ્યમાક્ષિક**—રૂપાજેવું સોનાજેવું, તેજસ્વી, એ શોધવાથકી અતિ ગુણ આપનારૂં, તથા સેવન કરવાથકી પ્રમેહ, કુષ્ટ, કૃમિ સોજો, પાંડુ, અપસ્માર અને અશ્મરી એનો નાશ કરેછે. સુવર્ણમાક્ષિકજેવાંજ રૌપ્યમાક્ષિકના ગુણ જાણવા. **શોધન અને મારણ** માક્ષિકનું ચૂર્ણ કરી કંટોલી મેંઢાશિંગી અને જંબીર એ ત્રણેના રસમાં એકેક દિવસ ખલી ગરમીમાં તપાવવાથકી રૌપ્યમાક્ષિક શુધ્ધ થાય છે. એનું મારણ સોનકાવ [ ગેરૂ ] પ્રમાણે જાણવું.

---

## ૪૩ લુણારખાર.

"**લુણાર**" કરીને બીરાર પ્રાંતમાં એક સરોવર છે. ત્યાં એની ઉત્પત્તિ થાય છે. **લોણારખાર**—અતિઉષ્ણ, તીક્ષ્ણ, પિત્તકર; અને વાત, ગુલ્મ ઇત્યાદિ રોગોનો નાશ કરે છે.

---

## ૪૪ લોહકાટ [સં. લોહકિટ્ટ]

જે કાટ થોડો રંગદાર, જડ, સ્નિગ્ધ, તે મુંડ લોઢાનો; જે કાજળ જેવો કાળો, જડ; જેને છિદ્ર નથી તે તીખા લોઢાનો; તથા જે પીળો, જડ, જે ઉપર ચાળણી જેવા છિદ્રો ન હોય, અને ફોડવાથી, કાંઇક રૂપા જેવો દેખાય છે તે કાંતી લોઢાનો કાટ જાણવો. લોહકાટથકી મંડુર થાય છે અચ્છિદ્ર, જડ, સ્નિગ્ધ, દ્રઢ, સો વર્ષ ઉપર થયેલો ઘણા દિવસ ખુલ્લો રહી ઝાકળ પડેલ હોય તે જગાનો કાટ લેવો. સો વર્ષ ઉપર થયેલો કાટ ઉત્તમ, એંસી વર્ષનો મધ્યમ, સાઠ વર્ષનો કનિષ્ઠ તથા એ કરતાં કમી વર્ષનો તે વિષ જેવો જાણવો. **મંડુર કરવાનો પ્રકાર**—શુધ્ધ કરેલા લોહકાટને ત્રિફળાના કાઢાના પુટો ૨૧, ગોમૂત્રના પુટો ૨૧, કુંવેરના રસના પુટો ૨૧, અને પંચામૃતનાં પુટો ૨૧, કુલ ૮૪ પુટો આપવાથથી મંડુર સર્વોત્કૃષ્ટ થાય છે. **મંડુર ગુણ**—તુરો, શીત, અને પાંડુનો સોજો, હલીમક, કમળો અને કુંભકમળો એનો નાશ કરે છે. (૧) **કમળો અને પાંડુરોગ ઉપર**—ચાર ગુંજાથી ૬ ગુંજા સુધી મંડુર ગોમૂત્રમાં કિંવા મધ પીંપરમાં આપવો. (૨) **સોજા ઉપર** મંડુર સાટોડીના રસમાં આપવો. (૩) **સંગ્રહણી ઉપર**–મંડુર, છાશમાં મરીની ભૂકી નાખી તેમાં આપવો. (૪) **શક્તિ આવવા માટે**—મંડુર, ઘી અને સાકરમાં આપવો. (૫) **કૃમિ ઉપર**—મંડૂર, મધ અને વાવડિંગ એની ભૂકી એમાં આપવો (૬) **જીર્ણ જ્વર ઉપર**—મંડુર, મધ અને પીંપરમાં આપવો. (૭) **પાંડુરોગ ઉપર**—મંડુર છાશમાં **શૂળ ઉપર**—મંડુર, ગોમૂત્રમાં શિજવી તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાખી, તે મધ અને ઘી એમાં આપવો. મંડુરનો એક પ્રકાર કાંતિ લોઢામાં આપેલો છે.

---

## ૪૫. લોહચુંબક.

લોહચુંબક એ એક પથ્થરની જાત છે. લોહચુંબક એ લોઢાને આકર્ષણ કરે છે. એમાં કાંતિલોહ પાષાણનો ચુંબક અને ભ્રામક એવા બે ભેદ છે. **લોહચુંબક**—લેખન, શીતળ, લોઢાને આકર્ષણ કરનાર એવું છે, અને મેદ, વિષ, જરા કંડુ, ક્ષીણતા, મોહ તથા મૂર્છા એનો નાશ કરે છે. **શોધન**—લોહચુંબક સરગવાનો રસ અને ખાટા પદાર્થ એમાં પચન કરવાથી શુદ્ધ થાય છે. અને પારાની ક્રિયામાં ઉપયોગી થાય છે. (૧) **મૂતરખડા ઉપર**—લોહચુંબકનો ગાંગડો ચોખાના ધોવરામણમાં ઘસી ત્રણ માસા આપવો, એટલે ખડો ગળી જાય છે.

---

## ૪૬ શંખ.

શંખની ઉત્પત્તિ સમુદ્રમાં થાય છે. નદીમાં અથવા સમુદ્રમાં ઉત્પન્ન થનારા જે બારીક શંખ, તેને ક્ષુદ્રશંખ અથવા શંખલા કહે છે. શંખ દક્ષિણાવર્ત અને વામાવર્ત એ ભેદવડે બે પ્રકારના છે. દક્ષિણાવર્ત શંખ પુણ્યયોગે મળે છે. તે જે ઘેર હોય ત્યાં લક્ષ્મી વાસ કરે છે. તે ત્રિદોષશામક, શુધ્ધ અને નવ નિધીમાંનો એક નિધિ એવો છે; તથા ગ્રહ અને અલક્ષ્મી એની પીડા, ક્ષય, વિષ, કૃશતા અને નેત્રરોગ એનો નાશ કરવા માટે સમર્થ છે. જે ધોળો ચંદ્રકાંત જેવો શંખ તે ઉત્તમ જાણવો. અશુદ્ધ શંખ ગુણકારી થતો નથી. શુધ્ધ કરી લેવાથકી ગુણ કરે છે. **શંખ**—પૌષ્ટિક, બલકર, તીખો, ખારો, શીત, ગ્રાહક, ચક્ષુષ્ય અને વર્ણ્ય એવો છે. તથા શૂલ, ગુલ્મ, સંગ્રહણી, રેચ, આંખોમાંનું ફુલ, દમ અને ફોડકીયો એનો નાશ કરે છે. **ક્ષુદ્રશંખ**—શીત, ગ્રાહી, દીપન, પાચન એવો છે. તથા નેત્રરોગ, ફોલ્લા, અને શીતજ્વર એનો નાશક છે. **શોધન**—શંખ આમ્લવર્ગ અને કાંજી એમાં દોલાયંત્રવડે પચન કરવાથી શુદ્ધ થાય છે, અથવા છાશમાં એક રાત્રી પલાળી રાખવો એટલે શુધ્ધ થાય છે. **ક્ષુદ્રશંખનું** **શોધન** શંખ પ્રમાણે કરવું. અને મારણ છિપ પ્રમાણે કરવું **મારણ**—શંખના કટકા કોલસાના દેવતામા લાલ થાય ત્યાં સુધી તપાવી લીંમડાના રસમાં ઝબોળવા તથા બારીક ખલી રાખવા, [૧] **શુળ ઉપર**—ઘી અર્ધો તોલો અને એક ગુંજ[ચણોઠીભાર] શેકેલી હીંગ એમાં બે ગુંજા શંખભસ્મ આપવી, અથવા આ ભસ્મ ઉષ્ણોદકમાં આપવી. (૨) **અજીર્ણ ઉપર**—શંખભસ્મ લીંમડાના રસમાં સાકર નાખી તેમાં આપવી. (૩) **ઉધરસ ઉપર**—એક ગુંજભાર શંખભસ્મ પાનમાં આપવી, (૪) **આમાતીસાર ઉપર**—જાયફળનું ચુર્ણ અર્ધો તોલો એમાં બે ગુંજભાર શંખભસ્મ આપવી. (૫) **અહીરા ઉપર**—શંખ મધમાં ઘસી અંજન કરવું. **ત્રીદોષ-શળ ઉપર**—શંખભસ્મ, સીંધવ, હીંગ અને ત્રીકટું એનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવું. (૭) **પરીણામશુળ ઉપર**—શંખની ભસ્મ ગરમ પાણીમાં આપવી. (૮) **પ્લીહોદર ઉપર**—લીમડાના રસમાં શંખ ભસ્મ ૯–૧૦ માસા નાખીં તે પાવી, એટલે નીશ્ચયે કાચબા જેવી વધેલી પ્લીહાનો પણ નાશ થશે. (૯) **સન્નીપાતસંગ્રહણી ઉપર**—શંખભસ્મ અને સીંધવ ત્રણ માસા પર્યંત મધમાં આપવું, એટલે કઠીણ સંગ્રહણીનો પણ નાશ થશે.

---

## ૪૭. શંખજીરૂં.

શંખજીરૂં એ એક પથ્થરની જાત હોઇ એનો રંગ ધોળો હોય છે. એ અતીશય મૃદુ હોય છે. (૧) **ક્ષત-કાસ અને રક્તપીત્ત ઉપર**—શંખજીરાની ભૂકી ઘી સાકરમાં આપવી. (૨) ઉપદંશાદિ **સર્વ વ્રણ ઉપર**—અને ગરમીવડે અંગ ઉપર લાલ અને પસરનાર ચાંદાં થાય છે તે ઉપર—શંખજીરૂ અને પાષાણભેદ ઘીમાં અથવા માખણમાં ખલી ચોપડવું. [૩] **ગુંમડું, જખમ, ભગંદર, બદ, એ ઉપર મલમ**—શંખજીરૂ તોલા ૨, ગેરૂ તોલો ૧, મુરદારશિંગ તોલો ૧, મીણ તોલા ૩, ઘી તોલા ૫, એ પ્રમાણે લેઇ પહેલાં મીણ અને ઘી

કઢવી પછી તેમાં બાકીના ઔષધો નાખી, પાણીએ ધોઈ નાખી, પછી તેની પટ્ટી બેસાડવી. [૫] **બોડા ઉપર**--શંખજીરૂં, ચીકણી સોપારી અને ધોળો કાથો એની ભૂકી માખણમાં ખલી ચોપડવી. [૬] **કર્ણસ્ત્રાવ ઉપર તથા કાનમાં દાહ થતો હોય તો**--શંખજીરૂં, ધોળો કાથો એની વસ્ત્રગાળ ભુકી કરી માખણની પરાશમાં નાખી તે કાનમાં નાખવું. [૭] **મુખરોગ ઉપર**--શંખજીરાનું ચૂર્ણ માખણમાં કાલવી મોંમાં ચોપડવાથી મુખરોગ સારો થાય છે. અથવા શંખજીરૂં અને ગેરૂ એનું ચૂર્ણ ચોળવું. [૮] **ઓસાર ઉપર;**—ધોળા કાથાની અથવા શંખજીરાની ભુકી વારંવાર ઘસવી. [૯]**અડકાવ ઘણો પડતો હોય તો**—શંખજીરૂં, અને પાષાણભેદ એનું ચૂર્ણ દૂધમાં આપવું.

---

## ૪૮ છિંપ.

છીંપની ઉત્પત્તી સમુદ્રમાં અને નદી માંથાય છે. છીંપો પકાવી તેનો ચુનો કરે છે. **છીંપ:**—તીખી. સ્નિગ્ધ, દીપન, પાચક, રૂચિકર, બલપ્રદ; અને ગુલ્મ, નાશક, આંખોને હિતાવહ અને વિષદોષ તથા શૂલ એની નાશક છે. **શુદ્ધિ** અને **મારણ:**—શંખ પ્રમાણે. **ઉપયોગ—(૧) અજગલ્લિકા એટલે ન્હાના બાળકોના શરીરપર બારીક મગ જેવી ફોલીઓ ઉઠે છે તે ઉપર:**—છિપ અને ફટકી ઘસી લેપ કરવો. (૨). **વિસર્પ, વિસ્ફોટક અને શ્લીપદ એ ઉપર:**—છિપો ૨॥ તોલાભાર બાળી ચૂનો કરી કપાસના રસમાં ખલી લેપ કરવો. (૩)**નહીઆં ઉપર:**—છિંપનો ચૂનો અને શિંદૂર માખણમાં ખલી તેની પટ્ટી બેસાડવી. (૪) **ઉંદરના વિષ ઉપર:**—સમુદ્રછિપ પકાવી ચુનો કરવો, અને તે ચુનો ખાવાના પાનમાં ચોપડી રોગીએ ચાવી તેનો રસ લેઈ તે સર્વ સાંધાઓને, અને વિષ જે સ્થળે ફુટેલું હોય તે સ્થળે ચોળતાં રહેવું. (૫) **સર્વ ઉદર રોગ ઉપર**—સમુદ્રછિપો છાણના દેવતામાં નાખી પકાવવી, એટલે ચુનો થાય છે. તે ચૂનો, સીંધવ અને જવખાર એ ગાયના દહીંમાં આપવો; અથવા શકિતપ્રમાણે ચુનો દૂધસાથે પાવો.

---

## ૪૯. શિરગોળ. (સં. વજરાભ.)

શિરગોળ એ સફેદ રંગનો અને કાચ પ્રમાણે ચળકનારો પાષાણ છે. શિરગોળના જમિનમાં થરને થર થાય છે. શિરગોળ કુટી તેની (કળોટી) રંગોળી કરે છે. **શીરગોળ:**—કિંચિદુષ્ણ, રૂચિકર; અને હૃદ્રોગ જ્વર, શૂલ, ઉધરસ, આધ્માન અને પિત્ત એનો નાશ કરે છે. **ઉપયોગ—(૧)અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—શિરગોળ પકાવી બારીક કરવો; પછી તેમાં તેલ નાંખી ખલી તે ચોપડવું. (૨) **પ્રદર ઉપર:**—શિરગોળ પકાવી ચોખાના ધોવરામણમાં આપવો. (૩.) **ઓકારી તથા દાહ ઉપર:**—નાળીએરનું પાણી અને પતાસાં એમાં શિરગોળો પકાવી આપવો. (૪.) **પેટમાં શૂળ આવતી હોય તે ઉપર**—શિરગોળ પાણીમાં ઘસી આપવો.

---

## ૫૦ શિલાજિત.

ગ્રીષ્મ રૂતુમાં પર્વત ઉપર મોટી મોટી શિલા હોય છે, તે તાપવડે ઘણી તપી રસ ઝરી એકઠો થાય છે. તેને શિલાજિત કહે છે. શિલાજિત બે પ્રકારનું છે. એક પર્વતોત્પન્ન તથા બીજુ ખારી ભૂમીમાં માટી અને પાણી એના સંયોગથી થાય છે. શિલાજિત સૌવર્ણ, રાજત, તામ્ર તથા આયસ એ ભેદવડે ચાર પ્રકારનું છે; તે પિત અને શ્વેત ઇત્યાદિ ભેદવડે ઓળખવું. સૌવર્ણ શિલાજિત જાસ્વંદીના ફુલો જેવું લાલ હોય છે; તે મધુર, તીખુ, કડવું, શીતલ તથા પાકવખતે તીખું હોય છે. રૌપ્ય શિલાજિત ધોળું, થંડુ, તીખું, પાકવખતે મીઠું એવું હોય છે; તામ્ર શિલાજિત રંગે મોરના કંઠ જેવું, તીક્ષ્ણ અને ઉષ્ણ હોય છે; તથા લોહ શિલાજીત રંગે ગરધણની પાંખ જેવું, કડવું, ખારૂં, પાકવખતે તીખું અને થંડુ હોય છે, તે શ્રેષ્ઠ છે. સૌવર્ણશિલાજીત વાયુ અને પિત્ત એ ઉપર-

રૌપ્ય શિલાજીત કફ અને પિત્ત એ ઉપર તા મ્ર શિલાજીત કફરોગ ઉપર અને લોહ શિલાજી ત ત્રિદોષ ઊપર આપવું. **શોધન**:—શિલાજિત માં અનેક તરેહના મેલ મળેલા હોય છે, એટલા માટે શોધન કરવું તે આવી રીતે-**લોહશિલા જિત** લાવી બાહેરનો મળ જવા માટે કેવળ પાણીએ ધોવું. (૨) લોહ પાત્રમાં કડવો, લીં મડો, ગળો અને ઘી એની ભાવના આપવી. (૩) શિલાજીત ગાયના દુધમાં, ત્રિફળાનાં કાઢાં માં અને ભાંગરાના રસમાં જૂદો જૂદો એકેક દિવસ ખલ કરી ગરમીમાં રાખી કોરૂં કરવું, એટલે શુધ્ધ થાય છે. જે શિલાજિત દેવતા ઉ પર નાખવાથી ધુંણી આવતી નથી, પાકકાળે લિંગાકાર થાય છે, સળીવડે પાણીમાં નાખવાથી તંતુ જેવું, તળીયા પર્યંત ગળતુ રહે છે અને ગોમુત્રનાં જેવો ગંધ આવે છે. તે શુધ્ધ જાણ વું. એ અનુપાનપરત્વે સર્વ રોગો ઉપર આ પવું. **શિલાજિત**—તીખું, કડવું, ઉષ્ણ, પાક કાળે તીખુ, રસાયન, છેદિ એવું છે. તથા કં પ, મેહ, અશ્મરી શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ વાયુ, અર્શ. પાંડુરોગ, અપસ્માર, ઉન્માદ, સો જો, કોડ, ઉદર અને કૃમિ એનો નાશ કરે છે. **સોરકાધ્ય શિલાજિત**—શ્વેતવર્ણ કિંવા અ ગ્નિવર્ણ હોય છે. તે મૂત્રરોગ, વિષે હિતકારક છે, **ઘોળું શિલાજિત**—મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, મેહ, કમળો અને પાંડુરોગ, એનો નાશ કરે છે. એ એલચીના પાંણીમાં મેળવે એટલે શુધ્ધ થા ય છે. (૧) **મુત્રકૃચ્છ્ર, મુત્રાવરોધ, મેહ** અને **ક્ષય, એ** ઉપર— શિલાજીત એલચી અને પીંપર એમાં એક માસો ભક્ષણ કરવું. (૨) **મુત્રકૃચ્છ્ર** ઉપર—શિલાજિત એક ચણોઠીભાર ચાર તોલા થંડા પાણીમાં ઓગાળી તેમાં તેટલું જ ગાયનું દૂધ અને સાકર નાખી આપવું; અ થવા શિલાજિત, લાકડા પાષાણભેદ, પિંપર, એ લચીદોડા, એનું ચૂર્ણ પાણી સાથે, અથવાં ચોખાનાઃ ધોવરામણ સાથે કિંવા ગોળ સાથે ખાવું. એડલે મુત્રકૃચ્છ્રી આસન્ન મૃત્યુ જો હશે તો પણ બચશે. (૩) **કુંભકમળા ઉપર**— શિલાજીત ગોમૂત્રમાં પાવું. (૪) **મુત્રાઘાત વ ગેરે મુત્રરોગ ઉપર**:—શુધ્ધ શિલાજીત, સાકર કપુર, એ એકત્ર કરી ખાવું, (૫) **અશ્મરી** અને **અશ્મરીયુકત મુત્રકૃચ્છ્ર એ ઉપર**— શિલાજિત. મધમાં આપવું. (૬) **પ્રમેહ** અને **પ્રદર એ ઉપર**—શિલાજિત, મધમાં અથવા દુધ સાકરમાં આપવું.

---

## ૫૧. શિસું. [સં. નાગ].

**શોધન**—(૧) શિસું અગ્નિ ઉપર પાતળું (રસ) કરી આંકડાના દુધમાં નાખવો, એટલે શુધ્ધ થાય છે. એ તપાવી આંકડાના દુધમાં નાંખતાં, શિસું અંગ ઉપર ઉડી આવવાની ધાસ્તી હોય છે, સબબ સાવચેતી રાખવી. (૨) લોઢાના વાસણમાં શિસું પાતળું કરી ત્રિફળાનાં કાઢામાં કિંવા કુવેરનાં રસમાં અથવા હાથીના મૂત્રમાં સાત વાર ગાળવું, એટલે શુધ્ધ થાય છે. **મારણ**—શિસામાં શુધ્ધ મનશીળ મેળવી મજબુત કડાઇમાં નાખીં, નીચે દેવતા કરવો, તથા અરડુસાનાં દાડાવડે ઘુંટવું એટલે ભસ્મ થવા લાગે છે. સારી ભસ્મ થાય ત્યાં સુધી સારી રીતે દેવતા કરવો, કે જેથી કરી સર્વ શિસાની ભસ્મ થશે. (૨) શિસું તથા અગધીયાની છાલ એક જગાએ કુટી શિસાના પત્રાં કરવાં તથા તે કલેડામા નાખી પાતળા ક રી અરડુસાના લાકડા વડે ઘુંટવું બધા શિસાની ભસ્મ થાય એટલે એકત્ર જમાવી પુનઃ લાલ અગ્નિ જેવું તપાવવું પછી કલેડા માંથી કાઢી અષ્ટમાંશ મનશીળ મેળવી, અરડુસાના રસમાં ખલી ગજપુટ આપવો. એ પ્રમાણે સાત પુટો આપવા, એટલે શિસાની શિંદૂર જેવી ભસ્મ થાય છે. (૩) શિસું અને મનશીળ એનું ચૂર્ણ અરડુસાના રસમાં ખલી ગજપુટ આપવો. આ પ્રમાણે ત્રણ પુટો આપ- વાથીજ શિસાની સારી ભસ્મ થાય છે, (૪) શિસું કડાઇમાં નાખી તેનું પાણી કરી કેવડાના સોટાવડે એક દિવસ નિરંતર ઘુંટતાં રહેવું, એટલે લાલ ભસ્મ થાય છે. એ નિત્ય ૧ અથવા ૨ ગુંજા પ્રમાણે આપવી. (૫) શિસાના સમાન સોરો લેઇ શિસાને કડાઇમાં નાખી નીચે તીવ્રાગ્નિ

કરવો, અને શિસા ઉપર થોડો થોડો સોરો નાખી લોઢાની સળીવડે ઘુંટતાં જવું. બધા સોરાનું ચૂર્ણ થઇ રહ્યા પછી કઢાઇમાં ભસ્મ કાઢી વાટી રાખવી. (૬) પાશેર પર્યંત શિસું કઢાઇમાં નાખી નીચે તીવ્રાગ્નિ કરવો; અને કઢાઇમાં કુંવેરનો ગર્ભ નાખતાં જવું. એ પ્રમાણે ૨ મણ ગર્ભ બળી જાય ત્યાં સુધી અગ્નિ કરવો, એટલે શિસાની ભસ્મ ઉત્તમ થશે. **કલઇ, જસત અને શિસાની ભૂકીઃ—** એ સર્વ મળી ૨ તોલા લેઇ કઢાઇમાં નાખી રસ કરી તેને ગાયના ઘીમાં છમકારવું. પછી માટીના પાત્રમાં નાખી ચુલા ઉપર મૂકી રસ કરવો, અને તેમાં ૩ છટાંક પીસ્તાનું ચૂર્ણ કરી તે વારંવાર નાખતાં જવું. બધાની ભસ્મ થાય એટલે તે ઉતારી તેને ખાટા દહીંમાં ખલી તેની થેપલી કરવી. અને તે કલેડામાં મુકી તીવ્રાગ્નિ કરવો. તેને સારો વસંતી રંગ આવે એટલે નીચે ઉતારી તેમાંની ભસ્મ ધાતુક્ષય ઉપર ૧ ગુંજભાર આપવી. **નાગ ભસ્મના ગુણઃ—** શિસાની ભસ્મ સો હાથીનું બળ આપે છે, વ્યાધિ નાશ કરે છે, જીંદગી વધારે છે; અને ક્ષય, વાયુ, ગુલ્મ, પાંડુ, કૃમિ, કફ, શળ, મેહ, ઉધરસ, સંગ્રહણી, ગુદરોગ. અગ્નિમાંદ્ય એનો નાશ કરે છે, અને કામ વધારે છે. **નાગ ભસ્મનાં અનુપાનો—(૧) કફ, વાયુ, જલોદર એ ઉપર—**અજમો, પીંપર અને મધ એમાં. (૨) **ઉપદંશ ઉપર—**શિતળચિનિ અને એલાયચી એમાં. (૩) **ધાતુક્ષીણતા ઉપરઃ—** માખણ અને ખડીસાકરમાં (૪) **પ્રદર ઉપર—** વંશલોચન, જીરૂં, એલચી અને ખડી સાકર એમાં. બાકીના સર્વ રોગો ઉપર અનુપાન યોજી આપવી.

---

## પર. શિંદૂર. ( સં સિંદૂર. )

શિંદૂર એ શિસાની ઉપધાતુ છે. શિંદૂર તૈયાર કરવાનાં વિલાયત, અને ચીન દેશમાં મોટાં મોટાં કારખાનાં છે. શિંદૂરનો પ્રયોગ ખાવાનાં ઔષધોમાં કયાંય પણ કહેલો નથી. એ લેપાદિ કામમાં યોજવું. હિમાલયાદિ પર્વત ઉપર ન્હાના પાષાણોમાં રહેનારો ય.રે, સુકાઇ લાલ થાય છે તેને **ગિરિસિંદૂર** એમ કહે છે. આ ગિરિસિંદૂર શિંદૂર કરતાં ઘણીજ ભિન્ન જાતિનું છે. **શિદૂર—**તિખું, કડવું. ભગ્નસંધાનકારક, વ્રણરોપણ, ઉષ્ણ; અને કંડૂ, વિષ, વિસર્પ, કુષ્ટ, ત્વદ્દોષ તથા વ્રણ એનો નાશ કરે છે. **ગિરિસિંદૂર—**ત્રિદોષશામક, ભેદક, પારદબંધક, વર્ણે (રંગ) અગ્નિ જેવું, લોહને આરકત કરનાર અને આંખોને હિતાવહ એવું છે. **(૧) કાનમાંથી પરૂં વહે છે તે ઉપર—** શિંદૂર મધમાં નાખી કાનમાં નાખવું. (૨) **આંજણી ઉપર—**શિંદૂર ચોપડવું (૩) **ગુમડ જખમ, ભગંદર, બદ, ઉપદંશ એ ઉપર મલમ—**શિંદૂર તોલા ૩, મુરદાશિંગ તોલો ૧, મોરથુથુ તોલો ૧, મીણ તોલો ૧ અને તલનું તેલ તોલા ૬, પૈકી તલનું તેલ અને મીણ કઢવી તેમાં બીજા સર્વ પદાર્થો નાખી તાર આવે ત્યાં સુધી અગ્નિ ઉપર રાખવું. પછી તેની પટ્ટી લગાડવી. (૪) **સિંદૂરનો કાળો મલમ—** શિંદૂર ૧૨ તોલા, મીણ ૦ા તોલો, તીકું તેલ ૯ તોલા, એ લેઇ પ્રથમ મીણ અને તેલ એ એક વાસણમાં નાખી ચુલા ઉપર મુકવું. મીણ ઓગળે એટલે તેમાં થોડું થોડું શિંદૂર નાખી તેને ચપટી સળીવડે હલાવવા માંડવું, એટલે કેટલીક વારે તેમાંનું શિંદૂર કાળું થાય છે. પછી તે મિશ્રણને ઉભરો આવવા માંડે છે. એવા ત્રણ ચાર ઉભરા આવ્યા પછી સળીવડે તેનાં બે ત્રણ ટીપાં પાણીમાં નાખવાં તથા તેની બે આંગળીઓની ચીમટીવડે ગોળ ગોળી બને છે કે નહિં તે જેવું. ન થાય તો તે મિશ્રણ ગોળી થાય ત્યાં સુધી તેમજ ઘુંટતાં રહેવું. દેવતાની આંચ માત્ર મંદ કરવી. આ મલમની પટ્ટી આપવાથી વ્રણ જલદી ભરાઇ આવે છે. **(૫) ઢોરનું શિંગડું ભાગી ગયું હોય તો—** તેલ, સીંદુર અને માણસના કેશ એકઠા કુટી બાંધવા; કિંવા થોરનો રસ ૧ શેર, તેમાં ૪ તોલા શિંદુર નાખી, શીંગડાને તેમાં બોળવું અને ઉપર કપડું લપેટવું.

---

## ૫૩ સીંધાલુણ. (સં૦ સૈંધવ)

સીંધાલુણ એ ખાણમાંથી ઉત્પન્ન થાય છે. એનો વર્ણ ઘણોજ શુભ્ર હોય છે. એ સર્વ ક્ષારોમાં શ્રેષ્ઠ છે. જ્યાં મીઠું વર્જ્ય કરવું એવી પથ્ય હોય ત્યાં સીંધાલુણ થોડુ ખાવું. એ પથ્યકર છે. **સીંધવ**—રૂચિકર, વૃષ્ય, ચક્ષુષ્ય, અગ્નિદીપક, શુદ્ધ, સ્વાદુ, લઘુસ્નિગ્ધ, પાચન, શીતળ, અવિદાહી, સૂક્ષ્મ, હૃદ્ય, ત્રિદોષનાશક; અને વ્રણદોષ, મલસ્તંભ, અને હૃદ્રોગ એનો નાશ કરે છે. ઉપયોગ. (૧) **શીતપિત્ત ઉપર**—સીંધવ ઘીમાં અથવા તલના તેલમાં ઘસી ચોપડવું. અને કેટલીકવારે ગરમ પાણીવડે સ્નાન કરવું. (૨) **કર્ણશૂળ ઉપરઃ**—બકરીના મૂત્રમાં સીંધવ નાખી કોકરવર્ણું કરી કાનમાં નાખવું. (૩) **કર્ણમુળ ઉપર**—ઘેટીના મૂત્રમાં સીંધવ ઘસી કાનમાં નાંખવો. (૪) **ઓકારી ઉપર**—સીંધવ ઘીમાં ખલી આપવો. (૫) **ઉરસ્તંભ ઉપર**—ગોમૂત્રમાં સીંધવ નાખી ઉકાળી તેની વરાળ લેવી. (૬) **અંડવૃધ્ધિ ઉપર**—ગાયના ઘીમાં સીંધવનું ચૂર્ણ સાત દિવસ પ્રાશન કરવું [૭] **મુળવ્યાધિ ઉપર**—સીંધવ અને દેવડાંગરનાં બી એ કાંજીમાં વાટી, મસાને લેપ કરવો, એટલે મોડ ગરી પડે છે. [૮] **કુતરાના વિષ ઉપર**—કુંવેરના રસમાં સીંધવ નાખી ગરમ કરી પાવો. દિવસ ૩.

---

## ૫૪ સાજીખાર. સં૦ સર્જિક્ષાર.

એ પંજાબમાં ઉત્પન્ન થાય છે. એનો રંગ કાળાશપર હોય છે. **સાજીખાર**—તીખો, ઉષ્ણ, તીક્ષ્ણ, અને ગુલ્મ, શૂલ, વાયુ, કફ, કૃમિ, આધ્માન, વાયુ, પેટમાંનો વાયુ એનો નાશ કરે છે. **ઉપયોગ— (૧) બાળકોના પેટમાંના રોગો ઉપર**—સાજીખારનું ચુર્ણ ગોળમાં આપવું. [૨] **પેટમાંના વાયુ ઉપર અને શુળ ઉપર**—સાજીખાર, સંચળ, મધ એ એકત્ર કરી, તેમાં હિંગ નાખી તે આપવું. [૩] **ગુમડુ ફુટવાને**—સાજીખાર અને જવખાર એનું ગુમડના મોંપર એક બિંદુ મુકવું, એટલે ગુમડું ફુટશે. [૪] **પેટશુળ ઉપર**—સાજીખાર એક માસો થંડા પાણીમાં આપવો. [૫] **અજીર્ણ ઉપરઃ**—સાજીખાર અને સંચળ આપવું.

---

## ૫૫ સાંબરલુંણ.

એ, સાંબર નામના સરોવરના પાણીથી ઉત્પન્ન થાય છે. **સાંબરલુણઃ**—દીપન, ઉષ્ણ, કોષ્ઠશુધ્ધિકારક, લઘુ, કિંચિત્, ખાટું. અભિષ્યંદિ, પાકકાળે તીખું, તીક્ષ્ણ, પિત્તકારક, ભેદક, વ્યવાયિ, કફનાશક, સુક્ષ્મ, અને અર્શ, કફ, આનાહવાયુ, મલ અને વાયુ એનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) ગુલ્મ, વાત, પાનથરી, અજીર્ણ, શૂળ એ ઉપર**—સાંબરલુણ અને ગોળ એ ગરમ પાણીમાં આપવો.

---

## ૫૬ સુરમો. સં. અંજન.

સુરમો શ્વેત તથા કૃષ્ણ [કાળો] એ ભેદવડે બે પ્રકારનો છે. એમાં કાળો તે સ્ત્રોતાંજન, તથા શ્વેત તે સૌવિરાંજન, તે શ્રેષ્ટ છે. **સુરમો**—મૃદુ, મીઠો, ચક્ષુને હિતાવહ, તુરો, લેખન સ્નિગ્ધ, ગ્રાહિ, શિત; અને પિત્ત, કફ, ઓકારી, વિષ, ઓડકર ક્ષય અને રકતવિકાર એનો નાશ કરે છે. **શુધ્ધિ**—ત્રિફળાંના કાઢામા કિંવા ભાંગરાના રસમાં પચન કરવો; એટલે સુરમો **શુધ્ધ** થાય છે. [૨] સુરમાનું ચુર્ણ કરી જંબીર [ઈડ] લીંબુના રસમાં ખલી એક દિવસ તાપમાં રાખવાથી શુધ્ધ થાય છે એ **પ્રમાણે** હીરાકસી, ટંકણખાર, કોડી, શંખ ફટકડી અને મુરદારસીંગ એની શુધ્ધિ કરવી. **સર્વ નેત્ર રોગો ઉપર સૌવિરાંજન ચુર્ણ**—સુરમો અગ્નિ ઉપર તપાવી, તે ઉપર ત્રિફળાના કાઢાનું પ્રોક્ષણ કરી સુરમો થંડો કરવો. આ **પ્રમાણે** સાતવાર તે સુરમો તપાવી, સાતવાર તે કાઢાનો છમકો મારી થંડો કરવો. એજ રીતે, તે સુરમા ઉપર સ્ત્રીંના દુધનાં સાતવાર **આબકા** મારી, પછી તેનું બારીક ચુર્ણ કરી **આંખમાં** અંજન કરવું. તે અંજન આંખોને ઘણું હિતકારક થાય છે. તથા તેથકી સર્વ નેત્રવિકાર દુર થાય છે. **બીજો પ્રકાર**—સુરમાને ત્રિફળાંના

કાઢાની અથવા કેળના પાણીની ૨૭ દિવસ ૨૭ ભાવનાઓ આપવી. તેનું અંજન કરવું; એટલે તે નેત્રોને ઘણો હિતાવહ થાય છે.

---

## ૫૭ સુવર્ણમાક્ષિક.

માક્ષિક ત્રણ પ્રકારનું છે. સુવર્ણ માક્ષિક, રૌપ્યમાક્ષિક અને કાંસ્યમાક્ષિક. સુવર્ણમાક્ષિક એ તાપી નદીમાં થાય છે. એનો રંગ સુવર્ણ જેવો હોય છે. એ કિંચિત સુવર્ણના ગુણોથી સમાન છે, એટલા માટે સુવર્ણના અભાવે સુવર્ણમાક્ષિક આપે છે. તાપી નદીના તીરપરનું સુવર્ણમાક્ષિક પંચવર્ણ હોય છે, અને જે કાન્ય કુબ્જ દેશમાં થાય છે. તે સુવર્ણવર્ણ હોય છે, સુવર્ણમાક્ષિક એ સુવર્ણવર્ણ, કોણરહિત, જડ તથા હાથ ઉપર ઘસવાથી કાળાશ જણાય છે. જે સુવર્ણમાક્ષિક સુવર્ણવર્ણ, જડ સ્નિગ્ધ, કિંચિત નીલવર્ણ, કસોટીઉપર સોના જેવો કસ જણાવનાર તે ઉત્તમ જાણવું. **સુવર્ણમાક્ષિક** સ્વાદુ, કડવું, વૃષ્ય, રસાંજન અને ચક્ષુષ્ય એવું છે. તથા લિંગવર્તી, કંઠરોગ પાંડુ, મેહ, વિષ, ઉદર, મૂળવ્યાધ, સોજો, વિષ, અને કંડુ, એનો નાશક છે, **શોધન**—(૧) ત્રણ ભાગસુવર્ણમાક્ષિક ચોથો ભાગ સીંધવ નાંખી ચુલાપર કઢઈમાં મુકી, તેમાં લીંમડાનો તથા મહાળુંગનો (બીજોરાનો) રસ નાખી પચન કરવું; અને લોખંડની કડછી અથવા તબેથાવડે ઘુંટવું. વાસણ રાતું દેખાવા લાગે એટલે શુધ્ધ થયું, એમ સમજવું. **(૨) એરંડાનું તેલ**—બીજોરાનો રસ એમાં કિંવા કેળના કાંઢાના પાણીમાં, સુવર્ણમાક્ષિક એ ઘટિકા પચન કરવું. અથવા તપાવી ત્રિફળાનાં કાઢામાં બોળવું. એટલે શુધ્ધિ થાય છે. **મારણ**—સુવર્ણમાક્ષિકનું ચુર્ણ કરી કુળિત્થનો કાઢો છાશ અને બકરીનું મુત્ર એ સર્વ લોઢાની કઢઇમાં નાખી લોખંડની કડછીવડે હલાવી; ઘુંટવું એટલે ભસ્મ થાય છે. (૨) સુવર્ણમાક્ષિક ચૂર્ણ કરી કલેડામાં નાખી ચુલા ઉપર મુકી, લીમડાનો રસ વારંવાર, નાંખી, લોઢાની કડછીવડે એ પહોર સુધી ઘુંટવું. લાલ દેખાવા લાગે એટલે ભસ્મ તૈયાર થયું એમ સમજવું. સુવર્ણમાક્ષિકને ત્રિફળાં ત્રિકડુ, મરી અને ઘી એ અનુપાનો યોજવાં. **ઉપયોગ (૧) આંખોમાં ધોળાં ફુલો પડે છે તે ઉપર**—સુવર્ણમાક્ષિક મધમાં કિંવા દુધમાં ઘસી અંજન કરવું. [૨] **પાંડુ રોગ, કમળો, વાત પિત્ત અને હલીમક એ ઉપર**—૩ વાલ સુવર્ણમાક્ષિક ભસ્મ, મધ પિંપરમાં આપવી. (૩) **ક્ષીણતા. સ્વપ્નાવસ્થા, જીર્ણજ્વર, પ્રમેહ, મુત્રકૃચ્છ્ર, એ ઉપર**—૧ વાલ સુવર્ણમાક્ષિક ભસ્મ, માખણ અને ખડીસાકર એમાં અથવા મધ અને ખડી સાકરમાં આપવી.

---

## ૫૮. સોનું. [સં. સુવર્ણ]

**શોધન**—(૧) ઉત્તમ સોનાના પત્રાં કરી અગ્નિમાં તપાવી, તલનું તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર, કુળિત્થનો કાઢો અને ત્રિફળાનો કાઢો એ પ્રત્યેકમાં ત્રણ ત્રણવાર બોળવાં; એટલે શુદ્ધિ થાય છે. એ રીતે તાંબુ, આદિક સપ્ત ધાતૂની શુદ્ધિ કરવી. (૨) સોનું અગ્નિઉપર પાતળું કરી કાચનારના રસમાં ત્રણવાર રેડવું. એટલે શુધ્ધ થાય છે. **મારણ**—(૧) સંપૂર્ણ ધાતુના પત્રાં કરી તે પત્રાનાં ભારોભાર પારો અને ગંધક એની કજ્જલી લેઇ, તે પત્રાંના મધ્યોમધ્ય દેઇ, વાલુકાયંત્રમાં પૃથક્ પૃથક્ બાર બાર ઘટિકા પર્યંત દીપ્તાગ્નિ આપવો. એટલે સ્વર્ણાદીક સંપૂર્ણ ધાતુની ભસ્મ થાય છે. [૨] પારો અને ગંધક સમાન ભાગ લેઇ કાંચન વૃક્ષની છાલના રસમાં ખલી, બારીક કજ્જલી કરી, તે કજ્જલીના સમભાગ સોનાના પત્રાંને કજલીનો લેપ કરવો. પછી કંચનારની છાલ વાટી, તેનો કલ્ક કરી તેની કુલડીયો કરવી. તેમાં એક કુલડીમાં તે સોનાનાં પત્રાં મુકી, તે ઉપર બીજી કુલડી ઢાંકી સાંધો મેળવી લેપ કરી, એક ગોળો કરી માટીના કોડીયાંમાં મુકી બીજું કોડીયું તે ઉપર ઢાંકી, કાપડમાટી કરી સુકવી, વગડાઉ છાણાનો મોટો તેજી અગ્ની કરવો. એ પ્રમાણે ત્રણ અગ્નિપુટો આપવાથી સોનાની ભસ્મ સારી થાય છે. ફરી જીવતી થતી નથી. એ ભસ્મ ત

મામ રોગો ઉપર યોજવી, આજ પ્રકારે કળલાવી, જાંબુ અને મનશીળ એમાં પણ સોનાની ભસ્મ થાય છે. (૩) મનશીળ અને શીંદુર સમભાગ લઇ બારીક ચુર્ણ કરી આંકડાના દુધમાં ખલી ગરમીમાં સુકવવું, એ પ્રમાણે સાત પુટો તે ચુર્ણને દેઈ, પછી સોનાનો રસ કરી તેના સમભાગ ચુર્ણ તેમાં નાખી, મેળવી નહીં જેવુ થાય ત્યાંસુધી ભુંગળીવડે અતીશય ફુંકી, ફરી તે રસમાં ચુર્ણ નાખી ફરી ફુંકવું. આ પ્રમાણે ત્રણવાર કરવાથી સોનાની ભસ્મ થાય છે. **શુવર્ણ ભસ્મના ગુણ**—સુવર્ણભસ્મ કાંતીકારક, ક્ષત, શ્વાસ, કાસ, ક્ષય, પીત્ત, વાયુ, પ્રમેહ, ગ્રહણી, અતિસાર, કુષ્ટ, જ્વર, પંદત્વ અને સર્વ રોગ નાશ કરે છે, નિત્ય સુવર્ણભસ્મનું ભક્ષણ એ જરા અને અમૃત્યુ એનો નાશ કરે છે, દેહને દ્દઢ કરે છે- અને સ્ત્રિઓનો રતિસમયે ગર્વભંગ કરે છે, **સોનાના વર્ક**—સંપૂર્ણ વિષો, શૂલ, અમ્લપિત્ત એના નાશક અને હૃદયને પ્રિય પુષ્ટિકારક, છે. તથા ક્ષય વ્રણ, અગ્નિમાંદ્ય ઉચકી, આનાહવાયુ, વધેલો કફ એના નાશક છે, અને સર્વદા નેત્રોને પ્રિય, તથા કોઈ પણ રોગ ઉપર અનુપાન યોજી લેવાથી સંપૂર્ણ વ્યાધીનો નાશ કરે છે. **સુવર્ણભસ્મનાં અનુપાનો**:—૧ અગર ૨ ચણોઠીભાર સુવર્ણભસ્મ, ત્રિકટુ અને ઘી એમાં લેવાથી, ક્ષય, અગ્નિમાંદ્ય શ્વાસ કાસ અને અરૂચી એનો નાશ કરે છે. ધાતુને વધારે છે. તેમજ તે બલકર, પાંડુનાશક પથ્યકારક છે. તથા સર્પવીષ અને સંપૂર્ણ વીષો, તથા સંગ્રહણી એનો નાશ કરે છે, એ દુધમાં લેવાથી બલ આપે છે; સાટોડીમાં આંખોને હીતકારક, ઘીમાં આપવાથી જરા અને વ્યાધી એનો નાશ કરે છે, વજ સાથે લેવાથી બુધ્ધીપ્રદ, કેશરમાં લેવાથી કાંતીકારક, દુધમાં આપવાથી ક્ષયનાશક, નીર્વીષી બરાબર આપવાથી વિષનાશક, અને સુંઠ, મરી, લવંગ, એમાં આપવાથી ત્રિદોષ અને ઉન્માદ એનો નાશ કરે છે. **પથ્યાપથ્ય**—દુધ, સાકર એમાં યુકત સ્નિગ્ધ અને ચીકણાં એવાં અન્ન, વલીપલીત નાશ થવા માટે સુવર્ણ ખાનારે પથ્ય યોજવી.

---

## ૫૯ સોમલ સં. મલ્લ.

સોમલ બે પ્રકારનો છે. ધોળો અને પીળો તેમાં ધોળો શંખજેવો હોય, તેને શંખીઓ સોમલ એમ પણ કહે છે. પીળો, દાડમના વર્ણ જેવો હોય છે. ધોળો સોમલ કૃત્રિમ હોય છે, તથા પીળો પર્વતમાંથી થાય છે. પીળો સોમલ ઘણો મોંઘો હોઇ અતિશય વીપારી છે, સોમલ એ પ્રાણઘાતક છે. એટલા માટે અજ્ઞાનના હાથમાં કદીપણ આપવો નહિં **સોમલ**—પારદ બંધક, સ્નિગ્ધ, દોષઘ્ન, લોહભેદક, વીર્યકારક કાંતિવર્ધક, અને ત્રિદોષ, સર્વ વ્યાધી એનો નાશક છે. એ અશુધ્ધ હોય ત્યારે સપ્ત ધાતુનો નાશ કરનાર, અને દાહ, ચિત્તભ્રમ, લાલાસ્ત્રાવ, મૃતિ અનેક વેદના બહુ વ્યાધી, તૃષા, એને કરે છે. **શોધન**—(૧) તાંદળજાના રસમાં દોલાયંત્રવડે, મંદાગ્નિ ઉપર સોમલ એક દિવસ પચન કરવો, એટલે શુધ્ધ થાય છે. [૨] કાંજીમાં અથવા ટંકણખારમાં ફીંવા ગાયના દુધમાં સોમલ દોલાયંત્રવડે બે ઘટીકા પર્યંત પચન કરવો, એટલે શુધ્ધ થાય છે. **સત્વપાતન**—બન્ને સોમલ, આમ્લ, વર્ગ, ગોમૂત્ર ગેરૂ અને વીમલ એમાં એકત્ર કરી અગ્નિની આંચ દેવી એટલે તેનું સત્વ પડે છે. **મારણ**—[૧] ચંદનબટવાના રસમાં સોમલ ૨ દિવસ ભીજવી રાખી, ચંદનબટવાની લુગદીમાં મુકી પાંચ માટીકપડના પટ કરી તેને વાલુકાયંત્રમાં મુકી, મોં બંધકરી ૩ પ્રહર સુધી આંચ આપવી એટલે ભસ્મ થશે. એ એક ચોખાભાર ખાવી. [૨] સોમલ, દુધીના રસમાં ૧ દીવસ પલારી રાખીં, દુધીની લુગદીમાં મુકી વાલુકાયંત્રમાં સીધ્ધ કરવો. સોમલની ભસ્મ નીર્ધૂમ થશે તેજ ઔષધોમાં યોજવી. એ વાત, કફ, શીત ઈત્યાદીકો ઉપર આપવી. **ઉપયોગ**:—[૧] **મુળવ્યાધી ઉપર**—સોમલ ઘીમાં ઘસી લેપ કરવો, અને થોડો શેક આપવો. [૨] **વીંછીના વીષ ઉપર**—સોમલ પાણીમાં ઘસી લેપ કરવો. (૩.) **ચાંદી, દાદર અને ચામડીની કાળાશ એ ઉપર**—સુખડ ઘસી તેમાં સોમલ ઘસી ચોપડવો.

---

## સુરોખાર. સં. સુર્યક્ષાર. મ. સોરા

જે માટીમા ખાર ઘણો હોય છે એવી મા ટીમાંથી સોરો તૈયાર કરે છે. દારૂના કામમાં સોરાનો ઘણો ખપ થાય છે. **શુધ્ધિ**—કાળાશ-વાળો સુરોખાર ગરમ પાણીમાં નાખી ગાળી નાખવો, અને તે તેમજ ઘણીકવાર સુધી રાખવો. એટલે તેના ગાંગડા થાય છે તે કાઢી લેવા. **સોરો**—તીક્ષ્ણ, અતી ઉષ્ણ, રેચક, તીખો, કડવો, અગ્નીદીપક, સુક્ષ્મ, ખારો, લઘુ, દાહક, શોષક, ગ્રાહક, વાતનાશક, પીત્તકર; અને પ્લીહા, મૂર્છા મૂત્રકૃચ્છ્ર, નેત્રરોગ, વાતરક્ત, કુંભકમળો, દમ, નાસાપાક, પીઠીકા માનું દૂખવું, શૂલ અને આધ્માન એનો નાશ કરે છે. **ઉપયોગ (૧) મૂત્રકૃચ્છ્ર ઉપર**:—મૂળાના પાંદડાંના રસમાં સુરોખાર નાખી આપવો. **મૂત્રછુટે છે તે ઉપર**:—લીંબુ કાપી તે ઉપર ખારો નાખી તે પેઢુ ઉપર ચોળવું, અથવા ખારો ગરમ પાણીમાં આપવો. **(૩) શરીરમાની ગરમી ઉપર**:—છાશમાં ખારો આપવો. (૪) **વાળા ઉપર**:—૧૦ તોલા સોરો લેઇ તે ૮૦ તોલા ગરમ પાણીમાં નાખવો. પછી તેમાં જુન્નરી અગર અમદાવાદી કાગળ, એ ત્રણ મિનિટ પર્યંત રાખી બાહેર કાઢી ગરમીમાં સુકવવો. એ કાગળની બીડી કરી પીતાં જવી. એટલે દમ જલદી નાશ પામે છે. (૬) **મૂત્ર થોડું થતું હોય તો**:—સોરો પાણીમાં મેળવી પાવો.

---

## ૬૧ હરતાલ. સં. હરિતાલ.

હરતાલની ગણના ઉપરસમાં છે. ફટકડી અને અભ્રક એમાંથી હરતાલ થાય છે. હરતાલ આઠ પ્રકારની છે. એ સર્વેમાં ગોદંતી હરતાલ ઉત્તમ છે. તેના અભાવે પત્રી લેવી. આ વયસ્થાપક છે. જે હરતાલ સોનાજેવી ચકચકીત અભ્રક જેવાં પત્રાં છુટવાવાળી તે પત્રી હરતાલ એ રસાયનવિષે ઉત્તમ ગુણકારક છે. જે પીંડ જેવી હલકી અને જેમાં સત્વ થોડું હોય છે તે પીંડહરતાલ, એ સ્ત્રિઓના પુષ્પનો નાશ કરે છે. **શુદ્ધ હરતાલ**—કાંતિ અને વીર્ય એને વધારે છે. તથા કુષ્ટો, કફરોગ, જરા અને મૃત્યુ એનો નાશ કરે છે. **અશુધ્ધ હરતાલ**:—આયુષ્યનો નાશ કરે, વાયુ, મેહ. તાપ, ફોલ્લા તથા અંગનો સંકોચ એ વીકાર કરે છે. **શોધન**:—હરતાલના બારીક કકડા કરી તેની કપડાંમા પોટલી બાંધી દોલાયંત્રમાં ઘાલી કાંજીમાં એક પ્રહર પર્યંત શીજવવી તેમજ કોળાના રસમાં એક પ્રહર, તલના તેલમાં એક પ્રહર, અને ત્રીફળાના કાઢામાં એક પ્રહર શીજવવી એટલે શુધ્ધ થાય છે. **હરતાલ ભસ્મ**:—શુધ્ધ હરતાલ એકવીસ દીવસ પીંપળાના રસમાં ખલવી, તથા ગોળો કરી અશ્વત્થની રાખવડે અર્ધા ભરેલા માટલામાં તે ગોળો મુકી, પછી મોંપર્યંત તેજ રાખ ભરી ઉપર ઢાંકણું બેસાડી કપડમાટી કરી હજારછાંણાનો પુટ આપવો. એટલે ચાર પ્રહરમાં ભસ્મ થાયછે. એ ભસ્મ, તપેલા લોઢા ઉપર નાખવા છતાં ધુંણી નીકળતી નથી, અને શુભ્રવર્ણ થાય છે. (૨) એક ભાગ શુધ્ધ હરતાલ અને બે ભાગ ધુંવાસ લેઇ, માટલામાં આંમલીની કિંવા પિપળાની રાખોડી અર્ધી ભરી, તે ઉપર અડધો ધુંવાસ ભરવો. તે ઉપર હરતાલ મુકી પુનઃ ધુંવાસ ઉપર નાખી, તે ઉપર રાખોડી કંઠ પર્યંત ભરી મુખ ઉપર ઢાંકણું મુકી કપડમાટી કરી ચુલા ઉપર મુકવું અને ચાર પ્રહર અગ્નિ કરવો; એટલે હરતાલની ભસ્મ શુધ્ધ અને નિર્ધૂમ થાય છે. જે હરતાલની ભસ્મ, અગ્નિ ઉપર નિર્ધૂમ રહે છે તે ભસ્મ સારી થઇ એમ સમજવું; તથા તેજ ધુંમાડા સહિત જણાય તો તે કાચી જાણવી. (૩) હરતાલ ૨ ભાગ, પારો ૧ ભાગ અને ફટકડી ૫ ભાગ, એ સર્વ ઔષધો એકત્ર કરી, ધોળી શ્રેટુળીના રસમાં ખલ કરવો. સુકાયા પછી તેની થેપલી કરી શરાવ સંપુટમાં ઘાલી સંધિ લેપ કરવો, અને ગજપુટ આપવો; એટલે સુંદર ભસ્મ થાય છે. એ ચોખા જેટલી લેવી. (૪) શુધ્ધ હરતાલ, કુંવેર, કોહળું અને દહીં એમાં ત્રણ ત્રણવાર ઘુંટી ગોળો કરી સુકવવો. પછી માટલામાં ૭ આંગળ મીઠું ભરી, તે ઉપર હરતાલ લોખંડની દાબડીમાં ભરી, બત્રીસ પ્રહર (ચાર દિવસ ને ચાર રાત્ર)

ભૂમાનવડે અગ્નિ કરવો, એટલે ચૂના જેવી ભસ્મ થાય છે. એ ચોખાભાર, સાકરમાં આપવાથી. વાતરક્ત અને જ્વર એનો નાશ કરે છે. **હરતાલ સત્વપાતન**—(૧) હરતાલ, તથા લાખ રાઈ, તલ, સરગવાની છાલ, ટંકણખાર, મીઠું અને ગોળ એ પદાર્થો, હરતાલના નિમે ભાગ લઈ તેમાં હરતાલ ખલી, સચ્છિદ્ર કુલડીમાં મોં બંધ કરવું, તથા પાતાળયંત્રવડે પુટ દેવો એટલે સત્વ નીકળે છે. (૨) હરતાલ ટંકણખાર ભેંસનું ઘી, મધ, કુળિત્થનો કાઢો એની ભાવના આપી, તે હાંલ્લીમાં ભરી, તે ઉપર સચ્છિદ્ર ઢાંકણું બેસાડી સંધીલેપ કરવો; અને છિદ્રને નળી બેસારવી તથા ચાર પ્રહર અગ્નિ કરવો. નળીમાંથી ધોળી ધુંમાડી જવા લાગે એટલે અગ્નિ બંધ કરવો; પછી ઉપરની થાળી કાઢી સત્વ લેવું. (૩) નેપાળાનાં બિયાં અને એરંડા એમાં હરતાલ ખલી શીશીમાં ભરવી; અને વાલુકાયંત્રમાં મુખ્ય સિધ્ધ કરી, શીશીના કંઠસ્થિત સત્વ લેવું **હરતાલસત્વ** દુઃસાધ્ય વાતરકત ઉપર એક ચોખાભાર આપવું, તથા પથ્યને, ચણા અને ઘી યોજવું, એટલે ચૌદ દિવસમાં રોગવર્જિત થશે. **હરતાલ ભસ્મના અનુપાનો**—અર્ધી ચણોઠીભાર હરતાલ ભસ્મ, ૭ વાલ ખડીસાકરમાં લેવાથી એંશી પ્રકારના વાયુ, કફ, પિત્ત, કુષ્ટ, મેહ અને અર્શ એનો નાશ કરે છે. હરતાલ ભસ્મ એક ચણોઠીભાર ગળોના કાઢામાં લેવાથી, ઉપદ્રવયુકત વાતરકત અને અષ્ટાદશ કુષ્ટો એનો નાશ કરે છે. હરતાલ ભસ્મ, વછનાગ અને જીરૂં એમાં અપસ્માર ઉપર, આંબાહળદરમાં રકતવિકાર ઉપર, સમુદ્રફળમાં જલોદર ઉપર, દેવદાલીના રસમાં ભગંદર ઉપર, અને ફિરંગોપદંશ, વિસર્પ, મંડળ, કંડૂ, ખસ, ફોલ્લા, વાતરકત સંબંધી વિકાર, વિષ, પિત્ત, કફ, વ્રણ, એ ઉપર અનુંપાનપરત્વે આપવી. જ્વર, ક્ષય, પાંડુરોગ એને માટે ખડી સાકરમાં આપવી. વાયુ, શળ, બાળંત (સૂવા) રોગ, એ ઉપર આદાના રસમાં આપવી. પથ્ય ઘી ભાત, ખીચડી અથવા ગાયનું દુધ. સન્નિપાત, અર્ધાંગ વાયુ, વાયુંગોળો એ ઉપર એજ અનુપાનમાં આપવી. નિર્બળ માણસને જાયફળમાં ક્ષય ઉપર પાનમાં, વીર્યવૃધ્ધિ ઉપર પાકેલાં પાન સાથે, ઉર્ધ્વશ્વાસ ઉપર હરડાં સાથે, દુર્ગંધી ઉપર ચંપાના ફુલમાં અથવા સુગંધી પદાર્થો સાથે, વાયુ ઉપર આદાના રસમાં, પ્રમેહ ઉપર તુળસીના રસમાં, જલોદર ઉપર બકરીના મૂત્રમાં, શૈત્ય ઉપર કેશર અને જાવંત્રી એમાં, અગ્નિમાંદ્ય ઉપર મધ અને પીપર એમાં, સ્તંભનને માટે માટે લવંગ, તજ, કપુર એની સાથે અષ્ટાદશ કુષ્ટો એ ઉપર નિર્ગુંડી સાથે. કામવૃધ્ધિ ઉપર ગાયના દુધ સાથે. **ઉપયોગ**—(૧) વિંછીના વિષ ઉપર—હરતાલ અને નવસાગર પાણીમાં વાટી લેપ કરવો, અથવા એની ગોળી કરી, તે ઘસી ચોપડવી. એટલે વેદના તત્કાળ નાશ થાય છે. (૨) **કર્ણકીટ દુર થવા માટે**—હરતાલ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. (૩) **ગંડમાલા અને ગલગંડ ઉપર**—હરતાલ ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. (૪) **નિર્લોમકરણ**—હરતાલ ૧ ભાગ, શંખચૂર્ણ ૫ ભાગ, ખાખરાની ભસ્મ ૧ ભાગ એ એકત્ર કરી લેપ કરવો. (૫) **ખોડા ઉપર**—હરતાલ અને કળીનો ચુનો પાણીમાં વાટી લેપ કરવો. (૬) **મુળવ્યાધિ ઉપર** શુવેરીઆના અને કરંજના રસમાં હરતાલ ઘસી લેપ કરવો; એટલે સોજાયુક્ત વાતાર્શનો નાશ થાય છે.

---

## ૬૨ હિંગળોક સં. ૬૨૬

**હિંગળોકની** ઉત્પતિ—અશુદ્ધ પારો ૧ ભાગ અને ગંધક ૪ ભાગ, એને લોઢાના વાસણમાં કઢલી, એકત્ર કરી તેના કકડા કરી, કાચની શિશીમાં ભરી તેને એક આંગળ વસ્ત્ર અને માટીનો લેપ કરી છાયામાં સુકવી, વાલુકાયંત્રમાં એક દિવસ અગ્નિ આપવો; પછી સાત દિવસ સુધી ક્રમવૃદ્ધિએ અગ્નિ કરી સાતમે દિવસે કાઢી લેવો. તે હિંગળોક ઘણો ઉત્તમ હોય છે. **શોધન**—હિંગળોગ ખલમાં નાખી મેંઢીના દુધના પુટો સાત, તથા લીંમડાના રસના પુટો સાત, એવા ચૌદ આપવા; એટલે હિંગળોક નિશ્ચયે શુધ્ધ થાય છે. (૨) હિંગલોક આદાના રસમાં સાતવાર, મોટા ભુવયાના રસમાં સાતવા

૨ એવી રીતે ભાવનાઓ આપી સુકવવું; એટલે નિર્દોષ થાય છે. **મારણ—**એક વાલ હરતાલની ભૂકી કોડીયામાં નાખી તે ઉપર એક તોલો હિંગળોકનો કાંકરો મુકી બે તોલા આદાનો **રસ** નાખવો, તથા તેની આશપાસ ૩ માસા લવંગ પાથરવા; તથા ચુલા ઉપર મુકી મંદાગ્નિ વડે ત્રણ ઘટિકા પચન કરવું; પછી ઉતારી વાટી રાખવું, તે પાનમાં એક ગુંજા આપવું. આ ભસ્મ પુષ્ટિકારક છે, એ પાંડુ, શૂલ, ક્ષય, તથા સર્વરોગ એ ઉપર આપવી. (૨) હિંગળોકના ચણા જેવડા તુકડા કરી ચંદ્રકાંતના અથવા લોખંડના વાસણમાં નાખી સળગાવવા. તે ગરમ થાય એટલે તેમાં મેંદીનું દુધ દશ વખત આંકડાનું દુધ દશ વાર દીપ્તવર્ગવડે દશવાર, કપિલો પાંચવાર, દુગ્ધવર્ગવડે ૧૦ વાર એવી તેજ વાસણમાં ભાવનાઓ આપવાથી તૈયાર થાય છે. આ શતાર્ક હિંગળોક અનેક રોગોનો નાશ કરે છે. તથા ભૂખ વધારે છે. એ અનુપાનવડે સર્વ રોગો ઉપર આપવી. **હિંગળોક**—કડવું, તુરૂ અને તીખું એવું છે. તથા નેત્રરોગ, કફ, પિત્ત, કીલાસ કુષ્ટ, જ્વર, કમળો, પ્લીહા અને આમવાત એનો નાશ કરે છે. (૧) **ઉપદંશ ઉપર**—આંકડાના મૂળની છાલ અને હિંગળોક, એની શિશ્નને ધુંણી આપવી. એટલે ચાંદી, સોજો એ ત્વરીત દુર થાય છે. (૨) **વ્રણ ઉપર**—કસબંદ અને હિંગળોક એની ધુંણી આપવી.

---

## ૬૩ હિરાકસી (સં. કાસીસ.)

હિરાકસીની ઉપરસમાં ગણના છે. હિરાકસી વાલુક અને પુષ્પવાલુક એમ બે પ્રકારની છે. હિરાકસીનો રંગ લગારેક ધોળો અને નિલ હોય છે. જે કિંચિત પીળા રંગની હિરાકસી હોય છે. તેને પુષ્પવાલુક એમ કહે છે. **હિરાકસી—** અતિપ્રશસ્ત, ઉષ્ણ, તુરી, ખાટી, નેત્રોને હિતાવહ છે, અને વિષ, વાયુ, કફ, વ્રણ, શ્વેત કોડ, ક્ષય, તથા કેશ અને નેત્ર એને અને કંડુ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી એનો નાશ કરે છે. **શોધન—** હિરાકસી એકવાર ભાંગરાના રસમાં પચન કરવી, એટલે શુદ્ધ થાય છે. **મારણ**—ગંધક તથા હિરાકસી એને એકત્ર પુટ આપવા, એટલે ભસ્મ થાય છે. **ઉપયોગ**—(૧) **ગંડમાલા ઉપર**—હિરાકસી અને ભિલામો અથવા હિરાકસી કપાસના રસમાં ઘસી લેપ કરવો. (૨) **વૃષકૃચ્છ્ર** (વૃષણને ખંજવાળવાથી ફોલ્લાઓ થાય છે તે) **અને અહિપતન** (બાળકોની ગુદા ન ધોવાથી તેમાં કંડુ ઉત્પન્ન થઇ ફોલ્લીઓ થાય છે) **એ ઉપર**—હિરાકસી, ગોરોચન, મોરથુથુ, હરતાલ, રસાંજન એ લીંબુના રસમાં ખલી લેપ કરવો.

---

# બૃહત્પાક સંગ્રહ.

---

**પાક કરવાની રીતઃ—**પાક બે પ્રકારના થાય છે. એક પાતળો અને બીજો ઘન [જાડો]. પાતળા પાકને સંસ્કૃતમાં અવલેહ નામ આપ્યું છે, અને ઘન હોય તો તેને પાક કહે છે. પાક એ ગળ્યો અને મધુર હોવાને લીધે રોગીને પાકના ઔષધો સેવન કરતાં કંટાળો આવતો નથી. રોગને દુર કરવો તથા શરીરમાં શક્તિ લાવવી એ બે મોટા ગુણો પાકમાં રહેલા છે, પાકમાં નાખવાની કાષ્ટૌષધી જેટલી હોય તેટલીનું જુદુ ચૂર્ણ કરવું. તેમજ સુગંધી ઔષધોનું ચુર્ણ પણ જૂદુ કરવું, દ્રાક્ષ, નાળીએર, બદામ, ચારોળી, પીસ્તાં, ખસખસ, અખોડ વીગેરે ઔષધોનું ચુર્ણ વસ્ત્રથી ચાળવાની જરૂર નથી. એ પદાર્થો થોડા ખાંડીને પાકમાં નાંખવા. પાકમાં પ્રથમ કાષ્ટૌષધિ નાંખવી. પછી સુગંધી પદાર્થ નાંખવા. પછી દ્રાક્ષાદિ પદાર્થ નાંખવા. સર્વના પછી કિંચી

ત્ કેશર ઘીમાં વાટી નાંખવું. જ્યાં અફિણ નાં ખવાનું કહેલું હોય ત્યાં દૂધમાં ગરમ કરી નાંખવું. ભાંગ નાંખવાની હોય તો તે સારીપેઠે ધોઇ શેકીને નાંખવી. પાકમાં ભસ્મો નાંખવાની ની હોય તે પણ પાછળથીજ નાંખવી.. પાક તૈયાર થયા પછી, તે ઘી ચોપડેલી પરાતમાં પહોળો કરી સુખડીની માફક ચોસલાં કરવાં; અને થંડો થયા પછી તે સારા ઉત્તમ વાસણ (બરણી) વીગેરેમાં ભરવો. વર્ષાઋતુમાં પાક ઘણો કરવો નહીં વર્ષાઋતુમાં કરેલો પાક અને અવલેહ સૂર્યના તડકામાં વારે વારે મુકતા રહેવું, તેથી તેમાં કૃમિ ઉત્પન્ન થશે નહિ. સિયાળામાં પાકનું સેવન કરવાથી ઘણોજ ફાયદો છે. પાક ખાધા પછી તે ઉપર દૂધ અવશ્ય પીવું; અને મધુર રસનું ભોજન કરવું પાક ખાવાનું પ્રમાણ ૪ ચાર તોલા છે.

**ખાંડનો પાક બનાવવાની રીતઃ**—એક શેર ખાંડમાં પોણો શેર પાણી કલઇના વાસણમાં નાંખી ચુલા ઉપર મુકવું. એક ઊભરો આવ્યા પછી ગાળી પુનઃ તે ચુલા ઉપર મુકી દુધ ૬ તોલા તથા પાણી ૬ તોલા, એ બન્ને એકત્ર કરી, તે ચુલાઉપરના પાકઉપર થોડો થોડો છાંટતા જવું, અને મેલ ઉપર આવશે તે કાઢી નાંખવો, એટલે પાક સ્વચ્છ થશે. પછી તે પાકમાંનું એક ટીપું જમીન ઉપર પાડવું, તે ટીપું ન પસરતાં તેમનું તેમજ રહે તો પાક સારો થયો છે એમ સમજવું. પાકમાં ખાંડ નાંખવી, તે ચૂર્ણ ઔષધોનો વિચાર કરી તેના માપપ્રમાણે સર્વે ચૂર્ણથી બમણી, ત્રમણી અથવા ચોગણી જેટલી જોઈતી હોય તેટલી નાંખવી પાકમાં સાકર નાંખવાની હોય તો મેલ કાઢવાની જરૂર રહેતી નથી.

**અવલેહ કરવાની રીતઃ**—ઔષધોના કાઢા, ઉકાળાદિને હલાવી હલાવીને સાકરના પાકના જેવો ઘન પાક કરે છે, તેને રસ —ક્રિયા કહે છે. તે રસક્રિયાનો પર્યાયશબ્દ અવલેહ, લેહ વગેરે કહે છે. તે અવલેહ સેવન કરવાનું પ્રમાણ ૪ તોલા જાણવું. તેમાં સાકર નાંખવાની હોય તો ચૂર્ણથી ચોગણી, ગોળ ચૂર્ણથી બમણો અને પાણી, દુધ, મૂત્ર, બીજા પાતળા પદાર્થ એ ચુર્ણથી ચોગણા નાંખવા. એવો અવલેહ કરવામાં, સર્વે સ્થળે નિયમ જાણવો. તે અવલેહનો **પાક સારો થયો છે કે નહિં તે જાણવાની પરિક્ષાઃ**— પાક સારો બને એટલે લેહના તાર થાય છે; પાણીમાં ટીપું નાંખવાથી બુડે છે, તે અવલેહ આંગળીઓ વચ્ચે દાબવાથી કઠણ અને ચીકણો જણાય છે; અને તે પાકનો ગંધ, વર્ણ અને રસ એ પૂર્વ હોય છે. એ પ્રકારે પાક તૈયાર થયાનાં લક્ષણો જાણવાં તે અવલેહનાં અનુપાનો–દૂધ, શેલડીનો રસ, પંચમૂળોના કાઢા ઇત્યાદીક છે, તે રોગતારતમ્ય જોઇ યોજવા.

૧ **અગસ્તી–હરિતક્યાવલેહઃ**—મોટી હરડે ૧૦૦ તોલા, જવ ૨૫૬ તોલા, દશમૂળ ૮૦ તોલા, ચિત્રો, પિંપળીમુળ, અંઘાડી, કચોરા, કૌચના બીજ, શંખપુષ્પી, ભારંગમુળ, ગજપીપળી, બળદાણાના ઝાડનાં મુળ, અને પુષ્કળ મૂળ એ પ્રત્યેક આઠ આઠ તોલા લેઇ, ૨૫૬૦ તોલા પાણીમાં જ્યાંસુધી પાક થાય ત્યાં સુધી બાફવું પછી ગાળી લેઇ તે કાઢામાં તે બાફેલાં હરડે ૧૦૦ નાંખવી. તેમજ ઘી અને તેલ એ પ્રત્યેક ૩૨ તોલા, અને ગોળ ૪૦૦ તોલા નાંખી, પચવી, જાડુ થયા પછી નીચે ઉતારી, તેમાં મધ ૩૨ તોલા અને પીપરનું ચુર્ણ ૧૬ તોલા એ નાંખવાં. પછી તેમાંથી દરરોજ બે હરડે, એમાંના પાકસાથે ખાતાં જવી; એટલે ક્ષય, ઉધરસ. તાવ, શ્વાસ, હેડકી, મુળવ્યાધી, અરૂચિ પીનસ (સળકમ), સંગ્રહણી અને વલીપલિત એ રોગોનો નાશ થાય છે. એના યોગથી બલ પ્રાપ્ત થઈ શરીરની કાંતિ સારી થાય છે. અને વૃધ્ધાવસ્થા દુર થાય છે. સર્વ રોગોનો નાશ કરવાવાળો આ અવલેહ અગસ્તિ રૂષિએ કહેલો છે. ક્ષયરોગવાળા પુરૂષે આ પાક ખાઇને ઉપર સાકર, મધ અથવા માંખણનું સેવન કરવું. આ પાક ખાધા પછી દૂધ કિંવા મધ અને ઘી એ સેવન કરવાથી ઉત્તમ પ્રકારની પુષ્ટતા પ્રાપ્ત થાય છે.

**બીજો પ્રકારઃ**—દશમૂળ, કૌચબીજ, શંખપુષ્પી, કચોરા, બળદાણાનાં મૂળ, ગજપીપર,

અંઘેડી, પીંપળીમૂળ,, ચિત્રાનાં મૂળ, ભારંગમૂળ, પુષ્કરમુળ, એ પ્રત્યેક આઠ આઠ તોલા, અને જવ ૨૫૬ તોલા, અને મોટી હરડે ૧૦૦, ઘી ૨૫૬૦ તોલા પાણીમાં નાંખી. જવ બફાઇ જાય ત્યાં સુધી ઉકાળી તે ગાળી લેવું. પછી તેમાં તે ૧૦૦ હરડે અને ગોળ ૪૦૦ તોલા, ઘી ૩૨ તોલા, તેલ ૩૨ તોલા અને પીંપરનું ચૂર્ણ ૧૬ તોલા નાખવું. પછી તેમાંથી રોજ બે હરડે ખાતાં જવું, એટલે વલીપલિત રોગનો નાશ થઈ કાંતિ સારી થાય છે; તથા આયુષ્ય અને બળની વૃધ્ધિ થાય છે. તેમજ પાંચ પ્રકારની ઉધરસ, ક્ષય, શ્વાસ, હેડકી, વિષમ જ્વર, સંગ્રહણી, મુળવ્યાધ, હૃદ્રોગ, અરૂચિ અને પીનસ એ રોગોનો નાશ થાય છે. આ અવલેહ અગસ્તિ રૂપિએ કહેલો છે.

**ત્રીજો પ્રકારઃ**—શંખાવલી, દસમુળ (બીલી, અરણી, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, સાલવણ, પીઠવણ, ગોખરૂ, શિવણ, પડવણ), પુષ્કરમુળ, કચોરા, ધમાસો, કુહિલીનાં મુળ, બળદાણાના ઝાડનાં મુળ, અંધાડી, ગજપીપર, ગળો, સુંઠ, પહાડમુળ, પીપરીમુળ, ચિત્રાનાં મુળ, ભારંગમુળ, રાસ્ના, એ પ્રત્યેક આઠ આઠ તોલા, મોટી હરડે ૧૦૦ અને જવ ૨૫૬ તોલા લેઇ, ૨૫૬૦ તોલા પાણીમાં જવ બફાય ત્યાં સુધી કાઢો કરી, પછી તે ગાળી લેઇ, તેમાં તે બાફેલાં હરડાં અને ૪૦૦ તોલા ગોળ નાંખવો; તથા પીંપર ૧૬ તોલા, તલનું તેલ અને ઘી બત્રીસ બત્રીસ તોલા નાંખી લેહ તૈયાર કરવો. પછી તે નીચે ઉતારી થંડુ થયા પછી તેમાં ૩૨ તોલા મધ નાંખવું. એનું સેવન કરવાથી ઉધરસ, મુળવ્યાધી, સંગ્રહણી, ક્ષય, જ્વર, વૃધ્ધત્વ, શ્વાસ, સળકમ અને અરૂચિ એ રોગ દુર થાય છે.

**૨. અમૃતભલ્લાતકાવલેહઃ**—જે ભિલામાં પાણી ઉપર તરતાં ન હોય એવાં ૧૨૮ તોલા ભિલામાં લેઇ, કાપી, ૨૦૪૮ તોલા પાણીમાં નાંખવાં; અને તેમાં તેટલીજ ગળો નાંખી ચતુર્થાંશ પાણી બાળી નાંખી ગાળી નાંખવું. પછી તેમાં સુંઠ, ગળો, બાવચી, અરણી, કડવો લીંમડો, હરડે, આવળકંટી, હળદર, દાતું નિશોત્તર, મજીઠ, મરી, સુંઠ, પીંપર, અજમો, સીંધવ, નાગરમોથ, તજ, એચલી, નાગકેશર, પિત્તપાપડો, તમાલપત્ર, વાળો, કાળો વાળો, ચંદન, ગોખરૂનાં બીજ, કચોરાં અને રતાંદળી એ સર્વેનાં બે બે તોલા ચૂર્ણ કરી નાંખવાં. જાડું થાય ત્યાં સુધી તે અગ્નિ ઉપર મંદાગ્નિથી બાફવું. બફાયા પછી ઉતારી માટીના નવા વાસણમાં સર્વ ઘાલવું. આ **અમૃતભલ્લાતક**, પાણીમાં એક પળ (૪ તોલા) પ્રમાણે લેવો. જેનાથી ભિલામો સહન થઇ શકે તેમ ન હોય, તેણે આ ઔષધ ખાવું નહિં. આ અવલેહ સવિકારક વાત્તરક્તનો નાશ કરે છે; અને સંપૂર્ણ પ્રકારના કોઢ, અર્શ, વિસર્પ, મંડળ, ખસ, સંપૂર્ણ વાતવિકાર, તથા લોહીથી ઉત્પન્ન થયેલા વિકાર, એનો નાશ કરે છે. **પથ્યઃ**—વ્યાયામ, આતપ, અગ્નિ, ખટાશ, માંસ, દહીં, સ્ત્રીસંગ, તૈલ્યાભ્યંગ, માર્ગગમન એ વર્જ કરવું.

**બીજો પ્રકારઃ**—પવનના યોગથી ઝાડ ઉપરથી પડેલાં ભિલામાં ૨૫૬ તોલા લાવી ઇંટનો ભૂકો કરી તેમાં ખુબ મસળવા. પછી ધોઈ પવનમાં સુકાવવાં. સુકાયા પછી તેનાં કકડા કરી તેનાથી ચોગણા પાણીમાં ઉકાળવાં. ચતુર્થાંશ પાણી શેષ રહ્યા પછી ગાળી લેઈ, તેમાં સમભાગ દૂધ નાંખી પુનઃ પચન કરવું. પછી તેમાં સાકર ૧૨૮ તોલા નાંખવી; અને સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આંવળકંટી, ભીમસેની કપૂર, જટામાંસી, વંશલોચન, નસોતર, ખેરસાલ, ગળોનું સત્વ, ચંદન, અક્કલકરો પીંપર, કંકોળ, લવંગ, સફેદ મુસળી, કાળી મુસળી, મોચરસ, અજમો, અજમોદ, તગર, પીંપર, ભુયંકોળું, જાયફળ, નાગરમોથ, જાવંત્રી, કાચકા, જીરૂં, અગર, સમુદ્રશોષનાં બી, મેદા અને મહામેદા (એનાં અભાવે શતાવરી લેવી), લોહભસ્મ, પારાની ભસ્મ, કલઈની ભસ્મ, અભ્રકભસ્મ, અને કેશર એ તોલો તોલો નાંખી પાક તૈયાર કરવો. આ પાક તૈયાર કર્યા પછી સાત દિવસ થયા પછી દરરોજ પ્રાતઃકાળમાં શક્તિપ્રમાણે સેવન કરવો. આ પાકમાં અનુપાનની જરૂર નથી. ખુશીથી યથેચ્છ આહારવિહાર અને

મૈથુન પણ કરવું. એના સેવનથી શરીરની સુવર્ણના જેવી કાંતિ થાય છે, ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થઇ પુરૂષ વીર્યવાન થાય છે. ઇંદ્રિયો બળવાન થઈ નિરોગી થાય છે. દાંત પુનઃ સારી સ્થિતીમાં આવે છે. ધોળા થયેલા કેશ કાળા થાય છે. શરીરે પડેલી કરચળીઓ દૂર થાય છે. નાક, કાન અને અંગુલી આદિ ઇંદ્રિયો પુનઃ સુંદર થાય છે. ચાંદીઓમાં કીડ, પડેલી હોય એવો કુષ્ટ રોગી, જેવું સુકાયેલું વૃક્ષ પાણી રેડવાથી પુનઃ તાજું થાય છે, તેની રીતે પુનઃ સુસ્વરૂપ થાય છે. બૃહસ્પતિના જેવો બુધ્ધિવાન થઇ તેને વિસ્મૃતિ કદી પણ પ્રાપ્ત થતી નથી.

૩. **અશ્વગંધપાકઃ**—આસન ૪૦ તોલા, સુંઠ ૨૦ તોલા, પીંપર ૧૦ તોલા, અને મરી, તજ, તમાલપત્ર અને લવંગ એ પ્રત્યેક ચાર તોલા; ભેંશનું દુધ૪૦૦ તોલા, મધ ૨૦૦ તોલા, ગાયનું ઘી ૧૦૦ તોલા, સાકર ૧૨૦ તોલા, એ પ્રમાણે મેળવી પહેલાં દુધ તપાવી. તેમાં ઉપર કહેલી જણસો નું ચૂર્ણ નાંખી પચન કરવું. અને તેદુધમાં સાકર, મધ, તથા ઘી, એ મેળવી પુનઃ તે પચ નક કરવું. જાડુ થયા પછી તજ, એલચી. તમાલપત્ર તથા નાગકેશર એનું ચુર્ણ નાંખી ચોખાંના જેવું દાણાદાર થઈ ઘી છુટુ પડવા લાગ્યા પછી ઉતારી તેમાં પીપરીમુળ, જીરૂં. ગળો લવંગ, તગર, જાયફળ, વાળો, કાળોવાળો ચંદન, બીલાં, કમળ, ધાણા, ધાવડીનાં ફુલ, વંશલોચન, આંવળકંડી, કાથો, કપૂર, સાટોડી, અસગંધ, ચિત્રા, શતાવરી, એ એકવીસ, જણસનું અર્ધો અર્ધો તોલો ચુર્ણ નાંખી એકત્ર કરી થંડુ થયા પછી ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવું. આ પાકને આસનપાક કહે છે. તેમાંથી બે તોલા જેટલો, દરરોજ એક મહિના સુધી ભક્ષણ કરી, તે ઉપર યથેચ્છ ભોજન કરવું; એટલે ઉધરસ, દમ. અજીર્ણ, વાતરકત, પ્લીહા, ઉન્માદ, મેદ, આમવાત, સોજો, શળ, વાતાર્શ, પાંડુરોગ, કમળો, સંગ્રહણી, ગુલ્મરોગ, અને વાત કફજનીત રોગ, એનો નાશ કરે છે. આ પાક મંદાગ્નિ અને બાળક એને હિત કારક, બલ્ય અને પૌષ્ટીક એવો છે. તથા સ્ત્રીઓને પુષ્ટ કરી, પ્રસુત થયા પછી દૂધ ન આવતું હોય તો જેટલું દુધ કમી આવતું હોય તેટલા દૂધમાં મેળવી ભક્ષણ કરવું એટલે દુધ આવે છે; અને ક્ષીણ, અલ્પ, વીર્ય એને હિત કારક, તથા કામ, અને અગ્નિ એને વધારનાર અને સંપૂર્ણ વ્યાધી એનો નાશ કરનારો એવો આ સર્વોત્તમ પાક છે.

**બીજો પ્રકાર** આસન ૩૨ તોલા, ગાયનું દુધ ૭ શેર; તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર એ પ્રત્યેક તોલો તોલો, જાયફળ, કેસર, વંશલોચન, મોચરસ, જટામાસી, ચંદન, સીસમની છાલ, જાવંત્ર પીંપર, પીપરીમુળ, લવંગ, કંકોળ, મરડાસીંગી અક્રોડની મજ્જા, ભિલામો સીંગોડાં, ગોખરૂં, રસસિંદુર, અભ્રકભસ્મ, શિશાની ભસ્મ કલઇની ભસ્મ, લોહભસ્મ એ સર્વ ત્રણત્રણ માસા નાંખી મંદ અગ્નિથી પકવી ચોસલાં કરી રાખવાં. તે પાક શકિતપ્રમાણે ખાવો. એટલે સર્વ મેહ જીર્ણજ્વર, શોપ, ગુલ્મ, પિત્તરોગ, વાતરોગ, એનો નાશ થઇ શુક્રવૃધ્ધિ પુષ્ટિ, અગ્નિદીપન, કાંતિ અને અંતઃકરણને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—૬૪ તોલા આસનનું ચુર્ણ લેઇ તે૪૦૬ તોલા તોલા દૂધમાં પચન કરવું. પછી તે ૧૨૮ તોલા ઘીમાં શેકી નાખવું. પછી ૧૯૨ તોલા સાકરનો પાક કરી તેમાં આસનનું ચુર્ણ નાંખવું- તેમજ તલનું ચુર્ણ ૩૨, તોલા, અડદનો લોટ, ૩૨ તોલા, અને સુંઠ, મરી, પીંપર તજ, તમાલપત્ર, એલચીદોડા, શેરણી, વરીયાળી શતાવરી, અજમોદ, પુષ્કરમુળ, જીરૂં, સુંઠ ગોખરૂં. બળદાણા, અજમો, પીપરમૂળ, લોહભસ્મ નાગભસ્મ, તામ્રભસ્મ, એ ચાર ચાર તોલા, તેમાં નાંખી પાક તૈયાર કરી તે અગ્નિબળ, જોઇ સેવન કરવો. એટલે સર્વ પ્રકારનો વાતરોગ, કુંબર, પીઠ, અને ગુદા એ સ્થળોનો વાયુ અસ્થિભંગ, સોજો, દારૂણ, સંધીવાત, અંડવૃધ્ધિ હૃદ્રોગ, પ્લીહા, શ્વાસ, કાસ અને પ્રમેહ, એનો નાશ થઈ કાંતિ, પુષ્ટી અને બળ એ પ્રાપ્ત થાયછે. આ પાક ઘોડા અને હાથી એ જનાવરોને પણ હિતકર છે.

૪. **અહિફેન પાક:**—૪ તોલા અફિણ લેઈ, તે ૧૦૨૪ તોલા ગાયના દુધમાં નાખવું. પછી તેમાં સમભાગ સાકર અને તજ, તમાલ પત્ર, એલચીદોડા, નાગકેશર, સુંઠ, મરી, પીપર, લવંગ, જાવંત્રી, જાયફળ, કંકોળ, અકકલ કરો, ધોળી મુસળી, કાળી મુસળી, તાલમખાનું કેશર, ચવક, ચીત્રાનાં મુળ, એ પ્રત્યેક અર્ધો અર્ધો તોલો થંડુ થયા પછી નાંખવું. દરરોજ એ વાલ પ્રમાણે આ પાક, ખાવાથી પ્રમેહ, મધુમેહ, પાંડુરોગ, હલીમક, ઉધરસ, દમ, ક્ષય અગ્નિમાંદ્ય, અને સંગ્રહણી, એનો નાશ થઇ, બલ, અને વર્ણ એની વૃધ્ધિ થાય છે, તથા ઉત્તમ પ્રકારે ધાતુપુષ્ટિ થાય છે.

**બીજો પ્રકાર:**—અકકલકરો, કેશર, લવંગ જાયફળ, ભાંગ, હિંગળોક, એ તોલો તોલો લેવું. પછી અફિણ ૩ તોલા લેઇ તે ચાર શેર દુધમાં પચન કરવું. પછી એ સર્વથી ચોગણી સાકર લેઇ સર્વ પદાર્થ એકત્ર કરી, એ અથવા ચાર વાલની ગોળી કરી, તે રાત્રે મુખમાં ધારણ કરવી. એટલે સો સ્ત્રીઓ ભોગવવા જેવું સામર્થ્ય આવે છે. એ ગોળીનું નિત્ય સેવન કરવાથી શરીર દૃઢ થઇ ક્ષયાદિક રોગ દુર થાય છે અને હાથીના જેટલું બલ પ્રાપ્ત થઈ, અનેક સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

**ત્રીજો પ્રકાર:**—શુધ્ધ કરેલું અફિણ ૧૬ તોલા, દુધ ૨૦૪૮ તોલા, અને ઘી ૬૪ તોલા એકઠું કરી મંદ અગ્નિ ઉપર પચન કરવું. થંડુ થયાપછી તેમાં સાકર ૬૪ તોલા નાંખવી. તેમજ જાયફલ, લવંગ, જવંત્રી, કેશર, આંવળકંટી, સમુદ્રશોફના બી, ભીમસેની કપૂર, ધોળું ચંદન, સુંઠ, મરી, પીપર, શુધ્ધ, કરેલા ધંતુરાના બી, તગર, કાળી મુસળી, શુધ્ધ કરેલો હિંગળોક, ચવક, કાચકા માંહેનું મગજ, ચિત્રકમૂળ, પીપરીમુળ, જીરૂ, શહાજીરૂ અજમો બળદાણા ગોખરૂ ગુંદ, એ તોલો તોલો; ભાંગ ૭૬ તોલા, કલઇની ભસ્મ, તાંબાની ભસ્મ, લોહભસ્મ, રસશિંદૂર, અભ્રકભસ્મ, એ સર્વ મળી ૪ તોલા તેમાં નાંખવી. પછી સુગંધ આવવામાટે કસ્તુરી અને અગરૂ એ તેમાં નાંખી, અવલેહ તૈયાર થયા પછી, તે સારા વાસણમાં ભરવો. આ પાક રોજ રાત્રે ખાઇ તે ઉપર ભેંસનું દુધ પીવું. આ પાકનું સેવન કરવાથી વાંઝણી સ્ત્રીઓને ગર્ભોત્પત્તિ થાય છે; અને નપુંસકને પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. વળી આ પાકનું સેવન કરવાથી ઉધરસ, દમ, શૈત્ય, અપસ્માર, ઉરઃક્ષતરોગ, એંશી પ્રકારના વાયુરોગ, કફરોગ, ઉન્માદરોગ, પાંચ પ્રકારનો પાંડુરોગ, ભગંદર, ઉચકી, સોજો, પ્રમેહ, કફવાતથકી થનારા રોગ, આમવાત અને અતિસાર એ રોગો દુર થાય છે.

**૫. આમલકયવલેહ:**—આંમળાં યંત્રમાં પીલી તેનો રસ કાઢી તે ૨૦૪૮ તોલા લેઇ મંદાગ્નિ ઉપર પચન કરવો. પછી તેમાં પિંપર ૬૪ તોલા, જેઠીમધ ૮ તોલા, વાટેલી દ્રાક્ષ ૬૪ તોલા, આદુ ૮ તોલા, વંશલોચન ૮ તોલા અને સાકર ૨૦૦ તોલા નાંખી, જાડુ થયા પછી નીચે ઉતારવું. પછી તેમાં ૧૨૮ તોલા મધ નાંખવું. આ અવલેહ રોજ ૪ તોલા ભક્ષણ કરવો; એટલે હલીમક, કમળો અને પાંડુરોગ એનો નાશ થાય છે.

**૬. આમ્રપાક:**—પાકેલી અને મીઠી કેરીઓનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૨૫૬ તોલા, ઘી ૧૨૮ તોલા, સુંઠ ૩૨ તોલા, મરી ૧૬ તોલા, પીંપર ૮ તોલા, પાણી ૫૭૨ તોલા, એ સર્વ પદાર્થો એકત્ર કરી, માટીના વાસણમાં મંદાગ્નિવડે પચન કરવું. લાકડાના ચાટવાવડે વારંવાર હલાવતાં જવું. જાડુ થયા પછી તેમાં ધાણા, જીરૂં, તમાલપત્ર, ચીત્રો, નાગરમોથ, તજ, કલુંજી જીરૂં, પીંપરીમૂળ, નાગકેશર, એલચીદોડા, લવંગ, જાયફળ એ પ્રત્યેક ચાર તોલા લેઈ, તેનું ચૂર્ણ કરી તેમાં નાખવું. પછી તે વાસણ નીચે ઉતારી, થંડુ થયા પછી તેમાં ૬૪ તોલા મધ નાંખી, તેમાંથી નિત્ય પ્રાતઃકાળમાં ૪ તોલા પાક સેવન કરવો, અથવા શકિત જોઇ સેવન કરવો. આ પાકના સેવનથી માણસ બલવાન, હર્ષયુકત, પુષ્ટ અને નિરોગી થાય છે. તેમજ એના સેવનથકી સંગ્રહણી, ક્ષય, શ્વાસ, અરૂચિ, આમ્લપિત્ત, પિત્ત, રકતપિત્ત, પાંડુરોગ એનો નાશ થાય છે.

**બીજો પ્રકાર**:—સારી પાકેલી કેરીઓનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૫૧૨ તોલા, ઘી ૨૫૬ તોલા, સુંઠ ૧૨૮ તોલા, મરી ૬૪ તોલા, પીંપર ૩૨ તોલા, અને પાણી ૫૧૨ તોલા લેઇ સર્વ એકત્ર કરી, માટીના વાસણમાં નાંખી, લાકડાના ચાટવાથી હલાવતાં જવું. તે પછી તેમાં પીપરીમૂળ, નાગરમોથ, ચવક, ધાણા, જીરૂં, શહાજીરૂં, એલચીદાણા, નાગકેશર, તજ અને તાલીસપત્ર એ ઔષધોનું ૧૬ તોલા ચૂર્ણ નાંખવું. પાક તૈયાર થયા પછી તેમાં મધ ૧૨૮ તોલા નાંખી, તે પાક સારા વાસણમાં ભરી રાખવો. દરરોજ ભોજનના પહેલાં આ પાક ૪ તોલા સેવન કરતાં જવું, એટલે અરૂચિ, ઉગ્રશ્વાસ, ઉધરસ, ક્ષય, પીનસ, સળકમ, પથરી, યકૃત, અમ્લપિત્ત, રક્તપિત્ત, મુખરોગ, સ્વરભંગ, સર્વભંગ સર્વ પ્રકારની મુળવ્યાધીનો રોગ, પાંડુરોગ, કમળો, હૃદ્રોગ, મસ્તકશૂળ, આનાહ (મલબધ્ધ અને મુત્રબધ્ધ રોગ), ખસ, શીત, પિત્ત એનો નાશ થાય છે. એ પાકના સેવનથી વૃદ્ધ પુરૂષ તરૂણના જેવો થાય છે. મૃતગર્ભ અને ગર્ભપાત થવાની ખોડ જે સ્ત્રીમાં હોય તેને, અને વાંઝણી સ્ત્રીઓને પુત્રોત્પત્તિ થાય છે. વૃદ્ધ સ્ત્રીઓ તરૂણ થાય છે. આ ઔષધ દરરોજ સેવન કરવાથી સેવન કરનાર પુરૂષ માફતીના જેવો પરાક્રમી થાય છે. આ ખંડામ્રપાક બ્રહ્મદેવતાએ ભાર્ગવ મહર્ષીને કહેલો હતો. આ પાક વીર્યવર્ધક, બુધ્ધિવર્ધક, આયુષ્યવર્ધક, શરીરની વૃધ્ધાવસ્થા દુર કરવાવાળો એવો; તથા ગ્રહ, યક્ષ, પિશાચ અને અપસ્માર એની હરકત દુર કરનાર છે.

**૭. આર્દ્રક ખંડ**:—આદાના બારીક કરેલા કકડા ૬૪ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, ગાયનું દુધ ૨૫૬ તોલા, સાકર ૬૪ તોલા; પીપર, પીંપરીમુળ, મરી, સુંઠ, ચીત્રો, વાવડિંગ, નાગરમોથ, નાગકેશર, તજ, એલચી, તમાલપત્ર એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. અને તેના પાકનો વીધીપ્રમાણેપાક કરી, તે દરરોજ પ્રાતઃકાળે સેવન કરવો; એટલે શીતપિત્ત ઉદર્દ, કોડ, ઉત્કોડ, એનો નાશ થાય છે. એ ઉપર લીંમડો અને આંબળકંટી, એનું ત્રણ ત્રણ માસા ચૂર્ણ ગાયના ૨ માસા દુધ સાથે ખાવું અને દુધભાતની પથ્ય પાળવી; એટલે નવ દિવસમાં ઉપરના સર્વ રોગ દુર થાય છે.

**૮. આર્દ્રકાવલેહ**:—બારીક કરેલા આદુના તુકડા ૬૪ તોલા, ગોળ ૬૪ તોલા, અને ઘી ૩૨ તોલા, એ ચીજો લેઇ એકત્ર કરી અગ્નિઉપર પચન કરવી. પછી ચાતુર્જાત ૪ તોલા, વ્યોષ (સુંઠ, મરી, પીપર, )૩ તોલા, ત્રિફળાં ૩ તોલા, તથા લવંગ, બહેડાં, ભારંગમુળ, અરડુસી, કરીયાતુ, પુષ્કરમુળ, દેવદાર, આસકંધ, જાવંત્રી, જાયફળ, અગર, ખેરસાલ, કાળીદ્રાક્ષ, એ અકેક તોલો, અને લોહભસ્મ ૨ તોલા, એ તેમાં નાંખી અવલેહ સિધ્ધ કરી તે સેવન કરવો. એટલે ઊધરસ, દમ, ક્ષય, શોષ, અગિઆર પ્રકારનો ક્ષય, કફ, મંદાગ્નિ, ઉદર, હૃદ્રોગ, રક્તદોષ, એનો નાશ થઇ વર્ણ અને જઠરાગ્નિ એની વૃદ્ધિ થાય છે, તથા બલ, પુષ્ટિ એ પ્રાપ્ત થઈ ધાતુની વૃધ્ધિ થાય છે.

**૯. આર્દ્રકપાક**:—બારીક કરેલા આદાના કકડા, ગાયનું ઘી અને ગોળ એ સમભાગ લેઈ, લોખંડની કઢાઇમાં અથવા માટીના વાસણમાં મંદાગ્નિ ઉપર પચન કરવું. ચોંટી જાય એવું જાડું થયા પછી, નીચે ઉતારી, તેમાં સુંઠ, જીરૂં, મરી, નાગકેશર, જાવંત્રી, એલચીદોડા, તજ, તમાલપત્ર, પીંપર, ધાંણા, શહાજીરૂં, પીંપરીમૂળ અને વાવડિંગ એનું ચૂર્ણ સર્વ ઔષધોથી **ચોથા ભાગનું** ( ચતુર્થાંશ ) લેઇ નાંખવું. પછી તે પાક, ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવો. આ પાક શીતકાળમાં રોજ **બે બે તોલા** ખાવો; એટલે દમ, ઉધરસ, ભ્રમ, સ્વરભંગ, અરૂચિ, કર્ણરોગ. નાસિકારોગ મુખરોગ, ક્ષય, ઉરઃક્ષતરોગ, હૃદ્રોગ, સંગ્રહણી, શૂળ ગુલ્મ અને શોષ એનો નાશ થાય છે.

**બીજો પ્રકાર**:—ગોળ ૬૪ તોલા, આદાનો રસ ૧૨૮ તોલા, અને ઘી ૩૨ તોલા એ એકઠું કરી પચન કરવું. પછી તેમાં ચાતુર્જાત ત્રીકટુ એનું **તોલો તોલો** ચૂર્ણ નાંખી, પાક તૈયાર કરી, તે અગ્નિબળ જોઇ પ્રાતઃકાળમાં સેવન કરવો; એટલે અગ્નિ પ્રદીપ્ત થઈ વાતરોગ,

શ્વાસ, ઉધરસ, અરૂચિ, શૈત્ય, ક્ષયરોગ અને પીનસરોગ એનો નાશ કરે છે.

**ત્રીજો પ્રકાર**—અજમો, લોહભસ્મ, નાગરમોથ, ધાંણા, તજ, તમાલપત્ર, એલચીદોડા, જીરૂં એ ઔષધો **બે બે તોલા** લેઈ ચૂર્ણ કરવું; તથા ૨૦૦ **તોલા** ગોળ, ૨૦૦ તોલા આદુના કકડા એ એકત્ર કરી તેનો લેહ કરી, તેમાં ઉપલાં ઔષધોનું ચૂર્ણ નાંખવું. આ અવલેહ–સળકમ, સોજો, શૂળ, ઉધરસ, મૂળવ્યાધ, ક્ષય, ગુલ્મ અને તાવ ઉપર યોજવો.

**૧૦. એરંડપાકઃ**—એરંડાની છોલેલી મીજ લેઇ તે આઠગણા દુધમાં પચન કરવી. પછી સુકવી બારીક વાટી ઘીમાં મંદાગ્નિ ઉપર પચન કરવા; તથા તેમાં સુંઠ, મરી, પીંપર, લવંગ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, આસન, વરીઆળી, રાસ્ના ષડગંધા, રેણુકબીજ, શતાવરી લોહભસ્મ, સાટોડી, હરડે, વાળો, જાવંત્રી, જાયફળ તથા અભ્રકભસ્મ એ સઘળાં સમભાગ લેઇ ચૂર્ણ કરી, તે તથા પહેલાંના દુધનો માવો, એ તેમાં નાખી, સાકરના પાકમાં મેળવી તૈયાર કરવો. આ વાતારી નામનો પાક પ્રાતઃકાળે ઉઠી ભક્ષણ કરવો; એટલે એંશી પ્રકારનો વાતરોગ, ચાળીશ પ્રકારનો પિત્તરોગ, આઠ પ્રકારનો ઊદરરોગ, વીસ પ્રકારનો મેહ, છ પ્રકારના નાડીવ્રણ, અઢાર પ્રકારનો કોઢ, સાત પ્રકારના ક્ષય, પાંચ પ્રકારનો પાંડુરોગ, પાંચ પ્રકારનો શ્વાસ ચાર પ્રકારની સંગ્રહણી, હૃદ્રોગ અને ગલગ્રહ અને અનેક પ્રકારના વાયુનો નાશ કરે છે. આ પાકને શુકલપાક રસાયન કહે છે. આ પાક સર્વરોગ નાશક છે.

**બીજો એરંડપાક**—૬૪ તોલા એરંડાની મીજ **૧૦૨૪** તોલા દુધમાં મંદાગ્નિ ઉપર પકવ કરવાં; પછી તેમાં ૬૪ તોલા ઘી, ૧૨૮ તોલા ખડીસાકર, ત્રિકટુ, તજ, એલચીદોડા, તમાલપત્ર, નાગકેશર, પીપળીમૂળ, ચીત્રો, ચવક, વરીઆળી સુવા, કચોરા, બીલું, અજમો અજમોદ જીરૂં, શાહજીરૂં, દારૂહળદર હળદર, આસોદ બળદાણા, કાળીપાટ, **શેરણી** વાવડિંગ, પુષ્કરનાં મૂળ, ગોખરૂં, કોષ્ઠ, ત્રિફળાં દેવદાર, કાળો અને ધોળો વરધારો, **એલવાળુક અને** શતાવરી એ દરેકનું તોલો **તોલો** ચૂર્ણ કરી તેમાં નાખી એકત્ર પુનઃ પકવ કરવું, આ **પાક** વાતવ્યાધી શુળ સોજો, ઉદરરોગ, આનાહવાયુ બસ્તિવાત, ગુલ્મ, આમવાત, કટિગ્રહ, ઉરૂસ્તંભ અને હનુસ્તંભ એનો નાશ કરનારો છે.

**૧૧ કંટકાર્યાવલેહ**—ચિત્રકમૂળ, પીપરીમૂળ, સુંઠ મરી, પીપર, નાગરમોથ, ધમાસો, કચોરા, પુષ્કરમૂળ, હરડે, નગોડ, તજ ભારંગમૂળ, ગળો રાસ્ના કાકડાશિંગી એ પ્રત્યેક **તોલો તોલો,** તથા ઉભી ભોરીંગણી વાટી તેનો કલ્ક **૮૦૦ તોલા** એ પ્રમાણે લેઈ, તેમાં પાણી ૪૦૯૬ તોલા નાખી ચતુર્થાંશ કાઢો કરી ગાળી લેઇ તેમાં સાકર ૮૦ તોલા ઘી ૩૨ તોલા, એને કઢવી જાડું થયા પછી નીચે ઉતારી થંડુ થયા પછી, તેમાં મધ ૩૨ તોલા, પીપર ૧૬ તોલા, અને વંશલોચન **૧૬** તોલા એ નાંખવું. આ અવલેહનું સેવન કરવાથી ઉધરસ, હૃદ્રોગ, શ્વાસ અને ગુલ્મ એનો નાશ થાય છે.

**બીજો પ્રકારઃ**—**૪૦૦** તોલા ભોરીંગણી લેઇ તેનો **૨૦૪૮** તોલા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તે ગાળી લેવો. પછી તેમાં ગળો, ચવક, ચિત્રક, નાગરમોથ, કાકડશિંગી, ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર ), ધમાસો ભારંગમુળ, રાસ્ના, કચોરાં એ રત્યેક ચાર ચાર તોલા, સાકર, **૮૦** તોલા, તેલ ઘી, એ પ્રત્યેક **૩૨,** તોલા નાંખી એ સઘળું પકવ કરવું, પછી નીચું ઉતારી થંડુ થયા પછી તેમાં મધ **૩૨** તોલા, વંશલોચન **૧૬** તોલા અને પીંપર **૧૬** તોલા નાંખી, માટીના વાસણમાં તે અવલેહ રાખી, રોજ ખાવો, એટલે ઉધરસ, ઉચકી, (હેડકી) અને શ્વાસ એ રોગોનો નાશ થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—ભોરીંગણીનાં પંચાંગ **૪૦૦,** તોલા, પાણી, **૨૦૪૮** તોલા, અને હરડે **૧૦૦** લેઇ, એ સર્વનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમાં ગોળ **૪૦૦,** તોલા નાખી પકવ કરી, થંડુ થયા પછી નીચે ઊતારી, તેમાં, ત્રિકટુ, ત્રિફળાં એ **બાર બાર** તોલા, **મધ ૨૪ તોલા,**

વંશલોચન, ખેરસાલ, ભારંગમુળ, કાકડશિંગી કાયફળ, પુષ્કરમુળ, અરડુસી, એ પ્રત્યેક બે બે તોલા, અને ચાતુર્જાત ચાર તોલા નાંખી અવલેહ સિધ્ધ કરવો. એના સેવનથકી વાત, પિત્ત કફ, દ્વિદોષ, અને ત્રિદોષ એથી થયેલો, તેમજ ક્ષત અને ક્ષયથકી થયેલી ઉધરસ, પીનસ, શ્વાસ, ઉરઃક્ષતરોગ અને ક્ષય, ૧૧ પ્રકારનો ઉઅક્ષય, એ રોગો દુર થાય છે. આ રસાયન ભૃગુ રૂષિએ કહેલું છે.

**૧૨. કલ્યાણકાવલેહ** પહાડમૂળ, ધાંણા, અજમો, જીરૂં, શેરણી, ચવક, ચીતાનાં મૂળ સીંધવ, હરડે, અજમોદ, વાવડિંગ, પીંપર, પીપરીમૂળ. સુંઠ, મરી, પીપર ત્રિફળાં, એલચી દોડા તજ, **એ તોલો તોલો** લેવાં તેલ **૩૨ તોલા** નસોતર ૮ તોલા, અને મોખ વૃક્ષની છાલ ૮ તોલા, આંમળાંનો રસ **૧૨૦૦** તોલા, અને ગોળ **૨૦૦** તોલા લેઇ, એ બધાંનો જાડુ થાય ત્યાં સુધી પાક તૈયાર કરી, તે પાંક પ્રાતઃકાળમાં સેવન કરવો ; એથી ઉદરરોગ એનો નાશ થાય છે.

**બીજો પ્રકારઃ**—લીલાં આંમળાંનો રસ **૩૮૪** તોલા, ગોળ ૨૦૦ તોલા, નિશોતરનું ચૂર્ણ **૩૨** તોલા, તલનું તેલ **૬૪** તોલા, પંચલવણ (સીંધવ, સંચળ બીડલોણ, વરાગડુ મીઠું, સમુદ્રવું મીઠું, ) અને અજમો, અજમોદ, શેરણી, જીરૂં. ત્રિફળાં, ષટકટુ (સુંઠ, મરી, પીપર, ચવક, ચિત્રક, પીપળીમૂળ, ) પહાડમૂળ, ધાંણા, પીપર, વાવડિંગ એ ઔષધો તોલો તોલો લેઇ તેનો લેહ કરવો. પછી તજ, તમાપત્ર એલચીદોડા, એવું ચૂર્ણ સાથે તે અવલેહ સેવન કરવો, તેના શેવનથી વ્રણ, કોડનો રોગ. શુક્રાર્તવદોષ, ઉદર, મેહ, સંગ્રહણી, પાંડુરોગ અને મુળવ્યાધ, એ રોગોનો નાશ થાય છે.

**૧૩ કવચપાક**—કૌચના બી માંહેનું મગજ **૮૦** તોલા, સાકર **૧૨૦** તોલા, ઘી ૩૨ તોલા, દુધ **૫૧૨** તોલા, એ સઘળું એકઠું કરી મંદઅગ્નિ ઉપર પચન કરવું. હલાવવાની કડછીને ચોંટે એવું જાડું થયા પછી તેમાં જાયફળ, ત્રિકટુ (સુંઠ, મરી, પીપર, ) ત્રિગંધ (તજ, તમાલપત્ર, એલચી ) લવંગ, અકકલકરો, જાવંત્રી, તાલીમખાનું, કેશર, સાટોડી બળદાણા, નાગબળ, કાળી મુસળી. અફિણ, પારાની ભસ્મ, લોહભસ્મ, અભ્રક, ભસ્મ એ પ્રત્યેક બે બે તોલા, અને ચંદન, અગર, કસ્તુરી, ભીમસેની કપૂર, એ પ્રત્યેક ચાર ચાર, માસા નાંખી પાક સિધ્ધ કરવો. એમાંથી રોજ બે તોલા પાક સેવન કરવો. એટલે બળ તથા વીર્ય એનીવૃધ્ધિ થાય છે, સર્વ પ્રકારનો પ્રમેહ શમન થાય છે. કામ ચોગણો વધે છે અને ક્ષીણ થયેલા પુરૂષને પણ બલ, પુષ્ટિ અને કામ પ્રાપ્ત થાથ છે.

**બીજો પ્રકારઃ**—**૧૨૮** તોલા કૌચનાં બી લેઈ, તે ગરમ પાણીમાં ચાર પ્રહર ભીજવી રાખવાં. પછી બાહેર કાઢી જાડાં કપડાથી ઘસી ઉપરની છાલ કાઢી નાંખી નિર્મળ કરવાં. પછી સુકવીને તેનું ચુર્ણ કરવું, અને પછી તે ચુર્ણ **૧૦૪૮** તોલા દુધમાં નાંખી ચતુર્થાંશ દૂધ શેષ રહે ત્યાં સુધી ઊકાળવું. પછી તેમાં **૨૫૬** તોલા ઘી નાંખી મંદ અગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં અગર, જાવંત્રી, જાયફળ. સુંઠ, લવંગ, અકલકરો, જીરૂં, પીંપર, તજ, તમાલપત્ર એલચીદોડા. નાગકેશર, ભીમસેની કપુર, કંકોળ સમુદ્રશોકનાં બી, કેશર, શુધ્ધ કરેલો હિંગળોક, દુધમાં શોધન કરેલો વછનાગ, કાચકા ખુરાસાંની, અજમો, કબાબચીની અને તાલીમખાનું એ પ્રત્યેક **બે બે** તોલા, નાગભસ્મ, (સીસાની ભસ્મ ) બે તોલા, કલઇની ભસ્મ બે તોલા, કાળી મુસળી ૪ તોલા, લોહભસ્મ ૪ તોલા, કાચકા ચાર તોલા, અફિણ ૪ તોલા અને સાકર **૧૨૮** તોલા એ પ્રમાણે ચીજો નાંખવી, પાક તૈયાર થઇ થંડો થયા પછી, અથવા અર્ધો પાક તૈયાર થયા પછી તેમાં **૬૪** તોલા મધ નાંખી, તે પાક સુગંધી ધુપ દીધેલા ઉત્તમ વાસણમાં ભરી રાખવો. અને અગ્નિબળ જોઈ સેવન કરવો. આ પાક ઉપર દ્રાક્ષ, કેળાં, ચારોળી, સાકર, ઘી અને તલ એનું ભક્ષણ કરવું. અને ખાટા પદાર્થ ખાવા નહિં. આ પાકનું સેવન કરવાથી કામુક સ્ત્રીઓ, પાક સેવન કરનાર પુરૂષ ઉપર હમેશ લુબ્ધ થઇ રહે છે. બુધ્ધિ વધે છે. પુષ્ટિ પ્રાપ્ત થાય છે;

અને સર્વ પ્રકારના રોગ દુર થાય છે. તેમજ શ્વાસ, પાંડુરોગ, ક્ષય, ઉધરસ, ઉચકી, સોજો મેદ, સર્વ પ્રકારના વાયુરોગ એનો નાશ થઈ સામર્થ્ય પ્રાપ્ત થાય છે ક્ષીણવીર્ય, નષ્ટવીર્ય અને ખંજવાયુથી પીડીત એવો પુરૂષોનો વિકાર દૂર થઇ તે પુરૂષો પરાક્રમિ થાય છે.

**ત્રીજો પ્રકાર**:—૬૪ તોલા કૌચબીજ, ૧૬ તોલા આસન, ૧૬ તોલા આસોદરાની છાલ, ૩૨ તોલા તલ, ૨૫૬૦ તોલા દૂધ, અને ૧૨૮ તોલા ઘી, એ જણુસો લેઇ પચન કરવી. થંડુ થયા પછી તેમાં ૧૯૨ તોલા સાકર નાંખવી; અને ચાતુર્જાત, નાગકેશર, ષટકટુ જાવંત્રી. કાચકા માંહેનું મગજ, જાયફળ, લવંગ, ભીમસેની કપુર તગર, કાળીમુસળી, સુવા, અકલકરો, ધાણા, જીરૂં, હળદર, જટામાંસી, ત્રીફળાં, શેરણી, પુષ્કરમુળ, અજમો એ પ્રત્યેક આઠ આઠ તોલા; રસસિંદુર, તામ્રભસ્મ, અફિણ એ ચાર ચાર તોલા, અને ભાંગ ૩૨ તોલા નાંખી અવલેહ સિધ્ધ કરવો. આ અવલેહ રોજ **ચાર ચાર** તોલા સેવન કરવો, તેથી કરી વીસ પ્રકારનો પ્રમેહ, શ્વાસ, ઉધરસ, પાંડુરોગ, મૂળવ્યાધ, ક્ષીણતા, વાતરોગ, ઉરૂસ્તંભ, ઊચકી, સોજો, કટીશૂળ, શૂળ, હૃદ્રોગ, મંદઅગ્નિ, ક્ષય, પીનસ, પ્રદર એ રોગોનો જલદીથી નાશ થઇ વીર્યવૃધ્ધી થાય છે.

**૧૪. કંસહરીતક્યાવલેહ**:—દશમૂળ ૪૦૦ તોલા લેઈ, તેનાથી **આઠગણુ** પાણી લેઇ તેમાં દશમૂળ નાંખી, પાણી ચોથો ભાગ શેષ રહે ત્યાં સુધી ઉકાળવું. પછી તે પાણી ગાળી લઇ, તેમાં ૪૦૦ તોલા ગોળ અને હરડે ૧૦૦ તોલા નાખી કરવો. તથા ત્રીકટુ અને જવખાર એ એકેક તોલો; તથા ૬૪ તોલા મધ નાંખી સર્વ એક જગોએ કાલવવું. આ અવલેહ-સોજો, આમવાયુ, ગુલ્મ, મેહ, કૃશત્વ, શ્વાસ, અમ્લપિત્ત, ઉધરસ, અરૂચિ, શરીરનો વિકૃત વર્ણ, તાવ, ધાતુરોગ, મૂત્રરોગ, મૂળવ્યાધ અને પથરી એ રોગો દૂર કરે છે.

**૧૫. કસેરૂપાક**:—કચોરાં ૧૬ તોલા, ગાયનું ઘી ૩૨ તોલા, અને ગાયનું દૂધ ૫૧૨ તોલા લઈ સારી રીતે પચન કરવું. પછી ૧૨૮ તોલા સાકર લઇ તેનો પાક કરવો અને તેમાં તે કચોરાં અને ૧૬ માસા શુંઠનું ચૂર્ણ નાંખવું. તેમજ કાષ્ટપાષાણભેદ, સુંઠ, મરી, પીંપર, લોધર, જાયફળ, શતાવરી મજીઠ, ધાવડીનાં ફુલ, માયાં, બીલાની અંદરનું મગજ, મોચરસ એ પ્રત્યેક **બે બે** તોલા નાંખી, **ચાર ચાર** તોલાના લાડુ બાંધી સેવન કરવા. તેના સેવનથી સ્ત્રીઓના પ્રદર અને યોનિરોગનો નાશ થાય છે.

**૧૬. કામસુંદરપાક**:—શતાવરી, કાળીમુસળી, ગોખરૂં, તજ, લવંગ, ખારેક, એલચીદોડા, પીપર, આંવળકંટી, કમળ, ધોળુ ચંદન, કૌચબીજ, તમાલપત્ર, નાગરમોથ, સુંઠ, તાલીમખાનું, ધાણા, એ પ્રત્યેક બે બે તોલા, સોપારી ૮ તોલા, શાકર ૮૦ તોલા, કસ્તુરી અને ભીમસેની કપૂ એ છ છ માસા અને ભાંગ ૬ તોલા, એ પ્રમાણે લઈ એનો રીત પ્રમાણે પાક કરવો. આ **કામસુંદરપાક** પ્રમેહ, તાવ, એનો નાશ કરી રસાયન અને પુષ્ટિકર એવો થાય છે.

**૧૭. કામાગ્નિસંદીપનમોદક**:—શુધ્ધ પારો અને ગંધક, અભ્રકભસ્મ, જવખાર સાજીખાર, ચીત્રો, સીંધવ, સંચળ, બીડલોણ, બંગડીખાર, મીઠું, કચોરૂં, અજમો, અજમોદ, વાવડિંગ, તમાલપત્ર, શુધ્ધ વછનાગ, જીરૂં, તજ, તાલીસપત્ર, એલચી, નાગકેશર અને લવંગ એ પ્રત્યેક એક એક તોલો, જાયફળ ૩ તોલા, ત્રિકટુ ૪ તોલા; ધાણા જેઠીમધ, કચોરા એ **ચાર ચાર** તોલા, ભુયકોળું ૨૦ તોલા, દંતીમૂળ, પીંપર, બળદાણા, કૌચબીજ, ગોખરૂં, બીજોરૂં, ઇંદ્રજવ એ તોલો તોલો; સાકર સર્વ ચૂર્ણના સમાન અને તેટલુંજ મધ લેઇ એક એક તોલાના લાડુ કરવા. આ મોદકને કામાગ્નિસંદીપન મોદક કહે છે. એના સેવનથકી વીર્યવૃધ્ધિ થઈ, સહસ્ર સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય આવે છે; શીથીલતા થતી નથી; વાતરોગ, પિત્તરોગ, કફરોગ, અગ્નિમાંદ્ય, કમળો, ભગંદર પાંડુરોગ, પ્રમેહ, અતિસાર, કૃમિ, હૃદ્રોગ, સંગ્રહણી, ઉધરસ, તાવ, શ્વાસ, ક્ષય, કફ, સળકમ, શૂળ, આમવાત, વગેરે સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે; અને પુત્રપ્રાપ્તિ થાય છે. એ

ઉપર પથ્ય પાળવી. આ મોદક બલકારક, વલીપલીત રોગનો નાશક અને રસાયન છે. આ પાક સુળદેવે કહેલો છે.

**૧૮. કામેશ્વરપાકઃ**—ઉત્તમ રીતે મારણ કરેલી અભ્રક ભસ્મ, કાયફળ, કોષ્ટ, આસન, ગળોનું સત્વ, મોચરસ, ધોળું ભુઈકોહોળું, કાળી મુસળી, ગોખરૂં, તાલીમખાનું કેળનું કંદ, શતાવરી, અજમોદ, અડદની દાળનો લોટ, તલ, ધાંણા, જેઠીમધ, નાગબલા, કચોરા, કસ્તુરી, જાયફળ, કેશર, ભારંગમૂળ, કાકડાશીંગી, ત્રીકટુ, જીરૂં, શહાજીરૂં, ચીત્રાનાં મુળ, ચાતુર્જાત સાટોડી દ્રાક્ષ, ગજપીંપર, અરડુસી, કૌચબીજ, મોચરસ, ત્રિફળાં, એ ઓષધો સમભાગ લેવાં. બધા ઓષધોના ચતુર્થાંશ (કોઇના મતમાં દ્વિતિયાંશ છે.) સાકર લેવી. ઘી એ બધાં ઓષધોના ચતુર્થાંશ જેટલું લેવું. પછી અર્ધા તોલાની અથવા તોલાની ગોળીઓ કરી રાખવી. ગોળી ખાધા પછી સાકર નાંખેલું દૂધ પીવું, તેથી કરી કામી માણસોને વીર્યપ્રાપ્તિ થઇ સ્તંભન થશે. ક્ષીણ પુરૂષોને પુષ્ટતા પ્રાપ્ત થાય છે; અને ક્ષય રોગનો નાશ થાય છે. આ પાકના સેવન થકી સર્વ રોગો નિર્મળ થઇ જાય છે. ઉધરસ, દમ, મોટો અતિસાર, અગ્નિમાંદ્ય, મૂળવ્યાધ, સંગ્રહણી, પ્રમેહ, કફ, રકતપિત્ત, એ રોગો દૂર થાય છે. એના સેવન થકી મનને નિત્ય આનંદ થાય છે. અને કવિ પુરૂષોને ઉત્તમ વાણી પ્રાપ્ત થાય છે. આ પાકના સેવનથી સર્વ ગુણ પ્રાપ્ત થશે. વધારે શું કહેવું ? આ પાક કેવળ અમૃતજ છે. આ કામેશ્વર પાક નિત્ય પ્રતિ લગભગ એક વર્ષ પર્યંત સેવન કરવાથી અકાલમૃત્યુ અને વલિપલીત રોગ દુર થાય છે. સર્વ લોકનો હિત કરનાર એવો આ પાક શ્રી વૈદ્યનાથ નામક વૈદે કહેલો છે.

**લઘુકામેશ્વર પાકઃ**—ત્રીફળાં. ત્રીકટુ, જાયફળ જાવંત્રી, તજ, લવંગ, એલચીદોડા, અભ્રકભસ્મ એ સર્વ ઔષધો સમભાગ લેવાં. એ સર્વ ચૂર્ણના અડધો અડધ ભાંગ લેવી. પછી સર્વથી બમણી સાકર લેઈ, મધ અને ઘી નાંખી પાક કરી એક એક તોલાના લાડુ બાંધવાં આ લાડુ પ્રાતઃકાળે ભક્ષણ કરવાં, અને સંધ્યાળે જમ્યાપછી દૂધ પીઉને ઉપર પાન ખાવું; એટલે કામવૃદ્ધિ થઈ ધાતુનું સ્તંભન થાય છે. તથા શ્વાસ, ઉધરસ, ક્ષય પ્રમેહ એ રોગો દુર થાય છે. આ ઔષધ ગોરક્ષનાથેનિર્માણે કરેલું છે.

**૨૦ કુબેરપાકઃ**—૬૪ કાચકા, રાત્રીએ પાણીમાં પલારી રાખી, સવારમાં ફોડી તેની અંદરની મીંચ કાઢવી. પછી તે મીજથી ચોગણું દુધ લેઈ તેમાં ઘી નાખી મંદઅગ્નિ ઉપર પચન કરવું. પછી ઉકળી રહી થંડુ થયા પછી તેમાં મધ નાંખવું. તેમજ તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, મરી, પીંપર, જાવંત્રી, જાયફળ, લવંગ, વાવડિંગ, વરીઆળી જીરૂં, નાગરમોથ, ચીકણા મૂળ, હળદર, દારૂહળદર, લોહભસ્મ, તામ્રભસ્મ અને વંગભસ્મ એ પ્રત્યેક બે બે તોલા નાંખવી પાક તૈયાર થયા પછી રોજ આ પાક ૪ તોલા પ્રમાણે ભક્ષણ કરવો; એટલે સંપૂર્ણ પ્રકારના વાતરોગ, અગ્નિમાંદ્ય, બલક્ષય, અરૂચિ એનો નાશ કરે છે. આ મધુ પકવ કુબેરાક્ષ પાક ખાવાથી, કામવૃદ્ધિ ધાતુ વૃદ્ધિ કાંતિ પુષ્ટિ અને બળ આપે છે.

**૨૧ કુમારીપાકઃ**—કુમારી (કુવેર)નાં કંદ ૮૦ તોલા અને ગાયનું દુધ ૩૨, તોલા એ બન્ને એકત્ર કરી મંદઅગ્નિ ઉપર દુધ બળી જાય ત્યાં સુધી ઉકાળી, પછી તેને છાયામાં સુકવી ચૂર્ણ કરવું. પછી પીંપર, મરી અને સુઠ એ પ્રત્યેક ૭–૭ તોલા; જાયફળ, જાવંત્રી લવંગ, ગોખરૂં, કાકડીનાં બીજ, ચાતુર્જાત, અને ચીત્રો એ ચાર ચાર તોલા એ બધાનું સૂક્ષ્મ ચૂર્ણ કરી તેના ભેગું મસળવું. પછી સાકર ૮૦ તોલા, અને ગાયનું ઘી ૪૦ તોલા, ભેંશનું દુધ ૪૦ અને મધ એ ૪૦ તોલા નાંખી એ સર્વ લોખંડના વાસણમાં ભરી મંદઅગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં સર્વ પ્રકારના ચૂર્ણો નાંખી હલાવતાં જઈ સારીપેઠે શેકવું. જ્યાં સુધી ઘી દેખાતું રહે ત્યાં સુધી પચન કરી, નંતર તેમાં લોહભસ્મ, સોનું, સિંદુર, એ પ્રત્યેક એક એક તોલો નાખી, એક એક તોલાની ગોળીઓ કરવી. તે પાક સેવન કરવાથી જીર્ણજ્વર, ક્ષય,

ઉધરસ, દમ, સંતાપ શૂલ અજીર્ણ, આમવાત અને પ્રદર એનો નાશ કરે છે, અને સ્ત્રીઓનું વંધ્યત્વ, પુરૂષોનું ષંઢત્વ એને દુર કરી શકિત આપે છે. આ કુમારીપાક અશ્વિનીકુમારે કહેલો અને અતિ ગૌપ્ય છે.

૨૨ **કુષ્માંડકાવલેહઃ—(૧)** સાકર ૧૨૮ તોલા, આંમળાનો રસ ૨૫૬ તોલા, અને કોળાનાં કકડા બાફી તેનો રસ ૨૦૦ તોલા, ઘી ૧૨૮ તોલા, બાફેલા કોળાના કકડા ૪૦૦ તોલા, અને અને અરડુસીનો કાઢો ૫૧૨ તોલા. એ સર્વ પચન જાડું, થયા પછી હરીતકી, આંવળકંટી ભારંગમૂળ, તજ, તમાલપત્ર, એલચી એ પ્રત્યેક તોલો તોલો, અને તાલીસપત્ર, સુંઠ, ધાણા મરી એ પ્રત્યેક ચાર ચાર તોલા, તથા પીપર ૧૬ તોલા, અને મધ ૩૨ તોલા નાખી પાક તૈયાર કરી રાખી મુકવો. પછી આ પાક અગ્નિબળ જોઇ ખાવો; એટલે ઉધરસ, તાવ, હેડકી, રકતપિત્ત, હલીમક, હૃદ્રોગ, આમ્લપિત્ત, સળકમ એનો નાશ કરે છે.

(૨) જુનું અને પુષ્ઠ કોળું લેઇ, તેની છાલ, બિયાં કાઢી નાંખી તેના કકડા કરવા. તે કકડા ૪૦૦ તોલા લેઇ, ૧૬૦૦ તોલા પાણીમા નાંખી, અર્ધું પાણી બળી જાય ત્યાં સુધી ઉકાળી પછી નીચે ઉતારવું. પછી થંડુ થયા પછી કકડા કપડાંમાં બાંધી પીલીને પાણી કાઢી નાંખવું. તે પાણી પુનઃ ચુલાઉપર મુકી તેમાં તે કોળાના કુંચા સુકવી ૧૨૮ તોલા ઘીમાં લાલ થાય તે પર્યંત શેકી, તે પાણીમાં નાંખવાં; અને તેમાં સાકર ૪૦૦ તોલા નાંખી તેનો પાક કરવો. તે પાક લેહ જેવો થાય એટલે તેમાં પીપર સુઠ અને જીરૂં એ પ્રત્યેક **આઠ આઠ** તોલા, અને ધાણાં, તમાલપત્ર એલચી, મરી, તજ, એનું ચૂર્ણ એ એ તોલા અને મધ ૬૪ તોલા નાંખી તેમાં ખાંડ—કોઈના મતમાં મધ કરતાં વધારે, કોઇના મતમાં મધથી અર્ધી એ પ્રમાણે નાંખવી અને ૧૬ તોલા દ્રાક્ષ, લવંગ અને કપુર એક એક તોલો નાંખી, પછી તે પાક ઘીના વાસણમાં ભરી રાખવો. આ કુષ્માંડક રસાયન અગ્નિબળ જોઇ આપવું. તે પાક રકતપિત્ત, ક્ષતક્ષય, ઉધરસ, દમ, ઉલટી, તૃષા અને તાવ એ ઉપર આપવો. આ પાક વૃષ્ય અને તારૂણ્યકારક; બલ, વર્ણ એને આપનાર, ઉરઃક્ષતનું સંધાન કરનારો, પૌષ્ટિક તથા સ્વર સારો કરનારો છે. આ પાક અશ્વિનીકુમારે શોધી કાઢેલો છે.

(૩)—જૂના અને પુષ્ટ કોળાને છોલી તેની અંદરથી બીયાં અને છાલ કાઢી નાંખી એના ઘણાજ ઝીણા કકડા કરવા. તે કકડા ૪૦૦ તોલા લેઈ, ૧૬૦૦ તોલા દૂધમાં મંદઅગ્નિવડે હલાવી હલાવી બાફવા. જાડો થવા લાગે એટલે સાકર ૨૦૦ તોલા, ગાયનું ઘી ૧૨૮ તોલા મધ ૬૪ તોલા, કોપરૂં ૧૬ તોલા, ચારોળી અને મરી ૮ તોલા, અને ગોખરૂં ચાર તોલા એ સર્વ એકત્ર કરી, જાડું ચાટવાજેવું થાય એટલે નીચે ઉતારી, તેમાં સુવા ૧ તોલો; અને જીરૂં, અજમો, ગોખરૂં, તાલિમખાનું, હરડે, કાચકાનો મગજ તજ એ પ્રત્યેક ૨–૨ તોલા; અને ધાણા, પીપર, નાગરમોથ, આસન, શતાવરી, કાળી મુસળી, નાગબલા, વાળો, તમાલપત્ર, કચોરા, જાયફળ, લવંગ, એલચી બારીક અને મોટી, શિંગોડાં, પિત્તપાપડો એ પ્રત્યેક ચાર ચાર તોલા; અને ચંદન, સુંઠ, આવળકંટી, નાગકેશર, એ પ્રત્યેક પાંચ પાંચ તોલા, એ સર્વેનું ચૂર્ણ કરી તે નીચે ઉતર્યા પછી નાંખવાં. આ કુષ્માંડકાવલેહ રોજ ચાર તોલા પ્રમાણે ભક્ષણ કરવો; કિંવા અગ્નિબળ જોઈ વધારે ઓછો ખાવો. આ પાકના સેવનથી રકતપિત્ત, શીતપિત્ત, અરૂચિ, અગ્નિમાંદ્ય, દાહ, તૃષ્ણા, પ્રદર, રકતાર્શ, પિત્તથી થતી ઉલટી, પાંડુરોગ, કમળો, ઉપદંશ, વિસર્પ, જીર્ણજ્વર અને વિષમજ્વર એનો નાશ કરે છે. આ અવલેહ અત્યંત વૃષ્ય, પૌષ્ટિક અને બળ વધારનારો છે. તેમજ એના સેવનથકી ષંઢત્વ દૂર થઈ સામર્થ્ય આવે છે. આ અવલેહ માટીના કોરા વાસણમાં ભરી રાખવો.

(૪)—કોળાનો સ્વરસ ૪૦૦ તોલા, ગાયનું દુધ ૪૦૦ તોલા, તથા આંવળકંટીનું ચૂર્ણ ૩૨ તોલા, એ સર્વ મંદાગ્નિ ઉપર પચન

કરી, ગોળો થાય એટલે તેમાં સાકર ૩૨ તોલા નાંખી પાક તૈયાર કરવો. પછી એ પાકમાંથી રોજ બે તોલા ભક્ષણ કરતાં જવો. આ ખંડ-કુષ્માંડલેહ—અભ્યાસથી ભક્ષણ કરવાથી રકત-પિત્ત, અમ્લપિત્ત, દાહ, તૃષા તથા કમળો એ-નો નાશ કરે છે.

**(૫)**—કોહોળાના રસ ૪૦૦ તોલા, ગાયનું દુધ ૪૦૦ તોલા, આંવળકંટીનું ચૂર્ણ ૩૨ તોલા, એ સર્વ એકત્ર કરી મંદઅગ્નિવડે ગોળો થાય ત્યાં સુધી બાફવું. તેમાં ૩૨ તોલા સાકર નાંખી બે તોલા પ્રમાણે ખાવું, આ પાક અમ્લપિત્તનો નાશકર્તા છે. આ પાકને ખંડકુષ્માંડ કહે છે.

**(૬)**—જૂના કોહોળાનો ગર ૨૦૦ તોલા લેઈ, તે ૧૨૮ તોલા ગાયના દુધમાં લાલ થાય ત્યાં સુધી શેકવું. પછી ૫૧૨ તોલા અરડુસાનો કાઢો લઇ, તેમાં ૪૦૦ તોલા સાકર નાંખી પાક કરવો; અને તેમાં તે નાંખવું. તથા આંવળકંટી, નાગરમોથ, ભારંગમુળ, તજ, તમાલપત્ર, એલચી એ પ્રત્યેક ચાર ચાર તોલા અને પીપર ૧૬ તોલા, એનું ચૂર્ણ કરી, તે તેમાં નાંખી અવલેહ સિદ્ધ કરવો. આ અવલેહ સેવન કર્યાથી ઉધરસ, દમ, તાવ, હેડકી, રકતપિત્ત, હલીમક, હૃદ્રોગ, અમ્લપિત્ત અને પીનસ એનો નાશ થાય છે.

**(૭)**—કોહોળું છોલી તેના બારીક કકડા કરવા. તે કાંજીમાં અને પાણીવડે ધોવા. પછી ૧૨૮ તોલા દુધ લેઈ તેમાં તે બાફવા. પછી તેને ઘીમાં શેકી નાંખવા. સારા લાલ થયા પછી તેને ઉતારી, ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે કોળાના કકડા, તથા પીપર, સુંઠ, મરી એ આઠ આઠ તોલા; તથા જીરૂં, શાહજીરૂં, આંવળકંટી, તજ, એલચીદોડા, તમાલપત્ર, શિંગોડાં, કચોરાં, પિપળીમુળ, ચવક, ચિત્રક, ચારોળી, કાળી મુસળી, લવંગ અને કલઇની ભસ્મ એ બે બે તોલા નાંખી, સારી પેઠે ઘુંટી તે પાક લેહસરખો કરવો. પછી તેમાં ઘી નાંખી, તે પાક બલાબલ જોઇ સેવન કરવો; એટલે રક્તપિત્ત, જ્વર, ઉધરસ કામિણુ, તમકશ્વાસ, ભ્રમ, ઉલટી, તૃષા, શ્વાસ, પાંડુરોગ, ક્ષતક્ષય, અપસ્માર, શિરોરોગ, યોનિશૂળ, રકતપ્રદર, અગ્નિમાંદ્ય, એ રોગો દુર થાય છે. વૃધ્ધ પુરૂષ તરૂણના જેવો થાય છે. વાંઝણી સ્ત્રીઓને પુત્રપ્રાપ્તિ થાય છે. નપુંસકને પુરૂષત્વ આવે છે. આ કુષ્માંડવાલેહ સર્વ રોગોનો નાશ કરનાર છે.

**(૮)**—કોહોળું ચીરી તેના કકડા કરી, ૪૦૦ તોલા જેટલા લેઈ, પાણીમાં બાફી પછી વસ્ત્રથી નીચોવી નાંખવા. નંતર ૧૨૮ તોલા ઘીમાં તે કુચાને શેકવા. બાદ સાકર ૬૦૦ તોલા લેઇ તેનો પાક કરી, તેમાં તે શેકેલા કોળાને નાંખવું; અને તે સાથે સુંઠ, મરી, પીપર, અમ્લવેતસ, જીરૂં, ચીત્રો, તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર, ત્રીફળાં બલાત્રય (બળવૃક્ષ, જીતેલી, અતિબળા), શતાવરી, તાલિસપત્ર, મેથી, નિશોત્તર, દંતિમુળ, ગજપીપર, તાલીમખાનું, તલ, દ્રાક્ષ, ગોખરૂ, નાગરમોથ, ચવક, આસન, કાળોવાળો, ચારોળી, કૌચબીજ, કચોરાં, જેઠીમધ, વંશલોચન, પીપર, પીપળીમુળ, કમળાક્ષ, લવંગ, શીમળાની છાલ અથવા ગુંદ, ભાંગ, કંકાળ, જાયફળ, જાવંત્રી, ભુઇકોળું, સીંધવ, કાળી મુસળી, શિંગોડાં, એ સર્વ ઔષધી તોલો તોલો, તથા અભ્રકભસ્મ ૪ તોલા નાંખી પાક સિધ્ધ કરવો. ઉત્તમ પ્રકારની કોષ્ટશુધ્ધિ કરી આ પાક સેવન કરવો. આ પાક ધાતુવર્ધક, અગ્નિવર્ધક, પુષ્ટિવર્ધક, એવો છે; તથા ક્ષયરોગ, રકતપિત્ત, પાંડુરોગ, શ્વાસ, પિત્ત, પ્રમેહ એ રોગોનો નાશ કરે છે. એના સેવનથી અતિશય બળ પ્રાપ્ત થાય છે; અને આ પાકનો સેવન કરનાર માણસ મોટો બુદ્ધિવાન થાય છે.

**(૯)**—ઉપર પ્રમાણે ઘીમાં શેકવા સુધીની ઉપલેજ વજને ક્રિયા કરી તેમાં મધ તોલા ૬૪, ત્રીકટુ, ધાણા, જીરૂં તથા ચાતુર્જાત પ્રત્યેક ૮–૮ તોલા નાંખી લેહ કરવો. એના સેવનથી રકતપિત્ત દુર થઇ બળપ્રાપ્તિ થાય છે.

કૂષ્માંડાવલેહની પેઠેજ સુરણ લેઈ, તેનો અવલેહ સિધ્ધ કરી તેનું સેવન કરવું; એટલે ગુળમ્બાધ, મુળવાત અને અગ્નિમાંદ્ય એનો નાશ થાય છે.

(૧૦) જૂનું કોળું લેઈ તેમાંનાં બી કાઢી નાંખી, તેના કકડા કરી તેમાંથી ૪૦૦ તોલા કકડા લેઇ ૧૨૭ તોલા ઘીમા શેકવા. તજ, તમાલપત્ર, ધાણાં, સુંઠ, મરી, પીંપર, જીરૂં, એલચીદાણા, ત્રિફળાં, ચિત્રો, પીપળીમૂળ, ચવક, ગજપીપર, સુંઠ, શિંગોડા, કચોરૂં, કાળીમુસળી, નાગરમોથ, એ દરેક ઔષધી ચાર ચાર તોલા, તથા ગોળ ૪૦૦ તોલા લેઇ તે સર્વે એકત્ર પચન કરવું. થંડુ થયા પછી તેમાં ૩૨ તોલા મધ નાંખવું. આ પાકના સેવનથી કફ, પિત્ત વાયુ, અગ્નિમાંદ્ય એ દુર થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે. અશકતને શકિત પ્રાપ્ત થઈ તે પુષ્ટ થાય છે. ઘોડાના જેવી મૈથુન કરવાની શકિત પ્રાપ્ત થાય છે. અતિશય સ્ત્રીસંગના યોગે જે પુરૂષો ક્ષીણવીર્ય થયેલા છે, તેઓને ઉત્તમ પ્રકારની વીર્ય પ્રાપ્તી થાય છે. તેમજ ઉધરસ, દમ, તાવ, હેડકી ઉલટી અને અરૂચી એનો નાશ થાય છે. આ ગુડકુષ્માંડકાવલેહ **કૃષ્ણાત્રેય** એમણે શોધેલો છે.

(૧૧) ૮માં પ્રકારમાં કહેલા વજન પ્રમાણે કોહોળું બાફી પછી ૪૦૦ તોલા સાકર લેઇ તેનો પાક કરી, તેમાં તે કોળાના કકડા તથા પીપર ૮ તોલા, સુંઠ ૧ તોલો, જીરૂં ૮ તોલા, તથા તજ, તમાલપત્ર, એલચીદાણા, ધાંણા, મરી, એ પ્રત્યેક ૨–૨ તોલા નાંખવા. પછી તે પાક નીચે ઉતારી થંડો થયા પછી, તેમાં મધ ૬૪ તોલા નાંખી, સારીપેઠે ઘુંટી, તે પાક ઉત્તમ વાસણમાં ભરી રાખવો. એ પાકના સેવનથી ઉધરસ, હેડકી, તાવ, દમ. રકતપિ-ત, ક્ષતક્ષય એ રોગો દુર થાઈ, હૃદયમાં પડેલી ચાંદીઓ રૂઝાઇ જાય છે. અને બુધ્ધિ, સ્મૃતિ તથા બલ પ્રાપ્ત થાય છે. આ હૃદયને આલ્હાદ આપનાર રસાયન, અશ્વિનિકુમારે નિર્માણ કરેલું છે.

**૨૩ કેશરકાવલેહ**:—ત્રીકટુ, ચાતુર્જાત, ત્રીફળા, લવંગ, કૃષ્ણાગૅર, ધોળું ચંદન, તાલીમખાનુ, અકલકરો જાયફળ, કૌંચબીજ, મોચરસ, બળદાણા, આસન, ગોખરૂ, કાળી મુસળી, વાવડિંગ સમુદ્રશોફનાં બી, શુધ્ધ કરેલા જાઈના ફુલ, કંકોળ એ ઔષધો સમભાગ લેવાં. કેશર ૨૦ ભાગ, કસ્તુરી ૧૬ ભાગ અને સાકર ૪ ભાગ નાંખવાં વંગભસ્મ (કલઈની ભસ્મ) પારાની ભસ્મ, અભ્રકસ્મ, લોહભસ્મ, તાંબાની ભસ્મ, કાંતભસ્મ, એ ભસ્મો. એકેક ભાગ નાંખવી, સોનાના વર્ખ ૨૦૦ અને રૂપાના વર્ખ ૨૦૦ નાંખવાં. ભાંગ શુધ્ધ કરી તે ૮ ભાગ નાંખવી. પછી એ સર્વેનો લેહના જેનો પાક કરવો. આ પાક રોજ પ્રાતઃકાળે ૧ તોલો ભક્ષણ કરવો. તેથી કરી વીર્યવૃધ્ધિ થઇ સરવ રોગોનો નાશ થાય છે. સર્વે પ્રકારનાં વાતરોગ, દુઃસાધ્ય વાતરકત, અસ્થિરોગ શિરોરોગ, સંધિરોગ, એનો નાશ થાય છે આ પાકના સેવનથી વૃધ્ધ પુરૂષ તરૂણજેવો થઇ આરોગ્ય પ્રાપ્તી અને બળ અને કાંતિ એની વૃધ્ધિ થાય છે.

**બીજો પ્રકાર**:—૩૨ તોલા પીપરનું ચૂર્ણ ૧૬ તોલા કેશર અને ૧૫૩૬ તોલા ગાયનું દુધ, એ સર્વ લેઇ એકત્ર કરી, લોખંડની કઢઈમાં મંદ અગ્નિઉપર પચન કરવું. પછી તેમાં ઘી ૧૨ તોલા અને સાકર ૪૦૦ તોલા નાંખવી પછી નીચે ઉતારી થંડુ થયા પછી, તેમાં તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેશર, લવંગ, પીપળીમુળ, ચીત્રો, જાયફળ, જાવંત્રી, કાચકાનું મગજ, કૌચબીજ, શતાવરી, આસન, ગોખરૂં, શેરણી, કચોરા, આમ્લવેતસ, સુંઠ, ધાણા, વગડાઉ તુળશીના બી, વંશલોચન, શિંગોડાં નાગરમોથ, મોચરસ વરધારા દેવદાર સણ અજમો કૃષ્ણાગરૂં કમળ જાયફળ તાલીમખાનું એ પ્રત્યેકનું અર્ધો અર્ધો તોલો ચૂર્ણ નાંખવું. તેમજ અભ્રકભસ્મ, તામ્રભસ્મ, સીસાની ભસ્મ, કલઇની ભસ્મ, લોહભસ્મ, અને દૂધમાં શોધન કરેલો વચ્છનાગ, એ પ્રત્યેક ઔષધો અર્ધો અર્ધો તોલો નાખવાં. આ કેશરાવલેહ દુર્બલોને બળ આપનાર, ધાતુપુષ્ટિકર, શકિતવર્ધક, કાંતિવર્ધક એવું; અને વીર્ય, બળ અને માંસ એ જેનું નષ્ટ થયેલું છે અને જેને મૈથુનની ઇચ્છા થતી નથી. એવા પુરૂષની ધાતુની વૃધ્ધિ કરે છે. એના સેવનથી વાત, કફ એથકી થનારા રોગોનો જલદીથી નાશ થાય છે.

**૨૪ ખંડકાદ્યવલેહ**:—શતાવરી, બળદાણાંના વૃક્ષનાં મુળ, ગળો, મુંડી, ત્રિફળા, તજ, પુ

ષ્કરમુળ, ભારંગમુળ, અરડુસી, ભોરિંગણી, ઊભીભોરિંગણી, ખેરનાં મુળ એ પ્રત્યેક **વીસ વીસ** તોલા લેઇ, એનો કાઢો ૨૦૪૮ તોલા પાણીમાં કરી, અષ્ટમાંશ જળ શેષ રહે એટલે ગાળી લેવો. પછી તેમાં સુવર્ણમાક્ષિક ભસ્મ, સુવર્ણભસ્મ, લોહભસ્મ. એ ત્રણ ભસ્મો મળીને ૪૮ તોલા; સાકર ૬૪ તોલા, એ સર્વ એકત્ર કરી, તેનો લોખંડની કઢાઇમાં પાક કરવો. તે પાક ગોળ જેવો થાય એટલે તેમાં વંશલોચન વાવડિંગ પીપર, સુંઠ, જીરૂં, શહાજીરૂં, કાકડીનાં બી, ત્રીફળાં, ધાંણા, મરી, પીપર, નાગકેશર એ પ્રત્યેક ચાર ચાર તોલા લેઇ, એ સર્વેનું ચૂર્ણ કરી પ્રથમના પાકમાં નાંખી એકલ ખલી પછી સ્નિગ્ધ લોખંડના વાસણમાં આ પાક ભરી રાખવો. અને એ પાકમાંથી એક તોલો પાક પ્રભાતમાં લેઇ ખાવો. અને એ ઉપર દુધ પીવું, તથા જડાન્ન ભોજન કરવું એટલે રક્તપિત્ત, રક્તપ્રવાહ, રક્તશૂળ, રક્તાતિસાર, રક્તમેહ, ભગંદર, મુળવ્યાધ, સોજો, આમ્લપિત્ત ક્ષય, કુષ્ટ, ગુલ્મ, વાતરક્ત, પ્રમેહ, શીતપિત્ત, ઉલટી, કૃમિ, પાંડુરોગ, પ્લીહા, ઉદર, આનાહ, મૂત્રકૃચ્છ્, એ સર્વે રોગોનો નાશ કરે છે. તથા ચક્ષુષ્ય, પૌષ્ટિક, માંગલ્ય, પ્રીતિ, આરોગ્ય અને પુત્રોત્પત્તિકારક હોઈ, કામ, અગ્નિ અને બળ વધારનાર એવો છે. આ પાક ખાધા પછી (જેને વર્જ નહીં હોય તેણે) બકરા, કબુતર હોલો, તીતર, સસલા, હરણ વિગરેનાં માંસભક્ષણ કરવાં; તથા નાળીએરનું પાણી, કુરડુ, ચાકવતની ભાજી, સુકા મુળા, પંડોળાં, વંતાક, પાકેલી કેરી, ખજુર, મીઠું દાડમ, કહોળું, કાંકડી, કાલીંગડુ, કારેલું, કડઈ પદાર્થ, જળસ્થળજ જંતુનાં માંસ, આ સર્વ પદાર્થો ખંડકાદ્યવલેહ ભક્ષણ કરનાર પુરૂષે વિશેષે કરી વર્જ્ય કરવા.

**૨૫. ખર્જૂરપાકઃ**—ખારેકો ૪૮ તોલા, ૩૨ તોલા, સાકર ૨૮ તોલા, સુંઠ ૪ તોલા, પીંપર ૨ તોલા, મરી ૩ તોલા; તજ, તમાલપત્ર, એલચી, એ પ્રત્યેક **તોલો તોલો;** ચવક ૧ તોલો, ચિત્રક ૧ તોલો, શેરણી **અર્ધો** તોલો, એ સર્વ ઔષધિ એકત્ર કરી એના રીતપ્રમાણે પાક કરવો. આ પાક બલવૃધ્ધિ કરનારો હોઇ, ક્ષય, કાસ, કંપવાત, હેડકી, શ્વાસ, ઉધરસ, પ્રમેહ અને પ્રદર એનો નાશ કરે છે; તથા બાળકને પુષ્ટિ કરે છે. તેમજ આ પાકના સેવનથી શરીરની કાંતિ ઉત્તમ થઇ, ધાતુવૃદ્ધિ અને કામવૃદ્ધિ થાય છે.

**બીજો પ્રકારઃ**—ખારેકો ૧૨૮ તોલા લેઇ, પાટીયા ઉપર બારીક વાટવી. પછી લોખંડની કઢાઈમાં દુધ ૨૦૪૮ નાંખી તેમાં તે ખારેકોથી બમણી સાકર નાંખવી, અને તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, લવંગ, તવખીર, હળદર, દારૂહળદર, મરી, જાવંત્રી, જીરૂં, શહાજીરૂં, બહેડાં, સુંઠ, ચિત્રક, પીપર, ધાણા, જાયફળ, કપુર એ તોલો તોલો અને કસ્તુરી એક માસો લઈ સાકરના પાકમાં નાખવી. પછી મધ ૩૨ તોલા અને ઘી ૩૨ તોલા એ નાંખવાં. આ પાકના સેવનથી પ્રમેહ, મધુમેહ, કમળો, પાંડુરોગ કોઢ, ખસ, દાદર, વિસર્પ, ત્રિદોષ વિગેરે રોગો દૂર થઇ, ધાતુ પુષ્ટ થાય છે.

**ત્રીજો પ્રકાર**—ખારેક એ શેર, ગાયનું દુધ ૨૦૪૮ તોલા, ગાયનું ઘી ૩૨ તોલા, અને એ સર્વેના બરોબર સાકર લેવી. જીરૂં શહાજીરૂં, વાવડીંગ, ચાતુર્જાત, કેશર, રસશિંદુર, કલઈની ભસ્મ, તાંબાની ભસ્મ, ભીમસેની કપૂર, સુવર્ણના વર્ખ, અભ્રકભસ્મ, વાળો, લોહભસ્મ, ગળોનું સત્વ અને શીલાજીત, એ દરેક ઓષધ ચાર ચાર તોલા લેઇ એ સરવે સહિત પાક તૈયાર કરવો. આ પાકના સેવનથી વાત, પિત્ત રક્તપિત્ત, અંતર્દાહ, ધાતુક્ષય, મંદાગ્નિ અને સર્વ પ્રકારની વ્યાધિ એ દુર થાય છે.

**૨૬. ગુડૂચી મોદક** (ગળોના લાડુ) વાળો, કાળોવાળો, તમાલપત્ર, કોષ્ટ, આંવળકંટી, કાળી મુસળી, એલચીદોડા, રેણુકબીજ, દ્રાક્ષ, કેશર, નાગકેશર, કમળકંદ, ભીમસેની કપૂર, ચંદન, રતાંદળી, સુંઠ, મરી, પીપર, જેઠીમધ, આસન, શતાવરી, ગોખરૂં તાલીમખાનું, જાયફળ, કંકોળ, ગંઠોડા, રસશિંદુર, અભ્રકભસ્મ,

ફલઇની ભસ્મ, લોહભસ્મ એ સર્વ સમભાગ ઔષધો લેવાં, અને ગળોનું સત્વ બે ભાગ લેવું પછી સાકર, ઘી અને મધ એ લેઈ તેમાં મોદક (લાડુ) બાંધી તે પ્રતઃકાળે સેવન કરવા, તેથી કરી ક્ષય, રકતપિત્ત, પગની બળતરા, રકતપ્રદર, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, વાતકુંડલિકા, પ્રમેહ, સોમરોગ એ રોગો દુર થાય છે.

**૨૭. ગોખરૂપાકઃ**—ગોખરૂનું ચૂર્ણ ૬૪ તોલા લેઇ, ૫૧૨ તોલા દૂધમાં નાંખી, ઉકાળવું, પછી, લવંગ, મરી, લોહભસ્મ, જાયફળ, ત્રિફળાં, શમુદ્રશોષ, પીપર એલચી, કપૂર, ઉટકટારી જાવંત્રી, હળદર, આવળકંટી, કાચકાનો મગજ, અને અફિણ એ પ્રત્યેક તોલો તોલો, અને સર્વ ઔષધોના બરાબર સાકર લેઇ તેનો પાક કરી, તેમાં તે સર્વ ઔષધો નાંખી પાક તૈયાર કરવો. આ પાક રોજ પ્રાતઃકાળમાં ૧ તોલો ભક્ષણ કરવો; એટલે પ્રમેહનો નાશ કરે છે. અને ધાતુવૃદ્ધિ તથા તેજને વધારે છે.

**બીજો પ્રકાર**:—ગોખરૂનું ૬૪ તોલા ચૂર્ણ લેઇ તે ૫૧૩ તોલા દુધમાં પાચન કરવું. પછી જાવંત્રી, લવંગ, લોહભસ્મ, મરી ભીમસેની કપુર, અકકલકરો, સમુદ્રશોકના બી, કરંજનાં બી, આસોદરાની છાલનું ચુર્ણ, હળદર, આવળકંટી, પીપર, કેશર, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર, અફિણ, કોચલાં, કૌચબીજ, કાચકા, એ સર્વ ઔષધો **તોલો તોલો** લેવાં. સર્વ ઔષધોના બરાબર સાકર **લેવી**; અને સાકરના અર્ધા ભાગે ભાંગ લેવી, પછી ગાયનું ઘી ૬૪ તોલા લેઇ એ સર્વ ઔષધો તેની અંદર નાંખી મંદ અગ્નિઉપર પાક તૈયાર કરવો. આ પાક નિત્ય પ્રાતઃકાળે સેવન કરવો. એટલે મૂળ વ્યાધી સર્વ પ્રકારના પ્રમેહ, અને વાતરોગનો નાશ થાય છે. એના સેવનથી ઉત્તમ પ્રકારે વીર્યસ્તંભન તુષ્ટિ અને પુષ્ટિ એ પ્રાપ્ત થાયછે.

**ત્રીજો પ્રકારઃ**—૪૦૦ તોલા ગોખરૂના પંચાંગ લેઇ, તેથી ચોગણા પાણીમાં ચતુર્થાંશ પાણી શેષ રહે ત્યાં સુધી ઉકાળો કરવો. પછી તેમાં ૨૦૦ તોલા સાકર નાખી પચન કરવી. જાડુ થયા પછી તેમાં સુંઠ, પીપર, નાગકેશર, તજ, એલચીદોડા, જાવંત્રી, આસુંદરાની, છાલ, કાકડીનાં બી એ પ્રત્યેક આઠ આઠ તોલા, તથા વંશલોચન ૩૨ તોલા નાંખી લેહ સિધ્ધ કરવો. આ લેહ રોજ ચાર તોલા પ્રમાણે સેવન કરવો, એટલે વીર્યપતન, મુત્રકૃચ્છ્ર પથરી રકતપ્રમેહ અને મધુપ્રમેહ એ રોગો દૂર થાયછે

**૨૮ ચ્યવન પ્રાશ્યાવલેહ**:—કાકડાશીંગી ભુંયઆમલી, ત્રિફળાં, બળવૃક્ષના મુળ, ગળો, ભુઇકોહળું, કચોરૂં, હરણવેલ, દશમુળ, ચંદન, નાગરમોથ, નીલકમળ, એલચીદોડા, અરડુસી, કાળીદ્રાખ, અષ્ટવર્ગ (નમળેતો પ્રતિનિધિ લેવા) પોખરમુળ એ પ્રત્યેક ઔષધ ૭ ૭ તોલા લેવું. પછી આંમળાં નંગ ૫૦૦ લેઇ ઉપલાં સર્વ ઔષધો અને તે આંમળાં એ ૨૦૪૮ તોલા પાણીમાં નાંખી ચોથો ભાગ પાણી બળતાં શેષ રહે એટલે તેને ગાળી, અને તે આંમળાંમાના બીયાં કાઢી લેઈ ચો**વીસ** તોલા તેલ, અને **ચોવીસ** તોલા ઘી લેઇ તેમાં શેકી નાંખવું. પછી ગાળી લીધેલા ઉકાળાના પાણીમાં તે મગજ અને ૨૦૦ તોલા સાકર નાંખી, સારો જાડો થાય ત્યાં સુધી પાક કરવો. તે પાક થંડો થયા પછી તેમાં મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા, ચાતુર્જાત ૪ તોલા પીપર ૮ તોલા, એ નાંખી પ્રાશન કરવાના ઉપયોગમાં લેવો. એના સેવનથી શોષ, ક્ષીણુત્વ, મુર્ચ્છા, શ્વાસ, ઉલટી ઉધરસ એનો નાશ થાયછે.

**બીજો પ્રકારઃ**—દશમુળ, બળમુળ, નાગરમોથ, જીવક, રૂષભક, નીલકમળ, સાલવણ, પીઠવણ પીપર, કાકડાશિંગી, મેદ ભુઈ આંમળી એલચીદોડા, હરણદોડી, કૃષ્ણગરૂં, દ્રાક્ષ, પોખરમુળ, ચંદન, કચોરૂ, સાટોડી, કાકોલી, ક્ષીરકાકોલ, કાંગ, ગળો, ધોળું કહોળું, અરડુસી, પીપરમુળ એ ઔષધો, **ચાર ચાર** તોલા, આંમળાં નંગ ૬૦૦ તથા પાણી ૨૦૪૮ તોલા લેઇ, તેમાં ઉપરના સર્વ ઔષધ તથા આંમળાં નાંખી. પાણી ચતુર્થાંશ શેષ રહે ત્યાં સુધી ઉકાળો કરી પછી પાણી ગાળી, લેવું, નંતર આંમળાંમાંહેના ઠળિયા કાઢી નાંખી તે આંમળાં, તેલ અને ઘી ૪૮ તોલા લેઇ તેમાં શેકી નાંખવાં, પછી સાકર ૨૦૦ તોલા લેઇ, એ બધાનો લેહ તૈયાર કરવો. પછી તેમાં મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા,

પીપર ૮ તોલા, અને ચાતુર્જાત ૪ તોલા—એ પદાર્થો નાંખવા. આ અવલેહ સેવન કરનારે એકાંતવાસ કરી રહેવું; અને પથ્ય ભોજન કરવું. આ અવલેહ ચ્યવન ઋષિએ સેવન કરવાથી તેમની જરાવસ્થા દૂર થઈ હતી. તેમજ એથી ઉધરસ દમ, તાવ, શોષ, હૃદ્રોગ, વાતરક્ત, રક્તપિતી, મૂત્રરોગ, વીર્યદોષ, સ્વરભેદ, એ રોગો દૂર થાય છે. બાલ, વૃધ્ધ, ઉરઃક્ષતક્ષયી અને કૃશને પુષ્ટિ, પ્રાપ્ત થાય છે. તેમજ બુધ્ધિ, સ્મૃતિ, કાંતિ, આરોગ્ય, આયુષ્યવૃધ્ધિ એ ગુણો વધે છે. શરીરસ્થ વાયુની ગતિ યથાયોગ્ય રહે છે સ્ત્રીભોગવિષે ઇચ્છા થાય છે. ઈંદ્રીયોને બલ પ્રાપ્ત થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—દ્રાક્ષ, એલચીદોડા, નાગરમોથ દશમૂળ, હરણદોડી, જીવક, જેઠીમધ, ક્ષીરકાકોલી મેદા, મહામેદ, વગડાઉ મગ, વગડાઉ અડદ, વૃષભક, જીવક, બળદાણા, કાકડાશીંગ, ભુઇઆંમળી, લોધર, પીપર, હરડે, કમળ, પોખરમૂળ, કચોરાં, ગળો, ભોંયકોળું, અરડુશી, સાટોડી, ચંદન, એ પ્રત્યેક **ચાર ચાર** તોલા લેઇ, ૨૦૪૮ તોલા પાણી લેઈ તેમાં નાંખવાં તથા આંમળાં નંગ ૬૦૦ તે પાણીમાં નાંખી ઉકાળો કરવો. તે પાણી ૧૨૮ તોલા (લગભગ દશમો ભાગ) શેષ રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી તે આંમળાંના ઠીલા કાઢી નાંખી, તેને ઘી અને તેલ મળી ૪૮ તોલા લેઈ તેમાં સેકવાં. પછી ૨૦૦ તોલા સાકર નાંખી પુનઃ પચન કરવું. તેમાં મધ ૨૪ તોલા નાંખવું. વંશલોચન ૧૬ તોલા. પીપર ૮ તોલા, ચાતુર્જાત ૪ તોલા નાંખી અવલેહ તૈયાર કરવો. આ અવલેહ જરા તથા મૃત્યુનાશક છે, તથા ઉધરસ શ્વાસ, ઉરૂસ્તંભ, તાવ, ક્ષય, ઉલટી, હૃદ્રોગ, મૂત્રરોગ શુક્રદોષ એનો નાશ કરે છે.

**૨૯ ચિત્રકાવહેલઃ**—ચીત્રાનાં મૂળ ૪૦૦ તોલા, પીપરીમુળ, ૪૦૦ તોલા, દશમુળ ૨૦૦ તોલા, બળમુળ, ભારંગમુળ, કચોરૂ, પહાડમુળ, અને પોખરમૂળ, એ પ્રત્યેક **વીસ વીસ** તોલા લેઈ ૧૮૯૨ તોલા પાણીમાં નાખી, ચોથો ભાગ પાણી શેષ રહે તેમ ઉકાળો કરવો. પછી તેમાં ૪૦૦ તોલા ગોળ નાંખવો. પીપર ૧૬ તોલા. વંશલોચન ૮ તોલા; તજ, તમાલપત્ર, એલચીદોડા, એ ચાર ચાર તોલા, મરી ૪ તોલા, એ સર્વ પદાર્થોને બારીક વાટી પાકમાં નાખી સારી પેઠે ઘુંટી લેહ સિધ્ધ કરવો, આ અવલેહ રોજ ચાર તોલા સેવન કરવો; એટલે પ્લીહા (ગાંઠ--બરોળ), ગુલ્મ, મુળવ્યાધ, ક્ષયરોગ, શૈત્ય, અને અમ્લપિત્ત એનો નાશ થાય છે. આ ચિત્રકાવલેહ ભારદ્વાજ ઋષીએ કહેલો છે.

**૩૦ ચોપચિની પાકઃ**—ચોપચિનીનું ચૂર્ણ ૪૮ તોલા; અને પીપર, પીપરીમૂળ, મરી, સુંઠ, તજ, અક્કલકરો, લવીંગ, એ પ્રત્યેક એક એક તોલો, તથા સર્વ ચૂર્ણના બરોબર સાકર નાંખી તેનો પાક કરવો. તેમાંથી એક તોલો પાક પ્રાતઃકાળે અને સાયંકાળે ખાવો; તથા પથ્ય ચોપચિની ચૂર્ણની માફક રાખવી; એટલે ઉપદંશ (ગરમી) વ્રણ, કોઢ, વાતરોગ, ભગંદર, ધાતુક્ષયથી થયેલી ઉધરસ, સળકમ, ક્ષય તથા સંપૂર્ણ વાતરોગ એનો નાશ કરી પુષ્ટિ આપે છે.

**૩૧ જાતીપથ્યાવલેહ.** (જાવંત્રી અવલેહ):—જાવંત્રી ૬૪ તોલા લેઇ ચૂર્ણ કરી, તેમાં ગાયનું દૂધ ૮૦૦ તોલા તથા સાકર ૨૦૦ તોલા લેઇ મંદ અગ્નિ ઉપર ચીકાસથી ચોટી જાય ત્યાંસુધી પચન કરવી. તેમજ સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, ચીત્રો ચવક, તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર, લવંગ રૂમામસ્તકી, તગર, ચોચરસ, ધોળી મુસળી, કાળીમુસળી કૌચબીજ, સમુદ્રશોકના બી, કાળાધંતુરાના બી, અફિણ, કલઇની ભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, ગોખરૂં, કૃષ્ણાગરૂ, કેશર, ભીમસેની કપૂર, કંકોળ, વાળો, ધોળું ચંદન, ખુરાસાની અજમો, કાયફ઼ા, એ ૩૪ ઔષધો તોલો તોલો લેઈ તેમાં નાંખવાં. પછી અવલેહ સિધ્ધ થયા પછી સારા વાસણમાં ભરી રાખવો. આ અવલેહ દીન પ્રતિ ૧ તોલો ભક્ષણ કરવો. તેથી કરી બળ તથા વીર્ય પ્રાપ્ત થઇ પુરૂષ સ્ત્રીઓને આલ્હાદ આપનાર થાય છે. બુધ્ધિ, કાંતિ, સ્મૃતી એ ઉત્તમ થઇ, પુરૂષ ઘોડાના જેવો વેગવાન થાય છે. ધાતુવૃધ્ધિ થઇ તેને સો સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય આવે છે, તેમજ વીસ પ્રકારના, પ્રમેહ, પ્રબળ, શ્વાસ, કાસ, જીર્ણજ્વર,

ક્ષય, અગ્નિમાંદ્ય, અરૂચિ વગેરે સર્વ રોગોનો નાશ થાય છે. આ જાતીપત્ર્યાવલેહ પ્રાણાચાર્યે નિર્માણ કરેલો છે. તેમજ તે આત્રેયાદિકોને માન્ય છે.

**૩૨. જાતિફળપાક** ( જાયફળપાક ):—જાયફળ, લવંગ, શતાવરી, ગોખરૂં, વરીઆળી, ગોડંબી, અજમો, વાવડિંગ, જાવંત્રી, પીપરીમૂળ, ચીત્રો, ચવક, અક્કલકરો, હળદર, અને ત્રિફળાં એ ઔષધો **સમભાગ** લેઇ તેનું ચૂર્ણ કરવું. સાકરનો પાક કરી તેમાં આ ઔષધોનું ચૂર્ણ પંચામૃત રસ ૧ તોલો અને મધ ૩૨ તોલા નાંખવું, આ પાક બળ આપનાર હોઈ વાત રોગ, કફરોગ, સોજો, દમ, પીઠ, કંબર અને બરડો એ ઠેકાણાનો વાયુ, ઉદરરોગ, આર્દીતવાયુ, તથા અપબાહુક, ખંજવાયુ, પાંડુ રોગ, અપતંત્રક અને અપતાનક વાયુ, તથા વલિપલિત, અને વાળ ધોળા થવા તેનો નાશ કરે છે. આ પાક સ્ત્રીઓને હિતાવહ છે. સિંહ જેમ હાથીના સમુહનો નાશ કરે છે. તેમ આ પાક વાયુ, સંબંધી રોગ, રકતસંબંધી રોગ, એનો નાશ કરે છે.

**બીજો પ્રકાર**—**૫૦૦** જાયફળ લેઈ તે, ૨૦૪૮ તોલા દુધમાં પચન કરવાં. પછી સાકર ૪૦૦ તોલા, ઘી ૮૦૦ તોલા લેવું, વંશલોચન **૧૬** તોલા લેવું, તથા ભીમસેની કપુર, કંકોળ, લવંગ, તજ. તમાલપત્ર, એલચીદોડાં, મોચરસ એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ લેઇ પાકમાં નાંખી, પાક તૈયાર થયા પછી રોજ એક તોલો ભક્ષણ કરવો; એટલે શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, પ્રમેહ, મૂળવ્યાધ, ક્ષીણુતા, કૃશત્વ તથા સર્વ રોગનો નાશ થાય છે.

**૩૩. જીરકાવલેહ** ( જીરાનો અવલેહ ):—જીરૂં, ૬૪ તોલા, દુધ ૧૦૨૪ તોલા, ઘી ૬૪ તોલા, લોધર ૩૨ તોલા, એ પ્રમાણે લેઇ સર્વ એકત્ર મંદઅગ્નિ ઉપર પચન કરવું, અવલેહના જેવું. જાડુ થયા પછી તેમાં સાકર ૧૨૮ તોલા, ચાતુર્જાત પીપર, સુંઠ, જીરૂં, વાળો, દાડમની છાલ, રસાંજન, ધાણાં હળદર, વંશલોચન, તવક્ષીર એ પ્રત્યેક બે બે તોલાં નાંખવાં. આ જીરકાવલેહ પ્રદર, રકતપિત્ત, મુખરોગ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પથરી, જીર્ણજ્વર, ક્ષય, દાહ, પીનસ મુળવ્યાધ, એનો નાશ કરે છે. અને પુષ્ટિ, બળ. આરોગ્ય, તથા વીર્યવૃધ્ધિ એને આપે છે.

**બીજોપ્રકાર:**—**૧૬** તોલા જીરૂં, લેઈ, તેનાથી ચોગણા બકરીના દુધમાં મંદઅગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં મધ, સાકર ઘી એ પ્રત્યેક ૩૨ તોલા, અને અજમોદ અતિવિષ વાવડિંગ, હિંગ, સીંધવ, કાચકાનો મગજ, ઇંદ્રજવ, નાગરમોથ, હળદર, ચીત્રાના મૂળ, પીપર, જાયફળ, લવંગ, પદ્મકાષ્ટ, વાળો, લોધર, લોહભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ એ તોલો તોલો નાંખવી. આ જીરકાવલેહ સંગ્રહણી, રકતપિત્ત પ્રમેહ, આમ્લપિત્ત, ક્ષયરોગ, જીર્ણજ્વર, પ્રદર, આમાતિસાર અને સોજો એનો નાશ કરે છે.

**૩૪ ત્રિફલાદ્યવલેહ:**—ત્રિફળાં ૩ ભાગ, ત્રિકટુ **૩** ભાગ, ચિત્રાનાં મુળ ૩ ભાગ, વાવડિંગ, ૩ ભાગ, શિલાજીત ૫ ભાગ, રૂપાની ભસ્મ, હરતાલભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ અને લોહભસ્મ, એ એકેક ભાગ, તથા સાકર ૮ ભાગ, લેઇ, તેનો પાક કરી, તેમાં ઉપલા સર્વ ચૂર્ણ અને મધ નાંખી, તે પાક લોહપાત્રમાં ભરી, રાખવો. આ પાક રોજ ૧ તોલો સેવન કરવો, અને તે ઉપર રૂચિકર પદાર્થોનું ભોજન કરવું. કળથી, કાવળી વગેરે પદાર્થ વર્જ્ય કરવા. આ અવલેહના સેવનથી પાંડુરોગ, વિષમજ્વર, ક્ષય, કોઢ, અજીર્ણ પ્રમેહ, શ્વાસ, સોજો, અરૂચિ, અપસ્માર, કમળો અને મુળવ્યાધ, એનો નાશ થાય છે.

**૩૫ દ્રાક્ષપાક:**—દ્રાક્ષ અને સાકર એ પ્રત્યેક ૬૪ તોલા, અને દુધ ૧૨૮ તોલા, એકત્ર કરી પકવ કરવું. પછી તેમાં તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, ત્રિકટુ, કસ્તુરી, લોહભસ્મ, અભ્રકભસ્મ, કેશર, જાવંત્રી, જાયફળ, મૃગાંક, ચાંદીની ભસ્મ, ધાણા, ચંદન, એ પ્રત્યેકનું બે બે તોલા ચૂર્ણ નાંખી, પ્રાત:કાળે બે તોલા પ્રમાણે પાક ખાવો. તે સ્નિગ્ધ, શુક્રકર, મેહનાશક, પિત્તરોગ નાશક અને મુત્રાઘાત, વિબંધ મુત્રકૃચ્છ્ર, રકતપીડા, હૃદય, પગ, હાથનાં તળીયાં એ ઠેકાણાનો દાહ, એનો નાશ કરે છે,

**બીજો પ્રકાર**:—૬૪ તોલા કાળી દ્રાક્ષ લેઇ, પાણીથી ધોઇને સુકવવી. પછી તે **આઠગણા** દુધમાં પચવી તેમાં પીત્તપાપડો, મોરવેલ, અતિવિષ, પટોલ પત્ર, ધાંણા, બાળહરડાં અને ભુઇકોહોળું એનું વસ્ત્રગાળ ચૂર્ણ પ્રત્યેક **તોલો તોલો** નાંખી તે પાક ઘીની સાથે અથવા માંખણની સાથે ભક્ષણ કરવો, એટલે પિત્ત, સંગ્રહણી, પાંડુરોગ, કમળો, અતિતૃષ્ણા ભ્રમ, મૂર્છા, તૃષા, ઉચકી, તમકશ્વાસ, ઉન્માદ, મુતરખડો, પ્રમેહ, પિત્ત, મૂળવ્યાધ એનો નિશ્ચયેકરી નાશ થાય છે.

**૩૬ ધાત્રીપાકઃ**—પાકેલાં આંમળાં લેઈ તે સોયથી ચોકવા પછી આદાનાં પાંદડાં પાણીમાં નાખી બાફવાં. તેમાંથી કાઢી પુનઃદુધમાં બાફવાં. પછી પાંણીમાં બાફી, તે મધના ભરેલા વાસણમાં વિસ દીવસ રાખવાં, અને નંતર જૂનું થયેલું મધ કાઢી નાંખી, બીજા નવા મધમાં નાંખવાં, અને તેમાં ખાંડ. આંવળકંદી, ગજપીપર, એલચી, વંશલોચન, લોહભસ્મ, અને વંગભસ્મ (કલઇની ભસ્મ) નાંખી, ઉત્તમ દિવસ જોઇ પ્રાતઃકાળે ૧ તોલો–બલ, ક્ષય, એ રોગો ઉપર ખાવો. તથા મધુર અને પથ્ય પદાર્થો ખાવા. એટલે પ્રમેહ મૂત્રકૃચ્છ, કોષ્ટ, પિત્તપ્રકોપ પિત્તજન્ય સર્વરોગ, અને રકતવિકાર એનો નાશ થાય છે. તથા વીર્યવૃધ્ધિ કરી ઉત્તમ પ્રકારનું વાજીકરણ કરે છે.

**૩૭. નારીકેલખંડ પાકઃ**—ઝીણું, ખમણેલું ૧૬ તોલા ખોપરૂં લેઈ, તે ૪ તોલા ઘીમાં સારી પેઠે શેકી, તેમાં સમભાગ ખાંડ અને ૧૨૮ તોલા નાળયેરનું પાણી નાંખી, ગોળના પાકજેવું થાય ત્યાં સુધી ઉકાળી, પછી તેમાં ધાણા, પીપર, નાગરમોથ, વંશલોચન, જીરૂં, શહાજીરૂં, તજ, તમાલપત્ર, નાગકેશર, એ પ્રત્યેકનું ચૂર્ણ કરી, તે અર્ધો તોલો નાંખી, થંડો થયા પછી તેને ખાવો. એટલે આમ્લપિત્ત અરૂચિ, ક્ષય, રકતપિત્ત, શૂળ, ઉલટી એનો નાશ કરી ધાતુવૃધ્ધિ કરે છે.

**બીજો પ્રકાર**:—૧૬ તોલા ખોપરૂ પાટીયાઉપર બારીક વાટવું. પછી તે**ચાર** તોલા ઘીમાં શેકી નાંખવું. પછી ૧૬ તોલા સાકર લેઇ તેને નાળીયેરના પાણીમાં જાડો પાક કરવો–નાળીએરનું પાણી ન મળે તો ગાયનું દુધ લેઈ પાક કરવો. પછી તેમાં ધાંણા, પીપળીમુળ, ચાતુર્જાત એ પ્રત્યેક **ચાર ચાર** માસા નાખી પાક તૈયાર કરવો. એ પાકમાંથી રોજ ૪ તોલા અથવા બે તોલા પાક ભક્ષણ કરવો, એટલે પુરૂષાર્થ, નિદ્રા, બલ, વીગેરે પ્રાપ્ત થઈ, અમ્લપિત્ત, રકતપિત્ત, પરીણામશૂળ. ક્ષય એ રોગો દૂર થાય છે.

**ત્રીજો પ્રકાર**:—લીલું ખોપરૂં ૬૪ તોલા લેઈ પાટીયા ઉપર બારીક કરી, તે ગોળો એક વાસણમાં મુકી, તેમાં તેનું (નાળિએરનું) પાણી રેડવું. પછી ગાયનુ ઉત્તમ ઘી ૩૨ તોલા તથા સાકર ૬૪ તોલા નાંખી, મંદ અગ્નિ ઉપર હળવે હળવે પચન કરી. ઘુંટતા જાઇ પાક કરવો. તે કડછીએ ચોટવા લાગે એટલે તેમાં જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, મરી, સુંઠ જીરૂં, વાવડિંગ, વરીઆળી અને જાવંત્રી એ **તોલો તોલો** નાંખી, તે પાક પરાતમાં પહેળો કરવો, થંડો થયા પછી તેનાં ચોસલાં પાડી, તેને કપુર, ઉદ વિગેરે સુંગધીના ધુપ દીધેલા ઉત્તમ ઘીના નિવડેલા વાસણમાં ભરી રાખવો, આ પાક હૃદયને હિતકર, વિષ્ટંભિ, શીતલ, તૃપ્તિકારક, ગુરૂ, સ્નિગ્ધ. વીર્યવર્ધક બસ્તિશોધક, અગ્નિવર્ધક, મધુર, તથા રક્તપિત્ત, વિષદોષ, વાતરકત, ગૃધ્રસી, નેત્રરોગ, વાત, પિત્ત એનો નાશક; અને કામવર્ધક, બલ, કારક, શુક્રવર્ધક, ધાતુપુષ્ટિકારક, સુખદાયક, શરીરની કાંતિ ઉત્તમ કરનાર; અને કંડૂ (ખસ) હૃદ્રોગ, કંઠરોગ, મૂળવ્યાધ, ઉન્માદ અને ચાર પ્રકારનો પ્રદર એનો નાશ કરે છે. આ પાક અતિ મૈથુનથી ક્ષીણ થએલા પુરૂષમાં મૈથુન વિષયની પુનઃ પ્રીતિ ઉત્પન્ન કરે છે, તથા સ્ત્રીઓ, બાળક અને વૃધ્ધ એને પણ હિતકારક જરાવ્યાધિનાશક હોઈ અમૃતના જેવો ગુણકારક છે.

**ચોથો પ્રકાર**—લીલું કોપરૂં ૬૪ તોલા લેઇ, તેને પાટીયા ઉપર બારીક વાટવુ; અને કહોળાની અંદરનાં બિયાં કાઢી નાંખી કકડા કરી તે ૧૨૮ તોલા લેવું. પછી ૩૨ તોલા ગાયનું ઘી લેઈ તેમાં તે બન્ને **શેકી** નાંખવાં. પછી

તેમાં ગાયનું દુધ ૫૧૨ તોલા નાંખવું. સાકર ૧૨ તોલા નાંખવી; અને મંદઅગ્નિ ઉપર તેને સારી પેઠે પચન કરવુ; પછી થંડુ થયા પછી તેમાં બારીક એલચીદાણા, ધાંણા, આંવળકંટી, પિત્તપાપડો, નાગરમોથ, વાળો, કાળોવાળો, ચંદન કાળીદ્રાક્ષ, શિંગોડાં, કચોરૂં, તજ એ પ્રત્યેક બે બે તોલા નાંખવું. પાક નવા વાસણમાં ભરી રાખવો. આ પાક અગ્નિબળ જોઇ પ્રાતઃકાળમાં ચાર તોલા પર્યંત સેવન કરવો. તેથી કરી આ મ્લપિત્ત, તાવ રકતપિત્ત, અરૂચિ, વાતરકત, તૃષા, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષયરોગ, પરિણામશળ, એનો નિશ્ચયે નાશ થાય છે. આ **નારિકેલખંડપાક અશ્વિનીકુમારે** નિર્માણ કરેલો છે; અને તે કાંતિકર, શકિતવર્ધક, ધાતુવર્ધક, પુરૂષત્વ આપનાર, નિદ્રાકારક અને બલ આપનાર છે.

**પાંચમો પ્રકાર**:—શુધ્ધ કરેલાં ધંતુરાના બી, કાળીમુસળી, ખુરાસાની અજમો, તાલિમખાનું અને કૌચબીજ, એનું જુદુ ચૂર્ણ કરવું. પછી રૂના કપાસીઆની અંદરનું મગજ કાઢી તેને દુધમાં વાટી, તેનાવડે ઉપલા ચૂર્ણને એક ભાવના આપવી, તેમજ દુધ અને ઘી તેની પણ સાત ભાવનાઓ આપવી, અને તડકામાં સુકવવું પછી નાળીએરની અંદરનું ટોપરૂં, તથા ઉપલું ચુર્ણ એ બન્ને બત્રીસગણા દુધમાં બાફવાં. પછી બફાયા નંતર તેને ઘીમાં શેકી નાંખવાં પછી ચાતુર્જાત, લવંગ, જાવંત્રી, જાયફળ, એ બે બે તોલા અને સાકર ૧ તોલો એનો પાક કરવો, પછી તે પાક ખાઈ ઉપર દુધ પીવું; એટલે વાતરોગ, પ્રમેહ, અશકતતા ક્ષય એ રોગો દુર થાય છે, અને વૃધ્ધ પણ તરૂણના જેવો શકિતવાન થાય છે.

**છઠ્ઠો પ્રકાર**:—૧૨૮ તોલા લીલા નાળીએરની અંદરનું ખોપરૂં, ઘી ૮૦૦ તોલા, ચારોળી ૬૪ તોલા, અને ૧૬૦૦ તોલા ગાયનું દુધ એ સર્વ એકત્ર કરી પચન કરવું. પછી સાકર ૨૫૬ તોલા લેવી. તેમજ જાવંત્રી, જાયફળ, લવંગ, શિંગોડાં, કૌચબીજ, જાઇ, તમાલપત્ર, ધાણાં કસ્તુરી, નાગબલા, દાડમની છાલ, ઘોળું ભોંયકોહોળું, આસુંદરો, ગોખરૂં, કચોરાં જટામાંસી, આસન, ચાતુર્જાત, શતાવરી, લિકુચ, નાગરમોથ, ભીમસેની કપૂર, ત્રિફળા, સુવા ડાભ, કાસ એ ઔષધીઓનું ચુર્ણ લેઇ, તેને સીમળાના છાલના રસની ભાવનાઓ આપવી. પછી સર્વેનો પાક તૈયાર કરી, તે ઘીનાં વાસણમાં ભરી રાખવો. આ પાક રોજ ૨ તોલા સેવન કરવો; એટલે તેજ, અગ્નિવૃધ્ધિ, વીર્યબલ વગેરે પ્રાપ્ત થાય છે. આ પાક ખાધાઉપર— યથેચ્છ દુધ પીવું.

**૩૮ પંચજીરકપાક**—કલોજી જીરૂં, વરીઆળી, સુવા, અજમો, અજમોદ, ધાંણા, મેથી સુંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રક, શેરણી, ભોંયકોહોળાનું ચૂર્ણ, કોષ્ટ, કંપીલો, એ પ્રત્યેક ચાર ચાર તોલા; ગોળ ૪૦૦ તોલા, દુધ ૨૫૬ તોલા, ઘી ૩૦ તોલા, એનો પાક સિધ્ધ કરવો, તે પાક સુવાવડીના વ્યાધી ઉપર પ્રશસ્ત છે, તથા યોનિરોગ, તાવ, ક્ષય, ઉધરસ, દમ, પાંડુરોગ, કાર્સ્ય, તથા વાતરોગ એનો નાશ થાય છે.

**બીજો પ્રકાર**:—જીરૂં સેરણી, ધાંણા, વરીઆળી, બોર, અજમો, રાઇ બાવળ, કાસુંદરો, પીપર, પીપળીમૂળ, અજમોદ, સુવા, ચિત્રોનાં મૂળ, એ પ્રત્યેક ચાર ચાર તોલા; ધાણા ૧૬ તોલા, કચોરાં તગર, કોષ્ટ, અજમો, એ ચાર ચાર તોલા; ગોળ ૪૦૦ તોલા, ઘી ૬૪ તોલા, અને દુધ ૧૨૮ તોલા; એટલું લેઇ તેનો મંદ અગ્નિ ઉપર ધીરે ધીરે પાક સિધ્ધ કરવો આ પંચજીરકપાક સુવાવડી સ્ત્રીઓને ઘણોજ પ્રશસ્ત છે. આ પાક ગર્ભપ્રદ હોઇ વીસ પ્રકારના યોનિરોગ, વાતરોગ, ઉધરસ, શ્વાસ, ક્ષય, હલીમક, પાંડુરોગ, દુર્ગંધી, મૂત્રકૃચ્છ્ર, એ રોગોનો નાશ કરે છે. આ પાકના સેવનથી સ્ત્રીઓના સ્તન પુષ્ટ અને ઉપર ઉપસેલા થાય છે. આ પાકનો સ્ત્રીઓએ નિત્ય ઉપયોગ કર્યાથી અલક્ષ્મી મલવર્જિત થાય છે.

૩૯. **પડવાસપાકઃ**—૬૪ તોલા પડવાસ (શમીની ગાંઠ), દુધ ૨૦૪૮ તોલા અને ઘી ૧૨૮ તોલા એ ત્રણે એકઠાં કરી મંદઅગ્નિ ઉપર પચન કરવાં. કિંચિત જાડુ થયા પછી તેમાં ૬૪ તોલા મધ અને ૧૨૮ તોલા ખાંડ નાંખવી. પછી જાડો થયા પછી તે પાકને ઘીના

વાસણમાં ભરી, પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, લવંગ પીપર, સાટોડી, દુધી, કૌચબીજ, ગોખરૂં, એ પ્રત્યક તોલો તોલો તથા મજીઠ, અને આસન એ બે બે તોલા, અકકલકરો ૧ તોલો ગુંદ ૨ તોલા, નગોડનાં પાંત્રાં ક્રિવાં મુળ એ ચાર ચાર તોલા નાગબલા, કલઈની ભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, એ આઠ આઠ માસા, ગળોનું સત્વ અને તવખીર, એ બે બે તોલા, અને વાળો, ધોળું ચંદન, જટામાસી, ભીમસેનીકપુર, વંશલોચન, જાયફળ, જાવંત્રી, કેસર, રકતચંદન (રતાંદળી), એ દરેક ચાર ચાર તોલા નાખવું. આ પાકના સેવનથી દમ, ઉધરસ, પાંડુરેગ, પ્રમેહ, યોનિરોગ, રજોદોષ, પાંચ પ્રદર અને બહુમુત્રરોગ એનો નાશ થાય છે. સ્ત્રિઓને પુષ્ટતા પ્રાપ્ત થાય છે, બાળકોના અંગની વૃધ્ધિ થાય છે અને પુરૂષોને બલ અને વીર્ય એ પ્રાપ્ત થાય છે.

**૪૦ પાષાણભેદ**:—પાષાણભેદ ૬૪ તોલા લેઈ, વસ્ત્રગાળ ચુર્ણ કરી, ગાયના ૫૭૫ તોલા દુધમાં નાંખી, મંદઅગ્નિ ઉપર પાક કરી હલાવતાં હલાવતાં જાડુ કરવું. પછી એલચી, લવંગ, પીપર, જેઠીમધ, ગળો, હરડાં, રેણુકબીજ, ગોખરૂં, અરડુસી, શરપુંખા, સાટોડી જવખાર, બહેડાં જટામાસી, સપ્તાંગુલ, તમાલપત્ર, નાગકેશર, તજ, શિલાજીત એ પ્રત્યેક બે બે તોલા, લેઇ ચુર્ણ કરી, સાકર ૯૬ તોલા ચુર્ણ કરી, દુધ જાડુ થયા પછી, તે સર્વ તેમાં નાંખી, નીચે ઉતારી, થંડુ થયા પછી તેમાં ૧૨૮ તોલા મધ નાખી, સ્નિગ્ધ વાસણમાં તે પાક ભરી રાંખવો. આ પાક અર્ધા તોલા પ્રમાણે પ્રાતઃકાળે સેવન કરવો. અને તીક્ષ્ણ પદાર્થ તેલ વગેરે વર્જ્ય કરવું. એટલે પાંચ પ્રકારની અસ્મરી, મૂત્રકૃચ્છ્ર, મુત્રાઘાત, પ્રમેહ, મધુમેહ, અધોરકત, બસ્તિગત અકુક્ષીગતપિત્તનોનાશક તથા તીવ્ર અસ્મરીથી પીડિત માણસને આ પાક અંત્યંત હિતકારક છે. જે ઔષધ બ્રહ્મદેવે બનાવ્યું અને પવનને કહ્યું તે આજ ઔષધ છે.

**૪૧ ખંડપિપ્પલ્યવલેહ**:—પીપરનું ચુર્ણ ૧૬ તોલા, ઘી ૬૪ તોલા, સાકર ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આંમળાંનો રસ ૬૪ તોલા દૂધ, ૨૫૬ તોલા, એ સર્વનો પાક કરી પાતળો હોય ત્યારે તેમાં તજ, એલચી, તમાલપત્ર, હરડાં, જીરૂં, ધાંણા, નાગરમોથ, આંવળકંટી, વંશલોચન, એ પ્રત્યેકોનું તોલો તોલો ચૂર્ણ અને શહાજીરૂં, સુંઠ, નાગકેશર, જાયફળ, મરી, ભીમશેની કપુર, એ સર્વ અર્ધો તોલો નાંખી તેમાં ૧૨ તોલા મધ નાંખી, આ પાક ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવો. તેમાંથી પ્રાતઃકાળે બલાબલ જોઈ ખાવો. તે પાક આમ્લપિત્ત, મળમળ, અરૂચિ, ઉલટી, તૃષા, અને દાહ, શળ, હદ્રોગ, એનો નાશ કરે છે. આ રસાયન હૃદયને હિતાવહ છે.

**બીજો પ્રકાર**:—પીપર, ૬૪ તોલા, દુધ ૫૧૨ તોલા, ઘી ૩૨ તોલા એ ત્રણે પદાર્થો એકઠા કરી કઢાઇમાં ઉકાળી, જાડુ થયા પછી તેમાં લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, મરી, પીપરીમુળ, ધોળું ચંદન, જેઠીમધ, વાળો, જાવંત્રી એ પદાર્થો તોલો તોલો તથા મધ ૩૨ તોલા નાખી લેહ તૈયાર કરવો. આ પાકના સેવનથી અગ્નિમાંદ્ય કૃશત્વ વિગેરેનો નાશ થાય છે. આ પાક બલકર અને સ્ત્રી, વૃદ્ધ અને તરૂણ એમને વીર્યવર્ધક છે. તે મજ વિપુલ બલ આપનાર, દીપન અને પાચન એવો હોઈ ઉધરસ દમ, પ્રમેહ ક્ષય, અતિતૃષા, કમળો, પાંડુરોગ, ખસ, પ્લીહા; જીર્ણજ્વર, વાતરોગ, કફરોગ, અને રકતરોગ એનો નાશ કરે છે.

**ત્રીજો પ્રકાર**:—પીપર ૧૬ તોલા, ઘી ૨૪ તોલા, ખાંડ ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા આંમળાંનો રસ ૬૪ તોલા, અને દુધ, ૩૨૦ તોલા એ સમગ્ર ઉકાળવું. જાડુ થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગરમોથ, ધાંણા સુંઠ, જટામાસી, જીરૂં શહાજીરૂં, હરડા, આવળકંટી, એ પ્રત્યેક, બાર બાર તોલા, મરી અને ખેરનો સાર એ છ છ તોલા નાંખી લેહ સિધ્ધ કરવો. આ પાક રોજ ત્રિફળાં અને મધ એમાં યથાશકિત સેવન કરવો; એટલે શલ, અરૂચિ, હૃદ્રોગ, ઉલટી, આમ્લપિત્ત એનો નાશ થાય છે. આ ખંડપિપ્પલી પાક, અગ્નદીપક અને હિતાવહ છે.

**૪૨ પિપ્પલ્યાદ્યવલેહઃ**—૬૪ તોલા પીપરનું ચૂર્ણ લેઇ, તે ૨૦૪૮ તોલા દુધમાં મંદાગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં ઘી ૧૨૮ તોલા નાખી, મધના જેવું જાડું કરવું. પછી તેમાં સાકર ૧૯૨ તોલા અને મધ ૬૪ તોલા નાખીં જાડું થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, પંચકોલ, મરી, તગર, જાયફળ, જાવંત્રી, લવંગ, કાચકા, અકકલકરો, સમુદ્રશોષનાં બી, અગર, જીરૂં, શહાજીરૂં, સુવા, વરીઆળી, કચોરા, ધાણાં વંગભસ્મ (કલાઇની ભસ્મ,) લોહભસ્મ, વંશલોચન, ભીમસેની કપૂર એ પ્રત્યેક બે બે તોલા લેઈ ચૂર્ણ કરી નાખવું, પછી તે પાક ઉત્તમ પાત્રમાં ભરી રાખવો. આ પાકનું રોજ સેવન કરવાથી, આયુષ્ય અને બુધ્ધિ એની વૃદ્ધિ થાય છે. શુક્રવૃદ્ધિ થઈ ઉત્તમ પ્રકારે વાજીકરણ થાય છે. વલીપલિત તથા કેશ ધોળા થવા તેથી મુક્ત થઇ ધાતુપુષ્ટિ થાય છે; તથા સર્વ રોગથી મુક્ત થઇ મોટો બળવાન થાય છે. શરીરની કાંતિ ઉતમ થઈ, બલ અને પુષ્ટતા એ પ્રાપ્ત થાય છે. આ પાક યથાશક્તિ સેવન કરવાથી ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ પ્રકારના પિત્તરોગ, ૨૦ પ્રકારના કફરોગ એ નાશ પામે છે. તેમજ ૧૮ પ્રકારનો કોડ રોગ, ૨૦ પ્રકારનો પ્રમેહ; અરોચકરોગ, ગુલ્મ, ક્ષય, ઉધરસ, તમકાદિક સર્વે પ્રકારનો શ્વાસ, જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ્ર, અંડવૃદ્ધિ, પ્રદર, પાંડુરોગ, વાત, પિત્ત, વાતરક્ત, આઠ પ્રકારના ઉદરરોગ, મેદોરોગ, અપસ્માર. ઉન્માદ, વિગેરે રોગોનો નાશ થાય છે. જેમ દેવતાઓને અમૃત હોય તેમ આ પાક માણસોને અમૃતતુલ્ય છે.

**બીજો પ્રકારઃ**—પીપર ૬૪ તોલા, સાકર ૧૨૮ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, મધ ૩૨ તોલા, દૂધ ૫૧૨ તોલા, એ લેઈ પ્રથમ દૂધમાં ઘી નાખી, તેમાં પીપરનું ચૂર્ણ નાંખી કઢવી, જાડુ થયા પછી તેમાં સાકર અને મધ નાખવું. પછી તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર એ ચાર ચાર તોલા, અને લોહભસ્મ ૧ તોલો એ નાંખવાં. આ અવલેહ રોજ બે તોલા ભક્ષણ કરવો; એટલે ૧૮ પ્રકારના કુષ્ટ (કોઢ) રોગ, ૧૧ પ્રકારના ક્ષયરોગ, પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, નપુંસકત્વ, અરૂચિ અને મંદાગ્નિ એ સર્વેનો નાશ થઈ ઉત્તમ કાંતિ થાય છે. અને ૧૦૦ સ્ત્રિઓ ભોગવા જેવું સામર્થ્ય આવે છે. આ શ્રેષ્ટ રસાયન અશ્વિનિકુમારે કહેલું છે.

**૪૩. પિપ્પલીપાકઃ**—૬૪ તોલા પીપર લેઇ તે દૂધમાં વાટવી; તથા ૨૫૬ તોલા ઘી લેઈ મંદઅગ્નિ ઉપર તે પીપર તેમાં શેકવી. તથા ૨૫૬ તોલા ખાંડ લેઇ તેનો પાક કરી તેમાં તે પીપર નાંખવી. પછી તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર એનું ચૂર્ણ બાર તોલા નાંખવું, અને તેની થેપલીઓ કરવી. આ પાક રોગીના દોષ અને ધાતુબળ જોઇ તે પ્રમાણે આપવો. તે ધાતુવર્ધક, બલકારક, હૃદયને હિતાવહ તથા તેજની વૃદ્ધિ કરનાર છે. આ પાક જીર્ણજ્વરી અને ક્ષયથી ક્ષીણ થયેલા પુરૂષને પુષ્ટિકર હોઇ, ઉલટી, તૃષા, અરૂચિ, શ્વાસ, શોષ, જીવ્હારોગ, કમળો, હૃદ્રોગ, પાંડુરોગ, પ્રદર, ત્રિદોષ, વાતરક્ત, સળકમ અને આમવાત એનો નાશ કરે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી અંગની વૃધ્ધાવસ્થા જઈ તરૂણપણું પ્રાપ્ત થાય છે.

**બીજો પ્રકારઃ**—૬૪ તોલા પીપરનું ચૂર્ણ લેઈ તે ચોગણા દૂધમાં પચન કરવું. પછી તેનો ગોળો થયા પછી તેને ૨૫૬ તોલા ઘીમાં શેકવો. પછી ૨૫૬ તોલા સાકરનો પાક કરી તેમાં પીપરનો ગોળો; અને એલચી, તજ, નાગકેશર, લવંગ, જટામાંસી, સુંઠ, મરી, પીપર, નાગરમોથ, ચંદન, તગર, ત્રિકટુ, જાવંત્રી, કેશર, જેઠીમધ, તલ, પારાની ભસ્મ અને રસસિંદૂર એ પ્રત્યેક તોલો તોલો નાંખી, જાડો થયા પછી નીચે ઉતારવો. પછી તેમાં મધ ૩૨ તોલા નાંખી, તે પાક અગ્નિબળ જોઈ સેવન કરવો. આ પાક વીર્યવર્ધક, પુષ્ટિકર, રૂચિકર, નેત્રોને હિતાવહ, અગ્નિવર્ધક, બલકારક, ધાતુવૃદ્ધિકર, વીર્યસ્તંભક અને વાજીકરણ કરનારો હોઈ, વીસ પ્રકારનો પ્રમેહ, ત્રિદોષ, ક્ષયરોગ, વાતરોગ અને હૃદ્રોગ એનો નાશ કરે છે.

**ત્રીજો પ્રકારઃ**—ઉપર કહેલા વજન પ્રમાણે ઘી ખાંડ તથા પીપરનો પાક કરી તેમાં (તજ,

તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર ), લવંગ, તમાલપલ, જાવંત્રી, જાયફળ, સફેદ મુસળી, કાળી મુસળી, કેશર, વંશલોચન, એ પ્રત્યેક બે બે તોલા લેઈ તેમાં નાંખી, પાક બહુજ જાડો થયા પછી નીચે ઉતારી થંડો કરી, ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવો. આ પાક રોજ પ્રાતઃકાળમાં અગ્નિબળ જોઇ સેવન કરવો. આ પંઢત્વ, વ્રણ, ક્ષીણત્વ, દુર્બલત્વ એનો નાશ કરે છે. અને સ્ત્રીસંગ કરનાર પુરૂષને, વૃધ્ધને તથા જેનો સ્વર બદલાયેલો છે એવા પુરૂષોને હિતાવહ છે.

**૪૪. પીલૂ પાક**:—૨૦૪૮ તોલા પીલુના લીલા ફળોનો રસ લેઈ, તે વસ્ત્રગાળ કરી, વાસણમાં નાખી જાડો થાય ત્યાં સુધી આટવવો. પછી તેમાં ૧૨૮ તોલા, ઘી ૬૪ તોલા, અને ચાતુર્જાત લવંગ, સુંઠ, મરી, પીપર, જાવંત્રી જાયફળ એનું ચૂર્ણ અેકક તોલો નાંખી, મંદ અગ્નિઉપર પાક તૈયાર કરવો. આ પાક રોજ ૧ તોલો પ્રમાણે લેઈ, **૨૧** દિવસ ખાવો, અને ભજીયાં, ખાટાં ખારા તથા તીખા પદાર્થ વર્જ કરવા. એથીકરી વાતરોગ મૂળવ્યાધ, શ્વાસ, ઉધરસ, પિત્તવિકાર, અગ્નિમાંદ્ય, કફરોગ, રકતવિકાર, પીનસ, શોષ, દાહ. સર્વ પ્રકારના ઉદરરોગ, વિદ્રધિ એ રોગોનો નાશ થાય છે. આ પીલૂ પાક માણસોને સુખદાઇ હોઇ સર્વ રોગ નાશક છે.

**૪૫. પુનર્નવાવલેહ**:—પુનર્નવા (સાટોડી) ગળો અને દશમુળ, એ સર્વે મળી ૩૨ તોલા લેઈ, ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી તેનો ચતુર્થાંશ કાઢો કરવો, પછી તેમાંઆદુનોરસ ૧૨૮ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાંખી પચન કરવું. પછી તેમાં સુંઠ, મરી, પીપર, તમાલપલ એલચી. તજ, ચવક એ પ્રત્યેક તોલો લેઈ ચુર્ણ કરી નાંખવું. પછી તે અવલેહ નીચે ઊતારી, થંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાંખવું, આ પાકના સેવનથી સોજો, શુળ, ઉધરસ દમ, અરૂચિ એનો નાશ થઇ કાંતિ અને અગ્નિ એની વૃધ્ધિ થાય છે.

**પૂગપાક**:—નાગકેશર, નાગરમોથ, સુંઠ, ચંદન, મરી, પીપર, આંવળકંદી, ચારોળી તાલીમખાનું રીંસામણી તજ, તમાલપત્ર, એલચીદોડા, જીરૂં, શહાજીરૂં, શીંગોડા, વંશલોચન, જાવંત્રી, લવંગ, ધાંણા, વરીઆળી, એ પ્રત્યેક એક એક તોલો; તથા સોપારી, ૩૨ તોલા એ પ્રમાણે આપધો લેઈ ચુર્ણ કરી ૩૮૪ તોલા દુધમાં બાફવું. પછી ગાયનું ઘી ૩૨ તોલા સાકર ૨૦૦ તોલા, આવળકંદી, ૧૬ તોલા શતાવરી ૧૬ તોલા એ પ્રમાણે તેમાં નાંખી મંદ અગ્નિઉપર ફરી શિજવવું. પછી નિવડેલા વાસણમાં એ પાક ભરવો, અને શકિત પ્રમાણે પ્રાતઃકાળે સેવન કરવો. આ પાક પ્રમેહ, જીર્ણ જ્વર, અમ્લપિત્ત, રકતસ્રાવ મૂળવ્યાધ, તથા અગ્નિમાંદ્યએનો નાશ કરનારો હોઈ પુષ્ટી, વીર્ય, ગર્ભ એને આપનાર. મદનાશક, સ્ત્રીઓનો રકતદોષ દુર કરનાર એવો છે.

**બીજો પ્રકાર**:—ઉત્તમ દક્ષીણી સોપારી ૪૦ તોલા લેઈ કાતરીને તેને પાણીમાં પલારી રાખવી. તે નરમ થયા પછી સુકવી. વસ્ત્રગાળ ચુર્ણ કરવું. પછી સોપારીનાથી આઠગણું દુધ લેઈ તેમાં તેને ઉકાળી, ગાયનું દુધ ૩૨ તોલા અને ખાંડ ૨૦૦ તોલા નાખી તે બધાનો પાક કરવો. પાક સારો સિધ્ધ થયા પછી નીચે ઉતારી તેમાં એલચીદોડા, નાગબળા, બળદાણા, પીપર, જાયફળ. શિવલીંગ, જાવંત્રી, તમાલપલ, તજ, સુંઠ, વાળો, કાળોવાળો, નાગરમોથ, ત્રિફળાં, વંશલોચન, શતાવરી, કૌચબીજ, કાળી દ્રાક્ષ, તાલિમખાનું ગોખરૂં, ઉભા ભોરીંગણીના મુળ, ખારેક, ખીરણી, ધાંણા, કસ્તુરી, જેઠીમધ, શિંગોડા, જીરૂં. કલૌંજીજીરૂં, અજમો, જટામાસી, વરીઆળી મેથી, ભોંયકહોળું, કાળી મુસળી, આસન, કચોરા, નાગકેશર, મરી, ચારોળી રીમળાના બી, ગજપીપર, કમળાક્ષ, ચંદન, રતાંજળી, લવંગ, એ પ્રત્યેક ચાર ચાર, તોલા લેઈ, તેનું ચૂર્ણ,,કરી, નાંખવું. તેમજ પારાની ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, કસ્તુરી, ભીમસેની કપૂર, એ યોગ્ય વિચાર કરી તે પાકમાં, નાંખી તેના ૪ તોલા વજનના લાડુ બાંધી, તેમાં બળાબળ જોઈ સેવન કરવા. જે માણસ રોજ આ રતિવલ્લભ પૂગ પાકનું સેવન કરશે. તે વીર્યવાન, બલવાન, હર્ષયુકત પુષ્ટ એવો થશે. વૃધ્ધ પુરૂષ પણ આ પાકના સેવનથી જુ-

વાન જેવો થઈ પૂર્ણચંદ્રના જેવો સુંદર કાંતિમાન થશે.

**૪૭ મહા કામેશ્વર પાકઃ**—ઉપરના "રતિપુગ, પુગ પાક"માં ખુરાસાની અજમો, શુધ્ધ કરેલા, ધંતુરાના બી, અકકલકરો, સમુદ્ર શોષ, જાયફળ, ખસખસ, તજ એનું ચૂર્ણ, કરી મેળવવું; અને સર્વ ચૂર્ણના અર્ધે ભાગે ભાંગ મેળવવી, એટલે આ કામેશ્વર, પાક સિધ્ધ થાય છે.

**બીજો પ્રકાર**—ધોળું ચંદન, તજ, તમાલપત્ર એલચીદોડા, નાગકેશર, પીપર, સુંઠ, શતાવરી, નાગરમોથ, શિંગોડા, કમળ, ચારોળી, બોર, આંવળકંટી, કમળાક્ષ વંશલોચન, દ્રાક્ષ, છુરૂં, ધાંણા, લવિંગ, જાવંત્રી, શુધ્ધ લોહભસ્મ શુદ્ધ કરેલો હિંગલોક, એ બે બે તોલા, લીલા નાળીએરનું કોપરું, સોપારી ૩૨ તોલા, અને ગાયનું દુધ ૩૮૪ તોલા, પ્રમાણે લેઇ એકત્ર પચન કરવું. પછી આવળકંટી, શતાવરી, એ સોળ સોળ તોલા, લેઈ ચૂર્ણ કરી પછી તે સર્વ ચૂર્ણ ઘીમાં શેકી નાંખવું. કલઈની ભસ્મ ૨ તોલા અને ખાંડ ૪૦૦ તોલા લેઈ, તેનો પાક કરી, તેમાં ઉપલી, સર્વ જણસો નાંખી, પાક સિધ્ધ કરી તે પ્રાતઃકાળે સેવન કરવો. આ પાકના સેવનથી પ્રમેહ, વાતરોગ, પેટ ચડવું. શૂળ, ક્ષીણત્વ, દૈન્ય રકતપ્રદર, મુખરોગ, મુળવ્યાધ, કર્ણરોગ નેત્રરોગ, કેશની અંદરનો રોગ, જરા(વૃદ્ધાવસ્થા), કુષ્ઠ, પિત્ત, અગ્નિમાંદ્ય, અને હૃદરોગ, એ રોગો દૂર થઈ પુષ્ટિ, બળ અને આનંદ એ પ્રાપ્ત થાય છે.

**૪૮ ભલ્લાતક પાકઃ**—૧૨૮ તોલા ભીલામાં લેઇ તેના કકડા કરી, તે ૨૦૪૮ તોલા દુધમાં પચન કરવાં. સારાં પાકાં થયા પછી દુધમાંથી બાહેર કાઢી નાંખવાં. પછી તેમા ૨૫૬ તોલા ઘી અને ૬૪ તોલા સાકર નાંખવી. તથા હરડાં, બહેડાં, આંવળકંટી, નાગકેશર, વાળો જેઠીમધ, પદ્મકાષ્ટ, કેશર, લવંગ, જાયફળ, ભુકિહોળું, કમળ, વંશલોચન, લોહભસ્મ, તામ્રભસ્મ, ભીમસેની કપુર, ખેરસાલ એ સર્વેનું મળી ૩૨ તોલા ચુર્ણ કરવું. પછી સર્વેનો પાક રોજ ૪ તોલા ભક્ષણ કરવો. એટલે રકતપિત્ત કોઢ, દાદર, ખસ, ઝીણી ફોડકીઓની ખસ, વાતરકત, રકતસ્રાવી, વાતરકત, શરીરમાં રોજ સણકા થતા હોય તે, બહેરાપણું શિથિલતા એ સર્વ પ્રકારના પિત્તરોગ અને વાતરોગ એનો નાશ થાય છે.

**ભલ્લાતકયવલેહઃ**—સારાં પાકેલાં અને ફોડેલાં ભીલામાં ૧૦૨૪ તોલા લેઈ, તેનો ૪૦૯૬ તોલા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી તે ગાળી લેવો, અને તેમાં કાઢાથી ચોગણું દુધ અને ચોથો ભાગ ઘી નાંખી, ઘન થાય ત્યાંસુધી ઉકાળી, તેમાં સાકર ૬૪ તોલા નાંખી, ઘુંટી તેમને તેમજ સાત દિવસ રાખવો. પછી અગ્નિબળ જોઈ તેનું સેવન કરવું. આ પાકના સેવનથી સંપૂર્ણ ગુદરોગનો નાશ થાય છે; ધોળા વાળના કાળા બનાવે છે, દૃષ્ટિ ગરૂડના જેવી તીક્ષ્ણ કરે છે. કાંતિ ચંદ્રના જેવી, વેગ ઘોડાના જેવો, ઉત્તમ બળ, મોરના જેવો શબ્દ અગ્નિ જેવી દીપ્તિ, તથા સ્ત્રીઓને પ્રીય નિરોગી અને સોથી પણ વધારે વર્ષનું આયુષ્યવાન કરે છે. આ પાક સેવન કરનારને-અન્નપાન, ગરમી અને મૈથુનની બંદી નથી. આ પાક ખાવાથી સંપૂર્ણ રોગોનો નાશ થાય છે. સર્વ પ્રકારના રસાયણ મધ્યે આ પાક રાજાધિરાજ છે.

**૫૦ મહાભલ્લાતક પાક**—કડવો લીંમડો ધોળી ઉપસારી, જાસુંદી, કડુ, ત્રાયમાણ, હરડાં, બહેડાં, આંવળકંટી, નાગરમોથ, પિત્તપાપડો, બાવચી ધમાસો વજ, ખેરસાલ, ચંદન, કાળીપાટ, સુંઠ, કચોરાં, ભારંગમુળ, અરડુસી, કરીઆતું ઇંદ્રજવ, કાળી ઉપલસારી, કડુ, ઇંદ્રવરણ, મોરવેલ, વાવડિંગ, અતિવિષ, ચિત્રકમુળ, કાંસાળુ, ગળો, નાગરમોથ, એ એકેક, ભાગ, અને પટોલપત્ર, હળદર, દારૂહળદર, પીપર, ગરમાળાની શીંગોનું મગજ, સાતવીણ, સરસવની છાલ, ચણોઠી, મજીઠ, કળલાવી. રાસ્ના, સાટોડી, દંતીમુળ, ભીલાની અંતરછાલ ભાંગરો, કાંટાસરિઓ એ પ્રત્યેક બે બે ભાગ લેઇ, તેનો ૧૦૨૪ તોલા પાણીમાં અષ્ટમાંશ કાઢો કરી ઉતારી લેવો. પછી ૧૦૦૦ ભીલામા ફોડી, ૨૦૪૮ તોલા પાણીમા તેનો ચતુર્થાશ કાઢો ક-

રી, આ કાઢો અને ઉપરના ઔષધોનો કાઢો એકત્ર કરવો. તથા પુનઃ અગ્નિઉપર મુકી, તેમાં ગોળ ૪૦૦ તેલા નાંખી તેનો લેહ સિદ્ધ કરવો. તેમાં હજાર ભિલામાંના બિયાં નાંખવાં- પછી તેમાં સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આવળકંટી, નાગરમોથ, વાવડિંગ ચિત્રકમુળ, ચંદન, સિંધવ કોષ્ટ, અજમો એ પ્રત્યેક ૪ તોલા; તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર એ ચાર ચાર તોલા નાંખી, ઘીના વાસણમાં ભરી, તેમાં શુધ્ધ ગંધકનું ચુર્ણ ૧૬ તોલા નાંખવું. આ ભલ્લાતક અવલેહ પ્રાણીઓના હિતને માટે શ્રી મહાદેવજીએ રચેલો છે, આ અવલેહ ગળોના કાઢાની સાથે સેવન કરવાથી ધોળા કોડ, ઉદંબરકોડ, રૂક્ષજીવ્હા, પુંડરીક, ચર્મદળ, વિસ્ફોટ, રક્તમંડળ, કાપાલિક પામા, વિપાદિકા, વાતરક્ત ઉદાવર્ત, પાંડુરોગ, ઉલટી, કૃમિ, ૭ પ્રકારના અરશ, શ્વાસ ઉધરસ, તથા ભગંદર, એનો નાશ કરે છે. આ પાક સેવન કરવામાં આવે ત્યાં સુધી ભોજનમાં ગરમ અને ખાટા પદાર્થ વર્જ કરવા. એટલે ગમે તેવા કુષ્ટો હશે તેનો પણ નાશ કરશે. જેને ભિલામો સદે નહિ, તે ઓએ આ (ભિલામાનાં) પાકો લેવા નહિં.

**૫૧ ભાર્ગીહરીતક્યવલેહ:**—૪૦૦ તોલા ભારંગમુળ, ૪૦૦ તોલા દશમુળ, અને મોટી હરડે ૧૦૦ લેઈ તે બધાથી ચોગણા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તે સારા નવા વસ્ત્રથી ગાળી લેવો. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ ગોળ નાખી, મંદઅગ્નિ ઉપર લેહ તૈયાર કરવો. પછી થંડો થયા પછી તેમાં મધ ૨૪ તોલા, ત્રિકટુ ત્રિસુગંધ એ તોલો અને જવખાર એ તોલા, એ પ્રમાણે નાંખવું. પછી રોજ તે અવલેહ માંહેથી એક હરડે અને ૨ તોલા અવલેહ ખાવો. એટલે દારૂણ શ્વાસ અને પાંચ પ્રકારની ઉધરસ એ દુર થાય છે.

**બીજો પ્રકાર:**—ભારંગમુળ અને પંચમૂળ ૪૦૦—૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા લેઇ એનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમાં મોટી હરડે ૧૦૦ નાંખી પચન કરવી. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ જુનો ગોળ નાંખવો. જાડુ થયા પછી નીચે ઉતારી થયા પછી તેમાં મધ ૧૬ તોલા, ત્રિફળાં ૩૨ તોલા, સુંઠ, મરી, પીપર, એલચી, તજ, નાગકેશર, તમાલપત્ર એ ચાર ચાર તોલા નાંખવાં. એના સેવનથી દમ, ઉધરસ, શોષ, હેડકી, એકાંતરીયો તાવ, તીવ્ર પીનસ (સળેકમ) એનો નાશ થાય છે. આ રસાયન અશ્વિનિકુમારે ઇંદ્રને કહેલું છે.

**૫૨. મદનવર્ધન મોદક:**—ગોખરૂં, તાલીમખાનું, આસન, શતાવરી, કાળી મુસળી, કૌચબીજ, જેઠીમધ, લેંચા, બળદાણાં, એનું ચૂર્ણ કરી તે દૂધમાં નાંખી તેનો માવો કરવો. પછી તેને ગાયના ઘીમાં શેકવો, પછી તેમાં ખાંડ નાંખી લાડુ બાંધવા. ચૂર્ણથી આઠગણું દુધ લેવું. ઘી ચૂર્ણના સમાન લેવું અને બધ્ધાથી બમણી ખાંડ નાંખવી. બળાબળ જોઇ આ પાકનું સેવન કરવું, એટલે ઉત્તમ પ્રકારે વીર્યવૃધ્ધિ થાય છે.

**૫૩ મધુંપક્વ હરીતકી:**—સારાં પાકાં થયેલાં હરડાં વીસ તોલા લેઇ તે ૧૨૮ તોલા ગોમૂત્રમાં પચન કરવાં. પછી કાંજી, દુધ અને છાશ એ પ્રત્યેક ૧૨૮ તોલા, લેઇ તેમાં જુદાં પચન કરવાં. પછી અંદરના ઠીલા કાંઢી નાંખવાં પછી સુંઠ, મરી, પીપર, અજમો, ઇંદરજવ નાગરમોથ, વાળો, દાડમની છાલ, અમ્લવેતસ, ધાવડીના ફુલ, જીરૂં, શાહજીરૂં, પીપર, જટામાંસી મોચરસ, બીલાનું મગજ, સંચળ, સીંધાલુણ, પાષાણભેદ અને જાંબુ અને કેરીની ગોટલીનું મગજ. અતિવિષ, કાળીપાટ, લવંગ, જાયફળ, એ સર્વે મળી હરડેના ચતુર્થાંશ લેવું. કોઠાનું મગજ, મંડુર ભસ્મ અને અને લોહભસ્મ એ દશાંશ લેવી; અને તમામ ચૂર્ણોથી અર્ધી સાકર લેવી. પછી એ સર્વ ચૂર્ણ અને સાકર એને મેળવી, ઉપલી હરડેમાં ભરી, સુતરથી સારૂં વેષ્ટન કરવું પછી એક વાસણમાં ઘાસ નાંખી તે ઉપર થોડા પાણીનો છંટકાવ કરી, તેમાં તે હરડે ઘાલી મંદાગ્નિઉપર એક પ્રહર સુધી શિજવવી. પછી નીચે ઉતારી થંડુ થયા પછી તે હરડે મધમાં રાખી મુકવી. એના સેવ

નથી સંગ્રહણી, પ્રમેહ. શ્વાસ, પાંડુ, આમવાત એનો નાશ થઇ અગ્નિ વધે છે; ધાતુવૃધ્ધિ થાય છે અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે.

**બીજો પ્રકાર**—દશમૂળ, પીપર, ચિત્રો, કૌચબીજ, બહેડાં, કાયફળ, મરી, પીપરમૂળ, રકતરોહીડો, દંતીમુળ,દ્રાક્ષ, જીરૂં, હળદર, દારૂહળદર, આંવળકંટી, વાવડીંગ, અંધાડી, કાકડાશિંગી, દેવદાર, સાટોડી, ધાંણા, લવંગ, ગરમાળાની શીંગોની અંદરનું મગજ ગોખરૂં વરધારા, કાચકાનું મગજ, પુષ્કરમુળ, ખુરાસાની અજમો, એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. પછી ૨૫૬ તોલા હરડે લેઇ ૨૦૪૮ તોલા પાણીમાં સારાં શીજવવાં. પછી તે ગુરૂપદેશ પ્રમાણે મધમાં ત્રણ દિવસ રાખવાં. પુનઃ બાહેર કાઢી બીજા પાંચ દિવસ રાખવાં. પછી બાહેર કાઢી વળી બીજા દસ દિવસ મધમાં રાખવાં પછી બાહેર કાઢી કોરાં કરી, ઘીના વાસણમાં મધ નાંખી તેમાં નાખવાં. પછી તેમાં તજ. તમાલપત્ર, એલચી નાગકેશર, અને પીપર એનું ૩૨ તોલા ચુર્ણ અને પૂર્વોકત કહેલા ઔષધોનું ચુર્ણ નાંખવું. આ યોગ માણસોના હિતને માટે ધન્વંતરી મહારાજે કહેલો છે. આ પાકના ભક્ષણથી સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે. શ્વાસ, ઉધરસ, ક્ષય, ઉટલી, મુર્ચ્છા, ભ્રમ, મદ, તૃષા, અરૂચિ, અગ્નિમાંદ્ય, યકૃત, પથરી અંડવૃધ્ધિ, વિષમજ્વર, મુત્રકૃચ્છ્ર, પ્રમેહ, દારૂણ વાતરકત, વાતરોગ, બધ્ધગુદોદર, રકતપિત્ત, વિચર્ચીકા, કોઢ, મુળવ્યાધ, અપસ્માર, પાંડુરોગ, કમળો એ રોગો દુર થાય છે.

**૫૪. મુસળી પાકઃ**—૩૨ તોલા કાળી મુસળીનું ચૂર્ણ લેઇ, તે ૮૦૦ તોલા દુધમાં પચન કરવું. પછી ઘી ૬૪ તોલા, સાકર ૧૦૦ તોલા, ગુંદર ૧૬ તોલા, કોપરૂં ૧૨ તોલા, બદામ ૧૨ તોલા, ચારોળી ૧૨ તોલાઃ જાયફળ, લવંગ, કેશર, ત્રિફળાં, જટામાંસી, કૌચબીજ, તજ, તમાલપત્ર, એલચીદોડા, નાગકેશર, સુંઠ, મરી, પીપર, જાવંત્રી, કેળનું કંદ એ પ્રત્યેક તોલો તોલો લેઈ, સર્વનો પાક કરી બે બે તોલા વજનના લાડુ બાંધી તે ભક્ષણ કરવા. તેથી કરી ધાતુક્ષીણત્વ, અશકતતા, અગ્નિમાંદ્ય, ઉધરસ, દમ, અરૂચિ, પાંડુરોગ, દુર્બલતા, વિષમજ્વર, સર્વે વાતરોગ, પ્રમેહ અને વલીપલિત એ રોગો દુર થઈ, ક્ષીણ થએલાં ગાત્રો પુષ્ટ થાય છે, અને મનોહર કાંતિ થાય છે. આ મુસલીપાકના સેવનથી વાંઝણી સ્ત્રીને પણ પુત્રપ્રાપ્તી થાય છે.

**૫૫. બૃહન્મુસલીપાકઃ**—૬૪ તોલા કાળીમુસળીનું ચૂર્ણ લેઇ, તે તેનાથી આઠગણા દુધમાં પચન કરવી. વ્યોપ, ત્રિજાત, શેરણી, વરીઆળી, શતાવરી, જીરૂં, અજમો, ચિત્રો, ગજપીપર, અજમોદ, પીપરીમુળ, આંવળકંટી, કચોરાં, ગોખરૂં, ધાંણા, આસન, હરડે, સમુદ્રશોકનાં બી, લવંગ, જાયફળ, જાવંત્રી, નાગકેશર, તાલીમખાનું, બળદાંણા, પેટારીનાંબી, જીતાવણી, કૌચબીજ, જેઠીમધ, મોચરસ, શિંગોડાં, કમળાક્ષ, વંશલોચન, વાળો, કંકાલ, અકકલકરો ચંદન, એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. સારા ચોખા ૩૨ તોલા લેવા. રસસિંદૂર, અભ્રકભસ્મ અને લોહભસ્મ એ પ્રત્યેક બે બે તોલા લેવું. પછી સર્વે ઔષધોથી બમણી સાકર લેઈ, તેનો પાક કરી, તેમાં ઉપરનાં સર્વે ઔષધો નાંખી, પાક તૈયાર કરી બે બે તોલા વજનના લાડુ બાંધવા. પછી શુભ દિવસ જોઈ ઇષ્ટ દેવતાનું પુજન કરી, રોજ એક લાડુ સેવન કરવો; અને તે ઉપર થોડું દુધ પ્રાશન કરવું. તેથી કરી અગ્નિમાંદ્ય, ગુલ્મ, પ્રમેહ, મૂળવ્યાધ, શ્વાસ, ઉધરસ, વ્રણરોગ, ક્ષય, કમળો, પાંડુરોગ, ધાતુક્ષીણત્વ, દષ્ટિમાંદ્ય, વાતરોગ, પિત્તરોગ. કફરોગ, પંઢત્વ, પ્રદર, શુક્રદોષ, ઉરઃક્ષત, રજોદોષ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાધાત, મુતરખડો, પ્રમેહ, મલબધ્ધરોગ, કૃશત્વ, દુર્બલત્વ, ગર્ભિણીના રોગ અને વાતરકત એનો નાશ થાય છે. તેમજ એના સેવનથી અગ્નિવૃદ્ધિ, કાંતિવૃધ્ધિ તેજોવૃધ્ધિ, કામવૃધ્ધિ એ પ્રાપ્ત થઈ, વલીપલીત એ રોગોનો નાશ થાય છે. ક્ષીણવીર્ય પુરૂષ અને સ્ત્રીઓને માટે અશ્વિની કુમારે આ પાક નિર્માણ કરેલો છે. શુક્રવૃધ્ધિ કરનારો આ પાકના કરતાં ઉત્તમ પાક બીજો કોઇ નથી.

૫૬ **મેથી પાકઃ**—મેથી અને સુંઠ એ પ્રત્યેક ૩૨ તોલા લેઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી, ૫૧૨

તોલા દુધમાં ૩૨ તોલા ઘી નાંખી તેમાં તે ચુર્ણ નાંખી, એકત્ર જાડુ થાય ત્યાંસુધી પાક કરવો. તેમાં ૨૫૬ તોલા ખાંડ નાખી ફેર મંદઅગ્નિ ઉપર પકવ કરવું પાક સારો થયા પછી નીચે ઉતારવો. પછી મરી, પીપર, સુંઠ, પીપરીમુળ, ચિત્રક, અજમો, જીરૂં, ધાણાં કલોંજી, જીરૂ, વરીઆળી, જાયફળ, કચોરા, તજ, તમાલપત્ર અને નાગરમોથ એ પ્રત્યેક ૪ તોલા, સુંઠ ૬ તોલા, મરી ૬ તોલા એનું ચુર્ણ તેમાં નાખી હલાવી રાખી મેલવું. આ પાકને મેથી પાક ક છે. આ પાક **ચાર** તોલા કિંવા શકિતપ્રમાણે પ્રાતઃકાળે ભક્ષણ કરવો. આ પાક આમવાત, અન્યવાતરોગ, વિષમજ્વર, પાંડુરોગ, કમળો, ઉન્માદ અપસ્માર, પ્રમેહ, વાતરકત આમ્લપિત્ત, શિરોરોગ, નાસારોગ, નેત્રરોગ, ધ્રુપણી, અને સૂતિકારોગ એ સર્વ રોગોનો નાશ કરે છે, એમાં સંશય નહિં. આ પાક શરીર પુષ્ટ કરનાર બલ અને વીર્યવૃધ્ધિ કરનાર છે.

**બીજો પ્રકાર**—૬૪ તોલા મેથીનું ચુર્ણ લેઇ, તથા ૮૦૦ તોલા દુધ અને ૧૨૮ તોલા ઘી લેઇ, તેમાં મેથીનું ચુર્ણ નાંખી, મંદઅગ્નિ ઉપર પચન કરવું. મધના જેવું જાડુ થયા પછી તેમાં સાકર ૧૯૨ તોલા, તથા મધ ૬૪ તોલા નાંખવું. તેનો સારો પાક થયા પછી તેમાં ચાતુર્જાત ૪ તોલા; તથા પંચકોળ ૫ તોલા, અને જીરૂં ૬ તોલા નાખવું. અને અગ્નિબલ જોઈ રોજ ૪ તોલા પ્રમાણે ખાવો. તેથી કરી આમવાત, સર્વ પ્રકારના વાતરોગ, જ્વર, વિષમજ્વર, પાંડુરોગ, કમળો ઉન્માદ, અપસ્માર, પ્રમેહ, વાતરકત, આમ્લપિત્ત શીતપત્તિ, શીરોરોગ, નેત્રરોગ, પ્રદર, સુવારોગ, એ રોગોનો નાશ થાય છે; શરીરની પુષ્ટિ થઇ બળ અને વીર્યવૃધ્ધિ થાય છે.

**૫૭ મેથીમોદક**—ત્રિકટુ ત્રિફળાં જીરૂં, શહાજીરૂં, ધાણા, કાયફળ, પુષ્કરમુળ, કાકડાશિંગી, અજમો સીંધવ, સંચળ તમાલપત્ર નાગકેશર, તાલીસપત્ર, તજ, એલચી, જાયફળ, જાવંત્રી, લવંગ મોરમાંસી, કપુર, (ભીમસેની) ધોળું ચંદન, આ ઔષધોનું ચુર્ણ કરવું; અને તે ચુર્ણના સમાન મેથીનું ચુર્ણ (ઘીમાં શેકી) લેવું. પછી બધા ઔષધોથી બમણો જૂનો ગોળ લેઇ તેને ભેળવી, તેના લાડુ બાંધી અગ્નિબળ જોઇ ખાવા. એના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થઈ મેદો રોગ, શ્વાસ સ્વરભંગ અને વીસ પ્રકારનો પ્રમેહ એનો નાશ થાય છે, બલ અને વર્ણ પ્રાપ્ત થાય છે, અને સ્ત્રીઓ વિષે ઉત્સુકતા પ્રાપ્ત થાય છે, આ મેથીપાક ગહનનાથે કહેલો છે.

**૫૮ લવંગપાક**—૬૪ તોલા લવંગ લેઈ, તે ૪૦૯૬ તોલા ગાયના દુધમાં મંદઅગ્નિ ઉપર દુધ ઉકળે ત્યાંસુધી શીજવવી. પછી નીચે ઉતારી, તેમાં સાકર ૬૪ તેલા; અને જાયફળ, કંકોળ, પીપર, સુંઠ, મરી, ત્રિફળાં. હળદર, દારૂહળદર. એલચી, તગર, કેશર, જાવંત્રી આસન, પુષ્કરમુળ, પીપળીમુળ, બળદાણા, અફિણ, લવંગ, અતિવિષ, ગોખરૂં, ભીમસેની, કપુર, ખુરાસાની અજમો, ચવક, નાગકેશર, એ દરેક તોલો તોલો, તથા પારદભસ્મ (પારાની ભસ્મ), તાંબાની ભસ્મ એ દરેક ચાર ચાર માસા નાંખી, આ પાક રોજ બે બે તોલા સેવન કરવો. તથા તે ઉપર ગાયનું દુધ પ્રાશન કરવું. એટલે તુષ્ટિ અને પુષ્ટિ પ્રાપ્ત થઈ વીર્યસ્તંભ થાય છે. તેમજ પાંચ પ્રકારની ઉધરસ શ્વાસ ગુલ્મ, પાંડુરોગ, પ્રમેહ, મુતરખડો, મુત્રકૃચ્છ્ર, વાતરોગ, અર્બુદ, પિત્તપ્રદર, કુષ્ટ, ઉચક્રી, નેત્રરોગ, મસ્તકરોગ, વાતરોગ, એ રોગો નો નાશ થાય છે, આ અવલેહ બ્રાહ્મજીએ નિર્માણ કરેલો અને સર્વ પાકોમાં શ્રેષ્ટ છે. આ પાકના સેવનથી શૈત્ય તાતકાળ દુર થાય છે.

**બીજો પ્રકાર** લવંગ ૩૨ તોલા, ગાયનું દુધ ૫૧૨ તોલા, ઘી ૬૪ તોલા અને ખાંડ ૬૪ તોલા એ લેઈ મંદઅગ્નિઉપર હળવે હળવે પચન કરવું, પછી તેમાં નિલકમળ, ૪ તોલા, એલચીદાણા, અને ચંદન એ બે બે તોલા, અને રસકપૂર ( શુધ્ધ ), અગર, તગર, એ તોલો તોલો નાંખવું. તેમજ પંચામૃત એ પદાર્થો નાખી પાક તૈયાર કરવો. રોગથી અતિજર્જર દેહ થયેલો હોય એવા પુરૂષે આ પાકનું સેવન કરવાથી ક્ષય, મહાશ્વાસ, પાં-

ચ પ્રકારની ઉધરસ, વલીપલિત રોગ અને અન્ય રોગનો નાશ થાય છે.

**૫૯. લશુન પાક**—૬૪ તોલા લસણ ગંધ જવા માટે રાત્રે છાશમાં પલાળી રાખી, પ્રાતઃકાળે તેમાંથી કાઢી વાટી ગાયના ૫૧૨ તોલા દુધમાં નાખવું, પછી તે જાડું થયા પછી તેમાં ૩૨ તોલા ઘી અને રાસ્ના, શતાવરી, અરડુસી, ગળો, કચોરા, સુંઠ, દેવદાર, વરધારા, અજમો, ચિત્રક, સુવા, પુનર્નવા, ત્રિફળાં પીપર, વાવડિંગ, એ પ્રત્યેકનું તોલો તોલો ચૂર્ણ, નાખી થંડુ થયા પછી ૩૨ તોલા મધ નાંખી પાક તૈયાર કરવો. પછી તેમાંથી ખાંડની સાથે થોડો ખાવો. તે પાક આઢ્યવાત, હનુગ્રહ, આક્ષેપક, ભગ્નવાત, કટિવાત, ઉરૂસ્તંભ, હૃદ્રોગ, સર્વાંગવાત, સંધિભંગ, વાત તથા ૮૦ પ્રકારના વાયુનો નાશ કરે છે- આ પથ્યકારક લસણપાક વર્ણકર અને આયુષ્ય તથા પુષ્ટિ કરે છે.

**બીજો લસણ પાક**—લસણ સારૂ છોલી તે ૬૪ તોલા લેઈ, ૨૦૪૮ તોલાં દુધમાં ૧૬ તોલા ઘી નાંખી શીજવવું. તેનો સારો પાક થઈ મધુવર્ણ, થાય એટલે તેમાં ૧૨૮ તોલા ઘી નાંખી ૧૨૬ તોલા ખાંડ; તથા મરી પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, પિપરીમુળ, ચવક, ચીત્રાના મુળ, વાવડિંગ, હળદર, દારૂહળદર, શેરણી, વરધારા, પોખરમુળ, અજમો, લવંગ, દેવદાર, સાટોડી, ગોખરૂં, કડવો લીંમડો, રાસ્ના, સુવા. શતાવરી, કચોરા, આસન અને કોચબીજ. એ પ્રત્યેકનું એક એક તોલો ચૂર્ણ નાંખી પાક તૈયાર કરવો. આ લશુનપાક અગ્નિબળ જોઇ સેવન કરવો; એનાથી સંપૂર્ણ વાતરોગ, શુળ, અપસ્માર, ઉરઃક્ષત ગુલ્મ, ઉદરરોગ, ઉલટી, પ્લીહા, અંડવૃધ્ધિ કૃમિ મલબધ્ધતા, આનાહવાત, સોજો અગ્નિમાંદ્ય, બળક્ષય, હેડકી, દમ, ઉધરસ, અપતંત્રકવાત, ધાનુર્વાત અંતરાયામ, પક્ષાઘાત, અપતાનવાયુ, આર્દીતવાયુ, આક્ષેપકવાત, કુબ્જવાત, હનુગ્રહ શિરોરોગ, વિશ્વાચી, ગૃધ્રસી, ખલ્લીવાત, પંગુવાત, સંધિવાત, બહેરાપણું અને સંપુર્ણ પ્રકારની શુલ એનો અતિ જલદી નાશ કરે છે. આ લસણ પાક વાતવ્યાધીરૂપ હાથીનો સિંહની પેઠે નાશ કરે છે. તથા કફવ્યાધિ શાંત કરી બલ અને પુષ્ટિ એનો કરે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી વાતાદિ રોગોનો નાશ કરે છે.

**૬૦ લક્ષ્મી વિલાસાવલેહઃ**—જાવંત્રી, લવંગ, એલચી, અંકોલની છાલ, મરી નખલા, હરડાં નિશોત્તર, સુંઠ, શતાવરી, કેશર, ચંદન, ખુરસાની અજમો, કચોરાં, શિંગોડા, તજ, મોરમાંસી, કસ્તુરી એ પ્રત્યેક તોલો તોલો લેઇ, એ સર્વેનું ચૂર્ણ કરી તેમાં તૃતીયાંશ સુગંધિ, અત્તર મેળવવું; ૨૦ તોલા શુધ્ધ કરેલી ભાંગ નાંખવી. એ માસા લઘુ તૈલ ( ? ) નાંખવું. પછી સાકર, ગુલાબના ફળો અને ગુલાબનું પાણી એ નાંખી અવલેહ સિધ્ધ કરવો આ અવલેહ વૃષ્ય, બલકર, અને અગ્નિદીપક છે.

**૬૧. વાસાખંડઃ**—અરડુસીનાં પાત્રાં ૪૦૦ તોલા લેઇ, તે આઠગણા પાણીમાં કઢવી, ચતુર્થાંશ શેષ રહ્યા પછી તેમાં હરડેનું ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૪૦૦ તોલા નાંખી, કઢવી, જાડુ, થયા પછી નીચે ઉતારી, થંડુ થયા પછી તેમાં મધ ૩૨ તોલા, વંશલોચન, ૧૬ તોલા, પીપર ૮ તોલા, ચાતુર્જાત એ ચાર ચાર તોલા નાંખી, તે પાક રોજ બે તોલા ભક્ષણ કરવો; અને તે ઉપર ખુશીમાં આવે તે પદાર્થોનું ભોજન કરવું; એટલે રકતપિત્ત, ઉધરસ, શ્વાસ, ક્ષય, વિદ્રધિ, ઉદરરોગ, ગુલ્મ, તૃષા, હૃદ્રોગ, અને પીનસ એનો નાશ થાય છે. (કોઈક પાઠમાં વંશલોચન ૧૬ તોલા નાંખવું એવો પાઠ છે. )

(૨) અરડુસી, ભોરીંગણી, હરડાં, આંવળકંટી, દશમૂળ, એ ઔષધો લેઈ એમાં આઠગણું પાણી લેઇ ચતુર્થાંશ કાઢો કરી રાખવો. પછી તેમાં સમભાગ ગોળ નાંખવો. તેમજ સુંઠ, મરી, પીપર, બળદાણાં. કાળીમુસળી જાતુર્જાત, અજમો, શિંગોડાં, બીલાની અંદરનું મગજ, હળદર, ખેરનો ગુંદ, શતાવરી, જાયફળ, માયફળ, કંકોળ, અક્કલકરો, કાળું નિશોતર, અજગંધ, જાવંત્રી, ફટકડી, ગહુલા એ ઔષધો

ગોળનો પાક થયા પછી તેમાં નાંખવાં, પછી મધ અને ઘી નાંખી અવલેહ સિધ્ધ કરવો. આ પાકના સેવનથી ઉધરસ અને દમ દૂર થઈ બળ પ્રાપ્ત થાય છે, તથા કામ વૃધ્ધિ થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—અરડુસીનો રસ ૧૨૮ તોલા મધ ૬૪ તોલા, સાકર ૩૨ તોલા, પીપર ૮ તોલા અને ઘી ૮ તોલા, એનો અવલેહ સિદ્ધ કરી તે આપવો. આ અવલેહ બાળકોને હિતકર હોઈ શોષ, ક્ષય, ઉધરસ, દમ અને ઉરઃક્ષત રોગ એનો નાશ કરે છે.

**૬૨. વિજયા પાકઃ**—ભાંગ સારી રીતે ધોઇ નાંખી તેનો કાઢો કરી તે ૮૦૦ તોલા લેવી. અને દુધ ૪૦૦ તોલા લેઈ તેમાં નાંખી કઢવી, જાડું થયા પછી નીચે ઉતારી તેમાં ખાંડ ૮૦ તોલા, ચાતુર્જાત લવંગ, વ્યોષ, અકકલકરો, જાયફળ, જાવંત્રી, આસન, સાટોડી, દુધી, કૌચબીજ, ચવક, એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ નાંખવું. અને સારી પેઠે કઢવી એ સર્વેનો અવલેહ જેવો જાડો પાક થયા પછી સારા વાસણમાં ભરી રાખવો. પછી તે રોજ બે તોલા પ્રમાણે સેવન કરવો. આ પાકના સેવનથી ધાતુ પુષ્ટ થઇ પુષ્કળ વીર્ય પ્રાપ્ત થાય છે; અને દુસ્તર પ્રમેહ, સર્વ પ્રકારનો અતિસાર, ઉધરસ, દમ, ક્ષય, સ્ત્રીઓનો પ્રદર, યોનિશૂળ, ઈત્યાદિ સર્વ રોગોનો નાશ થઇ વીર્યસ્તંભન થાય છે. (કોઈ જગોએ ચવકની જગોએ બળદાણાં લેવાનો પાઠ છે)

**૬૩. વિદારીપાકઃ**—૬૪ તોલા ધોળા ભોંયકોહોળા–(છુંદવાથી જેમાંથી સફેદ દુધ નીકળે છે તે)નું ચૂર્ણ લેઇ તે ૨૫૬ તોલા ઘી અને ૧૬ ગણું દુધ લેઈ તેમાં પચન કરવું. મધના જેવું લાલ થયા પછી તેમાં જાવંત્રી, જાયફળ, પીપર, એલચીદોડા, સુંઠ, ધાણા, જીરૂં અગર, કેશર, વાવડિંગ, શિંગોડા, કેશર, શતાવરી, બળદાણા, ચણોઠીના મૂળ એ સર્વ તોલો તોલો નાંખવું. પછી થંડુ થયા પછી તેમાં સાકર ૬૪ તોલા નાંખવી. આ પાક રોજ ચાર ચાર તોલા ભક્ષણ કરવો અને તે ઉપર જુના ચોખાનો ભાત કરીને ખાવો. તેથી કરી પુષ્કળ બલ પ્રાપ્ત થાય છે. તેમજ સ્ત્રીઓનો પ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ અને બહુમૂત્રતા એ રોગો દૂર થાય છે.

**૬૪. વ્યાઘ્રીહરીતકી અવલેહ**—ભોરિંગણીનાં પંચાંગ ૪૦૦ તોલા પાણી ૨૦૪૮ તોલા અને મોટી હરડે ૧૦૦ લેઈ સર્વેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તે ગાળી લેઈ તેમાં ગોળ ૪૦૦ તોલા નાંખી પુનઃ કઢવી, નીચે ઉતારી થંડુ થયા પછી તેમાં ત્રીકટુ ૧૨ તોલા મધ ૨૪ તોલા અને ૪ તોલા એ પ્રમાણે ચૂર્ણ કરી નાંખવું આ અવલેહ અગ્નિબળ જોઈ સેવન કરવો; એટલે વાત, પિત્ત, કફ, દ્વિદોષ અને ત્રિદોષ એથી ઉત્પન્ન થયેલી ઉધરસ, ક્ષત, કાસ, પીનસ, શ્વાસ, ઉરઃક્ષત અને ૧૧ પ્રકારનો ક્ષય, એનો નાશ થાય છે. આ રસાયન ભૃગુઋષિએ કહેલું છે.

**૬૫. શતાવરીપાક;**—શતાવરીના મૂળીઆનો કલ્ક કરી લેવો, અને કલ્કથી ચોગણું દુધ, દુધના સમભાગ ગાયનું ઘી અને કલ્કના સમભાગ સાકર લેઈ, ઘી શેષ રહે ત્યાસુધી પચન કરવું. પછી પાક તૈયાર થયા પછી રોજ તે બે તોલા પ્રમાણે સેવન કરવો; એટલે રકતપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસ એનો નાશ થાય છે.

**૬૬ શાલપાકઃ**—દુધ ૨૦૪૮ તોલા, આસુંદરાની છાલનું ચૂર્ણ ૧૬ તોલા એ બે એકત્ર કરી, મંદ અગ્નિઊપર પકવ કરવું. પછી તેમાં ૬૪ તોલા ગોળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, લવંગ, જાયફળ, નાગરમોથ, વંશલોચન, ધાણા, સુંઠ, મરી, પીપર, આસન, હરડે, લોહ ભસ્મ, એ તેમાં મિશ્ર કરી સેવન કરવું. એટલે ક્ષય, શોષ, વાતરોગ, હિકકા રકતદોષ, વીસ પ્રકારનો પ્રમેહ, શિરોવીપાક ઇત્યાદિ સર્વ રોગોનો નાશ થશે.

**૬૭. શુંઠયવલેહઃ**—સુંઠ ૩૨ તોલા, ગોળ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા, દુધ ૨૫૬ તોલા; જાયફળ, લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, મરી, પીંપર, ચીત્રો એ તોલો તોલો લેઈ, માટીના વાસણમાં મંદઅગ્નિ ઉપર લેહ સિધ્ધ કરવો. તે પાક થંડો થયા પછી તેમાં મધ ૩૨ તોલા નાંખવું. આ પાક બાળક

અને વૃધ્ધ એને પણ આપવો. આ પાક વીર્યવર્ધક, વાજીકરણ, બુધ્ધિ, કાંતિ અને બળને આપનાર હોઇ, સૂર્ય જેમ અંધકારનો નાશ કરે કરે છે તેમ તે પ્રમેહનો નાશ કરે છે.

**૬૮. સુંઠખંડઃ**—સુંઠ ૩૨ તોલા, ઘી ૩૨ તોલા અને દુધ ૫૧૨ તોલા લેઇ, કઢવી એનો ગોળો કરવો. પછી સાકર ૨૦૦ તોલા લેઇ તેનો પાક કરવો. અને સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, એ પ્રત્યેક ૪ તોલા તેનું ચૂર્ણ તેમાં મેળવવું, પછી શકિત પ્રમાણે તે ચૂર્ણ ખાવું. તે ચૂર્ણ આમવાત, શમાવનાર ધાતુપુષ્ટિ કરનાર; બળ, આયુષ્ય અને તેજને આપનાર અને જરા (વૃધ્ધાવસ્થા) દુર કરનાર છે.

**બીજો પ્રકારઃ**—સુંઠ ૪૦૦ તોલા ઘી ૮૦ તોલા, દુધ ૪૦૯૬ તોલા, સાકર, ૨૦૦ તોલા; સુંઠ મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, પીપળીમુળ, કૃષ્ણાગરૂ, જાવંત્રી, જાયફળ, કચોરા, પાષાણભેદ, તામ્રભસ્મ, કલઇની ભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, મંડુર, લોહ, કાંત એ પ્રત્યેક **ચાર ચાર** તોલા નાંખી, મંદઅગ્નિ ઉપર એનો લેહ સારી રીતે સિદ્ધ કરવો. આ લેહ બલ, વર્ણ, આયુષ્ય, વલિપલિત તથા આમવાત એનો નાશ કરે છે; અને ઉત્તમ કાંતિ બનાવે છે.

**૬૯ સુંઠીપાકઃ**—સુંઠ, ૩૨ તોલા ગોળ ૧૨૮ તોલા, ઘી ૧૨૮ તોલા, અને દુધ, ઘીથી ચોગણું લેઇ સર્વે મંદઅગ્નિઉપર, પાક કરી, તે પાક ઘટ્ટ થયા પછી સેવન કરવો, એટલે મસ્તકશૂળ આર્દીતરોગ, સૂર્યાવર્ત, હનુઃકંપ, મન્યાસ્તંભ, ગલગ્રહ, વાતરોગ, કફાદિક અન્યરોગ એનો નાશ થાય છે.

**બીજોઃ**—૪૦૦ તોલા સારી દળદાર સુંઠ લેઇ, ચૂર્ણ કરી, ચોગણા ગાયના અથવા બકરીના દૂધમાં કઢવીતેનો ગોળો કરવો. પછી ચાતુર્જાત લવંગ, કેશર, પીપર, અમ્લવેતસ, જીરૂં, શહાજીરૂં, એનું **ચાર ચાર** તોલા ચૂર્ણ નાંખવું. આ પાક શકિતપ્રમાણે સેવન કરવો, એટલે અરૂચિ, સોજો, શુળ, કૃમિ, નપુંસકત્વ અને અતિસાર એનો નાશ થાય છે.

**ત્રીજો પ્રકારઃ**—૩૨ તોલા સુંઠનું સુર્ણ લેઈ તે ૨૬૬ તોલા દુધમાં પચન કરી ગોળો કરવો. પછી સાકર ૬૪ તોલા લેઇ, પાક કરી તેમાં તે સુંઠનો ગોળો અને લવંગ, ચાતુર્જાત, એ બે બે તોલા નાખવું. આ પાકનાં સેવનથી મસ્તકરોગ, પીનસ અને સંગ્રહણી એનો નાશ થાય છે.

**૭૦ સેવંતીપાકઃ**—ધોળી શેવંતીનાં ફુલો એક હજાર લેઈ, તે ૧૨૮ તોલા ઘીમાં શેકવાં, પછી સાકર ૨૫૬ તોલા, ચાતુર્જાત ૧૬ તોલા કાળી દ્રાક્ષ ૨૪ તોલા મધ ૩૨ તોલા, ગળોનું સત્વ, તવખીર, ધોળું, જીરૂં, શીસાની અને કલઈની ભસ્મ, એ પ્રત્યેક બે બે તોલા પ્રમાણે લેઈ, સર્વ ઔષધો એકત્ર કરી વાલભર ભીમસેની કપુર તેમાં મેળવવું. તથા પછી વાસણમાં ભરી રાખવો. પછી તેમાંથી રોજ અર્ધા તોલા પ્રમાણે પાક સેવન કરતાં જવું, પથ્ય પાળવી એના સેવનથી જીર્ણજ્વર, ઉધરસ, અગ્નિમાંદ્ય પ્રમેહ, દીનજ્વર, રાત્રીજ્વર, મસ્તકરોગ, રકતપ્રદર, રકતજ રોગ, કોઢ, અર્શ, નેત્રરોગ અને મુખરોગ, એનો નાશ થાય--( આજ રીતે ગુલાબનાં ફુલોનો પાક કરવાથી તેના ગુણ ઉપર પ્રમાણેજ થાય છે. )

**૭૧ શ્રીફલપાકઃ**—બીલાની ઉપરની છાલ કાઢી નાંખી, તે ૬૪ તોલા પ્રમાણે લેવું. દુધ ૨૦૪૮ તોલા અને ઘી ૬૪ તોલા લઇ તેમાં પકવ કરવું. પછી તેમાં સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, લવંગ એ અર્ધો અર્ધો તોલો અને સર્વ ઔષધોના સમાન સાકર લેઇ પાક તૈયાર કરી, તે રોજ બે તોલા સેવન કરવો. એના સેવનથી લોહી પડે છે તે, તથા રકતપિત્ત, વાતરોગ, ક્ષય, રકતપ્રમેહ, ત્વગ્દોષ, યોનિરોગ એ રોગો દુર થાય છે. તુષ્ટિ અને પુષ્ટિ એ પ્રાપ્ત થઈ કામ પ્રદિપ્ત થાય છે, અને ધાતુપુષ્ટિ થાય છે, તથા પીડાકારી મુતરખડાનો નાશ થાય છે. આ પાક સેવન કરનારે દૂગ્ધપાન, અવશ્ય, કરવું, તથા મધુર આહાર સેવન કરવો.

**૭૨. શ્લેષ્માતકયવલેહઃ**—પાકેલાં ગુંદામાંનાં બી કાઢી નાંખી, તેને તડકામાં સુકવી, તેનું

ચૂર્ણ કરી તે ૬૪ તોલા ચૂર્ણ લેવું. તેટલીજ સાકર લેવી. તેમજ તાલીમખાનું, ગોખરૂં, કાળીમુસળી, શતાવરી, કૌંચબીજ, આસન, ધોળા ભોંયકહોળાનું ચુર્ણ, ત્રિકટુ ત્રિસુગંધ જાયફળ, લવંગ, કેશર જાવંત્રી સમુંદ્રશોકનાં બી, ખુરાસાની અજમો એ તોલો તોલો લેવું, કસ્તુરી ૩ માસા લેવી. પછી સર્વેનો પાક કરી તે પાક મધ અને ઘીની સાથે પ્રાતઃકાળે અને સાયંકાળે શકિતપ્રમાણે એક અથવા બે તોલા સેવન કરવો. તેલવાળા અને ખાટા પદાર્થો ખાવામાં વર્જ કરવા. પાંન ખાવું થંડુ પાણી પીવું. આ પ્રમાણે એક મહિના સુધી આ પાકનું સેવન કરવાથી વીર્યવૃધ્ધિ થાય છે. પંઢત્વ દુર થાય છે, બળ અને પુષ્ટિ એ પ્રાપ્ત થાય છે, વૃદ્ધ માણુસ જવાનનાજેવો થાય છે. તેમજ પ્રમેહ રકતપિત્ત, ક્ષય, જીર્ણજ્વર, અરૂચિ ઉલટી, એનો નાશ થાય છે.

**૭૩ સુરણપાક.**—ઇંદ્રવરણીનાં મુળ અથવા ફળો, નાગરમોથ, સુંઠ, દંતીમૂળ, હરડે, નિશોતર, કચોરા, વાવડિંગ, ગોખરૂં ચિત્રક, માલકાંગોણી, એ દરેક બે બે તોલા લેવું. સુરણ ૩૨ તોલા, વરધારા ૧૬ તોલા અને ભિલામા ૧૬ તોલા લેઇ, ૨૦૪૮ તોલા પાણીમાં સર્વેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી ૨૫૮ તોલા ગોળ લેઇ, તે કાઢામાં નાંખી પુનઃપકવ કરવો. સારો પાકો થયા પછી તેમાં ચીત્રાના મુળ, નિશોત્તર, દંતીમુળ, માલકાંકણી એ પ્રત્યક ચાર ચાર તોલા, અને વ્યોષ એલચી, મરી, તજ, એ પ્રત્યેકનું બાર બાર તોલા ચૂર્ણ નાંખવું. પછી નીચે ઉતારી થંડુ થયા પછી તેમાં મધ ૧૨૮ તોલા નાખવું. આ પાકને બાહુશાલગુડ પાક કહે છે. આ પાકના સેવનથી સર્વ પ્રકારના મૂળવ્યાધીના રોગ, ગુલ્મવાત, ઉદરરોગ, આમવાત, સળકમ, સંગ્રહણી, ક્ષય, પીનસરોગ, હલીમક, પાંડુરોગ, અને પ્રમેહનો નાશ થાય છે. તથા જરા, વ્યાધી, દુર કરનાર છે.

**બીજો પ્રકારઃ**—નિશોત્તર, માલકાંકણી, દંતીમૂળ, ગોખરૂ, ચિત્રાના મુળ, કચોરાં, ઈંદ્રવરણીના મુળ, સુંઠ, નાગરમોથ, હરડે એ પ્રત્યેક ચાર ચાર તોલા, તથા ભિલામાં ૩૨ તોલા વરધારા ૩૨ તોલા, અને સુરણુ ૬૪ તોલા લેઇ, તે સર્વેનો ૪૦૯૬ તોલા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તેમાં ૬૦૪ તોલા ગોળ નાંખવો. અને કડછીને ચોંટે ત્યાંસુધી તે પાક કરવો, પછી નીચે ઉતારી તેમાં નિશોત્તર, માલકાંકણી, સુરણુ, ચિત્રકમુળ, એ પ્રત્યેક આઠ આઠ તોલા, અને એલચી, તજ, મરી, નાગકેસર, એ પ્રત્યેક ૨૪ તોલા નાંખવું. પાકના સેવનથી અજીર્ણ ક્ષીણત્વ, પાંચ પ્રકારનો ગુલ્મ પ્રમેહ, પાંડુરોગ, હલીમક સર્વ પ્રકારની મુળવ્યાધીનો રોગ અને સર્વ પ્રકારના ઉદરરોગ નાશ પામે છે. આ રસાયન બુધ્ધિની પુષ્ટિ કરનારૂ અને મુળવ્યાધી રોગોનું નાશ કરનારૂ છે, આ પાકને બાહુ શાલગુડ કહે છે.

**૭૪ સૌભાગ્યશુંઠીપાક**—સુંઠ ૩૨ તોલા ઘી ૮૦ તોલા; ગાયનું દુધ ૨૫૬ તોલા, સાકર ૨૦૦ તોલા, અને સુંઠ, મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, એ પ્રત્યેક ચાર ચાર તોલાં નાંખી લેહવિધીપ્રમાણે પાક તૈયાર કરવો. આ પાકને સુંઠી રસાયન કિંવા સુંઠ કહે છે. આ રસાયન આમવાતનો નાશ કરી કાંતિને સારી કરે છે. તથા ધાતુ, બળ અને આયુષ્ય આપે છે અને વલીપલિત અને વંધ્યત્વનો નાશ કરેછે.

**બીજો પ્રકાર**—ઘી ૬૪ તોલા, દુધ, ૧૦૨૪ તોલા, સાકર ૨૦૦ તોલા એ પ્રમાણે લેઈ, અંદર સુંઠનું ચૂર્ણ ૨૦૦ તોલા નાંખી ગોળના પાક જેવો પાક કરવો. તેમાં ધાણા ૧૨ તોલા વરીઆળી ૨૦ તોલા વાવડિંગ, ૪ તોલા, જીરૂં ૪ તોલા, અને સુંઠ, મરી, પીપર, નાગરમોથ, તમાલપત્ર, નાગકેશર તથા બારીક એલચી એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ નાંખવું, તથા પચન કરવું. આ પાકને નાગરખંડ કહે છે. આ પાક સ્ત્રીઓને ઉત્તમ બળદાતા છે. આ પાક તૃષા, ઉલટી, તાવ, દાહ, શોષ, ઉધરસ, પ્લીહા, કૃમિ, મંદઅગ્નિનો નાશ કરે છે.

**ત્રીજો પ્રકાર**—સુંઠ, ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દુધ ૫૧૨ તોલા, સાકર ૨૦૦ તોલા, તથા શતાવરી, જીરૂં, સુંઠ મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, અજમો, વરીઆળી, સુવા, ચવક, ચિત્રક, નાગરમોથ એ પ્રત્યેકનું ચાર

તોલા ચૂર્ણ નાંખી પચન કરવું. લેહના જેવું થાય એટલે સિધ્ધ થયું જાણવું. તેને ઘીના વાસણમાં ભરી રાખવો, અને અગ્નિ અને બળ જોઇ સેવન કરવો. અને સુવાવડીએ તો વિશેષે કરી સેવન કરવો. એના સેવનથી બલ, વર્ણ, પુષ્ટિ, પ્રાપ્ત થઇ વલીપલિત નાશ થાય છે. તથા આ પાક વયઃસ્થાપક હૃદ્ય, મંદઅગ્નિને વધારનાર, અને આમવાત, મસ્તકશળ અને સુવારોગનો નાશ કરનારો છે.

**ચોથો પ્રકાર**—સુંઠનું ચુર્ણ ૬૪ તોલા લેઇ, તે ૧૦૨૪ તોલા બકરીના ઉકાળેલા દુધમાં નાંખી તે દુધ ગોળો થાય ત્યાં સુધી ઉકાળવું. પછી ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે સુંઠનો ગોળો અને ચાતુર્જાત નાગરમોથ, વંશલોચન, મરી, ધાંણા, જીરૂં શહા જીરૂં, વરીઆળી, અકકલકરો, સુંઠ, લવંગ, શતાવરી, કાળી મુસળી, મરી, પીપર, કૌચબી-જ, પટ્કટુ જાયફળ, જાવંત્રી, શિંગોડાં, વરધા રા, નિશોત્તર, કમળાક્ષ, ત્રિફળાં, બલાલય વા ળો, આસન, ધોળુંચંદન, અગર, વરીઆળી, અજગંધ, વગડાઉ તુંળસીનાં બી, કાળી દ્રાક્ષ, અક્રોડ, કમળ, અજમોદ, બદામ, કોપરૂ, ભીમસેની કપુર, અભ્રકભસ્મ, લોહભસ્મ, કલઈની ભસ્મ, તામ્રભસ્મ, શિલાજીત, સુવર્ણમાક્ષિકભસ્મ એ પ્રત્યેક ચાર ચાર તોલા નાંખી પાક તૈયાર કરવો. આ પાકને નાગરખંડ કહે છે. આ પાક સવાર સંધ્યાકાળ શકિતપ્રમાણે સેવન કરવો. એના સેવન ઉપર પથ્યાપથ્યની વિશેષ સંભાળ રાખવાની જરૂર નથી, એ સેવનથી ક્ષય, પાંડુરોગ, ઉધ્વરસ, દમ, મંદઅગ્નિ, સંગ્રહણી, રકતગુલ્મ, પ્રદર, સોમરોગ, દુગ્ધક્ષય (દુધ ન આવવું તે) મૂત્રકૃચ્છ્ર, કમળો, ગલરોગ, પિત્તરોગ વાતરોગ; અને સુતિકારોગ, એનો નાશ થાય છે. આ સૌભાગ્ય શુંઠીપાક અશ્વિનિકુમારે નિર્માણ કરેલો છે, અને તેનું સેવન કરનારને ઉત્તમ ગુણકારી છે. સ્ત્રીઓને એનું સેવન હિતાવહ હોઇ પુત્રપ્રાપ્તી થાય છે.

**પાંચમો પ્રકાર**—૧૯૨ તોલા સુંઠનું ચુર્ણ લેઈ તે ૧૯૨ તોલા ઘીમાં શેકી નાંખવું. પછી તાંબાની અથવા લોઢાની કઢઇમાં ચોપટ દુધ અને સમભાગ સાકર નાંખી તેમાં પચન કરવી, પછી તેમાં જાયફળ, ત્રિફળાં, જીરૂં, શહાજીરૂં, ધાંણા, વરીંઆળી, એલચી, પીપર, નાગરમોથ, વાળો, દ્રાક્ષ, ભુઈકોહળું, ચંદન, ખારેક એ પ્રત્યેક, બે બે તોલા, લીલા નાળીએરની અંદરનું કોપરૂં ૩૨ તોલા, શિલાજીત, ૮ તોલા, લોહભસ્મ, ૮ તોલા, સુવા ૧૬ તોલા, ચારોળી, ૧૬ તોલા, અને નિશોત્તર ૩૨ તોલા એ પ્રમાણે નાંખવું. સર્વે ઔષધોનો એક પિંડ, થયા પછી તેમાં સુગંધી પદાર્થ (કેશર વગેરે) નાંખવા. આ શુંઠીપાક, પુર્વે મહાદેવજીએ પાર્વતીજી પ્રત્યેક કહેલો હતો. તથા તેજ પાક નારદે બ્રહ્માના મુખથી સાંભળ્યો હતો. આ પાકના સેવનથી બળ, કાંતી સૌભાગ્ય, બુધ્ધી, સ્મૃતિ, ઉત્તમ વાણી, સૌંદર્ય, સુકુમારતા એ પ્રાપ્ત થઈ યોનીની શિથીલતા દુર થાય છે. સ્તન ઘટ્ટ થાય છે, અને ૮૦ પ્રકારના કફરોગ ૪૦ પ્રકારના પિત્તરોગ, ૮ પ્રકારનો જ્વર,, ૧૮ પ્રકારનો મૂત્રરોગ, નાસારોગ, નેત્રરોગ, કર્ણરોગ. મુખરોગ, મસ્તકરોગ, બસ્તીની અંદરની શળ, યોનીશળ, અને બીજા સર્વેરોગોનો નાશ થાય છે,

૭૫ **હરીદ્રાખંડ**—હળદર, ૩૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા. દુધ ૧૪૨ તોલા, ખાંડ, ૨૦૦ તોલા, ત્રિકટુ ત્રિજાત વાવડિંગ, નિસોત્તર, ત્રિફળાં, નાગકેશર, નાગરમોથ, એ પ્રત્યેક ૪ તોલા, લેવું, પ્રથમ હળદર અને ઘી એ દુધમાં નાંખી પચવવું. પછી સાકર નાખવી. અને પાછળથી બાકીના ઔષધોનું ચૂર્ણ નાંખી, પાક કરી તેને ઘીના વાસણમાં ભરી રાખવો. સાત દિવસ પછી તે ભક્ષણ, કરવો. એટલે ખસ, વિસ્ફોટક અને દાદરનો નાશ થઇ શરીરકાંતિ સુવર્ણના જેવી થાય છે.

**બીજો પ્રકાર**—હળદર ૩૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, ખાંડ ૧૨૮ તોલા, દુધ ૮૦૦ તોલા, વ્યોષ, ત્રિજાત, નિશોત્તર, નાગરમોથ, જીરૂં, વાવડિંગ, દેવદાર, જેઠીમધ, એ પ્રત્યેક ૪ તોલા, લેવું, અને તેનો રીત પ્રમાણે-- કડછીને ચોંટે એવો જાડો પાક કરી તે ઉતારી રાખવો. આ પાક અગ્નિબળ જોઇ આપવો. એટલે કોઢ, ખરજ, વિસ્ફોટ, દાદર, ૭ પ્રકાર-

ની મુળવ્યાધિ, રક્તપિત્ત, આમ્લપિત્ત, પાંડુરોગ, અને હલીમક, રોગ એનો નાશ થાય છે.

**૭૬ હરીતકીપાક**—૬૪ તોલા હરડે, ૨૦૪૮ તોલા પાણી, ૧૨૮ તોલાં, દશમૂળ, જવ ૯૬ તોલા, અને પીપરીમુળ, ચિત્રાનાં મુળ, ભારંગમુળ, શંખપુષ્પી, બળદાણા, કચોરા, સુંઠ, અંધાડી, નાગરમોથ, પુષ્કરમુળ, ગજપીપર, એ પ્રત્યેક ચાર ચાર તોલા, એનો અષ્ટમાંશ કાઢો કરી તેમાં હરડે વાટી નાંખવી. પછી તેમાં ગોળ ૧૯૨ તોલા, ગાયનું ઘી ૨૦ તોલા, અને જાયફળ, કેશર, ચાતુર્જાત આંવળકંટી, અજમો, બહેડાં, જાવંત્રી; તામ્રભસ્મ, લોહભસ્મ, સુંઠ, મરી, પીપર, એ પ્રત્યેકનું બે બે તોલા, ચૂર્ણ નાંખવું- તથા પાક સિધ્ધ કરવો. આ પાક જીર્ણજ્વર, નાશક છે, અને તત્કાળ પુષ્ટિ, તુષ્ટિ અને બળ આપે છે. અને રસકોપ, સંગ્રહણી, ક્ષીણધાતુ, અતિસાર મૂળવ્યાધ, દમ, ઉધરસ, અને વાતરકત ઉપર હિતકારી છે.

**બીજો પ્રકારઃ**—દશમુળ, ગજપીપર, કૌંચબીજ, ભારંગમુળ, કચોરા, પુષ્કરમુળ, સુંઠ, પહાડમુળ, ગળો, પીપરીમુળ, શંખાહુલી, રાસ્ના, ચિત્રકમુળ, અંધાડી, બળદાણા અને ધમાસો એ પ્રત્યેક બે બે પલ (૮ તોલા); જવ ૨૫૬ તોલા અને મોટી હરડે ૧૦૦ લેઈ, એ સર્વેનો ૨૦૪૮ તોલા પાણીમાં કાઢો કરી, તેમાંહેની હરડે જૂદી, કાઢી તે કાઢો ગાળી લેવો. પછી તેમાં ગોળ ૪૦૦ તોલા, તેલ ૩૨ તોલા, અને ઘી ૩૨ તોલા; તથા પીપર ૧૬ તોલા અને પહેલી હરડે અંદર નાંખી લેહ સિધ્ધ કરવો. ઠંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાંખવું. પછી રોજ બે હરડે અવલેહસાથે ખાવી; એટલે ક્ષય, સંગ્રહણી, સોજો, અગ્નિમાંદ્ય, સ્વરભેદ, પાંડુરોગ, ઉધરસ, મસ્તકરોગ, હૃદ્રોગ, હેડકી અને વિષમજ્વર એનો નાશ થઈ બુધ્ધિ, બલ, ઉત્સાહ એ પ્રાપ્ત થાય છે. આ હરીતકી પાક ઉપલા દોષો દૂર કરવામાં શ્રેષ્ઠ છે.

## પરિશિષ્ટ.

**૭૭. આંમળાનો મુરબ્બોઃ**—એક શેર સારાં મોટા આંમળાં લેઇ તેને સોયથી ચોંકી દાબી રાખવાં. તેની અંદરનું પાણી નીકળી જાય એટલે, તેને ફટકડીના પાણીમાં મધ્યમ રીતે બાફી, તેને ચાર શેર ખાંડનાં પાકમાં કિંચિત બફાવા દેવાં, અને પછી નીચોવી લેઈ બીજી ચાર શેર ખાંડનો પાક કરી, મેલ કાઢી, તે પાક સિધ્ધ થાય એટલે તેમાં આંમળાં નાંખવાં, અને કેશર અર્ધો તોલો નાંખવું; એટલે મુરબ્બો થયો. આ મુબ્બરો પિત્તશામક અને પૌષ્ટિક છે.

**૭૮. કેરીનો મુરબ્બોઃ**—કેરીઓ સારી એરેષો લીલી લેઇ, તેને છોલી નાંખી દાબી રાખવી; પાણી નિકળી જાય એટલે કિંચિત બાફવી અને પછી આંમળાંની પેઠેજ આનો મુરબ્બો કરવો.

**૭૯. બીજોરાનો મુરબ્બોઃ**—બીજોરૂ ચીરી તેની ચીરીઓ કરવી. પછી સાકરનો પાક કરી, તેમાં કેશર વગેરે મસાલો નાંખી તેમાં ચીરીઓ નાંખવી. પિત્ત ઉપર આ મુરબ્બો ઘણો પ્રશસ્ત છે.

**૮૦. ગુલકંદઃ**—ઉંચી જાતના ગુલાબનાં ફુલો લેઇ તેની પાંખડીઓ ચુંટી લેવી. ફુલથી બમણી સાકર લેઇ, બરણીમાં પાંખડીનાં અને સાકરના ઉપરાઉપરી થર કરવા અને તેનું મોં બાંધી રાખી ૮ દિવસ ગરમીમાં રાખી મેલવો; એટલે ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ પિત્ત અને દાહ ઉપર પ્રશસ્ત છે.

**૮૧. યાકુતીઃ**—ભાંગ અર્ધો શેર લાવી કપડામાં બાંધી તેને સારી પેઠે ધોવી. પછી પોટલી બાંધી ચાર શેર દુધમાં નાંખવી, અને તે દુધ સારીપેઠે ઉકાળવું. પછી તે દુધમાં ખટાશ નાંખી દહી કરી, વલોવી, માંખણ કાઢી, ઘી બનાવવું. પછી તે ઘીમાં બદામ અર્ધો શેર, પીસ્તાં અર્ધો શેર, માવો અર્ધો શેર ખસખસ અર્ધો શેર, ચારોળી અર્ધો શેર, વગેરે મળી ત્રણ શેર ખાંડનો પાક કરી તેમાં તે નાંખવાં. તેમજ જાયફળ, જાવંત્રી, એલચી, સમુદ્રશોકના બી, અફિણ, કેશર, રૂમામસ્તકી, કંકોળ, અક્કલકરો, સુંઠ, મરી, પીપર, પીપરીમુળ, એ સર્વે એક એક તોલો; તથા સાલંમીશ્રી, સફેદ મુસળી, કાળી મુસળી, આસન, શતાવરી, કૌંચબીજ, ગોખરૂ, તાલીમખાનું એ બે બે તોલા, એ સર્વ ઓષધોનું ચૂર્ણ કરી સારીપેઠે મસળી

ભાંગનાં ઘીની અંદર નાંખવું. પછી સર્વ એકત્ર કરી બરણી ભરી રાખવી. આ યાકુતી, અવલેહજેવી જોઇએ. એના સેવનથી વીર્યસ્તંભ, વીર્યવૃધ્ધિ ઉત્તમ થાય છે. એના અંગે માદકશક્તિ વિશેપ છે. એના ઉપર અર્ધો શેર દુધ પીવું. જેને કેફની ટેવ નથી, તેણે એનું શેવન કરવું નહિ. કરવું તો ઘણું થોડું. ઉતાર લીંબુ, ભાત, છાશ.

**૮૨. દાડમનો સરકો:**—૨૦ દાડમો સારાં પાકેલાં અને રસદાર લેઇ, તેનો રસ કાઢી, કલઇના વાસણમાં ઉકાળવો; અને અંદર સાકર એક શેર નાંખવી. મધ જેવું જાડું થાય એટલે તેમાં અર્ધો તોલો કેશર અને એક તોલો એલચીની ભૂકો નાંખી, શીશીમાં ભરી રાખવો. આ પાક પિત્ત ઉપર અને ઉધરસ ઉપર ઘણો પ્રશસ્ત છે. લીંબુનો સરકો પણ આજ પ્રમાણે કરવો.

**૮૩. નાળીએરનો સરકો:**—૫૦ કુમળાં નાળીએરનું પાણી લેઇ કડાઇમાં નાંખવું, અને મધ્યમાગ્નિથી મધ જેવું જાડું થાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેમાં કેશર અર્ધો તોલો અને લવંગનું ચૂર્ણ એક તોલો નાંખી, નીચે ઉતારી નાંખવો. આ સરકો સારી રીતે રક્તવૃધ્ધિ કરનાર છે, અને બીજાં ઔષધોનાં અનુપાનોસાથે સેવન કરવાથી ઉપયોગી થઇ પડે છે અને પુષ્ટિ કરે છે.

**૮૪. ગુલાબી સરબત:**—ગુલાબજળ અથવા ગુલાબની કળીઓનો નળિકાયંત્રથી અર્ક કાઢી લેઈ, તેમાં સાકર નાંખી જાડો પાક કરવો. આ સરબત સુવાસિક હોઇ શરીરમાં ઉતરેલી ગર્મીનો નાશ કરે છે. થંડુ છે; તથા ઉન્હાળાના દિવસોમાં સેવન કરવા યોગ્ય છે.

**૮૫. આંમલીનું સરબત:**—આંમલી સારી સ્વચ્છ બે શેર લેઇ, એક પથ્થરના વાશણમાં ચાર શેર પાણી નાંખી ચાર પ્રહર ભીજવી રાખવી. પછી હાથવડે ખુબ મસળી, પાણીનો અને તેનો એકરસ કરવો. પછી તે પાણી માટીના વાસણમાં ગાળી લેવું. પછી તે પાણીને કલઇના વાસણમાં નાંખી ઉભરો આવે તે પર્યંત ઉકાળી, તેમાં ખાંડ નાંખી, ચાસણી ત્રણતારી કરી તૈયાર થયા પછી, બરણીમાં ભરી રાખવું. આ સરબત બેથી પાંચ તોલા પર્યંત સેવન કરવું. પિત્તપ્રકૃતિના માણસને સાયંકાળે સુતી વેળાએ આપવાથી શૌચ સાફ થશે. આ સરબતમાં બીજો એક એવો ગુણ છે કે, ઉન્હાળામાં પ્રાતઃકાળે એનું સેવન કરવાથી, લુખ લાગવાની ધાસ્તી રહેતી નથી. જેને હમેશાં બંધકોષ્ટનો સંશય રહેતો હોય તેને આ સરબત ઘણુ ગુણકારી છે. આના સેવનથી ઝાડો હમેશાં સાફ થાય છે.

**૮૬. પાકેલા કોહાનું સરબત:**—આંમલીના સરબતની પેઠેજ આ સરબત શરીરમાં ગર્મી ઉપર ઘણુંજ ઉપયોગી છે. શિવાય પિત્તશામક અને રૂચિકર પણ છે.

**૮૭ લીંબુનો મુરબો:**—કાગદી ( ઝીણી છાલવાળાં ) લીંબુ ૧૦૦, દૂધ વજન ૪ શેર અને પાણી એક શેર એ પ્રમાણે લેઈ, પહેલાં લીંબુ છોલી પાણી અને દૂધ એકત્ર કરી, તેમાં બધાં લીંબુ બે દિવસ સુધી નાંખી રાખવાં, પછી કિંચિત સુકવી પુનઃ તેની છાલ કાઢી નાંખવી. એટલુંજ કરી પછી શેર લીંબુએ ત્રણ શેર ખાંડ એ પ્રમાણે લેઈ, ખાંડની સારી ચાસણી કરી, તેમાં લીંબુને છીદ્રો પાડીને નાંખવાં. પાક થંડો થયા પછી સારી, ઉત્તમ બરણીમાં ભરી, ઉપર કપડાશી મોં બાંધી ત્રણ મહિના પર્યંત બંધ કરી રાખી, પછી લીંબુ ભક્ષણ કરવાં. આ મુરબો પિત્ત ઉપર સારી પેઠે હિતકારક છે.

# અશ્વરોગ—પરિજ્ઞાન.

**૧. શિરોવ્યથા:**—ઘોડાનું માંથુ સુજે છે અને તે નીચે માંથુ ઘાલે છે; ત્યારે તેને એ વ્યથા થયેલી છે એમ જાણવું. **ઉપચાર:**—બોરડીની છાલ, પીપળાની છાલ, અંકોલની

છાલ, એરંડાનાં મૂળ એ સર્વ જણસો સમભાગ લેઈ. પાણીમાં વાટી ઘોડાના મસ્તક ઉપર લેપ કરવો. ફરવું, તડકો અને હરેક ત્રાસકારક ક્રિયા વર્જવી.

**૨. મુખરોગ:**—મોં સુજે છે, લાળ પડે છે, ઘાસ ખાતો નથી, એ મુખરોગ થયાનાં લક્ષણો થાય છે.

**મુખવાતાદિ સર્વ વાતવિકારો ઉપર:**—જવખાર, સરસવ, રાઈ, સુવા, હળદર, સીંધવ એ બધી જણસો સમભાગ લેઇ આંમલીના ડીલાની ખેળમાં ખલી લેપ કરી કપડાથી બાંધવું.

**૩. નાકના પડમાંથી લોહી વહેતું હોય તો તે ઉપર:**—કાવળીના મૂળ દૂધમાં ઘસી નાકમાં મુકવું. (૨) સરદી થઈ નાક અને મોંમાથી પાણી વહે છે, અને વારંવાર સુંઘતો હોય તો:—હરડાં, કાળીજીરી, હળદર, સુંઠ, મરી. પીપર, ગોળ એ બધી જણશો એકત્ર ખાંડ, અજમાશે એકથી બે તોલા પર્યંત સવાર સાંજ બે વાર એમ ૭ દિવસ સુધી ખવરાવતાં જવું.

**૫. નેત્રરોગ:**—**ફુલ** અથવા **પડળ** હોય તો:—બે ત્રણ દિવસના બાળકની વિષ્ટા આંજવી. (૨) માછલાનું અને બકરીનું પિત્ત મધમાં ખલી સાત દિવસ અંજન કરવું.—(૩) **આંખ રાતી થાય છે, પાણી વહે છે અને સુજે છે તે ઉપર:**—સીંધવ, સંચળ, કાચલવણ, એ સર્વ સમભાગ જણસો લેઇ, કાંજીમાં ખલી અંજન કરવું. (૪) **આંખો લીલી રાતી થઈ હોય તો:**—ગોળ, કપૂર, પારો, ગોરોચન, સર્વ સમભાગ જણશો મધમાં ખલી અંજન કરવું.(૫) **આંખો સ્વચ્ચ થવા માટે:**—સાજીખાર, પોણો માસો, આંબા હળદર દોઢ માસો, ભેંસા, ગુગળ (શુધ્ધ) પા માસો, ભેંશના શિંગડાની રાખ પા માસો, માણસની ખોપરીની રાખ પા માસો, એ સર્વનું એકંદર ચૂર્ણ કરી જૂના ગોળમાં ખવરાવવાથી બીજા પણ (વાત, શળ, મૂત્રરોગ) રોગ દુર થાય છે. (૬) પીંપર, સુંઠ પારો એ જણસો સમભાગ લેઇ મધમાં ખલી અંજન કરવું.

**૬. જવર** (તાવ) —**સન્નિપાત ઉપર:**—અજમો, પા માસો, લસણ પા માસો, હિંગ પા માસો. નગોડનો પાલો પોણો માસો, એ સર્વનું ચૂર્ણ સાંજ સવાર ઘીમાં ખવસાવવું, શેક કરવો. **આંગતુક તાવ ઉપર**—ભાંગરાનાં ૯ નવ પાંત્રાં અને કડવા લીંમડાના સુકાયેલાં નવ પાંત્રાં લેઈ તેમાં ૩ શેર પાણી નાખી એક શેર કાઢો બાકી રહે એટલે તે પાવો. દિવસ ૩. **લંઘન** (દાણા ખાતો ન હોય તે) **જવર ઉપર:**—જાવંત્રી લવીંગ, કંકાળ, જેઠીમધ એ જણસો સમભાગ લેઇ ચુર્ણ કરી, એક તોલો ચૂર્ણ મધમાં ખવરાવવું. **સંતાપ** (મુખમાં દુર્ગંધ, બંન્ને કાન ગરમ, કપાળ ઉપર ગાંઠ, એ લક્ષણોએ યુકત) **તાવ ઉપર:**—કેળનાં મૂળો, કેવડા, ઉંબરાની છાલ, આંમળાં, ધાંણા, ભોંયકહોળું, એ સર્વ સમાન ભાગ લેઈ, ચુર્ણ ૧ તોલો મધમાં ખવરાવવું. **મન્મથ** (મૂત્રમાં ધાતુંનું જવું, મૂત્ર પીળું થવું, અને પીચોટી બંધ થવી એવા) **જવર ઉપર:**—સેંમળની રાખ અને રાળનો લોટ, પાંચ શેર દૂધમાં ખવરાવવો. દિવસ ૩ એથી ૯ પ્રકારનો તાવ જશે, (૨) ગળો, ધાંણા, કરીયાંતું, સુંઠ, ખારેક એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને એલચી દાણા ૧ માસો, એ પ્રમાણે ચૂર્ણ, કરી મધમાં આપવું. (૩) લીંમડાના પાંત્રા હરડા આમળાના મુળોની છાલ, લસણ, એ સર્વ સમભાગ જણસોનું ૧ તોલો ચુર્ણ ઘીમાં ખવરાવવું.

**૭. ઉદરસંબંધી રોગ:**—કુલાનો ભાગ ગળવો, પેટમાં ગુદમાં શબ્દ થવો પરાણે શૌચ. થવો, ઉપરાઉપરી શ્વાસ કાઢવા, આળસ અને સુકાતા જવું એ લક્ષણોએ ગુલ્મરોગ ઉપર, ૨૧ દિવસ સુધી ઘી અને તેલ એકલ કરી શરીરે મર્દન કરવું. **મંદાગ્નિ ઉપર:**—હરડાં,

૧. તાવ કયા પ્રકારનો છે એ ઓળખવું બહુ કઠીણ પડશે એમ જણાય છે. શરીર ઘણું તપેલું, ગ્લાનિ ખાવા ઉપર ઇચ્છા ન હોવી, ઈત્યાદિ પ્રકારોનું કમિ જાસ્તી પ્રમાણ—ચલન વલનાદિ વ્યવહારો ઉપરથી—જોઈ, તાવની સાધારણ અજમાયસ બાંધવામાં આવે, પરંતુ તે ખાવી રાખવા લાયક નહિં. હવે જેના આધારે અમોએ આ માહિતી આપેલી છે, તે લેખી પુસ્તકમાં વિશેષ માહિતી ન હોવાથી અને તેના અનુભવ ન હોવાથી, આનાં કરતાં વધારે વિસ્તારથી સમજ આપવામાં આવી નથી.

ચીત્રો, ઊભી ભોરીંગણીનાં મૂળ, જીરૂં, વજ, ભોંય લીંમડો, ભોય આંવળ, રીંગણીનાં મૂળ, સીંધવ સંચળ, વાવડિંગ હળદર. નગોડ. અજમો, સુંઠ, પીપરીમુળ, પીપર, કરીયાતુ, ભાંગરો એ સર્વ જણસો, સમભાગ લેઇ, ગોળ સાથે ૧ તોલો ચુર્ણ નાંખવું. **મોંમાંથી પીળું પાણી** વેહેતું હોય અને પરસેવો આવતો હોય તે ઉપર—આસોદ પા તોલો અને પીપર પા તોલો, ગાયનાં દુધમાં ખવરાવવાં. **વર્તુશૂલ:**—શ્વાસ ધાયલ થવા જેવું, કુખ મરડવી એ લક્ષણો હોય તો—પીત્તપાપડો ૪ાા માસા, ચોર અજમો, ૨ા માસા, હિંગ ૧ાા માસો, બીજોરા ની છાલ ૨ા માસા, એ બધાં ઔષધો એકત્ર કરી ધીમાં આપવા. **શ્રમવિભ્રમ શુળ ઉપર**—(મંદ ચરવું, ભ્રમના જેવું વર્તન, લાળ વહેવી એ લક્ષણો થાય છે.) **ઉપચાર**—ઘીમાં તલમર્દન કરી ગરમ પાણીમાં નાંખી અને તેમાં ગોળ. હળદર, સુંઠ, હરડાં એ જણસો સમભાગ લેઇ, ૧ તોલો ચુર્ણ નાંખી આપવું, **શરીર ઉંચુ નીચુ કરવું**,પગનો સંકોચ કરવો, પેટમાં ફુલવું, એ લક્ષણો હોય તો—હિંગ તોલો પોણો, લસણ તોલા ૨ા, સીંધવ તોલો ૧, ગોળ તોલો ૦ાા, એ સર્વ ઔષધો મેળવી ખાટા દહીંમાં ખવરાવવાં. **કૃમિશુલ**—વજ નવ માસા અને પિત્તપાપડો ૪ાા માસા ગોળમાં ખવરાવવો. **દારૂણશુળ**—ભોંય ઉપર પડવું, કુદવું, વ્યથિત જણાવું એ લક્ષણો હોય તો—વજ નવ માસા, પાષાણભેદ ૪ાા માસા, એ ઔષધો કાંજીમાં વાટી આપવાં, **અષ્ટાદશ પ્રકારની શુળો ઉપર**—સીંધવ, કાચલવણ, સંચળ, ગંધબીડ, મીઠું, મરી, અજમો, પીપર, હરડાં, બહેડાં, આંવળકંડી, પીળાં પંડોળાં, કોષ્ટ, વજ, બાવળનો, ગુદ ભારંગી, હિંગણાની છાલ પીતપાપડો, ઈંદ્રજવ, કંટેશાળીના બીયાં, આસોદ, રીંગણીનાં મુળ, નગોડ, ખુરાસાની અજમો, એ બધાં ઔષધો સમભાગ લેઈ તેનું ચૂર્ણ બે તોલા, ઘીમાં અથવા ગોળમાં ખવાડવું. દી૦ ૭ **પેટ ચડવું**—વખતે વખત શરીર જમીન ઉપર નાંખવું, તપ્ત થવું, એ લક્ષણો થતાં હોય તો:—ઝંઝેટાના અને કાંગના મુળો, ખાખરાનાં બી એ ઔષધો પ્રત્યેક ૪ાા માસા અને હિંગ ૩ માસા લેઈ સંધેસરાના પાંત્રાંના **રસમાં** ખવરાવવું. **ખડસશૂળ**—પેટ ચડવું, ડોલવું, મુલ, અને મલ એનો પ્રતિબંધ થવો, એ લક્ષણો હોય તો:—સેમળની છાલ અને દંતીમુળ દોઢ તોલો તલના તેલમાં ઘસી આપવી. **ઉદકશુળ ઉપર**— (પાણી પીધા પછી કુદે છે અને હરાંપરાં થાય તે) સુંઠ, પીપર, વજ, એ ઔષધો પ્રત્યેક ૪ાા માસા, ગજપીપર અને સીંધવ પ્રત્યેક ૨ા માસા, અને હિંગ ૧ાા માસો, એકંદર ઔષધો ઘીમાં ખલી ખવરાવવા. દાંત કચડવા, જમિન ચાટવી, કરડવું એ લક્ષણો હોય તો:—ત્રિકટુ, ૯ માસા, વાવડિંગ ૯ માસા. અજમો ૧ માસો, લસણ ૧ માસો, એ બધાનું ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું, **લાદની સાથે કીડા પડે છે તે ઉપર**—હિંગણાની છાલ ત્રણ માસા અને પીત્તપાપડો ૯ માસા ગોળમાં ખવરાવવું. **સંગ્રહણી ઉપર**—(લાદ પાતળી થવી અને ઉપરાઉપરી હગવું ) નાનાં બીલાં, લીલા દાંડમના દાણાં, ધાવડીના ફુલ, એ જણસો સમભાગ લેઇ ૧ાા તોલો ચૂર્ણ, દહીમાં આપવું. દિવસ ૭. (૨) હરડાં, આરંબળીની છાલ, મેથી, જીરૂં એ સર્વ જણસો સમભાગ લેઇ ૧ાા તોલો ચૂર્ણ દહીમાં ખવરાવવું. દિવસ ૩. (૩) હરડાં આરંબેલીની છાલ, મેથી એ સમભાગ લેઈ દહીમાં ૧ાા તોલો ચૂર્ણ ખવરાવવું. **ઉપવાત**—ઘોડાની આંખોમાંથી પાણી વહેવું, પગ અને ગળું સુજવું, દાંત ચોટી જવા, ખાવાનું છોડવું ઇત્યાદી લક્ષણો હોય તો—સરગવાના મુળ, રાફડાની માટી, આંમલીનો અને નગોડનો પાલો એ સર્વ પાંત્રાં ૧ તોલો, જૂના ગોળમાં ત્રણ દિવસ આપવાં.

૮. **અગ્નિમાંદ્ય:**—ઘોડો દાણો અને ઘાસ ખાતો ન હોય તો—રીંગણી મુળ, ઉભીભોરીંગણીના મુળ, લીંમડાના પાંદડાં હરડાં સુંઠ, કરીઆતું, વાવડિંગ, અજમોદ, નગોડ, અરણીનાં પાત્રાં, અરડુસાનાં પાત્રાં એ ઔષધો પ્રત્યેક દોઢ દોઢ માસો, અને અજમો પોણો માસો એમ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી જૂના ગોળમાં ખવરાવવું. દિવસ ૭.

**૯. પાદ (પગના) રોગ**—પગે **ચક્રાવલી** થઈ હોય તો—છીંપ અને કોડી બાળી તે રાખ, સમભાગ મધમાં ખલી ચોપડવું. પગે **ગાંઠ થાય છે** તે ઉપર—અર્ધીગાંઠ કાપી તેમાંનું પરૂ કાઢવું. પછી જવખાર અને સાજીખાર સમભાગ લેઈ, આંમલીની ખેળમાં લેપ કરવો. અને સીંધવ, લસણ સુંઠ વાવડિંગ એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા; અને અજમો, ૧ માસો, એમ ચુર્ણ કરી જુના ગોળ સાથે પાવું.

**૧૦ અંડશોફ**—(અંડ સુજવા):—સુંઠ, ઉભી ભોરીંગણી, એરંડાના મુળોની છાલ, સરગવાની છાલ રીંગણી. મરી, ઉમંરાની છાલ, વજ, એ સર્વે સમભાગ ઔષધો લેઈ, ૧ા તોલો ચુર્ણ ઘીમાં આપવું અને અંકોલના પાંત્રાં ઉકાળી અંડ ઊપર તે રેડી રેડી શેક કરવો. તેમજ, ચુર્ણ ઘીમાં ખલી તે ઉપર પણ થોડુ ચોળવુ.

**૧૧ મૂત્રરોગ**—મુત્ર ઉપરાઉપરી થતું હોય તો—દ્રાક્ષ, અને કાકડીનાં બિયાં એનું બારીક ચુર્ણ કરી, મધમાં ઇંદ્રિય ઉપર લેપ કરવો. **મૂત્રશૂળ**—ભોંય ઉપર પગ ઠોકવા, કુક્ષી ઉપર મોં લાવવું. એ લક્ષણો હોય તો—પીપર અને ગજપીપર મેળવા ૧ તોલો ચુર્ણ કરી ગોળમાં આપવું. **મૂત્રસાથે વીર્ય જતું હોય તો**—નાગવેલીનું કંદ કેળનું કંદ, ભોંય કોળું અને છીંકણી ૧ા માસો, મેળવી ચુર્ણ દુધમાં આપવું.

**૧૨ વ્રણાદિરોગ—હાડી**(હાડ ઉપર ગોળા જેવો સોજો થાય છે તે) ઉપર—**પ્રથમ** ફસ ખોલી લોહી કાઢવું. પછી કડવા લીંમડાની સળીયો એકત્ર બાંધી દેવતા ઉપર ગરમ કરી તેવડે સેકવું. અને લીંમડાનો પાલો, નવસાર, સીંધવ, એ સમભાગ લેઇ, લીંમડાના રસમાં ખલી લેપ દેવો. ઉપર કપડું બાંધી રાખવું. **માસ સડી** અને પીળું પાણી નીકળતું હોય તો તે ઉપર—લોહચુર અને હરડાં તેલમાં ખલી લેપ દેવો. અને તે ઉપર એરંડાનાં પાત્રાં બાંધી ઇંટથી શેક કરવો. તેમજ લસણ, નગોડ, સીંધવ, દરેક સાડાચાર માસા, અને અજમો, ૧ માસો, એ ઔષધોનું ચુર્ણ ગોળ સાથે દિવસ ૭ ખવરાવવું. **ખાંડુક, જખમ,** અને **વાળા ઉપર**—બકરીની લેંડીઓ, સીંધવ અને મીઠું એ સમભાગ ચુર્ણ કરી, પાણીમાં કિંવા મધમાં લેપ કરવો. શરીર ઉપર **ગાંઠો** થઈ તે વહેવા લાગતી હોય તો—ધુંવાસ અને વજ એ સમભાગ લેઈ મધમાં ખલી લેપ કરવો. અને સીંધવ, વાવડિંગ, હરડાં, લસણ, એ ઔષધો ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો, એ રીતે ચુર્ણ કરી ઘીમાં ખવરાવવું, **ખસ ઉપર**—કણક અને મીઠું પાણીમાં પલારી તેનો રોટલો કરી તે બાળવો. અને તેલમાં ખલી ચોપડવો. **દુંટી સુજે છે તે ઉપર—પ્રથમ** હાથપગની નસો દબાવવી એમ કહેલું છે. એનો શું ઉપયોગ થશે તે જણાતું નથી. પરંતુ પાછળનો ઉપચાર સારો જણાય છે.—સુંઠ, મરી, પીંપર, સરસવ અને હળદર, એ ઔષધો સમભાગ લેઇ, આંમલીના ચીચોડાની ખેળમાં લેપ દેવો. અને ઉપર કપડું બાંધવું. તથા સુંઠ ૪ા માસા, એલચી ૦ાા માસો, લવંગ ૧ા માસો, કોથમી ૨ા માસા, હરડાં ૨ા માસા, બહેડાં ૨ા માસા, અને આંમળાં ૨ા માસા, એનું એકત્ર ચુર્ણ કરી ઘીમાં આપવું. દિવસ ૩. **આંમની બાધા**—(?) થાય તો શેવાળ અને ઘી એક એક તોલો મેળવી પાવું. **અગ્નિ બાધા** થઇ હોય તો—તેલનો જૂનો ઘડો ફોડીને તેના કકડા કરી તેનું પાતાળયંત્રવડે તેલ કાઢી ચોપડવું.

**વિષબાધા** થઇ હોય તો તે ઉપર—શુધ્ધ હિંગળોક, સોમલખાર અને ધોળો કાથો, એ ઔષધો સમભાગ લેઈ આદુના રસમાં ગોળી કરી ત્રણ દિવસ ખવરાવવી એવું કહેલું છે. પરંતુ એ માંહેના પહેલા બે ઔષધો શુધ્ધ કરી લેવાં જોઇએ, તોજ કદાપી આદાનો ગુણ આવે એમ જણાય છે. આ ઔષધનો ઘણો વિચાર કરી, અને કોઇને અનુભવ હોય તો માત્ર ઉપયોગ કરવો એવું અમારૂં, મત છે.

**૧૪. ઘોડો તોફાની** (ઉન્મત્ત) થયો હોય તો—બન્ને કાનમાં [ શુધ્ધ કરેલો ? ] પારો નાંખવો. મોંમાં રૂ ઘાલવું, અને પગના બદ્ધ પર, પીશાબ (?) ઉપર અને ઢગરાનાં માંસ ઉપર ગોળ ડામ દેવાં. શેક કરવો. ઘેર બાંધી રાંખવો. [૨] આર્તવનું [સ્ત્રી અસ્પર્શકાળના રક્તનું

ચીથરું અને જુનો ગોળ અર્ધો અર્ધો તોલો એ કત્ર ખાંડી ૩ દિવસ આપવું. ગરમ પાણી પાવું.

**૧૫. ખરીનો કચરો જવા માટે**—મીણ, ગુગળ, ભુઇ લીમડો, કાળીજીરૂં, લાખ, સીંદુર, મરી અને ગોળ એ સમભાગ લેઈ, ઘી અને તેલ એમાં ખલી, ચારે ખરીઓ ઉપર લેપ કરવો. અને લોખંડ ગરમ કરી કિંચિત શેકવું.

## કર્ણમૂળ.

**સન્નિપાત જ્વરમાં** કાનના મુળને જે સોજો આવે છે તેને ' કર્ણમુળ એમ કહે છે. આ સોજો આવ્યાથી રોગી ઘણું કરીને બચવો બહુ કઠણ છે. આવો સોજો, તાવ આવવા પહેલા કે પછી અને નહી તો કદાચ તાવ હોય છે તે વખતે પણ આવે છે. આવો સોજો, તાવની આગળ આવે તો અસાધ્ય, તાવની વખતે આવે તો કષ્ટસાધ્ય અને પાછળથી આવે તો સાધ્ય ગણવો, એવું માધવનિદાનકારનું મત છે. તેના **ઉપર ઉપચાર**—(૧) વછનાગ, લિંબુના રસમાં ઘસી વારંવાર લેપ કરવો. (૨) ધંતુરાનું બીજ, રાઈ અને ગોળ આ બધ્ધુ એકત્ર કરી તે લગાડવું. (૩) ઇંગોરિયો, હળદર, સિંધાલુણ, દેવદાર, આંકડાનું દુધ એ ખલીને તેનો લેપ, ઉપરાઉપરી કરવો. (૪) સરઘવાની છાલ અને રાઇ પાણીમાં વાટીને તેનો લેપ લગાડવો. [૫] પુષ્કરમુળ દાલચિની, ચિત્રક, ગોળ, કાયફળ, ઉપલેટ, હિરાકસી એ બધી દવા આંકડાના દુધમાં વાટી તેનો લેપ લગાડવો, (૬) દાંતીમુળ, ચિત્રકમુળ, શુવેરિયાનું દુધ, આકડાનું દુધ, ગોળ, ભીલામાના બીજમાંનું મગજ અને હિરાકસી આ બધ્ધુ ખલીને લેપ કરવો. [૭] ચુનો અને ગોળનો ઉપરા ઉપરી લેપ કરતાં રહેવું.



## એક વસ્તુ ન મળે તો તેને બદલે બીજી કઇ વસ્તુ લેવી તેની નોંધ નીચે પ્રમાણે છે.

**અજમોદ,** અજમો.
**અતિવિષ,** નાગરમોથ.
**અષ્ટમૂત્ર,** ગોમૂત્ર.
**અમ્લવેતસ,** કચુકા, આંબલી, આલુબુખાર,
**ઉત્પલ,** કમળ.
**ઋદ્ધિ,** વૃદ્ધિ, કુકરકંક.
**કંકોળ,** એલચી, જાવંત્રી.
**કંદ,** સુરણ.
**કસ્તુરી,** જાવંત્રી,
**કાકોલી,** આસોદ.
**ક્ષીરકાકોલી,** શતાવરી.
**કાંતલોહ,** તીખુલોહું, પોલાદ.
**કપૂર,** ચંદન, રકતચંદન, (રતાંદળી)
**ખેરછાલ,** કડવા લીંબડાની છાલ.
**ગજપીપર,** પીપરમૂળ.
**ગહુ,** નાચણી.
**ચંદન,** વાળો, કપૂર.
**ચવક,** ગજપીપર.
**ચિત્રક,** દાંતી, નેપાળો.
**જાવંત્રી,** લવંગ.
**જીરૂં,** ધાણા.
**જીવક અને ઋષભક,** બોયકોહળુ.
**તગર,** કોષ્ટ.
**ચોખા,** સાઠીચોખા.
**ધાવડીનાં ફુલ,** મહુડાનાં ફુલ.
**નખલા,** લવંગ.
**નિલોત્પલ,** કમોદ પુષ્પ.
**પીપર,** મરી.
**પુષ્કરમુળ,** કોષ્ટ.
**બાવચો,** કુંવાડીયાનાં બી.
**ભિલામો,** ચીત્રો.
**ભારંગમુળ,** રીંગણીનાં મૂળ.
**મધ,** જુનો ગોળ.
**મેદા,** મહામેદા, જેઠી અને આસોદ.
**મોતી.** મોતીની છીપ.
**મોરવેલ,** તજ.
**રકતચંદન,** વાળો, (વીરણના).
**રસાંજન,** દારૂહળદર.
**આંકડાનું દુધ,** આંકડાના પાંત્રાંનો રસ.
**તુવેર,** કુલિત્થ.
**જુનું ઘી,** ચોખ્ખું ઘી.
**દહીં,** છાશ.
દારૂહળદર, હળદર.
**બકરીનું દુધ,** અને ઘેટીનું દુધ, ગાયનું દુધ.
**દ્રાક્ષ,** ખજૂર, શીવણીનાં ફળ.
**મરી,** લવંગ.
**સોનું,** સુવર્ણમાક્ષિક ભસ્મ, લોહભસ્મ.
**હિરો,** વૈક્રાંતમણી.
**હરિતકી,** આંવળકંડી (આંમળાં)
**રૂપું,** રૌપ્યમાક્ષિક, લોહભસ્મ.
**લક્ષ્મણા,** મયુરશિખા.
**વર્ષા,** સાંવ.
**વાળો,** નાગરમોથ.
**વજ,** મોરવેલ, કોળીંજન.
**ક્ષારના,** અભાવે અઘેડાનો ક્ષાર.

જે **પદાર્થો** મળતા નથી તેના ગુણદોષ જોઈ તેવાજ **સમાન ગુણનો** જે **પદાર્થ** હોય **તે પદાર્થ** તે ઠેકાણે **યોજવો.**

## અઘરા શબ્દનો કોષ.

અધોગત–નિચેથી ગયેલો.
અધોવાયુ–ગુદાના દ્વારથી જનારો પવન.
અનલ–અગ્નિ.
અનિલ–પવન, વાયુ.
અપાપ–જેથી કંઈ પણ પોતાની ખરાબી થાય એવો.
અભિઘાત–કોઈ પ્રકારથી શરીર ઉપર ઘા થવો.
અમ્લ–ખાટું.
અરિષ્ટ–દવાનો એક પ્રકાર, સુવાવડીનો ઓરડો, અરિઠાનું ઝાડ, લીંબડાનું ઝાડ.
અવલેહ–ચાટીને ખાવા જેવો પદાર્થ.
અવષ્ટંભ–જાડુ.
અવ્યકત–સમજાય નહીં તેવું.
અવ્રણ–જખમ.
અંશ–હિસ્સો.
અસ્મરી–પથરીનો રોગ.
અશ્રાંત–હમેશા.
અષ્ટધા–આઠ પ્રકારના.
અષ્ઠીલા–દુંટી ઉપર થયેલો લોહી તથા માંસનો ગોળો.

અસૃકસ્રાવ–લોહી ઝરવું.
અસ્નિગ્ધ–સુકું, કઠણ.
આધિ–મનનું દુઃખ.
આધ્માન–પેટ ફુલવું.
આમ–કાચાપણું.
આમગંધી–કાચા માંસ જેવો જેનો વાસ આવે છે તે.
આમાશય–ખાધેલું પચવાની જગા
આમ્લપિત્ત–ખાટું પિત્ત.
આયુષ્યદ–આવરદા આપનારા.
આરક્ત–રાતો.
આર્તવ–સ્રિયોને અડકાવ આવી લોહી પડે છે તે.
આર્દ્ર–ભીંજાયલા.
આવૃત–ઘેરાયલો.
આશય–મત, જગા, સ્થાન, હેતુ.
આલ્હાદ–આનંદ
ઇંદ્રિય–અવયવો.
ઉગ્રગંધ–સહન ન થાય તેવો.
ઉચ્ચ–ઉંચું.
ઉદ્દેશ–હેતુ, મતલબ.
ઉન્મત્ત–વાત પિત્તથી ભ્રમ થવો તે.
ઉદકમેહ–પરમાનો એક ભેદ છે.
ઉન્માદ–ગાંડાપણું આવે છે એવો રોગ.
ઉરોગ્રહ–છાતી અંદરની આંતરડી સુજવાનો આજાર.
ઉરોધાત–છાતી ઉપર મારવું.
ઊષ્ણવીર્ય–ગરમ, ઉનો પદાર્થ, તીખી જણસ.
ઋતુ–સ્રીયોનો અટકાવ.
ઋતુમતી–અડકાયલી સ્રી.
કટુ–(વનસ્પતિનું નામછે) કડવું.
કંડુ–ખુજલી, ખંજવાળ.
કફ–બલગામ.
કફઘ્ન–કફનાશક.
કફલ–કફકારક.
કર્ષ–

કલ્ક–ચટણીના જેવો વાટેલો પદાર્થ પેટમાંનો મેલ.
કાસ–ખાંસી-ઉધરસ.
કાસઘ્ન–ખાંસીનો નાશ કરનારો.
કુકકુટપુટ–એક વ્હેંત ખાડો કરી ૧૦ અડાયાનો અગ્નિ આપવો તે.
કુબ્જત્વ–કુબડાપણું, એક જાતનો વાયુ
કૃચ્છ્ર–શરીરને જે દુઃખ થવું, કષ્ટ
કોપન–દરદ વધારનારા.
કોષ્ટ–આમ, મુત્ર, અગ્નિ, લોહી અને અન્ન એમના પ્રત્યેક સ્થાન.
કોષ્ટુશીર્ષ–વાયુરોગ.
કલમ–ગ્લાની, પાક.
ક્લિન્ન–ભીંજાયલો.
ક્લિષ્ટ–કઠણ, ગુંચવાડ.
કલીબ–નપુંશક.
કલેદ–પસીનો.
ખંજ–લંગડો
ગંડુષ–કોગળા.
ગદ–આજાર.
ગર્ભ–પેટમાં જે બાલક રહેછે તે.
ગર્ભપાત—કસુવાવડ.
ગર્ભિણી—દાડાવાળી સ્રી.
ગર્ભસ્થ–ગર્ભમાં રહેનારા.
ગર્ભાશય–ગર્ભસ્થાન.
ગલગંડ–ગળા ઉપર ગુમડું થાય છે તે.
ગલગ્રહ–ગળાનું બંધ થવું
ગલીતકુષ્ટ–અસાધ્ય કોડનું દરદ.
ગુરૂ–વજનદાર; ભારે.
ગુરૂત્વ–વજનદાર પણું.
ગુલ્ફ–પગનીઘુંટી.
ગૃધ્રસી–કંબરમાંભરેલી ઉસણ, એક જાતનો વાયુરોગ.
ગ્રાહક–ખેંચવાને શકિત, વાળો.
ઘન–કઠણ, મજબુત.

ઘનત્વ–જાડાપણું.
ચય–જમાવ.
ચક્ષુષ્ય–આંખને ગુણવાળો.
ચાતુર્જાત–(તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર.)
ચાતુર્થક,–ચોથીઓ તાવ.
ચિકિત્સક–વૈદ્ય, હકીમ, તબીબ.
ચાતુર્જાત–તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર.
છર્દી, છર્દીકા } ઉલટી.
છિક્કા–છિંક.
છિન્ન–કાપેલું.
છેદક, છેદની } છિદ્ર કરરારો
છેદનીય–છેદન કરવાને યોગ્ય.
જઘન–સ્ત્રીની કંબરનો આગલે ભાગ, જાંગ,
જડ–વજનદાર.
જત્રુ–ગરદનનું હાડકું.
જાડય–ભારેપણું, મંદપણું.
જારણ–ઔષધોથી વનસ્પતિ અને ધાતુઓની ભસ્મ કરવી
જાલગર્દભ–શરીર ઉપરઘણી ફોલ્લીઓ થાય છે તે.
જૃંભ–બગાસું.
જૃંભણ–બગાસાં.
જ્વરઘ્ન–તાવનાશક.
તલ–સુળ.
તંદ્રા–નિદ્રાથી આળસ આવી ગુંગી આવે છે તે.
તામ્ર–તાંબુ.
ત્રીફળા–હરડા, બેહેડા, આંમળા.
ત્રીજાત–તજ, તમાલપત્ર, એલચી
ત્રીસુગંધ–તજ, તમાલપત્ર, એલચી.
બલાત્રય–બળદાણા, લેંચી, પેટારી (કાંસકી)
તાલક–હરતાલ.

તિકત--તીખો.
તુત્થ--મોરથુથુ.
તુવર--તૂરૂં.
તુષ--અનાજનાં છોતરાં.
તુષાર--પાણીનાં ઝીણાં ટપકાં.
તૃષા } તરસ.
તૃષ્ણા }
તેજ--કાંતિ, શોભા.
ત્યાજ્ય--છોડવાને જે લાયક છે તે.
ત્રિ--ત્રણ.
ત્રિક--પીઠની કરોડ નીચેનાં ત્રણ હાડકાં.
ત્વગ્દોષ } ચામડીના રોગ.
ત્વગ્રોગ }
ત્વરિત--જલદ.
દશમૂળ--બીલી, અરણી, ઉભી અને બેઠી ભોરિંગણી, સાલવણ, પીઠવણ, ગોખરૂ, શીવણ, પડવણ, પુષ્કરમૂળ.
દધિમંડ--દહીંની ઉપરનું પાણી.
દંશ--કરડવું.
દારૂણ--માથાનો ભયંકર રોગ.
દાર્ઢ્ય--કઠણપણું.
દાહ--બળવું.
દાહક--બળનારો.
દિવા--દીવસે.
દીપક } પેટમાંનો અગ્ની દિપન કરનારો.
દીપન }
દુર્જર--હજમ થવાને અશકય તે.
દુર્લભ--પ્રાપ્ત થવાને અશકય તે.
દુષ્ટવ્રણ--એક જાતનો નાસુર છે, તેમાંથી પરૂ વહે છે તથા તે બહુ ગંધ મારે છે.
દૂષક--પીડા કરનારો.
દોષ--વિકૃતી પામેલા જે--કફ, વાત, પિત્ત તે દરેક.
દ્રવ--ટીપુટીપુ ગળવું--ટપકવું.
દ્વંદ્વ } બે.
દ્વય }

ધનુર્વાત--તીર જેવું માણસ વાંકું થાય છે તે, પવનનો રોગ.
ધાન્યામ્લ--કાંજી.
નસ્ય--તપકીર, છીક આવવાને માટે નાકમાં સુંઘવાનું ઓસડ.
નાગ--સાપ, સીસું.
નાડી--નસ.
નાડીવ્રણ--હમેશા વેહેનારો નાસુર,
નાના--બહુ, પુષ્કળ, અનેક.
નાશક--બગાડ કરનારો.
નાશન--બગાડ કરનારા.
નાસાશોષ--નાકનું સુકાવું.
નિતંબ--કંબરની પછવાડેનો ભાગ.
નિદાન--મૂળ, કારણ.
નિંદ્ય--નિંદા કરવાને યોગ્ય.
નિદ્રા--ઉંઘ.
નિદ્રાભંગ--ઉંઘનો નાશ
નિયામક--નિયમમાં લાવનાર.
નિરામય--જેને રોગ નથી તે.
નિરૂપદ્રવ--પીડા નહીં તે.
પંચકોલ--પીપર, પીપરીમુળ, ચવક, ચીત્રક, સુંઠ.
પંચમૂળ--સાલવણ, પિઠવણ, બેઠી, અને ઉભી ભોરિંગણી, ગોખરૂ.
પંચામૃત--સુંઠ, કાળીમુસળી, ગોખરૂ, શતાવરી, ગળોનું સત્વ.
પકવ--પાકેલા, ઘરડાં.
પક્વાશય--પચન થવાની જગા.
પંગુ--લંગડો, પાંગળો.
પંગુતા--લંગડાપણું.
પચન--પાકવું.
પંચામૃત--દૂધ, દહીં, ઘી, મધ અને ખાંડ.
પથ્થ--હીતકારક.
પરિણામશૂળ--ખાધેલું પચન થઇને પેટ ખાલી થયું એટલે વેદના થવા માંડે છે એવો પેટશુળનો એક ભેદ છે.

પરિપાક--પચન થવું, હજમ થવું.
પરિભાષા--જે શાસ્ત્રીય છુટા છુટા વ્યવહાર, તેની પ્રત્યેકની કરેલી વિધિ વ્યવસ્થા વિગેરે.
પરિશિષ્ટ--વધારો.
પર્યાય--પ્રકાર.
પક્ષાઘાત--અર્ધાંગવાયુ, લખવો.
પાક--હજમ થવું.
પાચક } પચન કરનારો.
પાચન }
પાંડુ--પંડુરોગ.
પાંડુરતા--સફેદપણું.
પાત--પડવું.
પાતન--એક જાતની રસાયણ ઉપર કરવાની ક્રિયા.
પાદશોથ--પગનો સોજો.
પાદસ્ફોટ--પગની ટાંચ દુખવાનું દરદ.
પાદહર્ષ--એક જાતનો વાયુરોગ, ઝઝણી.
પાનક--પીવાનું પાણી.
પાનીય--પીવાને યોગ્ય.
પિચ્છલ--ગુંદર જેવું લીસું.
પિંડક--ઝીણીફોલ્લીઓ
પિત્તઘ્ન--પિત્તમારક.
પિત્તજ્વર--પિતથી આવેલો તાવ
પુટ--ઓસડને સૂર્યપુટ, અગ્નિપુટ ઉત્યાદિ જે કરે છે તે સંસ્કાર.
પુટપાક--ઓષધાદિકોને આસપાસ પાંત્રા લપેટીને અગ્નિમાં નાંખીને પાકું કરે છે તે
પુષ્પ--સ્ત્રીનું રજ, ફુલ.
પુતિગંધ--ખરાબ ગોબરેલો.

પુય–પરૂ.
પૃથકકરણ–જુદું કરવું.
પૃષ્ઠ–પીઠ,
પેશી–શરીરમાંની માંસ વિગેરે ની કોથળીઓ
પ્રકૃતિ–પદાર્થ માત્રનો મુળ સ્વભાવ.
પ્રકોપ–કફ, વાત, પિત્ત એનો બીધાડ થાય છે તે.
પ્રકોપન–બગાડવું. [ઉષ્ણ
પ્રખર–ઘણું તીખું; અતિશય-
પ્રગલ્ભ–પૌઢ; ઘરડો ઉતાર વય મા આવેલો.
પ્રજા–સંતતિ; પ્રતીકાર ઉપાય.
પ્રતિકૂલ–વિપરીત; ઉલટી, વિરૂધ્ધ.
પ્રતિક્રિયા–નિવારણનું સાધન.
પ્રતિનીધીઃ—એક પ્રદાર્થને બદલે જેબીજો પદાર્થ તે.
પ્રતિબંધ–અટકાવ.
પ્રતિસ્યાય.–પીનસરોગ.
પ્રદર–સ્ત્રીનો ગુહ્યરોગ.
પ્રત્યય–ભરોસો; વિશ્વાસ.
પ્રદીપન–હજમ કરનારો, પચન કર્તા.
પ્રમાદ–ગાફલ, બેસાવધપણું.
પ્રમુખ--શ્રેષ્ઠ;
પ્રમેહ–પરમીઓ.
પ્રયોગ--ઔષધ, મંત્ર, શસ્ત્ર ઇત્યાદિકોની યોજના.
પ્રલાપ--વ્યર્થ ભાષણ,
પ્રવાલ-.પરવાળું.
પ્રવાહ--પાણી વહેવું.
પ્રશસ્ત--સારૂ, યોગ્ય.
પ્રસવ--જણવું.
પ્રસવકાલ--જણવાની વખત,
પ્રસવવેદના--જણવાની વખતે જે દુઃખ થાય છે તે.

પ્રસૂતિવાયુ--જણવાની વખતે થનારૂં પવનનું દરદ.
પ્રહર્ષ--ઘણો આનંદ
પ્રહાર--મારવું.
પ્રાકૃતજ્વર.-થંડીથી સાધારણ તાવ આવે તે.
પ્રાશન-- પીવું.
પ્રેત—લાસ, મુડદું.
પ્રેક્ષણીય—જોવા લાયક.
પૌઢ—ઉતાર ઉમરનો, પાકેલો.
પ્લિહન / પ્લીહા —પાણથરી પ્યાહા નામનો પેટમાંનો આજાર.
પ્લીહન્ધ / પ્લીહંત્રી — પ્યાહાનો નાશ કરનાર.
પ્લીહોદર—પેટમાંનું એક જાતનું દરદ.
ફલપ્રદ—ફલ આપનારો,
ફલિત—ફલ આવેલો.
ફાંટ—કોઇપણ દવા અથવા વનસ્પતી પાણીમાં પલારી રાખી તેમાંનુ સાર તેમાં લઇ લેવાની રીત.
બધ્ધ—બાંધેલું.
બિલાસ–કફ, બલગમ.
બલ્ય—મજબુત કરનારા.
ભયપ્રદ—ભીતી ઉપજાવનારા.
ભાસ—તેજ, દેખાવ.
ભિષક—વૈદ્ય.
ભોજ્ય—અન્ન, ખાવાનુ
ભ્રમ—અપુરૂ જ્ઞાન, બેસુદપણું.
ભ્રમણ–ભટકતો ફરે એવો, ફેર, ચકરી.
ભ્રંશ–નાશ.
મંડ—ચોખાની પેજ.
મંડલ—ગોળ આકારનું સમુદાય અથવા ચાલીસ દીહડા જે ક્રીયા કરવી તેને કહે છે.
મંથ—સાતુના આટામાં સાકર-ઘી અને થંડુ પાણી નાખીને જે પદાર્થ તૈયાર કરે છે તે.

મલસ્તંભક / મલાવષ્ટંભક / બદ્ધવિટક — ઝાડો બંધ થવો.
મધુરજ્વર—જેને મધુરા કહે છે એવો રોગ.
મર્મજ્ઞ—ગૂઢ, જલદી સમજી નહીં શકાયે એવું સમજનાર.
મલ—વસા, શુક્ર, લોહી, મજ્જા-મુત્ર વિષ્ઠા કાનમાનો મેલ એવા એવા શરીરમાં બાર પ્રકારના મલ હોય છે તે.
મલજ—મલથી થયેલો.
મલઘ્ન—મલનો નાશ કરનારા.
મસ્તકરોગ—માથાનું દરદ.
માંદ્ય—સુસ્તી.
મુત્રકૃચ્છ્ર—પીસાબ આવવાને ઠેકાણે વાતાદીકથી પીડા હોય છે એવો રોગ.
મુત્રલ--જેનાથી વારેઘડીએ પીસાબ થાય છે.
મુત્રાશય—પટમાંનું મુત્રનું ઠેકાણું; ડુંટીનો નીચલો, ભાગ. (પેડુ)
મૃદુ–કોમલ, નરમ.
મેદ—શરીર સબંધી લોહી વગેરે ધાતુમાંની એક; અથવા માંસની જાડાઇ.
મોહ—ઘેરી, ચકકર. મુર્છા, ભ્રમ.
યુપ—છાર, છારી.
રકતજ—લોહીથી જે થાય છે તે.
રકતપ્રમેહ—લીંગને રસ્તે લોહી વહે એવો એક પ્રમેહ રોગમાંભેદ છે.
રજ—સ્ત્રીનો અટકાવ.
રમ્ય—સોભાયમાન, સુંદર

રસાયન—શરીરની ક્રીયા સારી પેઠે ચલાવવાની જેમાં તાકદ છે એવી દવા.
રૂચિકર–રૂચ્ય--રૂચિદાયક, ખાવાથી સ્વાદ લાગે તેવી ચીજ.
રૂક્ષ—કઠણ, સુકાપણું.
રેચક—જુલાબ લાવનાર.
રેચન-ઝાડો કરનારા.
રોચક-રૂચી આવે એવો.
લઘુ–હલકા.
લક્ષણ–નિશાણી.
લીન–નાશ પામેલા; સ
લેખન–જે ઓશડ સાદી અને વાતાદિક દોષને તળુ કરે તે.
લેખનબસ્તી–શરીરના જડત્વને કમ કરવાને, પીચકારીમાંથી મારવાની ક્રિયા.
લેખનીય–, લેખ્ય – લેખન કરવાને યોગ્ય.
લેહ--ચાટણ.
વંક્ર--વાંકુ.
વમન–ઉલટી.
વમી–વાંતીરોગ, ઉલટીનું દરદ.
વયસ્થ--ઉમરમાં આવેલા; તરૂણ.
વર્જનીય, વર્જ્ય -છોડવાને જે યોગ્ય તે.
વર્તિ–શરીરને લગાડવાનો ઉબટણો, દીવેટ.
વર્ધક–મોટો કરનાર; વધારનાર.
વસા–ચરબી.
વસામેહ–૨૦ પ્રકારના પ્રમેહમાનો એક.
વાતઘ્ન–વાતનાશક.
વિકૃત–જેને વિકાર થાય તે; દરદી.
વિકૃત–વિકાર, મંદવાડ.
વિધ્વંસ–નાશ.
વિપરીત--ઉલટુ.
(વ્યોપ–ત્રીકટુ–ત્રુષણ)--સુંઠ, મમરી, પીંપર.

વિપર્યાય--ઉલટાપણું.
વિપાક-પરિણામ; પાકાપણું.
વિપુલ--ઘણું.
વિમલ–સ્વચ્છ.
વિપઘ્ન–વિપનાશક.
વિપમજ્વર--આવવા જવાનો વખત જેનો બરાબર નથી એવો તાવ.
વિસર્પ-ઇસબ; ચામડીનું એક જાતનું દરદ.
વીર્ય–ધાતુ; તેજ.
વૃંદ–જમાવ.
વૃષ્ય–પૌષ્ટિક; પુષ્ટ.
વેગ–ગતિ.
વેષ્ટન--લપટેવું.
વ્યક્ત--સ્પષ્ટ.
વ્યંગ--કમતાઈ; મુખ ઉપરની કાળાશ.
વ્યથા–દુ:ખ; પીડા.
વ્યાધી--રોગ; રક્તપિતી.
વ્રણ--જખમ.
શમન--શાંત કરવું.
શલ્ય–કાંટો;બાણ.
શિરોરોગ--માથાનું દરદ.
શીત, શીતલ – થંડુ; ટાહાડું.
શીતવીર્ય--જેમાં થંડો ગુણ વિશેપ છે તે.
શુષ્ક--સુકાયલું.
શૂલઘ્ન--શુલ રોગોનો નાશ કર્તા.
શોથ–સોજો.
શોથઘ્ન--સોજાનો નાશ કરનારા.
શોધક, શોધન – --કોઈ પણવસ્તુનો જે સોધન કરેછે એવા ઐષધાદિક.
શોફ--સોજો.
સોષ--તરસ.
શોપણ--શોષી લેવું; આકર્ષણ કરી લેવું.
શ્લેષ્મા--કફ; બલગમ.

શ્લેષ્મઘ્ન--કફનો નાશ કરનારા.
શ્લેષ્મજ--કફથી જે ઉત્પન્ન થયું તે.
શ્લેષ્મલ—બલગમવાળા.
શ્વાસ—દમ; ઉશ્વાસ.
શ્વેત—સફેદ.
ષંઢ—નપુંશક, હીજડો.
સંધી—સાંધા.
સન્નિપાત—કફ-વાત પિત્તનો બગાડ થવાથી જે વિકાર થાય છે તે.
સંશોધન—સ્વચ્છ કરવું.
સાધ્ય—સારૂ થવાજોગ.
સારક—ઝાડો કરનાર.
સુખસાધ્ય—સહેલાઇથી સારૂં થવા જેવું.
સ્તન—થાન.
સ્થુલ—પુષ્ટ, જાડો.
સ્નિગ્ધ—ચિકટ; ચિકણુ; તેલનો.
સ્નિગ્ધતા—તેલકટપણું ચિકટાઈ.
સ્નેહ—ઘૃત; તેલનો પદાર્થ.
સ્નેહન—તેલકટપણું.
સ્વર—શબ્દ, અવાજ.
સ્વરભેદ—અવાજનો બગાડો.
સ્વેદઘ્ન—પરીનાનો નાશ કરનારો.
હિક્કા—ઉચકી.
હૃદય—કાળજું.
હૃદ્ય—હૃદયને ઉપયોગી.
ક્ષતઘ્ન—જખમ મટાડનારા.
ક્ષતજ—જખમથકી થયેલો.
ક્ષાર—મિઠુ, નિમક.
ક્ષુદ્ર—છોટુ, નાહાના, અલ્પ.
ક્ષોભ—બગાડ, કોપ.

## કોષ–સમાપ્ત

# અગાઉથી ગ્રાહક થનારાઓના મુબારક નામ.

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ | રા૦ રા૦ શા૦ પરમાનંદદાસ સુરજલાલ માગલતદાર. |
| ૧ | રા૦ રા૦ ચંદ્રશંકર ભીમાનંદ. |
| ૧ | ચોકસી શા૦ ઘેલાભાઈ ભગવાનદાસ. |
| ૧ | રા૦ નેત્રવૈદ્ય મણીશંકર રમાશંકર. |
| ૧ | ચોકસી શા૦ મગનલાલ મોતીલાલ. |
| ૧ | શા૦ ઇશ્વરદાસ લલ્લુભાઇ. |
| ૧ | વૈદ્યરાજ હરીભાઈ ડાહ્યાભાઇ. |
| ૧ | જાની ઉમીયાશંકર મણીશંકર. |
| ૧ | શુક્લ ઓચ્છવલાલ પાર્વતીશંકર. |
| ૧ | રા૦ રા૦ મેહેતા અમૃતલાલ ભુખણદાસ. |
| ૧ | જૈનજતી નેમકુશળજી કુશળ પ્રગટ કર્તા. |
| ૧ | ડૉક્ટર કેશવરામ વિષ્ણુરામ ભટ. |
| ૧ | કે. જે. મેહેતા. |
| ૧ | જોસી નર્મદાશંકર સોમેશ્વર. |
| ૧ | જૈનજતી પુજવૈદ્ય કલ્યાણજી અમીચંદ. |
| ૧ | શા૦ નગીનદાસ હરજીવનદાસ નાણાવટી. |
| ૧ | રા૦ રા૦ દત્તાત્રેય કેશવ નાસીકકર. |
| ૧ | રા૦ રા૦ રાવજી અમૃત મંજુરે. |
| ૧ | રા૦ રા૦ લક્ષમણજી જાદવજી. |
| ૧ | અત્તરવાળા ઇબ્રાહીમ હસનઅલ્લી. |
| ૧ | હકીમ આદમજી અસ્માલજી. |
| ૧ | શા૦ માણેકલાલ મંગળદાસ. |

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ—સુરત.